Reg. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૧૫, અંક ૧. [ માસિક ] માઘ, સંવત્ ૧૯૭૨.

તન્ત્રી અને પ્રકાશક,—ઑન. રા.બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ. બી.એ. એલ્.એલ્.બી.
ઍલિસ્બ્રિજ રોડ—અમદાવાદ.



અમદાવાદ—ટંકશાળ-કાળુપુર ધી યુનીયન પ્રિન્ટિંગ પ્રેસ કં. લી. માં મોતીલાલ
શામળદાસે છાપ્યું.

## લવાજમ.

લવાજમ સર્વે માટે વર્ષ એકના રૂ. ૨–૮–૦ (પોસ્ટેજ સાથે.)

મળવાનું ઠેકાણું:—વસન્ત ઑફીસ.—અમદાવાદ.

---

## નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત–ઑફિસ"–ની સહીના લેખો માટે "વસન્ત–ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખના કર્તા જવાબદાર છે.

૪ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા માટેની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૫ કોઇ પણ લેખકનું અસલ લખાણ–એ લેખ "વસન્ત" માં દાખલ કરવાનો ઠરાવ કર્યો હોય કે ન હોય–પણ પાછું લેખકને તે મોકલવાને અમો બંધાતા નથી.

૬ એક જ લેખ એ ત્રણ જગ્યાએ મોકલેલો વસન્તમાં પ્રસિદ્ધ થવા મોકલતાં તે સાથે તે બીજે મોકલ્યો હોય તો જણાવવું કારણ કે તેવા લેખો પ્રસિદ્ધ કરવા કે નહિં તે તન્ત્રીની મુનસફી ઉપર છે.

વ્યવસ્થાપક.

---



સરદાર સર ચીનુભાઈ માધવલાલ રણછોડલાલ, બૅરોનેટ

Reg. No. B. 463

# वसन्त:

[illegible]

## ગ્રાહકોને

૧ આ અંક પ્રસિદ્ધ કરતા થએલા વિલંબ માટે ક્ષમા આપવા વિનતિ છે વિલંબ થવાનું મુખ્ય કારણ છાપવાના કાગળ મેળવવાની મુશ્કેલી, તે ઉપરાંત, અત્યારે સ્વદેશહિતના કાર્યમા ખાસ મહત્ત્વ ધરાવતા કેટલાક વિષયો ઉપર લેખ તૈયાર કરાવવાની ગોઠવણ કરવાની હતી [illegible] સર્વ ગોઠવણ થઈ ગઈ છે.

૨ ફાલ્ગુનનો અંક — વૈશાખ સુ ૧ પહેલા
ચૈત્રનો અંક — ,, ૧૦ પહેલા
વૈશાખનો મ્હોટો અંક — જેઠ સુ ૧ પહેલા
જ્યેષ્ઠનો અંક — ,, ૧૫ પહેલા
પ્રસિદ્ધ થશે

વ્યવસ્થાપક

गाहे तव जयगाथा ।
जनगणमंगलदायक जय हे भारतभाग्यविधाता ।
जय हे, जय हे, जय हे, जय, जय, जय, जय हे ॥ १ ॥

---

* ભાષાન્તર કર્તાની ઇચ્છા આ કાવ્ય દેવનાગરી લિપિમાં છાપવાની હોવાથી તેમ કરવામાં આવ્યું છે. શ્રીયુત રવીન્દ્રનાથ જેવા સમસ્ત હિંદના મહા કવિના કાવ્ય માટે આ યોગ્ય ગણાશે.

अहरह तव आह्वान प्रचारित, शुनि तव उदार वाणी ।
हिन्दु बौद्ध शीख जैन पारसीक मुसल्मान ख्रिस्तानी ।
पूरव पश्चिम आसे, तव सिंहासन पासे ।
प्रेमहार हय गाँथा ।
जनगण–ऐक्यविधायक जय हे भारतभाग्यविधाता । जय हे इ० ॥२॥

पतन–अभ्युदयबंधुरपंथा, युगयुग धावित यात्री ।
तुमि चिरसारथि, तव रथचक्रे मुखरित पथ दिनरात्रि ।
दारुण विप्लव माझे तव शंखध्वनि बाजे ।
संकटदुःखत्राता ।
जनगणपथपरिचायक जय हे भारतभाग्यविधाता। जय हे इ०॥३॥

घोरतिमिरघन निविडनिशीथे, पीडित मूर्छित देशे ।
जाग्रत छिल तव अविचल मंगल नतनयने अनिमेषे ।
दुःस्वप्ने आतंके रक्षा करिले अंके ।
स्नेहमयी तुमि माता ।
जनगणदुःखत्रायक जय हे भारतभाग्यविधाता ।जय हे इ० ॥४॥

रात्रि प्रभातिल उदिल रविच्छवि पूर्व उदयगिरिभाले ।
गाहे विहंगम, पुण्यसमीरण नवजीवनरस ढाले ।
तव करुणारुणरागे निद्रितभारत जागे ।
तवचरणे नत माथा ।

जय जय जय हे जय राजेश्वर भारतभाग्यविधाता । जय हे इ० ॥५॥

टीकाः—गुर्जरसाहित्यना नभोमंडळमां बंगीय साहित्यना रवीन्द्रनी पंक्तिये ऊभो रहे एवो रवीन्द्र तो नथिज; परंतु ए रवीन्द्रनी अंशुमालिका झीली शके एवो चन्द्रे नथि. आवी हीनदशामां गुर्जर मासिको रवीन्द्रनाथनां गीतोनां इंग्रेजी भाषान्तरनां भाषान्तररूप रवीन्द्रनाथनां अपमाननी परंपराथी ऊभराई जाय एमां आश्चर्य नथि. गुर्जर मासिकोना कविताविभागने 'प्राधान्येन व्यपदेशा भवन्ति' *ए प्राचीन नियम प्रमाणे कविताविभाग नहि

* प्राधान्ये (मोटे भागे) करीने व्यपदेश एटले नाम पडे. दृष्टान्त जे गाममां ब्राह्मण बहु होय तेनुं नाम बीजी वर्ण छतां ब्राह्मणगाम.

पण कपितविभाग एवुं नाम घटे. एमां कविना कयी अने कपिता कयी आ प्रश्ननुं मन-मानतुं समाधान प्रत्येक कवितालेखक इतर जनोनी सहायना विना स्वयमेव करी लेचे. आ लखनारने तो नत्थि आवडनी कविता ने नत्थि आवडती कपिना; एटले रवीन्द्रनाथनी वाणीनोज गुर्जर प्रजाने साक्षात्कार करावावानुं एने सूझ्युं. उपला काव्यना सौन्दर्य प्रति लक्ष खेंचवानुं धाष्ट्र्य हुं नहि करुं; मात्र आटलुं जणाववानी अपेक्षा छे के ते जेटलुं सुंदर छे एटलीज मधुरता अने मनोवेधकता सहित ते गाई शकाय छे, अने गावानी शैली जाणवी होय तेमणे सत्याग्रहाश्रमनी सहायता लेवी. समयने बळे 'वन्देमातरम्' काव्ये बहु लावो लीधो; पण राष्ट्रगीत थवानी योग्यता तो आ काव्यमांज छे एमां संदेह नत्थि. रवीन्द्रनाथे गुरुपद धरी, प्रार्थना तथा स्वदेशाभिमाननो, हस्तमेलाप कर्यो छे ते खरेखर अपूर्व छे.

साधारण गुर्जरवाचकनी सरळता सारुं केटलाक शब्दना अर्थ आपवानुं अनावश्यक नहि लागेः—सिन्धु=सिन्ध. द्राविड=आर्यजातिना नहि एवा दक्षिण भारतना तमील, तेलंगी, कानडी इत्यादि भाषा बोलता लोको. उत्कल=ओडिया. गाहे=गाय छे. अहरह=प्रतिदिन. आहूवान=साद. प्रचारित=सर्वत्र प्रसरेल. शुनि=(अमे) सुणिये छिये. आसे=आवे ये. प्रेम-हार हय गॉथा=(हिन्दु—बौद्ध इत्यादि वच्चे) प्रेमरूप हारनी गांथ्य छे. पतन=अवनति. अभ्युदय=उन्नति. बंधुर=व्याप्त. धावित=दोडे छे. यात्री=प्रवासी. तुमि=तमे. मुखरित=शब्द—युक्त. विप्लव=विपत्ति माझे=मध्ये, मांहे. पथपरिचायक=मार्गदर्शक. निशीथ=मध्यरात्र. देश घोरतिमिर (अंधकार) विषये पीडित मूर्छित हतो, आंख्यो ढाळी दीधी हती अने निमेषोन्मेष (आंख्य वींचवी ऊघाडवी ते)नी क्रिया पण बन्ध थई हती त्यारेय तारुं मंगळ अविचल जाग्रत् हतुं (छिल); दुःस्वप्नमां, आतंक (व्याधि)मां स्नेहमयी मातृरूप तमे अंके (खोळामां) राखी देशनी रक्षा करी. रात्रि प्रभातिल=रजनी प्रभाता, प्रभात थयुं. उदिल=उगी. भाले=कपाळमां. गाहे विहंगम=पक्षियो गाय. समीरण=पवन. करुणा-रुणरागे=करुणारूपी अरुणरागथी (सूर्योदय पूर्वना तेजथी). चरणे नत माथा=चरणे माथुं नमावे.

सौराष्ट्रवासी।

# ચોટી‡

( *પદ નવ કરશો કોઈ શોક, રસિકડાં ! નવ કરશો કોઈ શોક—એ રાહ. )

દુનિયા આ છે ફાની, અરેરે ! દુનિયા આ છે ફાની.

નાજુક ચંચળ મધુરી બાળા, હેતપૂતળી રમતી,
ધરતું સ્મિત, ઉર કરી ર્‌હાડક, સદા ય સૌને નમતી,—
અરે રે ! દુ૦ ૧

લાડ વિષે ઉછરી, પણ જન્મી સૂક્ષ્મ જ ભોગી આપે,
વિદ્યાકણુથી જ્ઞાન બહોળું ખીલવ્યું મતિપ્રતાપે,—
અરે રે ! દુ૦ ૨

ઢુટડી કાયા, મોહન કીકી, અલ્પ બોલ મૃદુ કેવા !
પરપીડા પેખી પોતાની,—પૂર્વજન્મના હેવા !—
અરે રે ! દુ૦ ૩

" મ્હાલીને શું ? " "જીવીને શું ?" " ભાવિચિંતનન શાને?"
" મદન હસન એકાક્ષર નહિ શું ? " એ જ બોલતી તાને,—
અરે રે ! દુ૦ ૪

પાકે વ્હેલું ખરે જ પ્હેલું,—અરરર કુદરત ધારો !
હું જેવા અદકચરા કેરો કેમે ના'વે આરો,
અરે રે ! દુ૦ ૫

૭—૩—૧૯૧૫.

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર.

---

‡ પારસીઓમાં મૃત્યુ પછી ત્રીજે દિવસે ઊઠમણું થાય છે તેમ બ્રહ્મ-ક્ષત્રિઓમાં મૃત્યુ પછી ત્રીજે દિવસે પાછલે પ્રહરે ચોટી થાય છે

* આશાવરી કે ભૈરવી.

# સરદાર સર ચીનુભાઈ માધવલાલનો કૈલાસવાસ.

તા. ૨ ૭ માર્ચની મધ્ય રાત્રિએ ગુજરાતના અદ્વિતીય દાનવીર—સરદાર સર ચીનુભાઈ માધવલાલનો, એકાએક ત્રણ ચાર દિવસની માંદગી ભોગવીને, સ્વર્ગવાસ થયો ! એક વર્ષમાં ગોખલે અને શ્રીરાજશાહ જેવા બે મહાન દેશસેવકના મરણથી હિન્દુસ્થાનને પડેલી ભારે ખોટના આપણા નિઃશ્વાસ હજી શમ્યા નથી, ત્યાં આ અચાનક બનાવથી આપણા દુઃખમાં એક ભારે ઉમેરો થયો છે. દેશહિતની યોજનાઓ સફલ કરવામાં દ્રવ્ય એ જેવું તેવું સાધન નથી. બલ્કે, એ યોજનાઓને અમલમાં મૂકવા જતાં પગલે પગલે એની જરૂર પડે છે—અને તેથી એ સાધન બહોળે હાથે દીર્ઘ દૃષ્ટિથી અને સાદા હૃદયથી પૂરૂં પાડનાર આ ઉદાર પુરુષને હિન્દુસ્થાનના સાચા અને ઉમદા સેવકોની શ્રેણિમાંસ્થાન ઘટે છે.

દાન એ સર ચીનુભાઇના પિતામહ—રણછોડલાલ છોટાલાલે સ્થાપેલું કુલવ્રત હતું, અને એ કુલવ્રત પાળવું એ સર ચીનુભાઈ પોતાના જીવનનું મ્હોટામાં મ્હોટું કર્તવ્ય સમજતા. એમનાં સઘળાં દાન—પિતામહની દાનસરણિને અનુસરતાં—સુવિચારિત, વ્યવસ્થિત, અને સ્વત્વના સંપૂર્ણ ત્યાગ પૂર્વક—થતાં; અને એ દાનમાં એમને અહંતાનો ભાવ બિલકુલ ન હતો. એમને હાથે દાન એવી સ્વાભાવિક સરળતાથી નીકળતાં કે, કહેવત પ્રમાણે, એમના 'જમણે હાથે કરેલું દાન એમનો ડાબો હાથ જાણતો નહિ,' એટલું જ નહિ, પણ જે હાથ તે કરતો એ હાથ પણ એ ભાગ્યે જ જાણતો એમ કહીએ તો તેમાં દેખીતી અતિશયોક્તિ, પણ એમનો પરિચય ધરાવનાર જનને તદ્દન વાસ્તવિકતા જણાય છે.

સર ચીનુભાઈ એવી સાદી પ્રકૃતિના, થોડબોલા, અને આત્મતૃપ્ત હતા કે—એમના ગુણ એમની સાથે નિકટ પરિચયમાં આવનાર જ જાણી શકે એમ હતું. તે કારણથી, તેમ જ સાધારણ રીતે શ્રી અને સરસ્વતીનો યોગ વિરલ માનવામાં આવે છે તેથી, એમને વિષે આ વાત બહુ થોડા જ જાણતા હશે કે સર ચીનુભાઈ સારી કેળવણી પામેલા હતા, તથા દેશહિતની પ્રાચીન અને નવીન સર્વ પ્રવૃત્તિઓ ઉપર એ સમજણભર્યું લક્ષ રાખતા. એ પ્રવૃત્તિઓમાંની જે જે એમને ખાસ પસંદ પડતી તેને વિશેષરૂપે, અને બીજીને સામાન્ય રૂપે આશ્રય આપવા એ ચૂકતા નહિ. પિતામહે પ્રવર્તાવેલી દાનગંગા એમણે અનેક સ્રોતમાં વિસ્તારી તથા વિપુલ કરી છે—તથાપિ, કેળવણી એ સર્વ દેશહિતનું બીજ છે એમ સમજી એ તરફ એમણે ખાસ ધ્યાન આપ્યું છે. ઊંચી કેળવણી અને તદંગભૂત સાયન્સનું શિક્ષણ, વ્હેપારનું શિક્ષણ, મિલકામનું શિક્ષણ, આર્તપરિચર્યાનું શિક્ષણ, સંસ્કૃત વિદ્યાનું શિક્ષણ—વગેરે અનેકવિધ વિદ્યાની શાળાઓ એમના સવિશેષ પ્રેમનું સ્થાન બની છે, અને એમના દાનથી પોષાઈ છે. પ્રભુએ આ ઉદાર પુરુષને થોડુંક અધિક આયુષ્ય આપ્યું હોત તો ગુજરાતની એક મ્હોટામા મ્હોટી ખોટ—એક પૂના જેવી ખેતીવાડીની કૉલેજ—તે પણ પૂરી

પડત. પણ પ્રભુ-ઇચ્છા! એમને હાથે જેટલાં દાન થયાં છે તેટલાં પણ થોડાં નથી, અને તે એમનું નામ ગૂજરાતમાં હમેશાં અમર રાખવા બસ છે. આ ધ્યાનમાં લેવા જેવું છે કે એમાંના એકે સાથે એમણે પોતાનું નામ જોડયું નથીઃ સર્વ પિતા અને પિતામહનાં નામને જ સમર્પ્યાં છે—તથાપિ જે ઉદાર દિલમાંથી એ પ્રસર્યાં છે એને ગૂજરાત કદી વીસરશે નહિ.

પુષ્કળ લક્ષ્મીની વચ્ચે સર ચીનુભાઇએ, માન મોહ અને સંગ રહિત—પૂર્ણ વૈરાગ્ય અને સાંખ્યબુદ્ધિથી ભરેલું—જીવન ગાળ્યું છે. એમને સનાતન હિન્દુ ધર્મ ઉપર દૃઢ શ્રદ્ધા હતી, અને વેદાન્તનો એમને સારો શોખ હતો. હમેશના રિવાજ પ્રમાણે ઘડી રાત્રિ ગયે વેદાન્તનું શ્રવણ કરવા બેઠા હતા અને યોગવાસિષ્ઠનું 'નિર્વાણ પ્રકરણ' ચાલતું હતું ત્યાં એકાએક એમને કાળજાનું દર્દ થયું—એ દર્દના બે દિવસો એમણે દૃઢતાથી, અને ક્ષણભંગુર દેહમાં તથા ચંચળ લક્ષ્મીમાં મમતાના સંપૂર્ણ ત્યાગપૂર્વક, નિર્ગમ્યા—અને શિવરાત્રિની રાત્રિએ મધ્ય પ્રહરે પાસેના શિવાલયમાં થતો દુન્દુભિનાદ સાંભળતાં સાંભળતાં આ મર્ત્ય ખોળીયું ત્યજી દીધું.

પ્રભુ આ દાનવીર પુરુષને શાશ્વત સુખમાં રાખો, તથા એમના પુત્ર—બીજા બૅરોનેટ ગિરિજાપ્રસાદને એમના જેવી જ ઉજ્જ્વળ કીર્તિ અને ઉદાર વૃત્તિ, પણ એમના કરતાં અધિક આયુષ્ય આપો—એવી ગૂજરાતની પ્રભુ પાસે પ્રાર્થના છે.

त्यागो गुणो वित्तवतां वित्तं त्यागवतां गुणः ।<br>
परस्पर वियुक्तौ तौ वित्तत्यागौ विडम्बना ॥

તન્ત્રી.

---

# પ્રાસંગિક નોંધ.

હિન્દુસ્થાનના શુભ કે અશુભ—શુભ જ—ભવિષ્ય માટે લેવાએલું મ્હોટામાં મ્હોટું પગલું આ માસમાં શ્રીકાશીક્ષેત્રમાં થએલી હિન્દુ યુનિવ્હર્સિટિની સ્થાપના છે. એ યુનિવ્હર્સિટિનું પૂર્વરૂપ—બનારસ સેંટ્રલ હિન્દુ કૉલેજ—સ્થાપવાનો ઉપક્રમ થયો તે વખતે, એટલે આજથી સત્તર વર્ષ ઉપર સુદર્શનપત્રમાં મેં જે લખ્યું હતું તેનું આજ હું થોડુંક સ્મરણ કરૂં તો હું આશા રાખું છું કે વાચક એ ક્ષમા કરશે.

**હિન્દુ યુનિવ્હર્સિટિની સ્થાપના.**

બર્કના " Man is by his constitution a religious animal " એ વાક્યને સૂત્રસ્થાને મૂકી મેં નીચે પ્રમાણે વિષય રજુ કર્યો હતો

" ભોજો ભક્ત ગાઈ ગયો છે કે—

' કોટડિયે નાણાં કરી ભર બેસે, ધર્મ વિના ધન તો શોભે નહિ;
સોળે શણગાર સજે ભરની સુંદરી, પણ નાક વિના નારી શોભે નહિ. '

—ખરૂં છે. ધર્મ એ મનુષ્યનું ' નાક ' છે, એ જ એની ઉત્તમોત્તમ શોભા છે. પણ જરા વિશેષ વિચાર કરી જોતાં જણાશે કે ધર્મ માટે આ અતિ અલ્પ કહેવું છે. એથી આગળ વધીને કહી શકાય કે ધર્મ એ મનુષ્યનું રુધિર છે, પ્રાણ છે, આત્મા છે. એનું આન્તરમાં આન્તર સ્વરૂપ અને તાત્ત્વિકમાં તાત્ત્વિક રહસ્ય તે ધર્મ છે. મનુષ્યનું મનુષ્યત્વ ધર્મથી અંકાય છે એમ કહીએ તો પણ અતિશયોક્તિ નથી. ' દીવાને તેલ જેટલું આવશ્યક છે ' તેટલી જ ધર્મભાવના મનુષ્યને આવશ્યક છે એ સત્ય છે. છતાં, અર્વાચીન સમયમાં હિન્દુસ્થાનની યુનિવ્હર્સિટિઓ ધર્મહીન કેળવણી આપવાનો યત્ન કરે છે. પણ એ યત્ન મનુષ્યસ્વભાવની અને એ દ્વારા પરમાત્માની યોજનાની વિરુદ્ધ હોઈ નિષ્ફળ થયા વિના રહેશે નહિ એ નિશ્ચિત છે."—પરંતુ આ ખામી તરફ હવે સરકારનું અને આપણા સ્વદેશહિતચિન્તકોનું લક્ષ ગયું છે તે માટે સન્તોષ જાહેર કરી મેં કહ્યું હતું કે—" પણ આ ઉપરાંત વિશેષ આનન્દનું કારણ આપણને એ મળ્યું છે કે આપણા ધર્મમાં સૌથી પવિત્ર મનાતા સ્થાનમાં—કાશીમાં ' સેન્ટ્રલ હિન્દુ કૉલેજ ' એ નામથી એક મ્હોટી કૉલેજ સ્થાપવામાં આવનાર છે, જે હાલમાં અલ્લાહબાદ યુનિવ્હર્સિટિના અંગમાં પડશે. પણ જે જતે દિવસે, આખા હિન્દુસ્થાનમાં એની શાખાઓ સ્થપાઈ, એક સ્વતન્ત્ર યુનિવ્હર્સિટિ થઈ જશે એમ ધરાય છે."

આ સેન્ટ્રલ હિન્દુ કૉલેજ સ્થપાઈ. પ્રથમ એ અલ્લાહબાદ યુનિવ્હર્સિટિના અંગમાં પડી. અત્યારે હિન્દુ યુનિવ્હર્સિટિની આદ્ય પીઠિકા તરીકે એનો સ્વીકાર થયો છે. પણ દેશના બીજા ભાગોમાં એની કૉલેજો સ્થાપી એને હિન્દુ યુનિવ્હર્સિટિના અંગમાં સ્વીકારવાની સરકારે

પરવાનગી ન આપી—એવા કારણથી કે એથી હાલની યુનિવ્હર્સિટિઓને ધક્કો લાગે. આ કારણ વસ્તુત: કેટલું સન્તોષકારક છે એ પ્રશ્ન બાજુ પર મૂકીએ—અને અત્યારે જે વસ્તુસ્થિતિ પ્રાપ્ત થઇ છે તે સ્વીકારી લઇને વિચારીએ તો એટલો લાભ જણાયા વિના નહિ રહે કે કાશીક્ષેત્રમાં હિન્દુ યુનિવ્હર્સિટિનું તાત્ત્વિક રૂપ—પ્રાચીન ભારતધર્મ અને પ્રાચીન ભારત સંસ્કૃતિનું સ્મરણ—જેવું જાગતું રહેવાનો સંભવ છે તેવો અન્યત્ર નથી. અન્ય સ્થળના મૅટ્રિક્યુલેશન પાસ થએલા વિદ્યાર્થીઓને હિન્દુ યુનિવ્હર્સિટિની કૉલેજમાં લેવાની છૂટ મળી છે એટલી એના ક્ષેત્રની વિશાળતા માટે અત્યારે બસ છે.

વર્તમાન સમયમાં આપણી પ્રાચીન સ્થિતિનું સ્મરણ કરવાની કે લૌકિક ધનસેવાના યુગમાં અલૌકિક અધ્યાત્મચિન્તનને માર્ગે દેશને ચઢાવવાની જરૂર નથી—એમ અત્યારે હિન્દુ યુનિવ્હર્સિટિની સામે કેટલેક સ્થળેથી જે આક્ષેપ કરવામાં આવે છે તે જ આક્ષેપ, દશગણા જોરથી, સેન્ટ્રલ હિન્દુ કૉલેજ સ્થપાઈ તે અરસામાં કરવામાં આવતો. પરંતુ ધર્મ અને વ્યવહારનો વાસ્તવિક સંબન્ધ ધ્યાનમાં ન રહેવાથી, આવી સંસ્થાઓનો ઉદ્દેશ અપૂર્ણ રૂપે સમજાવાથી, અથવા તો મૅકૉલેના સમયથી કેળવણીની બાબતમાં જે ચીલે આપણે ચાલતા આવ્યા છીએ તે જ ચીલામાં ચાલવું સરળ પડી જવાથી—પૂર્વોક્ત આક્ષેપ થાય છે. આ આક્ષેપનો ઉત્તર હું મારા પૂર્વના જ શબ્દોમાં ફરી કરવાની છૂટ લઉં છું.

"આ કૉલેજનો ઉદ્દેશ એવો છે કે પ્રાચીન અધ્યયનપદ્ધતિને વર્તમાન કાળને અનુકૂલ સ્વરૂપમાં ઉપયોગમાં લઈ, તેને અર્વાચીન શિક્ષણ સાથે જોડી, સર્વ જ્ઞાનના આધારભૂત ધાર્મિક જ્ઞાનને વિદ્યાર્થીઓના આત્મામાં સારી રીતે સીંચવું—જેથી લૌકિક જ્ઞાન તાત્ત્વિક-ઉદ્દેશરહિત કે સ્વાર્થી કે મૂલ વિનાના વૃક્ષ જેવું શુષ્ક ન થઈ પડતાં, ધર્મજ્ઞાનરૂપી અમૃત-રસથી સીંચાઈ એક ભવ્ય કલ્પતરુ સમાન થઇ રહે."

આ જ ઉદ્દેશ હિન્દુ યુનિવ્હર્સિટિનો છે, અને તેમાં ધર્મજ્ઞાનને લૌકિક જ્ઞાનના રસરૂપ રાખી લૌકિક જ્ઞાનને વિસ્તારવા તથા પોષવા શી યોજનાઓ કરવાની છે એ આ યુનિવ્હર્સિટિનો પાયો નાંખતી વખતે થએલા ભાષણો ઉપરથી સ્પષ્ટ સમજાય છે.* છતાં અત્રે પ્રથમ આપણે—શાળાઓમાં ધર્મશિક્ષણ દાખલ કરવા જતાં જે વિવિધ ધર્મોનો પરસ્પર કલહ ઊપજવાનો ભય બતાવવામાં આવે છે તેનો તથા શાળાને બદલે ઘરમાં જ ધર્મશિક્ષણ આપવાનો જે એક પક્ષ છે તેનો વિચાર કરીએ.

"ગૃહમાં ધાર્મિક શિક્ષણ આપવું જ જોઇએ એ નિઃસંશય છે. કેમકે ગૃહનો ધર્મસાથે આ વિષયમાં એવો અનેકદેશી સંબન્ધ છે કે જેટલી અસર એ કરી શકે છે તેનો દશાંશ પણ શાળા કરી શકે એમ નથી; અને આ જોતાં, ઊછરતાં બાળકોને ગૃહમાં ધર્મશિક્ષણ વિના રહેવા દઈ શાળાની ખામી કાઢનાર માબાપોનો થોડો દોષ નથી. પરંતુ એક તરફથી ગૃહ-

* જુવો બીજો લેખ "હિન્દુ યુનિવ્હર્સિટિની સ્થાપનાનું પુણ્યાહવાચન."

કેળવણીની આવશ્યકતા સ્વીકારી તથા શાળાદ્વારા જે ધાર્મિક શિક્ષણ અપાય એમાં પૂર્વોક્ત ભય રહે છે એનું સ્મરણ રાખી, તથા કવિતા અને ધર્મ શીખવ્યાં શીખવાતાં નથી એ વાત પણ કેટલેક અંશે સત્ય છે એટલું કબૂલ કરી, અમારે એટલું ઉમેરવું જોઇએ કે આ સાથે જ બીજી તરફથી શાળા-કેળવણીની તરફેણમાં નીચેના વિચારો ધ્યાનમાં લેવાના છે, જે એ કેળવણીની સર્વથા વિરુદ્ધ મત ધરાવનારા વિદ્વાનો પ્રતિ અત્યન્ત માનપુર સર અમે અત્રે મૂકીએ છીએ.

એક તો ગૃહમાં ધર્મ એના સમસ્ત બંધાએલા સ્વરૂપમાં જ દૃષ્ટિ આગળ સ્ફુરે છે. પરંતુ એના કારણ-સ્વરૂપ-આદિનો વિચાર કરવાને ગૃહમાં સાધારણ રીતે અવકાશ રહેતો નથી, અને તેથી ઘણીકવાર ધર્મને અકારણ માની બાળકો એ તરફ ઉપેક્ષાદૃષ્ટિએ જુવે છે. ગૃહકેળવણીની આ ખામી પૂરી પાડવા માટે શાળાની જરૂર છે.

બીજું, જ્યારે ઇંગ્લંડ જેવા દેશમાં પણ આ પ્રકારની કેળવણી માટે કેવળ ગૃહ ઉપર આધાર રાખવામાં આવતો નથી, તો પછી હિન્દુસ્થાનને માટે અપવાદ શા માટે હોવો જોઇએ? હિન્દુસ્થાનમાં પરસ્પરવિરોધી અનેક ધર્મો છે એ ખરી વાત છે. પણ અમને લાગે છે કે એ વિરોધ શમાવવાનો એક માર્ગ જ આ છે કે ઉચ્ચ પ્રકારની—ધર્મના સામાન્ય* સ્વરૂપની—વિદ્યાર્થીઓને કેળવણી આપવી, જેથી પરસ્પર માનભરી દૃષ્ટિએ-ધર્મના વિષયમાં બેદરકારીથી નહિ, પણ માનભરી દૃષ્ટિએ—તેઓ જોતાં શીખે.

ત્રીજું, પાઠશાળાઓમાં લૌકિક શિક્ષણની સાથે સાથે ધાર્મિક શિક્ષણ આપવાથી લાભ એ છે કે ધર્મ અને લૌકિક જ્ઞાન પરસ્પર સંબન્ધમાં આવી, પરસ્પર ઘસાઈ, યોગ્ય સમન્વય પામે છે.''

આમ વિચારી જોતા—શાળામા ધાર્મિક શિક્ષણની જરૂર સ્પષ્ટ છે, અને તે માટે હિન્દુ કૉલેજ તથા હિન્દુ યુનિવ્હર્સિટિ આપણા સત્કારને પાત્ર છે આ નવીન માર્ગે ભય તો છે જ, પણ એ ભયથી અટકી પડવાનું આપણું કર્તવ્ય નથી—એ ભય સામે યોગ્ય ઇલાજ લઈ કાર્ય કરવાનું કર્તવ્ય છે. વ્યવહારમાં કોઈ પણ એવો માર્ગ નથી કે જે સર્વથા ભયથી મુક્ત હોય—અરકે ઉળઉળતા વિષના અન્તરમાં પણ જો અમૃત હોય, અને એ અમૃતનું પાન થાય તો જ જીવાય એમ લાગતું હોય, તો એ વિષથી દૂર ન ન્હાસતાં, યોગ્ય રસા-

---

* હિન્દુ કૉલેજ કે હિન્દુયુનિવ્હર્સિટિમાં જ નહિ, પણ સર્વ ધર્મનાં બાલકો જ્યાં એકઠાં થતા હોય તેવી સામાન્ય શાળાઓને માટે—ધર્મના સામાન્ય સ્વરૂપના શિક્ષણની આ ભલામણ છે. પણ હિન્દુ કૉલેજ કે હિન્દુ યુનિવ્હર્સિટિમાં તો વિશેષ ધર્મ-હિન્દુ ધર્મ-નુ જ શિક્ષણ અપાવું જોઇએ એ વાત મેં તે પછીના એક લેખમાં બતાવી છે. 'હિન્દુધર્મ'-શબ્દ એના ખરા અને વિશાળ અર્થમાં-એટલે જૈન બૌદ્ધ શીખ વગેરે શાખાઓ સહવર્તમાન અર્થમાં-લેવાનો છે એ પણ મેં ઉપર ટાંકેલા સુદર્શનના લેખમાં તેમ જ બીજે અનેક પ્રસંગે જણાવ્યું છે.

યનના ઉપચાર પુરઃસર વિષાંશને વશ કરવો, અને અમૃતાંશનો લાભ લેવો. આ કાર્ય કરવાં માટે બહુ દીર્ઘદર્શી નેતાઓની અને જગન્નાયક પ્રભુના અનુગ્રહની જરૂર પડે છેઃ પણ એ જરૂર દેશોન્નતિના કયા મહાન કાર્યમાં નથી પડતી?

તથાપિ, ભય પ્રત્યે આપણી આંખો મીંચાએલી રહેવી ન જોઇએ. સેન્ટ્રલ હિન્દુકૉલેજના ધર્મશિક્ષણ માટે જે ગ્રન્થાવલિ રચાવાની હતી તે સંબન્ધી કેટલીક સૂચનાઓ કરી છેવટ મેં ઉમેર્યું હતું કે—

"આ ગ્રન્થાવલિ તથા ધાર્મિક કેળવણીની સર્વ વ્યવસ્થા બહુ વિશાળ હૃદયથી અને દીર્ઘદૃષ્ટિથી થવી જોઇએ. નહિ તો જુદા જુદા ધર્મ વચ્ચે અનિષ્ટ વિરોધ થશે, તથા પરિણામે, હમણાં જ સ્વતન્ત્રતા પામેલી ભરતખંડની બુદ્ધિને પુનઃ અયોગ્ય શાસ્ત્રશૃંખલા (શાસ્ત્રાભાસ-શૃંખલા) પ્હેરાવાશે એ અસંભવિત નથી. આપણા દેશમાં પાછળના કાળના અન્ધકારને લીધે અનેક આચારવિચારો, જેને ધર્મના તાત્ત્વિક સ્વરૂપ સાથે બહુ લેવા દેવા નથી અને જેમાં મનુષ્યબુદ્ધિએ અને આપણા શાસ્ત્રકારોએ પણ અનેક મતભેદ દર્શાવ્યા છે, તેને ધર્મનું ઘણીકવાર આગ્રહપૂર્વક તત્ત્વ માનવામાં આવે છે. પરંતુ તેવા અંશોને જો આ કૉલેજ ધર્મની કેળવણીમાં પ્રવેશ કરવા દેશે તો તેથી અત્યન્ત હાનિ થવાનો સંભવ છે એમ અમારૂં માનવું છે."

આમ સેન્ટ્રલ હિન્દુકૉલેજની સ્થાપના વખતે એ સંસ્થાને અભિનન્દન આપતાં, મેં ઉપર પ્રમાણે ભયસ્થાન પણ સ્પષ્ટ જણાવ્યું હતું અને છેવટે નીચે પ્રમાણે ઉપસંહાર કર્યો હતોઃ

"ત્યારે ટુંકામાં આ કૉલેજ સંબન્ધે અમારો નમ્ર અભિપ્રાય એવો છે કે હિન્દુસ્થાનના ખરા ધાર્મિક ઉદ્ધારનો મન્ત્ર આ રૂપે દૃષ્ટિગોચર થયો છે, પણ તે **યોગ્યવિધિપુરઃસર પ્રયોજવામાં આવે તો જ.** સારી રીતે થતાં એનાથી જેટલો લાભ ધારવામાં આવે છે તેટલું જ ખરાબ રીતે થતાં નુકસાન થવા સંભવ છે. નુકસાન ન થતાં લાભ થાય એનો આધાર આ યજ્ઞના ઋત્વિજો ઉપર છે, સર્વનો આધાર હિન્દુસ્થાનના અદૃષ્ટ ઉપર છે."

પૂર્વોક્ત શબ્દો લખ્યે સત્તર વર્ષ થયાં. એટલા લાંબા કાળમાં હિન્દુસ્થાન બહુ બહુ ગંભીર અનુભવમાંથી પસાર થયું છે. એ અનુભવને પ્રસંગે એને મહાન પુરુષોની ખામી પડી નથી. અત્રત્ય તેમ જ પાશ્ચાત્ય, પ્રાચીન તેમ જ નવીન, રાજા તેમ જ પ્રજા, ધની તેમ જ રંક—અનેકવિધ જનોએ, પ્રભુઇચ્છાને વશ વર્તી, જાણ્યે-અજાણ્યે આ પુણ્યભૂમિની સેવા કરી છે, એને અનેક સંકટોમાંથી બચાવી છે, તથા ઉન્નતિને માર્ગે ચઢાવી છેઃ વીસ વર્ષ ઉપર આપણી રાજકીય, સામાજિક, આર્થિક અને ધાર્મિક સ્થિતિમાં જે જે આશાઓ સ્વપ્નવત્ હતી—વા કલ્પનામર્યાદામાં પણ ચઢી ન હતી—તે અત્યારે સિદ્ધ થઈ છે, સિદ્ધ થવા લાગી છે, સિદ્ધ થતી થતી ભવિષ્યને વર્તમાન કરતી ચાલે છે. આ નવીન યુગ પ્રવર્તાવવામાં—આપણે શ્રદ્ધા રાખીશું કે—હિન્દુયુનિવર્સિટિ જેવો તેવો ભાગ નહિ લે.

હવે એક પ્રશ્ન એ થાય છે કે આ મહાન ઉપક્રમનો યશ કોને આપવો ? સુઅ-સન્ધિની ક્ષણે, ઇંગ્લંડથી હિન્દુસ્થાનમા આવી વશી, પાશ્ચાત્ય કેળવણી સાથે હિન્દુ ધર્મ-શિક્ષણની ભાવનાને 'સેંટ્રલ હિન્દુ કૉલેજ' રૂપે મૂર્તિમન્ત કરવાનું માન મિસિસ બેસન્ટને છે. ત્યાર પછીના સમયમા, હિન્દુસ્થાનની પ્રાચીન જ્ઞાનગંગાને એ જ ભાવનાના વધારે વિશાળ સ્વરૂપમા અવતારવા માટે ભગીરથશ્રમ કરનાર પંડિત મદન મોહન માલવીયને એ માન ઘટે છે. અને એમના કાર્યમા પોતાની રાજદ્વારી પ્રતિષ્ઠાનું બળ જોડવા માટે દરભંગાના મહારાજાને પણ હિન્દ પ્રજા આભારી છે પણ એ સર્વેની પાછળ હાલ કેટ-લોક વખત થયા જે યુગાત્માનું ચૈતન્ય પૂર્ણ વેગે સ્ફુરવા લાગ્યુ હતું એણે જ આ ભાવના સિદ્ધ કરી છે એમ કહીએ તો તેમા પૂર્વોક્ત જનોના શ્રમની આપણે અવગણના કરીએ છીએ એમ નથી છેલ્લા દશ વર્ષમા હિન્દુસ્થાનમા જે સ્વદેશભાવનાનો વેગ ઉત્પન્ન થયો છે તે ન હોત, તો અત્યારે હિન્દુ યુનિવર્સિટિની યોજના એ થોડાક દેશભક્ત ભગવના સ્વપ્ના જેવી ભવિષ્યની દૃષ્ટિમર્યાદા ઉપર ઉડતી હોત—એક કરોડ રૂપીઆ એકઠા થઇ લૉર્ડ હાર્ડિંગને હાથે એ યુનિવર્સિટિનો પાયો નંખાતો જોવાને આપણે ભાગ્યશાળી થયા ન જ હોત 'કાશીવિશ્વનાથ વિદ્યાલય' ના તામ્રપત્ર લેખમા યથાર્થ જ કહેવામા આવ્યું છે કે—

"काशीक्षेत्रे पवित्रेऽत्र गङ्गातीरे महोदया।
शुभेच्छा पुण्यसंपन्ना सजाता जगदात्मन ॥
मगमस्याथ पाश्चात्या प्राच्याश्चापि प्रजा निजा।
तच्छ्रुद्धाना विगायैक्यमत्य सुमतिलक्षणम् ।
विश्वनाथपुरे विश्वजनीनो विश्वभावन ।
विश्वात्माऽकारयद्विश्वविद्यापीठव्यवस्थितिम्" ॥

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

# હિન્દુ યુનિવ્હર્સિટિની સ્થાપનાનું પુણ્યાહવાચન.

હિન્દુ યુનિવ્હર્સિટિના સ્થાપકોને વર્તમાન સમયની જરૂરિયાતોનું સંપૂર્ણ ભાન છે—એ માટે કાંઈ પણ પૂરાવાની અપેક્ષા હોય તો તે ' હિન્દુ યુનિવ્હર્સિટિ સોસાઇટિ ' એ યુનિવ્હર્સિટિનો પાયો નાંખવાની ક્રિયાને અંગે જે ભાષણમાળા યોજી હતી તેમાં પુષ્કળ મળશે. એ ભાષણો હિન્દુ યુનિવ્હર્સિટિનું કાર્યક્ષેત્ર કેટલું બહોળુ છે, તથા દેશના તે તે વિષયના ઉત્તમ વિદ્વાનોના જ્ઞાનનો એ યુનિવ્હર્સિટિને યોગ્ય માર્ગે ચલાવવા માટે લાભ લેવા એના વ્યવસ્થાપકો કેવા તત્પર છે, એ જણાવવાને પૂરતાં છે. એની ટૂંક નોંધ અત્રે કરીએ :—

પહેલે દિવસે એટલે તા. ૫ મી ફેબ્રુઆરીને રોજ ખેતી હુન્નર અને વ્હેપાર (Agriculture, Technology and Commerce) ના વિષય ઉપર ભાષણ થયાં હતાં પ્રમુખસ્થાને બીકાનેરના મહારાજા હતા—એમણે પોતાના ભાષણમાં પૂર્વે હિન્દુસ્થાનનો વ્હેપાર કેવો હતો અને અત્યારે કેવો પડી ભાગ્યો છે એ બતાવી, બુદ્ધિ અને સાચા તથા સતત પ્રયત્નથી એ પાછો હાથ કરવાનો ઉપદેશ કર્યો: અને તે માટે હિન્દુ યુનિવ્હર્સિટિમાં વર્તમાન સમયને અનુરૂપ વ્હેપારની શિક્ષણની એક ખાસ શાળા સ્થાપવા સૂચના કરી. ખેતીની બાબતમાં પરસ્પર સાહકારી મંડળીઓની જરૂર બતાવી. તે પછી રાય ચન્દ્રિકાપ્રસાદ સાહેબે ' ડેન્માર્કમાં ખેતી માટેનાં સાહકારી મડળો ' ('Agricultural co-operation in Denmark') એ વિષય ઉપર ભાષણ આપ્યું. ડેન્માર્કમાં આ રીતે કામ કરવાથી કેવા લાભ થયા છે એ જણાવી એ જ પદ્ધતિ આ દેશમાં દાખલ કરવાનો બોધ કર્યો. હિન્દુસ્થાનના ખેડૂતને—સરેરાશ ગણતાં—વાર્ષિક ઉપજ રૂ. ૨૦ કરતાં વધારે નથી અને એને ખર્ચ રૂ. ૩૫ થાય છે—એટલે વર્ષે દહાડે એને રૂ. ૧૫ નો તોટો પડે છે: આ વિષમ સ્થિતિ સાહકારી મંડળીઓ સ્થાપવાથી કેટલેક અંશે દૂર કરી શકાય. વળી ડેન્માર્કની મંડળીઓએ મોંઘવારી અટકાવવાના પણ ઇલાજ યોજ્યા છે: જેમકે દૂધનો ભાવ ત્યાં નક્કી કરેલો હોય છે; અને કોઈક વખતે વધારે દૂધનો ખપ થવાનો સંભવ હોય અને એ રીતે ભાવ ચઢી જવા જેવું લાગતું હોય તો તે પ્રસંગ માટે એ જ ગાયોને રાસાયનિક ઘાસ ( medicinal grasses ) ખવડાવવામાં આવે છે. તે પછી વડોદરા કલાભવનના પ્રિન્સિપાલ મિ. વ્હોરાએ 'A plea for a faculty of Technology in the Hindu University' ' હિન્દુ યુનિવ્હર્સિટિમાં કલાની એક શાખા સ્થાપવાની હિમાયત ' કરી હતી., હિન્દુસ્થાનના પ્રાચીન સમયનાં જે સ્મરણો હજી રહ્યાં છે એમાંથી ઉત્સાહ લઈ—નવી યુનિવ્હર્સિટિમાં કલાનું શિક્ષણ આપવા ભલામણ કરી હતી, અને એમાં વિદ્યાર્થીઓને વસાવી શિક્ષણ આપવાની જે યોજના છે તેથી એ યુનિવ્હર્સિટિ એક ખરેખરૂં સરસ્વતીમન્દિર થઈ રહેશે, અને આ શતાબ્દીમાં એવી અનેક સંસ્થાઓ આખા દેશમાં ઉત્પન્ન થશે એમ આશા બતાવી હતી. સાંજના વખતમાં બીજાં ત્રણ ભાષણો થયાં: ઑ. લલ્લુભાઈ સામળદાસે 'Commerce and Commercial Education'—' વ્હેપાર અને વ્હેપારી શિક્ષણ '

ઉપર લેખ વાચ્યો: એમા એમણે પ્રાચીન હિન્દુસ્થાનના વ્હેપારનો—વેદ અને પુરાણના સમયનો—ઇતિહાસ આપ્યો. પ્રાચીન હિન્દુ રાજ્યમાં વ્હેપાર ખાતાનો ખાસ મન્ત્રી રાખવામાં આવતો ઇત્યાદિ હકીકત કહી—અને છેવટે, વ્હેપારી શિક્ષણ આપવાનું શરૂ કરતાં પહેલાં કયી જાતનું વ્હેપારી શિક્ષણ કાશી અને એની આસપાસના ભાગને ઉપયોગી થશે એ કમિટિ નીમીને નક્કી કરાવવું અને તે પછી જ એ જાતનું શિક્ષણ દાખલ કરવુ—નહિ તો નિષ્ફળતા અને નિરાશા ઉત્પન્ન થવાનો ભય છે એમ જણાવ્યુ. તે પછી રાય ગંગારામ બહાદુર 'Agriculture as a profession'—'ખેતીવાડીનો ધંધો'—એ ઉપર બોલ્યા. રાયબહાદુરે જાતે પંજાબમાં મ્હોટા પાયા ઉપર આ ધંધો કર્યો છે, અને જાત અનુભવથી જણાવે છે કે ગંગા-જમનાના પ્રદેશ કરતાં બહુ ઉતરતી જાતની જમીનમાં પણ સુધરેલી રીતની ખેતી અને પાણીની ગોઠવણ બરાબર કરવાથી પોતે ફતેહમન્દ થયા છે. દરેક પ્રાન્તમાં કયો પાક સારો ઉતારી શકાય છે એ વિચારીને જ વાવણી કરવી, અને વિદ્યાર્થીએ પોતાનો ઉદ્દેશ નક્કી કરી એને લગતી દરેક માહિતી મેળવવાનો એકે પ્રસંગ ચૂકવો નહિ—બીજા દેશોમાં ખેતી માટે શુ શુ કરવામાં આવે છે એ સારી પેઠે જાણવુ, પણ એ જાણીને આપણા દેશમાં ખેતી કેમ સુધારવી એ ઉપર ખાસ લક્ષ આપવું—ઇત્યાદિ કર્તવ્યની સૂચના કરી. વિશેષમાં રાયબહાદુરે એક એ જણાવ્યુ કે પોતે ખેડૂતોમાં સામાન્ય કેળવણી દાખલ કરવાની વિરુદ્ધ નથી, પણ ખેતીની કેળવણી આપણા દેશમાં ખાસ વિસ્તરવી જોઇએ એમ માને છે. ત્યાર પછી પ્રો. હિગ્ગિનબોટમ—જે અલ્લાહબાદમાં યૂઇંગ ક્રિશ્ચયન કૉલેજમાં પ્રોફેસર છે—એમણે 'The Economic Development of Indian Agriculture'—'હિન્દુસ્થાનની ખેતીનો આર્થિક વિકાસ'—એ વિષય ઉપર બહુ બોધદાયક લેખ વાચ્યો. ખેડૂતનું અત્યન્ત દારિદ્રય જોઈ એમનું હૃદય ચીરાયુ હતું અને ત્યારથી હિન્દુસ્થાનની ખેતીના સુધારા તરફ એમનુ લક્ષ ગયુ છે. હિન્દુસ્થાનમાં યૂરોપ અને અમેરિકા કરતા ખેતી માટે વધારે અનુકૂળતા છે—ખાસ અમેરિકામાં જમીન બરફથી છવાએલી રહે છે, અને હિન્દુસ્થાનમાં તો બારે માસ ખેતી થઇ શકે એમ છે, બીજું, ઢોરની કિંમત પણ આ દેશમાં ઓછી છે: જરૂર માત્ર ત્રણ વસ્તુની છે—લાગણીભર્યું હૃદય, વિચાર કરતું મગજ, અને કામ કરવાને તત્પર એવા હાથ. વ્યવસ્થાનો અને શાસ્ત્રીય પદ્ધતિનો અભાવ એ જ માત્ર હિન્દુસ્થાનને ખોટ છે. ખાતરની દેશને જરૂર છે તેથી હાડકાં પરદેશ ચડવા ન જોઇએ, તેલનાં ખોળનો પણ દેશમાં જ ઉપયોગ થવો જોઇએ, ઢોરનું છાણ છાણાં થાપવામાં વાપરી નાંખવું ન જોઇએ ઇત્યાદિ.

બીજે દિવસે—૬ ટ્ટી તારીખે—ડૉ. જગદીશ ચન્દ્ર બોસ (બસુ), ડૉ. પી. સી. રાય અને ડૉ. હૅરોલ્ડ મૅનનાં ભાષણો થયા. ઝાલોરના રાજા રાણા પ્રમુખ સ્થાને હતા. એમણે 'स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते' એ પંક્તિ ઉચ્ચારીને, પોતાને વિદ્વાનોથી મળેલા માન માટે હર્ષ બતાવ્યો ડૉ. બોસના ભાષણનો વિષય "From the Voiced to the Unvoiced'—'શબ્દગોચરથી શબ્દ-અગોચર'—એવો હતો. એમણે જણાવ્યુ કે દરેક જીવત પ્રાણીને માટે જરૂરનુ છે કે એણે પોતાની પરિસ્થિતિ સાથે સંપૂર્ણ વ્યવહાર રાખવો, એટલે કે, એણે બહારથી જીવન પામવું અને અન્તરથી આપવું—એક પાસાનો

વ્યવહાર બસ નથી. આ જ નિયમ હિન્દુસ્થાનના જ્ઞાનના વિષયને લગાડીએ તો જણાશે કે હિન્દુસ્થાનની યુનિવર્સિટિનું કામ અન્ય દેશમાથી જ્ઞાન લાવવાનુ જ નથી, પણ એ દેશોને પાછુ જ્ઞાન આપવાનું પણ છે. આ બીજું કાર્ય કોઈ પણ હિન્દી યુનિવર્સિટિ જેટલે અંશે કરશે તેટલે અંશે જ એ જગતમાં પ્રતિષ્ઠા પામી શકશે હિન્દુસ્થાને પ્રાચીનકાળમા સાયન્સ યાને ભૌતિક શાસ્ત્રમાં ઘણી શોધો કરી હતી પણ પાછળના વખતમાં શાસ્ત્રના પ્રયોગ—અંશની ઉપેક્ષા થવાથી શાસ્ત્ર વૃદ્ધિ પામી શક્યું નહિ. એમણે પોતે ભૌતિક શાસ્ત્રમાં જે શોધો કરી છે તે બતાવવાનાં યન્ત્રો અમેરિકામાં પણ બનાવી શકાયાં નહિ અને તેથી ત્યાંના પ્રોફેસરોને તે બંગાળમાથી તૈયાર કરાવી મંગાવવાં પડ્યાં છે. સમસ્ત વિશ્વને એકરૂપ સિદ્ધ કરી શકે એવી શાસ્ત્રીય શોધો કરવા માટે હિન્દુસ્થાનની બુદ્ધિ ખાસ યોગ્ય છે—પણ તે સિદ્ધ કરવા માટે હવે પ્રયોગોની જરૂર છે, માત્ર કલ્પના બસ થતી નથી. ઇત્યાદિ કહીને ડૉ. બોસે પોતે કરેલી શોધોના પ્રયોગો કરી બતાવ્યા, અને કહ્યું કે હિન્દુસ્થાનમાં આ કાર્ય એક જ વ્યક્તિનું થઇને અટકવુ ન જોઇએ. પણ એની સંપ્રદાય ગુરુપરંપરા ચાલવી જોઇએ. છેવટે પૂર્ણ આશાવંત અને ઉત્સાહભર્યા શબ્દોમાં ઉપસંહાર કરતાં કહ્યું કે—

"There is something in the Hindu culture which is possessed of extraordinary latent strength, by which it has resisted the ravages of time and the destructive changes which have swept over the earth And indeed a capacity to endure through infinite transformations must be innate in that mighty civilisation, which has seen the intellectual culture of the Nile Valley, of Assyria, and of Babylon wax and wane and disappear, and which to-day gazes on the future with the same invincible faith with which she met the past"

ડૉ. પી. સી. રાયે "A message form a student of Science" —'એક સાયન્સના વિદ્યાર્થીનો સન્દેશ'—એ નામનું ભાષણ આપ્યું. તેમાં નીચેના શબ્દોથી કાશીની પ્રાચીનતાની અને વિદ્યાની સ્તુતિ કરી·

"I confess as a Hindu, I am overwhelmed with feelings which I can scarcely give vent to on rising to speak from a platform in this city

Benares, Vārānasi or Kāshi, hallowed with the associations of a glorious past, has been the cradle of a civilisation dating almost from historic times While Rome and Athens had barely sprung into existence, she—the epitome and embodiment of Hindu thought and culture—had developed a literature and promulgated a philosophy which still rank as unrivalled

There is a belief current among the Hindus that no earthquake can

overtake this sacred city; let the geologist and the seismologist find out if there is any foundation for this belief. Figuratively, however, it conveys a lesson which forces itself upon us. Dynasty has followed dynasty; revolution has come in the wake of revolution, foreign and mighty conquerors from far and near have come and gone, but Benares has heeded not these upheavals—she has stood unmoved as if these have been no concern of hers. Life glides on as smoothly here to day as it did three thousand years ago Yes, this Eternal City is a living monument of the vitality of the Hindu nation and of the immobility of the East. Political disturbances and upheavals has scarcely left any impressions upon her."

પછી, બનારસમાં શસ્ત્ર( વૈદકની અંગભૂત )વિદ્યાનો આરંભ થયો છે એ વિષે બોલતાં, એમણે સુશ્રુતના ગુરુ કાશીરાજ દિવોદાસરૂપે ધનવન્તરિ અવતર્યા હતા એવી જે માન્યતા છે તેનો ઉલ્લેખ કરી—સુશ્રુતની આ જન્મભૂમિ છે, રાજા જયસિંહે અહીં 'માનમન્દિર' વેધશાળા સ્થાપી હતી; હિન્દુસ્થાનમાં ઘણા મુસલમાન વિદ્યાર્થીઓ મધ્ય યુગમાં આવતા, આઠમા નવમા સૈકામાં અરબ લોકોએ અત્રે આવી કેટલીક વિદ્યા સંપાદન કરી યૂરોપમાં એ વિસ્તારી હતી; બારમા સૈકામાં યુરોપમાં વિદ્યાનું પુનરુજ્જીવન થયું એ વખત પછીથી હિન્દુસ્થાનની વિદ્યા પડતી દશામાં આવી—અને હિન્દુસ્થાન પાસેથી પૂર્વે યૂરોપે જે લીધું છે તેનો બદલો વાળવાનો અત્યારે એને સમય આવ્યો છે. આપણે ઉદાર દિલથી આપણા પૂર્વજ વરાહમિહિરની માફક પશ્ચિમના વિદ્વાનો પાસેથી જે શીખવા જેવું હોય તે શીખવું જ. કાશીની 'જ્ઞાનવાપી' પ્રસિદ્ધ છેઃ એ પ્રસિદ્ધ 'જ્ઞાનવાપી' જેવી આ હિન્દુ યુનિવ્હર્સિટિ થાય એમ આશા બતાવી એમણે પોતાનું ભાષણ સમાપ્ત કર્યું.

ડૉ. હૅરોલ્ડ મૅન ( પૂના ઍગ્રિકલ્ચરલ કૉલેજવાળા) 'Agriculture in modern Universities' ઉપર બોલ્યા. ખેતીવાડીનો વિષય એ ક્ષુદ્ર લોભનો વિષય હોઈ ઉદાર વિદ્યા સ્થાન—યુનિવ્હર્સિટિ—ને યોગ્ય નથી એમ મુંબાઈ યુનિવ્હર્સિટિની સેનેટમાં એક હાઇકોર્ટ જડજે કહ્યું હતું એની સામે સખ્ત કટાક્ષ કરી—ડૉ. મૅને આ વિષયની મહત્તા અને સાર્વજનીન ઉપયોગિતા બતાવી—તથા હિન્દુસ્થાન જેવા ખેતીવાડીના દેશમાં લોકના પ્રાણનો એના ઉપર આધાર છે ઇત્યાદિ કહ્યું, અને બીજા દેશોમાં જેમ ખેતીમાં સુધારો થાય છે તેમ નવીન શાસ્ત્રીય પદ્ધતિએ હિન્દુસ્થાનની ખેતીવાડીમાં પણ બહુ કાર્ય કરવા જેવું છે એમ જણાવ્યું.

મહારાજા બહાદુર દરભંગા—એમના પ્રમુખપદ નીચે મિસિસ બેસન્ટે તથા મિ. મોહનલાલ કરમચંદ ગાંધીએ ભાષણ આપ્યાં. મિસિસ બેસન્ટે "The Universiey as a Builder of Charactor'—'યુનિવ્હર્સિટિ—એક ચારિત્ર બાંધવાના સાધન તરીકે' —એવો વિષય રાખ્યો હતો. એમાં હિન્દુ યુનિવ્હર્સિટિની ભાવના વિષે બોલતાં ખાસ આગ્રહ પૂર્વક પોતાનો મત જણાવ્યો કે હિન્દુ યુનિવ્હર્સિટિએ પૃથ્વીની બીજી યુનિવ્હર્સિટિઓનું અનુકરણ કરી દ્રવ્ય સંપાદન કરવાની વિદ્યાઓ કેળવવામાં ગૂંચાવું ન જોઇએ, પણ અધ્યા-

ત્મવિદ્યામાં હિન્દુઓની જે શ્રેષ્ઠતા પ્રાચીનકાળથી ચાલી આવે છે એ ઉપર જ પોતાની દૃષ્ટિ સ્થાપવી. આ સંબન્ધમાં એમણે ડૉ. જગદીશચન્દ્ર બોસ વિષે એક વાર્તા કહી: ડૉ. બોસ ઈંગ્લંડ ગયા હતા ત્યારે 'વગર તારના તાર' સંબન્ધે એમણે કલકત્તામાં જે પ્રયોગો કર્યા હતા તેનો માલકી હક મેળવવા એક તારની કંપનીએ એમને માગણી કરી—ત્યારે ડૉ. બોસે જવાબ આપ્યો: "I will never sell knowledge, I will tomorrow give to the world everything that I have discovered by my investigation." આ વૃત્તિ હિન્દુસ્થાનના વિદ્વાનોની છે; અને આ વૃત્તિવાળા વિદ્વાનો જ આ યુનિવર્સિટિમાં કેળવાવા જોઇએ.

ત્યાર પછી મિ. ગાંધીનું ભાષણ થયું. એમણે સ્વરાજ્ય વિષે બોલતાં કહ્યું કે પ્રથમ તો આપણે આપણી જાત ઉપર સ્વરાજ્ય મેળવવું જોઇએ—અર્થાત્, નીતિ બુદ્ધિ અને શરીર સ્વચ્છ અને નિયમિત રાખતાં શીખવું જોઇએ. આ બાબત આપણી ખામીના ઉદાહરણમાં વિશ્વનાથનું મન્દિર પણ આપણે સ્વચ્છ રાખી શકતા નથી ઇત્યાદિ કહ્યું. બાળકોને સાચ હિમ્મત વગેરે ગુણો કેળવવાનો ઉપદેશ કર્યો. તથા અરાજકતાનાં ઘોર કૃત્યોને નિન્દી કાઢયાં. [ પણ, આ બાબત ઉચ્છૃંખલ વૃત્તિના વિદ્યાર્થીઓમાં જે ભ્રાન્તિઓ ચાલે છે તેનું પૂર્વપક્ષ રૂપે મિ. ગાંધી વર્ણન કરતા હતા તેનુ તાત્પર્ય ન સમજીને કેટલાક શ્રોતા જનને, એ ભ્રાન્તિઓનું મિ. ગાંધી સમર્થન કરતા હોય એમ લાગ્યું, અને મિસિસ બેસન્ટે હિલચાલ કરવાથી સભાના કાર્યમાં ભંગાણ પડયુ. પણ જેઓ મિ. ગાંધીની અદ્‌ભુત ભૂતદયા જાણે છે તેઓ ગાંધીને પૂર્વોક્ત પાપોનુ સમર્થન કરતા ક્ષણવાર પણ માની શકશે નહિ—મિ. ગાંધી કે જેમની આ બનાવની પૂર્વે માત્ર બે જ દિવસ ઉપર નામદાર વ્હાઇસરૉય પોતાને બંગલે નિમન્ત્રણપૂર્વક મુલાકાત આપી હતી તે સરકાર વિરુદ્ધ પ્રજાને ઉશ્કેરે એ તદ્દન અસંભવિત છે. મિસિસ બેસન્ટે—ગમે તો શુદ્ધ બુદ્ધિથી પણ—પોતાના કર્તવ્ય બહાર જઈ ભાષણમાં વિક્ષેપ કર્યો ન હોત તો મિ. ગાંધીનું તાત્પર્ય જે અરાજકતા નિષેધવાનું હતું તે એની મેળે શ્રોતાજનોને સ્પષ્ટ સમજાઈ આવત. ]

**ત્રીજે દિવસે**—૭ મી ફેબ્રુઆરીએ—**મહારાજા બહાદુર** કાસમબઝાર પ્રમુખસ્થાને હતા. પ્રો. રમણ—મૂળ મદ્રાસના ગ્રૅજ્યુએટ, કેમ્બ્રિજમાં વિશેષ અભ્યાસ કરી પંકાએલા, અને કલકત્તાની યુનિવર્સિટિમાં નિયોજાએલા ગણિતશાસ્ત્રી—એમણે સંખ્યાંક હિન્દુસ્થાનમાં શોધાયા હતા, દશાંશપદ્ધતિ હિન્દુસ્થાનમાં ઉત્પન્ન થઈ હતી ઇત્યાદિ કહી આર્યભટ વગેરે પ્રાચીન હિન્દના ગણિતશાસ્ત્રીઓની પ્રશંસા કરી: આપણે ઉત્સાહ અને ચૈતન્ય મેળવવા માટે ઉજ્જ્વળ ભૂતકાળ ઉપર દૃષ્ટિ કરીએ તો બસ છે, પશ્ચિમ દેશો તરફ નજર નાંખવાની જરૂર નથી એમ કહ્યું, તથા 'Physics' યાને ભૌતિક પદાર્થશાસ્ત્રમાં પોતે કરેલી શોધોનું કેટલુંક વર્ણન આપ્યું. ત્યાર બાદ, મુંબાઇવાળા લેફ્ટેનન્ટ કર્નલ કીર્તિકરે "Progress of medicine during the last century" એ વિષય ઉપર ભાષણ આપ્યું. એને અંગે એમણે જણાવ્યું કે પોતે પશ્ચિમનું વૈદ્યકશાસ્ત્ર સારી પેઠે જોયુ અને પછી આયુર્વેદનો

અભ્યાસ કર્યો—અને તે ઉપરથી પોતે એવા મત ઉપર આવ્યા છે કે આપણું પ્રાચીન ઔષધવૈદક અને શસ્ત્રવૈદક બહુ ઊંચા પ્રકારનું છે, અને એની પદ્ધતિ આપણા દેશને વિશેષ અનુકૂળ આવે એમ છે. તે પછી કવિરાજ ગણનાથ સેને આક્ષેરના રાજા રાણા સાહેબના પ્રમુખપણા નીચે એક લેખ વાંચ્યો. તેમાં વૈદ્યે કેવા નિર્લોભ રહેવું જોઇએ ઇત્યાદિ મતલબના ચરકમાંથી વચનો ટાંક્યાં, અને હજી પણ હજારો ગામડાંમાં પ્રાચીન વૈદ્યો અને હકીમો રોગી પ્રત્યે દયાભાવથી કેવું ઉત્તમ કામ કરે છે એ બતાવ્યું. અને પ્રાચીન સમયમાં અનેક જાતનાં પ્રાણી અને વનસ્પતિના રોગો ઉપર પણ પુસ્તકો લખાયાં હતાં, હાથીના રોગના ઔષધોપચાર કેમ કરવા એ સંબન્ધી પણ આપણા વૈદકમાં એક પ્રકરણ છે—અને અત્યારે હિન્દુસ્થાનનાં પ્રાચીન પુસ્તકનો ભંડારો શોધવામાં આવે તો વૈદક સંબન્ધી ઘણું જાણવાનુ મળે ઇત્યાદિ કહ્યું.

ત્યાર બાદ, અલવરના મહારાજાએ પ્રમુખસ્થાનેથી સંસ્કૃતવિદ્યા વધારવાનો બોધ કર્યો, અને એ વિદ્યાના અધ્યયન માટે પોતે અત્યાર સુધીમાં હિન્દુ યુનિવર્સિટિને આપેલી મદદ ઉપરાંત પાંચ વર્ષ માટે વાર્ષિક રૂ. ૧૨૦૦૦ આપવાનું જાહેર કર્યું. તે પછી પંડિત હરપ્રસાદશાસ્ત્રીએ "The Value of Sanskrit Education" ઉપર અને પંડિત શ્રી કૃષ્ણ જોશીએ "Indian Culture" ઉપર ભાષણ આપ્યાં.

છેલ્લે દહાડે—તા. ૮ મીએ—પ્રો. ગિડ્ડીસ એમણે "The Ideals of a modern University" એ વિષય ઉપર બહુ જાણવા લાયક વિચારો દર્શાવ્યા. યુનિવર્સિટિની ભાવના—ચારિત્ર બાંધવાની, નૈતિક બળવાળાં સ્ત્રી-પુરુષો કરવાની હોવી જોઇએ. આજકાલ પુષ્કળ દ્રવ્યથી ઉભરાતી યુરોપ અને અમેરિકાની યુનિવર્સિટિઓથી અંજાશો નહિ. એમાંની ઘણી તો બુદ્ધિ અને નીતિમાં કેવળ શૂન્ય જ હોય છે. પૂર્વે હિન્દમાં તેમ જ ગ્રીસમાં યુનિવર્સિટિઓ બહુ ઝીણાં બીજમાંથી ઉત્પન્ન થતીઃ એક આચાર્ય અને એના શિષ્યો—એ એક યુનિવર્સિટિ. ધીમે ધીમે એમાં વધારો થતો જાય—બીજા આચાર્યો જોડાય, કે શિષ્યની સંખ્યા વધે, અને એમ ખરી યુનિવર્સિટિઓ સ્વયં રચાતી જાય. હાલના સમયમાં બહારનો ભપકો ઘણો હોય છે, પણ ખરી કેળવણી, કે ચારિત્રનો વિકાસ થોડો જ છે. પ્રો. ગિડ્ડીસનું ભાષણ બહુ ઉપયોગી—વિવિધ વિષયની પુસ્તકશાળા સ્થાપવી જોઇએ વગેરે બાબતની—સૂચનાઓથી ભરપૂર હતું. અને એનાથી શ્રોતાજનો એટલા બધા ખુશી થઈ ગયા કે ભાષણને અન્તે પંડિત મદન મોહન માલવીયે ઉભા થઈ, પ્રોફેસર ગિડ્ડીસને હિન્દી યુનિવર્સિટિની રચનાઓમાં એના કાર્યકારી મંડળને મદદ આપવા વિનંતિ કરી. તે પછી—મિ. ભાતખંડે( મુંબઇ )એ "Indian Music"—હિન્દી સંગીત—ઉપર નિબન્ધ વાંચ્યો. ભાઈ અર્જુનસિંહજી અને સન્ત અત્તરસિંહજીએ 'શીખગુરુ ગ્રન્થસાહેબ'નું શ્રવણ કરાવ્યું. અને તે પછી પંડિત મદન મોહન માલવીયે હિન્દીમાં 'હિન્દુ ધર્મ તથા ગુરુગ્રન્થસાહેબ' ઉપર રસિક ભાષણ કર્યું. દીનદયાળ શર્મા 'યુનિવર્સિટિમાં ધાર્મિક શિક્ષણ' ઉપર હિન્દીમા બોલ્યા. વળી પંડિત મદનમોહને વિદ્યાર્થીઓને અંગ્રેજીમાં ઉદ્બોધન કર્યું. પ્રો. રમણ

"Some New Paths in Physics"—"ભૌતિક વિદ્યામા કેટલાક નવા માર્ગો" ઉપર મૅજિક લૅન્ટર્નનાં ચિત્રો સાથે વ્યાખ્યાન કર્યું.

આમ આ રસિક અને અનેક જ્ઞાનનાં તત્ત્વોથી ભરપૂર એવું પુણ્યાહવાચન—સમાપ્ત થયું.

અન્તે પંડિત રામચન્દ્ર બુઆએ હરિકીર્તન કર્યું, અને વિષ્ણુ દિગમ્બરે (મુંબાઇના ગાન્ધર્વમહાવિદ્યાલયવાળા) સંગીત સંભળાવીને સમાપ્તિ કરી. એ જ દિવસે 'કાશીવિશ્વવિદ્યાલય'ની સ્થાપના નિમિત્તે અન્યત્ર સરસ્વતીપૂજા તથા ગાયત્રીપુરશ્ચરણની પૂર્ણાહુતિ પણ કરવામાં આવી

[ વસન્ત-ઑફિસ. ]*

---

# કાશી વિશ્વવિદ્યાલયના શિલાલેખ તથા તામ્રપત્ર લેખ.

ॐ

काशीविश्वविद्यालयः ।

शुक्ले प्रतिपदि तिथौ शुक्रवारे शिलाया
काश्यां द्वागनवमहीसम्मिते विक्रमाब्दे ।
धर्मं परिफलयितुं विश्वविद्यालस्या-
सम्राट्प्रतिनिधिवरो लार्डहार्डिङ् सुकीर्त्ति-

### શિલાલેખ

માઘ શુકલ પ્રતિપદ શુક્રવારે વિક્રમ સંવત [illegible] સુકીર્તિ વાઇસરૉય લૉર્ડ હાર્ડિંગે પૂર્વના પ્રાચીન [illegible] ચારે તરફ ફલિત કરવા માટે યુનિવર્સિટિનો [illegible] (પત્થર) નાંખ્યો.

ॐ

काशीविश्वविद्यालयस्य
ताम्रपत्रलेखः ।

ॐ

[illegible]र्मं सनातनं वीक्ष्य कालवेगेन पीड़ितम् ।
[illegible]भूतले दुर्व्यवस्थं च व्याकुलं मानवं कुलम् ।
[illegible]कलेः पञ्चसहस्राब्दे गते भारतभूमिषु ।
[illegible]आरोपयितुमुद्धारबीजमस्य पुनर्नवम् ॥
[illegible]काशीक्षेत्रे पवित्रेऽत्र गंगातीरे महोदया ।
[illegible]शुभेच्छा पुण्यसंपन्ना सजाता जगदात्मनः ।
[illegible]संगमस्याथ पाश्चात्या प्राच्याश्चापि प्रजा निजा ।
[illegible]च्छ्रेष्ठानां विधायैकमत्यं सुमतिलक्षणम् ॥

### તામ્રપત્રલેખ.

સનાતન ધર્મને કાળવેગે કરી પીડાયેલો જોઈ [illegible] પૃથ્વી ઉપર મનુષ્યજાતિને દુર્વ્યવસ્થિત અને [illegible] જોઈ, કલિના પાંચ હજાર વર્ષ જતાં, ભારત[illegible] ગંગાકાંઠે પવિત્ર કાશીક્ષેત્રમાં, એનું નવું ઉદ્ધા[illegible] રોપવાની જગદાત્માની મહોદય અને પુણ્ય[illegible] શુભ ઇચ્છા થઇ. પશ્ચિમની અને પૂર્વની પો[illegible] પ્રજાને (બાલને) એકઠી કરીને, તેઓમાંના [illegible] જનોનું સદ્બુદ્ધિરૂપી એકમત કરીને, વિશ્વનાથ[illegible]

---

* સેન્ટ્રલ હિન્દુ કૉલેજ મૅગેઝીન ઉપરથી.

विश्वनाथपुरे विश्वजनीनो विश्वभावनः ।
विश्वात्माऽऽकारयद्दिव्यविद्यापीठव्यवस्थितिम् ॥
निमित्तमात्रमत्राभूत् समीहाया: परेशितु: ।
मालवीयो देशभक्तो विप्रो मदनमोहनः ॥
निधाय वाङ्मयं तेजस्तस्मिन्नुद्बोध्य भारतम् ।
प्रह्वीकृत्यापि तच्छास्तृनस्मिन्नर्थे न्यधात्प्रभुः ॥
अन्ये चापि निमित्तानि प्राभवन्नन्तरात्मन ।
बीकानेरनृपो वीरो गंगासिंहो महामनाः ।
श्रीरमेश्वरसिंहश्च दरभंगामहीपतिः ।
प्रधानः कार्यकारिण्याः सभाया मानवर्धनः ॥
सुधीः सुन्दरलालश्च मन्त्री कोषाभिरक्षकः ।
गुरुदासादित्यरामौ वासंती वाग्मिनी तथा ॥
तथा रासविहारी च वृद्धा ये देशवत्सला ।
दासाश्चान्ये भगवतो यथाशक्यं सिषेविरे ॥
विक्टोरियामहाराज्ञ्याः पौत्र एड्वर्डदेहजे ।
सम्राजि पंचमे ज्यार्जे भारतं परिशासति ॥
मेवारकाशिकाश्मीरमयसूराल्वराधिपान् ।
कोटाजयपुरेन्दौरजोधपुराधिभूमिपान् ॥
तथा कपूर्थलानाभाग्वालेरादिनरेश्वरान् ।
प्रेरयित्वा सहाया(साह्याय्या-)र्थं सज्जनानपरांस्तथा॥
गर्भस्य सर्वधर्माणां रक्षायै प्रचयाय च ।
प्रसाराय स्वलीलानां स एवैकः पर प्रभुः ।
लार्ड हार्डिङ् सुविख्यातं सम्राट्प्रतिनिधिं वरम् ।
धीरं वीरं प्रजाबन्धुं जनानां हृदयंगमम् ।
विश्वविद्यालयस्यास्य शिलान्यासे न्ययोजयत् ॥
संप्राप्ते नेत्रभूभृद्ग्रहधरणिमिते वैक्रमेऽब्दे च मासे
माघे पक्षे च शुक्ले प्रतिपदि च तिथावह्नि शुक्रे क्षणेऽच्छे ।
श्रीकाश्यां श्रीलसम्राट्प्रतिनिधिकरतो यच्छिलान्यास आसीद्
यावच्चन्द्रार्कतारं विलसतु स महाविश्वविद्यालयोऽयम् ॥

सरस्वती श्रुतिमहती महीयताम्
ततः स्नुता ज्ञानसुधा निपीयताम् ।
सदा मतिः शुभचरिते विधीयताम्
रतिः परा परमगुरौ प्रचीयताम् ॥
ॐ

વિશ્વના પ્રાણીમાત્રનું કલ્યાણ કરનાર અને વિશ્વને ઉત્પન્ન કરનાર એવા જે વિશ્વાત્મા તેણે વિશ્વવિદ્યાલયની વ્યવસ્થા કરાવી. તેમાં એ પરમેશ્વરની ઇચ્છાનું નિમિત્તમાત્ર દેશભક્ત માલવીય બ્રાહ્મણ મદનમોહન થયો. એનામાં વાઙ્મય તેજ મૂકીને ભારતને જગાડીને તથા રાજકર્તાઓને અનુકૂલ કરીને આ કામમાં પ્રેર્યો. એ અંતરાત્માનાં બીજાં પણ નિમિત્તો થયાં; બીકાનેરના મહારાજા વીર અને મહામનવાળા ગંગાસિંહ, દરભંગાના મહારાજા શ્રીરમેશ્વરસિંહ જેમણે એની કાર્યકારિણી સભાના પ્રમુખ થઇ એનું માન વધાર્યું. પંડિત સુંદરલાલ એ એના મંત્રી અને ટ્રેઝરર, ગુરુદાસ અને આદિત્યરામ, વાગ્મિની બેસન્ટ, અને રાસવિહારી, તથા દેશવત્સલ જે જે વૃદ્ધ પુરુષો તથા દેશસેવકો હતા તેઓએ પણ ભગવાનની યથાશક્તિ સેવા કરી. વિક્ટોરીયા મહારાણીના પૌત્ર અને એડવર્ડ મહારાજાધિરાજના પુત્ર સમ્રાટ્ જ્યૉર્જ તે વખતે ભારતનું રાજ્ય કરતા હવા. મેવાડ, કાશી, કાશ્મીર, મૈસૂર, અલવર, કોટા, જયપુર, ઇંદોર, જોધપુર, કપૂર્થલા, નાભા, ગ્વાલ્યર વગેરેના રાજાઓને તથા બીજા સજ્જનોને સાહાય્ય માટે પ્રેરીને સર્વ ધર્મના ગર્ભની રક્ષા કરવા માટે તથા વૃદ્ધિ કરવા માટે તથા પોતાની લીલાનો વિસ્તાર કરવા માટે એ એક પરમ પ્રભુએ સુવિખ્યાત અને સારા વાઇસરૉય લૉર્ડ હાર્ડિંગ જે ધીર, વીર, પ્રજાબંધુ, તથા લોકપ્રિય છે તેમને આ વિશ્વવિદ્યાલયનો પાયો (પત્થર) નાંખવાને આજ્ઞા કરી. વિક્રમ સંવત્ ૧૯૭૨ના માઘ માસના શુકલ પક્ષના પડવાની તિથિએ શુક્રવારે નિર્મળ ક્ષણે શ્રીકાશીમાં શ્રીયુત સમ્રાટ્ના વાઇસરૉયને હાથે જેના પાયાનો પત્થર મુકાયો તેવું જે આ મહાવિશ્વવિદ્યાલય તે જ્યાં સુધી સૂર્ય ચંદ્ર અને તારા વિલસે ત્યાં સુધી વિલસજો.

શ્રુતિના મહિમાવાળી સરસ્વતી માન પામો. એનાથી પ્રસરેલું જ્ઞાનામૃત સૌ પીઓ. સદા શુભ આચરણમાં મતિ થાઓ. પરમગુરુ, (પિતા તથા પરમાત્મા) માં ઉત્તમ પ્રેમ વૃદ્ધિ પામો.

[ વસન્ત ઑફિસ. ]*

* સેન્ટ્રલ હિન્દુ કૉલેજ મૅગેઝિનમાંથી.

# સ્વરાજ્ય અને સામ્રાજ્ય.

૧.

"It is steadily my opinion that there is an abolute necessity of keeping up the concord of this Empire by a unity of spirit through a diversity of operations."
—*Burke.*

જગતનો અડધો કલહ, વાદી. પ્રતિવાદીઓ—નો અડધો વિવાદ શમી જાય—જો પ્રથમથી શબ્દોના અર્થ બરાબર નિર્ણીત કરીને પછી જ શબ્દવ્યવહાર ચલાવવામાં આવે તો. પણ શબ્દના સામસામા ખોટા અર્થ સમજાય છે તેનું કારણ શબ્દનો દોષ કે સમજનારની આડાઈ જ હોય છે એમ નથી. શબ્દની સાથે એ શબ્દ પ્રયોજનારનું જીવન ગંઠળાઈ જાય છે, અને એ બેને એક બીજાથી છૂટાં પાડવાં કઠિન હોઇ—શબ્દનો મૂળ અર્થ રૂપાન્તર પામી જાય છે. આ લેખને મથાળે મૂકેલા બંને શબ્દોની એ જ ગતિ થઈ છે. દાદાભાઈ નવરોજજીએ કલકત્તાની કૉન્ગ્રેસમાં 'સ્વરાજ્ય'ની ભાવના ઉપદેશી તેમાં રાજ્ય સામે બંડ કે બિનવફાદારીનું તત્ત્વ બિલકુલ ઇચ્છેલું નહતું: 'સ્વરાજ્ય' એટલે પોતાનું રાજ્ય, એટલે કે દેશીઓને હાથે વહીવટ—અંગ્રેજીમાં 'Self-Government' શબ્દનો જે અર્થ થાય છે તે. પણ આ જ પવિત્ર શબ્દ અરાજકતાનાં ઘોર કૃત્ય કરનારા ઉચ્છૃંખલ અને ભ્રાન્ત યુવકોને મુખેથી નીકળવા માંડ્યો ત્યારે રાજ્યકર્તાઓને એમાં અનિષ્ટ અર્થ પ્રતીત થવા લાગ્યો, અને દેશની શાન્તિને એમાંથી નુકસાન લાગશે એમ ભય થયો. આથી ઉલટો ક્રમ 'સામ્રાજ્ય' શબ્દના અર્થમાં થયો છે. 'Imperialism'—ની ભાવના જેમણે પ્રથમ પ્રચલિત કરી તેઓનો ઉદ્દેશ ઇંગ્લંડને જગતનાં મહારાજ્યોમાં ઉપરિસ્થાને મૂકવાનો હતો. હાલ કયસર અને બર્નહાર્ડિ જર્મનિને આગળ ધપાવવા યત્ન કરે છે તેમ. મિ૦ પામરસ્ટન અને ડિઝરાએલી (લૉર્ડ બીકન્સફીલ્ડ) આ વર્ગના રાજ્યતન્ત્રીઓ હતા. જતે દહાડે 'ઇચ્છા—અનિચ્છા—અને પરેચ્છા એમ ત્રિવિધ પ્રારબ્ધ'ના બળે—પ્રો. સીલિ જેને 'absence of mind' કહે છે તેવી અણધારી રીતે—બ્રિટિશ સામ્રાજ્ય જગતનાં સર્વ સામ્રાજ્યોમાં સૌથી વધારે વિશાળ અને સમૃદ્ધ બની ગયું, અને તેમાં લિબરલ પક્ષના રાજ્યતન્ત્રીઓ જેઓ એક વખત સામ્રાજ્યભાવનાની વિરુદ્ધ હતા તેઓનું પણ મમત્વ બંધાયું. અત્યારે સામ્રાજ્યવાદ એક વાદ મટી સર્વસંમત બ્રિટિશ રાજ્યતન્ત્રીનો સિદ્ધાન્ત થઇ ગયો છે, અને અત્યારે એની સાથે લશ્કરી સત્તા કે પરરાજ્યલિપ્સા એવો કાંઈ પણ અનિષ્ટ અર્થ જોડાતો નથી. *

* વસ્તુતઃ, 'Imperialism'નો પણ મૂળ અર્થ આવો અનિષ્ટ—યુદ્ધ અને પરરાજ્યાક્રમણની ભાવનાનો નહોતો. ઉદારાશય બર્ક 'Empire'ની ભાવના ઉપદેશી છે તેમાં ઉચ્ચ ભાવનાનો જ બોધ છે. પણ આ શબ્દ કેવા ખોટા અર્થમાં સમજવામાં આવે છે અને એ શબ્દ અંગ્રેજીમાં પ્રથમ પ્રયોજાયો ત્યારે એના અર્થમાં કાંઈ જ ક્ષુદ્ર અંશ નહોતો એ પ્રો. હ્યૂર્કસ "The British Empire" નામના પુસ્તકના ઉપોદ્ઘાતમાં નીચે પ્રમાણે બતાવે છે:—

આમ સ્વરાજ્ય અને સામ્રાજ્ય* ઉભયનો ખોટો અર્થ કરવા ધાર્યો હોય તો તે થઈ શકે છે—પણ વસ્તુતઃ એના સારા અર્થમા જ આ બંને શબ્દ અમે પ્રયોજીએ છીએ એટલો ખુલાસો કરી આગળ ચાલીશ

દરેક યુગને માટે કેટલાક પરસ્પર વિરુદ્ધ એવા અર્ધ સત્યોને એકઠા મેળવવાની ફરજ ઊભી થાય છે ભગવદ્ગીતાના યુગમા ભારત પ્રજા આગળ એક મહાપ્રશ્ન એ હતો કે—સાંખ્ય અને યોગ—જ્ઞાન અને કર્મ—ગાર્હસ્થ્ય અને સંન્યાસ એની એકતા કેવી રીતે કરવી? અત્યારે એને જ મળતો આ રાજકીય પ્રશ્ન આપણી સમક્ષ તથા બ્રિટિશ રાજ્યતન્ત્રીઓની સમક્ષ ઊભો થયો છે કે—સ્વરાજ્ય અને સામ્રાજ્યની ભાવના એકઠી કેવી રીતે કરવી?

સુભાગ્યે આ પ્રશ્ન આજથી આઠ દશ વર્ષ ઉપર જેવો કઠિન હતો તેવો આજ નથી. બ્રિટિશ અને હિન્દી પ્રજા રણક્ષેત્રની ભૂમિ ઉપર એક બીજાને અડીને શત્રુ સામે એવી એકતાથી લડે છે કે ગોરા અને કાળા–બ્રિટિશ અને હિન્દી એવો ભેદ ભૂલાઈ જઈ એક સામ્રાજ્યની સર્વ પ્રજા છે એવો ભાન થવા લાગ્યો છે બ્રિટિશ પ્રજાએ હિન્દુસ્થાન પ્રત્યે

---

* "The word Empire is responsible for much misunderstanding We are obliged to use it, because we have no other high word which would cover the many and diverse dominions of his Majesty the King But Empire to many, possibly to most Englishmen, implies military domination, despotic rule, aggression on others liberties This does not represent the facts Canada and Australia belong to the British Empire and are proud to belong to it, yet nowhere in the world is liberty, government of the people by the people for the people, more fully developed But inasmuch as words count for something it is worth noticing first that the Latin word from which Empire is derived was not a purely military term, and secondly that when the word first comes into English history it is used to denote not domination but independence A celebrated statute was passed in the reign of King Henry Eighth which laid down that "This realm of England is an Empire The statute was passed against paying dues to the Papal See, and the meanings of the words Empire and Imperial as explained by the great commentator Blackstone, was "that our King is equally sovereign and independent within these his dominians as any emperor is in his empire' Empire denoted the spiritual and temporal independence of England, and it may fairly be said that, at the present day, British Empire connotes Britith liberty

તાત્પર્ય કે 'Empire' (સામ્રાજ્ય) શબ્દના અર્થમા કાંઈ પણ અનિષ્ટ અર્થ રહેતો નથી, અને 'British Empire' (બ્રિટિશ સામ્રાજ્ય) એટલે બ્રિટિશ સ્વાતન્ત્ર્ય

have it *on* the highest authority; for no less a personage than His Honour the *Lieutenant–Governor* has declared *that in Bengal local self–government* has on the whole been a success; and I am quite sure similar testimony would be forthcoming in reference to the other provinces of India It would indeed be a marvel if it were otherwise. Our Panchayat system is as old as the hills and is graven on the hearts and the instincts of the people. Self–Government is therefore nothing new to the habits or the ways of thought of the people of India."

આ ઠરાવને મિ. ચન્દાવરકરે જોરદાર ભાષણથી અનુમોદન આપ્યું, અને એના વિશેષ સમર્થનમાં પંડિત મદન મોહન માલવીયે કહ્યું કે—

"It is not to the great British Government that we need demonstrate the utility, the expediency, the necessity of this great reform. It might have been necessary to support our petition for the boon with such a demonstration, were we governed by some despotic monarch, jealous of the duties, but ignorant and careless of the rights of subjects; but it is surely unnessary to say one word in support of such a cause to the British Government or the British Nation—to the descandants of those brave and great men who fought and died to obtain for themselves and preserve intact for their children those every institutions which, taught by their example, we now crave, who spent their whole lives and shed their hearts blood so freely in maintaining and developing this cherished principle.

What is an Englishman without representative institutions? Why, *not an Englishman at all, a mere sham,* a base imitation, and I often wonder as I look round at our nominally English magnates, how they have the face to call themselves Englishmen and yet deny us representative institutions, and struggle to maintain despotic ones. Representative institutions are as much a part of the true Briton as his language and his literature. Will any one tell me that Great Britain will in cold blood, deny us, per free-born subjects, the first of these, when by the gift of the latter, she has qualified us to appreciate and incited us to desire it?

No taxation without representation. That is the first commandment in the Englishman's Political Bible; how can he palter with his conscience and tax us here, his free and educated fellow–subjects, as if we were dumb-sheep or cattle? But we are not dumb any longer. India has found a *voice*, at last in this great Congress, and in it, and through it, we call on England to be true to her traditions, her instincts, and herself, and grant us our rights as free-born British citizens."

( અપૂર્ણ. )

તન્ત્રી.

# આઠમી બંગાળી સાહિત્ય પરિષદ્.

( અનુસંધાન પૃષ્ઠ ૬૫૦ થી. )

## ગૌરવ સાતમું.

### બૌદ્ધ શીલભદ્ર.

અભિધર્મકોષવ્યાખ્યાનના મંગળાચરણમાં લખ્યું છે કે ગ્રંથકાર વસુબંધુ બીજા બુદ્ધના જેવો શોભતો હતો. આ વાત ભરતખંડને સંબંધે ખરી હોય એમ કહેવાય, પરન્તુ આખા એશીઆને સંબંધે જો બોલવા માગીએ તો બેશક એમ જ કહેવાય કે ચીનના યુઆનચુઆને બીજા બુદ્ધનું પદ પ્રાપ્ત કર્યું હતું. ચીનમાં જ જન્મેલા બધા બૌદ્ધ પંડિતોમાં યુઆનચુઆન શ્રેષ્ઠ હતો. તેના શિષ્ય અને પ્રશિષ્યોએ એક વખત જાપાન, કોરીઆ અને મંગોલીઆ ધ્રુજાવી નાખ્યાં હતાં. એ યુઆનચુઆન બૌદ્ધ ધર્મ અને યોગ શીખવા હિંદુસ્તાનમાં આવ્યો હતો, પણ જે શીખવા આવ્યો હતો તે કરતાં ઘણું વધારે શીખી તે પાછો ગયો. જેના પગ આગળ બેસી તે એ બધાં શાસ્ત્રો શીખ્યો તે બંગાળી હતો, એ વાત બંગાળીઓના ગૌરવ માટે કાંઇ નાની સુની નથી. એ બંગાળીનું નામ શીલભદ્ર, અને તે સમતટના રાજાનો કુંવર હતો. જે વખતે યુઆનચુઆન હિંદુસ્તાન આવ્યો તે વખતે શીલભદ્ર નાલન્દાના વિહારનો અધ્યક્ષ હતો. મોટા મોટા રાજાઓ તો શું પણ સમ્રાટ હર્ષવર્દ્ધન પણ એનું નામ સાંભળી તટસ્થ બની જતો, પરન્તુ તેનું કારણ તેનો ઓદ્ધો હતો, તેની જાત નહિ. હવે શીલભદ્રનો ઓદ્ધો મોટો હતો, એટલું જ નહિ પણ વિદ્યા સંબંધે પણ તેનું ગૌરવ ઘણું હતું. યુઆનચુઆન પોતે વિચક્ષણ, બહુદર્શી માણસ હતો. તે પોતાના ગુરુને દેવના માફક પૂજતો હતો. તેણે કહ્યું છે કે જુદા જુદા દેશમાં જુદા જુદા બૌદ્ધ ધર્મ અને બૌદ્ધ યોગના ગ્રંથોનો મેં અભ્યાસ કર્યો, પણ તે સંબંધે જે જે સંદેહ મારા મનમાં ઉત્પન્ન થએલા, તેનું નિવારણ શીલભદ્ર સિવાય કોઇ કરી શક્યું નહિ. શીલભદ્રના ઉપદેશથી તે સંદેહ મટી ગયા. કાશ્મીરના મોટા મોટા બૌદ્ધ પંડિતો પણ જે સંદેહ દૂર કરી શકેલા નહિ તે તેણે માત્ર એક એક વખત ઉપદેશ કરી દૂર કર્યા. શીલભદ્ર મહાયાન બૌદ્ધ હતો પરંતુ બૌદ્ધોના બીજા સંપ્રદાયોનું સાહિત્ય પણ તેણે ઘણું જોયું હતું. કદી કોઇ એમ કહે કે એવું જ્ઞાન તો બીજા ઘણા બૌદ્ધ પંડિતોને હતું, એટલું જ નહિ પરંતુ બૌદ્ધવિહારના અધ્યક્ષને એવું જ્ઞાન હોય તેમા કાંઈ આશ્ચર્ય જેવું નથી, તો તે વાત ખરી, પરન્તુ શીલભદ્ર તો તે સૌથી ચઢીઆતો હતો, કારણ બ્રાહ્મણોનાં સઘળાં શાસ્ત્રો તેણે જોયાં હતાં. પાણિનીનો તેને બહુ સારો અભ્યાસ હતો, અને તે વખતમાં તેનાપર જે ટિકા વગેરે થએલું તે પણ તેણે સારીરીતે વાંચ્યું હતું, અને તે તે શીખવતો પણ હતો. બ્રાહ્મણોનો આદિ ગ્રંથ જે વેદ, તે પણ તેણે યુઆનચુઆનને શીખવ્યો હતો. તેના જેવો સકળશાસ્ત્રવિશારદ પંડિત ફરી હિંદુસ્તાનમાં થશે કે કેમ તે કહી શકાતું નથી. જેવું તેનું પાંડિત્ય હતું તેવીજ તેના મનની ઉદારતા હતી. યુઆનચુઆનનો પાંડિત્ય

તથા ઉત્સાહ દેખી, જ્યારે નાલન્દાના બીજા બધા પંડિતો તેને ચીન તરફ પાછો ફરતાં અટકાવતા હતા, ત્યારે શીલભદ્રે કહ્યું કે "ચીન એક મોટો દેશ છે, અને ત્યાં જઈ હ્યુઆન સ્યુઆન બૌદ્ધ ધર્મનો પ્રચારક થશે, તે બાબતમાં તમારે આડે આવવું સારૂં કહેવાય નહિ. એ ત્યાં જશે તો સદ્ધર્મની ઘણી ઉન્નતિ થશે, અહિ બેસી રહે કશું થવાનું નથી." વળી જ્યારે, કુમારરાજા ભાસ્કરવર્મા વારવાર હ્યુઆનસ્યુઆનને કામરૂપદેશ જવા માટે કહ્યા કરતો હતો અને તે ત્યાં જવાની આનાકાની કરતો હતો, ત્યારે શીલભદ્રે કહ્યું, કે "કામરૂપમાં હજુ બૌદ્ધ ધર્મ પ્રવેશ કરી શકયો નથી, માટે ત્યાં જઈ બૌદ્ધધર્મનો સહેજ પણ પ્રચાર કરી શકાય તો તે મોટા લાભની વાત છે.' આ બધા બનાવો પરથી શીલભદ્રનાં ધર્માનુરાગ, દૂરદર્શિતા અને નીતિ કૌશલનો પૂરેપૂરો ખ્યાલ આવે છે.

એની બચપણની હકીકત કાંઈક અત્રે કહેવા જેવી છે. શીલભદ્ર સમતટના રાજાનો કુંવર હતો એ પહેલાં જ કહ્યું છે, વળી તે ઉપરાંત તે બ્રાહ્મણ જાતિનો હતો. બચપણથી એને વિદ્યાનો શોખ હતો, અને તે પ્રખ્યાત પણ ઘણો થયો હતો. વિદ્યાની ઉન્નતિ માટે આખા હિંદુસ્તાનમાં મુસાફરી કરી, ત્રીસ વરસની ઉમરે તે નાલન્દા આવી પહોંચ્યો. ત્યાં, તે વખત બધુ કર્ત્તાહર્ત્તા બોધિસત્ત્વ ધર્મપાલ હતો. ધર્મપાલનાં વ્યાખ્યાન સાંભળી તે તેનો શિષ્ય થયો અને થોડા દીવસમાં ધર્મપાલના બધા વિચારોથી તે માહેર થઈ ગયો. આ અરસામાં દક્ષિણ તરફથી એક દિગ્વિજયી પંડિત આવી પહોંચ્યો અને મગધના રાજા પાસે ધર્મપાલ જોડે વાદવિવાદ કરવાની રજા માંગી. રાજાએ ધર્મપાલને બોલાવી મંગાવ્યો. ધર્મપાલે જવાની તૈયારી કરી, ત્યારે શીલભદ્રે પૂછયું, કે "તમારે કેમ જવું પડે છે?" તેણે કહ્યું, "બૌદ્ધ ધર્મના સૂર્યને અસ્ત થવાનો વખત આવ્યો છે વિધર્મીઓ વાદળાંની માફક ચારે તરફ ફરતા રહે છે; જ્યાં સુધી તેમને દૂર કરી શકાય નહિ ત્યાં સુધી આપણા સદ્ધર્મની ઉન્નતિ થશે નહિ." શીલભદ્રે કહ્યું, ' આપ રોકાઈ જાવ, હું જ જાઉં છું." શીલભદ્રને જોઈ પેલો દિગ્વિજયી પંડિત હસી પડયો અને બોલ્યો, "આ બાળક મારી જોડે વાદવિવાદ કરશે?" પરંતુ શીલભદ્રે તો ઘણા થોડા વખતમાં તેને સંપૂર્ણ રીતે હરાવી દીધો. શીલભદ્રનું તે ન યુક્તિથી ખંડન કરી શકયો કે ન તેના વચનનો ઉત્તર દઈ શકયો, લજ્જાથી મ્હોડું નીચું કરી સભા છોડી તે ચાલ્યો ગયો શીલભદ્રના પાંડિત્યથી મોહ પામી જઈ રાજાએ તેને એક નગરનું દાન કર્યું. શીલભદ્રે કહ્યું કે "મેં તો કાષાય ગ્રહણ કર્યું છે, મારે અર્થ (દોલત) ની શી જરૂર"? રાજાએ કહ્યું કે, "બુદ્ધદેવનો જ્ઞાનજ્યોતિ તો ઘણા દીવસ થયા નિર્વાણ પામ્યો છે, તેથી હવે જો ગુણની પૂજા હમે ન કરીએ તો પછી ધર્મનું શી રીતે રક્ષણ થાય? માટે કૃપા કરી મારી પ્રાર્થનાનો અસ્વિકાર કરશો નહિ." આ વાત સાંભળી રાજી થઈ શીલભદ્રે નગરનું દાન લીધું, અને તેની ઉપજમાંથી એક મ્હોટું સંઘને રહેવાનું સ્થાન સ્થાપ્યું.

હ્યુઆનસ્યુઆને એક જગાએ કહ્યું છે કે, શીલભદ્ર વિદ્યા, બુદ્ધિ, ધર્માનુરાગ, નિષ્ઠા, વગેરેમાં જૂના બૌદ્ધગણો કરતાં ઘણો શ્રેષ્ઠ હતો. તેણે દશ કોડ પુસ્તક લખ્યાં છે, વળી તેણે જે બધી ટીકાટિપ્પણી લખી છે તે બહુ ચોખ્ખી અને સરલ ભાષામાં લખી છે.

હુઆનચુઆનનો ગુરૂ શીલભદ્ર બંગાળી હતો. તેના જેવો સર્વ શાસ્ત્રવિશારદ પંડિત થવો બહુ વિરલ છે, એ વાત બંગાળીઓને મગરૂર થવા જેવી છે કે નહિ તેનો તમારે જ વિચાર કરવો.

## ગૌરવ આઠમું.

### બૌદ્ધ લેખક શાંતિદેવ.

મારો અભિપ્રાય એવો છે કે બૌદ્ધ ધર્મનાં ઘણાં પ્રચલીત પુસ્તકોમાંથી કેટલાકનો લખનાર મહાત્મા શાંતિદેવ બંગાળી હતો, પરંતુ તારાનાથનો અભિપ્રાય મારી વિરૂદ્ધ છેઃ તેઓ કહે છે કે શાંતિદેવનું ઘર સૌરાષ્ટ્રમાં હતું. દિલગીરીની વાત એટલી છે કે શાંતિદેવનું જે જન્મચરિત્ર મને મળ્યું છે તેમાંથી એની જન્મભુમિનુ નામ કપાઈ ગયુ છે, એટલે તે વંચાતું નથી, પરંતુ એનાં કામ કરવાનાં ઠેકાણાં મગધની રાજધાની તથા નાલન્દા હતાં. જ્યારે તે ઘર છોડી બહાર નીકળ્યો ત્યારે તેની માએ તેને કહ્યું હતું કે, "મંજૂજ્ઞાન મેળવવા માટે તું મંજૂવજ્રસમાધિને તારો ગુરૂ કરજે." હવે સૌરાષ્ટ્રમાં મંજૂશ્રીના પ્રાદુર્ભાવ વિશે કાંઈ સાંભળવામાં આવ્યુ નથી, કારણ ત્યાં બૌદ્ધ ધર્મનો જ પ્રાદર્ભાવ ઘણો થોડો થયો હતો.

એને બંગાળી ગણવાનુ એક વિશેશ કારણ છે. નાલન્દામાં એક "કુટી" એટલે બાતના ખેતર પાસે તેનું ઘર હતું. હવે લોકો એવું જોતા હતા કે જ્યારે તે જમવા બેસતો ત્યારે તેનું મહોડું હસતું દેખાતું, સુવા જતો ત્યારે પણ તેવું જ હસતું દેખાતું અને જ્યારે ઘરમાં અમથો બેસી રહેતો હતો ત્યારે પણ તે એવો પ્રસન્નવદનનો જ દેખાતો, તેથી

भुञ्जनोपि प्रभास्वरः
सुप्तोपि प्रभास्वर
कुटिं गतोपि प्रभास्वर'

એનું નામ "ભૂસકૂ" પડયુ. જ્યારે તે મગધની રાજધાનીમાં રહેતો હતો ત્યારે તે "રાવત" નુ કામ કરતો હતો, એવાં કેટલાંક બંગાળી ગાયન છે કે જેમાં લખ્યું કે કેઃ—

राउतू भणइ कट,
भूसूकू भणई कट ॥

આ ઉપરથી "राउतू" ભૂસકૂ, અને શાંતિદેવ એ ત્રણ એક જ કે નહિ એ વિચારવાનું છે. એ ત્રણ જણ એક જ હોવાનો ઘણો સંભવ છે.

વળી એક બીજી વાત છે. શાંતિદેવે ત્રણ પુસ્તક લખ્યાં છે. (૧) સૂત્રસમુચ્ચય, (૨)

શિક્ષાસમુચ્ચય, (૩) બોધિચર્યાવતાર, પાછળના બે મળી આવ્યા છે અને છપાયાં છે, પહેલું હજુ મળ્યું નથી, પણ ભુસકૂના નામનું એક વિશેષ પુસ્તક મને મળ્યું છે. અને તેમાં તેનું જ લખાણ છે. ઉપલા બે પુસ્તકની માફક એ પણ સંસ્કૃતમાં જ લખેલું છે, જો કે વચમાં વચમાં બંગાળી પણ છે ઉપલા બન્ને ગ્રંથોમાં, અને તેમાં શિક્ષાસમુચ્ચયમાં તો મોટે ભાગે સંસ્કૃત સિવાયની બીજી એક ભાષામાં લખાણ છે. પણ એક મુશ્કેલી વળી એવી છે કે શાંતિદેવના જે બે પુસ્તક અત્યાર સુધીમાં હાથ લાગ્યાં છે તે બન્ને મહાયાનને લગતાં છે, ને આ છેલ્લું પુસ્તક જે મળ્યું છે, તે વજ્રયાન કે સહજયાનને લગતું છે, તેથી એમ થાય છે કે એક જ માણસ એ બે "યાન"ના પુસ્તક લખે ખરો? એ સંબંધે વેંડાલ સાહેબ કહે છે કે શિક્ષાસમુચ્ચયમાં તાન્ત્રિક ધર્મની ઘણી વાતો મળી આવે છે, મેં પણ જોયું છે કે વજ્રયાન, મહજયાન અને કાળચક્રયાન મહાયાન સિવાય હોતું નથી, ને એ બધા યાનના લોકો વિચાર કરતા હશે કે, "બધા મહાયાન વાળા તો ખરા, પણ હમે મહાનયાનને "સહજયાન" કરી ઉંચું પદ આપ્યું છે, અને તેની મ્હોટી ઉન્નતિ કરી છે" હાલમાં નેપાળના બૌદ્ધો કહે છે કે હમે મહાયાન બૌદ્ધ છીએ પણ ખરૂં જોતાં તેઓ વજ્રયાન અથવા તો સહજયાનના ઉપાસક છે

બોદ્ધિચર્યાવતારમાં શાંતિદેવ વારવાર પોતાના વિરોધીઓની વાત કરી તેમને ગાળો દે છે એ ગાળ—ગૂથભક્ષ—બંગાળા સિવાય બીજે કશે સાભળવામાં આવતી નથી, આપણા દેશમાં રાત દીવસ એ જ—ગૂથભક્ષક—ગાળ સંભળાય છે

વળી ભુસકૂ વાળા એક ગાયનમાં છે કે —

आज भुसुकू वू भैलि बागाली,
निज घरिणि चडाली लेली ॥

આ ઉપરથી જણાય છે ભુસકૂ ખરેખરો બંગાળી હોવો જોઇએ

આ બધા કારણોને લીધે શાંતિદેવને આપણી મ્હોટાઇનું આરંભ સ્મરણ હું કરૂં છું તેંજુના ગ્રંથમાં લખ્યું છે કે શાંતિદેવનું ઘર જાહોરમાં હતુ. જાહોર કયાં આવ્યું તેની ખબર નથી, માટે તે મેળવવા પ્રયત્ન થવો જોઇએ

## ગૌરવ નવમું.

### નાથપંથ.

હાલમાં આપણા દેશમાં જે બધા જોગીઓ છે, તેઓ પોતાના નામની પાછળ "નાથ" લગાડે છે. તેઓ કહે છે કે "હમે આ દેશના રાજાના ગુરૂ હતા, પણ બ્રાહ્મણોએ હમારૂં ગુરૂપદ છીનવી લીધું છે" તેથી હવે તેઓ જનોઈ પહેરી બ્રાહ્મણ ગણાવાની તજવીજમાં

પડયા છે. પરંતુ એ "નાથો" નો આચાર વ્યવહાર બ્રાહ્મણોના જેવો નથી. એ જાતિ અસલ ક્યાંથી આવી તેની હું ઘણાં વરસ થયાં શોધમાં છું. રૉયલ એશીઆટીક સોસાયટીનાં જૂનાં જર્નલના ૧૯ મા ભાગમાં ઈન્જિસન સાહેબનો મત્સ્યેંદ્રનાથ વગેરે સંબંધી એક લેખ વાંચી પહેલાં મારો એવો અભિપ્રાય થએલો કે નાથપંથ ( Nathism ) નામનો એક સંપ્રદાય ઘણા વરસ પર બંગાળા અને પૂર્વ ભારતમાં ઘણી મજબૂત જડ ઘાલી બેઠેલો. પહેલાં મારું ધારવું એવું હતું કે ગોરખનાથની "હઠયોગ પ્રદીપિકા" માં જે ચૌદ નાથનાં નામ આપ્યાં છે તે બધા કબીરના સમયમાં થઈ ગયા. કબીર અને ગોરખનાથ વચ્ચે થએલી વાતચીતની કબીરપંથીઓની એક ચોપડી લખાઈ છે, તેથી લોકો ધારે છે કે કબીર અને ગોરખનાથ સમકાલીન હતા. પરંતુ બાસીલીફ્ ટીબેટની ગ્રંથમાળા પરથી બતાવી આપ્યું છે કે ગોરખનાથ ઈ. સ. ના આઠમા સૈકા પછી થઈ ગયો હોવો જોઇએ. નેપાળમાં બૌદ્ધોના સંસ્કારોને લીધે સઘળા નાથ બૌદ્ધ હતા, માત્ર ગોરખનાથ જ બૌદ્ધ મત છોડી શૈવ થએલો. બૌદ્ધ હતો તે વારે તેનું નામ રમણવજ્ર અથવા અનંગવજ્ર હતું. છેવટ શોધ કરતાં કરતાં "કૌલજ્ઞાન વિનિશ્ચય" નામે મત્સ્યેંદ્રનાથ અથવા મચ્છઘ્નપાદનો બનાવેલો એક ગ્રંથ મને મળ્યો. એ જે અક્ષરે લખાએલો છે તે અક્ષર ઈ. સ. ના નવમા સૈકા પછી જતા રહ્યા છે, પરંતુ તેમાં બૌદ્ધ ધર્મનું નામ સરખું પણ નથી. એ જગાએ મીનનાથનુ એક બંગાળી પદ કોઈ બૌદ્ધ ગ્રંથમાં લીધેલું છે તેનો દાખલો આપી કહે છે કે, પરદર્શનનો અભિપ્રાય આવો છે. આ સિવાય પણ બીજાં કેટલાક કારણોને લીધે એમ કહી શકાય છે કે એ "નાથો"એ નથી હિંદુ કે નથી બૌદ્ધ ધર્મનો પ્રચાર કર્યો.

શિવ એમનો દેવ હતો. તેમના પુસ્તકમાં હરપાર્વતીનો સંવાદ તંત્રને આકારે લખાએલો છે. તેઓ કૈલાસમાંથી તે લઈ આવેલા, તેમણે હઠયોગનો પ્રચાર કરેલો, જુદાં જુદાં આસન વડે યોગ કરવો એ જ તેમનો ધર્મ. એમનાં ધર્મનું મૂળ હજુ પણ મળતું નથી, અથવા તો જે મળ્યું છે તે ઉપરથી જણાય છે કે તેઓ લોકોને ગૃહસ્થાશ્રમ છોડવા સમજાવતા. તેમના ધર્મમાં સ્વર્ગ વગેરે તરફ બહુ વલણ હતું નહિ. તેમની મતલબ સિદ્ધિ લાભ કરવાની હતી. એ સિદ્ધિ છેવટે જાદૂગર થઇને ઉભી રહી મૂળ "નાથ" શું કરતો હતો તે જાણવામાં નથી, પરંતુ હાલ તો ઘણા "નાથ" જાદૂગરનો ધંધો કરી ભિક્ષા માગતા ફરે છે. ઇંદ્રિયોની સેવા કરવામાં તેમને કોઈ રીતની અડચણ હોતી નથી. જોધપુરનું મહા મંદિર હાલમાં તેમનું મોટું સ્થાન છે. નાથજી ઘણા મોટા માણસ છે, તેમનું મહા મંદિર એક મ્હોટા શહેર જેવું છે, તેને ચારે બાજુએથી દીવાલોએ ઘેરી લીધું છે. નાથજીના મંદિરમાં જઇને જોયું તો, તેઓ આગળ થઈ ગએલા નાથનાં પગલાં પૂજતા હતા. લોક નાથજીને દેવતાનો અવતાર ગણતા હતા. તેઓ લગ્ન કરતા નથી પરંતુ તેમને છોકરાં થવામાં કાંઈ વાંધો આવતો નથી, મદ્યમાંસના આહારનો પણ તેમને વાંધો હોતો નથી. નાથજીનુ એક વાસણ દારૂથી ભરી દેતાં રૂપીઆ દસ હજારનો ખરચ થાય.

એ "નાથ" બંગાળા અથવા પૂર્વ ભારતના વતની હોવા વિશે કાંઈ સંદેહ જેવું

નથી. મીનનાથનુ એક પદ મારે હાથ લાગ્યું છે.-કે જે બંગાળામાં છે. ગોરખનાથનું જીવન ઘણે ભાગે બંગાળામાં જ વ્યતીત થએલુ. તેનો ચેલો હાડીપા તે આપણા મયનામતી (મેનાવતી) ના ગાયનનો નાયક. મીનનાથ જે વખત પોતાનો ધર્મ ભૂલી ગયો હતો તે વખત ગોરખનાથે જ તેને તે વાતની સ્મૃતિ કરાવી હતી. મત્સ્યેંદ્રનાથને ઘણી વખત મચ્છઘ્ન નાથ કહેવામાં આવે છે કે મતલબ કે તે "જેલ" નો છોકરો હતો. એ વાત સાચી હોય તો પછી તે બંગાળાનો જ વતની હોવો જોઇએ.

વખત જતાં નાથપંથે ઘણું જોર પકડયું અને બૌદ્ધો અને હિંદુઓ "નાથ" ની ઉપાસના કરવા લાગ્યા. મત્સ્યેંદ્રના ગ્રંથમાં જો કે બૌદ્ધધર્મને લગતું કશું નથી તો પણ હજુ પણ નેપાલીઓ તેને મોટા દેવ તરીકે પૂજે છે. તેની રથયાત્રા વખતે નેપાળમાં જે ધામધૂમ થાય છે કે તે બીજા કોઈ દેવતાની એવી જ યાત્રા વખતે બીજે કોઈ સ્થળે થતી નથી. ગોરખનાથ પર જો કે બધા નેપાલી બૌદ્ધોનું મન નહતું તો પણ હજુ પણ ઘણા બૌદ્ધો તેને પુજે છે; ટિબેટમાં પણ તે પૂજ્ય છે.

આ બધાં કારણોને લીધે નાથપંથને બંગાળીઓના ગૌરવનું નવમુ કારણ હું ગણું છું.

## ગૌરવ દસમું.

### દીપંકર શ્રીજ્ઞાન.

બંગાળાનુ દસમુ ગૌરવ દીપકર શ્રીજ્ઞાન. તેનુ વતન પૂર્વ બંગાળામાં વિક્રમણીપૂર, તે ભિક્ષુ હતો અને વિક્રમશીલ વિહારમાં રહેતો હતો. ત્યાં ટૂંક વખતમાં મોટા પંડિત તરીકે તેની ગણત્રી થવા માંડી હતી. તે વખતના ત્યાંના મઠના અધ્યક્ષે તેને સુવર્ણદ્વીપ મોકલ્યો. ત્યાં બૌદ્ધધર્મના ફેલાવનાર તરીકે એ પ્રસિદ્ધ થયો છે. ત્યાંથી પાછા ફર્યા બાદ વિક્રમશીલ વિહારનો તે અધ્યક્ષ થયો હતો, અને એના વખતમાં નાલન્દા કરતાં પણ વિક્રમશીલની ખ્યાતિ વધી ગઈ. ઘણા મોટા મોટા માણસો, ઘણા મોટા મોટા પંડિતો વિક્રમશીલમાં શીક્ષણ લઈ, એકલા હિંદુસ્તાનમાં નહિ, પરંતુ હિંદુસ્તાનની બહાર જઇને પણ વિદ્યા અને ધર્મ પ્રચાર કરવા લાગ્યા. વિક્રમશીલ વિહારનો રત્નાકર શાંતિ નામે એક જણ બહુ તીક્ષ્ણ બુદ્ધિનો નૈયાયિક થઈ ગયો. પ્રજ્ઞાકર મતિ, જ્ઞાન શ્રીભિક્ષુ, વગેરે બહુ બહુ ગ્રંથકારો ને પંડિતોએ વિક્રમશીલનું નામ ઝળકતું રાખ્યુ હતું.

આવા વિહારના અધ્યક્ષ થવું એ મોટું સદ્ભાગ્ય કહેવાય. દીપંકરને ઘણી વખત બ્રાહ્મણ પંડિત તથા બીજા "યાન" નો મત સ્વીકારનારાઓ જોડે વાદમાં ઉતરવું પડતું અને તેમાં તે હમેશ વિજયી નીવડતો. આ વખતમાં ટીબેટ દેશમાં ઘણે ભાગે બૌદ્ધ ધર્મ લોપ થતો આવતો હતો, અને વનપાઓનું જોર વધતું જતું હતું, તેથી ભય પામી ટીબેટના રાજાએ વિક્રમશીલ વિહારમાંથી દીપંકર શ્રી જ્ઞાનને ત્યાં લઈ આવવા માટે એક દૂત મોકલ્યો.

દીપંકરે બેએક વખત તો જવાની ના કહી, પરંતુ જે બાબત માટે જવાનું હતું તે બાબતના અગત્યતા જોઇ એણે જવાની હા કહી. એ વાત સાંભળી ઘણાં માણસો મોકલી તેનું સન્માન કરી ટીબેટના રાજાએ પોતાના દેશમાં તેને આણ્યો, જતાં જતાં રસ્તામાં નેપાળમાં સ્વયંભૂ ક્ષેત્રમાં પોતે કેટલાક વખત મુકામ કર્યો. પછી બરફનો પહાડ ઓળંગી પોતે ટીબેટની સરહદ પર આવી પહોંચ્યો. જેઓ નિમંત્રણ કરી પોતાને દેશ તેને લઈ ગયા હતા તેમના દેશની રાજધાની પશ્ચિમ ટીબેટમાં હતી, જે જે વિહારોમાં તેણે વાસ કરેલો તે સઘળા વિહારો આજે પણ ઘણા પવિત્ર ગણાય છે. ફ્રાંકે સાહેબે જે આર્કીઓલોજીકલ રીપોર્ટ બહાર પાડ્યો છે, તેમાં દીપંકર શ્રીજ્ઞાન અથવા અતિશાનું કર્મક્ષેત્ર બહુ સારી રીતે બતાવ્યું છે. અતિશા જ્યારે ટીબેટ ગયો ત્યારે તેની ઉંમર ૭૦ વરસની હતી. આવી મોટી ઉંમરે ટીબેટ જવાનો શ્રમ ઉઠાવ્યો એજ અસાધારણ કહેવાય અને વળી ત્યાં જઈ તેણે ઘણાઓને બૌદ્ધધર્મની દીક્ષા આપી એ વધારામાં. ત્યાર પછી ટીબેટમાં ઘણા જુદા જુદા બૌદ્ધોના સંપ્રદાયો નીકળ્યા; અને હવે ટીબેટમાંથી કદી બૌદ્ધ ધર્મનો લોપ થશે એવો જરા પણ સંદેહ નથી. તેણે ટીબેટમાં મહાયાન મતનો પ્રચાર કરેલો. તેને સારી રીતે ખબર હતી કે ટીબેટવાસીઓ શુદ્ધ મહાયાન ધર્મના અધિકારી નથી, કારણ તે વખત પણ તેઓ દૈત્યદાનવની પૂજા કરતા હતા; વળી તેણે વજ્રયાન અને કાળચક્રયાનના ઘણા ગ્રંથોનો તરજુમો કર્યો હતો, અને ઘણી પૂજા પદ્ધતિનાં પુસ્તકો તથા સ્તોત્રો લખ્યાં છે. તેંગુરના કેટલોગને દરેક પાને દીપંકર શ્રીજ્ઞાન અથવા અતિશાનું નામ જોવામાં આવે છે. આજે પણ હજારો લોકો તેને દેવતા ગણી પૂજે છે. ઘણાઓનો એવો અભિપ્રાય છે કે ટીબેટમાં આજે જે કાંઈ વિદ્યા, બુદ્ધિ, સભ્યતા છે તે બધાનું મૂળ કારણ દીપંકર જ છે. એવા માણસને જ્યારે આપણા બંગાળાના ગૌરવ રૂપે ન ગણીએ તો પછી કોને ગણીએ?

## ગૌરવ અગીઆરમું.

### જગદ્દલ મહાવિહાર

### અને

### વિભૂતિચંદ્ર.

રાઇટ સાહેબ નેપાળમાંથી જે કેટલાંક પુસ્તકોનો સંગ્રહ કરી લઈ ગયો તે તેણે કેંબ્રીજની યુનીવરસીટીને આપી દીધાં. તેમાં શાંતિદેવની શિક્ષાસમુચ્ચયની નામની એક પોથી હતી. એ પોથી કાગળ પર હાથથી લખેલી અને મ્હોટે ભાગે બંગાળીમાં હતી. વૅંડલ સાહેબે જ્યારે એ પુસ્તકોની યાદી બનાવી ત્યારે તેમાં જણાવ્યું કે ઈ. સ. ના ૧૪ મા યા ૧૫ મા સૈકામાં એ લખાઈ હોવી જોઇએ. ત્યાર પછી જ્યારે તે તેણે છપાવી ત્યારે તેની પ્રસ્તાવનામાં લખ્યું કે "વખતે એક સો વરસ આગળ જવું પડશે. કારણ કાગળ તેના કરતાં વિશેષ જૂના ન હોવા જોઇએ." વૅંડલ સાહેબ મોટો માણસ હતો, માટે ને તેને સારો

બનાવ હતો, તેઓ અને હું એક વખત સાથે નેપાળ ગયા હતા, પરંતુ આ જગાએ તેના મતને હું મળતો થઈ શકતો નથી કારણ નેપાળમાં મેં એના કરતાં વધાર જૂના કાગળના પુસ્તકો જોયા છે, અને બેએક પુસ્તક તો સાથે આણ્યા છે, અને તેથી માત્ર કાગળપરથી જ જો એ પુસ્તક નવું છે એમ એ કહેવા માગતો હોય તો તે વાત બરાબર નથી ડા હૉર્નલે બતાવી આપ્યું છે કે ઘણા જૂના વખતથી નેપાળમાં "કાયગદ" મળી આવે છે આપણને કાગળ પછીથી મળ્યા, કારણ આપણને ચીન પાસથી બ્હારો બ્હાર મળતા ન થા નથી, આપણને મુસલમાનો મારફતે મળ્યા, અને તેમને ચીન પાસથી મળેલા મુસલમાનોએ "કાયગદ" શબ્દનું "કાગજ" બનાવી દીધું પુસ્તકના અંતમાં લખ્યું છે, કે "देय धर्मोयं प्रवरमहा यानयायिनो जागद्दल पंडित विभूतिचंद्रस्य" વગેરે હવે વેન્ડલ આ લખે છે કે "મહાયાન પથી જગદલ પંડિત વિભૂતિચંદ્ર તે કોણ તે મારી જાણમાં નથી" ઈ સ ૧૯૦૭ ની સાલમાં હું ફરી નેપાળ ગયો ત્યારે કેટલાક પુસ્તકોમાં મેં જગદ્દલ મહાવીહારનું નામ જોયું, પરંતુ તે વખતે પણ એ મહાવિહાર ક્યાં આવેલો તેની મને ખબર નહતી તે વખતે મને વિભૂતિચંદ્રનું નામ મળ્યું "નામસંગીતિ"ની "અમૃતકર્ણિકા" નામે એક ટીકા તેણે રચેલી અને તે કાલચક્રયાનના મતને અનુસરીને લખેલી

પછી રામચરિત કાવ્ય છપાતી વખતે હું જાણી શક્યો કે રામપાલે રામવતી નામનું જે નગર વસાવેલું તેની પાસે "જગદ્દલ મહાવિહાર" આવેલું ગંગા અને કરતોયાના સંગમ પર તે આવેલું હતું તે વખતે કરતોયા ગંગામાં નહિ પણ જમનામાં પડતી હતી. ગંગા એક વખત બુડીગંગા આગળ થઈ જતી હતી તે વખતે મેં વિચાર કર્યો કે મુન્શીગંજમાં રામપાલ નામે જે જૂનું ગામ છે તે જ રામવતી હોવું જોઇએ, અને જગદ્દલ તેની પાસે જ કોઈ જગાએ આવેલું હોવું જોઇએ આ વાત જણાવ્યા પછી ઘણાઓએ જગદ્દલ વિષે શોધ કરી કેટલાએકે માલદેહમાં અને કેટલાએકે બેગુરામાં પરંતુ હજુ કાંઈ હાથ લાગ્યું નથી અને શોધ જારી છે કારણ જેવી રીતે મગધમાં નાલન્દા, પેશાવરમાં જેવો કનિષ્ક વિહાર, મન્ગોલમાં જેવો દીપદત્તવિહાર, તેવો બંગાળામાં જગદ્દલવિહાર હતો તેંગુરમાં લખ્યું છે કે એ વિહારવરેંદ્રમાં હતો કોઈ ઠેકાણે બંગાળામાં અને કોઈ કોઈ ઠેકાણે પૂર્વભારતમાં હતો એમ જણાવેલું છે

જ્યાં હોય ત્યાં પણ એ ઘણો મ્હોટો વિહાર હતો એમાં શક નથી રામપાલે એની પ્રતિષ્ઠા કરી હોય એમ લાગતું નથી, એ વિહારમાં ઘણા મ્હોટા મ્હોટા ભિક્ષુઓ રહેતા હતા તેમાં વડો વિભૂતિચંદ્ર હતો વિભૂતિચંદ્રે ઘણા બૌદ્ધ ગ્રંથો ઉપર ટીકા વગેરે સંસ્કૃતમાં લખ્યું છે જ્યારે તિબેટ દેશમાં એ બધા ગ્રંથોના તરજુમા થતા હતા, ત્યારે તેણે ઘણા પુસ્તકોના તરજુમો કરવામાં મદદ કરેલી, અને પોતે પણ બે ચાર પુસ્તકનો તરજુમો કરેલો એ સિવાય જગદ્દલના એક બીજા મહાભિક્ષુનું નામ દાનશીલ તેણે પણ એવા ઘણા પુસ્તકોના તરજુમામાં મદદ કરેલી આ ઉપરથી સહજ જણાય કે તિબેટવાસીઓને એક વખત જગદ્દલના ભિક્ષુઓ પર ઘણો આધાર રાખવો પડેલો

હમણાં શ્રીમાન રાખાલદાસ બંદોપાધ્યાયે કેંગુરોનું એક પુસ્તક ખરીદ કરી સાહિત્ય પરિષદ્‌ને ભેટ આપ્યું છે. "સોસાયટી"ના લામા કહે છે કે એ પુસ્તક હાથે લખાએલું છે, લાકડાની છાપવાળું નથી. ઈ. સ. ૧૦૨૫ વરસ પર લખાએલું હોવું જોઇએ અને દાનશીલે તેનો તરજુમો કરેલો. એ દાનશીલ જગદ્દલવાળો દાનશીલ હોય તો જગદ્દલવિહાર પણ જૂનો, વિભૂતિચંદ્ર પણ ઘણો જૂનો, અને વૅંડલ સાહેબનું પુસ્તક પણ તેના કહ્યા કરતાં ત્રણસેં ચારસેં વરસ પહેલાનું અને તેથી ઘણું જૂનું હોવું જોઇએ. આને લીધે કહું છું કે જગદ્દલવિહાર અને વિભૂતિચંદ્ર બંગાળાનાં ગૌરવનાં કારણ છે.

## ગૌરવ બારમું.

### લુઇપાદ અને તેના સિદ્ધાચાર્ય.

બંગાળાનું બારમું ગૌરવ લુઇપાદ અને તેના સિદ્ધાચાર્ય. લુઇપાદ સંબંધે આગળ એક બે વખત કહ્યું છે. તે આદિ–સિદ્ધાચાર્ય હતો. ઘણી જગાએ આદિ સિદ્ધાચાર્ય તરીકે તેને ગણાવેલો છે. તેનું ઘર બંગાળામાં હતું. રાઢ દેશમાં હજુએ તેના નામની પૂજા થાય છે, મયૂર ભંજમાં પણ તેની પૂજા થાય છે, ટીબેટવાસીઓ તેને સિદ્ધાચાર્ય ગણી પૂજે છે. તેણે ઘણાં બંગાળી ગાયનો લખ્યા છે, અનેક સંસ્કૃતમાં લખેલા બૌદ્ધ ગ્રંથો પર ટિકા વગેરે લખ્યાં છે અને તેણે એક સંપ્રદાય પણ ચલાવ્યો છે. તે સંપ્રદાય ઘણું કરીને સહજયાન હોવો જોઇએ, અને જો તે ન હોય તો સહજયાનનો કોઈ ભાગ હોવો જોઇએ.

એક વખતે સિદ્ધાચાર્યગણે બંગાળા અને પૂર્વ ભારતમાં ઘણી પ્રતિષ્ઠા મેળવી હતી તેની સાબિતીઓ છે. ઈ. સ. ના ૧૩ મા સૈકામાં હરિસિંહ નામે મિથિલામાં એક રાજા થઈ ગયો. તેણે એક વખત નેપાળ પર હુમલો કર્યો હતો, અને તેની બ્હીકથી બંગાળા અને દિલ્હીના મુસલમાનો ગભરાઈ ઉઠયા હતા. છેવટે તેના જ વંશમાંથી નેપાળના રાજાઓ થયા. એના મંત્રી ચંડેશ્વરે સ્મૃતિનાં ઘણાં પુસ્તક લખ્યાં છે. તેના દરબારમાં એક કવિ હતો તે સંસ્કૃતમાં પ્રહસન (ફારસ) સારા લખતો. તેનું નામ જ્યોતિરીશ્વર કવિ શેખરાચાર્ય. એમ જણાય છે કે એ બંગાળીમાં પણ કવિતા લખતો હતો. અડધું સંસ્કૃત, અડધું બંગાળી એવું એનું રચેલું અપૂર્વ પુસ્તક છે, જેનું નામ વર્ણનરત્નાકર. કવિતા લખતાં શેનું અથવા કોનું શી રીતે વર્ણન કરવું, તે બતાવવાની એ પુસ્તકની મતલબ છે. એ પુસ્તકમાં ચોર્યાસી સિદ્ધનાં નામ આપતાં એણે માત્ર છોતેરનાં આપ્યાં છે, અને તેમાં લુઇના ઘણા શિષ્યોનાં નામ છે. હરિસિંહના વખત સુધી આ પ્રમાણે લુઇનું નામ ચાલતું આવતું હતું તેથી એમ જણાય છે કે એ કોઇ અસાધારણ માણસ હોવો જોઇએ.

તેંગુરમાં લખ્યું છે કે લુઇને મત્સ્યાન્ત્રાદ કહેતા હતા કારણ તેને માછલાંના આંતરડાં ખાવાં બહુ ગમતાં હતાં (કયા બંગાળીને તે ભાવતાં નથી). તેંગુરમાં લખ્યું છે કે આ નામ

આવ્યું છે તેથી તેને મત્સ્યેંદ્રનાથ જોડે જોડી નાંખવાનો નથી, મત્સ્યેંદ્રનાથ તો મીનનાથનો છોકરો, અને લુઇ તો મહાયોગીશ્વર હતો.

સિદ્ધાચાર્યના ગણમાં લુઇ, કુક્કુરી, વિરૂઆ, ગુડરી, ચાટિલ, ભૂસુકૂ, કાહ્નુ, કામલિ, ડોંબી, શાંતિ, મહિત્તા, વીણા, શરહ, શબર, આર્યદેવ, ઢેન્તન, દારિકાભાદે, ભાડક, એવા કેટલાએકનાં "ચર્યાપદ" અથવા તેમના ગુણનાં વખાણનાં ગાયન લખાયાં છે પરંતુ મુસલમાનોના વિજય પહેલાં જ એ બધાં "પદ" (ગાયનો) દુર્બોધ થઈ ગએલાં, છતાં તેનાપર સહજિયા મતવાળાઓએ ટીકા સંસ્કૃતમાં લખી છે, એ સિવાય ઘણા દુહાઓ પણ લખાયા હતા, અને તેની સઘળાની સંસ્કૃતમાં ટીકા લખાઈ હતી. એવી ઘણા દુહાગીતિકાઓ હતી અને તેના પરની સંસ્કૃત ટીકાઓ પણ હતી. તે બધાનો ભૂટીઆની ભાષામાં તરજુમો થયો છે. જેણે સિદ્ધાચાર્યનું નામ રાખેલું તે બધાના ગ્રંથો છે ને તેનું ભૂટીઆ ભાષામાં ભાષાંતર પણ થયું છે, તેથી ભૂટાઆ ભાષાના ગ્રંથો અને ખાસ કરીને તેંગુર ગ્રંથ શોધવામાં આવે તો બંગાળીઓના ધર્મ મત વિશે તેમાંથી જાણવા જેવું મળી આવે, એટલું જ નહિં પણ બંગાળી સાહિત્યનો ઇતિહાસ સુદ્ધાં તેમાંથી મળી આવે. પોતાના પૂર્વ પુરૂષોની જે હકીકત બંગાળીઓ જાણતા નથી તે તેમના શિષ્ય ભૂટીઆઓએ ખાસ યત્ન કરી પોતાના ગ્રંથમાં જાળવી રાખી છે. એ વાત બંગાળીઓને શરમાવા જેવી છે, અને તેમના પૂર્વપુરૂષોને ખાસ ગૌરવ લેવા જેવી છે એમાં કાંઈ શક નથી. સિદ્ધાચાર્યના ગણ, તેમનાં ગાયન, તેમના દુહા, તેમનો ધર્મ એ વિશે આગળ બેએક વખત મેં કહ્યું છે, અને અત્રે ફરીથી કહું છું કે મારો તે સંબંધી મત ખરો છે.

## ગૌરવ તેરમું.

### શિલ્પી યા પત્થર ઘડનારનું કામ.

બંગાળીઓના ગૌરવનું તેરમું કારણ શિલ્પીનું કરેલું શિલ્પકામ. મહાયાનમાંથી જેમ જેમ નવા ધર્મ નીકળતા ગયા, હિંદુઓમાં જેમ જેમ તંત્રનો મત પ્રવેશ પામતો ગયો તેમ તેમ નવા નવા દેવતા, નવા નવા બુદ્ધ, નવા નવા બોધિસત્વની પૂજાનો આરંભ થતો ગયો. દરેક દેવતાની જુદી જુદી જાતની મૂર્તિઓ બનવા લાગી. કોઈ ક્રોધ મૂર્તિ, કોઈ શાન્ત મૂર્તિ, કોઈ કરૂણા મૂર્તિ, એવી રીતે ભાવ દર્શાવતી મુદ્રાઓ બહાર પડવા માંડી. એ સઘળી મુદ્રા, એ સઘળી મૂર્તિ, એ સઘળા દેવતાનાં અસંખ્ય નામો પડ્યાં. બૌદ્ધની એક સાધનમાળામાં ૨૬૫ ૩૫ મૂર્તિનાં સાધનની વાત છે. તેંગુરના ૧૭૯ બાંડિલમાં લગભગ ૧૬૬ દેવતાનાં સાધન છે. નેપાળના ચિત્રકર જાતિનાં માણસો, હજુ પણ એ બધું જોઇને મૂર્તિઓ ચીતરી આપે છે. બંગાળામાં એવું કામ કરી શકે તેવા કેટલા છે તે કહી શકાતું નથી. પરંતુ તેમના હાથમાં પત્થર મીણ જેવો થઈ જાય છે. પત્થરમાંથી કઈ કઈ જાતની મૂર્તિઓ તેઓ બનાવી શકે તેની ગણત્રી જ થઈ શકતી નથી. તે મૂર્તિવિદ્યાનું અંગ્રેજી નામ Iconography. તે દીવસે એક પ્રસિદ્ધ Iconógraphist એક સભામાં બોલ્યો હતો કે મૂર્તિવિદ્યા શીખ-

વાની માત્ર એક જ જગા છે ને તે બંગાળા છે. અને ખરેખર હિંદુઓ અને બૌદ્ધોની જે મૂર્ત્તિઓ છે ને તેમાંથી જે પથરમાંથી ઘડાએલી છે, તે જોતાં અજાયબીનો પાર રહેતો નથી. વરેંદ્ર રીસર્ચ સોસાયટીએ ઘણી મૂર્ત્તિઓનો સંગ્રહ કર્યો છે. સાહિત્ય પરિષદે પણ ઘણી મૂર્ત્તિઓનો સંગ્રહ કર્યો છે, બધાં સંગ્રહસ્થાનોમાં પણ થોડી થોડી મૂર્ત્તિઓ છે, છતાં વનમાં, જંગલમાં, જૂના ગામોમાં, જૂનાં નગરનાં ખંડિયરોમાં આજે પણ ગાડાંનાં ગાડાં ભરાય તેટલી મૂર્ત્તિઓ મળી આવે છે. એ બધી મૂર્ત્તિઓ આજે તો અપૂજ્ય રહે છે, તેથી સંગ્રહસ્થાન એજ તેને યોગ્ય સ્થાન છે. જે જે મૂર્ત્તિઓ આજે પૂજાય છે તે પણ કેટલી સુંદર છે. કૃષ્ણની એકે એક મૂર્ત્તિમાં જે ભાવ દર્શાવેલો જોવામાં આવે છે, તેથી ખરેખર ચકિત થઈ જવાય છે. આજે પણ શિલ્પીઓ જુદી જુદી જાતની સુંદર મૂર્ત્તિઓ બનાવે છે. ઢાંકહિાટના ઘડનારાની હુશીઆરી તો સૌને ખબર જ છે. ચૈતન્યના સમયમાં પણ ચમત્કારિક મૂર્ત્તિઓ તૈયાર થતી હતી. પાલરાજાના સમયમાં એ હુન્નરની ખરેખરી ઉન્નતિ થએલી. હિંદુસ્તાનમાં બધે જ એ વર્ગ કામ કરે છે, પરંતુ તામ્રપત્ર લેખન તથા શિલાલેખને માટે તો વારેંદ્રના કાયસ્થોએ જાણે તે હુન્નર જ પોતાનો કરી લીધો છે. હિંદુસ્તાનના બીજા બધા ભાગોમાં મૂર્ત્તિઓ ઘડાય છે. મૈસુર, ત્રિવાંકૂર વગેરે જગાએ પણ જુદી જુદી જાતની મૂર્ત્તિઓ મળી આવે છે, પરંતુ તેમાં ટાપટીપ વધારે હોય છે ઘરેણાં, ફુલ, વગેરેથી તેને ભરી કાઢેલી હોય છે, અને તેમાં ભાવ દર્શાવવાનો પ્રયત્ન બહુ થોડો કરેલો દેખાય છે. જે ભાવ દર્શનથી ભાવીકનું મન મુગ્ધ થાય, તે ભાવ માત્ર બંગાળામાં થએલાં કામમાં જ જણાય છે. પણ તે આગળના કામમાં, હાલ તો માત્ર કોઇ કોઇ જગાએ જ તે જણાય છે. કેટલીક વખત તો એવી મૂર્ત્તિ જોતાં એમ લાગે છે કે જાણે હમણાં એ વાત કરશે, કોઇ કોઇ વખત એમ લાગે છે કે જાણે તે નાચતી નાચતી ઉભી રહી છે કોઇ કોઇ વખત જાણે કૃષ્ણ વાંસળી લઇને ઉભા છે તે વાંસળીનો અવાજ સાંભળતા હોઇએ એમ લાગે છે. શિલ્પકામની એ ઉન્નતિ કાંઇ જેમ તેમ, થોડી મહેનતથી, હાથ લાગી નથી બંગાળીઓએ આગળ જે પ્રયત્ન કરેલા તેનુ એ ફળ છે. એકલા પથરમાંથી નહિ પરંતુ પિત્તળ, તાંબું, રૂપુ, સોનું, અષ્ટધાતુ, જેની બનાવેલી મૂર્ત્તિ જુઓ તેની જાણે જીવતી હોય તેવી લાગે છે

ચૈતન્યના સમય પછી ગરીબ વૈષ્ણવો લાકડાની અને માટીની મૂર્ત્તિઓ બનાવતા. મહા પ્રભુની એક બે લાકડાની મૂર્ત્તિઓ જોઇ, મને લાગ્યું કે જાણે મહા પ્રભુજી વાત કરે છે, ને તેમના બંને હોઠ હાલે છે. ચૈતન્યની કીર્ત્તન કરતી મૂર્ત્તિ ઘણાઓએ જોઇ હશે, તે કેટલી સુંદર છે? માટીની મૂર્ત્તિ બનાવવામાં એમ લાગે છે કે કૃષ્ણનગરના કુંભારો એકા છે એક યુરોપીઅન હુશીઆર કારીગર (ઉસ્તાદ) કેટલાંક માટીની બનાવેલી માણસની મૂર્ત્તિ જોઇ બોલી ઉઠ્યો કે, "ખરેખર એ કારીગરોએ ઘણો વખત સુધી મનુષ્યના શરીરની શિરા, નસ અને ધમની સુદ્ધા અભ્યાસ કર્યો છે, અને તે બરાબર બતાવી શક્યા છે."

# ગૌરવ ચૌદમું.

## બંગાળામાં સંસ્કૃત.

મુસલમાનનોના હુમલા પહેલાં બંગાળામાં અનેક સંસ્કૃત ગ્રંથો લખાયા હતા. ભવદેવ એક મ્હોટો જાણિતો પંડિત થઇ ગયો. સંસ્કૃતમાં જેટલું શીખવાનું હતું તે બધું તે શીખ્યો હતો. વાચસ્પતિ મિશ્રે તેનાં વખાણ ગાયાં છે. એ વખાણમાંનો ચોથો ભાગ પણ સાચો હોય તો પણ જે દેશમાં ભવદેવ જન્મ્યો હોય તેને ધન છે. તેનાં બનાવેલાં કેટલાં પુસ્તક છે તે આજે પણ આપણે જાણતા નથી. પરંતુ સામવેદિઓની પદ્ધતિ બાદ કરતાં પણ તેનાં બીજાં દશ બાર પુસ્તક મળી આવ્યાં છે.

લોકોનું કહેવું છે કે બંગાળામાં વેદની ચર્ચા નહતી એ વાત ખરી છે. જેમ બીજી જગાએ વેદ મોઢે કરતા તેમ બંગાળામાં થતું નહિ, કારણ બંગાળીઓ એટલા બેવકૂફ નહતા. તેઓ જે કાંઈ શીખતા તે સમજીને અર્થ કરીને શીખતા. પોતાના કર્મકાંડને અંગે જેટલું જાણવાની જરૂર હતી તે તેઓ બહુ સારી રીતે શીખતા, તેથી વેદની પ્રથમ વ્યાખ્યા બંગાળીમાં જ થઈ. સાયણાચાર્યની પહેલાં બસેં ત્રણસેં વરસ પર ગુગડાચાર્યે એક નવી પદ્ધતિ પર જ વેદ વ્યાખ્યા રચી હતી. ગુગડનું એ પુસ્તક હવે હાથ આવતું નથી, પરંતુ તેના સંપ્રદાયનાં ઘણાં પુસ્તક મળી આવે છે. હળાયુધ તેના જ સંપ્રદાયનો હતો. તેમ ગુણવિષ્ણુ પણ તે જ સંપ્રદાયનો હતો. એમની બનાવેલી વ્યાખ્યા બહુ ચોખ્ખી અને સુગમ છે.

દર્શનશાસ્ત્રમાં તેમને હમેશાં બૌધોની જોડે વાદ થયા કતા અને તેથી બંગાળી બ્રાહ્મણ માત્રને દર્શનશાસ્ત્રોની થોડી ઘણી ચર્ચા તો કરવી જ પડતી. પ્રશસ્તપાદની શ્રીધરની લખેલી ટીકા હાલ પણ હિંદુસ્તાનમાં સારી રીતે પ્રચલીત છે.

સ્મૃતિ સંબંધે ગૌડવાસીઓનો મત જુદો જ હતો. કાશી, મિથિલા અને નેપાળના પ્રાચીન સ્મૃતિ નિબંધોમાં ગૌડના મતનો ઉલ્લેખ ઘણી વાર આવે છે. મનુના ટીકાકાર ગોવિંદરાજે સ્મૃતિમન્જરી નામનો જે જબરો સ્મૃતિનિબંધ લખ્યો છે તે વાંચતાં આશ્ચર્ય ઉપજે છે. એનું બનાવેલું જે પુસ્તક મેં જોયું છે તેની નકલ કર્યાની સાલ ઈ. સ. ૧૧૪૫ ની છે. દાયભાગ કારજીમૂતવાહન, જિકન, શ્રીકર, વગેરે સ્મૃતિ નિબંધકારો અને જોગલોક, અંધૂકભટ, વગેરે જ્યોતિષ નિબંધકારો પ્રખ્યાત થઈ ગયા છે. તેઓ જે કામ કરી ગયા છે તે અદ્ભુત છે. સંપત્તિ જે પૂર્વે વંશગત હતી તેને તે લોકોની વ્યક્તિગત કરી છે. આ કામ હિંદુસ્તાનમાં કોઈ બીજાથી થઈ શક્યું નથી. બલ્લાલે પોતે પણ બે મહાન ગ્રંથ રચ્યા છે, જેના નામ દાનસાગર અને અદ્ભુતસાગર. શ્રીનિવાસાચાર્યનો શુદ્ધિ ગ્રંથ એ સ્મૃતિ અને જ્યોતિષનું બહુ ઉત્તમ પુસ્તક છે.

( અપૂર્ણ. )

શ્રી હરપ્રસાદશાસ્ત્રી.

---

# હાલની કેળવણીનું દષ્ટિબિંદુ.

યૂરોપમાં છેલ્લાં દૌઢસો વર્ષથી કેળવણીના વિષયમાં ગંભીર ફેરફાર થયા છે; અને તેના આઘાત રૂપે આપણે ત્યાં પણ કેળવણીનાં નવાં ધોરણ રચવામાં આવ્યાં છે. કેળવણીનાં નવાં ધોરણ હાલમાં ચાલે છે. તેનું ખરૂં રહસ્ય જાણવામાં નહિ આવવાથી, શિક્ષણ જોઇએ તેવું સંતોષકારક જોવામાં આવતું નથી; કારણ કે જુદા જુદા વિષયોની જે શિક્ષણ પદ્ધતિ શિખવાડવામાં આવે છે તેમાં તેના આધારભૂત સિદ્ધાંત ઉપર વિશેષ બે દરકારી જોવામાં આવે છે. તેનું કારણ એવું કહેવામાં આવે છે કે, શિક્ષકનો ધંધો શિક્ષણ આપવાનો છે. બાળકને લખતાં, વાંચતાં, વગેરે બાબતમાં કામ કરતાં શિખવવાનું છે. એટલે ટુંકામાં શિક્ષકનું કર્તવ્ય વહેવારૂ છે. સિદ્ધાંતની વિગતમાં કે નિયમની ઝીણવટમાં પડવાનું કામ શિક્ષકનું નથી. દાખલા તરીકે કિન્ડરગાર્ટનની બક્ષિસના આકાર બનાવતાં જો આવડે તો ફ્રૂબલના સિદ્ધાંતના જ્ઞાનની જરૂર રહેતી નથી. આવી રીતની માન્યતા હાલમાં સાધારણ માલમ પડે છે પણ એ એક ભૂલ છે. કોઈ પણ કામ અનુભવથી કરવામાં આવે છે; તો તે સારૂં થવાનો સંભવ છે. પણ તે સાથે તેના નિયમ જાણવામાં આવે તો તે કામ કરતાં ક્યાં ભૂલ થાય છે, તે માલમ પડે છે. કામ કરવાથી કામ આવડે છે; તે વાત ખરી છે પણ સારૂં કામ કરવાથી સારૂં કામ આવડે છે; અને નઠારૂં કામ કરવાથી નઠારૂં કામ આવડે છે તે યાદ રાખવું જોઇએ. સારી ટેવ અને ખોટી ટેવ કેવી રીતે પડે છે તે ભણવાથી તેના કારણ માલમ પડે છે અને તેમાં સુધારો થઈ શકે છે. આવી રીતે દરેક બાબતમાં શાસ્ત્રીય જ્ઞાનની જરૂર છે. જ્યાં સુધી સિદ્ધાંતનું જ્ઞાન હોતું નથી ત્યાં સુધી વહેવારૂ કામ મૂળ હેતુ પ્રમાણે થાય છે કે કેમ તે જાણી શકાતું નથી. દાખલા તરીકે કિન્ડરગાર્ટનની બક્ષીસો શિખવવામાં આવે છે તેમાં ફક્ત જુદા જુદા આકાર કેવી રીતે બનાવવા તે ઉપર લક્ષ રહે છે. પણ તેથી બાળકની શક્તિ ઉપર શી અસર થાય છે તે જોવાતું નથી. ફક્ત બાહ્યાકારને વળગી રહેવાથી મૂળ હેતુ પાર પડતો નથી. તેવી જ રીતે પદાર્થ પાઠ, ભૂગોળ વગેરે વિષયની ક્રિયાઓ ઉપર લક્ષ આપવાથી તે વિષયથી બાળકની જે શક્તિ ઉપર અસર થવી જોઇએ, તે કેળવાય છે કે કેમ તે ભૂલી જવાય છે; અને ફક્ત બાહ્યાકાર ઉપર વિશેષ ધ્યાન અપાય છે. તેથી આવી ક્રિયાઓ નિરસ અને નિરૂપયોગી થઈ પડે છે. નિરૂપયોગી થાય છે. એટલું જ નહિ. પણ કેટલીક વખત બાળકને તે નુકસાન કરે છે. બાળકની સ્વાભાવિક ચંચળતા નિશાળોમાં દાખલ થતા પહેલાં આપણા જોવામાં આવી હોય છે, તે થોડા વખત પછી અદશ્ય થતી હોતી નથી ? જે જિજ્ઞાસા બાળકનામાં પ્રથમ તીવ્ર હોય છે, તે ધીમે ધીમે અયોગ્ય પદ્ધતિને લીધે કુંઠિત થતી જોવામાં નથી આવતી ? જે બાળક પહેલાં લક્ષ પૂર્વક અમુક બાબતમાં રસ લેતું હોય છે, તે થોડા વખત પછી ધ્યાન સ્થિર રાખી શકતું નથી. એનું કારણ એ જ છે કે કુદરતના નિયમને અનુસરી શિક્ષણ પદ્ધતિ હોતી નથી. તેથી બાળકને ફાયદો થવાને બદલે નુકસાન થાય છે. દરેક ધંધામાં તેથી વહેવારૂ તેમ જ શાસ્ત્રીય જ્ઞાનની જરૂર છે. એકલું વહેવારૂ જ્ઞાન જેમ એક દેશીય છે તેમ એકલું શાસ્ત્રીય જ્ઞાન પણ

ફળ આપી શકતું નથી. યૂરાપમાં કેળવણીમાં જે મોટા ફેરફાર થયો છે. તે કેળવણીના હેતુ સંબંધીનો છે. શિક્ષણના બે હેતુ છે. એક તો જ્ઞાન આપવું અને બીજું મનની શક્તિ કેળવવી તે છે. જે મહાન ફેરફાર કેળવણીમાં થયો છે; તે શક્તિની કેળવણીના સંબંધમાં છે. ભણાવવું, જ્ઞાન આપવું, શિખવવું વગેરે પ્રક્રિયાઓમાં બાળકનું મન એક ઘડા જેવું કે પેટી જેવું છે અને તેમાં જુદા જુદા પ્રકારનું જ્ઞાન જડ વસ્તુની માફક ભરી શકાય છે. ત્યારે મનની શક્તિ ખિલવવાની યોજનામાં મન એ એક ચેતન વસ્તુ છે. તે કેવળ નિષ્ક્રિય નથી; પણ જે જે સંસ્કાર મન ઉપર પડે છે તેના ઉપર ક્રિયા કરવાની શક્તિ મનની છે. જ્ઞાનને મન આવી રીતે પોતાનું અંગ હોય તેવી રીતે એક રૂપ કરે છે. જો બાળકના મનને એક જડ પદાર્થ તરીકે આપણે ગણીએ તો તેને ભણાવવું એવો હેતુ સિદ્ધ થાય છે. ભણાવવું એટલે વસ્તુઓનું જ્ઞાન તેને આપવું અથવા તેણે તે જ્ઞાન યાદ રાખવું એમ કહે છે. મનને ચેતન પદાર્થ માનવાથી વિચાર શક્તિ ઉપર વધારે વલણ રહે છે. પણ તેને જડ માનવાથી વધારે વસ્તુ યાદ રાખવી એટલે યાદ શક્તિને વધારવી એવો વિચાર ફલિત થાય છે. આ બે દૃષ્ટિબિંદુમાં મનની શક્તિની કેળવણીની ભાવના હાલમાં પ્રચલિત છે. કારણ કે જ્ઞાન એ અન્ય જડ પદાર્થની માફક આપી શકાતું નથી. જ્યાં સુધી ગ્રાહક મન સ્વપ્રયત્નથી તે વસ્તુ મેળવતું નથી ત્યાં સુધી તેનું જ્ઞાન તેને થતું નથી કેળવણીની આવી ભાવનાએ હાલની કેળવણીમાં અસાધારણ ફેરફાર કર્યો છે. હાલમાં તે ભાવનાને અનુસરીને શિક્ષણ પદ્ધતિ રચાએલી છે. આ ભાવનાની શોધનું માન **પેસ્ટેલોઝીને** છે.

મનુષ્યના આત્માનો વિકાસ કરવો એ કેળવણીનો હેતુ છે. પણ તેની વૃદ્ધિના કંઈક નિયમ હોવા જોઇએ. તેવા વિચારથી માનસ શાસ્ત્રના અભ્યાસથી તેના સિદ્ધાંતો શોધવામાં આવે છે. મનુષ્ય મનની વૃદ્ધિના નિયમ સિવાય કેળવણી શાસ્ત્ર કંઈ કરી શકે નહિ; કારણ કે કેળવવાનો હેતુ 'મન' છે; તેથી માનસિક નિયમ અવશ્ય જાણવા જોઇએ. નાના બાળકના અને કિશોર વયના બાળકના મનની સ્થિતિ એક હોતી નથી; તેથી તેમને જુદા જુદા વિષય ઉપર રૂચી હોય છે. તેમ જ તેમનું મન એક જ પ્રમાણમાં સ્થિર રહી શકતું નથી. દાખલા તરીકે બાળવર્ગમાં ૨૦ મિનિટનો વિષય હોય છે તેનું કારણ એ છે કે બાળક તેટલા વખત કરતાં વધારે વખત ધ્યાન આપી શકતાં નથી. આવી રીતે માનસ શાસ્ત્રના જ્ઞાનથી, આપણી ઘણી પ્રક્રિયા ઉપર અજવાળું પડે છે; અને તેની મદદથી તેમાં સુધારો થઈ શકે છે.

કેળવણીના દૃષ્ટિબિંદુમાં ફેર પડવાથી હાલમાં બાળ મનનો વિશેષ અભ્યાસ થાય છે, કારણ કે મનની વૃદ્ધિનું જ્ઞાન હોય તો જ શિક્ષણ આબાદ થઈ શકે એ સ્પષ્ટ છે. જ્યાં સુધી મન ઉપર કેવી રીતે સારી અસર કરી શકાય તેનું જ્ઞાન આપણને હોતું નથી ત્યાં સુધી શિક્ષણ નિષ્ફળ નિવડે છે. બાળ મન એ પાકી ઉમરના મનથી જુદા પ્રકારનું હોય છે. એવી ખાતરી કેળવણીની આ નવીન ભાવનાથી આપણને થઈ છે. તેથી બાળ માનસ શાસ્ત્ર સંબંધી ઘણા પ્રયોગો હાલમાં કરવામાં આવે છે; અને તેનું સાહિત્ય યૂરોપ, અમેરી-

કાદિ દેશોમાં વધતું જાય છે. વળી હવે એવો નિશ્ચય થયો છે કે બાળ અવસ્થા સર્વ અવસ્થા કરતાં ઘણી ઉપયોગી છે. બાળકનું મન મોટી ઉમરના માણસના કરતાં ઘણું જુદા પ્રકારનું છે; એટલું જ નહિ પણ તે વખતની સ્થિતિ ઉપર આગળની સર્વે અવસ્થાનો આધાર છે. આવી રીતે કેળવણીના નવા દષ્ટિબિંદુથી માનસ શાસ્ત્રનો અભ્યાસ વધતો જાય છે. અને તેમાં ખાસ કરી બાળ માનસ શાસ્ત્રની જરૂર વિશેષ સાબીત થાય છે.

આપણામાંના ઘણાનું એવું માનવું છે કે બાળકને પાંચમે કે છઠ્ઠે વર્ષે નિશાળે બેસાડવાથી તેની કેળવણી શરૂ થાય છે. પણ આ એક ભૂલ છે; કારણ કે બાળક જન્મે છે ત્યારથી તે કંઈક નવું શિખવાને પ્રયત્ન કરે છે. અને પાંચ વર્ષની અંદર તો જ્ઞાનનાં મૂળ બાઝી ગએલાં હોય છે તેને એવી ટેવો પડેલી હોય છે કે તેના ઉપર તેના સર્વ ભવિષ્યનો આધાર રહે છે; તેથી એક વિદ્વાને એવું કહ્યું છે કે બાળકનાં પહેલાં ૭ વર્ષ મને સોંપી દેવામાં આવે તો પછીથી તેનું શું થશે. તેની મને ઝાઝી દરકાર નથી. જ્ઞાનના ખરા બીજ તો આ વખતે જ નાખવામાં આવે છે. તેની સારી અથવા ખોટી ટેવનો આરંભ આ અવસ્થામાં જ થાય છે. પછીથી જે કેળવણી મળે છે. તેથી તો તેનો વિસ્તાર થાય છે એમ કહી શકાય. બાળ અવસ્થા આવી રીતે મનુષ્યના ભવિષ્યમાં ઉપયોગી છે; તેથી સુધરેલા દેશમાં ત્રણથી ૭ વર્ષનાં તેને શાસ્ત્રીય કેળવણી આપવાને માટે ખાસ શાળાઓ રાખવામાં આવી છે. કિન્ડરગાર્ટન શાળા એ તેમાંની મુખ્ય સંસ્થા છે. બાળકનામાં ત્રણ મુખ્ય પ્રેરણા જોવામાં આવે છે. તે જિજ્ઞાસા, નકલ, અને ક્રિયા અથવા ચંચળતા છે; તેથી તેના જીવનનો સમાવેશ રમત અને બોલવા ચાલવામાં થાય છે. બાળકની આ કુદરતી પ્રેરણા શક્તિનો ઉપયોગ એવી રીતે કરવો જોઇએ કે તે વખતનું શિક્ષણ બાળકને બીલકુલ બાર રૂપ થઈ પડે નહિ. ગમતની સાથે જ્ઞાનની વ્યવસ્થા કિન્ડરગાર્ટન પદ્ધતિમાં છે. જે જ્ઞાન બાળક અવ્યવસ્થિત રીતે મેળવવા પ્રયત્ન કરે છે, તે સુઘટિત રીતે આપવાનો પ્રયત્ન આ પદ્ધતિથી થાય છે.

બાળકને નવું જાણવાની ઘણી ઇચ્છા થાય છે; તેથી તે અવસ્થામાં તે આ શું છે; આનું કારણ શું છે; એવા એવા સવાલથી તે તેની ઇચ્છા તૃપ્ત કરે છે. જ્યારે તે ઇચ્છાનાં બીજ દાબી દેવામાં આવે છે ત્યારે તે દુઃખી થાય છે. અને તેનાં અંકુર નિર્મૂળ થઈ જવાથી મોટી ઉમરે તેનામાં જ્ઞાનનો શોખ બીલકુલ જોવામાં આવતો નથી. ઘણેવાર જ્ઞાન મેળવ્યા પછી તેના મનને નવું જ્ઞાન શોધવાની કંઈ પણ ઇચ્છા થતી નથી. આવી રીતે જ્ઞાનની શોધ અટકી પડવાથી દેશને બે સુમાર નુકસાન થાય છે એમાં નવાઇ પામવા જેવું નથી. આ સૃષ્ટિના સંપર્કમાં આવતા બાળકોમાં જે જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે તે કુદરતી ઇચ્છા છે એમાં શક નથી; કારણ કે તે વડે તે પદાર્થના ગુણ દોષ જોઇ શકે છે અને તે પ્રમાણે તે પોતાનું વર્તન ચલાવી શકે છે. તેવી જ રીતે તેનામાં જોઇ જોઇને નકલ કરવાની શક્તિ છે. જે કંઇ સારૂં કે નરસું તેના જોવામાં આવે છે, તેની નકલ તે તરત કરે છે. જો તે પ્રમાણે તે નકલ ન કરે તો, પોતે વિચાર કરી તે વખતે તે કંઇ જ કરી શકે નહિ.

આ કારણને લીધે તે માતા પિતા તેમ જ શિક્ષક ઉપર શ્રદ્ધા રાખી તેમના કહ્યા પ્રમાણે કર્યા જાય છે. સારી અથવા નઠારી ટેવનું બીજ આ અવસ્થામાં જ રોપાય છે; તેથી સારા નમુના તેની આગળ મૂકવાથી તેના વિચાર અને ટેવ ઉંચા પ્રકારના રહે છે.

તેનામાં ત્રીજી શક્તિ ચપળતાની છે. તેનું શરીર તથા મન ઘણાં ચંચળ માલૂમ પડે છે. કંઈ ને કંઈ કામ કરવાનું તેને મન થાય છે રમતમાં બોલવામાં, અને ચાલવામાં, તે કંઈ ને કંઈ કરે છે; તેથી તે અવસ્થામાં ઉદ્યોગ, ખંત અને સાહસના કામમાં રોકી તેવી ટેવ પાડવી એ કેળવણીકારની ફરજ છે.

આ ત્રણ શક્તિને સારે રસ્તે દોરવાથી બાળક રમત દ્વારા જ્ઞાન મેળવે છે અને તેને સારી ટેવ પડે છે. આના પાયા ઉપર ભવિષ્યના સુખની ઇમારત ચણાય છે, તેથી આ અવસ્થા ઉપર યુરોપ અમેરિકાદિ દેશોમાં ખાસ ધ્યાન અપાય છે. કિન્ડરગાર્ડન શાળાને મળતી બીજી સંસ્થા મોન્ટેસોરી પદ્ધતિ છે. મોન્ટેસોરી નામની રોમની વિદ્વાન દાક્તર બાનુએ આ પદ્ધતિ શોધી કાઢી છે. તેનો આ મુખ્ય સિદ્ધાન્ત એ છે કે જેમ બને તેમ બાળકોએ પોતે કામ કરવું જોઇએ. જુની પદ્ધતિ કરતાં કિન્ડરગાર્ડન પદ્ધતિમાં બાળકના સ્વપ્રયત્નની વિશેષ આશા રાખવામાં આવે છે. પણ તેનાથી આગળ વધીને મોન્ટેસોરી પદ્ધતિમાં તો શિક્ષકે વર્ગમાં ફક્ત કામ બતાવી દેખરેખ જ રાખવાની છે. બાળક પોતપોતાની સુઝ પ્રમાણે તેનું કામ કર્યા જાય છે. આ પદ્ધતિમાં બાળકના સ્વપ્રયત્નની વિશેષ આશા રાખવામાં આવે છે ને તેમાં ઐન્દ્રિય કેળવણીનો હેતુ રહેલો છે. નાના બાળકને કામદ્વારા તેમની ઇન્દ્રિયો ખિલવી, આત્મશ્રદ્ધા, યોજક બુદ્ધિ, સ્વતન્ત્રતા વગેરે ગુણ કેળવવામાં આવે છે

આવી રીતે બાળકની કેળવણીમાં સાહિત્ય, રમકડાં, ગીત, ચિત્ર, વાર્તા, માસિકો, પુસ્તકશાળા વગેરેથી તેની કેળવણીની વ્યવસ્થા વધતી જાય છે, કારણ કે વિદ્વાનોનું દૃઢ માનવું છે કે બાળકની જ કેળવણી એ ઘણી ઉપયોગી બાબત છે. બાળ મન ઉપર પડેલા સંસ્કાર ઉપર જ ભવિષ્યની કેળવણીનો આધાર રહેવાથી તે અવસ્થા ઉપર ખાસ ધ્યાન આપવામાં આવે છે. આપણે ત્યાં નવા ધોરણમાં બાળકને અનુકુળ વિષયો રાખવામાં આવ્યા છે. પણ ત્રણ વર્ષની ઉમરને બદલે ૭ વર્ષના બાળકોને શિખવાડવાનાં હોય છે. તેમાંનો એક વિષય જે વાર્તા છે, તે ઉપર આપણે હવે જરા વિચાર કરીએ.

સુળજીભાઈ હીરાલાલ ચોકશી.

# કળા.

( અનુસન્ધાન પૃષ્ઠ ૬૦૮ થી. )

કળાની મર્યાદાઓ

આ પ્રમાણે એક તરફથી જુદી જુદી કળાનાં જુદાં જુદાં સાધનો કળાવાનને પોતાના કળાવ્યાપારમાં મદદ કરે છે તો બીજી તરફથી એજ સાધનો કળાવાન્ ઉપર કળાની જે મર્યાદાઓ મૂકે છે તે પણ કંઈ જેવી તેવી નથી. દાખલા તરીકે, કવિ પોતાની એકજ કૃતિદ્વારા એક મહત્ત્વના પ્રસંગનું, તે પ્રસંગે જુદા જુદા મનુષ્યોની જુદી જુદી હીલચાલ વગેરેનું સંપૂર્ણ નિરૂપણ કરી શકે છે પણ ચિત્રકાર કે શિલ્પકારથી તેમ થઈ શકતું નથી. ચિત્રકારના ચિત્રમાં કે શિલ્પકારના પૂતળામાં તો અમુક એકજ સમયનુ નિરૂપણ આવી શકે. તેની આગળના કે પાછળના સમયનું નિરૂપણ કરવું હોય તો તેને જુદુ ચિત્ર ચીતરવું પડે અથવા જુદુ પૂતળુ ઘડવું પડે. આ કારણથી, ચિત્રકાર અથવા શિલ્પકારને પોતાના ચિત્રને અર્થે કયો પ્રસંગ અનુકૂળ ગણવો તેનો નિર્ણય ઘણીજ બારીકીથી કરવો પડે છે. એ ચિત્ર એવું જોઈએ કે જે વારવાર જોવામાં આવ્યા છતાં કંટાળો આવે નહીં. એ ચિત્ર એવું જોઇએ કે જેમાં કેવળ વિરૂપતાજ આગળ પડી આવતી હોય નહીં. એ ચિત્ર એવું જોઇએ કે જેમાં પ્રેક્ષકના કલ્પનાવ્યાપારને માટે પણ પૂરતો અવકાશ રહે. એ ચિત્રમાં સૂચકતા હોવી જોઇએ. એ ચિત્ર પ્રેક્ષકની બુદ્ધિને સતેજ કરે, તેની કલ્પનાને જાગ્રત કરે, આગળ શુ બની ગયુ અથવા પાછળ શુ બનવાનું છે તેનું પ્રત્યક્ષ દર્શન કરાવ્યા વગર પણ પ્રેક્ષકને તેનું સચોટ ભાન કરાવે એવું હોવું જોઈએ. એવા ચિત્રને અનુકૂળ પ્રસંગ તો ખરેખર કુશળ કળાવિધાયકોનેજ જડી આવે.

માનવશરીરનું સૌન્દર્ય.

પણ એક દૃષ્ટિથી જોતાં ચિત્રકાર અથવા શિલ્પકારનું કામ વધારે અઘરૂં છે તો બીજી દૃષ્ટિથી જોતાં તે વધારે સ્હેલું છે. સૌન્દર્ય એ દરેક કળાવાનની પ્રવૃત્તિનો હેતુ છે. સૌન્દર્ય આ વિશ્વમાં અનેક સ્થળે જોવામાં આવે છે, પરન્તુ તેમાં પણ માનવશરીરનું, ખાસ કરીને સ્ત્રીશરીરનું સૌન્દર્ય સૌથી વિશેષ છે. કેટલાક કહે છે કે પ્રભુએ સકળ સૌન્દર્યમાં કું જેટલો ભાગ સ્ત્રીને અર્પણ કર્યો છે. સૌન્દર્યનો ચોક્કસ હિસ્સો સ્ત્રીઓને કેટલો મળ્યો છે તેનો હિસાબ આપણે ગણિતશાસ્ત્રીઓને સોંપીશું, પરન્તુ એટલી વાત તો નિર્વિવાદ છે કે સ્ત્રીસૌન્દર્ય તરફ માનવ માત્રનું આકર્ષણ સૌથી વધારે થાય છેઃ—

"A beautiful woman is a practical poet taming her savage mate, planting tenderness, hope, and eloquence in all whom she approaches."

( *Emerson.* )

સુન્દર સ્ત્રી એ વાણીદ્વારા નહીં પણ કર્મદ્વારા પોતાના આત્માનો આવિર્ભાવ કરનારી કવિ છે. એ પોતાના નિરંકુશ સાથીને અંકુશમાં આણે છે, અને જેના જેના પ્રસંગમાં એ આવે છે તેના તેના હૃદયમાં કોમળતા, આશા, અને જુસ્સો આણવાની એનામાં શક્તિ છે.

એ સૌન્દર્યનું નિરૂપણ કરવામાં કવિની કળા જોઇએ તેવી સફળ નીવડતી નથી. પ્રેમાનન્દ કવિએ દમયન્તીના સ્વરૂપનું બહુ લાંબુ અને છટાદાર વર્ણન આપ્યું છે, છતાં એ વર્ણનથી દમયન્તીના સૌન્દર્યનો આબેહૂબ ખ્યાલ કોને આવી શકયો છે? કવિતાદ્વારા એ સૌન્દર્યનો સાક્ષાત્કાર જોઇએ તેવો થઈ શકતોજ નથી. આ કારણથી કુશળ કવિઓ શરીર-સૌન્દર્યના લાંબાં લાંબાં વર્ણનો આપતા નથી, પણ એ સૌન્દર્યનું એકાદ બે પંક્તિઓમા કઇંક સૂચન કરીનેજ વિરામે છે. સૌન્દર્યનો આબેહૂબ ખ્યાલ આણવાનુ કામ કુશળ કવિ હમેશાં વાચકની કલ્પના ઉપરજ છોડી દે છે. પણ ચિત્રકાર અને શિલ્પકાર એ કામ ઘણી વધારે સારી રીતે કરી શકે છે. ગમે તેટલી પંક્તિઓ રચીને અને ગમે તેટલી આલંકારિક ભાષા વાપરીને કવિ જે સૌન્દર્યનુ નિરૂપણ નથી કરી શકતો તે ચિત્રકાર પોતાની પીંછી વડે એક ચિત્ર ચીતરીને ઘણી સારી રીતે કરી શકે છે. શિલ્પકારનો અધિકાર તો એટલે સુધી પ્હોંચે છે કે માનવશરીરના સ્વાભાવિક સૌન્દર્યને ઢાંકનારાં વસ્ત્રનાં આચ્છાદનોને તે દૂર ફેંકી દે છે અને માનવશરીરના આરોગ્યનું, બળનુ, સૌન્દર્યનું તે આબેહૂબ નિરૂપણ કરી શકે છે, એ નિરૂપણદ્વારા માનવીના શરીર તેમજ મનની, બહારની તેમજ અંદરની વ્યથાઓનો સંપૂર્ણ ખ્યાલ તે આપી શકે છે, અને સહનશીલતા, ઉદારતા, દેશાભિમાન આદિ અનેક સદ્ગુણોનો પ્રભાવ પણ તે દર્શાવી શકે છે. શિલ્પકળાના આવા અનેક ઉત્તમ નમૂનાઓને ગ્રીસ દેશના પ્રાચીન સમયના શિલ્પશાસ્ત્રીઓએ જન્મ આપ્યો હતો. તેઓનુ જીવન એવા પ્રકારનુ હતું કે તે તેમને કળાઓની ખીલવણીમાં મદદ કરતું કસરતશાળામાં મલ્લોને ઉઘાડે શરીરે કુસ્તી કરતા તેઓ જોતા માનવીના આરોગ્યનું, બળનું, અને સૌન્દર્યનુ સૂક્ષ્મ નિરીક્ષણ કરવાના અનેક પ્રસંગો તેઓને પ્રાપ્ત થતા. પરિણામે તેઓ શિલ્પકળાની અનેક રચનાઓદ્વારા માનવશરીરનુ અચ્છુ નિરૂપણ કરી શકયા અને માનવશરીરના આરોગ્યની, બળની, અને સૌન્દર્યની કેટલી મહત્તા છે તેનું ભાન જનમંડળને કરાવી શકયા. એ કામ કાવ્યકળાથી કદી પણ બની શકે એવુ નથીજ. આ ઉપરથી સમજાશે કે ‘ કવિતા એ બોલતું ચિત્ર છે,’ અથવા ‘ ચિત્ર એ મૂગી કવિતા છે ’ એમ કહેવું એ ભૂલભરેલુ છે કવિ અને ચિત્રકાર એ બેઉના કળાવ્યાપારની શક્તિને ચોક્કસ મર્યાદાઓ છે. એ મર્યાદાઓનું ઉલ્લંઘન કરીને કવિ કે ચિત્રકાર બેમાંથી એક પણ કદી આગળ વધી શકતો નથી. કવિ જે કામ કરી શકે છે તે ચિત્રકારથી નથી થઈ શકતું અને ચિત્રકાર જે કામ કરે છે તે કવિથી નથી થઈ શકતું. બેઉના કળાવ્યાપાર જુદા જુદા છે, બેઉના અધિકાર જુદા જુદા છે, અને બેઉની શક્તિમર્યાદા પણ જુદી જુદી છે. આ વિષે લેસિંગે પોતાના “ Laocoon ” નામના ગ્રન્થમાં ઘણી સવિસ્તર ચર્ચા કરેલી છે, અને એ ચર્ચાનો કઇંક ખ્યાલ આપવાનો પ્રયત્ન આ લેખકે પોતાના ‘ કવિ અને ચિત્રકાર ’ નામના લેખમા કર્યો છે. માટે આ સ્થળે એ વિષે આટલી ચર્ચા બસ થશે.

કવિ, ચિત્રકાર, અને બીજા સઘળા કળાવાનોનો જે કળાવ્યાપાર છે તે લૌકિક વ્યવહારથી તદ્દન જુદા પ્રકારનો છે. લૌકિક વ્યવહારનું જે સત્ય છે તે એ કળાવ્યાપારમાં નથી. લૌકિક વ્યવહારથી ઉદ્ભવતો જે આનન્દ છે તે કળાનો આનન્દ નથી. પ્રેમાળ જોડાંને પરસ્પરના પ્રેમપ્રસંગથી જે આનન્દ મળે છે તે આનન્દ કળાનો નથી, પણ લૌકિક વ્યવહારનો છે એ જોડાંના નિર્મળ પ્રેમનું દર્શન થતાં તેમના મિત્રને જે આનન્દ મળે છે તે પણ કળાનો નથી, પણ લૌકિક વ્યવહારનો છે. એ પ્રેમાળ જોડામાંથી એક અન્યને આનન્દ આપવાના ખાસ હેતુથી અમુક પ્રેમપ્રસંગનું રમણીય કથન કરે છે ત્યારે એ કથનથી તેમના મિત્રને જે આનન્દ મળે છે તે કળાનો આનન્દ છે; કારણ કે એ આનન્દ લૌકિક વ્યવહારના પ્રત્યક્ષ દર્શનથી નથી મળતો, પણ પ્રેમપ્રસંગનો અનુભવ થયા બાદ પાછળથી આનન્દ આપવાના ખાસ હેતુથી કરાયલી ક્રિયાનું એ ફળ છે. એ ક્રિયા કરનાર વ્યક્તિને પ્રેમપ્રસંગનો સાક્ષાત્ અનુભવ ન થયો હોય પણ તેના હૃદયમાં પ્રેમના વિચારો વારંવાર આવ્યા કરતા હોય, તેના હૃદયમાં પ્રેમની લાગણીઓ ઉછળતી હોય અને તે લાગણીઓના દબાણને લીધે પ્રેમપ્રસંગનું એક કલ્પિત વર્ણનજ તે આપે તો તે પણ કળાનોજ વ્યાપાર છે. પ્રેમને બદલે શૌર્યની કે દેશાભિમાનની કે પ્રભુભક્તિની કે હર્ષની કે શોકની કે નિરાશાની કે વૈરાગ્યની લાગણીઓનું પણ એજ પ્રમાણે નિરૂપણ કરી શકાય. એ નિરૂપણ છટાદાર શબ્દોદ્વારા કરવામાં આવે ત્યારે એ ક્રિયાને આપણે વક્તૃત્વકળા કહીએ છીયે, એ નિરૂપણ છન્દોબદ્ધ વાણીદ્વારા કરવામાં આવે ત્યારે એ ક્રિયાને આપણે કાવ્યકળા કહીએ છિયે, એ નિરૂપણ ચિત્રપટ ઉપર અથવા પત્થર ઉપર કરવામાં આવે ત્યારે એ ક્રિયાને આપણે ચિત્રકળા અથવા શિલ્પકળા કહીએ છિયે, અને એ નિરૂપણ સંગીતદ્વારા કરવામાં આવે ત્યારે એ કળાને આપણે સંગીતકળા કહીએ છિયે.

*લૌકિક વ્યવહારથી કળાની ભિન્નતા.*

આ ઉપરથી સમજાશે કે લૌકિક વ્યવહારનુ સત્ય અને કળાનુ સત્ય એ બે એક નથી. દરેક પદાર્થ, દરેક વ્યવહાર, દરેક અનુભવમાં પ્રાકૃત જનો જે સત્યને જોઈ શકે છે તેના કરતાં વધારે ઉંડુ સત્ય સમાયલુ હોય છે. કળાવાન્ પોતાની તીક્ષ્ણ દૃષ્ટિ વડે એ સત્યનું નિરીક્ષણ કરી શકે છે. પોતાની કલ્પનાના પ્રભાવ વડે કરીને કળાવાન્ એ સત્યને વધારે સચેત બનાવી શકે છે, એ સત્યને સુન્દરતાભર્યાં મૂર્ત સ્વરૂપો આપી શકે છે, એ સત્યનો સુભગ સાક્ષાત્કાર અન્ય જનોને કરાવી શકે છે. એ સાક્ષાત્કાર કરાવવાને માટે વિજ્ઞાનની પૃથક્કરણરીતિનો એને આશ્રય લેવો નથી પડતો તેમજ ફિલસુફીની શુષ્ક દલીલો પણ એને નથી કરવી પડતી. વિજ્ઞાનથી જે નથી જણાતાં અને ફિલસુફી જેની માત્ર ઝાંખીજ કરાવી શકે છે એવાં સત્યો કળાવાન્ વધારે સ્હેલાઈથી સમજાવે છે અને એ સત્યો આપણી લાગણીઓદ્વારા આપણા હૃદયમા ઉતરેલાં હોવાથી વધારે ગંભીર અને સ્થાયી અસર કરી શકે છે

*કળાનુ સત્ય*

કળાદ્વારા જે સત્ય અને જે સૌન્દર્યનો સાક્ષાત્કાર આપણને થાય છે તેમાં આંખ

અને કાન એ બે ઇન્દ્રિયોજ આગળ પડતો ભાગ લેતી જણાય છે. કાવ્યકળા, ચિત્રકળા, શિલ્પકળા—એ સઘળી કળાઓની રચનાના સૌન્દર્યનું આંખ અને કાન એ બેમાંની એક ઇન્દ્રિય વડે અથવા એ બેઉ વડે આપણે ગ્રહણ કરીએ છિયે. પણ એ સિવાય કોઈ બીજી ઇન્દ્રિયનો ઉપયોગ જેમાં કરવો પડતો હોય એવી કોઈ કળા જણાતી નથી. જીભ કે નાસિકા કે સ્પર્શેન્દ્રિય વડે જેનું ગ્રહણ થઈ શકે એવી કોઈ કળા કેમ નહીં હોય એ પ્રશ્ન અહીં સ્વાભાવિક રીતે ઉદ્ભવે છે. આ પ્રશ્નના જવાબમાં એવું કહેવામાં આવે છે કે આંખ અને કાન એ બે ઇન્દ્રિયોજ વધારે ઉંચા પ્રકારની છે. એ બે ઇન્દ્રિયો જે જ્ઞાન આપી શકે છે તે બીજી ઇન્દ્રિયોથી નથી આપી શકાતું. આ કારણથી એ બીજી ઇન્દ્રિયો વધારે હલકી છે, અને તેનો અધિકાર થોડો છે. એ હલકી ઇન્દ્રિયો સ્થૂલ જરૂરિયાતના પદાર્થો સાથે વધારે ગાઢો સમ્બન્ધ ધરાવે છે, અને એ ઇન્દ્રિયોદ્વારા આપણને જે આનન્દ મળે છે તે એવા પ્રકારનો છે કે અન્ય જનોને એ આનન્દમાં એકી વખતે ભાગ આપવાનુ આપણાથી બની શકે નહીં. એકજ કવિતાનો આનન્દ એકી વખતે અનેક માણસો લઈ શકે, એકજ ચિત્ર એકી વખતે અનેક માણસો જોઈ શકે; પણ એકજ અન્નનો કોળિયો એકી વખતે અનેક માણસો ખાઈ શકે નહીં, અને એકજ પદાર્થને એકી વખતે એકજ સ્થાનથી અનેક માણસો અડકી શકે નહીં. કળાથી જે આનન્દ મળે છે તે એવો હોય છે કે અનેક જનો એકી વખતે એ આનન્દના ભોક્તા થઈ શકે. ગાયન સાંભળનાર અથવા ચિત્ર જોનાર એકલો હોય ત્યારે તેને આનન્દ નથી મળતો એવું કંઈ નથી, પણ તે વખતે પણ 'આ આનન્દ બીજાઓથી પણ મ્હારી સાથે રહીને ભોગવી શકાય એવો છે' એમ તે સમજે છે, એટલુંજ નહીં પણ એ આનન્દ ભોગવનાર બીજાઓ પણ મ્હારી સાથે હોય તો વધારે સારૂં એવી છૂપી ઇચ્છા તેના હૃદયમાં હોય છે. એવો સામાજિક આનન્દ આપવાનો ગુણ જીભ વગેરે ઇન્દ્રિયોમાં નથી. આ કારણથી કળાઓના આનન્દમાં એ ઇન્દ્રિયોનો ઉપયોગ હોતો નથી. એ ઇન્દ્રિયો જે પદાર્થોનું ગ્રહણ કરે છે તેની સ્થૂલ ઉપયોગિતા વિશેષ હોય છે. જોયા વગર કે સાંભળ્યા વગર માણસને ચાલે, પણ ભોજન વગર માણસને ચાલતું નથી. એ ઉપરાંત જિહ્વા વગેરે ઇન્દ્રિયોથી જેનું આસ્વાદન થાય છે તે પદાર્થો સ્થૂલજ વધારે હોય છે. એ પદાર્થોમાં કળાના સત્ય કરતાં લૌકિક વ્યવહારનું સત્ય વિશેષ આગળ પડતું હોય છે. એ સ્થૂલ પદાર્થોની સરખામણીમાં આંખ અથવા કાનથી જેનું ગ્રહણ થાય છે તે તત્ત્વોને પદાર્થ કરતાં પદાર્થના બાહ્ય દેખાવો જેવા આપણે વિશેષ કહી શકીએ. ટૂંકામાં, જીભ વગેરે ઇન્દ્રિયોને દરેક રીતે સ્થૂલતાની સાથે સમ્બન્ધ વિશેષ હોવાથી, લૌકિક સત્યથી વેગળાં તત્ત્વોનું ગ્રહણ કરવાની તેની શક્તિ ઓછી હોવાથી, અને સામાજિક આનન્દ આપી શકે એવી તેની સ્થિતિ ન હોવાથી કોઈ પણ કળાના સૌન્દર્યનું ગ્રહણ કરવામાં એ ઇન્દ્રિયો કામ આવતી નથી, અર્થાત્, એ ઇન્દ્રિયો વડે જેનું ગ્રહણ થઈ શકે એવી કોઈ પણ કળા નથી.

જીભ વગેરે ઇન્દ્રિયો માટે કળા કેમ નહીં ?

પ્રસંગવશાત્ આપણે ઉપર જણાવી ગયા છિયે કે કળાનો જે આનન્દ છે તે ખાનગી

લોકોત્તર આનન્દ.

આનન્દ નહીં, પણ સામાજિક આનન્દ છે. એ આનન્દ અમુક એકજ માણસની સ્વાર્થવૃત્તિને તૃપ્ત કરે એવો નથી. એ આનન્દ ઉપર અમુક એકજ માણસની માલીકી ચાલી શકે એવું નથી. પુત્રપ્રાપ્તિ, ધનપ્રાપ્તિ આદિથી આપણને જે સુખ મળે છે તેમાં અને કાવ્યાદિ રસિકકળાઓથી આપણને જે આનન્દ મળે છે તેમાં કંઈ પણ સરખાપણું નથી. એ પાછલા આનન્દને જગન્નાથે પોતાના 'રસગંગાધર' નામના ગ્રન્થમાં 'લોકોત્તર આનન્દ' એવું નામ આપ્યું છે. એ આનન્દ કેવળ નિઃસ્વાર્થ હોય છે. કળાની રચનાઓથી આપણા શરીરને કંઈ પુષ્ટિ મળતી નથી; એ રચનાઓથી આપણને કંઈ ધનની પ્રાપ્તિ પણ થતી નથી; અમુક વસ્તુ ઉપર આપણી કુલ માલીકી હોયાનું જે સુખ આપણને મળી શકે છે તે પણ કંઈ એ રચનાઓથી આપણને મળી શકતું નથી. વળી, એ રચનાથી અન્યને આનન્દ મળતો હોય તે પણ કંઈ આપણાથી છીનવી લેવાય એવું બનતું નથી. એક સુન્દર મકાન હોય તેને આપણે આપણી માલીકીમાં લઇએ; આપણી ઇચ્છામાં આવે તો તે મકાનને આપણે તોડી પણ પાડીએ; પણ જ્યાં સુધી તે મકાન જેવું ને તેવું અસ્તિત્વમાં રહ્યું હોય ત્યાં સુધી તેના દર્શનથી ઉદ્ભવતા આનન્દ ઉપર આપણાથી એવી રીતની માલીકી મેળવી શકાતી નથી કે નગરના બીજા લોકોને કે ભવિષ્યની પ્રજાને પણ એ મકાન તરફ જોઇને આનન્દ પામતી આપણે અટકાવી શકીએ. એક સુન્દર ચિત્ર હોય કે સુન્દર કવિતા હોય તેનું પણ એમજ છે. એ ચિત્રને કે કવિતાને આપણે આપણી માલીકીમાં લઈ શકીએ, અને એ માલીકીનો આનન્દ (જે લલિત કળાના લોકોત્તર આનન્દથી તદ્દન જુદા પ્રકારનો છે તે) આપણે મેળવી શકીએ, પણ એ ચિત્ર કે કવિતાથી અન્યને જે આનન્દ મળતો હોય તે આપણાથી છીનવી લેવાય નહીં. આ કારણથી કળાની ઉત્પત્તિ પછી કળાનો જે ઉપભોગ થાય છે તેનાથી એ રચનાનો કોઈ પણ રીતે ક્ષય થતો નથી એવું આપણાથી બ્યાજબી રીતે કહી શકાય.

સક્રિય અને નિષ્ક્રિય આનન્દ.

કળાની રચનાનો આ જે આનન્દ છે તે એ રચના જોનારનેજ થાય છે એમ નથી, પણ કળાવાનને પોતાને પણ થાય છે. કળાવાનને અમુક રચના રચતી વખતે જે આનન્દ થાય છે તે આનન્દ અમુક ક્રિયાની સાથે જોડાયલો હોવાથી તેને આપણે 'સક્રિય આનન્દ' એવું નામ આપી શકીએ. કળાવાનની રચાયલી એ રચના જોનારને જોતી વખતે જે આનન્દ થાય છે તે આનન્દ એવી કોઈ ક્રિયાની સાથે જોડાયલો ન હોવાથી તેને આપણે 'નિષ્ક્રિય આનન્દ' એવું નામ આપી શકીએ. એ 'નિષ્ક્રિય આનન્દ' કળાવાન્ જાતે પણ પોતાની રચાયલી રચનાને જોવાથી મેળવી શકે છે. પોતાની રચેલી રચના કેવી છે તેનો નિર્ણય કરવાનું કામ હમેશાં વધારે અઘરું છે, પણ તેવો એ નિર્ણય કરવાનો કળાવાનનો બીલકુલ હકજ નથી એવું તો કોઈથી પણ ન કહી શકાય. બીજાની રચેલી રચના ઉપર પોતાનો મત આપવાનો હક તો એનો એથી પણ વિશેષ છે. અમુક કામ જેણે જાતે કરી જાણ્યું છે તે બીજાના કરેલા કામને વધારે બારીકીથી તપાસી શકે, તેના ગુણદોષની વધારે ચોક્સ

પરીક્ષા કરી શકે, ક્યાં ક્યાં સુધારાની અપેક્ષા છે, તે વધારે સ્હેલાઇથી સમજી શકે, અને શો સુધારો થવો જોઇએ તે પણ કદાચ બતલાવી શકે; ટૂંકામાં, ટીકાકાર તરીકેના સઘળા ધર્મ તે ઘણી સારી રીતે બજાવી શકે.

વિવેચકોની જરૂર.

એથી ઉલટું, કેટલાક કળારસિકોનો અધિકાર અન્યની રચના ઉપર ટીકા કરવા સુધીજ પ્હોંચે છે. ટીકાકાર જાતે ક્વચિત્ ક્વચિત્ કળાની રચના રચી શકે; પણ તેથી તે એવી રચના રચવાને બંધાયલો છે એમ નથી. એવી રચના તે ન પણ રચી શકે; પણ તે છતાં તેની પરીક્ષણશક્તિ એવી સારી હોય કે અન્યની રચના ઉપર તે ઘણો વજનદાર અભિપ્રાય આપી શકે અને ઘણું સમર્થ વિવેચન કરી શકે. એવા વિવેચનની પણ કળાના વિકાસને માટે ઘણી જરૂર છે. કુશળ કળાવાનની રચના એવી સાદી અને સરળ હોય છે કે પ્રાકૃત જનો પણ તે સ્હેલાઇથી સમજી શકે અને આનન્દ પામી શકે એ ખરૂં, પણ તેથી વિવેચકોની બીલકુલ જરૂરજ નથી એવું ફલિત થતું નથી. કોઈ પણ રચનાની જે ઉંડી ખુબીઓ હોય તે કંઈ સામાન્ય જનોથી સર્વાંશે સમજાઈ શકાય એવું હોયજ નહીં. કોઈ પણ દેશમાં એવું બન્યું નથી અને બની શકે એમ પણ નથી. એ ઉંડી ખુબીઓ આગળ પાડી આપનારા દિલસોજ ટીકાકારોની જરૂર તો હંમેશાં રહેવાનીજ. તેજ પ્રમાણે "અધમ રસવૃત્તિવાળાં મનુષ્યો" દુનિયામાં છેક થોડાં નથી હોતાં તેને લીધે એવાં મનુષ્યોમાં હોય-બરી રચનાઓ પણ લોકપ્રિય થઈ જવાનો ભય રહે છે. એ ભય દૂર થાય તેની કાળજી રાખનારા અને કળાના ઉંચા નિયમોનો જેમાં અનાદર થયો હોય, લોકોની અધમ રસવૃત્તિને પોષે એવાં તત્ત્વો જેમાં વિશેષ દાખલ થયાં હોય તેવી રચનાઓની સખ્ત શબ્દોમાં ઝાટકણી કરે એવા કરડા વિવેચકોની પણ કળાના વિકાસ અર્થે ઘણી જરૂર છે. કળાને અને વિવેચનને, કળાવાનને અને વિવેચકને હમેશાં એકબીજાની સાથે બન્યું નથી અને બનવાનું પણ નથી. છતાં કળાવાનને વિવેચક વિના કદી ચાલ્યુ નથી અને ચાલી શકે એવો સંભવ પણ નથી. જ્યાં જ્યાં કળાનો વિકાસ થયો છે ત્યાં ત્યાં કળાના ટીકાકારો પણ થયા છે. એ ટીકાકારોએ ઘણાને ગાળો દીધી હશે અને ઘણાની ગાળો સાંભળી હશે. તેઓ ઘણા અપ્રિય થઈ પડ્યા હશે, ઘણા નિન્દાયા હશે, છતાં તેઓએ કળાની અને કળાના ઉપાસકોની ઘણી સેવા બજાવી છે અને કળાના સ્વરૂપ વિષે ચર્ચા ચલાવીને તેઓએ જે વિશાળ વિવેચનસાહિત્ય ઊભું કર્યું છે તેની કોઇથી પણ અવગણના કરી શકાય એમ નથી.

કળાના નિયમો.

જે ખાસ જરૂરનું છે તે એજ છે કે **વિવેચકો સારા હોવા જોઇએ.** દરેક ઉપયોગી કળાના જેવા નિયમો હોય છે તેવાજ લલિતકળાના પણ નિયમો હોય છે. એ નિયમોનો સ્વચ્છન્દે અનાદર કરવાની કોઈ પણ કળાવાનને છૂટ નથી. એ નિયમોનો જેટલે અંશે અનાદર કરવામાં આવે તેટલે અંશે કળાવાનની રચના દૂષિતજ કરે છે. પણ માત્ર એ નિયમો પળાયા એટલે કળાની નમૂનાદાર રચના રચાઈ ગઈ એવું હોતું નથી. ઉત્તમ રચના રચવાને માટે કળાવાનને સૌથી

વિશેષ જે જરૂર છે તે નૈસર્ગિક 'પ્રતિભા' ની છે. એ પ્રતિભા "નવનવોન્મેષશાલિની" કહેવાય છે.

કવિતા બનાવનારાઓ અને ચિત્ર ચીતરનારાઓમાં જો એ પ્રતિભા હોય તોજ તેઓ સૌન્દર્યની નવી નવી સૃષ્ટિ રચી શકે. જે રચનાઓ અમુક ઉપયોગને લક્ષમાં રાખીને રચાતી હોય તે રચનામાં કયા કયા નિયમો જરૂરના છે તેનું ચોક્કસ જ્ઞાન મેળવ્યાથી આપણે તે રચનાઓ રચી શકીએ, અને તેનું પરિણામ ઘણુંખરૂં એકસરખુંજ આવે. પણ લલિત-કળાઓમાં એકલું અમુક નિયમોનું જ્ઞાન મેળવેલુંજ બસ થતું નથી. એ કળાની રચના-ઓમાં કળાવાન્‌ની પ્રતિભાનો પ્રભાવ આપણા જોવામાં આવવો જોઇએ. છંદઃશાસ્ત્ર વગેરેનું ગમે તેટલું જ્ઞાન માણસે મેળવ્યું હોય પણ તેનામાં જો કુદરતી કવિત્વશક્તિ ન હોય તો તે સારી કવિતા બનાવી શકે નહીં. વળી એ લલિતકળાની રચનાઓમાં કળાવાન્‌ના કળા–વ્યાપારનું પરિણામ એક સરખું આવતું નથી, પણ એકના એક વિષયની પણ જુદી જુદી રચનાઓમાં નવું નવું સૌન્દર્ય આપણા જોવામાં આવે છે. આ સૌન્દર્યનું પૃથક્કરણ ગમે તેવા ઉત્કૃષ્ટ વિવેચકથી પણ જોઇએ તેવું થઈ શકતું નથી. નિયમો, સૂત્રો, અને અન્યને શીખવી શકાય એવા કાયદાઓ વડે જે કંઇ સૌન્દર્ય આણી શકાયુ હોય તેના કારણનું અન્વેષણ થઈ શકે છે, પણ કળાવાન્‌ની કળાનું જે ખરેખરૂં રહસ્ય, કળાની રચનાને જેના વડે કરીને અમુક વિશિષ્ટતા પ્રાપ્ત થાય છે તે તત્ત્વ તો એવું હોય છે કે તેના સમ્બન્ધમાં કોઈ કૃત્રિમ નિયમો ચાલી શકતા નથી અને કોઈ શાસ્ત્રીય પૃથક્કરણ થઈ શકતું નથી. પોતાની સ્વતંત્ર પસંદગી કરીને અમુક આદર્શ કલ્પવો અને એ આદર્શને ચુસ્ત વળગી રહેવું, એમાં સંપૂર્ણતા પ્રાપ્ત કરવી એજ એની કળાનો મહત્ત્વનો વ્યાપાર છે, અને એ વ્યાપારનું રહસ્ય ગમે તેવી સૂક્ષ્મ વિવેચકબુદ્ધિથી પણ સમજી શકાતુ નથી અને અન્યને સમજાવી શકાતું નથી. એ રહસ્ય છે એટલુંજ સમજી શકાય છે અને તે પણ વિવેચકનું હૃદય ખરેખરૂં સંસ્કારી હોય તોજ. વિદ્વત્તા એકલી એ કામને માટે બસ નથી, પણ હૃદયની લાગણી, ઉંચા સંસ્કારો, ઉંડી રસિકતા, ખીલેલી સૌન્દર્યભાવના એજ કળાવાન્‌ના કળાવ્યાપારનું ખરૂં રહસ્ય સમજવાને જરૂરનાં છે. એ જેનામાં ન હોય તે વિદ્વાન્ ભલે કહેવાય, પણ તે વિવે-ચક તો નથીજ. એવો વિદ્વાન્ કળાના વિકાસમાં સંગીન મદદ આપી શકે એમ નથી, અને એની મદદ વગર કળા બહુ સારી રીતે નીભાવી શકે એમ છે.

( અપૂર્ણ. )

મોહનલાલ પાર્વતીશંકર દવે.



# પ્રેમાનન્દનાં નાટકોના પક્ષકારો.

## ( ૪ )

### વ્રજલાલ શાસ્ત્રીની ઘડેલી સંસ્કૃત કહેવતો.

"દૂધનો દાઝ્યો છાશ ફૂંકીને પીએ"—એ ગુજરાતી કહેવતનું રૂપાન્તર

दुग्धतो दग्धो बालो दधि पुनः फुत्कृत्य पिबति

એમ મૂકી હેતુ ગુજરાતી પ્રતિબિમ્બ વ્રજલાલ શાસ્ત્રી આ પ્રમાણે આપેછે—

"દુધથી દાઘો બાલ દધિ પણ ફુંકી પિયેછે."

અને

"અન્ન ત્હેનું પુણ્ય, રાંધનારને ધુમાડો"

એ ગુજરાતી કહેવત માટે

यस्य अन्नं तस्य पुण्यं रंधकारस्य धूमकं

એમ સંસ્કૃત મૂકી

"જેનું અન્ન તેનું પુણ્ય રંધનારને ધુમાડો" એમ ગુજરાતી મૂક્યુંછે.

( ઉત્સર્ગમાળા, પૃ૪ ૧૧૮–૧૧૯ જુવો ).

આ કહેવતોનાં આ પ્રકારના સંસ્કૃત આકારોમાં દૂષણો શાં શાં છે તે મ્હેં મ્હારા નિબન્ધમાં (પૃ૪ ૭૦–૭૧ માં ) તથા ભરૂચના ભાષણમાં ( 'વસન્ત', કાર્તિક ૧૯૫૮, પૃ૪ ૪૪૬–૪૪૭, તથા ૪૭૧–૪૭૩માં ) બતાવ્યાં, અને ગુજરાતી વાક્યો સંસ્કૃત ઉપરથી આવ્યાંછે એ પ્રતિજ્ઞા ખરી કરવાના ખોટા પ્રયાસને લીધે કેટલાંક દૂષણો હેમાંનાં આવ્યાંછે તે પણ બતાવ્યું; અને હાવાં વ્રજલાલ શાસ્ત્રીનાં આગવાં દૂષણોવાળા આકારમાં જ 'રોષદર્શિકા સત્યભામાખ્યાન' નાટકમાં એ કહેવતોને પ્રવેશ મળ્યોછે તે ઉપરથી એ નાટક વ્રજલાલ શાસ્ત્રીની 'ઉત્સર્ગમાળા' જોનારે લખેલું હોવા બાબત મ્હેં પ્રબળ તર્ક બતાવ્યો.

આ માટે ગ. 'ગ્ર'ના ઉત્તરો વિવિધરૂપે નજરે પડેછે. પ્રથમ તો ('વસન્ત', કાર્તિક સંવત્ ૧૯૫૮, પૃ૪ ૪૮૩–૪૮૪ મે) એઓ લખેછેઃ—

"શાસ્ત્રી વ્રજલાલે કદાચ સંસ્કૃત શ્લોક ગોઠવી કાઢયો હ્‌હેની સાથે એ કહેવત પણ ગોઠવી કાઢી હતું મી. દીવેટીઆ શા ઉપરથી કહેછે? આ કહેવત જો ૧૮૭૦માં શાસ્ત્રી વ્રજલાલે ઊપજાવી એમ તેઓ માનતા હોય તો મ્હારે જણાવવું જોઇયે કે એ કહેવત જૂના વખતની છે અને મધ્ય ગુજરાતમાં તે ચાલતી આવેલી છે."

આ વચન ઉપરથી સ્પષ્ટ જણાય છે કે 'ઉત્સર્ગમાળા' જોયા વિના જ, તેમ જ મ્હારો નિબન્ધ પણ ધ્યાન દઈ વાંચ્યા વિના જ આ વચન લખ્યુંછે, એટલું જ નહિં પણ **મૂળનાટક પણ** વાંચ્યા વિના જ આ ટીકા કરીછે. સંસ્કૃત શ્લોકના રૂપમાં કહેવત 'ઉત્સર્ગમાળા'માં પણ નથી, મૂળ નાટકમાં પણ નથી, અને મ્હારી ચર્ચામાં પણ નથી. ('હિતોપદેશ'માં પદ્યરૂપમાં છે તે જુદી વાત છે). અને રા. 'જ્ઞ' હેની જ ભ્રમણામાં રહ્યા જણાયછે કે મૂળ નાટકમાં કહેવત છે તે સંસ્કૃતમાં નહિં પણ ગુજરાતીમાં!

રા. 'જ્ઞ' *આ વાત પ્રમાણિકપણે પાછળથી પોતાના બીજા લાંબા લેખમાં* ('વસન્ત', કાર્તિક સંવત્ ૧૯૬૮, પૃષ્ઠ ૫૧૧ મે) કબૂલ કરેછે—"એ બે કહેવતો મૂળ નાટકમાં સંસ્કૃતમાં નહિં હોય એમ ધારી ટીકા કરી હતી." આમ પોતે કહેછે.

પણ નાટક વાંચ્યા વિના જ ટીકા કરવી એ કે'વો ન્યાય? હાવા માણસને ટીકા કરવાનો હક જ ઉત્પન્ન થતો નથી એમ કહેવામાં ભય નથી.

અસ્તુ,—સંસ્કૃતમાં જ કહેવતો છે એમ જાણ્યા પછી રા. 'જ્ઞ'નો ઉત્તર શો છે તે જોઇયે. ઉત્તર એ જ છે કે "એક વિદ્વાન્ શાસ્ત્રીને પૂછતાં તે જણાવેછે કે તે કહેવતો શુદ્ધ સંસ્કૃત સાહિત્યમાં વપરાયછે." (સદરહુ 'વસન્ત', પૃષ્ઠ ૫૧૧). નામ વિનાના વિદ્વાન્ શાસ્ત્રીને પૂછીને રા. 'જ્ઞ' બતાવશે કે કિયા સંસ્કૃત ગ્રન્થોમાં વ્રજલાલ શાસ્ત્રીએ 'ઉત્સર્ગમાળા'માં આપેલા આકારમાં એ કહેવતો છે? કેમકે પ્રશ્ન મુદ્દાનો એ જ છે,—એ આકાર; માહિં વ્રજલાલ શાસ્ત્રીની પ્રતિજ્ઞાને પરિણામે પેઠેલાં દૂષણોવાળો આકાર;—એ જ મુદ્દાની વાત છે.

આ મુશ્કેલીમાંથી છટકવાને રા. 'જ્ઞ' એમ મથેછે કે.—

"જુદા જુદા માણસો જુદી જુદી રીતે વાપરેછે," અને વ્રજલાલ શાસ્ત્રીને અને કવિ પ્રેમાનન્દને—એક જ આકાર સ્વતન્ત્રરૂપે સ્ફુર્યો હોય તો હ્‌હેમાં "કાંઇ ચમત્કાર કહેવાય નહિં." શાસ્ત્રી વ્રજલાલનો એ અમુક રૂપ આપવાનો હેતુ ધ્યાનમાં લેતાં, એ **દૂષણ સહિત** તે જ આકાર કવિ પ્રેમાનન્દને પણ સ્ફુરે એ હું અને સર્વ આ વિષયના નિપુણ પુરુષો ચમત્કાર જ માનીશું. એટલો જ પ્રત્યુત્તર બસ છે.

---

§'વ્રજલાલ' શુદ્ધ છે, 'વૃજલાલ' એમ અતિ સંસ્કૃત કરવાની જરૂર નથી,—એ રા. 'જ્ઞ' ને જણાવવું પડશે; કેમકે એક સ્થળે હોય તો છાપવાની ભૂલ મનાય; પણ ઠેર ઠેર 'વૃજ' જ રા. 'જ્ઞ'ના લેખમાં છે. પણ હેમના પાછળના લેખમાં 'વ્રજ' છે, એટલે હેમને ભૂલ જણાઈ હશે લાગેછે.

**यस्य अन्नं तस्य पुण्यं** ઇત્યાદિ કહેવતો હજી સુધી કોઇ પણ સંસ્કૃત ગ્રન્થમાંથી બતાવી સક્યું નથી તે વાતને તો રા. 'જ્ઞ' ગળી જ જાયછે.†

રા. અંબાઇદાસ તો વળી બહુ જ આડા જતા રહ્યાછે. હેમણે પણ મ્હારો નિબન્ધ, વ્રજલાલ શાસ્ત્રીની ઉત્સર્ગમાળા, વગેરે જોયા વગર જ વાક્યોનો પ્રવાહ ચલાવ્યો જણાય-છે. એઓ કહેછેઃ—

"ઉખાણા અને કહેવતોમાં અસંભવતા દોષ હોયછે, એ તો હિતોપદેશમાં પણ **दधि** શબ્દ વાપરેલોછે તેથી સાબીત થાયછે." ‡

'હિતોપદેશ'નાંનું વચન મૂળ 'હિતોપદેશ'માં અથવા તો મ્હારા નિબન્ધમાં વાંચ્યું હોત તો રા. અંબાઇદાસ આમ ના બોલત; કેમકે ત્હાં તો **दधि** છે પણ **पिबति** (પીએછે) એમ નથી, **भक्षयति** ('ખાયછે') એમ છે; એટલે અસંભવ કશો ના આવ્યો.

વળી રા. અંબાઇદાસ કહેછેઃ—

"વ્યાકરણના નિયમ નથી સચવાતા એ ગુજરાતીમાં 'દૂધનો દાઝ્યો' એમ બોલાય-છે તે ઉપરથી જણાયછે."

આ વચનથી તો આશ્ચર્ય જ થાયછે. 'દૂધનો' એ ષષ્ઠીનું રૂપ લગાર પણ અશુદ્ધ નથી તે ગુજરાતી ભાષા જાણનારા સર્વને વિદિત હશે. ષષ્ઠીનો અર્થ સંબન્ધ સામાન્ય હોઈ હેમાં કરણ, કર્તા, કર્મ વગેરેનો પણ સમાવેશ થાયછે. "હૈયાના ફૂટા રે, હરિસંગ હેત ન કીધું" ત્હાં "હૈયાના" એ ષષ્ઠીનું રૂપ, ", હાથનાં કર્યાં તે વાગ્યાં હૈયે રે, હો મધુકર",

---

† **रन्धकार** શબ્દ સંસ્કૃતમાં વપરાયછે એમ, 'તે શાસ્ત્રી કહેછે'—આમ રા. 'જ્ઞ' કહેછે. "તે શાસ્ત્રી" સંસ્કૃત ગ્રન્થમાંથી પ્રમાણ બતાવવાને ઉદાહરણો આપશે? **रन्धकार** અશુદ્ધ નથી એમ એ શાસ્ત્રી કહેતા હોય તો આશ્ચર્ય જ; બીજું શું?

**दधि भक्षयति** એમ 'હિતોપદેશ'માં છે તે મ્હેં બતાવેલા વિશે રા. 'જ્ઞ.' વાંધો કાઢેછે કે દહિં હાથથી ખાવાનું હોવાથી ફૂંકી જોવાની જરૂર નથી; દહિં પી સકાય નહિં એમ **दधि पिबति** વ્રજલાલ શાસ્ત્રી મૂકેછે તે ઉપર મ્હારો આક્ષેપ છે ત્હેના ઉત્તરમાં આ સ્હામો વાંધો રા. 'જ્ઞ' મૂકેછે. પ્રત્યુત્તર એટલો જ કે દહિં પીવાની તો અશક્યતા જ છે એ ઉઘાડું છે—પણ હાથથી ના દઝાય અને જીભથી વધારે દઝાય, જીભ એ બાબત-માં વધારે નાજૂક છે, તે વાત ભૂલવાની નથી; અને સર્વોપરિ વાત તો એ કે દૂધપાક વગર તપાસ્યે હૂનો હૂનો ખાતાં દાઝેલો (હાવે કે, દાઝે), તે બાળ દહિંને હાથથી અડ-કતા પણ પ્હેલાં ફૂંકે છે—એમ અર્થ છે. આ વાત રા. 'જ્ઞ' જેવા જનને પણ સમજાવવી પડેછે એ મ્હારું દુર્ભાગ્ય; બીજું શું?

‡ આ તથા આ પ્રસંગનાં બીજાં વાક્યો 'સમાલોચક', જુલાઈ—સપ્ટેમ્બર ૧૯૧૩, પૃષ્ઠ ૧૫૪ માંથી ઉતાર્યાંછે.

"માથાનો ફરેલ," "હાથનો ચોખ્ખો", "આંખ્યનું કાચું," "જીભનો છૂટો," "પોતાના હાથનો લખેલો કાગળ", ઇત્યાદિ રૂઢ પ્રયોગો સ્મરણમાં આણવાથી "દૂધનો દાઝ્યો" એ પ્રયોગમાં અશુદ્ધતા જણાતી હશે તો પણ જતી રહેશે

પછી રા. અંબાઇદાસ કહેછેઃ—

"दधि શબ્દ હેમણે (=*વ્રજલાલ શાસ્ત્રીએ) કેમ વાપર્યો હશે? છાશનો સંસ્કૃત શબ્દ નહિં આવડતો હોય? અથવા હેમાં રહેલી અસંભવતા હેમને નહિં જણાઈ હોય. હિતોપદેશમાં दधि શબ્દ છે, તો પછી શાસ્ત્રીએ दधि पिबति એમ કર્યું એમ શા ઉપરથી રા. નરસિંહરાવ કહેછે?"

(મ્હારી ચર્ચા ધ્યાન દઈને વાંચનારને તો સ્પષ્ટ જણાશે કે 'દહિં' શબ્દ ગુજરાતીમાં શી રીતે આવ્યો તે બતાવવા માટે दधि શબ્દ શાસ્ત્રીએ મૂક્યો એમ મ્હેં કહ્યું જ છે. શાસ્ત્રીએ दधि पिबति કર્યું તે ગુજરાતી કહેવતમાંના 'છાશ' ને બદલે दधि કર્યું અને 'હિતોપદેશ'માંનો दधि શબ્દ તો રાખ્યો પણ भक्षयति ('હિતોપદેશ'માંના) ને બદલે पिबति કર્યું એમ મ્હારું કહેવું છે તે પણ નિબન્ધ અને 'હિતોપદેશ' અથવા તો એકલો નિબન્ધ વાંચ્યો હોય હેને જણાય એમ છે.

"ગુજરાતી વાક્યો સંસ્કૃત વાક્યો ઉપરથી થયેલાંછે એમ બતાવવાને સંસ્કૃત કે ગુજરાતી કહેવતોમાં શાસ્ત્રીએ ફેરફાર કર્યો હોત, તો दधि ને બદલે तक्र અથવા તો ગુજરાતીમાં 'છાશ'ને બદલે 'દહિ'' શબ્દ વાપરત (;) એમ કરવાથી હેમનો ઉદ્દેશ પૂરેપૂરો સચવાત"

તો રા. અંબાઇદાસને એટલું જ કહીશું કે ગુજરાતી કહેવતમાં 'છાશ' ને બદલે 'દહિં' કર્યું જ છે, અને તેટલા માટે જ સંસ્કૃતમાં तक्र નથી કર્યું; આ વાત 'ઉત્સર્ગ-માળા'માં નજર નાખ્યાથી જણાય એમ છે. (વળી तक्र શબ્દ કર્યાથી વ્રજલાલ શાસ્ત્રીનો ઉદ્દેશ સચવાત નહિં; ગુજરાતીમાં 'છાશ' શબ્દ રાખ્યો હોત તો હેમનો ઉદ્દેશ સાચવવા માટે તો દેશ્ય શબ્દ छासी મૂકવો પડત; तक्र ઉપરથી 'છાશ' ઊપજાવાય નહિં; અને શાસ્ત્રીને તો સંસ્કૃત ઉપરથી ગુજરાતી શબ્દો ઊપજાવવાના હતા.)

રા. અંબાઇદાસ આ વસ્તુસ્થિતિ જોયા વિના જ આગળ વળી વધારે હિમ્મતનું વચન બોલેછેઃ—

"તેમ કરવામાં આવ્યું નથી તે જ સાબીત કરે છે કે હેમણે સંસ્કૃત અને ગુજરાતી ઉખાણા અને કહેવતો જેવી સાંભળેલી હેવી જ મૂકીછે."

આ રા. અંબાઇદાસની હિમ્મતને ધન્ય છે! કેમકે **'તેમ કરવામાં આવ્યું નથી'**

---

*રા. અંબાઇદાસ પણ 'વ્રજ' અશુદ્ધ માની 'વ્રૂજ' એમ અતિ સંસ્કૃત બનાવતા જણાયછે. આ હેમના અધિકારની મર્યાદા બતાવેછે.

એ વચન માટે અણુમાત્ર આધાર નથી. 'ઉત્સર્ગમાળા' જાણે પોતે જોઈ જ હોય એમ વગર મૂડીએ વ્હેપાર ચલાવનાર જેવી આ બહાદુરી છે. કેમકે ઉપર બતાવ્યું તે પ્રમાણે **"તેમ કરવામાં આવ્યું જ છે."** ઉખાણા અને કહેવતો સાંભળ્યા પ્રમાણે જ શાસ્ત્રી એ મૂક્યાંછે એ વાતને ખોટી પાડવા માટે મ્હારા ભરૂચના ભાષણની પૂરવણી નં. (૧૦) માં આપેલા સંખ્યાબંધ નમૂના બસ છે.

પણ રા. અંબાઈદાસને તો કશું પણ જોયા વિના જ ચર્ચા કરવાની ઇચ્છા હશે, શ્રમ વિના શ્રમનો દેખાવ કરવો હશે, તો તો ઉપાય નહિં. બાકી એ પરિશિષ્ટ જોઈ સમજી વિચાર કરશે તો—"ગુજરાતી ભાષા સંસ્કૃતમાંથી આવીછે એમ બતાવવાને વાસ્તે સ્વર્ગસ્થ શાસ્ત્રી આ પ્રમાણે સંસ્કૃત ઉખાણા જોડી કાઢે એ બિલકુલ સંભવિત નથી"—એ પોતાનું વચન રા. અંબાઈદાસને ફેરવવાની જરૂર પડશે. એ જરૂર પડવા માટે એ પરિશિષ્ટમાંના નમૂના ઉપરાંત એક બે બાબતો હેમના ધ્યાન ઉપર લાવવી પડશે.—એક તો એ કે સંસ્કૃત ઉખાણાં બધાંએ જોડી કાઢ્યાં એમ અર્થ નથી, પણ અમુક રૂપમાં જોડી કાઢ્યાં એ અર્થ છે, (બાકી કેટલાંક તો આખાં ને આખાં પણ ગુજરાતી ઉપરથી જોડી કાઢેલાં સ્પષ્ટ છે). બીજું, શાસ્ત્રીની પ્રતિજ્ઞા 'ઉત્સર્ગમાળા'માં (પૃષ્ઠ ૧૧૩મે) સ્પષ્ટ શબ્દોમાં દર્શાવીછેઃ—

"ગૂર્જર ભાષાના સઘળાં વાક્ય સંસ્કૃત વાક્ય વિકૃત થઈને થયાંછે. તે જણાવવાને ગૂર્જર ભાષામાં જે ઉખાણાં ચાલેછે હેમાંનાં થોડા ઉદાહરણ નીચે લખ્યાંછે."

આમ **વાક્યનાં વાક્ય** વિકૃત થવાની વિલક્ષણ કલ્પના મૂકી તે સાબીત કરવા માટે બધાં ઉખાણાં આપ્યાંછે.

ત્રીજું, શાસ્ત્રીનો સ્વભાવ, સંસ્કૃત પ્રાકૃત ગુજરાતી ભાષાને સંબન્ધે હેમના અભિપ્રાય વગેરે હું જાતિ ઓળખાણથી પૂર્ણ રીતે જાણતો હતો; તેથી હાવી રચના એઓ કરે એ લગારે અસંભવિત નથી, અને તે ઉખાણાંના નમૂના ઉપરથી જણાઈ પણ આવેછે.*

---

*અશુદ્ધ અથવા અસત્ય સંસ્કૃત શબ્દો, ગુજરાતી ઉપરથી અથવા એમને એમ, જોડી કાઢવાની શાસ્ત્રી વ્રજલાલની પદ્ધતિ વિશે મ્હેં આપેલાં ઉદાહરણ બસ ના થતાં હોય તો વધારે ખાતરી થવા માટે હેમનાં 'ઉત્સર્ગમાળા' તથા 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ' નામનાં પુસ્તકોમાં એક કલાક જોઇશું તો અનેક જડશે, હેમાંથી નમૂના રૂપે થોડાક શબ્દો આપુછુઃ—

**तोरणानि** (બારણે બાધેલાં પાંદડાંની માળાના અર્થમાં), **छविलः छविली** (છબીલો, છબીલી—ના અર્થમા); **मेदपाडी** (=મેવાડી; **मेदपाट** મેવાડનું નામ જૂના લેખો વગેરેમાં છે); **अछाणं** (=અપ્પાણું); **लाटकः** (=લાડકો), **लालसु** (=લાલચુ; ઉદ્ગાર ખોટો છે); **विष्टः** (ઉપરથી બેઠો'; **उपविष्टः** ઉપરથી ખરી વ્યુત્પત્તિ છે); **मंडः** (=મોડ; **मुकुटः**

**रन्धकार** શબ્દ અશુદ્ધ છે એમ રા. અંબાલાલ કબૂલ કરેછે, છતાં 'ઉત્સર્ગમાળા'માં તે શબ્દ છે તે ઉપરથી રા. અંબાલાલ વિલક્ષણ અનુમાન કાઢેછે કે શાસ્ત્રીએ સાંભળ્યાં હેવાં ઉખાણાં મૂકેલાં! સંસ્કૃતમાં ઉખાણાં હોવા છતાં અશુદ્ધ! આ પ્રથમથી સ્વીકારી લેવામાં કેટલી ભૂલ છે! સ્પષ્ટ જણાય એમ છે.

ટૂંકામાં આ પ્રશ્નને ફ઼ાલતુ ઊભા કરેલા સવાલોની જાળમાંથી છૂટો પાડીને જોતાં હેતુ ખરું સ્વરૂપ આરમ્ભમાં બતાવ્યું તે પ્રમાણેનું છે; તે એ જ કે વ્રજલાલ શાસ્ત્રીએ પોતાની વિલક્ષણ પ્રતિજ્ઞા સાચી પાડવા માટે જે આકાર આપીને આ સંસ્કૃત કહેવત 'ઉત્સર્ગમાળા'માં બતાવીછે, **તેના તે જ આકારમાં ( તેનાં તેજ દૂષણો સહિત)** એ કહેવતો ' રોષદર્શિકા સત્યભામાખ્યાન ' નાટકમાં દાખલ થયેલીછે તેથી ન્યાયયુક્ત અનુમાન એ જ થાય કે (એ કહેવતો ક્ષેપક છે એમ છટકી ના જવાય તો તો) 'ઉત્સર્ગમાળા' પછીના સમયમાં જ એ નાટક લખાયલું. એ બે સંસ્કૃત કહેવતોમાંની એક તો **यस्य अन्नं तस्य पुण्यं रन्धकारस्य धूमकः** તે તો—કોઇ પણ સંસ્કૃત ગ્રન્થમાં વપરાયાનુ હજી સુધી જણાવાયું નથી. માત્ર **दुग्धतो दग्धो बालः** ઇત્યાદિવાળી કહેવત સંસ્કૃતમાં અન્ય સ્થળે છે એ વાત ઉપર ખોટું જોર મૂકાયછે, તે આ પ્રશ્નના હમણાં કહેલા સ્વરૂપથી નિઃસાધક બનેછે. જરાક સ્પષ્ટતાથી તપાસિયે.

એ કહેવત સંસ્કૃતમાં જુદા જુદા રૂપમાં નજરે પડેછે:—

**(૧)** ' હિતોપદેશ 'માં આમ પદ્યમાં છે—

बालः पायसदग्धो दध्यपि फूत्कृत्य भक्षयति ।

‡(૨) મુદ્‌ગલભટ્ટ કૃત 'રામાર્યાશતક'માં પણ પદ્યમાં છે, તે વળી આ પ્રમાણે:—

क्षीरेणदग्धजिह्वस्तक्रं फूत्कृत्य पामरः पिबति ।

‡(૩) ' સુભાષિતરત્નભાણ્ડાગાર ' નામના છૂટક 'સુભાષિતો'ના સંગ્રહને અન્તે છાપેલી (પૂરવણી સુભાષિતોની ) ' સુભાષિત રત્નમંજૂષા 'માં પણ પદ્યમાં જુદા પ્રકારે વચન છે—

---

ઉપરથી ખરી વ્યુત્પત્તિ છે ); **वापः** (=બાવો; **वप्प** દેશ્ય શબ્દ છે ); **मुत्कलं** (=મોકળું); **मुक्ता** ( ઉપરથી મોતી; **मौक्तिकं** ઉપરથી ખરું છે ); **रसवर्त्तकं** ( =રસોડું ); **शकटी** (=શગડી); **चाटकः** (=ચાકર); **दुख्याति** (=દૂખે છે); **चांची** (=ચાંચી); **कूर्प** (=રૂ; દેશ્ય **रूअ** છે ), **खीजन्ति** ( =ખીજે છે ),

‡ આ બે વચનો વિષે માહિતી ખંભાતના ગ. દયાશંકર રવિશંકર વાચસ્પતિયે મ્હને આપી છે. પોતાના તા. ૨–૩–૧૩ના પત્રમાં એઓ કહે છે કે 'રામાર્યાશતક'ની હસ્તલિખિત પ્રત હેમની પાસે છે. એ પ્રત સંવત્ ૧૮૫૨માં લખવા માંડેલી હોવાનો ઇશારો એ પુસ્તકના ઉપરના પૃષ્ઠ ઉપર છે.

पाणौ पयसादग्धे तक्रं फूत्कृत्य पामरः पिबति ।

આ 'રામાર્યાશતક'માંના વચનનું થોડુંક રૂપાન્તર છે; હેમાં જીભ દાઝ્યાનું છે, હાંમાં હાથ દાઝ્યાનું છે, આ ફેરફારથી કાંઇ સુધારો થયો નથી.

(આ ગ્રન્થ તો છૂટાં પ્રાસ્તાવિક વચનોનો જ સંગ્રહ છે; અને વચન ક્હાંથી લીધાં વગેરે પ્રમાણ કે માહિતી હેમાં આપી નથી. એટલે આ વચનના સમયનું નિર્માણ કે અટકળ થઈ સકે એમ નથી.)

(૪) વ્રજલાલ શાસ્ત્રીની 'ઉત્સર્ગમાળા'માં ગદ્યમાં—

दुग्धतो दग्धो बालो दधि पुनः फुत्कृत्य पिबति

આ ઉપરથી એટલું તો સ્પષ્ટ છે કે આ **અર્થની** કહેવત જૂના વખતથી ચાલી આવેલી;—સંસ્કૃત ભાષા બોલાતી ભાષા હશે તે કાળથી ચાલી આવેલી એમ તો ખાતરીથી ના કહેવાય, પરંતુ જૂના કાળમાં સંસ્કૃતમાં ગ્રન્થો લખાતા તે કાળમાંથી ચાલી આવેલી હોય. પણ એ વાત પણ એટલી જ સ્પષ્ટ છે કે દરેક ઉદાહરણમાં આ કહેવત દેખા દે છે તે તે રચનારે પોતપોતાની અનુકૂલતા પ્રમાણે અને પોતાના હેતુને અનુસરીને એ અર્થને દર્શાવનારા શબ્દોને રૂપાન્તરો આપીને કહેવત દેખાડીછે. પ્રથમનાં ત્રણ ઉદાહરણો પદ્યમા છે તે ઉપરથી એટલું તો સિદ્ધ જ છે કે પદ્યના રૂપમાં આ કહેવત નહિં જ હોય, સંને સમાન કોક ગદ્યરૂપમાં જ કહેવત હશે. ૮૦૦ વર્ષ ઉપર થયેલા 'હિતોપદેશ'માંના ઉદાહરણમાં 'દૂધ' અને 'છાશ' ને બદલે 'દૂધપાક' અને 'દહિ' છે, તો ૧૧૮ વર્ષ ઉપર પ્રત જે'ની છે એ 'રામાર્યાશતક'મા અને અનિશ્ચિત ઉત્પત્તિના સુભાષિતમાં 'દૂધ' અને 'છાશ' છે, માત્ર એકમાં જીભ દાઝેછે તો બીજામાં હાથ દાઝેછે. આ સર્વ રૂપાન્તરો પદ્યના સ્વરૂપને લીધે તેમ જ અન્ય હેતુઓને લીધે થયેલાં એ સહજ જણાય એમ છે. મૂળ ગદ્યમાં શુ રૂપ હશે તે જાણવાના સાધન નથી. છેવટે ગદ્યમાં વ્રજલાલ શાસ્ત્રીએ ઈ. સ. ૧૮૭૦ માં આ કહેવત મૂકી તે હેમની પ્રતિજ્ઞાનો હેતુ જોતાં, તેમ જ સંસ્કૃત ભાષામા વગેરેમાં દૂષણો છે તે જોતાં, એટલું કહેવાની હું હિમ્મત રાખુંછું કે કોઇ મૂળ સંસ્કૃત ગદ્ય કહેવત ઉપરથી નહિં, પણ ગુજરાતી કહેવતને સંસ્કૃત રૂપ આપીને, પોતાની પ્રતિજ્ઞાને ઇષ્ટ અંશો દાખલ કરીને, એ કહેવત ઘડીને મૂકી; અને તેમ કરવામાં સંસ્કૃત પદ્યોમાંના સંસ્કાર પણ મગજમાં રહેલા હેનું અયોગ્ય મિશ્રણ પણ થઈ ગયું,—સ્વપ્નસૃષ્ટિમાં સંકીર્ણ સ્વરૂપો રચાય છે તેમ. હાવા સ્વરૂપની સંસ્કૃત કહેવત તે વ્રજલાલ શાસ્ત્રીની આગવી જ મિલકત ગણાય, અને તે જે ગ્રન્થમાં યથાવત્ પ્રગટ થઈ હોય તે ગ્રન્થનો લખનાર વ્રજલાલ શાસ્ત્રીના એ સાહિત્યધનનો ચોર નહિં તો વારસ તો હોવો જ જોઇયે.

વાંદરા,
તા. ૧૫—૧૧—૧૩.

નરસિંહરાવ ભોળાનાથ.

# પૃથુરાજ રાસો.

પૃથુરાજ રાસા નામનું મહાન્ હિન્દી કાવ્ય જેના રચનાર મહાન્ કવિ ચંદ પ્રણિત નથી એવો એક લેખ મેવાડના ચારણ કવિ સ્યામલદાસે ઈ. સ. ૧૮૮૬ માં કલકત્તાની એશીઆટિક સોસાઇટી દ્વારા પ્રસિદ્ધ કર્યો હતો જેનું ભાષાંતર કરી વસંત આશ્વિન માસમાં રા. રા. નરસિંહરાવ ભોળાનાથની ઇચ્છાનુસાર રા. રા. રણુજીતરામ વાવાભાઇએ પ્રગટ કરેલું છે. તે અસલ લેખનો જવાબ પૃથુરાજ રાસાના સંપાદક મેસર્સ મોહનલાલ વિષ્ણુલાલ પંડ્યા અને રાધાકૃષ્ણુ તથા સ્યામ સુન્દરદાસ બી. એ. ના તરફથી ઈંગ્રેજી તથા હિન્દીમાં પ્રગટ કરવામાં આવેલા હતા છતાં ઉપરના આક્ષેપોનો શંક્ષીપ્ત સાર હાલમાં ગુજરાતીમાં રા. રા. રણુજીતરામે પ્રસિદ્ધ કર્યો છે પરંતુ તેની સાથે તેના અપાયેલા જવાબો પ્રસિદ્ધ કર્યા હોત તો વાંચક વૃન્દને તુલના કરવાનુ ઠીક પડત...રાસા જેવું મહાન્ કાવ્ય કે જેનાથી દેશીય તેમ વિદેશીય ગ્રંથકારોને ઘણી જ–ઐતિહાસિક સામગ્રીઓ મળી શકી છે અને તેઓએ તેની અત્યંત પ્રશંસા કરી છે તેને પુરતા વિચારો કર્યા સિવાય ઘડી ભર ન ટકી શકે તેવી દલીલોથી ખોટો માનવો એ ઘણું જ ભુલ ભરેલું કહેવાય. દીલગીર થવા જેવું એ જ છે કે, પ્રાચિન સાહિત્યમાં પ્રથમ ગ્રંથ તરીકે મહાન્ કાવ્યની પ્રતિષ્ઠા મેળવનાર અને જેને પ્રાકૃતમાં એક મહા ભારત તરીકે ઓળખવામાં આવે છે તેવો વિસ્તીર્ણ ગ્રંથ કે જેને યુરોપિયન વિદ્વાનો માન આપી તેની મોટાઈ સ્વીકારે છે ત્યારે આપણા દેશી મેવાડના ચારણ કવિ સ્યામળદાસ કે જેઓ રાસાનો હજારમો ભાગ રચી તેના જેવી વિદ્વતા બતાવી આપવામાં અશક્ત છે તેઓ તેને સહેજમાં જુઠો ઠરાવે છે કવિ સ્યામળદાસ ચારણ જ્ઞાતિના છે ચારણુ અને બ્રહ્મ ભટ્ટ ( ભટ્ટ—ભાટ— ) કવિઓને અરસપરસ હાડ વેર હોય છે તેના લીધે જ રાસા જેવા મહાન્ ગ્રંથની કૃતિ ભટ્ટ કવિની હોવાથી જ અને સર્વત્ર તેનાં વખાણ સાંભ-ળવામાં આવ્યાથી તેને માન આપવાને બદલે અધુરા જ્ઞાને તેને હડહડતું જુઠાણું લગાડવું ના પસંદ કરવા જેવી રીત છે રાસાના કર્ત્તા ભટ્ટ જાતિ કે જે આજકાલ રાવના નામથી પ્રસિદ્ધ છે તે જ્ઞાતિના જગાત નામના ગોત્રમાં ઉત્પન્ન થયા હતા અને દિલ્લીના પ્રખ્યાત સુરવીર મહારાજા પૃથુરાજ ચૌહાણના બાળમિત્ર અને બળવાન સામંત તરીકે ( તેમ તેમના પુરોહિત ) તરીકે પ્રસિદ્ધ હતા પૃથુરાજ ચૌહાણની સેનાની મહાન્ લડાઇઓમાં તેમણે અગીઆર વખત સેનાપતિનું પદ સ્વીકાર્યું હતું તેમનો જન્મ લાહોર નગ્રમાં થયો હતો તેમના પીતાનું નામ બેન કવિ હતું અતુલિત બળથી વિભુષીત છતાં ષટ ભાષા–વ્યાકરણ કાવ્ય સાહિત્ય છંદ શાસ્ત્ર, જ્યોતિષ વૈદ્યક મંત્ર શાસ્ત્ર પુરાણ નાટક અને ગાન આદિ વિદ્યા-ઓમાં સારા વ્યુત્પન્ન પંડિત હતા તેમની અદ્વિતિય વિદ્યાને લીધે પૃથુરાજના રાજ્યકવિના પદ ઉપર યોજાયા હતા તેઓએ રાજ સેવા બજાવ્યા ઉપરાંત રાસા જેવો વિસ્તીર્ણ ગ્રંથ રચી આખા ભારત ઉપર મહાન્ ઉપકાર કરતા ગયા છે અને તે ગ્રંથથી તેના કર્ત્તા મહાન્ કવિ ચંદ એકલાની તો નહીં પણ બલ્કે આખા હિન્દી સાહિત્યની જાહોજલાલીમાં વધારો થતો જોઈ કવિ સ્યામળદાસથી સહન થઈ શક્યું નહીં જેથી તેના ઉપર તેની મોટાઈ નષ્ટ

કરવા પક્ષપાતથી આક્ષેપો કરી પોતાના વિદ્વત્તા તથા ઇતિહાસકાર તરીકેની કીર્ત્તિને દુષણ લગાડયું છે જેનો જવાબ ઉપર બતાવેલા હિન્દી લેખ ઉપરથી વસંતમાં બતાવેલા ક્રમાનુસાર નીચે પ્રમાણે આપવામાં આવે છે...અને સદર લેખ વડોદરા બ્રહ્મભટ્ટ સમાજના ઑન. જનરલ સેક્રેટરી રા. રા. પુરુષોત્તમદાસ શામળદાસ માતર વાળાની ફરમાશથી લખવામાં આવ્યો છે.

( क ) सत्त, फुल्यो चावद्दिसे
( ख ) तृती भारती व्यास भारत्थ भाष्यौ ।
जिने उत्त पारत्थ सारत्थ साप्यौ ॥

(૧) આ લીટીઓમાં सत्त, चावद्दिसि, भारत्थ, पारत्थ અને सारत्थ આ શબ્દો વ્રજ કે બીજી બોલીમાં નહીં વપરાતાં રાજસ્થાનની જ કવિતામાં વપરાય છે અને તે ઉપરથી આ કાવ્ય રાજસ્થાનિ કવિ પ્રણિત લાગે છે.

(ગ) આ ખેત ચૂકના સર્ગમાં

यह घात सद्द गोरी सुवर ।
करुं चूक कैं सज्जरन ॥

છે તેમાં चूक करना નો જે અર્થ છે—દગાથી મારવું તે અર્થમાં એ શબ્દ પ્રયોગ હિન્દુસ્થાનના બીજા કોઈ ભાગમાં વપરાતો નથી.

ઉક્ત શબ્દો રાજસ્થાનની જ કવિતામાં વપરાતા હોવાથી હાલનું મહા કાવ્ય રાજસ્થાનના કવિ પ્રણીત છે એમ કવિ સ્યામળદાસ જણાવે છે પરંતુ તેમનું તે અનુમાન કેવળ અસત્ય છે નિચે બતાવેલા દાખલાઓ વાળા અસલ ગ્રંથો અમારા અભિપ્રાય પ્રમાણે આપ્રકાર કવિના જાણવામાં નહીં આવ્યા હોય નહીં તો सत्त શબ્દનો પ્રયોગ બીજી ભાષાઓમાં પણ થાય છે એ તે કબુલ કર્યા સિવાય રહેત નહીં સાધારણ વાક્યોમાં જોઇશું તો પણ જણાશે.

जबे वाकुं सत्त चढ आयो तबे वो सत्ती भई
सत्त हर दत्त गुरु दत्त दात्ता
राम राम सत्त हे दो चार नित्त हे

ઉપરના દાખલા છે તે "કવિ વચન સુધા" નામના ગ્રંથમાંથી એક દોહો બતાવવામાં આવે છે કે—

" सत्त सु बचन कबीरके
चित्त देय सुन लेहु
अरु नानक गुरुके बचन
सत्त मत्त करि गेहु ॥ "

ખાલસા કૃત **વિનય પત્રિકા.**

दात्व मोक्ष पाद देख हर्ष सर्व सत्त लेख
मो दीन रैख मेख मार भाल मन्द के

આ શબ્દ એવો અપ્રસિદ્ધ નથી કે જેનો પ્રયોગ કરવા મગધી હિન્દી ભાષાના કોઈ પણ વિદ્વાનને કિંચીત પણ શંકા રહે. જેથી અત્રે વધારે ઉદાહરણ આપ્યા નથી

શ્રીમદ્ વલ્લભ સંપ્રદાયના અષ્ટ—છાપ—નામનો ગ્રંથ છે તેમા કુંભનદાસજીએ એક કિર્તનમા કહ્યુ છે કે—

" चाव दिसि हरि रूप रम्यो "

भारत्थ, सारत्थ, पारत्थ,

આ શબ્દોના પ્રયોગમ માટે પ્રમાણો—

ઉપર બતાવેલા અષ્ટ—છાપ—નામના ગ્રંથમા છીતસ્વામિએ એક કીર્તન લખ્યુ છે તેમા

भारत्थ मे सारत्थ व्है हरिजु कहाये सारथी

પંડિત કનૈયાલાલજી કૃત છંદ પ્રદિપ નામના ગ્રંથમા આવી જ રીતના બીજા શબ્દોનો પ્રયોગ કરવામા આવેલો જેના દાખલા—

करिगहि भारसमथ्थ, यश पायोनृप मथ्थ
मत्थन नत करि लज्जित दिग्गज
सु सज्जिय भ्रमगति, उत्थिय समुद वट्टिय लहरि
रहि तदत्थकि जियसु आरि ॥
छखि दव्वत सब नृपति
सिंहवली समरत्थ हत्थिवर मत्थ विदारन

**चूक** આ શબ્દનો પ્રયોગ કરતાં જે પ્રસંગે વાપરવામા આવે છે તે વખતે તેના તેવો

અર્થ થાય છે એમ ડૉકટર હાર્નેલી સાહેબે ધાતુસંગ્રહના વર્ણનમાં જણાવેલું છે કે ચૂક શબ્દને છલના પ્રયોગમાં અષ્ટ—છાપ વાળા પરમાનંદદાસજીએ વાપરેલો છે.

अहो हरि बलि सों चूक करी

× × ×

पिशुन छल्यो नर सुजनसों करत बिसास न चूक
जैसे दाग्यो दूधको पीवत छाछही फुंक
मूरख गुन समजे नहीं तौ न गुनी मे चूक
कहा भयो दिन की विभो देखी जो न उलूक

( वृन्द सतसई )

( २ )

સુખદ રસાલકો રિસાલ તરુ તાપૈ બૈઠિ
ઐંઠી બોલ બોલૈ પિક મધુપ કુહુ, કુહુ
કુંજ કુંજ કારે હૈં કુટિલ અલિ પુંજ પુંજ
ગુંજ ગુંજ ફુલ રસ ચુહ કે ચુહુ ચુહુ
ચૂક બિન પ્યારી કિન્હ મેરો મન ટૂક ટૂક
કૈંક સુને હુક પરૈ કરત ઉહુ ઉહુ
નાથ દિશ ચાર અંધિયાર હિ જનાત
મોહિં તાતૈં હિલ કોકીલા કહત કુહુ કુહુ

" નાથ કવિ. લોકનાથજી ચોબે "

× × × ×

વ્હે ચૂક છય જાની સખી સુની મન લે ગયે ચુરાઈ

( કાશી સુરસાગર )

દુહા

ધરમરાજ સૌં ચૂક કરી દુરજોધન—ले लिन्ह
રાજપાટ અરૂ બિત્ત સબ બનો બાસ દૈદિન્હ
કરી ચૂક પ્રલ્હાદપેં હિરન અસુર પરચંડ
હરી સહાય હિત અવતરે અસુર ન કિયેબિ ખંડ

( કવિ લલ્લુદાસ કૃત )

ક્ષમહુ ચૂક અન જાનત કેરી
ચહિયે વિપ્ર ઉર કૃપા ઘનેરી
( રામાયણ )

મેરા ભયા સુકાન હિયારી । કાર કરત મૈં
વર વર ચૂક ફુંકા જાત સઈ છ્યારી
( સ્ત્રીઓનાં ગિત હિન્દી )

કાશીકા મે વાસી કહિયે કરમ દશાકા હીના
રામ ભજનમેં ચૂક પડી તબ પકરજુલાહા કિના
( કબીર )

આહાર ચૂકે વહ ગયે બ્યોહાર ચૂકે વહ ગયે
દરબાર ચૂકે વહ ગયે સુમરાવ ચુકે વહ ગયે
( કહેવત )

હૈ સુરણ ખરા ચૂક જીસમેં નિત લગેગી ભુખ
( સુરનવાળા )

ઉપરના ઉદાહરણોથી વાંચક વૃન્દને વિદીત થશે કે ઉપર બતાવેલા શબ્દોનો પ્રયોગ હિન્દી ભાષામાં મન માનતી રીતે થાય છે અને તે શબ્દો હિન્દી ભાષામાં આ સિવાય અનેક ગ્રંથોમાં વપરાયેલા છે.

(૨) ગાથા લખતી વેળા પૃથુરાજ રાસામા તુકના છેલા અક્ષર ઉપર હમેશ અનુસ્વાર મુકવામાં આવે છે આનું કારણ આ પ્રમાણે જણાય છે' કાવ્ય લખાયું તે કાળથી એને પ્રાચીન ઠરાવવું હતું માટે એની ભાષામાં પ્રાચીનતાના અંશ આણવા જોઇએ એવા પ્રાચીન ગ્રંથોનો લેખકે અભ્યાસ નહોતો કર્યો પણ તેમના સ્વરૂપ વિશે કર્ણ પરંપરાથી સાંભળ્યું હતું એટલે એણે અનુસ્વાર મુકી પોતાની કવિતાને પ્રાચીન ગણાવવાનો પ્રયત્ન કર્યો છે.

ચારણ કવિ શ્યામળદાસે મહા કવિ ચંદ વિર ચીતરાસા નામના મહાન્ કાવ્યનો અભ્યાસ કર્યો હોત તો એક સંસ્કૃત ભાષાના વ્યુત્પન્ન પંડિત ઉપર તેઓ આવો નઠવો આક્ષેપ કરી શકત નહીં ઉક્ત ગ્રંથમાં મહાન્ કવિ ચંદે જે શ્લોકો તથા કેટલાક નાટક રચ્યા છે તે તેમની સંસ્કૃત ભાષાની નિપુણતા અચ્છી રીતે બતાવી આપે છે પૃથુરાજ રાસામાં આવેલા શ્લોકો અર્થના સાધારણ પંડિત કરી શકતા નથી એટલે સંસ્કૃત ભાષાના ઘણા સારા પંડિતની સલાહ લેવી પડે છે તેવા શ્લોકો જેણે રચીને દાખલ કર્યા છે તેના કર્તા અનુસ્વર અને વિસર્ગનું ભાન નહોતુ એ કહેવુ કેટલુ બધુ ભુલ ભરેલુ છે અનુસ્વાર, ને માટે ભાષાની કવિતામાંથી નીચેના દાખલા વાચક વૃન્દની જાણ માટે બસ થશે તે જો કવિ શ્યામળદાસના જોવામાં આવ્યા હોત તો તેઓ આવી ટીકા કરત નહી. ભાષાના કાવ્યોમાં આવા હજારો દાખલા છે—

ભજી શ્રી વિઠ્ઠલ ચરણ સરોજં-
નખ મણિ દીધિતિ દમિતમનોજં ।
ઇચ્છસિ યદિ સતતં સુખ સાર
ત્યજસિ ન કિમિત વિષય ધૃત ભારં

× × × ×

( સુરસાગર )

હૈ ભક્તિ રમા નિવાસ ત્રાસ હરણ સરણ સુખદાયકં
સુખધામ રામ નમામિ કામ અનેક છબિ રઘુ નાયકં
સુર વૃન્દ રંજત દ્વંદ ભંજન મનુજ તનુ અતુલિત બલં

( રામાયણ )

તોટક.

બ્રહ્માદિ શંકર સેવ્ય રામ નમામિ કરુણા કોમલં
ગુણ જ્ઞાન નિધાન અમાન અજં । નિતિરામ નમામિ વિભું વિરજં
ભુજ દંડ પ્રચંડ પ્રતાપ બલં । ખલ વૃન્દ નિકંદ મહા કુશલં
બીનુ કારણ દિન દયાલુ હિતં । છબી ધામ નમામિ રમા સહિતં
ભવ તારણ કારણ કાર્ય પરં । મન સંભવ દારુણ દોષ હરં
શર ચાપ મનોહર તૂણિ ધરં । જલ જારુણ લોચન ભૂપ વરં
સુખ મંદિર સુંદર શ્રી રમણં । જલ મદ માર મહા મમતા સમનં.

( રામાયણ )

રે મન સન્ત ચરણ ધરૂ માથ
નિસ વાસર જિનકે જગ નાયક વાસ કરત હૈં સાથ
તિનકો છોડ વિશ્વમેં ભટકે વેશ્યા કો કરી નાથ
ભકતી સહિત સેવા તુ કર લે વહ મારત હૈ લાથ

× × ×

( ખાલસા કૃત વિનય પત્રિકા )

નમો નમો ગીતા હરિ વંશ । સુર નર મુનિ સજ્જન અવતંસં
કોમલ પદ ઉપનિષ શ્રુતિ અંશં । હરી મુખ કથિત સન્ત હિય હંસં
વિમલ વ્યાસ ભાખિત ગન સંશ । દેવ દનુજ માનવ હરિ વંશં
ભક્તિ વિરાગ જ્ઞાન પર ગાશં । કામ ક્રોધ મદ મોહ વિનાશં

× × ×

( ગોસ્વામી શ્રી લક્ષ્મીનાથજી પરમ હંસ કૃત પદાવલી )

ભુજંગી

સુગન્ધં વિગન્ધં ન અસ્તુતિ ગારી, વિભેદં નસત્રં ન મિત્ર વિચારી
ન અહિમા ન માયા ન મદ ન મોહં । ન રગવિરગં ન દાયા ન દ્રોહં ।
ન સિત ન પાપ ન ગેગ કુરંગ ન ભાવં ન ભિખ્યાનં અંગં અનંગ
સુખે ભુમિ સજ્યા ન કામે ન વાસં ગ્રહે બાહ આને તતૌ પચ ગ્રાસં ॥
સમ્મં વિસદ ભૂમિ પંથં સઉજ્જ । વસંતં દિગં વિત રાગ વિલજ્જં
વિમોહ નિદ્દં ન ઇન્દ્રી વિકાર । અધાને રહે નીતિ વાતં અહાર
વિલેપં ન શ્રીખંડ આગી વિચાર । ધરી પુષ્પમાલા ગને વિષ્ય ધારં
પ્રકાશી જીનિંદ મહા મોદ પાવે । હમે તાલ દે આપ ગીતે હસાવે

( નરહરદાસ કૃત અવતાર ચરિત્ર )

(૩) આ કાવ્યમા હજારો શબ્દ પ્રયોગો અને રૂઢીઓનુ અવતરણ કરી બતાવી શકાય એમ છે કે તેમનો પ્રચાર ફક્ત રાજસ્થાનમા જ છે તેથી પણ રાજસ્થાની છે

જેવી રીતે આ મહા કાવ્યના ગ્રથમા અનેક જાતના કાવ્યોથી એક સંવલિત કાવ્ય છે તેવી રીતે તેની ભાષામાં ગ્રથ કર્ત્તાના વખત સુધી અનેક પ્રકારની પ્રાચીન હિન્દી ભાષાઓની એક અતિ સંવલિત હિન્દી ભાષા છે તે બાબત જો કોઈને શકા લાગે તો આ મહા કાવ્યનું આદિ પર્વ ધ્યાન દેઈતે વાંચી જોશો તો તેમાંના કેટલાક છંદની જુદી જુદી ભાષાઓ માલમ પડશે ગ્રંથકર્ત્તાએ સ્વતઃ આ મહા કાવ્યના ૩૯ મા રૂપકમા જણાવ્યુ છે તે પ્રમાણે અમે તેની ભાષા મેળવી શકીએ છીએ—

श्लोक

उक्ति धर्म विशालस्य राजनीति नवरस
षट भाषा पुराणं च । कुरान कथितं मया

( મહાકાવ્ય રૂ. ૩૯ )

સાહિત્ય દર્પણમાં મહાકાવ્યના જે ગુણો सा. द. पृष्ठ ૫૫૯ માં જણાવ્યા છે તે પ્રમાણે રાસનો ગ્રથ હોવાથી તેને મહાકાવ્યનુ પદ મળેલુ છે. હવે સાહિત્ય દર્પણમાં મહા કાવ્યની ભાષા માટે ઉલ્લેખ બતાવવામાં આવ્યો છે કે

पुरुषाणाम नीचाना संसकृत स्यात्कृतात्मनाम् ।
शौरसेनी प्रयोक्तव्या तादृशीनाश्च योषिताम्
आसामेवतुगाथासु महाराष्ट्री प्रयोजयेत्

अवोक्ता मागधी भापा राजान्तः पुरचारिणाम्
चेटानां राज पुत्राणां श्रेष्ठीनां चार्द्ध मागधी
प्राच्या विदुप कादीनां धृर्त्तानां स्यादवन्तिका
योधनागरिकादिनां दाक्षिणात्याहि दिव्यताम्
शकराणां शकादीनां शाकारी सप्रयोज्येत्

પૃ. ૭. (स. द. ४३२)

સાહિત્યદર્પણુ ઉપરથી જણાસે કે મહાકાવ્યમાં જુદી જુદી ભાષાઓ આવે છે વળી જુદી જુદી ભાષાઓ આશ્રય લીધા બન્વ ગ્રથકર્ત્તાએ પોતે ઉપરના શ્લોકમાં બતાવ્યા પ્રમાણે અંગીકાર કરી આપ્યુ છે આ ઉપરથી ગ્રંથકર્ત્તાની અદ્વિતિય વિદ્વત્તાનો ખ્યાલ કરવો બાજુ ઉપર મુકી તેમાં રાજસ્થાનિ ભાષા હોવાથી રાજસ્થાનના કવિ પ્રણીત ગ્રંથ ગણુવો એ કેટલુ ભુલ ભરેલુ છે અમે કવિ શ્યામળદાસના આ આક્ષેપથી આશ્ચર્ય પામીએ છીએ કે જ્યારે તેમણે રાજસ્થાનની ભાષા ઉપરથી રાજસ્થાનના કવિની કૃતિ સ્વીકારી ત્યારે મહાકાવ્યમાં ઘણી જ ભાષાઓ હોવાથી તેના કેટલા કર્ત્તા ગણુવા તેનો નિવેરો તેમણે લાવવો જોઇએ. આજે પણ એ પ્રથા પ્રચલીત છે અને પ્રાચીન ગ્રંથોમાં જોવામાં આવે છે કે તેના કર્ત્તા પોતાનું જ્ઞાન બતાવવા અગર વિવિધ ભાષાથી પોતાનો ગ્રંથ શણુગારવા પોતાના ગ્રંથમાં જુદી જુદી ભાષાઓને જગો આપે છે જેથી ઉપરનો આક્ષેપ વાંચક વૃન્દને કેવળ અમલ જણાશે. ”—

(૪) પૃથુરાજ રાસામાં આપેલા સવત અને તીથી આદી ઉપરથી એ ગ્રંથ પૃથુરાજના સમયમાં નહિ પણ પછીથી લખાયો હતો એવુ સ્પષ્ટ શાબીત થઇ શકે છે અને તેના પુરાવામાં તેમણે કેટલાંક કાવ્ય રાસાનાં ટાંક્યાં છે

एकादससें पंचदह
विक्रम शाक अनंद ।
तिहिरिपु पुर जय हरनको
भे पृथीराज नरिंद १—४६

વિક્રમ શંવત ૧૧૧૫ માં રાજા પૃથુરાજ જન્મ્યા હતા—

વળી બીજો દાખલો ટાંકતાં રાસોનો નીચેનો છંદ લખ્યો છે—

दवीर बैठी सोमे शराय
लीने हुजुर जोतिग बुलाय

कहो जन्म कर्म बालक विनोद
शुभ लग्न महुरत सुनत मोद
सवत इक्कदस पंञ अग्ग
वैशाक तृतिय पक्ष कृष्ण लग्ग
गुरु सिद्ध जाग चित्रा नखत्त
गुरु नाम करन सिसु परम हित
ऊषा प्रकास इक घरिय राति
पल तीस अंस त्रय बाल जाति
गुरु बुध सुक्र परि दसे यान
अष्टमे बार शनि फल विधान
पञ्चमे थान परि सोम भोम
ग्यारमे राहु खल करन होम
बारमें सुर सो करन रंग
अनमी नमाई तिन करै भंग ॥

ભાવાર્થ—પૃથુરાજના જન્મ વખતે રાજા સોમેશ્વરે જોશીઓને બોલાવી પૃથુરાજની જન્મકુંડળી તૈયાર કરવાને કહ્યું સંવત ૧૧૧૫ ના વૈશાખ વદ ૩ ને રોજ પૃથુરાજનો જન્મ થયો હતો ગુરૂવાર, સિદ્ધયોગ, ચિત્રા નક્ષત્ર તે દીવસે હતાં જન્મ કાળે ઉષાકાળનાં એક ઘડી ૩૦ પળ અને ૩ અંશ વ્યતિત થયાં હતાં ગુરૂ શુક્ર અને બુદ્ધ દશમાં સ્થાનમાં હતાં શનિ આઠમામાં ચંદ્ર અને મંગળ પાંચમામાં રાહુ અગીઆરમામાં અને સુર્ય બારમામાં હતા.

જોશીઓએ પૃથુરાજના આયુષ્યની અવધિ નીચે પ્રમાણે કરી હતી—

चालीस तीननिन वर्षसाज
कलीपुहमि इन्द्र उद्धार काज

આવરદા ૪૩ વર્ષનું જણાવ્યું હતું......

(અપૂર્ણ.)

કવિ હરગોવિન્દ લાલભાઈ બ્રહ્મભટ્ટ
" સાવલીવાળા "

# બાળવાર્તાનો હેતુ.

For wisdom dealt with mortal powers
Where truth in closest words shall fail
When truth embodied in a tail
Shall enter in at lowly doors

(Tennyson)

વાર્તાનો વિષય બાળવર્ગમાં રાખવામા આવ્યો છે, પણ બાળ મનના ગુણની આપણને ઘણી થોડી માહિતી હોવાથી તેનો ખરો હેતુ શુ છે, તે આપણા સમજવામાં આવતો નથી. તેમ જ તે વિષય ઉપર બાળકોના મનની રૂચી વધે એવું કંઈ જોવામાં આવતું નથી. બાળકને તેમ જ મોટી ઉમ્મરના માણસોને વાર્તા ઉપર પ્રીતિ હોય છે તે ખુશી વાત છે. હાલમા નવલ કથાનો શોખ વધતો જાય છે તે સાબીત કરે છે કે જન મડળમા તે વિષય ઉપર રૂચી વધતી જાય છે. કેટલાક માસિકોમાં તેમ જ રોજ્જેદા અને સમાહિક છાપા-માં તો વાર્તાનો વિષય અવસ્ય જોવામાં આવે છે. પણ બાળકને વાર્તાની વિશેષ જરૂર છે, તે આપણે બરાબર સમજતા નથી. વાર્તા ઉપર બાળકને ઘણી પ્રીતિ હોય છે; તે બાબત તેમની સાથે વાતચીત કરવાથી આપણને જણાય છે, ત્યારે સહજ પ્રશ્ન એ છે કે બાળકને વાર્તા શા માટે વધારે ગમે છે, એ ઉપર આપણે જરા વિચાર કરવો જોઇએ. બાળકને આ દુનિયા જાણે કે તે એક નવતર મનુષ્ય હોય તેવી લાગે છે. જેમ આપણે કોઈ અજાણ્યા બેટ ઉપર જઈ ચઢીએ તો આપણને ત્યાંની વનસ્પતિ, પ્રાણી, પક્ષી, હવાપાણી વગેરે બાબત જોઇને આપણા મનમાં તે જાણવાની સ્વાભાવિક ઇચ્છા થાય છે. તેમ જ આપણને એક જાતનો તે સંબધી ગુચવાડો ઉત્પન્ન થાય છે. આવી સ્થિતિ આ જગતમાં બાળ—મનની છે. જગતના પદાર્થ પ્રાણી વગેરેનું જ્ઞાન, આસપાસના સંજોગોને અનુકૂળ વર્તન રાખવાને તેને મેળવવાની જરૂર છે, કારણ કે તેમના ગુણદોષ જાણ્યા વગર તેમની સાથે તેનો સુખકારક વહેવાર થઈ શકતો નથી, તેથી તેની જિજ્ઞાસા તે વખતે તીવ્ર સ્થિતિમાં હોય છે, પણ તેની પાસે જ્ઞાનનું ભંડોળ નહિ જેવુ હોય છે, કારણ કે જ્ઞાનનું સાધન જે ઇંદ્રિય છે તે અસ્થિર અને અવ્યવસ્થિત રીતે કામ કરે છે. ધીમે ધીમે વસ્તુનુ જ્ઞાન તે મેળવે છે. અને તે વડે જગતના થોડા પદાર્થનું ઉપલકીયું જ્ઞાન તેને મળે છે. આવી રીતે જ્ઞાનનો જથો ઘણો થોડો હોય છે તેમ જ ઇંદ્રિયો ધીમે ધીમે કામ કરવાથી, તેની જિજ્ઞાસા તૃપ્ત થતી નથી આસપાસની વસ્તુઓની સ્થિતિ સમજવાને બાળક સ્વાભાવિક રીતે પ્રયત્ન કરે છે, પણ તેનું જ્ઞાન થોડુ હોવાથી તેમ જ જ્ઞાનેન્દ્રિય બરોબર કામ નહિ કરવાથી તે ખોટ તે કલ્પનાશક્તિ વડે પૂરી પાડે છે.

પદાર્થના સંસર્ગથી તેની અમુક છાપ આપણા મગજ ઉપર પડે છે. તે છાપ જ્યારે આપણે તે પદાર્થની ગેરહાજરીમાં તાજી કરી શકીએ છીએ, ત્યારે તેની આપણે કલ્પના કરી

એમ કહેવાય છે. પ્રત્યક્ષ પદાર્થની જે છાપ આપણા મગજ ઉપર પડે છે તે ત્યાર પછી આપણે વિચાર કરી-યાદ લાવી શકીએ છીએ. બાળકની દૃષ્ટિ મર્યાદા ટુંકી હોવાથી પ્રત્યક્ષ પદાર્થનું તેને જ્ઞાન થોડુ હોય છે; તેથી તેની પૂર્તી કરવાને કલ્પના કરવાની તેને જરૂર પડે છે. બાળકની જિજ્ઞાસાના પ્રમાણમાં તેને જે જ્ઞાન મળે છે, તે ઘણું થોડુ હોય છે, તેથી કલ્પના દ્વારા તે ઇચ્છા પરિપૂર્ણ કરવાને તે પ્રયત્ન કરે છે, તેથી કરીને બાળ મન તરંગી હોય છે. તેને કલ્પના સૃષ્ટિમાં વિહાર કરવું ઘણું ગમે છે અને વિચિત્ર જાતના ખ્યાલ તેના મગજમાં રમ્યા કરે છે. આપણા ખ્યાલમાં પણ ન આવે એવી કલ્પના તેના મનમાં ઉદ્ભવ્યા કરે છે. આવી તીવ્ર કલ્પનાશક્તિ વડે બાળક પોતાના પ્રત્યક્ષ જ્ઞાનની ખોટ વિચારો વડે પૂરી પાડી-તેની જિજ્ઞાસા સંતોષે છે.

બાળકના જીવનનો સમાવેશ મુખ્યત્વે રમત અને બોલવા ચાલવામાં થાય છે. બાળકમાં નવું જાણવાની અને કામ કરવાની વૃત્તિ કુદરતી રીતે જોવામાં આવે છે; તેથી ઇંદ્રિય દ્વારા જે છાપ તેના મન ઉપર પડે છે. તેનો અનુભવ ક્રિયા દ્વારા કરવાને તે આકર્ષાય છે. ફક્ત જાણીને તેને સંતોષ થતો નથી. તેથી રમત દ્વારા તેમ જ બોલવા ચાલવાથી તેનુ જ્ઞાન તે બહાર બતાવી આપે છે. પણ રમત વગેરે પ્રવૃત્તિમાં પ્રત્યક્ષ જ્ઞાન ઉપરાંત કલ્પનાનો મુખ્ય ભાગ હોય છે કારણ કે પ્રત્યક્ષ—જ્ઞાન તેની જિજ્ઞાસા તૃપ્ત કરવાને પુરતું નથી. તેથી તે કલ્પના વડે સંતોષ મેળવે છે.

બાળકને અદ્ભુત અને ચમત્કારિક વસ્તુ ઉપર વિશેષ રુચી હોય છે; તેનું કારણ કલ્પના સૃષ્ટિ ઉપરની તેની પ્રીતિ છે. બાળ અવસ્થામાંએ કલ્પનાની મદદ ના હોય તો, બાળકનું મન ઘણું જ કુંઠિત થઈ જાય; અને જ્ઞાનની વૃદ્ધિને માટે જે વેગની જરૂર છે તે જો બંધ થઈ જાય તો આપણી અને પશુની સૃષ્ટિમાં બહુ ફેર પડે નહિ; કારણ કે પશુ અને પ્રાણીઓ ફક્ત વર્તમાન સમયમાં જ લીન હોય છે. ભૂત તથા ભવિષ્ય સાથે વર્તમાન કાળને જોડી તેમનો વ્યવહાર તેઓ ચલાવી શકતા નથી. વર્તમાન કાળમાં તલ્લીન હોવાથી જ્ઞાનની તેમ જ પ્રવૃત્તિની તૈયારી પ્રાણી વર્ગમાં મોટા પાયા ઉપર બીલકુલ જોવામાં આવતી નથી. પણ બાળકને પ્રત્યક્ષ જ્ઞાન થોડું મળે છે. તેમ જ તેનુ મન મોટે ભાગે વર્તમાન સ્થિતિ પ્રત્યે લાગેલુ હોય છે. તેથી આ ખામી દુર કરવાને કલ્પનાશક્તિની બક્ષિસ કુદરતે તેને આપી છે.

એકી વખતે આપણને પદાર્થનું ઘણું થોડું જ્ઞાન થાય છે. આપણી ઇંદ્રિયો ગમે તેવી સતેજ હોય, તો પણ એકી વખતે ઘણું જ થોડું જ્ઞાન આપણને મળે છે. અને જો તે જ્ઞાન આપણે દર વખતે ભૂલી જતા હોઇએ તો દરેક વખતે આપણને નવું નવું જ્ઞાન મેળવવાની જરૂર રહે છે. આવી રીતે આપણા જ્ઞાનનો જથ્થો ઘણો જ થોડો થઈ જાય એટલુ જ નહિ પણ આપણી પ્રવૃત્તિ પણ વર્તમાન કાળમાં જ સમાપ્ત થાય. જે સાહિત્ય, ઇતિહાસ, ધર્મ, તત્વજ્ઞાન, વગેરે હુન્નરકળાનું જ્ઞાન આપણે સંઘરેલું છે તે બધું ગુમ થઈ જાય; તેમ આપણી સંયુક્ત પ્રવૃત્તિની મદદ વડે જે સુધારાની મોટી સંસ્થાઓ આપણે ઉભી કરી છે તે બધી એકદમ નષ્ટ થઈ જાય. ભવિષ્યનું જીવન આવી રીતે તુટી જવાથી ને ફક્ત

વર્તમાન કાળને આધીન હોવાથી આપણું જીવન પણ તુલ્ય નીવડે તે નવાઈ જેવું નથી; પણ આવી નિરસ અને દુઃખદાયક સ્થિતિમાંથી બચાવવાને માટે કુદરતે આપણને કલ્પનાશક્તિ આપી છે; તેથી એક કવિએ કહ્યું છે કે કલ્પનાની પાંખોવડે આપણે સ્વર્ગના પ્રદેશમાં ઉડીએ છીએ.

મનુષ્ય અને બીજા પ્રાણીમાં કલ્પનાનો ભેદ છે. એટલું જ નહિ પણ મનુષ્ય મનુષ્યમાં જ ભેદ જોવામાં આવે છે, તે વિચારશક્તિ કરતાં કલ્પનાશક્તિનો છે. એમ કહેવું ખોટું નથી. જે જે મહાન બુદ્ધિશાળી પુરૂષો થઈ ગયા છે તેમની કલ્પના ઘણી તીવ્ર હતી એમાં સંશય નથી. તેમનાં મન તરંગી વિચારોમાં રચ્યાં પચ્યાં રહેતાં હતાં; તેથી સ્થૂલ જગતની પેલી પાર ભાવનામય જગતમાં પ્રવેશ કરી, નવી કલ્પના—ભાવના જગતને આપી તેનો તેમણે ઉદ્ધાર કર્યો છે. દા. ઘણા માણસોએ ઝાડ ઉપરથી ફળ નીચે પડતું જોયું હશે પણ હજારો વર્ષના આ બનાવનો ખુલાસો ફક્ત ન્યુટનના મગજમાં જ આવ્યો. ને સત્યથી તેણે દુનિયાના જ્ઞાનમાં મોટો ફેરફાર કર્યો છે. કવિ, શોધક ચિત્રકાર, ગવૈયા, વગેરે બુદ્ધિમાન પુરૂષોની કલ્પનાશક્તિ સતેજ હોવાથી તેઓ ખાવા પીવા વગેરે જગતના સ્થૂલ વ્યવહારથી સંતોષ નહિ પામતાં કોઈ ભાવના—મય વસ્તુને પ્રાપ્ત કરવા મથે છે. ઉચ્ચ જીવનની કસોટી ભાવનાથી જ થાય છે. જેટલા પ્રમાણમાં આપણું જીવન ભાવનામય છે તેટલું જ આપણું સુખ ઉંચા પ્રમાણમાં હોય છે. આવી રીતે આપણા સુખનો મોટો આધાર કલ્પનાશક્તિ ઉપર છે.

કલ્પનાશક્તિની આટલી મહત્તા અને પ્રસંસા તેની ઉપયોગીતા સૂચવવા માટે છે. હાલના સમયમાં દરેક વસ્તુની કિમ્મત સ્થૂલ માપથી થાય છે. વધારેમાં વધારે જો ઇંદ્રિય તૃપ્ત થાય તો જીવનનું સાર્થક થાય છે એમ માનવામાં આવે છે. કલ્પનામય પ્રદેશમાં વિહાર કરવો એ આપણા સુખનું નાશ કરવાનું સાધન છે. એમ ગણવામાં આવે છે. પણ આ કહેવું ભૂલ ભરેલુ છે, તે ઉપરની હકીકતથી જણાઈ આવશે જગતનું જ્ઞાન અને સુખનો સર્વ આધાર કલ્પના ઉપર રહેલો છે. તે વિચાર કરવાથી માલમ પડ્યા વગર રહેતો નથી. આટલા વિવેચન ઉપરથી હવે જણાયુ હશે કે વાર્તાનો હેતુ બાળકની કલ્પનાશક્તિ કેળવવાનો છે. તે વાર્તાનો મુખ્ય ઉદ્દેશ છે તે ઉપર લક્ષ નહિ આપવાથી ભાષાનો કાણુ તથા નીતિના બોધ તરફ વિશેષ ધ્યાન આપવામાં આવે છે. ભાષા અને નીતિ એ તો વાર્તાના ગૌણ અંશ છે. મુખ્ય બાબત તો કલ્પનાશક્તિ સતેજ કરી બાળકને જગતના પદાર્થ પ્રાણી વગેરે સમજવાને જે મુશ્કેલી નડે છે તે દૂર કરવાને અને નવા નવા ખ્યાલ આપી તેમની જિજ્ઞાસા તૃપ્ત કરવાનો છે. બાળકમાં અદ્ભુત અને ચમત્કારિક વૃત્તાંતને માટે જે જિજ્ઞાસા જોવામાં આવે છે તે આપણા જીવનનું એક ઘણું ઉપયોગી અંગ છે. મનુષ્ય આત્માની તે શુભ વાસના છે. તેને સંતોષ ન મળવાથી તેનો આત્મા કુંઠિત થઈ જવાથી આપણું જીવન શુષ્ક સ્વાર્થપરાયણ અને દુઃખમય નિવડે છે." કલ્પનાશક્તિનો પ્રભાવ આ જગતમાં કેવો છે તે વિષે આગળ કહેવામાં આવ્યું છે. તેથી વાર્તાદ્વારા બાળકની કલ્પનાશક્તિનું પોષણ કરી તેનો યથાર્થ ઉદ્દેશ સિદ્ધ કરવો એ કેળવણીનો હેતુ છે.

બાળકના મનમા અદ્‌ભુત રસ ઉત્પન્ન કરી તેની કલ્પનાશક્તિને ઉત્તેજન આપવું, એ વાર્તાનો મુખ્ય હેતુ હોવાથી એવી વાર્તા બાળકને નાનપણથી જ કહેવી જોઇએ. આપણા ગૃહસંસારમાં અસલ છોકરાંને આવી વાતો કહેવાનો રિવાજ હતો તે હાલમાં ઓછો થતો જાય છે. તેમ જ મોટી ઉમ્મરના માણસોમાં પણ નવલકથા, વર્તમાનપત્ર, માસિકો, વગેરે વાંચવાનો રિવાજ ને શોખ વધવાથી આવી વાર્તા તરફનો પ્રેમ ઓછો થતો જણાય છે. તેમ જ નવી વાચનમાળામાં એવી વાર્તાનો બહિષ્કાર કર્યો છે. એનું કારણ એમ માનવામાં આવે છે કે ચકલીની અથવા બે પોપટનો બચ્ચા જેવી વાર્તાઓ કલ્પિત છે અને તેથી સત્યની શોધમાં હાનિ થાય છે. બાળકના મનમાં શેખચલ્લી જેવા વિચાર ગુસાડવાથી તેનું મન તરંગી થઈ જાય છે અને તેથી વહેવારૂ દુનિયા માટે તે નાલાયક થાય છે. તેમ જ તેવી વાર્તામાં ઘણી વખત અનીતિનો બોધ નમાયલો હોવ છે. આવા કારણને લીધે નવી વાચનમાળામાં ફક્ત વ્યાવહારિક દાખલાથી તેમ જ સ્થૂલ વર્ણનથી નીતિનો બોધ આપવાનુ નક્કી કર્યું છે. વળી વાર્તાની યાદીમાં પણ "બહુ ખાનારી ડોડી ' એવી ગરગથ્થુ સાદી વાર્તા જોવામાં આવે છે. હવે આ હકીકત કેટલે દરજ્જે ખરી છે તે જાણવું જોઇએ. આપણે વાર્તાના વિષયમાં સુધારો કર્યો છે કે કેમ તે વિચાર કરવા જેવુ છે.

બાળકના મનની જે સ્થિતિ હાલમા આપણે જોઇએ છીએ તેવી સ્થિતિ પ્રાચીન-કાળમા આપણા બાપદાદાની હતી.* તેઓ દરેક બનાવ અને દેખાવને અદ્‌ભુત અને ચમત્કારિક ગણતા હતા, તેથી તે બનાવ કોઈ દેવ કે રાક્ષસનુ કાર્ય છે, એવી કલ્પના કરતા હતા, અને તેને આરાધવા માટે યજ્ઞ, પૂજા, વગેરે ધાર્મિક ક્રિયાઓ કરતા હતા. જેવી ચલન વલન કરનારી ચેતન શક્તિ છે, તેવી શક્તિ દરેક અલૌકિક બનાવમાં તે આરોપતા હતા અને તેની પૂજા તેઓ કરતા હતા. આ કારણને લીધે સૂર્ય, અગ્નિ, વાયુ, નદી, સાપ વગેરે પ્રાણી પદાર્થની પૂજા દરેક ધર્મમા જોવામા આવે છે તેવી જ રીતે બાળક પણ તેની આસપાસ દેવદેવીઓનુ મડળ વસતુ હોય, અને ચમત્કારિક બનાવો બનતા હોય એવા ખ્યાલ કર્યા જાય છે. અને તે સૃષ્ટિમાં વિહાર કરી પોતે અતુલ આનંદ ભોગવે છે મનુષ્યની આ સ્થિતિ કલ્પના શક્તિના અનિયમિત વ્યાપારનુ પરિણામ છે, પણ મનુષ્ય જેમ ક્રમે ક્રમે જગતના સ્થાપિત નિયમનુ શોધન કરે છે અને તરત કરતા સત્ય ઉપર વિશ્વાસ રાખી

* વ્યક્તિનો વિકાસ જાતિના વિકાસને અનુસરી થાય છે એ નિયમને અનુસરી હરબાર્ટના અનુયાયીઓ બાળ અવસ્થામાં કલ્પિત વાર્તા દતકથા અદ્‌ભુત વર્ણન, દેવતાના વર્ણન વગેરે કલ્પનાશક્તિનુ પોષક સાહિત્ય બાળ મનના વિકાસ માટે ઘણું ઉપયોગી ગણે છે તેથી વાર્તાના ત્રણ વિભાગ કરવામા આવે છે.

(૧) કલ્પિત વાર્તાઓ.

(૨) વીરરસના અદ્‌ભુત વૃત્તાંત

(૩) ઇતિહાસ—મહાન પુરૂષના જીવનચરિત્ર

જીવન વ્યાપાર કરે છે, તેવી રીતે બાળકની તરગ શક્તિ ધીમે ધીમે કેળવણીના કાબુમા આવતી જાય છે, પણ કલ્પના અને તરગ વચ્ચે જે ભેદ છે તે સત્યની શોધના ઉત્સાહમાં ભુલી જવાથી અનિષ્ટ પરિણામ આવે છે. મનુષ્ય ફક્ત બુદ્ધિની ક્રિયા કરવાને સરજાએલું પ્રાણી નથી. બુદ્ધિની કસોટી પ્રમાણે તો જે જ્ઞાન સિદ્ધ હોય છે તે જ સત્ય છે, અને બીજું બધું કલ્પિત ઠરે છે તેથી કલ્પનાશક્તિની ક્રિયા મનુષ્યને ઠગનારી છે અને તે ભૂલ ઉપજાવનારી હોવાથી સત્યની શોધમાં હાનિ કરે છે. એવું આપણને માલમ પડવાથી બુદ્ધિના આવા શુષ્ક વ્યાપારને લીધે મનુષ્યનું હૃદય બુઠું થઈ જાય છે ને તે વ્યવહારમાં કેવળ સ્વાર્થ પરાયણ થાય છે. બુદ્ધિ ઉપરાંત માણસના સુખને માટે તેમ જ સત્યની શોધમાં મદદ કરનાર કલ્પનાશક્તિ છે. સર્વે સત્ય શોધકમાં કલ્પનાનો પ્રભાવ વિશેષ હોવાથી તેઓ સ્થૂલ વ્યવહારની પાર ભાવના—મય સૃષ્ટિમાં નવું સત્ય જોઈ શકે છે. તેઓ સત્ય શોધતા નથી, પણ જુએ છે તેથી જ તેને સત્ય દર્શન કહે છે અને તેમને દૃષ્ટા કહે છે. હાલનો જમાનો વિદ્યા—વિજ્ઞાનનો છે. વિજ્ઞાનમાં દરેક બાબતને સિદ્ધ કર્યા પછી જ તેને સત્યની કોટીમાં મૂકવામા આવે છે. કલ્પનાશીલ મનુષ્ય તેથી આ દૃષ્ટિથી સત્ય શોધવાને ના લાયક છે એમ ઠરે છે. આવી દૃષ્ટિબિંદુથી જુના ધોરણની વાર્તાને કલ્પિત ઠરાવી રદ કરવામાં આવે તે નવાઈ જેવું નથી.

કલ્પના અને તરંગનો ભેદ નહિ જાણવાથી આવી રીતનો વિચાર સામાન્ય થતો જાય છે. તરંગ એ અવ્યવસ્થિત અને એક દેશીય મનનો ખ્યાલ છે. તે કોઈ નિયમને આધિન નથી તેમ જ સત્યની શોધ તે તેનો હેતુ નથી. પણ કલ્પનાશક્તિ અનુભવની મદદ લઈ તેના સ્થૂલ પડ ચીરી કુદરતના નિયમ શોધવા પ્રયત્ન કરે છે. તે મનની નિયમિત ક્રિયા છે અને તેનો હેતુ સ્થૂલ અનુભવની પાર રહેલા સત્યનુ દર્શન કરવાનો છે. તેથી સત્ય શોધનમાં કલ્પનાશક્તિ ઘણી ઉપયોગી છે. કોઈ પણ નવી યોજના પ્રક્રિયા કે કલ્પના આશક્તિથી જ થાય છે. જેને નૈસર્ગિક બુદ્ધિ કહે છે, તે આશક્તિનો પ્રભાવ છે. જગતને નવો નવો અનુભવ આશક્તિ વડે મળે છે. કલ્પના વગરનુ જીવન કેવળ નિરસ અને કલેશમય નિવડે છે.

શુષ્ક બુદ્ધિ વ્યાપાર ફક્ત પદાર્થને પદાર્થ તરીકે જ જુવે છે. કવિની જે દૃષ્ટિ સૃષ્ટિમાં બધે સુંદરતા મધુરતા અને દિવ્યતા અનુભવે છે, તેને વ્યવહારથી, બુદ્ધિ બુઠી થઈ ગએલા માણસ ખાનપાનની વસ્તુ કરતાં વિશેષ જોઈ શકતા નથી. ગુલાબને એ સુશોભિત રંગવાળા ફૂલથી વિશેષ જોઈ શકતા નથી. કારણ કે તેમનામા કલ્પનાશક્તિ નથી. હશે તો પણ તેને પોષણ મળ્યું નથી. તેથી તે નિર્માલ્ય થઈ ગઈ છે દિવસના કામકાજથી પરવારી થાકી ગએલા મનને વિસામો આપવાને શા માટે કોઈ વાર આપણે કવિતાનુ પુસ્તક હાથમાં લઇએ છીએ ? અથવા ચંદ્રની આકૃતિ તથા તેનાં શીતળ કિરણ તરફ આપણું મન શા માટ આકર્ષાતું હશે? કારણ એ છે કે આહાર, વિહાર, ભય, નિદ્રા વગેરે સ્થૂલ ઉપભોગ ઉપરાંત મનુષ્યને કંઈ વિશેષ જોઇએ છીએ. મનુષ્યનો આત્મા અનંતતા શોધે છે, અને તે આવી ક્ષણિક સુખ આપનારી બાબતતાથી નિર્વેદ પામી કોઈ ચિરસ્થાયી સુખની તે ઇચ્છા રાખે છે તે

સ્વાભાવિક છે. શુષ્ક બુદ્ધિના વ્યાપાર આને માટે બસ નથી તેથી ધર્મ, કવિતા, ચિત્રકળા, સંગીતજ્ઞાન અને પરમાર્થ જેવી વસ્તુથી મનુષ્યને સંતોષ થાય છે. આ ઉપરથી કલ્પનાશક્તિને કેળવવાની જરૂર છે તે સહજ જણાશે. અદ્‌ભુતના અને કલ્પનાના સંયોગમાં જ આપણું ઉત્તમ સુખ સમાએલું છે.

વિજ્ઞાનની શોધથી આપણને ઘણા લાભ થાય છે પણ તેની સાથે થોડાક ગેરલાભ પણ થયા છે. તેમાનો એક ગેરફાયદો એ થયો છે કે મનુષ્યની અદ્‌ભુતે વસ્તુ પ્રત્યેની લાગણી તેણે કુંઠિત અથવા નાબુદ કરી છે. જે તારા ગ્રહ અથવા નક્ષત્રને સાધારણ માણસો મહાત્માના અવતાર તરીકે માને છે તે ખગોળ શાસ્ત્ર પ્રમાણે પ્રકૃતિના લોચા છે* એમ આપણે માનીએ છીએ. જે વસ્તુને બાળક "અંધારી રાતે એ દેવ કેરી આંખો; આકાશમા ચમકે ઝીણું ઝીણું ચમકે" તેને વિજ્ઞાન નિયમિત રીતે ફરતા પૃથ્વિ જેવા ગોળા છે, એમ સિદ્ધ કરે છે આવી રીતે વિજ્ઞાનથી દૃષ્ટિમાં જ્યા જ્યા કવિત્વ હતું તે નાશ પામ્યુ છે કહેવાનો અર્થ એમ નથી કે સમગ્રગી કવિત્વની લાગણી નાબુદ થઈ છે પણ મોટે ભાગે ઘણા માણસો સ્થૂલ જગતને ઇષ્ટ વસ્તુ માની બેઠા છે આવી રીતે જે અદ્‌ભુત અને ચમત્કારિક વસ્તુ ઉપર સાધારણ મનુષ્યમાં પ્રીતિ હતી તે ઓછી થતે થતે સિદ્ધ જ્ઞાનનુ પલ્લુ વધતુ ગયુ છે. કલ્પનાને ખસેડી બુદ્ધિનું સામ્રાજ્ય વિસ્તાર પામતું જોવામાં આવે છે.

વસ્તુની સ્થિતિ આવી હોવાથી હાલમા શુષ્ક અને સ્થૂલ વાર્તા જોવામાં આવે છે તે નવાઈ જેવું નથી જે જે વાર્તાના પુસ્તકો આપણા સાહિત્યોમા છે તેમાં અદ્‌ભુત રસ જામત કરવા બદલ નિરસ નીતિના બોધ ઉપર ખાસ ધ્યાન આપવામા આવ્યુ છે. હાલમાં સાધારણ માનવુ એવુ છે કે નીતિ પણ ભૂગોળ અને ગણિતની માફક શિખવી શકાય છે, તેથી દરેક વિષયમા નીતિનુ તત્વ વધતું જાય છે. આમા એક મોટી ભૂલ એ છે કે જાણવું એ એકલુ ક્રિયા માટે બસ નથી જ્ઞાન ઉપરાંત ઇચ્છા શક્તિની વધારે જરૂર છે. બીજી બાબત એ છે કે ઘેર તેમ જ નિશાળમા રેવનાં મૂળ કેવી રીતે બાઝે છે. તે ઉપર ધ્યાન આપવા કરતા ચોપડીના જ્ઞાન ઉપર ખાસ ભાર મૂકવામા આવે છે કુદરતનુ સર્વ જ્ઞાન ચોપડીના પાનામા જ છપાયલુ હોય છે, આવી માન્યતાને લીધે નીતિ શિક્ષણની બાબતમા ભૂલ માલમ પડે છે. ટુંકામાં નીતિ એ ટેવ અથવા જીવન છે એ ભૂલી જવુ જોઇએ નહિ

વાર્તામાં અદ્‌ભુત વસ્તુ ઉપર પ્રીતિ હોવી જોઇએ પણ જેને આપણે તરંગશક્તિ કહીએ છીએ તેને તો કાબુમા રાખી સત્યની શોધમા બેદરકારી રાખવાની નથી તેમ વાર્તામા કલ્પિત દેવ દેવીઓના અનીતિ—માન વર્ણન પણ દૂર કરવાં જોઇએ, તેમ જ તદ્દન અસંભવિત બાબતો પણ બાળકના મન ઉપર ઠસાવવાની જરૂર નથી વળી અતિશય ભય ઉપજાવે એવી વાતો પણ બાતલ કરવાની જરૂર છે. તેમ જ વહેમને ઉત્તેજન મળે એવાં વૃત્તાંત પણ બાળકના મન આગળથી દૂર કરવાં જોઇએ. પણ કલ્પનાશક્તિને સતેજ જ્ઞાનની શોધમાં

* Scence teaches that the clouds are a sleety mist Art that they are a golden throne ( Ruskin )

તેને મદદ કરે તેને આનંદ આપે અને તેના દરરોજના કાર્યમાં મદદ કરે એવી વાર્તા કહે-
વાથી જ લાભ થાય છે, નહિ તો કલ્પનાશક્તિનો અયોગ્ય ઉપયોગ કરવાથી લાભ કરત
વિશેષ હાનિનો સંભવ છે.

આ બાબત વિષે એક બાબતનો વિવેક કરવાનો છે. બાળકની ઉમ્મર જેમ વધતી
જાય છે, તેમ તેમ કેવળ કલ્પિત વૃત્તાંત ઉપરથી તેની રૂચિ ઘટતી જાય છે. અને તેથી
વાર્તાના વિષયમાં પણ ફેરફાર કરવાની જરૂર રહે છે.

મુળજીભાઈ હીરાલાલ ચોકશી.

---

# ચર્ચાપત્ર.

સાહેબ,

ગુજરાતના ઘણાક વિદ્વાનો, સાક્ષરો, કવિઓ, મહાકવિઓ, અને એવા જ બીજા
અધિકારી સજ્જનોમાં સંસ્કૃત ભાષાનું જે શોચનીય અજ્ઞાન જોવામાં આવે છે તેના ઉદાહરણ
તરીકે રા. રા. મગનભાઈ ચતુરભાઈ પટેલના ગુજરાતી " શાકુન્તલ " ઉપર પ્રાસંગિક ટીકા
ભાદ્રપદના " વસન્ત " માં કરવામાં આવી હતી, અને ભાષાન્તરકારની કેટલીક ભુલો બતા
વવામાં આવી હતી. પણ કહ્યું છે કે ઉપદેશનું સાહસ સામાની પ્રકૃતિ જોઈ કરવું જોઇએ
નહીં તો **प्रकोपाय न शान्तये** એવી સ્થિતિ થાય છે. અને આ કિસ્સામાં પણ એમ જ
થયું છે. રા. રા. મગનભાઇને શાન્તિ થવાને બદલે તેમના કોપે આપના માર્ગશીર્ષના અંકમાં
એવું પ્રચંડ રૂપ ધારણ કર્યું છે કે તેઓ પોતાના જ તર્કજાળમાં સપડાઇ પોતે શું કહે છે
તેનું ભાન ન રહી પોતાને જ ખોટા પાડે છે, એટલું જ નહીં પણ કોપાવેશમાં સત્યાસત્ય
વચ્ચેનો વિવેક વિસારી મેલે છે. આનો એક જ દાખલો બસ થશે. ભાદ્રપદના " વસન્ત "માં
એમનાં નિરકુશ સંસ્કૃતનાં ઘણાં ખરાં ઉદાહરણો એમની ગદ્ય પ્રસ્તાવનામાંથી અને બાકીનાં
પણ નાટકના ગદ્ય ભાગમાંથી આપવામાં આવ્યાં હતાં. માત્ર એક " પ્રાણિનું " એ ઉદા
હરણ પદ્યમાંથી હતું; અને તે ઉપરનું ચિહ્ન જોતાં જ સ્પષ્ટ જણાય છે કે " પ્રાણીનું "
એમ લખતાં છંદ જળવાય પણ અશુદ્ધિ દોષ આવે એવો લેખકનો અભિપ્રાય છે. એમ
છતાં રા. રા. મગનભાઇ " રાઇનો પર્વત " નાટકના અને સ્વ. મણિલાલ નભુભાઇ કૃત
" ઉત્તરરામચરિત " ના પદ્ય ભાગમાથી છંદને અનુસરી કરેલી જોડણીનાં ઉદાહરણો આપી
પોતે તેમ જ કર્યું છે એવો ભાસ કરાવે છે. આવા બચાવથી બચ્ચાં પણ છેતરાય એમ
લાગતું નથી; પણ વિચાર આવે છે કે " મેરી વીન્ચેસ્ટર એબોટ, બી. એ. ", એ જગદ્વિ
ખ્યાત વિદુષીનું પ્રમાણ પત્ર પામેલા " અતિ ઉદાત્ત આર્ય જીવન " ની રીતિઓમાંની જ એક
આ હશે કે કેમ. પણ જોવા જેવું તો આ છે, કે પોતે સંસ્કૃત શબ્દોની જોડણી જાણે છે

પણ ગુજરાતીના "નિસર્ગ નિયમો"ને અનુસરી તેની જોડણી કરે છે, એવો એક તરફ ભાસ કરાવી બીજી તરફ રા. રા. પટેલ કબુલ કરે છે કે "હ્રસ્વ દીર્ઘ અને કઠિન સંધી-વાળી સંસ્કૃત શબ્દની જોડણી યાદ રાખવાની અતિ તીવ્ર સ્મરણ શક્તિ" એમનામાં નથી, અને "કોશ ઉથામી ખરી ખોટી સંસ્કૃત જોડણીની ખાતરી કરી લખવાનું ધૈર્ય" પણ એમનામાં નથી. વળી એવી પણ દલીલ કરે છે કે એમણે "અભિજ્ઞાન શકુન્તલનું ભાષાંતર ગુજરાતીમાં કર્યું છે, સંસ્કૃતમાં નહીં; એટલે ભાષાંતરમાં વાપરેલા શબ્દો ગુજરાતી ભાષાના નિસર્ગ નિયમોને અનુસરી લખેલા છે." આ "નિસર્ગ નિયમો" ક્યા છે, અને તે સત્ય સનાતન નિયમો પ્રમાણે "રીતિ"ને બદલે "રિતિ" અને "અપ્રતિમ"ને બદલે "અપ્રતીમ" કાં લખાતું હશે, એ પ્રશ્નો પૂછી વિતંડામાં ગુંચવાઇ ગએલા ગ. રા. પટેલને વધારે ગુંચવી નાખીશું નહીં. કબુલ કર્યું કે એવા કોઈ "નિસર્ગ નિયમો" છે, તો આ નિયમોનું પ્રાયશ્ચિત્ત બિચારા ભારવિ, ભગીરથ કે વાલ્મીકિએ શા માટે કરવું! અને સંસ્કૃત શબ્દો ઉપરાંત આખી સંસ્કૃત ભાષાને પણ આ નિયમોથી સુધારી નાખવી છે કે કેમ? શું આ નિયમોને અનુસરીને જ कनिष्ठिकाधिष्ठितकालिदासा એમ લખવામાં આવ્યું હશે? અને માર્ગશીર્ષના "વસન્ત"માં વૈયાકરણ પાણિનિને "વૈયાકરણી પાનિનિ" બનાવ્યો હશે? કે "વસન્ત"ના તંત્રી મહાશયે પણ છળ કપટથી રા. રા. મગનભાઇને હેરાન કરવા "રિતિ", "સંધી," "ગ્રંથ", "ઉશૃંખલ", "લક્ષ્ય", ઇત્યાદિ જાણી જોઇને છાપ્યું હશે? રા. રા. મગનભાઇને કોશ સામે આટલો અભાવ છતાં તે "ઉથામવા"ની મહેનત કરે છે, તો તેમાંથી પણ તેમને "મૂર્તિમાન", "હીમાચળ", "કુલિન", "સમિદ્", "ભૃશ", ઇત્યાદિ રૂપો મળે છે. કોશકાર પણ એમને મુઝવવાનો જ વિચાર કરીને બેઠેલો, એટલે એઓ બિચારા શું કરે?

વળી આ "નિસર્ગ નિયમો" જોડણી ઉપરાંત અર્થમાં પણ વિકૃતિ ઉપજાવે છે કે કેમ? "વર્ણાશ્રમ ધર્મની સંકલના" એટલે શું? "અનાર્ય"ના "અજ્ઞાત, પક્ષપાતી અને ઉચ્છૃંખલ વિચારો" રા. ગ. મગનભાઇને જ્ઞાત કેવી રીતે થયા? વળી રા. રા. પટેલ કહે છે "ગીતિ વિષે કવીશ્વરોને પણ પ્રબોધ કરતા 'અનાર્ય'ને એટલું જ કહેવું બસ થશે" ઇત્યાદિ; તો શું કવીશ્વરોએ સદા સર્વદા ઊંઘ્યા જ કરવું એવો પણ કોઈ "નિસર્ગ નિયમ" છે? અને ગમે તો બીજાને જગાડવા પણ તેમને કોઇએ જગાડવા નહીં એવો કોઈ "નિસર્ગ નિષેધ" છે? હજુ રા. રા. પટેલ એમ જ કહેશે કે કોશ જોવાની મહેનત અમારા જેવા પ્રાકૃતોને માટે જ સારી છે?

રા. રા. મગનભાઇને "અનાર્ય"ની દયા આવે છે, પણ તે નામધારી અનાર્ય હોય તો "તેની મનોવૃત્તિ તિરસ્કારને પાત્ર તો નહીં પણ કેવળ ત્યાજ્ય છે," એમ એમને કહેવું પડે છે, અને તેથી "ભગવાન કૃષ્ણનું ध्यायतो विषयान् पुंसि संगस्तेषूपजायते એ વાક્ય" તેને 'યાદ કરાવે" છે. પણ જો રા. રા. પટેલ પાછા ખીજે નહીં તો કહીશું કે આ ભયંકર મહાવાક્ય શ્રી કૃષ્ણનું પણ નથી અને અર્જુનનું પણ નથી. હોય તો તે ગ. રા.

મગનભાઈ ચતુરભાઈ પટેલનું હશે. કારણ, ગીતા લખાઈ તે કાળ સુધીમાં " પાનિનિ " નહીં થયો હોય, તો પણ શ્રી કૃષ્ણને પણ વ્યાકરણ અને " વૈયાકરણીઓ " માટે એવો તિરસ્કાર હતો કે તે આવું તેલંગી સંસ્કૃત બોલતા, એમ માનવા માટે કોઈ આધાર નથી. पुंसि । तेपुपजायते । !

O ye shades
Of Krishna and Arjuna! Are we come to this?

રા. રા. મગનભાઈને એવો વહેમ છે કે " અનાર્યે " રાગદ્વેષથી પ્રેરાઈ તેમના ઉપર " અજ્ઞાત અને ઉચ્છૃંખલ " હુમલો કર્યો છે. આમ સમજી તેમણે " અનાર્ય " ના કુલ શીલ, આચારવિચાર, રીતભાત, ઇત્યાદિ ઉપર આક્ષેપ કર્યા છે. પણ આ સ્તુતિકુસુમાંજલિ માટે " અનાર્ય " ને બિલકુલ શોક નથી થતો; શોક તો એમના આવા શોચનીય અત્યાચારો માટે થાય છે

न तथा बाधते दण्डो यथा बाधति बाधते ।

શાકુન્તલમાં વાસ્તવ શું અને કાલ્પનિક શું, આર્યોના ઉદાત્ત જીવનનું યથાતથ પ્રતિબિંબ કેટલે અંશે અને કવિએ આદર્શ તરીકે કલ્પેલાં જીવનનો અંશ કેટલો—એ મારા જેવો અનાર્ય સમજી જ કેમ શકે? એ તો જેને ઉચ્ચ આર્ય ભાવના અને જીવનનો સ્વાનુભવ હોય તે જ કાલિદાસના કાળમાં શક્ય શું હતું અને અશક્ય શું હતું તે જાણી શકે; દાખલા તરીકે રા. રા. પટેલ અને મિસ " એબોટ." ઘણા આનંદની વાત છે કે આ પ્રમાણે આર્ય જીવનનું રહસ્ય અને પ્રાચીન કાળના આર્યોની પરિસ્થિતિ સમજી શકનારાં અનાર્ય સ્ત્રીપુરૂષ પણ જોવામાં આવે છે. કદાચિત્ એમાંના મિસિસ બેસંટ પ્રભૃતિ આત્મજ્ઞાનનાં ઇજારદારોને પુછશો તો એમ પણ કહેશે કે શાકુન્તલનો શબ્દે શબ્દ ખરો અને તે કાળની વસ્તુસ્થિતિનો નિદર્શક છે; તે કાળમાં રાજાઓ ખરે જ ઇંદ્ર સાથે મળવા ભેટવાનો વહેવાર રાખતા, અને તેમને ઇંદ્રને ત્યાં તેડી જવા માતલિ રથ લઇને ખરેખર આવતો. અને આ બધું અશક્ય છે એમ કહેવાની હિમ્મત પણ કેમ થાય? કારણ, થોડુંક ઉપર જ [ આ અમો અનાર્યોની રૂઢ idiom રા. રા. પટેલ માફ કરશે જ ] ભર કોર્ટમાં પુરવાર થયું છે કે આ નાસ્તિક કાળમાં પણ મિ. લેડબીટર જેવા ઋષિઓ ખુદ " સુપ્રીમ ડિરેક્ટર ઑફ ઇવૉલ્યુશન " સાથે એ જ પ્રમાણે હોકાપાણી અને ચિઠ્ઠીપત્રીનો વહેવાર રાખે છે; ફરક માત્ર એટલો જ કે આ બાલ બ્રહ્મચારીને સ્વર્ગલોકમાં લઈ જવા કોઈ રથ કે આ જમાનાને અનુસરતું મોટરકાર જેવું વાહન આવતું નથી. અને, રા. રા. મગનભાઇએ એકથી વધારે સ્ત્રી કરવાની ઉદાત્ત રૂઢિનું સમર્થ સમર્થન કરી " આર્ય જીવનનું સત " જે ઉત્કૃષ્ટ રીતે સમજાવ્યું છે, તથા " અત્યારની એમ. એ., બી. એ. થએલી " શકુન્તલાની " ઉચ્છૃંખલ " બહેનો અને સુધારકમન્યોના પાખંડનું જે ખંડન કર્યું છે, તે માટે " પાખંડ દમન " એ ઉપાધિ અને પ્રમાણપત્ર આપવા માટે ઇંદ્રની દરબારમાં તેમને તેડી જવા કાલે ઉઠીને માતલિ એક દિવ્ય મોટરકાર લઇને ભૂંગળું ફૂંકતો અંતરિક્ષમાંથી ઉતરી આવે, તો એ પણ નહીં જ બની શકે એમ કોણ કહેશે? .

રા. રા. મગનભાઈ તદન વાજબી રીતે કહે છે કે: "ગુજરાતી સાહિત્ય પ્રબળ વિચાર, ઉત્કટ મનોભાવના, અને પ્રભાવશાલી વાણીના અભાવે નિર્માલ્ય છે. હ્રસ્વ દીર્ઘની જોડણીની એકતાના અભાવે નિર્માલ્ય નથી ["નિર્માલ્ય" એટલે "માલ વિનાનું", એવું કાંઈ રા. મોસ્ફ સમજતા જણાય છે. અસ્તુ.]..... અને જ્યાં સુધી આ [શબ્દાર્થનું ગ્રહણ કરાવવાનો] ઉદ્દેશ સધાય ત્યાં સુધી original વિચારના બળથી ગુજરાતી સાહિત્યને બલિષ્ઠ બનાવવા તરફ પ્રયત્નશીલ રહેવામાં જ ફાયદો છે." એટલે, હ્રસ્વ દીર્ઘ ગોખતા બેસવું, અને "પ્રત્યેક શબ્દ માટે કોશ ઉથામી ખરી ખોટી જોડણીની ખાતરી" કરવા બેસવું, એ એવા original વિચારના બળથી ગુજરાતી સાહિત્યને બલિષ્ઠ બનાવનાર પ્રતિભાશાલી લેખક માટે કેવળ અનુચિત છે. કારણ, original વિચારનું અશ્વબળ (horse-power) એમ ઘડી ઘડી રોકાય તો મસ્તિષ્કતંતુ રૂપી યંત્રને ગંભીર ધમારો લાગવાનો સંભવ રહે છે. આ દલીલ સામે કોઈ કાંઈ કહી શકે એમ નથી. પણ એક અસંસ્કૃત અને વિચારાશ્વબલ રહિત બર્બરને કહેવાની રજા હોય તો કહેવાની હામ બીડે કે કાલિદાસના નાટકોના ભાષાંતર કરવા પહેલાં "પાનિનિ" નહીં તો ડૉ. ભાંડારકરની "માર્ગોપદેશિકા", અને "વાચસ્પત્ય" કે "શબ્દ કલ્પદ્રુમ," નહીં તો કોઈ શાલોપયોગી (રા. રા. પટેલ હમણાં વાપરે છે તે કરતાં વધારે વિશ્વસનીય) કોશ સાથે ઘણો નહીં તો થોડો પરિચય કરવામાં ગેરફાયદો નથી. અને વળી original સાહિત્યાચાર્યોના, અને ખાસ કરી મહાકવિઓના, વિચારની વરાળનું બળ કોઈ વાર એટલું "અનાવર" થઈ જાય છે કે સાહિત્યને બલિષ્ઠ બનાવવાના તેમના અત્યંત સ્તુત્ય પ્રયત્નો દાંતમાં લગામ લઈ દોડતા ઘોડા પેઠે આઘું પાછું જોયા વિના ભાગે છે, અને તેમાં બિચારી ગુજરાતી ભાષાના શકટની કમબખ્તી જાગે છે. [આ અજાણતાં સધાએલા પ્રાસ માટે રા. રા. પટેલની ક્ષમા યાચું છું.] અને પ્રત્યેક શબ્દ માટે ખાતરી કરવા કોશ ઉથામવામાં શરમાવા જેવું પણ શું છે? હું તો કહું છું કે ગુજરાતી સાહિત્યને original વિચારના બળથી બલિષ્ઠ બનાવવાની પ્રતિજ્ઞા લઈ મરણિયા બનેલા દરેક રથી મહારથીએ એક હાથ ઉપર કોશ અને બીજા હાથ ઉપર વ્યાકરણ, એમ બે ઉપકરણ અવશ્ય પાસે રાખવાં; અને original વિચારનું બળ નહીં રોકાય અને રથ લઈ ભાગવા માંડે કે તુરત આ ઉપકરણોનો ગતિરોધકયંત્ર (અનાર્ય ભાષામાં કહેતાં "બ્રેક") તરીકે ઉપયોગ કરવો. આ તો એક નમ્ર સૂચના માત્ર છે; તે ઉપર અમલ કરવો ન કરવો એ વિશે તો original અને બલિષ્ઠ લેખકો પ્રમાણ છે.

હવે રહી રા. રા. પટેલની ગીતિઓ. આ વિષયમાં એમણે સર્વાર્થ સાધક મૌન ધારણ કર્યું હોત તો બહુ ઠીક થાત. પણ ભાવી પ્રબળ, એટલે એમણે આ પ્રમાણે અનર્થ કર્યો છેઃ "ગીતિ વિષે 'કવીશ્વરો' ને પણ પ્રબોધ કરતા 'અનાર્ય' ને એટલું જ કહેવું બસ છે કે જ્યાં સુધી એ પોતે કવીન્દ્ર કે સંગીતશાસ્ત્રી તરીકે પ્રમાણભૂત થઈ પૂજાયા નથી ત્યાં સુધી માત્રામેળ છંદમાંય અક્ષરમેળનું અંકુશ મુકનારા એમના સ્વચ્છંદે બાંધેલા નિયમો પાળવા બધા બંધાયા નથી." "ગીતિનું ગંગીત (music)" એ શબ્દો જોઈ રા. રા. મગનભાઈને એવો ભ્રમ થએલો જણાય છે કે અહીં કોઈ તંબુરો સારંગીની વાત હશે. ખરૂં છે કે

"ગીતિ" નો ધાત્વર્થ "ગવાય તે" એવો થાય છે; અને તે (ખાસ કરીને પ્રાકૃતમાં) ગાવા માટે પણ લખાતી એ પણ ખરી વાત છે. પણ તેથી તેના કોઈ નિયમ હતા જ નહીં એમ સમજવાનું પરિણામ એ આવ્યું છે કે આપણા કવિઓ માત્રાની સંખ્યા મેળવે છે અને કુંઠો સાચો રાગ કહાડી ગાતાં પોતાના કમનસીબ કાન રીઝે એટલે સમજે છે કે ગીતિઓ લખાઈ. અને તકરાર ખાતર કબૂલ કરીએ કે એ વિષય સમજી નહીં શકવાથી રા. રા. પટેલે "માત્રામેળ છંદમાંય અક્ષરમેળનું અંકુશ" ઈત્યાદિ જે લખ્યું છે તે ખરૂં છે, તેમ જ કોઈ પણ અંકુશ કબૂલ નહીં રાખવાની એમની છૂટ પણ વાજબી છે; કારણ કવિઓ નિરંકુશ હોય છે એ પણ એક "નિસર્ગ નિયમ" છે, અને સાંભળ્યા પ્રમાણે રા. રા. મગનભાઈએ એક મહાકાવ્ય કર્યું છે. પણ એ બધું કબૂલ કરવાથી એમની "ગીતિઓ" ગીતિ વૃત્તમાં તો શું પણ આ લોક કે પરલોકમાં જણાએલાં કોઈ પણ વૃત્તમાં લખાએલી પુરવાર થાય છે? પણ આગળ ચાલતાં એઓ જે ઉપદેશ આપે છે તે અમને સર્વથા માન્ય છે: "ગીતિનુ સંગીત (music) જે કર્ણ લેખાવી સાંભળવા એમણે પ્રયત્ન કર્યો હોય તો એટલુ જ જણાવવું બસ છે કે કર્ણ લેખાવતાં તો એમને સંગીતના વિરોધી જ સૂરનો ભાવ થશે. જો કાન ટુંકા કરી સંગીત શીખવું હશે તો રા. નરસિંહરાવ તે જરૂર શીખવાડશે જ." ગીતિના વિષયમાં સૂરની વાત ક્યાંથી આવી એ સવાલ બાજુએ રાખીશું; પરંતુ કાન ઘણા ટુંકા હોવા એ પણ કવિઓ માટે ધાસ્તીભર્યું છે તે રા. રા. પટેલ જાણતા નહીં હોય. કહ્યું છે કે —

बहूनि नरशीर्षाणि लोमशानि बृहन्ति च ।
ग्रीवासु प्रतिबद्धानि किंचित्तेषु सकर्णकम् ॥

ગમે એમ હેય, "અનાર્ય" તો રા. રા. નરસિંહરાવ પાસે છાત્રવૃત્તિએ ઉભો રહેશે જ—જો એક મ્લેચ્છને વિદ્યાદાન કરવાનું અબ્રહ્મણ્ય મચાવવા માટે ક્ષુબ્ધ થઈ રા. રા. પટેલનું આર્યતેજ આ બ્રાહ્મણ ગુરૂ અને અનાર્ય ચેલાને ભસ્મસાત્ નહીં કરી નાખે તો. પરંતુ, રા. રા. નરસિંહરાવ તો શું પણ ખુદ પિંગલમુનિ પાસે ગુરૂમંત્ર લઈને પણ રા. રા. પટેલ "લના ગેરવી પાંડુ પાંડુ પત્રો" જેવી, સાંભળીને **अपि ग्रावा रोदित्यपि दलति वज्रस्य हृदयम्** એવી, ગીતિઓ નહીં જ લખશે એની કોઈ જામિનગીરી છે? પણ રા. રા. મગનભાઈ પટેલે આપની જોડીએ તે કરતા વધારે જગા રોકી છે, એટલે હવે રા. રા. નરસિંહરાવ પોતે ગીતિ વિશે શું કહે છે તેનો વિચાર કરીશું.

(૨.)

કાર્તિકના "વસન્ત" માં રા. રા. નરસિંહરાવ ભોળાનાથે, મેં પ્રસંગવશાત્ એમની એક ગીતિના એક ચરણ ઉપર કરેલી ટીકાના સમાધાન રૂપે, પત્ર લખ્યુ છે. જો અવિવેક નહીં થતો હોય તો કહીશ કે અંગરેજીમાં સ્ત્રીઓનાં પત્રો માટે જે રમુજમાં કહેવાય છે—કે સ્ત્રીઓ પત્રમાં બીજી તરેહવાર વાતો લખી મુદ્દાની વાત તાજે કલમમાં લખે છે—તે કંઈક

અંશે આ પત્રને લાગુ પડે છે. "અનાર્ય" ગણેલી "ક્ષતિ"ને એ પત્રમાં "આભાસ ક્ષતિ" કહી છે, તેનો તાલશાસ્ત્રાનુસાર નિરાસ કર્યો છે, અને તે ક્ષતિ નહીં પણ પદ્યબન્ધની ખુબી વધારનારી એક ચમત્કૃતિ છે એવા આશયનો બચાવ કર્યો છે, જ્યારે તાજે કલમ (અથવા "નોટ")માં "અનાર્ય"નો વાંધો "બારીકીથી તપાસતાં" એમને જણાયું છે (અને તદન વાજબી રીતે જણાયું છે) કે "૧૩ મી માત્રા ૧૨ મી જોડે ગુરૂમાં ભેળવી દેવાથી ચાર માત્રાના ગણો પડવામાં ક્ષતિ થાય છે."

અહીં રા. રા. પટેલ સાથે નહીં પણ રા. રા. નરસિંહરાવ સાથે પ્રસંગ હોવાથી આશા રાખી શકાય છે કે "અનાર્ય"ના પક્ષમાં કાંઈ પણ તથ્ય હશે તો તેનો અસ્વીકાર નહીં જ થશે એટલે લગાર વિસ્તારથી આ વિષયનો વિચાર કરવા ઇચ્છા થાય છે. વળી એમ કરવાથી એક બીજો પણ ઇષ્ટાર્થ સધાવાનો સંભવ છે કે "ગુજરાતી કવિઓ ગીતિવૃત્તનું બંધારણ શું છે તે જાણતા હોય એમ દીસતું નથી", એમ ભાદ્રપદના "વસન્ત"માં "અનાર્ય" તરફથી જે કહેવામાં આવ્યું છે, તે કાંઇક અતિશયોક્તિ ભરેલું હોવાનો સંશય લેખકને હતો. પણ આશ્ચર્ય અને ખેદ સાથે કહેવું પડે છે કે આમ કહેવામાં અતિશયોક્તિનો દોષ લગભગ નથી જ એમ હવે તેને જણાય છે મરાઠી કવિ મોરોપંતે "સાકાર" મહારાષ્ટ્રને આ વૃત્તથી એટલું પરિચિત કરી મુક્યું છે, અને તેથી તેનું સ્વરૂપ મહારાષ્ટ્રમાં એટલું પ્રસિદ્ધ થએલું છે, કે મહારાષ્ટ્રનો ગમે એવો કુકવિ પણ "પગબાપનુ મેઠ બાયુ ડુ થા" જેવા અત્યાચારમાં આનંદ માનતો જણાશે નહીં. એમ હોવાથી ગુજરાતીઓમાં પણ આ વિષય વધારે ચર્ચાય અને તેને રા. રા. નરસિંહરાવ જેવા ગુજરાતને ગુરૂસ્થાને માનેલા વિદ્વાનો પ્રસિદ્ધિ આપે એ ઇષ્ટ જ ગણાવું જોઇએ. તેમ થવાથી કદાચિત્ ગુજરાતી ગીતિઓમાં કવિત્વ નહીં તો "ગીતિત્વ" વધવાનો સંભવ રહેશે

પણ પહેલાં એક બે આગળ વાતોનો નિકાલ થવાની જરૂર જણાય છે. સન ૧૮૮૮ ના બુદ્ધિપ્રકાશના અંક જોવા મળી શક્યા નથી, અને મળી શકે એવી સ્થિતિ નથી. હેમચંદ્ર કૃત "છન્દોનુશાસન" અને વાગ્ભટ કૃત "પ્રાકૃત પિંગલ"ની બાબત પણ સ્થિતિ એવી જ છે. બીજું, જે નિયમ કે નિયમોને રા. રા. નરસિંહરાવ "ના અનાર્યના" કહે છે તે "અનાર્ય"ના કે એવા જ કોઇ અનધિકારીના નથી તે તો આગળઉપર કહે છે તેમ પિંગળ જેટલા જુના છે. વળી "અનાર્ય"ને જ્યારે રા. રા. નરસિંહરાવ "રસિક" કહે છે ત્યારે કહેવું પડે છે કે આ soft impeachment "અનાર્ય" કબૂલ રાખી શકતો નથી તેમ જ સંગીતનો પણ તેને અભ્યાસ ન હોવાથી તાલ માટે જે રા. રા. નરસિંહરાવ કહે છે તે વિશે તે કાંઇ કહી શકતો નથી. તો પણ ગીતિમાં આમ તાલપ્રમાણ કરતાં શી આપત્તિ આવવાનો સંભવ રહે છે તેનો વિચાર પ્રસંગોપાત્ત થશે. અહીં એટલું જ કહેવું બસ છે કે રા. રા. નરસિંહરાવે જે તાલ વ્યવસ્થા કરી છે તે આ ગીતિ સતાય તો જ કામ આવે અને "ગીતિ" એ એક 'ગીત' ઉપરાંત એક નિયમબદ્ધ વૃત્ત છે તે ભૂલી જવું જોઇતું નથી અને આમ તાલ વ્યવસ્થા કરતાં જતાં પણ પરિણામ આવું શોચનીય આવે એમ જણાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| કેરે | વાણી | રહી કે | અંધઅટ | કી. |

વળી ગીતિના કોઇ પણ અર્ધનો બીજો અને છઠ્ઠો ગણ unstressed હોવો જોઇએ એમ પણ કદાચ કહી શકાય. પણ આ સંગીત વિષયક ચર્ચા "અનાર્ય" કરતાં રા. રા. પટેલ જેવા સંગીતવેત્તાને સોંપવામાં જ ફાયદો છે.

પણ "અનાર્ય" જો કે રસિક નથી, અને રા. રા. પટેલ વાસ્તવિક રીતે કહે છે તેમ "કવીન્દ્ર" કે "સંગીતશાસ્ત્રી" પણ નથી, તે છતાં એટલુ તો જાણે છે કે કાલિદાસ, શૂદ્રક, ગોવર્ધન અને જગન્નાથ એ કવિઓની ઉત્તમ(?)માં ગણના થાય છે; અને એ કવિઓ ઘણું નહીં તો ગ. રા. પટેલ જેટલું સંગીત પણ જાણતા હતા એમ કહેવામાં હરકત નથી. તેમ જ હજારો ગીતિઓ લખનાર મોરોપંત પણ સાધારણ કવિ ન હતો. ત્યારે "અનાર્ય"ના જેવા પ્રાકૃત પુરુષો કે ગ. ગ. મગનભાઇ જેવા બધિર વિચારોમાં મગ્ન રહેતા તેજસ્વી આર્યો ગીતિના બંધારણના કયા નિયમો બાંધે છે તેનો વિચાર કરવા કરતાં, એવા શિષ્ટ-સંમત કવિઓનો આચાર (practice) શો છે અને તેઓની ગીતિઓનો અભ્યાસ કરતા તેમાંથી કયા નિયમો મળે છે એ ઐતિહાસિક પદ્ધતિથી આ વિષયનો વિચાર કરવામાં વિશેષ ફલપ્રાપ્તિ થવાનો સંભવ રહે છે.

રા. રા. નરસિંહરાવ ગીતિના બીજા કે ચોથા ચરણની ૯ મી માત્રા લઘુ હોવી જોઇએ એ બંધનનો સ્વીકાર કરે છે, ૧૦ મી અને ૧૧ મી માત્રા "એક ગુરૂમાં એકઠી આવે તો વર્ણોનું ગ્રથન સુશ્લિષ્ટ થઈ શૈથિલ્યદોષ ટળે છે", એ નિયમ તો એમનો પોતાનો જ છે; પણ "ગ. આનાર્યનો નિયમ–૧૨ મી માત્રા લઘુ રાખવાનો નવો નિયમ"—એમને "અનાવશ્યક" અને "અતિ નિયમ" જણાય છે. ઉપર કહ્યું છે તેમ આ નિયમ "અનાર્ય"નો નથી તેમ નવો પણ નથી, તે કાલિદાસનો છે, શૂદ્રકનો છે, આચાર્યગોવર્ધનનો છે, જગન્નાથ પંડિતનો છે—બલ્કે એકે એક જાણીતા સંસ્કૃત કે મરાઠી કવિનો છે—એમ આગળ જોવામાં આવશે. તે જ પ્રમાણે ૯ મી માત્રા લઘુ હોવી જોઇએ એ નિયમ તો ગ. ગ. પટેલ સિવાય બધા જ કવિ મહાકવિઓને સંમત છે. પણ રા. રા. નરસિંહરાવનો પોતાનો નિયમ—૧૦ મી અને ૧૧ મી માત્રા મળી એક ગુરૂ જોઇએ, કેમકે બન્ને લઘુ હોય તો "શૈથિલ્ય બહુ અરૂચિકર થવાનું", એ નિયમ—આ કવિઓને સંમત છે ખરો ? રા. રા. નરસિંહરાવનું મત વાંચતાં મોરોપંતની એક ગીતિનું ઉત્તરાર્ધ યાદ આવ્યું:

द्रोणाभि म्हणे गुरुजी कां आज्ञाभंग करितसां माना; ? ।।

એટલે ફરી બે ચાર ચોપડીઓ "ઉથામી ખાતરી કરી", તો શાકુન્તલના ત્રીજા જ શ્લોક (કે પદ્ય) માં આ પ્રમાણે જણાયું:

सुभगसलिलावगाहाः पाटलसंसर्गिसुरभिवनवाताः

અને કાલિદાસમાં આ કહેવાતાં શૈથિલ્યના આ બીજા દાખલા મળ્યા:

વિક્રમોર્વશીયમાંથી:—

अथवा सद्वस्तुपुरुषबहुमानात्
◡◡◡◡
प्रसीद रम्भोरु विरम संरम्भात्
◡ ◡◡◡
दिनं मयार्नानमनतिकृच्छ्रेण
◡◡◡◡
पिअविरहुम्माअपअलिअविआरो
◡◡◡◡

માલવિકાગ્નિમિત્રમાંથી:—

आज्ञामिच्छामि परिषदः कर्तुम्
◡◡◡◡
किंचिदभिव्यक्तदशनशोभि मुखम्
◡◡◡◡
—स्थलेयमाभाति परिमिताभरणा
◡ ◡◡◡
अस्मादियमत्र चरणमर्पयति
◡ ◡◡◡
उत्सवदिवसेषु परिजनो दण्डम्
◡ ◡◡◡

જો ૯–૧૦–૧૧–૧૨ એ ચાર માત્રા લઘુ આવતા અરૂચિકર શૈથિલ્ય આવતું હોય તો કાલિદાસ જેવો કવિ ચાર તો શું પણ ૭ ૭ લઘુ માત્રાનો આ પ્રમાણે ઉપયોગ કરે નહીં. હવે ૧૨ મી માત્રા માટે કાલિદાસની practice શી છે તે જોઇએ. તેના નાટકોમાંની બધી આર્યાઓ અને ગીતિઓમાંથી ૩૦ માત્રાનાં ૧૦૫ અર્ધ મળે છે. આ બધાંમાં એક પણ દાખલો એવો નથી કે જેમાં ૨૪ મી (ચાર ચરણનો હિસાબ ગણતાં દ્વિતીય કે ચતુર્થ ચરણની ૧૨ મી) માત્રા લઘુ નહીં હોય. ઉપલા દસ દાખલામાં ૯–૧૦–૧૧–૧૨ એ ચારે માત્રા લઘુ છે, અને બાકીના એકે એકમાં ૯ મીથી ૧૨ મી માત્રા સુધીમાં જગણ આવે છે

મૃચ્છકટિકમાં એવા ૮૨ દાખલા મળે છે. તેમાંથી સાતમાં એ ચારે માત્રા લઘુ જોવામાં આવે છે, જ્યારે બાકીના એકે એકમાં એ સ્થળે જગણ જોવામાં આવે છે. શૂદ્રકને સંગીતનું જ્ઞાન હતું એટલું જ નહીં પણ તેને તેનું વ્યસન હશે એમ નાટકના ત્રીજા અંક ઉપરથી જણાય છે. પણ એ કવિએ પણ ક્યાંય ૧૨ મી અને ૧૩ મી માત્રા ભેળવી નથી.

ગોવર્ધનની "આર્યાસપ્તશતી"માં કેટલીક ઉપગીતિઓ અને અપપાઠ બાદ જતાં લગભગ ૭૫૦ એવી ૩૦ માત્રાની લીટીઓ મળે છે. એમાંથી ૧૩૧ માં ઉપલી ચારે માત્રા લઘુ છે, બાકીની દરેકમાં એ સ્થળે જગણ જોવામાં આવે છે.

" ભામિનીવિલાસ " માં ૧૮ માત્રાના ૮૨ ચરણ મળે છે. તેમાંથી સાતમાં ૯–૧૦–૧૧–૧૨ એ ચારે માત્રા લઘુ જોવામા આવે છેઃ **विशेषोऽपि तनोऽपि परिमलः पुष्टिम्, गीतापि च हन्त मांतपथे नीता** ઇત્યાદિ સુભાષિતો તો વિખ્યાત છે. બાકીના બધા દાખલામાં ૯ મીથી ૧૨ મી માત્રા સુધીમાં જ ગણ જોવામાં આવે છે.

સારાંશ કે ગમે એ જાણીતા સંસ્કૃત કવિની આર્યા, ગીતિ કે ઉદ્દગીતિનું પૃથક્કરણ કરતાં જણાશે કે ૧૮ માત્રાના એકે એક ચરણમાં ૯ મી અને ૧૨ મી માત્રા લઘુ જ જોવામાં આવે છે, ૧૦–૧૧ મળી ઘણે ભાગે ગુરુ જોવામાં આવે છે; અને કેટલાક દાખલામાં ૯–૧૦–૧૧–૧૨ એ ચારે લઘુ જોવામાં આવે છે. પણ સંસ્કૃત અને મરાઠીમાં જે હજારો બલકે લાખો એના ચરણ મળશે, તેમાં એક પણ એવો દાખલો નહીં મળશે કે જેમાં ૧૨ મી અને ૧૩ મી માત્રા ભેળી હોય. એમ હોવાથી ગીતિના બંધારણનો એક નિયમ આ નીકળે છેઃ કે ગીતિના બીજા અને ચોથા ચરણની ૯ મી અને ૧૨ મી માત્રા લઘુ હોવી જોઇએ, અર્થાત્ ૯–૧૦–૧૧–૧૨ એ ચાર માત્રામાં જ ગણ આવવો જોઇએ, અને નહીં તો ચારે માત્રા લઘુ હોવી જોઇએ.

પણ ગીતિના એ ઉપરાંત બીજા પણ નિયમો છે, અને તેનો ક્રમશઃ વિચાર કરતાં જણાશે કે " કંઠે વાણી રહી કાંઇ અટકી " એમાં ખરેખરી ક્ષતિ છે કે આભાસ ક્ષતિ છે. તેમ જ ગ. રા. પટેલની ગીતિનાં ગાડાંનાં લગભગ ચતુષ્કોણાકૃતિ ચાક ક્યાં અટકે છે તેનો પણ વિચાર થશે; અને તેના જે ચિરસ્મરણીય નમુના " વસન્ત " ના વાંચનારાઓએ જોયા છે તેમાં થિંગડાં પુરી કામ પુરતાં ગબડી શકે એવાં બનાવી શકાય છે કે નહીં તે પણ જોવામાં આવશે.

ગીતિને ચાર ચરણમા વહેંચી તેમાં ૧૨,૧૮,૧૨,૧૮ એમ માત્રાઓ ગણાવવાની પદ્ધતિએ ઘણો અનર્થ કર્યો છે. આ સિવાય બીજે કોઈ પણ " અંકુશ " નથી જ એમ સમજી ઘણાક ગુર્જર કવિકુંજરો ઉત્કટ અને બલિષ્ઠ વિચારના મદથી મત્ત થઈ ગીતિકુંજને છિન્નવિચ્છિન્ન કરતા નજરે આવે છે [ રા. રા. પટેલે એમ નહીં સમજવું કે કવિતા સ્વર્ગમાંનાં તેમના ઇંદ્રાસન સામે આક્રમણ કરી તેને હચમચાવવાનો આ પ્રયત્ન છે. એ તો એક અમથી fou de joie છે. ] માટે ગીતિના બંધારણનો પહેલો જ નિયમ આ ગણાવો જોઇએ કેઃ (૧) ગીતિ એ ૩૦ માત્રાનાં બે અર્ધવાળું વૃત્ત છે. અને બીજો નિયમ આ છે કેઃ (૨) એ ૩૦ માત્રા ચાર ચાર માત્રાના સાત ગણ અને એક ગુરુ મળી થાય છે. સંસ્કૃત અને મરાઠીમાં જાણીતા કવિઓની જે લાખો ગીતિઓ, આર્યાઓ અને ઉદ્દગીતિઓ છે તેમાંથી એકમાં પણ પાચ કે ત્રણ માત્રાનો ગણ મળશે નહીં. આ નિયમ જો માન્ય રાખીએ તો

" તદપિ રૂપે અવ્યક્ત જ કંઠે વાણી રહી કાંઈ અટકી "

એ અર્ધનો ગણચ્છેદ તાલ ઉપર નહીં પણ માત્રા ઉપર આ પ્રમાણે કરવાનો છે;

તુ દ પિ રે | સે અ | બ્ય કા જ | | ક ડે | વા ણી | રુ ડી | કાં ઈ અ ટ | કી

એટલે એના ૬ ઠ્ઠા અને ૭ મા બન્ને ગણમાં દોષ આવે છે, જે ભાદ્રપદના "વસન્ત"માં સૂચવ્યા પ્રમાણે, વાચતાં દૂર થાય છે:

ક ડે | વા ણી | રુ ડી કુ | ઈ અ ટ | કી

આ ગીતિ વાંચતા પહેલે વિચાર આવ્યો હતો કે રા. રા. નરસિંહરાવે જાણી જોઇને, એમા વર્ણવેલું વાણીનું "કાઈ અટકવું" વૃત્તની ગાતમાં દર્શાવવા, વૃત્તભંગ કર્યો હશે. અને રા. રા. પટેલે જેનું મંડન કર્યું છે તે "વર્ણાશ્રમ ધર્મની ગંકલ્પના" જેવી નિયમબદ્ધ વસ્તુઓ સામે શકા લાવી બંડ ઉઠાવવાની અનાયત્નસિદ્ધ ટેવ હોવાથી આ લીગીતે આવો કોઇ બચાવ કરવામાં આવ્યો હોત તો "અનાર્ય" તે માન્ય ગખત. પણ તેથી વૃત્તભંગ થયો નથી એમ કહેવું માન્ય રાખી શકાતું નથી. ચારને બદલે પાચ માત્રાનો ગણ આવે તો તે દોષ જ ગણાયો છે. આનું એક ઉદાહરણ શાકુન્તલ પરની રાઘવભટ્ટની ટીકામા મળી આવે છે. એ નાટકના છઠ્ઠા અંકના બીજાં પદ્યનું (આર્યાનુ) દ્વિતીયાર્ધ આમ છે:

दिट्ठोसि चूदकोरअ उदुमङ्गल तुमं पसाएमि

એ પર રાઘવભટ્ટ ટીકા કરે છે

अत्र तुमं इति पाठ. प्रामादिक ।
पञ्चमगणस्य पञ्चमात्रिकत्वापत्तेः ।

અને રા. રા. નરસિંહરાવ પોતે કબૂલ કરે છે કે ૬ ઠ્ઠા ગણની પહેલી માત્રા લઘુ હોવી જોઇએ, અને બીજી અને ત્રીજી મળી એક ગુરૂ જોઇએ, તો પછી ચોથી (એટલે બીજા કે ચોથા ચરણની ૧૨ મી માત્રા) અર્થાત્ લઘુ હોવી જોઇએ. અને તેમ નહીં હોય તો ગણનો બંધ ક્યાં રહ્યો ? જો "કડે વાણી" ઇત્યાદિમાં ગણભંગ ઉચિત ગણવો તો

પં ચુ બા | ચું તુ ઞ | હુ બા | ણુ તું | થા

એ ચમત્કૃતિપૂર્ણ ચરણમાં ૫,૫,૩,૩,૨, અથવા ૫,૩,૫,૩,૨, અથવા ૩,૫,૩,૫,૨, અથવા ૩,૫,૫,૩,૨, ઇત્યાદિમાંથી કોઈ એક માત્રા વિન્યાસ કા નહીં ઉચિત ગણવો ? તેમ જ ભાવનગરના એક સુપ્રસિદ્ધ સાક્ષર કૃત પ્રાસાદિક આખ્યાન, "દુર્ગાખ્યાન", માં

क्या उनमाद भयो है, मियां करत है म्यांउ म्याउ म्याउ म्याउ म्यांउ ।
उनसे अब क्या लेना, छोडो उनका नांउं नांउं नाउं नांउं नांउ ॥

વિગેરે જે ગીતિરત્નો ઝળકે છે [ alas too few ! ] તે પણ "સુશ્લિષ્ટ" ગીતિઓ છે એમ કાં નહીં સમજવું ?

હવે કદાચ ગ. રા. પટેલ સમજી શકશે કે એમની ગીતિઓ ક્યાં અડે છે. તેમ જ "ય ગણ કે ર ગણથી ગીતિનો પહેલો કે ત્રીજો ચરણ શરૂ થઈ શકે નહીં", એમ જે ભાદ્રપદના "વસન્ત"માં કહેવામાં આવ્યું એ (અને જે સમજી નહીં શકવાથી "માત્રામેળ

છંદમાંય અક્ષરમેળનું અંકુશ મૂકનારા સ્વચ્છંદે બાંધેલા નિયમો " માટે " અજ્ઞાત " ફર્માદ કરી છે ), તેનો અર્થ પણ એમને સમજાશે. પણ ત્યારે, "તેજહ|વેઆ|શાંતક|રેમુજ|ને", એમાં તો ચાર ચાર માત્રાના ગણ બરાબર થાય છે; એવું કેમ ? પણ અહીં છઠ્ઠો ગણ લંગડો છે, અને " તે જ હવે શાંત આ કરે મુંજને " એમ વાંચતાં સમો થાય છે; આમ કરવાથી જ અહીં " ગીતિનું સંગીત " જળવાય છે, એ જો રા. રા. પટેલ અનુભવી શકતા નહીં હોય, તો તો લાચાર છીએ. એટલે અહીં ત્રીજો નિયમ, જેનો વિચાર વિસ્તારથી ઉપર કરવામાં આવ્યો છે, તે નડે છે; અને તે આ છે કે (૩) ગીતિના કોઈ પણ અર્થનો ૬ ઠ્ઠો ગણ એ તો જગણ હોવો જોઇએ, કે નહીં તો ચાર લઘુનો બનેલો હોવો જોઇએ.

પણ એટલાથી ગીતિના નિયમો પૂરા થતા નથી. ઉપર નિશ્ચિત કરેલી ઐતિહાસિક પદ્ધતિ પ્રમાણે સંસ્કૃત અને મરાઠી આર્યાઓ અને ગીતિઓનું પૃથક્કરણ કરતાં જણાશે કે કોઈ પણ આર્યા કે ગીતિનું પૂર્વાર્ધ કે ઉત્તરાર્ધ જ ગણથી શરૂ થતું નથી. રા. રા. પટેલ અજબ થશે કે જ ગણમાં તો ચાર માત્રા આવે, ત્યારે આ શો નવો " સ્વચ્છંદે " બાંધેલો નિયમ ? પણ હકીકત જ એવી છે; તેને રા. રા. પટેલ કે " અનાર્ય " શું કરી શકે ? એટલું જ નહીં, પરંતુ કોઈ પણ આર્યા કે ગીતિના કોઈ પણ અર્થનો ત્રીજો, પાંચમો કે સાતમો ગણ પણ જ ગણ જોવામાં આવશે નહીં. એટલે ગીતિનો ચોથો નિયમ નિષ્પન્ન થાય છે કે (૪) ગીતિના કોઈ પણ અર્થમાં વિષમ ગણ જ ગણ નહીં હોવો જોઇએ.

આ પ્રમાણે ગીતિના બંધારણના નીચલા નિયમો સિદ્ધ થાય છે.

૧. ગીતિમાં ૩૦ માત્રાનાં બે અર્થ હોય છે,

૨. એ ૩૦ માત્રા ચાર માત્રાના સાત ગણ અને એક ગુરુ મળી થવી જોઇએ;

૩. બન્ને અર્થમાં છઠ્ઠો ગણ અવશ્ય જ ગણ, કે જ ગણની માત્રા પૃથક્ કરતાં થતી ચાર લઘુ માત્રાનો બનેલો, હોવો જોઇએ; અને

૪. બન્ને અર્થમાં વિષમ ગણ જ ગણ હોઈ શકે નહીં.

આ નિયમોને આર્ય અનાર્યોની પદ્ધતિ પ્રમાણે ચિહ્નણથી દર્શાવતાં દરેક ગણનાં કેટલાં રૂપ હોઈ શકે તે નીચેના કોઠાથી જણાશે



હવે રા. રા. પટેલની ગીતિઓના ચક્રત્વહીન ચાકનાં જે ત્રણ ઉદાહરણ આપણે જોયા છે, તેને આ નિયમો પ્રમાણે કાપી તથા રંદો મારી સમાંગી ચાક જેવી કોઈ વસ્તુ બનાવી શકાય છે કે નહીં તે જોવું જોઇએ. " તે જ હવે આ શાંત કરે મુજને " એની વ્યવસ્થા તો ઉપર કરવામાં આવી જ છે. " પંચબાણનું શ્રેષ્ઠ બાણ તું થા ", એનું પણ " પંચશરતણો વરિષ્ઠ શર તું થા " એવું કાંઈ ચાક જેવું બનાવી શકાય છે. પણ " લતા ગેરવી પાંડુ પાંડુ પત્રો " જેવા બીષણ અષ્ટાવક્રને સમો કરવાનું કામ તો રા. રા. નરસિંહરાવ જેવા કુશળ કારીગરને જ સોંપવું પડે છે.

અનાર્ય.

Reg. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै
न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૧૫, અંક ૨. [ માસિક ] ફાલ્ગુન, સંવત્ ૧૯૭૨.

તન્ત્રી અને પ્રકાશક,—ઑન. રા.બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ. બી.એ. એલ્એલ્.બી.
ઍલિફન્ટ રોડ—અમદાવાદ.



---

અમદાવાદ—ટંકશાળ—કાળુપુર ધી યુનીયન પ્રિન્ટિંગ' પ્રેસ કં. લી. માં મોતીલાલ
શામળદાસે છાપ્યું.

# લવાજમ.

લવાજમ સર્વ માટે વર્ષે એકના રૂ. ૨-૮-૦ ( પોષ્ટેજ સાથે. )

મળવાનું ઠેકાણું —વસન્ત ઑફીસ.—અમદાવાદ.

---

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખના કર્તા જવાબદાર છે.

૪ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું અન્યના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા માટેની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે

૫ કોઇ પણ લેખકનું અસલ લખાણ-એ લેખ "વસન્ત" માં દાખલ કરવાનો યા કર્યો હોય કે ન હોય-પણ પાછું લેખકને તે મોકલવાને અમો બધાતા નથી.

૬ એક જ લેખ બે ત્રણ જગ્યાએ મોકલેલો વસન્તમા પ્રસિદ્ધ થવા મોકલતા તે સાથે તે બીજે મોકલ્યો હોય તો જણાવવું કારણ કે તેવા લેખો પ્રસિદ્ધ કરવા કે નહિ તે તન્ત્રીની મુનસફી ઉપર છે.

વ્યવસ્થાપક.

---



લૉર્ડ હાર્ડિંગ

" He has made the Government of India the Indian Government " —

*The Times of India*

The Bombay Art Printing Works Fort

Reg No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૧૫, અંક ૨. [ માસિક ] ફાલ્ગુન, સંવત ૧૯૭૨.

## લૉર્ડ હાર્ડિંગ.

"In my estimation the highest function of a Viceroy is to listen with sympathetic ear so as to understand India's hopes and aspirations, and translate to England's King and England's people the throbbing heart that beats beneath India's placid breast, and in the same way he must strive to make clearer to India the kindly feelings of earnest good will and the sincere desire to do what is right in the sight of God that animates the less impulsive heart of England."

—H. E. Lord Hardinge.

હિન્દુસ્થાનની વર્તમાન રાજકીય સ્થિતિ ખરેખર અપૂર્વ છે. જગતના ઇતિહાસમાં કોઈ પણ પ્રજાએ પરતન્ત્ર રહીને પોતાનું શ્રેય સાધ્યું છે ? છતાં હિન્દુસ્થાનને પોતાનું શ્રેય સાધવા માટે ઇંગ્લંડ સાથેના સંબન્ધની જરૂર છે: વૃક્ષને જળ અને તેજની જેટલી છે તેટલી જ. આવી વિલક્ષણ સ્થિતિમાં, હિન્દુસ્થાનને પરાધીનતામાં સ્વાધીનતા અનુભવાવે, અને સ્વાધીનતામાં ઇંગ્લંડ સાથેનો એનો સંબન્ધ કાયમ રખાવે એવી અદ્ભુત કુશળતાવાળો રાજ્યતન્ત્રી જ,

ભલે તે સરકારનો અધિકારી હોય કે પ્રજાનો અગ્રણી હોય—પણ એવી કુશળતા જેનામાં હશે તેવો રાજ્યતન્ત્રી જ હિન્દુસ્થાનનું શ્રેય કરી શકશે. આ કુશળતા પ્રાપ્ત કરવા માટે અને એને ફલવતી કરવા માટે, ઇંગ્લંડની અને હિન્દુસ્થાનની પ્રજાને વધારે સાચા અને આન્તર સ્નેહના બન્ધનથી જોડવાની જરૂર છે. સ્નેહનો આધાર વિશ્વાસ ઉપર છે, અને વિશ્વાસ માગી લે છે કે વખતોવખત સ્નેહભંગના અને તેથી અણવિશ્વાસના પ્રસંગો ઉત્પન્ન થાય તોપણ ન ડગવું. વિશ્વાસ માટે આવી દઢતાની સ્થિતિ કૃત્રિમ રીતે જાળવી શકાતી નથીઃ મૂળમાં સાચ હોય, વિશ્વાસનું કારણ હોય, તો જ એ વિશ્વાસ રહે છે. પ્રકૃત વિષયમાં વસ્તુતઃ એ વિશ્વાસનું કારણ છે જ એ પચાસ વર્ષ ઉપરના દેશીઓના હકોને અત્યારના હકો સાથે સરખાવી જોતાં, અને હિન્દનું બ્રિટિશ લશ્કર નિઃશંકાય રીતે યૂરોપ મોકલી દીધા છતાં—આ પ્રસંગે દેશમાં બંડનું એક ન્હાનું છમકલું ન થયું કે બૉમ્બનો એક ધડાકો ન ફૂટ્યો એટલાથી સ્પષ્ટ જણાઈ આવે છે. છતાં રાજ્યાધિકારી અને પ્રજાવર્ગ ઉભય પક્ષમાં કેટલાક અજ્ઞાન અને પામર હવો છે.

આ વિશ્વ જેવી સુન્દર પરમાત્માની કૃતિમાં પણ અણવિશ્વાસ લાવી પરમાત્માને નિષેધનારા નાસ્તિકો જોવામાં આવે છે, તો પ્રજાની રાજ્યભક્તિમાં અને રાજ્યના પ્રજાનુરાગમાં શંકા લેનારા મળી આવે એમાં શી નવાઈ? તથાપિ જગતની શિષ્ટ અને પ્રતિષ્ઠિત બુદ્ધિ જેમ પરમાત્મામાં વિશ્વાસ રાખીને જ પ્રવર્તે છે, તેમ ઇંગ્લંડ અને હિન્દુસ્થાનના મહાન રાજ્યતન્ત્રીઓ—પૂર્વ અને પશ્ચિમની આ બે મહાન પ્રજાનાં હૃદય પરસ્પર વિશ્વાસ રાખવા યોગ્ય છે એમ માને છે. શાન્ત અને દીર્ઘ દષ્ટિવાળા રાજ્યાધિકારીઓ જુવે છે કે છૂટા છવાયા બૉમ્બ કે ફિતૂરી ભાષણોમાં હિન્દુસ્થાનનુ ખરૂં હૃદય પ્રતીત થતું નથી—એ હૃદય તો રાનડે ફીરોઝશાહ ગોખલે અને સુરેન્દ્રનાથથી માંડી બ્રિટિશ સામ્રાજ્યના રક્ષણ માટે ફ્લૅન્ડર્સમાં પ્રાણ આપનારા હિન્દી સિપાહીમાં યથાર્થ સમજી શકાય છે. તે જ પ્રમાણે, હિન્દુસ્થાનની પ્રજાના બુદ્ધિમાન અગ્રણીઓ પણ માને છે કે ઇંગ્લંડનું હૃદય વૉરન હેસ્ટિંગ્ઝ ડલહાઉસી, લિટન કે કર્ઝનમાં નહિ, પણ કૉર્નવૉલિસ, બેન્ટિંક, કૅનિંગ અને રિપનમાં જ મૂર્તિમન્ત થાય છે. અને અત્યારે એ મહાન રાજપુરુષની નામાવલિમાં અન્તિમ પણ અન્યૂન એવું લૉર્ડ હાર્ડિંગનુ નામ ઉમેરે છે.

આ મહાન રાજપુરુષે હિન્દુસ્થાનનું રાજ્યતન્ત્ર હાથમાં લીધું તે વખતે રાત્રિ જઇને પ્રભાત થવા માંડયું હતું, પણ હજી સૂર્ય અને પૃથ્વીની વચ્ચે ભય શંકા અને ક્રોધનાં વાદળાં પુષ્કળ પથરાએલાં હતાં. લૉર્ડ મિન્ટો અને મોર્લિએ હિન્દુસ્થાનના રાજ્યતન્ત્રમાં દેશીઓના હક સ્વીકારી જે સુધારા દાખલ કર્યા હતા તેનાથી થોડો ઘણો પ્રજાસન્તોષ થવો જોઇતો હતો અને તે થયો હતો, છતાં જ્યાં ત્યાં રાજ્યદ્રોહ જોવાની સરકારની રાજ્યનીતિથી એ જોઇએ તેવો જામી શક્યો ન હતો.

લૉર્ડ હાર્ડિંગે શંકાની રાજ્યનીતિ તદન ઉખેડી નાંખીઃ મહારાજાધિરાજ પાંચમા

જ્યૉર્જ હિન્દુસ્થાનમાં આવ્યા, પ્રજામાં અડોઅડ સ્કન્ધ અને અડોઅડ દૃષ્ટિ લગાવીને મહાલ્યા—નિર્ભય રીતે, કારણ કે નિર્મળ પ્રેમથી, સર્વત્ર હર્યા ફર્યા, અને પ્રજાને આશા અને પ્રેમનો સન્દેશ આપ્યો. હિન્દુસ્થાનની સાત્ત્વિક પ્રજાએ આશાને શ્રદ્ધાથી અને પ્રેમને અધિક પ્રેમથી વધાવી લીધાં—અને પાંચ વર્ષમાં કર્ઝનનુ હિન્દુસ્થાન, માત્ર નવી જાગૃતિ અને 'સ્વદેશી' વ્રત પાછળ મૂકી જઈ, ભૂતકાળમાં, આકાશમાં પ્રાતઃકાળના ધુમ્મસ માફક, લય પામી ગયું. ૧૮૫૭ ના બળવાને અન્તે મહારાણી વિક્ટોરિયા અને ગવ્હર્નર જનરલ લૉર્ડ કૅનિંગે જે કાર્ય કર્યું હતું, તેવું જ કાર્ય આ નવો યુગ પ્રવર્તાવવામાં મહારાજાધિરાજ જ્યૉર્જે અને એમના પ્રતિનિધિ લૉર્ડ હાર્ડિંગે કર્યું છે.

લૉર્ડ હાર્ડિંગની હિન્દ પ્રત્યેની સર્વ સેવામાં આ શાન્તિયુગનું પ્રવર્તન એ મુખ્ય અને આધારભૂત છે, અને એ એક જ એમને હિન્દુસ્થાનના મહાન રાજ્યતન્ત્રીઓની પ્રથમ પંક્તિમાં મૂકવા માટે પૂરતું કારણ છે. તથાપિ, એટલી જ એમની સેવા નથી. હિન્દના રાજકીય પ્રશ્નોમાં હિન્દ અને ઇંગ્લંડ વચ્ચેના સંબન્ધના કેટલાક પ્રશ્નો છે તેમ કેટલાક ઇંગ્લંડનાં સંસ્થાનો સાથે હિન્દના સંબન્ધના પ્રશ્નો પણ છે. આ પ્રશ્નોમાં અત્યારે એક મ્હોટો પ્રશ્ન દક્ષિણ આફ્રિકામાં હિન્દીઓના હક સંબન્ધી હતો, તેનું સંતોષકારક સમાધાન લાવવામાં મિ. ગાંધી અને મિ. ગોખલેને લૉર્ડ હાર્ડિંગે ખરા હૃદયની મદદ કરી હતી. લૉર્ડ હાર્ડિંગે પોતાના ઉચ્ચ સ્થાનેથી સ્પષ્ટ જાહેર કરી દીધું કે સાંસ્થાનિકોની હિન્દ પ્રત્યેની વર્તણૂકથી હિન્દુસ્થાનમાં ગંભીર ક્રોધની લાગણી પ્રસરી છે, અને એથી બ્રિટિશ સામ્રાજ્યના હિતને નુકસાન છે. આ જાહેર શબ્દથી સાંસ્થાનિકોના કાન ઉઘડ્યા, સાન આવી, અને મિ. ગાંધીનું કષ્ટ તપ સફલ થયું. તે જ પ્રમાણે, સાંસ્થાનિકો સાથે હિન્દની પ્રતિષ્ઠા જાળવવા માટે એમણે 'ઇન્ડેન્ચર્ડ લેબર' યાને 'ગિરમિટ' નો કાયદો રદ કરવાનો ઠરાવ જાહેર કર્યો છે, અને એ બાબત એમણે પોતાનો એવો આગ્રહ બતાવ્યો છે કે એમની વ્હાઇસરૉય તરીકેની કારકીર્દિનું આ છેલ્લું કૃત્ય પોતે ખાસ મમતાપૂર્વક જુવે છે.

વિશેષમાં, સંસ્થાનો સાથેના આપણા વર્તન માટે એક ડહાપણવાળી સામાન્ય સલાહ આપે છે. તે એ કે સંસ્થાનોને આખરે ઇંગ્લંડ બહુ દબાવી શકે એવી સ્થિતિમાં નથી—એ વાત ધ્યાનમાં રાખી, સંસ્થાનો સાથેના સઘળા પ્રશ્નોનો હિન્દે ડહાપણ મસલત અને યુક્તિપુરઃસર નીવેડો આણવો ઇષ્ટ છે.

પૂર્વોક્ત સેવાની સાથે જોડાયલી એક મ્હોટામાં મ્હોટી સેવા લૉર્ડ હાર્ડિંગે એ કરી કે—એમણે બ્રિટિશ સામ્રાજ્યના સંકટને વખતે જર્મન દળ ખાળવા યુરોપમાં હિન્દી લશ્કર મોકલ્યું અને એમ કરવામાં એમણે કેવળ હિન્દની શાન્તિમાં પોતાનો વિશ્વાસ બતાવ્યો એટલુ જ નહિ,—પણ હિન્દી સિપાહી બ્રિટિશ સોલ્જરની બરાબરી કરીને લઢી શકે છે એમ સિદ્ધ કરી આપ્યુ. યુદ્ધની ખાઇઓમાં ગોરા-કાળાનો ભેદ ભૂલાઈ જાય છે એનો લાભ લઈ, સામ્રાજ્યની ગોરી પ્રજાને કાળા રંગનો તિરસ્કાર ભૂલવાનો પાઠ આપ્યો; કાળી પ્રજાને

પોતાના સામર્થ્યનું, બ્રિટિશ સામ્રાજ્યમાં પોતાના મહત્ત્વનું, અને બ્રિટિશ સામ્રાજ્યને અંગે એનાં શાં કર્તવ્યો છે એનું ભાન થવાનો પ્રસંગ આપ્યો.

આમ—(૧) હિન્દમાં શાન્તિ પ્રસારી, (૨) પરસ્થાનો આગળ હિન્દની પ્રતિષ્ઠા પાડી, અને (૩) બ્રિટિશ સામ્રાજ્યમાં હિન્દનું શું મહત્ત્વ છે એ બતાવ્યું: આ ત્રણ લૉર્ડ હાર્ડિંગે હિન્દુસ્થાનને કરેલી જેવી તેવી સેવા નથી.

પરંતુ આ ઉપરાંત, હિન્દને ખીલવવા માટે એમણે કેટલાંક વિશિષ્ટ પગલાં ભર્યાં છે એમાં મુખ્ય એક ગણાવવા જેવું છે. એમણે જોયું કે હિન્દુસ્થાનના વિસ્તારના પ્રમાણમાં એમાં યુનિવર્સિટિઓ થોડી છે—એ વધાર્યા વગર ઉચ્ચ કેળવણીનો વિસ્તાર થવો અશક્ય છે; એટલું જ નહિ, પણ સ્થાનિક જરૂરિયાત પ્રમાણે એમાં વિવિધતા હોવી જોઇએ તે પણ નથી. તેથી લૉર્ડ હાર્ડિંગે કાશી ઢાકા પટના રંગુન અને નાગપુર—એમ પાંચ નવી યુનિવર્સિટિઓની યોજના કરી છે. એ સર્વમાં, હિન્દુઓના દૃષ્ટિબિન્દુથી કાશીની યુનિવર્સિટિ ખાસ મહત્ત્વની છે—કારણ કે એ દ્વારા હિન્દુસ્થાન એના પ્રાચીન સુધારાને અર્વાચીન જગત્ સાથે જોડી શકશે, અને એ રીતે પોતાનું પ્રજા તરીકેનું વ્યક્તિત્વ પ્રકટ કરી શકશે.

આ ઉપરાંત, રાજકીય દૃષ્ટિબિન્દુથી જોતાં, લૉર્ડ હાર્ડિંગની એક મહત્ત્વની સેવા ૧૯૧૧ ના ઑગસ્ટનો સેક્રેટરિ ઑફ સ્ટેટ ઉપરનો ખરીતો છે. એમાં એ નામદારે 'ડીસેન્ટ્રલાઇઝેશન કમિશન' ની સૂચનાનુસાર હિન્દુસ્થાનના વિવિધ પ્રાન્તોમાં સ્થાનિક સ્વતન્ત્રતા વિસ્તારવાની ભલામણ કરી છે, અને એ માર્ગે હિન્દુસ્થાનનું રાજ્યતન્ત્ર ચલાવવાનો પોતાનો ધારો દર્શાવ્યો છે. વાચકના જાણવામાં હશે કે હિન્દુસ્થાનના એક સાચા અંગ્રેજ મિત્ર મિ. જૉન બ્રાઇટે આઠેક વર્ષ ઉપર પ્રાન્તોને સ્વતન્ત્રતા ('Provincial autonomy') આપવાની ભલામણ કરી હતી અને તે એટલે સુધી કે ગવર્નરો ઉપરની ગવર્નર જનરલની જગ્યા જ કાઢી નાંખવી અને ગવર્નરોએ સેક્રેટરિ ઑફ સ્ટેટ સાથે સીધો વ્યવહાર બાંધવો. આ સૂચનામાં એક મ્હોટી ખામી એ છે કે એ રીતે હિન્દુસ્થાનના ભાગલા પડી જાય, અને તેથી સમગ્ર હિન્દુસ્થાનની એકતા સિદ્ધ કરવા પ્રવર્તેલી હિન્દી પ્રજા જ અત્યારે એ અનિષ્ટ ગણે છે. પણ એ સૂચનાનું બીજું તત્ત્વ જે પ્રાન્તોને સ્વતન્ત્ર વહીવટ કરવા દેવાનું તે ડીસેન્ટ્રલાઇઝેશન કમિશનને પસંદ પડ્યું છે, અને લૉર્ડ હાર્ડિંગે હિન્દુસ્થાનના રાજ્યતન્ત્રને એ માર્ગે ચલાવવાની ભલામણ કરી છે. હવે આ ખરીતામાં 'પ્રાન્તિક સ્વતન્ત્રતા' એવો જે શબ્દ છે તેના અર્થની બાબતમાં એક મ્હોટો કોલાહલ જાગ્યો છે: કેટલાક એનો અર્થ **સ્થાનિક સરકારી અધિકારીઓને** ઉપરિના અંકુશ વગર સ્વતન્ત્ર વહીવટ કરવાની સત્તા એવો કરે છે; અને બીજા એનો અર્થ **પ્રજાની** સ્વતન્ત્રતા એવો કરે છે. [ ખરો અર્થ **પ્રજાની સ્થાનિક** સ્વતન્ત્રતા છે. ] લૉર્ડ હાર્ડિંગે આ મતભેદનો એમના છેલ્લા કાઉન્સિલના ભાષણમાં ઉલ્લેખ કર્યો છે આ બેમાંથી કયો અર્થ એમને પોતાને વિવક્ષિત હતો એ ચોખ્ખા શબ્દમાં પોતે જણાવ્યું નથી, તો પણ કાંઇક પહેલા અર્થ તરફ પોતાની વિવક્ષા બતાવીને—તથા 'સ્વરાજ્ય' ('Self-Government') ની સિદ્ધિ દૂર છે એમ જાહેર કરીને—એ

નામદારે કેટલેક સ્થળે કાંઇક અસન્તોષ ઉત્પન્ન કર્યો છે. પરતુ જરા ઊંડા ઊતરીને એમનો ખુલાસો જોઇએ તો જણાય છે કે—'સ્વરાજ્ય' માટે અભિલાષા રાખવાનો હિન્દુસ્થાનનો હક છે એમ એ ભાષણમાં એ નામદારે સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું છે+ એ હિન્દુસ્થાનને આ નવી ભાવના સિદ્ધ કરવાના માર્ગમાં થોડું ઉત્તેજન નથી. માત્ર—દૂરની ભાવનાની વાતો કરવામાં પાસેનાં રાજકીય અને સામાજિક કર્તવ્યો ભૂલવાં ન જોઇએ, અને કાચા દિલનાં મનુષ્યોમાં એ ભાવનાનો ઉન્માદ થઈ જાય છે એ વાત સ્મરણમાં રાખવી જોઇએ*—આટલી ચેતવણી આપી છે એ સ્વરાજ્યભાવનાના દુશ્મનની નથી, એ ભાવનાની ખરી સિદ્ધિ માટે સાચો પ્રેમ ધરાવનાર મિત્રની છે.×

---

+"I do not for a moment wish to discountenance Self-Government for India as a national ideal. It is a perfectly legitimate aspiration and has the warm sympathy of all moderate men. But, in the present position of India it is not idealism that is needed but practical politics and practical solutions of the questions arising out of the social and political conditions in this country"

* આ પત્રના પહેલા તન્ત્રીએ એ વાત અનેકવાર સ્પષ્ટ કરી છે, અને આ ભાવના સાથે 'વિનય' (ભાવના સિદ્ધ કરવા માટે વિશિષ્ટ આચરણ) જોડવામાં કોઈ પણ પ્રકારે ભાવનાને ન્યૂન કરવામાં આવે છે એવી ભ્રાન્તિ ન થાય તે માટે 'moderate' સારૂ 'મિતવાદી' શબ્દ વાપરવા ના પાડે છે; ઊલટું, એ ભાવના માત્ર નેત્ર આગળ રાખી મૂકવાની નથી, પણ એ દિશામા આખા દેશને વિશિષ્ટ પગલાં ભરાવવાનાં છે એમ બતાવવા માટે એ 'વિનીત' (વિ–વિશિષ્ટ રીતે, ની–દોરવું) શબ્દ યોજે છે

× ઉપરનું લખ્યા બાદ કૉમનવીલના તા. ૭ એપ્રિલના અંકમાં બિપિનચન્દ્ર પાલનો આ વિષય ઉપર લખેલો લેખ વાંચવામાં આવ્યો. મિ. પાલ જેવા આગળ પડતા 'સ્વદેશી' પણ, લૉર્ડ હાર્ડિંગના પૂર્વોક્ત ઉદ્ગારમાં અસંતોષ પામવાનું કારણ જોતા નથી, એમાં ૧૯૧૧ ના ઑગસ્ટના ખરીતામાં આપેલા વિશ્વાસનો ભંગ નથી—ઇત્યાદિ, ૧૯૧૪ ના પોતાના એક લેખમાં પોતે કહેલું તેનું વાચકને સ્મરણ આપીને, સિદ્ધ કરે છે—

"Lord Hardinge clearly saw that the time was coming when India would be composed of a number of autonomous Provinces, somewhat similar to the different states of the American Union, with a Federal Government directing and controlling them all, in all matters of inter state or foreign policy and administration Lord Hardinge not only dreamed of this future constitution of India, but he was so absolutely convinced of its gradual growth and evolution that he already started to build up the scaffolding of the superb structure. The transfer of the capital to Delhi, and the institution of the new seat of the Supreme Government into a separate Province directly administered by the Viceroy and Governor-General-in-Council, prove this Indeed his lordship speaks in this despatch of Sydney, Toronto, and Washington-all seats of Federal Governments,

ખરેખર, હાર્ડિંગ જેવો હિન્દુસ્થાન ઉપર પ્રેમ બીજો કયો વ્હાઇસરૉય ધગવશે? દિલ્હીદરબારને પ્રસંગે એમના ઉપર બૉમ્બ પડ્યો એથી જરા પણ શાન્તિ ન ખોતાં, 'forward'—'આગળ ચાલો' એવો જે એમણે હુકમ આપ્યો, એ સ્થૂલ તેટલો જ સૂક્ષ્મ અર્થમાં પણ અમલમાં મૂકાયો છે. જે પ્રેમાળ અને ઉમદા પત્ની સાથે એમણે પોતાનું જીવન બાંધ્યું હતું અને જેણે એમની ઉપર બૉમ્બ પડ્યો તે વખતે પાસે રહીને સારવાર કરી હતી—તે વિલાયતમાં મરણ પામી, તથા પોતાનો પ્રિય પુત્ર રણસંગ્રામમાં મરાયો—આવાં દુર્વહ દુ:ખો પડ્યા છતાં, હિન્દુસ્થાનમાં રહી પોતાના રાજાની અને હિન્દની પ્રજાની એકનિષ્ઠાથી સેવા કરી—રાજમુકુટના ઝળકતા હીરાને બ્રિટિશ સામ્રાજ્યના એક જીવંત અવયવનું સ્થાન આપ્યું એ મહાન રાજપુરુષનું શુભ નામ હિન્દુસ્થાન કદી વિસ્મરશે નહિ. યોગ્ય કહેવામાં આવ્યું છે કે "He has made the Government of India the Indian Government" (*Times of India.*)

તન્ત્રી

---

and of the District of Colombia where Washington stands and which is under the immediate administration of the American President And all this shows the idea that has been working at the back of his mind, in the writing of this despatch All these show that he has been thinking here of the future United states of India It is not a pledge but an idea, not a promise but a policy A pledge carries with it the obligation of redeeming it, and a promise demands its fulfilment. But a policy involves no such moral obligations Whether it will or will not be carried out, does not depend so much, if at all, upon the will of its enunciator, as upon the actualities of history. A policy is the indication of a certain line of administrative or legislative activities, calculated to lead to some definite and desirable result A policy implies an aim, and a series of acts with a view to reach that aim The aim here is the preservation of the unity and integrity of the present British Empire Provincial Autonomy, leading, gradually, to the institution of a Federal Union for all India, which will be in a position to federate with the other parts of the British Empire and thus help to preserve the unity and integrity of that Empire, in and through a scheme of real Imperial Federation—these are regarded by Lord Hardinge as the best, if not the only, means of securing this end"

# 'નવો દૃષ્ટિકોણ.'

હિન્દુસ્થાનનું લશ્કર બ્રિટિશ સામ્રાજ્યની આપત્તિને વખતે યૂરોપ ચડ્યું, અને ફ્રાન્સ અને બેલ્જિયમની સરહદ ઉપર જર્મન દળને ખાળવામાં અગ્રેસર ભાગ લીધો, ત્યારથી હિન્દુસ્થાનના પ્રશ્નો 'નવા દૃષ્ટિકોણ'થી જોવામાં આવશે એમ બ્રિટિશ રાજ્યતન્ત્રના નેતાઓ તથા પ્રધાન પત્રો જાહેર કરે છે. આ 'નવા દૃષ્ટિકોણ' થી શું શું જણાશે એ આખરે તો જોનારની દૃષ્ટિ ઉપર જ આધાર રાખશે, પણ અત્યાર સુધી દૂરથી જે ત્રાંસે ખૂણે અને અધખુલ્લી નજરે જોવામાં આવતું, તેને બદલે નિકટ જઈ સીધી અને વિશાળ દૃષ્ટિથી—વસ્તુ જોવાની ઇચ્છા બ્રિટિશ રાજ્યકર્તાઓએ જણાવી છે એ ખુશીની વાત છે. આ 'દૃષ્ટિકોણ' થી શું શું જણાશે વા જણાવું જોઇએ એ સંબન્ધી હિન્દુસ્થાનની પ્રજામાં અનેક કલ્પનાઓ થઈ છે, અને અભિલાષાઓ બંધાઈ છે—પરંતુ તે સંબન્ધી એકદેશી ચર્ચા કરવા કરતાં, આ યુદ્ધે જગતને શાં શાં નવાં દૃષ્ટિબિન્દુઓ આપ્યાં છે, શા શાં જૂનાં સત્યો નવાં કર્યાં છે, અને બ્રિટિશ રાજ્યકર્તાઓને નવો દૃષ્ટિકોણ ઉઘાડી આપ્યો છે તો હિન્દી પ્રજાને પણ કાંઈ નવું જાણવા જેવું આપ્યું છે કે નહિ, એ સંબન્ધી વિચાર કરવો વધારે ઉપયોગી છે.

પ્રથમ તો, એક કેવું મનોહર સ્વપ્નું ગયું અને કેવી કઠોર જાગૃતિ આવી એ જુવો. ઓગણીસમી સદી યુદ્ધના તોફાન વચ્ચે જન્મી હતી. ૧૭૮૯ ના જુલાઈની ૧૪ મી તારીખે બૅસ્ટીલ સામે છૂટેલી તોપોના પડઘા સૈકડો રણક્ષેત્રમાં પડ્યા. ઍટલૅન્ટિક અને મેડિટેરેનિયન, ર્હાઇન ડૅન્યૂબ અને નાઇલ, આલ્પ્સ્ અને પિરિનીઝ—'જય અને નાશનો ઉદ્ગાર કરતી' તોપોની ગર્જનાથી ગાજ્યાં: જગતનો મોટામાં મોટો સેનાધિપતિ નેપોલિયન પ્રકટ થયો. ફ્રેંચ અને ફ્રેંચ વિરુદ્ધ જગત્ એ બે વચ્ચે જગત્‌ની સત્તા તોળાવા લાગી—નેપોલિયન વૉટર્લુની લડાઇમાં હાર્યો. 'કોણે હરાવ્યો ? વેલિંગ્ટને હરાવ્યો ? ના. બ્લૂચરે હરાવ્યો ? ના. પ્રભુએ હરાવ્યો.'

નેપિયર * કહે છે:—

"Fortune, that name for the unknown combinations of infinite power, was wanting to him, and without her aid the designs of man are as bubbles on a troubled ocean."—

"નેપોલિયનની તરફ કિસ્મત—નસીબ—'અદૃષ્ટ'—અનન્ત શક્તિનાં કોઇક અદૃષ્ટ સંયોજનો—એ તરફ ન હતાં: એ અદૃષ્ટની મદદ વગર મનુષ્યની સઘળી યોજનાઓ ખળભળેલા સમુદ્ર ઉપર પરપોટાની માફક નાશ પામે છે." પણ આ અજ્ઞાત અને અગમ્ય કારણ કરતાં—વિક્ટર હ્યૂગોના શબ્દો વધારે સમજાય એવું કારણ આપે છે. એના કહેવા

*Sir W. F. P. Napier, '*History of the War in the Peninsula and in the South of France.*'

પ્રમાણે--પ્રભુએ ઓગણીસમી સદીમાં જે નવું જગત્ ઉત્પન્ન કરવા માંડ્યું હતું એમાં નેપોલિયન જેવી વ્યક્તિને સ્થાન જ નહતું:—

" Waterloo is not a battle; it is the universe changing front."

વૉટર્લૂથી જગતે પાસું બદલ્યું: શાન્તિનો યુગ શરૂ થયો. એ શાન્તિ મૂળ થાકની હતી, પણ થાકમાંથી જ્ઞાન, અને નવા યુગનાં નવાં જીવનસાધનોની અસર પણ શાન્તિની જ દિશામાં થવાથી—શાન્તિનું પૂર વધતું ચાલ્યું. 'યુદ્ધ શા માટે?'—એ પ્રશ્ન થવા લાગ્યો; અને એ પ્રશ્નમાં કારણની શોધ નહિ પણ નિરર્થકતાનું ભાન રહેલું હોઈ—પ્રશ્નની સાથે જ ઉત્તર થઈ ગયો કે—યુદ્ધ નકામાં છે. રૉબર્ટ સધીના એક કાવ્યમાંનો

> 'And everybody praised the Duke
> Who this great fight did win.'
> 'But what good came of it at last?'
> Quoth little Peterkin —
> 'Why that I cannot tell,' said he,
> 'But 'twas a *famous victory*.'*

—યુદ્ધનો આ કટાક્ષભર્યો ઉપહાસ વૉટર્લૂથી શરૂ થતા નવા યુગની જનવૃત્તિનું આપણને યથાર્થ ભાન કરાવે છે.

---

* આ પંક્તિઓ રૉબર્ટ સધીની "After Blenheim" નામની એક કરુણ કવિતામાંથી છે. એમાં કવિ આ પ્રમાણે કલ્પના કરે છે: કૅસ્પર નામે એક ડોસો પોતાની ઝૂંપડી પાસે તડકે ટાઢ ઉરાડવા બેઠો છે અને પાસે એનાં છોકરાં (પૌત્ર અને પૌત્રી) રમે છે. છોકરો—પીટરકિન—પાસેના ઝરણાકાંઠેથી ખોદી કાઢેલું કાંઇક રગડાવતો રગડાવતો લાવે છે અને દાદાને બતાવે છે. દાદા એ હાથમાં લઈ જુવે છે અને નીસાસો મૂકી કહે છે: " આ કોઇક બિચારો અત્રે લડાઇમાં મરાયો હશે તેની ખોપરી છે. અહીં આસપાસ આવી બહુ ખોપરીઓ પડી છે. આપણા ખેતરમાં હું હળ ફેરવું છું ત્યારે ઘણી વાર મને આવી ખોપરીઓ જડે છે—કારણ કે અહીં થએલા યુદ્ધમાં હજારો માણસ મુઆં હતાં." પીટરકિને પૂછ્યું: " દાદા! મને એ લડાઈ શાથી થઈ વગેરે કહો." વિલ્હેલ્મીને (છોકરીએ) પણ એ જ પૂછ્યું અને એકી ટશે જિજ્ઞાસાથી દાદા સામુ જોઈ રહી. કૅસ્પરે જવાબ દીધો:

> 'It was the English,' Kaspar cried,
> 'Who put the French to rout.
> But what they fought each other for
> I could not well make out.
> But everybody said', quoth he,
> 'That 'twas a famous victory.'

પછી પોતાના બાપનું ઘર દુશ્મનોએ કેવું બાળ્યું, એને બૈરાં છોકરાં લઈ કેવું ન્હાસવું

પણ આમ વિચાર માત્રથી શાન્તિનો પક્ષ પ્રબળ ન થાત. વિચાર સાથે, જીવનનિર્વાહનાં નવાં સાધનોએ પણ એ જ દિશામાં કામ કર્યું. ઇંગ્લંડમાં વરાળયન્ત્રની શોધ થઈ, ઉદ્યોગનાં કારખાનાં શરૂ થયાં. એ કારખાનાંનો માલ વેચવાનાં બજારો પણ એશિયા અને આફ્રિકામાં પુષ્કળ હાથ લાગ્યાં—જેમાંનાં કેટલાંક નવાં વસેલાં સંસ્થાનો હતાં અને કેટલાંક નવા તાબે થએલા દેશો હતા. ત્યાં ઇંગ્લંડનો માલ ખપી પુષ્કળ ધન દેશમાં આવવા લાગ્યું—ઉદ્યોગ અને વેપાર જ ધનસંપત્તિનું અને સુખનું ખરૂં સાધન છે, યુદ્ધ નહિ: એમ ઇંગ્લંડને નિશ્ચય થઈ ગયો. મહારાણી વિક્ટોરિઆના પતિ પ્રિન્સ આલ્બર્ટે (૧૮૫૧ માં) હુન્નરનું પ્રદર્શન ભર્યું: તેમાં હવેથી દેશોએ યુદ્ધમાં નિરર્થક લોહી ન રેડતાં—સાયન્સ્ હુન્નર અને લલિત-કલાઓમાં જ હરીફાઈ કરવાની છે એ સિદ્ધાન્ત મૂર્તિમન્ત થયો. એ પ્રદર્શન ઉઘાડયું તે વખતે બકિંગહામ મહેલમાં મહારાણી વિક્ટોરિઆની આસપાસ પૃથ્વીનાં સઘળાં મહારાજ્યોના પ્રતિનિધિઓ એકઠા થયા હતા—સઘળી પ્રજાના વાવટા ટેમ્સ નદી ઉપર એકત્ર ફરકતા હતા, અને જાણવા જેવું છે કે જે વહાણ ૧૮૧૪ માં ઇંગ્લંડ સામે યુદ્ધમાં લડયું હતું તેને જ યુનાઇટેડ સ્ટેટસે એનાપરની તોપો કાઢી નાંખી એને ઠેકાણે એમાં પ્રદર્શન માટે વસ્તુઓ ભરીને લંડન મોકલ્યું હતું. થૅકરેની "May Day Ode"માં આ નવા યુગના ઇંગ્લંડનું સ્વરૂપ આલેખાયું છે :

> " Look yonder where the engines toil:
> These England's arms of conquests are,
> The trophies of her bloodless war,
> Brave weapons these.
>
> Victorious over wave and soil
> With these she sails, she weaves, she tills,
> Pierces the everlasting hills,
> And spans the seas."

---

પડયું, ચારે તરફ યુદ્ધથી કેવી ખુંવારી થઈ, ગર્ભવતી સ્ત્રીઓ અને ગર્ભશય્યામાં સૂતેલાં બાળકો કેવાં મરણ પામ્યાં—ઇત્યાદિ વર્ણન આપ્યું. અને છેવટે, ડ્યૂક ઑફ માર્લબરો અને પ્રિન્સ યુજીને એ યુદ્ધમાં કેવો યશ મેળવ્યો એ કહ્યું. પણ પેલાં બે બાળકોને એથી સન્તોષ થયો નહિ. આવી ક્રૂરતાને યશસ્વી કૃત્ય કેમ કહી શકાય, અને આવાં યુદ્ધથી આખરે શો લાભ?—ઇત્યાદિ યુદ્ધ વિરુદ્ધના પ્રશ્નો એમણે પૂછ્યાં કર્યા—અને ડોસાએ યુદ્ધની નિષ્પ્રયોજનતાના અધિક ને અધિક ધ્વનિથી ભરપૂર ઉત્તર આપ્યા કર્યા:

> 'Why that I cannot tell,' said he,
> 'But 'twas a famous victory.'

આ પ્રમાણે નિર્દોષ સુખી કૌટુમ્બિક જીવનની ભૂમિકા ઉપર કવિએ યુદ્ધની નિરર્થકતા અને ક્રૂરતાનું બહુ અસરકારક ચિત્ર દોર્યું છે.

પણ જાણે મનુષ્ય કેવું અલ્પજ્ઞ અને ટૂંકી દૃષ્ટિનું પ્રાણી છે એમ સિદ્ધ કરવા જ આ પ્રદર્શન ન ભરાયું હોય—તેમ ૧૮૫૧ માં આ ભરાયું, અને ૧૮૫૪ માં તો ક્રિમિયાની લડાઇ જાગી! શાન્તિનો યુગ પૂરો થયો. રશિયા સામે ઇંગ્લંડ ફ્રાન્સ અને ટર્કી એક થઈ લડ્યાં. ઇંગ્લંડમાં પામર્સ્ટને પરરાજ્ય સાથેની એની તેજ અને વિજયી નીતિથી ઇંગ્લંડને આગળ પાડ્યું, અને બીકન્સફીલ્ડે બ્રિટિશ સામ્રાજ્યને જગત્ આગળ અધિક ને અધિક ઝગઝગતું અને વિસ્તરતું રાખવામાં બ્રિટિશ પ્રજાનો પરમ પુરુષાર્થ માન્યો. આ યુદ્ધોનું કેટલુંક ખર્ચ હિન્દુસ્થાનને માથે ગયું; અને ઇંગ્લંડમાં ઉદ્યોગ અને વ્યાપારથી એવું અઢળક ધન ઉત્પન્ન થયું હતું કે એને પોતાને માથે પડેલો ખર્ચનો બોજો એને શિર ઉપર પુષ્પમાળ સમાન લાગ્યો. દરમિયાન, નેપોલિયને જે પોતાની વિરુદ્ધતાથી તેમ જ પ્રજાના સ્વાતન્ત્ર્યની ભાવનાથી જર્મનિમાં ન્હાનાં ન્હાનાં રાજ્યોને એકતાને માર્ગે ચઢાવ્યાં હતા તે પ્રિન્સ બિસ્માર્કની બુદ્ધિથી સંપૂર્ણ એકતાને પામ્યાં અને એ એકતાનો મહિમા બિસ્માર્કે પ્રથમ ઑસ્ટ્રિઆને બતાવી એને અનુકૂળ કર્યું, અને પછી ફ્રાન્સને પૂરેપૂરૂં દબાવી દઇ—મધ્ય યુરોપમાં જર્મનિનું મહારાજ્ય જમાવ્યું. આ મહારાજ્ય જામતાની સાથે જગત્માં એકને બદલે બે અધિકારી શક્તિનો પ્રસંગ થયો—વર્તમાન યુદ્ધનું બીજ રોપાયું.

પણ જર્મનિ યૂરોપના મધ્યમાં, અને ઇંગ્લંડ યૂરોપને ખૂણે અથવા પૃથ્વીના બીજા ભાગોમાં—ત્યાં વિરોધનો શો પ્રસંગ? જ્યાં સુધી કોઈ પણ પ્રજા ધર્મ અર્થ કામ અને મોક્ષ એમ ચારે પુરુષાર્થને માને, ત્યાં સુધી આવી સ્થિતિમાં વિરોધ થવાનો સંભવ થોડો; પણ જ્યાં સઘળા પુરુષાર્થ અર્થમાં જ આવીને સમાઈ જાય—અર્થાત્ ધનતૃષ્ણા એ જ જ્યાં જીવનનું લક્ષણ થઇ રહે ત્યાં એ ધનતૃષ્ણાના તર્પણમાં વિરોધનો પ્રસંગ આવતાંની સાથે જ જીવનકલહ શરૂ થાય—અને કલહના સાધનના પ્રમાણમાં કલહની પ્રબલતા વધે.

આ ધનતૃષ્ણાએ દરેક પ્રજાના અન્તરમાં તેમ જ પ્રજા-પ્રજાની વચ્ચે છેલ્લાં પચાસ સાઠ વર્ષથી કલહનાં બીજ વાવી મૂક્યાં હતાં. વેપારથી કારખાનાંવાળાઓને ત્યાં કરોડો રૂપીઆ થઈ ગયા, અને વધારે ને વધારે નફો મેળવવાના લોભમાં મજૂરોના સુખની એમણે દરકાર ન રાખી—પણ કારખાના ચાલવાથી મજૂરો પાસે પણ ધન થયું, અને એમને પોતાના હકની સમજણ પડવા માંડી—એટલે કારખાનાંવાળા વિરુદ્ધ મજૂરો એવી જનસમાજમાં આન્તર યુદ્ધની સ્થિતિ આવવા લાગી. આના પ્રતીકારમાં એવી યોજના સૂચવવામાં આવી કે જનસમાજનું ધન તે તે વ્યક્તિનું ગણાવાને બદલે સમાજનું ગણાય તો મમત્વજન્ય કલહ નાશ પામે, અને પૃથ્વી ઉપર સ્વર્ગ થઈ રહે! પણ વ્યક્તિનું ધન તે સમાજનું શી રીતે ગણાય?—ગણાવવાનો યત્ન કરવામાં આવે તો તે યત્ન સિદ્ધ થતા પહેલાં દેશમાં કેટલો કલહ થઈ કેટલું રુધિર રેડાય?—આ પ્રશ્નનો ઉત્તર શાન્તિને માર્ગે થઈ શકે એમ નથી. છતાં, આડકતરી રીતે એટલે કે ધનવાન ઉપર ભારે કરનો બોજો નાંખીને, એ દ્રવ્ય માંથી ગરીબોને ઉપયોગી થાય એવી સંસ્થાઓ (જેમકે વૃદ્ધાવસ્થામાં ગરીબોને પેન્શન. ગરીબ બાલકોને નિશાળમાં ખોરાક—વગેરે) રચવાનો ઉપક્રમ કેટલાક દેશોમાં થયો; પણ

યુદ્ધમાં એક એક ટ્રેન્ચ ( ખાઈ ) જેમ લઢીને લેવામાં આવે છે તેમ આ દેખીતી શાન્તિના ઉપક્રમમાં પણ ઘણો વાસ્તવિક જીવનકલહ થયો—અને થાય છે; કલહની શાન્તિનો માર્ગ કોઇને જડ્યો હોય એમ લાગતું નથી. હવે આ ધનતૃષ્ણાને લીધે પ્રજા પ્રજા વચ્ચે જે ક્લહના પ્રસંગો ઉત્પન્ન થાય છે અને એના જે પ્રતીકારો યોજવામાં આવે છે એ જોઇએ તો તેમાં પણ કાંઈ સન્તોષનું કારણ જણાતું નથી. ' હેગ ટ્રિબ્યુનલ '—પ્રજા પ્રજા વચ્ચેના વિરોધ લવાદ નીમીને શાન્ત કરવા માટે હેગમાં સ્થાપેલી કોર્ટ—આ યુદ્ધમાં નદીકાંઠાના ગામડાની માફક રેલમાં તણાઈ ગઈ છે; અને પ્રજા પ્રજા વચ્ચે થએલા કરારના દસ્તાવેજને પતંગના કાગળની માફક ચોળીને ફેંકી દેવામાં આવ્યો છે. એક એમ આશા રાખવામાં આવતી હતી કે દરેક પ્રજાના જુદા જુદા વર્ગો વચ્ચે જે આન્તર કલહો છે તે પ્રજા પ્રજા વચ્ચે શાન્તિ રાખવામાં સહાયભૂત થશેઃ દાખલા તરીકે—ઈંગ્લંડ ફ્રાન્સ અને જર્મનિના જે ' Social democrats ' યાને સામાન્યલોકધનવાદી વા સમષ્ટિસ્વામિત્વવાદી પ્રજાપક્ષના જનો છે, તેઓ સૌ એકત્ર થઈ, પોતાનો દેશ બીજા દેશ સાથે લઢાઇમાં ઊતરવા જતો હશે ત્યારે પોતે એ લઢાઇમાં ભાગ લેવા સ્પષ્ટ ના કહેશે, એટલે લઢાઈ એની મેળે અશક્ય થઈ પડશે. પણ આ આશા પણ વર્તમાન યુદ્ધમા નિષ્ફળ ગઈ છે. આપણે ઇંગ્લંડ સામે લઢીને જીતીશું, દરિઆ ઉપર ઇંગ્લંડે જે સત્તા સ્થાપી દીધી છે એ તોડીશું, એશિઆ આફ્રિકામાં સંસ્થાનો જમાવીશું—અને હાલ જે ધન છે તે કરતાં શતગણું ધન મેળવીશુ. ધનતૃષ્ણાની આ સાદી અને સરળ દલીલ જર્મનિના મજૂર વર્ગને પણ અસર કરે છે, અને અત્યારે એ આશામાં લાખો મનુષ્યજીવો તોપના મુખમાં હોમાય છે !

' तृष्णे दुर्मतिपापकर्मनिरते नाद्यापि सन्तुष्यसि ! '—

આ પ્રમાણે—આ યુદ્ધથી એક મનોહર સ્વપ્ન નષ્ટ થઈ એક કઠોર જાગૃતિ આવી તે એ કે—વેપાર-ઉદ્યોગ એટલાથી જગતની શાન્તિ જળવાતી નથીઃ ધનતૃષ્ણા ન મરે, ધન એ જ જીવનનો પરમ પુરુષાર્થ નથી એવી સમજણ ન થાય, ત્યાં સુધી શાન્તિ જાગવવામાં બહારનાં સાધનો નિર્બળ છે. આજ સુધી યૂરોપ એમ માની બેઠું હતું કે એણે ક્રાઇસ્ટના ઉપદેશો પાળ્યા છે, એટલુ જ નહિ પણ એ ક્રાઇસ્ટ કરતાં પણ આગળ વધ્યું છે ! ઉત્ક્રાન્તિવાદનું આ એક પરમ સત્ય ઠરી ચૂક્યું હતું કે મનુષ્યે પાછળ ડોક ફેરવવી, ભૂતકાળ ઉપર દૃષ્ટિ નાંખવી, એ વિશ્વનિયમથી ઉલટું છે—મનુષ્ય હમેશાં આગળ જ વધે છે, અને વર્તમાન એ ભૂત કાળ કરતાં હમેશાં ચઢીઆતો જ છે ! યૂરોપનો આ સ્વપ્નસંતોષ અત્યારે ખોટો પડ્યો છે. આ યુદ્ધે આપણને, બહારના દેખાવથી ન છેતરાતાં, એક પડ ઊકેલીને વસ્તુને અંદરથી જોવાનું શીખવ્યું છે. એ રીતે જોતાં જર્મનના અન્તરમાં તૃષ્ણ દેખાયો છે,

યૂરોપના સુધારાની પાછળ ધનતૃષ્ણારૂપ* મહાપિશાચી નજરે પડી છે. ધન એક પુરુષાર્થ છે, પુરુષાર્થચતુષ્ટયમા એને એક સ્થાન છે—પણ જ્યા જીવનની વ્યાખ્યા ધનથી જ થાય, સમાજમા પ્રતિષ્ઠા ધનથી જ બધાય, ત્યા જીવનના તત્ત્વજ્ઞાનનો કોણ ત્રાસો છે, સંકુચિત છે એમ આ યુદ્ધમાથી એક બોધ નીકળે છે ×

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

# શકુન્તલા.+

શેક્સપીયરના ટેમ્પેસ્ટ નાટકની સાથે કાલિદાસના શાકુન્તલ નાટકની તુલના મનમા સહજ જ ઉદય પામે છે ઉભયનુ બાહ્ય સાદૃશ્ય અને આન્તરિક ભિન્નતા આલોચના કરી જોવા જેવા છે

એકાન્ત નિર્જનમા ઉછરેલી મિરાન્ડા અને રાજકુમાર ફર્ડિનાન્ડનો પ્રેમપ્રસંગ તાપસકુમારી શકુન્તલા અને દુષ્યન્તના પ્રેમપ્રસંગના જેવો જ છે. ઘટનાના સ્થળનુ પણ સાદૃશ્ય છે. એકમા સમુદ્રવેષ્ટિત દ્વીપ છે, અને બીજામા તપોવન છે.

આ પ્રમાણે ઉભયના વસ્તુમૂળમા ઐક્ય જણાય છે, પરતુ બન્નેમાથી કાવ્યરસનો ભિન્ન ભિન્ન સ્વાદ મળે છે. આનો અનુભવ બન્ને નાટકો વાચવાથી જ થઈ શકે.

યુરોપના કવિકુલગુરુ ગેટેએ એક શ્લોકમા જ શાકુન્તલની સમાલોચના લખી દીધી છે, કાવ્યના તેમણે જુદા જુદા ખડ લઈ, તે જોયા નથી. તેમનો શ્લોક એક દીપશિખા જેવો અલ્પ છે પણ દીપશિખા પ્રમાણે જ તે સમગ્ર શકુન્તલા નાટક ઉપર એક મુહૂર્તમા પ્રકાશ પાડી દે છે તેમણે એક વચનમા જ કહ્યુ છે કે, કોઈને તરુણ વયના ફુલનું અને પરિણત વયના ફળનુ, મર્ત્ય તેમ જ સ્વર્ગનું, એકત્ર દર્શન કરવુ હોય તો તેને શકુન્તલામા તે થશે

ઘણાએ આ વચનને કવિનો ઉભરો માત્ર માની લઈ તેને ઉપરટપકે વાચી જાય છે

---

* વળી, આ ધનતૃષ્ણા ખાતર પણ જર્મનિને લડાઈ ઊભી કરવાની જરૂર નહતી—કારણ કે એના ઉદ્યોગ-વેપારથી એને પુષ્કળ ધન મળતું હતું.

× આ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ, જનસમાજના જીવનમા ધનોપાર્જન અને ધર્મયુદ્ધ (જેમાં અત્યારે ઈંગ્લંડને ઊતરવુ પડયુ છે) એ શુ સ્થાન છે એ કાઇક વધારે વિસ્તારથી અને સ્પષ્ટતાથી હવે પછી કહેવામા આવશે.

+ શ્રીયુત રવીન્દ્રનાથ ઠાકુરના લેખનું ભાષાન્તર.

સામાન્ય રીતે તેઓ એમ માને છે કે આ વચનનો અર્થ એટલો જ છે કે ગેટેના મતે શકુન્તલા કાવ્ય અતિ ઉત્તમ છે. પરંતુ ખરી રીતે તેમ નથી. ગેટેનો આ શ્લોક અત્યુક્તિ-ભર્યો આનન્દનો ઉભરો માત્ર નથી, એ તો એક રસજ્ઞનો સ્પષ્ટ અભિપ્રાય છે. એ અભિપ્રાયમાં વિશેષતા છે. કવિએ સ્પષ્ટ કહ્યું છે કે, શકુન્તલામાં એક ગભીર પરિણતિ સમાયલી છે. તે પરિણતિ ફુલમાંથી ફળમાં, મર્ત્યમાંથી સ્વર્ગમાં અને સ્વભાવાચરણમાંથી ધર્માચરણમાં છે. મેઘદૂતમા જેમ પૂર્વમેઘ અને ઉત્તરમેઘ છે—પૂર્વમેઘમાં પૃથ્વીના ચિત્રવિચિત્ર સૌન્દર્યમાં પર્યટન કરી ઉત્તરમેઘમા અલકાપુરીના નિત્ય સૌન્દર્યમાં ઉત્તીર્ણ થવાય છે, તેમ જ શકુન્તલામાં પણ એક પૂર્વ મિલન અને ઉત્તર મિલન છે. પ્રથમ અંકમાના મર્ત્યલોકીય ચચળ સૌન્દર્યમય વિચિત્ર પૂર્વ મિલનમાથી, સ્વર્ગ–તપોવનમાંના શાશ્વત આનન્દમય ઉત્તર મિલનમાં યાત્રા એ જ અભિજ્ઞાન શાકુન્તલ નાટક. નાટકનું લક્ષ્ય કેવળ કોઈ વિશેષ ભાવનું નિરૂપણ નથી, કે કોઈ વિશેષ પાત્રનુ વિકાસન નથી, પરંતુ સમસ્ત કાવ્યને એક લોકમાથી અન્ય લોકમા લઈ જવાનું, પ્રેમને શરીર–સૌન્દર્યના પ્રદેશમાંથી આત્મ–સૌન્દર્યના અક્ષય સ્વર્ગધામમા સ્થાપવાનું છે.

સ્વર્ગ અને મર્ત્યનું આ મિલન કાલિદાસે ઘણી જ સ્હેલાઇથી સાધ્યુ છે. ફુલનો તેમણે એવી તો સ્વાભાવિક રીતે ફળમા પરિપાક કર્યો છે, મર્ત્યલોકની સીમાને તેમણે એવી તો રીતે સ્વર્ગની સાથે બાંધી દીધી છે કે બેની વચ્ચેનો સાંધો કોઇની પણ નજરે પડતો નથી. પ્રથમ અંકમા શકુન્તલાના પતનમાં કવિએ મર્ત્યની માટી જરા પણ ગુપ્ત રાખી નથી. તે પતનમાં વાસનાએ કેટલો બધો ભાગ ભજવ્યો છે તે દુષ્યન્ત–શકુન્તલા ઉભયના વ્યવહારમાં કવિએ સુસ્પષ્ટ રીતે બતાવ્યુ છે. યૌવનમત્તતાના હાવભાવ, લીલા અને ચાંચલ્ય, પરમ લજ્જા અને આત્મપ્રકાશની પ્રબળ લાલસાનો સંગ્રામ, સઘળુ જ કવિએ વ્યક્ત કર્યું છે. આ અવગાથી શકુન્તલાની સરળતા સિદ્ધ થાય છે. અનુકૂળ અવસરે એકાએક ઉભરાઈ ઉઠનારા ભાવાવેશ માટે તે પહેલેથી તૈયાર ન હતી. પોતાની જાતને અંકુશમા રાખવાનો, પોતાના ભાવને ગુપ્ત રાખવાનો તેણે કાંઈ ઇલાજ રાખી મૂક્યો ન હતો. શિકારીને ન ઓળખે તે હરિણીને વીંધાતાં શી વાર લાગે ? શકુન્તલા પંચશરને બરાબર ઓળખતી ન હતી—તેથી જ તેનું મર્મસ્થાન અરક્ષિત હતું. મદન કે દુષ્યન્ત, એકેનો તે અવિશ્વાસ કરતી નથી. જેમ જે અરણ્યમા સર્વદા શિકાર થયાં કરતો હોય, ત્યા શિકારીને વિશેષ સાવધાનપણે ગુપ્ત રહેવું પડે, તે જ રીતે જે સમાજમા સ્ત્રીપુરુષ હમેશ સ્વાભાવિક રીતે જ મળતાં હોય, ત્યાં મીનકેતુને અત્યત સાવધપણે ગુપ્ત રહીને પોતાનું કાર્ય સાધવુ પડે છે. તપોવનની હરિણી જેવી અશંકિત હતી, તપોવનની બાલિકા પણ તેવી જ અસાવધ હતી.

શકુન્તલાનો પરાભવ જેમ અતિ સહજ રીતે ચીતરાયો છે તેમ જ, તે પરાભવમાં પણ તેના ચરિત્રની તેથી અધિક ગભીર પવિત્રતા અને તેનુ સ્વાભાવિક અખડ સતીત્વ અતિ સહજ રીતે સ્ફુટ થયું છે. આથી પણ શકુન્તલાની સરળતા સિદ્ધ થાય છે. ઘરમાં કૃત્રિમ ફુલ શોભા માટે રાખ્યુ હોય તેના ઉપરથી દરરોજ ધૂળ ઝાપટવી પડે છે, પરંતુ અરણ્યના ફુલ ઉપરથી ધૂળ ઝાપટવા કાંઈ માણસ રાખ્યા નથી હોતા—તે ઉઘાડૂં પડયુ રહે

છે, તેના ઉપર ધૂળ પણ ચ્હડે છે, છતાં તે પોતાની સુન્દર નિર્મલતાનું કોઇક સહજ રીતે જ રક્ષણ કરી રહે છે ! શકુન્તલાને પણ ધૂળ લાગી હતી, પણ પોતે તે જાણીએ શકી ન હતી—સરળ અરણ્યમૃગીશી, ઝરણાની જલધારાશી, મલિનતાના સંપર્કમાં હોવા છતાંએ તે અનાયાસે જ નિર્મલ રહી.

કાલિદાસે તેમની આ આશ્રમમાં ઉછરેલી, નવજોબનમાં ખીલતી શકુન્તલાને નિઃશંક પ્રકૃતિના પંથે છોડી દીધી છે, કેહિં સુધી તેને તેમણે રોકી નથી. વળી, બીજી તરફથી તેને તેમણે અપ્રગલ્ભા, દુઃખશીલા, નિયમચારિણી, સતીધર્મની આદર્શરૂપિણી બનાવી દીધી છે. એક તરફથી જોઇશું તો તરુ, લતા, પુષ્પ તથા ફળના જેવી, પોતાની જાતના ભાન વિનાની, સ્વભાવ-ધર્મને જ અનુસરનારી તે જણાય છે; ત્યારે બીજી તરફથી જોઇશું તો અંતરના ઉંડાણમાં રહેલી તેની નારી-પ્રકૃતિ, સંયત, સહિષ્ણુ, એકાગ્રતપપરાયણ અને કલ્યાણ-ધર્મના આવેગથી સંપૂર્ણ નિયન્ત્રિત જણાય છે. કાલિદાસે અદ્ભુત કલાકૌશલથી પોતાની નાયિકાને, ચાંચલ્ય અને ધૈર્યના, સ્વભાવ અને નિયમના, નદી અને સમુદ્રના છેક સંગમસ્થાન ઉપર સ્થાપિત કરી બતાવી છે. તેના પિતા ઋષિ છે, તેની માતા અપ્સરા છે; વ્રતભંગના પરિણામે તેનો જન્મ થયો છે, તપોવનમાં તે ઉછરી છે. તપોવન એવું સ્થળ છે કે જ્યાં પ્રકૃતિ અને તપસ્યા, સૌન્દર્ય અને સંયમ એક સાથે મળી ગયાં છે. ત્યાં સમાજનાં કૃત્રિમ બન્ધનો નથી, છતાં ધર્મના કઠોર નિયમ ત્યાં પ્રવર્તે છે. જે ગાન્ધર્વ-વિવાહ થાય છે તે પણ તેવો જ છે; તેમાં સ્વભાવની ઉદ્દામતા પણ છે, તેમ વિવાહનું સામાજિક બંધન પણ છે. બંધન અને અબંધનના સંગમ-સ્થલે સ્થાપિત થયેલું હોવાથી શકુન્તલા નાટકમાં કાંઈ ઓર જ 'ખૂબી' આવી છે. તેમાં સુખ-દુઃખ-મિલન-વિરહ સઘળાં આ ઉભયનાં ઘાત-પ્રતિઘાત છે. ગેટે, પોતાની સમાલોચનામાં શકુન્તલામાં એ વિસદશનો એકત્ર સમાવેશ થાય છે એમ પુકારીને શા કારણે કહે છે, તે સૂક્ષ્મ અવલોકન કરવાથી જ સમજાય એમ છે.

ટેમ્પેસ્ટમાં આ ભાવ નથી. શી રીતે હોઈ શકે ? શકુન્તલા પણ સુન્દર છે, મિરાન્ડા પણ સુન્દર છે, તેથી કરીને ઉભયના આંખનાકમાં સંપૂર્ણ સાદશ્ય જોવાની કોણ આશા રાખી શકશે ? ઉભયમાં પરિસ્થિતિનો, ઘટનાનો અને પ્રકૃતિનો સંપૂર્ણ ભેદ છે. મિરાન્ડા બાળપણથી જ જે નિર્જનતામાં ઉછરી છે, તે નિર્જનતા શકુન્તલાને નહતી. મિરાન્ડા એક માત્ર તેના પિતાના જ સહવાસમાં રહીને મ્હોટી થઈ છે, તેથી તેની પ્રકૃતિને સ્વાભાવિક વિકાસ પામવાની અનુકૂળતા મળી નથી. શકુન્તલા સમાન વયની સખીઓ સાથે ઉછરી છે, તેમને પરસ્પર ઉત્સાહમાં, અનુકરણમાં, ભાવનાવિનિમયમાં, હાસ્યપરિહાસમાં, કથોપકથનમાં સ્વાભાવિક વિકાસ પ્રાપ્ત થતો હતો. શકુન્તલા જો દિનરાત કણ્વ મુનિના સંગમાં જ રહેત, તો તેના વિકાસમાં બાધ આવત, તેની સરળતા, અજ્ઞતામાં પલટાઈ તેને સ્ત્રી-અબ્યુઝ્ગ બનાવી દેત. વસ્તુતઃ, શકુન્તલાની સરળતા સ્વાભાવિક છે, અને મિરાન્ડાની સરળતા અસ્વાભાવિક છે. ઉભયના પરિસ્થિતિભેદને પરિણામે આમ બન્યું છે. મિરાન્ડાની માફક શકુન્તલાની સરળતા એ દિશ અજ્ઞાનથી પરિરક્ષિત નથી. શકુન્તલાનું જોબન એકાએક ખીલી

નીકળ્યુ છે અને તેની વિનોદશીલ સખીઓ તે સંબંધે તેને અજાણ્યુ રહેવા દેતી નથી, તે આપણે પ્રથમ અંકમાં જ જોઇએ છીએ. તે શરમાતાં પણ શીખી છે. પરંતુ આ સર્વે તો બહારની વસ્તુઓ છે. તેની સરળતા અધિક ગંભીર છે, તેની પવિત્રતા અધિક ઉંડી છે. બહારના કોઈ અનુભવનો તેને સ્પર્શ થઈ શક્યો નથી, એમ કવિએ અન્ત સુધી બતાવ્યું છે. શકુન્તલાની સરળતા આભ્યન્તરિક છે. સંસાર વિષે તે કાંઈ જાણતી ન હતી, એમ નથી, કારણ તપોવન સમાજથી કેવળ નિરાળું ન હતું; તપોવનમાં પણ ગૃહધર્મ પળાતો. બાહ્ય જગતથી શકુન્તલા અજ્ઞ નહિ, તો અનભિજ્ઞ તો હતી જ; પરંતુ તેના અન્તરના સિંહાસન ઉપર વિશ્વાસ વિરાજતો હતો. આ જ વિશ્વાસનિષ્ઠ સરળતાએ જો કે ક્ષણકાળ માટે તેનો પાત કરાવ્યો, પરંતુ ચિરકાળ માટે તેનો ઉદ્ધાર કર્યો છે. અતિ દારુણ વિશ્વાસઘાતના આઘાત સમયે પણ, ધૈર્યમાં, ક્ષમામાં, કલ્યાણમાં તેણેજ તેને સ્થિર રાખી છે. મિરાન્ડાની સરળતાની અગ્નિપરીક્ષા થઇ નથી, સંસારનો કડવો અનુભવ તેને થયો નથી,—આપણે તેને કેવળ પ્રથમાવસ્થામાં જ જોઇ છે, શકુન્તલાને કવિએ પ્રથમથી તે અન્તની અવસ્થા પર્યંત દેખાડી છે.

આ સ્થળે તુલનાની સમાલોચના કરવી વૃથા છે. અમે પણ તે સ્વીકારીએ છીએ. બે કાવ્યને સાથે સાથે વાંચીએ તો ઉભયના સાદૃશ્યને બદલે ભિન્નતા વિશેષ સ્ફુટ થાય છે. તે ભિન્નતાનું અવલોકન કર્યાથી પણ બંને નાટકને વિશેષ સ્ફુટ રીતે સમજી શકાય તેમ છે.

મિરાન્ડાને આપણે તરંગાઘાતમુખર, શૈલવિષમ, જનહીન દ્વીપમાં જોઇ છે, પરંતુ તે દ્વીપની સૃષ્ટિ સાથે તેને કોઇ જાતનો ગાઢ સંબંધ નથી. બાળપણથી જે ભૂમિમાં તે ઉછરી છે, તે ભૂમિમાંથી તેને ઉપાડી લઇએ તો તેને કોઇ રીતે કાંઇ ઉણપ પડશે નહિ. ત્યાં મિરાન્ડાને મનુષ્યનો સંગ મળતો નથી, માત્ર આ અભાવ તેના ચરિત્રમાં પ્રતિફલિત થયો છે; પરંતુ ત્યાંના સમુદ્ર તથા પર્વતની સાથે તેના અંતઃકરણનો કોઇ ભાવાત્મક યોગ આપણી નજરે પડતો નથી. નાટકના વસ્તુમાં નિર્જન દ્વીપ આવે છે તેટલા કારણથી આપણે નિર્જન દ્વીપને દેખીએ છીએ; એટલું જ; પરંતુ મિરાન્ડાના ભિતર દ્વારા આપણે તેને દેખતા નથી. આ દ્વીપ માત્ર કાવ્યના આખ્યાન પક્ષે જ આવશ્યક છે, ચરિત્રપક્ષે અત્યાવશ્યક નથી.

શકુન્તલાના સંબંધમાં તેમ કહી શકાશે નહિ. શકુન્તલા તપોવનનું એક અંગ છે. તપોવનને દૂર રાખતાં માત્ર નાટકના આખ્યાન ભાગમાં તુટ પડે છે, એટલું જ નહિ પણ ખુદ શકુન્તલા અસંપૂર્ણ થઇ જાય છે. શકુન્તલા મિરાન્ડાની માફક સ્વતંત્ર નથી, તે તેની આસુબાજુની વસ્તુઓ સાથે એકાત્મભાવે સંકલિત છે. તેનું મધુર ચરિત્ર અરણ્યની છાયા અને માધવીલતાની પુષ્પમંજરી સાથે જ ઓતપ્રોત રહી વિકાસ પામે છે, પશુપક્ષીઓના અકૃત્રિમ સૌહાર્દની સાથે ગાઢ રીતે તે ગુથાયલું છે. કાલિદાસે પોતાના નાટકમાં જે બાહ્યપ્રકૃતિને વર્ણવી છે, તેને તેમણે માત્ર નિરાળી રાખી નથી, તેને શકુન્તલાના ચરિત્રમાં વિકસાવી દીધી છે. તેથી જ અમે કહ્યું છે કે, શકુન્તલાને તેના કાવ્યગત પરિવેષ્ટનની બહાર લાવવી કઠિન છે.

મિરાન્ડાનું મુખ્ય પિછાન આપણને ફર્ડિનાન્ડની સાથેના તેના પ્રણયવ્યાપારમાં જ થાય

છે. પછી તોફાનને સમયે સમુદ્રમાં વ્હાણુ ભાગવાથી હતભાગ્ય થયેલાંઓને મારે થતી તેની વ્યાકુળતામાં તેના વ્યથિત હૃદયની કરુણા પ્રકટ થઇ છે. શાકુન્તલાનું મિલન અનેક રીતે મળે છે. દુષ્યન્ત રંગભૂમિ ઉપર ન આવ્યો હોત તો પણ તેનું માધુર્ય કાંઇ જૂદી રીતે પ્રકાશિત થઇ રહેત. તેની હૃદયલતિકા ચેતન–અચેતન સકળને સ્નેહના લલિત બંધનમાં સુન્દર રીતે બાંધે છે. તપોવનનાં તરુ આદિને જલ સિંચતી વખતે સાથે સાથે સહોદર–સ્નેહનું પણ તે તેમના ઉપર સિંચન કરે છે. નવકુસુમપૌવના વનજ્યોત્સ્ના ઉપર સ્નિગ્ધ દૃષ્ટિ નાંખીને તેનું તે પોતાના કોમલ હૃદયમાં ગ્રહણ કરે છે. શાકુન્તલા જ્યારે તપોવન ત્યજીને પતિગૃહે જાય છે, ત્યારે પદે પદે તે આકર્ષણ અનુભવે છે, પદે પદે તેને વેદના થાય છે. વન અને મનુષ્યનો વિયોગ આટલો મર્માન્તિક, સકરુણ બની શકે છે, તે જગતના સમસ્ત સાહિત્યમાં માત્ર અભિજ્ઞાન–શાકુન્તલના ચતુર્થ અંકમાં જ જણાય છે. આ કાવ્યમાં સ્વભાવ અને ધર્મનિયમનું જેવું મલિન છે, તેવું જ મનુષ્ય અને પ્રકૃતિનું મિલન છે. ભિન્નતામાં આવા સંપૂર્ણ મિલનનો ભાવ, અમારા સમજવા પ્રમાણે ભારતવર્ષ સિવાય અન્ય કોઇ દેશમાં સંભવિત થઇ શકે તેમ નથી.

ટેમ્પેસ્ટમા બાહ્ય પ્રકૃતિએ એરીયલના રૂપમા મનુષ્ય–આકાર ધારણ કર્યો છે, પરંતુ તે છતાં મનુષ્યની આત્મીયતાથી તે દૂર રહી છે. મનુષ્યની સાથે તેનો અનિચ્છુક ભૃત્યના જેવો સંબંધ છે. તે સ્વતન્ત્ર થવા ઇચ્છે છે, પરંતુ માનવશક્તિથી તે પીડિત છે, એટલે દબાઇ રહી દાસની માફક કામ કરે છે. તેના હૈયામાં સ્નેહ નથી, આંખમાં આંસુ નથી મિરાન્ડાનું સ્ત્રી–હૃદય પણ તેના પ્રતિ સ્નેહ વિસ્તાર કરતું નથી. દ્વીપમાંથી નીકળતી વખતે પ્રોસ્પેરો અને મિરાન્ડા સાથે એરીયલનું સ્નિગ્ધ વિદાયસંભાષણ થતું નથી. ટેમ્પેસ્ટમાં પીડન, શાસન, દમન છે, શાકુન્તલમા પ્રીતિ, શાન્તિ, સદ્‌ભાવ છે. ટેમ્પેસ્ટમાં પ્રકૃતિ મનુષ્ય–આકાર ધારણ કરીને પણ મનુષ્યની સાથે હૃદયના સંબંધથી બંધાતી નથી, શાકુન્તલમાં લતા, વૃક્ષ, પશુ, પક્ષી પોતાના સ્વરૂપમા જ રહી મનુષ્યની સાથે મધુર આત્મીય ભાવથી ભળી ગયાં છે.

શાકુન્તલના આરમ્ભમા જ જ્યારે ધનુષ્‌–બાણધારી રાજા પ્રતિ કરુણ નિષેધનો ઉદ્‌ગાર થાય છે.—' भो भो राजन् आश्रममृगोऽयं न हन्तव्यो न हन्तव्यः ') ત્યારે કાવ્યનો એક મૂળ સર વાગી ઉઠે છે. આ નિષેધવચન આશ્રમમૃગની સાથે સાથે તાપસ કુમારી શાકુન્તલાને પણ કરુણાના આવરણમાં રક્ષી લે છે.

ઋષિ કહે છે.—

" નહિ નહિ શર નાંખો આપનો આગ છાજે,
મૃદુલ મૃગશરીરે અગ્નિગો પુષ્પપુંજે,

ચપલ હરણનું ક્યાં જીવતું, આપના ને
કઠિન શર પ્રહાગો વજ્ર શા તીક્ષ્ણ ક્યાં તે"*

આ વચન શકુન્તલાને પણ લાગુ પડે છે. શકુન્તલા પ્રતિ પણ રાજાનો પ્રણયશર-નિક્ષેપ અતિ દારુણ છે. પ્રણયવ્યાપારમાં રાજા ઘડાયલો અને કરણ છે, કેટલો કઠણ તેનો આગળ પરિચય થાય છે—અને આ આશ્રમમાં ઉછરેલી બાલિકાની અનભિજ્ઞતા અને સરળતા અતિ સુકુમાર અને સકરુણ છે. હાય, મૃગ જેમ કોમળ વચનથી રક્ષણીય છે, શકુન્તલા પણ તેમ જ રક્ષણીય છે! **क्वाँ अपि अत्र आरण्यकाँ !**

મૃગ પ્રતિ આ કરુણ વચનનો પ્રતિધ્વનિ શાન્ત થાય તેટલામાં તો, વલ્કલ ધારણ કરેલી તાપસકન્યાને સખીઓની સાથે ક્યારાઓમાં પાણી રેડતી, તરુ-સહોદર અને લતા-ભગિનીઓની વચ્ચે, તેમની નિત્ય સ્નેહસેવામાં પ્રવૃત્ત થએલી આપણે જોઇએ છીએ. કેવળ વલ્કલ ધારણ કરવામાં જ નહિ, પણ ભાવ તથા ભંગીમાં પણ શકુન્તલા જાણે તે તરુ-લતાઓમાની જ એક છે. તેથી જ દુષ્યન્તે કહ્યું છે કે —

" અધરકળી સમ રાતા, કોમળ ડાખળી સમા રૂડા બાહુ
નવ યૌવન શું ખીલ્યું સર્વાંગે ફુલ સમાન લોભવતું "

નાટકના આરંભમાં જ શાન્તિ અને સૌન્દર્યથી વીંટાયલું એક સંપૂર્ણ જીવન, શાન્ત પુષ્પપલ્લવ વચ્ચે, નિત્યના આશ્રમધર્મ, અતિથિસેવા, સખીસ્નેહ અને વિશ્વવાત્સલ્ય સાથે આપણી સન્મુખ ખડું થાય છે. તે એવું અખંડ, એવું આનન્દકર છે કે આપણને એવી આશંકા થાય છે કે એક આઘાત લાગતાં તે ભાંગી જશે. હાથ ઉંચા કરી દુષ્યન્તને રોકી તેને એમ કહેવાની ઇચ્છા થઇ જાય છે કે, બાણ ન મારશો, ન મારશો!—આ અખંડ સૌન્દર્યને ખંડિત ન કરશો!

જ્યારે જોતજોતામાં દુષ્યન્ત અને શકુન્તલાનો પ્રેમ ગાઢ થઇ જાય છે, ત્યારે પ્રથમ અંકને અંતે નેપથ્યમાં અકસ્માત્ આર્તસ્વર થાય છે—" અરે ઓ તપસ્વીઓ, તપોવનના પ્રાણીઓનું રક્ષણ કરવાને સાવધ થઇ જાઓ. મૃગયાવિહારી રાજા દુષ્યન્ત છેકપાસે આવ્યા છે "

આ સમસ્ત તપોવનભૂમિનું ક્રન્દન છે—અને તે જ તપોવનના પ્રાણીઓમાં શકુન્તલા પણ એક છે. પરંતુ તેનું રક્ષણ થઇ શક્યું નહિ.

તે જ તપોવનમાંથી શકુન્તલા જ્યારે જાય છે, ત્યારે કણ્વ પુકારી ઉઠે છે —

" અરે ઓ, સાન્નિધ્યનાં તપોવનવૃક્ષો!

---

* આ તથા બીજા શ્લોકોનું ભાષાન્તર, રા. મગનભાઇ ચતુરભાઇ પટેલ કૃત અભિજ્ઞાન શાકુન્તલના ભાષાન્તરમાંથી લીધેલ છે.

પીતી ના જળ જે કદિ પ્રથમથી પીધા તમારા વિના,
વ્હાલું મંડન હોય પલ્લવ નહીં ચૂંટે તમારાં જરા, *
પ્હેલો ફાલ કુસુમનો પ્રખરતાં જે પાળતી ઉત્સવો,
તે આ જાય શકુન્તલા પતિગૃહે તેને વળાવો તમો."

ચેતન–અચેતન સકળની સાથે આની અંતરંગ આત્મીયતા, આવી પ્રીતિ અને કલ્યાણનાં બંધન !

શકુન્તલાએ કહ્યું: "અલિ પ્રિયંવદા, આર્યપુત્રના દર્શન માટે ઉત્સુક છતાં આશ્રમને છોડીને જતાં મારા પગ ઉપડતા નથી."

પ્રિયંવદા બોલી: "તને જ એકલીને તપોવનવિરહ સાલે છે એમ નથી. તારો વિયોગ નજીક હોવાથી તપોવનની પણ એવી જ દશા છે.

દર્ભકવલ ત્યજી હરિણી, નૃત્ય ત્યજીને ઉભા રહ્યા મયૂરો,
જો રહી અશ્રુ સરાવી લતા ગેરવી પાણ્ડુ પાણ્ડુ પત્રો !"

શકુન્તલાએ કણ્વને કહ્યું. "આ પર્ણકુટી સુધી આવેલી ગર્ભથી ભારે થયેલી મૃગીને સુખે પ્રસવ થાય, ત્યારે મને તે પ્રિય સમાચાર કહેવા કોઇને મોકલજો."

કણ્વે કહ્યું: "હું તે નહિ ભૂલું."

શકુન્તલા પાછળથી કાંઈ અડકવાથી બોલી: "અરે, કોણ મારાં વસ્ત્ર પકડીને ખેંચે છે."

કણ્વે કહ્યું: "વત્સ,—

દર્ભાંકુરે મુખ ઘવાતું રૂઝાવવાને,
ઇંગુદિતૈલ રહી સિંચતી તું જ જેને
સામાની મૂઠી ખવરાવી ઉછેરીયો જે
તે પુત્રતુલ્ય મૃગ મૂકે ન તારી કેડે ! '

શકુન્તલાએ તેને કહ્યું: "બેટા, તારો સહવાસ ત્યજી જનારીની પાછળ શું કરવા આવે છે? પ્રસૂતિમાં જ મા મરી ગઈ, ત્યારથી તને ઉછેર્યો. હવે હું પણ જઉં છું, તો પિતાજી તારી સંભાળ રાખશે. તેથી પાછો ફર."

---

* મૂળ આ પ્રમાણે છે: "**नादत्ते प्रियमंडनापि भवतां स्नेहेन या पल्लवम् ।**" ભાષાન્તરમાં ભવતાં **स्नेहेन**નો અર્થ રહી જાય છે. રા. બ. ક. ઠાકોરના ભાષાન્તરમા તે અર્થ જળવાય છે. તેમનું ભાષાન્તર આ પ્રમાણે છે. 'વ્હાલાં મંડન તોય, પલ્લવ ન લે વ્હાલાં તમે એટલાં.'

આ પ્રમાણે તરુ–લતા–મૃગ–પક્ષી સઘળાંની વિદાય લઈ રડતી શકુન્તલા તપોવનનો ત્યાગ કરે છે.

લતા સાથે ફુલનો જે પ્રકારનો સંબંધ છે, તપોવન સાથે શકુન્તલાનો પણ તેવા જ પ્રકારનો નૈસર્ગિક સંબંધ છે.

અભિજ્ઞાન–શાકુન્તલ નાટકમાં અનસૂયા, પ્રિયંવદા, કણ્વ અને દુષ્યન્ત જેવાં પાત્રો છે, તેવું એક વિશેષ પાત્ર તપોવન–પ્રકૃતિ પણ છે. મૂક પ્રકૃતિને કોઈ નાટકમાં આવું પ્રધાન—આવું અત્યાવશ્યક સ્થાન આપી શકાય છે, તે અમારા સમજવા પ્રમાણે તો સંસ્કૃત સાહિત્ય સિવાય બીજે ક્યાંય જણાતું નથી. પ્રકૃતિને મનુષ્યરૂપ આપી, તેના મુખમાં વાચા મૂકી રૂપકનાટ્ય રચી શકાય—પરંતુ પ્રકૃતિને પ્રકૃતિ જ રાખી, તેને આવી સજીવ, આવી પ્રત્યક્ષ, આવી વ્યાપક, આવી અંગભૂત બનાવી દઈ, તે દ્વારા નાટકનું આટલુ બધુ કાર્ય સાધી લેવું તે તો બીજે ક્યાંય અમે જોતા નથી. બાહ્ય પ્રકૃતિને જ્યાં દૂર રાખી, પર ગણવામાં આવે છે, જ્યાં મનુષ્ય પોતાની ચૉ દિશ દિવાલો ઉભી કરીને જગતમાં સર્વત્ર કેવળ ગુપ્ત રચના કર્યા કરે, ત્યાંના સાહિત્યમાં આ જાતની સૃષ્ટિ સંભવિત હોઈ શકે નાહ.

ઉત્તરરામચરિતમાં પણ પ્રકૃતિ સાથે મનુષ્યનુ આત્મીયવત્ સૌહાર્દ આવું જ વ્યક્ત થાય છે. રાજમહેલમાં આવ્યા પછી પણ સીતાનું હૃદય તે જ અરણ્ય માટે રુદન કરે છે. ત્યાં નદી તમસા અને વસન્તવનલક્ષ્મી તેની પ્રિય સખીઓ છે, ત્યાં મયૂર અને કરિશિશુ તેના કૃતકપુત્ર છે, ત્યાં તરુલતા તેનો પરિજનવર્ગ છે.

ટેમ્પેસ્ટ નાટકમાં મનુષ્ય વિશ્વની અંદર મંગલભાવથી, પ્રીતિયોગથી પોતાની સત્તા જમાવી મ્હોટો થઈ જતો નથી—વિશ્વને નીચું પાડી, દબાવી, પોતે અધિપતિ થવા ઇચ્છે છે. વસ્તુતઃ આધિપત્ય માટે ઉભયનો વિરોધ અને પ્રયાસ એ જ ટેમ્પેસ્ટનો મૂળ ભાવ છે. એમાં પ્રોસ્પેરો, સ્વરાજ્યના અધિકારથી ભ્રષ્ટ થઈ, મન્ત્રબળે પ્રકૃતિ–રાજ્ય ઉપર પોતાનો કઠોર અધિકાર જમાવે છે. ત્યાં સાથે ઝઝુમતા મૃત્યુના પંજામાથી અકસ્માત્ બચી ગયેલાં જે કેટલાંક પ્રાણી તીરે ઉતરેલાં છે, તેમનામાં પણ આ શૂન્યપ્રાય દ્વીપનાં આધિપત્યને લઇને અનેક પ્રપંચ, વિશ્વાસઘાત, અને ગુપ્ત–હત્યાની પેરવી થઈ રહી છે ! પરિણામે તેમને નિવૃત્તિ મળી, પણ તેટલાથી અન્ત આવ્યો એમ કોઈ કહી શકશે નહિ. દાનવ પ્રકૃતિ ભયથી, દંડથી, અને લાગ નહિ મળવાથી, પીડિત કેદીખાનની માફક, અટકી રહી માત્ર, પણ તેના દંતમૂળમાં અને નખાગ્રમા વિષ રહી ગયું. જેને જેટલી સંપત્તિ પ્રાપ્ય હતી તેટલી તેને મળી. પરંતુ સંપત્તિલાભ તો બાહ્ય લાભ છે—વિષયી સંપ્રદાયનું તે લક્ષ્ય હોઈ શકે, કાવ્યનું તે અન્તિમ લક્ષ્ય નથી.

ટેમ્પેસ્ટ નાટકનું જેવુ નામ છે, તેવો જ તેની અંદરનો વ્યાપાર છે. એમાં મનુષ્ય અને પ્રકૃતિનો વિરોધ છે, મનુષ્ય અને મનુષ્યનો વિરોધ છે—અને તે વિરોધનું મૂળ સત્તા મેળવવાનો પ્રયાસ છે. આ પ્રયાસે જ આરમ્ભથી તે અન્ત સુધી ખળભળાટ મચાવ્યો છે.

મનુષ્યની દુર્બોધ્ય પ્રવૃત્તિ આવાં તોફાન મચાવે છે. શાસન–દમન–પીડન દ્વારા આ સકળ પ્રવૃત્તિને હિંસ્રપશુની માફક કબજે રાખવી પડે છે. પરંતુ, આ પ્રમાણે બળથી બળને અટકાવી રાખવું એ તો માત્ર વેઠ ઉતારવા જેવું છે. આપણી આધ્યાત્મિક પ્રકૃતિ ફક્ત તેને જ અંતિમ લક્ષ્ય રૂપે સ્વીકારી શકતી નથી. સૌન્દર્યદ્વારા, પ્રેમદ્વારા, મંગળદ્વારા પાપ એકી વખતે અંતરમાં વિલુપ્ત, વિલીન થઈ જાય તે જ આપણી આધ્યાત્મિક પ્રકૃતિની આકાંક્ષા છે. તેમ કરવામાં સંસારમાં હજારો વિઘ્ન નડે તેમ છે, છતાં મનુષ્યનું ખરા અંતરનું લક્ષ્ય તો એક તેના પ્રતિ જ છે. આ લક્ષ્ય–સાધનના અતિ ગૂઢ પ્રયાસને સાહિત્ય વ્યક્ત કરે છે. તે પ્રિયને સુંદર, શ્રેયને પ્રિય, અને પુણ્યને હૃદયનું ધન બનાવે છે. ફલાફલ–નિર્ણય અને ભયદ્વારા આપણને કલ્યાણના પંથે પ્રવૃત્ત રાખવા તે તો બાહ્ય વ્યાપાર છે–તે દંડનીતિ અને ધર્મનીતિનો વિષય હોઈ શકે; પરંતુ અંતરાત્મા જે આન્તરિક માર્ગે કાર્ય સાધે છે તે માર્ગનું ઉચ્ચ સાહિત્ય અવલંબન કરે છે; તે સ્વભાવનિઃસૃત અશ્રુજલથી કલંક ધોઈ નાંખે છે, અંતરના તિરસ્કારથી તે પાપને પ્રજાળે છે અને નૈસર્ગિક આનન્દદ્વારા પુણ્યનો સત્કાર કરે છે.

કાલિદાસે પણ પોતાના નાટકમાં દુર્દમ પ્રવૃત્તિ દાવાનળને પશ્ચાત્તાપવાળા ચિત્તના અશ્રુવર્ષણથી બુઝાવ્યો છે. પરંતુ વ્યાધિની તેમણે હદ ઉપરાંત ચિકિત્સા કરી નથી—તેનો આભાસ માત્ર તેમણે આપણને કરાવ્યો છે, અને પછી તરત જ તેના ઉપર પરદો પાડ્યો છે. આવી વસ્તુસ્થિતિમાં સંસારમાં જે સ્વભાવત બની શકત, તેની ઘટના તેમણે દુર્વાસાના શાપ દ્વારા કરી છે. નહિ તો તે ઘટના એટલી બધી નિષ્ઠુર અને ક્ષોભજનક થાત કે તેથી સમસ્ત નાટકની શાન્તિ અને સંવાદમાં ભંગ થાત. શાકુન્તલમાં કાલિદાસે રસ પ્રતિ જે લક્ષ્ય રાખ્યું છે તે આવા પ્રકારના ભારે ખળભળાટમાં જળવાત નહિ. દુઃખ તથા વેદના તેમણે એટલાં જ રાખ્યાં છે, માત્ર બીભત્સ દુષ્ટતા ઉપર તેમણે પરદો નાંખ્યો છે.

પરતુ કાલિદાસે આ પરદામા પણ એક છિદ્ર રાખ્યુ છે, જેમાંથી પાપનો કંઈક આભાસ થાય છે. એ વાતને છેડશુ ?

પાંચમા અંકમાં શકુન્તલાનું પ્રત્યાખ્યાન થાય છે. તે અંકના આરંભમાં જ કવિએ રાજાની પ્રણયરંગભૂમિનો પરદો ઘડીભર સ્હેજ ખસેડ્યો છે. રાજપ્રેયસી હંસપદિકા નેપથ્યે સંગીતશાળામાં એકલી બેઠી બેઠી ગાય છેઃ

" અભિનવ મધનો પ્યાસી તું ચુમી આવી આમ્રમંજરીને,
નિરાંત કરી બેઠો અહીં કમળવાસમાં વિસરી મધુપ શું તે. "

રાજાના અંતઃપુરમાંથી વ્યથિત હૃદયનું આ અશ્રુસિક્ત ગાન આપણને ભારે આઘાત કરે છે. આઘાત સખ્ત થાય છે તેનું કારણ એ છે કે, થોડા સમય ઉપર જ શકુન્તલા સાથેની દુષ્યન્તની પ્રેમલીલાએ આપણા ચિત્ત ઉપર અધિકાર પ્રાપ્ત કર્યો છે. તેના પહેલાના અંકમાં જ શકુન્તલાને વૃદ્ધ ઋષિ કણ્વનો આશીર્વાદ અને સમસ્ત અરણ્યવાસીઓનુ મંગલાચરણ ગ્રહણ કરી, અતિ સ્નેહાળ અને કોમળ, અતિ પવિત્ર અને મધુર ભાવે પતિગૃહે પ્રયાણ

કરતી જોઈ છે, તેને માટે જે પ્રેમનું—જે ગૃહનું ચિત્ર આપણા આશાપટ ઉપર અંકાયું છે, તેના ઉપર પછીના અંકના આરંભમાં જ દાગ પડે છે.

વિદૂષકે પૂછ્યું: "આ ગાનનો અક્ષરાર્થ સમજ્યા કે?" ત્યારે રાજાએ જરા હસીને ઉત્તર આપ્યો: "सकृत्कृतप्रणयोऽयं जनः—અમે એકવાર માત્ર પ્રેમ કરી, ત્યારપછી છોડી દીધી, તેથી દેવી વસુમતીને લઇને હું એના મ્હોટા ઠપકાને પાત્ર થયો છું. મિત્ર માઢવ્ય, તું મારા નામથી હંસપદિકાને કહે કે 'તેં મને ખૂબ ચતુરાઇથી ઠપકો આપ્યો.' × × × જા બરોબર નાગરિકવૃત્તિથી આ વાત તેને કહેજે."

પાંચમા અંકના પ્રારમ્ભે જ રાજાના ચંચળ પ્રેમનો આ પરિચય નિરર્થક નથી આપ્યો. તેમાં કવિ અતિ કૌશલથી જણાવે છે કે દુર્વાસાના શાપથી જે ઘટના ઉદ્ભવે છે, તેનું માનવ સ્વભાવમાં જ બીજ હતું. કાવ્યની ખાતર જેને આકસ્મિક બનાવ્યું છે તે પ્રાકૃતિક છે.

ચોથા અંકમાંથી પાંચમા અકમાં એકદમ આપણે એક બીજા જ વાતાવરણમાં આવી પડીએ છીએ. અત્યાર સુધી જાણે આપણે એક માનસ લોકમાં હતા—ત્યાંના જે નિયમ હતા, તે અહિં નથી. તે તપોવનના સૂર અહિંના સૂરની સાથે શી રીતે મળે? ત્યાં સહજ સુન્દર ભાવે અતિ અનાયાસે જે બનાવ બન્યો છે, અહિં તેની શી દશા થશે તેના વિચાર કરતાં આશકા થાય છે. તેથી જ પાંચમા અંકના આરભમાં જ ત્યાંની નાગરિકવૃત્તિમાં જ્યારે આપણે જોઇએ છીએ કે, ત્યાં હૈયાં ઘણાં કઠણ છે, પ્રણય અતિ કુટિલ છે અને મિલનના માર્ગ સ્હેલા નથી, ત્યારે આપણું તે વનનું સૌન્દર્ય—સ્વપ્ન ઉડી ગયા સરખું થઈ રહે છે. ઋષિ-શિષ્ય શાર્ઙ્ગરવ રાજભવનમાં પ્રવેશ કરીને કહે છે: "જાણે અગ્નિથી ઘેરાયલા ઘરમાં આવી પડ્યા." શારદ્વત કહે છે:

"સ્નાત વ્યક્તિ તૈલમર્દનથી મલિનને જોઇને, શુદ્ધ જન અશુદ્ધને જોઇને, જાગ્રત્ જનસુપ્ત જનને જોઇને અને સ્વતત્ર પુરુષ બદ્ધ મનુષ્યને જોઇને જે ભાવ અનુભવ કરે છે તે ભાવ આ સૌ વિષયી લોકને જોઇને મારા મનમા ઉદ્ભવે છે."—પોતે એક સ્વેચ્છાચારી જગતમાં આવી પડ્યા છે એવો ઋષિકુમારોને સહજેજ અનુભવ થઈ શક્યો. પાંચમા અંકના આરમ્ભમાં નાના પ્રકારના આભાસથી કવિ આપણને એવી રીતે તૈયાર કરી મૂકે છે કે જેથી શકુન્તલાના પ્રત્યાખ્યાનનો પ્રસંગ આપણને અકસ્માત્ ભારે આઘાત ન કરે. હંસપદિકાનું સરળ કરુણાગીત આ ક્રૂરકાંડની ભૂમિકા થઈ રહે છે.

ત્યાર પછી પ્રત્યાખ્યાનનાં વેણ જ્યારે વજ્રશાં અકસ્માત્ શકુન્તલાના માથા ઉપર પડ્યાં, ત્યારે એ તપોવનદુહિતા વિશ્વાસુ જનના જ બાણથી ઘવાયલી મૃગીશી, વિસ્મયથી, ત્રાસથી, વેદનાથી વિહ્વલ થઇ વ્યાકુલ નયને ટગર ટગર જોઈ રહી. તપોવનના પુષ્પરાશિમાં અગ્નિ પડ્યો. શકુન્તલાની આસપાસ, તેને ઢાંકી દેતો તપોવનનો ભાવ, અતરમાં અને બહાર, તેની છાયામાં અને તેના સૌન્દર્યમાં, લક્ષ્યમાં અને અલક્ષ્યમાં, વિરાજી રહ્યો હતો, તે આ વજ્રઘાતથી શકુન્તલાની આસપાસથી હમેશને માટે નષ્ટ થઈ ગયો. શકુન્તલા એકદમ અનાવૃત

થઇ પડી. ક્યાં તાત કણ્વ, ક્યાં માતા ગૌતમી, ક્યાં અનસૂયા—પ્રિયવદા, ક્યાં તે સકળ તરુ-લતા, પશુ, પક્ષી સાથેનો સ્નેહ સંબંધ, માધુર્યનો યોગ, તે સુન્દર શાન્તિ, તે નિર્મળ જીવન! એક મુહૂર્તમાં, એક પ્રલયાભિઘાતની સાથે શકુન્તલાનું કેટકેટલું વિલુપ્ત થઇ ગયું તે જોઇ આપણે સ્તંભિત થઇ જઇએ છીએ. નાટકના પ્રથમ ચાર અંકમાં જે સંગીત—ધ્વનિ ઉઠ્યો હતો તે એક મુહૂર્તમાં નિઃશબ્દ થઇ ગયો.

ત્યાર પછી શકુન્તલાની ચોદિશ કેવી ગંભીર નિઃશબ્દતા, કેવી એકાન્તતા પથરાઇ રહી! જે શકુન્તલા કોમળ હૃદયના પ્રભાવે તેની આસપાસના સકળ વિશ્વનું હૈયું હારી તેને પોતાનું કરી નાંખતી તે આજ કેવી એકાકિની! પોતાની તે મહત્ શૂન્યતાને શકુન્તલા તેના એક માત્ર મહત્ દુઃખમાં—પૂર્ણ કરી વિરાજિત કરે છે. કાલિદાસે, તેને કણ્વના તપોવનમાં પાછી નહિ લઇ જવામાં, આપણને તેમના અસામાન્ય કવિત્વનો પરિચય આપ્યો છે. તે પૂર્વપરિચિત વનભૂમિની સાથે હવે તેનુ પ્રથમના જેવું મિલન સંભવતું નથી. કણ્વાશ્રમમાંથી યાત્રાકાળે તપોવનની સાથે શકુન્તલાનો માત્ર બાહ્ય વિચ્છેદ જ થયો હતો, દુષ્યન્ત—ભવનમાંથી અનાદર પામ્યાથી તે વિચ્છેદ સંપૂર્ણ થયો—હવે તે પહેલાંની શકુન્તલા રહી નહિ, હવે જગતની સાથેનો તેનો સંબંધ પલટાઇ ગયો. તેના જુના સંબંધીઓ વચ્ચે ફરી તેને રાખવાથી આખા વસ્તુની અસંગતતા ઉત્કટ નિષ્ઠુર ભાવે પ્રકટ થાત. એ દુઃખિનીને માટે તેના મહત્ દુઃખને અનુરૂપ નિઃશબ્દતા આવશ્યક હતી. સખીવિહીન નૂતન તપોવનમાં કાલિદાસ શકુન્તલાના વિરહનું પ્રત્યક્ષ દર્શન કરાવતા નથી. કવિ પોતે નિઃશબ્દ રહીને શકુન્તલાની ચોદિશ પ્રસરેલી નિઃશબ્દતા અને શૂન્યતા આપણા ચિત્તમાં દૃઢીભૂત કરી દે છે. કવિએ કદાચ શકુન્તલાને કણ્વાશ્રમમાં પાછી લાવીને આવા જ પ્રકારનું મૌન રાખ્યું હોત તો પણ તે આશ્રમ પોતાની કથા કહેત. ત્યાંનાં તરુલતાનું આક્રન્દ, સખીજનનો વિલાપ પોતાની મેળે જ આપણા અંતરમાં ધ્વનિત થાત. પરતુ, અપરિચિત મારીચના આશ્રમમાં સઘળું જ આપણી આગળ નિઃશબ્દ, સ્તબ્ધ છે—કેવળ વિશ્વવિરહિત શકુન્તલાનું નિયમ-સંયત, ધીરગંભીર, અપરિમેય દુઃખ આપણાં માનસ ચક્ષુ સમક્ષ ધ્યાનાસન ઉપર વિરાજમાન છે. તે ધ્યાનમગ્ન દુઃખિનીની સંમુખ એકલા ઉભા રહી કવિ પોતાના ઓષ્ઠાધર ઉપર તર્જની રાખે છે અને તે નિષેધસંકેતથી સમસ્ત પ્રશ્નને નીરવ અને સમસ્ત જગતને દૂર રાખે છે.

હવે દુષ્યન્ત અનુતાપથી પ્રજ્જ્વળે છે. આ અનુતાપ તે તપસ્યા. આ અનુતાપ વિના શકુન્તલાને પ્રાપ્ત કરવામાં, તે પ્રાપ્તિનું કાંઇ ગૌરવ જ ન હતું. હાથમાં એની મેળે આવે અને કહે કે મેં તે મેળવી, એમ અહિં નથી—તેને પ્રાપ્ત કરવાનું કામ એટલું સ્હેલું નથી. યૌવનમત્તતાના આકસ્મિક તોફાન દરમ્યાન શકુન્તલાને એક ઘડીમાં ઉડાવી લેવાથી તેને સંપૂર્ણ ભાવે મેળવી ના કહેવાત. પ્રાપ્તિનો ઉત્કૃષ્ટ માર્ગ સાધના છે, તપસ્યા છે. જે અનાયાસેજ હાથમાં આવી હતી તે અનાયાસે જ જતી રહી. જે આવેશમાં વાળેલી મુઠીમાં પકડાય તે પલકમાં પડી જાય. તેથી જ, એક બીજાને યથાર્થ રીતે ચિરકાળ માટે પ્રાપ્ત કરે તે માટે, કવિ, દુષ્યન્ત—શકુન્તલાને દીર્ઘ, દુઃસહ તપસ્યામાં પ્રવૃત્ત કરે છે. રાજસભામાં પ્રવેશ કરતાંની

સાથે જ દુષ્યન્તે શકુન્તલાનું ગ્રહણ કર્યું હોત તો શકુન્તલા હંસપદિકાઓના દળમાં વૃદ્ધિરૂપ થઇને તેના અંતઃપુરના એક ખુણે સ્થાન પામત. બહુ વલ્લભ રાજાની આવી કેટલીએ સુખલબ્ધ પ્રેયસીઓ ક્ષણકાલીન સૌભાગ્યનું સ્મરણ માત્ર પ્રાપ્ત કરીને અનાદરના અંધકારમાં જીવન ગુજારે છે. "सकृत्कृतप्रणयोऽयं जन ।"

શકુન્તલાના સુભાગ્યેજ દુષ્યન્તે નિષ્ઠુર કઠોરતાથી તેનો ત્યાગ કર્યો. પોતાના ઉપર કરેલી પોતાની નિષ્ઠુરતાનો પ્રતિઘાત થયો અને તેથી દુષ્યન્ત શકુન્તલાના સંબંધે અચેતન રહી શક્યો નહિ. દિનપ્રતિદિન પરમ વેદનાના તાપથી તવાઈ ગયેલા તેના હૃદય સાથે શકુન્તલા મિશ્રિત થવા લાગી, તેના અંદર અને બહારને ઓતપ્રોત કરી દીધાં. આવી જાતનો અનુભવ રાજાને પોતાના જીવનમાં કોઈવાર થયો નથી. યથાર્થ પ્રેમનો ઉપાય કે અવસર તેને મળ્યો નથી. રાજા થયો એટલે જ તે આ સંબંધે હતભાગ્ય થઈ ચૂક્યો. તેની ઇચ્છા અનાયાસે જ ફળીભૂત થાય છે એટલે જ જે સાધનાથી પ્રાપ્ત કરી શકાય તે તેની સત્તાની બહાર રહે છે. વિધાતાએ રાજાને કઠિન દુઃખમાં નાખી સ્વાભાવિક પ્રેમનો અધિકારી કર્યો ત્યારથી જ તેની નાગરિક વૃત્તિ સમૂળી લુપ્ત થઈ ગઈ.

આ પ્રમાણે કાલિદાસે હૃદયના ભિતરમાંથી પાપને પોતાના જ અગ્નિવડે પ્રજાળ્યું છે, બહારથી તેના ઉપર તેમણે રાખ છાવરી નથી. સમસ્ત અમંગળનો નિઃશેષ અગ્નિસંસ્કાર થાય છે ત્યારે નાટક સમાપ્ત થાય છે, વાચકનું ચિત્ત એક સંશયરહિત, પરિપૂર્ણ પરિણતિમાં શાન્તિ પામે છે. બહારથી અકસ્માત્ બીજ પડવાથી જે વિષવૃક્ષ ઉગે છે તેને છેક અંદરથી નિર્મૂળ ન કરવામાં આવે તો તેનો ઉચ્છેદ થતો નથી. કાલિદાસે દુષ્યન્ત-શકુન્તલાના બાહ્ય મિલનને દુઃખ-કંટકિત પથે થઈ આભ્યન્તર મિલનમાં સાર્થક કર્યું છે. તેથી જ કવિ ગેટેએ કહ્યું છે કે, તરુણ વયનું પુષ્પ અને પરિણત વયનું ફળ, મર્ત્ય અને સ્વર્ગ જો કોઈને એક-માં જ રહેલું જોવાની ઇચ્છા હશે તો શકુન્તલામાં તેને તે મળશે.

ટેમ્પેસ્ટમાં ફર્ડિનાન્ડના પ્રેમની પરીક્ષા પ્રોસ્પેરો કષ્ટ-સાધન દ્વારા કરે છે પણ તે કષ્ટ બહારનું જ છે. કેવળ કાષ્ઠનો ભાર વહન કર્યાથી પરીક્ષા પૂર્ણ થતી નથી. અંતરના કેવા ઉત્તાપ અને પેષણથી અંગારો હીરો થઈ શકે તે કાલિદાસે બતાવ્યું છે. તેમણે કાળાશને તેના મૂળમાંથી જ ઉજ્જ્વલ કરી બતાવી છે, તેમણે ભંગુરતાને શાપપ્રયોગથી દૃઢતા આપી છે. શાકુન્તલમાં આપણે અપરાધની પણ સાર્થકતા જોઈ શકીએ છીએ-સંસારમાં વિધાતાના વિધાનમાં પાપને મંગલ કર્મનું સાધક કરવામાં આવે છે, તેનું કાલિદાસના નાટકમાં આપણે સંપૂર્ણ દૃષ્ટાન્ત જોઇએ છીએ. અપરાધના અભિઘાત રહિત મંગળની તેની શાશ્વત દીપ્તિ કે શક્તિ પ્રાપ્ત થતી નથી.

શકુન્તલાને આપણે કાવ્યના આરમ્ભે એક નિષ્કલંક સૌન્દર્યલોકમાં જોઈ-ત્યાં સરળ આનન્દમાં તે પોતાનાં સખીજન અને તરુલતા-મૃગની સાથે મળી ગયેલી જણાઇ. તે સ્વર્ગમાં અજાણતાં અપરાધે આવીને પ્રવેશ કર્યો-અને સ્વર્ગસૌન્દર્ય કીડાએ દપેલા કુલની

માફક વિપરાઇ જઇ નષ્ટ થયું. ત્યાર પછી લજ્જા, સંશય, દુઃખ, વિચ્છેદ, અનુતાપ આવ્યાં. અને સર્વેને અન્તે અતિ વિશુદ્ધ અતિ ઉન્નત સ્વર્ગલોકમાં ક્ષમા, પ્રીતિ અને શાન્તિ પ્રસરી. ખરે, શાકુન્તલને એક ' પેરેડાઇઝ લૉસ્ટ ' અને ' પેરેડાઇઝ રીગેઇન્ડ ' કહી શકીએ.

પ્રથમ સ્વર્ગ અતિ મૃદુ અને અરક્ષિત છે—તે સુન્દર અને સંપૂર્ણ છે ખરૂં, પરતુ પદ્મપત્ર ઉપરના શિશિર જેવું તે ક્ષણજીવી છે. આ સંકુચિત, સંપૂર્ણતાના સૌકુમાર્યમાંથી મુક્તિ મળવી સુલભ છે—પણ તે ચિરદિનની નથી અને તેમાંથી આપણને સર્વાંગીન તૃપ્તિ થતી નથી. અપરાધે મત્તગજની માફક આવીને ત્યાંના પદ્મપત્રના આસપાસની વાડ ભાંગી નાંખી. તોફાનના ખળભળાટમાં સકળનાં ચિત્તને હલમલાવી નાંખ્યાં. સહજ સ્વર્ગ આમ સહેજમાં નષ્ટ થઇ ગયું. બાકી રહ્યું સાધનાનું સ્વર્ગ. અનુતાપ દ્વારા—તપશ્ચા દ્વારા તે સ્વર્ગ જ્યારે જીતાયું, ત્યાર પછી કાંઇ શંકા રહી નહિ. એ સ્વર્ગ શાશ્વત હતું.

મનુષ્યનું જીવન આવાજ પ્રકારનું છે—બાળક જે સ્વર્ગમાં રહે છે, તે સુન્દર, સંપૂર્ણ છે, પરતુ ક્ષુદ્ર છે. મધ્ય વયની સઘળી ભરતી અને ઉછાળ, સઘળા અપરાધનો આઘાત અને અનુતાપનો દાહ જીવનના પૂર્ણ વિકાસન માટે આવશ્યક છે. બાળપણની શાન્તિમાંથી બહાર નીકળી સંસારના વિરોધ—વિપ્લવમાં ન પડીએ ત્યાંસુધી પરિણત વયની સંપૂર્ણ શાન્તિની આશા વૃથા છે. પ્રભાતની સ્નિગ્ધતા, મધ્યાહ્નતાપમાં દગ્ધ થાય ત્યારે જ સાયંકાળનો લોક-લોકાન્તરવ્યાપી વિરામ પ્રાપ્ત થાય છે. પાપ—અપરાધ ક્ષણભંગુરનો નાશ કરે છે અને અનુ-તાપ—વેદના ચિરસ્થાયીને સરજે છે. શાકુન્તલ કાવ્યમાં કવિએ આ સર્વ સ્વર્ગચ્યુતિથી તે સ્વર્ગપ્રાપ્તિ પર્યંત સમસ્ત વિવૃત કર્યું છે

વિશ્વપ્રકૃતિ બહારથી શાન્ત, સુન્દર છે, પરતુ તેની પ્રચંડ શક્તિ દિનપ્રતિદિન અન્ત-રમાં કાર્ય કરે છે તેમ અભિજ્ઞાન શાકુન્તલ નાટકમાં પણ આપણે તેનું પ્રતિરૂપ જોઇ શકીએ છીએ. આવો આશ્ચર્યસંયમ આપણે બીજા કોઇ નાટકમાં દેખતા નથી. પ્રવૃત્તિની પ્રબળ-તાના પ્રકાશનનો અવસર મળતાંજ યુરોપીય કવિગણ જાણે ઉદ્દામ થઇ જાય છે. પ્રવૃત્તિ કેટલે દૂર જઇ શકે છે તે અતિશયોક્તિ દ્વારા પ્રકાશ કરવાનું તેમને પ્રિય છે. શેક્સપીયરના રોમીયો—જ્યુલીયેટ વગેરે નાટકોમાં તેના મ્હોટમ્હોટા દૃષ્ટાન્ત મળી શકે છે. શાકુન્તલ જેવું પ્રશાન્ત—ગભીર, સંયત—સંપૂર્ણ નાટક શેક્સપીયરની નાટ્યાવલિમાં એક પણ નથી. દુષ્યન્ત—શકુન્તલા વચ્ચે જે પ્રેમાલાપ થાય છે તે અત્યન્ત સંક્ષિપ્ત છે. વધારે તો આભાસ અને ઇંગિતથીજ વ્યક્ત થાય છે. કાલિદાસ કોઇ પણ સ્થળે લગામ ઢીલી મૂકી દેતા નથી. અન્ય કવિ જ્યાં લેખિનીને ધુમાવવાનો અવસર શોધત, ત્યાંજ તે તેને એકદમ અટકાવી દે છે. દુષ્યન્ત તપોવનમાંથી રાજ્યધાનીમાં પાછા ફર્યા પછી શકુન્તલાની કાંઇ પણ ખબર લેતી નથી. આ પ્રસંગને ઉદ્દેશીને વિલાપ પરિતાપની ઘણીએ કથા કરી શકાતા છતાં શકુન્તલાને મુખે કવિ એક ઇશારો પણ કરાવતા નથી. કેવળ દુર્વાસાના આતિથ્યમાં દુર્લક્ષ્ય જોઇ હતભાગિનીની અવસ્થા આપણે બરાબર કલ્પી શકીએ છીએ. શકુન્તલા પ્રતિ કણ્વનો અતિ-શય સ્નેહ વિદાયકાળે કેવા સકરૂણ ગાંભીર્ય અને સંયમ સાથે કેટલા અલ્પ શબ્દોમાં વ્યક્ત

થયો છે! અનસૂયા પ્રિયંવદાની સખીવિરહવેદના ક્ષણે ક્ષણે એક બે વાતમાં જાણે બંધનમુક્ત થવા જાય છે તેટલામાં તો અન્તરમાંજ તે શમી જાય છે. પ્રત્યાખ્યાનના દૃશ્યમાં ભય, લજ્જા, અભિમાન, યાચના, ઉપાલમ્ભ, વિલાપ સઘળાં જ છે, પણ તે કેટલા અલ્પ શબ્દોમાં! જે શકુન્તલા સુખના સમયે, શુદ્ધ વિશ્વાસને લઇને પોતાની જાતને પણ ભૂલી ગઇ હતી તેજ શકુન્તલા દુઃખના સમયે, દારુણ અપમાન કાળે પોતાની હૃદયવૃત્તિની અપ્રગલ્ભ મર્યાદા આવા આશ્ચર્ય સંયમથી સાચવી રાખશે એવું કોણે મનમાં આણ્યું હતું! આ પ્રત્યાખ્યાન પછીની નિઃશબ્દતા કેટલી વ્યાપક, કેવી ગભીર છે! કણ્વ નીરવ છે, અનસૂયા પ્રિયંવદા નીરવ છે, માલિનીતીરતપોવન નીરવ છે અને સર્વથી વિશેષ નીરવ છે શકુન્તલા. હૃદયવૃત્તિને હલમલાવી નાંખે એવો આ પ્રસંગ બીજા કયા નાટકમાં આમ નિઃશબ્દ રાખી ઉડાવી દેવામાં આવ્યો છે? દુષ્યન્તના અપરાધને દુર્વાસાના શાપના આચ્છાદનમાં ઢાંકી રાખ્યો છે, ને પણ કવિનો સંયમ છે. દુષ્ટ પ્રવૃત્તિના નૃશંસપણાને ખુલ્લી રીતે, છુટથી વર્ણવવાનું જે પ્રલોભન, તેને પણ કવિ દબાવી રાખે છે તેમની કાવ્યલક્ષ્મીએ તેમને નિષેધ કરીને કહ્યું છે કે—

> न खलु न खलु बाणः सन्निपात्योऽयमस्मिन्
> मृदुनि मृगशरीरे पुष्पराशाविवाग्निः ।

દુષ્યન્ત જ્યારે કાવ્યમાં મહા વિક્ષોભનું કારણ લઇ મત્ત થઇ પ્રવેશ કરે છે ત્યારે કવિના અન્તરમાં ધ્વનિ ઉઠે છેઃ—

> मूर्त्तो विघ्नस्तपस इव नो भिन्नसारंगयूथो
> धर्म्मारण्यं प्रविशति गज स्यन्दनालोकभीतम् ।

તપસ્યાના મૂર્તિમાન્ વિઘ્ન જેવા ગજરાજ ધર્મારણ્યમાં પ્રવેશ કરે છે તેજ વખતે એમ લાગે છે કે કાવ્યની શાન્તિનો ભંગ થાય છે—કાલિદાસ તરતજ ધર્મારણ્યના, કાવ્યોદ્યાનના આ મૂર્તિમાન્ વિઘ્નને શાપના બંધનમાં સંયત કરે છે. અને તેથી તેણે તેમના પદ્મવનના પંકને હલાવી ઉછાળ્યો નથી.

યુરોપીય કવિ આ સ્થળે સાંસારિક સત્યની નકલ કરત, સંસારમાં જે બને તેની નાટકમાં ઘટના કરત. શાપ અથવા બીજા અલૌકિક વ્યાપારથી કાંઇ પણ ગુપ્ત રાખત નહિ, જાણે તેમના ઉપર સમસ્ત હક સંસારનોજ હોય અને કાવ્યનો કાંઇ ન હોય. કાલિદાસ સંસારને કાવ્ય કરતાં વિશેષ સન્માન આપતા નથી. પથમાં, ઘાટ ઉપર જે ઘટના બને તેની નકલજ કરવી જોઈએ એવું દાસખત તેમણે કોઇને લખી આપ્યું નથી—પરંતુ કાવ્યનું શાસનજ તેમને માન્ય છે. કાવ્યની પ્રત્યેક ઘટનાને સમસ્ત કાવ્યની સાથે બંધબેસતી કરવી

આવશ્યક જ છે. સત્યની આન્તરિક મૂર્તીને અખંડિત રાખી, તેની બાહ્ય મૂર્તિને તેમના કાવ્યસૌન્દર્યની સાથે તે સંગત કરી લે છે. તેમણે અનુતાપ તથા તપસ્યાને સમુજ્જ્વલ કરીને દર્શાવ્યાં છે, પરંતુ પાપને પરદામાં કિંચિત્ ગુપ્ત રાખ્યું છે. શકુન્તલા નાટક આરંભથી તે અન્ત સુધી જે એક શાંતિ, સૌન્દર્ય અને સંયમથી પરિવેષ્ટિત છે, તેમ જો ન કર્યું હોત તો તે છે તેથી ઉલટુંજ બન્યું હોત, સંસારની નકલ ઠીક થાત, પરંતુ કાવ્યલક્ષ્મીને અતિ કઠોર આઘાત લાગત—પણ કવિ કાલિદાસની કરુણાનિપુણ લેખિની દ્વારા તેમ કદી બનેજ નહિ.

આ પ્રમાણે કવિએ બહારની શાન્તિ અને સૌન્દર્યમાં કોઈપણ સ્થળે વિશેષ ખળભળાટ કર્યા સિવાય, તેમના કાવ્યની આન્તરિક શક્તિને નિઃશબ્દ પણ સર્વદા સક્રિય અને સજાગ રાખી છે. એટલું જ નહિ પણ તેમના તપોવનની બાહ્ય પ્રકૃતિનો પણ મહાન આન્તરિક કાર્યને માટે ઉપયોગ કર્યો છે. કોઈ સ્થળે તેણે શકુન્તલાની વૌવનલીલાને પોતાનું લીલામાધુર્ય અર્પ્યું છે, કોઈ સ્થળે મંગળ આશીર્વચન સાથે પોતાનો કલ્યાણમર્મર મેળવી દીધો છે, તો કોઈ સ્થળે વળી વિરહની વ્યાકુળતા સાથે પોતાના મૂક વિદાયવાક્યની કરુણા જોડી દીધી છે. અને અદ્ભુત મન્ત્રબળે શકુન્તલાના ચરિત્રમાં એક પવિત્ર નિર્મળતાનું—એક સ્નિગ્ધ માધુર્યનું આ શકુન્તલા કાવ્યમાં નીરવતા મથેષ્ટ છે, પરંતુ સર્વ કરતાં વિશેષ નીરવતાથી તેમજ વિશેષ વ્યાપકતાથી કવિનું તપોવન આ કાવ્યમાં વિશેષ કાર્ય કરે છે. તે કાર્ય ટેમ્પેસ્ટના એરીયલના જેવું શાસનબદ્ધ દાસત્વનું બાહ્ય કાર્ય નથી—તે તો સૌન્દર્યનું કાર્ય છે, પ્રીતિનું કાર્ય છે, આત્મીયતાનું કાર્ય છે, અન્તરનું અતિ ગૂઢ કાર્ય છે!

ટેમ્પેસ્ટમાં શક્તિ છે, શાકુન્તલમાં શક્તિ છે, ટેમ્પેસ્ટમાં બળ દ્વારા જય થાય છે, શાકુન્તલમાં મંગળ દ્વારા સિદ્ધિ મળે છે; ટેમ્પેસ્ટમાં અર્ધે રસ્તે ત્રુટ પડે છે, શાકુન્તલમાં સંપૂર્ણતામાં અન્ત આવે છે, ટેમ્પેસ્ટમાં મિરાન્ડા સરળ માધુર્ય વાળી છે, પરંતુ તે સરળતા તેની અજ્ઞતા—અનભિજ્ઞતાને લઈને છે,—શકુન્તલાની સરળતા, અપરાધમાં, દુઃખમાં, અભિજ્ઞતામાં, ધૈર્યમાં અને ક્ષમામા પરિપક્વ, ગંભીર અને સ્થાયી છે. ગેટેની સમાલોચનાનું અનુસરણ કરી પુનઃ કહીશ—શાકુન્તલમાં આરંભનું તરુણ સૌન્દર્ય, મંગળમય પરિણતિમાં સફળતા પામી, મર્ત્યને સ્વર્ગની સાથે સંમિલિત કરી દે છે.

નરહરી દ્વારકાદાસ પરીખ.

---

# કળા.

( અનુસન્ધાન પૃષ્ઠ ૪૭ થી. )

રમતની વૃત્તિ.

કળા એ માનવીને આનન્દ આપનારી વસ્તુ છે, કળા એ માનવીના વિનોદનું અણમોલું સાધન છે તે ઉપરથી 'કળા એ એક પ્રકારની રમત છે' એમ કેટલાક વિદ્વાનો કહે છે. જે રમતની વૃત્તિ માનવીને ક્રિકેટ અથવા ફુટબૉલ રમવાની અથવા મૃગયાવિહાર કરવાની અથવા કુસ્તીબાજીના ખેલ ખેલવાની પ્રેરણા કરે છે તેજ રમતની વૃત્તિ લલિતકળાઓના ઉદ્દ્ભવનું કારણ છે એમ તેઓ માને છે. રમત અને કળા એ બેની વચ્ચે સરખાપણાના અંશો ઘણા છે એ સ્હેલાઇથી સમજી શકાય એવું છે. રમત રમાય છે ને કોઇ બહારના હેતુથી પ્રેરાઇને નહીં, પણ અન્તરની વિનોદવૃત્તિને લીધેજ રમાય છે; તેજ પ્રમાણે કળાની રચના રચાય છે તે કોઇ બહારના હેતુથી નહીં, પણ અન્તરની વિનોદવૃત્તિને લીધેજ રચાય છે. ઉદરપોષણનાં સાધનોની પ્રાપ્તિને અર્થે અથવા કુટુમ્બના પોષણને માટે જે શ્રમ લેવામાં આવે છે તે શ્રમથી રમત અને કળા એ ઉભયપ્રવૃત્તિ તદ્દન જુદીજ પડે છે. રમત અને કળા એ ઉભયની પ્રવૃત્તિ આપણી સ્થૂલ જરૂરીયાતો પૂરી પાડવાને માટે નથી. એ ઉભયની પ્રવૃત્તિ આપણા આનન્દને માટે છે. એ ઉભયની પ્રવૃત્તિ આપણા શુષ્ક જીવનમાં નવો રસ ભરનારી છે.' એ ઉભયની પ્રવૃત્તિ આપણા વ્યાવહારિક જીવનના સુખદુઃખો, આશા નિરાશા, રાગદ્વેષ આદિથી આપણને મુક્ત કરે છે અને સંસારની ફીકરચિન્તાઓ સંસારનાં કલહ-કપટો, સંસારની કટુતાઓને વીસરાવીને આપણને બે ઘડી આનન્દમાં રાખે છે. વળી એ ઉભયની પ્રવૃત્તિ લૌકિક વ્યવહારના સત્યથી તદ્દન વેગળી હોય છે. આપણે રમતમાં જે કંઇ કરીએ છિયે તે વ્યવહાર દૃષ્ટિએ જોતાં સાચું નથી હોતું તેજ પ્રમાણે કળાની રચનામાં જે રચાયું હોય છે તે પણ વ્યવહાર દૃષ્ટિએ જોતાં સાચું નથી હોતું. રમત અને કળા એ ઉભયની સત્યતા વ્યાવહારિક જીવનની સત્યતા કરતા કંઇક જુદીજ જાતની હોય છે. ઉભયની વચ્ચે આ પ્રમાણેનું સરખાપણું હોવાથી પ્લેટો જેવા ફિલસુફે જીવનના ગંભીર કાર્યો કરતા કળાના કાર્યને ઉતરતું ગણ્યું છે ત્યારે બીજા અનેક વિદ્વાનોએ નિત્યના હલકા જીવનવ્યાપારના કરતાં કળાના વ્યાપારને ઘણો ચઢિયાતો ગણ્યો છે.

રમત અને કળા.

પણ રમત અને કળાની વચ્ચે કેટલુંક સરખાપણું છે તો કેટલીક બાબતોમાં બન્ને એક બીજાથી સ્પષ્ટ રીતે જુદા પડે છે. કળા અને રમત એ બેઉ આનન્દ પ્રાપ્તિને અર્થે સેવવામાં આવે છે, પણ બેઉના આનન્દનું સ્વરૂપ એકસરખું નથી. કળાથી ઉદ્દ્ભવતો આનન્દ શાન્ત, સાત્વિક, અને એકરૂપ હોય છે ત્યારે રમતનો આનન્દ ધમપછાડથી ભરેલો, સ્પર્ધા અને અહમહમિકાના રાજસગુણોથી રંગાયલો, અને વિવિધતાવાળો હોય છે. વળી, રમત રમનારનો હેતુ ગમે તે હોય પણ તેનાથી અમુક સ્થૂલ જરૂરિયાત પૂરી પડે છે. એ રમતોથી આપણા શરીરને

કસરત મળે છે, આપણી બુદ્ધિ ખીલે છે, અને આપણા ચારિત્ર્યનો વિકાસ થાય છે રમત રમ્યાનાં આ સર્વ સીધાં પરિણામ છે કળાથી આવી કોઇ સ્થૂલ જરૂરિયાત પૂરી પડતી નથી. કળાના જે લાભ થાય છે તે આડકતરી રીતેજ થાય છે. એ ઉપરાંત, કળામાં જે ઉંચા પ્રકારની સૌન્દર્યભાવના જોવામાં આવે છે તે રમતમાં નથી હોતી, કળાના કાર્યનું ક્ષેત્ર જેવું વિશાળ હોય છે તેવું રમતનું નથી હોતું, અને કળામાં જે ઉત્તમ આદર્શો અને ઉંચા ધોરણો હોય છે તે રમતમાં નથી હોતાં. આ કારણોને લીધે ક્રિકેટ, ફુટબૉલ વગેરે રમતો એ કળા નથી. મૃગયાવિહાર, કુસ્તી–બાજી વગેરેના આનન્દો પણ કળાના આનન્દો નથી, કારણ કે એ સઘળી ક્રિયાઓ કળા કરતાં રમતને વધારે મળતી આવે છે. તે ઉપરાંત, એ પાછલી ક્રિયાઓમાં વ્યાવહારિક સત્યનું તત્ત્વ વિશેષ આગળ પડતું હોય છે મૃગયાવિહારથી પ્રેક્ષકોને જે આનન્દ થાય છે તે લલિતકળાનો આનન્દ નથી, કારણકે જે પરિણામની તેઓ રાહ જોય છે તે ખરેખરૂં હોય છે અને જે શ્રમના તરફ તેઓ સમભાવથી જોય છે તે શ્રમ ચોક્કસ સ્થૂલ પદાર્થને માટે હોય છે. કુસ્તી–બાજી જોનારાઓને પણ જે આનન્દ મળે છે તે કળાનો આનન્દ નથી, કારણકે કુસ્તીબાજી જોતી વખતે પ્રેક્ષકોને પોતે કોઇ ખેલ નહીં પણ ખરેખરો બનાવજ જોતા હોય એવો અનુભવ થાય છે. આ કારણથી મૃગયાવિહાર, કુસ્તીબાજી વગેરે ક્રિયાઓ કળા પણ નથી અને રમત પણ નથી, પણ વ્યાવહારિક જીવનની સ્થૂલ ક્રિયાઓ છે એવું પણ કદાચ કોઇથી કહી શકાય. એ ક્રિયાઓ રમત હોય કે નહીં, પણ કળા તો નથીજ એ નિઃસંદેહ છે. રમતની વૃત્તિથી ઉદ્ભવ પામેલી ક્રિયાઓ જ્યારે કોઇ સ્થૂલ જરૂરિયાત પૂરી પાડતી ન હોય, શુદ્ધ, સાત્વિક, અને એકરૂપ આનન્દ આપી શકતી હોય, ઉંચા પ્રકારની સૌન્દર્યભાવનાથી પ્રેરાયલી હોય, અને ઉત્તમ આદર્શોને સાચવતી હોય ત્યારેજ તેને 'કળા'નું નામ આપી શકાય.

અનુકરણની વૃત્તિ

'રમતની વૃત્તિ' એ જો કળાના ઉદ્ભવનું એક કારણ હોય તો 'અનુકરણની વૃત્તિ' એ તેનું બીજું કારણ છે. અનુકરણ કરવું એટલે નકલ કરવી. મનુષ્ય એ નકલી પ્રાણી છે. જે કંઇ સારૂં હોય, જે કંઇ સુન્દર હોય તેની નકલ કરવા તરફ તેનું સ્વાભાવિક વલણ હોય છે. જુદી જુદી રૂઢિઓ, જુદા જુદા રીતરિવાજો, જુદી જુદી ફેશનો આ નકલની વૃત્તિને લીધેજ ઊભી થાય છે. કળા એ પણ કુદરતનું અનુકરણ કરે છે. શિલ્પકળા, ચિત્રકળા, કાવ્યકળા એ સર્વ અનુકરણ કરનારી કળાઓ છે. શિલ્પકાર અને ચિત્રકાર પોતાની કળાઓવડે કુદરતનો આબેહૂબ ચિતાર આપણી આગળ રજુ કરી શકે છે, કવિ પોતાની કળા વડે કુદરતનો એવો આબેહૂબ ચિતાર નથી આપી શકતો. કાવ્યમાં તો શબ્દોદ્વારા કુદરતની વસ્તુઓનું સ્મરણજ કરાવી શકાય છે. એટલે અનુકરણ કરનારી કળાઓમાં શિલ્પકાર અને ચિત્રકારની કળાઓ કવિની કળા કરતાં વધારે ચઢિયાતી છે એવું આપણાથી કહી શકાય. પણ જે કળામાં કુદરતનો ચિતાર વધારે સ્ફુટ રીતે આપી શકાતો હોય તેના વિષયની મર્યાદા ઘણી સંકુચિત હોય છે. ઉદાહરણ તરીકે, શિલ્પકળાની રચના સૌથી વધારે સ્ફુટ હોય છે પણ માનવશરીર એજ એ કળાનો સૌથી અનુકૂળ વિષય છે. ચિત્રકળાની રચના એની

કરતાં ઓછી સ્ફુટ હોય છે, પણ તેમાં માનવશરીર ઉપરાંત બીજાં પ્રાણીઓના અને કુદરતના દેખાવોનાં ચિત્રો પણ સારી રીતે આપી શકાય છે. કાવ્યકળામાં શબ્દોદ્વારાજ કથન કરવામાં આવતું હોવાથી એકલાની કૃતિ સૌથી ઓછી સ્ફુટ હોય છે, પણ એજ કારણને લીધે એ કળાને અનુકૂળ વિષયોની મર્યાદા ઘણી વિશાળ છે. એ કળામાં ગતિનું, પ્રવૃત્તિનું, actionનું નિરૂપણ ઘણી સારી રીતે થઈ શકે છે. આગલી બે કળાઓમાં તો માત્ર સ્થિતિ (posture) નુંજ નિરૂપણ થઇ શકે છે, ગતિનું નિરૂપણ બીલકુલ થઇ શકતું નથી.

**અનુકરણ કરનારી કળાઓ.**

શિલ્પકળા, ચિત્રકળા, અને કાવ્યકળામાં કુદરતનું જેવું અનુકરણ થતું જોવામાં આવે છે તેવું સંગીતકળા કે સ્થાપત્યકળામાં નથી જોવામાં આવતું. સંગીતકળામાં કેટલીક વખતે પક્ષીઓની સિસોટીઓ, પવનના સુસવાટાઓ, મેઘની ગર્જનાઓ વગેરેનું અનુકરણ કરાયલું જોવામાં આવે છે, અને સ્થાપત્યકળામાં પણ એજ પ્રમાણે કોઈ કોઈ વખતે કુદરતના પદાર્થોનું અનુકરણ કરવામાં આવતું હશે. તોપણ પ્રધાનપણે એ કળાઓ કુદરતનું અનુકરણ કરનારી ન હોવાથી એ કળાઓને પ્હેલી ત્રણ કળાઓથી જુદા જ વર્ગમા મૂકી શકાય. પ્હેલી ત્રણ કળાઓ જ્યારે અજ્ઞાત વસ્તુઓનું આપણને ભાન કરાવવાનો પ્રયત્ન કરે છે ત્યારે પણ તે કુદરતની જ્ઞાત વસ્તુઓનું જ અનુકરણ કરે છે. શિલ્પકાર અથવા ચિત્રકાર તરફથી દેવતાઓ અને અપ્સરાઓની આકૃતિઓ ઘણી વખત કોતરવામાં અથવા ચીતરવામાં આવે છે, અને કવિ તરફથી પણ આ પૃથ્વી પર ન જોવામાં આવતી હોય એવી સૃષ્ટિનું વર્ણન કરવામાં આવે છે. પરન્તુ એવી વખતે પણ એ કલાવાનો કુદરતને જ પોતાના નમૂના તરીકે લે છે, અને એ નમૂનાને આધારે જ તેઓ પોતાની રચના રચે છે. આ કારણથી એ ત્રણ કળાઓને તો આપણે કુદરતનું અનુકરણ કરનારી કળા તરીકે જ વર્ણવી શકીએ.

**અનુકરણ તે માત્ર નકલ નથી.**

એ અનુકરણ તે માત્ર નકલ નથી. નકલી વસ્તુથી કોઈને કદી આનન્દ મળતો નથી અને કોઈપણ રચનામાં ચિત્રકાર અથવા કવિ માત્ર નકલ કરીને જ સન્તોષ માને તો એવી રચના કદી સફળ નીવડે નહીં. કુદરતના અમુક દેખાવનુ ચિત્ર આપતી વખતે એ દેખાવની એકેએક વિગત બરાબર નોંધવા તરફ કવિએ અથવા ચિત્રકારે લક્ષ રાખ્યું હોય તો તેટલાથી જ કંઈ તે કવિતા અથવા ચિત્ર આપણને આનન્દ આપી શકે નહીં. કુદરતના કવિ તરીકે વર્ડ્ઝ્વર્થને આપણે થોમ્સનના કરતાં ચઢિયાતો ગણીએ છિયે, ઋતુઓનાં વર્ણન આપનાર તરીકે ગુર્જર કવિ નર્મદાશંકર કરતાં સંસ્કૃત કવિ કાલિદાસને આપણે વધારે પસંદ કરીયે છિયે તેનું ખરૂં કારણ આ છે. અમુક કવિતા રચતા પ્હેલાં, અમુક ચિત્ર ચીતરતા પ્હેલાં કવિ અથવા ચિત્રકારને પોતાને કંઇક લાગણી થઈ હોય તો જ તે એવું કાવ્ય રચી શકે અથવા એવું ચિત્ર ચીતરી શકે કે જેથી કવિતા વાંચનારના અથવા ચિત્ર જોનારના હૃદયમાં પણ લાગણી ઉત્પન્ન થાય. અમુક દેખાવ જોવામાં આવતાં તેમાંના કેટલાંક તત્ત્વો તરફ કવિ અથવા ચિત્રકારનું ખાસ લક્ષ ગયું હોય, તે તત્ત્વો એને વિશેષ સુન્દર લાગ્યાં હોય,

તેના તરફ એનો પક્ષપાત થયો હોય ત્યારે જ એ દેખાવના સમ્બન્ધમાં પોતાનો કલ્પનાવ્યાપાર ચલાવવાને એ લલચાય છે, અને જે તત્ત્વો પોતાને ગમી ગયાં હોય તેને આગળ આણીને, જે બીનજરૂરી અને આકસ્મિક તત્ત્વો તરફ પોતાનું ખાસ લક્ષ ન ગયું હોય તેને બાતલ કરીને કલમ અથવા પીંછીવડે એક સુન્દર ચિત્ર એ ચીતરી શકે છે. આ પ્રમાણે કલાવાનની કૃતિમાં અનુકરણની સાથે કલ્પનાનો વ્યાપાર પણ જોડાયલો હોય ત્યારે જ તેનું સન્તોષકારક પરિણામ આવે છે અને સફળ રચનાઓ રચાય છે.

**અનુકરણ વ્યાપારનો આનન્દ**

એ રચનાનો આનન્દ તે છેતરપિંડીનો આનન્દ નથી. કુદરતના પદાર્થનું સૌન્દર્ય ચિત્રકળા અથવા શિલ્પકળા જેટલું દર્શાવી શકે તેના કરતા એક દર્પણમાં વધારે આબેહૂબ દેખી શકાય. દર્પણમાં પોતાનુ મ્હો જોતાં બાળકોને અને અજ્ઞાન મનુષ્યોને આનન્દ પણ થાય છે, પણ એ આનન્દ અજ્ઞાનના આશ્ચર્યનો છે. અનુકરણ કરનારી કળાઓમાં એ અવિદ્યાના આશ્ચર્યનો આનન્દ નહીં, પણ વિદ્યાના સન્તોષનો આનન્દ રહેલો છે. ચિત્રકાર અથવા શિલ્પકારની રચનાથી જે આનન્દ મળે છે તે એ રચના મૂળ પદાર્થની સાથે સચોટ સાદૃશ્ય ધરાવે છે એટલું જ જોવાથી નથી થતો, પણ એ સાદૃશ્ય કેના સાધનોથી ઉત્પન્ન કરવામાં આવ્યું છે તેના ભાનને લીધે થાય છે. રસ્કિન કહે છે ને પ્રમાણે એ આનન્દને માટે બે વસ્તુ જરૂરની છેઃ—

૧. "સાદૃશ્ય એવું સચોટ હોવું જોઇએ કે જેથી આપણે ક્ષણવાર છેતરાઇએ.

૨. એ સાદૃશ્ય એવાં સાધનો વડે આણવામા આવ્યુ હોવું જોઇએ કે જેનાથી 'આ છેતરામણ છે' એવુ પણ આપણાથી જોઇ શકાય.

ઉદાહરણ તરીકે, આપણી આંખે અમુક વસ્તુ ગોળ દેખાતી હોય અને આંગળીથી અડકતાં તેજ વસ્તુ ચપટી માલમ પડે ત્યારે આપણને જે આનન્દ થાય છે તે અનુકરણ-વ્યાપારનો આનન્દ છે. આવો આનન્દ ચિત્રકળાથી આપણને સૌથી વિશેષ મળે છે. કાવ્ય-કળાથી એ આનન્દ આપણને નથી મળી શકતો, કારણ કે એ કળાનો અનુકરણવ્યાપાર સૌથી મન્દ પ્રકારનો હોય છે.

કાવ્યકળાની રચનાના ત્રણ મ્હોટા વિભાગ પડી શકેઃ—

૧. વીરચરિત કાવ્યો, અથવા મહાકાવ્યો (epic poetry)

૨. ભાવપ્રધાન કાવ્યો (lyric poetry)

૩. નાટકો (dramatic poetry).

વાણી એજ એ ત્રણે પ્રકારની રચનાઓનુ એકલુ સાધન છે. પ્હેલા પ્રકારની રચનામાં

દીવ્યકળા.

કાવ્યનાં જુદાં જુદાં પાત્રોની સ્થિતિનું અને તેઓની લાગણીનું વર્ણન કવિ જાતે આપે છે અને એ પાત્રોની પાસે જે બોલ બોલાવવા જેવા હોય છે તે તેઓની પાસે પણ બોલાવે છે. બીજા પ્રકારની રચનામાં, એટલે ભાવપ્રધાન કાવ્યોમાં, કવિ પોતાની તરફથી જ બોલે છે અને પોતાના જ ઉભરાઓ બહાર કાઢે છે. ત્રીજો પ્રકાર નાટકનો છે તેમાં કવિ પોતાની તરફથી કંઈપણ કહેતો નથી, પણ જુદાં જુદાં પાત્રોને એક બીજાની સાથે અમુક રીતની વાત કરતાં કલ્પે છે. વીરચરિત કાવ્યો અથવા મહાકાવ્યોમાં કેટલાક પ્રસંગોનુ વર્ણન કવિ જાતે આપે છે તેના પ્રસંગો ભાવ પ્રધાન કાવ્યોમાં હોતા જ નથી, પણ નાટકોમાં એવા પ્રસંગો આવે એ સ્વાભાવિક જ છે. એ પ્રસંગોમાં કવિ પોતાની તરફથી કંઈ પણ કહેતો નથી એટલે એવા પ્રસંગોની કલ્પના વાંચનારે પોતાની મેળે જ કરી લેવી પડે છે. આ પ્રમાણેના વાંચનાર તરફના કલ્પનાવ્યાપારની જરૂર ન પડે એટલા માટે અભિનયકળા, નૃત્યકળા, ચિત્રકળા, સંગીતકળા એ સર્વની મદદ લઈને નાટકો ભજવી બતાવવામાં આવે છે. આ ઉપરથી સમજાશે કે નાટક જોયાથી આપણને જે આનન્દ મળે છે તે એકલો કાવ્યકળાનો આનન્દ નથી, પણ કાવ્યકળાઓ સિવાય બીજી અનેક કળાઓ એકઠી થવાથી એ આનન્દ આપણને મળે છે.

લાગણી.

કળાની ઉત્પત્તિ કારણ તરીકે રમતની વૃત્તિ અને અનુકરણની વૃત્તિ એ બે આપણે ગણાવી. પણ એ બન્નેના કરતાં વધારે ઉંડુ કારણ એક બીજું જ છે, અને તે વિષે સ્વાભાવિક રીતે આ આખા લેખમાં સ્થળે સ્થળે ઇશારો કર્યા વગર આ લેખકથી રહેવાયુ નથી. **હૃદયની લાગણી એ કળાની ઉત્પત્તિનું મ્હોટામાં મ્હોટું કારણ છે.** જ્યાં લાગણી નથી ત્યાં જીવન નથી, ત્યાં કળા નથી, ત્યાં કાંઇ નથી:—

> " હૃદય જો મળ્યું તો બધુ ગળ્યું,
> હૃદય જો નહીં તો નહીં કશું. " (કલાપી).

હૃદય વિનાનુ જીવવું તે જીવન નથી, હૃદય વિનાની રચના તે કળા નથી, હૃદય વિનાની વાણી અથવા ક્રિયા તે કશું નથી. હૃદય વિનાના જીવનમાં રસ નથી, હૃદય વિનાની રચનામાં આનન્દ નથી, હૃદય વિનાની વાણી અથવા ક્રિયામા સત્ત્વ નથી. એવા જીવનથી, એવી રચનાથી, એવી વાણી અથવા ક્રિયાથી કંઈ પણ સંગીન કાર્ય સરતું નથી અને કોઈપણ સ્થાયી લાભ મળતો નથી. હૃદયની ઉછળતી લાગણીઓ, હૃદયની ઉત્સાહ ભરી પ્રવૃત્તિઓ, હૃદયના ઉંડા ઉંડા અનુભવો—એનું મૂલ્ય તો જુદું જ છે. એ ઉછળતી લાગણીઓ, એ ઉત્સાહ ભરી પ્રવૃત્તિઓ, એ ઉંડા ઉંડા અનુભવોને શબ્દો અથવા કૃતિઓ દ્વારા પ્રકટ કરીને તેને સ્થૂલ સ્વરૂપ આપવાની, તેને મનોહર બનાવવાની, તેને સતત સાચવી રાખવાની ઇચ્છા કોને ન થાય? હૃદયના ઉંડા વિચારો, હૃદયની ઉંડી લાગણીઓએ પ્રકટ થવાને માટે જ નિર્માયલી છે. એને પ્રકટ કર્યા વિના કોનાથી રહેવાશે? હૃદયના વેગને એમ ખાળ્યો ખાળી શકાતો નથી. એ વેગને ખાળવાને જેઓ મથે છે તેઓ કુદરતને કચરવાનો, પોતાના સાચા

જીવનની હત્યા કરવાનો, ઇશ્વરના સબળ સામ્રાજ્યની સ્હામે બંડ ઉઠાવવાનો પ્રયત્ન કરે છે. ક્ષુધાની તલપને આપણાથી રોકી શકાતી નથી, આત્મ સંરક્ષણની વૃત્તિને આપણાથી દબાવી દેવાતી નથી, મન્મથના કુદરતી વિકારોને આપણાથી નિવારી શકાતા નથી, તો હૃદયના ઉંડા અવાજને સાંભળ્યા વગર આપણને કેમ જ ચાલશે ? લાગણી જેમ વધારે ઉંડી તેમ તેનો તનમનાટ વધારે. એ તનમનાટથી આપણી વાણી તથા વર્તનમાં અમુક પ્રકારનું આન્દોલન થાય છે અને આરોહાવરોહાત્મક ક્રિયાને આપણે વશ થઈએ છિયે. લાગણીની એ અસર ન્હાનાં બાળકોમાં તમે કદી નથી જોઈ? હૃદયના ઉત્કટ ઉછાળાઓને પરિણામે તેઓ કેવાં કૂદવા, બૂમો પાડવા, અને તાળીઓ પાડવા મંડી પડે છે! એ લાગણીઓ વધારે સુન્દર અને સુવ્યવસ્થિત રીતે પ્રકટ થવાથી પોતાના હૃદયનો ભાર વધારે સ્હેલાઇથી ઓછો કરી શકાશે એવુ માણસ જ્યારે સમજતો થાય છે ત્યારે તેની પ્રવૃત્તિને વધારે સ્પષ્ટ રીતે કળાનું સ્વરૂપ મળતું જાય છે, અને તે માણસની કલાવાન્ તરીકે ગણત્રી થવા માડે છે. છન્દોબદ્ધ રચના વડે એ લાગણીઓ જ્યારે પ્રકટ થાય ત્યારે એ માણસને 'કવિ' નુ નામ મળે છે, ચિત્રદ્વારા એ લાગણીઓ જ્યારે પ્રકટ થાય ત્યારે એ માણસને 'ચિત્રકાર' નું નામ મળે છે, અને ગાયનદ્વારા એ લાગણીઓ જ્યારે પ્રકટ થાય ત્યારે એ માણસને ' ગવૈયા ' નું નામ મળે છે.

માનવજાતની બાલ્યાવસ્થા.

કવિ, ચિત્રકાર, ગવૈયો એ સર્વે પોત પોતાની કળાથી આપણને આનન્દ આપે છે. હૃદયની લાગણીઓનો આવિર્ભાવ એ કળાજન્ય આનન્દનું મ્હોટામાં મ્હોટું કારણ છે, પણ તેની જ સાથે આપણે યાદ રાખવું જોઇએ કે કલાજન્ય આનન્દનુ કારણ એ જ એકલું નથી. ચિત્રમાં અમુક રેખાઓનું અમુક પ્રકારનુ દર્શન થવાથી, વર્ણોની અમુક પ્રકારની વ્યવસ્થામાં જોવામા આવ્યાથી એ ચિત્ર શેનુ છે તે જોયા વગર પણ આપણને આનન્દ થાય છે કાવ્યના અમુક શબ્દો સાંભળવામાં આવ્યાથી, કાવ્યની અમુક પંક્તિના શ્રવણમાત્રથી તેનો અર્થ જાણ્યા વગર પણ આપણને આનન્દ થાય છે. એ આનન્દ કલાવાનની લાગણીના આવિર્ભાવને લીધે થતો નથી, છતાં એ કલાવાનના કલાવ્યાપારનુ જ પરિણામ છે. કલાદ્વારા ઉત્તમ લાગણીનો આવિર્ભાવ થતો હોય છતા જો કલાવાન્‌માં આવું પરિણામ લાવવા જેટલું રચનાકૌશલ ન હોય તો એની રચના નિષ્ફળ નીવડે છે. કવિતાદ્વારા પ્રકટ કરાવલા વિચારો ગમે તેવા સારા હોય પણ જો તે સારા શબ્દોમાં મૂકાયા ન હોય, તેને માટે સારા છન્દની પસંદગી કરવામાં ન આવી હોય તો તે આપણું ચિત્ત આકર્ષી શકતા નથી. ચિત્રકળામાં પણ એમજ છે. આ કારણથી કલાવાને લાગણીનો આવિર્ભાવ કરવા ઉપરાંત પોતાના રચના કૌશલથી આપણાં શ્રવણનયનને પણ તૃપ્ત કરવાનો ખાસ પ્રયત્ન કરવો જોઇએ.

માનવજાતની બાલ્યાવસ્થામાં આ કળાઓનો જન્મ થયો હોતો નથી, કારણ કે જીવનની હાડમારીના વખતમાં વિનોદ માટેનો અવકાશ રહેતો નથી, અને સ્થૂલ ઉપયોગના સાધનો માટે જ્યાં ફાંફાં મારવાં પડતાં હોય ત્યાં સૌન્દર્યની ભાવનાનો ઉદય થાતો નથી. એ ભાવનાનો જ્યારે પ્રથમ ઉદય થાય છે ત્યારે માણસનું લક્ષ પોતાના આનન્દ સિવાય બીજા કોઇની પ્રશંસા તરફ હોતુ નથી. ન્હાનાં બાળકો ઘરમાં નાટક કરતાં હોય અથવા આગગાડી ચલાવતાં હોય

અથવા બીજી કોઈ રમતાં હોય તે વખતે એ રમત જોનારો પ્રેક્ષકવર્ગ કોઇ હોતો નથી અને એવા કોઈ પ્રેક્ષકવર્ગની તેઓને જરૂર પણ પડતી નથી; તેવી જ રીતે જીવનના ઉપયોગની કોઇ પણ વસ્તુમાં સૌન્દર્યનું તત્ત્વ દાખલ કરવાને માણસને જ્યારે પ્રથમ પ્રેરણા થાય છે ત્યારે પોતાના આનન્દ ઉપરાંત બીજા કોઈ તરફથી પ્રશંસા મેળવવાનો લોભ તેના હૃદયમાં પ્રવેશ પામ્યો હોતો નથી. ઐતિહાસિક સમયના પ્હેલાંનો ગિરિગુહામાં નિવાસ કરનારો પુરુષ શિકાર કરી આવીને ઘેર પાછો ફર્યા પછી પોતાના શસ્ત્ર ઉપરનો હાડકાંનો હાથો લઈને તેને અમુક પ્રકારનો ઘાટ આપવામાં અથવા તેના ઉપર શિકારનાં અમુક અમુક પ્રાણીઓની આકૃતિ કોતરવામાં રોકાયો હશે તે વખતે તેના મનમાં પોતાના આનન્દ સિવાય બીજો કોઈ વિચાર ભાગ્યે જ આવ્યો હશે. એજ પ્રમાણે, ગિરિગુહાને છોડીને લોકો તમ્બુઓમાં અથવા ઝુંપડાઓમાં રહેવા માંડ્યું હશે ત્યાર પછી એ ઝુંપડાની અને ઝુંપડાની અંદરના પદાર્થોની વ્યવસ્થા એવી રીતે કરવી કે જેથી નયનને તૃપ્તિ મળે એવો વિચાર જે પુરુષના હૃદયમાં પ્રથમ ઉત્પન્ન થયો હશે તેનું પણ પોતાના આનન્દ સિવાય બીજી કોઈ વસ્તુ તરફ ભાગ્યે જ લક્ષ ગયું હશે. વેદસમયના ઋષિઓએ કુદરતની લીલાના દર્શનથી ઉત્પન્ન થયેલી લાગણીઓને કવિતાદ્વારા પ્રકટ કરી અને કુદરતની વિવિધ વસ્તુઓના અધિષ્ઠાતા ઇન્દ્રાદિ દેવતાઓની સ્તુતિ કરી તે વખતે અન્ય મનુષ્યો તરફથી પ્રશંસા મળે એવો લોભ ('દાનસ્તુતિ'નાં જેવા કેટલાંક સૂક્તો બાદ કરીએ તો તે સિવાય અન્યત્ર) તેઓમાં ઉત્પન્ન થયેલો જણાતો નથી. વળી ક્રૌંચ પક્ષીના જોડામાંથી એક ક્રૌંચ પક્ષીનું પારધિના શર વડે કરીને મરણ થયું તે વખતે લાગણી થઈ આવવાથી

> " मा निषाद प्रतिष्ठा त्वमगम शाश्वती समा· ।
> यत्क्रौंचमिथुनादेकमवधी· काममोहितम् ॥ "

(હે નિષાદ! ક્રૌંચ પક્ષીના જોડામાંથી કામથી મોહિત થયેલા એક પક્ષીને ત્હેં માર્યું તેથી તું કોઈ પણ કાળે પ્રતિષ્ઠાને પામતો નહીં!)

— એવા ઉદ્‌ગાર આદિ કવિ વાલ્મીકિએ ઉદ્‌ગાર કાઢ્યા તે વખતે પોતાની લાગણીને કવિતાદ્વારા બહાર પ્રકટ કર્યાનો સન્તોષ એ સિવાય એના કલાવ્યાપારનો બીજો કોઈ પણ હેતુ ન હતો. એ જ પ્રમાણે શિવજીના તાંડવ નૃત્યનું તેમજ શ્રીકૃષ્ણની વાંસળીના સ્વરનું કારણ પણ ખરેખર અમુક પ્રકારની અન્તરની લાગણીમાં જ હોવું જોઇએ. પણ કળાનું સ્વરૂપ જ એવું છે કે કળાની રચનાનો જેવો ઉદ્‌ભવ થાય કે કલાવાનની આસપાસના નિયન્તોનું તે તરફ આકર્ષણ થયા વગર રહે નહીં. શ્રીકૃષ્ણની બંસરીના મધુરા સ્વર નીકળવા માંડે એટલે પ્રેમઘેલી ગોપીઓના હૃદય એ સાંભળીને વીંધાયા વગર રહે જ નહીં. નૃત્યકળાની કુશળતાવાળા શ્રીકૃષ્ણને જોઈને રાસ રમવાને ઉત્સુક થઈ રહેલી ગોપિકાઓનું અને એ રાસને નિહાળવામાં જીવનની કૃતાર્થતા સમજનારા નારદ તથા નરસિંહ મહેતા જેવા ભક્ત-પ્રેક્ષકોનું મંડળ સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થાય. તેજ પ્રમાણે, સમાજનો જેમ જેમ વિકાસ થતો

જાય તેમ તેમ કળાની કૃતિઓમા પ્રવૃત્ત થનારા અને કળાની કૃતિઓને નિહાળવામા આનન્દ માનનારા—કલાવાન્ અને કલારસિક વિવેચકો—એ બે વર્ગના ભેદ વધારે ને વધારે ખુલ્લો પડી ગયા વગર રહે નહીં. દરેક સુધરેલા સમાજમા આવા બે વર્ગ હોય છે જ.

કળાનો વિકાસ

ઉપયોગી કળા અને લલિત કળાનો ભેદ પણ માનવજાતની આરંભદશામા નથી હોતો. તે વખતે માણસની ઘણીખરી ક્રિયાઓ અમુક સ્થૂલ જરૂરિયાતોને અનુલક્ષીને જ કરવામાં આવે છે. પ્રથમ, માણસે પોતાના શરીરને રગ વડે કરીને અથવા અલકાર વડે કરીને શણગારવા માડેલુ તે અમુક સ્ત્રીને પોતાની તરફ આકર્ષવાને માટે અથવા શત્રુમા ભય ઉત્પન્ન કરવાને માટે અથવા અમુક મડળના માણસો તરત ઓળખાઈ આવે એટલા માટે જ હશે કેવળ સૌન્દર્યને જ લક્ષ્યબિન્દુ ગણીને રચવામા આવે એવી કૃતિઓનો જન્મ તો પાછળથી જ થયો હશે. એવી કૃતિઓ ઉત્પન્ન કરનારી કળાઓમા પાચ સૌથી વિશેષ અગત્યની ગણાય છે—સ્થાપત્યકળા, શિલ્પ કળા, ચિત્રકળા, સંગીતકળા, અને કાવ્યકળા

કળાઓનુ વર્ગીકરણ

એ પાચ કળાઓ તરફ જુદા જુદા વિચારકોએ જુદા જુદા દૃષ્ટિબિન્દુથી જોઈને તેને જુદા જુદા ક્રમમાં ગોઠવી છે. ઉદાહરણ તરીકે, કૉમ્ત નામના ફિલસૂફે કઈ કળા વધારે સાદી છે અને કઈ કળા વધારે અટપટી છે તેના તરફ પોતાનું લક્ષ રાખ્યુ છે, અને સ્થાપત્યકળામા કલાવ્યાપાર કેવી રીતનો થાય છે અને તે વ્યાપારનું ફળ કેવી રીતનુ આવે છે તેનો વિચાર કરીને એ કળાને એણે સાદામા સાદી ગણી છે, ત્યાર પછી શિલ્પકળાને, ત્યાર પછી ચિત્રકળાને, ત્યાર પછી સંગીતકળાને અને સૌથી છેલ્લી કાવ્યકળાને એણે મૂકી છે. કાવ્યકળાની અસર સૌથી વધારે ઉડી અને વધારે વૈવિધ્યભરી થાય છે અને કુદરત તથા માનવી એ ઉભયના જુદા જુદા અનેક વ્યવહારનું નિરૂપણ કરવાની પુષ્કળ સામગ્રી એ કળાના ઉપાસકની પાસે હોય છે એ કારણથી એ કળાને કૉમ્તે સૌથી વધારે અટપટી ગણી છે. હીગલે પણ પાચે કળાઓને આજ ક્રમમા ગોઠવી છે, પણ એનું દૃષ્ટિબિન્દુ વળી જુદુ છે જુદી જુદી કળાઓમા જડ અને ચેતન એ બેમાથી કોનું વિશેષ પ્રાધાન્ય હોય છે એ દૃષ્ટિબિન્દુથી એણે આ વિષય તરફ જોયુ છે વિશ્વની ઘટનામા કળાનું સ્થાન કયુ છે તે વિષે ચર્ચા ચલાવ્યા બાદ હીગલ જણાવે છે કે અમુક સમયે માણસ જાતને જડથી બરાબર છૂટા નહીં પડેલા એવા જ વિચારો કળાની કૃતિઓદ્વારા પ્રકટ કરવાના હોય છે. એવી કળાઓમા ચેતન કરતા જડનુ પ્રાધાન્ય વધારે હોય છે સ્થાપત્યકળા એ આવી રીતની કળા છે પ્રાચીન ઈજિપ્ત અને એસીરિયાનો સમય તથા યુરોપનો માધ્યમિક સમય એ આવી રીતનો સ્થાપત્યકળાનો સમય હતો, બીજો સમય એવી રીતનો હોય છે કે જેમા માનવીના વિચારો વધારે સ્ફુટ, વધારે સ્વચ્છ, અને જડના બધનથી મુક્ત થયેલા જોવામા આવે છે એ સમયમા જડ અને ચેતન એ બન્નેની સમતા જેમા જળવાયલી રહેતી હોય એવી કળાઓનો પ્રાદુર્ભાવ થાય છે. શિલ્પકળા એ આવી રીતની કળા છે ગ્રીસનો પ્રાચીન સમય એ શિલ્પકળાનો સમય હતો વળી બીજો

ત્રીજો સમય એવી રીતનો આવે છે કે જેમાં જડ ઉપર ચેતનની સત્તા વધારે વ્યાપેલી જોવામાં આવે છે એ સમયમાં જડ અને ચેતનની સમતા જળવાયેલી નથી જોવામાં આવતી, પણ જડ કરતાં ચેતનની અધિકતા જોવામાં આવે છે. એ સમયમાં વિચાર, લાગણી વગેરે બન્ધનમુક્ત થતાં જણાય છે. એ સમય તે ચિત્રકળા, સંગીતકળા, અને કાવ્યકળાનો સમય છે યુરોપનો આધુનિક સમય તે આ પ્રકારનો સમય છે ગ્રીસનો પ્રાચીન સમય તે 'classic' એ નામથી ઓળખાય છે, ત્યારે યુરોપનો અર્વાચીન સમય તે 'romantic' એ નામથી ઓળખાય છે હીગલ પછીના એક 'લોટ્ઝ' નામના વિદ્વાને કળા તરફ વળી જુદા જ દૃષ્ટિબિન્દુથી જોયું કુદરતની અમુક વસ્તુનું અનુકરણ કરવાની અથવા અમુક વ્યાવહારિક ઉપયોગિતા સિદ્ધ કરવાની જરૂરમાંથી મુક્ત એવી કળાઓ કઈ છે તે તરફ એણે પોતાની દૃષ્ટિ રાખી, અને એ દૃષ્ટિબિન્દુથી સંગીતકળાને એણે સૌથી પ્હેલી મૂકી, કારણ કે એ કળામાં કોઈ કુદરતના બનાવનું અનુકરણ કરવામાં આવતું નથી અને એ કળાથી કોઈ વ્યાવહારિક ઉપયોગિતા સિદ્ધ કરાતી નથી ત્યાર પછી એણે સ્થાપત્યકળાને મૂકી, કારણ કે એ કળામાં અનુકરણ કરવામાં આવતું નથી પણ વ્યાવહારિક ઉપયોગિતા તરફ લક્ષ રહે છે ત્યાર પછી શિલ્પકળા, ચિત્રકળા, અને કાવ્યકળા એ ક્રમ પ્રમાણે ત્રણ બાકીની કળાઓને એણે ગોઠવી એ ત્રણે કળાઓમાં અનુકરણ કરવામાં આવે છે, અને એ ત્રણે કળામાં શિલ્પકળાની સાધનસંપત્તિ સૌથી ઓછી અને કાવ્યકળાની સાધનસંપત્તિ સૌથી વધારે હોય છે

પરસ્પર સમ્બન્ધ

આ પ્રમાણે જુદા જુદા વિદ્વાનોએ અમુક એક જ દૃષ્ટિબિન્દુ રાખીને તે એક જ દૃષ્ટિબિન્દુથી કળાઓનાં જુદાં જુદાં વર્ગીકરણ કર્યાં છે કળાઓનો સમ્બન્ધ સમજવાને માટે આવું એક જ દૃષ્ટિબિન્દુ ન રાખતાં જુદા જુદા દૃષ્ટિબિન્દુથી જુદાં જુદાં વર્ગીકરણ કરવાં એ વધારે ડહાપણ ભરેલું લાગવાથી સિડની કોલ્વિને એ કળાઓના નીચે પ્રમાણે ત્રણ વિભાગ પાડ્યા છે —

(૧) વાણી વાપરનારી અને ઘાટ ઘડનારી કળાઓ

(૨) અનુકરણ કરનારી અને અનુકરણ ન કરનારી કળાઓ

(૩) શુદ્ધ કળાઓ અને મિશ્ર કળાઓ

(૧) **વાણી વાપરનારી અને ઘાટ ઘડનારી કળાઓ**—સંગીતકળા અને કાવ્યકળા એ વાણી વાપરનારી કળાઓ છે, અને એ કળાની રચનાઓ અમુક સ્થાન નહીં પણ અમુક સમય રોકે છે એ કારણથી એને કાલવિષયક કળાઓ (arts of time) પણ કહેવામાં આવે છે સ્થાપત્યકળા, શિલ્પકળા, અને ચિત્રકળા એ ઘાટ ઘડનારી કળાઓ છે, અને એ કળાઓ અમુક સ્થાન રોકે છે એ કારણથી એને દિગ્વિષયક કળાઓ (arts of space) પણ કહેવામાં આવે છે એ કળાની રચનાઓ સંગીન, સ્થિર, અને અમુક જગાએ એકની એક સ્થિતિમાં રહે એવી હોય છે એ રચનાઓને સામટી—એકી વખતે—

આપણે જોઈ શકીએ છિયે. કાવ્યકળા અને સંગીતકળાની રચનાઓનું જ્ઞાન એમ એકી વખતે નહીં પણ કકડે કકડે મળે છે. એ રચનાઓનું આપણે શ્રવણ કરીએ છિયે. (વાચન તે પણ એક પ્રકારનું શ્રવણ જ છે ) ત્યારે આગલી સ્થાપત્યકળા વગેરેની રચનાઓનું આપણે દર્શન કરીએ છિયે. ઉપર જણાવેલી પાંચ સિવાયની કેટલીક કળાઓમાં ઉભય વિભાગનાં લક્ષણો સાથે સાથે જોવામાં આવે છે. એ કળાઓ કાલવિષયક તેમજ દિગ્વિષયક હોય છે. નાટ્યકળા, નૃત્યકળા, વક્તૃત્વકળા એ એવા પ્રકારની કળાઓ છે. નાટ્યકળામાં અમુક પ્રયોગોનું દર્શન અને અમુક ગાયનોનું શ્રવણ એ બન્ને એકી વખતે થાય છે. એમાં ગાયનોના શ્રવણને માટે કાળનું તત્ત્વ જોઇએ છે, પણ વેષ બજવનારાઓની હીલચાલોમાં દિક્ અને કાલ એ બેઉ તત્ત્વો ભળેલાં જોવામાં આવે છે. આ કારણથી નાટ્યકળા એ દિગ્વિષયક તેમજ કાલવિષયક પણ છે. દરેક હીલચાલમાં એક સ્થાનક આગળથી બીજા સ્થાનક તરફની ગતિનો ભાવ રહેલો હોય છે, એ કારણથી હીલચાલ જેમાં થતી હોય એવી દરેક કળામાં દિક્ તથા કાલ એ બેઉ તત્ત્વોનું સંમિશ્રણ થયલું કહેવાય. આજ કારણથી નૃત્યકળા અને વક્તૃત્વકળા પણ દિગ્વિષયક તેમ જ કાલવિષયક કળાઓ છે. પણ એ કળાઓમાં સ્થાપત્ય વગેરે કળાઓની પેઠે કોઈ પદાર્થ લઇને તેનો અમુક ઘાટ ઘડવામાં આવતો નથી, કારણ કે એ કળાઓમા વેષ બજવનાર, નાચ કરનાર, અને ભાષણ આપનાર પુરુષ અથવા સ્ત્રી પોતાના જ આખા શરીરને અથવા શરીરના એકાદ ભાગને અમુક પ્રકારની ગતિ આપે છે.

(૨) **અનુકરણ કરનારી અને અનુકરણ ન કરનારી કળાઓ**—કાવ્યકળા, ચિત્રકળા, અને શિલ્પકળા એ પ્હેલા વિભાગની કળાઓ છે; સંગીતકળા અને સ્થાપત્યકળા એ બીજા વિભાગની કળાઓ છે. અનુકરણ વ્યાપાર અને તેને પરિણામે ઉદ્‌ભવતા આનન્દ વિષે પ્રસંગવશાત્ ઘણું કહેવાઈ ગયેલું છે, એટલે અત્રે પુનરુક્તિ કરવાની જરૂર નથી.

(૩) **શુદ્ધ કળાઓ અને મિશ્ર કળાઓ**—લલિતકળાઓનું મુખ્ય લક્ષ્યબિન્દુ આનન્દ તરફ હોય છે, પણ પાંચે કળાઓમાં એક એવી છે કે જેનું ઉપયોગિતા તરફ પણ સચોટ લક્ષ રહે છે. એ કળા તે સ્થાપત્ય કળા છે. આનન્દ અને ઉપયોગ એ બન્ને તત્ત્વ એમાં ભળેલાં હોવાથી એ કળાને ' મિશ્રકળા ' કહેવામાં આવે છે. બીજી ચાર કળાઓમાં એ ઉપયોગનું તત્ત્વ ભળેલું ન હોવાથી તેને આપણે 'શુદ્ધ કળા' એવું નામ આપી શકીએ. એ શુદ્ધકળાની રચનાઓમાં ક્વચિત્ ક્વચિત્ આનન્દ અને ઉપયોગનાં તત્ત્વો ભળેલાં જોવામાં આવે છે. ઉપદેશાત્મક કવિતા એ આવા પ્રકારની રચના છે. ઍરિસ્ટોટલના મત પ્રમાણે ઉપદેશાત્મક કવિતા એ કળાની રચના જ નથી, કારણ કે એ કવિતા રચતી વખતે કવિનું લક્ષ આનન્દ તરફ નહીં પણ ઉપયોગ તરફ રહે છે. તે છતાં કેટલીક ઉપદેશાત્મક કવિતાઓ ઘણી સારી હોય છે, તે અમુક ઉપયોગ ઉપરાંત આનન્દ આપવાના હેતુથી પણ રચાયલી હોય છે, એટલે સ્થાપત્યકળાની રચનાઓમાં ઉપયોગ અને આનન્દ એ બેઉ તત્ત્વો ભળેલાં હોવા છતાં તેને જેમ આપણે લલિતકળાની રચના તરીકે ગણીએ છિયે તે જ પ્રમાણે ઉપદેશાત્મક કવિતાને પણ આપણે લલિતકળાની રચના તરીકે ગણી શકીએ. એ જ ન્યાયે

આત્મગૌરવની અને દેશાભિમાનની કવિતાઓમાં પણ ઉપયોગ અને આનન્દનાં તત્ત્વો ભળેલાં હોવા છતાં તેને આપણે 'લલિતકળાની રચના' કહીએ તો તે ખોટું નથી. એ રચનાઓ રચતી વખતનો કવિનો કલાવ્યાપાર તે મિશ્રકલાનો વ્યાપાર છે.

ઉપસંહાર.

કળા વિષેની સામાન્ય ચર્ચા આપણે આટલેથીજ બંધ કરીશું. સૌન્દર્ય એ કળાનો આત્મા છે. લાગણીઓના દબાણને લીધે કે સૌન્દર્યની ભાવનાને લીધે, રમતના શોખને લીધે કે નકલ કરવાના સ્વભાવને લીધે ગમે તે કારણથી એની ઉત્પત્તિ થતી હોય પણ એ માનવમાત્રના હૃદયનું આકર્ષણ કરે છે. જંગલીમાં જંગલી મનુષ્ય પણ જીવનની હાડમારીથી મુક્ત થતાં એ કળા તરફ ખેંચાય છે. સૌન્દર્યનો સાક્ષાત્કાર કરાવનારી, વ્યાવહારિક જીવનની વિષમતાને વીસરાવનારી, વિનોદની આપનારી માનવીના બુદ્ધિવૈભવની એ લીલા છે. એનો પ્રદેશ નિઃસીમ છે. માનવીના વિશાળ હૃદયનું વિશ્વના વિવિધરંગી ટાનનું, કે સૌન્દર્યના સર્વવ્યાપી સામ્રાજ્યનું માપ લેઈ શકાય તો કળાના કર્તવ્યપ્રદેશની સીમા આંકી શકાય. કુદરતથી ભિન્ન હોવા છતાં એ કુદરતની સાથી છે, મૂગી હોવા છતાં એ બોલતી છે, ઉપયોગ વગરની હોવા છતાં એ ગંભીર છે, નકલી હોવા છતાં એ નવીનતાથી ભરેલી છે, સત્યથી વેગળી હોવા છતાં એ સત્યથી પરિપૂર્ણ છે, જીવનથી અલગ હોવા છતાં એ જીવનની સાથે જોડાયલી છે. જે દેશમાં જીવન આનન્દરસથી છલછલતું હોય, કળાની મૂર્તિઓ સુન્દર અને સચેત હોય, અને જીવન અને કળા વચ્ચે પ્રેમનો વિનિમય સતત ચાલુ રહેતો હોય તે દેશ ધન્ય છે.

મોહનલાલ પાર્વતીશંકર દવે.

---

# ચર્ચાપત્ર.

વસન્તના મેહેરબાન તન્ત્રી સાહેબ

સંવત ૧૯૭૨ ના માર્ગશીર્ષના અંકમાં રા. રા. સત્યેંદ્રરાવ દિવેટીઆનું ચર્ચાપત્ર છે તે સમ્બન્ધમાં મને જે સુઝયું છે તે લખી મોકલું છું. આશા છે કે આપ તેને વસન્તમાં સ્થાન આપશો.

આપણી રંગભૂમિના દોષો જે પ્રકારે રા. રા. સત્યેંદ્રરાવે બતાવ્યા છે તે પ્રકાર ગુજરાતના ક્રમિક પત્રોની સૃષ્ટિમાં બહુ જુનો અને જાણીતો છે. જીંદગીમાં એકવાર કોઇ વિદ્વાન અમુક કારણોસર એકાદ નાટક જોવા જાય અને આપણી રંગભૂમિની પ્રચલિત રિવાજમાં સ્વાભાવિક રીતે અસંતોષ પામે એટલે આખી રંગભૂમિની ઝાટકણી કહાડે. તેનામાં

કાર્યજ પ્રશસાપાત્ર તત્ત્વ નથી એવો ડિંડિમનાદ કરે અને પછી જે નિદ્રામાંથી જાગી આ બધી પ્રવૃત્તિ કરી હતી તેજ નિદ્રાનો આશ્રય લે ક.

આપણી રગભૂમિ નિર્દોષ છે એમ મારૂં માનવું કે કહેવું નથી. પણ તેને સંસ્કારી કરવાના માર્ગ રા. રા. સત્યેંદ્રરાવે સૂચવ્યા તેથી નિરાળા મને લાગે છે.

પ્રથમ તો આપણી રંગભૂમિ કોને માટે છે ? કોના આશ્રય અને પોષણથી ચાલે છે? વિદ્વાનોના, સાક્ષરોના, લેખકોના, કવિઓના ? બિલકુલ નહીં અસંસ્કારી ધનાઢ્યો, અર્ધ-સંસ્કારી કેળવાએલાઓ અને મહેનતુ અથવા કુત્સિતસંસ્કારી શુદ્ર વર્ગને લીધે ગુજરાતમાં રંગભૂમિ છે. જ્યાં લગી એ વર્ગ સસ્કારી નથી થયો અથવા વિદ્વાનોના આશ્રયથી નીપજતી અસાહિત્ય રગભૂમિ થાય નહીં ત્યા લગી જે આદર્શ આપણે કલ્પીએ છીએ તે સાક્ષાત્કાર કરી શકવાના નથી કેળવણીની વૃદ્ધિ અને વિશેષ પ્રસારણ વિના વર્તમાન રગભૂમિના દ્રષ્ટાઓ સંસ્કારી થવાના નથી. વિદ્વાનો ધનાઢ્ય થાય અથવા ધનાઢ્યો વિદ્વાન થાય તોજ રંગભૂમિના સંસ્કાર ઉંચા થાય.

આપણી રગભૂમિ ઉપર ખેલ કરનારા વર્ગનો મ્હોટો ભાગ પૂર્ણ ભવાઈ કરનારી નાતોનો બનેલો છે અભણ અલ્પશિક્ષિત અર્ધસંસ્કારી નટો હોય છે એટલુંજ નહીં પણ માલિકો અને વ્યવસ્થાપકો એ એવાજ હોય છે. સ્વાભાવિક રીતે આવા વર્ગ સાથે સ્વમાની ઉંચી જ્ઞાતિના કોઈ માણસો રગભૂમિપર ન ઉતરે એ સ્પષ્ટ છે. એવા પુરુષો અસાહિત્ય રંગભૂમિ સ્થાપન કરે અથવા હાલના નટોને કેળવવાની વ્યવસ્થા થાય તો આ સ્થિતિ સુધરે નાટક ભજવવાનું શીખવવાની નિશાળ સરકાર, કોઈ દેશીરાજ્ય, કોઇ મ્યુનિસિપાલિટિ, કોઇ દેશભક્ત પરોપકારી ધનાઢ્ય ગૃહસ્થ, કે કોઇ નાટકકંપની સ્થાપે તો આશીર્વાદ રૂપ થઈ પડે, પરન્તુ શરૂઆતમાં સારા શિક્ષકો અને ઉમંગી વિદ્યાર્થીઓનો વાંધો પડવાનો જે જે ધંધાઓમાં ન્હાનપણથી દાખલ થઇ શકાય છે અને ત્યા ને ત્યા તાલિમ મેળવતાં ઉંચી પાયરીએ ચઢાય છે તે તે ધંધાઓના શિક્ષણ માટે જોઇએ તેવું આકર્ષણ થતું નથી નાટક કંપનીમાં નોકર રહ્યા પછી આવી નિશાળોમાં ભણવાનું કંપનીના માલેકોની પરવાનગી મરજી કે ઉત્તેજન વગર થઈ ન શકે. અલ્બત આ બધા વાંધા કાળક્રમે વિનાશ પામવાના

ભવાયાઓ રગભૂમિપર આવવાથી નટનું કામ આપણે ત્યા આદર પામ્યું નથી સારા માણસો એથી લોકપ્રતિષ્ઠા પામતા નથી એથી એમેચ્યુર ખેલ કરવા પ્રતિ પણ ગુજરાતમા ઉત્સાહ નથી-અર્થાત્ પ્રેરણા નથી. એટલે એવી રીતે જે લાભ થવા જોઇએ તે થતા નથી

ગુજરાતનું એક કમનસિબ છે કે એ વેપારીઓનો દેશ છે, વિદ્વાનોનો નથી બીજા પ્રાંતોમા બ્રાહ્મણોના જે સન્માન, પ્રતાપ, ગૌરવ, પ્રતિષ્ઠા છે તે આપણે ત્યાં નથી જે આગેવાની એમના હાથમાં હોવી જોઇએ તે વેપારીઓના હાથમા છે. સરસ્વતી કરતાં લક્ષ્મીનું રાજ્ય ગુજરાતમા વધારે ચાલે છે દેશોદય આપનારી જે જે પ્રવૃત્તિઓ વાસ્તવિક આદર્શરૂપ બ્રાહ્મણોના હાથમાં હોવી જોઇએ તે તે સર્વ,ધનના અને ધન મેળવવાંમાં પ્રાપ્ત

થએલા અનુભવના બોજો વેપારીઓના હાથમાં છે. [બ્રાહ્મણ અને વેપારીઓથી કોઇ જાતિ ઉદ્દિષ્ટ નથી માત્ર એવા સંસ્કારવાળો વ્યક્તિસમૂહ ઉદ્દિષ્ટ છે.] આપણાં વર્તમાનપત્રોની દશા પણ આપણી રંગભૂમિની દશાથી કોઇ રીતે ચડીઆતી છે? આ જમાનામાં જે સંસ્થાઓ દ્વારા રાષ્ટ્રનું ચેતન આપણામાં પ્રજ્વલિત થવું જોઇએ તે સંસ્થાઓ 'બ્રાહ્મણો' જેવા નિષ્કામ, એકનિષ્ઠ, સેવાપરાયણ, પ્રખરબુદ્ધિમાન, ક્રાન્તદર્શી, જગતની માયાથી અનાવિષ્ટ અગ્રણીઓથી ચાલતી ન હોય ત્યારે પરિણામ શોચનીયજ હોયને?

આ પ્રસ્તાવથી સમજાશે કે નાટકકંપનીના માલેકો, જે ભાવનાથી આપણા ખરેખરા વિદ્વાનો પ્રજ્વલિત હોય છે તેથી મુક્ત હોય છે. તેમની યોગ્યતા તેમના ધંધામાં પ્રાપ્ત થએલી સિદ્ધિ(સાફલ્ય)ને લીધે હોય છે. જે સાધનોથી એ સાફલ્ય મળ્યું હોય તેમનો સમૂળો ત્યાગ કરી નદ્દન અપરિચિત અને સફલતા આણવામાં જેમનું મૂલ્ય અનિશ્ચિત એવાં સાધનોનો સ્વીકાર એમનાથી એક ઘૂંટડે થવો અશક્ય છે. સૂચિત સાધનો સિદ્ધિદાયક છે એવી ખાતરી થતાં કોઇની પણ સલાહની રાહ જોવા વિના તેઓ તેમનો અખત્યાર કરશે.

ગુજરાતનું દુર્દૈવ કહો-તો દુર્દૈવ અને સૌભાગ્ય કહો તો સૌભાગ્ય કે આપણાં સંનારના નેતા પારસીઓ છે, હિન્દુઓ નથી. પારસીઓ જે ચીલો પાડે તે ચીલે ગુજરાતી હિન્દુઓ અને મુસલમાનો વિચરે છે. પારસીઓમાં સાચી ઉંડી સંસ્કારિતા નથી. દેશત્યાગની સાથે સંસ્કારિતા અને તેને પોષનાર પ્રવાહો નો પણ એમણે ત્યાગ કર્યો છે. જે જીવંત સંસ્કારિતા (culture) હિન્દુ, મુસલમાન કે અંગ્રેજોના જીવનને રસી રહી છે તેવું એમને નથી પોતાનું જ્યાં કાંઇજ રહ્યું નથી ત્યાં પારકાનું ઉછીનું લેવું પડે છે. આવે પ્રસંગે જેની પ્રતિષ્ઠા ઉંચી હોય તેને ત્યાંથી ઉછીનું લેવાય. અંગ્રેજોને લીધે પારસીઓનો ઉદય છે અને અંગ્રેજોની પ્રતિષ્ઠા આજ ઉંચી છે, એટલે એમણે અંગ્રેજી સંસ્કારિતા ઉછીની લેવા માંડી. પણ ઘણાં શતકો લગી હિન્દુઓમાં રહેવાથી પૂર્વે ઉછીની લાવેલી હિન્દુ સંસ્કારિતાનો પટ એમના જીવન ઉપર હતો તેમ તેઓ ગુજરાતમાં હિન્દુઓ અને મુસલમાનો જેવાજ પ્રજાના અંગ હોય તેમ સંબંધમાં વસે છે, એટલે એમની નવી સંસ્કારિતા નરી અંગ્રેજી થઇ નથી પરતુ મિશ્રણરૂપે છે. આ જમાનામાં હિન્દુઓની સંસ્કારિતા જે નવચેતન પામતી જાય છે તેનો પ્રભાવ પારસીઓમાં રસળતી રહેલી હિન્દુ સંસ્કારિતાપર પડવો જોઇએ તેવો પડ્યો નથી એક તરફ આ સ્થિતિ તો બીજી તરફ એમને ત્યાં પણ આવી પ્રવૃત્તિઓ શરૂ કરનારાઓ ઉંચા સંસ્કારથી વિહીન હતા. જે ચેતનથી પ્રજાઓ સંચલિત થાય છે તે ચેતન એમનામાં નહોતું રાજ્યસત્તા, ધર્મ, ભાષા, સાહિત્ય, સંસ્કારિતા, ઇતિહાસ, દંતકથા વગેરે જે જે વીર્યશાલી પુષ્ટ સામગ્રીઓ એમણે દેશત્યાગની સાથે ખોઇ હતી. હિન્દુસ્તાનમાં આટલાં બધાં વર્ષોથી વસ્યાં છતાં ઈરાન એમને પોતાનો દેશ લાગતો અને આંહિ દેશનિકાલ હોય એવું અછું આછું અનુભવાતું. પણ ઇરાનથી ઉગમ થતી સર્વ ભાવનાઓ ભૂતકાળમાં દૂર દૂર ઝાંખી ઝાંખી લાગતી અને હિન્દુસ્તાનમાં પરદેશી જેવા થવાથી ત્યાંની ભાવનાઓ એમને સ્પર્શતીજ નહોતી. જ્યાં આખી કોમની આવી સ્થિતિ ત્યાં તે કોમના જે પુરુષો ઊંચી સંસ્કારિતાથી વિહીન હોય તેમની પાસેથી આદર્શનીય વસ્તુસ્થિતિની અપેક્ષા રાખવી મિથ્યા છે. એમણે સાહસ ખેડી જે જે શરૂઆત કરી તે માટે આપણે તેમના ઋણી છીએ.

પણ એમના સંસ્કારની હીનતામાં જે રગભૂમિને એમણે જન્મ આપ્યો તે રગભૂમિ પ્રસવ અને બાલ્યકાળની અસરોવાળી હજૂ રહે એમાં નવાઈ શી ? મિશ્ર રાગરાગણી તથા પ્રાસાનુપ્રાસ વગેરે માટે જે કડવી ફરીઆદ આપતા ચર્ચાપત્રી કરે છે તે એ જમાનાની અસર છે તેમ વર્તમાનમાં પણ પારસી અને મુસલમાન કંપનીઓ એ વસ્તુઓ વાપરતી હોવાથી તેમનો તદ્દન ત્યાગ આપણી રગભૂમિને માટે અશક્ય છે.

પણ પ્રચલિત હીન સ્થિતિ સુધરે શી રીતે ? પ્રથમ તો આપણા વિદ્વાનોએ પોતાનું દૃષ્ટિબિન્દુ ફેરવવું જોઇએ. પોતાના ઘરમાં બેસી રહી, પોતાની મનઃકલ્પિત ભાવનાઓ પ્રમાણે રગભૂમિની જે ટીકાઓ આજથી પચ્ચીસ ત્રીસ વર્ષપર તેઓ કરતા તેવી ને તેવીજ ટીકા આજે પણ કર્યા કરવી એ એમને માટે મુનાસબ નથી,| એમની વિદ્વત્તાને અને એમના દેશને લાંછન લગાડનારૂં છે. આટલાં વર્ષો દરમ્યાન આપણી રગભૂમિએ કોઇ પણ આદરણીય દિશામાં સ્હેજ પણ પ્રગતિ કરી નથી એવું માન્યા કરવું એ આપણા દેશભાઇઓની શક્તિઓની વાજબી કદર કરતાં અચકાવા જેવું છે અથવા તેમનામાં કોઇપણ શુભ, ઉન્નતગામી પવિત્ર શક્તિ નથી એવું કહેવા જેવું છે.

માટે જે જે યોગ્ય અને સારા ફેરફારો થયા હોય તેની સહર્ષ પ્રશંસા કરવી એ કર્તવ્ય છે. એ ફેરફારોની નોંધ લેતાં આપણા લોકોમાં કેવી શક્તિઓ છે અને કયા વાતાવરણમાં તે પ્રફુલ્લ થાય છે તેનો અનુભવ થશે અને ભવિષ્યમાં આપણા આદર્શ પ્રમાણેની સ્થિતિ લાવવા કઈ રીતે કામ કરવુ તે સુઝશે.

બીજું, રગભૂમિનો દેહ ઘડાઈ ગયો છે તે એકદમ ફરે એમ નથી. દાખલા તરિકે આપણી રગભૂમિપર સીનેરીને જેટલું પ્રાધાન્ય આપવામા આવે છે એટલું હિન્દુસ્તાનના બીજા કોઇપણ પ્રાન્તની રગભૂમિપર આપવામા આવતું નથી. એથી ઘણીવાર અભિનય, સંગીત, નાટકનું વસ્તુ વગેરે ગૌણતા પામે છે છતાં સીનેરી તદ્દન ઓછી કરવાનું હવે બને એમ નથી. વર્તમાન રગભૂમિપર જે જાતજાતની સીનેરી યોજવામાં આવે છે તે જો ગુજરાતીઓ તૈયાર કરતા હોય તો એમની એ દિશામા કામ કરતી શક્તિઓ માટે આપણે મગરૂબ થવું ઘટે છે અને હજૂ એજ દિશામાં એ શક્તિઓ કેવી રીતે કામ કરી ગુજરાતનું ગૌરવ વધારે તેનું સૂચન વિદ્વાનોએ કરવું જોઇએ. સંગીત, નાચ, શ્રારસ પણ ગુજરાતી રગભૂમિપર આવશ્યક થઇ ગયાં છે. માત્ર ગદ્યાત્મક નાટક અત્યારે આપણી રગભૂમિપર સફલ થવાનો સંભવ બહુજ ઓછો છે. બીલકુલ નથી કહીએ તોપણ ચાલે. હવે એમાં પણ ક્રમે ક્રમે જે ફેરફારો પછી સારા કે નરસા થતા જાય છે તેમની નોંધ લઈ એ વસ્તુઓ વધારે સારી શી રીતે થઇ શકે તે સૂચવવું જોઇએ. મુબાઇની ગુજરાતી નાટક કંપનીના એક નટે પ્રખ્યાત વalomιο નૃત્ય "પ્રતાપલક્ષ્મી" માં કરવા જે પ્રયત્ન કર્યો હતો તે કેટલાંક અનિવાર્ય કારણોથી જોઇએ તેવો સફળ થયો નહે તો છતાં એ પ્રયત્ન કરનારી શક્તિની નિર્ભત્સના કરતાં કદર થવી જોઇએ કેટલી બધી વિવિધતાવાળા નાચ આપણી રગભૂમિપર થાય છે ? તેમનો સંગ્રહ થાય તો એક જોવા જેવું પુસ્તક રચાય.

ત્રીજું, નાટક લખનારાઓમાં પણ હવે ધીમે ધીમે સરકારી વર્ગ સામેલ થતો જાય છે. ધીમે ધીમે એમણે જે નાના નાના ફેરફારો કરવા માંડયા છે તેની પણ નોંધ લેવી ઘટે છે. આપણે ત્યાં નાટકકંપનીની રચના એવી હોય છે કે કંપનીના સારા નરસા એક્ટરોની સંખ્યા અને અભિનયવિશારદતાના પ્રમાણમાં નાટક લખવાનું હોય છે, વસ્તુ જેવો વિકાસ માગે કે સ્વીકારે તે પ્રમાણમાં નહીં આવી સ્થિતિમાં સારા સારા લેખકોનું કાર્યક્ષેત્ર કુંઠિત થવાનો બહુ સંભવ રહે છે છતાં આગ્રહ રાખી કેટલીક અનિષ્ટ બાબતો કળથી અને વિવેકી સમજાવટથી ધીમે ધીમે દૂર કરાવવા તેઓ પ્રયત્ન કરે તો થઇ શકે.

વિદ્વાનો રંગભૂમિને યોગ્ય નાટકો લખતા નથી. વસ્તુતઃ નાટકનું સાહિત્યજ ગુજરાતમાં ઘણું અલ્પ છે લલિતાદુઃખદર્શક, (અશ્રુમતી), કાન્તા, અમરસત્ર, જયા અને જયન્ત, રાઇનો પર્વત[1]—ખાસ થઇ યાદી સારાં ગુજરાતી નાટકોની જે નાટકો કહાય તેઓ લખે છે તે રંગભૂમિપર ભજવી શકાતાં નથી. પણ જો તેઓ થોડા વર્ષ હાલમાં ભજવાતા નાટકોનું નિરીક્ષણ કરે, તેનાં આવશ્યક અંગોનો પરિચય લે અને અનિષ્ટ અંગો ખૂણેખાંચરેથી શોધી તેમનો રફતે રફતે નાશ કરવાની કળા સંપાદન કરે તો રંગભૂમિને યોગ્ય નાટકો લખવામાં તેઓ સફળ થાય આ ઉપરાંત ભજવાતા નાટકોમાં બને ત્યાં ત્યાં થોડા થોડા ફેરફારો સૂચવી તેમને અમલમાં મૂકાવી કંપનીને દ્રવ્ય સંબંધી ધક્કો ન લાગે એવી રીતે નાટકોનું વિશોધન કરાય તોપણ ઓછો લાભ નથી. ખરી રીતે આમ કરવાથી રંગભૂમિની ખરેખરી જરૂરિયાત સમજાશે અને તે ઉચિત રીતે પૂરી પાડવાની કેળવણી મળશે. પણ આ કાર્ય મુંબાઇમાં થવું જેટલું સહેલું અને શક્ય છે તેટલું બીજે નથી. ગુજરાતની બધી સારી કંપનીઓ આહિં આવવાની; મરાઠી, ઉર્દુ, અંગ્રેજી ખેલો સાથે સરખામણી કરવાની તક મળવાની; પણ એ કાર્ય માટે વિદ્વત્તા, અવકાશ, દ્રવ્ય, સ્વતંત્રતા અને દેશપ્રેમથી કોઇ સંપન્ન ન હોય ત્યાં લગી સંપૂર્ણ રીતે ઇષ્ટસિદ્ધિ અશક્ય છે, ?

આપણે ત્યાં એક એવો ભ્રમ છે કે માત્ર સર્વોત્કૃષ્ટનીજ કદર કરવી ! હીનતમ અને ઉત્કૃષ્ટતમની વચ્ચે ગમે તેટલા અંશની યોગ્યતા હોય પણ તેની કદર કરવીજ નહીં! કાલિદાસ, ભવભૂતિ કે શેક્સપીઅર કે ઇબ્સન આપણે ત્યાં જન્મતા નથી એટલે જેટલા નાટકો લખે છે તેમનામાં પ્રશંસાપાત્ર કોઇ ગુણજ નથી! આ વૃત્તિ બદલાવી જોઇએ. દોષની જેમ નિન્દા કરીએ છીએ તેમ ગુણની પ્રશંસા કરવી એ પણ નીતિ છે.

આપણે બહુ પરગજુ છીએ; અધ્યાત્મજીવનમાં બહુ પ્રગતિ કરી હોય એવા છીએ.

---

૧. આમાં રા. રા. મણિશંકર રતનજીનાં બે અપ્રસિદ્ધ નાટક ઉમેરો: રોમનું આત્મશાસન; ગુરુગોવિન્દસિંહ. રા. રા ન્હાનાલાલે એક વેળા મીરાંબાઇ, પચાસરનો ઘેરો, પાટણની સ્થાપના વગેરે નાટકોનાં વસ્તુ ગોઠવ્યાં હતા. લલિતે સીતાવનવાસ અને ગુણસુંદરી નામના નાટકો લખેલાં છે.

પણ એમના સંસ્કારની હીનતામા જે રગભૂમિને એમણે જન્મ આપ્યો તે રગભૂમિ પ્રસવ અને બાલ્યકાળની અસરોવાળી હજૂ રહે એમા નવાઈ શી ? મિશ્ર રાગરાગણી તથા પ્રાસાનુપ્રાસ વગેરે માટે જે કડવી ફરીઆદ આપના ચર્ચાપત્રી કરે છે તે એ જમાનાની અસર છે તેમ વર્તમાનમાં પણ પારસી અને મુસલમાન કંપનીઓ એ વસ્તુઓ વાપરતી હોવાથી તેમનો તદન ત્યાગ આપણી રગભૂમિને માટે અશક્ય છે.

પણ પ્રચલિત હીન સ્થિતિ સુધરે શી રીતે ? પ્રથમ તો આપણા વિદ્વાનોએ પોતાનું દૃષ્ટિબિન્દુ ફેરવવું જોઇએ. પોતાના ઘરમાં બેસી રહી, પોતાની મનઃકલ્પિત ભાવનાઓ પ્રમાણે રગભૂમિની જે ટીકાઓ આજથી પચ્ચીસ ત્રીસ વર્ષપર તેઓ કરતા તેવી ને તેવીજ ટીકા આજે પણ કર્યા કરવી એ એમને માટે મુનાસબ નથી,] એમની વિદ્વત્તાને અને એમના દેશને લાંછન લગાડનારૂ છે. આટલાં વર્ષો દરમ્યાન આપણી રગભૂમિએ કોઇ પણ આદરણીય દિશામાં રહેજ પણ પ્રગતિ કરી નથી એવું માન્યા કરવું એ આપણા દેશભાઇઓની શક્તિઓની વાજબી કદર કરતાં અચકાવા જેવું છે અથવા તેમનોમાં કોઈપણ શુભ ઉન્નતગામી પવિત્ર શક્તિ નથી એવુ કહેવા જેવું છે.

માટે જે જે યોગ્ય અને સારા ફેરફારો થયા હોય તેની સહર્ષ પ્રશંસા કરવી એ કર્તવ્ય છે. એ ફેરફારોની નોંધ લેતાં આપણા લોકોમાં કેવી શક્તિઓ છે અને કયા વાતાવરણમાં તે પ્રફુલ્લ થાય છે તેનો અનુભવ થશે અને ભવિષ્યમાં આપણા આદર્શ પ્રમાણેની સ્થિતિ લાવવા કઈ રીતે કામ કરવુ તે સૂઝશે.

બીજુ, રગભૂમિનો દેહ ઘડાઈ ગયો છે તે એકદમ ફરે એમ નથી. દાખલા તરિકે આપણી રગભૂમિપર સીનેરીને જેટલુ પ્રાધાન્ય આપવામાં આવે છે એટલું હિન્દુસ્તાનના બીજા કોઇપણ પ્રાંતની રગભૂમિપર આપવામા આવતુ નથી. એથી ઘણીવાર અભિનય, સંગીત, નાટકનું વસ્તુ વગેરે ગૌણતા પામે છે છતાં સીનેરી તદન ઓછી કરવાનું હવે બને એમ નથી. વર્તમાન રગભૂમિપર જે જાતજાતની સીનેરી યોજવામા આવે છે તે જો ગુજરાતીઓ તૈયાર કરતા હોય તો એમની એ દિશામા કામ કરતી શક્તિઓ માટે આપણે મગરૂર થવું ઘટે છે અને હજૂ એજ દિશામાં એ શક્તિઓ કેવી રીતે કામ કરી ગુજરાતનું ગૌરવ વધારે તેનું સૂચન વિદ્વાનોએ કરવું જોઇએ. સંગીત, નાચ, ટ્રાન્સ પણ ગુજરાતી રગભૂમિપર આવશ્યક થઇ ગયા છે. માત્ર ગદ્યાત્મક નાટક અત્યારે આપણી રગભૂમિપર સફલ થવાનો સભવ બહુજ ઓછો છે. બીલકુલ નથી કહીએ તોપણ ચાલે. હવે એમાં પણ ક્રમે ક્રમે જે ફેરફારો પછી સારા કે નરસા થતા જાય છે તેમની નોંધ લઈ એ વસ્તુઓ વધારે સારી શી રીતે થઇ શકે તે સૂચવવું જોઇએ. મુંબાઇની ગુજરાતી નાટક કંપનીનાં એક નવે પ્રયોગ Pantomime નૃત્ય "પ્રતાપલક્ષ્મી" માં કરવા જે પ્રયત્ન કર્યો હતો તે કેટલાક અનિવાર્ય કારણોથી જોઇએ તેવો સફળ થયો નહોતો છતાં એ પ્રયત્ન કરનારી શક્તિની નિર્ભર્ત્સના કરતાં કદર થવી જોઇએ કેટલી બધી વિવિધતાવાળા નાચ આપણી રગભૂમિપર થાય છે ? તેમનો સંગ્રહ થાય તો એક જોવા જેવું પુસ્તક રચાય.

પરિષદ્‌ના કાર્યવાહકોને એ અભિલાષ ક્યારનોએ થયો હતો પણ હાલ શક્ય ન હોવાથી મુલતવી રાખ્યો છે.

આપણે ગુજરાતીઓ આળાં બહુ છીએ. ટીકા આપણાથી ખમાતી નથી શુભ ટીકા પણ આપણને કડવી લાગે છે, મતભેદમાંથી દ્વેષ, વેર જન્મે છે રા. રા. નરસિંહરાવ, રા. બ. કમળાશંકર, રા. બા. હરગોવિન્દદાસ કાંટાવાળા વગેરેના વાદવિવાદોને અંગે થએલી અનિષ્ટ કડવાશથી કયો સુજ્ઞ ગુજરાતી ખિન્ન નથી થતો ? જ્યારે વિદ્વાનોમાં આવું થાય છે ત્યારે પોતાના ધંધામાં સફળ થએલા કમ વિદ્યા અને કમ સંસ્કારવાળા નાટકવાળાઓ જેમનાં લખાણો નાટકવાળાઓને માટે દ્રવ્યોત્પાદક નીવડતા નથી અને જેઓ નાટકવાળાઓથી ભિન્ન સૃષ્ટિમાં વસતા હોય એવા વિદ્વાનોની વાજબી ટીકા પણ શી રીતે સહન કરશે ? ટીકા ન થવી જોઇએ એવો અર્થ નથી. પણ હાલ છે તેથી વધારે વૈમનસ્ય ઉપજાવવા પરિષદ્ સાધનભૂત ન થવી જોઇએ.

કમિટિ નીમવા માટે જે સૂચના રા. રા. સત્યેંદ્રરાવે કરી છે તે નકામી છે. એનું કાંઈ ફળ નથી. એવા વિદ્વાનો ક્યાં છે ? છે તો તેમને અવકાશ છે ? અવકાશ હોય તો દ્રવ્ય સુખ સગવડ વગેરેનો ભોગ આપવો પડે તો તે આપવા તૈઆર છે ? અને ધારો કે કમિટિ થાય અને ઈપ્સિત વસ્તુસ્થિતિ ઉત્પન્ન કરે તોપણ રંગભૂમિને અંગે રહેલી આર્થિક સ્થિતિ ફેરવવાની અનુકૂળતા કે શાસનશક્તિ પરિષદ્ પાસે છે ? માત્ર લોકોની રુચિ સંસ્કારી કરવાનું વિદ્વાનો ધારે તો કરી શકે.

નાટકો રચાયાં રચાનાં નથી. વર્તમાન રંગભૂમિથી અનભિજ્ઞ વિદ્વાનોના નાટકો રંગભૂમિને માટે અનુચિત નીવડે છે. પ્રચલિત સ્થિતિને વળગી તેને ઉંચે ચઢાવવામાં ખરી વિદ્વત્તાપ્રતિભા છે પણ તે ક્યાં છે !

અંગ્રેજી, સંસ્કૃત, બંગાળી, મરાઠી વગેરેમાંથી સારાં ભાષાંતરો કરાવી શકાય અને લોકરુચિને સંસ્કારી શકાય મોલીઅરના Mock Doctor ના સફલ ભાષાંતર સિવાય એકે પાશ્ચાત્ય નાટકનું એવું ભાષાંતર ગુજરાતીમાં થયું નથી. ભાવનગરના નરેશની કૃપાથી ત્યાંની સામળદાસ કૉલેજના નીતિશાસ્ત્ર અને તર્કશાસ્ત્રના પ્રોફેસર નરભેશંકર પ્રાણજીવન દવેએ શેક્સપીઅરના ચારપાંચ નાટકના તરજૂમા કર્યા છે. એમણે લોકપ્રિય તરજૂમા કરવા કરતાં ઉપોદ્‌ઘાત લખવાપર વધારે શ્રમ લીધો છે, તેમજ તરજૂમો અક્ષરશઃ કરવાથી ભાષા અરુચિકર નીવડી છે એટલે એમના તરજૂમા જે લોકાદર પામવા જોઇએ તે પામ્યા નથી રાજ્ય નાટકો મફત છપાવી આપતું હતું છતાં એમણે એમાંથી વિપુલ દ્રવ્યોપાર્જન થાયતેમ દરેક નાટકની કિમ્મત ઘણી વધારે રાખી હતી. છતાં ગમે તેમ એથી ગુજરાતી સાહિત્યમાં

એક નવો રસ આવતો હતો. પરંતુ સાંભળવા પ્રમાણે ભાવનગરના પ્રેસના મેનેજર અને એમને અણુરાગ જેવું થવાથી એ ગ્રંથમાળા પ્રકટ થવી બંધ થઈ છે તે જાણી ગુજરાતી સાહિત્યના ઉપાસકોને ખેદ થશે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટિ તરફથી 'હેમ્લેટ' નો તરજુમો કરાવવા વિચાર થયો હતો પણ તે મોકુફ રહ્યો લાગે છે. કાઠીઆવાડના એક ગ્રેજ્યુએટે એ નાટકનો તરજુમો કર્યાનું સાંભળ્યું છે.

સંસ્કૃત સારાં નાટકોનાં ઉજ્વલ ભાષાન્તરો થયાં છે. મરાઠીમાંથી પણ અવારનવાર થાય છે. મરાઠી રંગભૂમિપર ભજવાતા ખેલોનાં વસ્તુઓ પણ ગુજરાતી રંગભૂમિપર કદિક કદિક આભનીત થાય છે. બંગાળમાંથી માત્ર બે નાટક અશ્રુમતી અને પુરુવિક્રમ સ્વ. નારાયણ હેમચંદ્રદ્વારા ગુજરાતીમાં ઉતર્યાં હતાં. હાલમાં સર રવીન્દ્રનાથ ઠાકુરના ચિત્રાંગદા નાટકનું ઉત્તમ પ્રતિનું ભાષાતર થયુ છે. સ્વ. નરસિંહલાલ ધ્રુવનો વિચાર ઘણાં બંગાળી નાટકો ગુજરાતીમાં ઉતારવાનો હતો. એમના અવસાન સાહિત્ય માસિકમા એમણે બગાળી મહા કવિ માયકલ મધુસૂદન દત્તના કૃષ્ણાકુમારી નાટકનો તરજૂમો થોડો છાપ્યો હતો. આપણાં ક્રમિક પત્રો ચાલુ વાર્તાઓ આપે છે તેમ ચાલુ નાટકો આપવાં શરૂ કરે તેમજ ગુ. વ. સોસાયટિ, ફાર્બસ ગુજરાતી સભા, ગાયકવાડી કેળવણીખાતું, સસ્તુસાહિત્યવર્દ્ધક ખાતું, સાહિત્યપરિષદ્ ભંડોળ ફંડ વગેરે સંસ્થાઓ નાટકો લખાવવે તેમ રંગભૂમિ સબધી એ સસ્થાઓ ગ્રથો લખાવે અને આપણાં માસિકો અવારનવાર એજ સંબંધી ખાસ અકો પ્રગટ કરે તો લાભ થશે પરતુ "The harvest is great but the labourers an few."

મુંબાઈ. તા. ૧૯–૩–૧૬. રણજીતરામ વાવાભાઇ.

---

# એરિસ્ટોટલના સિદ્ધાંત મુજબ કેળવણીનો વિચાર.

"For man as such, gifted with divine, earthly, and human attributes, should be viewed and treatted as relaed to God, to nature, and to humanity, as comprehending within himself unity (God) diversity (nature) and individuality (humanity) as well as also the present, past and future"

(Education of Nan by Froebel)

પ્રજાશાસન એ હાલના જમાનાનું એક લક્ષણ છે. દરેક વ્યક્તિ રાજ્યવહિવટમાં ભાગ લેવા ઇચ્છા રાખે છે પણ જ્યાં સુધી દરેક વ્યક્તિની જનમંડળ પ્રત્યે શી ફરજ ને જવાબદારી છે તે બરાબર રીતે સમજવામાં આવતી નથી ત્યાં સુધી રાજ્યકારભાર ચલાવવાની અભિલાષા લાભકારક નીવડતી નથી. તેથી પ્રજાશાસનની ભાવના ફળીભૂત કરવાને જનમંડળની દરેક વ્યક્તિની કેળવણી એ રાજ્યની ફરજ થઈ પડી છે. અને તેમાં પણ બાળક એ દેશની ખરી દોલત છે એવી સમજણ સામાન્ય થતી જાય છે. કેળવણીની આટલી બધી ઉપયોગિતાને લીધે કેળવણીની પદ્ધતિ સંબંધી હાલમાં વિદ્વાનોનું ઘણું લક્ષ ખેંચાયું છે. મનુષ્યની ઉન્નતિ—તેની સર્વે શક્તિનો વિકાસ કેવી રીતથી સારા પ્રમાણમાં થાય તેને માટે વિદ્વાનો કેળવણીના વિષય સંબંધી ઘણી ચર્ચા અને પ્રયોગ કરે છે. પણ કેળવણી સંબંધી જે ઊહાપોહ થાય છે તથા તેનો વિસ્તાર થયા કરે છે તે ઉપરથી આપણે નિઃસંશય અનુમાન કરવાનું નથી કે તેથી એકંદર પ્રાચીનકાળ કરતાં હાલમાં મનુષ્યજીવન વધારે સુખી તથા સુધરેલું છે. મનુષ્યના જીવિતનો હેતુ, કેળવણીની યોજનાથી કેટલે દરજ્જે સિદ્ધ થાય છે તે મુખ્ય પ્રશ્ન છે અને તે બાબત નક્કી કરવાને માટે કેળવણીના આધારભૂત સત્યો કયાં કયાં છે અને તેનો અમલ કેવી રીતે કરવામાં આવે છે તે વિષય ઉપર મનન કરવાની ખાસ જરૂર છે.

વિચાર એ સૂક્ષ્મ કારણ છે, અને કાર્ય એ તેનું સ્થૂલ પરિણામ છે; તેથી કોઈ મહાન કાર્ય અથવા સંસ્થાના આધારભૂત કોઈ તાત્વિક વિચાર, પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે, હોવો જોઇએ. જ્યાં સુધી વિચારનો ઉત્સાહ અને તેની દઢતા કાયમ રહે છે ત્યાં સુધી તે સંસ્થા અથવા કાર્ય વૃદ્ધિ પામી ટકી રહે છે, પણ વિચારની ક્ષીણતા સાથે તે કાર્ય નિર્બલ અને મંદ થતું જાય છે; તેથી કોઈ પણ દેશ કે કાળની કેળવણીના સ્વરૂપનો વિચાર કરવો હોય ને તેના ગુણ દોષનું નિરીક્ષણ કરવું હોય તો તે કેળવણીની ભાવનાના મૂળ સિદ્ધાંતનું અવલોકન કરવું જોઇએ. જુદા જુદા જમાનામાં જે ભિન્ન ભિન્ન પ્રકારનાં કેળવણીનાં લક્ષ્ય વિલોકવામાં આવે છે, તે, તે દેશ અને કાળની પ્રધાન ભાવનાને અનુસરી નક્કી કરવામાં આવ્યાં હતાં; પણ તે કેળવણીના વિશેષ ઉચ્ચઆદર્શથી પણ, કેળવણીની જે સર્વસાધારણ ભાવના છે તેનો વિચાર ઘણો આવશ્યક છે; કારણ કે આવી રીતે સર્વસામાન્ય સિદ્ધાંતની કસોટીથી કેળવણીના સ્વરૂપનો વિચાર પ્રથમ કરવામાં આવે તો પછી તેમાં વિશેષ પ્રસંગને અનુસરતો યોગ્ય ફેરફાર કરવો સરળ થઈ પડે છે. આ પ્રસંગે આપણે તેથી એરીસ્ટોટલના તાત્વિક વિચારની દૃષ્ટિથી કેળવણી વિષે સામાન્ય વિચાર કરીશું.

એરીસ્ટોટલના તત્ત્વજ્ઞાનનો મુખ્ય સિદ્ધાંત વસ્તુતઃ કારણ વિષેનો છે; તેના તત્ત્વનિશ્ચય મુજબ જો કોઈ પણ વસ્તુનું તત્ત્વ આપણે જાણવું હોય તો આપણે તેનાં ચાર કારણ જાણવાં જોઇએ. આવાં ચાર કારણના જ્ઞાનથી તે વસ્તુનું તત્ત્વ આપણે ગ્રહણ કરીએ છીએ. તેના વિશેષ જ્ઞાનનો વિષય અન્ય શાસ્ત્રનો અધિકાર છે. તેથી કોઇ પણ પદાર્થના ખરા જ્ઞાનને માટે તેનાં વસ્તુ, શક્તિ, આકાર અને હેતુ એ ચાર કારણ જાણવાં જોઇએ દાખલો

જો આપણે મેજનું જ્ઞાન મેળવવું હોય તો પ્રથમ તેનું વસ્તુકારણ એટલે તે મેજ કેવા લાકડાનું બનેલું છે; તે આપણે જાણવું જરૂરનું છે. તેના શક્તિકારણના જ્ઞાનને માટે તે મેજના કર્તા એટલે સુથાર વિષે કાંઈ જાણવું આવશ્યક છે. વળી તેની અમુક આકૃતિ છે. તે તેનું આકારકારણ છે. અને તે લખવાને માટે બનાવવામાં આવ્યું છે તેથી લખવું એ તેનું હેતુ કારણ જણાઈ આવે છે. આવી રીતે આ ચાર કારણ તે કેળવણી સંબંધે લાગુ પાડવાથી તે વિષે કંઈક તેનો ઉંડો ખ્યાલ આપણા મગજમાં આવવો જોઈએ.

શિક્ષણનાં વસ્તુકારણમાં શરીર મન અને આત્માનો સમાવેશ થાય છે. જ્યાં સુધી આ ત્રણ શક્તિનો સમપ્રમાણ વિકાસ થાય નહી ત્યાં સુધી કેળવણી અપૂર્ણ રહે છે એ નિઃસંશય છે. અતિ પ્રાચીન વેદના વખતથી, તે વીસમી સદીના યુગ સુધીમાં અનેક વિદ્વાન, પંડિતો, કવિ અને તત્ત્વશોધકો એ કેળવણીની ભાવનાનું નિરૂપણ, અનેક દૃષ્ટિથી, દેશ કાળના વિશેષ પ્રસંગોને અનુસરી, કરેલું છે; પણ તે સર્વ લક્ષણનું તાત્પર્ય મનુષ્યને તેની અપૂર્ણ દશામાંથી પૂર્ણ સ્થિતિમાં લઈ જવો તે છે, એટલે તેની અન્તર્ભૂત શક્તિનો વિકાસ કરી મનુષ્યજીવિતનો હેતુ ફલીભૂત કરવાનો છે. કેળવણીના લક્ષ્યનું આવું સર્વસાધારણ તત્વ સર્વ કોઈ ચિંતકને માન્ય છે. પણ જે કાંઈ ભેદ માલમ પડે છે તે મનુષ્યમાં કઈ કઈ શક્તિ છે તે વિષેનો છે. કેટલાક વિચારકો શારીરિક ખીલવટમાં સંતુષ્ટ થાય છે; ત્યારે કેટલાક કેવળ માનસિક કેળવણી ઉપર ભાર મૂકે છે; પણ થોડા ચિંતકો તેથી વિશેષ વધી આત્માની ઉન્નતિને જ પ્રધાન ગણે છે. વિસ્તૃત દૃષ્ટિથી જોતાં શરીર, મન, અને આત્મા એ એક એકથી વધારે ઉપયોગી શક્તિ છે. ફક્ત શરીરની કેળવણી ઉપર જ ખાસ લક્ષ આપવાથી આપણે એક સારા પ્રાણી થઈએ છીએ; પણ વિચારશક્તિ કે જે મનુષ્યનું વિશેષ લક્ષણ છે તે ઉપર ધ્યાન નહીં આપવાથી તે શક્તિ ક્ષીણ થાય છે. તેમ જ મનની ખીલવટ ઉપર વિશેષ લક્ષ આપવાથી આપણે વધારે શક્તિમાન્ અને બાહોશ થઈએ છીએ પણ તેથી તેનો સદુપયોગ થશે એ નક્કી કહી શકાતું નથી. જનમંડળના લાભ અર્થે મનુષ્યની શક્તિ અને હુશીઆરીનો ઉપયોગ થાય એવું કેવળ માનસિક કેળવણીનું ફળ આવે છે એ ધારવું ખોટું છે. મનુષ્ય તેથી વધારે સ્વાર્થી × થઈ યુક્તિ પ્રયુક્તિથી પોતાનું સુખ શી રીતે વધારે મળે તેને માટે સ્વાભાવિક રીતે પ્રયત્ન કરવા આકર્ષાય છે. કેવળ શારીરિક કેળવણીથી જે ખરાબ ફળ ઉપજે છે તેના કરતાં કેવળ માનસિક ખીલવટથી ઘણું વધારે અનિષ્ટ પરિણામ નીપજવાનો સંભવ છે. જગતની અંદર જે કાંઈ ઉદારતા, ભવ્યતા, ઉચ્ચતા, અને સ્વાર્પણ આપણે જોઈએ છીએ તે મનની શક્તિનો પ્રભાવ છે? ફક્ત મનની કેળવણીએ તો ધૂમાડા વગરનો દારૂ અને આપણું મૃત્યુ ક્ષણવારમાં શી રીતે થાય એવાં યંત્ર શોધી કાઢ્યાં છે.

× બેન્જામીન કિડ તેના "સામાજિક ઉત્ક્રાન્તિ" નામના પુસ્તકમાં એટલે સુધી વધી કહે છે કે મનુષ્યની બુદ્ધિ તદ્દન સ્વાર્થી છે અને ફક્ત બુદ્ધિ ઉપર વિશ્વાસ રાખવાથી 'આત્મભોગ' જેવો ગુણ મનુષ્યમાં ખીલી શકતો નથી.

દુનિયામાં જે હાલમાં મિથ્યાચાર પ્રપંચ અને લોભનો વિસ્તાર આપણે અનુભવીએ છીએ તે ફક્ત કેવળ મનની કેળવણીનું ફળ છે. જે વિશ્વનિયમનો શોધ તો ઉપયોગી જનહિત માટે કરવો જોઇએ, તેને બદલે સ્વાર્થ અને ભોગવિલાસની વૃદ્ધિને માટે વિજ્ઞાનની શોધનો અમલ થાય છે, તેથી તેને અંગે જે પ્રપંચ અને દુરાચાર પ્રસરના જોઇએ તે કુદરતી રીતે વધ્યા જ જાય છે.

આવી એકદેશીય કેળવણીનુ ફળ હાલમાં એ જોવામાં આવે છે કે સર્વત્ર પાશ્ચાત્ય તેમજ આપણા દેશમાં નીતિ અને ધર્મની કેળવણીની બૂમ સાંભળવામાં આવે છે આ જમાનામાં ધાર્મિક કેળવણીનો સવાલ એ એક મહાપ્રશ્ન થઈ પડયો છે. તેની આવી અગત્યતા હવે કબૂલ કરવામાં આવે તે નવાઈ જેવું નથી કારણ કે મનુષ્યમાં જે ઉચ્ચમાં ઉચ્ચ તત્ત્વ છે તેની કેળવણીની બેદરકારીનું આ સ્વાભાવિક ફળ છે. જેમ શરીરથી મન ઉંચું છે તેમ મનથી આત્મા–હૃદય વધારે ઉંચી શક્તિ છે. આ સિદ્ધાંતને વધારે સ્પષ્ટ કરવાની જરૂર છે. શરીર અને મન બન્ને ક્ષણિક વિકારને વશ છે પણ મન શરીરથી વધારે સૂક્ષ્મ છે. શરીર તેથી મનના કરતાં વધારે જડ હોવાને લીધે મનને આધીન છે. મનનું સાધન તેથી શરીર છે. મનનો ધર્મ મનન–ચિંતન કરવાનો છે. તે વિશ્વના અવલોકન અને પ્રયોગથી કુદરતના ગૂઢ નિયમનું સંશોધન કરે છે પણ તેના અનિયંત્રિત વ્યાપારથી સ્વાર્થ અને તેના પરિવારનું સામ્રાજ્ય પ્રવર્તે છે. મનુષ્યમાં જો કંઈ ઉચ્ચ તત્ત્વ હોય તો તે હૃદય છે. તે શરીર અને મનનું નિયામક છે. સ્વાર્થવૃત્તિને અંકુશમાં રાખનાર શક્તિ હૃદય છે. તેથી દુનીયામાં સ્વાર્થ—નિરંકુશ સ્વાર્થને વધતો જતો અટકાવનાર હૃદયના ઉચ્ચ ગુણ છે. હાલમાં તેથી હૃદયની કેળવણીને માટે આટલી બધી માગણી થાય એ સ્વાભાવિક છે.

મન અથવા બુદ્ધિ અને હૃદયના ગુણ એક એકથી ઉલટા છે. બુદ્ધિ અનેકતા—ભેદ—સ્વાર્થ ઉપજાવે છે. હૃદય એકતા—અભેદ—પરમાર્થ શોધે છે. બુદ્ધિ તર્ક કરે છે, હૃદય પીગળે છે. બુદ્ધિવ્યાપારનું ફળ મુખ્યત્વે બોધ છે, ત્યારે હૃદયનું રસ છે. બુદ્ધિ જ્યારે શંકાશીલ બને છે, ત્યારે હૃદય શ્રદ્ધાળુ હોય છે. મનન—ચિંતન—વિવેક કરવો—જુદા જુદા બનાવોમાંથી નિયમ શોધવો એ બુદ્ધિનું કર્તવ્ય છે. હૃદય, વિશ્વવ્યાપારના દર્શનથી તેમાં તલ્લીન થવાનું—અભેદમય થવાનું ઇચ્છે છે. જે ભવ્યતા, ઉદારતા, સ્વાર્પણ, અને તદ્રૂપતા આપણે કોઈ કોઇ પ્રસંગે જીવનની ઉચ્ચતર અવસ્થામાં અનુભવીએ છીએ તે હૃદયનો વ્યાપાર છે. બુદ્ધિ સ્વાર્થની વૃદ્ધિ શોધે છે, અને તેથી અનેક યુક્તિને પ્રપંચની જાળ રચે છે. બુદ્ધિનો પ્રભાવ આપણા મનમાં માનની લાગણી ઉત્પન કરે છે ત્યારે હૃદયના ગુણ આગળ આપણે પગે પડીએ છીએ. એક પંડિત એક પ્રસંગે એવું લખે છે કે બુદ્ધિને પોહોળાઈ છે ને હૃદયને ઉંડાઈ છે. તેથી હૃદયની કેળવણી મન અને શરીરની કેળવણી કરતાં શ્રેષ્ઠ છે. નીતિ અને ધર્મના શિક્ષણની ખામીને માટે થતી ફરીયાદનું કારણ હૃદયની કેળવણીનો અભાવ છે. હૃદય સ્વાર્થને નિયત્રિત કરે છે, અને જનમંડળના

હિતને માટે વ્યક્તિને પ્રેરે છે; તેથી ધાર્મિક શિક્ષણ આપણને વધારે પ્રિય છે. આપણા આર્યધર્મમાં આત્મોન્નતિ તેથી શ્રેષ્ઠ માની છે; કારણ કે સર્વત્ર અભેદ અનુભવી જીવિતનો ઉદ્દેશ ફલીભૂત કરવો એ આપણું અંતિમ સાધ્ય છે. પરમાત્મા સાથેની અભેદનું ભાવનાને આધારે આત્મસંયમ એ ધર્મનું મુખ્ય લક્ષણ ગણ્યું છે. તેથી જ્યારે આ વ્યક્તિપ્રધાન અને જડવાદના સમયમાં સ્વચ્છંદ આચાર ઉચ્છૃંખલતા ને સ્વાર્થમયતા આપણે જોઇએ છીએ, ત્યારે નીતિ કે ધર્મનું નિયમન ઇચ્છવામાં આવે તે સ્વાભાવિક છે. શ્રીમદ્‌શંકરાચાર્યના ગૂઢ ભાષ્યનો અભ્યાસ કરો કે પ્લેટોના ઉચ્ચગામી સંવાદનું સ્વારસ્ય ચાખો, મહાન્ તત્વચિંતક કેન્ટના મહાન તત્વજ્ઞાનનું અવલોકન કરો કે શ્રીવ્યાસ અને ગેટીની ઉચ્ચ પ્રતિભાનો રસ પીઓ, પણ મનુષ્યમાં હૃદય સર્વોત્તમશક્તિ છે તે માન્યા વગર છૂટકો નથી. જે મનુષ્યે હૃદયને અનુભવ્યું નથી તેણે મનુષ્યની ઉંચામાં ઉંચી શક્તિનું જ્ઞાન ગુમાવ્યું છે. ભર્તૃહરિ કહે છે તેમ साहित्यसंगीतकलाविहीन પુરુષે મનુષ્યત્વ અનુભવ્યું નથી. જગત્‌માં જે કંઈ આનંદ અને સુખ આપણે અનુભવીએ છીએ તે હૃદયનો આવિર્ભાવ છે. દુનીયામાં જે મહાન્ પરોપકારી કાર્ય થયાં છે તે હૃદયની પ્રેરણાથી થયાં છે. આપણા જીવિતમાં જે ભવ્યતા અને ઉચ્ચતા આપણે અનુભવીએ છીએ તે હૃદયનો પ્રકાશ છે. ટુંકામાં હૃદય અથવા આત્મા એ દિવ્ય શક્તિ છે. તેથી શરીર મન અને આત્માના સરખા પ્રમાણમાં કેળવણીની જરૂર છે તે આટલા વિવેચનથી સ્પષ્ટ થશે. ધાર્મિક કેળવણી તેજ હૃદયની કેળવણી છે અને તેથી જ કેટલાક ચિન્તકો તેને સર્વ કેળવણીમાં પ્રથમ પદ આપે છે. ઉપોદ્‌ઘાતમાં જણાવ્યું છે તેમ શારીરિક માનસિક ઔદ્યોગિક કેળવણીના વિષયનું વિશેષ અવલોકન કરવાનો આ પ્રસંગ નથી. સર્વસામાન્ય દૃષ્ટિથી કેળવણીનું સ્વરૂપ કેવું હોવું જોઇએ તે વિષેનું વિવેચન તાત્વિક વિચાર મુજબ કરવાનુ છે તેથી એરીસ્ટોટલના વસ્તુકારણની દૃષ્ટિથી આપણી આ ત્રણ શક્તિનું યોગ્ય શિક્ષણ—કે કેળવણી આપવામાં આવે તો કેળવણીની ઉત્તમ ભાવના સિદ્ધ થવાનો સંભવ છે:

વસ્તુને તત્ત્વ આપનાર બીજું કારણ શક્તિ છે. કેળવણી પરત્વે તે શિક્ષક છે. શિક્ષકે શિષ્યને કેળવણી આપતી વખતે ફક્ત નિમિત્ત કારણ બનવું જોઇએ એનો અર્થ એ છે કે જેમ બને તેમ બાળકને તેને સ્વતઃ પ્રવૃત્તિદ્વારા જ્ઞાન મેળવવા દેવું જોઇએ. જ્ઞાન એ સ્થૂલ પદાર્થની માફક આપી દેવાથી પ્રાપ્ત થતું નથી પણ જેમ દરેક પ્રાણીમાં જીવનતત્વ તેની સ્વતઃ ક્રિયાથી યોગ્ય તત્ત્વનુ ગ્રહણ કરી તેને પોતારૂપ પરિપાક પમાડી તેના શરીરનો વિકાસ કરે છે તેમ માનસિક ક્રિયા સિવાય કોઇ પણ જાતનું જ્ઞાન મળતું નથી. મન એ નિષ્ક્રિય વસ્તુ નથી કે તેમાં આપણી મરજી માફક અમુક પ્રકારનું જ્ઞાન ભરી શકીએ. આ કલ્પના ઘણા વખત સુધી પ્રચલિત હતી પણ ઓગણીસમી સદીના જીવનશાસ્ત્રની શોધથી સિદ્ધ થયું છે કે દરેક પ્રાણીમાં જેમ સ્વતઃ પ્રવૃત્તિની જન્મથી જ ઇચ્છા થાય છે તેમ મનમાં પણ કેટલીક અન્તર્ભૂત શક્તિઓ છે અને કેટલીક શુભ પ્રેરણા અને સ્વતઃ ક્રિયા હોય છે તે બાહ્ય વિશ્વના સંસર્ગથી જાગૃત થાય છે અને તેમની સ્વાભાવિક ક્રિયા મુજબ તે શરીર અને મનનું

પોષણ અને વૃદ્ધિ કરે છે; તેથી હાલના કેળવણીકારો શિક્ષકને શિષ્યની કેળવણીનું નિમિત્ત કારણ માને છે. શિક્ષકે જેમ બને તેમ બાળકની ચેષ્ટાનું અવલોકન કરવું જોઇએ અને યોગ્ય પ્રસંગે તેને વિશેષ હાનિ થતી અટકાવી તેને બરોબર રસ્તે વાળવું એ કેળવણીમાં મુખ્ય બાબત છે. શિક્ષકે બાળકની માનસક્રિયાનું અવલોકન કરવું, સૂચના કરવી અને માર્ગદર્શક થવું, પણ તેના મગજમાં ગમે તેમ જ્ઞાન ભરવું એ શિક્ષકનો ઉદ્દેશ ઠરતો નથી, બાળકને તેની સ્વાભાવિક ક્રિયા મારફત તેની શક્તિ કેળવવા દેવી અને ફક્ત શિક્ષકે તેને અનુકૂળ યોગ્ય સાહિત્ય પૂરાં પાડવાં એ હાલની નવીન શિક્ષણપદ્ધતિનો ઉદ્દેશ છે. આ નવીન પદ્ધતિનો મુખ્ય હેતુ તેથી વિચાર અને અવલોકનશક્તિ કેળવવાનો છે. એટલે શિક્ષક તો બાળકની કેળવણીના પ્રયોગમાં માત્ર નિમિત્ત કારણ બનવાનું છે કેળવણીની પ્રાચીન ભાવના મુજબ શબ્દજ્ઞાન ઉપર વિશેષ ધ્યાન આપવામાં આવતું તેથી ગોખણપદ્ધતિ—સ્મૃતિના શિક્ષણનું પ્રાબલ્ય હતું. હાલમાં બાળક જેમ બને તેમ પોતે વિચાર કરી જ્ઞાન સંપાદન કરે તે તરફ ખાસ લક્ષ આપવામાં આવે છે. પ્રાચીન અને અર્વાચીન કેળવણીની ભાવનાના ભેદનું મુખ્ય કારણ શિષ્ય અને શિક્ષકના સંબંધનો વિચાર છે.+ જો શિક્ષકને શિષ્યની કેળવણીમાં તેનું નિમિત્ત કારણ ગણવામાં આવે તો હાલની કેળવણીનુ સ્વરૂપ ફલિત થાય છે. પણ શિષ્યના મનને નિષ્ક્રિય માનવામાં આવે ને તેનામાં સ્વતઃ પ્રવૃત્તિ નથી ને જો હોય તો નહી જેવી છે એવું માનવામાં આવે તો શિક્ષકે જેમ બને તેમ તેના મગજમાં જ્ઞાન ભરવું કે જેથી તેને અમુક વિષયના સંસ્કાર પડતાં પડતાં તે વિષયનું જ્ઞાન મળી આવે એ વિચાર સ્વીકારવામાં આવે છે. શિક્ષણશાસ્ત્રની મોટામાં મોટી શોધ શિખવવાના વિષય ઉપર ધ્યાન આપવાને બદલે બાળ મનનો અભ્યાસ કરી તેને અનુકૂળ વિષયનું શિક્ષણ આપવું એ થઈ છે. જેમ હાલના સમયમાં સર્વ શાસ્ત્રની પ્રવૃત્તિ પરલક્ષી ( objective ) મટી જઈ આત્મલક્ષી ( subjective ) થઈ છે તેમ કેળવણી પરત્વે પણ થયુ છે. બાળકની કેળવણીમાં શિક્ષકે બરોબર રીતે નિમિત્ત કારણ બનવાને શિષ્યની મનઃસ્થિતિનું જ્ઞાન મેળવવું જોઇએ એટલે તેણે માનસશાસ્ત્રના જ્ઞાનની મદદથી તેના મનોવિકારનો અભ્યાસ કરી તેના અધિકાર મુજબ શિક્ષણનું દૃષ્ટિબિન્દુ અનુકૂલ કરવું જોઇએ. ઉચ્ચ પ્રકારની આવી કલ્પનાશક્તિ ઉપરાંત તેનામાં વ્યવહારકુશળતાની જરૂર છે, કે જેથી જે જ્ઞાન તેણે મેળવ્યું છે તે માત્ર માનસ પ્રદેશમાં રહેવાને બદલે, કેળવણીની કલ્પના, બરોબર રીતે ફળીભૂત કરવાને મદદગાર નીવડે. શિષ્યના મનના જ્ઞાન ઉપરાંત વિષયનું અને શિક્ષણપદ્ધતિનું વ્યાવહારિક જ્ઞાન આવશ્યક છે. ભિન્ન ભિન્ન વિષયનું જ્ઞાન સામાન્ય કેળવણીથી મળે છે અને પદ્ધતિનું જ્ઞાન અનુભવથી

---

+ શિક્ષણશાસ્ત્રમાં, બાળ મનમાં સ્વતઃ પ્રવૃત્તિની પ્રેરણા છે તે વિચાર કરતાં હાલમાં બાળમન એ એક વૃદ્ધિ પામતી વસ્તુ છે અને જાતિવિકાસના નિયમને અનુસરી ખીલે છે એવો વિચાર સર્વમાન્ય થતો જાય છે. શિક્ષકની પાત્ર બુદ્ધિ અને બાળમનની વૃદ્ધિ પામતી અવસ્થા યાદ રાખવાથી શિક્ષણમાં અનેક પ્રકારની ભૂલો બંધ થવા સંભવ છે.

પ્રાપ્ત થાય છે. શિક્ષકમાં અમુક અમુક વિષયનું જ્ઞાન હોવું જોઇએ. પણ તે સાથે શારીરિક માનસિક અને આત્મિક ગુણ પણ જરૂરનાં છે કે જેથી કેળવણીનો હેતુ યથાર્થ રીતે સિદ્ધ થાય. પૌરુષ કાન્તિ અને દબદબાભરેલો દેખાવ, ચપલ આંખ અને કાન, સ્વચ્છતા અને આરોગ્ય એ શિક્ષકને પ્રથમ જરૂરનાં છે. પણ મન અને હૃદયના ગુણની અસર આના કરતાં પણ વધારે લાભકારક ને ઇષ્ટ છે. શિક્ષકમાં નિરંતર અભ્યાસની વૃત્તિ હોવી જોઇએ. વિવેકશક્તિ નિયમિતપણું ધૈર્ય આનંદી સ્વભાવ ઉદ્યોગ અને આગ્રહના ગુણ પણ જરૂરના છે. પણ આ સર્વ ગુણનાં નિયામક કર્તવ્યબુદ્ધિ સ્વાર્પણ અને ઉચ્ચભાવના છે. આ હૃદયનાં ગુણ સિવાય કેળવણીના ઉત્તમ સાધનો અને હેતુ બરોબર રીતે ફળીભૂત થતાં નથી.

એરીસ્ટોટલના તાત્ત્વિક ચાર કારણોમાંથી એવું અવલોકન કર્યા પછી આકાર અને હેતુ કારણનો વિચાર કરવાનું હવે ઉપસ્થિત થાય છે સ્થૂલ પદાર્થમાં આકાર સ્પષ્ટ અને દૃશ્ય હોવાથી તેનું આકારકારણ જુદું માલમ પડે છે, પણ ચૈતન્યમાં આકાર અને હેતુ અરસપરસ અભિન્ન હોવાથી બન્નેની અસર એકરૂપ માલમ પડે છે. જડ પદાર્થનું ઐક્ય બાહ્ય અને પરાધીન છે. પણ ચૈતન્યની એકતા આંતર ને સ્વતઃ છે. તેથી ચૈતન્યવિકાસમાં આકાર અને હેતુ જુદા પાડી શકાતા નથી. તેથી કેળવણીનો હેતુ શું હોવો જોઇએ એનો નિશ્ચય પ્રથમ દરેક કેળવણીકારે કરવો અગત્યનો છે.

વિશ્વના સર્વ પ્રાણીમાં મનુષ્યની પ્રવૃત્તિ વધારે × સહેતુક છે. જે યોજના અને યુક્તિ પ્રયુક્તિથી મનુષ્ય પોતાનું સાધ્ય સિદ્ધ કરવાને મથન કરે છે તે જ યોજક બુદ્ધિ પ્રાણીમાં માલમ પડતી નથી. જ્યારે મનુષ્યની જુદી જુદી પ્રવૃત્તિ અમુકહેતુને અનુસરી થાય છે ત્યારે આ સર્વ હેતુનો કોઈ પરમ ઉદ્દેશ,–કે જેના નિયમનથી સર્વ પ્રવૃત્તિનો અરસપરસ સંબંધ જોડી શકાય અને મનુષ્યજીવિતનું ઐક્ય† સાધી શકાય. એવો ઉદ્દેશ પ્રથમ નક્કી કરવો જોઇએ. જ્યાં સુધી મનુષ્યજીવનના પરમ ઉદ્દેશનો નિશ્ચય કરવામાં આવ્યો નથી ત્યાં સુધી આપણી સર્વ ક્રિયા છિન્નભિન્ન રહે છે; તેથી સર્વ બાબતનો વિચાર કરતાં પહેલાં આપણા જીવિતનો

× "In mental behaviour we always find purposiveness adaptability and adaptiveness in the matter of means and capacity for learning by experience......the part which purpose plays in his life becomes increasingly clear......and (he is well aware of the *ends* towards which he is derecting his present conduct."

† "This *unity* is God. All things have come from the Divine unity, from God, and have their origin in Divine unity, in God alone. It is the destiny and lifework of all things to unfold their essence. Hence their devine being and therefore Divine unity itself—to reveal God in their external and transient being."

પરમ હેતુ નક્કી કરવો જોઇએ. આ પરમ લક્ષ્ય આપણી સર્વ પ્રવૃત્તિનું નિયામક બને છે અને તેથી આપણા જીવિતનું ઐક્ય આપણે સિદ્ધ કરી શકીએ છીએ.

મનુષ્ય જીવિતના પરમ હેતુના પ્રશ્નનો જેવો નિર્ણય કરવામાં આવે છે તે પ્રમાણે દરેક દેશના સુધારાનું સ્વરૂપ ઘડાય છે. જેવી દૃષ્ટિથી આ ગૂઢ સવાલનો નિશ્ચય કરવામાં આવે છે તેવી રીતે ગૃહને રાજ્ય, સાહિત્ય ને કળા, ધર્મ ને નીતિ, રીતરિવાજ અને રહેણી કહેણીનું સ્વરૂપ નક્કી થાય છે, આપણી સર્વ સાંસારિક પ્રવૃત્તિનો હેતુ સીધી કે આડકતરી રીતે આ પરમ લક્ષ્ય સિદ્ધ કરવા તરફ હોવો જોઇએ; તેથી આપણી સર્વ સાંસારિક અને ધાર્મિક વ્યવસ્થા એવા પ્રકારની હોવી જોઇએ કે ઘણી સરળ રીતે અને જીવનશક્તિના થોડા વ્યયે આપણે આખરનો ઉદ્દેશ ફળીભૂત કરી શકીએ.

જનમંડળની વ્યક્તિના અને તેના સમષ્ટિના હિતની પ્રવૃત્તિમાં કેળવણી એ એક ઉપયોગી અંગ છે. કેળવણીની ભાવના અને આપણા જીવિતનો હેતુ બન્ને એક હોવા જોઇએ; કારણકે કેળવણી તો આપણી પરમભાવના સિદ્ધ કરવાને સાધનરૂપ છે. પણ જ્યારે કેળવણીની ભાવના અને જનમંડળની ભાવના ભિન્ન હોય છે ત્યારે વિરોધ અને કલહ, એક એકના સંસર્ગથી, સ્વાભાવિક રીતે ઉપજે છે. જે જીવિતના હેતુથી કેળવણીની ભાવના નક્કી થાય છે તે આપણી કેળવણીની જુદી જુદી અવસ્થામાં પણ અનુભવગોચર હોવી જોઇએ. ઉદ્દેશની એકતા સાથે પ્રવૃત્તિનું §ઐક્ય હોવું જ જોઇએ. તેથી પ્રાથમિક માધ્યમિક અને વિશ્વવિદ્યાલયની કેળવણીને અરસપરસ એવી યોજવી જોઇએ કે ઘણી સરળ રીતે કેળવણીની ભાવના સિદ્ધ થાય. અને કેળવણીની ભાવના ફળીભૂત થવાથી જીવિતનો હેતુ સરળ રીતે સિદ્ધ થવાને ઘણો સંભવ છે. માટે દરેક કેળવણીકારે પ્રથમ જીવિતના પરમ ઉદ્દેશનો વિચાર કરી કેળવણીની* યોજનાનો વિચાર કરવો જોઇએ.

---

§ "Froebels' great word is *inner connection*. There must be an inner connection between the pupil's mind and objects which he studies and this shall determine what to study. There must be inner connection in those objects among themselves which determines their succession and the order in which they are to be taken up in course of instruction Finally, there is an inner connection within the soul; that unites the faculties of feeling, perception phantasy, thought and volition, and determines the law of their unfolding Inner connection is in fact the law of development, the principle of evolution."

* "Education should lead and guide man to clearness, concerning himself and in himself; to peace with nature and *unity* with God."

પૂર્વ અને પશ્ચિમના સુધારાના સંસર્ગથી બન્ને દેશની ભાવનાનું સંઘર્ષણ અનુભવવામા આવે છે. આર્ય જીવનભાવના સમષ્ટિપ્રધાન છે, પણ પાશ્ચાત્ય સુધારો વ્યક્તિપ્રધાન નીતિ ઉપર રચાયો છે. એક ભાવના સમષ્ટિનું હિત દરેક પ્રવૃત્તિમાં જુવે છે ત્યારે બીજી ભાવના દરેક બાબતમાં વ્યક્તિ–અહભાવનેજ પુષ્ટિ આપે છે. તેથી વ્યક્તિ અને સમષ્ટિ પ્રધાન ભાવનાના વિરોધ અને કલહના ફળ આપણે હાલની સામાજિક સ્થિતિમાં અનુભવીએ છીએ. જ્યાં સુધી બન્ને ભાવનાના ઉત્તમ તત્વનું બરોબર મિશ્રણ કરી એક સુઘટિત ભાવનાનો નિર્ણય કર્યો નથી ત્યા સુધી કેળવણીના ફળનો લાભ આપણે બરોબર રીતે લઈ શકવાના નથી. કેળવણીના ચિંતકનો આ એક ઉપયોગી પ્રશ્ન છે.

કેળવણીની ભાવનામાં વસ્તુ, શક્તિ, અને હેતુ કારણથી આપણે શો વિચાર કરવો જોઇએ તે આપણે ઉપર જોયુ છે. ચૈતન્ય પરત્વે આકાર અને હેતુ કારણ અભિન્ન છે પણ જો તેને જુદા પાડી આકારકારણથી કેળવણીનો વિચાર કરીએ તો શિક્ષણનો અભ્યાસક્રમ વખતપત્રક તેમજ કેળવણીના સાહિત્યનો તેમા સમાવેશ થાય છે. કેળવણીના વિષયમાં આ ચારે કારણનો એકી સાથે વિચાર કરવાનો છે. તેમનો અરસપરસ સંબંધ ઘણો ગાઢ છે. કેળવણીની હેતુનો આધાર મનુષ્યમનની શક્તિ ઉપર રહે છે તેમજ શિક્ષકની શક્તિ• કારણનો સંબંધ પણ હેતુકારણ સાથે નિકટ છે. કેળવણીનો જે હેતુ નક્કી કર્યો હોય છે તે પ્રમાણે જ અભ્યાસક્રમ રચાય છે તેથી આકારકારણ પણ હેતુકારણથી નિયમિત થાય છે. તેથી કોઈ પણ કેળવણીની વ્યવસ્થાનો વિચાર કરતી વખતે આ ચારે કારણો ધ્યાનમાં રાખવાનાં છે. કેટલીક કેળવણીની ભાવનામા હેતુકારણ અસ્પષ્ટ હોય છે અથવા યોગ્ય રીતે વ્યવસ્થિત સ્થિતિમા હોતું નથી કોઈ ઠેકાણે ફક્ત આકાર હેતુ એટલે શિક્ષણના સાહિત્ય જેવાં કે મકાન, પુસ્તકો, આંકડા વગેરે સાધન ઉપર વિશેષ ધ્યાન આપવામાં છે. પણ તેનો યોગ્ય ઉપયોગ કરનાર શક્તિકારણ પરત્વે બેદરકારી રાખવાથી શિક્ષણ જોઇતો લાભ આપી શકતું નથી.

મુળજીભાઈ હીરાલાલ ચોકસી.

---

# પ્રાસંગિક નોંધ.

**હિન્દી સ્ત્રીઓની યુનિવર્હસિટિ.**

આ માસમાં નોંધવા લાયક એક મ્હોટો બનાવ—તે પ્રો. કર્વેએ સ્થાપવા માંડેલી હિન્દી સ્ત્રીઓની યુનિવ્હર્સિટિ છે. છેલ્લી સંસારસુધારા પરિષદ્‌માં પ્રો. કર્વેએ સ્ત્રીઓની કેળવણી ઉપર વિસ્તારથી વિવેચન કર્યું હતું, અને પોતાની નવી યોજનાનું સૂચન પણ કર્યું હતું—પણ એ યોજના આખા હિન્દુસ્થાન માટે સ્ત્રીઓની એક યુનિવ્હર્સિટિનું રૂપ લેશે અથવા તો તે આટલી ઝડપથી પ્રજા સમક્ષ મૂકાશે એમ કોઇના ધારવામાં ન હતું. ડીસેંબર પછી પ્રો. કર્વે ઉત્તર હિન્દુસ્થાનમાં ગયા હતા—ત્યાં આપણા દેશહિતચિન્તક બન્ધુઓની આ વિષય માટે લાગણી જોઇને, તથા સ્ત્રીઓની કેળવણી સંબન્ધી એમની સાથે વાતચિત કરીને એવા નિશ્ચય ઉપર આવ્યા કે માત્ર મહારાષ્ટ્રની જ નહિ પણ આખા હિન્દુસ્થાનની સ્ત્રીઓ માટે એક યુનિવ્હર્સિટિ સ્થાપવી ઇષ્ટ છે. તે પછી એ સાધુ પુરુષે જાતે શહેરે શહેર ફરીને એ યુનિવ્હર્સિટિની યોજના પ્રજા સમક્ષ મૂકી છે અને નાણાં ઉઘરાવવા માંડયાં છે. એમની વ્યવહારૂ કામ કરવાની રીતનો એક પુરાવો આરંભમાં જ મળી ગયો છે તે એ કે એમણે આ વિષમ સમયમાં લાખો રૂપીઆ મ્હોટી રકમે એકઠા કરવાનો યત્ન જ કર્યો નાહ. વાર્ષિક લવાજમ માટે જ વચન લીધાં છે, અને તદનુસાર લવાજમ એકઠાં કરવા માંડયાં છે—દરમિયાન યુનિવ્હર્સિટિના ફેલોઝની ચૂંટણીનું કામ શરૂ કરી દીધું છે, અને સેનેટ તૈયાર થઇ જશે અને સિન્ડિકેટ નીમાશે, એટલે અભ્યાસક્રમ વગેરેની યોજના બહાર પડશે.

પ્રો. કર્વેના આ ઉપક્રમ ઉપર સંસારસુધારાના કેટલાક મિત્રો તરફથી ટીકા થઇ છે—તેમાં બે ત્રણ ખાસ મુદ્દા જોવામાં આવે છે. સ્ત્રીઓની કેળવણી પુરુષોની કેળવણી કરતાં જુદી હોવી જોઇએ એવી જે માન્યતા પ્રો. કર્વેની યોજનામાં સ્પષ્ટ તેમજ ગર્ભિત રીતે રહેલી છે તે કેટલાકને પસંદ પડતી નથી. એ કેળવણીનું ધોરણ પુરુષની કેળવણીના ધોરણથી ઊતરતું રહી, આ નવી યુનિવ્હર્સિટિની ડિગ્રીઓ સોંઘી અને તેથી નમાલી થઈ પડશે એમ કેટલાકને ભય રહે છે. અને કેટલાકને પહેલી હાઇસ્કૂલ, પછી કૉલેજ, અને પછી યુનિવ્હર્સિટિ,—પહેલો પ્રાન્ત, પછી ઇલાકો, અને પછી હિન્દુસ્થાન—એમ બંને રીતનો, ઉત્તરોત્તર વૃદ્ધિનો અને વિસ્તારનો, સ્વાભાવિક ક્રમ અવગણી—પ્રો. કર્વેએ આખા હિન્દુસ્થાનની એક યુનિવ્હર્સિટિ સ્થાપી દેવાનો જે યત્ન આરંભ્યો છે તે ભૂલભરેલું સાહસ લાગે છે.

સ્ત્રીઓની કેળવણી પુરુષોની કેળવણી કરતાં તદ્દન જુદી જ હોવી જોઈએ—જાણે સ્ત્રીઓ તે જુદાં જ પ્રાણી હોય!—એ કલ્પના આ લેખકને માન્ય નથી, અને એ વાત એણે

વસન્ત પત્રમા એક કરતા વધારે વાર જણાવી છે, પણ તે સાથે એટલુ પણ સ્પષ્ટ છે કે સ્ત્રીઓ પુરુષ જેવી જ કેળવણી લઇશકે, તોપણ સ્ત્રીઓએ પુરુષ સાથે એક જ જાતના જીવનમાં હરીફાઈ કરવી તેના કરતા એમણે – જીવનનો ભાર પુરુષ પાસેથી વ્હેંચી લેવો એ વધારે સારૂ છે અને એમ છે તો તેમાથી સ્વાભાવિક રીતે આ ફલિત થાય છે કે જીવનનો જે અંશ કેળવવાની એમને માથે વિશેષ ફરજ છે તે જ અંશમા વિશેષ ઉપયોગી થાય એવી કેળવણી એમને—સામાન્ય રીતે—આપવી જોઇએ બીજું—સ્ત્રી અને પુરુષ તે એક જ વ્યાપારની પેઢીમા બે ભાગદાર જેવા નથી, કે જે બેમાથી ગમે તે ગમે તે કામ ઉપાડી લે એટલે કામની યોગ્ય વ્હેંચણી થઈ ગઈ ક્હેવાય કુદરતે જ બેમાં કેટલીક જુદી જુદી શક્તિઓ અને યોગ્યતાઓ મૂકી છે, જેને અનુસરીને કાર્યભારની વ્હેંચણી થાય તો એકદર ફલ વધારે સારૂ આવે

બીજુ—સ્ત્રીઓની ડિગ્રી સોઘી અને નમાલી થશે એમ માનવાને કંઈ જ કારણ નથી સ્ત્રીઓને શીખવાના કેટલાક વિષય તો પુરુષ સાથે સમાન જ થશે પણ તે સિવાય જે ખાસ વિષય રાખવામા આવશે તે પુરુષના વિષય કરતા જરા પણ સહેલા નથી ગૃહ કાંઈ રાજ્ય કરતા ઓછો વિકટ વિષય નથી, અને ગૃહ કે જ્યાં રાજ્યનો પાયો નખાય છે તે ઓછુ કઠિન હોવાનો સંભવ પણ નથી સ્ત્રી કેળવણીના વિષય માટે જે મતભેદ જોવામા આવે છે તે જ બતાવી આપે છે કે ગૃહ એ કેવુ complex—અનેક રૂપ અને શક્તિઓથી સંકુલ જીવન છે—જેનો સંપૂર્ણ અને યથાર્થ ગ્રહ થઈ શકવો મુશ્કેલ થઈ પડવાથી જ મતભેદ ઉપજે છે

પ્રો કર્વેની યોજના સામે ત્રીજો આક્ષેપ જે એમ કરવામા આવે છે કે એમણે ક્રમે ક્રમે ચાલવાને બદલે કૂદકો માર્યો છે—એનો ઉત્તર અત્યારે સન્તોષકારક રીતે આપવો કઠિન છે આપણા પ્રાન્તમા હજી તો સ્ત્રીઓ માટે હાઇસ્કૂલો વધારવાની જરૂર છે, ત્યાં આખા હિન્દની એક યુનિવર્સિટિ સ્થાપવી એ કોઇને 'Quixotic' લાગે તો તેમા આશ્ચર્ય જેવુ નથી પણ તે સામે એક વાત વિચારવા મારા મિત્રોને વિનંતિ છે ૧૮૮૫ મા આખા હિન્દ માટે એક કૉન્ગ્રેસ સ્થાપવાનો નિશ્ચય થયો તે વખતે કોઇએ એમ કહ્યું હોત કે પ્રથમ જિલ્લા અને પ્રાન્તની ફરિયાદો તો સરકાર આગળ મૂકો, પછી આખા હિન્દુસ્થાનની વાત કરજો તો હું નથી ધારતો કે એ દલીલ તદ્દન ગેરવાજબી લાગત રાજકીય વિષયમા સરકાર ઉપર સમસ્ત હિન્દના લોકમતથી અસર કરવાની જરૂર છે એમ કદાચ ભેદ પાડવામા આવે—પણ વસ્તુત આખુ હિન્દુસ્થાન એક પ્રયત્નથી સ્ત્રીઓની કેળવણી હાથમા લેવા તત્પર થયુ છે એ ભાવના પણ આપણા ઉત્કર્ષ માટે થોડી બલિષ્ઠ નથી પ્રો કર્વેને પૂર્ણ ઉત્સાહથી અને બળથી મદદ આપવાની જરૂર છે અને એમના પોતાના અડગ નિશ્ચયથી અને કાર્યશક્તિથી પ્રજાની સહાનુભૂતિથી, અને હિન્દના અદ્ભુત મંગળ અદૃષ્ટથી—આ યોજના જો

સફળ થઈ જાય—તો હિન્દની રાષ્ટ્રીય સભા (કૉન્ગ્રેસ) સ્થાપીને આપણા વૃદ્ધ દેશભક્તોએ અને હિન્દુ યુનિવર્સિટિ સ્થાપીને પંડિત મદનમોહન માલવીયે જે દેશ સેવા બજાવી છે—તે જ દરજ્જાની આ ત્રીજી દેશસેવા મિ. કર્વે બજાવી જશે. પ્રભુ એમને જય અને યશ આપો *

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ

---

* ઉપરનું લખ્યા બાદ, ગવર્મેન્ટ ઑફ ઇન્ડિઆએ પ્રોવિન્સ્યલ ગવર્મેન્ટ (ઇલાકા સરકાર) ઉપર તા. ૨૨ મી ફેબ્રુઆરી ૧૯૧૬ એ લખેલો સર્ક્યુલર લેટર વાંચવામાં આવ્યો. વાચકને સ્મરણ હશે કે થોડાક માસ ઉપર ઇંગ્લંડમાં કેટલીક બાનુઓ અને ગૃહસ્થો—જેઓ હિન્દુસ્થાનની સ્ત્રી કેળવણીમાં રસ લે છે—તેઓ હિન્દુસ્થાન ખાતાના પ્રધાન મિ. ચેમ્બરલેઇન પાસે હિન્દુસ્થાનમાં સ્ત્રીઓની કેળવણી વધારવા બાબત વિનંતિ કરવા ગયા હતા. મિ. ચેમ્બરલેઇને દેખીતી રીતે જરા નિરાશા ઉપજાવનારો જવાબ આપ્યો—કે આ પ્રશ્ન કઠિન છે, અત્યારે લેવા જેવો નથી, અને તેઓએ પ્રથમ હિન્દુસ્થાનના વ્હાઇસરૉયને આ બાબત મળવું જોઇતું હતું. પણ એ હિલચાલનું પરિણામ એ આવ્યું કે પ્રધાને વ્હાઇસરૉયને લખી મોકલ્યું, અને એમણે પ્રાન્ત સરકાર ઉપર એક યાદી મોકલી અને એમાં સ્ત્રીકેળવણી સંબન્ધી કેટલાક પ્રશ્નો ઉપર એમનો અભિપ્રાય માગ્યો છે. અત્યારે સ્ત્રી કેળવણીનો પ્રશ્ન ખાસ મહત્ત્વ શા માટે ધરાવે છે એ વિષે એ યાદીના આરંભમાં બે પૅરેગ્રાફ છે એ વાંચવા જેવા છે :

"Apart from the general reasons for the increasing demand for female education, it may be observed where the joint-family system has hither to prevailed in India, it is now breaking up. Families composed of only the father and the mother and their children are becoming more common. Girls and young women are, therefore, becoming the heads of families without being able to rely, as in former days, upon the advice and care of older relations, and the duty of bringing up the children devolves upon them. The health and physical efficiency of the latter is a National concern, and it cannot be secured without the education of mothers and their co-operation.

"For the same reason, namely, the breaking up of the joint family system, widows have not now the care and protection which that system secured them, and their opportunities of social service confined, though these may have been to the circle of their own and related families, have to a large extent disappeared It is also necessary that women should receive some appropriate education in this period of transition when the old system is passing away which, though it enforced their subordination, secured them a certain degree of protection and comfort"

ખરેખર, પુસ્તકોની મદદ વગર આજ સુધી ગૃહમાં સ્ત્રીઓને જે કેળવણી મળતી તે ઓછી થઇ ગઇ છે, અને ઉલટું સ્ત્રીઓને માથે ઘરનો બોજો વધારે આવી પડ્યો છે—એક તો, એમના ઉપર વડીલ વગર અનુભવરહિત વયમાં સ્વતન્ત્ર રીતે એકલહાથે ઘર ચલાવવાનો—અર્થાત્ છોકરા ઊછેરવા વગેરેનો—ભાર આવે છે, અને બીજું, પૂર્વ અને પશ્ચિમની એકવાક્યતા કરવાની મુશ્કેલી આખા જનસમાજ ઉપર પડેલી છે તે ગૃહજીવનમાં પણ પ્રવેશેલી છે. તે ઉપરાંત, વિધવાઓના સંબન્ધમાં પણ ઉપલા સરક્યુલરમાં કહેલું સત્ય છે. તેઓ પોતાનો નિર્વાહ કરી શકે અને ઇચ્છા હોય તો આર્તપરિચર્યા જેવી લોકસેવા કરી શકે, તથા પોતાની સ્થિતિને યોગ્ય પવિત્ર જીવન ગાળી શકે તે માટે એમને જોઇતી કેળવણીની ગોઠવણ થવી જોઇએ. આ સમ્બન્ધી લોકમત અને અનુભવી મત શો છે એ હિન્દી સરકારી જાણવા માગે છે. વિશેષમાં, એક સૂચન એ એવું કરે છે કે સ્ત્રીકેળવણીની બાબતમાં પ્રજાને પોતાને સ્થાનિક સ્વરાજ્યને ધોરણે વહીવટ સોંપવો, અને સરકારે બનતા સુધી એ ઉપર દેખરેખ રાખવી—એ હિન્દી સરકારને ઇષ્ટ જણાય છે. આશા છે કે આ સર્ક્યુલરને લઇને—દેશમાં સ્ત્રીકેળવણીનો પ્રશ્ન સારી રીતે ચર્ચાશે, અને સ્ત્રીકેળવણી આગળ વધશે.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

લવાજમ સર્વ માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે.)
મળવાનું ઠેકાણું:—વસન્ત ઑફીસ.—અમદાવાદ.

---

## નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખના કર્તા જવાબદાર છે.

૫ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી. તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા માટેની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૫ કોઇ પણ લેખકનું અસલ લખાણ-એ લેખ "વસન્ત" માં દાખલ કરવાનો યોગ્ય હોય કે ન હોય-પણ પાછું લેખકને તે મોકલવાને અમો બંધાતા નથી.

૬ એક જ લેખ બે ત્રણ જગ્યાએ મોકલેલો વસન્તમાં પ્રસિદ્ધ થવા મોકલતાં તે સાથે તે બીજે મોકલ્યો હોય તો જણાવવું કારણ કે તેવા લેખો પ્રસિદ્ધ કરવા કે નહિ તે તન્ત્રીની મુનસફી ઉપર છે.

વ્યવસ્થાપક.

---

Reg. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम। धर्मान्न प्रमदितव्यम। कुशलान्न प्रमदितव्यम। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम।

उपनिषद्.

વર્ષ ૧૫. અંક ૩. [ માસિક ] ચૈત્ર, સંવત ૧૯૭૨.

## સ્વરાજ્ય અને સામ્રાજ્ય.

૨.

ગયા અંકમાં આપણે ‘ સ્વરાજ્ય ’ અને ‘ સામ્રાજ્ય ’ એ શબ્દનો અર્થ નક્કી કરી—એ બે શબ્દથી પ્રતિપાદિત થતી ભાવનાનો અવિરોધ—અર્થાત્ સંગતિ—કરવાની આપણી તેમ જ આપણા રાજ્યકર્તાઓની ફરજ છે એ બતાવ્યું. તેમાં, પ્રો. સ્યૂકર્ટે “ Empire ” શબ્દનો અર્થ કરતાં બતાવ્યું છે તે પ્રમાણે ‘ British Empire connotes British Liberty’—અર્થાત્ સ્વરાજ્ય એ બ્રિટિશ સામ્રાજ્યનો પ્રાણ—એનું જીવાતુભૂત તત્ત્વ છે. તેથી બ્રિટિશ સામ્રાજ્ય વિષે કાંઈ પણ કહેતાં પહેલાં સ્વરાજ્યનું નિરૂપણ કરવું પ્રાપ્ત થાય છે.

આ સ્વરાજ્ય માટેની આજ સુધીમાં કેવી કેવી યોજનાઓ રજુ થઈ છે એ જાણીશું અને ત્યાર પછી એનો સરકાર તરફથી શો સત્કાર થયો છે એ જોઈશું. આ યોજનાઓમાં મુખ્ય નીચે પ્રમાણે છે—

### (૧.) મિ. બ્રાઈટની યોજના.

૧. સૌથી જૂનામાં જૂની સ્વરાજ્ય માટેની યોજના મિ. બ્રાઈટની હતી.

તે એવી હતી કે—હિન્દુસ્થાનના જુદા જુદા ઇલાકાનો એક એક ગવર્નર અને એની ઉપર ગવર્નર-જનરલ એવી વ્યવસ્થા છે તેને બદલે માત્ર ગવર્નરો જ રાખવા અને દરેક ગવર્નરને સીધો સેક્રેટરિ ઑફ્ સ્ટેટને જ જવાબદાર કરવો.* આ રીતે દરેક ઇલાકાને લશ્કર સુદ્ધાની બાબતમાં દરેક બીજા ઇલાકાથી છૂટો રાખવો, અને આગવાં જાણે જુદાં જુદાં રાજ્યો જ હોય—ફ્રાન્સ, જર્મનિ વગેરે જેવાં—એમ એમનો સ્વતન્ત્ર વિકાસ થવા દેવો વળી, તે માટે દરેક ઇલાકાની કાઉન્સિલમાં અધિકારી અંગ્રેજો સાથે વેપારી અંગ્રેજોને, અને વિશેષમાં લોકને સારી રીતે જાણતા એવા બે ત્રણ દેશીઓને પણ, રાખવા.

આ સૂચના લગભગ સાઠ વર્ષ ઉપર થઈ હતી. દેશીઓને કાઉન્સિલમાં જોડવા સમ્બન્ધી

---

*"I would propose that, instead of having a Governor-G neial and an Indian Empire, we should have neither the one nor the other I would propose that we should have Presidencies, and not an Empire If I were a minister—which the House will admit is a bold figure of speech—and if the House were to agree with me, which is also an essential point—I would propose to have at least five Presidencies in India, and I would have the Governments of those Presidencies perfectly equal in rank and in salary The capitals of these Presidencies would probably be Calcutta, Madras, Bombay, Agra, and Lahore I will take the Presidency of Madras as an illustration

\+ + + + + +

I would have its finance, its taxation, its justice and its police departments, as well as its public works and military departments precisely the same as if it were a state having no connection with any other parts of India, and recognised only as a dependency of this country

\+ + + + + +

I would have the army divided, each Presidency having its own army just as now, care being taken to have them kept distinct, and I see no danger of any confusion or misunderstanding, when an emergency arose, in having them all brought together to carry out the views of the Government There is one question which it is important to bear in mind, and that is with regard to the councils in India I think every Governor of a Presidency should have an assistant council, but differently constituted from what they are now, I would have an open council ... what we want is to make the Governments of the Presidencies Governments for the people of the Presidencies, not Governments for the civil servants of the crown, but for the non official mercantile classes from England who settle there, and for the 20,000,000 or 30,000,000 of natives in each Presidency —House of Commons, June 24, 1858.

એમની ભલામણ અમલમાં આવી ગઈ છે. ઇલાકાને એક બીજાથી તદ્દન જુદા પાડી ગવર્નર-જનરલ કાઢી નાખવાનો વિચાર અંગ્રેજ અધિકારીઓએ પસન્દ કર્યો નથી × એટલું જ નહિ પણ હિન્દુસ્થાનની પ્રજાના નાયકો પણ હિન્દુસ્થાનના જુદા જુદા ભાગોને એક બીજા સાથે સાંકળેલા રાખી હિન્દુસ્થાન સમસ્તની એકતા સાધવા માગે છે.

## (૭) મિ. બ્રૅડલૉ અને ૧૮૮૯ ની કૉન્ગ્રેસની યોજના.

૨૦ તે પછી લગભગ ત્રીસ વર્ષે—ઇ. સ. ૧૮૮૯ માં મુંબાઇમાં કૉન્ગ્રેસની જે બેઠક થઇ અને જેમાં મિ. ચાર્લ્સ બ્રૅડલૉ પ્રેક્ષક તરીકે આવ્યા હતા, તેમાં "Representation" (રાજ્યતંત્રમાં પ્રજાના પ્રતિનિધિ દાખલ કરવા) સંબન્ધી અર્થાત્ સ્વરાજ્ય સંબન્ધી નીચે પ્રમાણે યોજના ઘડવામાં આવી હતી:

(૧) સમગ્ર હિન્દ (Imperial) અને તેના પ્રાન્તોની (Provincial) ધારા સભા (Legislative councils)ના મેમ્બરોમાં ઓછામાં ઓછા અડધા લોકમતથી ચૂંટાએલા (elected) હોવા જોઇએ, સ્થાનની રૂએ (ex officio) નીમાએલા ચોથા હિસ્સા કરતા વધારે હોવા ન જોઇએ, અને બાકીના સરકાર નીમે.

---

× જૉન બ્રાઇટનું જીવનચરિત્ર લખનાર મિ. ઓ'બ્રાયને મિ. બ્રાઇટની યોજના ઉપર વાયવ્ય પ્રાન્તના માજી લેફ્ટેનન્ટ ગવર્નર અને તે પછી સેક્રેટરિ ઑફ સ્ટેટની કાઉન્સિલના મેમ્બર સર આલ્ફ્રેડ લાયલનો અભિપ્રાય લીધો હતો. સર આલ્ફ્રેડ લખે છે.—

"So far as Bright desired decentralisation, as the best and most effective system of Government in India, I thoroughly agree with his principle. I have myself advocated it for years past. And since Bright's time very considerable steps have been taken toward this end, particularly during the last two years. Every important province has now its legislative council, its police and its assignment of revenue which the local Government can spend at its discretion, subject to certain reservations. There is also a High or Chief Court for each province, and there are strong municipalities in the chief cities. In fact, the whole administration of India has been reformed since 1858–59.

\+ × + + + +

But I hold that Bright carried his principle too far when he proposed to abolish the supreme Government of India, and to consolidate the provinces as separate states, 're-organised only as dependencies of this country, and corresponding directly with the Secretary of State for India on all questions that would mean nothing less than the Government of a vast territory from London by a Secretary of State responsible to the British Parliament, and I am convinced that such a system would be impracticable and also very unpopular."

(૨) સામાન્ય રીતે, રેવન્યુ ઉઘરાવવા માટે બાંધેલા જિલ્લાઓ દીઠ મેમ્બરોની ચૂંટણી કરવી.

(૩) સર્વે પુરુષ જાતિ બ્રિટિશ રૈયત પૈકી અમુક યોગ્યતા ધરાવનાર અને ઉમ્મરમાં ૨૧ વર્ષ કરતાં અધિક હોય તેને મત આપવાનો હક. [ આ યોગ્યતાનું ધોરણ હવે પછી નક્કી કરવામાં આવશે. ]

(૪) દરેક જિલ્લામાં મત આપવા હકદાર પુરુષ—સ્થાનિક સ્થિતિના પ્રમાણમાં—દશ લાખ વસ્તીએ બાર એ હિસાબે—પોતાના પ્રતિનિધિઓ પસંદ કરે. એ પ્રતિનિધિઓમાં અમુક યોગ્યતા હોવી જોઇએ અને અમુક અયોગ્યતા ન હોવી જોઇએ. [ જે હવે પછી નક્કી કરવામાં આવશે. ]

(૫) આ પ્રમાણે પસંદ થએલા પ્રતિનિધિઓ—જે વસ્તી તરફથી પોતે પસંદ થએલા હોય તેના પચાસ લાખે એક એ પ્રમાણમાં—સમસ્ત હિન્દની ધારાસભા માટે પોતા તરફથી મેમ્બરો નીમે; અને પ્રાન્તિક ધારાસભા માટે દસ લાખ વસ્તીએ એક એ પ્રમાણમાં—નીમે. તેમાં નિયમ એટલો કે—કુલ વસ્તીમાં પારસી, ખ્રિસ્તી, મુસલમાન, અને હિન્દુઓ જે પ્રમાણમાં હોય તે પ્રમાણ કરતાં ધારાસભામાં તેઓનું પ્રમાણ ઓછું રહેવું ન જોઇએ. એ ધારાસભાના મેમ્બરમાં અમુક યોગ્યતા હોવી જોઇએ, અને અમુક અયોગ્યતા ન હોવી જોઇએ [ જે હવે પછી નક્કી કરવામાં આવશે. ]

આ પ્રમાણેની યોજના—મેમ્બરો માટે અમુક યોગ્યતા અયોગ્યતા પાછળથી નક્કી કરવાની હતી તે કરીને—પાર્લમેન્ટમા પસાર કરવા માટે મિ. ચાર્લ્સ બ્રૅડલૉને સોંપવાનો કૉન્ગ્રેસે ઠરાવ કર્યો, અને મિ. બ્રૅડલૉએ એને અનુસરીને પાર્લમેન્ટમાં દાખલ કરવાનું બિલ તૈયાર કર્યું. સરકારે પોતા તરફથી એ જ ધોરણે બિલ લાવવાનું જાહેર કર્યું. મિ. બ્રૅડલૉનું બિલ ખેંચી લેવામાં આવ્યુ. અને ' ઇ. સ. ૧૮૯૨ નો લૉર્ડ ક્રૉસનો ઇન્ડિયન કાઉન્સિલ્સ ઍક્ટ ' સરકાર તરફથી પાર્લમેન્ટમાં પસાર થયો. આ ઍક્ટથી—સરકારે કાઉન્સિલમા મેમ્બરોની સંખ્યા મ્હોટી કરી પ્રજામતનાં અમુક મંડળો સ્થાપી એમના પ્રતિનિધિઓ લેવાનું ઠરાવ્યુ અને નૉન-ઑફિસિયલ યાને અધિકારિમંડળ બહારના મેમ્બરોનું પ્રમાણ પહેલા કરતાં વધાર્યું. સ્વરાજ્યની કાંઇક શરૂઆત કરી.

## (૩.) મિ. ગોખલેએ વેલ્બિ કમિશન આગળ મૂકેલી યોજના.

૩. ત્યાર પછી થોડા જ વખતમાં—હિન્દુસ્થાનના ખર્ચ સંબન્ધી વિચાર કરવા વેલ્બિ કમિશન નીમાયુ. તેણે સરકારી સાક્ષીઓ સાથે—પ્રજામતના કેટલાક સાક્ષીઓ પણ લીધા. તેમાં મર્હૂમ ગોપાળ કૃષ્ણ ગોખલેએ આપેલી જુબાની—જે એ મહાન પુરુષની બુદ્ધિશક્તિ, નિરૂપણશક્તિ, અને સ્વદેશભક્તિનો અમર કીર્તિસ્તંભ છે—તેમાં હિન્દુસ્થાનની પ્રજાને દેશના

નાણાં ખર્ચવા ઉપર વધારે કાબુ હોવો જોઇએ એમ એમણે જણાવ્યું, અને તે માટે હિન્દુસ્થાનના રાજ્યવહીવટમાં સ્વરાજ્યનું તત્ત્વ દાખલ કરવા માટે કેટલીક સુચના કરી તે નીચે પ્રમાણે છે:—

(૧) હિન્દી બજેટ વ્હાઇસરૉયની ધારાસભામાં કસમવાર મત લઇને પસાર કરવું. સરકાર પોતાના પક્ષના મેમ્બરોની સંખ્યા વધારે રાખે—એટલે સરકાર હારે અને બજેટ પસાર ન થઈ શકે એવું કદી બનશે નહિ. પણ નૉન-ઑફિસ્યલ મેમ્બરો પૈકી અર્ધા કરતાં વધારે જો અમુક ખર્ચની વિરુદ્ધ હોય તો તે બાબત તેઓ હિન્દી સરકાર (વ્હાઇસરૉયની કાઉન્સિલ) મારફત 'કમિટિ ઑફ કન્ટ્રોલ' (committee of control) આગળ રજુ કરી શકે.

(૨) આ 'કમિટિ ઑફ કન્ટ્રોલ' સેક્રેટરિ ઑફ સ્ટેટ અને એની કાઉન્સિલ બહારના મેમ્બરોની—પાર્લ્યમેન્ટ નીમે, અને એ કમિટિ પાર્લ્યમેન્ટને જવાબદાર રહે—પાર્લ્યમેન્ટને ખર્ચ બાબત વખતોવખત રિપોર્ટ કરે.

(૩) મદ્રાસ, મુંબાઇ, બંગાળ, સંયુક્ત પ્રાન્ત, પંજાબ, અને બહારેથ તરફથી—એક એક મેમ્બર પાર્લ્યમેન્ટમાં બેસવા માટે ચૂંટી કાઢવામાં આવે.

આ સૌથી વિશેષ મહત્ત્વની સૂચના હતી. તે ઉપરાંત બીજી મહત્ત્વની સૂચના એ હતી કે જિલ્લાના વહીવટ માટે કલેક્ટર ઉપર કમિશનર અને કેટલેક સ્થળે વળી એ ઉપર રેવેન્યુ બોર્ડ રાખવામાં આવે છે તેથી નકામું ખર્ચ વધે છે અને કલેક્ટરની સત્તા ઉપર ખરાને બદલે ખોટો અંકુશ મૂકવામાં આવે છે. ખરો અંકુશ એ છે કે—દરેક જિલ્લામાં કલેક્ટરને એક એક્ઝિક્યુટિવ બોર્ડનો પ્રેસિડન્ટ ઠરાવવો—અને એ બોર્ડમાં રેવેન્યુ, પોલિસ, જંગલ, ઇજનેરી, દાક્તરી, અને કેળવણી ખાતાના ઍસિસ્ટન્ટ યાને મદદગાર મેમ્બર રાખવા, જેઓ ન્હાનાં ન્હાનાં કામમાં પોતાના ખાતાના સ્વતન્ત્ર ઉપરિ રહે, અને મ્હોટાં કામોમાં પોતાની સાથેના બીજા મેમ્બરોની સાથે મળીને કામ કરે—અને સૌને પ્રેસિડન્ટ યાને કલેક્ટરની સામાન્ય સલાહ મળતી રહે. આ ઑફિસ્યલ બોર્ડમાં—જિલ્લાબોર્ડ અને મ્યુનિસિપલિટિઓના ચેરમેન (અધ્યક્ષ)ને પણ સામિલ કરવા. કુલ દસ મેમ્બરો મળી જીલ્લાનો સઘળો વહીવટ કરે.*

* "The District being a unit of administration, the Collector's position should be that of the *President of an Executive Board consisting of his* Revenue, Police, Forest, Publice Works, Medical and Educational Assistants, sitting together each in charge of his own Department, but taking council in larger matters with the heads of the other Departments under the general advice of the Collector-President. To this Official Board, the Chairmen of the District and Municipal Board may be joined as non official representatives. These ten members, thus sitting together, and representing as many Departments, would from the best check on each indivi-

## (૫) મિસસ બેસન્ટની યોજના.

૫. હવે છેવટમા છેવ, મિસિસ બેસન્ટે સ્વરાજ્યની યોજના ઘડી છે તેનુ મુખ્ય ધોરણ તથા વિગત નીચે પ્રમાણે છે —

if it is a council of 12 I should have 8 elected and 4 nominated I should leave the power of nomination into the hands of the Collector, who will then be able to appoint men who do not care to stand for election but whom it is desirable to have on the Council But a majority of the Council must come in by election because it is the only way, known to modern times, by which you can give representation to different interests A Council then, should be created in every district, as far as possible, of which two thirds, or any other proportion more than half should be elected, and the rest less than half nominated This Council, to begin with, should have only advisory functions, though they need not always remain advisory if the experiment proves a success In this country, in our exceptional situation, we can progress only tentatively, and from experiment to experiment, as each experiment succeeds If the proposed experiment proves a success more responsible powers could certainly be entrusted to the Councils in due course It is necessary that the Advisory Council should be a small body, in order to meet the objection that has been raised by some that it might otherwise degenerate into a talking body A body of nine or ten members, sitting round a table with the Collector, assisted by other district officers, meeting once a month, would be able to dispose of a lot of business on the spot, which at present involves endless delays, and indirectly to get rid of a lot of poison which now gathers in a district from day to day, and which tends to vitiate the air in a manner, truly regrettable This is roughly the proposal that I am putting forward

Roughly I would divide the functions of the Collector into four categories First must come matters, which are urgent and confidential, in regard to which of course, he must have the power to do what he thinks proper without consulting the Council Secondly, there would be matters which he must refer to the Central Government for final disposal, whether there is a Council or not but in regard to which he would express an opinion or make a recommendation Here the opinion of the Council should also be ascertained by him and forwarded to Government along with his own opinion The third division, and here is what would make a great difference to the people, would be of matters, which the Collector should be empowered to dispose of on the spot, if he is able to carry his Advisory Council with him but which he must otherwise refer, as at present for orders to

પ્રજાના સર્વ કાર્યનો વહીવટ એના પોતાના હાથમા હોવો જોઇએ એટલે કે એની પસંદગીના માણસોના મંડળ ('councils') રચી એમના મત પ્રમાણે સરકારે સર્વ

the Central Government This is what will really constitute in some respects the distinctive feature of the scheme, freeing the Collector from the present excessive Secretariat control, and associating with him a small body of non official representatives to prevent his being a mere autocrat and giving the people some voice in the disposal of their affairs What I would like to see is that the Collector should be the head of an Executive Board, consisting of the Engineer, the Eductional Inspector and other officers belonging to the other departments in the district And he should have in addition an advisory council like the one I have outlined With the assistance of the Executive Board, he should carry on the general administration of the district and many matters which he at present has to refer to the Central Government he should be empowered to decide on the spot with the assistance of his Advisory Council The last division will be of matters, in which the Collector though bound to consult his Council should be free to act as he deems best, taking or rejecting the advice of the Council, as he likes

Leaving confidential matters alone, and taking the second category, I would include in it (1) Legislative proposals (2), proposals of revision of settlements (3) revision of water rates (4) recommandations about remissions of land revenue, (5) creation of new Municipalities, (6) extension of the operation of Acts to new areas, (7) imposition of punitive police and (8), creation of new posts All these matters must go to the Central Government in any case but the Collector should ascertain the opinion of his Council and send that opinion along with his own In the third category, which concerns the most important part of my scheme, I would have matters, which, as I have already explained the Collector should dispose of finally if he is able to carry his Council with him, but which he must otherwise refer to the Central Government If the Council does not agree with the Collector on any question nothing will be lost, as the matter will go to the Central Government as at present, but where the Council agree with the Collector he should be freed from the control of the Secretariat, and the matter decided there and then Among such matters would be (1) opening, location and abolition of liquor shops, (2) suspensions of land revenue, (3) levy of building fines, (4) city survey proposals, (5) organization of local supply from forests, (6) opening of new and closing of old schools, (7) establishment of village Panchayats and Unions (8) suspension of Taluka Boards, Municipalities, Panchayats and Unions, (9) creation of Benches of Magistrates (10) rules regulating fairs, processions

વહીવટ કરવો જોઇએ. પણ પ્રજાને પસંદગીનો હક તે દરેક વ્યક્તિનાં જ્ઞાન અનુભવ અને ચારિત્રના પ્રમાણમાં—અર્થાત્ ગામ જેવા સાદા વહીવટના પ્રદેશમાં અમુક ઉમ્મરનાં દરેક સ્ત્રીપુરુષને એ હક, એ કરતાં વધારે ગુંચવણના વહીવટ માટે, એટલે કે તાલુકા જિલ્લા પ્રાન્ત ઇત્યાદિનાં વહીવટી મંડળના બન્ધારણ માટે ઉપર કહ્યું તે જ ધોરણ, પણ તે ઉત્તરોત્તર ક્રમવાર વધારે ઊંચું. આ સ્વરાજ્યનું સામાન્ય ધોરણ.

હવે આ મંડળ યાને કાઉન્સિલની રચના તથા અધિકારની વિગતવાર હકીકત નીચે પ્રમાણે:—

**પ્રથમ ભૂમિકાનાં મંડળ:** ગામ અને શહેરવિભાગ( વૉર્ડ )નાં પંચ. એ માટે મત આપવા હકદાર એ પ્રદેશમાં રહેતાં સર્વ સ્ત્રી પુરુષો—એકવીસ વર્ષ અને તે ઉપરની ઉમ્મરનાં, માત્ર ગુન્હેગાર અને ગાંડાં સિવાયનાં. એ મંડળનાં કર્તવ્ય: (૧) ગામમાં થતા ન્હાના ન્હાના કેસમાં દિવાની અને ફોજદારી સત્તા, (૨) ગામની નિશાળ તથા એને લગતું કારખાનું બાંધવાં, જાળવવાં અને ચલાવવાં, તે માટે જોઇતાં નાણાં પ્રાન્તિક (ઇલાકા) સરકારમંડળ ( Provincial Parliament ) તરફથી જિલ્લામંડળ મારફત મળે, જિલ્લાની નિશાળોનાં ધોરણ બાંધવાનું તથા નિશાળો તપાસવાનું કામ કેળવણી ખાતાનું; (૩) આરોગ્ય; (૪) કુવા તથા પાણીનાં બાંધકામ, (૫) ગામની અંદરના રસ્તા; (૬) દીવાબત્તી, (૭) ઝાડ રોપવાં; (૮) ક્લબ અને વાંચનશાળા; (૯) નાણાંપેઢી અને પરસ્પર સાહ્યકારી મંડળી. વૉર્ડ યાને શહેરવિભાગનાં પંચના કર્તવ્ય પણ આને મળતાં જ—વિશેષમાં ખોરાક, દૂધ—માખણનાં કારખાનાં, અને ઢોર બાંધવાનાં સ્થાન, કુવા, તળાવ, બાજરૂ, ગાડી ગાડાં ઊભાં રહેવાનાં સ્થાન, ઘોડા અને ઢોર પાવાના હવાડા—ઇત્યાદિ ન્હાનાં ન્હાનાં મ્યુનિસિપાલિટિનાં કામ.

**બીજી ભૂમિકાનાં મંડળ:** તાલુકા બોર્ડ, અને અમુક સંખ્યા કરતાં ઓછી વસ્તીની મ્યુનિસિપાલિટિઓ. એ માટે મત આપવા હકદાર: પૂર્વોક્ત ગામપંચના તથા શહેરવિભાગ (વૉર્ડ )ના પંચના મેમ્બરો; તાલુકા તથા શહેરવિભાગ( વૉર્ડ ) માં રહેતાં મનુષ્યો—ઉમ્મર પચીસ વર્ષ ઉપરની, અને સાધારણ નિશાળ છોડતાં ( 'સ્કૂલ ફાઇનલ' ) સુધની કેળવણી. કર્તવ્ય: મધ્યમ (Secondary) કેળવણી તથા હાઇસ્કૂલનો વહીવટ; જનપદમાં નમૂનેદાર ખેતર સ્થાપવાં, તથા શહેરમાં ઉદ્યોગહુન્નરની શાળાઓ સ્થાપવી; દીવાબત્તી, પીવાનું પાણી, નહેર, અને રસ્તા જે જિલ્લાબોર્ડ તરફથી એમને સોંપવામાં આવે તે; જ્યાં પરસ્પર સાહ્યકારી મંડળો ન હોય ત્યાં ખેડુતોને ભાડે આપવા માટે નવી તરેહનાં ખેતીનાં ઓજાર; અનાજના કોઠાર; ખેડુતોને ઢોર ઊપજાવવા માટે આપવાના જાતવાળા આખલા; જે શહેરમાં

etc., and (11) assumption of property under the Court of Wards Act Lastly would come those matters which the Collector may decide as he deems best, even against the opinion of the district council, such as (1) urgent precautionary measures against plague, cholera and other epidemics, (2) measures for the preservation of peace, (3) of urgent famine relief, and so forth"

નાણાં ધીરનાર શાહુકાર કે પરસ્પર સાહ્યકારી મંડળ ન હોય ત્યાં શહેરનો ઉદ્યોગ વધારવા માટે જોઇતી યોજના. આ પરસ્પર એકત્ર થઈ કાર્ય કરવાની શક્તિ ધીમે ધીમે આવવાની.

ત્રીજી ભૂમિકાનાં મંડળ: જનપદમાં જિલ્લામંડળ (ડિસ્ટ્રિક્ટ બોર્ડ), અને અમુક વસ્તી ઉપરનાં શહેરોમાં મ્યુનિસિપૅલિટિઓ. એ માટે મત આપવા હકદાર: પૂર્વોક્ત બીજી ભૂમિકાનાં મંડળ, અને જિલ્લા વા શહેરમાં રહેતાં સ્ત્રીપુરુષો—ઉમ્મરે વર્ષ ત્રીસ ઉપરના, અને કેળવણીમાં 'ઇન્ટરમિડિએટ' સુધીના ધોરણનાં. કર્તવ્ય: આખા જિલ્લાનું, તથા શહેરનું સઘળું કામ; રસ્તા, સ્થાનિક રેલ્વે, તથા કૉલેજો—સામાન્ય વિદ્યાની, તેમ જ સાયન્સ્ ખેતી તથા ઉદ્યોગના શિક્ષણની. જિલ્લાના વિભાગમાં સ્થાનિક કરથી આવેલાં નાણાંની વહેંચણી વગેરે.

ચોથી ભૂમિકાનાં મંડળ: પ્રાન્તિક પાર્લ્યમેન્ટ. તે માટે મતદાર: ત્રીજી ભૂમિકાનાં મંડળ, અને પ્રાન્તમાં વસતાં સ્ત્રી પુરુષો જેઓએ ગ્રેજ્યુએટ થવા સુધીની કેળવણી લીધેલી હોય તથા પાંત્રીસ વર્ષ ઉપરની ઉમ્મર હોય. કર્તવ્ય: પ્રાન્તની યુનિવ્હર્સિટિઓ ઉપર તથા બીજાં બધાં પ્રાન્તિક કામો ઉપર દેખરેખ. પ્રાન્તિક કાયદા ઘડવાનું કામ એનું; તે ઉપરાંત, મ્હોટા તથા સ્થાનિક કર લેવા, પોતાની નીચેનાં મંડળોને તથા પોતાની સત્તાના પ્રદેશમાં વહીવટ માટે નાણા વ્હેંચવાં, નીચેનાં મંડળોમાં કામની વ્હેંચણી કરવી—ટુંકામાં, પ્રાન્તનો સઘળો વહીવટ કરવો, તથા અન્ય પ્રાન્ત સાથે તથા સર્વોપરિ રાષ્ટ્રીય મંડળ (Supreme National Government) સાથે વ્યવહાર કરવો. આ પ્રાન્તિક સભામાં 'કૅબિનેટ મિનિસ્ટર્સ' યાને પ્રધાનમંડળ રચવું—જેમાં કેળવણી, કાયદા, ખેતી, આન્તર વ્યવસ્થા વગેરે કામની, વ્હેંચણી કરવી, અને એ મંડળ પ્રાન્તિક સભાને જવાબદાર રહે. પ્રાન્તિક સભામાંથી જે પ્રધાનમંડળ રચાય તે ઇંગ્લંડના પક્ષવાદને ધોરણે (Party System)—અથાત્, આખું મંડળ એકત્ર જવાબદારી રાખે, અને પ્રાન્તિક સભામા એ મંડળનું કામ પસંદ પડે નહિ તો આખું મંડળ રાજીનામું આપે અને નવો પક્ષ સત્તામાં આવે—એવી રીતે, કે દરેક પ્રધાન પોતાના જ કામ માટે પ્રાન્તિક સભાને જવાબદાર રહે એવા ધોરણે, કામ લેવું એ નક્કી કરવું અત્યારે કઠણ છે.] આ રીતે સંપૂર્ણ પ્રાન્તિક સ્વરાજ્ય રહેશે, અને પ્રાન્તો અને દેશી રાજ્યો મળીને 'હિન્દુસ્થાનનાં સંયુક્ત રાજ્યો' ('Federated States of India') બનશે. એ રાજ્યોની એક 'સંયુક્ત સભા' ('Federal Parliament')—તે હિન્દુસ્થાનની 'National Parliament'—રાષ્ટ્રીયમહાસભા. એ મહાસભાનું જે પ્રધાનમંડળ, તેનું કામ—રાષ્ટ્રનો વહીવટ તથા લશ્કર, નૌકા, રેલવે, ટપાલ, જકાત, વગેરે કામ. જુદા જુદા પ્રાન્તની ખાસિયતોને માન આપવું, અને તે સાથે જ વળી આખા દેશનું એક રાષ્ટ્ર બનાવવું—તે માટે આ પ્રમાણે પ્રાન્તમંડળને પોતપોતાના પ્રાન્તમાં પૂર્ણ સત્તા આપવાની સાથે એક રાષ્ટ્રસભામા એકત્રિત કરવાની જરૂર છે. આ રાષ્ટ્રસભા બ્રિટિશ સામ્રાજ્યની સભામાં પોતાના પ્રતિનિધિઓ મોકલે—

**અર્થાત્, આ રીતે સ્વરાજ્ય અને સામ્રાજ્ય ઉભય ભાવનાની સંગતિ કરાય.**

(અપૂર્ણ.)

તન્ત્રી.

---

# ત્રણ શોકદાયક મૃત્યુ.

**જી સુબ્રહ્મણ્ય આયર**

હિન્દુસ્થાનના મહાન પુરુષોની પાનખર ઋતુ બેઠી લાગે છે! હાલમાં ભાગ્યે એક બે માસ જાય છે કે જેમાં કોઇ ને કોઈ મહાન પુરુષના મૃત્યુ માટે આ પત્રમાં ખેદ દર્શાવવાનો હોતો નથી. ગોખલે ગયા, ફીરોજશાહ ગયા!—એ બેની સમાન નહિ તથાપિ રાજકીય પ્રજાસેવાના એક બીજા માર્ગમાં બહુ મહત્ત્વની સેવા કરનાર—એક મદ્રાસી નરવીર જી. સુબ્રહ્મણ્ય આયર હમણાં જ દેવલોક પામ્યા છે. એ ગૃહસ્થની રાજકીય પ્રજાજીવનમાં સેવા હાલમાં વૃદ્ધાવસ્થા શરીરદુઃખ વગેરે કેટલાંક કારણોને લીધે લોકસમક્ષ આવી નથી—પણ એ સેવાના મહત્ત્વની કદર જે એમનુ પૂર્વ જીવન જાણે છે તે સારી રીતે કરે છે. ૧૮૮૪-૮૫ માં મુંબાઇમાં જે પહેલી કૉન્ગ્રેસ ભરાઈ એનો પહેલો ઠરાવ ઉપર પહેલા બોલનાર ગૃહસ્થ મિ. જી. સુબ્રહ્મણ્ય આયર હતા આ માન આકસ્મિક ન હતું. જૂના જમાનાના બંગાળાના ક્રિસ્તોદાસ પાલ જેવા બે ત્રણને બાદ કરીએ—તો તે પછીના હિન્દુસ્થાનમા આપણા રાજકીય સામાજિક અને આર્થિક જીવન ઉપર બહુ અભ્યાસથી, માહિતીથી, અને નિર્ભયતાના જુસ્સાથી લખનાર પત્રકાર મિ. આયર હતા: બી. એ. થઈ, એક અંગ્રેજી નિશાળના શિક્ષક તરીકે જીવન શરૂ કરી, અંગ્રેજી પત્રમાં એમણે લખવા માંડ્યુ—અને એમના મિત્ર વીરરાઘવ આયરની દ્રવ્ય અને વ્યવસ્થાની મદદ લઈ એમણે પ્રસિદ્ધ 'હિન્દુ' પત્ર સ્થાપ્યુ. એ પત્રે દેશીઓને હાથે લખાતી અંગ્રેજી પત્રોની પ્રથમ પંક્તિમા સ્થાન પ્રાપ્ત કર્યું—અને એ પ્રતિષ્ઠાના કારણથી એમને વેલ્બિ કમિશન આગળ જુબાની આપવા ઇંગ્લંડ નોતરવામાં આવ્યા હતા.* એમણે આપેલી જુબાની ગોખલે જેવી બાહોશી અને હાજરજવાબીવાળી નહોતી, તથાપિ, હિન્દુસ્થાનના રેલવેવહીવટ ઉપર એમણે સારુ અજવાળું પાડ્યુ હતું. પત્રકારના ધન્ધાને લીધે એમનુ દેશહિતના પ્રશ્નોનું જ્ઞાન એવુ વિશાળ થયુ હતું કે—કોન્ગ્રેસના કોઈ પણ ઠરાવ ઉપર બોલવાની જરૂર હોય તો તે કામ એ સહેલાઇથી ઉપાડી શકતા. તથાપિ વેલ્બિ કમિશન આગળ આપેલી એમની જુબાનીથી જણાય છે કે રાજકીય વિષયની આર્થિક બાજુ તરફ એમને ખાસ પ્યાર હતો. તેથી, હિન્દુ પત્રનું અધિપતિપણું છોડી એમણે 'યુનાઇટેડ ઇન્ડિયા' નામનું સાપ્તાહિક પત્ર કાઢ્યુ, તેમાં આર્થિક વિષયો ઉપર બહુ વજનદાર અને માહિતીથી ભરેલા લેખો પોતે લખતા. એમાં એક બાબત ઉપર એમણે ખાસ ભાર મૂકેલો અમને યાદ આવે છે: હિન્દુસ્થાનની ખાણો પરદેશી કપનીઓને ખોદવા દેવી ન જોઇએ એમ એમનો આગ્રહ હતો, અને એમાં એમનું એમ કહેવું હતું કે ખાણોનો ઉદ્યોગ હજી દેશીઓ જાણતા નથી અને ખાણોમાંથી કાઢીને પરદેશ ચઢાવી દીધેલું ધન એક વખત ગયુ તે ગયુ જ, તેથી યુરોપિઅન કપનીને એ ધન્ધો

---

* સુરેન્દ્રનાથ, વાચ્છા, ગોખલે અને આયર—એ ચાર જ દેશીઓ આ માન પામ્યા હતા.

સરકારે કરવા દેવો ન જોઇએ: આ ધન્ધામાં દેશીઓને તો એમાંથી વાજબી મજૂરી જેટલું ધન પણ મળી શકતું નથી. અને યુરોપિઅન માત્ર નફો જ નહિ પણ ભૂમિનું સર્વ ધન જ ઉપાડી જાય છે એમ એમની દલીલ હતી. પત્રકાર તરીકેની એમની વિશાળ માહિતીનો લાભ—અન્ય પત્રકારો પણ લેતા. હિન્દુસ્થાનના રાજ્યતન્ત્રમાં પરદેશી અમલદારો બહુ નથી એમ સિદ્ધ કરવા માટે લૉર્ડ કર્ઝન તરફથી કેટલાક આંકડા પ્રસિદ્ધ કરવામાં આવ્યા હતા અને તે ઉપર દેશમાં પુષ્કળ ચર્ચા ચાલી હતી—તે વખતે અલ્હાહબાદના 'હિન્દુસ્થાન' પત્રમાં એમણે એનો રદીઓ—બહુ ઝિણવટથી અને વિગતવાર આંકડાના કોઠા રૂપે—આપ્યો હતો. આખું હિન્દુસ્થાન આ મહાન પ્રજામતના નેતાને એક અંગ્રેજી પત્રકાર તરીકે જાણે છે—પણ તે ઉપરાંત એમની એક અમૂલ્ય સેવા તો મદ્રાસની દેશભાષામાં "સ્વદેશ મિત્રમ્" નામનું પત્ર કાઢયું છે. એ એક સારા અંગ્રેજી લેખક હતા—છતાં એ પોતાની અંગ્રેજી કલમ ઉપર મોહી રહ્યા ન હોતા: એ માનતા કે જ્યાં સુધી દેશીભાષાદ્વારા હિન્દુસ્થાનની આખી પ્રજાના અન્તઃકરણને સ્પર્શવામાં ન આવે, અને દેશી ભાષા કેળવાય નહિ—ત્યાં સુધી કેવળ અંગ્રેજી ભાષાદ્વારા કરેલી દેશસેવા બસ નથી—અને તેથી એમના જીવનનું મ્હોટામાં મ્હોટું કાર્ય આ 'સ્વદેશમિત્રમ્' પત્ર ગણાય છે.

અત્યારે પ્રજાજીવનના સ્રોતનો પટ પહેલાં કરતાં બહુ વિશાળ થયો છે—અને નજર આગળનો પટ જોવામાં નિમગ્ન થતાં, મૂળ તરફ આપણી દૃષ્ટિ જતી નથી. પણ વસ્તુતઃ જે પ્રવાહ અત્યારે આટલો વિશાળ દેખાય છે તે મૂળ તરફના ભાગમાં કેટલા ખડકો અને વિષમ ભૂમિઓમાંથી અફળાઇને માર્ગ કરીને અહીં સુધી આવેલો છે એનું વિસ્મરણ થવું જોઇએ નહિ. આ વાત ધ્યાનમાં રાખતાં, મિ. જી. સુબ્રહ્મણ્ય આયરની દેશસેવાની યોગ્ય કદર આપણે કરી શકીશું.

* * *

**ગોવિન્દરાવ આપાજી પાટિલ.**

પ્રભુના રંગથી રંગેલા—પ્રજાજીવનના સુન્દર તકતા એક પછી એક ભાગતા જાય છે! અમદાવાદના અલ્પ રાજકીય જીવનમાં સ્વદેશભક્તિની ચિણગારી જીવતી રાખનાર—અમદાવાદના એક શહેરી ગોવિન્દરાવ આપાજી પાટિલ આ માસમાં દેવલોક પામ્યા! ન્હાના પાયા ઉપર પણ સ્વદેશસેવાનો—ખરી સ્વદેશસેવાનો—આપણને પુષ્કળ અવકાશ છે એમ બતાવી આપનારૂ એક જીવન આપણાં નેત્ર આગળથી અસ્ત થયું!—એ માટે અમદાવાદના સર્વ શહેરીઓ ખરા હૃદયથી શોક કરે છે. અમદાવાદની 'ગૂજરાત સભા'એ આજ સુધીમાં જે જે દેશસેવાનાં કાર્યો કર્યાં છે—અને તે થોડાં નથી—તે સર્વમાં મ્હોટે ભાગે મિ. પાટીલનો હાથ હતો. 'ગૂજરાત સભા'એ ૧૯૦૨ માં અમદાવાદમાં નૅશનલ કૉન્ગ્રેસ ભરવાની વ્યવસ્થા કરી; તે પહેલાં, ખેતીની જમીન વાણીઆને વેચી શકાય નહિ એ મતલબનું મુંબાઇની ધારસભામાં દાખલ થએલું લૅન્ડ રેવેન્યુ બિલ કે જેણે પ્રજામાં પુષ્કળ ખળભળાટ -

ઉત્પન્ન કર્યો હતો—તે સામે સરકારમા એક ઉત્તમ દલીલોથી ભરેલું મેમોરિઅલ (અરજી) લખી મોકલ્યુ હતું તે પછી ૧૯૦૮ ના લોર્ડ મિન્ટો અને મોર્લિના રાજકીય સુધારાની બાબતમા પણ એણે બહુ વિચારવંત લેખ સરકાર આગળ રજુ કર્યો હતો—આ સર્વ કાર્યમા મિ પાટિલની કલમ અને કર્તવ્યબુદ્ધિને અમદાવાદ (અને ગૂજરાતમા આ જાતની આ એક જ મ્હોટી સંસ્થા છે એ જોતા આખું ગૂજરાત) આભારી છે

આ ઉપરાત, મિ પાટીલે પોતાના જીવનમા ઉછરતા યુવકોને માટે એક સારો આદર્શ પ્રગટ કર્યો છે વ્યવહારમા જે ત્રણ રીતે ફત્તેહ મળે છે, એક કેવળ નસીબથી, બીજી 'યેન કેન પ્રકારેણ', અને ત્રીજી પ્રામાણિકતા અને કુશળતા ઉભયના સંયોગથી, તેમાની આ ત્રીજી રીતની ફત્તેહ એમણે વકીલના ધધામા મેળવી હતી એમાં એ પ્રથમ પદે પહોચ્યા હતા, અને અસીલ પ્રત્યેના પોતાના કર્તવ્યમા એ કદી ન્યૂનતા આવવા દેતા નહિ—છતા, એ પોતાના કામમાથી ઇતિહાસ અને સાહિત્ય (અગ્રેજી તેમ જ સસ્કૃત) ના વાચન માટે હમેશ વખત કાઢતા આ વિષયનો એમને શોખ અસામાન્ય હતો એલએલ બી મા પમાર થઈ વકીલના ધધામા પડી, વા સરકારી નોકરી લઈ અમલદાર થઈ, જે ગ્રૅજ્યુએટો એમનો બી. એ પર્યન્તનો અભ્યાસ—મકાન બધાઈ રહેતા પાલખની માફક—છોડી નાખે છે, તેમને માટે કાઈ જ બચાવ નથી—એ મિ પાટિલનું જીવન બતાવી આપે છે

ખુશામત શો પદાર્થ છે, પુરોભાગી હુંપણું શી ચીજ છે, વૈર દ્વેષ-ઈર્ષ્યા આદિ ક્ષુદ્ર ભાવો શી વસ્તુ છે—એ એમના હૃદયે કદી જાણ્યું નથી પ્રભુએ સરળ ભલા—સજ્જનતાની અને ગૃહસ્થાઇની મૂર્તિરૂપ કર્તવ્યનિષ્ઠ અને દેશભક્ત પુરુષને નિત્ય સુખ અને શાન્તિમા રાખો એવી અમારી પ્રાર્થના છે।

* * * *

જમનાબાઈ સક્કાઈ

ત્રીજો ખેદકારક બનાવ ગ જમનાબાઈ સક્કાઇના સ્વર્ગવાસથી આપણા પ્રાન્તને પડેલી ખોટ છે. આ બાઇએ સ્ત્રીઓની ઉન્નતિ માટે બ_ શ્રમ કર્યો છે, અને મુંબાઇનું "ગૂજરાતી હિન્દુ સ્ત્રીમડળ" મુખ્ય એમના જ પ્રયાસ થી અસ્તિત્વમા આવ્યુ છે અગ્રેજી કેળવણી રૂપી સાકડા પાયા ઉપર આપણા દેશના કોઈ પણ પ્રશ્નનું સમાધાન રાખવુ ઇષ્ટ નથી આ વિશાળ દેશની પ્રજા જેનો બહુ મ્હોટો ભાગ આ કેળવણીના વર્તુલની બહાર છે અને બહાર જ રહેવાનો સંભવ છે, તેની ઉન્નતિ કર્યા વગર દેશની ઉન્નતિ કરવી અશક્ય છે—કારણ કે વસ્તુત એ જ મ્હોટે ભાગે દેશ છે—, અને તેથી સ્વદેશી ભાષામા, સ્વદેશી પદ્ધતિએ, અને સ્વદેશી બુદ્ધિ અને હૃદયને સ્પર્શી શકે એવા સ્વરૂપમા જ આ દેશની ઉન્નતિના સર્વ પ્રયત્નો થવા જોઇએ આ સામાન્ય નિયમ ધ્યાનમા રાખી—સ્વર્ગસ્થ જમનાબાઇએ સ્ત્રીઓના જીવનને વધારે સુખી વધારે સંસ્કારી અને સામાજિક કરવાના પવિત્ર કામને પોતાનું સમસ્ત જીવન અર્પી દીધુ હતું ઘણું કરી પોતાને અગ્રેજી કેળવણી ન હતી, છતા જે પરોપકારી હૃદય, ભાવ અને કેળવણીના સાંકડા બન્ધનોની પાર વિરાજે છે તે એમનું હતું—અને તેથી એ હૃદયની સ્વાભાવિક

આશાને અનુવર્તી એમણે યથામતિ સ્ત્રીઓના કલ્યાણ માટે જે જે કરવું યોગ્ય લાગ્યું તે કર્યું; પોતાની પીઠ અને વાણી-બુદ્ધિથી આખા ગુજરાતના સ્ત્રીમંડળમાં માન મેળવ્યું તથા સુધારા પ્રત્યે સૌની પ્રીતિ ઉત્પન્ન કરી. એમની સેવા માત્ર મંડળસ્થાપનામાં કે ભાષણ કરવા કરાવવામાં જ સમાપ્ત થઈ નથી. ગયા દુકાળ વખતે ગુજરાતમાં જાતે ફરી મનુષ્ય અને ઢોરનાં દુઃખ પોતાને હાથે ટાળ્યાં છે—એ ખરું પરોપકારી અને શુદ્ધ હૃદય હમેશાં પરમાત્મામાં જ વસે છે, છતાં આપણી સ્થૂલ દષ્ટિએ મરણથી એ પરમાત્માની વધારે નિકટ ગયું છે—તો ત્યાં એ નિત્ય સુખમાં વસો એવી આપણે પ્રાર્થના કરીએ. તન્ત્રી.



---

# એક રાત્રિ.*

સુરબાલા અને હું એક જ નિશાળે જતાં, અને વરવહુ રમતાં. સુરબાલાને ઘેર હું જતો ત્યારે તેની મા મને બહુ લાડ લડાવતી, અને અમને બંનેને સાથે ઉભાં રાખી, મનમાં બોલતી, "આહા, બંને કેવાં શોભે છે!"

હતો તો હું તે વખતે બાળક, પણ તે વચનનો અર્થ હું ઠીક સમજી શકતો. બીજા સૌ કરતાં મ્હારો સુરબાલા ઉપર વિશેષ અધિકાર એવો ખ્યાલ મ્હારા મનમાં ઠસી ગયો હતો. અને તે અધિકારમદથી મત્ત થઈ હું તેના ઉપર અનેક પ્રકારના હુકમ બજાવતો અને પજવતો. તે પણ કાંઈ બોલ્યાચાલ્યા વિના મ્હારૂં કરેલું કરતી, મ્હારૂં ગાયેલું ગાતી, અને મ્હારી શિક્ષા સહન કરતી. ગામમાં તેના રૂપનાં બહુ વખાણ થતાં, પણ હું બહંગની નજરમાં તો તે રૂપની કશી ગણના ન હતી;—હું તો કેવળ એટલું જ જાણતો કે મ્હારી જ સેવા ઉઠાવવાને સુરબાલાએ પોતાને ઘેર જન્મ લીધો છે, અને તેથી હું તેની ગમે તેટલી હાડછેડ કરી શકું.

મ્હારા પિતા ચોધરી જમીનદારના મુનીમ હતા. તેમની ઇચ્છા એવી હતી કે, મ્હારો હાથ જરા પાકો થાય એટલે જાગીરવહીવટનું કામ શીખવી મ્હને ક્યાંક ગુમાસ્તાની જગ્યા અપાવી દેવી. પરંતુ મને એ વાત પસંદ ન હતી. અમારા ગામનો નીલરતન કલકત્તા નાસી જઈ, લખતાં વાંચતાં શીખી કલેક્ટર સાહેબનો નાજર થયો હતો; મ્હારા જીવનનું લક્ષ્ય પણ તેટલું જ ઉચ્ચ હતું; કલેક્ટર સાહેબનો નાજર ના થાઉં તો જજ અદાલતનો હેડક્લાર્ક થઇશ, એવો મેં મનમાં નિશ્ચય કરી રાખ્યો હતો.

હું હમેશાં જોતો કે મ્હારા પિતા પેલી અદાલતના અમલદારોને બહુ માન આપતા.

---

* શ્રી રવીન્દ્રનાથ ઠાકુરના બંગાળી ઉપરથી.

મ્હારા બાળપણથી મ્હને ખબર હતી કે નાના પ્રકારની ભેટોથી ફલફલાદિ, શાક તરકારી, અને કદી કદી કલદાર નાણાંથી તે દેવોની પૂજા અર્ચના કરવી પડે છે. આને લીધે અદાલતના ન્હાનાસતા નોકરો તો શું પણ સીપાઇસિફ્રાંઓને પણ મેં મ્હારા હૃદયમાં ઉચ્ચ આદરનું સ્થાન આપ્યું હતું. આપણા બંગાળાના આ પૂજ્ય દેવતા; તેત્રીસ કોટિ દેવતાની લઘુ લઘુ નૂતન આવૃત્તિઓ. આર્થિક સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે તો સિદ્ધિદાતા શ્રીગણેશના કરતાં આ દેવો ઉપર આપણા લોકોની શ્રદ્ધા વિશેષ છે; આથી જ કરીને પૂર્વે જે શ્રીગણેશને ધરાવવામાં આવતું તે આજકાલ આ લોકો પ્રાપ્ત કરી જાય છે.

નીલરતનના દૃષ્ટાન્તે મ્હારામાંએ ઉત્સાહ જાગ્રત કર્યો અને એકવાર અવસર સાધી હું કલકત્તા ઉપડી ગયો. પ્રથમ ગામના એક ઓળખીતાને ત્યાં રહ્યો, પછીથી મ્હારા પિતા તરફથી અભ્યાસ માટે કાંઈ કાંઈ મદદ મળવા લાગી, અને મ્હારૂં વાંચવા લખવાનું નિયમિત રીતે ચાલવા લાગ્યું.

આ ઉપરાંત, હું અનેક સભા–સમિતિઓમાં જોડાયો. દેશને માટે એકાએક પ્રાણ સમર્પણ કરવા જોઇએ, એવો પણ મ્હારો નિશ્ચય થવા લાગ્યો. પરંતુ કેવી રીતે તે દુ:સાધ્ય કાર્ય થઈ શકે તે હું જાણતો નહિ, અને કોઈ મ્હને તેમ કરી બતાવતુંએ નહિ.

પણ આથી કાંઈ મ્હારો ઉત્સાહ ઓછો થયો નહિ. અમે ગામડીઆ છોકરાઓ કલકત્તાના દોઢડાહ્યા છોકરાઓની માફક સર્વ વસ્તુઓને હસી કાઢતાં શીખ્યા ન હતા; એટલે અમારી કાર્યનિષ્ઠા દૃઢ હતી. અમારી સભાના કર્તાહર્તાઓ જ ભાષણો આપતા, અમે તો ઉઘરાણાંની ચોપડીઓ લઈ, ખાધાપીધા વિના બળતે તડકે ઘેર ઘેર ફરી ભિક્ષા માગતા, રસ્તાની બાજુએ ઉભા રહી 'હૅન્ડ–બિલો' વહેંચતા, સભા સ્થળે જઈ બાંકો અને ખુરશીઓ ગોઠવતા, અને અમારા નાયકના વિરુદ્ધ કોઈ એક અક્ષરે બોલતું તો કમર કસી તેની સાથે મારામારી કરવા તૈયાર થતા. શહેરના છોકરાઓ આ બધું જોઈ અમને 'બાંગાલ' (પૂર્વ બંગાળના ગામડીઆ) કહેતા.

કલકત્તા હું આવ્યો હતો તો નાજર થવાને, પરંતુ તજવીજ તો મેઝિની ગૅરિબાલ્ડી થવાની કરવા લાગ્યો.

આ વખતે મ્હારા પિતા અને સુરબાલાના પિતાએ એક મત થઈ સુરબાલાની સાથે મ્હારો વિવાહ કરવાની તૈયારી કરવા માંડી. હું પદરમે વર્ષે કલકત્તામાં નાશી આવેલો, સુરબાલા ત્યારે આઠ વર્ષની હતી; હમણાં મને અઢાર થયાંતાં. મ્હારા પિતા એમ માનતા કે મ્હારૂં વિવાહનું વય જતું જાય છે. પરંતુ મેં તો પ્રતિજ્ઞા લીધી હતી કે આખી જીંદગી કુંવારા રહી સ્વદેશને માટે મરવું; પિતાને કહી દીધું કે વિદ્યાભ્યાસ પૂરો કર્યા વિના લગ્ન કરીશ નહિ.

એ ચાર માસમાં તો મને ખબર પડી કે વકીલ રામલોચન બાબુ સાથે સુરબાલાનું લગ્ન થઈ ગયું. હતભાગ્ય ભારતને માટે નાણાં ઉઘરાવતો હતો, ત્યાં આ વાતની સાથે મ્હારે શું લેવા દેવા હોય?

મેં એન્ટ્રન્સ પરીક્ષા પાસ કરી; એફ. એ.માં બેસવાનો વિચાર કર્યો હતો તેટલામાં તો મ્હારા પિતાનું મૃત્યુ થયું. સંસારમાં હું એકલો નહતો, મ્હારી સાથે મ્હારી મા અને બે બ્હેન હતી. એટલે મ્હારે કૉલેજ છોડવી પડી, અને ધંધો શોધવો પડયો. બહુ પ્રયત્ને નવખાલી જીલ્લાના એક ન્હાના કસ્બામાં એન્ટ્રન્સ સુધીની એક સ્કૂલમાં મને સેકંડ આસિસ્ટંટની જગ્યા મળી. મને લાગ્યું કે, કામ તો બરોબર જોઇતું જ મળ્યું છે; મ્હારા ઉપદેશ અને ઉત્સાહથી એક એક વિદ્યાર્થીને ભાવી ભારતનો એક એક સેનાપતિ બનાવીશ.

મ્હારૂં કાર્ય મેં આરંભી પણ દીધું. પરંતુ મને જણાયું કે ભારતવર્ષના કરતાં આવતી પરીક્ષાની તડામારી જબરી છે. વિદ્યાર્થીઓને વ્યાકરણ અને અક્ષરગણિત સિવાય બીજું કાંઈ પણ શીખવવા જતો તો હેડમાસ્તર ગુસ્સે થતો. એકાદ બે માસમાં મ્હારો એ ઉત્સાહ ઉડી ગયો.

મ્હારા જેવા પ્રતિભા વિનાના અનેક જણ ઘરમાં બેસી નાના પ્રકારના તરંગો દોડાવે; આખરે જ્યારે કાર્યક્ષેત્રમાં પડી ખાંધ પર જુસરૂં લેવું પડે, અને પાછળથી પરાણીના ગોદા પડતા જાય, અને પુછડું આમળાતું જાય તોપણ માથું નીચું રાખી ભોંયનાં ઢેફાં ભાંગવાં પડે, અને સાંઝે જે કાંઈ ખાવાનું મળે તેટલાં એ નિભાવી લેવું પડે ત્યારે જ તેની બધી નાચકુદ બંધ પડે છે.

સ્કૂલના મકાનને આગબાગ ન લાગે તેટલા માટે એક શિક્ષકને ત્યાં જ રહેવું પડતું. હું એકલો માણસ, એટલે આ કાર્ય મ્હારા ઉપર જ આવી પડેલું. સ્કૂલની પાસેના એક નાના છાપરામાં હું રહેતો.

સ્કૂલનું મકાન કસ્બાથી કંઇક દૂર તળાવ કાંઠે હતું. ચારે બાજુએ સોપારી, નાળીએરી અને બીજાં ઝાડો આવી રહ્યાં હતાં, અને સ્કૂલના મકાનની છેક નજીક લીમડાનાં બે મ્હોટાં ઝાડો પોતાનાં ડાળપાંદડાં એક બીજાની સાથે ભેગાં કરી શીતળ છાંયડો આપતાં હતાં.

એક વાત હજી મેં કહી નથી, મ્હને કહેવા જેવી લાગી નથી. કસ્બાના સરકારી વકીલ રામ લોચન રાય અમારી સ્કૂલની પાસે જ રહેતા હતા. અને તેની સાથે તેની સ્ત્રી મારી બાલસખી સુરબાલા પણ હતી તે મ્હને ખબર હતી.

રામ લોચન બાબુ સાથે મ્હારે ઓળખાણ થયું. સુરબાલાની સાથે બાળપણમાં મ્હારે ઓળખાણ હતું એમ રામ લોચન જાણતા કે નહિ તે મ્હને ખબર નથી; મેં પણ

નવા પરિચય પ્રસંગે તે બાબત કાંઈ વાત કાઢવી ઠીકધારી ન હતી. ખરે, સુરબાલા કોઈક વખતે મ્હારા જીવન સાથે કોઈ રીતે અંકાયલી હતી એવું પણ મ્હને ચોખ્ખું સ્મરણ ન હતું.

એક રજાને દિવસે હું રામ લોચનને ત્યાં મળવા ગયો. અમે શા વિષય ઉપર વાતચીત કરી હતી તેનું મ્હને સ્મરણ નથી, પણ હું માનું છું કે વર્તમાન ભારતવર્ષની દુરવસ્થા સંબંધે હશે. રામ લોચનને તે બાબત કાંઈ બહુ ચિંતા હતી કે કાંઈ મરી પડતો હતો એમ તો નહિ, પણ વિષય જ એવો હતો કે બીડી ફુંકતાં ફુંકતાં તે બાબત એક બે કલાક શોકના દુઃખના ઉભરા કઢાયા કરે.

આ વખતે, પાસેના ઓરડામાં મેં બંગડીનો ઝીણો ખણખણાટ, કપડાંનો ફડફડાટ, અને મૃદુ પગરવ સાંભળ્યો; મ્હને પછી સ્પષ્ટ જણાયું કે બારીમાંનાં કાણાંમાંથી બે કુતૂહલ-પૂર્ણ નેત્ર મને નિરખી રહ્યાં હતાં.

તરત જ મ્હારા સ્મરણપટે બે નેત્ર પડ્યાં–વિશ્વાસ, સરલતા અને બાલસખ્યથી તરવરતાં બે નેત્ર,–કાળી કાળી કીકી, ઘનકૃષ્ણ ભ્રૂકુટિ, સ્થિરસ્નિગ્ધ દષ્ટિ. એકાએક જાણે મ્હારા હૃદયને કોઇએ મૂઠીમા ખૂબ જોરથી પકડી દાબ્યું, અને તેની વેદનાથી જાણે તે ધબકી રહ્યું.

મ્હારે ઘેર પાછો આવ્યો, પરંતુ પેલી વ્યથા મટી ન હતી. લખુ, વાચું કે ગમે તે કામ કરું તોપણ હૃદયનો ભાર દૂર થયો નહિ; મન એક મ્હોટા બોજા સમાન થઈ પડ્યું, અને તે બોજાને લીધે હૃદયની શિરાઓ જાણે તુટવા લાગી.

સાંજે જરા સ્થિર થઈ વિચાર કરવા લાગ્યો કે, 'આ થયું શાથી?' અંતરમાંથી ઉત્તર મળ્યો, 'ત્હારી પેલી સુરબાલા ક્યાં ગઈ?' મેં પ્રત્યુત્તર દીધો, 'મેં તો તેને જાણી બુઝીને છોડી દીધી છે. મ્હારે માટે શું તે સદા બેસી રહેવાની હતી?' અંતરમાંથી કોઈ બોલ્યું, 'તે વખતે જે માત્ર ઇચ્છા કરવાથી મળી શકત, તે હવે માથું ફોડી મરી જાય તોયે એકવાર જોવાનીએ મળનાર નથી! તે બાળપણની સુરબાલા ત્હારી ગમે તેટલી નજીક આવે, તું તેની બંગડીનો ખણખણાટ સાંભળે, તેના માથાના તેલની સુગન્ધિ ભલે લઈ શકે, તોપણ ત્હમારા બંને વચ્ચે સદા આડી ભીંત જેવું અંતર રહેશે.' હું બોલ્યો, 'ભલે તેમ થતું. સુરબાલા મ્હારે કોણ છે?' ઉત્તર મળ્યો, 'સુરબાલા આજ ત્હારી કોઇએ ન હોય, તોપણ સુરબાલા ત્હારી શુ ન થઈ હોત?'

હા, એ વાત ખરી. સુરબાલા મ્હારી શુ ન થઈ હોત? સર્વના કરતાં મ્હારી અંતરંગ, સર્વના કરતાં મ્હારી નિકટવર્તી, મ્હારા જીવનની સુખદુઃખભાગિની થઈ શકત, તે આજ આટલી બધી દૂર, આટલી બધી પર, આજ તેને જોવાનું નિષિદ્ધ, તેની સાથે વાત-કરવી એ દોષ, તેનો વિચાર કરવો એ પાપ! અને રામલોચન કોણ જાણે ક્યાંથી એકા-એક આવી ચઢી, એક બે રૂઢ મન્ત્રો ભણી સુરબાલાને પૃથ્વીનાં બીજાં સૌની પાસેથી ઝોંટ મારી પડાવી ગયો.

માનવસમાજમાં હું કંઈ નવી નીતિનો પ્રચાર કરવા નીકળ્યો નથી, સમાજ ભાંગવા આવ્યો નથી, બંધન તોડવા ઇચ્છતો નથી. હું તો માત્ર મ્હારા મનના તત્ત્સમયના ભાવ પ્રકટ કરૂં છું, માત્ર આપણા મનમાં જે ભાવ જાગ્રત તે સઘળા જ શું વિવેકયુક્ત હોતા હશે? રામ લોચનના ઘરના ચાર ખૂણામાં વિરાજતી સુરબાલા રામ લોચનના કરતાંએ વિશેષ કરીને મ્હારી છે, એ વિચાર હું કેમે કરીને મ્હારા મનમાંથી દૂર કરી ન શક્યો. એ વિચાર અત્યંત અયુક્ત અને અન્યાય્ય હતો એ હું સ્વીકારૂં છું, પરંતુ તે અસ્વાભાવિક તો ન હતો.

હવે પછીથી હું કોઈ કાર્યમાં મ્હારૂં મન લગાડી શકતો નહિ. બપોરે વર્ગમાં જ્યારે છોકરાઓ ગણગણ કરતા, બહાર સઘળું તાપમાં સણસણી રહેતું, અને જરાજરા ગરમ પવનની લહરી સાથે લીમડાની પુષ્પમંજરીની સુગંધ ચાલી આવતી, ત્યારે મ્હને કાંઈક ઇચ્છા થતી–શી ઇચ્છા થતી તે હું જાણતો નથી; એટલું તો કહી શકું ખરો કે સારી જીંદગી ભારત વર્ષના પેલા ભાવી આશાપાત્રોનું વ્યાકરણ સુધારવામાં વ્યતીત કરવાની મ્હારી હવે ઇચ્છા રહી નહતી.

સ્કૂલ છૂટ્યે મ્હારા મ્હોટા ઘરમાં એકલા રહેવું મ્હને રુચતું નહિ, તેમજ કોઈ ગૃહસ્થ મળવા આવે તોયે મ્હારાથી સહન ન થતું. સન્ધ્યાકાળે તળાવને કાંઠે સોપારી નાળીએરીનાં પત્રોનો અર્થહીન મર્મરધ્વનિ સાંભળતો સાંભળતો હું વિચારતો, કે મનુષ્યસમાજ એક જટિલ ભ્રમજાળ છે. ખરે વખતે ખરું કાર્ય કરવાનું કોઇને સુઝતું નથી, અને અયોગ્ય વખતે અયોગ્ય ઇચ્છા માટે સૌ ઝુરી મરે છે.

મ્હારા જેવો તો સુરબાલાનો સ્વામી થઈ નિરાંતે અનેક વર્ષ સુખમાં નિર્ગમન કરી શકત, પણ હું થવા ગયો ગૅરિબાલ્ડી, અને થયો આખરે એક ગામડી સ્કૂલનો સેકંડ આસિસ્ટંટ ! અને રામ લોચન રાય વકીલ કાંઈ સુરબાલાનો પતિ થવાનું લખાવી લાવ્યો નહતો, લગ્નની છેલ્લી ઘડી પહેલાં જેને સુરબાલા અન્ય સૌ કન્યાના કરતાં લેશમાત્ર જૂદી નહતી, તે કાંઈ વિચાર બિચાર કર્યા વિના નિરાંતે તેની સાથે લગ્ન કરી, સરકારી વકીલ થઈ મોજથી જોઇએ તેટલું કમાય છે, જે દિવસે દુધ ધુમાડીઉં હોય તે દિવસે સુરબાલાની સાથે ચીડાય છે, જે દિન મન પ્રસન્ન હોય તે દિન સુરબાલાને ઘરેણાં ઘડાવે છે ! છે પણ ખાસો હૃષ્ટપુષ્ટ, કપડાં પણ અક્કડ પહેરે છે, અને કોઈ પ્રકારનો તેને અસંતોષ નથી; અને તળાવની પાળે બેશી આકાશના તારા સામી દૃષ્ટિ માંડી કોઈ પણ દિવસ તે 'હા, હતાશ' કરતો દિવસ પુરો કરતો નથી.

રામ લોચનને એકવાર એક મોટા કેસમાં થોડા દિવસ બહાર જવું પડ્યું. મ્હારા સ્કૂલના મકાનમાં હું જેમ એકલો હતો તેમ સુરબાલા પણ પોતાના ઘરમાં એકલી હતી.

હું ધારૂં છું કે તે દિવસ સોમવાર હતો. સ્હવારથી આકાશ વાદળાંથી છવાઈ રહ્યું

હતું. દશ વાગ્યાથી પાણી ટપકવા લાગ્યું હતું. આકાશનું સ્વરૂપ જોઇને હેડમાસ્તરે મગળા છૂટી આપી હતી. કાળી નાની વાદળીઓ, જાણે કોઈ મહા તૈયારી માટે, આકાશમાં આમ તેમ આવજા અને દોડધામ કરી રહી હતી. બીજે દિવસે બપોર થતામાં તો મુસળધાર વર્ષાદ પડવા લાગ્યો, અને સાથે સાથે તોફાનનો પણ આરંભ થયો. રાત પડવા લાગી તેમ તેમ વર્ષાદ અને તોફાનનું જોર વધતું ગયું. પ્રથમ પૂર્વ તરફથી પવન વાતો હતો, ધીમે ધીમે ઇશાનકોણમાંથી તે વાવા લાગ્યો.

આવી રાત્રે ઉંઘવાનો પ્રયત્ન કરવો મિથ્યા હતો. મને યાદ આવ્યું, કે આ રાત્રે આ વિકટ સમયે સુરબાલા તેના ઘરમાં એકલી છે. મ્હારૂં સ્કૂલનું મકાન તેના ઘર કરતાં બહુ મજબૂત હતું. કેટલોક સમય મનમાં વિચાર થયો કે તેને સ્કૂલમાં બોલાવી લાવી હું તળાવની પાળ ઉપર રાત ગાળીશ. પરંતુ કોઇપણ રીતે મન સ્થિર થઇ શક્યું નહિ.

રાત્રે જ્યારે એક દોઢ થયો હશે ત્યારે મેં એકાએક રેલનો ઘુઘવાટ સાંભળ્યો, સમુદ્ર ઉછળી આવતો જણાયો. ઘર છોડી બહાર નીકળ્યો. સુરબાલાના ઘર તરફ ચાલ્યો. રસ્તામાં અમારા તળાવની પાળ આવતી હતી, ત્યાં સુધી ગયો એટલે તો મારા ઘુંટણસમાં પાણી ચઢી ગયાં હતાં. પાળની ઉપર જ્યારે ચઢીને ઉભો થયો ત્યારે એક બીજું મોજું આવી અથડાયું. અમારા તળાવની પાળનો ઉંચામાં ઉંચો ભાગ લગભગ અગીઆરેક હાથ હશે.

પાળની ઉપર હું જેવો ચઢ્યોતેવુંજ બીજી તરફથી બીજું કોઈ ચઢ્યું. તે કોણ હતું તે તો મ્હારા સમસ્ત અન્તરાત્માએ જાણી લીધું, મારા માથાથી તે પગ પર્યંત તેની સંવેદના ધડકી રહી. તેણે પણ મને ઓળખ્યો હશે, તે વિષે મને સંદેહ નથી.

વસ્તુમાત્ર જલમગ્ન થઇ ગઇ હતી, કેવળ પાંચ છ હાથ જેટલી કોરી જમીન ઉપર અમે બે જીવો ઉભા હતા.

એ તો પ્રલયકાળ હતો, તે વખતે આકાશમાં તારા ચળકતા નહતા, પૃથ્વીના સઘળા દીવા હોલાયા હતા, તે વખતે અમે કાંઇ વાતચિત કરી હોત તો કાંઇ આશ્ચર્ય ન હતી, પણ અમે એક શબ્દ ઉચ્ચાર્યો નહિ, એક બીજાનું કુશળ પૂછ્યું નહિ. કેવળ બંને જણાં અંધકાર પ્રતિ દૃષ્ટિ માંડી રહ્યાં, અને પગતળે ગાઢ, કૃષ્ણવર્ણ ઉન્મત્ત મૃત્યુ—સ્રોત ગર્જી રહ્યો હતો. આ સમસ્ત વિશ્વસંસાર છોડી સુરબાલા મ્હારી નિકટ આવી ઉભી છે. આજ મ્હારા સિવાય સુરબાલાનું કોઇ નથી. કેટલાંએ વર્ષો ઉપર બાલ્યકાળમાં આજ સુરબાલા કોઈ જન્માન્તરમાંથી, કોઇ એક પુરાતન રહસ્યાન્ધકારમાંથી વહી આવી, આ સૂર્યચન્દ્રપ્રકાશિત લોકપરિપૂર્ણ પૃથ્વી ઉપર મ્હારી જ પાસે આવી, મ્હારી સાથે જોડાઇ હતી; અને આજ કેટલાએ દિવસો પછી તે પ્રકાશમય, લોકપૂર્ણ પૃથ્વી છોડીને આ ભયંકર જનશૂન્ય પ્રલયાન્ધકાર મહીં સુરબાલા એકલી મ્હારીજ પાસે આવી ઉભી છે! જન્મસ્રોતે તે કુંળી કળિને મ્હારી પાસે ફેંકી હતી, મૃત્યુસ્રોતે તેજ વિકસિત કુસુમને મ્હારી જ પાસે જ ફેંક્યું છે;—હવે જો

માત્ર એકજ મોજું આવે તો પૃથ્વીના આ એક પ્રાન્તમાત્ર ઉપરથી, વિચ્છેદના આ એક વૃન્તમાત્ર ઉપરથી ખસી જઇ અમે બંને જણુ એક થઇ જઇએ!

તે મોજું ન જ આવો! સ્વામી પુત્ર ગૃહ ધન જન સાથે સુરબાલા ચિરકાળ સુખે રહો! મેં તો આ એક રાત્રે મહાપ્રલયના તીરે ઉભા રહી આનન્દનો આસ્વાદ લીધો છે.

રાત્રિ લગભગ પૂરી થવા આવી. તોફાન શમી ગયું, પાણી ઉતરી ગયું, સુરબાલા કાંઇ બોલ્યા ચાલ્યા વિના પોતાને ઘેર ગઇ, હું પણ કાંઇ બોલ્યા વિના મ્હારે ઘેર આવ્યો.

મને વિચાર થયો, હું નાજર નહિ થયો, શિરસ્તેદાર નહિ થયો, ગૅરિબાલ્ડીએ નહિ થયો, હું તો એક ભાંગીતુટી સ્કૂલનો સેકંડ આસિસ્ટંટ જ રહ્યો. પરંતુ મ્હારા સમસ્ત જીવનમાં ક્ષણુ કાળ પર્યંત એક અનન્તરાત્રિનો ઉદય થયો હતો, મ્હારા પરમાયુષ્યની સમસ્ત દિનરાત્રિમાં તેજ એક રાત્રિ મ્હારા તુચ્છ જીવનની પરમ સાર્થકતા.

મહાદેવ હરિભાઈ દેશાઈ.

---

# પૃથુરાજ રાસો.

( અનુસંધાન પૃ. ૬૩ થી )

પૃથુરાજના નાના અનંગપાળે એને દત્તક લીધો તેની સાલ રાસામાં નીચે પ્રમાણે આપી છે.

एकादस संवनह—अट्ट अग्गहातितीसमनि
प्रथमसुरितु तहंहेम—सुद्ध मगसिर सुमासगनि
सेतपण्प पचमिय सकलवासर गुरुपुरन
सुदि,मगसिर समइंद जोगसिद्धहि सिद्ध चुरन
पहु अनङ्गपाल अपिय पुदनि—पुत्तियपुत्तपवित्तमन
छंज्योसुमोह सुखननतस्नी—पतिवद्री सज्जेसरन। १८।३१।

સંવત ૧૧૩૮ ના માગસરની શુદિ પાંચમ અને ગુરૂવારે અનંગપાસે પૃથુરાજને ગાદી સોંપી.

સાહબુદિન ઘોરીને પૃથુરાજના મંત્રી કૈમાસે જે યુદ્ધમાં હરાવ્યો તે સંબંધીની તિથિ નીચે પ્રમાણે આપવામાં આવી છે.

संवत हर चालीस—वदि चैत एकमदीस।
रविवार पुष्प प्रमान साहावदियमैलान ॥ ४४ । ३ ।
ग्यारसै चालीस चैत वदि ससिय दूजो
चघो साह साहाब आनि पंजाबह पूज्यो
लक्ख तिन अस्वार तिन सहस, मदमत्तह
चल्यो साह दर कुच—फट्टिय जुग्गिनिपुर बत्तह,
सामन्तसुर बिकसैउ अर—कायर कंपे कलह सुनि
कैमास मंत्री मंत्रह दियो दिग बैठे चामंड फुनि ॥४४—१४॥

સંવત ૧૧૪૦ ના ચૈત્ર વદી એકમ (પડવો બીજ ભેગા હતાં) ને રોજ સાહબુદિન હિન્દુસ્થાનપર ચડી આવ્યો. તેજ પ્રમાણે બીજાં કાવ્યો ટાંકયાં છે. એક કવિતમાં પૃથુરાજ સવત ૧૧૪૦ ના ચૈત્ર વદી ૧૧ ને સોમવારે પૃથુરાજ ચૌહાણ લડવા માટે તૈયાર થયા. બીજામાં સમ્ભરીનો નાથ કનોજ જોવા સંવત ૧૧૫૧ ના ચૈત્ર વદી ૩ ને રવીવારે નીકળ્યો. ત્રીજામાં પૃથુરાજ ચૌહાણના છેલા યુદ્ધના વર્ણન સંબધમાં—

સંવત ૧૧૫૮ ના શનીવારે કર્ક સક્રાંતિએ અર્ધો શ્રાવણ વિત્યે યુદ્ધ થયું.

ચોથા કાવ્યમાં સંવત ૧૧૫૮ ના શ્રાવણ સુદ પડવાને બુધવારે વજયોગે રોહિણી નક્ષત્રે બાલવ અને તેતિલ કરણે છેલા પ્રહરની ૫ ઘટિકા બાકી હતી. પ્રતિપદાની એક ઘટિકાને પાંચ પળ થયાં હતાં ત્યારે યુદ્ધના સમાચાર સહેલાઇથી ફરી વળ્યા. દિલ્હી માટે યુદ્ધનો તે દિવસ વિષમ હતો વિગેરે મતલબનું. એ પ્રમાણેનાં અસલ કાવ્યો રજુ કરી દરેક સંવત ખોટા ઠરાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

હવે રાસાના ઉપર બતાવેલા ઉતારા આપી તેમાં નીચે પ્રમાણે સાલો ખોટી છે એમ બતાવવા પ્રયત્ન કરવામાં આવ્યો છે.

રાસાની સાલો.

| | સંવત |
|---|---|
| પૃથુરાજને સાહબુદ્દિન વચ્ચે છેલી લડાઇ થઇ તે સાલ | ૧૧૫૮ |
| તબકાત નાસિરી પ્રમાણે. | ૧૨૪૮ |

એટલે લગભગ ૯૦ વર્ષનું અંતર આવે છે એમ બતાવી જણાવે છે કે મહાકવિ ચંદે ઉક્ત રાસાનું પુસ્તક લખ્યું હોત તો ૯૦ વર્ષની ભુલ આવત નહી. આ પ્રશ્નનો નિર્ણય કરતી વખતે ઘણી બાબતો જોવાની છે અને ઘણા પ્રાચીન સાહિસનો અનુભવ આગળ લાવવા જેવો છે કારણ સદર આક્ષેપ ઉપરથી ગ્રથની ખ્યાતી નષ્ટ થવાનો ભય રહે છે તેને માટે રા. રા. મોહનલાલ વિષ્ણુલાલ પંડયા અને સ્યામ સુન્દરદાસ, બી. એ. કે જેમણે

કાશીનાગરીપ્રચારણી ધર્મસભા મારફત પૃથુરાજરાસો પ્રસિદ્ધ કર્યો તેમણે તે સવાલોનો ઘણો ઉંચો અભ્યાસ કરી ઘણી ઉત્તમ રીતે પૃથુરાજ રાસાની સત્યતા સાબિત કરી છે તે તરફ આપણે જોઇશુ તો આપણને તે હકીકત વ્યાજબી લાગશે. ચારણ કવિ સ્યામળદાસના મત પ્રમાણે રાસો સવત ૧૬૪૦ માં રચાયો હોય તો ઉક્ત ગ્રથની કૃતિ ઘડીભર તકરારની ખાતર આપણે મહાન કવિ ચદની ન સ્વીકારીએ અને અન્ય લેખકની ધારીએ તો પણ આપણે એટલુ તો કબુલ કરવું પડેજ કે તેનો લેખક ઉત્તમ કવિ, ઇતિહાસકાર અને સાહિત્યમા પ્રવીણ હોવો જોઇએ અને ત્યારે રાસાને આવી ઉત્તમ રીતે શણગારી મહાન કાવ્ય તરીકે હક મેળવવા પુરતી વિદ્વતાથી વિભૂષત કરે છે ત્યારે લખવામાં તેની સાલમાં ૯૦ વર્ષનો અતર રાખે તે કદીપણ બનવા જેવુ નથી પાછળથી કોઇએ લખ્યો હોત તો તેણે ઘણા પુસ્તકો ઉપરથી તેની સાલો નમુદ કરી હોત પરંતુ તેમ બન્યુ નથી અને ખરેખર તે મહાન કવિ ચદની કૃતિ છે અને તેમણે લખેલી સાલો સત્ય છે પણ તેના અર્થો ઝીણી નજરથી વિચાર કરવાના હતા તે પ્રમાણે જો તેના આક્ષેપકારે પ્રયત્ન કરી આક્ષેપો લખ્યા હોત તો હાલનો પ્રસગ આવત નહી પૃથરાજ રાસામા નમુદ કરેલી સાલો "તબકાત નાસિરી" ના લેખકના જણાવ્યા પ્રમાણે મળતીજ આવે છે અને તે સાથે તમામ સાલો મળે છે પણ જણાવવાનું એટલુંજ કે કવિ સ્યામળદાસે જણાવ્યુ છે કે " તબકાત નાસિરી " નો લેખક પરદેશી છતાં સાલોમાં ભૂલ થવાનો સભવ નથી કદાચ નામોમા ચુક થઇ હોય. ચારણ કવિ સ્યામળદાસની દેખાતી દ્વેષ બુદ્ધિ જણાઈ આવે છે કે એકે દેશીય અને સમર્થ વિદ્વાન કવિના નજરે જોયેલા બનાવોથી અલકૃત થયેલુ મહાકાવ્ય કે જેની બરાબરી કરવાને હિન્દી સાહિત્યમા હજુ સુધી એકે ગ્રથ તૈયાર થયો નથી તેને કૃત્રિમ ઠરાવી પરદેશી લેખકના હાથથી લખાયેલો ગ્રંથ તેની સત્યતા સાબીત કરે છે જ્યારે તેઓ તબકાત નાસિરીના કર્તાના ગ્રથમાં નામની ચુક થયેલી જણાવે છે ત્યારે સાલો ઉપર વિશ્વાસ કેવિ રીતે મુકે છે તે સમજાતું નથી તેના કરતા તેનણે ચંદ કવિ વિન્ચીત રાસાનો પુરો અભ્યાસ કર્યો હોત તો તેમા લખેલી સાલો સ્પષ્ટ સમજાઇ જાત હવે આપણ રાસાની શરૂઆતની શાન કે જેને મળતી શાકામાં તમામ સાલો ૯૦ વર્ષના અતરે ખરી પડે છે તે શાલ ઉપર કરીશુ કારણ રાસાની શાલો કેવા પ્રમાણમા કવિએ ગોઠવી છે તે તેમણે પ્રથમજ જણાવી દીધુ છે કારણ રાસાના દરેક કાવ્યમાં કવિએ કઠીનતા તથા ગુઢાર્થ મુકેના છે તે પ્રમાણમા સંવત શોધી કાઢવા માટે પણ કવિએ વાચકવૃન્દને સહેલાઇથી જાણી શકાય તેમ કર્યું નથી પણ તેમાં વિચાર કરવા જેવી બાબત મુકી છે.

### પૃથુરાજનો જન્મ.

एकादससै पंचदह विक्रम साक अनद
तिहि रिपु जयपुर हरनको । भय प्रिथिराज नरिंद

७६ ६६४ ३-३५५.

હવે ઉક્ત રૂપક પ્રથમ ખુબ ધ્યાન આપી વાંચવાનું છે પછી આપણે તેના અનવય કરીશુ તો [ एकादससै पंचदह ] અગીઆરસેં પદર [ अनन्द विक्रम साक (અથવા) विक्रम अनन्दशाक ] અનન્દ વિક્રમનો શક અથવા વિક્રમનો અનન્દ શક [ तिहीं ]

તેમાં [ रिपुजय ] શત્રુઓ ઉપર વિજય કરવા [ पुरहरनं ] નગર અથવા દેશ દેશાન્તરનું હરન કરવા [ फो ] સારૂ [ पृथुराज नरिंद ] પૃથુરાજ નામના રાજા [ भय ] થયા.

હવે એના પ્રત્યેક શબ્દ અને વાકયો ઉપર ઝીણી દૃષ્ટિથી વિચાર કરીશું તો તેમાં મહાનકવિ ચંદની ગંવત સંબધી ગુઢાર્થતા કયાં રહી તે જણાશે કવિથી પ્રતિકૂળ નહી પણ કવિના આશયને મળતી બુદ્ધિથી આપણે વિચારશું તો પૃથુરાજરાસોમાંથી શવત શંબધી થયેલા આક્ષેપનું મુલ ઝટ નીકળી આવશે હવે એમાં જોવા જેવું એ છે કે—

विक्रम साक अनन्द

હવે अनन्दનો અર્થ કરીશુ તો જણાશે કે अ+नन्द એટલે વિક્રમ શવત ૧૦૦ નહિ નવ (साक) માંથી ૯ ઓછો બાકી ૯૧ રહ્યા, એટલે ૯૦–૯૧ વિક્રમનો આ શક તેના રાજ્યના ૯૦–૯૧ મા વર્ષથી શરૂ થયો છે. હજુ પણ આપણા દેશના જોશીઓ હજારો વર્ષથી એમ કહેતા આવ્યા છે અને આજ પણ વૃદ્ધ લોકો કહે છે કે વિક્રમના બે સંવત હતા કે જેમાનો એક હાલ પ્રચલીત છે અને એક થોડી મુદ્દત સુધી ચાલી બધ થઈ ગયો છે. રાજસ્થાનમાં કોટાના વિદ્વાન રાજકવિ ચંડીદાનજી કે જેઓ પણ ચારણ છે તેઓ ન્યાય બુદ્ધિથી વિક્રમના બે શક કબુલ રાખે છે હવે તે બે શંવત કયા ? તે આપણે જોઇએ. એક सनन्द કે જે આજ શરૂ છે અને બીજો अनन्द કે જે આ મહાકાવ્યમાં વાપરવામાં આવ્યો છે અમારા ધારવા પ્રમાણે આ બે સંવતોમા ૯૦–૯૧ વર્ષનો અંતર પડે છે અને તે પ્રમાણે આ મહાકાવ્યના તમામ સંવતો મળે છે. વાંચકવૃન્દને વધારે શ્રમ ન પડે તેની ખાતર અમે આ નીચે એક કોષ્ટક લખી બતાવી આપીએ છીએ કે રાસાની સાલોખરી અને ૯૦–૯૧ વર્ષના અંતરે મળતી આવે છે.

પૃથુરાજ રાસાનું અનન્દ શંવતોનું કોષ્ટક.

| પૃથુરાજના | રાસામાં બતાવેલ અનદ સંવત | સનંન્દ અને અનન્દશવત નું અતર ઉમેરો | કોષ્ટક ૩ ઉમેરતાં આવેલો શનન્દ સંવત | પૃથુરાજની ઉમર દરેક પ્રસગે રાસામાં બતાવ્યાપ્રમાણે | નિર્ણયને માટે અંતિમ લડાઇનો હાલ નકી થયેલો ઇતિસનોસંવેત કવિ સાભળદાસે આધાર લાયક ગણેલો.) |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| જન્મ | ૧૧૧૫ | ૯૦–૯૧ | ૧૨૦૫–૬ | ૪૩ | ૧૨૪૮–૯ |
| દિલ્હી દતક થવું | ૧૧૨૨ | ૯૦–૯૧ | ૧૨૧૨–૭૩ | ૩૬ | ૧૨૪૮–૯ |
| કૈમાસ જુદ્ધ | ૧૧૪૦ | ૯૦–૯૧ | ૧૨૩૦–૩૧ | ૧૮ | ૧૨૪૮—૯ |
| કનોજ જવું | ૧૧૫૧ | ૯૦–૯૧ | ૧૨૪૧–૪૨ | ૭ | ૧૨૪૮–૯ |
| છેવટ લડાઇ | ૧૧૫૮ | ૯૦–૯૧ | ૧૨૪૮–૪૯ | ૦ | ૧૨૪૮–૯ |

આ ઉપરથી દરેક વિદ્વાનની ખાત્રી થશે કે ચંદકવિએ રાસામાં अनन्द શબ્દનો પ્રયોગ કર્યો છે તેમાં अनन्दનો અંતર ૯૦-૯૧ વર્ષનો ઉમેરતાં હાલનો સવત ચોક્ક્સ નિકળે છે હવે આપણે અહીઆં अनन्द શબ્દના અર્થને માટે વિચાર કરીશું કે જેનો અર્થ આ જગ્યોએ ચારણ કવિ શ્યામળદાસે ગ્રથનું ખંડન કરવા માટે તેનો અર્થ "સુભ" ગૃહણ કર્યો છે પરંતુ વિદ્વાનોએ વિચાર કરવાનો છે કે આ જગ્યોએ આ દોહામાં आनन्द શબ્દ નથી પરંતુ સ્પષ્ટ अनन्द શબ્દ છે જેથી તેનો અર્થ ગુણવાચક "શુભ" થઇ શકતો નથી તથાપિ ત્યાં आनन्द પાઠ હોત તો પણ તેનો ગુણવાચક "શુભ" અર્થ બનત નહિ સસ્કૃત ભાષાના થોડા પણ જ્ઞાનવાળા સ્વતઃ અથવા કોશની મદદથી પણ જાણી શકે છે કે (જુઓ वाचस्पत्य बृहत् संसकृताभिधान પૃષ્ટ ૧૪૫ शब्दार्थ चिंतामणी પૃષ્ટ ૫૯) માં अनन्द નો અર્થ એવો લખ્યો છે કે "त्रि० नन्दयति नन्द आनन्द-यितृ भिन्नो अनानन्दे असुखे" ઇત્યાદિ. હવે જુઓ अनन्द શબ્દનો સત્ય અર્થ દુઃખ થાય છે તો પછી તેની જગ્યો એ તેનો અર્થ "શુભ" ગ્રહણ કરવો એ કેટલી બધી અજ્ઞાનતા અને જ્યારે તેનો અર્થ દુઃખ થાય છે તો એવા વિદ્વાન કવિ પોતાના યજમાન નૃપતિના જન્મ પ્રસગે તે અર્થમાં अनन्द શબ્દનો પ્રયોગ પણ કેમ કરે ! કવિ લોકો અલંકાર અને નાયિકાઓમાંથી તેની સુક્ષ્મતા અને ખરો અર્થ ઝટ શોધી કાઢે છે તેવી રીતે ચારણ કવિ શ્યામળદાસે પ્રયત્ન કર્યો હોત તો તેઓ સત્ય ઝટ શોધી કાઢત (પરંતુ તેવો પ્રયત્ન શા માટે કરે ? તેમને અને ભટ્ટ-ભાટ ને વશ પરપરાનુ વૈર અને ઉક્ત ગ્રંથની કૃતિ ભટ્ટ કવિની.)

વ્યાકરણશાસ્ત્રની રીતે પણ જોઇશું તો आनन्द અને अनन्द શબ્દના પ્રયોગમાં બહુ અન્તર છે

વળી દોહા ઉપરથી સ્પષ્ટ જણાય છે કે વિક્રમના સંવતના વિશેષણરૂપે अनन्द શબ્દ નો પ્રયોગ કર્યો છે અને તેનો અર્થ સખ્યાવાચક બતાવ્યો છે તેની જગ્યોએ ગુણવાચક કદાપી થઇ શકે નહી કારણ ત્યારપછીના દોહામાં સ્પષ્ટ લખ્યું છે કે—

"तृतिय शाक पृथुराज कौ लीख्यो"

જેથી સંજ્ઞાવાચક आनन्दના અપભ્રંશ તરીકે अनन्द છે એમ પણ સ્વીકારી શકાય નહી વળી રાસામાં આ દોહો લખ્યો છે તે સ્થળના પ્રસગને અનુસરીને અર્થ કરીશું તો પણ ઉપરનોજ ભાવાર્થ ચોખ્ખી રીતે આવે છે.

अनन्द अ+नन्द (નહી—નન્દ) અનો અર્થ નહી કરવા માટે નીચેનું પ્રમાણ બસ થશે.

"तत्सादृश्यमभावश्च तदन्यत्वं तदल्पता ।
अप्राशस्त्यं विरोधश्च नञर्थाः षट् प्रकीर्त्तिताः ।"

અને જેમ રૂશી શબ્દથી સાતની શંખ્યા ગૃહણુ થાય છે એમ નન્દને માટ નવની શંખ્યા શાસ્ત્રોમાં નમુદ છે—

नव नन्दा भविष्यन्ति—चाणक्यो यान् हनिष्यति

સ્કંદ પુરાણુ.

તથા શ્રીધર સ્વામીકૃત ભાગવતની ટીકા જોતાં પણુ જણુાશે કે—

"तेषांसपुत्राणां नवसंख्यत्वेन तत्तुल्यसख्यौं"

ઉપર પ્રમાણે નન્દનો અર્થ સ્પષ્ટ નવ છે જેથી અધિક પ્રમાણુ લખવામાં આવ્યાં નથી.

મહાનકવિ ચંન્દે વિક્રમ શંવતમાં અનન્દનો પ્રયોગ કરવાનું કારણુ એવું જણુાય છે કે-હાલ વિક્રમનો જે સવત પ્રચલીત છે તેમાં શકર રાજા નંન્દનો કઇક શમય મળેલો છે એટલે હાલનો સંવત જે ગણીતને અનુસરીને છે તે ગણિત નન્દનો શમય મેળવીને થયેલુ છે એટલે તેમાંથી મહાનકવિ ચદે મળેલો શમય બાદ કર્યો છે જેથી બાકી રહેલો ચંદ કવિએ લખેલો શંવત શુદ્ધ વિક્રમી શંવત છે વળી બારમા શેકા શુદ્ધીના રાજ્ય વયવ્હારમાં પણુ ચંદે પ્રયોગ કરેલ અનન્દ શબ્દનો પ્રયોગ થતો હતો અને અનન્દ શવત લખાતો હતો એમ શોધખોળ ઉપરથી જણુાઇ આવ્યું છે વળી રાસોમાં પજ્જુનજી કે શ્રીજયપુર રાજ્ય કર્તાના મુળ પુરૂપ તથા મારવાડ રાજકર્તાના મુળ પુરૂપ બતાવ્યા છે તે અનન્દ શાકમાં બતાવેલા તેમના હાલના વશજો કબુલ રાખે છે જે ઉપરથી અનન્દ સંવત ચંદે ગૃહણુ કરેલ બરોબર છે. કવિ શ્યામળદાસ તેની નીચેના દોહાને જોડી અર્થ કર્યો હોત તો આવી કડાકુટ પડત નહી પણુ તેમણે તે પ્રમાણે કર્યું નથી એટલુંજ નહી પણુ પૃથુરાજની જન્મપત્રીનો અર્થ પણુ એક કાવ્ય પછીનું છોડી દેઈ ભુલ ભરેલો કર્યો છે. પરંતુ તે તેમનો દોષ નથી કારણુ મીસ્ટર જોન બીમ્સ સાહેબ બહાદુર સ્પષ્ટ કહે છે કે " રાજપુતાનાના પંડિતો પણુ ચંદનો મહાકાવ્યનો અર્થ સાધારણુ ભાવાર્થ સીવાય વધુ શમજી શકતા નથી " ( હિન્દીમાં સદરહુ આક્ષેપનો મુળ જવાબ ઘણી દલીલોથી આપ્યો છે. )

હરગોવિન્દ લાલભાઈ બ્રહ્મભટ.

---

# કેળવણીને લગતા પ્રશ્નો સંબંધી મારો અનુભવ.

કેળવણીને લગતા પ્રશ્નો સંબંધી વાંચન વગેરે દ્વારા મેળવેલા જ્ઞાનને આધારે ચર્ચા કરનારા સાક્ષરો ઘણા છે પણ પોતાના અનુભવમાં આવેલી વીગત રજુ કરીને તેને આધારે એવી ચર્ચા કરનારા જવલ્લેજ મળે છે એવી ટીકા એક વેળા એક અંગ્રેજી માસિકના તંત્રીએ મારી પાસે કરી હતી. મને પણ સારેજ સમજાયું કે અભિપ્રાય રજુ કરવા કરતાં પણ વધારે જરૂરનું એ છે કે અનુભવમાં આવેલી એવી વીગતો રજુ કરવી જેને આધારે તે ઉપરથી બંધાયલા અભિપ્રાયની વાસ્તવિકતાનું તોલ વાંચકો કરી શકે. હકીકત અને તજ્જન્ય અભિપ્રાય છુટાં પાડવાનું આ કાર્ય કઠિન છતાં તે કેવી રીતે કરી શકાય તે દર્શાવવાનો અને યથાશક્તિ પ્રયત્ન કરવાનો હોવાથી, મારા અનુભવની કેટલીક વાતો અને તે ઉપરથી મેં તારવેલાં અનુમાનો હું અત્રે રજુ કરીશ.

વિદ્યાર્થીને શિક્ષણ આપવું એ કાર્યમાં કેટલીક મુશ્કેલીઓ પણ રહેલી છે એનો પ્રથમ અનુભવ મને ઘણાં વર્ષો ઉપર થયો. શીખનાર પ્રત્યે સહાનુભૂતિ, એની મુશ્કેલી તત્કાળ સમજી શકવા જેટલું જ્ઞાન, અને તેનો ઇલાજ શોધી યોજવા જેટલી બાહોશી એ ત્રણ સાધનો વગરનો કોઇ પણ શિક્ષક, પોતાના કાર્યમાં યશ મેળવવાને બદલે, એ ધંધાને હલકો પાડવામાંજ સાધનભૂત થાય છે. આ ત્રણ પ્રકારની લાયકાતવાળો શિક્ષક વિદ્યાર્થીને અંકુશમાં રાખવાની જરૂર ભાગ્યેજ અનુભવે છે. એવી જરૂરના જે પ્રસંગો અન્ય જનોને દેખાય છે તે પ્રસંગો પણ એવા લાયક શિક્ષકને તો માત્ર, વિદ્યાર્થીને સમજાવીને અથવા આડકતરા ઉપાયોથી યોગ્ય માર્ગે વાળવાની પોતાની શક્તિની કસોટી માટેની તક જ પુરી પાડે છે, તેની શાંતિમાં એથી ભંગ પડતો નથી. શિષ્યો ઘણાજ ગંભીર પ્રશ્નો પુછે અને તેના સંપૂર્ણ ઉત્તર પૂર્ણાંશે સમજવાની તેમની શક્તિ પણ ન હોય છતાં એવા પ્રશ્નો પુછનાર ઉપર ગુસ્સે થવાને બદલે તેમના મનનું તત્કાળ પુરતું સમાધાન થઇ યોગ્ય રસ્તે વળે એવા જવાબ આપનારા ગુરૂઓનાં ઘણાં દૃષ્ટાંતો પ્રાચીન કાળના સાહિત્યમાંથી મળી આવે છે અને તે જો ધ્યાનમાં રાખીએ તો પોતાના પુત્ર કે પુત્રીને કોઇ પણ રીતની સજા કરવાની સત્તા તેના શિક્ષકના હાથમાંથી છીનવી લેવાના, અથવા એવી સત્તાવાળા શિક્ષકથી પોતાનાં બાળકને દૂર રાખવાના જે પ્રયત્નો માબાપો કરે તેમાં આપણે તેમનો દોષ કહાડવો યોગ્ય નથી. પણ આ બધું સત્ય સમજવાની શક્તિ મને પ્રાપ્ત થતા પહેલાં મેં અમુક વિદ્યાર્થીઓ માટે ખાનગી શિક્ષકની જોખમદારી મારે શીર વહોરી લીધી અને સદ્ભાગ્યે એક બે વિદ્યાર્થીઓના સંબંધમાં મારૂં કાર્ય એવું સરળ ચાલ્યું કે તેમને સજા કરવી પડે એવો પ્રસંગ જ મારે ભાગે આવ્યો નહીં. પારકા કુટુંબમાં એ પ્રમાણે શીખવવાનો સહેજ અનુભવ મેળવ્યા પછી મારા ભાઇને જ શીખવવાની તક મને પ્રાપ્ત થઇ પણ તે બેમાં રહેલો મહાન ફેર હું જોઇ શક્યો નહીં અને આ વાત અત્યારે રજુ કરવાનું કારણ પણ એજ છે કે એ ફેર ન જોઇ શકનારાં સેંકડો કુટુંબો હજી પણ મારા જેવી જ ભુલ કરે છે. મારી ભુલ એ હતી કે બહારના શિક્ષ-

કની માફક મારે મારા ભાઇને તેના અભ્યાસમાં જોઇતી મદદ આપવાના મારા કાર્યની હદ બાંધી જોઇતી હતી તે મેં ન બાંધી. મારા ભાઇની સમગ્ર દિનચર્યા ઉપર તેના અભ્યાસ સાથેના સંબંધને લઇને અંકુશના નામથી સત્તા વાપરવાના અજ્ઞાન લોભે કર્તવ્યની સીમા મારી પાસે ઓળગાવી. મારી આજ્ઞાનું ઉલ્લંઘન થતા તે માટે શિક્ષા કરવાનો અધિકાર સ્થાપવા મે પ્રયત્ન કર્યો. સ્વાભાવિક રીતે જ મારાં માબાપોએ એ પ્રયત્નોની વિરૂદ્ધમાં પોતાની સત્તા વાપરી અને પરિણામ એ આવ્યું કે એ કાર્ય મેં છોડી દીધુ. શેમર્ટન નામના વિદ્વાને લખેલા ('Human Intercourse') 'મનુષ્યવ્યવહાર' સંબંધી પુસ્તકમા માબાપ અને બાળકોના સબંધ વિશે એક નિબંધ છે તે આ પ્રશ્નને અંગે વિચારવા જેવો છે. એ સબંધ સ્નેહને વધારનારો બનાવવામાં કેવી મુશ્કેલીઓ છે તે એમાં બતાવી છે. જે પાઠ વિદ્યાર્થીએ નિશાળમાં શીખવો જોઇએ તે અગાઉથી ઘેર શીખવવા માટે અથવા તો તે પાઠ નીશાળમાં ચાલી જાય તે વેળાએ તેનો લાભ ન લઇ શકાયાને લીધે રહેલી ખામી પુરવા માટે ઘેર પણ પ્રયત્ન કરવામાં આવે તો રમત ગમત વગેરે અન્ય વ્યવહાર માટે એ વિદ્યાર્થીને મળતા વખતમાં ઘટાડો થાય, શાળામા મળતી કેળવણી અધુરી હોવાથી તેમા રહેલી ખુટ ઘેર પુરવાનો પ્રયત્ન કરવાથી વિદ્યાર્થીના ઉપર અભ્યાસનો બોજો વધે. વિદ્યાર્થીને તેની ઇચ્છા પ્રમાણે વર્તવામા મદદ કરવાના પ્રયત્નમાં પણ ગુરૂવર્ગની હાજરી તેની સ્વતત્રતા ઉપર તરાપ મારવાના પ્રયત્નરૂપે તેને લાગે-આવી અનેક મુશ્કેલીઓ એ નિબંધ વાંચ્યાથી સમજાશે. એ સર્વમાંથી રસ્તો કહાડવાના મારા પ્રયત્નો આ રીતે કર્તવ્યની સીમાના અજ્ઞાને મિથ્યા કર્યા. માબાપ પોતાના અનુભવ અને પોતાની પ્રજા પ્રત્યેની સહાનુભૂતિ તથા સત્તાને આધારે તે વિદ્યાર્થીનું જીવન પોતાની ઇચ્છા પ્રમાણે વાળવાના પ્રયત્ન કરી શકે એવા સફળ પ્રયત્ન બીજાથી ન જ થઇ શકે એમ તે વેળા મને લાગ્યું. સગો ભાઇ પણ માબાપના છત્ર નીચે હોવાથી પોતાની સત્તા બહાર છે એવો અનુભવ તે વેળા મને થયો મારામા તે વેળા એવુ સમજવાની શક્તિ ન હતી અને શિક્ષક તરીકેની લાયકાત જો તે વેળા મારામાં હોત તો આવા વિરોધના પ્રસંગ જ ઉપસ્થિત ન થાત. આટલી વીગત રજુ કરી અત્યાર સુધીના મારા જ્ઞાન અને છુટા છવાયા અનુભવને આધારે હું નીચે પ્રમાણે અનુમાન દોરૂં છુ —

(૧) પોતાની પ્રજા પ્રત્યે જે સહાનુભૂતિ અને સત્તા માબાપ ધરાવે, તેવી સહાનુભૂતિ તથા તેટલી જ વિશાળ સત્તા વગર શિક્ષકના કામમા સરળતા ઘટે અને વિક્ષેપો વધે એ સ્વાભાવિક છે.

(૨) આટલા જ તત્વને અવલબીને પોતાની પ્રજાની કેળવણીના કાર્ય માટેની સર્વોપરી જોખમદારી અને સત્તા માબાપો પોતાના હાથમાં લે એ સ્વભાવિક ગણાય પણ શિક્ષક તરીકેની બીજી લાયકાતને અભાવે માબાપો પણ એ કાર્યને માટે ઘણે ભાગે અયોગ્ય હોય છે એટલે સઉથી ઉતમ માર્ગ એ જ છે કે માબાપ પોતે પોતાની પ્રજાને સજા કર્યા વગર યોગ્ય શિક્ષણ આપી અથવા અપાવી શકે તોજ તેમણે એ જોખમદારી અને સત્તા પોતાની પાસે રાખવી. જ્યા એમ ન બની શકે ત્યા શ્રેષ્ઠ રસ્તો એ જ છે કે

લાયકાતવાળા શિક્ષકના સ્વાધીનમાં પોતાની પ્રજાને સોંપી તે શિક્ષકને માથે જ એ પ્રજાની કેળવણી અંગેની સંપૂર્ણ જોખમદારી નાખવી અને પોતાની સર્વ સત્તા પણ તેને આપવી એટલે સુધી કે એ શિક્ષકની સંપૂર્ણ અનુમતિ વગર એ સત્તાનો કાંઇ પણ અંશ માબાપોથી પણ વાપરી શકાય નહીં. એ સત્તા ફરીથી પોતાને સ્વાધીન લેવાનો અથવા એક શિક્ષક પાસેથી ખેંચી લઇ બીજાને આપવાનો માબાપનો અધિકાર આથી નષ્ટ નહીં થાય.

(૩) સજા કર્યા વગર શીખવવું એટલું જ શિક્ષકને માટે બસ નથી. "મહેતાજી મારે પણ નહી ને ભણાવે પણ નહી." એ મહેતાજી તો શિક્ષક કુળને કનકરૂપ જ ગણવો જોઇએ. બને તેટલું, થોડું કે ઘણું શીખવે એટલાથી પણ તેને લાયક ગણવાનો નથી. વિદ્યાર્થીની શક્તિઓનો સંભવિત હોય એટલો વિકાસ કુદરતની સર્વ શક્તિઓને પોતાના કાર્યમાં સહાયભૂત બનાવીને પ્રાપ્ત કરવો, :અને તેનાં માબાપની વગેરે સંબંધીઓ તથા મિત્રોની ઇચ્છાઓ અને રૂઢ અથવા સમાજની જરૂરીયાતોને પણ અનુકૂળ થઇ પડે એવે માર્ગે એ વિકાસને વાળી વિદ્યાર્થીનું સર્વ પ્રકારનું કલ્યાણ કરવું એ શિક્ષકનું ખાઈ કર્તવ્ય છે આ કાર્યમાં વિદ્યાર્થીના ઘણાં વર્ષોનો વ્યય થાય છે તે સઘળો વખત શિક્ષક તરીકેનો અધિકાર અને જવાબદારી એકજ વ્યક્તિને માથે રહે અને છતાં ઇષ્ટ થઇ પડે એવું બનવું દુર્લભ છે તો એ કાર્યમાં ભાગ પાડનારા સર્વ વ્યક્તિઓ એક બીજાને અનુકૂળ થઇ કાર્ય સફળ કરે એવા હોવા જોઇએ અને તેમણે પોતાનું કાર્ય વિદ્યાર્થીઓની શક્તિ તથા રુચિને અનુકૂળ રહીને પાર પાડવું જોઇએ. આ પ્રમાણે વર્તી શકે તેજ શિક્ષકપદને લાયક છે. ઘરને બદલે શાળાની સાથે જ રાખેલા નિવાસ સ્થાનમાં રક્ષકને પસંદ કરતી વેળા આ બધી લાયકાત જોવાની સભાળ જોઇએ એટલી લેવાતી નથી તેને પરિણામે એવાં નિવાસસ્થાનવાળાં ગુરૂકુળ રૂપી સંસ્થાઓની પણ ક્ષતિ થાય છે. માટે માબાપોની ગેરહાજરી દરમ્યાન ,તેમના વતીનો અધિકાર ભોગવનાર રક્ષકો તેમજ શિક્ષકો એવા જ પસંદ કરાવા જોઇએ કે જેઓ માબાપની ક્ષમાશીલ દૃષ્ટિથી વિદ્યાર્થીઓ પ્રત્યે જુએ તેમાં આપણને કશું જ અસાધારણ ન લાગે.

૨ થોડાં વર્ષો પછી જુદી જ જાતનો અનુભવ થયો. એક વિદ્યાર્થીને શીખવવાનું મને પ્રાપ્ત થયું. તેની યાદદાસ્ત શક્તિ બહુ જ નબળી હતી. એકને એક બે એટલું યાદ રહેતું, પણ બેને બે ચાર યાદ રાખતાં મહેનત પડતી; ને તે જો વારવાર પુનરાવૃત્તિથી દૃઢ થાય તો ત્રણને ચાર સાત સમજતાં મુશ્કેલી પડતી અથવા ત્રણને ચાર સાત ગોખતી વેળા એને બે ચાર એ વાત વિસ્મરણ થઇ જતી. થોડા મહીના પ્રયત્ન કરી આ વિદ્યાર્થી ભણી શકે એમ નથી એવી મારી ખાતરી કર્યા બાદ મે તે કાર્ય છોડી દીધુ. હાલમાં એ વિદ્યાર્થી વ્યાપારી તરીકે સારૂં કામ કરે છે એમ જાણીને હું બહુ ખુશી થયો છું એમ કહેવાની અત્રે કાંઇ જરૂર છે? હા. કારણ કે મોંટીસોરીના નામ સાથે ઓળખાતી કેળવણીની પદ્ધતિનું અવલંબન કેમ કરવું તે જો હું તે વેળા જાણતો હોત તો કેસ સુધરે એવો નથી એમ ગણીને પડતો મુકયો તેમ હું ન કરત. વિદ્યાર્થીનામાં ખોડ હતી ખરી પણ શિક્ષક ખોડ વગરનો ન હતો.

આ ઉપરથી અનુમાન એ દોરવાનું કે જેમ પચાસ ડાક્ટરોએ અસાધ્ય ઠરાવેલો હોય એવો દરદી પણ કોઇ અન્ય વ્યક્તિથી રોગમુક્ત થઈ શકે તેજ પ્રમાણે વિદ્યાર્થી માત્રના સંબંધમાં સમજવું જોઇએ. કોઇ પણ વિદ્યાર્થી અસાધ્ય નથી. તેને યોગ્ય રસ્તે વાળવાની શિક્ષકની આવડતનો જ સવાલ છે.

૩ ત્રીજો અનુભવ અત્રે એક રાત્રીશાળાને અંગે મને મળ્યો. તે વર્ણવી આ લેખ પુરો કરીશ. હું કાંઈ પણ નોકરી ધંધા વગરનો હતો તે વેળા મારા મનમાં વારંવાર આવતું કે સમાજનો મોટો ભાગ અભણ છે અથવા તેમની કેળવણી અપૂર્ણ છે અને તેમને ભણાવવા માટે જરૂરની એવી કેટલીક યોગ્યતા મને સંપાદન થયેલી છે તો મારે મારા કુટુંબનિર્વાહ માટે એ શક્તિના ઉપયોગ કરવા તરફ જ લક્ષ લગાડવું જોઇએ. વારંવાર એજ વિચાર આવવાથી વૃત્તિ દૃઢ થઇ. આપણે પુસ્તકોમાં કોઈવાર વાંચીએ છીએ કે મંત્રની શક્તિદ્વારા મનુષ્ય દેવતાને આજ્ઞા કરી શકે છે. આ સંબંધે મારી માન્યતા એ છે કે દેવને આજ્ઞારૂપ થવા માટે માત્ર ઇચ્છા તીવ્ર અને સંકલ્પ દૃઢ હોવા જોઇએ તેમ હોય તો તેને ફળીભૂત થવાનો માર્ગ કુદરતના નિયમોદ્વારા પ્રાપ્ત થાય છે જ. મારો સંકલ્પ દૃઢ થયો–મારી ઇચ્છા તીવ્ર થઇ–મારો હુકમ દેવે પણ માન્ય રાખ્યો. " વસંત "માં મારી સહીથી પ્રગટ થયેલો એક લેખ વાંચનારા કેટલાક સહૃદયોએ મને બોલાવ્યો અને એક રાત્રીશાળા કહાડવાની ઇચ્છા મારી સન્મુખ પ્રદર્શિત કરી. મેં તે વધાવી લીધી અને ઉત્તેજીત કરી અત્રેનાં મુંબાઇનાં સોશ્યલ સર્વીસ લીગ અને હોળિકાસંમેલનને લગતા કાર્યોમાં મને ઉત્તેજીત કરનાર સ્નેહી રા. રા. જીવણલાલ ઠાકોરે વાત રસ્તે ચઢાવી. પાંચાળ ઉન્નતિ મંડળની આગેવાની હેઠળ એજ મડળની આગેવાની હેઠળ ગયા મે માસની પહેલી તારીખે રાત્રિશાળા શરૂ થઇ. તેમાં વર્ગ એક જ રાખ્યો હતો. મંડળે ભાડે રાખેલી જગાનો ઉપયોગ રાત્રિશાળા માટે કરવાની સંમતિ માગવી ન પડી. મંડળે તે ઉપરાંત કોઇ પણ વિશેષ ભોગ આપવો પડે એવું યોજનામાં ન હતું જો કે એ શાળાની આવક પુરતી ન હોય તોપણ ઘણા વખત સુધી મારી આજીવિકા ચાલુ રાખવા જેટલી શક્તિ અને તત્પરતા એ મંડળને હતી એમ હું શુદ્ધથી માનવા લાગ્યો હતો. મડળની અઠવાડીક સભા શનીવારે મળે તેમાં ભાષણ કરનારાઓમાં એક હું વધુ એવી એમની તીવ્ર ઇચ્છા હતી એમ હજી મારૂ માનવું છે. પણ જ્ઞાતિની બહારનાનો ઉપદેશ લેવામાં જેટલી તત્પરતા હતી તેટલી તત્પરતા પોતાની જ્ઞાતિ બહારના વિદ્યાર્થીઓને રાત્રિશાળાનો લાભ લેવા માટે ઉત્તેજન આપવામાં ન હતી. મારા પગાર જેટલી આવક જ્ઞાતીના વિદ્યાર્થીઓની ફીથી ઉત્પન્ન થઇ એટલે બહારના વિદ્યાર્થીઓને લેવાનો પ્રયત્ન પણ કરવામાં ન આવ્યો. પાછળથી જ્યારે વિદ્યાર્થીઓની સંખ્યા ઘટવાથી એવો પ્રયત્ન કરવો પડે એવી સ્થિતિ થઇ ત્યારે પણ અન્ય વર્ણના પણ હીંદુ એવા એક બે વિદ્યાર્થીઓ સ્વયંપ્રેરણાથી આવ્યા એટલે કર્તવ્યક્ષેત્રનો વિસ્તાર થયો નહીં. આ જાતના મોહથી આપણી સમાજની સાંસારિક સ્થિતિ સર્વાંશે વ્યાપ્ત છે એમ અન્ય પણ ઘણે સ્થળે મેં અનુભવ્યું છે. નાગર જ્ઞાતિના ૭ પેટા વિભાગોને સામાન્ય એવા એક લગભગ વિનોદ જેવા કાર્યમાં પણ એક પેટા જ્ઞાતિ અન્યને એ કાર્યમાં ભાગ પાડવા દેવાની વિરૂદ્ધ ઠરાવ કરે એટલું જ નહીં પણ તે જ પેટા જ્ઞાતિની વ્યક્તિઓમાંથી તેમના મૂળ નિવાસ

સ્થાનને લઈને ગોઠવાયલા સમૂહો એક બીજાથી ભિન્ન રહીને કાર્ય કરે એવું બનેલું છે પણ તેનાં દૃષ્ટાંતો વિષયાંતર થવાના ભયને લીધે અત્રે રજુ કરતો નથી. આવાં મોહ અને મમત્વ નાગરો જેવી કેળવાયલી કોમમાં હોય તો પંચાળ જેવી જ્ઞાતિ એનાથી મુક્ત હોવાની આશા કેમ રખાય? પણ એજ મોહમમત્વને લીધે છેવટે એ રાત્રિશાળા બંધ પડી. એ જ્ઞાતિનાં જનો સુતાર તરીકે ગોદીમાં વગેરે સ્થળોએ કામ કરે છે. લડાઈને અંગે એમને વધારે કામ મળતાં રાત્રે પણ કામ કરી વધારે કમાવાનો લાગ મળ્યો અને એવો લાગ મળતાં તેનો લાભ લેવાને રાત્રિશાળાના વિદ્યાર્થીઓ અગર તેમના વાલીઓ લલચાયા. તેમની સંખ્યા ઘટી ગઈ અને શાળા ચલાવવા માટે સુખાકારીના વરસાદના દિવસોમાં રોજ રાતના ત્રણ કલાકનો વ્યય કરીને પણ ઉપાડેલું કાર્ય એક રીતે નિષ્ફળ થયું. જેને જેટલું મેં શીખવ્યું તેઓ તેનો પાભાગ પણ ઘણા વખત સુધી યાદ રાખે એવી તેમની પરિસ્થિતિ નથી, જો કે તે છતાં તેઓના મન ઉપર એ પાઠના સંસ્કારો સબળ રીતે પડેલા હોવાથી તેઓ યાદ રાખે તો નવાઈ નથી. તેઓ અભ્યાસ વધારે એ આશા હું રાખી શકતો નથી. પણ એક બીજી દિશામાં એ કાર્યનો બદલો મને મળ્યો છે. શું અને તે કેવી રીતે શીખવવું જોઈએ તે સંબંધી જે અનુભવ મને ત્યાં મળ્યો તેનો ઉપયોગ જો હું કરી શકું તો મને હજી આશા છે કે હું ઘણું જ ઉપયોગી કાર્ય કરી શકું. એ અનુભવજન્ય સૂચનાઓ માત્ર શિક્ષકોને જ ઉપયોગી હોવા છતાં અત્રે રજુ કરી છેઃ—

(૧) અંગ્રેજી વાંચન માટેની જે જુદી જુદી શ્રેણીઓ જુદા જુદા માણસોએ પ્રગટ કરી છે તે પ્રત્યેક જુદા જુદા સિદ્ધાંતો ઉપર તે રચી છે એ મૂળ સિદ્ધાંતો સમજાવવા પડે એવા નથી. એ શોધવાની દૃષ્ટિ રાખીને જ જો એ પુસ્તકોની સંકલનાનું વારંવાર મનન કરવામાં આવશે અને એ જુદી જુદી શ્રેણીઓને વારંવાર સંકલના પરત્વે સરખાવવામાં આવશે તો એ સિદ્ધાંતો સમજાશે. પ્રથમ જાણીતી વસ્તુઓનું જ્ઞાન થયા પછી જ અજાણી વસ્તુના વર્ણન ઉપરથી તેની કલ્પના થઈ શકે અને એવી કલ્પના પછી જ તેનાં નામ અને તે સાથે સંબંધ ધરાવતા સંસ્કાર સ્મરણશક્તિને વશ થાય—વસ્તુનું જ્ઞાન થયા પછી જ ગુણ વિશેની કલ્પના થાય. સહેલા શબ્દો પછી જ અઘરા શબ્દો આવે અને તે છતાં રોજના ઉપયોગના અઘરા શબ્દો પણ ક્વચિત ઉપયોગમાં આવે એવા સહેલા શબ્દો કરતાં વધારે યાદ રહે—આ અને આવા જ બીજા અનેક સિદ્ધાંતો લખવા સહેલા છે; ખરી મુશ્કેલી તો એના ઉપયોગમાં જ રહે છે, અને શિક્ષકો જ તે જાણે છે. પણ તેઓ મોટે ભાગે એ મુશ્કેલીઓનો જાણે ઇલાજ જ ન હોય તેમ વર્તતા માલમ જોવામાં ઘણા આવ્યા છે માટે જ ઈલાજ શોધવા માટેની દિશાના નિર્દેશ રૂપે આ સૂચના અત્રે રજુ કરી છે.

(૨) વાંચનશ્રેણી સાથે જ ભાષાંતર પાઠમાળાની શ્રેણી બંધ બેસે એવી જોઈએ. તે નથી. માટે એ બેઉ નવેસરથી આપણા પ્રયોજનને અનુકૂળ આવે એવી રીતે, અભ્યાસ થોડા વખતમાં ઝડપી થઈ શકે એવા ઉદ્દેશપૂર્વક અને એક બીજાને અનુકૂળ પડતી જોઈએ. ઈશ્વરકૃપા હશે તો કોઈવાર એ કાર્ય કરવામાં હું પણ મારી શક્તિ વાપરી બનતો પ્રયત્ન કરીશ.

(૩) કોઈ પણ એક શિક્ષક આવી એક શાળા કહાડે તે કરતાં વધારે શિક્ષકો એ-કઠા મળી અનેક વર્ગોવાળી શાળા કહાડે તો તેમનું કાર્ય ઘણું સુગમ થાય.

આટલી વાત જણાવ્યા પછી આ રાત્રિશાળાના અનુભવ ઉપરથી જે અનુમાનો જનસમાજ સન્મુખ રજુ કરવા યોગ્ય લાગ્યાં છે તે નીચે પ્રમાણેઃ—

(૧) જ્ઞાતિસંસ્થા અથવા જ્ઞાતિસમાજો આવાં કાર્યો યોજી પોતાની શક્તિનો સદુ-પયોગ કરવા માટેનુ સામર્થ્ય જેમ સિદ્ધ કરે છે તેમ સર્વ જ્ઞાતિઓના સામાન્ય હિતના કેળવણી જેવા કાર્યમાં પણ અન્ય જ્ઞાતિઓથી દૂર રહેવાની વૃત્તિ એ આપણી સમાજની સંકુચિત દૃષ્ટિ જ સૂચવે છે.

(૨) આપણા સમાજનો કારીગર વર્ગ કે જે ઘણો મોટો છે અને જેમની સંખ્યા ખેતી અથવા વ્યાપાર ઉપર આધાર રાખનારા વર્ગોને બાદ કરીએ તો સમાજના અન્ય કોઈ પણ સુશિક્ષિત વર્ગ કરતા વધારે છે તે વર્ગને પણ સુશિક્ષિત ગણવામાં આપણે ભુલજ કરીએ છીએ સ્વભાષાની બહારની કોઇપણ ભાષા (ગુજરાતીઓ માટે મરાઠી, હીંદી અથવા અંગ્રેજી) નું જ્ઞાન બહુજ જુજ છે એટલુંજ કહેવામાં પણ કદાચ અતિશયોક્તિ થતી હશે, તેવું જ્ઞાન મુદ્દલ જ નથી કહેવુ એજ કદાચ સત્યને વધારે અનુકુલ હશે એમ એ વર્ગો સાથેના મારા સમાગમે મને દેખાડ્યું છે એટલુંજ નહીં પણ સ્વભાષાનું જ્ઞાન પણ એ વર્ગમાં માત્ર જુજ સખ્યાનેજ છે. પત્ર લખતાં અને પત્ર વાચતાં આવડે પણ “વસંત” માસિકના લેખો વાંચી શકે નહીં એવા એ વર્ગમાં ઘણા છે. કેળવણીનો અર્થ વાંચવા લખવાની શક્તિ એટલો જ કરતી વેળા આ વાત યાદ રાખીશું તો સમજાશે કે વાચવું લખવું એ શબ્દોના અર્થ હમેશાં એકસરખા રહેતા નથી અને ઘણાજ ચારપઇ છે. વાચવું લખવુ અને ગણિત એટલામા કેળવણીનો પાયો નંખાય પણ તે પછી ઘર ચણ-વાનું બાકી રહે છે. “ભગવદ્‌ગીતા” નું અધ્યયન એ પાંચાળ ઉન્નતિ મંડળની દર શનિ-વારે મળતી સભાઓમાં હુ કરાવતો પણ તે વેળા ગુજરાતીમાં એનુ રહસ્ય અનેક વાતો-દ્વારા હું સમજાવતો. મારાથી બને તેટલી સાદી અને ઘરગતુ વિવેચનશૈલી રાખવા છતાં પણ તેઓ રહસ્યને સમજી શકયા હશે કે કેમ તે વિશે મને હજી શંકા રહે છે. સ્વભાષાના સાહિત્ય સાથે ઘણા પરિચય વગર ધાર્મિક શિક્ષણના સંસ્કાર પણ નથી પડી શકતા એ વાત મેં ત્યાં અનુભવી.

(૩) આપણો દેશ ઘણોજ ગરીબ છે. અભ્યાસ ખાળવયે શાળામાં પુરો કરવા દેવા જેટલી સગવડો માબાપો પોતાનાં બચ્ચાં માટે પુરી પાડી શકતાં નથી. ધનાઢયોએ એ કાર્ય ઉપાડી લેવું ઘટે છે છતાં આ કાર્ય માત્ર નાની નાની રકમની સ્કૉલરશીપોથી થશે એમ સમજવુ ન જોઇએ. જેટલી આવક ધધામાં પડવાથી મળી શકે એટલી આવકનો ખંગ જો સ્કૉલરશીપથી વળી રહેતો હશે તોજ માબાપો એ અભ્યાસ ચાલુ રખાવવામાં સમતિ આપશે એટલી સ્કૉલરશીપો ન અપાય તો નિર્વાહના સાધનોમાં પડતી ખુટ જેટલી મદદ

પુરી પાડવા અને દૂર દેશમાં વિદ્યાર્થી એકલો ક્યાં રહેશે એવી ચિંતાઓ દૂર કરવાના પ્રયત્નો થવા જોઇએ. આટલું છતાં ઘણા જણ કેળવણી અધુરેથી છોડી ધંધામાં પડ્યાવગર રહેશે નહીં. તેમ કર્યા પછી તેમને ધંધામાં એટલો બધો વખત હાથ ફરજીયાત ગાળવો પડે છે કે એઓ પોતાની કેળવણી આગળ વધારે એ આશા ખોટી છે એમ લાગે છે. કેટલાક એ વિદ્યાર્થીઓ પોતાના ધંધામાં એવા થાકી જતા કે રાત્રિશાળામાં અવારનવાર ગેરહાજર રહેતા એમને અભ્યાસમાં વધારવા હોય તો કાંઇક અંશે પણ કેળવણી લેવાની તેમને ફરજ પાડવી પડશે. ફરજીયાત કેળવણી માટે સરકારને આગ્રહ કરવો એ આ રીતે આપણો ધર્મ થઈ પડે છે હાલની રીતે આપણી ઉન્નતિ થવામાં ઘણા દાહેકાઓ લાગે અને તે દરમ્યાન પ્રજા તરીકે આપણે નાશ પામીએ એવો સંભવ વધારે હોવાથી આ કેળવણી ફરજીયાત કરવવાના પ્રયત્નમાં આપણે ગાફેલ રહેવું યોગ્ય નથી.

મુંબાઈ. ૨૬-૨-૧૯૧૬ } શંભુલાલ બેચરલાલ દવે.

---

# નીતિશિક્ષણ.

## વકતૃત્વનો શિષ્ય.

### પ્રવેશ પહેલો.

સ્થળ—વક્તૃત્વકળાના પ્રોફેસરનુ વાચનાલય.

પાત્રો—૧.વક્તૃત્વકળાનો પ્રોફેસર.

૨.વક્તૃત્વકળાનો શિષ્ય.

[ પ્રોફેસર હાફકોટ, ટાઇકોલર, પાટલુન, હેટ વગેરે દબદબાવાળા નવીન ઢબના પોશાકમાં પોતાના વાચનાલયમાં બેઠા છે. ]

[ વક્તૃત્વકળા શિખવા ઇચ્છનારો શિષ્ય ધોતીઆ વગેરે હિંદુ પોશાકમાં દાખલ થાય છે.]

શિષ્ય—જય જય, ગુરૂજી, જય જય.

પ્રોફેસર—યસ, ગુડ્ મોર્નિંગ. [ શેકહેંન્ડ ]

શિ૦—આપશ્રીને તસ્દી આપવી છે. મારે જાહેર પ્રજાની વક્તૃત્વથી સેવા કરવી છે ને તે માટે વક્તૃત્વ શીખવુ છે આપની પાસેથી હું શીખી શકીશ ?

પ્રો૦—ખુશીથી, ખુશીથી. મેં ભલભલાને ઉસ્તાદ બનાવી દીધા છે, તો તમને શા માટે તેમ નહીં બનાવાય? તમે તો દેખીતા જ બુદ્ધિશાળી છો.

શિ૦—તે તો ઠીક પણ—મારે એક જ મુલાકાતમા બધુ શીખી જવું છે.

પ્રો૦—તેમ પણ બનશે, એટલું જ કે ફી વધારે પડશે.

શિ૦—એક જ મુલાકાતમાં બધુ શીખવવાની ફી શી લેશો?

પ્રો૦—એક જ મુલાકાતમાં બધુ શીખવું હોય તો રૂ. ૫૫૫–૧–૦ પડશે.

શિ૦—ફી બહુ આકરી છે.

પ્રો૦—તમારે જાણવું જોઇએ કે હું કઈ સાધારણ શિક્ષક અને પતુજી નથી, પણ એક પ્રોફેસર છુ, અને પતુજી એ પ્રોફેસરની વચ્ચેનો તફાવત તો તમે જાણતા જ હશો.

શિ૦—[ બાજુએ ] આજકાલ પ્રોફેસરો બહુ વધી ગયા છે જે ને તે પ્રોફેસર! ગાયનનો તોકુ પ્રોફેસર, કસરતનો તોકુ પ્રોફેસર, સરકાર કપનીનો તોકુ પ્રોફેસર, જાદુનો તોકુ પ્રોફેસર. કાલે ઉઠીને ગાધીવટનો ને કચરાપટીનો પણ પ્રોફેસર થશે. જ્યા ત્યા પ્રોફેસરનુ નામ વાપરી પૈસા વધારે ઓકાળવાની દાનત જોવામા આવે છે. શુ કરવું? વક્તૃત્વ શીખવુ જ છે એટલે રૂપીઆ ૫૫૫ આપવા.

[ પ્રોફેસરને ] રૂપીઆ ૫૫૫ કબૂલ છે

પ્રો૦—૫૫૫ ને ૧ આનો

શિ૦—૧ આનો શેનો?

પ્રો૦—રસીદની ટિકીટનો. રસીદ પર ટિકિટ ચોડવાના આના હુ કાઢુ તો લંક લાગે માટે તો ઘણા શિષ્યો આવે.

શિ૦—રૂપીઆ ૫૫૫ ને ૧ આનો કબૂલ. હવે શીખવો.

પ્રો૦—તૈયાર જુઓ, મારા સામુ જુઓ. ધારો કે તમે એક સભા આગળ છો?

શિ૦—સભા અહીં ક્યા છે?

પ્રો૦—ધારો, એ તો ધારવાનુ

શિ૦—[ આંખ મીચીને ] ધાર્યું

પ્રો૦—હવે જે જે તમારી સામે હોય તેનું સામાન્ય રીતે સંબોધન કરો.

શિ૦—[ આખ મીંચીને ] દિવાલો, ખુરસીઓ, ને સદ્‌ગૃહસ્થોનાં માથાઓ!

પ્રો૦—અરે! આંખ ઉઘાડીને, જોઇને બોલો.

પ્રો૦—દિવાલોને ખુરશીઓને સંબોધવાનું ? સભાને સંબોધો.

શિ૦—તે અહીં ક્યાં છે? અહીં તો તમે ને હું બે જ છીએ.

પ્રો૦—ધારવાનું કહ્યું હતું તે ભૂલી ગયા ? સભા ધારીને તેને સંબોધો. જે જે સભામાં હોઇ શકે તેને સંબોધો.

શિ૦—બાળકો, અને બાળકીઓ ! બાનુઓ ને ગૃહસ્થો !

પ્રો૦—બાનુઓ ને ગૃહસ્થો !—એટલું જ; બાળકોને બાળકીઓ તેમાં આવી ગયાં.

શિ૦—બાનુઓ ને ગૃહસ્થો !

પ્રો૦—હવે જે કંઈ કહેવું હોય તે ગભરાયા વિના કહી નાખવું. વક્તૃત્વકળા એટલે સફાઇબંધ બોલવાની આવડત. આપણે બધા બોલીએ છીએ, પણ સફાઇથી બહુ જ થોડા બોલીએ છીએ.

શિ૦—સફાઇથી કેવી રીતે બોલાય ?

પ્રો૦—શબ્દો સુંદર વાપરવા, વાક્યો કહીને મધુર બનાવવાં. જેમ બને તેમ તેમાં મીઠાશ આણવી. આવડશે ?

શિ૦—દાખલો આપી સમજાવો.

પ્રો૦—જુઓ એક સાધારણ વાક્ય હોય તેને પણ વક્તૃત્વને છાજે તેવું બનાવી શકાય, દાખલા તરીકે, "હાલમાં વર્ષો થયાં દુકાળને લીધે મોંઘવારી છે, તેથી ગરીબનો મરો છે." એટલું જ કહેવું હોય, તો પ્રથમ તો એ વાક્યને લંબાવવું ને તેમાં સમતોલતા આણવી. એ જ વાક્ય વક્તૃત્વની રીતે આમ રચવું:—હાલમાં ઘણા સમયથી, વર્ષો થયાં, બે ત્રણ દશકાથી વર્ષાદ કમી પડે છે, મેઘરાજાની અવકૃપા છે, દેશમાં દુકાળ છે, પાયમાલી છે, મોંઘવારી છે, અને તેથી મધ્યમથી અધમ વર્ગને અર્થાત્ ગરીબ લોકોને જીવનની જરૂરીઆતો માટે—અંગપર વસ્ત્ર માટે, ખાધા ખોરાકની ચીજો માટે, બાલબચ્ચાંની માવજત માટે ઘણી જ હાડમારી વેઠવી પડે છે, ઘણો સંકોચ વેઠવો પડે છે, ટુંકામાં તેમનો બિચારાઓનો ખરેખર મરો છે. જુઓ આ વાક્યના ૭ ટુકડા પડે છે, ને તે જાણે તાજવે તોળેલા હોય તેમ સરખા સરખા છે ઠેકાણે ઠેકાણે જોડકાંઓ છે તેથી વાક્ય હવે મધુર બન્યું.

શિ૦—આવું તો આવડશે.

પ્રો૦—જે બોલવું તે હાવભાવ સાથે બોલવું. ભારથી કહેવું હોય ત્યાં હાથ ઠોકવો, ખુશીની વાત હોય ત્યાં મોં મલકાવવું, જરૂર લાગે તો હસવું, દીલગીરીની વાત હોય ત્યાં મોં કટાણું કરવું, જરૂર લાગે તો રડવું એમ દુનિયાદારી વાપરવી.

શિ૦—દાખલો આપો.

પ્રો૦—દાખલો શું, જ્યાં ને ત્યાં? આટલી વખત આપું છું:

(જુઓ ઉપલું જ વાક્ય હાવભાવ સાથે આમ બોલાયઃ—

હાલમાં ઘણા સમયથી (બે હાથ પહોળા કરી), વર્ષો થયાં (એક હાથ લંબાવી), બે ત્રણ દશકાથી (બે ત્રણ આંગળી બતાવી), વર્ષાદ કમી પડે છે (આકાશથી ભોંય તરફ સંકોચથી આંગળી), મેઘરારાજાની અવકૃપા છે (જરીક મોં ઉતારી), દેશમાં દુકાળ છે (હાથ તરછોડી), પાયમાલી છે (એકદમ મોં ઉતારી), મોંઘવારી છે (બહુ કટાણે મોએ), અને તેથી મધ્યમથી અધમ વર્ગને (હથેલી સપાટ ભોંય તરફ દબાવી), અર્થાત્ ગરીબ લોકોને (મોં ને હાથ સાથે નમાવી) જીવનની જરૂઆતો માટે, અંગપર વસ્ત્રો માટે (કોટ પાટલુન બતાવી), ખાધા ખોરાકીની ચીજો માટે (કોળીઓ બતાવી), બાળ બચ્ચાંની માવજત માટે (બાળક ઝુલાવતાં બે હાથ થાય તેમ), ઘણી જ (બહુ મો દયાર્દ્ર) હાડમારી વેઠવી પડે છે, ઘણો સંકોચ વેઠવો પડે છે (હથેલી સંકોચાવી), ટુંકામાં તેમનો બિચારાઓનો ખરેખર મરો છે (શરીર જાણે નાંખી દઈ).

શિ૦—હવે આવડશે.

પ્રો૦—અલંકાર વાપરવા.

શિ૦—કેવાં ઘરેણાં પહેરવાં?

પ્રો૦—અરે ભાષાનાં અલંકાર; ઘરેણાં તે હોય?

શિ૦—તે વળી કેવા?

પ્રો૦—એટલું નથી આવડતું? જો જ્યાં મુખ કહેવું હોય ત્યાં મુખચંદ્ર કહેવું, વિદ્યા કહેવું હોય ત્યાં વિદ્યારત્ન કહેવું. સાક્ષર એ શબ્દ હાલમાં વાપરવાની ઘણી જરૂર પડે છે, માટે સાક્ષર કહેવું હોય ત્યાં સાક્ષરરત્ન કહેવું. બસ, આ પ્રમાણે ચાલવું.

શિ૦—તે તો ઠીક, પણ નવું કંઈ ન સુઝે તો શું કરવું? બીજાના વાપરેલા અલંકારો વપરાય? હોય તો તે આવડશે.

પ્રો૦—વપરાય, વપરાય.

શિ૦—એક પ્રકારની ચોરી થઈ. એ કેમ બને?

પ્રો૦—કાંઈ હરકત નહીં. સાહિત્યમાં તો ચોરી થાય.

શિ૦—બસ પત્યું કે નહીં?

પ્રો૦—આકળા ન થાઓ. તમારી ફી પ્રમાણે શિક્ષણ પત્યું નથી. વિશેષમાં એ કે લોકપ્રિય થવાને યત્ન કરવો.

શિ૦—તે કેમ બને ?

પ્રો૦—મોટા માણસોનાં નામ આણવાં, ને તે 'અપ ટુ ડેટ' રીતે. હાલમાં સ્વર્ગસ્થ સર ફીરોઝશાહ મ્હેતા ને પ્રૉ. ગોખલેના નામો આણવાથી અપ ટુ ડેટ રહેવાશે.

શિ૦—આવડશે.

પ્રો૦—શ્રોતાઓમાં ખાસ પ્રિય થવા માટે તેમના સમયની આપણે દરકાર બતાવવી. કહેવું કે "વધારે બોલી અમને કંટાળો નહી આપું. આપનો સમય હું નકામો નહીં લઉં." એટલે શ્રોતાઓ કહેશે કે "ચલાવો. ચલાવો." એટલે થોડુક ચલાવવું. આમ કર્યાથી લોકપ્રિયતા જળવાશે.

શિ૦—લ્યો. હવે ઘણું જાણ્યું. જય. જય.

પ્રો૦—ફીના રૂપીઆ ?

શિ૦—બધું યાદ રહ્યું. માત્ર એ જ ભૂલી ગયો. લ્યો આ નોટો ને આ આનો. રસીદનું કામ નથી. હવે રજા આપો. ( શિષ્ય જાય છે. )

પ્રો૦—આવા કમઅક્કલ માણસો દુનિયામાં જીવે છે ત્યાં સુધી આપણી રોજીને હરકત નથી. બાકી વક્તૃત્વ ! ખરૂં વક્તૃત્વ, આમ શિખવાય પણ નહીં અને શીખાય પણ નહીં. વક્તા પણ કવિની પેઠે બહુધા જન્મથી જ શક્તિ ધરાવનાર હોઈ શકે છે. જેને વક્તા થવું હોય તેનો કંઠ મધુર જોઇએ; આકૃતિ આકર્ષક જોઇએ, વિચારો નવીન અથવા નવીનતામાં રજુ થયલા જોઇએ. પણ આજ તો કઠોર સ્વર, બિહામણું સ્વરૂપ, નકલરૂપ વિચારો—જાણે ગ્રામોફોનની રેકર્ડો—એવાં સાધનો વાળાઓ પણ વક્તા થવા માંગે છે. અરે એ તો ખેર. પણ તે ઉપરાંત.

[ શિષ્ય ફરી દાખલ થાય છે. ]

શિ૦—માફ કરજો! બે વાત પૂછવાની રહી ગઈ છે.

પ્રો૦—બે શું ! બાવીસ વાતો પૂછોઃ પણ આજે; કાલે ઉભા નહી રહેવા દઉં, કારણ કે એવી છુટ આપું તો મને બહુ તકલીફ પડે.

શિ૦—કપડાં કેવાં પહેરવાં?

પ્રો૦—અપ–ટુ–ડેટ.

શિ૦—પાટલુન ?

પ્રો૦—ખરૂ.

શિ૦—ટાઈ કાલર?

પ્રો૦—ખરા.

શિ૦—દક્ષણી જોડા?

પ્રો૦—અરે. એ તે હોય?

શિ૦—કેમ? એ અપ-ટુ-ડેટ છે ને?

પ્રો૦—દક્ષણી જોડા અપ-ટુ-ડેટ?

શિ૦—અપ-ટુ-ડેટ એટલા માટે કે દેશાભિમાનની વાતો કરવી એ હાલ અપ-ટુ-ડેટ કામ કહેવાય; ને દેશાભિમાન સાથે દક્ષણી જોડાને જેટલો સંબન્ધ છે તેટલો બીજો શેનો સંબંધ છે?

પ્રો૦—છટ-છટ-તે તો નહીં જ ચાલે.

શિ૦—માથે શુ પહેરવુ? પાઘડી કે ટોપી કે હૅટ? કે કંઈ જ નહીં? જાણે પાઘડી સિવાય જે બતાવવુ હોય તે બતાવજો. પાઘડીથી તો મારૂ માથુ દુખી આવે છે ને હુ નથી ધારતો કે વીશ પચીશ વર્ષ પછી જાહેર સભામાં કોઈ જ પાઘડી પહેરે. માટે તે વિના બીજું બતાવજો.

પ્રો૦—ટોપી કે હૅટ નીભશે.

શિ૦—બે ઘરનો પરોણો ભૂખે મરે. આમ વિકલ્પથી વાત કરો તે ન ચાલે. ટોપી કે હૅટ? એ શુ-ત્યારે તો હુ ઉઘાડુ માથુ જ રાખું તો કેમ?

પ્રો૦—ચાલશે.

શિ૦—બોલતાં થાકુ તો શુ કરૂં?

પ્રો૦—પાણીની ગોઠવણ રાખવી.

શિ૦—પાણીની ગોઠવણ હોય ને કદાચ ન થાક્યો તો પછી તે પાણીનું શું કરવું?

પ્રો૦—તો એ પાણી પીવું, એથી મહત્ત્વ વધે છે.

શિ૦—હવે તો મને લાગે છે કે વક્તૃત્વનાં મૂળતત્ત્વ નહીં. પણ આખું શાસ્ત્ર હું શીખ્યો ચલો રજા, સાહેબજી.

પ્રો૦—સાહેબજી!

## પ્રવેશ બીજો

સ્થળ—જાહેર સભાનો હૉલ

પાત્રો—તપકચદ, વખતચદ, સ્વરૂપચદ, વગેરે સભાસદો ને શીખાઉ વક્તા

[ ધાર્મિક કેળવણી સરકારે ફરજિયાત કરવી જોઇએ એવો ઠરાવ કરવાને મેળવવામા આવેલી જાહેર સભા ભરાઈ છે ટેબલ પર પાણીનું ગ્લાસ ભરેલું મૂકવામા આવ્યુ છે ]

[ શીખાઉ વક્તા પાટલુન પહેરી, હાફ-કોટ, ટાઇ-કૉલર,-એ કપડામાં, ને ઉઘાડે માથે દાખલ થાય છે ]

સ્વરૂપચદ—આજની સભાનુ પ્રમુખપદ શેઠ તપકચન્દને આપવાની હું દરખાસ્ત આણુ છુ શેઠને સહુ ચદ પણ ઓળખે છે [ હસાહસ ] તેથી હુ વિશેષ કહેતો નથી

વખતચદ—ભાઈ સ્વરૂપચદને હુ અત કરણથી ટેકવી રહુ છુ [ હસાહસ ]

[ તપકચદ ખુરશી લે છે ]

તપકચદ—ભાઇઓ, આજની સભા શા માટે મેળવાઇ છે તે તમે સૌ જાણો છો ધાર્મિક કેળવણીને ફરજીઆત કરવા માટેનો ઠરાવ કરી તે નામદાર સરકાર પર આપણે મોકલી આપવાનો છે તે ઠરાવ રજુ કરવા માટે જે ભાઈ બોલનાર છે તેમણે હાનમા જ વક્તૃત્વનું શિક્ષણ લીધેલુ છે તેથી આ સભામા તેમના જેવી કોઇમા લાયકાત નથી તેમને બોલવા માટે હુ વિનતિ કરૂ છુ

વક્તા—ખાનુઓ ને ગૃહસ્થો!

બે સભાસદ—Out of order! Out of order! પ્રમુખ સાહેબ! અહીં અમારામા બાનુ કોણ છે?

વક્તા—(મનમા) ભાગરો વાટ્યો! પ્રોફેસરે શીખવેલુ તે પ્રમાણે બોલ્યો, પણ અહીં તો બાનુ નથી જગા ખુશામતથી સુધારી લઉં

[ સભાને ] મહેરબાન સદ્‌ગૃહસ્થો!—

આજનુ અનુપમ કર્તવ્ય—

બે ત્રણ સભાસદો—પ્રમુખ સાહેબ! 'બાનુ' એ શબ્દ વક્તા પાસે પાછો ખેંચાવો. અમારૂં અપમાન થયુ.

પ્રમુખ તપકચદ—વક્તા! ચલાવો

બે ત્રણ સભાસદ—અપમાન, અપમાન !

વક્તા—[ મનમાં ] જરા વધારે ખુશામત જોઇશે.

[ સભાને ]—અતીવ માયાળુ અને જાજ્વલ્યમાન સદ્‌ગૃહસ્થો. ¹

આજનું કર્તવ્ય, આજનું અત્યુત્તમ ને અનુપમ કર્તવ્ય આપની સમક્ષ ખરા જિગરથી બુજાવતાં આનંદથી મારૂં હૃદય છલકાઈ જાય છે. આજે આપણે એકઠા થયા છીએ તે આપણા ધર્મને અર્થે થયા છીએ, આપણી પ્રગતિને અર્થે થયા છીએ, આપણી ઉન્નતિને અર્થે થયા છીએ. આપણી આધુનિક અધોગતિ આપણી ધાર્મિક અધોગતિને લીધે જ થઈ છે. [ મનમાં ! કેઈ અલંકાર ન આવ્યો ] આપણે અધોગતિના કૂપમાં નિમગ્ન થયા છીએ તેનું કારણ આપણને ધાર્મિક કેળવણીનાં તત્ત્વોનું પાન નથી, ધાર્મિક રહસ્યોનુ જ્ઞાન નથી, ધાર્મિક સત્યરૂપી દીપનો પ્રકાશ નથી તે જ છે. [ તાળીઓ ] [ વક્તા આગળ બોલતા પહેલાં ટેબલ પર ઢબ ઢબ ઢબ ઢબ હાથ ઠોકે છે. ] હું ખાત્રીથી કહું છુ કે [ બાજુએ એક સભાસદ મોટેથી બોલતાં પહેલાં હાથ ઠોકે છે, જમતાં પહેલાં મોં ધોય છે. ] જે પ્રજાની કેળવણી ધાર્મિક તત્ત્વોને આધારે અપાતી નથી તે પ્રજાની કેળવણી પાયા વિનાના ઘર જેવી છે [ મનમાં–તાળી કેમ નહીં ? હ ફિરોઝશાહ. ] શાળાઓમાં ધાર્મિક કેળવણી જોઇએ જ એમ લોકમાન્ય, સ્વર્ગસ્થ, હિંદુ ધર્મના નાયક સર ફિરોઝશાહની મજબુત લડત હતી. [એક સભાસદ સામેથી—આ શું બરડે છે ? હિંદુ ધર્મના નાયક સર ફિરોઝશાહ ?] [ વક્તા, મનમાં–સર ફિરોઝશાહનું નામ છતાં તાળી નહીં ? લાવ હવે લાગણી અજમાવું ] [ વક્તા રડે છે. રડી રહ્યા બાદ ] અફસોસ ! અત્યારે મારૂં હૃદય ભરાઇ જાય છે, કમનસીબે આપણું જીવનગૃહ પાયા વિનાનું બન્યુ છે. વધારે બોલી આપને કંટાળો નહીં આપુ. માત્ર એટલુ જ. [ સભાસદો–go on, go on, ચલાવો, ચલાવો. ] ભલે ત્યારે ! આપને નિરાશ કરવા હું અસમર્થ છુ. આપણું ગૃહ પાયા વિનાનુ છે. પણ મને વધારે તો આપણી ખીલતી પ્રજાને માટે લાગે છે. આપણે તો હવે ઘડાઇ રહ્યા, પણ જે ઉગતાં, ખીલતાં, કુમળાં વૃક્ષો છે—આપણાં બાળકો—તેમનું શુ થવાનુ ? તેમનું ભવિષ્ય આપણા હાથમાં થાપણરૂપ છે. વધુ ન રોકતાં એટલું જ કે–[ go on, go on : ચલાવો ચલાવો. ] [ મનમાં–બીજીવાર ચલાવવાનું કહે ત્યારે શુ કરવું તે પ્રોફેસરે શીખવ્યુ નથી, અને હવે તો હું આવી ધાક્યો છુ. કંઇ જ કહી શકુ એમ નથી. લાવ યુક્તિ લગાવું. ] આપની મમતા હું સમજી શકું છુ, પણ હવે વધારે બોલુ તે પ્રમુખ સાહેબને નાહક તસ્દી આપ્યા બરોબર થાય.

પ્રમુખ—ચલાવો. હું સાંભળવાને ઇંતેજાર છું.

વક્તા—આપ સમય આપો એ આપની મોટાઇ છે, પણ વધુ વખત રોકુ એ મારી ઉદ્ધતાઇ લેખાય.

પ્રમુખ—હજી મુખ્ય બાબત તો બાકી છે. વખત બહુ છે. ચલાવો.

વક્તા—[ બહુ જ ધ્રૂજે છે. બે ત્રણ મિનિટ માથું ખંજવાળ્યા કરે છે ને ધ્રૂજતો ધ્રૂજતો – ઉભો રહે છે. ]

પાંચ સભાસદો—go on, go on, ચલાવો, ચલાવો.–[તાળીઓ].
go on, go on,

વક્તા—[ વધુ ધ્રૂજે છે. ] [ મનમાં-ધારમાં ધી ખૂટ્યું છે. શું ચલાવે ? નાશી જવા દો. [ વક્તા હોલમાંથી નાશી જવા યત્ન કરે છે. દોડીને બહાર જતાં ઠોકર ખાઇને પડે છે, ઉઠીને નાશી જાય છે. ]

બે સભાસદો—વક્તા ગાંડો થયો ? [ હસાહસ–ચાલુ હસાહસ ]

[ વક્તા પાછો દાખલ થાય છે ]

વક્તા—[ મનમા ] પેલું પાણી રહી ગયું. ગમે તેમ, એટલું પી લઉં કે મહત્ત્વ તો જળવાય. [ જલદીથી ટેબલ પરનું ગ્લાસમાનું પાણી પી લઇ ચાલ્યો જાય છે. ]

[ ખુબ હસાહસ, ચાલુ હસાહસ. ]

પ્રમુખ—સભા આજરોજ બરખાસ્ત કરવામાં આવે છે. વક્તાને કંઇક થયું જણાય છે. કદાચ ફંફ બેશી ગયો હશે : પાણી પીવું પડ્યું. કાલે આજ સ્થળે આ જ સમયે બધા ભેગા થઇશું.

( બધા જાય છે. )

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી.

# સદયવત્સ સાવલિંગાની લોકકથા.

*સદેવત સાવલિંગાની કથા ગૂજરાતમાં આબાલવૃદ્ધ જાણીતી છે. તેના આઠ ભવના નેહ તથા વિજોગની વાર્તા સ્ત્રીઓ પણ પ્રેમથી વાંચે છે. આ કથા હમણાં જ નહીં પણ જૂના વખતમાં પણ હિન્દુસ્તાનની જૂદી જૂદી ભાષાઓમાં લોકપ્રિય હતી. અને તેથી કરીને કવિઓએ પોતાની કવિત્વશક્તિ સુદાનાં પરાક્રમો તથા સુદા-સાવળિંગાનો અદ્ભુત પ્રેમ વર્ણવવામાં બતાવેલી છે. આ કથા જેટલી લોકપ્રિય છે તેટલી જ જૂદા જૂદા રૂપમાં મળી આવે છે. (૧) સંસ્કૃતમાં રત્નશેખરના શિષ્ય હર્ષવર્ધનની સદયવત્સકથા ( ગદ્યમાં ): આ કથા સં. ૧૫૧૦-૩૦ ના અરસામાં રચાયેલી લાગે છે. (૨) પ્રાચીન ગૂજરાતીમાં ભીમ કવિનો સદયવત્સ વીરપ્રબંધ ઉર્ફે સદયવત્સવીરચરિત્ર. (૩) કર્તાના નામ વગરની (ઘણું કરીને જૈન) સદયવછ સાવલિંગી ચઉપઇ. (૪) સંવત્ ૧૬૯૭ માં રચાયેલી કીર્તિવર્ધનની સદયવત્સ સાવલિંગા ચઉપઈ. (૫) મારવાડી ભાષામાં સ. ૧૮૯૭ માં લખાયેલી સદેવછ સાવલિંગાની વાત દૂહા સાથે.

---

* સંસ્કૃતમાં સદયવત્સ, પ્રાકૃતમાં સુદયવચ્છ, સુદ્દવચ્છ તથા સુદ,' ગુજરાતીમા સૂડો, સદયવછ અને સદેવંત, મારવાડીમાં તથા હિંદીમા સૂડો તથા સદેવછ એવાં નામો છે. સાવલિંગાને કેટલેક ઠેકાણે સાવલિંગી પણ કહી છે.

२ श्रीरत्नशेखरगुरुप्रवरप्रसादात् हर्षादिवर्धनगणी सुरसैकपात्रम् ।
चक्रे कथा सदयवत्सकुमारसक्ता सत्पात्रदानविमलाभयदानरम्याम् ॥

૩ શ્રીખરતરગચ્છગગનદિણંદ પ્રનમે શ્રીજિનહરષસૂરીંદ ।
શિષ્ય તાસ સહૂવિદ્વવિચાર દીપતિ દયારત્ન દિણકાર ॥૪૯॥
મુનિ કીરતિવધન શિષ્ય તાસ બધનજનરાયણ રમરાસ ।
ગુરુઅનુમતિ નિજમનિ ઉલ્લાસ એ કહીયો મૈ પ્રથમ અભ્યાસ ॥૫૦॥
પામૈં નર પદમણિ સુવિલાસ પદમણિ પામૈં સુખધરવાસ ।
ભણતાં લાભૈ વછિતભોગ સુણતા પ્રીતમનણો સંયોગ ॥૫૧॥
વાલભ પ્રીયુતણી પદમણી જેહના વલી પરદેસૈં ઘણાં ।
રતિવછિત જે સુણસી સદા તે પામૈં પગપગ સંપદા ॥૫૨॥

દૂહા | સંવત મુનિ નિધિ રસ સસી વિજયદસમી રવિવાર ।
ચતુરચાહિ રચી ચોપઇ મુનિકેશવ હિતકાર ॥૫૩॥
વેધક જે વાંચે સુણૈં વછિત પૂજે કામ ।
જિમ સાવલિંગા સુખ લહ્યો સુદયવત્સ સુખધામ ॥૫૪॥
મૈં રચના આહીજ રચી કવિજન પરમકૃપાલ ।
સુણિ કૈ જિન હાંસી કરૌ કરિજયો દયા દયાલ ॥૫૫॥

> કીહો રહા ત કરઇ જ વહરી ન કરંતિ ।
> દીઠ પાલઇઇ રાવણહ પત્થર નીર તરંતિ ॥

આથી તેણે કુમારને કઢાવવાનો ઉપાય ચિંતવ્યો. અડદપૂરિત લોહ સ્થાલ ઉપર કૃષ્ણ દુકૂલ આચ્છાદીને રાજાને ભેટ મોકલ્યો

રાજાએ કારણ પૂછ્યુ મન્ત્રીએ કીધુ કે એક સ્ત્રીના કારણથી જેણે સકલમગલનો કારણ જયમંગલ હાથી હણ્યો તેને તમો યૌવરાજ્ય આપો છો. રાજા કાચા કાનનો હોવાથી પુત્રને રાજ્યમાથી જતા રહેવાનો હુકમ કર્યો.

> દુમ્મલકમા વકમુહા અધગ્ગલા મરીસ ।
> જેતા ગુણ તુરગમહ તેત્તા માણુસ્દોસ ॥

કુમારે દેશ છોડવાનો નિશ્ચય કર્યો, કારણ કે જે દેશમા માન તથા પ્રતિષ્ઠા ન હોય તે દેશમા સજ્જન પુરુષે રહેવુ ઉચિત નથી

> માણ પણકુઈ જઇથાવણ તા દેસડઉ ચઇજ્જઇ ।
> મા દુજ્જણકરપલ્લવે દસિજ્જઇ ન ભમિજ્જઇ ॥

માતાએ વાર્યો પણ રહ્યો નહી સાવલિંગા પણ સાથે નીકળી માર્ગમા મોટુ રણ આવ્યુ સાવલિંગા તૃષાતુર થઇ. તેણી સમસ્યામા બોલી

> સામિ કુરગા રણથલે જલવિણ કિમુ છવત ।
> સદયે કહ્યુ—હિયડ સરોવર પ્રેમજલ નયણઇ નીર પીયત ॥

સદયવત્સ સમજ્યો કે તેણી તૃષાતુર થઇ છે તેથી પાણી શોધવા ચાલ્યો એક વૃદ્ધ પ્રપાપાલિકા દેખાઇ તેણીએ કીધુ કે આ હરસિદ્ધિ માતાની પ્રપા છે અને જેટલુ પાણી તેટલુ રુધિર આપો તો તેમાથી પાણી અપાય તેણે કબુલ કીધુ કારણ કે પ્રેમમા કઇ અશક્ય નથી

> कीरइ समुद्दतरण पइसिज्जइ हुयवहंमि जालाए ।
> एव लहिज्जइ मरण किं दुलहं अइ सिणेहस्स ॥

વૃદ્ધા તેની સાથે ગઇ અને સાવલિંગાને પાણી પાયું અને રુધિર માગ્યુ કુમાર શિરચ્છેદ કરવાને ઉદ્યુક્ત થયો, હરસિદ્ધિ માતા પ્રત્યક્ષ થઇ અને કહ્યુ કે મેં તારી પરીક્ષાને માટે આ અરણ્ય વગેરે વિકુર્વ્યુ છે તારા અમન્દ સાહસથી હું પ્રસન્ન થઇ છુ. હું અવન્તી અને પ્રતિષ્ઠાન નગરોની અધિષ્ઠાત્રી દેવી છુ માટે વર માગ કુમારે દ્યૂત તથા સગ્રામમા જય માગ્યો દેવીએ સાર્થાદિ દ્યૂતને વાસ્તે બે પાસા, કપર્દક દ્યૂતને વાસ્તે કપર્દિંય તથા સગ્રામમા જયને

વાસ્તે લોહક્ષુરિકા આપી. આગળ ચાલતાં એક કુમારિકાને સ્ત્રીઓના સમૂહની વચ્ચે ધ્યાન ધરતી દીઠી. સાવલિંગા અંદર ગઇ અને તેણીનો વૃત્તાંત પૂછ્યો. કુમારિકાએ કહ્યું અહીંથી પાંચ ગાઉ ઉપર આવેલી દ્વારાવતીના રાજા ધરવીરની સ્ત્રી ધારિણીની કુક્ષિથી ઉત્પન્ન થયેલી હું લીલાવતી નામની રાજકન્યા છું. બંદિજનના મુખથી સદયવત્સના ગુણ સાંભળવાથી આ કામિતપદ તીર્થમાં તેને મેળવવાના હેતુથી ૭ મહીનાથી હું ધ્યાન ધરૂં છું. કાલે હવે કાષ્ઠ ભક્ષણ કરવાની છું. સાવલિંગાએ સદયવત્સ સંબંધી હકીકત કહી. સર્વે નગરમાં આવ્યા અને રાજાએ સદયવત્સ જોડે લીલાવતીનું લગ્ન કર્યું. એ અરસામાં ત્યાં ધર્મઘોષ નામના આચાર્ય આવ્યા. તેમણે થોડો પણ ધર્મ મનુષ્યે કરવો તે ઉપર મૃગાંકની કથા કહી. સદયવત્સ શ્રાવક ધર્મ પામ્યો. લીલાવતીને પિતૃગૃહે જ રાખીને સદયવત્સ સાવલિંગા સાથે આગળ ચાલ્યો. રસ્તામાં પર્વતસૌધ ઉપર શિલાથી આચ્છાદિત એક કંદરા દીઠી. બન્ને અંદર પેઠા. કંદરામાં પાંચ ચોર હતા. તેમણે વિચાર્યું કે આ પુરુષને મારીને તેની સુરૂપવતી સ્ત્રી લઇ લઇએ. ચોરોએ દ્યૂત રમવાને આહ્વાન કર્યું. જે હારે તે પોતાનું શિર મૂકે એવી શરત કરવામાં આવી. સદયવત્સ જીત્યો પણ ચોરોનો શિરચ્છેદ કર્યો નહી. ચોરો પ્રસન્ન થયા અને કહ્યું કે અમારી પાસે અદર્શાંજન, સંજીવની, રસસિદ્ધિ વગેરે વિદ્યાઓ છે તે તમને આપીએ. સદયવત્સે ના પાડી. એક ચોરે છાનેમાને તેના ઉત્તરીયે પદ્મિની પત્ર વેષ્ટિત લક્ષ મૂલનો કંચુક બાંધ્યો. ચોરોએ કીધું કે સંકટમાં અમારૂં સ્મરણ કરતાં તમારી મદદે અમે આવીશું. કુમાર આગળ ચાલતાં એક નિર્જન નગરમાં આવ્યો. રાજભવનમાં આવતાં પાસે એક સ્ત્રીનું રુદન સાંભળીને તેણીની પાસે ગયો. તેણીએ કીધું કે હું નંદરાજાની લક્ષ્મી છું. નિર્નાથ હોવાથી હું રુદન કરૂં છું માટે તું મારો પતિ થા. નગરની નિર્જનતા વિષે પૂછતાં લક્ષ્મીએ કીધું કે આ વીરપુર નગરમાં એક તાપસ આવ્યો હતો તે સ્ત્રીથી કેવલ વિરક્ત છે એમ બતાવવાને કોઈ સ્ત્રીનો સ્પર્શ થાય તો ઘણો જ ગુસ્સે થતો. એકદા નગરની વેશ્યા તેને અડકી. રાજા પાસે ફરીયાદ જતાં વેશ્યાએ કીધું કે એ કેવલ ઢોંગી છે. રાજાએ પરીક્ષા કરવા માટે તેને પોતાના આવાસમાં આણ્યો અને રાણી સાથે સહવાસમાં આવે એવી ગોઠવણ કરી: રાણીને જોઇને તાપસ કામાતુર થયો અને ભોગની પ્રાર્થના કરી. રાણીએ બુમ પાડવાથી રાજા આવ્યો અને તાપસને તેણે હણ્યો. તે તાપસ મરીને રાક્ષસ થયો અને પૂર્વભવના વૈરથી નગરની આવી સ્થિતિ કરી, પ્રાતઃકાલે લક્ષ્મીએ ધનના ઢગલા બતાવ્યા. સદયવત્સે સાવલિંગાને કહ્યું કે આ સર્વ આપણે આગળ ઉપર બલિવિધાન કરીને ગ્રહણ કરીશુ. ત્યાંથી ચાલતાં અનુક્રમે તેઓ પ્રતિષ્ઠાન નજીક આવી પહોંચ્યા. પાસેના ગામમાં ભટ્ટને ઘેર સ્થિતિ કરી. સાવલિંગાને કહ્યું કે હું તારા વાસ્તે પ્રતિષ્ઠાનમાંથી તારા પિતાના નગરમાં પ્રવેશ વાસ્તે ઉચિત રથ આભૂષણ વગેરે લઈ આવું. સાવલિંગાએ કહ્યું કે પાંચ દિવસમાં નહી આવો તો હું કાષ્ઠભક્ષણ કરીશ. સદયને પ્રતિષ્ઠાનમાં પ્રવેશ કરતાં એક ટૂંટક મળ્યો. અપશકુન માની સદય પાછો ફર્યો. ટૂંટકને ખોટું લાગવાથી ફરીથી પુષ્પ ખાદ્ય વગેરે માંગલિક વસ્તુઓ સ્થાલમાં ભરીને લાવ્યો. ટૂંટકે કીધું કે હું સિંહલના રાજાનો સુરસુંદર નામનો પુત્ર છું. કૌતુકથી હું ૫૦૦ હાથી તથા ક્રોડ સોનૈયા સાથે આ નગર જોવા આવ્યો હતો. પરંતુ તે સઘળું હું દ્યૂતમાં હારી ગયો અને છેવટે દ્યૂતકારોએ મારા હસ્ત નાકાદિક પણ કાપી લીધાં. જ્યારે દૈવ રૂઠે છે ત્યારે તે દ્યૂત રમાડે છે.

દૈવહ રૂઠઇ કાંઇ કરઇ કીસું ચપેટા દેઇ ।
કેઇ વેસાઘર પાડવઇ કેઇ રમાડઇ જૂઅ ॥

બન્ને જણા નગરમાં પેઠા. રસ્તામાં સૂર્યપ્રાસાદમાં વિવાદનો કલહ સાંભળ્યો. રાજાની માનીતી કામસેના નામની વેસ્યાએ ધનદત્તાકના પુત્ર સોમદત્ત શ્રેષ્ઠિએ તેણીને ઘેર આવીને તેણી સાથે સંભોગ કર્યો એવું સ્વપ્નું દીઠું. આથી તેણીએ સોમદત્ત પાસે તે સંભોગના નપક્ષુદમા લેવા પોતાની અક્કાને મોકલી. અક્કાએ લાખણો કરી પણ સોમદત્તે પાઇ પણ આપી નહી. આનો વિવાદ સૂર્યપ્રાસાદમાં ચાલતો હતો. તેનો આજ ત્રીજો દિવસ હતો. કુમારને તેનો નિર્ણયકર્તા નીમ્યો. કુમારે શ્રેષ્ઠિને કીધુ કે રાજમાન્યનો વિરોધ કરવાથી દત્તિલમંત્રીની માફક દુઃખ પામે છે માટે તેણીને પૈસા આપ. શ્રેષ્ઠિ પાસે કુમારે ધન મંગાવ્યું અને વેસ્યાને કીધું કે અર્ધ ધન લે. તેણીએ ના પાડી. છેવટે કુમારે એક આદર્શ મંગાવીને તેની સામે સઘળું ધન મૂક્યુ. વેસ્યાને કીધુ કે આમાંનું પ્રતિબિંબિત ધન લે, પ્રત્યક્ષ છે તે નહી. કારણ કે સ્વપ્ન અને પ્રતિબિમ્બ એ સરખી અવસ્થા છે, વેસ્યા વિલક્ષ થઇને ઘેર ગઇ. કામસેના આ વૃત્તાંત સાંભળીને નૃત્ય કરવાના મિષે સૂર્યપ્રાસાદમાં આવી. કુમારને દેખીને તેણી કામજ્વરપીડિત થઇ. કુમારને પોતાને ઘેર તેડાવ્યો. ટૂટકે નિષેધ કર્યો. તેણે કુમારને સમજાવ્યો કે વેસ્યાઓ ધૂર્ત હોય છે. કારણ કે

આખઇ રમઇ મનઇ હસઇ જન જાણઇ એસી ।
પિણ તે મારઇ પુરિસનઇ જ્યૂં કટ્ટ કરવત્ત ॥

કુમાર વાર્યો છતાં વેસ્યાને ઘેર ગયો. આગ્રહથી પાંચે દિવસ ત્યાં રહ્યો, નગરમાં દ્યૂત રમવા જતાં ઘણું સ્વર્ણ મેળવ્યું. થોડોક ભાગ ટૂટકને સાવલિંગા વાસ્તે આભૂષણાદિક ખરીદવા આપ્યો. બીજો બધો વેસ્યાને બક્ષીસ આપ્યો. પાંચમે દિવસે કુમારે રજા માગતાં વેસ્યાએ રહેવાનો ઘણો આગ્રહ કરતાં તેનું ઉત્તરીય ખેંચ્યું. તેમાથી એક વેષ્ટન ભોંય ઉપર પડ્યુ વેસ્યાએ તે છોડી જોતાં રત્નમય કંચુક દીઠો અને તે કુમાર પાસે માગ્યો. કુમારે કંચુક આપ્યો અને તે પહેરીને ગજસભામાં જતાં માર્ગમાં એક શ્રેષ્ઠિએ તેણીને નીહાળીને પોતાનો ચોરાયલો કંચુક વેશ્યાએ પહેર્યો છે તે ખાત્રી કરી લીધી. મહાજન લોક આ સંબધી રાજા પાસે ફરીયાદ લઇને ગયું, રાજાએ પૂછ્યુ કે તમારૂં શું ચોરાયું છે. ઉત્તર મળ્યો કે ચોરાયલી ચીજ વેસ્યાના ઉરઃસ્થલનું મંડન છે. રાજાએ વેસ્યાને પૂછ્યું. વેસ્યાએ કીધું કે અમારે ત્યાં અનેક નટવિટચૌરાદિક આવે છે અને જો અમે આમ નામ દઇએ, તો અમારો રોજગાર તૂટી જાય. રાજાએ વિચાર્યું કે ગમે તેટલું બહુ માન કરો તો પણ વેસ્યા પોતાની થતી નથી. કારણ કે

પાસા વેસા અગ્નિ જલ ઠગ ઠક્કુર સોનાર ।
એ દસ હોઇ ન અપ્પણા મંકડ બટુઅ બિડાલ ॥

રાજાએ વેસ્યાને શૂળિ ઉપર આરોપવાનો હૂકમ કર્યો. કુમારને ખબર થતાં તે શ્રેષ્ઠિ-

સ્થાને ગયો અને તલારક્ષકને કીધુ કે હું ચોર છુ મારે વેસ્યાને છોડ. તલારક્ષકે ના માનતાં કુમારે બળાત્કારે વેસ્યાને છોડાવી. તલારક્ષક સામો થયો. કુમારે તેની નાસિકા છેદી. રાજાએ સેના મોકલી તેને પણ કુમારે હરાવી. પાંચમો દિવસ હોવાથી એક દિવસને માટે સોમદત્તને પ્રતિભૂ તરીકે મૂકીને કુમારે કાષ્ઠભક્ષણ કરવા તત્પર થયેલી સાવલિંગાને બચાવી. પ્રતિજ્ઞા પ્રમાણે કુમાર ત્યાંથી પાછો શૂળિસ્થાને આવ્યો. રાજાએ બાવન વીર મોકલ્યા તેનામાં યુદ્ધ જોવાને અનેક વિદ્યાસિદ્ધ યુદ્ધકૌતુકી અભિનવનારદ એક પુરૂષ આવ્યો તેણે કુમારની અવસ્થા આગળના પાંચ ચોરોને જઇને કહી. ચોરો તરત મદદે આવ્યા. બાવનવીર પણ હાર્યા. રાજાએ કુમારનું નામ પૂછ્યુ. કુમારે ઉત્તર આપ્યો નહી તેથી વેસ્યાને પૂછ્યુ. વેસ્યાએ કુમારનું ખડગ રજૂ કર્યું. કુમારે કીધું કે એ ખડગ મેં સદયવત્સ પાસેથી દ્યૂતમાં જીતીને મેળવેલુ છે. રાજાએ કુમારને આંતરવાને ગજઘટા બોલાવી પરતુ કુમારે સિંહનાદથી નસાડી મૂકી. રાજા પગે લાગતો સામે આવ્યો. કુમાર વિનયથી ભેટયો અને તેણે સઘળો વૃત્તાંત કહ્યો. રાજાએ કીધું કે દૈવની ગતિ વિચિત્ર છે કારણ કે.

> उयणं सुवणक्कमण अत्थमणं तह य एगदिवसंमि ।
> सूरस्स वि तिन्नि दसा का गणणा इयरलोगस्स ॥

રાજાએ પોતાના પુત્ર શક્તિસિંહને મોકલીને સાવલિંગાને તેડાવી લીધી. બંનેએ કેટલોક કાળ પ્રતિષ્ઠાનમાં રહીને આનંદમાં ગાળ્યો. સદયવત્સે વણિક્, ક્ષત્રિય તથા બ્રાહ્મણ એમ ત્રણ મિત્રો કર્યા. એવામાં એક વૈદેશિક આવ્યો કુમારે તેને પૂછ્યુ કે તમે કાંઇ કૌતુક દીઠું ? તેણે કહ્યું કે તુંબવનનગરમાં ધનપતિ શ્રેષ્ઠિનો મૃત પિતા ઘણી વખત બાળ્યાં છતાં રાતે સજીવન થઇને ઘેર આવે છે. કુમાર આ સાંભળીને મિત્રો સાથે તે નગર તરફ ચાલ્યો. તુંબવન-નગરમાં પ્રવેશ કરતાં એક બ્રાહ્મણની પુત્રીને સીકોત્તરી વળગી હતી તેને છોડાવીને બ્રાહ્મણ મિત્રને તે કન્યા પરણાવી. વ્યવહારીને ઘેર જઇને તેના પિતાનુ શબ શ્મશાનમાં લીધુ. સવારે બાળવું એમ નક્કી કરીને વારાફરતી સર્વે એકેક પહોર જાગતા રહ્યા. પ્રથમ વણિકની ચોકીમાં એક સ્ત્રીનો રૂદનસ્વર સંભળાયો. વણિક્ શબને પોતાની પીઠે બાંધીને સ્ત્રી પાસે ગયો. સ્ત્રીએ કીધુ કે આ મારા પતિને શૂલ ઉપર આરોપ્યો છે. તેને ખાવાને વાસ્તે થાલ લાવી છુ. પણ શૂલિ ઉંચી હોવાથી મારાથી પહોંચાતું નથી. વણિક્કુમારે તેણીને ઉંચી કરી. તે સ્ત્રી ઉંચે ચઢીને શૂલારોપિત પુરૂષનું માંસ ભક્ષણ કરવા લાગી. માંસનો ખંડ પડવાથી વણિક્કુમારે તે સ્ત્રીને પછાડી. નાસતાં નાસતાં તે સ્ત્રીનો કંકણવાળો હાથ વણિકે કાપી લીધો અને રેતમાં દાટી દીધો. બીજા પહોરે બ્રાહ્મણકુમારે એક રાક્ષસને રાજકુમારીને લઇને આવતો દીઠો. રાજકુમારી ભોગપ્રાર્થના કરતા તે રાક્ષસને બ્રાહ્મણે પાછળ રહીને માર્યો. ત્રીજે પહોરે ક્ષત્રિયનો વારો આવ્યો. તે શબને બાળવાને દેવતા લેવા આગળ ગયો. ત્યાં ભૂતોને ખીચડી પકાવતા દીઠા. તેમની આગળ સાત પુરુષો ખીચડીમાં શાક તરીકે ખાવા બાંધેલા હતા. ક્ષત્રિયકુમારે ભૂતોને બીવડાવીને નસાડયા અને પાષાણથી ખીચડીનું ભાજન ભાગી નાખ્યુ. બાંધેલા સાત પુરુષો રાજકુમારો હતા. ચોથે પહોરે સદયવત્સ ઉઠયો. આ સમયે શબ બોલ્યું કે મારી સાથે દ્યૂત રમ. શબમાં રહેલા વેતાલે પોતાનો બાહુ પ્રસારીને રાજમહેલમાંથી સોગઠા

ખાઈ આણી. જો હારે તે પોતાનું મસ્તક મૂકે તેજ પણ થયું. વેતાલદ્વારમાં કુમારે તેનું મસ્તક છેદ્યું અને શબને બાળી નાંખ્યું. પ્રભાતે શ્રેષ્ઠી પાસે ગયા અને કબુલેલું ધન તથા કન્યા માગી. શ્રેષ્ઠીએ કીધું કે હું કાલે બરાબર ખાત્રી કરીને આપીશ. કુમાર રાજા પાસે ફરીયાદ લઈને ગયો. રાજાને રાત્રિનો સર્વ વ્યતિકર કહ્યો. રાજાએ પુરાવો માગ્યો, કાપેલો હસ્ત બતાવતાં તે રાણીનો નીકળ્યો. રાજાની સ્ત્રી સીકોતરી સાબીત થઈ. રાજકુમારો તથા રાજકુમારીને પણ રજુ કર્યાં, મંત્રિએ સ્ત્રીચરિત્ર ઉપર એક દ્દષ્ટાંત કહ્યું. જે વ્યંતરો હોય છે તે મરતા નથી તે તો ફક્ત "સે ગુણ સિરિ ગાંઠડી" ના દ્દષ્ટાંતમાં જેમ કૌતક પ્રિય જ હોય છે. પરંતુ જે મનુષ્યો રાક્ષસી વિદ્યાની ઉપાસના કરીને માંસ લોલુપો રાક્ષસની માફક આચરે છે તેઓનું જ મૃત્યુ થાય છે. શ્રેષ્ઠિએ તોપણ બીજે દિવસે જ ખાત્રી કરીને ધન આપ્યું. વણિકપુત્રને તે શ્રેષ્ઠીની કુમારી પરણાવી અને ક્ષત્રિયને રાજકન્યા પરણાવી. સદયવત્સ ત્યાંથી પ્રથમ કહેલા નિર્જનપુરમાં આવ્યો. ત્યાં રાક્ષસને આરાધીને વીરકોટ નામનું નગર વસાવ્યું. સદયવત્સને લીલાવતી તથા સાવલિંગાથી વનવીર તથા વીરભાનુ નામના બે પુત્રો થયા. સદયવત્સે કાલિકાચાર્ય ચતુર્થીની સંવત્સરી કરનાર પાસે પોતે વસાવેલા નગરમાં વીરજિનેશ્વરના મંદિરમાં પ્રતિષ્ઠા કરાવી. એવામાં ઉજ્જયિનીથી આવેલા એક ભાટના મુખથી સાંભળ્યું કે ઉજ્જયિનીને સીમાડાના રાજાઓએ ૭ માસથી ઘેરો ઘાલેલો છે. શત્રુને હરાવવાને સદયવત્સના પુત્રો ગયા. પાછળથી સદયવત્સ પણ ગયો. શત્રુઓને હરાવ્યા, પ્રભુવત્સે સદયવત્સને રાજ આપ્યું. વીરકોટનું રાજ્ય કુમારોને આપ્યું. કોઈક સમયે અવંતીમાં કાલિકાચાર્ય પધાર્યા તેમણે સદયવત્સનો પૂર્વભવ કહ્યો. વિંધ્યાચલની પલ્લીમાં ગોત્રાક નામના નગરમાં વ્યાઘ્ર રાજાને ધારણદેવીની કુક્ષિથી ગુણસુંદર નામનો ભદ્રકપરિણામી પુત્ર હતો. સ્વાચાર્ય ગુરુ પાસે જીવદયા તથા અભયદાનનો ઉપદેશ પામ્યો અને સમ્યકત્વમૂલ બાર વ્રત અંગીકાર કર્યાં. ગુણસુંદર અન્નપાનથી મુનિઓને પ્રતિલાભતો તથા જીવદયા તથા અભયદાન આપવામાં તત્પર રહેતો. ઉદ્યાનમાં ક્રીડા કરતાં ચાર પુરુષો તેને મળ્યા. તેઓએ કહ્યું કે અમને વેતાલપુર નગરમાં દેવીના બળિદાન માટે પકડ્યા હતા ત્યાંથી અમે નાસી આવેલા છીએ. તે નગરના લોકો હિંસાલુ છે અને શોણિતપ્રિયા નામની તેમની દેવી થોડા કાળની સિદ્ધિને માટે મહિષનો અને વધારે ભારે માટે મનુષ્યનો બલિ માગે છે. ગુણસુંદર ત્યાં ગયો અને બલિ આપતા લોકોને નસાડીને માણસને બચાવ્યો. કુમારે પછી દેવી સમક્ષ પોતાના કંઠે ખડગ ધર્યું. દેવીએ તેનો હાથ પકડ્યો. દેવીને પ્રતિબોધીને જીવહિંસા બંધ કરાવી. અંતે આરાધનાથી મૃત્યુ પામ્યો. કાલિકાચાર્યે કહ્યું કે તું જીવદયા તથા અભયદાનથી આ જન્મમાં પરાક્રમ તથા મુનિને દાન આપવાથી ભોગ પામ્યો છું. સદયવત્સને જાતિસ્મરણ થયું. સદયવત્સ શ્રાવક ધર્મ આરાધીને સ્વર્ગે ગયો. આવતી ઉત્સર્પિણીમાં મોક્ષે જશે. આ કથા રત્નદીપરના શિષ્ય હર્ષવર્ધનગણિએ રચેલી છે, રચ્યા સંવત્ આપેલી નથી પણ સં. ૧૫૧૦-૩૦ ના અરસામાં રચાયેલી હોવી જોઈએ.

(અપૂર્ણ.)

મી. ડી. દલાલ.

# શંકા-શાન્તિ.

હરિગીત.

આ વિશ્વમાં લઈ જન્મ, જપ તપ વ્રત નિયમ લીધા નહીં;
કિરતારની કિરતિ તણાં, કીરતન કદી ગાયાં નહીં,
ના તો સ્વદેશે દાઝ ધરી, દેશાભિમાની પદ ધર્યું;
ગાળી નકામી જિંદગી, શંકાનિવારણ ના થયું.
જો હોત પાસે દામ તો, સુખસાધનો લઈને ફરૂં;
છે પાસ મારી તેહ પણ, કિરતી વિના તે શું કરૂં?
સુખડાભર્યું જગ છે ખરે? જાણું ન ક્યા તે છે ભર્યું;
રે ! રે ! ભ્રમિત મનડું થયું, મુજ જીવન તો એળે ગયું.

શિખરિણી

તરંગો ઊઠ્યા ને, હૃદય કમળ બ્હાવરૂં બન્યું,
મચ્યું અંધારૂં ત્યાં, દશ દિશ બધે શૂન્ય જ થયું;
ઉઠી સ્વેચ્છાથી ત્યાં, ખળખળ સરિતા વહી જતી,
વળાવું શી રીતે, પ્રબળ જળવેગી મનગતિ.

માલિની

ઘડી ઘડીમું ઘડીમાં તે ઊછળે જોર માંય,
મન પુર ઉભરાતું રેનતું રે સદાય,
જડ મન નવ જાણે, શું કર્યા સુખ પામું.
પીડિત મન ન જાણે, શા વડે દુઃખ વામું,
તૃષિત હૃદય ઇચ્છે, નિમળું પ્રેમપાન,
ભ્રમિત મનડું માગે, સર્વમાં સત્ય જ્ઞાન,
ત્વરિત નયન શોધે, ઈશનું દિવ્ય સ્થાન,
તજ મન સહુ ભ્રાન્તિ, સર્વમાં શાન્તિ માન.

અનુષ્ટુપ

વંદું હું વિશ્વના તાત, પ્રેરજો સત્ય જ્ઞાનને,
ટાળ ને તું જે ભુલ, આપજો બળ આત્મને.
નાવડું સદ્‌વિચારોનું, મૂકીયું મેં તરંગમાં,
સાંભળ્યો નાદ ત્યાં દિવ્ય, ધ્યાન મારૂં હરી રહ્યું
" આશા ધાગે તરે પ્રાણી આ અનંત અગાધમાં. "
" શ્રદ્ધાથી ઈશ-પ્રીતિનું સત્ય જ્ઞાન થશે તને. "

" શ્રદ્ધા. "

# ગંગાસ્વરૂપ જમનાબ્હેન સક્કે.

ગુજરાતમાં–લગભગ મુબાઈ ઇલાકામાં–આપણા હાલના સંયોગો જોતા સ્ત્રીઓનુ વ્યક્તિત્વ હજી સર્વમાન્ય થયુ નથી એ સમયમાં એક સ્ત્રીના અવસાનથી સર્વત્ર ગ્લાનિ પ્રસરી હોય, એ પડેલી ખોટ માટે પત્ર તાર કે સભાદ્વારા ખેદ દર્શાવાયો હોય તો જમનાબ્હેન સક્કેનો જ પ્રસંગ છે જમનાબ્હેનના જીવનમાં, એમના કાર્યમાં, એમના હૃદયમાં એવા અલૌકિક ગુણ હતા, એવો સ્વર્ગીય પ્રભાવ હતો કે આબાલવૃદ્ધ, આ ઉત્ક્રાન્તિના સમયમાં જૂના તેમ જ નવા વિચારના લોકો, ક્ષણવાર જ્ઞાતિ, ધર્મ અને દેશભેદ વિસરી જઈ જમનાબ્હેન સામુ જોઈ જ રહેતા, એમના સહવાસનો લોભ રાખતા, એમની સાથે વાર્તાલાપ કરવા તલપતા અને અરણ્યમાં પ્રચણ્ડ સૂર્યથી તપેલા વટ વૃક્ષ નીચે શાન્તિ પામે તેમ એમની સાનિધ્યમાં હૃદયની શાન્તિ મેળવતા

જમનાબ્હેનનું જીવન વિસ્તૃતતાથી આલેખાવાનું છે, એમના સંબંધી ભિન્નદૃષ્ટિએ લેખો એક સ્મારક અકમા આવશે એટલે આ સ્થળે તો આપણે માત્ર દિગ્દર્શન જ કરવાનું છે. સ્વર્ગસ્થ જમનાબ્હેનનુ બાલજીવન–કેળવણી–સંસારપ્રવેશના પ્રસંગોમાથી બારીકાઇથી જોનારને ઘણું શિખવાનું મળી આવશે પરંતુ એ ભૂતકાળમા ન જતા આપણે આપણા પાસેના જ સમયનું અવલોકન કરીશુ.

જમનાબ્હેનનુ ગૃહજીવન જમનાબ્હેનના પતિ નગીનદાસ સક્કે અવસાન વખતે અગ્રેની મુમાઈ બૅંકના શરાફ હતા. નગીનદાસ અને જમનાબ્હેનનો જેમને યત્કિંચિત્ અનુભવ હતો તેને લાગ્યા વિના નહિ રહે કે આત્મલગ્ન, સ્નેહનો વિકાસ, સ્નેહની દિવ્યતા પરિપૂર્ણતા અને આદિ ખરૂ પણ અંત નહિ એ એમના જીવનમા સ્પષ્ટ હતું જમનાબ્હેન કે નગીનદાસ મ્હોટી વયે પરણ્યા નહોતાં, સ્નેહકથા વાચી નહોતી, ઉંચી કેળવણી લીધી નહોતી. સ્નેહ એ વિકાસ છે એ એમના જીવનથી સાબિત થયુ હતું. આ લેખકને આ પતિપત્નીનો બહુ જ સહવાસ હતો અને આર્ય લગ્નની ભાવના, બીજાને માટે પોતાનુ જીવન એ ભાવના બન્નેમાં એટલે હદ સુધી હતો કે નાનામાં નાનીથી મોટામા મોટી વાતમા મતભેદ છતાં તાલભગ થતો નહિ. પ્રત્યેકને વ્યક્તિસ્વાતંત્ર્ય હતું છતા એક હતાં. જમનાબ્હેનને લગભગ એક ડઝન બાલકો થયા હતાં. પરન્તુ ભવિષ્યમા જગતના બાલકો–અનાથોની માતા થાય અને માતા થયા વિના માતાની લાગણી ન સમજાય, એમ કદાચ હોય, એમ ધારી પરમાત્માએ બાલકો આપી બાલકો લઈ લીધાં હતાં. પરન્તુ જમનાબ્હેનને સહજ પણ ક્ષોભ થયો નથી એમના પતિ નગિનદાસને જમનાબ્હેન ઉપર અણમાત્ર અભાવ આવ્યો નહોતો આથી ઉલટું પતિપત્નીએ પોતાના કુટુમ્બીનાં, અને આગળ જતાં જગતનાં બાલકોને પોતાનાં જ બાલકો માન્યા. સંસારવ્યવહારમાં કોઈ સાસુ પોતાની પુત્રવધૂ સગર્ભા ન થાય ને મ્હીકતી ત્યારે જમનાબ્હેનને માત્ર હસવુ જ આવતું. નગિનદાસને પણ યુવાવસ્થામાં કોઇએ બની શકે એમ હોય તો બીજી પત્નીનું સૂચન કર્યું હશે પરંતુ એકપત્નીવ્રત વાળા નગિનદાસ અને સાધ્વી જમનાબ્હેનનો હૃદયમા જરા પણ અન્તર પડતું નહોતું.

અન્યોન્ય કેરી ન્યૂનતા પૂરે અનુગુણ દંપતી,
વિનિમય કરે નિજરસ તણો ઉર ઉર આગળ ઉઘડી;
સંસારસ્વાર્થે આ ભિન્ન થાતાં ભેદનું કારણ નહિ,
સ્ત્રી–પુરુષની તેથી જ સત્રિમાં મિત્રતા ઉત્તમ કહી.

જમનાબ્હેન અને નગિનદાસનું લગ્ન એક ઉત્તમ મૈત્રીમાં પરિણામ પામ્યું હતું. પરમાત્માની કૃપાથી જમનાબ્હેનની પરિસ્થિતિ સારી હતી. આમ છતાં નગિનદાસની સર્વ સગવડ ભોજનથી તે કપડાં સુધીની સર્વ અનુકૂળતા સાચવવી એ જમનાબ્હેન પોતાનું કર્તવ્ય માનતાં. જાહેર વ્યાખ્યાનો આપતાં, મંડળોમાં આગળ પડતાં, મુખ્ય ભાગ લેતાં છતાં નગિનદાસની શુશ્રૂષા કરવામાં એક પળ પણ જમનાબ્હેન પાછાં પડયાં નથી અને એ જ પ્રમાણે નગિનદાસ બૅંક જેવી જવાબદારી અને બોજાવાળી નોકરીમાં જતા હોવા છતાં જમનાબ્હેનના જાહેરજીવનમાં અનુકૂળતા કરી આપવામાં સંકોચાયા નથી. મ્હારાથી નથી થતું તો મ્હારી પત્નીને સેવા કરતી શા માટે અટકાવવી ?–નગિનદાસના અંતિમ શબ્દો પણ સેવાકાર્ય ચાલુ રાખવા સંબંધી હતા. જમનાબ્હેનનું દાંપત્યજીવન જોયા પછી ખરેખર એમ કહ્યા વિના ચાલતું નથી કે આત્મ–બ્રહ્મ લગ્નસુખ ભોગવવા માટે દ્રવ્ય–પુત્ર પુત્રી યુનિવર્સિટિની ડીગ્રી આવશ્યક નથી. પ્રભુપ્રેમ, બીજાને માટે આપણું જીવન આ બે હોય તો પતિપત્નીના કજીયા કે ઉંચા મનની સ્થિતિને અવકાશ જ હોતો નથી. જમનાબ્હેન માત્ર ગુજરાતી વાંચી લખી જાણતા. નગિનદાસ મેટ્રીક હતા. આમ છતાં પતિપત્ની દેશની સમાજની વાતો કરતાં, ચર્ચા કરતાં, સારા લેખ કે પુસ્તકો વાંચતાં, સમજવા પ્રયત્ન કરતાં. જુના તેમ જ નવા વર્ગના દમ્પતીઓને જમનાબ્હેનના ગૃહજીવનમાંથી સમાન હક કે સ્ત્રીની મતિ પાનીયેની મારામારી સિવાય સંસારરથના બે ચક્ર માફક જીવન રસમય બનાવવાનું ઉત્તમ શિક્ષણ મળતું. ગરીબ તેમ જ તવંગર, પૈસો છોકરાં ગૃહવ્યવસ્થાના અસંતોષથી દુઃખમય જીવન ગાળતાં યુવાન તેમ જ વૃદ્ધ દંપતીયો જમનાબ્હેન અને નગિનદાસનો સંસાર જોઈ અજબ થતાં, અને સહવાસમાં આવતાં જ એમના ગૃહજીવન ફેરવાતાં. જમનાબ્હેન પ્રાતઃકાળમાં પતિને માટે પૂજાનો સામાન તૈયાર કરી જ્યારે શંકરની પૂજા કરવા બેસતા ત્યારે કોઈ પ્રભાવશાળી પવિત્ર દેવી શંકરની પૂજા કરતી હોય-એમ લાગતું. આ ઉચ્ચ પવિત્ર જીવનને લીધે જ જમનાબ્હેનનું નામ પડતો વડુ છોકરો કે બ્હેનને જરા પણ શંકા વગર જે સભામાં જે સંસ્થામાં જમનાબ્હેન હોય ત્યાં મોકલતાં કોઇ અચકાતું નહિ. આ જ દર્શાવી આપે છે કે સ્ત્રીઓની ઉન્નતિ કરવી હોય તો વિદ્યા જરૂરની છે. વ્હેમ દૂર કરવાની જરૂર છે. બાલલગ્ન દૂર કરવાની જરૂર છે. પણ તે કરતા પણ વિશેષ જરૂર પવિત્ર પ્રભાવશાળી નિરભિમાની પ્રભુમય ચારિત્ર્યની છે.

**સમાજજીવન**—ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની સ્થાપના એ જમનાબ્હેનના જાહેર જીવનનું પ્રથમ પગથીયું. સ્ત્રીઓમાં કાંઇ જ નથી એમ કહી પુરુષો ત્હેમનો પ્રગતિ માટે કાંઇ જ કરતા નહોતા ત્યારે એ કાર્ય કરવા જમનાબ્હેને બીડું ઝડપ્યુ. પ્રો ગજ્જરનાં એવાં જ ઉત્સાહી પત્ની સૌ. કાશીગવરી અને ન્યાયમૂર્તિ રાનડેનાં ભાભી લક્ષ્મીબાઇ રાનડેનો જમના-

બ્હેન સાથે પ્રસંગ પડ્યો અને આ ત્રિપુટીએ મુંબાઈ ગજાવ્યું ત્રણે ઉત્સાહભર પ્રેમમય હતાં અને લક્ષ્મીબાઈ રાનડે વિદ્વાન હતાં—પોતાના પતિ ડા. રાનડે સાથે યુરોપમા મુસાફરી કરી હતી. બાલ્યાવસ્થામા પોતાના પિતા પ્રીન્સીપાલ મોદકે ઉચ્ચાભિલાષ જાગૃત કર્યા હતા. અને આ ત્રણે બ્હેનોએ મુંબાઈના સ્ત્રીજીવનમા ચેતન આપ્યું. આ જ અરસામા બીજી ત્રિપુટી પ્રવૃત્તિમય થઈ. બહેરામજી મલબારી, દયારામ ગીદુમલ અને પ્રો. ગજ્જર. સેવાસદનની ઉચ્ચ યોજના થઈ અને ગુજરાતી પક્ષનો આત્મા જમનાબ્હેન થયાં ભગિની માટે ગરીબોના ઘેર ઘેર ફરી એમના દુખો જાણી શાન્તિ રેડવા માટે વયોવૃદ્ધ જમનાબ્હેન જે જગાએ પુરુષો પણ જતાં ખંચકાય ત્યાં જતાં અને ઘણી મુશ્કેલીઓ વેઠીને પણ શાન્તિ ફેલાવતાં. સેવાસદનના એક કાર્યવાહી તરીકે જમનાબ્હેનની સાથે અનેકવાર આવા લત્તામાં આ લેખકને ફરવું પડયુ હતું—સેવાસદનના કાર્ય કર્તાઓ ખ્રીસ્તી છે, વટલાવવા આવ્યા છે, એવી માન્યતાથી વિરોધતો ઠીકપણ માર પડવાનો પ્રસંગ આવ્યો હતો પરન્તુ જમનાબ્હેનનું હસતું મોઢુ અને ધૈર્ય આગળ કોઇનું ચાલતું નહોતુ. અને અંતે "જમનામૈયા" નામની જપમાળા થતી. જમનાબ્હેનમાં એક અનુકરણીય અને દૈવી ગુણ એટલો કે તિરસ્કારનો અને પક્ષપાતનો અભાવ. આ બે મહાન ગુણોથી જ એમની લોકપ્રિયતા જળવાઈ રહી હતી સેવાસદનના મબધી એક સમય એવો આવ્યો હતો કે જો જમનાબ્હેન વિરુદ્ધ પડયા હત, એમના મ્હોમાથી—વર્તનથી સેવાસદન પ્રત્યે અભાવ દર્શાવાયો હત તો સ્ત્રીવર્ગનો એ સંસ્થા પર અભાવ આવત પરન્તુ એ સમયે આક્ષેપો સહન કરી મમતાથી કાર્ય કર્યે ગયાં તેને લીધે જ સેવાસદન પ્રત્યે સદ્ભાવ ટકી રહ્યો. બીજો પ્રસંગ બસુ બિલનો હતો. જમનાબ્હેન જુના મતનાં છે એ જાણતા છતા જ્યારે બસુ બિલ માટે જમનાબ્હેન બોલવા ઉભા થયાં ત્યારે પણ એમનામાં શ્રદ્ધા હતી, માટે જ એમના શબ્દો પ્રિય લાગ્યા હતા ગુજરાતી સ્ત્રીમડળ—સેવાસદન પછી સ્ત્રીઓ માટે અમુક જ્ઞાતિ તેમજ સામાન્ય વર્ગ તરફથી અનેક સંસ્થાઓ ઉદ્ભવી આ સર્વ સંસ્થા થવાથી 'ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ'ને ક્ષતિ આવશે માટે બીજી સંસ્થા ભાગી જાય અથવા એને હું મદદ ન કરૂ એ વિચાર જ એમને આવ્યો નથી અસ્પર્શ્ય વર્ગથી માંડી—ઉચ્ચમા ઉચ્ચ બ્રાહ્મણ જ્ઞાતિની સંસ્થા હોય ત્યાં પણ જમનાબ્હેન તૈયાર. હાજરીથી ઉત્સાહ વધતો હોય તો હાજરીથી—વ્યાખ્યાનથી બનતું હોય તો તેમ, અને ધનદાનથી બનતું હોય તો તેમ કરી હરેક પ્રકારે સ્ત્રીઓની પ્રગતિ માટે જમનાબ્હેન મથતા. સેવાસદનમા સ્ત્રીવર્ગો ઉઘાડવામાં આવ્યા ત્યાં શરૂઆતમાં ઇગ્રેજી—સસ્કૃત અને ગુજરાતીના વર્ગમા મોટી વયની સ્ત્રીઓને બેસતાં શરમ આવતી. નવરાત્રના ગરબામા કાંઇક બીનઆવડમા કાઇક ફેશનમાં ખેંચાઈ અનેક સ્ત્રીઓ આવતી પણ ગરબા ગાતી નહીં. આવા પ્રસંગે જમનાબ્હેન હોશથી આટલી વયે વર્ગમા એ. બી. સી શીખતા—ગરબામા તાલી લઇ ફરતા—જમનાબ્હેન 'ગુજરાતી હિંદુ સ્ત્રીમડળ ના પ્રમુખ હતાં. ધનાઢ્ય હતાં છતાં મંડળના હૉલમાં તવગર બાઇ પ્રત્યે જે ભાવથી વાત કરતા તેથી વધારે વ્હાલથી ખૂણે બેઠેલી બ્હીતી છાલપહેરેલી બાઈ સાથે વાત કરતાં મારા મડળમા હું હલકી છુ—મ્હને કોઇ બોલાવતું નથી એ વિચાર કોઇને ન થાય એની જમનાબ્હેન બહુ જ સંભાળ રાખતાં અને મડળની લોકપ્રિયતા આને લીધે જ હતી

વૈધવ્ય પ્રાપ્ત થતાં એમને હૃદયમાં ઊંડો ઘા લાગ્યો હતો અને એમના અવસાનનું એ જ મુખ્ય કારણ છે. આમ છતાં વૈધવ્યદશામાં સ્ત્રીઓનું જીવન નિરર્થક છે, અગર કેવળ મંદિરે મંદિરે ભટકવામાં જ વૈધવ્યની મહત્તા છે એમ માનનાર જમનાબ્હેન નહોતાં. નગીનદાસની જીવનની એ જ ઇચ્છા હતી કે મૃત્યુ સુધી જનસેવા કરવી. પતિની અંતિમ ઇચ્છાને માન આપી વૈધવ્યદશાને એક વર્ષ નહિ થયું હોય ત્યાં જનસેવાનો ભેખ લીધો. વૈધવ્ય પ્રાપ્ત કર્યા પછી મહર્ષી દાદાભાઈ અને જમનાબ્હેનનો મિલાપ હૃદયભેદક હતો. મંડળને અંગે જમનાબ્હેન ડૉ. દાદાભાઇને અનેકવાર મળતાં અને મહર્ષિ દાદાભાઈ જમનાબ્હેન પ્રત્યે વાત્સલ્યભાવ રાખતાં. આમ છતાં પરંતુ મહર્ષિ દાદાભાઇને જોતાં જમનાબ્હેનની આંખમાં જળજળીઆં આવ્યાં. સ્વર્ગભૂમિમાં મહર્ષિ પોતાની પવિત્ર પુત્રીને મળતા હોય એવો દેખાવ એ વખતે થયો હતો. પિતા અને પુત્રીનું એ પવિત્ર મિલન હમેશાં યાદ રહેશે. જનસેવા કરનારનાં હૃદય એકત્ર કરવામાં જ્ઞાતિધર્મ કે સ્થળ બાધકર્તા હોતાં નથી. અંતિમ કાળે પોતાના દ્રવ્યની વ્હેંચણી કરતી વખતે પણ ધર્મના મંદિરથી આડી–અસ્પૃશ્ય વર્ગની સંસ્થા સુધી જમનાબ્હેને વિસર્યા નથી એ જ એમનાં હૃદયની ઉદારતા દર્શાવે છે.

જમનાબ્હેનના ગૃહજીવન–સમાજજીવન ઉપરાંત એમનું નિત્યજીવન–ધર્મજીવન પણ એટલું ઉચ્ચ અને સંસ્કારી હતું કે એમના સહવાસમાં આવનારને એમને માટે દિવ્યભાવ સન્માન પ્રીતિ સિવાય કાંઈ જ થાય નહિ. વૃદ્ધાવસ્થા વૈધવ્યદશા છતાં, ગુજરાત–કાઠીયાવાડમાં દુકાળ માટે, નિસ્વાર્થ ફરનાર પુરૂષો મળતા નથી ત્યાં જમનાબ્હેન જેવું કોણ નિકળે એમ છે? આપણા ગુજરાતમાં યુનિવર્સિટિની ડીગ્રીઓ લેતી સન્નારીઓ થવા માંડી છે. પ્રસંગ પડે જાહેર વ્યાખ્યાનોમાં પુરૂષોનો હઠાવે એવી વક્તા સ્ત્રીઓ પણ છે. સંસ્થાઓમાં પ્રમુખ કે મુખ્ય કાર્યવાહકો થનાર જોઇએ એવી સ્ત્રીઓ મળી આવશે. એકને બદલે દસ ખરચનાર ધનાઢ્ય સ્ત્રીઓની ખોટ નથી, જૂનામાં જુની રીતની સાધ્વીઓ અને અપ–ટુ–ડેટ રહેનારી સુંદરીઓ છે પરન્તુ જનસેવા એ જ જીવનનો મુખ્ય ઉદ્દેશ છે, પતિ–પત્નીનું કુટુમ્બ એ સેવાનું મુખ્ય સ્થાન છે જનસેવાનું પહેલું પગથીયું છે એ સમજી ધીમે ધીમે બહાર પડી ધર્મભેદ–જ્ઞાતિભેદ–સ્થિતિભેદ ભૂલી પવિત્ર દૃષ્ટાન્ત રૂપ શુદ્ધ જીવન ગાળી નિરભિમાનતાથી સ્વાશ્રય અને સ્વાશ્રયથી ગત્રીદિવસ સ્ત્રીઓની ઉન્નતિ માટે–સર્વ કોઇને આકર્ષક પ્રેમમાં આંજનાર જમનાબ્હેન જેવી સર્વગુણસંપન્ન ગુજરાતમાં સન્નારી ઘણી જ થોડી હશે. મહર્ષિ દાદાભાઇના જમનાબ્હેનના મૃત્યુપ્રસંગે કાઢેલા ઉદ્‌ગારો યોગ્ય જ છે કે સ્ત્રીઓની પ્રગતિના કાર્યમાં નેતામાં જે સદ્‌ગુણો જોઇએ તે સદ્‌ગુણો ભૂષિત હિંદ સ્ત્રી કોઇ હોય તો, જમનાબ્હેન સક્કૈ હતાં. પરમાત્મા આપણા ગુજરાતને સદ્‌ભાગ્યે જમનાબ્હેનના સદ્‌ગુણોના અંશો આપણી બ્હેનોમાં વિકસાવે અને ગુજરાતમાં આવી "જમનામૈયાઓ" ઉદ્‌ભવે.

યોગીન્દ્રરાવ ર. દીવેટીઆ.

---

# એક અલૌકિક મંધ્યાહ્ન.*

આજ જોને, આભ વાદળીની ગાળ ગૂથતું,
રશ્મિઓ સ્મિતણા, વિકાસી, સીંચતું.
આજ જોને ભૂમિએ રમે છે ખેલ છાંયલાઓ,
આછુ અજવાળુ મધ્ય ધીરૂ હીંચતું

ભૂલીને મધુના પાન ભ્રમર જોને, ભટકતો આ,
મત્ત બની મ્હાલતા નકાશ પાછળે,
ત્રૈતી પેલી ચિત્ર સર્પે દાખી ઉરમાંહી સરિત,
હરિણ બાળ જોને, નિરખન્તુ સા જળે

આજ હાસ્ય ઉછળે છે સુબ્ધ વારિ ફીણ સરખુ,
હર્ષ અંતરે નવીન ખૂબ વાય છે,
થાય છે ઉરે, વગાડું વાસળી તટે રહીને,
ગયુ બધ સમય વાહ ચિત્ત ચાલ છે

આજ ના જઇશ ઘેર, ભોગવીશ દિવ્ય તેજ,
ભેદી વ્યોમ પેરવીશ પુંજ જ્યોતના,
જ્યોતમા કરીશ સ્નાન, વિશ્વમા કરી સિંચાણુ
ફેરવીશ પચતત્વ એક તત્ત્વમા

૨૪–૨–૧૪
અમદાવાદ

—मलयानिल

* કવિવર શ્રી રવીન્દ્રનાથ કૃત ગીતાંજલિના ગીત આધારે ઉપરથી

Reg No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૧૫, અંક ૪. [ માસિક ] વૈશાખ, સંવત ૧૯૭૨.

## અમારા સમયની કેળવણીનાં સ્મરણો.

બાલ્ય અને યુવાવસ્થાનાં સ્મરણો એ વૃદ્ધાવસ્થાનો હક અને આનન્દ છે. "War News"—યુદ્ધસમાચાર—ના આ દિવસોમાં કોઈ પણ લેખક અગર વાચક તરફથી આ હક કબૂલ થવો કઠિન છે, તથાપિ આજના બાલકો તે કાલે યુવાન, અને આજના યુવાન તે જતે દહાડે વૃદ્ધ થશે એમ કહીને મારા વાચકોની સહાનુભૂતિ યાચી લઉં, તો હું આશા રાખું છું તેઓ મારા સમયની કેળવણીનાં સ્મરણોમાં મને ઘડીક વર્તમાન જગત્ ભૂલવા દેશે.

ભૂતકાળનાં સ્મરણો અને ભવિષ્યનાં સ્વપ્નાં હમેશાં મધુર લાગે છે, તેમાં પણ ભવિષ્યનાં સ્વપ્નાં—નિષ્ફળ નીવડવાના અર્ધ ભયથી—કદાચ ગમ્યાં અગમ્યાં થાય, પણ ભૂતકાળમાં તો એક એવો અદ્‌ભુત જાદુ રહેલો છે કે જે દુઃખને સુખ બનાવી દે છે અને વધારે ઊંડી તત્ત્વદૃષ્ટિથી જોઇને બોલીએ તો—પ્રત્યેક દુઃખના ગર્ભમાં જે સ્વસંવેદ્ય આનન્દ રહેલો છે તે જ, કાળે કરી,—વસન્ત ઋતુની વનશોભાની પેઠે—ખીલી આવે છે. *

* આ સ્થાને 'સ્મરણસંહિતા'ની ટીકામાં એક સ્થળે મેં લખેલું—'ગત જન્મના મધુર મધુર સ્મરણોમાં જે આનન્દ આવે છે તે કરુણ રસમાં પણ પ્રભુએ મૂકેલું અદ્‌ભુત સુખનું તત્ત્વ છે' એ—માત્ર શુદ્ધ કલ્પનાની કારીગરી નથી, પણ સિદ્ધાન્ત તરીકે સ્વીકારેલું સત્ય છે—એટલું માનવા વાચકને મારી નમ્ર વિનતિ છે.

આ આનન્દનો મારા એક યુવાન મિત્રે કેટલાક દિવસ ઉપર મને પ્રસંગ આપ્યો હતો. એમણે કહ્યું "તમને નથી લાગતું કે ગયા દસકાનું 'સ્વદેશિઝમ' (નવીન સ્વદેશભક્તિની દૃષ્ટિ), અને એમાંથી ઉત્પન્ન થએલી સેવાપરાયણતા—એ અમારા સમયની કેળવણીનું એક અમૂલ્ય તત્ત્વ છે—જે તમારા સમયમાં નહોતું?"

મેં ઉત્તર આપ્યો —"આ નવા તત્ત્વની કદર કરવામાં જરા પણ પછાત પડ્યા વિના કહું છું કે અમારી કેળવણીનો સમય પણ જેવો તેવો નહોતો. કેળવણી એ બાળપણમાં જ પૂરી થતી નથી એ આખા જીવનમાં સતત વહેતી અને તેથી અદ્યાપિ આપણા જીવનમાં ચાલતી શક્તિ છે એ દૃષ્ટિબિન્દુથી જોઇને બોલીએ—તો કહી શકાય કે તમે તો એક મહાન યુગ જોયો, અમે બે જોયા. એક (અલૌકિક આયુષ્ય પામીને) સાહિત્યપ્રેમી જન ઇંગ્લિશ સાહિત્યના ઇલિઝબેથન અને વિક્ટોરિયન એમ બે મહાન યુગ જોવા ભાગ્યશાળી થયો હોય અને જેમ આનન્દ પામે તેમ અમે આનન્દ પામીએ છીએ." આટલું કહી મેં મારા મિત્ર આગળ નીચેનાં સાત નામો ધર્યાં:

૧ ફ્રેંચ રેવોલ્યૂશન(બર્ક).
૨ ગોલ્ડન ટ્રેઝરિ.
૩ સરસ્વતીચન્દ્ર.
૪ કુસુમમાળા.
૫ પ્રિયંવદા—સુદર્શન.
૬ 'काव्यमाला' (સંસ્કૃત)
૭ કોન્ગ્રેસ.

આ સાત નામમાં કેળવણીનાં જે બળ મૂર્ત થાય છે તે અમારા કૉલેજના અભ્યાસક્રમમાંથી તથા બહારના વાતાવરણમાંથી અમને મળતાં એ પ્રત્યેકે અમારાં નેત્ર આગળ વિચાર અને પ્રતિભાનાં કેવાં કેવાં જગત્ ઉત્પન્ન કર્યાં હશે એ સંસ્કારી અને સહૃદય જનો સહજ કલ્પી શકશે. તથાપિ થોડુંક ખુલાસા રૂપે કહું છું.

૧. ફ્રેંચ રેવોલ્યૂશનનો અભ્યાસ—જે અમારા સમયમાં દરેક વિદ્યાર્થી માટે 'પ્રી. બી. એ'માં આવશ્યક હતો—એને અમે અમારી કેળવણીનો એક અમૂલ્ય ભાગ ગણીએ છીએ અને અમારા સમયના ઘણા ખરાની—સર્વની—હું ધારૂં છું કે એવી લાગણી છે કે એ અભ્યાસ વિના હાલના જમાનામાં કોઈ પણ વિદ્યાર્થીની કેળવણી પૂર્ણ થઈ ગણાય નહિ. અર્વાચીન જગત્ રેફર્મેશનથી પ્રકટ થવા માંડેલું, પણ જૂના જગતનો પૂરેપૂરો પરિવર્ત થઈ નવા જગતનો આરંભ તો ફ્રેંચ રેવોલ્યૂશનથી જ મંડાય છે. એ પરિવર્ત માત્ર રાજકીય હોત તો એની સાથે ફ્રાન્સ બહારના જગતને બહુ લેવાદેવા હોત નહિ. પણ વસ્તુતઃ એણે મનુષ્યજીવનના ખંડેખંડમાં એવી નવી દૃષ્ટિનો દીપ પ્રકટાવ્યો કે જેના પ્રકાશમાં મનુષ્યનું સમસ્ત સ્વરૂપ—એની તમામ દુનીઆ—નવું જ સ્વરૂપ ધારણ કરી ઊભી રહી!

મનુષ્યના આખા જીવનને અસર કરનાર આ મહાન ઐતિહાસિક બનાવનો અભ્યાસ અમારા પ્રોફેસરો તરફથી—પોતપોતાના મત અનુસાર—એ રીતે કરાવવામાં આવતો, અને વિદ્યાર્થીઓ પણ એમાંથી પોતપોતાની પ્રકૃતિ પ્રમાણે બે બોધ કાઢતા: એક 'Conservative'–

અને બીજો ' Liberal '—એક 'સંરક્ષક' અને બીજો ' સુધારક '. ફ્રેંચ રેવોલ્યૂશન ફ્રાન્સના રાજ્ય ધર્મ અને સમાજના બંધારણમાં વ્યાપેલા સડાનું પરિણામ હતું; જે સડો દાબ્યો દબાય કે ઢાંક્યો ઢંકાય એમ ન હતું, એટલું જ નહિ પણ જેને મટાડવા માટે અધૂરા અને મન્દ યત્નના સુધારા કામ લાગે એમ ન હતા; અને તેથી એવા સઘળા યત્નો એક પછી એક નિષ્ફળ ગયા. આ કારણથી, ફ્રેંચ રેવોલ્યૂશને આખરે જૂના ફ્રાન્સનો ઉચ્છેદ કર્યો એ સ્વાભાવિક તેમ જ યોગ્ય જ થયું છે. આ એક મત. બીજો મત એવો છે—અને તે બર્કનો મત હતો—કે પ્રાચીન માટે કાંઈ પણ દરકાર રાખ્યા વગર, દેશના ઇતિહાસ ઉપર દૃષ્ટિ રાખ્યા વગર, માત્ર કલ્પના અને તર્કના બળથી ઊભી કરેલી નવીન રચના કદી સફળ થતી નથી: ફ્રેંચ રેવોલ્યૂશન એ સુધારાના ખરા યત્નને બદલે માતપિતાના દેહમાં છરી ભોંકવા સમાન પાપી યત્ન હતો, અને એમાં પ્રકટ થએલી અધમતાનો કોઈ પણ રીતે બચાવ થઈ શકે એમ નથી. એ અધમતા આખા યૂરોપને છાઈ વળે નહિ તે માટે બીજાં રાજ્યોને ફ્રાન્સ સામે શસ્ત્ર લેવાની જરૂર પડી—અને આપણે ' નેપોલિઅનનો વિગ્રહ ' એ નામે જે યુદ્ધપરંપરાને ઓળખીએ છીએ તેમાં યૂરોપને ઝપલાવવાનો મૂળ દોષ ફ્રાન્સના ઉચ્છેદક સુધારકોને માથે છે. આ બે ઉપરાંત—બંનેના સમન્વયમાંથી ફલિત થતો—એક ત્રીજો મત પણ અમારા સમજવામાં આવતો. તે એ કે—ઉચ્છેદક વૃત્તિ દુષ્ટ છે, તેમ સ્થિત વસ્તુને વળગી રહેવું, એ બગડેલી હોય છતાં વળગી રહેવું, એ જડતા છે: ઉચ્છેદક વૃત્તિનો કોઈ પણ રીતે બચાવ થઈ શકે એમ નથી; પણ વખતસર દેશકાળને સમજીને તેમ જ અગમચેતી વાપરીને સુધારો કરવો એ જરૂરનું છે—અને એ કરવામાં આવે તો જ ઉચ્છેદક વૃત્તિને નિવારી શકાય છે.

આમ સમસ્ત સુધારાનું તત્ત્વજ્ઞાન—એની બંને બાજુઓ અને એની એકવાક્યતા—સંપૂર્ણ રીતે સમજી લેવાનો પ્રસંગ અમારા વખતમાં દરેક વિદ્યાર્થીને આવતો. આપણા સંક્રાન્તિયુગમાં કેળવણીનું આ કેવું આવશ્યક અંગ છે એ કહેવાની જરૂર નથી.

આ જ પ્રમાણે, ઉપર જણાવેલાં અમારી કેળવણીનાં બીજાં અંગો વિષે પણ ઘણું કહી શકાય—તથાપિ થોડું થોડું જ કહીશ.

૨. 'काव्यमाला '—નિર્ણયસાગર પ્રેસના માલિક મર્હૂમ જાવજી દાદાજીનો સંસ્કૃત કાવ્ય નાટક અને અલંકારના પ્રાચીન ગ્રન્થો પ્રસિદ્ધ કરવાનો આ યત્ન ચારે તરફથી એટલી બધી પ્રશંસા પામ્યો હતો કે આ લેખક વગેરે કેટલાક જનોએ એ ગૃહસ્થની અને એની સાથે એમના આ નવીન ઉપક્રમની સંસ્કૃતમાં પ્રશસ્તિઓ લખી હતી. જે વિદ્યાર્થીઓને સંસ્કૃતમાં ખાસ રસ હતો તેમને તો આ ગ્રન્થમાળાથી કોઈક નવી જ રસભૂમિ—સંસ્કૃત સાહિત્યનાં નવાં જ ક્ષેત્રો—દૃષ્ટિએ પડવા લાગ્યાં હતાં. પણ આવા વિદ્યાર્થીઓ ઘણા ન હોય, તેથી આ અંગની અસરને અમારા સમયની કેળવણીના એક સર્વાનુભવસિદ્ધ તત્ત્વ તરીકે હું ગણાવી શકતો નથી. તથાપિ જેમને એ વિષયમાં રસ હતો તેમને માટે તો એ બેશક એક નવીન ભૂમિનું દર્શન હતું.

૩. "ગોલ્ડન ટ્રેઝરિ"—પણ અમારી કેળવણીમાં ઉપર ગણાવેલા બર્કના 'ફ્રેંચ રેવોલ્યુશન' જેટલી જ પ્રબળ અને વ્યાપક અસર પાલ્ગ્રેવકૃત 'ગોલ્ડન ટ્રેઝરિ'ની હતી. એ કાવ્યસંગ્રહની મોહકશક્તિ કયા વિદ્યાર્થીએ નહિ અનુભવી હોય? મિલ્ટનની ભવ્ય પ્રતિભા, અને શેક્સપિયરનાં પાત્રલક્ષણ—એની કદર અમે કરી શકતા નહિ એમ નહિ, પણ અમારા હૃદયનાં કાવ્ય તો 'ગોલ્ડન ટ્રેઝરિ' નાં જ. હાલ પણ આ પુસ્તકમાં સંગ્રહેલાં કાવ્યમાંનાં કેટલાંક છૂટક છૂટક, જુદી જુદી પરીક્ષાઓ માટે વાંચવામાં આવે છે—પણ જે સૂક્ષ્મ સહૃદયતાથી પાલ્ગ્રેવે 'ગોલ્ડન ટ્રેઝરિ' માં એને ગોઠવ્યાં છે. એના વાચકને અનુભવ થતો નથી—અને અભ્યાસક્રમમાં એના સ્થિર સ્થાનને અભાવે એના રસચીકરથી ભરાએલું વાતાવરણ બંધાતું નથી. જ્યાં સઘળું જ રસવાળું છે ત્યાં અમુક અમુક કાવ્યને ગણાવતાં બીજાંની ન્યૂનતા સૂચવાય છે—તથાપિ 'The Cuckoo' (કોયલ), 'The Skylark', 'Stanzas written in dejection near Naples', 'Lines to an Indian air', વગેરે કેટલાંક કાવ્યોની રમણીયતા તો અમારા ચિત્તાદર્શમાંથી કદી જ ખસે એમ નથી. 'તમને સારામાં સારી લાગેલી પંક્તિઓ કહો, વારુ.'—એમ આગને એક પ્રશ્ન પૂછેલો તેનો ઉત્તર મેં આપેલો તે અત્યારે સાંભરી આવતાં એ મુગ્ધ જીવન ફરી પ્રાપ્ત કરવાની અભિલાષા થાય છે. શેલિ, વર્ડ્ઝવર્થ વગેરેનાં કાવ્યો કોને ન ગમતાં? તેમ એમાંની મનોહર પંક્તિઓ કોને મોઢે નહોતી? તથાપિ, મેં એ પ્રશ્નના ઉત્તરમાં ટૉમસ હુડની નીચેની પંક્તિઓ આપી હતી':—

> "I remember, I remember
> The house where I was born,
> The litte window where the sun,
> Came peeping in at morn;
> ..........................................
> I remember, I remember
> The fir-trees dark and high
> I used to think their slender tops
> Were close against the sky."

૪. કુસુમમાળા—રા. નરસિંહરાવનાં પ્રથમ કાવ્યોનો આ સંગ્રહ આ જ અરસામાં પ્રસિદ્ધ થયો હતો. 'ગોલ્ડન ટ્રેઝરિ'નું ભાષાન્તર નહિ, એનો અનુવાદ નહિ, અનુકરણ નહિ, પણ એની કલ્પના અને ભાવની સુરાવટથી મગજ અને હૃદય ભરાતાં—એક નૈસર્ગિક શક્તિવાળા, સંસ્કાર પામેલા, ઝીણી અને ઊંચી રસવૃત્તિવાળા તથા શિષ્ટ ગુજરાતી ભાષાનો સંપૂર્ણ પરિચય ભરકે એ ઉપર પ્રભુતા ધરાવનાર ગ્રૅજ્યુએટ કવિની કલમથી જેવાં કાવ્યો નીકળે તેવાં આ કાવ્યોએ અમારા હૃદય ઉપર કોઇક અદ્ભુત જ અસર કરી હતી. એ કાવ્યોની કદર થવામાં એક કારણ એ હતું કે એમાં અમને પોતાપણાનો ભાવ ઉત્પન્ન થયો હતો—પણ વિશેષ કારણ એ કાવ્યમાળાએ ગુજરાતી ભાષામાં એક નવીન જ કવિતાની પદ્ધતિ ઊઘાડી એ ગણાવું જોઇએ. એ પદ્ધતિ અત્યારે એવી પરિચિત થઈ ગઈ છે કે એ પરિચય અને તેથી કોઈ કોઈ સ્થળે

જોવામાં આવતી આદરની મન્દતા—એ જ એના વિજયની સાક્ષી પૂરે છે. પણ વાચકમાં કલ્પનાશક્તિ હોય, તો ત્રીસ વર્ષ પાછા જઈ ગૂજરાતી કવિતાની તે વખતની સ્થિતિ નજર આગળ ઊભી કરે એટલે તુરત જ એ લઘુ પુસ્તકે અમારા મન ઉપર ઉપજાવેલી અસરનો ખ્યાલ આવશે.

આ અસરનું તાદૃશ ચિત્ર રા. રમણભાઈના એલ્ફિન્સ્ટન કૉલેજની ગૂજરાતી સોસાઇટિ આગળ વાંચેલા 'કવિતા' ઉપરના નિબન્ધમાં* પડ્યું છે. નવી ઢબની કવિતામાં નર્મદાશંકરે કેટલીક પહેલ કરી હતી, પણ એમના સૃષ્ટિસૌન્દર્યના વર્ણનમાં હજી ટૉમ્સન કે સ્કૉટ કરતાં વધારે ઊંડું નિરીક્ષણ નહતું: વર્ડ્ઝવર્થ અને શેલિની તત્ત્વભેદી કવિદૃષ્ટિ જેનું પ્રથમ દર્શન ગૂજરાતી ભાષામાં રા. નરસિંહરાવે જ કરાવ્યું—તે નર્મદાશંકરના સૃષ્ટિવર્ણનમાં જોવામાં આવતું નહતું. વળી નર્મદાશંકરની કવિતાનું જ્ઞાન પણ અમારામાં રા. રમણભાઈ જેવા ગૂજરાતી ભાષા જોડે વિશેષ પરિચયનો પ્રસંગ અને શોખ ધરાવનાર કોઈક કોઈકને જ હતો. ઘણે ભાગે તો ગૂજરાતી કવિતા એટલે દલપતરામની જ. દલપતરામનો મીઠો હાસ્યરસ, એમની વ્યવહારૂ ભાષા, અને કેટલીક સાદી રસિક કલ્પના પણ—અમને ગમતી. પણ—

"વ્હાલી ત્હને સ્મરણ છે? ફરી એક વેળા,<br>
સાથે પ્હરોડ મહિં આપણ બે ઉમેલાં;<br>
કુહેલું હતું સઘળું શાન્ત જ તે સમે ત્ય્હાં,<br>
થીજી ઉષા પણ સૂતી હતી જાગતી જ્યહાં.

... ... ... ... ...

ને બોલતાં તહિં થયું સ્મિત ત્હારું ધીરે,<br>
ને ઝીણી ગાલલહરી રમી ત્ય્હાં રહી જે;<br>
ત્હેને ચૂમી લીધી રસીલી! રમે ત્યહાં મ્હેં,<br>
તે દીઠું ઝીણી નજરે તહિં તારલાએ."

... ... ... ... ...

"ફરી એક વેળા, એક વેળા, બોલ મીઠી કુહુ, કુહુ!"

... ... ... ... ...

"વ્હાલી, સાંભળ પેલી કોયલડી તરુવૃન્દમાં રે<br>
ગાતી છન્દમાં રે, વ્હાલી."

—એ વાણીની મઝેહ અને સંગીત કાંઇક જુદાં જ નહિ? શેઠ વગે અને ન્યાયદૃષ્ટિએ, દલપતરામની ખૂબીઓ સ્મરણમાં આવે, અને એમની સારી સારી પંક્તિઓ ઉપસ્થિત થાય.

* પ્રથમ જ્ઞાનસુધામાં અને પછી એમના 'કવિતા ને સાહિત્ય' નામના નિબન્ધસંગ્રહમાં પ્રસિદ્ધ થયો છે.

પણ કવિતા વાંચે છે તે વખત કોણ ન્યાય કરવા બેસે છે?—તેમાં પણ બાળપણમાં કોને માથે એ ફરજ હોય છે? આમ હોવાથી દલપતરામની—

> સાહેબનાં બાળક જે કનિષ્ઠ,
> તે:તેડી દાસી વિચરે વરિષ્ઠ,
> તે જેમ કડવા કણબીની નારી,
> વરાવવા જાય શિશુ શૃંગારી.
> સાહેબ ને મકુમ સિન્ધુ તીર,
> ફરે ઘણાક ઉમદા અમીર,
> જાણે ઘણી ભુમિ પવિત્ર એવી,
> સ્વર્ગેથી આવ્યાં બહુ દેવ દેવી.
>
> [ સમુદ્રકોટી. ]
>
> ... ... ... ...
>
> વાદળાંના ગોટેગોટા જતા આવતા ન જાણ,
> મોટી જટાવાળાં તે ભુવાનાં ડોકાં ડોલે છે,
> દડા દિન જાણીને ઉજાણી આ ન જાણીશ તું.
> ખીર વડા બાકળાનો તે ઉતાર તોલે છે.
> ચમકીશ નહિ નથી વીજળીનો ચમકાર,
> મહિષને મારવાને ખટક તે બોલે છે,
> ગાજતો નથી ગગન ઘન દલપતરામ,
> ઑબે ઑબે ઑબે ઑબે ડાકલું તે બોલે છે.
>
> [ મેઘરાયની ચઢાઈ. ]

આવી આવી પંક્તિઓ સંભારીને અમને હસવું જ આવતું.

૫ **સરસ્વતીચન્દ્ર.** પદ્યમાં જેમ નવી દિશા 'કુસુમમાળા' એ ઉઘાડી, તેમ ગદ્યમાં 'સરસ્વતીચન્દ્રે' નવી જ કલ્પનાનું જગત્ અમારી આગળ ઊભું કર્યું. કુસુમમાળા કરતાં પણ સરસ્વતીચન્દ્રે ગૂજરાતી વાચકોનું વિશેષ ધ્યાન ખેંચ્યુ—કારણ કે એક તો એ નવલકથા એટલે સર્વભોગ્ય; અને બીજું—હિન્દુ સંસારના કેટલાક મહાપ્રશ્નોની એમાં ચર્ચા; ગોવર્ધનભાઇનુ નિરીક્ષણ ઊંડું, વિચાર પણ ગંભીર—પણ સૌને માથે આ એક બાબત કે કૉલેજના વિદ્યાર્થીઓ સરસ્વતીચન્દ્રના પાત્રમાં પોતાનું પ્રતિબિમ્બ જુવે, અને ગૂજરાતમાં હજી ઘણી કુમુદ ઉત્પન્ન થએલી નહિ તો પણ એમને જીવનસહચરી કુમુદ જેવી જોઇએ! આ સમય પહેલાંની અમારી પરિચિત નવલકથાઓ માત્ર 'કરણઘેલો' અને 'વનરાજ-ચાવડો.' આ બંને રાજપૂત ગૂજરાતનાં સારાં ચિત્રો છે, અને તેમાં પણ 'કરણઘેલા'ની

કીર્તિ ગયા જમાનાના ગૂજરાતી સાહિત્યના એક ઉત્તમ નમૂના રૂપે જલદી લુપ્ત થાય એવી નથી. બાગલાણની સીમમાં શ્રાવણ માસ અને દેવદેવીની મુગ્ધકામાવસ્થાનાં વર્ણન કોણ ભૂલી શકશે? તથાપિ 'કરણઘેલો' અને 'સરસ્વતીચન્દ્ર' એ બેના જમાના જ જુદા, એમનાં વાતાવરણ જ જુદાં. 'સરસ્વતીચન્દ્ર'માં 'રાત્રિસંસાર—જવનિકાનું છેદન અને વિશુદ્ધિનું શોધન' (ભાગ ૧ પ્રકરણ ૧૯)—એવું પ્રકરણ ગૂજરાતી ભાષામાં વાચકે કદી પૂર્વે જોયું નહોતું. અને ઉપર કહ્યું તેમ, આપણા આર્યસંસારના સંક્રાન્તિકાળમાં તત્ત્વબોધક અને મર્મભેદક એવાં ઘણાં નવાં દૃષ્ટિબિન્દુઓ તથા હૃદયના ઘણા ઊંડા અનુભવો રજુ થએલા જોવામાં આવ્યા. અમારાથી સહજ આગળના એક વિદ્વાન મિત્રે અમદાવાદમાં પ્રસિદ્ધ થતા 'ગૂજરાત ગેઝેટ' નામના પત્રમાં સરસ્વતીચન્દ્રનું અવલોકન લખ્યું—તેમાં એ પુસ્તકની ખામીઓ દર્શાવતાં વાપરેલાં એક બે વચનો અત્યારે યાદ આવે છે, 'Kumud is a creature of Romance'—અને સરસ્વતીચન્દ્ર 'a philosophic vagabond'! મને લાગે છે કે આ અવલોકનથી સરસ્વતીચન્દ્ર ઉપરનો અમારો પ્રેમ જરા પણ કમી થયો નહિ. કુમુદના પાત્રની જે ખામી એ અવલોકનકારે બતાવી—તે જ અમારી દૃષ્ટિએ એનો ગુણ હતો, કારણ કે સંક્રાન્તિયુગ વાસ્તવ સ્થિતિ કરતાં ભાવનાને વધારે પસંદ કરે છે—ભાવના જ એના જીવનનું 'dynamic force'—સંક્રાન્તિ કરાવનાર ચાલક બળ હોય છે. સરસ્વતીચન્દ્ર એક 'tragic character' કરુણરસનું પાત્ર છે: વાસ્તવ જગતમાં એ અસ્થાને છે, અને એની અને જગતની વચ્ચે શાશ્વત વિસંવાદ રહ્યો હોત, તો સરસ્વતીચન્દ્રની એક ઉત્તમ 'tragedy' બનત; અથવા તો એ વિસંવાદમાંથી, એણે જગતને વશ કરીને અર્થાત્ પોતાની ભાવનાને અનુરૂપ કરીને, સંવાદ ઊપજાવ્યો હોત, તો સરસ્વતીચન્દ્ર એક ભવ્ય (grand) પાત્ર બનત. પ્રથમ ભાગ પ્રસિદ્ધ થયો ત્યાં સુધી આ બેમાંથી એ કયું વલણ લેશે એ નિશ્ચિત નહોતું—અને તેથી, પરિણામે જે વિરસતા ઉત્પન્ન થઈ છે તે ત્યાં સુધી ન હતી: માત્ર એ વિરસતામાં મને અત્યારે માત્ર એક જ બોધ સમાએલો દીસે છે, અને તે એ કે પુરુષ કરતાં સ્ત્રીને પ્રભુએ ઊંચા તત્ત્વમાંથી ઘડી છે—સરસ્વતીચન્દ્ર તે કુમુદ નહિ જ: આ મર્ત્ય જીવનમાં દિવ્ય લોકનું દર્શન કરાવનારી—દિવ્યતાની પ્રત્યક્ષ મૂર્તિ—તે સ્ત્રી જ છે; સ્ત્રી જ એની દિવ્યતા છેક સુધી સાચવી શકે છે; વ્યવહાર માટે ઘડાએલો પુરુષ જીવ ઉત્તમ સંસ્કાર છતાં વ્યવહારની ઐહિકતામાંથી નીકળી શકતો નથી એ સરસ્વતીચન્દ્રના પાત્રનો ચોથા ભાગને-અન્તે ફલિત થતો—બોધ છે. પણ આ લેખના વિષયમાં આ વિષયાન્તર થાય છે.

૬. પ્રિયંવદા—સુદર્શન: અમારા સમયના ધર્મ ગૃહ અને સમાજ સંબન્ધી વિચારોનું સ્વરૂપ રા. મણિલાલનાં આ બે પત્રોની ફાઇલ ફેરવ્યા સિવાય જાણવું અશક્ય છે. રા. મણિલાલને જેઓ 'સુધારા'ના વિરોધી તરીકે માને છે તેઓએ ગૂજરાતના આ મહાન ચિન્તકને અન્યાય કરે છે. 'સુધારો' એટલે જનસમાજના અમુક રિવાજ ખોટા છે માટે તે કાઢીને તેને બદલે અમુક સારા રિવાજ દાખલ કરવા એટલું જ હોય, અને સારા-ખોટાનું ધોરણ પણ સ્થૂલદૃષ્ટિએ ઉપાડી લેવાનું હોય તો બેશક મણિલાલ 'સુધારા'ના વિરોધી હતા. બાકી,

ઊંડા અર્થમાં તો મણિલાલે સુધારાને સેવા જ કરી છે. સંસારમાં સ્ત્રીનું શું સ્થાન છે, એ સ્થાનનું ગૌરવ શું છે, આર્યસંસારમાંથી એ અત્યારે લુપ્ત થયું છે તો તે ફરીથી કેમ પ્રાપ્ત કરવું—ઇત્યાદિ સ્ત્રીને લગતા સુધારાના વિચાર કરવા માટે ગૂજરાતમાં પ્રથમ સોપાનીયું સ્થપાયું તે 'પ્રિયંવદા', અને તે આ જ અરસામાં. સ્ત્રી-અને પુરુષ તે એક બીજાની પુનરાવૃત્તિ નથી પણ પૂર્ણતા છે—એમ પ્રતિપાદન કરનાર ઑગસ્ટ કૉમ્ત અને ટેનિસન બલ્કે અત્યારે જોઇએ છીએ તે પ્રમાણે આપણા પ્રો. કર્વે જેવા—પણ જો સુધારાના વિરોધી નથી, તો મણિલાલને શા માટે વિરોધી ગણવા જોઇએ એ સમજાતું નથી. શું એ વિધવાવિવાહની વિરુદ્ધ હતા એટલા જ માટે? બેશક, 'સુધારા'નો પ્રોગ્રામ-બધા સુધારકોનો એકસરખો જ ન હોય એ સ્વાભાવિક છે; સ્ત્રીની કેળવણીના હિમાયતી પણ બધા એકસરખી જ કેળવણી ઇષ્ટ ગણે એ બનવા જોગ નથી. આવી સ્થિતિમાં, અમુક રિવાજ સ્વીકારે તે સુધારક અને ન સ્વીકારે તે નહિ, અમુક કેળવણીની પદ્ધતિ પસંદ કરે તે સુધારક અને ન પસંદ કરે તે નહિ—એવી સંકુચિત વૃત્તિ ધારણ કરવી વાજબી નથી. રા. મણિલાલે સુધારાનું તત્ત્વજ્ઞાન ઉત્પન્ન કર્યું; એ તત્ત્વજ્ઞાનના પ્રકાશમાં સુધારકોના સુધારાનો પ્રોગ્રામ તપાસ્યો. સુધારકો સામાન્ય લોકની ગતાનુગતિકતા નિન્દે છે, પણ વસ્તુતઃ તેઓ પોતે થોડા ગતાનુગતિક નથી એ બતાવ્યું: અને સૌને—'પ્રાચીનો'ને તેમ જ 'નવીનો'ને—ગતાનુગતિકતા છોડી વિચાર કરતા કર્યા. 'પ્રિયંવદા'માં સ્ત્રીના સુધારાનો વિચાર હતો તે વિસ્તાર પામતાં, 'સુદર્શન'નો જન્મ થયો સુદર્શનમાં ધર્મ અને ધર્મનું તત્ત્વજ્ઞાન પ્રધાનતા ભોગવે છે. એમાં એક અંશે પ્રાર્થનાસમાજના ધર્મ અને તત્ત્વજ્ઞાનનું ખંડન છે, તો બીજે અંશે જૂના સંપ્રદાયોને પણ એમાં થોડા ખમેર્યા નથી ટૂંકામાં, પશ્ચિમની કેળવણીની અસરથી આપણા જનસમાજમાં પ્રાચીન તરફ જે અનાદર ઊપજ્યો હતો તે દૂર કરી—કાલિદાસે ઉપદેશેલી '**પુરાણમિત્યેવ ન સાધુ સર્વં નવીનમિત્યેવ ન ચાનવદ્યમ્**' એ વૃત્તિ ઉત્પન્ન કરી. ટૂંકામાં—અમને વિચાર કરતા મણિલાલે કર્યા.

આ પ્રસંગે પ્રસંગોપાત્ત એક વાત કહેવાનું મને મન થાય છે. આપણાં માસિકો અનિયમિત બહાર પડે છે તે માટે ઘણેક સ્થળે ટીકા કરવામાં આવે છે. પણ મણિલાલના પ્રભુતના સુદર્શન સિવાય કોઈ પણ પત્રને નિયમિત રહેવાનો અધિકાર પ્રાપ્ત થયો છે કે કેમ એની મને શંકા છે. એ સમયમાં પ્રતિમાસ સુદર્શન માટે વાચક તરફથી જેવી ઉત્કંઠવૃત્તિથી વાટ જોવાતી તેવી અત્યારે કોઈ પણ ગૂજરાતી માસિકની જોવાય છે? મણિલાલની ગદ્યશૈલીની મોહકતા અત્યારે ક્યાં છે?

૭. કૉન્ગ્રેસ—અત્યાર સુધી મેં જે જે કેળવણીનાં તત્ત્વનુ વર્ણન કર્યું તે અંગત કે પ્રાન્તિક હતાં; પણ આ જ સમયે દેશ ઉપર એક અદ્ભુત ચૈતન્ય પ્રસારવા માંડયું હતું—જેની અસર આખા હિન્દુસ્થાન ઉપર સમાન થઈ છે. હું કૉન્ગ્રેસને એક રાજકીય હિલચાલ રૂપે નથી સમજતો; એમાં હું દેશનુ નવું ચૈતન્ય મૂર્તિમન્ત થએલું જોઉછું. પ્રતિવર્ષ એક લાખ રૂપીઆના ખર્ચથી આજ લગભગ બત્રીસ વર્ષથી જે મહાયજ્ઞ થયાં કરે છે એમાં ખરું

જોતાં સરકારના રાજ્યવહીવટ ઉપર થતી ટીકાનું મહત્ત્વ નથી, પણ જે ચૈતન્યની એમાં સ્ફૂર્તિ છે તે જ ખરા આદરને પાત્ર છે.—વિદ્યાર્થિકાળમાં કૉન્ગ્રેસ માટે અમને આટલી ઊંડી સમજણ નહોતી, તથાપિ એમાં એક વસ્તુ અમે જોતા તે એ કે અંગ્રેજી ભણ્યાની કૃતાર્થતા સ્વદેશસેવામાં છે. ૧૯૦૫ ની 'સ્વદેશી' હિલચાલથી હર્ષઘેલા થઈ જેઓ એમ સમજે છે કે તે જ કાળથી હિન્દુસ્થાનના ઇતિહાસનું વર્ષ ૧. શરૂ થયું, તેઓને કૉન્ગ્રેસની શરૂઆતનાં વર્ષોમાં અમારા હૃદયમાં પ્રેરેલા આનન્દનો ખ્યાલ નથી, તેમ જ કૉન્ગ્રેસે રચેલી પીઠિકા ઉપર જ 'સ્વદેશી' હિલચાલ કાર્ય કરે છે વાત તેઓ ભૂલી જાય છે.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

# "સ્મરણસંહિતા."

'નૂપુરઝંકાર' નામનો કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ થયા પછી હાલમાં રા. રા. નરસિંહરાવ ભોળાનાથ તરફથી એક નવું કાવ્ય બહાર પડ્યું છે, અને તે પુસ્તકના આરંભમાં પ્રો. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવને હાથે જે 'ઉપોદ્‌ઘાત' લખવામાં આવ્યો છે તેમાં એ કાવ્યનું ટૂંકું પણ સમર્થ અવલોકન કરવામાં આવ્યું છે. રા નરસિંહરાવનું આ કાવ્ય કેવા પ્રકારનું છે, એ પ્રકારના કાવ્યમાં ક્યાં ક્યાં તત્ત્વો હોવાં જોઇએ, અને તે તત્ત્વો આ કાવ્યમાં કેટલે અંશે જોવામાં આવે છે તે પ્રો. આનન્દશંકરે પોતાના 'ઉપોદ્‌ઘાત' માં બતાવ્યું છે, અને એ ચર્ચાને અંગે પશ્ચિમના એ પ્રકારના કાવ્યસાહિત્યનુ પણ અતિ સંક્ષિપ્ત અવલોકન કરીને એડમંડ ગૉસના આપેલા લક્ષણની કસોટીથી એ કાવ્ય એમણે તપાસ્યુ છે. 'સ્મરણસંહિતા' નું કાવ્ય વાંચવાને જેઓ પ્રેરાશે તેઓ પ્રો. આનન્દશંકરનુ એ અવલોકન પણ વાંચશે, અને કાવ્યનો રસ ઝીલવાને વધારે સમર્થ થશે. એવું સામર્થ્ય બક્ષવાના ઉચ્ચાભિલાપથી આ લેખ લખવામાં આવ્યો નથી, પણ જેમણે એ પુસ્તક હાથમાં ન લીધું હોય તેમનું એ તરફ ખાસ લક્ષ દોરવું એટલો જ આ લઘુ લેખનો ઉદ્દેશ છે.

સ્વ. નલિનકાન્ત, જેમનું નામ સાહિત્યક્ષેત્રમાં અપરિચિત નથી, તેમના અકાળ મૃત્યુથી કવિના વત્સલ હૃદયમાં જે લાગણી થયેલી તેનાથી આ કાવ્યનો ઉદ્‌ભવ થયો છે. હૃદયની લાગણી વિના સાચી કવિતાનો ઉદ્‌ભવ કદી થતો નથી. અન્તરની ઊર્મિ વિનાના ઉદ્‌ગારોમાં અન્યને આકર્ષવાનું સામર્થ્ય કદી હોતું નથી; હૃદય કોમળ બન્યા વિના હૃદયના ઉભરા કદી સંભવતા નથી. આત્માને ઉછાળે એવા અનુભવો બહારની કે અન્તરની સૃષ્ટિમાં મળ્યા વગર કાવ્યતારૂપે આત્માનો આવિર્ભાવ કદી થતો નથી;—આ નિયમ હરેક પ્રકારની કાવ્યરચનાને લાગુ પડે છે. રા. નરસિંહરાવે જે પ્રકારની રચના રચી છે તે પ્રકાર પણ આ નિયમને જ વશ છે. મૃત્યુના કરુણ પ્રસંગથી જેના હૃદયમાં કંઇ પણ ક્ષોભ થયો નથી તે કદી એ નિ-

ગયો છે ( અને એવાં સ્થળે ઘણાં થોડાં જ છે ) ત્યાં કંઇક રસક્ષતિ પણ થઈ હોય એવું આ લેખકને જણાયું છે. ઉદાહરણ તરીકે,

" અન્ય મત, મુજ મન કહે,
ઉપપત્તિ કેરી વિરુદ્ધ છે."

—એવાં વચનો લાગણીના પ્રદેશથી વેગળાં ગયલાં હોવાથી કંઈક શુષ્ક બની જાય છે, હૃદય પર જોઇએ તેવી અસર કરી શકતાં નથી. એની જ સાથે એની આગળની કેટલીક પંક્તિઓ સરખાવોઃ—

" રૂપ ભૌતિક લુપ્ત તુજ,
રૂપ કે'તું હવે હશે ?
ભેટતાં પરલોકમાં,
અન્યોન્ય ઓળખ કંઇ થશે ? ૧

દેહના અસ્તિત્વ પર,
તુજ સ્મરણ શું ટકશે ?
દેહ થાતાં લુપ્ત શું,
તુજ સ્મરણ પણ લુપ્ત જ થશે ? ૨

ઓ ! બચાવો કોઈ એ,
લીન વિસ્મૃતિમાર્ગથીઃ
દૃષ્ટિપથથી દૂરને,
નવ વીસરૂં,—એ દ્યો સ્થિતિ. " ૩

આ એક ઉદાહરણ આ કાવ્યમાં કેવા પ્રકારનું તત્ત્વચિંતન કરવામાં આવ્યું છે તેનો કંઇક ઝાંખો ઝાંપો પણ ખ્યાલ વાંચકને આપી શકશે. એ તત્ત્વચિંતનને અંગે કવિએ જે સિદ્ધાન્તો પ્રકટ કરેલા છે તેમાંના કેટલાક કવિના પોતાના શબ્દોમાં ઉતારવાની લાલચને હું આ સ્થળે રોકી શકતો નથીઃ—

ખંડ ૧ લો.

જે સત્ય ગૂઢ જ સોધવા,
નરી મથિયે જે હમે,
તે અલૌકિક જ્યોતિમા,
પ્રત્યક્ષ જોતા તું હવેઃ ૧૩

શોક શિદ કરનો પછી,
પુત્ર ! તુજ અવસાનનો ?
ધન્ય બની તુ ભોગવે,
આનન્દ અમૃતસ્થાનનો." ૬૪

ખંડ ૨ જો

"કટુ ઔષધ મ્હેં પીધા,
દેહહિતકાજે ઘણાં;
મુખ બગાડયુ ના જરી,
પાળ્યા વચન વૈદ્યો તણા. ૩૦

પરમ વૈદ્યે આપિયુ
આત્મહિતને કાજ જે,
કેમ સ્થિર રહી ના પીઉં,
કટુભાસી ઔષધ આજ એ ? ૩૧

રોગ શાન્તિ સધાનના,
આત્મતત્ત્વને પોષવા,
પાયુ ઔષધ પીવુ તે,
મુજ વૈદ્યને દઉં દોષ કાં ?" ૩૨

ખંડ ૩ જો

"ઈશ્વરેચ્છા બલવતી,
શરણુ થાવુ તે તણે,–
મ્લાન વચનો બોધના,
શાણા જનો મુજને ભણે ૧

બોધ એ નવ ઉર વસે,
તત્ત્વ બીજું જાણું હું,
તારણપદ લાચારીનુ,
તે ગુણરૂપે ન વખાણું હું ૨

ઈશ-ઇચ્છા મગમા
બેઠું ઇચ્છા માહરી,
બે પ્રવાહો એકદા
થાતા [illegible] । છે ખરી, ૩

ઈશની ઇચ્છા તણા,
સ્વરની સંગે મેળવું
મ્હારી ઇચ્છાના સ્વરો,
સંગીત એ તો અવનવું. ૪

* * *

યંત્ર આ બ્રહ્માણ્ડનો
ગૂઢ નિયમે ચાલતો,
એક લક્ષ્યસ્થળ ભણી
જાતો વિમાસે મ્હાલતો ૭

. . ..... . ...

ગૂઢ છે કંઈ યોજના
ભવ્ય એ સંગીતની,
એક યોજક દિવ્ય તે
સંગીતનાયક રૂહે બની, ૧૪

મન્દ માનવી કોણ હું
દિવ્ય એ સંગીતમાં
દોષ કયમ કાઢી સકું?
કયમ ભંગ કરું સ્વરરીતમાં? ૧૫

* * *

સ્નેહ, પ્રેમ, ઉદારતા—
મધુર સ્વર જે'મા બને,
ક્ષમા મેળ ધડતું તુજ
જીવનતણું સંગીત એ ૧૮

મૂક શું એ થઇ જશે,
મૃત્યુના આઘાતથી?
મધુરતા પડઘા રહે?
શ્રોતા શું ગીતતણા નથી? ૧૯
ગીત એ નથી નિરર્થિયું,
વ્યર્થ નથી સ્વરયોગ એ,
અધિક ઉત્કમ પામતું
સંગીતનાયક તે સુણે ૨૦

મર્ત્ય જીવન તો તે ખરે
માત્ર પૂર્વાલાપ છે;
પૂર્ણ ગીતસમૃદ્ધિ તો,
પરકાલસંગીતે વસે. ૨૬

* * *

મૃત્યુ નવ પૂરૂં કરે
જીવતું જીવ અહિં;
અધિક અધિક વિકાસની
છે ભૂમિ અન્ય; જતું તહિં. ૨૭

* * *

પૂર્ણ થંઈ તુજ બાળનો
અહિં આત્મવિકાસ, જો !
અધિક ઉત્ક્રાન્તિ થવા
તાતે લીધો નિજ પાસ, જો ! ૩૯

છે સમીપ સદાય એ,
દેખજો ને સ્પર્શજો;
પ્રેમસંભાષણ કરી,
ધરજો અલૌકિક હર્ષ જો ! ૪૦

અધિક એથી શું તમો,
માગશો આ જીવને ?
પામ્ય ભૌતિક રૂપમાં
પાછો શું એ માનવ બને ? ૪૧

તજી દિવ્ય સ્વરૂપને
નિન્દ્ય સ્થૂલ ધરે ફરી,–
ઇચ્છશો શું સ્વાર્થથી
એ અધમગતિ પ્રિયજન તણી ? ૪૨

* * *

મૃત્યુ કરું સ્વરૂપ જો
સાચું માનવ પીછરી
દ્વાર નવજીવનતણું,
જાણી નિરન્તર રીઝરી; ૪૩

........................

અનન્ત આ જીવનસિન્ધુ મધ્ય
મૂર્ત્યું બને બુદ્બુદ, તેહ સદ્ય
જાએ ફૂટી જો ! કંઇ વારવારે,
ને સિન્ધુ તો વહીં રહે અવિરામ ધારે. ૧

* * *

તાત-અંકે તું વસ્યો,
તદપિ મુજને પદપદે
તું હવે, પ્રત્યક્ષ છે,
નથીં નષ્ટ તું,-મુજ ઉર વદે, ૫૮

ને સદા અમ-આત્મમા
પૂર્ણ ઓતપ્રોત તું
સૂક્ષ્મરૂપે થિર વસી
પ્રગટાવ્ય પ્રેમજ્યોત તું." ૫૯

રા. નરસિંહરાવના વિચાર કે વાણીમાં બુદ્ધિને અગમ્ય એવું તત્ત્વ, જે કેટલાક કવિઓમાં ઘણું આગળ પડતું હોય છે અને જે કેટલાક વાંચકોને પણ ઘણું રુચિકર લાગતું જણાય છે, તે બીલકુલ જોવામા આવતું નથી. એમની કવિતામાં સંસ્કૃત શબ્દો ઘણા આવે છે એ ખરૂ, અને સંસ્કૃત ભાષાનો જેમને પરિચય ન હોય તેમને પોતાના ભાષાજ્ઞાનની ખામીને લીધે અર્થગ્રહણમા કંઇક મુશ્કેલી જણાય એ પણ સંભવિત છે, પરન્તુ શબ્દોના અર્થ સમજાયા છતા પણ અમુક પ્રકારની દુર્બોધતા અન્યત્ર આપણા જોવામાં આવે છે તે એમની રચનાઓમાં લેશ પણ હોતી નથી. એમના વિચારો આપણને સમત હોય કે ન હોય, એ વિચારોમાં આપણને રમ્યતા જણાય કે ન જણાય, પણ એ વિચારો યથોચિત વાણીમાં મૂકાયા હોય છે અને તે વાણી કવિના હૃદયનુ યથાર્થ પ્રતિબિંબ પાડે છે એટલું તો આપણે સ્પષ્ટ જોઈ શકીએ છિયે. ઉપર ટાંકવામાં આવેલી પંક્તિઓ જે સિદ્ધાન્તોને પ્રકટ કરે છે તે ઘણા પ્રૌઢ વિષયને લગતા છે અને 'સમાનદુઃખવાળાં અન્ય મનુજ બન્ધુભગિનીઓને' આશ્વાસન આપવાનું અદ્ભુત સામર્થ્ય ધરાવે છે તેથીજ એના રમણીય સ્થાનક ઉપરથી છૂટા પાડવાનું જોખમ વ્હોરી લઈ ને પણ આ લેખકે એ સિદ્ધાન્તો ને આ સ્થળે કવિના પોતાના શબ્દોમાં પ્રકટ કર્યા છે. એ સિદ્ધાન્તોની સંક્ષિપ્ત નોંધ પ્રો. આનન્દશંકરે પોતાના ઉપોદ્ઘાતમાં લીધેલી છે, અને તે ખાસ વાંચવા જેવી છે. એ નોધ આ સ્થળે ફરીથી લેવાની જરૂર જણાતી નથી. અત્રે તો હું એટલુંજ કહીશ કે આ કાવ્યમાં જે તત્ત્વચિંતન છે તે ફિલસુફનું તત્ત્વચિંતન નથી, પણ કવિનું તત્ત્વચિંતન છે, એ તત્ત્વચિંતન કવિના અન્તરમાંથી નીકળેલું છે, કવિના હૃદયના રંગથી રંગાયલું છે, કવિની લાગણીઓ સાથે ભળેલું છે, કવિનાં સ્નેહભર્યાં સ્મરણોની સાથે સંકળાયલું છે, તેથી તે કવિતાને શુષ્ક બના-

વર્ડું નથી, પણ તેના રસમાં અભિવૃદ્ધિ કરે છે. એ તત્ત્વચિંતન કવિતાના કરુણરસને પોષે છે, અને કવિહૃદયની સાથે વાંચકહૃદયને પણ પરમાત્મા તરફ વાળીને અચ્છો ભક્તિરસ ઝમાવે છે!

રા. નરસિંહરાવનો કુદરત તરફનો પ્રેમ જાણીતો છે. એ પ્રેમને લીધે કુદરતના કેટલાક સુન્દર દેખાવોનું રસભર્યું વર્ણન આ તત્ત્વચિંતનના કાવ્યમાં પણ એમને હાથે દાખલ થયું છે. જેમ ખંડહરિગીત એ છન્દ આ કાવ્યમાં પ્રધાનપણું ભોગવતો હોવા છતાં સ્થળે સ્થળે બીજા છન્દો પણ દાખલ થઈને કાવ્યમાં વૈવિધ્ય આણે છે તેમ તત્ત્વચિંતન આ કાવ્યમાં સૌથી આગળ પડતું હોવા છતાં તેમાં કુદરતનાં વર્ણનો વગેરે બીજાં તત્ત્વો પણ ભળે છે અને આખી રચનાને રસમય બનાવી મૂકે છે. ઉદાહરણ તરીકે, કંઈક આશ્ચર્ય સાથે આપણે જોઈએ છીએ કે આ ચિંતનાત્મક કાવ્યની પ્હેલી જ પંક્તિઓ કુદરત વિષેની છે. સમુદ્રના હૃદય ઉપર રહીને ઉલ્લાસથી ઉછળતા અને ઉજ્જ્વલ હાસ્ય કરતા અણગણ્યા તરંગોના વર્ણનથી કવિએ પોતાના કાવ્યનો આરંભ કર્યો છેઃ—

"ઊછળી ઉલ્લાસથી
સિન્ધુ-ઉર પર રાજતા
હસે ઉજ્જ્વલ હાસથી
અણગણ તરંગો આજ આ," ૧

— એ સમુદ્ર અને તેના તરંગોનો કવિને ઘણો સારો પરિચય છે, એ તરંગોને એણે અનેક વાર ઉછળતા જોયા છે, એ તરંગોનું ઉજ્જ્વળ હાસ્ય એણે ઘણીએ વેળા નિહાળ્યું છે, એ તરંગોને એ પોતાના બન્ધુ જેવા જ ગણે છે, એ તરંગોના તરફ એનો નિરન્તર સમભાવ રહે છે, એ તરંગોને હસતા જોઈને એને પણ હમેશાં હસવુ આવે છે, છતાં એ તરંગોનું હાસ્ય આજે કવિના કોમળ હૃદયને પ્રફુલ્લિત કરવાને તદ્દન અસમર્થ નીવડે છે, આજે એ તરંગોની સાથે એનું હૃદય હસી શકતું નથી, આજે એ હૃદયમાં હાસ્યને માટે સ્થાન નથી, એટલું જ નહીં પણ એ હૃદય રડવાને અસમર્થ છે. વાણીમાં વર્ણવ્યો પણ ન જાય એવો કોઈ ઉંડો ભાર એ હૃદયને આજે સ્તબ્ધ બનાવી મૂકે છે. એ ભાર શેનો છે? આ જીવનના વિશાળ સિન્ધુમાંનો એક તરંગ, જે આજસુધી ઉલ્લાસથી ઉછળતો હતો, તે આજે એ સિન્ધુના ઉર ઉપર ઉછળતો જણાતો નથી! આ શોકનો ભાર કવિના હૃદયને ગુંગળાવી નાંખે છે, અને તેને રડવાને પણ અસમર્થ બનાવી દે છે. સુખેથી શબ્દ ઉચ્ચારવા પણ એને ગમતા નથી, છતાં એનું હૃદય એની મેળે પોતાનો ભાર હલકો કરવાનો માર્ગ લે છે, અને પરિણામે એ હૃદયના ઉદ્ગારો કવિતારૂપે પ્રકટ થાય છે. આ પ્રમાણે કવિની વ્યગ્ર મનોદશાનું આબેહૂબ નિરૂપણ આ પ્હેલી પંક્તિઓમાં કરાયલું છે.

એક ઉલ્લાસભર્યું હૃદય ઉછળતું બંધ થવાથી કાલમાં અને આજમાં જે અમાપ ભેદ પડી ગયો છે તેનો ગૂઢાર્થ કવિ શોધે છે, અને ભૂત અને વર્તમાન સ્થિતિ વચ્ચે પડી ગયલા મ્હોટા અન્તરને તોડી નાંખનારા ભવિષ્યને માટે સોત્કંઠ રહીને પૂછે છે કે—

કસોટીઁ નિત્યે અહિં ભક્તિકેરી
ચાલી રહી જગ વિશે દુખથી ભરેલી. ૨૪

કરેછ લોકક્ષય કાલ જેહ,
અલોક્યને સ્પર્શ કરે ન તેહ;
અલોક્ય આત્મા મુજ બાળનો જે,
તે દિવ્યધામ નવજીવનમાં વિરાજે. ૨૫

અને જો આ પ્રમાણે છે તો મૃત્યુ અને દુઃખ એ બેઉ ભલે આ જગતમાં હોય! ભલે ત્હમારા વડે પ્રભુ હમારી કસોટી કર્યાં કરે! મૃત્યુ જો પ્રભુએ મોકલ્યું હોય તો તે ભલે આવ્યું, કારણ કે તે નવજીવનનાં દ્વાર ઉઘાડે છે; દુઃખ જો પ્રભુએ મોકલ્યું હોય તો તે ભલે આવ્યુ, કારણ કે એ હૃદયને સ્થાયી બોધનું આપનારૂં છે. એ દુઃખ કાળે કરીને ઘસાશે, પણ એ દુઃખ જે સ્થાયી બોધની ઉંડી છાપ આપણા હૃદય ઉપર પાડે છે તે કદી ઘસાશે નહીં.

"એ મૃત્યુ! એ દુઃખ ભલે જ મ્હાલો!
આ વિશ્વમાં પૂર્ણ પ્રતાપ ધારો,
ત્હમે ખરાં બન્ધુ ગણી વધાવું,
દંષ્ટ્રા કરાલ નિરખી નહિં ખિન્ન થાઉં. ૨૬

ત્હમારી સીધી કંઈ વાદકોટિ
ન તર્કશાસ્ત્રો ઉતરી જ કો દી.
હજાર વાદો ન કરી સક્યા જે
તે એક તીક્ષ્ણ તમ શસ્ત્ર સમર્થ સાધે. ૨૭

ભલે મ્હને નિર્બલ માની નિન્દો,
કુતર્કચાળી નિજ બુદ્ધિ વન્દો;
દુ ખો ઘસાશે, પણ બોધ સ્થાયી
છાપે ઉરે સુદૃઢ છાપ, ન તે ઘસાય. ૨૮

એ બોધને ઘેલપણું ગણો કો,
મ્હને ન ચિન્તા મન આ ક્ષણે કો.
વધાવું એ નિર્બળતા જ મીઠી,
જે'મા રહી સુબલતા-દૃઢ ભક્તિ કેરી" ૨૯

કાવ્યને અન્તે પ્રો આનન્દશઙ્કરે ટીકા આપેલી છે તેમા કવિતાનો અર્થ સમજાવ્યો છે અને અંગ્રેજી તેમજ સંસ્કૃત સાહિત્યમાના ઉત્તમ ફકરાઓ પ્રસંગાનુસાર ટાકીને વાચનારને અધિક આનન્દ આપવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે વળી, આ પુસ્તકને સચિત્ર બનાવવામા આવ્યુ છે એ વાત પણ ખાસ લક્ષ ખેંચે એવી છે એ ચિત્રો સઘળા એકસરખા ખુબીદાર નથી, પણ આપણી ચિત્રકળા હજી પ્રાથમિક સ્થિતિમા છે અને ચિંતનાત્મક કાવ્યો ચિત્રકારની પીંછીને માટે અનુકૂળ સામગ્રી પૂરી પાડી શકે નહીં એ વાત સ્મરણમા રાખતા એ દિશામા જે ઉત્સાહભર્યો પ્રયત્ન કરવામા આવ્યો છે તે સ્તુતિપાત્ર છે એવુ આપણે કહી શકીશુ

ગ નરસિંહરાવનું 'નૂપુરઝંકાર' પ્રસિદ્ધ થયુ ત્યાર પછી એ કાવ્યસંગ્રહના નામ ઉપરથી કે તેની પ્રસ્તાવના ઉપરથી કે તેની અંદરના કાવ્યો ઉપરથી કે કોઈ બીજા કારણને લીધે કેટલાક વાચકોને એવો ભય ઉત્પન્ન થયો હતો કે હવે કવિતાદેવી રા નરસિંહરાવ પાસેથી વિદાય લેવાની તૈયારી કરે છે! આ નવુ કાવ્ય વાચ્યા પછી એ ભય અકારણ હતો એવુ તેઓને લાગશે કે નહીં તે હું કહી શકતો નથી, પણ મ્હને પોતાને તો આ સમર્થ કવિની કાવ્યગંગામા થોડો ઘણો પણ ઉત્તરોત્તર વિકાસ થતો જણાય છે એ અંગત અભિપ્રાય નોંધીને આ લઘુ લેખ હું સમાપ્ત કરૂ છુ

મોહનલાલ પાર્વતીશંકર દવે.

---

# મોન્ટેસોરી પદ્ધતિના સિદ્ધાન્ત.

"Her hope is the redemption of humanity, through education To maintain that hope is the true calling of every educator Here we have a lesson of encouragement, which may well bring cheer to many a teacher of human beings in a more advanced state of growth To those who are surrounded by counsel of pessimism and despair, and are learning gradually to acquiece in the total failure of a large proportion of their pupils to achieve any conquest of the understanding Madam Montessore s discovery should come as beacon of light For here it is conclusively proved that the love of learning for learning s sake is natural to the child, since the fact is observed among children whose activities are essentially free It is significant that Madam Montessorce finds in music and rhythmical motion and educational descipline of the highest value Rhythm means orderliness and in this all the actions of the montessoria children are rhythmical thus showing that it was no rhetorical metaphor that the ancient philoso-

તેને એટલે સુધી સ્વતંત્ર રાખવામાં આવે છે કે "બાળગૃહ" માં આપણી નિશાળોની માફક વખતપત્રક હોતું નથી પણ જે રમત કે કામ શિક્ષક પ્રથમ કરે છે તે બાળક જુવે છે, અને પછી તેને થાક લાગે છે ત્યાં સુધી તે કામ કર્યાં જાય છે. જો બાળક તેની રમત રમવામાં ભૂલ કરે છે તો શિક્ષક વચ્ચે માથુ મારીને સુધારતો નથી, પણ તે પાઠ અધુરો રહે ત્યાં સુધી તેને માથકુટ કરવા દેવામાં આવે છે, પણ તેની ભૂલ તેની ધ્યાન ઉપર લાવવામાં આવતી નથી. બીજે દિવસે તે પાઠ ફરીથી શરૂ કરવામાં આવે છે

મોન્ટેસોરી પદ્ધતિમાં 'શિક્ષક' શબ્દ આપખુદ સત્તા સૂચવે છે તેથી શિક્ષકને બદલે 'નિયામક' (Directress) શબ્દ વાપરવામાં આવે છે હાલની શિક્ષણી પદ્ધતિમા શિક્ષક બાળ કેળવણીમાં ઘણું માથું મારે છે તેથી તેનો યોગ્ય વિકાસ થતો નથી. બાળકને કામ કરવાનુ જ્યારે મન થાય છે ત્યારે તેને શાંત બેઠા રાખવામાં આવે છે; અને જ્યારે કામ કરાવવામાં આવે છે ત્યારે પણ બાળકની સ્વત ઇચ્છા અનુસાર તે હોતું નથી. અને તેથી તેના વ્યક્તિત્વના વિકાસમાં તે કામ મદદગાર થઈ પડતું નથી. બાળકને કંઈ જવાબ આપતા વાર લાગે છે તો તે ચાલાક નથી એમ ગણવામાં આવે છે, અથવા જે ભૂલો તે કરે છે તે શિક્ષકે અવશ્ય બતાવવી જોઇએ એવી સાધારણ માન્યતા છે, પણ મોન્ટેસોરી પદ્ધતિમા નિયામકને ફક્ત બાળકની ક્રિયાનું અવલોકન કરવાનુ છે. તેની માનસિક ક્રિયા કેવા પ્રકારની ચાલે છે અને તેથી તેના ચહેરા ઉપર કેવો આવિર્ભાવ થાય છે તેના ચિન્હો તે તપાસે છે. અને તે પ્રમાણે સૂચના આપે છે. આવા કામને માટે શારીરશાસ્ત્ર, બાળ મનો વિજ્ઞાન, સમભાવ, કલ્પનાશક્તિ અને કુશળતાની જરૂર પડે છે; તેથી કેટલાક શિક્ષકો કંટાળીને જતા રહે છે. બાળકને જવાબ આપતા વાર થાય છે તો તે ઉપરથી તે ઠોઠ છે એમ માનવાનું નથી, પણ તેના મગજમાં જે સંબંધ જોડવો જોઇએ તેની ક્રિયા થાય છે, તેથી તેને જવાબ આપતા વાર લાગે છે. શિક્ષકે તેથી ખામોશ રાખી તેને સુધારવાની ઉતાવળ કરવાની જરૂર નથી. ઘણા મનુષ્યોએ ન્યુટનના પહેલા ઝાડ ઉપરથી પડતું ફળ જોયુ હતું પણ તેની જ પ્રતિભા એના ઉપરથી ગુરુત્વાકર્ષણનો મહાન્ નિયમ શોધી કાઢી શકી અને તે વિશ્વના સર્વ પદાર્થોની લાગુ પાડવામાં ફતેહમંદ નીવડી શકી. તેવી જ રીતે 'સ્વતંત્રતા' એ મનુષ્ય જાતિને સ્વાભાવિક પ્રિય વસ્તુ છે અને તે તેના ઉદ્ધારનું ખરૂ સાધન છે એવી સમજ સર્વ માન્ય છે, તે છતાં મોન્ટેસોરીએ જ તેનો અમલ બાળ કેળવણીમાં નિડરપણે કર્યો છે. બાળકને તેની કેળવણીમાં છૂટથી સ્વતંત્રતા મળવી જોઇએ એવો નિશ્ચય તેની સ્વાભાવિક ચેષ્ટા ઉપરથી માલમ પડ્યો છેઃ તેથી સ્વતંત્રતાની હિમાયત તેનામાં જે સ્વતઃપ્રવૃતિ જોવામાં આવે છે તેને લીધે કરવામાં આવે છે. હવે બાળકની સ્વતઃપ્રવૃતિ શું છે તે જાણવાની જરૂર છે બાળક જન્મે છે ત્યારે તેની ઇન્દ્રિયો સ્તબ્ધ અવસ્થામાં હોય છે. જ્યારે બાહ્ય સંજોગોની અસર તેના ઉપર થાય છે ત્યારે તેના પ્રત્યુત્તર તરીકે તે ક્રિયા કરે છે, પણ મનુષ્ય બાળક અને પ્રાણીઓમાં એક મોટો ભેદ એ છે કે, પ્રાણીઓનું લગભગ બધું કામ પ્રેરણાને વશ હોય છે. એટલે તેમના જન્મની સાથે તેઓ અમુક રીતેજ વર્તે છે. બાહ્ય પરિસ્થિતિની જે અસર તેમના મગજ ઉપર થાય છે, તેનો જવાબ તેઓ નિશ્ચિત રીતે જ આપે છે. તેમા

કંઈ પણ ફેરફાર તેઓ કરી શકતા નથી. દા. મધમાખી તેમનો મધપુડો બનાવવામાં ઘણી કારીગીરી બતાવે છે, પણ તેમનું તે ચાતુર્ય તેમની જાતિની ઉત્પત્તિ થઈ, ત્યારથી, તે અત્યાર સુધી એક જ રીતની માલમ પડે છે, પણ મનુષ્ય બાળકમાં જો કે કેટલીક પ્રેરણાઓ છે પણ તેમાં ફેરફાર થઈ શકે છે, તેમ જ તેની ઘણી ક્રિયા બાળ અવસ્થામાં હેતપૂર્વક હોતી નથી. જો બાળકની બધી ક્રિયા પ્રાણીની માફક સહેતુક જ હોય તો તેની કેળવણીને માટે કંઈ પણ અવકાશ નથી. કેળવણીનો અર્થ જ એ છે કે તેની જે સ્વાભાવિક ક્રિયા છે તેમાં ફેરફાર થઈ શકવો જોઇએ, તેથી જ કુદરતે બીજા પ્રાણી કરતાં મનુષ્યના બચપણનો વખત લાંબો રાખ્યો છે. આ કારણને લીધે બાળક એ ઘણી ઉપયોગી બાબત છે, તે આપણે ભૂલી જવું જોઇએ નહિ. બાળકની જે સ્વાભાવિક ચેષ્ટા અહેતુપૂર્વક છે તેને સહેતુક કરવાની છે, એટલી જ નહિ પણ તેના જે અનિષ્ટ વળણ છે તેને દાબી દેવાની જરૂર છે અને તેને બદલે ઇષ્ટ વૃત્તિ કેળવવાની છે. બાળકની સ્વતઃવૃત્તિની બાબતમા બીજી ઉપયોગી વાત એ ધ્યાનમાં રાખવાની છે કે, જે યોગ્ય વખતે તેની સ્વતઃપ્રવૃત્તિ ખિલે છે તેજ વખતે તેને યોગ્ય સંજોગાની મદદથી કેળવવા જોઇએ, નહિ તો તે વૃત્તિ કસરતના અભાવે મંદ પડી જાય છે અને આખરે તદ્દન નિર્માલ્ય થઈ જાય છે+ બાળકની સ્વતઃપ્રવૃત્તિની આવી સ્થિતિને લીધે જ કિન્ડરગાર્ટન તેમ જ મોન્ટેસોરી શાળા ઉપયોગી થઈ પડી છે.

માનસશાસ્ત્રની દૃષ્ટિથી જેમ મોન્ટેસોરીનો સિદ્ધાંત સ્વતઃપ્રવૃત્તિ છે, તેમજ તેની કેળવણીની પદ્ધતિ શારીર શાસ્ત્ર ઉપર સ્થાપલી છે. કેળવણીની પદ્ધતિમા વિજ્ઞાનની શોધોને લીધે ઘણા ફેરફાર થયા છે, પણ હાલમાં વિદ્વાનોએ શારીરશાસ્ત્રની પદ્ધતિ સ્વીકારી છે. મન અને શરીરને ગાઢ સંબંધ છે એ સાધારણ બાબત છે પણ મનનો વિકાસ તંતુરચના ઉપર છે એ મતનો ઉપયોગ હજુ શિક્ષણ પદ્ધતિમાં ઘણો જ થોડો થયો છે, તેથી બાળકનું મગજ કેવું હોય છે તેનો થોડો વિચાર હવે આપણે કરીએ. પાકી ઉંમરના મનુષ્યના મગજમાં જેમ અમુક ચીલા પડેલા જોવામાં આવે છે, તેમ બાળકના મગજ કંઈ હોતું નથી. તેના મગજની તંતુ રચના સાદી હોય છે, એટલે બાળકના મનમાં જે ઊર્મિ અથવા સંસ્કાર ઉદ્ભવે છે તે તેનો તરત આવિર્ભાવ કરે છે; પણ તેનો તંતુ પ્રવાહ (nervous current) અમુક રસ્તામાં જવાને બદલે ગમે તે બાજુ ઉપર ફેલાઈ જાય છે, તેથી તેની ક્રિયા અવ્યવસ્થિત માલમ પડે છે. ધારતુ બાળક જ્યારે દિવો જુવે છે ત્યારે તે એકદમ તેને લેવાને

+ ઉત્તર હિંદુસ્તાનમાં કેટલાક બાળકોને વરૂઓ ખેંચી ગયા હતા તેના દાખલા મોજુદ છે. જ્યારે તે બાળકો વરૂની સોબતમાં ઉછરેલા શોધી કાઢવામા આવ્યા હતા, ત્યારે તેમને મોટી ઉંમરે પણ બોલતાં આવડતું નહોતું, તેમજ ટટાર ચાલવાનું ખાવાનુ વગેરે જે ક્રિયા બાળક મનુષ્ય સહવાસમા શિખે છે તેમાંનું કંઈ પણ તેમનામાં જોવામાં આવ્યુ નહોતું. ફક્ત તેની આત્મસંરક્ષણ અને બચાવની પ્રેરણાઓ જ ખિલી હતી. તેમને કેળવવાનું કામ એટલું તો કઠણ હતું કે, ઉભા રહેતા શિખવવાના કામને લગભગ એક વરસ જેટલો વખત લાગ્યો હતો.

પ્રયત્ન કરે છે, પણ દિવો કેટલો દૂર છે, તથા તેને ઝાલવાથી તેને શું અસર થશે, તેનો કંઈ ખ્યાલ તેના મગજમાં હોતો નથી. જો તેને કંઈ વસ્તુ આપણે હાથમાં આપીએ છીએ તો તે પકડી શકતું નથી; તેનું કારણ તંતુ રચના અવ્યવસ્થિત સ્થિતિમાં તે જ છે. આવી રીતે નાના બાળકની દરેક ક્રિયા તેની તંતુ રચના નહિ કેળવાયલી હોવાથી અચોક્સ અને અહેતુક હોય છે. જેમ તેને અનુભવ થતો જાય છે, તેમ તેની તંતુ રચના વ્યવસ્થિત થાય છે, અને તેનું કામ ચોકસ જોવામાં આવે છે. તંતુરચના સારી રીતે કેવી રીતે કેળવાય તેને માટે મોન્ટેસોરીનો એવો નિશ્ચય છે કે, હાથની કેળવણીને અને તંતુરચનાને નિકટનો સંબંધ છે. જો હાથને સારી રીતે કેળવેલો હોય છે તો મગજ પણ સારૂં કામ કરી શકે છે, તેથી હાથના સ્નાયુને કેળવવાની ઘણી જરૂર છે. બાળકના મગજની સ્થિતિ કેવા પ્રકારની છે તે જાણવાનો સારો ઉપાય એ છે કે તેની હસ્ત કુશળતા કેવી છે તેનું અવલોકન કરવું જોઈએ જે બાળકનું મગજ નિર્બળ હોય છે તે વસ્તુઓ બરાબર ઝાલી શકતાં નથી, તેઓ નકામી ચેષ્ટા જેવી કે—હાથ હલાવવાની અથવા જ્યારે કોઈ ચીજ પકડે છે ત્યારે હાથની થોડી મુઠ્ઠી વાળવાની કરે છે. બાળકનામાં કામની આવી જે ખામી જોવામાં આવે છે, તે તેના સ્નાયુની નથી, પણ તંતુ રચનાની છે. કેટલીક વખત જોઇતું તંતુ બળ (nervous energy) પ્રોત્સાહનના પ્રત્યુત્તર તરીકે તેઓ વાપરી શકતા નથી, અને જ્યારે વાપરે છે, ત્યારે તેમનું મગજ થોડું કેળવાયલું હોવાથી, તેઓ નિશ્ચિત તંતુ માર્ગમાં તંતુ બળને મોકલી શકતા નથી, પણ બીજા તંતુ માર્ગ ઉપર ફેલાઈ જવાથી ધારેલી ક્રિયા થઈ શકતી નથી, તેથી તંતુરચનાને વ્યવસ્થિત કરવાને માટે હાથને કેળવવાની જરૂર છે.

તંતુરચનાને કેળવવાને માટે બીજું કારણ એ છે કે, હાથના અને બોલવાના તંતુચક્ર (nervous centres) એક બીજા સાથે જોડાયલા છે. જે માણસોને જમણે હાથે લખવાની ટેવ હોય છે તેમના બોલવાની તંતુચક્ર મગજની ડાબી બાજુએ હોય છે, અને તંતુચક્રના કામમાં હાથ હોય છે. એક વખત એક બાળકને ડાબે હાથે લખવાની ટેવ પડી હતી. તે વાત તેના શિક્ષકને પસંદ નહિ પડવાથી તેને જમણે હાથ લખવાનું શિખવવા માંડ્યું પરિણામ એ આવ્યું કે તે તોતડું બોલવા લાગ્યો. કારણ કે તે બાળક ડાબે હાથે લખતું હતું તેથી તેના મગજની જમણી બાજુના તંતુચક્ર કેળવાયલા એટલે વ્યવસ્થિત (organised) હતાં અને તેની સાથે બોલવાના તંતુચક્ર પણ જોડાયલા હતા. તેથી તેના શિક્ષકે જ્યારે જમણે હાથ લખવાનું શિખવવા માડ્યું ત્યારે મગજની ડાબી બાજુના તંતુચક્ર વ્યવસ્થિત નહિ હોવાથી બોલવાનું કામ બરાબર થઈ શક્યું નહિ. આવી રીતે બુદ્ધિ શક્તિને અને હાથની કેળવણીને સંબંધ છે આ નિશ્ચય ફક્ત કલ્પનાથી કરવામાં આવ્યો નથી, પણ તેના પ્રયોગ કરવામાં આવ્યા છે, તે ઉપરથી એવું સિદ્ધ કર્યું છે કે જે બાળકોના સ્નાયુ જલદીથી કામ કરી શકે છે, તેમ તેનો બુદ્ધિવિકાસ વિશેષ હોય છે, પણ જે બાળકના હાથની કુશળતા ધીમી હોય છે, તેઓની બુદ્ધિ મંદ હોય છે, અને તેમનામાં ચાલાકી જોવામાં આવતી નથી. જે બાળકો ભણવામાં ચપળ હોય છે તેઓ તેમનો કાબુ સ્નાયુ ઉપર તરત રાખી શકે છે. જંગલી મનુષ્યના પગનું બળ વિશેષ હોય છે પણ સુધરેલા મનુષ્યના હાથની શક્તિ વધારે

હોય છે તેવી જ રીતે જે માણસોને મગજનું કામ વિશેષ કરવાનું હોય છે તેમના સ્નાયુ વધારે કેળવાયેલા હોય છે. આ સત્યનું સમર્થન પ્રો. જેમ્સ બીજી રીતે કરે છે. તેનો એવો નિશ્ચય છે કે મનના આરોગ્ય માટે સ્નાયુને મજબુત કરવાની જરૂર છે. આનંદી સ્વભાવ, શાંતિ અને ધૈર્ય વગેરે ગુણને માટે સ્નાયુના કસરતની જરૂર છે. સ્નાયુની કેળવણીથી માનસિક ગુણોમાં ફેર પડે છે તેને માટે એક દાખલો શિક્ષકો સાથે વાતચિતના પુસ્તકમાં એવા મુકવામાં આવ્યો છે નૉરવેની અંદર જ્યારથી સ્ત્રીઓએ 'સ્કી,' (Ski)† નામના બુટનો ઉપયોગ કરવા માંડ્યો અને ખુલી હવામાં ફરવા માંડયુ ત્યારથી તે દેશની સ્ત્રીઓ શાંત ગૃહજીવન ગાળવાને બદલે જાહેર જીવન ગાળવા લાગી છે અને મરદાની રમત ગમતમાં તેઓ ભાગ લે છે.

ઉત્ક્રાન્તિવાદની દૃષ્ટિથી પણ આ વિચાર વધારે દૃઢ થાય છે. જ્યારે મનુષ્યો બે પગે ચાલવા માંડયા ત્યારે તેઓ હાથનો છૂટથી ઉપયોગ કરવા શક્તિમાન થયા, અને જેમ નવા નવા પ્રસંગો આવતા ગયા તેમ હાથનો વધારે ઉપયોગ થવા લાગ્યો, અને મગજ કેળવાતું ગયું. ફક્ત મનુષ્યના હાથનો અમુક ભાગ જેમ ફેરવવો હોય તેમ ફેરવી શકાય છે વાંદરા જેવા બુદ્ધિશાળી પ્રાણીમાં પણ આપણા જેવો અંગુઠો નથી તેથી એરિસ્ટોટલે કહ્યું છે કે " Man is a hand of hands " એ યથાર્થ છે. મનુષ્યના કામમાં જેમ ગુચવણ પડવા લાગી હશે, તેમ મગજને પણ વિચાર કરવાની જરૂર પડી હશે, તેથી હાથને કેળવવાની ઘણી જરૂર છે એ સહજ હવે આપણને સમજાશે. આ બાબતને વિશેષ દૃઢ કરવાને માટે પ્રાચીન ગ્રીક કેળવણીનો દાખલો બોધકારક છે. સંગીત અને શારીરિક કસરત ઉપર તેમણે ખાસ ભાર મૂક્યો છે. સંગીતના સંબંધમાં તો એરીસ્ટોટલ એટલે સુધી કહે છે કે જો કોઈ પ્રજાની નીતિમા ફેરફાર કરવો હોય તો તેમની વીણા કે સતારના તાર ઓછા વત્તા કરવાની જરૂર છે, તેવી જ રીતે નાનપણમાં શરીરની કેળવણી સંબંધી પણ તેમણે ઘણું લક્ષ આપ્યુ હતું. કસરતનો હેતુ સ્નાયુને મજબુત કે માણસને પહેલવાન કરવાનો નહોતો, પણ શારીરિક કેળવણીથી ચપળતા, મનોહર ચાલ, કુશળતા, તાલબંધ ક્રિયા, અને બાહ્ય તેમ જ આંતર જીવનનો સુયોગ ( Symmetry ) જેવા જે ગુણ પ્રાપ્ત થાય છે તે હતો, તેમનો ખરો ઉદ્દેશ મનોવિકારને કાબુમાં રાખવાને માટે હતો, તેથી પ્લેટોના મત મુજબ જે મનુષ્યના મન અને તન સુન્દર છે તે જ કેળવાલો કહેવો જોઇએ. શારીરિક સૌન્દર્યનો અર્થ એ છે કે શારીરિક ક્રિયા બુદ્ધિને વશ હોવી જોઇએ.

† Fifteen years ago the Norwegain women were even more than the women of other lands votaries of old-fashioned ideal of femininity ' the domestic angel ', the ' gentle and refining influence ' sort of thing. Now these sedentary fire-sidetably.—cats of Norway have been trained, they say, by snow shoes into lithe and audacious creatures for whom no night is too dark, or height too giddy, and who are not early saying good-bye to the traditional feminine pallor and delay of constitution but actually taking the lead in every educational and social reform.

( Talk to Teachers pp 204-205 )

મોન્ટેસોરીના 'બાળગૃહ'માં કસરતનો હેતુ પણ સ્નાયુનો કાબુ, શરીરનું સમતોલપણું, ચપળતા, વ્યવસ્થા અને નિયમની કેળવણી માટે છે. આ નવીન બાળ કેળવણીથી સ્નાયુની ચોકસ લાગણી, શરીરનું સમતોલપણું, માનસિક શક્તિ, અને કર્તવ્યની જવાબદારીના ગુણ આવે છે. તેને માટે ત્રણ જાતની કેળવણી આપવામાં આવે છે. (૧) ક્રિયાત્મક (motor) કેળવણી (૨) ઇન્દ્રિયોની કેળવણી (૩) અને ભાષાજ્ઞાન (વાંચવું લખવું અને ગણિત) શાળાની પરિસ્થિતિ તથા પદાર્થની વ્યવસ્થા અને તેની સંભાળથી ક્રિયાત્મક કેળવણી મળે છે; પણ ભાષા અને ઇન્દ્રિયોની કેળવણીનો મોન્ટેસોરીએ શિક્ષણના જે સાહિત્ય તૈયાર કર્યો છે તેનાથી મળે છે. 'બાળગૃહ'ના કેળવણીના સાહિત્ય એવી રીતે તૈયાર કરેલાં છે કે બાળક પોતે તેની ભૂલ સુધારી શકે છે; તેથી તેને આત્મ કેળવણી લેવામાં ઘણી સરળતા પડે છે, જ્યારે તેને મુશ્કેલી આવી પડે છે ત્યારે તે જાતે તેનો નિકાલ કરી શકે છે. ક્રિયાત્મક કેળવણીનો હેતુ બાળકને વ્યવસ્થિત ક્રિયા કરવાને શિખવવાનો છે. જો તેને કંઈ પણ મદદ હોતી નથી તો તેની ચેષ્ટા ઘણી અવ્યવસ્થિત હોય છે. ગમે તેમ ક્રિયા કરવી એ નાના બાળકનું ખાસ લક્ષણ છે. ખરી રીતે જોઇશું તો તે ભાગ્યે જ શાંત બેસી રહે છે; અને તે દરેક વસ્તુને અડકે છે. બાળકની આવી વૃત્તિને લીધે આપણ તેને 'તોફાની' 'ઉદ્ધત' કહીએ છીએ પણ ખરી રીતે જોઇએ તો આપણને માલમ પડશે કે બાળકની આવી ક્રિયાનો કુદરતી હેતુ તેની ચેષ્ટાને વ્યવસ્થિત કરવાનો છે, તેથી તેને મૂઢ માણસની માફક શાંત બેસી રહેવાને નકામા પ્રયત્ન કરવા નહિ, પણ જે ક્રિયા કરવાને તેને મન થાય છે તેને માટે તેને ઉત્તેજન આપવું જોઇએ. આ સ્નાયુની કેળવણીનો હેતુ છે. જ્યારે જેની સ્વાભાવિક ક્રિયાની વૃત્તિને અનુકૂળ પ્રસંગ મળે છે ત્યારે તે કામમાં રોકાય છે, શાંત થાય છે, અને તેને ઘણો આનંદ થાય છે સ્નાયુની કેળવણીનો હેતુ બાળકને ચાલતાં, ઉઠતાં, બેસતાં અને વસ્તુ પકડતાં શિખવવાનો છે. તે ઉપરાંત તેના શરીરની સંભાળ, ઘરની વ્યવસ્થા, બાગનું કામ, કસરત, હાથનું કામ અને તાલબંદ ચાલ શિખવવા માટે તે છે.

મોન્ટેસોરીના કેળવણીના સાહિત્યથી ઇન્દ્રિયોની કેળવણી આપવામાં આવે છે, તેમાં પદાર્થના આકાર અને કદ ઉપર તેનું ધ્યાન દોરવામાં આવે છે. આંગળીઓની ક્રિયા એક બીજા સાથે કેવી રીતે કરી શકે તેને માટે કસરત આપવામાં આવે છે. તેના શરીર અને ઇચ્છા શક્તિ ઉપર સારો કાબુ બાળક મેળવે તેને માટે જુદા જુદા મનોયત્ન કરાવવામાં આવે છે. તેમ જ ખાસ કરીને સ્પર્શની લાગણી ખિલવવાને માટે ઘણો પ્રયત્ન કરવામાં આવે છે. અવાજના જૂદા જૂદા ભેદથી તેનો કાન કેળવવામાં આવે છે, તેથી ભાષાજ્ઞાન મેળવવામાં અને શબ્દના ઉચ્ચારમાં તે જ્ઞાન ઘણું ઉપયોગી થઈ પડે છે.* અંતરનો ખ્યાલ આપવા માટે તેમ જ આંખ કાન અને સ્પર્શ કેળવવા માટે 'દલીનો ઘોડો' 'સંતાકુકડી' જેવી રમતો રમાડવામાં આવે છે, આંખની કેળવણી માટે જુદા જુદા રંગના ભેદ શિખવવામાં આવે છે.

---

* અવાજના ભેદ જાણવા માટે એક અસાધારણ રમત શોધી કાઢવામાં આવી છે તેને ખામોશીનો પાઠ કહે છે (Lessonof Silence) દરેક વિદ્યાર્થીને બીલકુલ છાના

પ્રથમ આઠ મુખ્ય રંગ શિખવાડયા પછી, દરેક આઠ રંગના સૂક્ષ્મ ભેદનું જ્ઞાન આપવામાં આવે છે અને તે એવી ખૂબીથી આપવામાં આવે છે, કે જ્યારે આપણે ત્યાં બાળવર્ગમાં ત્રણ મૂળ રંગ શિખવવામાં આવે છે અને મિશ્ર રંગ પહેલા ધોરણ શિખવવામાં આવે છે ત્યારે 'બાળગૃહ'માં પાંચ છ વર્ષનું બાળક એકંદર ૬૪ રંગ ઓળખી શીખી શકે છે, તેમ જ વજન અને ગરમી ઠંડીની લાગણીની કેળવણીની પણ ભૂલી જવામાં આવી નથી.

કાનને અવાજનો ભેદ ઓળખવાની જે કેળવણી મળી હોય છે તે ભાષાજ્ઞાનમાં ઉપયોગી થાય છે. જાડુ, પાતળુ, મોટુ, નાનું, હલકુ વગેરે શબ્દનું જ્ઞાન વસ્તુ પ્રદર્શનથી આપવામાં આવે છે. શિક્ષક ધીમેથી સ્પષ્ટ ઉચ્ચાર કરે છે. વસ્તુના જ્ઞાન સાથે શબ્દનો સંબંધ જોડવામાં આવે છે. દા. જ્યારે બાળકે ઘનનો મિનારો બનાવ્યો હોય છે ત્યારે શિક્ષક તેની પાસે જઈ એક મોટા અને એક નાના ઘનને લઈ સ્પષ્ટ ઉચ્ચાર કરી વારંવાર કહે છે કે 'આ **મોટો** ઘન છે આ **નાનો** ઘન છે' આવી રીતે ભાષાજ્ઞાન આપવામાં ત્રણ અવસ્થા છે (૧) નામકરણ—'આ જાડું છે' 'આ પાતળું છે' (૨) ઓળખાણ 'મને જાડો ઘન આપો' 'મને **પાતળો** આપો' (૩) શબ્દનો ઉચ્ચાર 'આ શું છે) આવી રીતે શિખવવાથી શુદ્ધ ઉચ્ચાર સાથે શબ્દના ચોક્સ ઉપયોગનુ જ્ઞાન થાય છે આ પદ્ધતિથી તેની અવલોકન અને વિવેક શક્તિ વધે છે. અને જે માનસચિત્ર તેના મગજમાં હોય છે તે સુરેખ હોય છે.

મોન્ટેસોરીને એવો અનુભવ છે કે વાંચવા કરતા લખવાનું કામ બાળકને વધારે ગમે છે, એટલું જ નહિ પણ તે વધારે સહેલું છે. સાધારણ સમજ એવી છે લખવાનું કામ અઘરૂં હોવાથી વાંચન આવડયા પછી તે શરૂ કરવુ જોઇએ. લખાણ કામ શરૂ કરતાં પ્રથમ બાળકને પેન પકડાવવાની કેળવણી આપવામાં આવે છે. જ્યારે તેને હાથના સ્નાયુ ઉપર કાબુ આવે છે, ત્યારે કાચની રેતીના છૂટા અક્ષર તથા લાકડાના બીબામાં કોતરેલા અક્ષર ઘૂંટવાનું કહેવામાં આવે છે. મોન્ટેસોરીનો એક સિદ્ધાંત એ છે દરેક ઇન્દ્રિયને કેળવણી વખતે બનતા સુધી તેની ક્રિયા અલગ રાખવી જોઇએ, તેનું કારણ એ છે કે તેથી પદાર્થની છાપ મગજ ઉપર સચોટ પડે છે. લખાણ કામ શિખવવામાં સ્પર્શ શક્તિનો ઉપયોગ સારો કરવામાં આવે છે. બાળક જ્યારે અક્ષર ઉપર આંગળી ફેરવે છે ત્યારે તેની આંખે પાટા બાંધે છે...વારંવાર અક્ષર ઘૂંટવાથી તેની છાપ તેના મગજ ઉપર આબેહુબ પડે છે; ત્યારી પછી તે અક્ષરનો ઉચ્ચાર અને ઓળખાણ કરાવ્યા પછી તેની પાસે લખાવે છે. બાળકને

---

ચાલ્યા સિવાય એક ઠેકાણે બેસાડવામાં આવે છે. શ્વાસનો પણ અવાજ સાંભળવામાં આવતો નથી. ઓરડામાં થોડું અંધારૂં કરવામાં આવે છે અને બાળક આંખ હાથથી બંધ કરે છે. શિક્ષક ધીમેથી જેનું નામ બોલે છે તેને એની પાસે કઈ પણ અવાજ વગર જવાનું હોય છે જ્યારે તદ્દન શાંતિ ફેલાય છે ત્યારે બાળકો આવી રીતે શાંત થાય છે. તેમનું ધ્યાન તેમના આંતરજીવ ઉપર ખેંચાય છે અને તેનો અદ્‌ભુત અનુભવ તેમને થાય છે.

લખવાનું વધારે ગમે છે× તેનું કારણ એ છે કે તેના મગજમાં જે સંસ્કાર પડેલા હોય છે તેનો આવિર્ભાવ સ્વાભાવિક હોવાથી તેને આનંદ થાય છે.

હાથની કેળવણી મગજ ખિલવવાને કેટલી જરૂરની છે તે આપણે ઉપર જોયુ છે. તેમ જ સ્પર્શની લાગણી કેળવવાને માટે આ પદ્ધતિમાં ખાસ ધ્યાન આપ્યું છે. અત્યાર સુધીમાં કેળવણી પદ્ધતિમાં આંખ કાન અને હાથની કેળવણી ઉપર લક્ષ ખેંચાએલુ છે પણ સ્પર્શથી એટલે હાથથી બાળકો જુવે છે અને તેમાં તેમને આનંદ મળે છે એ સત્યનો વહેવારૂ ઉપયોગી થયો નથી. વિજ્ઞાન-વેત્તાઓનું એવું માનવું છે કે ચેતન વસ્તુને પ્રથમ સ્પર્શની લાગણી હતી અને બીજી બધી ઇન્દ્રિયોની ઉત્પત્તિ ઘણા વખત પછી થઈ છે. સ્નાયુની અને ઇન્દ્રિયોની કેળવણી ઉપર આટલો બધો ભાર કેમ મૂકવામાં આવે છે એવી શંકા સહજ થવાનો સંભવ છે પણ બુદ્ધિના વિકાસનો સર્વ આધાર ઇન્દ્રિય જ્ઞાન ઉપર છે. જો ઇંદ્રિય જ્ઞાન સૂક્ષ્મ, ચોક્કસ અને ત્વરિત હોતુ નથી તો બુદ્ધિની ક્રિયા એટલે કલ્પના કરવાની, વિવેક કરવાની, અને વિચાર કરવાની શક્તિ પણ હલકી માલમ પડે છે; તેથી ઇન્દ્રિય એ આત્માનું દ્વાર છે એ વાત યથાર્થ છે. ઇન્દ્રિયોને યોગ્ય રીતે કેળવવામાં આવે તો બુદ્ધિનો વિકાસ અદ્ભુત થાય છે તેના સમર્થનમાં **લારા બ્રિજમન અને હેલનકેલરના** દાખલા છે. ફક્ત સ્પર્શની લાગી કેળવ્યાથી બુદ્ધિનો કેવો ચમત્કાર અનુભવવામાં આવે છે તેનો ખ્યાલ આ ઉપરથી આપણને આવી શકશે. કાલીદાસ અનવર્ડઝવર્થ જેવા કવિઓના કુદરતના વર્ણન ઇન્દ્રિયોના સૂક્ષ્મ જ્ઞાન સિવાય અશક્ય હોવા જોઇએ.

હાલનો જમાનો વિજ્ઞાનનો છે, અને તેની શોધથી મનુષ્યે કુદરત ઉપર અદ્ભુત વિજય મેળવ્યો છે અને તેનાથી આપણને સુખના અનેક સાધનો મળ્યા છે. કુદરતના નિયમના જ્ઞાનથી આ ફેરફાર થયા છે. પાશ્ચાત્ય દેશમાં વિજ્ઞાનને લીધે બાળકના મરણનું પ્રમાણ ઘણું ઘટયું છે કારણ તેના આરોગ્યનુ જ્ઞાન વધારે ફેલાયલુ જોવામાં આવે છે. જ્યારે બાળકના શરીરની તંદુરસ્તીમાં આવી રીતે હાલમાં ફેરફાર આપણે કરી શક્યા છીએ તો તેના માનસિક વિકાસમાં પણ તેવો અજાયબી ભરેલો ફેરફાર આપણે કરી શકીએ કે નહિ? મનુષ્યને શરીર તેમ જ આત્મા છે. આત્માના વિકાસ માટે શાસ્ત્રીય જ્ઞાન ઉપર રચાએલુ શિક્ષણશાસ્ત્ર હોય તો જ ધારેલો ફેરફાર થઈ શકે. નિર્બલ અને ખામીવાળા, મગજવાળા, બોલતાં અચકાતાં, અવલોકન અને વિચાર કરવામાં ભૂલ કરતાં અને ચારિત્રની મહતાવાળા બાળકના આંકડા કાઢવામાં આવે તો શાસ્ત્રીય કેળવણીની જરૂર છે એ આપણને લાગ્યા વગર રહેશે નહિ. મોન્ટેસોરી પદ્ધતિ શાસ્ત્રીય ફેરફાર કરવાનો એક પ્રયત્ન છે.

**મુળજીભાઈ હીરાલાલ ચોકશી.**

---

× વાંચવામાં છાપેલા ચિહ્ન તેને ઉકેલવાની મેહનત પડે છે એટલુ જ નહિ પણ ભાષાના સ્થાનનો ઉપયોગ તેને કરવો પડે છે.

# ગુજરાતી હીંદુઓનો આત્મઘાત.

જ્યારે કોઈ પણ માણસ આ ફાની દુઃખમય દુનીઆથી કંટાળી પોતાના જીવનનો સ્વહસ્તે તાત્કાલિક અંત આણે છે ત્યારે તેણે આત્મઘાત કર્યો એમ લોકો કહે છે. પણ જેઓ આટલાનેજ આત્મઘાત કહે છે તેઓ તેનો પુરો અર્થ સમજતા નથી એમ કહીએ તો ખોટું કહેવાશે નહિ. જીંદગીનો સ્વહસ્તે અંત આણવો એ આત્મઘાત કહો તો ખોટું નથી, પછી તે ધીમે ધીમે હોય કે તાત્કાલિક હોય. ઘણાકને એ અર્થ રૂચશે નહિ.

આત્મઘાતનો આ અર્થ કરવામાં આવે તો એમ પણ માલમ પડશે કે કેટલાક જ્યારે આ દુઃખમય દુનીઆના દુઃખોથી કંટાળી પોતાની પીડાનો અંત આણવા પોતાના જીવનની દોરી તોડી નાંખે છે ત્યારે વળી બીજાં કેટલાંક મોકળા નરનારીઓ આ દુનીઆના અનેક સુખોનો હદ કરતાં જ્યાદા ઉપભોગ કરવા જતા પોતાની સઘળી શક્તિઓ ગુમાવી દે છે ને જે દુનીઆને તેઓ સુખમય માને છે તેમાંથી પોતાની જીંદગીના મધ્યાહ્ન સમયે ચાલ્યા જાય છે. આ પ્રમાણે પોતાની શક્તિઓનો નાશ કરવો ને પછી કમોતે મરવું એ શું આત્મઘાત નથી ? કુદરતના નિયમોનું જાણી જોઇને ઉલ્લંઘન કરવું ને તેથી વણમોતે મરવું એને કયું નામ આપીશું ? દિનપ્રતિદિન શરીર ક્ષીણ થાય છે એ જોવું, શાથી ક્ષીણ થાય છે એ જાણવું, ને જાણ્યા છતાં પણ અસલ રીત ચાલુજ રાખવી અને સુધરવું નહિ, ને માથે મરણ ઝઝુમી રહેલું છે તે જાણ્યા છતાં તેના પંજામાં ફસાઈ જવાય એવાં પગલાં ભરવાં, એ શું જીંદગીનો સ્વહસ્તે અંત આણ્યો ન કહેવાય ? આમ જાણવા છતાં મોતને ઈજન આપનાર પુરૂષોને આત્મહત્યારા ન કહીએ તો શું કહીશું ?

જેમ એક માણસ આવી રીતની આત્મહત્યા કરી શકે છે, તેમ એક પ્રજા પણ કરે છે. જેમ માણસ જીવ વાળી ચીજ છે તેમ અનેક માણસોની બનેલી પ્રજા પણ છે તે તેનાં લક્ષણ જોતાં સિદ્ધ થશે. આપણે જીવવાળા મનુષ્યોને તપાસીશું તો માલમ પડશે કે તેના શરીરમાં લાખો બલકે કરોડો કોષ છે. આ કોષ પૌષ્ટિક તત્વો ગ્રહણ કરી શકે છે, ખીલે છે, વધે છે, એકમાંથી બીજા પેદા કરી શકે છે, ઘસાય છે અને મરે છે. આ કોષના સમુદાય રૂપી જે આ શરીર જેમ અનેક જીવતી કોષોનું બનેલું છે તેમ એક પ્રજા અનેક જીવના મનુષ્યોની બનેલી છે. જેમ શરીરના કોષો પૌષ્ટિક તત્વો ગ્રહણ કરી શકે છે, ખીલી શકે છે, વધે છે ને છેવટે મરણ વશ થાય છે તેમ જ પ્રજાના કોષ રૂપી મનુષ્યો કરે છે. આમ છે ત્યારે એક પ્રજાને જીવનસાધનવિશિષ્ટ વસ્તુ કેમ ન કહેવાય ?

એક પ્રજા આત્મઘાત કરી શકે છે કે નહિ એ સવાલ પર વિચાર ચલાવતાં પહેલાં કેટલીક અસલી પ્રજાઓના ઇતિહાસ તપાસીએ. યુરોપ અને એશીઆ ખંડમાં અનેકાનેક મહાન પ્રજાઓએ જન્મ લીધો છે જેમાંના ઘણાંકના હાલ નામ નિશાન પણ રહ્યાં નથી. તેમનો નાશ શાથી થયો તે જરાક તપાસીએ.

અસલના રોમન લોકોનો ઇતિહાસ તપાસતા માલમ પડે છે જે જ્યારે નાનું શહેર હતું ને જ્યારે તેમને પોતાની સ્વતંત્રતા જાળવવા ખાતર પરોક્ષ સામે ટક્કર ઝીલવી પડતી ત્યારે ત્યાં ઘણાં ઉત્તમ વીર પુરુષો થઈ ગયા. પણ રાજ્ય યુરોપના દક્ષિણ ભાગમાં ફેલાઈ ગયું એટલું જ નહિ પણ તે આફ્રિકામાં મેળવવાને ભાગ્યશાળી થયું, ત્યારે તેમનો મોજશોખ, તેમને ત્યાંની પૈમાલી તેમની મોજીલી ને અપવિત્ર વસ્તી તરફ નજર ફેરવતાં ખરેખર ગ્લાનિ ઉપજ જીવનના આધારભૂત તેમનું અસલી શુદ્ધ નિયમાનુસાર વર્તન બદલાઈ ગયું હતું બળતા અંગારાના દીકરા નિસ્તેજ શ્યામવર્ણી કોયલા જેવા તેઓ નજરે પડતા હતા. મોજીલી પ્રજા દારૂ વીગેરે વ્યસનોમાં, અપવિત્ર વિચારો અને કર્મોમાં પોતાનો કાળ કરતી હતી. તેનુ પ્રજાબળ નષ્ટ થતું હતું ને જે કીમતી જીવનનો ઝરો તેમનામાં તે સુકાતો ચાલતો હતો. જે વખતે ઉપલક દૃષ્ટિએ જોતાં તે મહાન પ્રજા કીર્તિની ટોચે પહોંચેલી જણાતી હતી તે જ વખતે ખરેખર તેના પાયા ઉખડતા હતા. બહારથી આ પ્રજા એકદમ તુટીને નષ્ટ પામી. ક્યાં છે એ રોમન લોકો? આ મહાન પ્રજાના તેમાં દોષ કોનો? શુ એમણે સ્વહસ્તે પોતાનો અંત આણ્યો એમ ન કહી શકાય? વિહારના શુદ્ધ ને પવિત્ર નિયમોનો એમણે જાણી બુજીને ભંગ કર્યો જેથી તેમની અને માનસિક સ્થિતિ ખરાબ થઈ. તેઓ શા કારણથી આમ ક્રમશક્તિમાન થ તે ત્યાંના જ્ઞાની પુરુષોએ તેમની આંખ આગળ રજુ કર્યાં પણ તેમણે પોતાનુ વર્તન નહિ ને છેવટે તેઓ નાબુદ થયા. જાણી જોઇને અને ધીમે ધીમે તેમણે પોતાનો આણ્યો. આ પ્રજાએ આત્મઘાત કર્યો ન કહેવાય?

જ્યારે મુર લોકો પ્રથમ સ્પેનમાં આવ્યા ત્યારે તેઓને મર્દાનગી રમતો અને તોનો શોખ હતો; તેમની રહેણી સાદી ને તનદુરસ્ત રાખે એવી હતી, તેઓ ઈશ્વર પ્રેમ રાખી તેનાથી ડરી સદા સદ્વર્તનથી ચાલતા અને આથી તેઓ બળવાન હિ અને જોસ્સાવાળા હતા. તેમના શૌર્ય અને બાહુબળ આગળ સ્પેનના લોકો ટકી નહિ, પણ પાછળથી સ્પેનની ફળદ્રુપ જમીનમાં પાકતી અનેક મોજમઝા વાળી વ છુટથી ઉપભોગ કરવા જતાં તેઓ મોજીલા થઈ ગયા, નીતિનો માર્ગ તજી તેઓ પથે વળ્યા ને વજ્ર દેહી હિંમતવાન લશ્કરી બચ્ચા મટી નીચ, ઢીચકારા, છાકટા અને થઈ ગયા, અને જે વિષયસુખ માણસને બાયલા બનાવે છે તેના તેઓ ગુલ આવી વિપરીત રીત ગ્રહણ કરવાથી તેમનો પ્રજા તરીકે નાશ થયો એમાં કોનો અનહદ શોખીન બનવું, અનીતિને પંથે પળવું, કાયર બની પાયમાલ થવું અને કુમ રગે ઝહેર કાતીલ ફેલાવી નાશ પામવું એ શું પ્રજા તરીકે તેમનો આત્મઘાત ન કહે

હવે ત્રીજું ચિત્ર રજુ કરૂં છું. બાબર પોતાના મુઠીભર મુગલોને લઈ હિંદુસ્તાન ત્યાંનુ રાજ્ય મેળવવા ભાગ્યશાળી થયો, પણ જેમ મુર લોકોએ સ્પેનમાં કર્યું તેમ મુગલ લોકોએ હિંદુસ્તાનમાં કર્યું. મોજીલા રાજાઓ અત્તર ફુલેલમાં મહાલ્યા, સરા

સુલતાન બન્યા, વ્યભિચારમાં મશગુલ થવા લાગ્યા, ને કસરત વીગેરે વિસારી દીધી અને 'યથા રાજા તથા પ્રજા'ની પેઠે તેમના ઉમરાવો, લશ્કરી અમલદારો, તથા નોકરોએ તેમનું અનુકરણ કર્યું ને છેવટે બાબરથી અકબર સુધી થયેલા રાજાઓએ જે મહાન ને સંગીન રાજ્ય સ્થાપ્યું હતું તેના કોટ કાંગરા તુટી ગયા અને તેમનુ નામ નિશાન પણ જતું રહ્યું. આ મોગલોએ આવ કહેવાડા પગ પર કર્યું, તેમાં દોષ કોનો? ઔરંગઝેબના જુલમથી જે હાની થઈ હતી તેના કરતાં સો ગણી વધારે હાની તેના પછી આવનાર વિષયી ને કાયર બાદશાહોની નામર્દાઈથી થઈ હતી. આ પ્રમાણે આ મોગલ પ્રજાએ આત્મઘાત કર્યો.

પ્રાચીન ગ્રીક પ્રજા જ્યારે ગ્રીસમાં જ રહેતી હતી ત્યારે તે ઉંચી પંક્તિની હતી, પણ જ્યારથી તેમને એશિઆ સાથે વ્યવહાર થયો ત્યારથી તેમાં કુદરતી સડો પેઠો. એશિઆ ખંડના જે ભાગમાં તેમને વાસો કર્યો હતો તે ભાગમાં મેલેરીયા તાવની બિમારી ઘણી જ ચાલતી હતી. ત્યાં જઈને પાછા આવનાર તે રોગના જંતુઓ પોતાના દેશમાં લાવ્યા. એ રોગ ગ્રીસમાં પુર જોસમાં ચાલ્યો. જ્યારે રોમન લોકોએ ગ્રીસ તરફ નજર ફેરવી ત્યારે આ રોગને પ્રતાપે તે પ્રજાના તનમન નાહીંમતવાન થઈ ગયેલાં હતાં. પ્રજાની રહેણી કરણીમાં કંઈ જાણવા જેવો ફેરફાર થયો નહોતો અને જે ફેરફાર થયો હતો તે એવો નહોતો કે પ્રજા નાશ પામે. આ પ્રજાનું આમ કમોતે મોત થયું એ આત્મઘાત કેમ કહી શકાય?

વળી એક નવું ચિત્ર રજુ કરૂં છું. કોઈ પ્રજાના સઘળા યા મ્હોટા ભાગના માણસો એવી વર્તણુક ચલાવે કે જેથી પ્રજાની વૃદ્ધિ થવાને બદલે તેનો ક્ષય થાય છે. આ પ્રજા નાબુદ થાય તો તેમણે આત્મઘાત કર્યો ન કહેવાય? માણસો એવો અપૌષ્ટિક ખોરાક ખાય કે બીજા એવા ઉપાયો યોજે કે જેથી તેના શરીરના કોષો વધવાને બદલે ધીમે ધીમે પમાઈ જાય તો તે માણસો આત્મઘાત કરે છે એમ કહેવાને હરકત નથી. આ જ પ્રમાણે એક ઉન્નત પ્રજા એવાં પગલાં લે છે, લેવડાવે છે, યા લેનારને સીધી યા આડકતરી રીતે ઉત્તેજન આપે છે કે જેથી પોતાના કોષરૂપ પ્રજાજનોની વૃદ્ધિ થતી અટકે છે એટલું જ નહિ પણ નાબુદ થતા કોષની ખોટ પણ પુરી થતી નથી તે પ્રજા આત્મઘાત કરે છે એમ કહેવાને હરકત નથી. જે ફ્રાન્સની પ્રજાએ સો વરસ પર એકલે હાથે આખા યુરોપને ધ્રુજાવ્યું હતું અને જે હજુ પણ પોતાનું ગૌરવ જાળવી રહી છે તે જ પ્રજાની અંદર એવા નરનારીઓ માલમ પડે છે, કે જેઓ પોતાને પ્રજા થઈ જાય એવી બ્હીકથી પ્રજા ઉત્પત્તિ અટકાવનારા ઉપાય યોજે છે. તેઓ પરણી કે પરણ્યા વગર પોતાના મન પર અંકુશ રાખવા તૈયાર નથી પણ કૃત્રિમ ઉપાયો યોજી સંતતિ પ્રાપ્ત કરતાં નથી. મોજ શોખમાં મશગુલ થઈ સ્વાર્થ પરાયણી સ્ત્રીઓ તથા વિષય સુખાભિલાષી પુરુષો આવાં અયોગ્ય માર્ગો ગ્રહણ કરે અને પ્રજાજનોના આગેવાનો આવા કુલાંગાર સ્ત્રી પુરુષોને મખન નસીયત પહોંચાડી તેમને અટકાવે નહિ એથી વધારે ખરાબ શું? જેઓને દુનીઆનાં સુખો નિરંકુશ ભોગવવાં છે છતાં જવાબદારીથી દુર રહેવું છે તેઓ ભુલી જાય છે કે દુનીઆનો ક્રમ ચાલુ રહે એટલા માટે જ ઈશ્વરે વિષય તૃપ્તિ સુખમય બનાવી છે. આવા પુરુષો પ્રજા વૃદ્ધિ અટકાવીને અને બીજા

પુરૂષો તેમને તેમના કાર્યમાં ગુપ્ત યા સ્પષ્ટ સંમતિ આપી પ્રજા બળ નષ્ટ કરે છે અને તેવાઓની બનેલી પ્રજા આત્મઘાત કરે છે.

† હવે આપણી સમાજનુ ચિત્ર રજુ કરૂં છું. જરાક વધારે લખાતું હોય તો વાંચક વર્ગ માફ કરશે એવી આશા રાખું છુ. મારી ઇચ્છા કોઇના પર આક્ષેપ કરવાની નથી. દાક્તર રોગની ચિકિત્સા કરતી વખતે આમ તેમ તપાસી રોગને તેના કારણો તપાસવા પ્રયત્ન કરે છે તેવો પ્રયત્ન કરવાની જ મારી ઇચ્છા છે. આપણા ધર્મો ને કર્મોની જનસમાજ પરથી અસર થાય છે તે દેખાડી એમ સિદ્ધ કરવા માગું છું કે આપણે આત્મઘાત કરવાની કોશીશ કરીએ છીએ અને આપણાં શારીરિક ને માનસિક બળ નષ્ટ કરવામાં આપણે ઘણે અંશે ફતેહ મેળવેલી છે ને જેમ દિન થાય છે તેમ તેમ અતિ ક્ષીણ થતાં ચાલીએ છીએ.

પ્રથમ ધર્મ સંબંધી લખી પાછળથી કર્મ કહાણી કરવા વિચાર રાખું છુ. જે ધર્મો આપણા દેશમાંથી નાબુદ થઈ ગયા છે તેમનું આ લેખમાં કામ નથી, પણ જેના અનુયાયીઓ મ્હોટા જથામા આ ભૂમિને શોભાવે છે તે જ સંપ્રદાયોની વાત કરવા વિચાર છે. અસલ તે સંપ્રદાયોમા શુ હતું અને હાલ તેમા શુ જોવામાં આવે છે એ બતાવવાનું અને તેઓ હાલ જનસમાજ પર શી અસર કરે છે તે તપાસવાનું છે.

ધર્મમાં ત્રણ પ્રકારની ફરજો અદા કરવાની છે. એક તો પોતાની જાત તરફની, બીજી જનસમાજ તરફની અને ત્રીજી આપણા બનાવનાર અને રક્ષણ કરનાર ઇશ્વર છે એમ માની તેના તરફની છે. દરેક પથમાં આ ત્રણે ફરજો અદા કરવાના જુદા જુદા રસ્તા બતલાવ્યા છે અને કયો રસ્તો સારો છે એ અક્કલવાળા માણસે પોતાની અક્કલનો ઉપયોગ કરી ખોળી કહાડવાનુ છે. અમુક ધર્મ પાળેથી માણસોનું જીવન ઉચ્ચ થાય છે કે અધમ, તેનાથી જન સમાજની શારીરિક ને માનસિક સ્થિતિ સુધરે છે કે બગડે છે તે તપાસવાનું કામ તે ધર્મ પાળનારાઓનુ છે જે માણસને જે ધર્મ સાથે સંબંધ હોય તે માણસે પોતાના ધર્મમાં શી ન્યૂનતા છે એ ખોળી કહાડી તેને દુર કરાવવા સારુ પ્રયત્ન કરવો જોઇએ જો અક્કલવાળા મનુષ્યો આમ ન કરતા ગાડરીયા પ્રવાહ માફક વહે અને તેથી જનસમાજની અધોગતિ થાય, પ્રજા બળ નષ્ટ થઈ પ્રજા નાશના રસ્તે પડે તો તેને માટે તેઓ પોતે જ જવાબદાર છે. તેઓના તેવા કાર્યને આત્મઘાત કરવાની કોશીશ કેમ ન કહેવાય ?

---

† હિન્દુ જનસમાજની આંખ ઊઘાડવાનો પ્રયત્ન કરતા, આ લેખમાં સ્વાભાવિક રીતે કેટલીક ઉગ્ર વાણી વપરાઇ ગઇ છે. પણ લેખક જણાવે છે કે " મારી ઇચ્છા કોઇના પર આક્ષેપ કરવાની નથી " લેખકના આ શબ્દો માની લઇને, એમના લેખનો ગુણભાગ લેવા વાચકને વિનંતિ છે. આ પ્રકારની સાત્વિક વૃત્તિ રાખવી એમાં જ બ્રાહ્મણના બ્રાહ્મણપણાની અને આચાર્યોના આચાર્યઅધિકારની કસોટી છે.

તન્ત્રી.

હિંદુઓના મુખ્ય સંપ્રદાયો પૈકી મુખ્ય બ્રાહ્મણ ધર્મ છે. આ ધર્મના લોકો બ્રાહ્મણોથી જ દોરવાય છે. તેઓ અશુદ્ધને મિશ્ર વૈદિક ધર્મ પાળે છે. અનેક દેવ દેવતાઓને માની તેઓ હોમહવન વીગેરે કરે છે, અને ,વળી વગર કાન ફુંકાવે કે કંઠી બાંધે શ્રીમદ્ ગુરુ શંકરાચાર્યને ગુરુ તરીકે માને છે. આ લોકોને શૈવી કહેવા કે બીજા કોઈ દેવના મતના કહેવા એ નિર્ણય કરવું અશક્ય છે તેથી અને તેના અનુયાયીઓ બ્રાહ્મણોની સત્તા હેઠળ ઘણે અંશે આવી જવાથી મેં આ લેખમાં તે ધર્મને બ્રાહ્મણ ધર્મ કહ્યો છે. બીજો સંપ્રદાય વૈષ્ણવ સંપ્રદાય છે. તેના અનુયાયીઓ શ્રીકૃષ્ણના ઉપાસકો છે, ને તેઓ શ્રીમદ્ વલ્લભાચાર્ય સ્થાપિત માર્ગમાં છે. તેઓ હાલ શ્રીમદ્ વલ્લભાચાર્યના વંશજો જેમને મહારાજો તરીકે ઓળખવામાં આવે છે તેમની કંઠી બાંધે છે ને તેમનો ગુરુમંત્ર ગ્રહણ કરે છે. ત્રીજો સંપ્રદાય સ્વામિનારાયણનો છે. તે અર્ધ વૈષ્ણવ માર્ગ જેવો છે ને તેના સ્થાપનાર શ્રીસહજાનંદસ્વામી હતા. ચોથો મુખ્ય માર્ગ જૈનનો છે. ઘણાએક આ લોકોને હિંદુ તરીકે ઓળખવા ના પસંદ કરે છે પણ ખરૂં જોતાં તેઓના ધર્મ અને અસલ હિંદુ ધર્મની વચ્ચે ઘણું મળતાપણું છે તેથી તેમને હિંદુ તરીકે જ ગણવા જોઈએ. આ ઉપરાંત નાના પંથને માનનારા કેટલાક છે જેમાં દેવીપંથી કંઈક વધારે સંખ્યામાં છે પણ કબીરપંથી, દાદુપંથી વીગેરે જુજ જુજ હોવાથી તેમને આ લેખમાંથી બાતલ કરવા વિચાર છે. વળી હાલના જમાનામાં સ્થપાયેલી સભાઓમાં જોડાયેલા આર્યસમાજી, પ્રાર્થનાસમાજી વીગેરેને પણ તે જ કારણથી હાલ પડતા મુકવા પડશે.

પ્રથમ અમલ અને સૌથી જુનો પંથ હોવાનો દાવો કરનાર બ્રાહ્મણ ધર્મ તરેફ નજર ફેરવીએ. અસલના પવિત્ર ઋષિ મુનિઓ જેઓ શુદ્ધ વૈદિક ધર્મ પાળતા તે ક્યાં ને ક્યાં હાલના બ્રાહ્મણ નામે પંકાતા અજ્ઞાનને અધમ અવસ્થાએ પહોંચેલા તેમના વંશજો ! અરે તે ઋષિ મુનીઓના આત્મા હાલની સ્થિતિ જોઈ કેટલા ખિન્ન થતા હશે! આ લોકોએ જ્ઞાન પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો, માનસિક દૃષ્ટિ મર્યાદાની બહાર રહેલા એવા પ્રશ્નને ખોળવા તેઓએ અનેકાનેક કષ્ટ વેઠી ઘણે અંશે ફતેહ મેળવેલી, અગાધ જ્ઞાન પ્રાપ્ત કરી તે જ્ઞાનદીપકનું તેજ સર્વ ઠેકાણે ફેલાવવા પ્રયત્ન કરેલો—અને તેમના જ્ઞાનના સાક્ષીભૂત ગ્રંથો હાલ પણ મોજુદ છે. આમ છતાં પણ તેમનાથી થઈ ગયેલી એક મોટી ભૂલના ભોગ થઈ પડેલા આપણે તેમણે કરેલાં સારાં કામની પ્રશંસા કરી શકતા નથી. ધર્મ ચલાવનારા ને ધાર્મિક ક્રિયા કરનારા કરાવનારાઓ તરફ હંમેશા માનની લાગણી રહે છે. તેઓ મનના માલીક થાય છે, માણસ જાત તેમની ગુલામ થઈ રહે છે આ વાત જોઈને તેમને જે માન પોતાના જ્ઞાનના પ્રતાપે મળતું હતું તે જ માન પોતાની પછી પોતાના વંશજોને મળતું રહે એટલા માટે બીજી જાતના માટે ચોક્કસ હદ બાંધી અને સર્વ સત્તા બ્રાહ્મણ કોમ માટે રાખી. બીજી વર્ણના લોકો કદાચ ભણી ગણી તેમના કામમાં માથું મારી તેમની સત્તા પર તરાપ મારે એવી ક્ષુદ્ર બ્હીકથી જ્યારે ક્ષત્રીઓ અંદર અંદરની ને બહારના દુશ્મનો સાથેની લડાઈઓમાં રોકાયા ને વૈશ્યો જ્યારે વેપાર ધંધાને ખેતીમાં ગુંથાયા ત્યારે તેનો લાભ લઈ તેઓએ ધાર્મિક ક્રિયા તો એવી તો ગુંચવણ ભરેલી કરી નાંખી કે જેઓને તે જ કામનો મહાવરો

હોય તેઓજ તે કરી કરાવી શકે. પછી પોતે જ સર્વત્ર પૂજેવા લાયક છે એમ દસાવવા બીજી જાતોને દબાવ્યાજ કીધી. શુદ્રને તો દ્વિજની ત્રણે જાતો કચડતી, વૈસ્યો વેપાર ધંધે ગુંથાયા ને ધર્મ તરફ લક્ષ આપી શક્યા નહિ, એટલે બ્રાહ્મણોને સત્તા સારૂ ક્ષત્રિઓ સાથે લડવાનું રહ્યું. જ્યારે જ્યારે ક્ષત્રિઓ પોતાના યુદ્ધોમાંથી નવરા પડતા ત્યારે તેઓમાંના ભણેલાને ભણવામાં શોખ માનનારા રાજપુત્રો ધર્મ તરફ નજર ફેરવી બ્રાહ્મણોને હંફાવતા ને બ્રાહ્મણો તેમને ખુશ રાખવા અનેક પ્રયત્નો કરતા. રાજાઓમાં વિષ્ણુનો અંશ છે એમ કહી અટક્યા નહિ પણ ક્ષત્રી રાજાઓ પૈકી કેટલાકને તો તેઓએ વિષ્ણુનો અવતાર જ માન્યા. આવડી ખુશામતથી તેમનું સર્યું નહિ ત્યારે તેઓએ પરશુરામ અને તેમને એકવીસ વાર નક્ષત્રી કરેલી પૃથ્વીની વાર્તા રજુ કરી. એકવાર નક્ષત્રી થયા બાદ આ બ્રાહ્મણ કોમને દીપાવનાર વીર પુરુષને વળી ફરીથી કેમ શસ્ત્ર પકડવાં પડ્યાં ને વળી એકવીસ વાર નક્ષત્રી કરેલી પૃથ્વીમાં દશરથ જનક વીગેરે ક્યાંથી આવ્યા આ વાતને કોઈ ગોળા ગબડાવનાર સમજાવશે? તેમને તો વાત કહી પણ એ વાતને સત્ય માનનારાઓ કેવા? બિચારા બ્રાહ્મણોએ ક્ષત્રિઓની ખુશામત કરવામાં બાકી નથી રાખ્યુ. કદાચ ઉગ્ર સ્વભાવવાળા શસ્ત્ર ધારી ક્ષત્રિઓ બ્રાહ્મણ પ્રતિપાળ થવા કરતાં સત્તાગ્રાહી બ્રાહ્મણોના પ્રતિમાર થાય એ બ્હીકથી તેમનામાં ઇશ્વરી અવતાર થયા છે એમ ખુશામત કરી થાક્યા પણ જ્યારે તેથી કંઈ ન વળ્યું ત્યારે સામથી કામ કરનારા ડરથી કંઇક નરમ પડશે એમ માની આ પરશુરામનો ગોળો ગબડાવ્યો ક્ષત્રિઓ તેમના ગુંચવણ પમાડે એવા ધર્મના ઢોંગ સામે થતા જ રહ્યા. શુદ્ધ ને સરળ ધર્મ ફેલાવવા તેમના પ્રયત્નો ચાલુ જ રહ્યા. તેઓમાંના જ્ઞાની પુરષોએ બુદ્ધ અને જૈન માર્ગો સ્થાપ્યા. પણ પાછળથી અંદર અંદરની અને બહારના દુશ્મનો સાથેની લડાઇઓમાં તેઓ ચાલુ ગુંથાઈ રહેવાથી અને તેમને સ્થાપેલા માર્ગોનું બળ નબળું પડવાથી લાગ જોઇ બેઠેલા બ્રાહ્મણોને ધર્મનો ઇજારો મળ્યો. અન્ય લોકોનું ધર્મ તરફથી લક્ષ ઓછું થતુ ગયુ તેમ તેમ તેઓએ ધાર્મિક ક્રિયાઓ ગુંચવણ ભરેલી પણ આડંબરભરી કરી દીધી. વળી તેઓએ ધર્મશાસ્ત્રમા લોકોને કચડનારા ને વહેમને વધારનારા એવાં કઢંગા કાનુનો ગોઠવ્યા કે તેમ કરેથી લોકો આગળ જ ન વધે. ગ્રામ્ય ભાષામાં કહીએ તો તેઓ જનસમાજને બોરી પહેરાવી.

તેમના હોમહવન વીગેરે જોઇ લોકો પ્રથમ તો આનંદાશ્ચર્યથી સ્તબ્ધ થતા, પણ પાછળથી 'તમ બકતે હે અમ સુણતે હે' એમ કહેવાળા માણસોનું ટોળું વધતુ ગયુ ને ખરી શ્રદ્ધા ઓછી થઇ ગઇ. હાલમાં શુદ્ધ કે અશુદ્ધ લવારો કરી બ્રાહ્મણો પોતાનો ઢોંગ ચાલુ જ રાખે છે ને લોકો તેઓ શો લવારો કરે છે તે સમજવાની પણ દરકાર કરતા નથી. જન સમાજને ઉંચી સ્થિતિ પર મૂકવા તેઓ કશું પણ કરતા નથી, તેમના પોતાનામાંથી ઉત્સાહ ને ઉમંગ જતા રહ્યા છે, તેમની માનસિક સ્થિતિ નબળી પડી ગઇ છે, તેઓ કેવળ ભિક્ષા વૃત્તિ પર આધાર રાખે છે યા છુમંતર જપ જાપ કરાવી લોકોને ભરમાવી પોતાના પેટ પોષે છે અને તેમની મહત્તા ન્યાતોની અંદર ઝગડા ઉભા કરવામાં સમાયેલી છે. આવા દાંભિક ગરબડ ગોટા વાળનારા, ધન હરી લે પણ ધોકો હરી લેવાની શક્તિ વગરના તદ્દન

અભણ યા અર્ધદગ્ધ બ્રાહ્મણોએ ખરા ધર્મને ચગડોળે ચઢાવ્યો છે ને તેઓ ભણેલા અને સમજુ જનોના તિરસ્કારને પાત્ર થયા છે. તેઓ તેમનું ફાવે ત્યાં જનસમાજને ચગડોળે ચઢાવવા પ્રયત્ન કરે છે. તેમની જનસમાજ તરફની બે પરવાઇથી, તેમના ધાર્મિક જુલમથી, તેમની નિર્દયતાથી લોકો થાકી હારી કંટાળી તેમના ભેજાંમાથી ઉત્પન્ન થયેલા સ્વર્ગમાં મળતા ભવિષ્યના સુખ તરફ આકર્ષાતા બંધ થયા છે અને તેમનું કહ્યું ન માનનારાઓને ભડકાવવા ઉભા કરેલા કૃત્રિમ નર્કથી ન ડરી આ દુનીઆમાં મળતા વર્તમાનકાળના સુખો તરફ લોકો વધારે ને વધારે લોભાવા લાગ્યા છે. તેઓ ધર્મના રક્ષક મટી ગયા છે. મનુષ્યના ધાર્મિક જીવન પર કંઇ સારી અસર કરવા તે સમર્થ નથી. બ્રાહ્મણ ધર્મ જડ થયો છે. તેનામાંથી જીવ જવા લાગ્યો છે ને તેના અર્ધ મૃત દેહમાં સડો પેદા થવા લાગ્યો છે. શ્રીમદ્ ગુરુ શંકરાચાર્ય કોઇ પણ જાતની પ્રવૃત્તિમાં ભાગ લઇ મનુષ્યના જીવનને ઉત્કૃષ્ટ કરવા સહજ જ પ્રયત્ન કરે છે. હાલ તો બ્રાહ્મણોના રોગિષ્ટ કલ્પના બળવડે ઉત્પન્ન થયેલા તેત્રીસ કરોડ દેવતાઓ, તેમના શુદ્ધાશુદ્ધ હોમહવનના બરાડા, તેમના જપ જાપને જંતર મતરની માનનારાઓની સંખ્યામાં દિનપ્રતિદિન ઘટાડો થતો જાય છે, અને તેમને મિષ્ટ ભોજન જમાડી સ્વર્ગે સિધાવવાની ઇચ્છા રાખનારાઓ બહુ ઓછા માલુમ પડે છે. પોતાની સત્તા જ્યારે પુર બહારમાં હતી ત્યારે બ્રાહ્મણોએ હિંદુ સમાજને કૃત્રિમ કરી નાંખી છે. એના અકુદરતી વિભાગોને માટે એ લોકો જ જવાબદાર છે. તેમણે જ આપણી સ્વતંત્રતા છીનવી લીધી છે અને ન્યાત જ્યાતની રીત રીવાજની, આચાર અનાચારની એવી અનેક મોહથી સખત બેડીઓમા આપણને જકડી બાંધ્યા છે હાલ તેઓ પોતાની કરેલી ભુલના ફળ ચાખે છે. હમણાં તેમનામાં અસલની તેમની મહત્તાની છાયા પણ જોવામાં આવતી નથી. તેઓની અજ્ઞાનતા, સત્ય તરફ તેમનો અભાવ, તેમના મનની શિથિલતા, આધુનિક જમાના તરફ તેમનો તિરસ્કાર, તેમનુ સંકુચિત મન, તેમનું એદીપણું વીગેરે જોતા હાલના જમાનામાં તેઓ અગ્રેસર પદ ભોગવવાને લાયક નથી. તેઓને જાતે સુધરવુ નથી, અને પ્રપંચની જાળમાં ફેમેલા તેઓ બીજાઓને તેમણે બનાવેલા ન્યાયશાસ્ત્રના ફકરાઓ કહાડી, બનાવી, બીવડાવી સુધરતા અટકાવવા પ્રયત્ન કરે છે. ઇશ્વર સાથે આપણો સબંધ જોડનાર તરીકે ને આપણા મનનું સમાધાન કરનાર તરીકે તેઓ દાવો કરે તો ભલે, પણ તેનાં કામ કરવાને તે અશક્ત છે. તેમને જે મહાન દરજ્જો આપવામાં આવ્યો છે તે ગેર વ્યાજબી છે, તેઓ ધર્મને બહાને પૈશા કઢાવે છે ને માણસ જાતની અધોગતિ વેહેલી આણે છે. આ લોકોના ત્રાસમાંથી છુટવાનો સારો ને સહેલો એક જ ઉપાય છે. આ દોહલી થઇ ગયેલી ધર્મ ઇમારતને ખાલી ટેકાઓ મુકી પડતી અટકાવવી મૂકી દઇ તેમાંથી જે કાટ માલ વગેરે કામમાં આવે એવાં પદાર્થો તારવી લઇ આધુનિક જમાનાને બંધ બેસતા વિચાર કોલ વડે કામમાં આવે એવી નવી ઇમારત ચણી કહાડવામાં આવે તો જ આપણું શ્રેય થાય એમ છે. જે આગેવાન ગુજરાતીઓ પોતાનુ જે છે તે સારૂ જ છે એમ માની મનાવવા પ્રયત્ન કરે છે અને આ દોહલી ઇમારતને આશરે હજારો બલ્કે લાખો જીવને રાખી મૂકે છે ને તેને તજી દેનારને તેમાં પાછાં આવવા આગ્રહપૂર્વક બલામણ કરે છે, ટુંકમાં જેઓની આંખે પડળ છે ને ખરૂં

જોઇ શકતા નથી ને ખરૂં જોવાની ને જાણવાની ઇચ્છા રાખનારાને સુધારા તરફ વલણ-વાળાઓને અટકાવવા પ્રયત્ન કરે છે ને અટકાવે છે તેઓ પોતે મરે છે ને બીજાને મારે છે. તેઓ આત્મઘાત કરે છે ને બીજા પાસે તેમ કરાવે છે. અસ્તિત્વને માટે જ્યારે દરેક પ્રજા જુસ્સેથી ચલાવી રહી છે ત્યારે આવી દોદળી ઘર્મારંત ક્યાં લગણ આપણને બચાવશે ? જો તેઓ જોવાનો પણ પ્રયત્ન કરતા નથી અને પ્રયત્ન કરનારને અટકાવી તેઓ અત્યંત અનર્થ કરે છે. જો આપણે આપણી અક્કલનો ખરાબ ઉપયોગ કરી છેવટે નાશ પામીએ તો આપણે આત્મઘાત કર્યો કહેવાશે. સમય છે ને તેમ સમજી ઉપાય યોજવો આપણે હાથ છે માટે જે તક મળે તે ગુમાવવામાં આપણી હાની છે એમ સમજી એવા રસ્તા કરવા કે પાછળથી કોઇ આપણી ખામી ન કહાડી શકે

( અપૂર્ણ. )

" બિહારી. "

---

# પૃથુરાજ રાસો.

( અનુસન્ધાન પૃષ્ઠ ૧૬૪ થી. )

મેવાડ તાબેના બીજોલી ગામના પાર્શ્વનાથના લેખ તથા બીનાલગૃહના મહેલના ઉત્તરના દરવાજા ઉપરના લેખોની શાખ બતાવી તે રાસાથી ભિન્ન છે એમ બતાવવા પ્રયત્ન કર્યો છે પણ તે અસલ શિલાલેખ જોયા સિવાય તે હકીકત અમે કબુલ રાખતા નથી કારણ તેમા અર્થ કરવામાં અગર વાંચવામા પણ ભૂલ થઈ હોય રાજકવિ સ્યામલદાસ મેવાડમા રહેતા હોવા છતાં અને ઇતિહાસકાર તરીકે પ્રસિદ્ધ છતાં તેમણે મેવાડના રાજસમદ પર એક મોટો શિલાલેખ છે તે જોયો નથી એ મોટા શોકની વાત છે તે શિલાલેખમાં નિમ્ન લિખીત શ્લોક છે.

तत. समरसिंहाख्य पृथ्वी राजस्य भूपते.
पृथाख्याया भगिन्यास्तु पतिरित्यतिहार्दत. ॥२४॥

गोरी साहबुदीनेन गजनीशेन सगरम् ।
कर्वनोऽखर्व गर्वस्य महा सामंतसोमिन ॥ २५ ॥

दिल्लीश्वरस्य चौहाननाथ स्मास्य सहायकृत ।
सन्नादस सहस्त्रैः स्वैर्वीराणा सहितोरणे ॥ २६ ॥

અર્થ—સમરસિંહ ભૂપતિ પૃથ્વીરાજની બહેન પૃથાના પતિ હોવાથી તેમણે અતિ પ્રેમપુર્વક ૧૨૦૦૦ મારીની સાથે દરદિશા હોશનાથ ( પૃથ્વીરાજે ) દિલ્હીના અધિપતિ કે જેઓ મોટા મોટા સામંતોથી સુશોભિત હતા તેમને ગિઝનીના પાદશાહ શાહબુદિન ઘોરીની સાથે યુદ્ધ કરવામા સાહાય કરી વળી બીજા રાસામાં એવો ઉલ્લેખ છે કે સમરસિંહ પૃથુરાજના સમયમા વિદ્યમાન હતો તેમને અંતિમ ચોહાણ રાજેશ્વર પૃથ્વીરાજની બહેનની સાથે વિવાહ કર્યો હતો અને શાહબુદિન ઘોરી સાથે કરેલા યુદ્ધમાં પોતાના સાળાને સહાય કરી હતી

वद्धा गोरिपति देवान् स्वर्यात सूर्यविंवमिन् ।
भीखारासा पुस्तकेस्य युद्धस्योक्तस्तु विस्तर ॥२७॥

( સર જેન મિયરે આ ગ્રંથ ગાનાવાડના ભાટ પાસેથી ૧૫ રૂપીએ ખરીદ્યો હતો )

વિગેરે ઘણા પ્રમાણો છે અને વળી સમરસિંહ તથા તેમના પૃથાના આસને ચિત્રો ( મુર્તિઓ ) તથા તે વખતના પરવાના પત્ર જે મળી આવેના તે સશોધકાએ તુપામ કરી તેના ફોટોગ્રાફ એસીયાટિક સોસાયટી બંગાલના તરફ મોકલી આપ્યા છે વળી તેમણે જણાવ્યુ છે કે શિલાલેખો પ્રમાણે મેવાડનો ઇતિહાસ ગોઠવતા રાવળ સમરસીંહ વિક્રમ સંવત ૧૪ના મધ્યમા થયેલા જણાય છે પણ આ તેમનુ લખવુ ભુલ ભરેલુ છે મેવાડનો ઇતિહાસ આ સવતો હજુ સુધિ બરાબર રીતે ગોઠવાયલા નથી મેવાડના મુળ સ્થાપક રાવળ બાપાનો સંવત તમામ પુસ્તકમા ૧૯૧ લખેલો જોવામા આવે છે અને જનેરલ ટોડ સાહેબે વલભીના નાશથી ચિતોડ પ્રાપ્ત થયા સુધીનો સમય નિર્માણ કર્યો છે મેવાડમા હાલ પણ નાના છોકરા સુધી એટલુ તો જાણે છે કે બાપા રાવળ સ ૧૯૧ મા થયા અને એમણે ૧૦૧ વર્ષ રાજ્ય કર્યું અથવા એમની ઉમર ૧૦૧ વર્ષની થઈ અને તે વાતનો સ્વીકાર કવિ શ્યામળદાસ પણ કરે છે—તેવીજ રીતે રાવળ સમરસીંહના નામ ઉપર સંવત ૧૧૦૬ નો સંવત બીજા પુસ્તકોમા પણ લખેલો જોવામા આવે છે અને જે શિલાલેખોના સવતો તેમણે પસંદ કર્યા છે તે સઘળામા બાપાજી સુધીનો સમય ૧૯૧ બાદ કરતા અમારો અનન્દ સવત મળી આવે છે એટલે સમરસિંહ પૃથુરાજના બનેવી હતા અને તેમણે ચોહાણ પતિને સહાય કરી હતી અને છેલા યુદ્ધમા તે મરાયા હતા તે સઘળી વારતાઓ નિ સંદેહ છે હજુ સશોધકો મેવાડનો ઇતિહાસ શુદ્ધ કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે અને આશા છે કે તે ઉપર વધારે અજવાળુ પાડી શકશે

ચારણકવિ શ્યામળદાસે જણાવ્યુ છે કે ચંદે જો રાસો લખ્યો હોત તો ૯૦ વર્ષની ભુલ કરત નહી બનાવો વર્ણવવામા અતિશયોક્તિ કરે અથવા સાચી હકીકત છુપાવે પણ વર્ષો તો ખોટા લખે જ નહી આ લખવા ઉપરથી જ જ્યારે તેઓ ચંદ કવિ આવી ભુલ કરે નહી એમ સ્વીકારે છે તો પછી તેમણે બારીકાઇથી તપાસ કર્યો હોત તો તેઓ સવતના ગુંચવાડામા પડયા તેમ પડત નહી ચંદ કવિ એવા સાધારણ મનુષ્ય નહોતા તેઓ સમર્થ વિદ્વાન હતા રાસો વાચતા જણાય છે કે તેમા પૃથુરાજના દુશ્મનોના પરાક્રમ તેમણે એવા

ખુલ્લા હૃદયથી વર્ણવ્યાં છે કે તેઓના ઇતિહાસકારો પણ તેવુ લખી શક્ત નહી આ ઉપર મહાન કવિ ચંદનો ગ્રંથ સત્યથી વિમુખીત છે તેમ અતિશ્યોક્તિ રહીત છે કાર્ય પ્રસંગે અલંકારો તથા ગુહાર્થ વપરાયા હશે પણ સત્ય તો તેના ખરા પ્રમાણમાં તેમણે મુક્યું છે જ. એટલે તે ગ્રંથ મહાન કવિ ચંદ પ્રણિત છે વળી વધુમાં તેઓ જણાવે છે કે શાહબુદ્દિન સાથે પૃથુરાજને થયેલા યુદ્ધની શાલ ટાડે સંવત ૧૨૪૯ બતાવી છે પણ રાસાની શાલ સંવત ૧૧૫૮ ખોટી હોવાનું તેણે બતાવ્યુ નથી પણ એ જ રાસાની સત્યતાનો દાખલો છે અમે ધારીએ છીએ કે કર્નલ ટોડની પેઠે રાસાનો અભ્યાસ હજુ સુધી કોઇએ કર્યો નહી હોય તેમણે તેના ૩૦૦૦૦ કાવ્યનો તો ઇંગ્રેજીમાં ભાષાન્તર કર્યો છે તેઓ તેના ઉત્તમ અભ્યાસી હતા અને એક વિદ્વાન જૈન આચાર્ય પાસે તેમણે તેનો સારો અભ્યાસ કર્યો હતો જેથી તેઓએ કોઈ જાતની ભૂલ કરેલ નહોતી તેઓ શોધક અને પરદેશી હતા તેમને એવી ભુલ માલુમ પડે તો જણાવવા વાંધો નહોતો પરંતુ તેમણે બારીકાઇથી અવલોકન કરી ઇતિહાસકારની જાણ માટે સંવત ૧૨૪૯ ખુલ્લી રીતે લખ્યો—

વધુમાં તેઓ જણાવે છે કે પૃથુરાજ રાસાની ખોટી સાલોથી રાજસ્થાનનાં ઇતિહાસમા ઘોટાળો થયો છે અને કર્નલ ટોડે તેના ઉપર આધાર રાખ્યો છે જેથી બીજા એ રસ્તે દોરવાયા છે. આવો આક્ષેપ કરતી વખતે તેમણે એટલું બતાવી આપ્યું હોત કે ટોડ-ફાર્બસ પ્રીન્સેપ-હંન્ટર-વિગેરેને ઇતિહાસ લખવામાં રાસા-સિવાય અમુક અમુક ગ્રંથ હતા તો અમે તેમનો ઉપકાર માનત પણ તેવુ કંઈ થયુ નથી જેથી તેમનુ તે કહેવું વૃથા છે ઉલટ ઉક્ત ગ્રંથકારો વિદેશી છતા મહાનકવિ ચંદના પુષ્કળ વખાણ કરે છે અને ઇંગ્લાંડના પ્રસિદ્ધ કવિઓની સરખામણીમાં મુકે છે ત્યારે ચારણ કવિ શ્યામળદાસ તેને ખોટા ઠરાવવા પ્રયત્ન કરે છે. પણ વિદ્વાનો તે કબુલ કરતા નથી એ જ આપણા દેશની સત્યતા ? હવે શ્યામળદાસ રાસો ક્યા વખતમાં રચાયો તે નક્કી કરતા તેઓ જણાવે છે કે અકબરના પૂર્વે રાજસ્થાનમા રચાયેલા કાવ્યોમાં ફારશી શબ્દો અને શબ્દ પ્રયોગો નથી મળી આવતા—આ તેમનું લખવું કેટલું ભુલ ભરેલું છે તે ચોખ્ખુ જણાઈ આવે છે તે ઇતિહાસકાર તરીકે પ્રસિદ્ધ થવા પ્રયત્ન કરે છે તો તેમણે ઇતિહાસનો બારીક અભ્યાસ કર્યો હોત તો તેમને જણાત કે એક દેશની ભાષામા બીજા દેશની ભાષાનો શબ્દ કેવી રીતે મળી શકે છે હિન્દુસ્થાનમાં મહમદગીજનીની ૧૭ ચઢાઇઓ સન ૯૯૬ થી ૧૦૩૦ સુધીમાં થઇ હતી શું તે વખતે તેની સાથે આવેલા હજારો મુસલમાનો આપણા દેશના માણસોની સાથે સંસ્કૃતમાં વાતો કરતા હશેજ શું આપણા લોકોની ભાષામાં તે શબ્દોનો પ્રયોગ નહી થયો હોય વળી સન ૭૧૨ માં આપણા દેશમાં મહમદકાશમે સન ૬૩૬ માં અબ્દુલઅશી સ્વારીઓ લાવ્યા તે વખતે અહીંના માણસોને ત્યાં નહોતા લેઇ ગયા અને તેમનાં મુસલમાનો આ દેશમાં નહોતા રહ્યા. આપણી ભાષાઓમાં ફારસી શબ્દો અકબર પહેલાં મળ્યા નથી આ તેમની શોધ હાસ્ય ઉપજાવનારી છે.

કવિ—શ્યામળદાસ 'પ્રથુરાજ રાસો રચાવાની સાલ" સ. ૧૬૪૦ (ઇ. સ. ૧૫૮૩) અને સંવત ૧૬૭૦ (= ઇ. ૧૬૧૩)ની વચગાળાના ત્રીસ વર્ષની દરમ્યાનમાં રચાયેલો

જણાવે છે—રાસો રચાવાની આ સાલો કેટલું મહત્વ ધરાવે છે તે અમારી નીચેની વિનંતી ઉપરથી વાંચકવૃન્દને જણાશે છે કે—

પૃથુરાજ રાસાના સંપાદક પાસે સં. ૧૬૩૧–૩૨–૧૬૪૫ ની સાલોમાં રાસાની લખેલી પ્રતો મોજુદ છે વળી સંવત ૧૬૨૭–૨૮ માં અકબર બાદશાહને પૃથુરાજ રાસાની કથા તેમના રાજ્યકવિ ગંગે સંભળાવી હતી ને જેના વૃત્તાંતનું "चन्दछंन्दवर्णनकी महिमा" નામનું પુસ્તક સંવત ૧૬૨૯ નું લખાયેલું મળી આવ્યુ છે મેવાડમાં રાણુરાસો નામનું ગ્રંથ રાવદયાળ કવિ રચીત છે જેની એક નકલ કલકત્તા એસીયાટિક સોસાઇટીમાં છે. તેમાં એક નીચેનુ કવિત છે.

मिल्यी पंकज गनउदधि करद कागद कानरनी
कोटि कवि काजलह कमलकटिकैं करनी
हिंतिथी सख्या गुनितु कहे कक्का कवियाने
इह श्रम लेखनहार भेद भेदे सोइ जाने
इन कस्ट ग्रंथ पुरन करय जनत ज्यादुघना लहय ॥
पालीयें जनन पुस्तक पवित्र लिपि लेखक बिनति करय ।
गुन मनियम रसपोइ चंद कवि नय कर दिद्धय
छंद गुनीतें तुहि मंद कवि भिन भिन किद्धिय ॥
देश देश बिप्पारिय मेलगुन पार न पावय
उदिम करीमेलवतु आसविन अलस आवय
चित्रकुट रान अमरेश नृप श्रीमुप आयस दयौ
गुन बीन बीन करुना उदधि । लखि रासो उदिं मकियौ ॥
लघु दीरव ओछा अधिक जो कछु अंतर होई
सो कवियन मुप सुद्धते कहो आप बुद्धि सोई

ઉપરના કાવ્યથી સ્પષ્ટ જણાય છે કે—કોઇ કક્કા નામના વિદ્વાને મેવાડના રાજેશ્વર મહારાણા અમરસીંહજીની આજ્ઞાનુસાર રાજ્ય પુસ્તકાલયને માટે ઉપરનું પુસ્તક લખ્યું છે મહારાણા અમરસીંહનો રાજ્ય સમય શામળદાસના માનવા પ્રમાણે સંવત ૧૬૫૩ થી ૧૬૭૫ સુધી હતો તો તેમાં મહાકવિ ચંદના કાવ્ય પ્રત્યે વર્ણન છે તો પછી તે વખતમાં આ ગ્રંથ બનવો કેવી રીતે સંભવે છે? તે જણાતું નથી.

સંવત ૧૫૪૦–૪૨ માં રચાયેલા હમીર કાવ્ય પહેલાં પૃથુરાજ રાસો રચાયો હોત તો તે તેની હકીકત અનુસર્યા સીવાય રહેત નહીં. એવો એક આક્ષેપ મુકે છે પણ તે કંઇ

માનવા જેવો નથી કારણુ પ્રાચીન કાવ્યોમાં તો શું પણુ આપણા પુરાણોમાં પણ જ્યારે એક બીજાનો પરસ્પર વિરોધ હોય તો પછી આવા ગ્રંથોમા હોય એમાં નવાઇ નથી હમીર કાવ્યના કર્તાને ઉક્તરાસાનો આશ્રય લેવાથી કદાચ તેની મોટાઇ અને મહતાગાં હાની પહોંચે એમ લાગ્યુ હોય અને તેણે સ્વતન્ત્ર પુસ્તક સાંભળ્યા પ્રમાણે અગર અન્ય ગ્રંથો ઉપરથી લખ્યું હોય અને તેથી ફેર પડે એ બનવા જોગ છે અને એવો અરસ પરસ ફેર જે મુસલમાની ગ્રંથો ઉપર કવિરાજ આધાર રાખે છે તે નીજા મીકી તવારીખ લખકાતા સીરી અબ્બુલફીદા. આદીમાં અરસપરસ પડે છે અને તે દરેક એક જ જાતના લેખક છતાં કેટલીક બાબતમાં પરસપર સમ્મન્ત થતા નથી અને શ્યામળદાસ પોતે પણુ સ્વીકાર કરે છે કે તબકાત નાસીરીમાં નામો શુદ્ધ નથી અબ્બુલફીદામાં સંવત લખ્યા નથી તો તેવી સ્થિતિમાં તેના ઉપર વિશ્વાસ મુકવો તેમને બ્યાજબી લાગે છે તબકાત નાસીરીનો કર્તા પોતે લખે છે કે જે વર્ષમા પૃથુરાજની છેવટની લડાઇ થઇ તે વર્ષમાં તેનો જન્મ થયો હતો અને તે પછી ૩૫ વર્ષે તે પહેલ વહેલો હિન્દુસ્થાનમા આવ્યો અને તેણે જે લખ્યું છે તે એક માણસને મોઢેથી સાંભળી લખ્યુ છે આવી સ્થીતિમાં રચાયેલા ગ્રથ ઉપરથી રાસાને ખોટો ઠરાવના તૈયાર થવુ એ કેટલુ ભુલ ભરેલુ છે તેનો ન્યાય વાંચકવૃન્દને કરવાનો છે.

કવિ શ્યામળદાસનુ કોઠારીઆ અને બેડલાના ચોહાણો તરફથી અપમાન થયુ હોય તેની ખાતર આવા આક્ષેપો કરવાનો તેમનો અંગત હેતુ જણાય છે કારણ તેઓ જણાવે છે કે રાજસ્થાનમાં ચોહાણના માનગૌરવ નહોતાં તેની ખાતર ચૌહાણોના કાવ (ભાટ) એ રાસોચન્દના નામથી રચ્યો છે. આ તેમનું લખવુ તદ્દન ખોટું છે કારણ રાજસ્થાનના ઇતિહાસમા બુંદિ–કોટા–સિરોહી–નીમરાણા બદાવર–બેદલા કોઠારીઆ–પારસોલીના ચાહાણો એવા પરાક્રમી ને વિજયી થયા છે કે તેમના પરાક્રમના મહાન ગ્રંથો ગ્વાયા છે મહારાણાને તેમણે ઘણી વખત કીમતી મદદો કરી છે અને મુસનમાનને કન્યા નહી આપવાનો ટેક પણ તેમણે જાળવેલ છે તે ઉપરથી તેમનો મોભો રાજસ્થાનમાં કેવો હશે તે જાણવાનું છે આમ લખવાથી રાજકવિ શામળદાસ આખા ચૌહાણ કુટુમ્બની અવજ્ઞા કરી કહેવાય—

હવે તેમનો છેલ્લો આક્ષેપ છે કે રાસામા મેવાડના રાણા સમરસિંહની સ્તુતિ કરી છે અને તેમને કેટલાક વિશેષણો લગાડયાં છે અને તે વિશેષણો સમરસીંહ પછી મેવાડના મહારાણાઓએ પ્રાપ્ત કર્યો છે તે વિશેષણ નીચે પ્રમાણે:—

(૧) કલાકઆ રાયકેદાર.

(૨) પાપિયા રાયપ્રયાગ.

(૩) હત્યારાં રાય બાણારસી.

(૪) મદવાન રાય સજાન રાગગ

(૫) સુલતાન ગ્રહન મોખન.

(૬) સુલતાન માનમલત.

હવે વાંચકવૃન્દ વિચાર કરવા અમે પ્રસંગ રૂપક લખીએ છીએ અને તેમાં ઉપલા વાક્યોનો પ્રયોગ કેવી રીતે થયો છે તે જોવાનું છે કે—

### છંદ પદ્ધરિ.

सामंत सब मनुहार कीन प्रोहित राम आशीस दीन
हरिसिद्ध दिद्व बरदान भट्ट उचर्यों चंद पेपेसु भट्ट
दुहुपष्य चवरासिर धरिय छत्र बरदाइ देत आसि तत्र
उठियो सिंघ बरदाइ देपिं । बोलंत बिरद बहु बिधी बिशेखी
चीतोर राज काइम्म कीन । घुमान पाट पग अचल दीन
मेर गिरि सरिस चितोरि मानिं किरताल तेज बढे घुमान
जैचंद समह जिन जुद्ध कीन । मानोंकि उरव जनु मोरपीन ॥

कलंकीयां राय केदार राय । कव देत विरद मन उमंग चाय
पापी राय मागवड समान । कप्पन दरिद्र करतार जान
हित्यार राइ कासी अभंग । मदु आन राइ गंगा उतंग
सुर तान मल्लन बंधन समोप । हिंदु नराइ टालन्न दोप
उज्जैन राइ बंधन 'समथ्थ । आचार राइ जुजट्टरह पथ्थ
भीमंग राई भंजन सुखेत । जस लयो धवल रामींद जैन
रिनथंमराय सिर दंड कीन । अल्लुआ राइ गढ लेइ दीन ॥
ऊथ्थाप राइ थापन समथ्थ सोंपन सरीर पृथिराजसथ्थ
दुरयनी साह भंजन्न अलग्ग चंदेरि लद्दकिं पनाम जग्ग

ઉપરના કાવ્યો ઉપરથી સ્પષ્ટ જણાય છે કે મહારાણા સમરસિંહ પૃથુરાજને સહાય કરવા આવ્યા ત્યારે કવિવર ચંદે તેમને આપેલી આશીસમાં અલંકાર રૂપે ઉક્ત વાક્યો છે. સદર વિશેષણો વાળાં એક બે કાવ્ય કવિ શ્યામળદાસે નમુના રૂપે આપ્યો હોત તો પણ ઠીક પડત સદર કાવ્યનો સીધો અર્થ કરતાં કવિ શ્યામળદાસનો કરેલો આક્ષેપ ખોટો છે.

ઉપરના એકંદર કારણો વાંચકવૃન્દ ધ્યાનમાં લેશે તો તેમને જણાશે કે પૃથુરાજરાસો ઉપર કરેલો આક્ષેપો તદ્દન ખોટા છે અને તેના જવાબ ઘણી લાંબી મુદત ઉપર અપાઈ ગયા છે તે ઉપરથી હાલના જવાબ લખવામાં આવ્યા છે.

" पृथुराजरासाकी संरक्षा " નામના હિન્દી તથા ઇંગ્રેજી પુસ્તકમાં સવિસ્તર જવાબો આપ્યા છે તે વાંચવાથી વાંચકવૃન્દની વધુ ખાત્રી થશે કદાચ આવા મહાન ગ્રંથમાં પાછળ કંઇક ભાગ કોઇએ ઘુસાડી દીધો હોય તે ઉપરથી તેની મોટાઇ નષ્ટ થતી નથી.

સાવલી, જાનેવારી. ૧૯૧૫.

**કવિ હરગોવિન્દ લાલભાઈ બ્રહ્મભટ્ટ.**

" સાવલીવાળા. "

---

# આઠમી બંગાળી સાહિત્ય પરિષદ્.

( અનુસન્ધાન પૃષ્ઠ ૩૬ થી. )

## ગૌરવ પંદરમું.

### બૃહસ્પતિ, શ્રીકર, શ્રીનાથ અને રઘુનંદન.

ધર્મ, વિદ્યા અને શિલ્પના ગૌરવથી વીંટળાઇ બૌદ્ધ અને હિંદુ બંગાળામાં સુખે, સ્વચ્છંદે વસતા હતા. બૌદ્ધો ટિબેટ તરફ ગયા અને ત્યાં પોતાના પ્રભાવનો વિસ્તાર કરતા ગયા, અને બ્રાહ્મણો પણ બંગાળામાં નવી નવી સમાજ પેદા કરતા ગયા. એવે વખતે એક જબરી રેલ માફક અફગાનીસ્તાનમાંથી મુસલમાનો આવી ઉભા રહ્યા. એ રેલના સપાટામા રાજા–પ્રજા, બૌદ્ધ–હિંદુ, વજ્રયાન–સહજયાન, ન્યાય–સ્મૃતિ, દર્શન–વિજ્ઞાન, બધાં ઘસડાઇ ગયાં. બંગાળી અને બીહારી કારીગરોની બનાવેલી સુંદર વસ્તુઓ, મ્હોટા મ્હોટા મહેલ, મ્હોટાં મ્હોટાં મદિર, દેવમૂર્ત્તિ, મનુષ્ય મૂર્ત્તિ, ક્રોધ મૂર્ત્તિ, શાન્ત મૂર્ત્તિ, હિંદુ મૂર્ત્તિ, બૌદ્ધ મૂર્ત્તિ, તામ્રપત્રપર લખેલાં પુસ્તક, ભૂર્જપત્રપર લખેલા ગ્રન્થો, ઝાડની છાલપર લખેલી ચોપડીઓ, જુદાં જુદાં ચિત્રો, જુદાં જુદાં કારકાર્ય, સઘળાનો નાશ થઇ ગયો. ઉદન્તપૂરમાં હજારો બૌદ્ધ ભિક્ષુને સિપાઇ ગણી મુસલમાનોએ કાપી નાંખ્યા, મહાવિહારને કિલ્લા સમજી જમીનદોસ્ત કરી નાંખ્યા, બૌદ્ધ મૂર્ત્તિ અને જાત્રાને સમયે વપરાતાં સાહિત્યો સૌ લૂંટી લીધાં, સોનારૂપાની મૂર્ત્તિઓ ગાળી નાખી, અને પુસ્તકો બાળી નાંખ્યા. દરેક વિહારનો આવો જ હેવાલ થયો. ઉદન્તપૂરનો વિહારતો હજુ પણ ઓળખી શકાય છે, હજુ આજ પણ તે જગા ત્રીસ ફૂટ ઉંચે દેખાય છે. પરંતુ નાલન્દાનું તો નામ પણ લોપ પામી ગયું છે, તેની પાસેના એક નાના ગામડાનું નામ " મ્હોટા ઝાડનો ઢગલો " એવું પડયુ છે વિક્રમશીલાનું તો ઠેકાણું પણ મળતું નથી. જગદ્દલ શોધ્યું જડતું નથી. મુસલમાનોએ તો એવો નાશ

કર્યો કે એ સૌનાં નામ સુદ્ધાં સ્મૃતિમાંથી નાશ પામી ગયાં છે. સદ્‌ભાગ્યે નેપાળ અને ટિબેટ એમના એમ રહ્યાં, જેથી આટલા દિવસ પછી પણ એ બધાંનાં નામની સ્મૃતિ તાજી થઇ શકી છે. આપણે સુભાગ્યે અંગ્રેજ સરકારનું રાજ થયું છે, કે જેથી શોધ કરી કરીને પણ આપણે આપણી આગલી જાહોજલાલીના અવશેષ પણ દેખી શકીએ છીએ.

પુષ્યમિત્રના અઘોર હત્યાકાંડથી પણ જે ધર્મને જરા પણ ખાંપણ આવેલી નહિ, કુમારીલ અને શંકરની પ્રાણપણ ચેષ્ટા છતાં પણ જે ધર્મ પૂર્વ ભારતમાં ટકી રહેલો, બ્રાહ્મણોના નિરંતરના દ્વેષ છતાં પણ જે ધર્મ ચારે તરફ ફેલાઇ રહ્યો હતો, તે ધર્મનો માત્ર એકલા એક મુસલમાનોના હુમલાથી નાશ થઇ ગયો એટલુ જ નહિ પરંતુ તે ધર્મ વિસ્મૃતિના સાગરમાં ડુબી ગયો. તેનાથી લાભ થયો મંગોલીઆને, લાભ થયો ટીબેટને, લાભ થયો પૂર્વ તરફના ઉપદ્વીપોને, લાભ થયો લંકાને. તલવારના મોંઢામાંથી જે બધા બૌદ્ધો છૂટયા તે એ દેશમાં જઇ આશ્રય લઇ રહ્યા. એમને મેળવી એ સૌ દેશ કૃતાર્થ થઇ ગયા. તેમની વિદ્યા વધી, ધર્મ વધ્યો, જ્ઞાન વધ્યુ, શિલ્પ વધ્યું, જે કાંઇ ખોટ આવી તે માત્ર બંગાળાને આવી.

ત્યાર પછી આશરે બસેં વરસ સુધી તો પ્રાણના ભયથી અસ્થિર એવી સ્થિતિમાં બંગાળીઓ પોતાના દેશમાં રહેતા હતા. એ સમયમાં દેશની કેવી હાલત હતી, તેની તે વખતના ગ્રંથ સાક્ષી પૂરે છે. બસેં વરસની નિરંતરની કાપાકાપી ને મારામારી પછી એક હિંદુ બંગાળામાં રાજા થવા પામ્યો અને તેથી ફરી પાછુ હિંદુઓમાં સંસ્કૃત અને બંગાળી સાહિત્ય ખીલી નીકળ્યું. જે મહાપુરૂષના એક સરખા આગ્રહ, પ્રયત્ન અને દૂરદર્શિતાના ફળરૂપે સંસ્કૃતસાહિત્ય ફરી જાગૃત થયુ તેનું નામ બૃહસ્પતિ, ઉપનામ રાયમુકુટ. તેણે પોતે અનેક સંસ્કૃત કાવ્યોની ટીકા લખી છે, સ્મૃતિ નિબંધ રચ્યો છે, અમરકોશની ટીકા લખી છે, તેણે ઘણા પંડિતોનું પાલન કરી, ફરી સંસ્કૃત સાહિત્યની ચર્ચાનો આરંભ કર્યો. આ કામમાં તેને મુખ્ય મદદ કરનાર હતો શ્રીકર. એણે પણ બૃહસ્પતિની માફક જુદા જુદા ગ્રન્થ રચ્યા છે, અને 'એ બે જણાએ મળી વળી અમરકોશની એક નવી ટીકા રચી. શ્રીકરના છોકરા શ્રીનાથે નિબંધના એક સટનો સંગ્રહ કરી ફરી હિંદુ સમાજનું બંધારણ કરવાનો પ્રયત્ન કર્યો. તે બહુ કૃતકાર્ય થયો નહિ; પરંતુ તેના શિષ્ય રઘુનન્દનને એવું બંધારણ નક્કી કરવામાં ફતેહ મળી. એણે રચી આપેલું બંધારણ હજી પણ ચાલે છે. બૃહસ્પતિ, શ્રીકર, શ્રીનાથ, અને રઘુનન્દને જે બંધારણ બાંધી આપ્યુ છે તેથી તો આજે પણ આપણે પોતાને હિંદુ તરીકે ઓળખાવી શકીએ છીએ. એઓને આપણે પૂજવા જોઇએ, એમને નમવું જોઇએ, કારણ આપણા ગૌરવનું સ્થળ એઓજ છે.

---

# ગૌરવ સોળસું.

## ન્યાયશાસ્ત્ર.

મુસલમાનોના હુમલાને લીધે જેમ બીજાં શાસ્ત્રો લોપ થયા તેમ દર્શનશાસ્ત્ર પણ લોપ થયું. રાજા ગણેશના પછી સંસ્કૃત સંબંધે ચર્ચા પાછી સજીવન થઇ, તેને પરિણામે ન્યાયની ચર્ચા પણ પાછી શરૂ થઇ, અને આ ચારસેં વરસમાં બંગાળાનું ન્યાયશાસ્ત્ર આખા ભરતખંડમાં પથરાઇ ગયું. ભરતખંડના કોઇપણ ભાગમાં જાઓ અને ત્યાં જે કોઇ નૈયાયિક તમને મળશે તે કાંઇ નહિ તો કાંઇ પણ થોડું ઘણું પણ બંગાળી જાણતો હશે, કારણ નવદ્વીપમાં આવ્યા વગર તેને ચાલે તેમ નહતું. હવે જ્યારે નવદ્વીપમાં આવવાનું થાય ત્યારે બંગાળી ભાષા શીખ્યા વગર પણ ચાલે નહિ. પોતાને દેશ જઇ વખતે બંગાળી ભૂલી જાય પરંતુ કોઇ બંગાળીને દેખીને ફરી તેની જોડે બંગાળી બોલવાની ઇચ્છા તેને સ્વાભાવિક રીતે થઇ આવે. કાશમીર જાઓ, પંજાબ જાઓ, નેપાળ જાઓ, (ઉત્તર) હિંદુસ્થાન જાઓ, રાજપૂતાના જાઓ, મદ્રાસ જાઓ, મહીસૂર જાઓ, ત્રિવાંકૂર જાઓ, ગમે ત્યાં જાઓ પણ ત્યાંના નૈયાયિકને મોઢે બેચાર બંગાળી વાત સાંભળ્યા સિવાય રહેશો નહિ, અને એ હકીકત કાંઇ બંગાળીઓના જેવા તેવા ગૌરવની નથી. જે બંગાળીઓ આ પ્રમાણે આખા ભરતખંડમાં બંગાળાને પ્રધાનપદ આપી ગયા છે તેઓ આપણા પૂજ્ય અને નમસ્ય છે. એ બંગાળીમાંનો પહેલો તે વાસુદેવ સાર્વભૌમ. તેનો એકે ગ્રંથ હાલ જોવામાં આવતો નથી. બીજો રઘુનાથ શિરોમણી. એની બુદ્ધિ અસ્તરાની ધાર જેવી સૂક્ષ્મ હતી. ન્યાય અને વૈશેષિક સંબંધમાં તેણે ઘણા ગ્રંથો લખ્યા છે, પરંતુ એ વધારે ઓળખાય છે એની તત્ત્વચિંતામણિની ટીકાથી. તેણે માત્ર વાસુદેવ અને પક્ષધર—મિશ્રની પાસે અભ્યાસ કરેલો એમ જ નહતું. પરંતુ મહારાષ્ટ્રમાં જઇ રામેશ્વર પાસે પણ તેણે અધ્યયન કરેલું, અને તેના શિષ્યો માત્ર બંગાળામાંજ હતા એમ નહિ પરંતુ દારભંગ (દરભંગાના) ના રાજાના પૂર્વજ મહેશ પંડિત પણ તેના શિષ્ય હતા. શિરોમણિથી ઉતરતા બંગાળાના લોક હરિરામ, જગદીશ અને ગદાધરને ઓળખે છે, અને તેમની રચેલી ટીકા વગેરે ભણે છે. પરંતુ પશ્ચિમમાં એક વખત ભવાનન્દ સિદ્ધાન્ત વાગીશનું બહુ માન હતું. મહાદેવ પુંતામકરે ભવાનન્દની ટીકાની ટીકા લખી છે, અને તે હજુ પણ ત્રણ ચાર જગાએ ચાલે છે. ન્યાયશાસ્ત્રના ગ્રંથ લખવામાં સૌથી છેલ્લો વિશ્વનાથ છે, તેની કેટલીક કારિકાઓમાં ન્યાયશાસ્ત્રના કેટલાક કઠણ સિદ્ધાંતો જે રીતે તેણે સમજાવ્યા છે. તે જોઇ સૌ આશ્ચર્ય પામે છે. હજુ એને થઇ ગયાને ત્રણસો વરસ પુરાં થયાં નથી, છતાં આખા હિંદુસ્તાનમાં એની કારિકા અને એની સિદ્ધાંત મુક્તાવલી વપરાય છે. એનો ટીકાકાર કોઇ હજુ બંગાળામાં જન્મ્યો નથી; પરંતુ મહારાષ્ટ્રના એક વતની નામે મહાદેવ દીનકરે એના પર ટીકા લખી છે. બીજું કાંઇ નહિ તો એટલું જ કહેવું બસ થશે કે આ નૈયાયિકોએ જ હિંદુસ્તાનમાં બંગાળાનું નામ ઉજ્વલ રાખ્યું છે, કારણ બંગાળાના સ્માર્તોને તે બીજા દેશના લોકને જાણવાની દરકાર જ હતી નહિ, પરંતુ બંગાળાના નૈયાયિકોને જાણ્યા વગર તેમને કોઇને ચાલે તેમ ન હતું.

## ગૌરવ સત્તરમું.

### ચૈતન્ય અને તેનો પરિકર.

બૌદ્ધ મતો ધીમે ધીમે એક સરખા લોપ થતા ગયા, લોપ થતા તો શું, પણ, જ્યારે નાશ પામ્યા, ત્યારે બૌદ્ધ ધર્મની શી દશા થઇ? પાદરી ન હોય ને ખ્રીસ્તીઓની જે દશા થાય, બ્રાહ્મણો ન હોય ને હિંદુઓની જે દશા થાય, મૌલવી ન હોય ને મુસલમાનોની જે દશા થાય, તેવી જ દશા બૌદ્ધ ધર્મની થઇ. બહારથી કોઇ તેના પર હુમલા કરે તો તેનુ રક્ષણ કરી શકે એવું કોઇ રહ્યું ન હતું. માંહોમાંહે જે ગરબડાટ થતી હતી તેનો નીકાલ કરે તેવું કોઇ રહ્યું નહતું. જે રહ્યા હતા તે મૂર્ખ પુરોહિત કુળના માણસો, સેંકડો ખેડુતો, વાણિઆ અને કારીગર. મુસલમાનોએ જોર જુલમથી ઘણાઓને વટલાવ્યા હતા. જ્યાં જ્યા મોટા વિહાર હતા ત્યાં કરથી મુક્ત એવી ઘણી જમીન તે વિહારવાળા ભોગવતા હતા, તે સઘળી જમીન મુસલમાનોએ જપ્ત કરી અફગાન સિપાઇઓને વહેંચી આપી; ઉદન્તપુર અને નાલન્દાની જમીન લઇ મલેક નામે એક મુસલમાનના કુટુંબને આપી દેવામાં આવી. બંગાળામાં આવેલા વિહારનુ શું થયુ તેની ખબર નથી, છતાં સ્હેજ સ્હાજ જાણવામાં આવ્યુ છે તે આ છે. વાલાંદા પરગણામાં માદૂર ( એક જાતની સાદડી ) ઘણી સારી થાય છે. તે તે વખત બનતી હતી અને હાલ પણ બને છે. ત્યા એક બૌદ્ધ વિહાર હતો તેમાં ઘણા ભિક્ષુઓ રહેતા, અને પુસ્તકોની નકલો કરતા હતા, ત્યા દેવતાઓની પૂજા થતી હતી. વાલાન્દાની " **अष्ट साहस्रिका प्रज्ञापारमिता** " હાલ પણ નેપાળ દરબારની પુસ્તકશાળામાં છે, અને વાલાન્દાની બૌદ્ધ કીર્તિનુ એ એક જ માત્ર સ્મૃતિચિહ્ન આજે હયાત છે. આજે એ આખું વાલાન્દા મુસલમાની થઇ ગયું છે. મુસલમાનો જ એ ચટાઇ બનાવે છે, ચટાઇ બનાવનાર એક પણ હિંદુનું ઘર ત્યાં નથી. એ પ્રમાણે માત્ર વિહારનો નાશ થયો એટલુ જ નહિ પરંતુ મુસલમાનોએ આવી પાસેના તેમ ચારે તરફના લોકોને વટાળ્યા, અને આજે પરિણામે બંગાળામાં અરધા ઉપરની વસ્તી મુસલમાનની છે.

બાકી જે રહ્યા તે હિંદુ થઇ ગયા. તેમને હિંદુ બનાવ્યા કોણે ? બ્રાહ્મણોએ. બ્રાહ્મણ પંડિતોનું તો એ કામ જ હતું. પરંતુ તેમને જોરે જોરે બે બીજાં બ્રાહ્મણ ટોળાંઓએ મદદ કરી. એક ટોળાના નાયક ચૈતન્ય, અદ્વૈત અને નિત્યાનન્દ, અને બીજાના ગૌડદેશનો શકર, ત્રિપુરાનન્દ, બ્રહ્માનન્દ, પૂર્ણાનંદ અને આગમવાગીશ. આમાંનુ એક ટોળું વૈષ્ણવ અને બીજું શાક્ત હતું.

ચૈતન્યદેવે વૈષ્ણવોનો બહુ જબરો સંપ્રદાય કાઢયો છે. તે પોતે બંગાળી હતો અને તેનો પરિકર વર્ગ પણ બંગાળી જ હતો. તેમણે અનેક ગ્રંથો સંસ્કૃતમાં લખ્યા છે, એટલું જ નહિ પણ બંગાળી ભાષાની પણ સારી શ્રીવૃદ્ધિ કરી છે. રૂપ, સનાતન, જીવ, ગોપાળ ભટ્ટ, કવિકર્ણપૂર, વિશ્વનાથ ચક્રવર્ત્તિ, બળદેવ વિદ્યાભૂષણથી માંડીને ઉપેંદ્ર ગોસ્વામી સુધી

કેટલા માણસો સંસ્કૃત ગ્રંથ લખી ગયા છે તેની ગણત્રી થઇ શકતી નથી બંગાળી ગ્રંથની વાત તો બોલવા જેવી જ નથી. વૃન્દાવનદાસ, લોચનદાસ, કૃષ્ણદાસ, કવિરાજથી માંડીને રઘુનંદન ગોસ્વામી સુધી કેટલા બધા વૈષ્ણવ લેખકો બંગાળીમાં ઉત્કૃષ્ટ ગ્રંથ લખી ગયા છે? તેઓએ બંગાળી ભાષાને શુદ્ધ બનાવી છે એટલું જ નહિ પણ તેને નવું જીવન આપ્યું છે. બંગાળાના વૈષ્ણવોની મુખ્ય કીર્તિ તે કીર્તનનાં પદ. બૌદ્ધોનાં ચર્યાપદનું અનુકરણ કરી આ સઘળાં પદો રચવામાં આવેલાં. એ પદના બનાવનારાઓ અસંખ્ય થઇ ગયા છે. રાધા મોહનદાસે ૯૦૦-૯૫૦ પદનો સંગ્રહ કર્યો છે, ત્યાર પછી વૈષ્ણવદાસે ૩,૩૦૦ પદનો સંગ્રહ કર્યો છે. અને આજે જો સંગ્રહ કરવા બેસીએ તો ૨૦,૦૦૦ પદ થાય. ભાવના માધુર્ય, ભાષાના લાલિત્ય, સુરના વૈચિત્ર્યને લીધે એ બધાં ગાયન સર્વ લોકોના તરફથી આદર પામે છે. એ બધાં પદ ગાવાને જુદાં જુદાં કીર્તન રચવામાં આવ્યાં છે. આગળ એક વખત જેમ બંગાળામાં નાટકની સ્વતન્ત્ર "પ્રવૃત્તિ" જોવામાં આવતી હતી તેમ હાલ એ કીર્તનની જુદે જુદે રૂપે "પ્રવૃત્તિ" જોવામાં આવે છે, તેમાં બે "પ્રવૃત્તિ" મુખ્ય છે, મનોહર સાકી અને રેણેટી. ભક્તિરત્નાકરમાં લખ્યુ છે કે જ્યારે શ્રીખંડમાં પહેલવહેલું કીર્તન થયું ત્યારે તે સાંભળવા સ્વર્ગમાંથી ચૈતન્ય પોતે ઉતરી આવ્યો હતો. આજે પણ એમ લાગે છે કે જ્યાં ઉત્કૃષ્ટ કીર્તનની મઝા જામે છે, ત્યાં ચૈતન્ય પોતાના પરિકર સાથે આવી ઉભો રહે છે. બંગાળામાં થતું કીર્તન ખરેખર એક ઉપભોગ કરવા લાયક વસ્તુ છે, અને તેટલા માટે આપણે ચૈતન્યદેવ અને તેના સંપ્રદાયના પૂરેપૂરા દેવાદાર છીએ.

---

## ગૌરવ અઢારમું.

### તાંત્રિકગણ.

તંત્ર કહ્યું એટલે તેનો અર્થ શો તે હજુ પણ સમજાતુ નથી. બૌદ્ધો વજ્રયાન, સહજયાન, કાલચક્રયાન, બધાને જ તંત્ર કહે છે. કાશ્મીરના શૈવોના બધાજ ગ્રંથ તંત્ર કહેવાય છે. નાથપંથના બધા ગ્રંથોને પણ તંત્ર કહે છે. બીજા શૈવ સંપ્રદાયના ગ્રંથને પણ તંત્ર કહે છે, અને શાક્તોના બધા ગ્રંથોને પણ તંત્ર કહે છે. વળી વૈષ્ણવોની "પંચરાત્ર" ને પણ તંત્ર કહે છે. વાસ્તવિક રીતે વૈષ્ણવોમાં પણ થોડુ તંત્ર છે. આવી સ્થિતિમાં તંત્ર શબ્દ વાપર્યો એટલે બધાના ગ્રંથો સમજાય પણ ખરા અને ન પણ સમજાય.

કેટલાંક તંત્રમાં કહ્યુ છે કે વેદમાં એ વિશે કાંઇ પણ ઇશારો ન હોવાથી તંત્રની ઉત્પત્તિ થઇ. વળી કેટલાંએક કહે છે કે અથર્વવેદમાં તંત્રનું મૂલ છે. કેટલાએક કહે છે કે મૂળતંત્ર બુદ્ધદેવના મ્હોડામાંથી નીકળેલાં, તો કેટલાએક કહે છે હરપાર્વતીના સંવાદમાંથી તેની ઉત્પત્તિ થએલી. હવે જો તે હરપાર્વતીનો સંવાદ હોય તો કોઇ પણ માણસ તે સંવાદને કૈલાસમાંથી પૃથ્વી પર લઇ આવેલું હોવું જોઇએ, કારણ તેમ ન હોય તો લોકોના

જાણવામાં તે ક્યાંથી આવે? એક બૌદ્ધ તંત્રકારે લખ્યું છે કે, "હમે કાંઈ બ્રાહ્મણોના જેવા સુશબ્દવાદી નથી, હમે તો સરળ વાત લખનારા છીએ. જે ભાષા બધા સમજી શકે તેની ભાષામાં હમે લખીએ છીએ." મૂળ તન્ત્રમાં વ્યાકરણના નિયમો બહુ સચવાયા નથી, તેમ મૂળ તંત્ર બહુ ભાગે મળતું પણ નથી જે મળી આવ્યું છે તેનો મ્હોટો ભાગ સંગ્રહનો છે. દાખલા તરીકે કોઇ એક તાંત્રિક પંડિત બેચાર મૂળતંત્ર અને ઘણો સંગ્રહીત ભાગ મેળવી લઇ, તેના પરથી એક પોતાનો જ સંગ્રહ બહાર પાડતો, અને પછી તેના ટોળામાં તે જ સંગ્રહ ચાલતો. આ પ્રમાણે ઘણા સંગ્રહો પ્રચલીત થયા છે.

હવે એ બધા સંગ્રહકર્ત્તામાં બંગાળામાં સૌથી પહેલો અને મ્હોટો ગૌડી (ગૌડદેશનો) શંકરાચાર્ય ગણાય છે. તેના ઘણા સંગ્રહ મળી આવ્યા છે એનાં સ્તવનો શુદ્ધ સંસ્કૃતમાં લખાએલાં છે, કારણ સંસ્કૃત ભાષાનો તે પૂરેપૂરો અધિકારી હતો. જુદા જુદા છંદમાં તેણે જુદાં જુદાં સ્તવનો લખ્યાં છે. તેના ઘણા ગ્રંથો તો જાણે મ્હોટા શંકરાચાર્યે લખ્યા હોય તેમ મનાય છે. પરંતુ તે શંકરાચાર્ય તો અદ્વૈતવાદી હતા, તેઓ તંત્રના ગ્રંથ લખે જ શી રીતે? તંત્રની સૃષ્ટિ પ્રક્રિયા એક નવી જ જાતની છે, અને બ્રાહ્મણોની કોઇ પણ સૃષ્ટિ પ્રક્રિયા સાથે તે મળતી આવતી નથી. પરંતુ હાલમાં તો બંગાળાના લોક એક જ સૃષ્ટિ પ્રક્રિયાને ઓળખે છે. સંગ્રહકારોએ મૂળતંત્રને ઘણી રીતે સાફ બનાવી દીધું છે. મૂળતંત્રમાં એવી ઘણી પ્રક્રિયાઓ છે કે જે સભ્ય લોકોની સમક્ષ બહાર જ પાડી શકાય નહિ. સંગ્રહકારોએ તેને શુદ્ધ (સાફ) બનાવી દીધી છે, પરંતુ આવી રીતે સાફ કર્યાં બાદ પણ તેમની જે ગુહ્ય ઉપાસના બાકી રહે છે તે બહુ ઠીક (સુવિધ) નથી. મારો તો એવો મત છે કે તંત્ર સંબંધે જેટલી થોડી ચર્ચા થાય તેટલું સારૂં. પરંતુ જે મહા પુરૂષો લોકોમાં પ્રસરેલું આ તંત્રશાસ્ત્ર શુદ્ધ કરી સભ્ય સમાજને ઉપયોગી થઇ પડે એવું કરી ગયા છે, અને જેને લીધે જે અનેક જન હિંદુ થઇ ગયા છે, એટલું જ નહિ પણ હિંદુ તરીકે ટકી રહ્યા છે, તેમની દૂરદર્શિતા અને સમાજનીતિકુશળતા વિશે તો કાંઇ સંદેહ હોઇ શકે જ નહિ.

એ ગમે તેમ હોય પણ શંકરના પછી થએલા ત્રિપુરાનન્દ, બ્રહ્માનંદ, અને પૂર્ણાનંદે પૂર્વ બંગાળાના બૌદ્ધોને હિંદુ બનાવી દીધા. બ્રહ્માનંદના પુસ્તકમાં અક્ષોભ્ય, વૈરોચન વગેરે બુદ્ધ નામો મળી આવે છે, માત્ર અક્ષોભ્ય તેમાં ઋષિ બની ગયો છે, ને વૈરોચન દેવતા બન્યો છે. જે તારા મંત્રની સાધનાને માટે વશિષ્ઠ દેવને ચીન જઇ બુદ્ધનું સરણ લેવું પડેલું, તે જ તારાની પૂજાનું રહસ્ય બ્રહ્માનંદે લખ્યું છે. બૌદ્ધ મત મુજબ તારા તે અક્ષોભ્યની શક્તિ. બૌદ્ધ મત મુજબ એક જગ, નીલસરસ્વતીની ઉપાસના તે જ તારા છે, અને તારા રહસ્ય તે પણ તે જ. બૌદ્ધો શૂન્યવાદી છે, અને તારા રહસ્ય તે શૂન્ય ઉપર શૂન્ય, તેના ઉપર શૂન્ય, એ પ્રમાણે છ શૂન્ય સુધી ગયું છે. બૌદ્ધ મત પ્રમાણે એ બધી દેવીઓની ધારણા છે, તેમના સાધન છે અને તારા રહસ્યમાં તેમને સંબંધે ગાયત્રી છે. એમ જણાય છે કે, એ બાજૂએ ઘણા બૌદ્ધો હતા અને તેમને આ ઉપાયદ્વારા બ્રહ્માનંદે હિંદુ બનાવ્યા લાગે છે.

બ્રહ્માનંદનો શિષ્ય પૂર્ણાનંદ ઘણો ક્ષમતાશાલી માલુમ હતો. તેનો સંગ્રહ વળી વધારે

શુદ્ધ છે, તેના ગ્રંથો ઘણા છે, તે પોતે સારૂં સંસ્કૃત લખી શકતો હતો. પૂર્વ બંગાળા અને વરેંદ્રમાં તેના કુટુંબીઓ ગુરૂ તરીકે સ્થપાયાં છે, અને તેમના શિષ્યોની શાખા પણ ઘણી થઇ છે.

રાઢ (હુગલી નદીનો પશ્ચિમનો ભાગ) ના આગમ વાગીશનો સંગ્રહ તેનાથી વધારે ચોખ્ખો છે. તેના ગ્રંથમાં પંચમકારની બાબત જણાવેલી નથી છતાં એ પ્રદેશમાં તે બહુ આદરણીય છે, પરંતુ તેના પુસ્તકમાં પણ મંજુઘોશની ઉપાસના કરવાનું છે. મંજુઘોશ એ એક બોધિ સત્ત્વ હતો, તે વિશે કાંઇ સંદેહ જેવું નથી.

જે થોડા ઘણા બૌદ્ધો રહ્યા હતા તેને એ તાંત્રિક ગ્રંથકારોએ હિંદુ બનાવી દીધા, આપણા પોતાના કરી દીધા અને તેથી તેઓ બંગાળી સમાજ પર યથેષ્ટ ઉપકાર કરી ગયા છે.

એ તાંત્રિક મહાશયોએ બંગાળીઓના લોહી અને માંસમાં પ્રવેશ કર્યો છે એ બાબતમાં જરા પણ શક લેવા જેવું નથી. બંગાળી ભાષાનું સાહિત્ય જ તેની સાક્ષી પૂરે છે, જો કે તેમનાં લખાણોથી બંગાળી પુસ્તકો પ્રચૂર થઇ ગયાં નથી અને તે ઠીક જ થયું છે. તેમનાં સ્ત્રી સંબંધી ગાયનો બંગાળાની શ્લાઘા (પ્રશંસા) નો એક વિષય છે. હજુ સુધી કોઇએ તેનો સંગ્રહ કર્યો નથી તેથી તેની સંખ્યા કેટલી છે તે કહી શકાતું નથી. રામપ્રસાદનું ગાયન સાંભળી મોહિત થયો હોય નહિ એવો કોઇ બંગાળી છે? દીવાનજી મહાશય તથા કમલાકાન્તનાં ગાયન ઘણી વખતે હૃદયનું કોઇ નિગૂઢ તંત્ર બજાવી મૂકે છે.

બંગાળી હિંદુઓમાં એક વખતે વૈષ્ણવ સંપ્રદાય—ભૂક્ત લોક કરતાં સ્માર્ત પંચોપાસકની સંખ્યા વધારે હતી. તેઓ જો કે શાક્ત સંપ્રદાય માનતા નહતા છતાં બંગાળીઓને મન તો હિંદુઓ એટલે કાં તો શાક્ત કાં તો વૈષ્ણવ, એ બે જ પ્રકાર હતા. તેથી તેઓ તો એમ જ ગણતા કે જે વૈષ્ણવ ન હોય તે પછી શાક્ત હોય કે ન હોય તો પણ શાક્ત હોવા જોઇએ, જો કે આ ઉક્ષા ટોળાનો તો વૈષ્ણવોનાં ગાયન કરતાં સ્ત્રી વિષયનાં ગાયનો વધારે જુસ્સો ઉશ્કેરે છે

---

## ગૌરવ ઓગણીશમું.

### બંગાળી બ્રાહ્મણ.

બંગાળી બ્રાહ્મણો તે કેવળ બંગાળાના ગૌરવનું સ્થળ છે એમ નથી પરંતુ આખા ભારતના ગૌરવનું કારણ છે. વિદ્યા, બુદ્ધિ, શાસ્ત્રજ્ઞાનમાં તેઓ કોઇપણ બીજી જાતના બ્રાહ્મણ કરતાં ઉતરતા નથી, ઉલટું તીક્ષ્ણબુદ્ધિ, અને વિચારશક્તિમાં તેમનું સ્થાન સર્વેથી ઉચું આવે છે, પરંતુ એ બધી મોટાઇની વાત અહિં કહેવાની જરૂર નથી. એમને બંગાળાનું ગૌરવ કહ્યા છે, તો એમણે બંગાળામાં શું કર્યું છે તેટલું જ માત્ર જણાવી તેમની મ્હોટાઇનાં ગીત ગાઇશું.

એક તો આ પ્રદેશ અનાર્ય હતો, તેમાં વળી અહિં બૌદ્ધ, જૈન વગેરે અબ્રાહ્મણ ધર્મોનો પ્રાદુર્ભાવ થએલો, તેથી હવે જ્યારે અહિં જૈન, બૌદ્ધ વગેરે દેખાતા નથી, અને જ્યારે તેમનો કીર્તિકલાપ સુદ્ધાં લોકો એક સરખો ભૂલી ગયા છે—જ્યારે ચારે દિશાના લોકો એમજ જાણે છે કે બંગાળાના લોકો તે હિંદુ જ—ત્યારે એ બધું કરનાર કોણ? કોના યત્નથી, કોની દૂરઅંદેશીથી, કોના નીતિ જ્ઞાનથી એ પ્રદેશ આર્યઆચાર, આર્યવિદ્યા, આર્ય ધર્મથી પરિપૂર્ણ થઇ રહ્યો છે? બંગાળાના રાજકર્ત્તાઓ એ બાબતને અનુકૂળ હતા નહિ, ઉલટા ઘણે ઠેકાણે ને ઘણે વખતે તેઓ તો ઘણા વિરોધી હતા. એ રાજશક્તિની સામે એક સરખો સંગ્રામ કરી દેશને હિંદુ બનાવી દેવાનું કામ બહુ ભારે હતું, પરંતુ બંગાળાના બ્રાહ્મણોએ તે બહુ સારી રીતે સિદ્ધ કર્યું, અને તે વળી એવી રીતે સિદ્ધ કર્યું કે મુસલમાન ઇતિહાસકારોએ સુદ્ધાં જાણ્યું નહિ કે મુસલમાનો ત્યાં આવી પહોંચ્યા તે વખતે બંગાળામાં હિંદુ સિવાય બીજો સબળ ધર્મ પ્રચલિત હતો. મુસલમાનોએ પ્રાચીનસમાજ, મુખ્ય કરીને બૌદ્ધ સમાજનો એક સરખો નાશ કરી દીધો હતો, ત્યાર પછી બ્રાહ્મણોએ ધીરે ધીરે પાછી તેજ સમાજ કેવી રીતે ઉભી કરી, તેની હકીકત કેટલાએક આગલાં ગૌરવમાં બતાવી છે. સ્મૃતિ, દર્શન, વૈષ્ણવધર્મ, અને શાક્તધર્મે તેમને ઘણી સહાય કરી, પરતુ તેટલેથી બ્રાહ્મણો નિશ્ચિત થયા નહિ. તેમણે જોયુ કે દેશી ભાષામાં ગદ્ય લખી, દેશી ભાષામાં ગાયન ગાઇ, કેવી રીતે બૌદ્ધોએ દેશને ઉત્તેજિત કર્યો હતો. આ ઉપરથી તેમને સમજ પડી હતી કે દેશને જોરદાર બનાવવો હોય તો માતૃભાષા વિના તેમ થઇ શકતું નથી, તેથી જ તેમણે પ્રથમથીજ રામાયણ, મહાભારત, ભાગવત વગેરે બંગાળીમાં જ લખવાનુ શરૂ કર્યું હતું.

આમ કરવાથી તેમનાં બે કાજ સર્યાં. લોકોની દૃષ્ટિ બૌદ્ધ છોડી હિંદુ તરફ દોડી, અને મુસલમાનોના હાથમાંથી ઉદ્ધાર પામવાનું તે એક સારૂં યંત્ર થઇ પડયું. રાજનીતિજ્ઞ મુસલમાનો પણ એ વાત સારી રીતે સમજી ગયા, અને તેથી તેઓ ઘરના પૈસા ખરચીને પણ બંગાળી લખાણને મદદ આપતા ગયા. ખરી રીતે સ્મૃતિ અને દર્શન બાદ કરીએ તો આ બંગાળી તરજુમાઓને લીધે જ હિંદુસમાજનાં બંધન બહુ સખ્ત થઇ ગયાં, અને એ તરજુમાનું મૂળ બ્રાહ્મણ હતા. એ વાત પહેલાં તેમના જ મગજમા ઉદ્‌ભવેલી, અને તેમણે જ આગ્રહપૂર્વક એ કાર્ય કરી, બંગાળાના ગૌરવમાં યથેષ્ટ વૃદ્ધિ કરી.

---

## વિસમું ગૌરવ.

### કાયસ્થ અને રાજા.

પાછળથી તો પાછળથી પણ એ કાર્યમાં બ્રાહ્મણોને કાયસ્થો તરફથી સારી મદદ મળી. એમ લાગે છે કે પહેલેથી જ તેઓ તે તરફ ખેંચાતા હતા. બૌદ્ધ ધર્મ પર આગળ તેઓને ઘણી શ્રદ્ધા હતી, કારણ ઘણા કાયસ્થોએ ઘણા બૌદ્ધ ગ્રંથ લખ્યા છે. ધર્મપાલના સમયથી

તે બલ્લાળસેનના સમય સુધીમાં તેગુરમાં ઘણા કાયસ્થોનાં નામ નજરે પડે છે. પછી, જ્યારે તેમણે જોયું કે બૌદ્ધધર્મ આસ્તે આસ્તે લોપ થતો જાય છે ત્યારે તેઓ એક સરખા બ્રાહ્મણો તરફ ઝુકી પડયા, અને બ્રાહ્મણ પાસેનાં પુરાણ વગેરેનો બંગાળીમાં તરજુમો કરવા માંડયો. ગુણરાજખાંના કૃષ્ણમંગળે અને કાશીદાસના મહાભારતે બંગાળીને બહુ ઉંચું પદ પ્રાપ્ત કરાવ્યું છે. કાશીદાસના બીજા બે ભાઇ ગદાધર અને કૃષ્ણદાસ ઘણાં સારાં પુસ્તકો લખી ગયા છે. એ બધાનો ઉદ્દેશ એક જ હતો કે સૌ બંગાળીએ હિંદુ થઇ જવું, કાયસ્થો માત્ર પુસ્તક લખી સમાજ પર ઉપકાર કરી ગયા છે એમ નથી. આ પ્રદેશની ઘણી જમીન તેમના હાથમાં હતી અને જમીનદાર તરીકે પણ દેશનું અને સમાજનું તેમણે ઘણું ભલું કર્યું છે. રાજાગણેશ અને તેનાં સંતાન જો બંગાળાના સુલતાન ન થયા હોત તો રાયમુકુટ કાંઇ કરી શકત નહિ. હિરણ્ય અને ગોવર્ધન ન હોત તો ચૈતન્યનો સંપ્રદાય જડ ઘાલત કે નહિ તેનો શક છે. બુદ્ધિમંતખા ન હોત તો નવદ્વીપની બ્રાહ્મણ પંડિતસમાજને પૈસા માટે ઘણું કષ્ટ ભોગવવું પડત. આ રીતે કાયસ્થ બ્રાહ્મણના ભગી જવાથી મુસલમાન સત્ત્વ છતાં પણ બંગાળામાં એક મ્હોટી હિંદુસમાજ ઉત્પન્ન થઇ પડી.

આ અરસામાં મોગલો બંગાળામાં આવી ચઢ્યા, અને તેમની જોડે ઘણા પરદેશી હિંદુઓ પણ આવ્યા અને અહિં તેમને મોટી મોટી નોકરી તથા જાગીરો આપવામાં આવી. પઠાણોને તેઓ મદદ કરતા હતા એવું મોગલોના મનમાં હોવાથી તેમને કાયસ્થો ઉપર ગુસ્સો આવ્યો હતો, અને તેથી ઘણા કાયસ્થોએ પોતાની જમીનદારી ખોઇ નાંખી અને તેમની જગાએ કાંતો બ્રાહ્મણ યા તો કોઇ પરદેશી આવીને બેઠો, અને આસ્તે આસ્તે બંગાળામાં બ્રાહ્મણ અને પરદેશી જમીનદારોની સંખ્યા વધતી ગઇ. પરદેશીઓમાં મુખ્ય હતા વર્દ્ધમાનના મહારાજાધિરાજ, અને બ્રાહ્મણોમાં કૃષ્ણનગર, નલડાંગા, નાટોર અને મુક્તાગાછા મુખ્ય થઇ પડયાં. ભાગ લાગ વહેંચાવાને લીધે અને બીજા કારણોને લીધે બ્રાહ્મણોનાં કુટુંબ તૂટી ગયાં, પરંતુ મહારાજાધિરાજનું કુટુંબ તો હતું તેવું જ છે. આજે ત્રણસેં વરસ થયાં બંગાળાની હિંદુસમાજના એક મજબૂત સ્થંભ જેવું તેમનું કુટુંબ અને તેઓ થઇ પડયાં છે. તેઓ કેટલા બ્રાહ્મણ પંડિતોને પોશે છે? બંગાળી સાહિત્યને કેટલું ઉત્તેજન આપે છે તેની સીમા જ નથી. હરિહરમંગળના લેખક મહારાજાધિરાજના સગા છે અને તેમના જ ઉત્તેજનને લીધે તેમણે એ ગ્રંથ રચ્યો છે. ઘનરામને તેમની જ મદદ મળી છે. સારો કવિ હોય પણ જો વર્દ્ધમાનના દરબારમાં તેનો મુજરો ન થયો હોય તો તે કવિ જ કહેવાય નહિ. હુશીઆર કથા કહેનાર જો વરસમાં એક પણ દીવસ વર્દ્ધમાનની દરબારમાં કથા કરી શકે તો જ પોતાને કૃતાર્થ થયો માને છે. સારા રાસધારીઓ જો વર્દ્ધમાનમાં પોતાનો રાસ ન કરે તો પોતાને પાસ થએલા ગણતા નથી. વર્દ્ધમાન પણ સારી બાબતને હમેશ ઉત્તેજન આપે છે, યોગ્ય માણસોને વૃત્તિ બાંધી આપે છે, અને વર્ષાસન આપે છે. અત્યાર સુધી બંગાળાની સાધારણ સભામાં અત્યાર પહેલાંના મહારાજાધિરાજો કદી ભાગ લેતા ન હતા, કારણ તેમનો હોદ્દો અને મર્યાદા સચવાવા લાયકની તે સભાઓ હતી નહિ. આપણા હાલના મહારાજાધિરાજે પોતાના પૂર્વ પુરૂષોનું ઘણું ગૌરવ સાચવી રાખ્યું છે, પરંતુ તે ઉપરાંત જે

દીવસે એક વીરપુરૂષ માફક પોતાના જાનને જોખમે બંગાળાના ગવરનરનું રક્ષણ કર્યું તે દીવસથી પોતાના પૂર્વપુરૂષના મહારાજાધિરાજના ખેતાબ ઉપરાંત "બહાદૂર" એવો ખેતાબ તેઓએ મેળવ્યો છે. પોતાના આગલા વંશજોનો રસ્તો છોડી પોતે એક સતકાર્ય આદર્યું છે, અને બંગાળીઓની સાધારણ સભામાં પણ ભાગ લેવા માંડયો છે. આ ઉપરથી તેમની દૂરદેશી અને નીતિ બોધનો આપણને વિશેષ ખ્યાલ આવે છે.

બ્રીટીશ ઇંડીયન એસોસીએશનમાં જતાં વાર જ તેમને ત્યાં પ્રમુખ નીમવામાં આવ્યા. સાહિત્ય પરિષદ્, એશીઆટીક સોસાયટી વગેરે દેશની જેટલી જેટલી હિતકર સંસ્થાઓ છે તેમાં બધે મહારાજાધિરાજ ખરા. હવે તો તેઓ ખરેખરા બંગાળાના મહારાજાધિરાજ થયા છે. બંગાળીઓ જે જે કામ કરે છે તેમાં મોખરે પોતે હોય છે. તેમણે બંગાળીઓને પોતાના જ ગણી લીધા છે. મહારાજે પોતે નવા બંગાળી સાહિત્ય તરફ લક્ષ દોડાવ્યું છે, પોતે કવિતા રચે છે, નાટક લખે છે, અને માસિકોમાં વિષયો પણ મોકલે છે. આજે આપણે જે અહિંઆ ભેગા થયા છીએ તે મહારાજાધિરાજના સાહિત્યના અનુરાગને લીધે જ. આશા છે કે બંગાળી સાહિત્યપરથી મહારાજનો અનુગ્રહ કદી ઓછો થશે નહિ. તેઓ આપણા ગૌરવનું સ્થળ છે, તેમના ગૌરવવડે આપણને ગૌરવ મળે છે, એમ આપણે સમજીએ છીએ.

શ્રી હરપ્રસાદ શાસ્ત્રી.

---

# ચર્ચાપત્ર.

"વસન્ત"ના મહેરબાન તંત્રી સાહેબ,

સંવત ૧૯૭૨ના કાર્તિક માસથી "વસન્ત"માં "ઔમર ખય્યામની રૂબાઇયાત"નું ભાષાન્તર મારે નામે પ્રસિદ્ધ થતું ચાલ્યું આવે છે. ગયા માઘ માસના "વસન્ત"માં એ રૂબાઇયાતના સંબંધમાં એક ચર્ચાપત્ર પ્રકટ થયું છે. ટીકાકાર મહાશયે એ રૂબાઇઆતમાં થતી ભૂલો બતાવવાની બહુજ ઉમદા-મહેરબાની બતાવી છે.

"ઔમર" નહિ પરન્તુ "ઉમર" જોઈએ એવું ટીકાકાર મહાશયનું સૂચન છે. મૂળ ફારસી પુસ્તકમાં પણ "ઉમર" છે. પરન્તુ "ઔમર" લખવાની ભૂલ મેં અંગ્રેજી શબ્દ ઉપરથી કરી છે.

"Whinfield" નહિ પરન્તુ "Whin field" જોઇએ, એ વાત પણ ખરી છે. પરન્તુ જે અક્ષરને રાખવાથી વા કાઢી નાખવાથી શબ્દનો અર્થ નાશ પામતો નથી, એવા એક અક્ષરને ખાતર ટીકાકાર મહાશયે પોતાની શક્તિને તકલીફમાં નાંખી છે, એ બહુ નવાઈ જેવી વાત છે.

સંવત ૧૯૭૧ ના પૌષના " વસન્ત "મા પૃષ્ઠ ૭૨૯ ઉપર ફૂટનોટમા " સર અઝ હમે નાકસાન નદાન બાયદ દાસ્ત " એવી એક પંક્તિ છે. એમા " સર " નહિ પણ "સિરૂર" જોઇએ એવુ એમનુ સૂચન છે

મારી પાસે " ઉમર ખય્યામ "ની રૂબાઇઆતની જે મૂળ આવૃતિ છે તેમા " સિરૂર " નથી પણ " સર " છે. એના એ પુસ્તકમાં રૂબાઇ પર અને ૧૯૨ માં પણ " સર " શબ્દ વાપરવામાં આવ્યો છે. હવે આ ત્રણે રૂબાઇયાતમાં જે " સર " શબ્દ વાપરવામા આવ્યો છે, એ "secret" ( ખાનગી ) ના અર્થમાં જ વાપરવામાં આવ્યો છે. " સિરૂર "નો અર્થ પણ "secret" થાય છે. પરન્તુ " સર " એટલે " શરૂઆત " અથવા "માથુ" જ થાય અને "secret" એવો અર્થ થાય જ નહિ, એવું કાંઈ નથી.

તો હવે એક શંકા રહે છે. આ " સિરૂર " અને " સર "-શબ્દ શુ જૂદા છે ? ના ! ફારસી ભાષાના પ્રત્યયના તફાવત વિના આ બન્ને શબ્દો બીનકુલ જૂદા નથી.

ફારસી ભાષામા "tashdid" નામનો એક પ્રત્યય છે. આ પ્રત્યયને શબ્દના જે અક્ષર ઉપર મૂકવામા આવ્યો હોય તે અક્ષરનો ઉચ્ચાર double કરવો જોઇએ, એટલે " સર " ને બદલે " સર્ર " બોલવુ તથા લખવું જોઇએ એવો એક નિયમ છે. આ ઉપરાન્ત "zir"—નામનો એક બીજો પ્રત્યય છે. આ પ્રત્યયને શબ્દના જે અક્ષર નીચે મૂકવામાં આવ્યો હોય તે અક્ષરનો ઉચ્ચાર " હ્રસ્વ ઇ " જેવો થાય છે, એટલે "સર્ર" ને બદલે "સિરૂર" બોલવુ તથા લખવું જોઇએ.

આટલુ નકી કર્યા પછી મારે એક વાત કહેવાની રહે છે. મેં " સર " શબ્દનો અર્થ " શરૂઆત " અથવા " માથુ " વગેરે લખ્યો છે, એવી ટીકાકાર મહાશયની ચર્ચા છે. પરન્તુ મારી પાસે પૌષનો " વસન્ત "નો જે અંક છે, તેમાં તો મેં " સર " શબ્દનો અર્થ " ખાનગી " એવો જ કર્યો છે. ટીકાકાર મહાશયની પાસેના અંકમા " સર " શબ્દનો અર્થ " શરૂઆત " અથવા " માથુ " વગેરે લખાયો હોય તો પ્રભુ જાણે. મને લાગે છે કે તેઓ સાહેબે આ રૂબાઇઆતને જાતે વાચવાની તકલીફ નહિ લીધી હોય, નહિ તો આવું બને જ નહિ. ખયર.

હવે " બીદારી દોલત " નહિ પરન્તુ " બીદારીએ દોલત " જોઇએ. "આતશ જુવાની" નહિ પરન્તુ " આતશે જવાની " જોઇએ એવું એમનું સૂચન છે. આ શબ્દોમાં "ઇઝાફત" નો જે ઉપયોગ કરવો જોઇએ તે મેં કર્યો નથી, એ હુ કબુલ રાખુ છુ. પરન્તુ ફારસી લેખકો પોતાની " શએર " કે " રૂબાઇ "માં "ઇઝાફત" કે " Short vowels " કે બીજા પ્રત્યયો વાપરવાની બહુ જ ઓછી કાળજી રાખેછે. આટલી બેદરકારીથી ફારસી સાહિત્યના અભ્યાસીઓને બેશક બહુજ મુશ્કેલીઓ નડે છે, તોપણુ મારે એટલું તો કહેવું જ પડશે કે વિચારના વિકાસ માટે આ એક ઉમદા તક છે.

મેં "ઇઝાફત"નો ઉપયોગ કર્યો નથી તેમાં મારો ઉદ્દેશ એવો છે કે આ રૂબાઇઆતનો કોઇ અભ્યાસી હોય અને એમને આ ભાષાન્તરમાં પોતાના વિચાર કરતાં કાંઇ જુદું માલુમ પડે, અને તે સાહેબ એ વિચારો બહેરમાં મૂકવાની કૃપા કરે, તો મારી અને એમની સમજમાં શું તફાવત છે એ જોઇ અને જાણી શકાય. મેં તો મૂળ પુસ્તકમાં જેમ છે તેમજ ગુજરાતીમાં ઉતાર્યું છે.

અહિંઆજ એવો પ્રસંગ આવી મળ્યો છે. પાંચના અંકમાં પૃષ્ટ ૭૩૦ ઉપર ફૂટનોટમાં "બીદારી દોલત ખાબસ્ત" એવી એક પંક્તિ છે. એમાં મેં "બીદારી દોલતે ખાબસ્ત" એટલે "જાગૃતિ એ સ્વપ્નની દોલત-પેદાશ છે." એવો અર્થ લીધો છે. અને ટીકાકાર મહાશયે "બીદારીએ દોલત ખાબસ્ત" એટલે "નસીબનું ખીલવું એ સ્વપ્ન સમાન છે" એવો અર્થ લીધો છે. હવે ટીકાકાર મહાશય જે અર્થ સૂચવે છે, એ અર્થ, એજ રૂબાઇની ચોથી પંક્તિ (આતશે જવાની આબસ્ત) જોતાં ખરો લાગે છે અને છે જ. તોપણ હું જે અર્થ સમજ્યો છું, એ અર્થ સમજવાને માટે જો આપણે શબ્દના ઉંડાણમાં ઉતરીએ તો "જગત અને તેની ઉત્પત્તિ, આ દેહ અને દેહની પ્રાકૃત ભાવનાઓ, આ સંસારના રાગ અને ક્લેશમય પ્રવૃત્તિ, આ સર્વે વાતો નું(?)ક જ્ઞાન-જાગૃતિ એ સર્વ સ્વપ્નની દોલત-પેદાશ છે." એવો અર્થ મેં લીધો છે. એટલે મેં કાંઇ ખોટું લખ્યું નથી એ આપ જોઇ શકશો.

ત્યાર પછી "શરાબી" નહિ પરંતુ "શરાબ" અથવા "શરાબખાની" જોઇએ એવું એમનું સૂચન છે. ટીકાકાર મહાશય જો ફારસી વ્યાકરણમાં જોવાની કૃપા કરે તો "યાએ વહદત"ના આધારે નામના છેડે લગાડવામાં આવેલો "ય" "[illegible]" અથવા "an" ના અર્થમાં વપરાય છે એટલે કે "થોડોક શરાબ" અથવા "શરાબનું એક ટીપું" એ અર્થમાં "શરાબી" થઇ શકે. ઉપરાન્ત "યાએ મુબાલગે"ના આધારે નામના છેડે લગાડવામાં આવેલો "ય" "excess" અથવા "universality"ના અર્થમાં વપરાય છે. એટલે કે "ખૂબખૂબ શરાબ પીવો" એ અર્થમાં પણ "શરાબી" વાપરી શકાય છે.

હવે "કાબીન"નો અર્થ "સ્ત્રીનું પલ્લું" થાય અને "લગ્નના કરાર" થાય નહિ એવું એમનું સૂચન છે. એના બચાવમાં મારે એટલું જ કહેવાનું છે કે "લગ્નના કરાર" એ શબ્દમાં "પલ્લું" એ શબ્દનો અર્થ ગૌણ છે કે નહિ, એ જરા વિચારવાની કૃપા કરશો તો ઉપકાર થશે. આ ઉપરાન્ત રૂબાઇના અર્થને એક બાજુએ રાખીને "લગ્નના કરાર"નો સ્થૂલ અર્થ સમજવા માટે પ્રયાસ કરીએ તો એટલું તો સ્પષ્ટ છે કે "પલ્લું લેવાનો રીવાજ હિંદુઓમાં છે. મુસલમાનોમાં એ રીવાજ નથી, મુસલમાનોમાં તો લગ્ન સમયે કન્યાવાળા તરફથી વરવાળાને જે શરતો સૂચવવામાં આવે એ શરતો વરવાળા કબુલ રાખે એટલે લગ્ન થાય છે. આ રીતિને તો "લગ્નના કરાર" જ કહી શકાય.

જરા આગળ વધીને ટીકાકાર મહાશય જણાવે છે કે "એ આખી બેતનો અર્થ અંગ્રેજી તથા ગુજરાતીમાં ખોટો થયો છે." અંગ્રેજીમાં કદાચ આ બેતનો અર્થ ખોટો છે,

એટલા માટે તો એ રૂબાઈ ફૂટનોટમાં ઉતારવામા આવી છે. પરન્તુ ગુજરાતીમા મે આ બેતનો જે અર્થ કર્યો છે તેમા કવિ ( ઉમર ખય્યામ ) ની ભાવના સ્પષ્ટ જણાઇ આવે છે. કદાચ તેઓ સાહેબ એમ કહેશે કે "દહર" શબ્દ ક્યાઇ પ્રત્યક્ષ થતો નથી. તો "માશૂક" એ શબ્દમા "દહર" શબ્દ ગૌણ છે એમ મૈ કોઇ સમજી શકશે.

ત્યાર પછી "કસ્તી" નહિ પરન્તુ "કિસ્તી" જોઇએ અને એનો અર્થ "હોડી" નહિ પરન્તુ "ખેતર" અથવા "ફૂલવાડી" જોઇએ. એવું ટીકાકાર મહાશયનું સૂચન છે. હવે "કસ્તી" અને "કિસ્તી"ની ચર્ચા બાજુએ મૂકીને તેનો અર્થ ભેદ સમજવા પ્રયાસ કરીએ. "કિસ્તી"નો અર્થ "હોડી" પણ થાય અને "ખેતર" "બાગ" અથવા "ફૂલ-વાડી" પણ થાય છે. "હોડી"ના અર્થમા "કિસ્તી" એ શબ્દ આપણે ત્યા સામાન્ય થઇ પડયો છે. મણિલાલ, મસ્ત કવિ બાલ, કલાપી, વગેરે ફારસી સ્કૂલના અભ્યાસીઓ એ પોતાની ગઝલો અથવા લેખોમાં, "કિસ્તી" ને "હોડી"ના અર્થમાં ઘણીએ વખત વાપર્યો છે. "નદીના કિનારા ઉપર કોઇ હોડી મળે" એવુ જે મારૂ ,વાક્ય છે એપણ ખરૂ છે. અને "નદીના કિનારા ઉપર એકાદ ફૂલવાડી હોય" એવુ ટીકાકાર મહાશયનુ વાક્ય પણ ખરૂ છે. શુ ઇરાનીઓને ખેતર અથવા ફૂલવાડીનો જ શોક છે અને હોડીનો શોક નથી? શુ ફૂલવાડીમા જ શરાબ, ગાયક અને અપ્સરા સાથે આનન્દ લઇ શકાય છે? અને નદીના વ્હેનમા વ્હેતી હોડીમા શરાબ, ગાયક અને અપ્સરા સાથે શુ આનન્દ લઈ શકાતો નથી?

ત્યાર પછી "લબે કસ્ત"ના અર્થમાં થયેલી ભૂલને માટે ટીકાકાર મહાશયની સૂચના મને શિરસાવદ્ય છે. અસ્તુ.

આ રુબાઇઆત ઉપર ચર્ચા થવાની હું પહેલેથી જ આશા રાખતો હતો. સન ૧૯૧૧ માં જ્યારે "જ્ઞાનસુધા"માં "ઉમર ખય્યામની રૂબાઇઆત" "સ્નેહી"ના નામ નીચે પ્રકટ થતી હતી, ત્યારે એ રૂબાઇઆતમા મે એટલી તો ક્ષુદ્ર ભૂલો કરી હતી કે મને ચર્ચાની બહુ જ બીતિ રહેતી હતી, પરન્તુ કોઇ મહાશયે એ તરફ દષ્ટિપાત પણ કર્યો નહિ, એ હું મારૂ કમભાગ્ય માનુ છુ.

મારી આ રૂબાઇઆત ટીકાકાર મહાશય જેવા સજ્જનની કૃપાપાત્ર થઈ પડી છે એ હુ મારૂ સદ્ભાગ્ય માનું છુ. જો કે હું એવો વિદ્વાન નથી કે મારા કાર્યમા ભૂલો ન હોય. આ રૂબાઇઆતમા ઘણી ભૂલો છે, હશે અને થશે પણ ખરી, પરન્તુ મારા જેવા એક ઉછરતા ગુજરાતી લેખકને પ્રોત્સાહન આપવાને બદલે લાત મારીને બેસાડી દેવાનું શુ ટીકાકાર મહાશય વધારે પસન્દ કરે છે?

છેવટમાં મારે એમને એટલી પ્રાર્થના કરવાની છે કે જેવી રીતે એમણે પોપનો જ અંક જોયો છે તેવી જ રીતે બીજા અંકો જોવાની મહેરબાની કરશે અને નિર્દોષ દષ્ટિથી આ રૂબાઇઆતમાં થતી ભૂલો બતાવશે તો જીવન પર્યન્ત પણ હુ એમનો આભારી રહીશ. આમીન

અમરેલી,
તા. ૨૦-૪-૧૫. } હરિલાલ દ્વારકાદાસ સંઘવી.

# કવિ અને ચિત્રકાર.

કવિની કળા અને ચિત્રકારની કળા એ બેઉને એકબીજાની સાથે ઘણો નિકટનો સમ્બન્ધ છે. આબેહૂબ ચિતાર આપવો એ કવિ અને ચિત્રકાર એ બેઉનું કર્તવ્ય છે, અને એ કર્તવ્ય બેઉ સર્વથા એકસરખી કુશળતાથી કરી શકે છે એવું ઉપલકિયા વિચાર કરતાં આપણને લાગ્યા વગર રહેતું નથી. "અમુક ચિત્ર તો કવિ અથવા ચિત્રકારની કલમથીજ ચીતરી શકાય એવું છે." "કવિએ અમુક ચિત્ર ઘણું સુન્દર ચીતર્યું છે," "કવિનું આપેલું અમુક ચિત્ર કરુણરસની ટપકતી પીંછીથી આલેખાયલું છે," "ચિત્રકારનું દોરેલું અમુક ચિત્ર કવિની પ્રતિભાથી અંકિત થયલું છે" એવાં એવાં વચનો દ્વારા કાવ્યકળા અને ચિત્રકળા એ ઉભયના સચોટ સાદૃશ્યની આપણને જે પ્રતીતિ થાય છે તે આપણે પ્રકટ કરીએ છીએ. એજ વિચાર એક આધુનિક કવિની નીચલી પંક્તિઓમાં પણ આપણે જોઈએ છીએ:—

> "ચિત્રકાર કવિમિત્ર જે ઊભો ફલક સમીપ,
> તત્ત્વદર્શી તેને હૃદય પ્રગટાવું હું પ્રતિભાદીપ,
>                                    પૂર્યો દિવ્ય દીપ અમીએ."

આ પંક્તિઓ "દિવ્ય સુન્દરીઓનો ગરબો" એ કાવ્યમાંની છે, અને એ પંક્તિઓ વડે સાહિત્યચર્ચામાં અગત્યના એવા કેટલાક સિદ્ધાન્તોનું સૂચન થાય છે. એ સિદ્ધાન્તો નીચે પ્રમાણે છે:—

(૧) ચિત્રકળાનો ઉપાસક અને કાવ્યકળાનો ઉપાસક એ બેઉની વચ્ચે ઘણો ગાઢો—મિત્રાચારીનો—સમ્બન્ધ છે.

(૨) તત્ત્વનું દર્શન કરવું એ બેઉ કળાઓનો ઉદ્દેશ છે.

(૩) એ તત્ત્વદર્શન કવિ અને ચિત્રકાર બેઉ પોતાની **પ્રતિભાના** બળ વડે કરાવી શકે છે.

(૪) એ પ્રતિભાનો દીપ કવિ અને ચિત્રકારના હૃદયમાં પ્રકટ્યો હોય છે, અને

(૫) એ દીપને પ્રકટાવવાનું સામર્થ્ય કોઈ દૈવી સત્તામાં રહેલું હોય છે. અર્થાત્, કવિ અને ચિત્રકારની પ્રતિભાનું બળ કોઈ માનવ પ્રયત્નને અવલંબીને નહીં, પણ દૈવી કૃપાને અવલંબીનેજ રહે છે, અને "Poets are born and not made" એ કહેવત પ્રમાણે કવિઓ (અને તેમના મિત્ર ચિત્રકારો) બનાવાતા નથી, પણ તેઓ જન્મે છે.

આ પ્રમાણે કવિ અને ચિત્રકારની વચ્ચે કેટલાક સમાનતાના અંશ છે એ વાતની

કોઈથી પણ ના પાડી શકાશે નહીં. આબેહુબ ચિતાર આપવો એ બેઉ કળાવાનોનો એક-સરખો ઉદ્દેશ છે, અને બેઉ કળાવાનોની ઉત્તમ કૃતિઓ હૃદય ઉપર એકસરખી અસર કરે છે એ વાત પ્રાચીન તથા અર્વાચીન સમયના અનેક વિદ્વાનો તરફથી છટાદાર ભાષામાં જણાવવામાં આવી છે. પણ બેઉ કળાના વિષય તથા વ્યાપારમાં સરખાપણું છે કે કેમ, બેઉ કળાવાનોના કર્તવ્યનો પ્રદેશ એકસરખો છે કે જુદો જુદો છે, બેઉની કાર્યપદ્ધતિમાં કંઈ ભિન્નતા છે કે નહીં એ મહત્ત્વના પ્રશ્નોનો યથાર્થ ઉત્તર લેસિંગ નામના જર્મન વિદ્વાન્ તરફથી જેવો આપવામાં આવ્યો છે તેવો બીજા કોઈ વિદ્વાન્ તરફથી આપવામાં આવેલો આ લેખકની જાણમાં નથી. કળાનું સ્વરૂપ કેવું છે અને કાવ્યકળા તથા ચિત્રકળાનો સમ્બન્ધ કેવી રીતનો છે એ વિષયની ઘણી સમર્થ અને રસભરી ચર્ચા એ વિદ્વાને પોતાના "Laocoon" ( લે-ઓકો-ઓન ) એ નામના ગ્રન્થમાં કરી છે. એ ગ્રન્થ અપૂર્ણ છે, છતાં એમાં ચર્ચાયલા વિષયો એવા અગત્યના છે અને એમાં દર્શાવાયલા વિચારો એવા પ્રૌઢ છે કે તેને લીધે સાહિત્યના પ્રમાણગ્રન્થ તરીકેની એની ઉંચી પ્રતિષ્ઠા છેક હાલના વખત સુધી એવી ને એવી જળવાઈ રહી છે. એ ગ્રન્થના સમ્બન્ધમા મેકોલે જેવા વિદ્વાને જણાવ્યુ હતું કે "એ ન્હાના પુસ્તકના વાચનથી મ્હારા માનસિક વિકાસના ઇતિહાસમાં એક નવા યુગનો આરમ્ભ થયો અને અન્ય સ્થળેથી અત્યાર સુધીમાં મ્હને જેટલું જ્ઞાન મળ્યુ હતું તેના કરતાં એ એક પુસ્તકથી મ્હને વધારે જ્ઞાન મળ્યુ." એવા પ્રતિષ્ઠિત ગ્રન્થમાંના કેટલાક અગત્યના મુદ્દાઓ સવિસ્તર આપવામાં આવ્યાથી કળાના સ્વરૂપ વિષે, ચિત્રકળા તથા કાવ્યકળાના પરસ્પરના સમ્બન્ધ વિષે, ગ્રીસ દેશના સમર્થ કળાવાનોની કૃતિઓ વિષે વાંચકને ઘણું ઉપયોગી અને રસ પડે એવુ જ્ઞાન મળી શકશે એવી આ લેખકને ઉમેદ છે.

એ મુદ્દાઓમા આપણાથી ઉંડા ઉતરી શકાય તેને માટે પ્રથમ ગ્રન્થના નામ વિષે બે બોલ બોલવા જરૂરના છે. "Laocoon" ( લે-ઓકો-ઓન ) એ ટ્રોજન યુદ્ધની એક પ્રાચીન દંતકથાનુ પાત્ર છે. સ્પાર્ટાની સુન્દરી હેલીનાનું હરણ થયા પછી ગ્રીસ અને ટ્રૉયની વચ્ચે ભયંકર યુદ્ધ થયુ હતું. તે પ્રસંગે ગ્રીક લોકોએ ટ્રૉય શહેરમાં દાખલ થવાને માટે એવી યુક્તિ કરી હતી કે લાકડાનો એક રાક્ષસી ઘોડો બનાવીને તેની અંદર ગ્રીક લડવૈયાઓને તેઓએ છુપાવી રાખ્યા હતા અને પછી એ ઘોડાને પાછળ રહેવા દઇને ટ્રૉય શહેરથી દૂર ખસી જવાનો તેઓએ વેષ કર્યો હતો. આ પ્રમાણે પાછળ રહી ગયલા ઘોડાને ટ્રૉયમાં દાખલ કરવો કે નહીં તેને માટે ટ્રૉયના જુદા જુદા માણસોના મત લેવામાં આવ્યા, તે સમયે ઘણાખરાનો મત એવો હતો કે ઘોડાને શહેરમાં દાખલ કરવામાં કંઈ પણ વાંધાભરેલુ નથી, પણ "Laocoon" ( લે-ઓકો-ઓન ) નામના એક ટ્રૉજન વિપ્રનો અભિપ્રાય એનાથી તદ્દન ઉલટો હતો. તેણે પોતાના દેશબંધુઓને ઘણા ઘણા સમજાવ્યા કે "એ ઘોડાને આપણા શહેરમાં દાખલ કરવો એ ઘણું જોખમભરેલુ છે, એ ઘોડાને આપણા શહેરમાં દાખલ કરવો તેના કરતાં એને બાળી મૂકવો એજ વધારે સલામતી-ભર્યું છે," પણ તેઓએ એને બીલકુલ લેખવ્યો નહીં. તે વર્ષે નેપચ્યૂન દેવને જયભર્તું બલિદાન આપવાનું કામ એ વિપ્રને માથે આવ્યું હતું. એ બલિદાન આપવાની તૈયારી એ

કરતો હતો એટલામાં સમુદ્રમાંથી બે વિકરાળ સર્પો બહાર નીકળ્યા, તેઓએ "Laocoon" (લે-ઓકો-ઓન)ના બે પુત્રોની આસપાસ અને "Laocoon"(લે-ઓકો-ઓન)ની પોતાની આસપાસ સજ્જડ ચૂડ ભેરવી અને એવી રીતે તેઓએ "લે-ઓકો-ઓન" અને એના બેઉ પુત્રોને એકી વખતે મારી નાંખ્યા. રોમ નગરમાં પોપનો જે મહેલ છે તે જગતનાં ભવ્ય મકાનોમાંનું એક ગણાય છે, અને તેમાં કળાના અનેક સુન્દર નમૂનાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે. એ સંગ્રહમાં "લે-ઓકો-ઓન"ની આ દંતકથાને લગતું ભવ્ય ચિત્ર પણ રાખવામાં આવ્યું છે. એ ચિત્ર અને વર્જિલ કવિની રચેલી એજ વિષયની કવિતા એ બેમાં કેટલોક ફેર જોવામાં આવે છે તેનાં કારણો વિષે લેસિંગે પોતાના આ ગ્રન્થમાં ચર્ચા કરી છે અને તે ઉપરથી ચિત્રકળા અને કાવ્યકળાના સ્વરૂપ વિષે કેટલાક અગત્યના નિર્ણયો ઉપર એ વિદ્વાન્ આવ્યો છે. "લે-ઓકો-ઓન" વિષેની ચર્ચાથી આ ગ્રન્થનો પ્રારંભ થાય છે તેટલા ઉપરથીજ એ ગ્રન્થનું "લે-ઓકો-ઓન" એવું નામ રાખવામાં આવ્યું છે. ગ્રન્થનો મુખ્ય ઉદ્દેશ શો છે તે સમજવાને માટે ગ્રન્થકારની પ્રસ્તાવનામાંથી કેટલાંક વચનો આ સ્થળે ટાંકવાની જરૂર છે. એ પ્રસ્તાવનાના આરંભમાં રસિક પુરૂષ (amateur), તત્ત્વચિંતક (philosopher), અને વિવેચક (critic)એ ત્રણનો ભેદ ગ્રન્થકારે નીચના શબ્દોમાં દર્શાવ્યો છેઃ—

"જે પુરૂષે ચિત્રકળા અને કાવ્યકળા એ બેઉની સરખામણી સૌથી પ્હેલી કીધી હતી તે એક ઉંચા પ્રકારની રસિકતાવાળો માણસ હતો. ઉભય કળાઓની અસર એકસરખી થાય છે એવું તેના જોવામાં આવ્યું હતું.

"તેણે જોયું હતું કે દૂરની વસ્તુઓને પાસે આણવી, ખાલી દેખાવને સત્ય તરીકે રજુ કરવો એ બેઉનું કર્તવ્ય હતું. તેણે જોયું હતું કે એક પ્રકારની માયાવી રચના રચવી એ બેઉનો ઉદ્દેશ હતો. એ પ્રકારની રચનાથી બેઉ કળાઓ આનન્દ આપી શકે છે એ સત્ય પણ તેણે જોયું હતું.

"બીજા પુરૂષે આ આનન્દના આન્તર સ્વરૂપને શોધી કાઢવાનો પ્રયત્ન આદર્યો હતો, અને ઉભય કળામાં આનન્દનું મૂળ એકજ છે એવા નિર્ણય ઉપર તે આવ્યો હતો. તેણે જોયું હતું કે જડ પદાર્થોના દર્શનથી જે સુન્દરતાનું પ્રથમ ભાન આપણને થાય છે તે સુન્દરતાના કેટલાક સામાન્ય નિયમો છે, અને તે નિયમો જુદી જુદી વસ્તુઓને-જુદા જુદા વિચારો, જુદા જુદા વ્યાપારો, અને જુદી જુદી આકૃતિઓને-લાગુ પાડી શકાય એવા છે.

"ત્રીજા પુરૂષે સુન્દરતાના આ સામાન્ય નિયમોની અગત્યતા વિષે અને એ નિયમો જુદી જુદી કળાઓને કેટલે અંશે લાગુ પાડી શકાય છે તે વિષે વિચાર ચલાવ્યો હતો, અને તે એવા નિર્ણય ઉપર આવ્યો હતો કે એમાંના કેટલાક નિયમો ચિત્રકળામાં વધારે પ્રચલિત જોવામાં આવે છે અને કેટલાક કાવ્યકળામાં વધારે પ્રચલિત જોવામાં આવે છે, અને તેને એમ પણ જણાયું હતું કે આ પાછલા નિયમોના સમ્બન્ધમાં કાવ્યકળાને ચિત્ર-

કળાના નમૂનાઓમાંથી ઘણી મદદ મળી શકે એમ છે, અને તેવીજ રીતે આગળના નિયમોના સમ્બન્ધમાં ચિત્રકળાને કાવ્યકળાના નમૂનાઓમાંથી ઘણી મદદ મળી શકે એમ છે.

"આ ત્રણમાંનો પ્હેલો તે એક રસિક પુરુષ ( amateur ) હતો, બીજો તે એક તત્ત્વચિન્તક ( philosopher ) હતો, અને ત્રીજો તે એક વિવેચક ( critic ) હતો."

આ પ્રમાણેના ત્રણ વિભાગ પાડીને ગ્રન્થકાર કહે છે કે આમાંના પ્હેલા બે—રસિક પુરુષ અને તત્ત્વચિન્તક—એ પોતાની લાગણીનો અથવા પોતાની બુદ્ધિનો અવળો ઉપયોગ કરે એનો બહુ સંભવ ન્હોતો, પણ વિવેચકની સઘળી ટીકાઓનું બળ અમુક વસ્તુને અમુક નિયમો યોગ્ય રીતે લાગુ પાડવામાં આવે એમાંજ રહેલું છે, અને ખરેખરો બાહોશ વિવેચક એક મળે ત્યારે કેવળ વાક્ચાતુર્યવાળા વિવેચકો પચાસ મળી આવે એવી સ્થિતિ હોવાને લીધે ચિત્રકળા અને કાવ્યકળા એ ઉભયને યોગ્ય ન્યાય આપી શકાય એવી સાવચેતીથી એ નિયમો હમેશાં લાગુ પાડવામાં ન આવ્યા હોય તો તેમાં કંઈ પણ આશ્ચર્યકારક નથી.

"ચિત્ર એ મૂગી કવિતા છે, અને કવિતા એ બોલતું ચિત્ર છે" એ સૂત્ર વિષે ગ્રન્થકાર કહે છે કે "એ વચનમાં જે સત્યાંશ છે તે એવો તેજદાર છે કે તેને લીધે એમાં રહેલી અપૂર્ણતા અને અસત્યતા તરફ દુર્લક્ષ રાખવું આપણને આવશ્યક જણાય છે; પણ પ્રાચીન ગ્રન્થકારોએ એ અપૂર્ણતા અને અસત્યતા તરફ કદી દુર્લક્ષ રાખ્યું ન્હોતું. ઉભય કળાઓની હૃદય ઉપર જે એકસરખી અસર થાય છે તે દર્શાવવાને માટે આ સૂત્રનો તેઓ ઉપયોગ કરતા હતા, પણ તેનીજ સાથે ઉભય કળાઓના વિષય તેમજ વ્યાપારમાં ભિન્નતા છે એ વાતનો ઉપદેશ આપવાનું તેઓ ભૂલી જતા ન્હોતા. પણ આપણા આધુનિક વિવેચકોમાંના ઘણાખરા કાવ્યકળા અને ચિત્રકળા વચ્ચેનો ભેદ તદ્દન ભૂલી જતા જણાય છે, અને એકમાં જે નિયમો લાગુ પડે તેજ બીજામાં પણ લાગુ પડે, એકમાં જે આનન્દ આપનાર થઈ પડે તેજ બીજામાં પણ આનન્દ આપનાર થઈ પડે, એકમાં જેને લીધે રસક્ષતિ થાય તેને લીધે બીજામાં પણ રસક્ષતિ થાય એવું તેઓ માની લે છે."

આવા ભૂલભરેલા વિચારોનું કેવું માઠું પરિણામ આવે છે તેનો કંઇક ચિતાર આપીને ગ્રન્થકાર જણાવે છે કે "આવી ખોટી ભ્રમણાઓને દૂર કરવી અને આવા ભૂલભરેલા વિચારોને નાબુદ કરવા એ આ ગ્રન્થનો મુખ્ય ઉદ્દેશ છે."

આ પ્રમાણે ગ્રન્થકર્તાનો ઉદ્દેશ જાણ્યા પછી આપણે એના ગ્રન્થ તરફ વળીશું અને કાવ્યકળા તથા ચિત્રકળાના સમ્બન્ધ વિષે કેટલીક રસભરી ચર્ચાને અન્તે એ કેવા અગત્યના મુદ્દાઓ ઉપર આવ્યો હતો તે આપણે તપાસીશું. એ ગ્રન્થકારના પ્હેલાં વિંકલમેન નામનો એક વિદ્વાન્ થઈ ગયો હતો તેણે ગ્રીસની કળાના ઉત્તમ નમૂનાઓનો સારો અભ્યાસ કર્યો હતો, અને કળાના સ્વરૂપ વિષે પણ પ્રાચીન વિવેચકોના પુસ્તકો ઉપરથી કંઈક જ્ઞાન મેળવ્યું હતું તે વિદ્વાન્ એવું માનતો હતો કે સાદાઈ, શાન્તિ, અને ભવ્યતા એ ગ્રીસની ઉત્કૃષ્ટ ચિત્રકળા અને શિલ્પકળાનાં ખાસ લક્ષણો છે. તેણે જણાવ્યું હતું કે:—

"જેવી રીતે સમુદ્રની સપાટી ઉપર ગમે તેટલાં તોફાન થાય પણ સમુદ્રના ઉંડાણમાં તો શાન્તિજ રહે છે તેવી રીતે ગ્રીસનાં ચિત્રોમાં, માણસ ઉપર ગમે તેટલાં દુઃખ આવી પડે તોપણ તેના આત્માનું ગૌરવ અને કાન્તિ હમેશાં જળવાઈ રહેલાં આપણા જોવામાં આવે છે. એવી રીતનાં ગૌરવ અને કાન્તિ લે-ઓકો-ઓનની અસહ્ય વેદના હોવા છતાં એના વદન ઉપર આપણે જોઇએ છિયે, અને તે પણ એકલા એના વદન ઉપરજ જોવામાં આવે છે એમ નથી. શરીરના દરેક સ્નાયુ ઉપરથી જે વેદના જણાઈ આવે છે અને વદન અથવા બીજા કોઈ અવયવો જોયા વગર કેવળ ઉદરની સ્થિતિ ઉપરથીજ જે વેદના આપણને ચોખ્ખી માલમ પડી આવે છે તેની સાથે મુખ ઉપર અથવા આખી આકૃતિમાં અત્યન્ત ક્ષોભનાં ચિહ્ન બીલકુલ જોવામાં આવતાં નથી. વર્જિલે પોતાની કવિતામાં લે-ઓકો-ઓનની પાસથી જેવી ભયંકર ચીસ પડાવી છે તેવી ચીસ પાડતો તે આ ચિત્રમાં જણાતો નથી. એના મ્હોંની બખોલ ઉપરથી એવી ચીસનું આપણને ભાન થતું નથી, પણ (સેડોલેટ કહે છે તે પ્રમાણે) દુઃખનો દબાવેલો નિશ્વાસજ આપણા જોવામાં આવે છે. શરીરની વેદના અને આત્માનું ગૌરવ એ બેઉ આખી આકૃતિમાં એકસરખાં વ્યાપી રહેલાં આપણે જોઇએ છિયે. લે-ઓકો-ઓન દુઃખ પામે છે, પણ તે દુઃખ એ સોફોક્લિસના ફિલોક્ટિટિસની પેઠે સહન કરે છે. એનું દુઃખ આપણા હૃદય ઉપર ઉંડી અસર કરે છે, પણ આપણે ઇચ્છીએ છિયે કે એ મહાત્મા જેવી રીતે દુઃખ સહન કરે છે તેવી રીતે દુઃખ સહન કરવાનું સામર્થ્ય આપણામાં આવે.

"કુદરતના સૌન્દર્યનું આલેખન કરવા કરતાં આવા ઉચ્ચ આત્માનું દર્શન કરાવવું એ ઘણું વધારે સારૂં છે. કળાવાને આત્માનું જે ગૌરવ આરસના પત્થર ઉપર કોતર્યું છે તે કોતરતાં પ્હેલાં એ ગૌરવનો કળાવાનને પોતાને પોતાના હૃદયમાં અનુભવ થયો હશે. ગ્રીસમાં જેઓ કળાવાન્ હતા તેઓ ફિલસુફીના પણ જાણકાર હતા. ફિલસુફી એ કળાને મદદ કરતી અને કળાની કૃતિઓદ્વારા આત્માની અસાધારણતાનેજ પ્રકટ કરાવતી," વગેરે વગેરે.

વિંકલમેને આ સ્થળે જે વિચારો દર્શાવ્યા છે તે લેસિંગના વાંચવામાં આવતાં તેને એ સર્વાંશે માન્ય લાગ્યા નહીં, અને તેના ઉપરથી કળાના સ્વરૂપ વિષે સવિસ્તર ચર્ચા કરવાનો પ્રસંગ એને પ્રાપ્ત થયો. એ વિચારો ઉપર ટીકા કરતાં એણે જણાવ્યું છે કે "લે-ઓકો-ઓનના વદન ઉપર એનાં શરીરની વેદનાના પ્રમાણમાં અત્યન્ત ક્ષોભનાં ચિહ્ન જણાતાં નથી એવું વિંકલમેને દર્શાવ્યું છે તે ખરૂં છે, અને એ પણ નિર્વિવાદ છે કે કોઈ અર્ધદગ્ધ માણસ અત્યન્ત ક્ષોભનાં ચિહ્નનો અભાવ એ એક કળાવાનની ખામી તરીકે ગણત, એમાં એને કંઇક અકુદરતી જણાત, અને જોઇએ તેવો કરુણરસ જમાવવામાં કળાવાન્ નિષ્ફળ ગયો છે એવા અનુમાન ઉપર એ આવત, ત્યારે આ ટીકાકારે એ અભાવના કારણસરજ એ ચિત્રનાં ખાસ વખાણ કર્યાં છે એમાં એની બુદ્ધિનું ડહાપણ ચોખ્ખું જણાઈ આવે છે. પણ એ ટીકાકારની ટીકાનો જે મૂળ પાયો છે અને તે ઉપરથી એ ટીકાકારે જે સામાન્ય

નિયમ ખેંચી કાઢ્યો છે તેના સમ્બન્ધમાં મતભેદનો અવકાશ રહે છે." એ ટીકામાં વર્જિલ ઉપર જે આડકતરી રીતનો આક્ષેપ કરવામાં આવ્યો છે અને ફિલોક્ટિટિસની સાથે જે સરખામણી કરવામાં આવી છે તે લેસિંગને ઘણી નવાઈભરેલી લાગી, તેમાં ખરી વસ્તુસ્થિતિનું તેમજ કાવ્યકળા અને ચિત્રકળાના સ્વરૂપમાં જે ભેદ છે તે વિષેનું અજ્ઞાન એને જણાયું, અને તે ઉપરથી એ સમ્બન્ધના પોતાના વિચારો પ્રદર્શિત કરવાની એને જરૂર પડી.

એ વિચારો વધારે સ્હેલાઇથી સમજી શકાય તેને માટે પ્રથમ ફિલોક્ટિટિસ કોણ હતો તે જણાવવું જરૂરનું છે. ફિલોક્ટિટિસ એ ટ્રોજન યુદ્ધનો સૌથી પ્રખ્યાત ધનુર્ધર અને હર્ક્યુલિસનો મિત્ર હતો. મરણસમયે હર્ક્યુલિસે પોતાનું ધનુષ્ય અને પોતાનાં ઝેરી બાણ એને અર્પણ કર્યાં હતાં. ટ્રૉય જતાં રસ્તામાં પોતાનાજ ઝેરી બાણનો જખમ એને લાગ્યો તેને લીધે એના શરીરમાંથી એટલી ગન્ધ નીકળવા માંડી કે ગ્રીક લોકો યુલિસિસની શિખામણ પ્રમાણે એને લેમ્નોસના કિનારા ઉપર એકાન્ત અરણ્યમાં એકલો મૂકીને ચાલ્યા ગયા. ટ્રોજન યુદ્ધના દશમા વર્ષ સુધી આ અરણ્યમાં એ એકલો રહ્યો પછી "હર્ક્યુલિસના બાણની મદદ વગર ટ્રૉયની જીત થશે નહીં" એવી ભવિષ્યવાણીને લીધે યુલિસિસ અને ડાયોમિડિસ એ બે લડવૈયાઓ એને તેડવાને આવ્યા તેની સાથે એ ટ્રૉયમાં ગયો. ત્યાં પ્હોંચતાં ઍસ્ક્યુલેપિયસે એના જખમને મટાડ્યો, અને પૅરિસ તથા બીજા ઘણા ટ્રોજન લડવૈયાઓનો એણે વધ કર્યો. આ ફિલોક્ટિટિસની વાર્તા ઉપરથી સોફોક્લિસે પોતાનું દુઃખપરિણામી નાટક રચ્યું હતું.

લે-ઓકો-ઓનના ચિત્ર વિષે ટીકા કરતાં વિંકલમેને કહ્યું હતું કે "સોફોક્લિસના ફિલોક્ટિટિસની પેઠે લે-ઓકો-ઓન પોતાનું દુઃખ સહન કરે છે." હવે પ્રશ્ન એ ઊઠે છે કે સોફોક્લિસનો ફિલોક્ટિટિસ કેવી રીતે પોતાનું દુઃખ સહન કરે છે? આ સમ્બન્ધમાં એકજ નાટકની બે વિદ્વાનો ઉપર તદ્દન જુદીજ અસર થઈ હોય એમ જણાય છે. લેસિંગ જણાવે છે કે સોફોક્લિસના નાટકનો નાયક પોતાની વેદનાને ચીસો વગેરે દ્વારા પ્રકટ નથી કરતો એમ કહેવું એ તદ્દન ભૂલભરેલું છે. એ જ્યારે ગ્રીક સૈન્યની સાથે હતો ત્યારે એના વિલાપ, એની ચીસો, એના ભયંકર દુઃખના ઉદ્‌ગારો આખી છાવણીમાં વ્યાપી રહેતા, અને સૈનિકોના સઘળા યજ્ઞોમાં, સઘળાં પવિત્ર કર્મોમાં ભંગાણ પડાવતા. આ કારણને લીધેજ એને અરણ્યમાં એકલો મૂકી દેવામાં આવ્યો હતો, અને ત્યાં આગળ પણ એની તીવ્ર વેદનાથી ઉપજતા ધ્વનિઓના ભયંકર પ્રતિધ્વનિ ગંભળાતા. એ દુઃખના, એ દિલગીરીના, એ નિરાશાના ધ્વનિઓથી નાટકકાર (સોફોક્લિસ) આખી રંગભૂમિને ગજાવી મૂકતો. એવું જણાય છે કે આ નાટકનો ત્રીજો અંક બીજા અંકોના કરતાં ઘણો વધારે ટૂંકો છે. આ ઉપરથી ટીકાકારો એવું અનુમાન કરે છે કે સઘળા અંકોનો વિસ્તાર એકસરખો હોવો જોઇએ એવું પ્રાચીન નાટકકારો ગણતા ન્હોતા. આ વાત ખરી છે એમ લેસિંગ પણ માને છે, પણ એ અનુમાન ઉપર આવવાને માટે આ નાટક ઉપર નહીં, પણ કોઈ બીજા નાટક

ઉપર આધાર રાખવો એ એને વધારે જરૂરનું જણાય છે. આ નાટકના સમ્બન્ધમાં તો એ એમ માને છે કે ત્રીજા અંકમાં દુઃખના અનેક ઉદ્ગારો આવે છે તેથી નાટક ભજવતી વખતે પાત્રોને સ્થળે સ્થળે વિલંબ કરવો પડતો હશે. આ કારણને લીધે નાટકશાળામાં આ અંક ભજવતી વખતે બીજા અંકોના જેટલોજ વખત લાગતો હશે એમાં કંઈ શક નથી. કાગળ ઉપર આ અંક આપણને ઘણો ટૂંકો લાગે છે, પણ રંગભૂમિના પ્રેક્ષકોને તે વખતે એ અંક એટલો બધો ટૂંકો જણાયો નહીં હોય.

આ પ્રમાણે લેસિંગ બતાવી આપે છે કે સોફોક્લિસ કવિના ફિલોક્ટિટિસની સાથે લે-ઓકો-ઓનના ચિત્રની જે સરખામણી કરવામાં આવી છે તે ભૂલભરેલી છે. હવે પ્રશ્ન એ ઊઠે છે કે રંગભૂમિ ઉપર નાટકના મુખ્ય પાત્રને પોતાનું દુઃખ શબ્દોદ્વારા પ્રકટ કરતું કલ્પવું એ વાસ્તવિક છે કે નહીં? સોફોક્લિસ જેવા પ્રતિષ્ઠિત કવિએ પોતાના નાટકમાં ફિલોક્ટિટિસનું પાત્ર જેવી રીતે ચીતર્યું છે તેવી રીતે તે ચીતરાવું જોઈતું હતું ખરૂં કે નહીં? વર્જિલે પોતાના કાવ્યમાં લે-ઓકો-ઓનને ચીસ પાડતો વર્ણવ્યો છે તે કવિની ભૂલ છે કે કેમ? આવા પ્રશ્નોના ઉત્તરમાં ગ્રન્થકાર જણાવે છે કે ચીસ પાડવી એ શારીરિક વેદનાનું કુદરતી પરિણામ છે. હોમરના કાવ્યમાં પણ લડવૈયાઓને જ્યારે જખમ થાય છે ત્યારે ચીસ પાડીને ધરણી ઉપર ઢળી પડતા તેઓ ઘણી વખત જોવામાં આવે છે. વીનસ દેવીને જખમ લાગે છે ત્યારે તે મ્હોટી ચીસ પાડે છે. એ ચીસથી આનન્દની દેવી તરીકેની એની સુકુમારતા વધારે જણાઈ આવે છે એમ નહીં, પણ દુઃખ પામવાની પ્રકૃતિ ઉપર એનો પણ અધિકાર છે એમ સાબીત થાય છે. યુદ્ધનો દેવ માર્સ, તેને પણ જ્યારે ડાયોમીડનો ભાલો વાગે છે ત્યારે દશ હજાર પ્રચંડ લડવૈયાઓ સામટી ચીસ પાડતા હોય તેના જેવી કારમી ચીસ એ પાડે છે. એ ચીસ એવી ભયંકર હોય છે કે તેને લીધે ઉભય પક્ષનાં સૈન્યમાં ત્રાસ વર્તી રહે છે.

હોમર પોતાના વીર નરોને સાધારણ માનવીઓના કરતાં વધારે ઉંચા લક્ષણવાળા ચીતરે છે, તોપણ જ્યારે જ્યારે દુઃખની લાગણીનો અથવા ચીસો કે અશ્રુઓ કે વિલાપોદ્વારા એ લાગણીને પ્રકટ કરવાનો સવાલ આવે છે ત્યારે ત્યારે તેઓમાં અમાનુષીપણું નથી જોવામાં આવતું. કર્મો કરતી વખતે તેઓ માનવીના કરતાં વધારે ઉંચા પ્રકારનાં પ્રાણીઓ જણાય છે, પણ લાગણીની બાબતમાં તેઓનું શુદ્ધ માનવીપણું જળવાયલું રહે છે.

ખરૂં છે કે હાલના સુધરેલા સમયમાં ચીસો પાડવી અથવા રડવું એ આબરૂદાર ગણાતું નથી. જગતના આગલા જંગલી જમાનાઓમાં પરાક્રમનાં કાર્યોદ્વારા જે હિંમત જણાઈ આવતી તે હિંમતનું સ્વરૂપ હવે બદલાઈ ગયલુ જણાય છે, અને દુઃખ સહન કરવું એજ હવે હિંમતનું અગત્યનું લક્ષણ થઈ પડ્યું છે. અગાઉ પણ કેટલીક અશિક્ષિત પ્રજાઓમાં આ પાછલા પ્રકારની હિંમત વધારે જોવામાં આવતી. દુઃખનાં સઘળાં ચિહ્નોને દબાવી દેવાં, મૃત્યુ તરફ પણ અવિકૃત દૃષ્ટિથી જોવું, સર્પદંશ થવા છતાં પણ હસતું વદન

રાખીને મરવુ, આપણા બાપ વિષે અથવા નિકટમા નિકટના સમ્બન્ધીના વિયોગ વિષે પણ વ્યર્થ ઉદ્ગારો કાઢવા નહીં, એ એ પ્રજાઓના ખાસ લક્ષણો હતા વળી કોઈ પણ વસ્તુની બ્હીક રાખવી નહીં, બ્હીકનુ કદી નામ પણ લેવુ નહીં એવો ઉપદેશ તેઓમા ઘણી વાર આપવામા આવતો

પણ ગ્રીક લોકો એવા ન્હોતા । તેઓને લાગણી હતી, તેઓને બ્હીક હતી તેઓ પોતાની વેદનાને પ્રકટ કરતા તેઓ પોતાની દિલગીરીને બહાર કાઢતા, કોઈ પણ જાતની નિર્બળતા પોતાનામા હોય તેની તેઓ શરમ રાખતા નહીં, કીર્તિના અને કર્તવ્યના માર્ગ માથી તેઓ ચળાતા નહીં જે ગુણ જગની લોકોમા કઠોરતા અને દુ ખ સહન કરવાની ટેવને લીધે આવતો તે તેઓમા નીતિના સ્થાયી વિચારને લીધે રહેતો ચકમકના પત્થરને કોઈ બહારની વસ્તુનુ જોર લાગ્યા વગર તેની અદરના છૂપાયલા તનખાઓ જેમ બહાર નીકળતા નથી, અને એ તનખાઓને જેમ પત્થરની સ્વચ્છતા અથવા શીતળતાની કઈ પણ અસર લાગતી નથી તેમ તેઓની વીરતા કઈ પણ બાહ્ય કારણ મળ્યા વિના પ્રકટ થતી નહીં, અને એ વીરતામા તેઓની હમેશની સૌમ્ય અને શાન્ત પ્રકૃતિના કારણથી કઈ પણ ઘટાડો થવા પામતો નહીં એ વીરતા તે ચકમકની અદર છૂપાઈ રહેલા તનખાઓના જેવી હતી, ત્યારે અસભ્યના જગલી માણસોની વીરતા તે નિરતર સળગતા અને વસ્તુમાત્રનુ ભક્ષણ કરનારા અગ્નિના જેવી હતી, અને એ વીરતાને લીધે એ માણસોની અંદર રહેલા બીજા સઘળા સદ્ગુણોનો કયાંતો નાશ થઈ જતો અથવાતો એ સદ્ગુણો અદ્દશ્ય થઈ જતા

ગ્રીસની સુધરેલી પ્રજા અને બીજા દેશોની અશિક્ષિત પ્રજા એ બેની પ્રકૃતિનો આ પ્રમાણેનો ભેદ હોમરના કાવ્યમાં પણ કેટલેક સ્થળે આપણા જોવામા આવે છે હોમરે ટ્રાજન અને ગ્રીક સૈન્યોનુ વર્ણન આપ્યુ છે તેમા ટ્રાજનોને ભારે કોલાહલ સાથે રણક્ષેત્ર તરફ જતા એણે વર્ણવ્યા છે પણ ગ્રીક લોકોને સંપૂર્ણ શાન્તિથી જતા જણાવવામાં આવ્યા છે, તેના સમ્બન્ધમા ટીકાકારો બ્યાજબી રીતે કહે છે કે એ ભેદથી કવિ એમ દર્શાવવા માગે છે કે ટ્રાજનો તે વધારે જગલી હતા, અને ગ્રીક લોકો તે વધારે સુધરેલા હતા વળી એમ બીજે ઠેકાણે પણ ટ્રાજન અને ગ્રીક લોકોની પ્રકૃતિમાં આવીજ રીતનો ભેદ દર્શાવવામા આવ્યો છે ઉભય પક્ષની સેનાઓ વચ્ચે યુદ્ધ થોડી વાર બધ રાખવાનો કરાર થઈ ચૂકો છે, અને મરણ પામેલા લડવૈયાઓને બાળવાની ક્રિયા, જે ઘણા ઊન્હાં અશ્રુબિન્દુઓની સાથેજ કરવામા આવે છે, તેમા તેઓ રોકાયલા હોય છે એ વખતે પ્રાયમ પોતાના ટ્રાજન સિપાઇઓને રડવાની ના કહે છે આના સમ્બન્ધમા મૅડમ રેશિયર નામની સ્ત્રી ટીકાકાર કહે છે કે ટ્રાજન સિપાઇઓને રડવાની ના કહેવાનુ કારણ એ છે કે રડવાથી તેઓ નબળા થઈ જાય અને બીજે દિવસે સ્હવારે જોઇએ તેવા શાૈર્ય સાથે તેઓ લડી શકે નહીં આ વાત ખરી છે, પણ અહીં સ્વાભાવિક રીતે પ્રશ્ન એ ઊઠે છે કે આ વાતની ફીકર એકલા પ્રાયમનેજ થઈ એનું શુ કારણ? એગેમેમ્નોન પોતાના ગ્રીક લડવૈયાઓને એવી રીતનો ન રડવાનો હુકમ શા માટે નથી આપતો? આ સ્થળે કવિનો હેતુ કઇક

વધારે ઉંડો હોય એમ જણાય છે. એ આપણને એવું શીખવે છે કે ગ્રીસના સુધરેલા સિપાઇઓ રડી શકે અને તેની સાથે પોતાનું શૌર્ય સાચવી શકે એવા હતા, ત્યારે ટ્રૉયના અસંસ્કારી લડવૈયાઓ પ્રથમ પોતાના પુરુષત્વનો નાશ કર્યા વિના રડીજ ન શકે એવા હતા.

સોફોક્લિસના "ફિલોક્ટિટિસ" નામના નાટકમાં આપણે ઉપર જોઈ ગયા છિયે તે પ્રમાણે વિલાપ કરવો, રડવું, ચીસ પાડવી એ સઘળું જોવામાં આવે છે. એજ કવિના એક બીજા નાટકમાં હર્ક્યુલિસના મૃત્યુનું ચિત્ર પણ એવીજ રીતનું આપવામાં આવ્યું છે. આ બે સિવાય "લે-ઓકો-ઓન"નું નાટક પણ સોફોક્લિસે લખ્યું હતું એમ કહેવાય છે, પણ કમનસીબે તે ગુમ થઈ ગયું છે, અને પ્રાચીન લેખકોએ એ નાટક વિષે જે રહેજ-માજ કથન કર્યું છે તે ઉપરથી એ કવિએ આ વિષયનું નિરૂપણ કેવી રીતે કર્યું હતું તેના સમ્બન્ધમાં કંઈ પણ અનુમાન આપણાથી બાંધી શકાય એમ નથી. પણ એટલું તો આપણને લાગ્યા વગર રહેતું નથી કે ફિલોક્ટિટિસ અને હર્ક્યુલિસના કરતાં લે-ઓકો-ઓનને એણે વધારે જિતેન્દ્રિયતાવાળો, સુખ દુઃખ તરફ એકસરખી નિર્વિકાર દૃષ્ટિથી જોનારો (stoical) વર્ણવ્યો હોત નહીં. એવી રીતની જિતેન્દ્રિયતા અને નિર્વિકારીપણું જેમાં જોવામાં આવે તે સઘળું રંગભૂમિને માટે પ્રતિકૂળ છે, અને આપણને જેમાં રસ પડતો હોય તે પાત્ર પોતાના દુઃખને જેટલે અંશે પ્રકટ કરે તેના પ્રમાણમાંજ આપણે તેના તરફ સમભાવ રાખી શકીએ છિયે દુઃખ ભોગવનારૂં પાત્ર આત્માના ગૌરવથી ગંભીર છે એટલું આપણા જોવામાં આવે તો એ પાત્ર તરફ આપણે આશ્ચર્યની દૃષ્ટિથી જોઇએ એ વાત ખરી છે; પણ આશ્ચર્ય એ બહુ નરમ લાગણી છે અને એવે સ્થળે બીજી કોઈ વધારે પ્રબળ લાગણીને માટે બીલકુલ અવકાશ રહેતો નથી.

( અપૂર્ણ )

મોહનલાલ પાર્વતીશંકર દવે.

---

# સદયવત્સ સાવલિંગાની લોકકથા.

( અનુસન્ધાન પૃ૦ ૧૮૭ થી. )

**સદયવત્સવીરચરિત્ર**—ઉર્ફે સદયવત્સપ્રબન્ધનો કર્તા કવિ ભીમ છે. ઓંકાર, સરસ્વતી, ગણપતિ અને સરસ સદર્થ અને સુચ્છંદ કાવ્યબંધ કરનાર કવિઓનો નમસ્કાર કરીને અને હરસિધિ માતાનો વર પામીને કવિ ભીમ શૃંગારાદિ રસયુક્ત સદયવત્સ વીરની કીર્તિ વર્ણવે છે.

इम भणीइ भीम तंसु गुण थुणिसु जो हरसिद्धिवर लद्ध ।

ઉજ્જયિનીના રાજા પ્રથુવત્સને મધુલક્ષ્મીની કુક્ષિથી સત્યવત્સ નામનો પુત્ર થયો તે જ નગરમાં એક નિર્ધન જ્યોતિષી વસે છે, તેને એક દિવસે તેની સ્ત્રીએ પ્રથુવત્સના દરબારમાં જવાનું કહેવાથી તે સભામાં આવ્યો. રાજાએ વિદ્યાવંત જોઇને આદરમાન આપ્યુ, અને પૂછ્યું કે ક્યાંથી આવ્યા છો અને તમો કઈ વિદ્યામાં નિષ્ણાત છો તથા તમારી શી કુલવૃત્તિ છે. વિપ્રે કીધુ હું જ્યોતિષી અને ત્રિકાલ જ્ઞાની છું.

वस्त — विप्प जंपइ विप्प जंपइ निसुणि नरनाह ।
जयवंती ज्योतिषकला कुलकम्मि अम्ह अछइ अग्गइ ।
वत्तारउ संवच्छरह नष्टजन्म नवि चित्ति लग्गइ ।
जं सुरपुरि जं नरभुवणि जं जं हुइ पायालि ।
नरवर निजमंदिरथिकूं तं जाणू तिणि कालि ॥१९॥

આવી વિપ્રની ગર્વિતવાણીથી રાજાને રોસ ઉપજ્યો અને તેથી પાસે રહેલા જયમંગળ હાથીનું આયુષ્ય પૂછ્યું વિપ્રે લગ્નકુંડલી બાંધીને કીધુ કે તે હાથી કાલે મરશે.

लगन लिहत वहंत तीणइ कहीय पडि कर झछि ।
जइ पुच्छिउसिं पहुवच्छ पहु मरइ ति कुंभर काछि ॥१९॥

બ્રાહ્મણના આવા વાક્યથી રાજા ચિત્તમા ચમક્યો અને બ્રાહ્મણને કહ્યું કે હાથી નહી મરે તો તારી શી ગતિ થશે. બ્રાહ્મણે કહ્યું કે ચાહે તો ચારે પાસે હાથીને સખ્ત બાંધો યા ગુફા યા ભોયરામા રાખો તો પણ કાલે બે પહોરે હાથી મદોન્મત્ત થાય જ. રાજાએ કીધુ તારૂં ભવિષ્ય ખોટુ પડશે તો તને દામ દઇશ. રાજાએ હાથીને સખ્ત બંધાવ્યો અને રક્ષાપુરુષો મૂક્યા. પરંતુ કહેલા વખતે હસ્તી મદોન્મત્ત થઇને આલાનસ્થંભ તોડીને પ્રાટપૂના પૂરની માફક દોડવા લાગ્યો

धाइ धसइ अनइ धडहडइ किरि आसाढि अंबर गडअडइ ।

રાજા સુભટો લઇને પૂઠે પડ્યો અને જે હાથીને બાંધે તેને એકાવલી હાર આપવાનું જાહેર કર્યું

आपू अंगनणउ शृंगारू आपूं एकाउलिनउ हार ।
आपूं अधिक बलीउ पसाउ जे बलीउ बांधइ गजराउ ॥

એટલામાં તો હાથીએ નગરમાં જઇને માલનું નુકસાન કરવા માંડ્યુ.

गमि चउहटइ मइ मंडित गाह पानतणां सवि लाध्यां छाह ।
फूलतणा तहि पूर्या पगर मइगलि माथि कीधूं नगर ॥
पुहतउ श्रेणी सुगंधीतणी रामवस्त्र मेली रेवणी ।
लापइ केसरनइ कपूर वास्यां तेल वहाव्यां पूर ॥ ३६ ॥
तीणइ दीठइ दोसी दडवडइ पारिपिनइ पगि पींडी चडइ ।
फडीया फोफलीया सूनार नाठा लोक न जाणइ सार ॥३७॥
हाटमांहि हुउ हालकुलोल किरि कमलावति करइ कलोल ।
पोता लाध्या पारिपितणां कापडिसरिस किरियाणा घणां ॥३८॥
एकि अटालि मालि गढि चड्या इकि पाधरि दसदिसि दडवड्यां ।
इकि छावडां अछइ छडछोक ते सीकिइ थ्या लूसइ लोक ॥३९॥

આવી રીતે ગડભથલ કરીને હસ્તી કલાલની શ્રેણીમાં આવ્યો ત્યાં મદિરાના માટમાંથી મદિરા પીને મદોન્મત્ત થયો.

आगइ पंचायण पापरिउ आगइ पन्नग पंपावरिउ ।
आगइ गज अंगि ज मदभूत वलि वारुणीमवि थिउं भूत ॥४१॥
सुंडाहल पूरइ परचंड दंतूसल जाणे जमदंड ।
पाडइ विसमा पोलि प्रसाद नरनरिंद उतारइ नाद ॥४२॥

આ અવસરે એક બ્રાહ્મણને ઘેર સ્ત્રીને અધરણી હોવાથી ઉત્સવ હતો એ સ્ત્રી પીહરથી પણ પૂરીને સાસરે ધામધૂમથી જતી હતી. એવામાં હાથી ત્યાં આવી લાગ્યો અને તેણે તે સ્ત્રીને સુંડાદંડથી પકડી. સઘળા સ્નેહીઓ તથા વરઘોડાના લોક નાઠા. સ્ત્રીનો ભર્તાર તેવામાં આવી પહોંચ્યો અને તેણે બુંબારવ કર્યો.

पाघडी-तव आविउ धाइउ ते नारिभरतार बुंबारव पण करइ अपार ।
कोइ सुभट शूर साहसिक शुद्ध कोइ धीर वीर वंसह विशुद्ध ॥ ९१ ॥
कोइ जाइउ चउद्दिसि चपलअंग कोइ अकल अटल आहवि अहंग ।
को खित्तीय पलपंडणसमत्थ को अछइ छयल्ल खिति खग्गह हत्थ ॥ ९२ ॥

એવી રીતે બુંબારવ કરતાં કરતાં જૂવટે જાતાં સદયવત્સે સાંભળ્યું અને બુંબારવનું કારણ જાણીને સ્ત્રીને છોડાવા દોડ્યો અને હસ્તીને હણ્યો.

पाघडी-तव धायु धषड घसमसंत किरि आवइ केसरि कसकसंत ।
चर्चरीय झाटि झटकइ कवालि वलकलिउ वटाणु पिउ भ्रकुटिभागि ॥ ९३ ॥

मयमत्त रत्तू दिट्ठु दिट्ठि तव असिमर कढवि किद्ध मुट्ठि ।
मुहिमंडत्ति हकक्कीय समलहत्थि साहसीयसुभटि सुदयवच्छि ॥ ९४ ॥
नवि मेल्हइ नारी सुंडिअग्गि दंतूसल मेडावि वलिउ वग्गि ।
इम हणिउ करडि करि भाल खांधि जिम त्रुट्टि सीस गिउ श्रवणसाधि ॥ ९५ ॥

હસ્તિ જાણે કે પર્વતનું એક શિખર ના પડ્યું હોય તે ભોય ઉપર પડ્યો.

गडअडिउ गयंदु कि पडिउ पव्व सुर अनरिवि पेक्खि अपुव्व ।
जयजयशब्दु जंपइ जगत पहुवच्छ अच्चरिउ पेक्खि पुत्त ॥ ९६ ॥

રાજાએ જ્યોતિષીને છોડીને ગામ આપ્યુ. કુમારને રાજ્ય આપવા માંડ્યુ પણ તેણે ના પાડી. મન્ત્રીએ ચિંતવ્યુ કે હવે મને આ જરૂર કઢાવશે તેથી તે સંધ્યા સમયે કાળું અંગ કરીને અને કાલો શૃંગાર કરીને કાલા અબર અને પાંચ પાલી કાળા આડ લઈને રાજા પાસે આવ્યો. રાજાએ આવો વેશ કરવાનુ કારણ પૂછ્યુ. પ્રધાને કહ્યુ કે સકલ મંગલનું કારણ જયમગલ હસ્તી એક ઓને કાજે હણ્યો તે વાસ્તે ઉત્સવ તો આપને જ શોભે. મંત્રીએ પછી રાજાના કાન બરાબર ભંભેર્યા. રાજાએ પ્રાત કાળે કુમારને બોલાવ્યો. પિતાને કુપિત દેખી કુમાર જુહાર કરીને ચાલ્યો ગયો અને દેશાન્તર વાસ કરવાનો નિશ્ચય કર્યો. માતાએ વાર્યો પણ તેણે જ્યારે કહ્યુ કે અહીં રહીશ તો મારૂં મૃત્યુ ચિંતવશે માટે જવુ જ શ્રેય છે ત્યારે માતાએ રજા આપી. સાથે સાવલિંગા પણ ચાલી અહીંઆ કવિ સાવલિંગાનું વર્ણન કરે છે તે સાભળવા જેવું છે.

गयगमणि रमणि तुरगय गमनि झड अनिलग्ग अंग ज नमंति ।
पयपंकय लंकतलि चिडरडंनि पनिमत्ति चित्ति धरि चडवडंति ॥ ४७ ॥
जस जघजूअल वररंभथंभ पियल कि उरथल करिण कुम ।
करपल्लव नवशापा अशोक सौवन्नवन्न सारीररोक ॥ ४८ ॥
मुख कमल अमल शशिहरसरित्प निलवटि तिलय ताडीकमच्छ ।
कुंडल कि कन्नि पायार मार कोसीसनिकर परिगर अपार ॥ ४८ ॥
तिलफुल्ल नास संजुत्त मत्त त्रडि दाडिम दंत अहरा रगत्त ।
अमनसह पजनसरिस नित्त सीमतकुंत किरि मयरकित्त ॥ ९० ॥
हुइ ममइ कामकोदंडपंड कटिर्निचमलंबित वेणीदड ।
उरि हार तारश्रेणीसमान तनमंडल अवर न उपमान ॥ ९१ ॥

રસ્તામાં અનેક શુભ શકુન થયા. આગળ ચાલતાં એક રણ આવ્યું સાવલિંગા તપાતુર થઈ તેથીએ સમરયામાં લીધુ—

नाह कुरंगा रगयलि जलविणु किमु जीवंति ।
नयण सरोवर प्रीतिजल नेहिइं नीर पियंति ॥

પ્રિયાને તૃષાતુર થયેલી જાણી સદયે દશે દિશામાં દૃષ્ટિ નાંખી. તેવામાં એક વૃદ્ધ પ્રપાપલિકા દેખી. કુમારે ત્યાં જઈને પાણી માગ્યું. વૃદ્ધાએ કીધું કે આ હરસિદ્ધ માતાની પ્રપા છે અને જેટલું પાણી તેટલું રૂધિર આપે તો પાણી મળી શકે છે. કુમારે કબૂલ કર્યું. પ્રપાપાલિકાએ સાથે જઈને પાણી પાયું. રૂધિર માગતાં કુમારે અંગો કાપીને રૂધિર કાઢવા માંડયું. છેવટે મસ્તક છેદવા લાગતાં માતા પ્રગટ થયાં અને કુમારને વાર્યો. દેવીએ કીધું હું ઉજ્જયિની અને પ્રતિષ્ઠાનની નગરદેવી છું. હું તારૂં સાહસ જોવા આવી છું. દેવીએ તેને સંગ્રામમાં જય વાસ્તે કાળા કંકલોહની ક્ષુરિકા આપી અને ઘૂતમાં જવા વાસ્તે કાલી કોડી આપી. સાવલિંગાએ કીધું કે તમને મારાથી ઘણું દુઃખ સહન કરવું પડશે માટે મને મારા પીહર મૂકો. આગળ ચાલતાં એક વન આવ્યું (કવિ અહીં આ વનનું સરસ વર્ણન કરે છે) ત્યાં ઉમયાપતિનો પ્રાસાદ દીઠો. સાવલિંગા પ્રાસાદમાં પેઠી અને અનેક સ્ત્રીઓ સુંદર તથા એકાંતમાં ધ્યાન ધરતી એક કુમારિકા દેખી. સ્ત્રીઓએ પૂછ્યું કે તમે ક્યાંથી આવ્યા છો. સાવલિંગાએ કીધું કે ઉજ્જયિનીથી. ઉજ્જયિનીનું નામ સાંભળીને પેલી કુમારિકાએ સાવલિંગાને બોલાવી અને તેણીને પોતાનો વૃત્તાંત કહ્યો. કુમારિકાએ કીધું કે હું ધરવીર રાજાની પુત્રી છું અને બંદિના મુખથી સદયવત્સના ગુણ પરાક્રમ સાંભળીને તેને પરણવાનો નિશ્ચય કરીને અહીંઆ આ કામિતપ્રદ ઉમયાપતિની ૭ માસ થયાં આરાધના કરૂં છે.

धरवीररायधूआ मुहुसाले मज्झ रायनरवीरो ।
वरवीरसुदयवच्छो वउउं शिव पुज्जि हे साहिए ॥ ८ ॥
कलिजुगि कामुकतित्थो पत्यंतय अत्थ साहए सयलो ।
पडमासिअवाहिअगइ मणवंछिय देइ माहेसो ॥

આજ ૭ માસ થશે. સાંઝ સુધીમાં સદો મને મળવો જોઈએ. નહીં તો હું કાષ્ઠભક્ષણ કરીશ. સાવલિંગા વિમાસણમાં પડી કે આ તો રસ્તામાં શોક વળગી. પરંતુ કાષ્ઠભક્ષણ કરવાના તેણીના નિશ્ચયથી દયા આવવાથી કહ્યું કે સદય દ્વારે છે. લીલાવતી સદયવત્સને મળે છે. સાવલિંગા પોતાનું ઔદાર્ય દેખાડે છે અને સદયવત્સને લીલાવતીનો પરિણય કરવા રજા આપે છે. સઘળા ધરવીરરાયની ધારાનગરીમાં જાય છે. સદયવત્સનાં ત્યાં લગ્ન થાય છે. લગ્નનું વર્ણન થોડુંક સાંભળો.

हव धउल; राग धन्यासी.

आसणतणउ अणाविउ ए नरवारिइं ए तरल तुरंग ।
साहणपति पलणाविउ ए पलाणे पवंग ।
तोणइ वरराउ चडाविउ ए ॥ ९४ ॥

चडति पेवि जे जुडंति ते तुरग आणयू जे सुद्धवित्तसालिहुत्तलक्षणे वषाणिउ ।
पाया ल्हुं ति कीकी पयड होम दीठ आसणे ।
सोहंति सुदयवत्सवीर ते तुरंग आसणे ॥ ९५ ॥
चिहु दिसि चामर ढळइ ए सिरवरि ए सोहइ छात्र ।
विप्र वेउधुनि उच्चेरइ ए आआ आगलि ए नानाविध पात्र ॥
बहु वंदिण कलरव करइ ए ॥ ९६ ॥
करंति वंदिणा अणिक्क मंगलिक्कमालय ।
विचित्त निति पत्त पाडरागरंगतालयं ।
चडी तुरंगि चंगि अंगि सार सुंदरी रसे ।
ति चालवंति नारि च्यारि चामरं चिहु दिसे ॥ ९७ ॥
वर आगलि थिउ संचरइ ए आआ राण ले ए सरिसउ राउ ।
पायदल पार न पामीइ ए आआ बलीयडउ ए नीसाणडे घाउ ॥
हय दीसइ गयरायसारसी ए ॥ ९८ ॥
करिंति सारसी गइंद संडिसुडि डबरं नीसाणढोलढक्कघाउ हूअ ताव अंबरं ।
उचित्तवाउ दिंति राउ वेगि ताव रइकरो पेमि सुदयवच्छवीर पत्त तोरणइ वरो ॥९९॥
गयगामिणि गुण विस्तवइ ए आआ शशिमुखी ए करइ सिणगार ।
हार एकाउलि उरि ठवइ ए आआ कंदर्पू ए समउ कुमार ।
अहिणवउ इंद नरिंदवरो ॥ १०० ॥
नरिंदइद मत्तलोइ लोयमज्झि सोहए अदिठ्ठदिठ्ठ माणिणी मणंतरंगि मोहए ।
भवानिपल्लिपायमत्तिकंतलडकामिनी ते सुदवीर वन्नवंति गे गयंदगामिणी ॥१०१॥

कुंडलीउ तत. मौक्तिकदाम छंदः ।

पउमिणिहस्तिनीचित्रणीवारा संखिणि सार किद्ध संगारा ।
रतिपतिरंगि मिलवि सहि रामा पिक्खवि सुदयवत्स वर कामा ॥
जे कामनरिंदतणइ दलि सार गुड्या मयमत्त पयोहरभार ।
जे हिंछि सागिछि चलइ चमकंति ते सुदयवत्ससिउ रंगि रमंति ॥
जे त्रदुय दिठ्ठ कि नठ्ठ कुरंगि जे उप्पम रेह सनेह सुचंगि ।
जे चंदनि अंगि गमंति ते सुदयवच्छिसिउ रंगि रमंति ॥

करइ निज मानिनि आणणि सोह जे जाण जुवाणतणइ मनि मोह ।
जे पसिति उर न मंति ते सुदयवच्छिसिउ रंगि रमंति ॥
ठवइ उरि हार कि तारयश्रेणि ढुलंनि नितंबप्रलंबिन वेणि ।
जे तारुणि आसणि नित्त घुमंति ते सुदयवच्छिसिउ रंगि रमंति ॥

छप्पय. हे सही काहि कुण कम्मि अज्ज उल्हास अंगि बहु ।
कुंकुमि कज्जलि कणयकुसुमि सिंगार किद्ध मुह ।
मरीय सेसि सीमंत कंत कंदर्प्पराय करि ।
गुडी साहण मयमत्त नित्त सज्ज कि उप्परि ।
माणिसि निसि मयंक मधुराति मधुप पहुवत्सतणूउ मुझ मनि वसिउं ।
उल्हवण अनिल त कि तनुरयणि सुदयवत्समुख निहिनिसिट ॥

छप्पय. अग्गइ अहरा रत्त आहि विछि विलासीय ।
अग्गइ लोयण लोल अनइ कज्जलिहिं कलासीय ।
अग्गइ सिहिण सुघोर अनइ हाराउलिभारिय ।
अग्गइ गय मंथारि अनइ नेउर झकारीय ।
अग्गइ सुकामकिय कामिनी अनइ वसंति निशि उज्जली ।
पुहुवच्छतणाउ भ्रमरंगि सत्ति अनइ सुवर सुहा मिली ॥

આવી રીતે વરઘોડો નીકળ્યો અને સદયવત્સનાં લીલાવતી સાથે લગ્ન થયાં. પ્રભાનિ સાળાઓ દ્યૂત રમવા આવ્યા તેમને હરાવીને સુદાએ સર્વ ધન લઈ લીધું. રાજ્ય આપવા માંડ્યું પણ તેનો સ્વીકાર કર્યો નહી ને લીલાવતીને લઇને આગળ ચાલ્યો. રસ્તામાં એક શિલા દીઠી. ગુફામાં પેસીને ચોરોને હરાવ્યા પરંતુ તેઓના મસ્તકો છેદ્યા નહીં. તે ચોરોએ કુમારને અંચલે એક કોડ મૂલ્યનો કંચુક બાંધી દીધો અને સંકટમાં તેમને સંભારવાનું કહ્યું. આગળ ચાલતાં એક નિર્જન શહેર દીઠું તેમાં એક સ્ત્રીને રુદન કરતી સાંભળી. સ્ત્રીએ કીધું હું નંદરાજાની લક્ષ્મી છું અને તું મારો સ્વામિ થા. પ્રભાતે લક્ષ્મીએ ધનના ઢગલા દેખાડ્યા પરંતુ કુમાર પછીથી બલિવિધાન કરીને તે ધન લઇશું એવું વિચારીને આગળ ચાલ્યો. એક ભાટને ગામ આવ્યા. સાવલિંગાને કીધું કે તું અહીંઆ રહે. તારે માટે પહિઠાણથી વસ્ત્ર રથ વગેરે તારા પિતાના નગરમાં પ્રવેશ કરવાની ઉચિત સામગ્રી લઈ આવું. ક્ષત્રિય સ્ત્રી ભાટની બહેન કહેવાય એ સંબંધ કંઈ નવો નથી.

बंदिणतणइ बहिन क्षत्रिणि क्षित्रिणी मानइ भाइ भगी ।
ए नानकं, नवूं नही आंम भाटभुवनि रहनां नहीं लाज ॥

સાવલિંગા સદયવત્સને કહે છે કે હે સ્વામિ એ નગર કંઈ બીજા પાટણો જેવું નથી માટે તેમાં જવાનો સાર નથી. એટો પૂછે છે કે તે કેવું છે. સાવલિંગાં કહે છે—

जिणि पाटणि पोढा प्रासाद मेरुशिखरसिउ वहइ विवाद ।
गरुउ गढ ऊंचा आवास किरि अहिणव दीसइ कविलास ॥ ६७ ॥
माहि महेस विष्णु नइ ब्रह्म सहू समचरइ कुलोचित धर्म ।
जिनशासन गाढउ गहगहइ जीवदया देपी मन हरइ ॥ ६८ ॥
दिनकरभगतितणउ अतिभाव अधिकउ परमेसरीमभाव ।
जे जोगिणि चउसठिनूं ठाम चउसठि चेटकनउं तिहि ठाम ॥ ६९ ॥
गणपतिक्षेत्रपालनी ख्याति दिवसपाहिइ रूडेरी राति ।
ठामि ठामि मडल मडाइ ठामि ठामि नितु गुणीया गाइ ॥ ७० ॥
ठामि ठामि ढोणां ढोइइं ठामि ठामि जोणां जोइइ ।
सानइ वसण संसालइ जेउ माहि घणा छइं माणस तेउ ॥ ७१ ॥
इकि लीला लषमी लेइ जाइ भोला ममहि सान चीकाई ।
मणा न कामणमोहणतणी वरतइ धूरतविद्या घणी ॥ ७२ ॥
वसइ वासि छत्रीसइं कुली माहि मोटा बहुत्तरि मडली ।
चउरासी सूरा सामंत च्यारि महाधर मंत्रि अनंत ॥ ७३ ॥
चउरासी चुहटानी जुगति वरणावरणतणी बहु विगति ।
उत्तिममध्यमलोक अपार भामा भला न पामइं पार ॥ ७४ ॥
करइ राज सालिवाहण राउ वइरीतणइ विधंसइ ठाइ ।
अऊठपीठ पहिलुं पहिठाण सामीय आलितणूं अहिठाण ॥ ७५ ॥

સદયવત્સે ભાટને સાવલિંગાની ભલામણ દીધી અને તેણીને કહ્યું કે હું પાંચ દિવસમાં આવીશ. મનમાં વિમાસીસ નહી. સાવલિંગા કહેવા લાગી—

वस्त—कंत संभलि कंत समलि कहइ कमलच्छि ।
जु भइ लुप्पइ मयरहर तेन पालि पत्थउ करिज्जइ ।
सीह विच्छुटइ संकलह ति किम देव दोरी धरिज्जइ ।
हत्थी अंकुश अवगणइ किम साहीमइ कान्नि ।
निम प्रियतम पावारतो मुक्क विमासण मन्नि ॥ ७८ ॥

गाहा–सुणि सुदयवीरवयणं सच्चं जं चवइ सावलिंगीए ।
पिय दिवसपंचपच्छइ तिहि गमिसु जिहि न पुच्छेसि ॥ ७९ ॥

સાવલિંગાનું આવું પાંચ દિવસ પછી પ્રાણ ત્યજવાનું વચન સાંભળી સદય કહે છે—

तिणि वयणि सुद जंपइ मणि घरे विरोसो हसेवि मुहकमले ।
तिहुयणि ते को ठाणं जिहि जुवई रहइ मह महिला ॥ ८० ॥

સાવલિંગા કહે છે કે તમે જશો ત્યાં મારા જીવનું ભ્રમણ થશે.

वयणशशी नयणमई हंसगई उरि करिंदमग्गिहरी ।
कणयपहाणंगंगी जत्थ तुयं तत्थ जीवभमणं न ॥ ८१ ॥

આ વચનથી સુદો પાછો ફર્યો અને સ્ત્રીના આંસુ લસી નાંખીને તેને શાંત પમાડી અને કીધું કે જો હું છેવટના દિવસે ના આવું તો ગમે તેમ કરજે.

तिणि वयणि सुदवीरो गहबरिउ लग्ग गलइ सिवलनो ।
गयगमणि म घरि दुहिल्लिउ निवारि नयणंमि नीर भरियाइं ॥ ८२ ॥

हव अडयल–वलियो रमणी रोयंति वारिहिं ।
लोअण लोहि सकज्जलवारिहिं ।
अबल जि नावू बुल्लइ वारिहिं ।
जं मुणि मुणइ स करे ति वारिहिं ॥ ८३ ॥

સદો પ્રતિષ્ઠાનની ભાગોળે આવ્યો ત્યાં એક માણસને પશુની પેઠે સરોવરમાં પાણી પીતો દીઠો.

अडयल–आगि विरहि विलखौ पागी लागी अंगि तिहां सप्पाणी ।
कज्जललग्गादिट्ठ हुउ पाणी पीघूं पुरिसि पशूवरि पाणी ॥ ८४ ॥

આ જોઈને પાણીહારીએ સખીને પૂછ્યું. સખીએ કીધું કે તેની વ્હાલીનું કાજલ હાથમાં લાગેલું હોવાથી તે ભીંજાવાના ભયથી આમ કરે છે.

नर नवरंग सही साखुज्जल किं कारणि पशु जेम पीयो जल ।
नारी नरकरि लग्गौ कज्जल पीधि भीजइ भय मरइ न अंजल ॥८६॥

નગરમા પ્રવેશ કરતાં સદાને ટૂંટક મળ્યો. અશુભ શકુન માનીને પાછો ફરયો. ટૂંટક પાછો ફરીને પુંગી, પત્ર, ફૂલ લઈને આવ્યો અને કુમારને સર્વે વૃત્તાંત કીધો. બન્ને જણાએ

નગરમાં પ્રવેશ કર્યો. સૂર્યપ્રાસાદમાં ગણિકાનો તથા શ્રેષ્ઠિનો વિવાદ ચૂકાવ્યો. કામસેના ગણિકા નાચવાને મિષે મિષે સૂર્યપ્રાસાદમા તેને જોવા આવી. જોઇને કામવિહ્વળ થઈ. ઘેર આવતાં તેણીને કામજ્વર ઉત્પન્ન થયો. રાજાની માનીતી હોવાથી રાજાએ ઘણા વૈદ્યો બોલાવ્યા પણ કોઇને રોગની બરાબર પરીક્ષા કરી નહી ત્યારે ગૂર્જર વૈદ્યે કહ્યુ કે તેને કામજ્વર લાગ્યો છે.

एकि भणइ ऊतारउ लांव एक सेक दिवरावय पांव ।
एकि भणइ आलस मेल्हीइ एकी माणिइ मंडल मांडीइ ॥ १८॥

एकि मणिइ अम्ह हलउ हाथ एकि भणइ दिउ कडूउ काथ ।
आपापणी कला सवि कहइ गुणीया अनइ वइद गहगहइ ॥ १९॥

गूजर वइद जिह्वारइं हसिउ जाणे धरणि धनंतरि जिसिउ ।
दीठइ रुपि सरुप ओलपइ वैद अनेरा आलिइ झपइं ॥ २० ॥

एहनइ अंगि अगलउ अनंग नरवर को दीठउ नवरंग ।
मूरतिइ मूरछा मानिसिइ मिलिउ लोक देषी लाजसिइ ॥ २१ ॥

કામસેનાએ પછી એકદંતી અક્કાને (રવિ મંદિરમાં શેઠ પાસે ધન લેવા ગઈ હતી તેને) સદાને બોલાવા મોકલી. એકદંતી કહેવા લાગી કે જેણે આપણને એક વખત છેતર્યા તેનાથી શું કામ છે. ગણિકાએ તો પુરુષની પરીક્ષા કરીને જેની પાસેથી ધન મળે એવું હોય તેની સાથે સંબંધ કરવો.

एकदंति तीणि बोलिइं बली रीसिइं पुरुस एक ऊच्छली ।
जीणि हं हालू कीधी आज ते टीटउउ तेडिइं कुण काज ॥२५॥

राय राणा भूपति जेतला विवहारीया कहूं केतला ।
करइं साद्र कोडेसर कोडि केहा गुण ए राउत तेडि ॥ २६ ॥

पारपिसिउं जे कीजइ प्रेम पीडी दिइ पीयाउं हेम ।
उछी वानीनउ घणउ विराम सारी लीइ सूंआला काम ॥२७॥

दोसी कोर कापडा दियइ लगडमांहि नि चिमणूं लीयइ ।
कान सुरहीउ सारइ घणूं आपइ सदा सुरहूं घूपणउं ॥ २८ ॥

सोनीकाजि किह्वारइ पाहि सूष चउप लिइ सूनामाहि ।
पहिलूं घाट घडीनइ हाटि घरि आविसिइ घडामणमाटि ॥ २९ ॥

बांमणसिउ बहुनेह म करे मासपापपूठिइं परिहरे ।
भाट भलउं हुइ दीह विच्यारि जा जूवटइ न मानइ हारि ॥ ३०॥

तंबोलीनी थोडी तीम जिहँनइ पान पाचता सीम ।
टींटा देषी टाले द्रेठि साह्मी जइनइ मन्नावे सेठि ॥ ३१ ॥
माली आपइ सुरहां फूल जेवाउनइ आतिबहुमूल ।
मोटा मोटा अनइ छंडछोक तीहरइं दीनइ वहिलउ छेक ॥ ३२ ॥
फूटरसी नइ फरफटकूंच हाथिं किह्वार न मेल्हइं मूंछ ।
तेउलगू नइ म देसि अडाउ कूडी कदवस लाभ न साउ ॥ ३३ ॥
माणावटि नाणूं परषीइं तिम आपणइ पुरुष परषीइ ।
जिह्नउ भाव दीसइ जेनल्उ तिहां आदर कीजइ तेतल्उ ॥ ३४ ॥

કામમેના આધી કોપી અને નાયકા નાયકડેને કુમારને લાવવાનો હુકમ કર્યો. કુમાર વેશ્યા ઘરે ગયો. ત્યાંથી જૂવટામાં જૂઆર રમતાં ઘણું દ્રવ્ય મેળવ્યું. થોડુંક ટૂંટકને સાવલિંગા વાસ્તે આભૂષણ વગેરે ખરીદવા આપ્યું અને બાકીનું વેશ્યાને આપ્યું. પાંચમે દિવસે સદયવત્સે જવાની તૈયારી કરતાં પોતાની અમિ માગી. વેશ્યાએ તે ખોલતાં તેની અંદરથી સવાક્રોડ મત્સ્યનો કંચુક બહાર પડ્યો. વેશ્યાએ તે સદય પાસેથી બક્ષીસ લીધો. પહેરીને રાજદ્વારે આવતાં શેઠે ઓળખી. દંતકશેઠે પોતાનો ગોગયશો કંચુક ઓળખ્યો અને મહાજનને ભેગું કરીને રાજદ્વારે ફરીયાદ લઈને ગયા.

दंतउसेठि मेलावउ करइ साहुलि साहुलि तं पोकरइ ।
पाहू पासनाग जसनाग माहव मोकल नइ वरणाग ॥ ८२ ॥
आंबउ अभयचंद गुणिचंद आसचंद पासड नइ जसचद ।
सोलउ संतिनाग साहार आमड भोजड अमयकूंआर ॥ ८३ ॥
धरणिग धारण ताहरू काज ऊठइ महाजन मिलीइ आज ।
आसू जासू पातणसेठि मिलिऊ महाजन थेडाहेठि ॥ ८४ ॥
तेडिउ तेजपाल तेजसी तेडिउ धांधउ नइ धारसी ।
वहिलउ थइ जाइ वीरम तेडि नही जुगति जे कीजइ जेडि ॥ ८५ ॥

મહાજને બધી હકીકત કહી. વેશ્યાએ કંચુક કોની પાસેથી મળ્યો તેનું નામ દીધું નહી. રાજાએ શૂળિ ઉપર ચઢાવવાનો હુકમ કીધો. શહેરની ગણિકાઓને ખબર પડતાં તેઓ રાજા પાસે અરજ કરવા આવી.

हीरू हांसल कामलि किसी पेतू सीमिणि जाल्हणि जिसी ।
कांसू करणूं नइं कामली नामल्दे नागल्दे मली ॥ ९८ ॥

सांझू सूहलदे सहजली वाछू वीरहणदे वरजली ।
नागू नायकदे नागिणी मांनू माल्हणि नइ कर्मिणी ॥ ९९ ॥
राजू रतनादे रूपिणी माउ भावलदे पीमिणी ।
लुहडी वडी विलासिणि घणी राजभुवनि आवी रुणझुणी ॥१००॥

રાજાએ માન્યું નહી. એકદંતિએ જુવટે જઇને સદાને શોધી કાઢયો. સદો વેશ્યાના દુઃખની વાત સાંભળીને સહી ન શક્યો અને હનુમાનની પેઠે તડકીને વધસ્થાને દોડી આવ્યો.

किरि हाकी उठि हनुमंत किरि कोपानलि चाडिउ कृतांत ।
चडवड चउपट चालिउ इम किरि आविउ गुरु भारथ भीम ॥१०॥

કુમારે કામસેનાને બંધન તોડીને છોડાવી. તલારક્ષક ( કોટવાલ ) સામો થતાં તેનું નાક કાપ્યું પણ માર્યો નહી, અને કહ્યું કે જા મોટા સામંતોને મોકલ.

मोकलि वांह गाढा बलवंत मोकलि जे सूरा सामंत ।
मोकलि राउत राणी वाउला मोकलि जे आंगइ आउला ॥१७॥

કોટવાલે નગરમાં જઇને રાજાને નિવેદન કર્યું. નગરમાં કામસેના ગણિકા સાથે વિવાહ માં ઉતરેલા શેઠને ખબર પડતાં તે એકદમ આવ્યો. કુમારે સાવલિંગાની હકીકત કીધી અને કાગળ મોકલી આપવાને વીનતી કરી. શેઠે વિચાર્યું કે એણે મારા ઉપર ઉપકાર કર્યો છે તેનો બદલો વાળવાનો આ વખત છે. જે પૈસાથી મિત્રનું કામ થાય નહી તે નકામો છે.

जिणिइ अरथिइं न भाजइ भीड जिणिइ न टलइ परणी पीड ।
मागणमित्रकाजि टालीइ ते संपत्ति सघली बालीइ ॥२८॥
अरथिइं सघला सीझइं काज अरथिइं आपणां कीजइ राज ।
अरथिइं सवि ढांकइ अखत्र वेची अरथ विछोडिउं मित्र ॥२९॥
मेलइं पाणिं पाविसाजोडि वेला लाधी वेचइं कोडि
जीवतणूं जे जीवित कहइं तेहनउ वाद वाणीया सहइं ॥३०॥
बांध्या राय विछोडइ बंध पडी कुवेला उडइ कंध ।
गढगाढिम नवि सीझइ अत्थ तिणि वेला वाणीउ समत्थ ॥३१॥

શેઠ રાજા પાસે જઇને કુમારનો જામીન થયો. કુમાર છૂટીને ભાટના ગામ આવ્યો. અહીંઆં સાવલિંગા અગ્નિ પ્રવેશની તૈયારી કરે છે. સાવલિંગા કહે છે—

दूहा. सूद! तुहाला साथ थिउं आतरू अति उरतउ ।
हव जोसिइ जगनाथ साहस सामलया मणइ ॥४९॥
उले आतरिएहि तउ पइलुं पामिउ नही ।
वाहण विचि त्रिहि लेहि निहरइ नीजामापषइ ॥५०॥
ऊभी आस करेहि अबला आहिडीतणी ।
वर पइंठउ विमरेहि केमरिना पग किम नीसरइ ॥५१॥
नाह तुहाला नेह किम ऊसकल एकभवि ।
जा दसवार न देह ए आपणउ न होमीइ ॥५२॥
माणिक मूठिजलेहि पडइ तउ मापति पामीइ ।
नाह नवेरइ दोहि दरसणि देपेवू थिउ ॥५३॥
आसालूधी एक पीहरि मेरही पारणी ।
निहनइ आज अनेकि ऊचाटइ ऊपापला ॥५४॥
सूदा शोक सरोप मनि माहरइ काइ नही
सही समेवड लाष कीधा आज अणोसरा ॥५५॥
जिणुणीकालि ज दीह आरया आवेवातणा ।
ते ठेपेता छोह करी कुडेक्ष दाक्षिसिइ ॥५६॥

જ્યા શકર તથા નારાયણને નમસ્કાર સાવળિંગા કરે છે ત્યા સદેવ ધસમસતો આવી પહોચ્યો. કુમાર ફરીથી હથીયાર રહી ગયેલા પાછા લાવવાનું કહીને શલિ આગળ આવ્યો. દલનાયકે કુમારને હરાવવાનુ બીડુ ઝડપ્યુ અને લડવા ચાલ્યો.

तिणि बोलिइ दळनायक बळिउ पारिग्रह असि ऊभा लेइ बळिउ ।
दमदम विसपा वाजइ ढोल उर कमकमइ नि कायर कोल्ह ॥७६॥
झवझष झवकइ झमकइ छोह धसमसत धसमासिया जोह ।
धूसणतणा कसण कसकसइ गाढइ गुणि सींगिणि त्रसत्रसइ ॥७७॥
सावलोहसरि तोमर तीर माळे नवि मेदीइ शरीर ।
आडे आयुधि जे मुहि चडइं ते पायकपयआगलि पडइ ॥७८॥
जे भडनउ गाढउ मडिवाउ तिहिं टाली नवि वातइ घाउ ।
दळनायक भला बोली वहू आवुड थिउ आराली सहू ॥७९॥

ઈયેનાયક હાર્યો. રાજાએ બાવનવીર મોકલ્યા આ સમયે ઈનાર્દ સ્થાનથી પૂરણીતનમાં એકસો પુરશ આંખી સેનાને હરાવે છે નાગદ ત્યા આવ્યા અને પાય સદાનું ગંકટ કહ્યુ. ધીરો ઉઠીને સદા પાસે આવ્યા અને બાવનવીરોને હરાવ્યા

आगइ एक न धरि वाआहि अनइ पत्र पुहुता पडमाहि ।
अतिऊचा अजनवनदेह किरि महिमडलि आव्या मेह ॥८७॥
घोरधार अंधारु करइ दिनकरतणा किरण आवरइ ।
सेवालीउ चडावइ शीत केवीतणा कपावइ चीत ॥८८॥
सूलीमनण भनइ अंग जीणि दीठइ पायक हुइ पग ।
अजउ अमउ बेहू मड भला उडीनइ शिरि तोलइ शिला ॥८९॥
इस्या वीर सूदानइ साथि बावनसरिसा आवइ बाथि ।
अणीधार नवि लागइ अंगि बीजइ झूझि न आवइ वगि ॥९०॥
ऊभा भड लूटी लिइ लोह तीहं आगलि कुण जीपइ जोह ।
रायनइ हयमर हाथी बहू आघउ धिउ आराली सहू ॥९१॥
निवडनिह्लाय धरणि धमधमइ बूंबारव गयणागणि गमइ ।
पेहारावि नवि सूझइ सूर रणि विसर्या वाजइ रिणतुर ॥९२॥
मयमत्ता दतूसल मोडि दीइ घाउ कडयडइं करोडि ।
घोडेसिउ घाल्या असवार रथपायक नवि लाभइ पार ॥९३॥

છેવટે રાજા સામો આવ્યો સદયવત્સ ઓળખાયો રાજાએ શક્તિકુમાર સાવલિંગાને અણાવી કુમારે ત્યા વણિક ક્ષત્રિય અને બ્રાહ્મણ એ ત્રણ મિત્રો ર રમતા તપસુરમા શેઠના પિતાના શબની વાત સાભળીને ચારે જણ ચાલ્યા ભાઈ બાલમા લીધું ત્યા દરેક જણ એકેક પ્રહર જાગ્યો

काज

वत्र

( અપૂર્ણ

ચી ડી

## લવાજમ.

લવાજમ સર્વે માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)

મળવાનું ઠેકાણું—વસન્ત ઑફીસ.—અમદાવાદ.


---

# નિયમો.

૧ વગર સહીના અને તન્ત્રીની સહીના લેખો માટે તન્ત્રી જવાબદાર છે.

૨ "વસન્ત-ઑફિસ"-ની સહીના લેખો માટે "વસન્ત-ઑફિસ" અને વ્યવસ્થાપક જવાબદાર છે.

૩ અન્ય સર્વ લેખો માટે તે તે લેખના કર્તા જવાબદાર છે.

૫ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા માટેની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૫ કોઈ પણ લેખકનું અમને લખાણ—એ લેખ 'વસન્ત'માં દાખલ કરવાનો યોગ્ય હોય કે ન હોય—પણ પાછું લેખકને તે મોકલવાને અમો બંધાતા નથી.

૬ એક જ લેખ બે ત્રણ જગ્યાએ મોકલેલો 'વસન્ત'માં પ્રસિદ્ધ થવા મોકલતા તે સાથે તે બીજે મોકલ્યો હોય તો જણાવવું મરજી કે તેવા લેખો પ્રસિદ્ધ કરવા કે નહિ તે તન્ત્રીની મુનસફી ઉપર છે.

વ્યવસ્થાપક.

---



---

Reg No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-स्मायमिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्

વર્ષ ૧૫, અંક ૫. [ માસિક ] જ્યેષ્ઠ, સંવત્ ૧૯૭૨.

## અમર આરોગ્ય.

( ત્રોટક—મ્હાનરાના સયમા )

પ્રભુ ! પુણ્ય ચમત્કૃતિ જ્યાં નિરખું,
પરમાત્મકલા તુજ ત્યાં પરખું

( વસંતતિલકા )

ખીલી રહે પ્રકટ જ્યાં પરમાત્મસૃષ્ટિ,
ત્યાં હો સદૈવ જ અમીમય આત્મદૃષ્ટિ !

( ત્રોટક )

જૂજવે રૂપ વિશ્વ દિસે સરખું
પ્રભુ ! ગુંજન એ, ધૂમતા હરખું !

( વસંતતિલકા )

તૃપ્તિ ભરે તહીં વિકાસક પ્રેમપુષ્ટિ
આરોગ્ય એ અમર રહો અમ વિશ્વમૂર્તિ !

રસિયાજીને રાજવડલે, જન્મજયંતી
વડોદરા જ્યેષ્ઠ વદિ ૫ સં. ૧૯૩૩ ૧૯૭૨

લલિત.

# લૉર્ડ કિચ્નર.

"Be invariably courteous, considerate, and kind. Never do anything likely to injure or destroy property, and always look upon looting as a disgraceful act. You are sure to meet with a welcome and to be trusted; your conduct must justify that welcome and that trust.

Your duty cannot be done unless your health is sound. So keep constantly on your guard against any excesses. In this new experience you may find temptations both in wine and women. You must entirely resist both temptations, and while treating all women with perfect courtesy, you should avoid any intimacy.

Do your duty bravely,
Fear God,
Honour the King.

*Kitchener,*
*Field-Marshal.*"

ઉપરના શબ્દો અમારી સમક્ષ ન હોત તો એના વક્તા માટે માન છતાં હૃદયના આદરથી અમે આ મૃત્યુનોંધ લખી શકત કે કેમ એની અમને શંકા છે. પણ એ શબ્દો –બે વર્ષ ઉપર અમે વાંચ્યા ત્યારથી એ મહાન પુરુષના જીવન ઉપર અમારી આગળ નવું જ તેજ પથરાયું છે, અને જે સેનાધિપતિને અમે પૂર્વે એક નિષ્ઠુર યન્ત્ર તરીકે જ જાણતા હતા તેને ઉગ્ર ક્ષાત્ર ધર્મની મૂર્તિ તરીકે અમે ઓળખવા માંડ્યા.

લૉર્ડ કિચનરના મૃત્યુના તારથી અત્યારે આખું બ્રિટિશ સામ્રાજ્ય આશ્ચર્ય શોક અને સ્તબ્ધીભાવ પામ્યું છે. સ્કૉટલાંડના ઉત્તર ભૂશિરથી દરિઆમાર્ગે રશિઆ જવાને એ નીકળ્યા, અને કાંઠો વીસેક માઇલ ભાગ્યે જ છોડ્યો હશે એટલામાં એમની સ્ટીમર એકાએક ડુબી. કેટલાક આ બનાવને અકસ્માત્ ધારે છે. કેટલાક જર્મન દુશ્મનના સબ–મરીને એ કૃત્ય કર્યું એમ શંકા લે છે. ગમે તેમ હો પણ બે વર્ષ ઉપર રૉબર્ટસ અને અત્યારે કિચનર એ બે મહાન સેનાધિપતિના મૃત્યુથી આ અણીને વખતે આપણા સામ્રાજ્યને ભારે ખોટ પડી છે. આ યુદ્ધ કોઇ એક બે વ્યક્તિના રાગદ્વેષનું પરિણામ નથી, તેમ એના જયાજયનો આધાર પણ એક બે વ્યક્તિના જીવન કે મૃત્યુ ઉપર રહેવાનો નથી. જ્યાં મનુષ્યજાતિના પ્રલયસમુદ્ર અનેક ન્હાની મ્હોટી નદીઓને પોતામાં ભેળવી લઈ સામસામા પ્રચંડ બળથી ઊછળે છે–ત્યાં એક ડુંગર જેવું મોજું એકાએક શમી જાય તેથી પણ પરિણામમાં શો ફેર પડવાનો ?–આવી નિરપેક્ષતાની વૃત્તિ આ કાળે સંભવિત છે. તથાપિ, જ્યાં સામ્રાજ્યના ખૂણેખૂણામાંથી ન્હાનાં ન્હાનાં મનુષ્યોને પણ એકઠાં કરી કામમાં લેવાની જરૂર જણાઈ છે, ત્યાં એ સર્વમાં ક્ષાત્ર તેજ

જગાવી શકે એવા મહાન યુદ્ધધુરંધરની સામ્રાજ્યને કેટલી જરૂર હતી એ સહજ કળી શકાશે.

લૉર્ડ કિચનરની ક્ષાત્ર કીર્તિ આજકાલની-એક બે પરાક્રમોથી સહસા પ્રાપ્ત કરેલી નહોતી' ઘણાં વર્ષો ઉપર લૉર્ડ રોઝબરિએ એમને 'asset of the Empire' કહ્યા હતા, અને એમના જેવા વિશાળ અનુભવવાળા સેનાધિપતિ ભાગ્યે જ કોઇ સેનાને હોઇ શકે એમ એમની કારકીર્દી વાંચતાં જણાય છે.

હોરેશિઓ હર્બર્ટ કિચનર ઇ. સ. ૧૮૫૦ મા જૂનની ૨૪ મી તારીખે આયર્લંડમાં જન્મ્યા હતા. એમના પિતા-જે ઇંગ્લંડના સફક પરગણાના વતની હતા-એમણે આયર્લંડમાં જમીન લઇ ત્યાં વાસ કર્યો હતો, અને લશ્કરી ખાતામાં કર્નલને હોદ્દે પહોંચ્યા હતા. માતૃપક્ષે લૉર્ડ કિચનર ફ્રેંચ પ્રોટેસ્ટન્ટો ( Huguenots) સાથે સંબંધએલા હતા. છેક ન્હાનપણનો સમય આયર્લંડમાં પસાર કરી-તેર વર્ષની ઉમ્મરે કિચનર સ્વિટ્ઝર્લંડમાં જિનીવા સરોવરના પૂર્વ કાંઠાના એક ગામમા નીશાળે બેઠા. કહે છે કે એ સ્થળેથી શિલોન અને કલૅરન્સના કિલ્લા-જેને રૂસોએ અમર કર્યા છે-તે નજરે પડતા, અને સરોવરને બીજે કાંઠે વૉલ્ટેર અને બાયરન પૂર્વે વસતા. અને જિનીવા અને આ ગામની વચ્ચેના એક ગામમાં પ્રસિદ્ધ રોમનો ઇતિહાસકાર ગિબન પણ એક વખત રહેતો. એ નિશાળેથી ઊઠી કિચનરે લંડનના એક ખાનગી શિક્ષક પાસે અભ્યાસ કર્યો. એમના રહેવાના ઠેકાણાથી થોડાંક ઘર દૂર 'ઇંગ્લંડના લોકનો ઇતિહાસ'કાર ગ્રીન રહેતો. એ જ સ્ક્વેર( ચોકડા )માં મિલ અને પાસેના મોહોલ્લામાં થૅકરે પણ રહેતા.

તે પછી, સત્તર વર્ષની ઉમ્મરે કિચનરે 'વૂલિચની બાદશાહી લશ્કરી શાળા'માં પ્રવેશ કર્યો. ત્યાંથી, ૧૮૭૦માં ફ્રાન્સ અને પ્રશિયા ( જર્મનિ ) વચ્ચે યુદ્ધ જાગ્યાના સમાચાર સાંભળતાં જ, માતા પિતા કે ઉપરિની રજા મેળવ્યા વગર જ, એ ફ્રાન્સના લશ્કરમાં એક સાદા સિપાહી તરીકે દાખલ થયા, ત્યારથી એમની મહાન અને યશસ્વી લશ્કરી કારકીર્દીનો આરંભ થાય છે.

એ કારકીર્દીના સઘળા બનાવો નોંધવાની અત્રે જરૂર નથી. તથાપિ એમાંથી અગત્યનું થોડુંક જાણવા જેવું છે તે એ કે લૉર્ડ કિચનર પશ્ચિમ એશિઆના બહુ દેશમાં ફરેલા હતા' સીરિયા, અરબસ્તાન, તુર્કસ્તાન વગેરેની ભાષા બહુ સારી રીતે જાણતા, ત્યાંના વતનીને વેશે ફરીને લોકના જીવનનું એમણે સારૂં જ્ઞાન મેળવ્યું હતું અને એ કારણથી ઇજિપ્ટમાં લશ્કરી ખાતામાં એ સ્હેલાઇથી ચઢ્યા. લશ્કરી કામની ઇજનેરી બાબતમાં એમણે ખાસ પ્રવીણતા સિદ્ધ કરી હતી-અને એમની આખી લશ્કરી કારકીર્દીમાં એમણે બતાવી આપ્યું છે કે રણભૂમિ એ આવેશથી મનુષ્યે મનુષ્યનાં ગળાં કાપવાનું આંધળું કસાઇખાનું નથી, પણ મહાન મન્ત્રી જેટલી શાન્ત બુદ્ધિ વાપરી, દૃઢ નિશ્ચય અને ઉત્તમ વ્યવસ્થા પૂર્વક, કાર્ય કરવાનું ક્ષેત્ર છે.

એ કાર્ય કરવાને શાન્તબુદ્ધિ સાથે જે વજ્રદેહ જોઇએ તે પણ પ્રભુએ એમને બક્ષેલો હતો. જનરલ ગૉર્ડન એમને વિષે પોતાની નોંધમા લખે છેઃ " The man whom I

have always placed my hopes upon, Major Kitchener R. E., ......is one of the few very superior British Officers with a cool and good head, and a hard constitution combined with untiring energy......"આ જનરલ ગૉર્ડન ખાર્ટૂમમાં પૂરાયો, જનરલ વુલ્ઝી પણ એને છોડાવવાને શક્તિમાન થયો નહિ, અને ગૉર્ડન સુદાનીઓને હાથે મરાયો. તે પછી લાંબા વખત સુધી સુદાનનું કોકડું ગૂંચવાએલું રહ્યું. કિચનરના હૃદયમાં પોતાના સરદારનો ઘાત અને બ્રિટિશ લશ્કરની હાર શલ્યવત્ ખૂંચતાં હતાં. પણ એ શલ્ય કાઢવા માટે જે સાધન જોઇએ તે મળવાની એમને પ્રથમ અનુકૂળતા ન હતી. લૉર્ડ ક્રોમરે પૈસાનો વાંધો કાઢ્યો, અને તે વખતના પ્રધાન લૉર્ડ સૉલ્સબરિએ પણ ક્રોમરને ખાનગી રીતે લખ્યું કે "If the soldiers were allowed full scope they would insist on the importance of garrisoning the moon in order to protect us from Mars" લૉર્ડ સૉલ્સબરિ પછી ગ્લૅડસ્ટન અધિકારમાં આવ્યા, પણ જે મદદ કન્ઝર્વેટિવ તરફથી ન મળી તે લિબરલ તરફથી મળવાની શી આશા? પણ દરેક ચીજ એનો સમય આવતાં થાય છે એ નિયમ પ્રમાણે, આખરે ઇટાલિને ઍબિસીનિયનો સાથે યુદ્ધ થયું અને એમાં હારવાથી એણે ઇંગ્લંડની મદદ માગી—એટલે કિચનરનો સમય આવ્યો. જનરલ ગૉર્ડનના મૃત્યુથી વિશેષ ગૂચવાડામાં પડી ગએલું સુદાનનું કોકડું એમણે ઉકેલ્યું, અને યોગ્ય લશ્કરી તૈયારી કરી એક યન્ત્રની માફક—અને લૉર્ડ સૉલ્સબરિએ વાપરેલી ઉપમા લઇએ તો—એક સાયન્સના પ્રયોગની માફક એમણે બ્રિટિશ લશ્કર ચલાવીને ઑમ્ડુરમાનના ક્ષેત્રમાં જય મેળવી ખાર્ટૂમ સર કર્યું, અને જનરલ ગૉર્ડનના ઘાતનું વેર વાળ્યું. આ પરાક્રમથી ઇંગ્લંડમાં એમની કીર્તિ બહુ વધી.

કિચનરને મૂળથી જ ફ્રેન્ચ લોક ઉપર અનુરાગ હતો અને જ્યાં કળથી કામ કરવા જેવું હોય ત્યાં તે કરી જાણતા એમ ફ્રેંચ જનરલ માર્શંડવાળા પ્રકરણથી જણાય છે. માર્શંડ સાથે એમને થએલી વાતચિતનો હેવાલ એ ફ્રેંચ જનરલ નીચે પ્રમાણે આપે છે.

"Do you know, Major, that this affair may set France and England at War?"

I bowed, without replying General Kitchener rose. He was very pale. I also rose Kitchener gazed at his 2,000; then at my fort, on the ramparts of which the bayonets gleamed.

"We are the stronger," Kitchener remarked after his leisurely survey.

"Only a fight can settle that" was Marchand s reply.

"Right you are" was the Englishman's reply, "Come along let's have a whisky and soda"

આ સમયે સ્ટીવન્સ્ નામના એક વર્તમાનપત્રના લેખકે કિચનરના શરીર અને મનનું એક તાદૃશ શબ્દચિત્ર દોર્યું છે એ જોવા જેવું છે. એ લખે છે:—

Major-General Sir Horatio Herbert Kitchener is 48 years old by the book; but that is irrelevant. He stands several inches over 6 ft; straight as a lance and looks out imperiously above most men's heads; his motions are deliberate and strong; slender but firmly knit, he seems built for tireless, steel-wire endurance rather than for power or agility: that also is irrelevant. Steady, passionless eyes shaded by decisive brows, brick-red rather full cheeks, a long moustache beneath which you divine an immovable mouth, his face is harsh, and neither appeals for affection nor stirs dislike. All this is irrelevant too: neither age, nor figure, nor face, nor any accident of person has any bearing on the essential Sirdar. You could imagine the character just the same as if all the externals were different. He has no age but the prime of life, no body but one to carry his mind, no face but one to keep his brain behind. The brain and the will are the essence and the whole of the man—a brain and a will so perfect in their workings that in the face of extremest difficulty, they never seem to know what struggle is. You cannot imagine the Sirdar otherwise than as seeing the right thing to do and doing it. His precision is so inhumanly unerring, he is more like a machine than a man You feel that he ought to be patented and and shown with pride at the Paris International Exhibition. British Empire. Exhibit No I. *hors concours*, the Sudan Machine."

દક્ષિણ આફ્રિકામાં બોઅર યુદ્ધને વખતે પણ કિચનરની કાર્યશક્તિ અને રૉબર્ટ્સના ડહાપણથી જનરલ બુલરની ભૂલોનો પ્રતીકાર થયો, અને હાથમાંથી લગભગ ગએલું દક્ષિણ આફ્રિકા બ્રિટિશ સામ્રાજ્યને પાછું મળ્યું. રૉબર્ટ્સે જે કુશળતાથી અને દયાળુપણાથી કામ કર્યું તેને પરિણામે જ બોઅર લોકોનો પરાજય થયો, પણ યુદ્ધ પૂરૂં થયું છે એમ ધારી રૉબર્ટ્સ ઇંગ્લંડ પાછા વળ્યા તે પછી લગભગ બે વર્ષ બોઅર લોકોને વશ કરવામાં ગયાં. અને એ કાર્ય કિચનરે બળથી તેમ જ કળથી પાર ઉતાર્યું.

કિચનરની ખ્યાતિ એક રણમાં ઘૂમનાર વીર તરીકે કે સેનાને સમરાંગણમાં ખેલાવનાર સેનાની તરીકે નહિ, પણ શાંતિ અને યુદ્ધના સમયમાં સેનાને કટિબદ્ધ રાખનાર, અને એની સર્વ પ્રકારની ધારેલી વ્યવસ્થા સિદ્ધ કરનાર કાર્યશક્ત સેનાપતિ તરીકે હતી.

લૉર્ડ કિચનર હિન્દુસ્થાનના સેનાધિપતિ નીમાયા, અને સેના સુધારવાનું કામ એમણે હાથ લીધું ત્યાં એમને પહેલો દોષ એ જણાયો કે સેનાપતિ ઉપરાંત વ્હાઇસરૉયની સભામાં

યુદ્ધખાતાનો એક મેમ્બર હોય છે એનો સેનાધિપતિ ઉપર પણ કાબુ હોવાથી લશ્કરી ખાતાનું કાર્ય કરવામાં મુશ્કેલી આવે છે, અને કાર્ય મન્દતાથી ચાલે છે. આ વિષય ઉપર એમને લૉર્ડ કર્ઝન સાથે મતભેદ પડયો, પણ એમની ઇંગ્લંડની પ્રજામાં એવી પ્રતિષ્ઠા હતી કે સેક્રેટરિ ઑફ સ્ટેઇટ કર્ઝનનું રાજીનામું સ્વીકાર્યું, અને કિચનરને ધાર્યું કરવા દીધું.

ગૃહસ્થાશ્રમમાં એકાકી, કોઇની પણ ખુશામત કરી ન જાણનાર, ન્યૂઝપેપરી જાહેરખબરથી તદ્દન વિમુખ—આ મહાન પુરુષના સામર્થ્ય ઉપર, કોઇક અનિર્વચનીય પ્રકારનો બ્રિટિશ પ્રજાનો વિશ્વાસ બેઠેલો હતો. અને ઇજિપ્ટના ગવર્નરને હોદ્દે જવા નીકળેલા આ દેશસેવકને બ્રિટિશ રાજ્યના ઇતિહાસમાં કોઇપણ સેનાધિપતિને માથે નહિ પડેલી એવી કાર્યધુરા વહવાની ઍસ્ક્વિથે પ્રજા તરફથી વિનંતિ કરી કે તુરત એ ડોવરથી—સ્ટીમરમાં પગ મૂકતાં મૂકતાં—પાછા ફર્યા, અને તે ક્ષણથી માંડી તે જળશયન પર્યન્ત અવિશ્રાન્ત રીતે એમણે બ્રિટિશ સામ્રાજ્યની અતુલ સેવા બજાવી. ઇંગ્લંડમાં એમના નામના જાદુથી લાખો વીરપુરુષ સેનામાં જોડાયા—અને ઇંગ્લંડ તળમાં તેમ જ બ્રિટિશ સામ્રાજ્યની બીજી ભૂમિમાં વગર ફરજીયાતે આપખુશીથી લાખો યોદ્ધાઓનું લશ્કર અત્યારે ઊભું થઇ ગયું છે તે લૉર્ડ કિચનરના નામને જ પ્રભાવે. એ નામને બ્રિટિશ સૈનિકો સ્વપરાક્રમથી દીપાવો એમ પ્રભુ પાસે પ્રાર્થના કરી, આ સામ્રાજ્યસેવક—"a big, brainy, brawny man, to whom all littleness and meanness were foreign."†—એના આત્માને પ્રભુ શાન્તિ આપો એમ કહી વિરમીએ છીએ.

તન્ત્રી.

---

# વચનામૃત.

૧. માણસ કેવો છે એ જાણવાનું ઉત્તમ સાધન—એને કયી વસ્તુ હસવા જેવી લાગે છે એ જોવું.

૨. સામા થવું અને ખુશામત કરવી—બંને વાતચિત માટે અનુપયોગી છે.

૩. માણસ ગમે તેવું એકાન્ત જીવન ગાળે—પણ એને વગર-જાણ્યે એ દુનીઆનો લ્હેણદાર અગર કરજદાર થયા વગર રહેતો નથી.

૪. આજના દિવસની કિમ્મત—એ કરતાં વધારે કિમતી બીજું કાંઇ નથી.

† Keir Hardie—જેને એક યોદ્ધા માટે અકારણ પક્ષપાત હોવાનો સંભવ નથી.

૫. વિશાળ જ્ઞાનના સંસ્કારમાંથી વિચારો સ્ફુરે છેઃ લીલી ડાળીઓમાંથી કળીઓ ફૂટે તેમ. ગુલાબ આવે છે ત્યારે ચારે તરફ ગુલાબ જ ગુલાબ થઈ રહે છે.

૬. ઇન્દ્રિયો ભૂલ થાપ દેતી નથી; આપણી બુદ્ધિ દે છે. પશુઓ ઇન્દ્રિયોથી શીખે છે, મનુષ્યો ઇન્દ્રિયોને શીખવે છે, અને એમને વશ રાખે છે.

૭. દરેક માણસે પોતાની જાતને પૂછવું—કે હું મારી કયી શક્તિથી મારા જમાના ઉપર અસર કરી શકીશ ?

૮. ફ્રેંચ રેવોલ્યૂશન પહેલાં દરેક વસ્તુ માટે પ્રયાસ કરવો પડતો; તે પછીથી, દરેક વસ્તુ હકથી માગી લેવાય છે.

૯. માણસે થોડા દિવસ વર્તમાનપત્રો વાંચવાં નહિ, અને પછી એકી વખતે પાછલાં એકઠાં કરી વાંચવાં. એટલે એને ખબર પડશે કે આ જાતના વાંચનમાં એ કેટલો બધો વખત નકામો ગાળે છે.

૧૦. વર્તમાન કવિઓ શાહીમાં પાણી પુષ્કળ ઉમેરે છે.

૧૧. સામાવાળા ધારે છે કે એમણે આપણું ખંડન કર્યું—જ્યારે ખરેખર તો તેઓ પોતાનો મત ફરી ફરીને ઉચ્ચાર્યાં જાય છે, અને આપણે શું કહીએ છીએ તે તરફ કાન જ દેતા નથી.

૧૨. લોક પ્રત્યે અને સ્ત્રીઓ પ્રત્યે સરખી રીતે વર્તવુંઃ જે એમને સાંભળવું ન ગમે તે કહેવું જ નહિ. [ ! ]

૧૩. કદર કરવી એ મ્હોટામાં મ્હોટી ઉદારતા છે.

૧૪. ઉછરતા યુવકોને કઠણમાં કઠણ પડતો પ્રશ્ન એ છે કે—પોતાથી મ્હોટેરાંના ગુણોની કદર કેમ કરવી, અને તે કર્યા છતાં એમના દોષથી કેમ ન લેપાવું ?

૧૫. આ લેખકનું લખ્યું તો સમજાતું નથી એમ કહેતા પહેલાં દરેકે પોતાની બુદ્ધિ જ તપાસી જોઇએ ઝાંખા તેજમાં ચોખ્ખામાં ચોખ્ખું લખાણ પણ ઊકલતું નથી.

૧૬. આપણે આપણા આચારના દોષો જેટલી સ્હેલાઇથી કબૂલ કરીએ છીએ તેટલી સ્હેલાઇથી વિચારના દોષો કબૂલ કરતા નથી.

૧૭. જીવંત વસ્તુ બધી—પોતાની આસપાસ વાતાવરણ રચી લે છે.

૧૮. નવા સત્યને જૂની ભ્રાન્તિ જેવું નુકસાનકારક બીજું કોઈ નથી.

૧૯. જ્ઞાનીઓએ હજારો વર્ષ ઉપર જેના ઉત્તર આપી દીધા છે તેવા પ્રશ્નો અજ્ઞાનીઓ પૂછે છે.

૨૦. અસત્ય તો ચર્ચા માટે પણ કામનું છે; પણ સત્ય તો તુરત અમલમાં મૂકાય તો જ કામનું.

૨૧. આકાશ સર્વત્ર ભૂરૂં છે એ જાણવા માટે આખી પૃથ્વી ઉપર ફરવાની જરૂર નથી.

૨૨. જેમ જેમ આપણે આપણા લક્ષ્યની પાસે પહોંચતા જઈશું તેમ તેમ આપણી મુશ્કેલીઓ વધવાની.

૨૩. મનુષ્યે જ્યાં એમ કહ્યું કે હું સ્વતન્ત્ર છું ત્યાં એને પોતાની પરતન્ત્રતાનો અનુભવ થવાનો; અને જ્યાં એમ કહ્યું કે હું પરતન્ત્ર છુ ત્યાં એને સ્વતન્ત્રતા અનુભવમાં આવવાની.

૨૪. પ્રાચીનોની મહત્તાનો વિચાર કરો—અને ખાસ કરીને સૉક્રેટિસની શાળાની—જે આપણી સમક્ષ જીવનનું મૂળ અને ધોરણ રજુ કરે છે, અને વૃથા તર્કમાં શક્તિનો ક્ષય ન કરતાં, જીવવું અને કરવું એવો ઉપદેશ દે છે.

૨૫. ખરા ધર્મ ફક્ત બે છેઃ એક જે, આપણી અન્તર્ અને આસપાસ વસતા પરમાત્માને નિરાકાર સમજી ભજે છે; અને બીજો જે, એને સુન્દરમાં સુન્દર આકારમાં જોઇ ત્યાં ઉપાસે છે.

[ ગ્રેટે ]

વસન્ત-ઑફિસ.

# અમદાવાદનાં નાતજાતનાં મંડળોની પરિષદ્.*

બ્હેનો, બંધુઓ અને ગૃહસ્થો,

આજની સભાનું પ્રમુખપદ આપી મને તમે જે માન આપ્યું છે તે માટે હું તમારો આભાર માનું છું. પરંતુ આ પદને અંગે જે બોજો ઉપાડવાનો છે તેનો યથેષ્ટ નિર્વાહ કરવાના સામર્થ્યવાળા કોઈ ગૃહસ્થની આપે આ પદ માટે યોજના કરી હત તો તે વધારે સંતોષકારક થાત. આ પરિષદ્ નવીન તરેહની છે, જે સંયોગોને લીધે આપણે એકઠા થઈ વિચાર કરવાની જરૂર પડી છે તે સંયોગો પણ નવા છે, અને આપણા કેટલાક મિત્રોને આપણી પ્રવૃત્તિ પણ અસ્થાને અને દેશકાળને અનનુરૂપ લાગે છે. આવા પ્રસંગમાં આપણું કાર્ય અત્યંત કઠિન છે તે કહેવાની જરૂર નથી. આમ છતાં તમે જે ધૈર્ય દીર્ઘદૃષ્ટિ અને મનોબળથી આ કાર્યનો આરંભ કર્યો છે તે ખરેખર અભિનન્દનીય છે અને તેમાં યથાશક્તિ ફાળો આપવાની મારી ફરજ છે કારણકે હું પણ તમારામાંનો જ એક છું.

## ૧. આપણું સાધ્ય: શુદ્ધિ, સામર્થ્ય અને સૌંદર્ય.

આપણો જનસમાજ આજે અનેક જ્ઞાતિઓમા વ્હેંચાઈ ગયો છે. એ સ્થિતિ શાથી થઈ, શી રીતે થઈ, એ વગેરે પ્રશ્નો ઘણીવાર ચર્ચાઈ ગયા છે. આપણે તે પ્રશ્નો સાથે આજે નિકટનો સંબંધ નથી. આજે આપણે જ્ઞાતિને એક વિદ્યમાન વસ્તુસ્થિતિ તરીકે ગણવાની છે. જ્ઞાતિનાં મૂળ ઘણાં ઊંડાં છે. તેનો આરંભ જોતાં તો તે સમય સમયની ધાર્મિકઆર્થિક અને સ્થાનિક પરિસ્થિતિમાં અનેક પ્રકારની નાની મોટી ધર્મજીવન ગૃહજીવન અને સમાજજીવનની વ્યવસ્થાઓ સગવડતાઓ અને સરળતાઓની સિદ્ધિને માટે, ઉદ્ભવ પામેલી છે. તથાપિ હાલમાં તો તેનુ સ્વરૂપ અત્યંત ગંભીર, અત્યંત વિકટ અને અત્યંત વિરૂપ થઈ ગયું છે, એ સર્વના અનુભવની વાત છે. હાલમાં મૂળ જ્ઞાતિના વિભાગો અને પેટા વિભાગો અસંખ્ય થઈ ગયા છે, તેની અનિષ્ટતાનો આપણે સ્વીકાર કરીએ છીએ અને તેના પ્રતિકાર રૂપે કાંઈ કરી શકાય તેમ છે કે કેમ તે વિચારવાની આપણી ફરજ છે એમ આપણે સ્વીકારીએ છીએ. છતા આપણે એટલું ધ્યાનમાં રાખીએ છીએ કે જ્ઞાતિ એ એક સાદી નહિ પણ અત્યંત સંકુલ સંસ્થા છે, તેની પાછળ હિન્દુધર્મના કેટલાક તાત્ત્વિક સંયોગો અને હિન્દુજનસમાજના કેટલાક ગંભીરમાં ગંભીર પ્રસંગો રહેલા છે. જ્ઞાતિના વર્તમાન અને ભવિષ્ય માટે આપણે જે વિચાર કરવાના છે અને જે સિદ્ધાન્તો બાંધવાના છે, તેમાં તે સંસ્થાના તાત્ત્વિકને સ્વરૂપની અવગણના કરવી એ આપણે ઇષ્ટ માનતા નથી. હિન્દુ જનસમાજ હજી પણ સજીવ છે, અને જેટલા અંશમાં હિન્દુસમાજના પૂર્વના સામાજિક જીવનના પ્રસંગો હજી સુધી પ્રચલિત છે તેટલા અંશમાં પૂર્વનો ઇતિહાસ હજી પણ ભજવાય છે, આજે પણ નવી પેટા નાતો-કેટલીક તો તદ્દન નજીવા કારણોથી-ઉત્પન્ન થતી જોવામાં આવે છે. આવા સંયોગોમાં જ્ઞાતિ

---

* રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, બી. એ. એલ એલ. બી.—એમણે પ્રમુખ સ્થાનેથી આપેલું ભાષણ.

## ૨. આપણી વિશેષતા.

આપણા હેતુના આ સ્પષ્ટીકરણમાં, આપણી સમીપના વાતાવરણને શુદ્ધ સમર્થ અને સુંદર બનાવવાના આપણા ઉપક્રમમાં, આપણા તે વાતાવરણમાં અશુદ્ધિનાં અસામર્થ્યનાં અને અસુંદરતા અથવા વિરૂપતાનાં તત્ત્વો દાખલ થયાં છે એ વસ્તુગતિનો પ્રત્યક્ષ સ્વીકાર થાય છે. પરન્તુ તેટલો સ્વીકાર કરીને અને તેવો ઉપદેશ કરીને આપણે બેસી રહેતા નથી, આપણે તે ઉપદેશને અનુલક્ષીને આપણા પોતાની સમીપના વાતાવરણમાં શુદ્ધિ સામર્થ્ય અને સુંદરતા ને ઉતારવાના ઉપક્રમો કરવા મંડી પડયા છીએ. આપણા ઉપક્રમોમાં આપણે મનુષ્યસ્વભાવને અનુસરીને આપણા ઘરઆંગણાને પ્રથમ સ્થાન આપ્યું છે. આપણા જીવનના નિત્યના સાથીઓને, આપણી સાથે કેટલાક અવિચ્છેદ્ય તારોથી બંધાયેલા આપણા સ્વ-જનોને, આપણે આપણા પ્રયત્નોના પાત્ર બનાવવાનો આદર કરીએ છીએ; અને પૂર્વે તથા વર્તમાનમાં સમાજતત્ત્વચિંતકોએ સ્થાપિત કરેલા મહાસિદ્ધાન્તોને વ્યવહારમાં ઉતારવાનો યત્નો કરવામાં નવા જુના તાત્ત્વિક વિચારોના આછા અથવા ઊંડા પડઘા આપણા નાના નાના ખંડોમાં, આપણા સ્વ-જનોના મંડળોમાં, પાડવાનો આપણે ઉદ્યોગ કરીએ છીએ. બહારથી વાત કરનાર સુધારકોની અને આપણી પ્રવૃત્તિમાં આ એક મોટો ભેદ છે આપણી દૃષ્ટિ નજીકની હોવાથી અને આપણો કાર્યપ્રદેશ મર્યાદિત હોવાથી આપણે આપણું કામ વધારે સરળતાથી અને સફળતાથી કરી શકવાની સ્થિતિમાં છીએ. આપણા સ્વ-જનોને આપણે જાણીએ છીએ, આપણા તંત્રમાં આપણે શી શી અપેક્ષા છે તે આપણે સમજીએ છીએ, આપણા ગુણદોષનું જેવું આપણને ભાન હોય તેવું બીજા કોઈને હોવાનો સંભવ નથી. વળી સુધારકોના સિદ્ધાન્તો અને નિર્ણયોને આપણી જ્ઞાતિના જીવનમાં ઉતારવાનો વિચાર કરતી વખતે આપણે આપણી વિશેષતાઓ ધ્યાનમાં લઈએ છીએ, અને આપણી વસ્તુસ્થિતિમાં શું અને કેટલું સ્વીકાર્ય છે, શું કર્તવ્ય છે અને તે કેવી રીતે સિદ્ધ કરવાનું છે, તે બાબતોનો વિચાર કરવાનું આપણને બની આવે છે. આપણી જુદી જુદી નાતજાતોના આચાર વિચારો જેટલા અંશમાં એક બીજાથી પૃથક્ છે તેટલા અંશમાં આપણાં મંડળો જેવાં મંડળોની સાર્થકતા છે અને એક બીજાના અનુભવોના પરિજ્ઞાન માટે અને આ પૃથક્તાની પાછળ અને બહાર રહેલી એકતાના સાક્ષાત્કાર માટે તેમ જ એ પૃથક્તા જેમ બને તેમ સંકુચિત કરવાના માર્ગો યોજવાના પગલાં ભરવાના વિચારો કરવા માટે આવી પરિષદો મળે તે સર્વથા ઇષ્ટ છે.

આપણી અને આપણાં સુધારક મંડળોની વચ્ચે એક બીજો પણ ભેદ છે. જ્ઞાતિના વિદ્યમાન કાયદાઓ ગમે તેવા સખ્ત લાગતા હોય તોપણ ઘણે ભાગે તેની સત્તા સ્વીકારીને ચાલવું એ આપણી એક બીજી વિશેષતા છે. એ કાયદામાં જે કાંઈ અશુભ અનિષ્ટ હાનિકારક અને આપણા અભીષ્ટની સિદ્ધિને બાધક તત્ત્વો હોય તેને નિર્બળ અથવા નિર્મૂળ કરવાં અને શુભ ઇષ્ટ અને સાધક તત્ત્વો હોય તેને સબળ અને સતેજ કરવાં, અને ન હોય તો દાખલ કરવાં, એ આપણે આપણા કર્તવ્યરૂપે સ્વીકારીએ છીએ. કોઈ કાયદા જુલમી જણાય અથવા જુલમી રીતે તેનો અમલ થતો હોય ત્યાં જુલમની સામે થઈ તેની સખ્તાઈ ને કમી

કરવાનો આપણે ઉપક્રમ કરીએ છીએ; અને અતિશય સંકટના પ્રસંગમાં છૂટા પડવાનો વિચાર કરીએ છીએ ત્યાં પણ આપણે થોડાક સમુદાયને સાથે લઈને જ છૂટા પડવાનું ઇષ્ટ ધારીએ છીએ. આ રીતે વર્તવામાં આપણે જ્ઞાતિના અધિકારને માન આપીએ છીએ, પણ જ્ઞાતિની રાજ્યપદ્ધતિમાં ફેરફારો કરવાના આપણે યત્ન કરીએ છીએ. આપણા કાર્યના આ સ્વરૂપમાં આપણી ખરેખરી મુશ્કેલી છે. એ કાર્યપદ્ધતિમાં તાત્વિક સિદ્ધાન્તો અને વ્યવહારનાં આચરણોને એકરૂપ કરવાની; જ્ઞાતિજનોમાં રહીને જ્ઞાતિજનોની સત્તાને નિયમિત અને મર્યાદિત કરવાની, જ્ઞાતિ અનિષ્ટ માર્ગે જતી હોય તો ત્યાંથી તેને પાછી વાળવાની અને ઇષ્ટ માર્ગે દોરવાની કઠિન ફરજો આપણે સ્વીકારીએ છીએ. તેમ કરવા જતાં આપણે કેટલીક અગવડો વેઠવી પડે છે, કેટલાક તિરસ્કારો ખમવા પડે છેઃ કેટલીકવાર સ્વાર્થના ત્યાગો પણ કરવા પડે છે અને ક્વચિત્ આપણી વ્હાલી વાસનાઓના પણ ભોગ આપવા પડે છેઃ પણ તે બધાથી આપણી આસપાસના આપણા સ્વ-જનના સમુદાયને સાથે લઈને આગળ ચાલવાનો આપણો હેતુ દૃઢ થાય છે. આપણે જે કાંઈ નવું અથવા વિશેષ પગલું ભરીએ તેમાં આપણે આપણા સ્વ-જન સમુદાયની આપણા જ્ઞાતિબંધુઓની અથવા તેમાંના એક ભાગની સંમતિની અપેક્ષા રાખીએ છીએ. આપણો માર્ગ બળવાખોરીનો નથી પણ સમજણથી સંમતિથી કાર્યસિદ્ધિ પ્રાપ્ત કરવાનો છે. જ્ઞાતિના અધિકારનો સ્વીકાર કરી તે સત્તાને આપણાં સાધ્યોને અનુકૂળ કરવાનો, જ્ઞાતિના નિર્ણયો ઉપર આપણો પ્રતાપ બેસાડી તે નિર્ણયોને આપણી તાત્વિક ભાવનાઓને અનુસારી કરવાનો, આપણો ઉપક્રમ છે. આપણી પ્રવૃત્તિનો આ પ્રકાર આપણા કાર્યને એક બીજી પણ વિશેષતા આપે છે. આપણા ઉપક્રમમાં જ્ઞાતિની સંમતિને સ્થાન આપવાથી અને તે સંમતિ સિદ્ધ કરવા જરૂર જેવાં પગલાં ભરવાનો માર્ગ સ્વીકાર્યાથી આપણે પરિણામે જ્ઞાતિના 'સેવકો' થઈએ છીએ. જ્ઞાતિના કલ્યાણની સાથે આપણા કલ્યાણનું તાદાત્મ્ય કરવાથી અને તે કલ્યાણ સાધવા માટે આપણને શારીરિક અને માનસિક શ્રમ વેઠવાનું, ધનનો સગવડનો અને ક્વચિત્ આપણી વ્હાલી અભિલાષાઓનો ત્યાગ કરવાનું પ્રાપ્ત થાય છે. આ બધો વ્યવહાર સેવાનો છે. અને આ માર્ગે જનારા પુરુષો માટે 'સેવક' એજ ખરું નામ છે. જ્ઞાતિના સેવક થઈને જ્ઞાતિનું, આપણા નિત્યજીવનના સાથી સ્વજનોનું, કલ્યાણ સાધવું એ માર્ગનો સ્વીકાર કરનારાઓ અભિનંદનને પાત્ર છે. સમાજના એક ખંડના-પછી તે ખંડ સ્વજનનો હોય તોપણ-તેના 'સેવક' થવું એ નાની વાત નથી.

આ પ્રમાણે સેવાબુદ્ધિ એ આપણા ઉપક્રમનું બીજ છે અને જ્ઞાતિના શેઠો થઈને નહિ પણ જ્ઞાતિના સેવકો થઈને જ્ઞાતિનું કામ કરવાનો ધર્મ આપણને પ્રાપ્ત થાય છે. આ સ્થિતિમાં આપણે આપણા ઉપક્રમોને ઊંચામાં ઊંચી કોટિએ ચઢાવી શકીએ છીએ કારણકે સત્તા જાળવવાની આપણને ચિંતા રહેતી નથી. હિન્દુ તરીકે આપણે એક હિન્દુના જીવનના મુખ્ય હેતુઓનો સત્કાર કરીએ છીએ અને નવા પ્રાપ્ત થયેલા તાત્વિક સિદ્ધાન્તોને આપણે આપણા પૂર્વના સિદ્ધાન્તોની કસોટીથી તપાસી આપણે આપણી કર્તવ્યસીમા નિર્માણ કરીએ છીએ. આથી આપણા આચારો અને વિચારોમાં સમાજ સુધારણાના ધુરંધરોથી કેટલાક અંશમાં જુદા પડવાનું પણ આપણને પ્રાપ્ત થાય છે.

## ૩. આપણાં સાધનો: પ્રકાશ અને પ્રેમ.

આ રીતે આપણા અને આપણી આસપાસના આપણા સ્વજનોના જીવનની સફળતા
અને સરળતા માટે સમાજના સેવક થઈને આપણા અન્યોન્યના સમીપના વાતાવરણને
શુદ્ધ સમર્થ અને સુંદર કરવું એ આપણું મુખ્ય કર્તવ્ય છે. આ પ્રવૃત્તિને અંગે દેશકાળની
પરિસ્થિતિનું જ્ઞાન ફેલાવવાની પૂરેપૂરી આવશ્યકતા છે. અને એ જ્ઞાન જેમ બને તેમ વધારે
જલદીથી ફેલાવાય તે સારૂ કેળવણી એ આપણું મોટામાં મોટું સાધન છે. આપણે આજ્ઞા
પત્રિકાઓ કાઢીને જનસમાજમાં સુધારણા કરવાની નથી. એક તો આપણામાં તે કરવાની
સત્તા નથી અને બીજું સત્તા વાપરીને સુધારણા કરવી તે ઇષ્ટ નથી એવો આપણો મત છે.
આપણે આપણા સ્વજનોને જાણીતા, વિચાર કરતા, વિચાર કરીને નિર્ણય કરતા, અને નિર્ણય
કરી તદનુસાર આચરણ કરતા, કરવાના છે અને આને માટે તેમનામાં કેળવણીનો પૂરેપૂરો
પ્રચાર કરીને તેમને સ્વાશ્રયી બનાવવાના છે. આટલા માટે જે જ્ઞાનથી આપણે આપણું જીવન
શુદ્ધ સમર્થ અને સુંદર બનાવવાને ઉત્સુક થયા છીએ તે જ્ઞાન આપણા જ્ઞાતિબંધુઓમાં
સાર્વત્રિક થાય એ આપણે ઇચ્છીએ છીએ. અને તેટલા માટે આપણા પોતાના સમુદાયમાં
કેળવણીનો જેમ બને તેમ બ્હોળો પ્રચાર થાય તે સારૂ શ્રમ ઉઠાવવાનું આપણે ઇષ્ટ ગણીએ
છીએ. જેજે મંડળોએ આ પરિષદોમાં ભાગ લીધો છે તે બધાં મંડળો પોતપોતાની જ્ઞાતિની
કેળવણીમાં બને તેટલી રીતે અને તેટલી સહાયતા આપે છે એ ખુશી થવા જેવું છે. જ્ઞાતિનાં
મદદની જરૂરવાળાં બાળક બાળકીઓ, મદદની ખામીને લીધે કેળવણી વિનાનાં રહે તેનું પાપ
સમસ્ત જ્ઞાતિને લાગે છે. પ્રત્યેક બાળકને તેની શારીરિક અને માનસિક શક્તિને અનુરૂપ
કેળવણી મળવી જ જોઇએ. કેળવણીને માટે જોઇતાં સાધનો પૂરાં પાડવા માટે આપણે હમેશાં
રાજ્યની મદદની અપેક્ષા રાખીએ છીએ પરંતુ રાજ્યની મદદની આશા રાખીને બેસી રહી
શકીએ, એવી આપણી અત્યારે સ્થિતિ નથી. રાજ્ય પાસેથી જેટલી મદદ લઈ શકાય તેટલી
લેવાની જ પરંતુ જ્યાં સુધી તે મદદ સંપૂર્ણ અથવા આપણા કામ માટે પૂરતી નથી ત્યાં
સુધી જ્ઞાતિજનોએ પોતાનો હાથ લંબાવી જ્ઞાતિનાં બાળકોને મદદની જરૂર હોય ત્યાં જોઇતી
મદદ આપવી એ જરૂરનું છે. જ્ઞાતિને શુદ્ધ સમર્થ અને સુંદર બનાવવા, પોતપોતાની
જ્ઞાતિના સામાજિક ગૌરવમાં અને આર્થિક પ્રભાવમાં ઉમેરો કરવા, જનસમાજના અંગ તરીકે
પોતાની સ્થિતિ અને પ્રતિષ્ઠા કાયમ રાખવા અથવા વધારવા, જ્ઞાતિનાં બાળક બાળકીઓને
કેળવણી આપવાની ફરજ માથે લેવામાં જ્ઞાતિ સ્વાર્થ અને પરાર્થ બે સાધે છે. સર્વ દાનોમાં
વિદ્યા દાન એ શ્રેષ્ઠ દાન છે. અને બીજા અનેક પ્રકારના જ્ઞાતિને ઉદ્દેશીને થતા આર્થિક ત્યાગો
કેળવણીના અંગમાં થાય તો જ્ઞાતિ જનસમાજની અને સરકારની એક અતિશય ઉપયોગી
સંસ્થા થઈ શકે એ નિર્વિવાદ છે. લગ્નાદિક પ્રસંગોમાં, સગાં સંબંધીઓની ઉત્તરક્રિયાને
પ્રસંગે, અને બીજી નાની મોટી ધાર્મિક ક્રિયાઓને અંગે જ્ઞાતિજનોને સંતોષવાનો આપણામાં
પ્રાચીન રીવાજ છે. અગાઉ જ્યારે બીજી કોઈ જરૂર નહતી ત્યારે જ્ઞાતિભોજનમાં ખરચો
થતાં પણ અત્યારે જ્યારે કેળવણીની આવડી મોટી જરૂર ઊભી થઈ છે ત્યારે આ જુના

રીવાજને નવા રૂપમાં ઉતારવાનો આપણે ઉપક્રમ કરીએ તો તે ઇષ્ટ ગનાશે. જ્ઞાતિ જાહેર મતને કેળવીને સારે માઠે પ્રસંગે જ્ઞાતિજનો જે ત્યાગ કરે છે તેને આવા સ્વરૂપ આપવાનો શ્રમ સેવાની આ પરિષદ્‌ની વિનંતિ સાર્થક થાય તો તેથી અત્યંત લાભ થાય એમાં કાંઈ સંદેહ નથી. જ્ઞાતિ ભોજનની જુની રીત હજી ચાલે છે પ્રાચીન મર્યાદાઓ ભુંસાઈ જતી તેમાં કેટલાંક ગંભીર પ્રકારનાં અનિષ્ટ તત્ત્વો પણ દાખલ થયેલાં છે. આ અનિષ્ટ તત્ત્વોનો નિરાસ કરવાની સાથે તે પૂર્વના રીવાજને આ જરૂરીયતની સેવામાં રજુ કરાય તો એક ક્રિયાથી બે મોટા અર્થ સાધી શકાય. સારે ખરચે જ્ઞાતિભોજનમાં જે ખરચો હાલ કરવામાં આવે છે તેના અર્ધાભાગનું ખર્ચ પણ જ્ઞાતિનાં મદદની જરૂરવાળાં બાળકોની કેળવણી ઉપર થાય તો આપણા દેશનું ભવિષ્ય કેવું તેજસ્વી થાય તે કલ્પી શકાય તેવું છે. અહીં કેળવણી એટલે કેવળ પ્રાથમિક કેળ નહિ પણ સર્વ પ્રકારની કેળવણી સમજવાની છે. કેળવણી આપવા લેવાની જ્ઞાતિઓમાં થોડી ઘણી શક્તિ તો છેજ એમ સમજીએ, થોડીક સરકારની મદદ છે ધ્યાનમાં લઈએ તો પછી જેટલી બાકી રહી તેમાંની બને તેટલી જ્ઞાતિએ પોતપોતાની અને જરૂરીયત પ્રમાણે પૂરી પાડવી એવી નીતિ સ્વીકારના જેવી છે. કેળવણીના વિશાળ ક્ષેત્રમાં પ્રત્યેક બાળકને—બાળક શબ્દમાં હું બાળકીનો પણ સમાવેશ કરૂ છુ—શક્તિ અનુસાર જવાની છૂટ હોવી જોઇએ, તે સારૂ સગવડ મળવી જોઇએ અને તે સગવડની જ્યાં ખામી હોય ત્યાં હરએક ઉપાયે બને તેટલી તે પૂરી પાડવાનું કામ જ્ઞાતિજનોએ અન્યોન્ય સહાયના ધોરણે ઉપાડી લેવું જોઇએ. આપણાં કુટુંબનાં બાળકોને આપણી અને તેમની શક્તિ અનુસાર કેળવણી આપવી એ શુ આપણી ફરજ નથી? અને તે જો આપણી ફરજ છે તો જે કુટુંબો સાથે આપણે પરપરાના સંબંધથી જોડાયલા છીએ અથવા જેમની સાથે અવિચ્છેદ્ય સંબંધથી જોડવાનો સંભવ છે તે કુટુંબોમાંના બાળક બાળકીઓને અથવા તે કુટુંબો પૈકી થોડાકને પણ જમાનાના વ્યવહારથી પ્રાપ્ત કરેલા ગૌરવને અનુરૂપ કેળવણી આપવા માટે હાથ લંબાવવામા પ્રમાદ કરવો તે સ્વાર્થઘાતક છે એમ કોણ નહિ કહે? કેળવણી એ અત્યારે આપણા જનકલ્યાણનું એક સમર્થ અને સમર્પક સાધન છે. એ સાધન પ્રાપ્ત કરવા જ્યાંથી મદદ લેવી ઘટે ત્યાથી મદદ લ્યો, અને બીજી દિશામાં ખરચોની કાપકૂપ કરીને પણ તમારાથી બને તેટલી મદદ આપો. ગૃહસ્થો, જો તમને તમારી પ્રજાના ભવિષ્યને માટે દરકાર હશે, તમારા પ્રદેશના પ્રાચીન ગૌરવનું તમને જ્ઞાન હશે, તે ગૌરવના સુકાળના તમારી અત્યારની અવનતિનુ તમને ભાન હશે, તમારા દેશની અને તમારા જનસમાજની સાંપ્રત પરિસ્થિતિની તમને લેશ માત્ર પણ કદર હશે, તો મને ખાત્રી છે કે તમારા બાળક-બાળકીને યોગ્યતા પ્રમાણે બની શકે તેટલી કેળવણી આપવામાં અને તે કેળવણી માટે સાધનો એકઠાં કરવામાં તમે પ્રમાદ નહિ જ કરો. કેળવણી એ જ આપણું એક ધન છે. એજ ચતુર્વિધપુરુષાર્થની સિદ્ધિનું એક સાધન છે, એ જ આપણી પ્રજાના ઉત્કર્ષની નીસરણીનું પહેલું પગથિયું છે. તેની બેદરકારી કરીને દેશોન્નતિની વાતો કરવી એ અણસમજનુ જ પરિણામ છે. એનો આદર સત્કાર કરશો તો જેટલો આત્મોદય અને આત્મોત્કર્ષ સમીપ છે તેટલો જ દેશોદય અને દેશોત્કર્ષ પણ સમીપ છે એ નિ:સંદેહ છે

અત્યારે આપણી કેટલીએક નાતોએ કેળવણી ફંડો વગેરે સ્થાપીને આ દિશામાં પગલાં ભરવા માંડયાં છે એ અભિનન્દનીય છે. પણ અત્યારે જે થયું છે તે પાગેરામાં નહિ પણ મણિકામાં પહેલી પૂણી છે. અત્યાર કરતાં અનંતગણો શ્રમ, અને અનંતગણો સાધનસંગ્રહ કરવાની જરૂર છે. હું જાણું છું કે એ કંઈ વાત કરવાથી કે ભાષણોથી થતું નથી, તેમ એક દિવસમાં પણ થતું નથી. ઘણા શ્રમનુ અને ઘણા કાળનું એ કામ છે. પણ જ્યાંસુધી જઈ શકાય ત્યાં સુધી જવાને માટે તૈયાર રહેવું એ દરેક ઉત્તરોત્તર જમાનો પોતાના કર્તવ્ય તરીકે સ્વીકારતો જશે તો સિદ્ધિ સમીપ આવ્યા વિના રહેશે નહિ એ કહેવાની જરૂર નથી.

જ્ઞાતિજનને માટે આટલો શ્રમ લેવો, તેમના ઉત્કર્ષમાં આટલું તાદાત્મ્ય અનુભવવું અને તેમના હિતને માટે આટલો ત્યાગ કરવો એ તેમના પ્રત્યે પૂરા પ્રેમ વિના બની શકતું નથી અત્યારે પણ આપણે કંઈક શ્રમ તો લઇએ છીએ, કંઈક આપ લે કરીએ છીએ, કંઈક તાદાત્મ્ય અનુભવીએ છીએ, તો તે બધું બીજી, વધારે અગત્યની, અને વધારે કિમતી, દિશામાં વાળવું એટલુ આમાં આપણું કર્તવ્ય છે. જ્ઞાતિનાં બાળકો માટે આપણો પ્રેમ અને આપણી મમતા સ્વાભાવિક છે અને તે પ્રેમને કેળવવો એ મુશ્કેલ નથી. આપણે જો આપણા ભવિષ્યના વાતાવરણને સુધારવું હોય, સમર્થ કરવું હોય, સુંદર કરવું હોય, તો ભવિષ્યના વાતાવરણના સ્થાપક આપણાં બાળકોના ઉપર પ્રેમનો પ્રતાપ જમાવી તેમને આપણી ઇચ્છાનુકૂલ કેળવણી આપી, તેમને સારા, નરવાં અને લાયક બનાવી આપણા ધારેલા ભાવીને સહાયક થાય તેવાં કરવાની જરૂર કોણ નહિ સ્વીકારે ? જો જ્ઞાતિનાં બાળકોને માટે ત્યાગ કરવાનો છે, શ્રમ સેવાનો છે, અને તેમના ભાવીને માટે દરકાર કરવાની છે, તો તેની પાછળ પ્રેમ જેવું અખૂટ અને અમૃત તત્ત્વ જ રહેવું જોઈએ એ બાબત વિશેષ વિવેચન કરવાની ભાગ્યે જ જરૂર છે.

હવે હું આ પ્રકરણ સંકેલીશ. આપણે જોયું કે આપણા સમીપના વર્તમાન તેમજ ભવિષ્યના વાતાવરણમાં, શુદ્ધિ, સામર્થ્ય અને સુંદરતા, એક શબ્દમાં ચતુર્વર્ગસિદ્ધિ માટે કુશળતા, સંપાદન કરવાં એ આપણી પ્રવૃત્તિનો હેતુ છે. તે પ્રવૃત્તિ માટે આપણે આપણાં નાનાં નાનાં ક્ષેત્રો, સ્વાભાવિક સંબંધથી જોડાયલા માનવમહાવનિના ખંડો, નૈસર્ગિક પ્રેરણાથી–કહો તો સ્વાર્થબુદ્ધિથી–પસંદ કર્યા છે. આપણા તે હેતુની સિદ્ધિને માટે પ્રકાશ અને પ્રેમ એ આપણાં મોટામાં મોટાં સાધનો છે. જે પ્રકાશ આપણને મળ્યો છે અને મળે છે તે પ્રકાશ પ્રેમથી આપણા સ્વજનોમાં વ્હેંચીને, આપણાથી તેમની અને તેમનાથી આપણી વૃત્તિઓ શુદ્ધ, સમર્થ અને સુંદર બનાવવી અને સર્વેએ એક બીજાના બળથી ચતુર્વિધ પુરુષાર્થ માટેના યત્નોમાં સહકારી થવું એ આપણી પ્રવૃત્તિનું પ્રસિદ્ધ અથવા અજ્ઞાન બીજ છે.

### ૪ દેશહિતસાથે અવિરોધ.

પોતપોતાની જ્ઞાતિજનોના હિતને માટે ત્યાગ કરનારાઓ તરફ કાંઈ પણ અંગતસ્વાર્થ

વિના શારીરિક અથવા માનસિક શ્રમ લેવો એ પણ એક પ્રકારનો ત્યાગ જ છે. છતાં જ્ઞાતિના મંડળો તરફ અને તે મંડળોની વળી પરિષદ્ તરફ આપણામાંનો પ્રભાવશીલ અને પ્રતાપી વિચારકોનો એક વર્ગ નાપસંદગીની નજરથી જુએ છે. આપણા—આપણા એ શબ્દમાં હું હિંદુસ્થાન સમસ્તના વિચારકોનો સમાવેશ કરૂં છું—વિચારકોના મતનો અનાદર કરવો એ યોગ્ય નથી, તેમજ આપણી પાસે તેમનાથી જુદા પડવાનાં પ્રબળ કારણો ન હોય તો તેમના મતને માન આપવાની પણ આપણી ફરજ છે. પરંતુ આપણી પ્રતિજ્ઞા પ્રમાણે પૌર જીવનને આપણે કોઈ પણ રીતે ગૌણ કરવું નથી. પૌરજીવનને અંગે જેજે ફરજો આપણને પ્રાપ્ત થાય છે અને હવે પછી થશે તે બજાવવી એ આપણો ધર્મ છે. આજનો નહિ પણ પરાપૂર્વનો ધર્મ છે. અને તેને પ્રતિકૂલ વર્તન આપણા સમાજમાં હમેશાં નિંદ્ય ગણાયું છે. આપણા વર્ણાશ્રમ ધર્મની વ્યવસ્થામાંજ પૌરધર્મનો સમાવેશ પૂર્વે કરવામાં આવતો હતો. ધર્મના આપણે અત્યારે જેવા વિભાગો કરીએ છીએ તેવા વિભાગો પ્રથમ નહતા પરંતુ રાજધર્મના પ્રકરણમાં જે પ્રમાણે રાજાના ધર્મોનું વિવેચન કરેલું છે તેજ પ્રમાણે પ્રજાના અંગ તરીકે આપણા ધર્મોનું પણ તેમાં વર્ણન છે અને તે આખા પ્રકરણમાંથી એટલું સ્પષ્ટ રીતે તરી આવે છે કે રાજાએ રાજાના અને પ્રજાએ પ્રજાના ધર્મો બરાબર પાળવા જોઈએ, અને તેમ ન થાય તો દેશનો વિનાશ થાય છે, એવું આપણો પ્રાચીન ધર્મ માનતો હતો અને માને છે એટલું જ નહિ પણ રાષ્ટ્રની વિભૂતિ માટે રાજાએ કરવાના કર્તવ્યોમાં સર્વવર્ણોને પોત-પોતાના ધર્મોમાં ઉદ્યુક્ત રાખવા એ કર્તવ્યને પ્રથમ સ્થાન અપાયેલું છે. આ વિષય ઉપર વિશેષ વિવેચન કરવાનો અત્રે પ્રસંગ નથી પણ આટલું કહેવાની જરૂર છે કે રાજ્ય—કલ્યાણના કાર્યો માટે રાજા પ્રજાનો નેતા અને નિયામક પુરુષ મનાયો છે, તે માટે જવાબદારી રાજા પ્રજાની બન્નેની છે, અને એ જવાબદારીમાં જો પ્રજાનો ભાગ છે તો તેનાં કર્તવ્યોમાં પણ પ્રજાએ સર્વ પ્રકારનો ફાળો આપવાની જરૂર દેખીતી છે. વર્તમાન દેશ-કાળમાં રાજ્યધર્મને અંગે ઉત્પન્ન થતા ધર્મોનો અનાદર કરવાથી આપણે કોઈ પણ પ્રકારની આધ્યાત્મિક સિદ્ધિ પ્રાપ્ત કરીએ છીએ એવું કોઈ માનતું હોય તો તે ભ્રમ છે. પ્રાચીન તેમજ અર્વાચીન જીવનમીમાંસામાં રાજ્યધર્મને હમેશાં અનન્ય સ્થાન અપાય છે, અને રાજ્યરક્ષણના અથવા રાજ્યકલ્યાણના સવાલોમાં થતા કાર્યાકાર્યના નિર્ણયો વ્યક્તિના સંકુચિત સ્વાર્થના, પછી તે સ્વાર્થ ઐહિક હો કે આમુષ્મિક હો, શારીરિક હો માનસિક હો કે આધ્યાત્મિક હો—તેના ધોરણથી થતા જ નથી. તેનું ધોરણ જગતના કલ્યાણ ઉપર, અને તે માટે રાજ્યશરીરના સંરક્ષણ અને સંવર્ધનના ધોરણ ઉપર રચાય છે, અને તેનાથી વિરુદ્ધ આચાર શાસ્ત્રકારો અને સુજ્ઞ જનોની નિંદાને પાત્ર થાય છે. આ વસ્તુસ્થિતિ ધ્યાનમાં રાખીને પ્રજાધર્મનો અને પૌરધર્મનો સવિશેષ સ્વીકાર કરવાની આપણી પ્રતિજ્ઞા છે અને એ પ્રતિજ્ઞામાં દૃઢ રહી આપણે આપણું જીવન ઘડવાનું છે એ ક્ષણ પણ ધ્યાન બહાર રહેવું જોઈએ નહિ. તે સારૂ આપણો કોઈ આચાર વર્તમાન કાળના સુસ્થાપિત પૌરધર્મની વિરુદ્ધ જણાતો હોય તો તે માટે વિચાર કરી તે બાબત યથેષ્ટ માર્ગ કાઢવાની જરૂર આપણા અગ્રેસરોને હમેશાં જણાઈ છે અને તેવો માર્ગ કાઢવામાં તેઓ ધીમે ધીમે પણ ફત્તેહમંદ થયા છે. સહભોજનના સંબંધમાં અત્યંત સંકુચિત આચારના આપણા પુરખીઆ બ્રાહ્મણો

હાલમા ચાલતા મહાવિગ્રહમા આપણી સરકાર તરફથી ભાગ લેના એશિઆ યરોપ અને આફ્રિકાના રણક્ષેત્રોમા ઊપડી ગયા છે અને ત્યા બની શકે છે તેટલુ આચારનુ રક્ષણ કરી યુદ્ધના કામમા ઉત્સાહ અને સાબાશી ભર્યો ભાગ લે છે, એ શુ જ્ઞાતિ વ્યવહાર અને દેશકાર્ય એ અન્યોન્ય વિરુદ્ધ છે એમ કહેનારાને એક અશમા પૂરતો જવાબ નથી? રાજ્ય શરીરના અગ તરીકે પ્રાપ્ત થતી ફરજને સર્વોપરિ ફરજ તરીકે સ્વીકારી આની રીતે આપણો આચાર તેને અનુકૂલ કરી લઇએ તો પછી જ્ઞાતિજીવન પ્રજાધર્મ–પૌરધર્મ–ને પ્રતિકૂળ છે એમ માનવામા ભ્રમ સિવાય બીજુ કાઈ જ રહેશે નહિ ખરી વાત છે કે આપણા પરપરા પ્રાપ્ત આચારોનું રક્ષણ કરવાની આપણે ફરજ સ્વીકારીએ છીએ, અને બીજા પ્રકારનો ધર્મ ઉત્પન્ન થાય ત્યારે તે અને આ ધર્મ વચ્ચે તારતમ્યની તપાસ કરી પ્રાપ્ત કર્તવ્યનો નિર્વાહ આપણે કરવાનો આપણે યત્ન કરીએ છીએ ધર્મના પ્રસંગ સિવાય પરપરાના આચારમા ફેરફાર કરવા આપણી નૈસર્ગિક વૃત્તિ ના પાડે છે, અને આપણી બુદ્ધિનુ વલણ પણ આવે પ્રસંગે નવા પ્રાપ્ત થયેલા ધર્મને સખ્ત કસોટીએ કસવાનુ પસંદ કરે છે છતા પ્રજાધર્મનો સત્કાર થાય અને કસોટીની સખ્તાઈ દેશકાલ પ્રસગ અને સાપત્તિક આવશ્યકતાઓ વગેરેને અનુલક્ષીને નરમગરમ થતી રહે તો આ સબધમા મુદ્દાની તકરાર રહેતી નથી વિગતની તકરારો રહે છે અને રહેશે પણ તેને માટે જાહેર ચર્ચા એ સારો પણ સચોટ ઉપાય છે

આમ જ્ઞાતિજીવન પ્રજાધર્મને સર્વથા પ્રતિકૂળ નથી અને ન રહેવુ જોઇએ, એ વાતનો અગીકાર કરીએ અને જો પ્રતિકૂલ હોય તો તેને અનુકૂળ કરવાનુ કર્તવ્ય આપણે સ્વીકારીએ, તો આપણા રાજ્યજીવનના અગ્રેસરોને જ્ઞાતિજીવનની સાથે વિરોધ બુદ્ધિ રાખવાનુ કાઈ કારણ રહેતું નથી. છતા આ કર્તવ્યનો અગીકાર કરવાની સાથે લોકમતને કેળવવાનો ધર્મ પ્રાપ્ત થાય છે અને તે પ્રમાણે વિરોધબુદ્ધિ રાખવાનું કારણ નિર્મૂળ થાય તો પછી આપણા જેવા ઉપક્રમોની સામે રાજ્યજીવનના અગ્રેસરોને એક જ વસ્તુ કહેવાની રહે છે વર્તમાન યુગમા પ્રજાજીવન માટે પ્રજાની એકતા સિદ્ધ કરવાની પરમ આવશ્યકતા છે એકતાની સિદ્ધિ સ્વાતંત્ર્યની સિદ્ધિ માટે આવશ્યક છે, રાજ્યતંત્રને લોકના હાથમા લાવવાનું સર્વાર્થસાધક સાધન છે આ વાતનો પણ આપણે અગીકાર કરીએ છીએ, પરતુ રાજ્યજીવનની એકતા અનુભવવા માટે સાસારિક જીવનની સ્વાભાવિક પૃથક્તાનો નાશ કરવાની આવશ્યકતા નથી એકતા ઇષ્ટ છે એ ખરી વાત છે રાજ્યમા આપણો જે સ્વાર્થની એકતા છે, તે એટલી તો પ્રબળ છે કે તેમા રાજ્યના પ્રશ્નો ઉપસ્થિત થતા સર્વ પ્રકારની પૃથક્તા ડૂબી જાય છે જ્ઞાતિની મમતા અને પક્ષપાતો કવચિત્ પ્રજાધર્મના અનુષ્ઠાનમા બાધક થવાના સભવનો આપણે સ્વીકાર કરીએ પણ તેની સાથે તે પ્રસગોમા તે મમતા અને પક્ષપાતોને નિર્બળ–નિર્મૂળ–કરવાની ઇષ્ટતાનો પણ આપણે સ્વીકાર કરીએ છીએ એટલે અન્વય અને વ્યતિરેક બન્ને રીતે જ્ઞાતિજીવનને રાજ્યજીવન સાથે સમન્વિત કરવાની આપણે પ્રતિજ્ઞા લઇએ છીએ તો પછી આપણા જેવા ઉપક્રમોની સામે થવાનું કોઇને કારણ રહેતુ નથી એ દેખીતુ છે અથવા બીજી રીતે કહીએ તો કાઈ કારણ રહેતું હોય તો તેને માટે પૂરતો પ્રતિકાર આપણા આ ઉપક્રમમા આપણે કરી લઇએ છીએ એ સ્પષ્ટ છે

જ્ઞાતિજીવનમાં મમતાવાળાઓની કલ્પના પોતાની જ્ઞાતિના ચાર ખૂણામાં જ બંધાઈ જાય છે, અને તેથી આગળ જતી નથી, તેવાઓની દેશની ભાવના બહુ નિર્બળ હોય છે, તેમની દેશવત્સલતા અને દેશભક્તિ કદી પણ જોઇએ તેવી ઊંડી ઘાડી અને અનન્ય થઈ શકતી નથી એવો એક બીજો, માનસશાસ્ત્રના અભ્યાસીઓનો, આપણા તરફ આક્ષેપ છે. આમની સામે શાસ્ત્રીય ચર્ચામાં ઉતરવાનું અને બની શકે તેમ નથી, પણ આટલું કહ્યા વિના ચાલતું નથી કે દેશભક્તિ દેશવત્સલતા, રાષ્ટ્રભાવના વગેરેનો આપણા જીવન ઉપર સર્વોપરિ હક્ક સ્વીકારવાની સાથે જ્ઞાતિજીવનમાં આટલી મમતા રાખવાની અમારી પ્રતિજ્ઞા છે. આપણા મન ઉપર દેશભક્તિનું પૂર્ણ સામ્રાજ્ય સ્થપાય તે પછી પણ જ્ઞાતિની મમતા તે ભક્તિના આસ્વાદમાં પ્રતિબંધક થાય એમાં જ્ઞાતિનો વાંક કાઢવો કે દેશભક્તિની ન્યૂનતાનો વાંક કાઢવો એ સવાલનો ફેંસલો કરવાનું હું આપણા એ આક્ષેપકોને જ સોંપું છું. એવા પ્રસંગની સામે દેશભક્તિને વધારે ઊંડી અને વધારે બલિષ્ઠ કરવી એ જ એક ઉપાય છે. જ્ઞાતિની મમતા ગમે તેટલી હોય પણ દેશસેવાના અનુષ્ઠાનના પ્રસંગમાં એ મમતા સમીપ પણ ન આવી શકે, જો દેશભક્તિ તીવ્ર ગાઢ અને ઊંડી હોય તો. દેશભક્તિ કેળવવાના પ્રમાદને લીધે, અથવા દેશની તેમ જ જ્ઞાતિજનોની સેવામાં જોઇતા શ્રમ લેવાની અને ત્યાગ કરવાની અશક્તિ અથવા અનિચ્છાથી આવી રીતની દલીલો ઉપસ્થિત થાય છે એમ માનવાનું, અથવા હિન્દુજનસમાજના સનાતન ધર્મના પાયા ઉપર પશ્ચિમની વિદ્યાથી કેળવાયેલી મનોવૃત્તિની યોગ્ય કદર કરવાની અશક્તિ અથવા અનિચ્છા આ દલીલનું મૂળ હોય એવી કલ્પના કરવાનું પ્રાપ્ત થાય છે. ગમે તેમ હો, પણ મને ખાત્રી છે કે દેશભક્તિમાં જરા પણ ન્યૂનતા ગણ્યા વિના જ્ઞાતિજનોની સેવા કરનારાઓનો નાનો પણ ઉત્સાહી અને નિશ્ચયવાન્ વર્ગ પ્રત્યેક જ્ઞાતિમાં ઉત્પન્ન થવા માંડયો છે, તેવો વર્ગ વૃદ્ધિ પામે એવી આપણી ઉત્કટ ઇચ્છા છે અને તે માટે આ અને આવા પ્રકારના બીજા પ્રયત્નો આપણે કરીએ છીએ. આપણું તો એમ નિ:સંદેહ માનવું છે કે જ્ઞાતિજનોની સેવા કરવામાં વખતનો અને દ્રવ્યનો કંઈક ભોગ આપવામાં દેશનું અહિત થાય છે એ કહેવું એ આપણા કુટુંબની સેવામાં વખતનો કે દ્રવ્યનો ભોગ આપવામાં દેશનું અહિત થાય છે એમ કહેવા બરાબર છે. દેશસેવા અથવા જનસેવા માટે કુટુંબનો પણ ત્યાગ કરવાનો ધર્મ પ્રાપ્ત થાય ત્યારે અને તો જ જ્ઞાતિનો ત્યાગ કરવો, જ્ઞાતિસેવાથી દૂર રહેવું, તે યોગ્ય ગણાય. પરંતુ આવો ધર્મ અસાધારણ વ્યક્તિઓને જ પ્રાપ્ત થાય છે; એવો પ્રસંગ મનુષ્યજીવનના સામાન્ય પ્રસંગોમાંનો એક નથી. જ્ઞાતિસેવા એ કુટુમ્બસેવાનો જ વિસ્તૃત પ્રકાર છે. કેવળ "મેંહેતો મેંહેતી અને મેહેતુલામાં" જ જીવનને સમાપ્ત કરવા કરતાં જ્ઞાતિના હિતમાં કંઈ રસ લેવાય, તે માટે કઇ ત્યાગ કરાય, તેમના સદ્‌ભાવની કંઈ અપેક્ષા રખાય, તો તેટલું પણ મનુષ્યના જાતિ સ્વભાવને જરાક ઉજ્વલ, જરાક ઉદાર કરવા સમર્થ થાય છે. ત્યાગના જીવનમા એને પહેલા પગથીઆ રૂપે ગણવાથી અને દેશસેવા અને જનસેવાને આગળનાં પગથીઆ કલ્પવાથી જ્ઞાતિસેવા દોષરૂપ જણાવાનો સંભવ પણ જૂજ રહે છે. બ્હેનો અને બધુઓ, જ્ઞાતિ તરફ પિંડના વિસ્તારની દૃષ્ટિથી જુઓ. પિંડમાં પૂરાઈ રહેલા મનુષ્યના જીવન કરતા કુટુમ્બ સાથે તાદાત્મ્ય કરનાર મનુષ્યનું જીવન વધારે સારૂં અને સમર્થ ગણાય, તો કુટુંબમાં ભરાઈ રહેતા જીવન કરતાં તે જીવનમા જ્ઞાતિજનોને અંશભાગી

કરનારાનું જીવન પ્રમાણમાં વધારે લાયક ગણાય જ. પરંતુ તે ત્યાં અટકવું ન જોઇએ. આપણા જીવનનો પ્રદેશ દેશ સુધી વિસ્તારવો જોઇએ, માત્ર પિંડની જ નહિ, માત્ર કુટુંબની જ નહિ, જ્ઞાતિની જ નહિ, પણ ગામ, શહેર, દેશવિભાગ, દેશ, રાજ્ય અને આપણું રાજ્ય બ્રિટિશ સામ્રાજ્યના અંગ તરીકે છે એટલે સામ્રાજ્ય—એ બધા તરફ મમતા રાખવાની એ બધા સાથે યોગ્ય અંશમાં અને યોગ્ય પ્રસંગોમાં તાદાત્મ્ય અનુભવવાની અને તેને અંગે પ્રાપ્ત થતા ધર્મોનો નિર્વાહ કરવાની આપણી ફરજ છે, એ સમજવું જોઇએ, અને અનુભવમાં ઉતારવું જોઇએ. જ્ઞાતિ એ પિંડ બ્રહ્માંડની વ્યવહારમાં એકતા કરવાની નીસરણીની પહેલી પાટય છે. માત્ર પાટય જ છે, તેને વીસામો કરવાની પણ અમારી ઇચ્છા નથી, તો પછી તેને અંતિમ લક્ષ્ય કરવાની તો વાત જ શી ? જ્ઞાતિને આપણા જીવનનુ અંતિમ લક્ષ્ય કરવાની સામે જેટલું કહેવું હોય તેટલુ સાંભળવાને અમે તૈયાર છીએ; અમે તે કહેવામાં પણ ભાગ લઇશું. પણ વિસ્તૃતજીવનના એક પગથિયા રૂપે જ્ઞાતિની સાથે તાદાત્મ્ય કરવાના પ્રયત્નોને નિંદ્ય ગણવાના અને નાબૂદ કરવાના પ્રયત્નો હિન્દુ જનસમાજના આંતર જીવનના ઊંડા જ્ઞાનવાળાઓ કદી પણ અભિનન્દનને પાત્ર ગણશે નહિ.

## ૫. ઉપસંહાર.

હવે મારે આ ભાષણ આટોપવું જોઇએ. જ્ઞાતિને માટે શ્રમ લેનારા જ્ઞાતિસેવકોનાં મંડળોનાં હેવાલોમાંથી કેટલાક ફકરાઓ મારા મિત્ર મિ. દેસાઇએ તમને વાંચી બતાવ્યા છે તે ઉપરથી સમજાયું હશે કે આપણા જનસમાજના થરેથરમાં જાગૃતિ ઉત્પન્ન થઈ છે અને તે આપણા દેશ માટે એક અત્યંત આશાજનક ચિન્હ છે. એ જાગૃતિને યોગ્ય માર્ગે વાળવી એ આપણા નેતા પુરુષોનુ કાર્ય છે અને તેમની પાસેથી આ બાબતમાં યોગ્ય ઉપદેશ લેવા સારૂ આ અને આવા પ્રસંગોની યોજના કરવાનુ પ્રાપ્ત થાય છે. આપણાં મંડળો કોઇથી છૂટા પડીને કામ કરવાનો માર્ગ સ્વીકારવાની ના પાડે છે. તેઓ સર્વ દિશામાંથી સલાહ અને પ્રકાશ લેવા ઉત્સુક છે. જુદી જુદી જ્ઞાતિઓની ન્યૂનતાઓ જુદી જુદી અને ઓછા વધારે પ્રમાણમાં હોવાથી આપણાં મંડળોની પ્રવૃત્તિઓમાં અનેક ભેદ પડે છે. પણ તે ભેદો વિગતના છે મુખ્યના નથી. સર્વનો ઉદ્દેશ એક જ છે. **પોતપોતના આસપાસના વાતાવરણને શુદ્ધ સમર્થ અને સુંદર કરવું, અને પોતપોતાનાં જ્ઞાતિજનોના જીવનના માર્ગમાં આવતી નાની મોટી સામાજિક હરકતો દૂર કરવામાં તેમને મદદ કરવી,** એ સર્વનો સાધારણ ઉદ્દેશ છે. એ ઉદ્દેશ સિદ્ધ કરવામાં આવા પ્રયત્નો પણ મદદગાર છે એ નિર્વિવાદ છે.

આપણો જનસમાજ અનેક પ્રકારના વૈષમ્યોથી હેરાન છે એ વાતનો અંગીકાર કરવામાં આનાકાની કરવી એ યોગ્ય નથી. આ વિષય ઉપર આ પરિષદમાં ઘણું બોલાવાનો સંભવ છે તેથી હું તેને આ ભાષણમા સ્થાન આપવા માગતો નથી. પણ આટલું તો કહેવાની જરૂર છે કે જ્ઞાતિભેદો અને તેના પેટા વિભાગો એટલા બધા વધી ગયા છે કે હવે બસ કરો એમ કહેવાની

જરૂર છે એટલું જ નહિ પણ જ્ઞાતિના પેટા વિભાગો કમી કરવાનો સમાન આચારવિચારની નાતોને એકત્ર કરવાનો અને મુખ્ય મુખ્ય નાતોમા આચારવિચારની સમાનતા સિદ્ધ કરવાના પણ પ્રયત્નો કરવાનો વખત આવી પહોન્ચો છે એવુ આપણામાના ઘણાનું માનવુ છે આ પ્રશ્ન ઘણો જ ગભીર છે અને ઘણા સવાલોનો વિચાર કરવાની તેમા જરૂર છે, પરતુ તે સવાલો પણ પૂર્ણ ઉત્સાહથી હાથમા લેવાય તો તેમા પણ કાઈ પ્રગતિ ન થાય તેવુ નથી હિન્દુ જનસમાજની ઉન્નતિના પ્રતિબધક તત્ત્વોનો નિરાસ કરવાના પ્રયત્નોનો આદર કરવાની ગભીર ફરજ આપણને પ્રાપ્ત થઇ છે અમદાવાદના નાતજાતનાં મડળોની આ પરિષદ્ જેવી પરિષદો ગુજરાતના શહેરે શહેરમા ભરાય અને તે બધા મડળો એકઠા થઈ આખા ગુજરાતને માટે એક મોટી પરિષદ્ ભરે એ ન બનવા જેવુ નથી

હિન્દુ જનસમાજની અત્યારની સ્થિતિ કેવળ નૈરાશ્યજનક છે એમ માનનારમાનો હુ નથી પણ ઘણે અંશે શોકજનક છે એમ ઘણા માને છે અને હુ પણ માનુ છુ કયો હિન્દુ ધર્માભિમાની અત્યારની આપણી સ્થિતિથી અને પરિસ્થિતિથી સતુષ્ટ છે? હિન્દુસમાજને ઉન્નત કરવા માટે, બીજા સમાજોમા પ્રતિષ્ઠાપાત્ર કરવા માટે, અસાધારણ શ્રમ ઉઠાવવાની જરૂર છે એ વાત કોને અજ્ઞાત છે? એ જ જરૂરના સપૂર્ણ સાક્ષાત્કારથી પડિત મદનમોહન માલવીય જેવા દેશહિતચિંતકે હિન્દુ યુનિવર્સિટિની સ્થાપના કરવાને માટે જે ભગીરથ પ્રયત્ન કર્યો અને હજી કરી રહ્યા છે તેમનો દાખલો આપણી દષ્ટિ સમીપ હરહમેશ રાખીને આપણા ગુજરાતના નાના ક્ષેત્રને માટે વ્યવસ્થિત અને પદ્ધતિબદ્ધ પ્રયત્નો કરવાની જરૂર શુ સ્પષ્ટ નથી? આ કાર્યમા ભાગ લેવાનો કોઇને–સરકારી અમલદારોને–પણ પ્રતિબધ નથી ગુજરાતનો હિન્દુસમાજ બીજા પ્રાન્તોના હિન્દુસમાજની પેઠે આત્માવલોકન કરતા શીખ્યો છે, પોતાના જીવનપ્રકારના ગુણદોષનું તેનુ ભાન દિવસે દિવસે વધતું આવે છે અને અત્યારે તેને સાચા અને તેમના પ્રતિ સપૂર્ણ સદ્ભાવવાળા, થોડાક ઉન્નત સત્ત્વશાળી, નેતાઓની પૂરેપૂરી જરૂર છે એક કરોડ ગુજરાતમાથી શ્રીયુત ગોપાળ કૃષ્ણ ગોખલે જેવો ગુજરાતને પોતાનુ જીવન અર્પણ કરનાર એક પણ પુરુષ નહિ નીકળે? શુ ગુજરાત હમેશને માટે, રોતી સુરત રહેશે? શુ ગુજરાતને હમેશા પરાશ્રયી અને પરોપદિષ્ટ રાખશો? બન્ધુઓ, બ્હેનો અને બન્ધુઓ, ગુજરાતનુ ભવિષ્ય ગુજરાતના જુવાન વર્ગના હાથમા છે ગુજરાતના પાયતખ્તમા ઉદ્ભવ પામેલી આ સસ્થાને બહુ વધાવો, ગુજરાતની પચરગી હિન્દુપ્રજાનાં જીવનના વૈષમ્યનો નિરાસ કરવાના ગભીર પ્રયત્નો આદરો, ગુજરાતને સ્વાશ્રયી અને પરોપદેશક કરવાના માર્ગો શોધો આ મારી તમને આજને પ્રસગે છેલ્લી વિનતિ છે બન્ધુઓ, બ્હેનો અને બન્ધુઓ, ફરીથી એકવાર હુ તમારો આભાર માનુ છુ હુ તમારા કાર્યની શીઘ્ર અને સપૂર્ણ સિદ્ધિ ઇચ્છુ છુ

ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી.

# "કંથા ધારી."*

નિષ્ફળ બનેલી ને રતી દેખાતી,
આશ્ચર્યમયી ને ઠોકરો ખાતી;
અંધારી મૃત્યુની શૈયા મહીંથી,
ઉજ્વળ સૃષ્ટિમાં ઉછળી પડી'તી. ૪

સુંદરી અહીંથી તહીં શું જુએ છે,
મુખડું પ્રિયનું અસ્વસ્થ દીસે છે;
મનમાં ફનકતા કંઈ કંઈ વીચારો,
ને સાંભરતો શું નવરંગ વ્હાલો. ૮

ધરતીયે પગલાં સ્વાભાવિક ઉપાડે,
પણ બેભાન વ્હાલી સ્પષ્ટ દીસે છે,
જોઈ વીચારી નિરાશીત થાતી,
સખીઓ છાની વાતો શું કરતી. ૧૨

લગ્નમંડપ મહીંથી તરત જ ઉઠેલી,
દીસે છે શીદ આમ વ્હાલી મોહિની,
અગ્નિ સન્મુખ સંકલ્પ કરેલા,
ભયભીત મોહિનીને કર્ણે ગુંજ્યા ૧૬

પાલવ કોણે ઝાલેલો મ્હારો,
ને હૃદયે કોણ છે સ્વજન વ્હાલો,
ફુલની મોટ મધુરા મુખપર ઓઢી,
ધીમે ધીમે દુખી બાલા ચાલી. ૨૦

---

* હિન્દુસંસારમાં વિવાહિત પતિપત્નીની સંમતિ વિના ન્હાની વયમાં લગ્ન કરવાથી એકમેક અણધારી વિરૂદ્ધ લાગણી ઉત્પન્ન થતાં શી વસ્તુસ્થિતિ થાય છે ત્હેનું આ કાવ્ય એક પ્રત્યક્ષ ઉદાહરણ તરીકે છે. લગ્ન થયા પછીની સ્થિતિમાં આ કાવ્યનાં નાયકનાયિકા પરસ્પર દેહલગ્નનો સંબંધ ત્યાગી માત્ર આત્મલગ્નનો સાત્વિક સંબંધ સ્વીકારી પતિપત્નીનો સંબંધ છોડી શુદ્ધ બન્ધુભગિનીનો ઉચ્ચ સંબંધ ધારી સ્વદેશ—સેવા—ધર્મનો અંગીકાર કરી આત્મતુષ્ટિ અર્પે છે. હને આવાં વંદનીય યુગલો આપણા દેશમાં ' એજ અંતિમ પ્રાર્થના ને આકાંક્ષા હોય '

રામ રામ.

કપોલ કઈક અતિ ફીકા પડ્યા છે,
ને મોઢ મહીંના ચપાને લજાવે;
ઓષ્ઠની લાલી કંઈ ઝાંખી પડતી,
ને કાળી લટો વીખુટી વીખરતી. ૨૪

અલંકાર સુશોભિત અંગે પડેલા,
પણ મોહિનીને નથી ભાન એના;
મીઠી ચાંદની વાહ શી જ શોભે,
આરસ પગથી એ પ્રતિબીંબ નાંખે. ૨૮

મોહિની નિશ્વાસ નાંખી ચઢે છે,
લીલી કસબી સાડી ઘસડાતી આવે,
કંઠ માળે ચમકતા મોતીના દાણા,
આરસે ચમક્યા ને પ્રીય પગલે દબાયા. ૩૨

નાચતી કુદતી સગીત કરતી,
સખીઓ સરવે ઉલ્લાસ ધરતી;
મહીં મહીં મીઠી વાતો કરે છે,
ને કોઈ નિશ્વાસ નાખી કહે છે, ૩૬

"પરણીને સુખ સ્વપ્ન શું જોતાં,
પરણેલાં શું નથી દુઃખી થાતાં?
પીયરનો પ્રેમ મુકી આર્યબાળા,
પરજન ખોળે પડે દીન દારા—" ૪૦

બમ કરી ઓઠે દાબે હથેલી,
"ન શોભે સખી ત્હને આવી વાણી,"
ચાલો જઈશું કહી સર્વે ઉઠે છે,
"કેમ ચાલ્યાં?" એટલું જ મોહિની બોલે. ૪૪

"સખી શીદ આગ્રહ અતિ નથ કરતી,
હઠ હઠ કહીને ક્યાં નથ કહેતી."
હસતી રમતી સખી સહુ ચાલી,
મોહિની નિશ્ચિંત એકાંત પડેલી. ૪૮

રાત્રિ સર્વે શુન્ય શુ દીસી રહી,
ઉપર ચંદ્રોદિની ને નીચે મોહિની,
તારા સરવે સ્મિત કરી ચમકે,
ને ન્હાની વાદળી કોઇક ફરકે. ૫૨

ચંદ્રિકા આકાશે મૃગયા રમે છે,
ને મૃગનયનીને પ્રેમે પીડે છે,
આરસ્સસ્તમ્ભે અઢેલીને બ્હાલી,
કઇક ઉભેલી ને કઇક સુતેલી. ૫૬
પવનની લહરીઓ ભીની આવે,
મોહિનીને મદન બળથી ઉછાળે;

× × ×
× × ×
× × ×

સુંદરી ત્યાં તો નિશ્વાસ નાખે,
ને હૃદયે હસ્ત ધરીને ધ્રૂજે. ૬૦

"ચક્ષુ મહીં નીર શીદને જ ચળકે ?
ને સરિતા કપોળે શીદને વહે છે ?
ડુસકે સરલા તું ક્યમ રડે છે ?
અરે તને આલીંગન કોણ લે છે ? ૬૪
તરૂણી ત્હને કોણ હૃદયે લીએ છે ?
ને ઓષ્ઠનું અમૃત કોણ ચુસે છે ?
એ તો નથી ત્હારો પરણેલો વ્હાલો,
એ તો પ્રિય ત્હારા અંતરનો પ્યારો. ૬૮

સરલા એ ત્હારા હૃદયનો કનૈયો,
પતિ કોણ ત્હારો ?—પીયુ કોણ બાળા ?
પતિ તો ત્હારા વડીલે કરાવ્યો,
પીયુ તો ત્હારા અંતરે ઓળખ્યો." ૭૨

કનૈયો કનૈયો મનમાં ભમે છે,
ત્યાં તો કનૈયો સમીપે દીસે છે;
ઉદાસ ત્હેનું મુખડું કરમાયું,
પ્રિયાની સન્મુખ દુખેથી જોતું ૭૬

"અરરર ! સરલા આ ત્હારી દઢતા !
અરેરે !–" સરલાએ ઓષ્ઠો દબાવ્યા,
કરમાયલી દીસે સરલાની કાયા,
નહીં એ ગુલાબ પણ ચંપાની છાયા. ૮૦

કમળનયનીના ચક્ષુ ચમકતાં,
ને રૂદનથી અરે કરુણ થઈ વ્યકતા,
પ્રીય ને પીયુ મુખ સમીપે જુવે છે,
ને લાવણ્ય લહરીમા પ્રીતે ઝુમે છે ૮૪

હૃદય વ્યાકતા નયનો ચમત્કાર કરતા,
ને અંતરના વિચાર વનને ખીલવતા,
"પીયુ ઢવતી નહીં કોઈ પ્યારા,
અન્ય જનની નહીં તુજ સરલા. ૮૮

પતી તો પીતાએ દુખરૂપ આપ્યો,
પ્રીતમ મનનો હૃદયમા જ સ્થાપ્યો,
**સૌભાગ્ય કંકણ કરમાંહિ નાંખ્યાં,**
**(પણ) હૃદયે તો વ્હાલા વૈધવ્ય ચાખ્યાં.** ૯૨

પ્રીતડી કીધી વ્હાલા શુ પળ વાર,
ધારે તું થયો પ્રીતીનો ભંડાર,
નહીં નહીં પીયુ પ્રણમીને વંદુ,
**હૃદય તુજ નામ નીરંતર લવતુ.** ૯૬

શૃંગાર રજની શ્રાવણ શુદ સાતેમ,
આત્મ સયોગની વળી શુદ આઠેમ,
પીયુ સ્મરણ રેખા ફરીને ખીલવજે,
વચનો સ્મરીને અંતરે ધરજે. ૧૦૦

વ્હાલા મળેલા મંદીરે પ્યારા,
ઉભો હતો તું અંતર દ્વારા,
પીતાંબર સહીત સ્મિત કરતો કનૈયા,
તને જોતી જ પીધા પ્રીતીના પ્યાલા. ૧૦૪

દેવને ચરણું નમીને કનૈયા,
ફુલડાં આપ્યાં મને વામળીયા,
આપતાં અંગુલી સ્પર્શ કરે છે,
ને સૌદામિની શરીરે ચમકે છે. ૧૦૮

વણુ વાળ્યા નયનો ઢળીરે પડે છે,
સ્પર્શે ચમત્કાર ચક્ષુએ ચમકે,
વ્હાલા ભુલ્યો શું બોલે નહીં તું?
શાંત વદને શ્રવણુ શું કરે તું?" ૧૧૨

× × × ×

"પ્રીતિવચનો મરલા સૌ આપે,
વ્હાના-પ્રેમી-કહી મેં બોલાવે,
મૃદુ વચનો તો મનને રીઝવતા,
પણુ સાચા પ્રીતી વાક્ય અંતર ખીલવતા. ૧૧૬

અંધકાર જીવનમાં એક ચંદ્રલેખા,
રૂપેરી પ્રેમ-અહા-સત્ય એ જ સરલા;
'પશુ-પ્રીતી' અરે ત્વાગા સમી છે,
દીસે હેમ ને પતીત પિત્તળ નીવડે ૧૨૦

પણુ સાચી પ્રીત તો નિર્મળ નદી હા,
વિશ્વાસ હોડી-મહીં મયુક્ત આત્મા—
એવી પ્રીતી તો મ્હેં ત્હારી જાણી"—
"ને એવી જ પ્યારા ત્હારી મ્હેં જાણી ૧૨૪

અરે રોશ શીદને કરે છે કનૈયા,
ત્હારી જ-હું છુ-નિરંતર-આ-સરલા,
વાંક—મ્હારા પીયુ—શીદ કહાડે,
આપ તો યોગ્ય આ સંસાર રૂઠીને. ૧૨૮

કહું શું વાચ્યા સંસ્કૃત શ્લોકો,
ને સાથે ભેળ્યા પાશ્ચાત્ય કાવ્યો,
બેઉએ એક જ રહસ્ય ચખાડ્યું,
ને મનડું મ્હારૂં ઇષ્ટ સમીપે મુકયું ૧૩૨

આર્ય પ્રજાઓ આ આર્ય ભૂમિમા,
દુર્બળ થઇને પડી કોઈ ખાઇમા,
આર્ય પ્રજા-માળ પશ્ચિમે જઇને,
પાછો પધાર્યો ચક્રવૃત્ત થઇને ૧૩૬

અધકાર અધકાર બધે દીસે છે,
ભરતભૂમિ અહા સુકડું જ ભાસે,
અહો જ્ઞાન જ્યોતી પ્રલય થાતી,
ને શક્તિ ત્યાથી સત્વર જાતી ૧૪૦

આર્ય દેશે હવે શુ રહ્યું છે,
કલકિત કાળે ક્ષય એ જ ભામે,
ધર્મ ગયો છે-વિશ્વાસ નાઠો,
શૌર્ય . ગયુ-ઈર્ષ્યાગ્નિ જ વાધ્યો ૧૪૪

ભારતના પુરષો કફણ પ્હેરે,
તોયે સજ્જન પતી ના મળશે,
તો આર્ય બાળાની પ્રીય દશા થી,
કનૈયા-જોઈ લે-દશા આ મારી ૧૪૮

લક્ષ્મીને કાજે પુત્રીને વેચે,
વિધવા પણ કુકર્મ જ કરાવે
પુત્રવધૂને સાસુ બહુ કનડે,
ને કઠ્ઠન નડીન કોઈ ના બોલે. ૧૫૨

સધવા હોય તો પતી ક્રૂર થાયે,
ને વિધવા થઈ તો ભાગ્ય જ ડુબે,
રક કે રાય સૌને શું શોભે,
પ્રીતિ પતિવ્રત આર્ય બાળા એ માને. ૧૫૬

ઘેલી થઇને પીયુ પાછળ ભમે,
પણ દુષ્ટ પતિ તો નાયકા શોધે,
કલકિત પથારી લાખો થાતી,
ત્યા ઉદ્ધાર ઉન્નતી કોઘે નાઠી. ૧૬૦

જુદી છે સૌ આ ધર્મની રીતિ,
પામે કોઈ નહી સત્ય ધર્મ નીતિ,

ધિક્કાર છે આ સંમારરૂઢીને,
ધિક્કાર કુલઘ્નિ માતા પિતાને. ૧૬૪

ઓ આર્યદેશ તું જાગૃત થાને,
કુરૂક્ષેત્રભૂમી તું ઉદય કરને;
સમાજ આને દાવાનળે બાળે,
ને ભૂમીમાં રૂધિર નદીઓ ચાલે. ૧૬૮

શાપોથી " નાજુક નવયૌવનીના,
પ્રલય થાશે સૌ ખોટાં સુપોના:
નવીન ભૂમિ-નવીન દેશ જાગે,
નવીન પ્રજા-નવીન નર બાળે." ૧૭૨

ઉજળતી જોતી તર્જની ચીંધી,
સત્ય-આર્યસરલા-દૈવ્યે ઝમકી.
કનૈયો ઉમંગે ઉભો જુવે છે,
હૃદય-ાનેશ્વરીની વાણી સુણે છે ૧૭૬

" અહા-ભાગ્ય મ્હારૂં પ્રિય અતિ સરલા,
તુજ સમ પદમણી-પ્રીતિની લલના."—
" પ્યારા તજી દે વૈભવ કનૈયા,
મ્હારો જો હોય તો ધરી લે આ કન્થા. ૧૮૦

તું જોગી હું જોગણ-કૃષ્ણ ને રાધા,
સજોડે ફરીશું ભારતમાં કનૈયા,
યાત્રા આર્ય ભૂમીની કરીશું,
દુઃખો પામર જીવોનાં ટાળીશું. ૧૮૪

દ્રવ્યસંપત્તિમા આ સૌ શૃગાર,
ભારત ઉન્નતિનો કરશે ઉદ્ધાર;
તજ્યું છે વ્હાલા આ-આરસ ભવન,
હવે તો તુજ સાથ-ઘટ-ભારત-સ્તવન."— ૧૮૮

× × ×

શાંત મુખમુદ્રા ધારી—સરલા શૃંગાર તજી દેતી,
મુગ્ધ ઉલ્લાસે મોહિની—અદ્ભુત કયા શરીરે ધરતી.
કનૈયો ઉર્મીથી જોઇને—પ્રમદાને પ્રીતિથી પૂજતો,
પ્રિયા સાથે કથા તો—ધરી ભરત નામ લવતો ૧૯૨

આસા જાતા હસતા—સંસારમાયા ત્યાગીને,
દેવો આશીષ સ્મિત કરતા—સત્ય શુદ્ધ-પ્રેમને જોઇને. ૧૯૪

રામરાય.

---

# કેળવણી અને જ્ઞાન.

કોઈ એક સ્ત્રીનું બાળક જ્યારે ત્રણ વર્ષનું થયું, ત્યારે તેણે એક વિદ્વાનને પૂછ્યું કે મારા બાળકને નિશાળે કેળવણી આપવા ક્યારે મૂકવું જોઇએ ? તેણે જવાબ આપ્યો કે—તેની કેળવણી તો તે જન્મ્યું ત્યારથી શરૂ થઈ ગઈ છે આ વાતનો અર્થ એ છે કે—નિશાળમા જવાથી કે ચોપડીનો અભ્યાસ કરવાથી આપણને જ્ઞાન મળતું નથી, અને તેથી જ આપણું મન કેળવાતું નથી નિશાળ તથા ચોપડીનું વાચન તો જ્ઞાનના અનેક સાધનમાનું એક સાધન છે કેળવણી શબ્દ બહોળા અર્થમાં લઇએ તો તેનો અર્થ સંસ્કાર થઈ શકે દરેક વસ્તુની છાપ આછી કે તીક્ષ્ણ મનુષ્યમન ઉપર પડી જાય છે, તે ગ્રહણ કરી નોંધી રાખી તેમાંથી અનુમાન તારવી કાઢવા એ મનુષ્યમનની સ્થિતિ અને શક્તિનો સવાલ છે આ કારણને લીધે બાળક જન્મે છે ત્યારથી તે વૃદ્ધ થઈ મરી જાય છે ત્યા સુધી દુનિયામા તેને કેળવણી મળે છે એમ કહી શકાય જો કે મનુષ્યને અનુભવથી અને મનુષ્યસમાગમથી ઘણું જાણવાનું મળે છે, તો પણ બાળકની કેળવણીનો ખરો વખત તો બાળપણ છે તે વખતે તેનું મન કુમળું હોય છે અને તેનું શરીર તથા મન વૃદ્ધિ પામતું હોય છે જ્યાં સુધી મન પુરેપુરી રીતે વૃદ્ધિ પામ્યું હોતું નથી ત્યા સુધી અમુક જાતના સંસ્કાર તેમા ભરવાની ઉત્તમ તક મળી આવે છે જ્યારે બાળક યુવાવસ્થાએ પહોંચે છે, અને તેને ટેવ પડી ગઇ હોય છે અને વિચારનું દૃષ્ટિબિન્દુ અમુક જ જાતનું નિશ્ચિત થઇ ગએલું હોય છે, ત્યારે ભવિષ્યમા તે દુનિયાનો અનુભવ પ્રથમ ગ્રહણ કરેલા સિદ્ધાંતથી જ સ્વીકારે છે, તે પોતાના અમુક ચશ્માથી જ દુનિયાના રંગ જુવે છે મુખ્ય સિદ્ધાંતમા સાધારણ રીતે ફેરફાર થઇ શકતો નથી, ફક્ત તેમા વિગતનો જ ઉમેરો થાય છે જેમ શરીરનું બંધારણ પણ મોટી ઉમરે નક્કી થઇ ગયેલું હોય છે તેમ બુદ્ધિ પણ અમુક ગરડમા

તેનું કામ કર્યા જાય છે. જે માણસનામાં આત્મનિરીક્ષણ અને ઉત્સાહશક્તિ વિશેષ હોય છે, તેજ તેમના જીવનમાં મોટો ફેરફાર કરી શકે છે. આ કારણને લીધે શાળા અથવા પાઠશાળામાં જે કેળવણી અપાય છે તે વખત મનુષ્યના ભવિષ્ય માટે ઘણો ઉપયોગી છે.

સંસ્કાર એ એક જાતનું બળ છે. તેનું ફળ વહેલું કે મોડું મનુષ્યને મળ્યાં જાય છે. જ્યાં સુધી અમુક જાતનો સંસ્કાર દૃઢ થતો નથી ત્યાં સુધી આચારમાં તે આવી શકતો નથી. કોઇ પણ પદાર્થની છાપ, ક્રિયારૂપ સ્થૂલ સ્વરૂપમાં જણાવવાને માટે જરૂરની બાબત એ છે કે તે છાપ મનની અંતર્ભૂત સ્થિતિમાં ફક્ત રહેવી જોઇએ નહિ. જે સતત વિચાર ઉપર આપણું ધ્યાન આપણે આપી શકીએ છીએ, તે જ આપણા આત્મનિશ્ચયથી આચારમાં ઉતરી શકે છે. આપણા જ્ઞાનરૂપી વર્તુલના મધ્યબિંદુ તરીકેનું પદ જ્યારે સંસ્કારને મળે છે ત્યારે જ તેનો વ્યવહારમાં અમલ થઇ શકે છે. નહિ તો પરિધિના એક બિન્દુ તરીકે શિથિલ સ્થિતિમાં રહે છે. જ્યારે સંસ્કાર જગતમાં આટલી બધી રીતે સર્વોપરિ છે, ત્યારે મહત્ત્વની બાબત એ છે કે બાળકને પ્રથમથી જ સારા સંસ્કાર મળવા જોઇએ. બાળક જન્મે ત્યારથી તે તેના મરણ સુધી તેના મન ઉપર જુદી જુદી જાતના સંસ્કાર પડે છે. એ વાત નિઃસંશય છે, પણ જુદાં જુદાં બળ એક બીજાનો નાશ કરી શકે છે અને મન ઉપર નઠારો તેમ જ સારા સંસ્કાર પડવાનો સંભવ છે; તેથી વધારે વિચારવા જોગ બાબત આ છે કે બાળકને અમુક જ જાતના શુભ સંસ્કાર મળવા જોઇએ. મશહુર ફ્રેન્ચ ફિલસુફ રૂસોનો સિદ્ધાંત એવો છે કે કુદરતી સ્થિતિ સર્વ રીતે અનુકરણ કરવા જોગ છે. આ વિચારે, યુરોપના શિક્ષણશાસ્ત્રમાં તેમ જ જ્ઞાનના બીજા પ્રદેશમાં મહાન ફેરફાર કર્યો છે. રૂસોનું એમિલ આ સિદ્ધાંતનું ખાસ પ્રતિપાદન કરે છે, સોએક વર્ષના અનુભવ તેમ જ જ્ઞાનની જે અનેક ઉપયોગી શોધો થઇ છે તે ઉપરથી સિદ્ધ થયું છે કે, જેટલું કુદરતી તે બધું ઇષ્ટ નથી. કુદરતી સ્થિતિમાં જો કે વધારે સ્વતંત્રતા છે તો પણ તેની સાથે અયોગ્ય સ્વચ્છંદાચારને લીધે હાનિ પણ ઘણી છે. જે વિચાર પ્રથમ આપણને સ્વાભાવિક લાગે છે, તે અનુભવ મળતાં ભૂલ ભરેલો માલમ પડે છે. જે આચાર આપણને પ્રથમ પ્રિય લાગે છે તે વ્યવહારના જ્ઞાનથી હાનિકારક જણાઇ આવે છે. બાળકની ક્રિયા સ્વાભાવિક છે તે ઉપરથી તે સર્વ અંશે તેને લાભકારક છે એમ માની શકાતું નથી. ઘણા લોક બાળકને નિર્દોષ માને છે તેમ તેની સ્થિતિ ઉપરથી જણાતું નથી. તેનામાં પણ મોટા મનુષ્ય જેવા મનોવિકાર બીજરૂપે માલમ પડે છે. ઇર્ષ્યા, સ્વાર્થ, લોભ, ક્રૂરતા વગેરે મનોભાવ બાળકોમાં પણ જોવામાં આવે છે. રૂસોના વિચાર તેના જમાનાની પરિસ્થિતિના પ્રત્યાઘાતરૂપે હતો. દરેક જાતના અતિશય અધિકારની સત્તાથી શું ફળ આવે છે તેના અનુભવથી વ્યક્તિસ્વાતંત્ર્યનો સિદ્ધાંત ઉદ્ભવ્યો છે. ઓગણીસમી સદીના અનુભવ પરથી સ્પષ્ટ માલમ પડે છે કે વ્યક્તિસ્વાતંત્ર્યમાં કેટલું સત્ય છે. આ વિચાર બાળકની કેળવણી પરત્વે પણ લાગુ પડે છે. કુદરતમાં દરેક વસ્તુ સ્વાભાવિક સ્વરૂપમાં ઇચ્છવા જોગ નથી. જ્યારે મનુષ્ય તેમાં તેની બુદ્ધિના પ્રભાવથી યોગ્ય ફેરફાર કરે છે ત્યારે જ તે મનુષ્યને સુખ આપી શકે છે. જેને આપણે સુધારો (Civilization) કહીએ છીએ તે કુદરતના નિયમનું જ્ઞાન અને તેનું મનુષ્યની હાજતો પુરી પાડવાને જે

રૂપાંતર કરવુ પડે છે તે છે. જો રૂસોના સિદ્ધાંત મુજબ કુદરતની સ્વાભાવિક સ્થિતિ કબુલ કરવામાં આવે, તો કુદરતની નુકશાનકારક ગતિના નિયમનથી જે સુખ આપણને મળે છે તે આપણે તજી દેવુ જોઇએ. ખાવું, પીવું, ઓઢવું વગેરે જરૂરીઆત કુદરતી છે. તેને પુરી પાડવી માટે વિશ્વની જુદી જુદી શક્તિની ક્રિયા સ્હામે આપણને બાથ ભીડવાની જરૂર પડે છે. ટુંકામાં કુદરતી બળ મનુષ્યનો વિનાશ કરવા મથે છે. મનુષ્યની આત્મસંરક્ષણની પ્રેરણા તેમ જ બુદ્ધિબળથી તેના ઉપર જય મેળવી પોતાનુ મનુષ્યત્વ ધીમે ધીમે અનુભવે છે. આવી પ્રવૃત્તિ એક સુધારાનું મૂળ છે. જ્યારે જનસમાજની રચના મનુષ્યને તેનું સ્વરૂપ અનુભવવાને માટે યોગ્ય સરળતા અને મદદ પુરી પાડે છે ત્યારે તે સુધારો ઉત્તમ કહેવાય છે. બાહ્ય પ્રકૃતિમાં થતા ફેરફારના પ્રમાણમાં પ્રાણીએ પોતાના વર્તનમાં ફેરફાર કરવો જોઇએ. આવી ક્રિયાને જ જીવન કહે છે અને તે જ તેને સુખ આપે છે. જ્યારે આંતર શક્તિ બાહ્ય ફેરફારને અનુરૂપ પોતાનું વર્તન નિયમિત કરી શકતી નથી ત્યારે તે વ્યક્તિનો કે સંસ્થાનો નાશ થાય છે.

આટલા વિવેચન ઉપરથી એક બાબત એ સિદ્ધ થાય છે કે બાળકની કુદરતી કેળવણી સંપૂર્ણ રીતે બરોબર છે એમ કહી શકાતું નથી. જો કે કુદરતનો હેતુ તેને અજ્ઞાત રીતે જ્ઞાન આપવાનો અને તેના તન અને મનને કસવાનો છે, તો પણ તેમાં સુધારો કરવાની જરૂર છે. જે સંસ્કાર બાળકના હૃદય ઉપર પડે છે તે હંમેશાં સારાં હોતા નથી તેને જે ટેવ પડે છે તે સારી પણ હોય છે ને નઠારી પણ હોય છે. બાગની અંદર છોડને સ્વતંત્ર રીતે ઉગવા દેવાથી ઘણી વખત તેની વૃદ્ધિ અટકે છે. બીજા છોડ તેનું સત્વ ચુસી લે છે. તેમ જ ટાઢ, તાપ અને વરસાદ કેટલીક વખત તેનો નાશ કરે છે. આ સત્ય બાળકની બાબતમાં પણ લાગુ પડે છે. બાળકની સઘળી પ્રેરણાઓ જો કે સ્વાભાવિક છે તો પણ તેમને નિયમિત કરી સારી ટેવના રૂપમાં તેમને બદલવાની જરૂર નથી લાગતી ? ભાંગફોડ કરી વસ્તુ નિહાળવાની જે જીજ્ઞાસા બાળકોમાં છે, તેને જો યોગ્ય રીતે કેળવવામાં ના આવે તો બાળકની તે પ્રેરણાશક્તિનું રૂપાન્તર જુદા જ પ્રકારનુ થાય છે. બાળકના મનની વૃદ્ધિના નિયમ ધ્યાનમાં ન રાખવાથી અત્યાર સુધીમાં શિક્ષણશાસ્ત્રમાં કેટલી ગંભીર ભૂલો થઇ છે. દૃષ્ટાંત તરીકે આપણે જોઇશુ કે બાળકનું શરીર તેમ જ મન દિનપ્રતિદિન્ વૃદ્ધિ પામતું જાય છે. શરીરની વૃદ્ધિ ઉપર મનની શક્તિનો આધાર છે. જ્યાં સુધી બાળકના મનનો અમુક પ્રકારનો વિકાસ થયો હોતો નથી ત્યાં સુધી તેનુ ધ્યાન સ્થિર રહી શકતું નથી. હાલમાં બાળમાનસશાસ્ત્રથી એમ સિદ્ધ થયુ છે કે પાંચ છ વર્ષનું બાળક વધારેમાં વધારે એક વિષયનું જ્ઞાન ફક્ત દસબાર મિનિટ સુધી બરોબર ધ્યાન આપી લઇ શકે છે. આ બાબતનું જ્ઞાન નહિ હોવાથી શિક્ષક હજુ સુધી પણ બાળકને વર્ગમાં ઘણો વખત એક જ જગાએ રોકી રાખે છે, લાંબા પાઠ ચલાવે છે, અને તેમને ઘણો કંટાળો આવે તેવી રીતે શીખવે છે ! જો આવી રીતે કુદરતી યોજના સુધારવાનો અવકાશ ન હોય તો મહાન શિક્ષણશાસ્ત્રી ફ્રોબલની કિન્ડરગાર્ટનની શી જરૂર છે ?

કુદરતી કેળવણીને નિયમિત કરવાની અને તેને શાસ્ત્રીય રીતે આપવાની આ ઉપરથી જરૂર જરૂર લાગે છે. જેમ દરેક બાબતમાં કુદરતની સ્થિતિને સુધારી આપવું તેનો સદુપયોગ કરીએ છીએ, તેમ બાળકેળવણીમાં પણ તે વાત ભૂલી જવા જેવી નથી. શાળા અને પાઠશાળાની કેળવણી આવા પ્રકારની છે. તેમનો હેતુ બાળકને અમુક સિદ્ધાંત મુજબ કેળવણી આપવાનો છે. આવી રીતની સ્થાપિત કેળવણી પણ હંમેશાં ઉત્તમ હોતી નથી, કારણ કે મનની વૃદ્ધિના નિયમ શોધી કાઢવા એ વિષયના સર્વ પ્રકારના સંશોધન કરતાં વધારે મુશ્કેલ છે. કુદરતમાં સર્વ પ્રાણી કરતાં મનુષ્ય ઉત્તમ પ્રાણી છે અને મનુષ્યમાં તેનું મન એ ઘણી ઉપયોગી વસ્તુ છે. પણ મન ઘણી ગુંચવણ ભરેલી વસ્તુ છે ને તેની પ્રકૃતિ ઘણી ચંચળ છે; તેથી માનસશાસ્ત્રે હજુ સુધી જોઇતો વધારો મનુષ્યના જ્ઞાનના ભંડોળમાં કર્યો નથી. જો મનુષ્યમનની વૃદ્ધિના નિયમ માલૂમ પડે તો પણ તેનો વ્યવહારમાં યોગ્ય રીતે અમલ કરવો એ ઘણી મુશ્કેલ બાબત છે. ફ્રૉબલનો મુખ્ય સિદ્ધાંત—બાળમનની સ્વતઃપ્રવૃત્તિ (self-activity) નો છે તેનો આધાર હજુ કેટલો બધો ઓછો માલૂમ પડે છે! સારી કેળવણી માટે તેથી પ્રથમ શિક્ષણશાસ્ત્રના સિદ્ધાંત જાણવાની ઘણી જરૂર છે. તે સિદ્ધાંત જુદા જુદા પ્રસંગે કેવી રીતે કેળવણીના સાધન તરીકે આવી શકે, તેની યુક્તિ યોજવી તે બીજો વિચાર છે. કેળવણીનો ખરો અર્થ જાણવા માટે 'કેળવણી એટલે શું' તે બાબત શિક્ષકે સ્પષ્ટ રીતે જાણવી જોઇએ. જો 'શું કરવું' તેનું બરાબર જ્ઞાન હોતું નથી, તો 'કેવી રીતે તે વસ્તુ કરવી જોઇએ,' તે પણ જાણી શકાતું નથી. 'કેળવણી' એ શબ્દનો અર્થ કસવું એ થાય છે. જેમ ધઉંની કણેક કેળવવાથી તેનું સત્ત્વ પ્રગટ થાય છે અને તેમાંથી જોઇતો ખોરાક બનાવી શકાય છે, તેમ બાળકને કેળવવાથી તેની શક્તિ મજબૂત બને છે, અને તેથી તેનો સારો ઉપયોગ થઈ શકે છે. 'કેળવણી' શબ્દથી એક વાત જે દરેક મનુષ્યે કબુલ કરવી જોઇએ, તે એ છે કે માણસનામાં શરીર, મન અને હૃદયની જુદી જુદી શક્તિ ગુપ્ત રીતે મૂળથી જ હોય છે. જો આ સત્યનો સ્વીકાર કરવામાં આવે નહિ તો કેળવણીનો ખરો અર્થ ગુમ થઈ જાય છે. જ્યાં સુધી બાળકનામાં અંતર્ગત-શક્તિ છે અને તેને ખિલવવાને માટે યોગ્ય સાધનની જરૂર છે એવું બરોબર લક્ષમાં રહેતું નથી ત્યાં સુધી ખરી કેળવણીને બદલે ભણતર, ગોખણ, જ્ઞાન વગેરેનો લાભ થાય છે; પણ આંતર શક્તિ સશક્ત થવી જોઇએ એ બાબત લક્ષમાં રહેતી નથી, અને તેથી તેના ઉપર અયોગ્ય દબાણ થવાથી તે નિસ્તેજ થઈ જાય છે. આ કારણને લીધે શાળાનો મુખ્ય સિદ્ધાંત એ હોવો જોઇએ કે—બાળકનામાં સ્વાભાવિક રીતે જન્મથી શક્તિ હોય છે. પછી તે છે તે કેવા પ્રકારની છે તે એક જુદો જ પ્રશ્ન છે. જો પૌષ્ટિક ખોરાક ના હોય તો પછી તેની કણીકને ગમે તેટલી કેળવવામાં આવે તો પણ ખોરાકથી આરોગ્ય અને આનંદ વધતાં નથી.

બાળકની કેળવણીમાં તેથી પ્રથમ વિચાર તેની શક્તિનો છે. જો તેનામાં પ્રકારની શક્તિ કુદરતે બક્ષેલી છે એવું માનવામાં આવે તો જ કેળવણીનો યથાર્થ સિદ્ધ થવાનો સંભવ છે. કુદરતના દરેક પદાર્થ, પ્રાણી, અને બનાવનું અવલોકન

રૂપાંતર કરવુ પડે છે ત છે. જો રૂસોના સિદ્ધાંત મુજબ કુદરતની સ્વાભાવિક સ્થિતિ કબુલ કરવામાં આવે, તો કુદરતની નુકશાનકારક ગતિના નિયમનથી જે સુખ આપણને મળે છે તે આપણે તજી દેવું જોઇએ. ખાવું, પીવું, ઓઢવું વગેરે જરૂરીઆત કુદરતી છે. તેને પુરી પાડવી માટે વિશ્વની જુદી જુદી શક્તિની ક્રિયા સ્હામે આપણને બાથ ભીડવાની જરૂર પડે છે. ટુંકામાં કુદરતી બળ મનુષ્યનો વિનાશ કરવા મથે છે. મનુષ્યની આત્મસંરક્ષણની પ્રેરણા તેમ જ બુદ્ધિબળથી તેના ઉપર જય મેળવી પોતાનું મનુષ્યત્વ ધીમે ધીમે અનુભવે છે. આવી પ્રવૃત્તિ એક સુધારાનું મૂળ છે. જ્યારે જનસમાજની રચના મનુષ્યને તેનું સ્વરૂપ અનુભવવાને માટે યોગ્ય સરળતા અને મદદ પુરી પાડે છે ત્યારે તે સુધારો ઉત્તમ કહેવાય છે. બાહ્ય પ્રકૃતિમાં થતા ફેરફારના પ્રમાણમાં પ્રાણીએ પોતાના વર્તનમાં ફેરફાર કરવો જોઇએ. આવી ક્રિયાને જ જીવન કહે છે અને તે જ તેને સુખ આપે છે. જ્યારે આંતર શક્તિ બાહ્ય ફેરફારને અનુરૂપ પોતાનું વર્તન નિયમિત કરી શકતી નથી ત્યારે તે વ્યક્તિનો કે સંસ્થાનો નાશ થાય છે.

આટલા વિવેચન ઉપરથી એક બાબત એ સિદ્ધ થાય છે કે બાળકની કુદરતી કેળવણી સંપૂર્ણ રીતે બરોબર છે એમ કહી શકાતું નથી. જો કે કુદરતનો હેતુ તેને અજ્ઞાત રીતે . આપવાનો અને તેના તન અને મનને કસવાનો છે; તો પણ તેમાં સુધારો કરવાની -. છે. જે સંસ્કાર બાળકના હૃદય ઉપર પડે છે તે હંમેશાં સારાં હોતા નથી. તેને જે ર પડે છે તે સારી પણ હોય છે ને નઠારી પણ હોય છે. બાગની અંદર છોડને સ્વતંત્ર ને ઉગવા દેવાથી ઘણી વખત તેની વૃદ્ધિ અટકે છે. બીજા છોડ તેનું સત્વ ચૂસી લે છે. તેમ જ ટાઢ, તાપ અને વરસાદ કેટલીક વખત તેનો નાશ કરે છે. આ સત્ય બાળકની બાબતમાં પણ લાગુ પડે છે. બાળકની સઘળી પ્રેરણાઓ જો કે સ્વાભાવિક છે તો પણ તેમને નિયમિત કરી સારી ટેવના રૂપમાં તેમને બદલવાની જરૂર નથી લાગતી ? ભાંગફોડ કરી વસ્તુ નિહાળવાની જે જીજ્ઞાસા બાળકોમાં છે, તેને જો યોગ્ય રીતે કેળવવામાં ના આવે તો બાળકની તે પ્રેરણાશક્તિનુ રૂપાન્તર જુદા જ પ્રકારનું થાય છે. બાળકના મનની વૃદ્ધિના નિયમ ધ્યાનમાં ન રાખવાથી અત્યાર સુધીમાં શિક્ષણશાસ્ત્રમાં કેટલી ગંભીર ભૂલો થય છે. દૃષ્ટાંત તરીકે આપણે જોઇશુ કે બાળકનું શરીર તેમ જ મન દિનપ્રતિદિન્ વૃદ્ધિ પામતું જાય છે. શરીરની વૃદ્ધિ ઉપર મનની શક્તિનો આધાર છે. જ્યાં સુધી બાળકના મનનો અમુક પ્રકારનો વિકાસ થયો હોતો નથી ત્યાં સુધી તેનુ ધ્યાન સ્થિર રહી શકતું નથી. હાલમાં બાળમાનસશાસ્ત્રથી એમ સિદ્ધ થયું છે કે પાંચ ૭ વર્ષનું બાળક વધારેમાં વધારે એક વિષયનું જ્ઞાન ફક્ત દસબાર મિનિટ સુધી બરોબર ધ્યાન આપી લઇ શકે છે. આ બાબતનું જ્ઞાન નહિ હોવાથી શિક્ષક હજુ સુધી પણ બાળકને વર્ગમાં ઘણો વખત એક જ જગાએ રોકી રાખે છે, લાંબા પાઠ ચલાવે છે, અને તેમને ઘણો કંટાળો આવે તેવી રીતે શીખવે છે! જો આવી રીતે કુદરતી યોજના સુધારવાનો અવકાશ ન હોય તો મહાન શિક્ષણશાસ્ત્રી ફ્રોબલની કિન્ડરગાર્ટનની શી જરૂર છે?

સહજ માલમ પડે છે, કે કુદરતી ક્રિયાનો હેતુ આત્મશક્તિનો આવિર્ભાવ કરવાનો છે જેટલા પ્રમાણમા કોઈ વસ્તુને તેનુ સત્વ પ્રગટ કરવાનો અવકાશ મળે છે, તેટલા પ્રમાણમા તેની ઉન્નતિ થાય છે પદાર્થ અથવા પ્રાણીની શક્તિનો વિકાસ તે તેનુ વ્યક્તિત્વ છે સુખ અને આનંદનું કારણ તે વસ્તુની વ્યક્તિત્વની ખિલવણી છે જ્યા સુધી આવો વિચાર શિક્ષકના મનમા રમી રહેતો નથી ત્યા સુધી કેળવણીનો ખરો અર્થ સમજી શકાતો નથી જો વિચારમા જ નિર્બળતા અને અપૂર્ણતા માલમ પડે તો આચારમા શુ સારૂ ફળ આવી શકે ? શિક્ષણપદ્ધતિ હમેશા કુદરતી ક્રિયાને અનુસરી હોવી જોઇએ, પણ કુદરતના અવલોકન ઉપરથી તો એ ધ્વનિત થાય છે, કે દરેક વસ્તુમા અમુક પ્રકારની શક્તિ હોય છે, અને તેના વિકાસમા જ તેનુ શ્રેય છે બાળકમા આવા પ્રકારની શક્તિ સ્વાભાવિક છે, તે સ્વીકાર્યા પછી તેને કેળવવાને માટે શિક્ષક શુ કરવુ જોઇએ તેનો વિચાર પ્રાપ્ત થાય છે.

જેમ શરીરના સ્નાયુ કસવાને માટે મગદળ, ડમ્બેલ વગેરે સાધન જરૂરના છે તેમ મનની શક્તિ ખિલવવાને માટે જુદી જુદી જાતના જ્ઞાનની જરૂર છે શરીરની કસરત અને ડમ્બેલને ગાઢ સબધ નથી પણ જ્ઞાન અને કેળવણીનો સંબધ વધારે નિકટનો તેમ જ ઉપયોગી છે તેથી શરીરના કસરતની સરખામણી મન જેવી ચેતન વસ્તુને પૂર્ણ રીતે લાગુ પડતુ નથી જેવો વિચાર અને શબ્દનો સંબધ છે, તેવો જ સંબધ કેળવણી અને જ્ઞાનનો કહી શકાય જ્ઞાન અને કેળવણી શબ્દ સાધારણ રીતે એક અર્થમા ગણાય છે, તેમ જ કેળવણીને જ્ઞાન સાથે નહિ જેવો સબધ છે, એવુ કેટલાક ચિતકો માને છે બન્ને પક્ષમા કેટલુ સત્ય છે તે આપણે જોવુ જોઇએ

કેળવણી અને જ્ઞાનનો સબધ બરાબર રીતે સમજવાને કોઈ એક વસ્તુનુ જ્ઞાન આપણને કવી રીતે થાય છે, તે જાણવાથી તે બાબત સારી રીતે સ્પષ્ટ થશે જગતના જુદા જુદા પદાર્થ અને બનાવના સ્ફુરણ પ્રથમ જ્ઞાનેંદ્રિયદ્વારા આપણા મગજ ઉપર અસર કરે છે ત્યાર પછી મન જાગૃત થવાથી તે તેને ગ્રહણ કરવા પ્રયત્ન કરે છે પદાર્થના જેટલા સ્ફુરણ ગ્રહણ કરીને એકત્ર કરવામા આવે છે, તેટલુ તે પદાર્થનુ જ્ઞાન આપણને મળે છે. જો મન તેના ઉપર કઇ ક્રિયા કરતુ નથી તો તે પદાર્થનુ જ્ઞાન આપણને થતુ નથી મનની આવી ક્રિયાને લીધે જ પદાર્થના સ્ફુરણ સામે તે પ્રતિક્રિયા કરે છે તેમને ગ્રહણ કરે છે અને છેવટે તે જ્ઞાનને પ્રથમ જ્ઞાનના સમૂહ સાથે વ્યવસ્થિત કરે છે §

જ્યારે માનસિક ક્રિયા આવી રીતે અનુભવવામા આવે છે ત્યારે જ કોઇ પણ વસ્તુનુ જ્ઞાન આપણને થઇ શકે છે, તેથી મનની ક્રિયા અને પદાર્થના સ્ફુરણ એ બે તત્ત્વ જ્ઞાન મેળવવામા જરૂરના છે પદાર્થની અસર સિવાય મન એકલું શૂન્યવત્ રહે છે. તેમ જ મનની ક્રિયા સિવાય પદાર્થના સ્ફુરણ અન્ધ અને પૃથક પૃથક રહે છે આ કારણને લીધે મન અને પદાર્થ એમ જ્ઞાનના બને અંશની ખાસ જરૂર છે જ્યારે મનને આવી રીતે જ્ઞાન મેળવ ▸

§ " Gives a local habitation and a name

વવામાં ક્રિયા કરવી પડે છે ત્યારે તે કસાય છે. મનની આવી કસરતથી તે મજબુત થાય છે, અને તેવું જ કામ ફરીથી ઝડપથી કરવાની મનને ટેવ પડે છે. મનની આવી ખાસીયતને કેળવણી કહી શકાય; કારણ કે તેની શક્તિ આવી રીતે કમાવાથી મજબુત * થાય છે, ત્યારે જ્ઞાન મેળવવાની આવી રીત ઉપરથી એ માલમ પડે છે કે મનની કેળવણી એ મનની શક્તિની કસરત છે. મનની જુદી જુદી શક્તિઓને નિશ્ચિત કર્તવ્ય કરવાનાં હોય છે તેમને અનુકૂળ પદાર્થના જ્ઞાનથી તે સશક્ત થાય છે. અને તેમનો હેતુ તેવી રીતે સિદ્ધ થાય છે, તેથી કુદરતે જે પ્રેરણા અને બુદ્ધિ મનુષ્યને આપેલી હોય છે. તે સંતુષ્ટ થવાથી સુખ પ્રાપ્ત થાય છે. ટુંકામાં કોઇ પણ શક્તિની કેળવણીનો અર્થ અનુકૂળ કસરતથી તેને મજબુત કરવી તે થાય છે.

જો કેળવણીનો અર્થ શક્તિની કસરત એ પ્રમાણે કબુલ કરવામાં આવે, તો જ્ઞાન અને કેળવણીનો કેવી રીતનો સંબંધ છે. તે બાબત પણ સ્પષ્ટ થવી જોઇએ. જ્ઞાનનો અર્થ કોઇ પણ વસ્તુના ગુણ કે સંબંધ બુદ્ધિએ ગ્રહણ કરવા તે છે, અને તેથી જ્ઞાન એ બુદ્ધિશક્તિના વિકાસનું સાધન છે. બુદ્ધિનું કામ વિચાર કરવાનું અને અનુમાન તારવવાનું છે. તેનું આ કર્તવ્ય ફળીભૂત કરવાને માટે કોઇ પણ વસ્તુનુ જ્ઞાન સાધન તરીકે વાપરી શકાય. તેથી બુદ્ધિના વિકાસમાં કોઇ અમુક વસ્તુનું જ્ઞાન બહુ જરૂરનું નથી એમ માનવામાં આવે છે. જ્ઞાન સિવાય બુદ્ધિનો વિકાસ થવો અસંભવિત છે એ વાત ખરી છે, તો પણ બુદ્ધિની કેળવણી એ મુખ્ય બાબત છે. ગમે તે પદાર્થના જ્ઞાનથી બુદ્ધિને કસરત મળી શકે છે. બુદ્ધિ પોતે પોતાનાં સાધન શોધી શકે છે, ઉપજાવી શકે છે: તેથી એ ફલિત થાય છે કે શક્તિની કેળવણી એ ઘણી જરૂરની બાબત છે, અને જ્ઞાન એ ગૌણ વસ્તુ છે ઘણા માણસને જુદી જુદી બાબતનું ઘણું જ્ઞાન થાય છે. પણ બુદ્ધિની કેળવણીના અભાવે તેનો તેમનાથી ઉપયોગ થઇ શકતો નથી. તેમજ ઘણું અવ્યવસ્થિત જ્ઞાન તેમના મન ઉપર લોભરૂપ પડી રહેલું હોય છે. જો આપણી બુદ્ધિ કેળવાએલી હોય તો થોડા જ્ઞાનથી પણ ઉપયોગી અનુમાન ઉપજાવી શકીએ છીએ, તેથી શક્તિ અને તેનાં સાધન વિષે જે તફાવત રહેવો જોઇએ તે કેળવણી અને જ્ઞાન વિષે માલમ પડે છે. કેળવાયલો માણસ થોડી હકીકત ઉપરથી વસ્તુનાં કારણ અથવા તેના નિયમ શોધી શકે છે; પણ જે માણસ ફક્ત જ્ઞાન મેળવવા તરફ જ લક્ષ આપે છે તે વધારે વાંચન અને હકીકતથી સંતોષ માને છે.

કેટલાક શિક્ષણશાસ્ત્રી તેથી 'કેળવણી' ઉપર ખાસ ભાર મૂકે છે, અને હકીકત અથવા જ્ઞાનને બહુ ગૌણ ગણે છે. કોઇ પણ બાબતનુ જ્ઞાન થવાથી આપણા મન ઉપર બે પ્રકારની અસર થાય છે. એક તો મનને કસરત મળે છે; અને તે સંબંધમાં બીજી બાબત એ છે કે તે પદાર્થના ગુણનું જ્ઞાન આપણને થાય છે. સંસ્કાર અને ઉપયોગ એ બે બાબત હમેશાં દરેક વસ્તુના જ્ઞાનથી આપણને મળે છે. જો કે સંસ્કાર અથવા શક્તિની કેળવણી એ ઘણી

* "Nature develops all the powers of humanity by exercising them they increase with use." ( Pestalozzi ).

જરૂરની બાબત છે, તો પણ તેની સાથે કુદરતી પદાર્થનો ઉપયોગ જાણવાની પણ અગત્યતા છે. મનને કસરત આપવાનો શુ હેતુ છે? તેને યોગ્ય પદાર્થના જ્ઞાનથી મજબુત કરવાનો આશય એટલો જ છે કે તેની સ્વાભાવિક શક્તિનો વિકાસ થવાથી તે તેનું કર્તવ્ય બરાબર રીતે કરી શકે; પણ તેને કર્તવ્ય તો બાહ્ય જગતના પદાર્થ અથવા મનુષ્યસમાગમમાં કરવાનું છે; તો કુદરતના નિયમ જાણવાની ખાસ જરૂર રહેતી નથી? કેળવણીનો હેતુ મનુષ્યને મનુષ્યત્વ અનુભવવાનો છે; અને તે વ્યવહારમાં ખરી રીતે સિદ્ધ થાય છે. જે વસ્તુનું જ્ઞાન આપણને થાય છે તેના સંસ્કાર શરીરની ઇંદ્રિયદ્વારા બહાર પ્રગટ થવાને માટે યત્ન કરે છે.† તે વસ્તુની છાપ આછી પડે છે. તો તે શરીરની અંદર અમુક અવયવ ઉપર જ અસર કરે છે. જો સંસ્કાર દૃઢ અને તીવ્ર હોય છે, તો તે ક્રિયાનું સ્વરૂપ ધારણ કરે છે.§ આવી રીતના આપણા માનસિક બંધારણ ઉપરથી એ ફલિત થાય છે કે શક્તિની કેળવણી ફક્ત તેને મજબુત બનાવવા માટે નથી. તે શક્તિનો જે હેતુ કુદરતે નિર્માણ કરેલો હોય તે બર લાવવાને માટે તેનો યોગ્ય વિકાસ જરૂરનો છે; પણ શક્તિની ખિલવટ સાથે કુદરતી નિયમના જ્ઞાનની ઘણી જરૂર છે. મન સારૂ કેળવાએલુ હોય પણ નિયમનું અજ્ઞાન અથવા હકીકતનો અભાવ હોય તે પોતાનું કામ સારી રીતે કરી શકતી નથી. તેથી મનની કેળવણી સાથે જ્ઞાનના ઉપયોગનોઈ હેતુ પણ ધ્યાનમાં રાખવાનો છે. દા. તરીકે વિચારશક્તિ કેળવવાને માટે જે જ્ઞાન આપણને વ્યવહારમાં વધારે ઉપયોગી થઈ પડે તેવા શાસ્ત્રની મદદથી શા માટે વિચારશક્તિ ન કેળવવી જોઇએ? ખગોળ કે ભૂસ્તરશાસ્ત્ર કરતાં જો રસાયનવિદ્યા વ્યવહારમાં વધારે ઉપયોગી હોય તો તેનાથી પણ વિચારશક્તિ કેળવી શકાય છે; અને તેની સાથે તેના જ્ઞાનથી સુખ પણ ઉપજી શકે છે. 'કેળવણી' નો મૂળ હેતુ આવી રીતે ગમે તે ઉપયોગી શાસ્ત્રથી સિદ્ધ થઈ શકે છે.

કેળવણી અને જ્ઞાનનો સંબંધ આવી રીતે જોડતાં એક બાબત ધ્યાનમાં રાખવાની છે. જે જ્ઞાન આપણને વધારે ઉપયોગી લાગે છે તે સાધારણ રીતે આપણા મનને યોગ્ય રીતે કેળવી શકાતું નથી.

પાકશાસ્ત્ર અથવા સુથારનું કામ શીખવાથી આપણું મન જેવી રીતે ખીલે છે તેના કરતાં તર્કશાસ્ત્ર કે ભાષાજ્ઞાનથી વધારે સારી રીતે તે કેળવાય છે. પણ ભાષાજ્ઞાનમાં જો માતૃભાષાથી જ, સંસ્કૃત કે ફારસી ભાષાના અભ્યાસ જેવી કસરત મનને મળે તો માતૃભાષાની કેળવણી શા માટે સ્વીકારવી જોઇએ નહિ? કોઈ કહેશે કે જેમ શરીરના અમુક

† "We might say that every possible feeling produces a movement and that the movement is a movement of the entire organism and of each and all its parts" (William James)

§ "Education in short cannot be better described than by calling it the organisation of acquired habits of conduct and tendencies to behaviour" (Ibid)

અવયવ કસવાથી તે જ ભાગ મજબુત થાય છે, તેમ ગણિતશાસ્ત્ર, ભાષાશાસ્ત્ર કે વિજ્ઞાનના અમુક વિષય કે તેની શાખાના અભ્યાસથી આપણું મગજ અમુક રીતેજ કેળવાય છે. જ્યારે અજ્ઞાત વિષય વિષે વિચાર કરવામાં આવે છે. ત્યારે ત્યાં આપણું મન નિષ્ફળ નિવડે છે. ગણિતશાસ્ત્રનો જે માણસે અભ્યાસ કર્યો હોય છે. તેની તર્કશક્તિ જેવી કેળવાએલી હોય છે તેવી શક્તિ સાહિત્યપ્રેમી જનમાં જોવામાં આવતી નથી. જેવી રસવૃત્તિ સાહિત્યશોખી-જનમાં માલમ પડે છે તેવી વૃતિ વિજ્ઞાનવેત્તામાં હોતી નથી; આ દલીલમાં ઘણું સત્ય છે. તો પણ શરીર તથા મન એક સૂક્ષ્મ ઘટનાવાળાં હોવાથી અમુક અવયવ કસવાથી તેની અસર શરીરના બીજા ભાગમાં થોડી ઘણી થાય છે. તેમ જ મગજના અમુક તંતુસ્થાન ( nervous centres ) અમુક વિષયથી મજબુત થવાથી, મગજના બીજા ભાગ ઉપર તેની અસર થયા વગર રહેતી નથી. દરેક મનુષ્યમાં અમુક પ્રકારનો વિચારનો સમૂહ ( Apperception mass ) હોય છે, અને તે જ દૃષ્ટિથી બીજી બધી બાબતનું અવલોકન થાય છે, તેથી કેળવણી આપવામાં જે વિષયથી મનની શક્તિ યોગ્ય રીતે કેળવાય તેવા વિષય સ્વીકારવા સાથે તે વિષય કેટલો ઉપયોગી છે તે પણ જોવાય તો વધારે સારૂં, કારણ કે જ્ઞાનનો હેતુ આચાર છે. અને આચારની સફળતા એ વિશ્વનિયમના જ્ઞાન ઉપર આધાર રાખે છે.

કેળવણીની સાથે જ્ઞાનનો આવો સંબંધ હોવો જોઇએ. એ બાબતનું અવલોકન કર્યા પછી હવે જ્ઞાનને કેટલાક શિક્ષક કેળવણી તરીકે જ ગણે છે, તે વિષે વિચાર કરીએ. કોઈ પણ વસ્તુનું જ્ઞાન આપણને કેવી રીતે થાય છે. તે બાબતનો આગળ વિચાર કર્યો છે, તે ઉપરથી એ નક્કી થયુ છે કે કંઈ પણ માનસિક ક્રિયા સિવાય આપણને જ્ઞાન પ્રાપ્ત થતું નથી. જ્યારે ગ્રહણ કરેલાં સ્ફુરણ ઉપર મન પ્રતિક્રિયા કરે છે, અને તેને યોગ્ય સ્થાન મનમાં આપવામાં આવે છે, ત્યારે તે જ્ઞાન તરીકે ગણાય છે.

બાળક જ્યારે સ્વાભાવિક રીતે તેની આસપાસના પદાર્થ અને બનાવનુ જ્ઞાન મેળવે છે, ત્યારે માનસિક ક્રિયા કુદરતી રીતે થાય છે. પણ પુસ્તક અથવા ભાષણદ્વારા જ્યારે નિશાળમાં બાળકની કેળવણી શરૂ થાય છે ત્યારે આવા પ્રકારની મનની સ્વતંત્ર ક્રિયા ( Self-activity )ની જરૂર જોઇએ તેટલા પ્રમાણમાં ઇષ્ટ ગણાતી નથી. આ કારણને લીધે પદાર્થજ્ઞાનને બદલે શબ્દજ્ઞાનનો જથ્થો વધતો જાય છે. જુદી જુદી વસ્તુની હકીકત બાળક ગ્રહણ કરે છે, તે ઉપરથી એમ સમજવામાં આવે છે કે બાળકની શક્તિ કેળવાય છે પણ આ વિચાર ભૂલ ભરેલો છે; કારણ કે તેથી જ્ઞાનનો ક્રમ ઉંધો વળે છે. કોઇ પણ વસ્તુના જ્ઞાન માટે બાળકે પ્રથમ તેના ગુણનું અવલોકન કરવું જોઇએ. અને તે સંબંધી તર્ક કર્યા પછી તેનો ઉપયોગ વ્યવહારમાં થવો જોઇએ. આ રીતનુ જ્ઞાન ખરી કેળવણી છે. ગ્રહણશક્તિના ઉપયોગ ઉપરાંત વિચાર અને ક્રિયાશક્તિની કસરત પણ આ જ્ઞાનના ક્રમમાં સમાએલી છે. જ્યાં સુધી કોઇ પણ વસ્તુના જ્ઞાનમાં ગ્રહણ, વિચાર, અને ક્રિયાશક્તિનો ઉપયોગ થતો નથી ત્યાં સુધી તે જ્ઞાન અપૂર્ણ છે અને બુદ્ધિનો વિકાસ પણ બરાબર થયો હોતો નથી. એમ આપણે સમજવું જોઇએ. જ્યારે ફક્ત હકીકત ને કેળવણી,

અથવા જ્ઞાનને શક્તિરૂપ ગણવામાં આવે છે; ત્યારે તો ગ્રહણશક્તિનો ઉપયોગ જ ધ્યાનમાં રાખવામાં આવે છે. આવી રીતના અપૂર્ણ અને અશાસ્ત્રીય શિક્ષણથી ગોખણપટ્ટીને ઉત્તેજન મળે છે. શિક્ષક વિષયનું વિવેચન કરી જાય છે, અને શિષ્ય તે બાબત ગ્રહણ કર્યા જાય છે. પરીક્ષાના દિવસે કડકડાટ જવાબ આપી જાય તે ઉપરથી શિક્ષકની ઉત્તમતા નક્કી થાય છે; પણ તે જ્ઞાન કેવી રીતે મેળવ્યું છે તે બાબત ઘણી અગત્યની છે. જુદી જુદી હકીકત ફક્ત સંગ્રહ કરેલી છે અને પરીક્ષાના લક્ષથી યાદ રાખવામાં આવી છે, કે તેને જાતે અવલોકન અને વિચાર કરી યાદ રાખવામાં આવી છે, એ બાબત શિક્ષણની કિંમત કરતી વખતે ઘણી ઉપયોગી છે. વસ્તુનું અવલોકન તેના ગુણ વિષેનો વિચાર, અને પછી તેની યાદદાસ્ત એ જ્ઞાનનો ખરો ક્રમ છે; પણ તેને બદલે પદાર્થની હકીકત જેમ બને તેમ વધારે યાદ રાખવી એવો શિક્ષણનો હેતુ હોવો જોઇએ નહિ. આવી રીતનું જ્ઞાન કેળવણી નથી એ ઉપરની ચર્ચાથી નિઃસંશય કહી શકાય; પણ આવા શિક્ષણમાં વધારેમાં વધારે જો કંઇ માનસિક ક્રિયા થતી હોય તો તે સ્મરણશક્તિ છે. સ્મરણશક્તિ કેળવવાનો મુખ્ય નિયમ એ છે કે જુદી જુદી હકીકતને કાર્યકારણના ભાવ સાથે જોડવી જોઇએ. અવ્યવસ્થિત હકીકત થોડો વખત જ યાદ રહી શકે છે, અને તેની અસર મગજમાં લાંબો વખત ટકી શકતી નથી. જો તેવી બાબતો યાદ રાખવા ગમે તેમ પ્રયત્ન કરવામાં આવે તો યાદશક્તિ તેમજ બીજી શક્તિને નુકશાન પહોંચે છે. જે હકીકત વિચાર પૂર્વક મનમાં ગોઠવવામાં આવી હોય છે, તે જ તર્કસિદ્ધ પગથિઆ પ્રમાણે એક યાદ આવી જાય છે, આવી રીતે મગજને યાદ રાખવાનો વિશેષ શ્રમ પડતો નથી જ્યાં સુધી કોઇ પણ બાબતનાં કારણ શિષ્ય જાણતો નથી, ત્યાં સુધી તે બાબત તે પુરી રીતે સમજતો નથી. વસ્તુ તથા બનાવનાં કારણ જાણવાં એ વિચારશક્તિનું કર્તવ્ય છે. જો કોઇ પણ વિષયનાં કારણ જાણવામાં આવે તો તેની હકીકત ઉપરથી ભવિષ્યમાં શું અનુમાન કરવું તે પણ માલમ પડે છે અને ખરૂં અનુમાન માલમ પડવાથી આચાર સફળ થાય છે. આવી રીતે આપણું જ્ઞાન ક્રિયાસ્વરૂપ ધારણ કરી શકે છે, નહિ તો આપણે તેને ભૂલી જઇએ છીએ કે થોડો વખત તે અપચેલા ખોરાકની માફક મગજમાં પડી રહે છે. પણ તેથી બુદ્ધિની સૂક્ષ્મતા, તેમ જ આપનારની સરળતા વધતી નથી. જ્યારે ફક્ત જ્ઞાનને કેળવણી રૂપ ગણવામાં આવે છે ત્યારે યાદદાસ્ત એ મુખ્ય શક્તિ છે એમ શિક્ષકના ધ્યાનમાં હોય છે. યાદદાસ્તનું સ્થાન શું છે અને તે કેવી રીતે કેળવવી એ આપણે હમણાં જોયું છે. કેળવણી અને જ્ઞાનનો કેવા પ્રકારનો સંબંધ છે. તેનું પણ કંઇક વિવેચન કર્યું છે.

મુળજીભાઈ હીરાલાલ, ચોકસી.

# ગુજરાતી હીંદુઓનો આત્મઘાત.

( અનુસન્ધાન પૃષ્ઠ ૧૮૭ થી. )

હવે વૈષ્ણવ સંપ્રદાયની જનસમાજ પર શી અસર થાય છે તે તપાસીએ. રામાનુજ વીગેરે સંપ્રદાયના લોકો ગુજરાતમાં ક્વચિત જોવામાં આવે છે પણ અહીં તો જ્યાં જોઇએ ત્યાં શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ સ્થાપેલા પુષ્ટિમાર્ગના લોકો માલુમ પડે છે. વિજયનગરના પંડિત રાજા કૃષ્ણદેવના દરબારમાં જ્યારે પંડિતોની સભા વચ્ચે શુદ્ધ-પ્રેમ-ભક્તિ કોને કહે છે એ બરાબર સમજાવ્યું અને સાત્વિક રાજસ ને તામસ ગુણ રહિત એટલે નિર્ગુણ ભક્તિથી જ માણસ જાતનું શ્રેય થાય છે એમ બતલાવી આપ્યુ તે વખતે ત્યાં એકઠા થયેલા પંડિત લોકો ચકિત થઈ ગયા ને તેમને આચાર્યપદ આપ્યુ. જેમ હિમાલયમાંથી નીકળેલી પવિત્ર ગંગા અનેક ડુંગરો ને કોતરો ભેદી વગર અટકે સમુદ્ર તરફ પ્રયાણ કરી તેમાં ભળી જાય છે, તેમ જો આ દુર્ઘટ સંસાર રૂપી કોતરો ને ડુંગરો ભેદી આપણી મનરૂપી પવિત્ર ગંગા દયાસિંધુ ઇશ્વર જેમને એ શ્રીકૃષ્ણ ઉપનામે ભજે છે તેમના તરફ વળે અને નિરંકુશ પ્રયાણ કરે ત્યારે આપણે આ દુનીઆમાંથી તરી જઈ મોક્ષ પામીએ એમ તેમને સમજાવ્યું. જે શુદ્ધ પ્રેમથી સુમાતા પોતાના પુત્રને ચહાય છે—પછી પુત્ર ગમે તેવો હો, ને જે શુદ્ધ પ્રેમથી સુપત્ની પોતાના પતિને ચહાય છે—પછી પતિ ગમે તેવો હો તે બે પ્રકારના મિશ્ર પ્રેમથી પણ તેથી અધિક સ્વાર્થરહિત ગાઢ ને નિર્મળ પ્રેમથી શ્રીકૃષ્ણ પરમાત્માને ચહાવા, તેમના નામનું રટણ કરવું, તેમના ગુણોનું ગાન કરવું, ને જ્યાં જોઇએ ત્યાં તે જ રાધેશ્યામ, સદા મંગળકારી, મોહપ્રચાર મૂર્તિ છે એવો ભાવ આણીને ફરવું ને મગ્ન રહેવું એ તેમણે ચલાવેલા માર્ગનો ટુંકમાં સાર છે. પ્રાણી માત્રમાં શ્રીકૃષ્ણ બિરાજેલા છે તેથી તેમને એ આપણા પ્રભુના પવિત્ર મંદિર ગણી તેમના તરફ દરેક શુદ્ધ વૈષ્ણવે માયા ને મમતા દેખાડવાની છે. આવો માર્ગ કેમ સર્વમાન્ય ન થઈ પડે ? પ્રાણી માત્ર તરફ તે એવો પ્રેમ દર્શાવતા કે હિંદુ મુસલમાન સઘળા તેમના તરફ આકર્ષાતા ને તેમનો સદ્ ઉપદેશ સાંભળતા. ધીરજ, સંતોષ, ક્ષમા વગેરેથી તે ભરપૂર હતા. સર્વને સુમાર્ગે દોરવવા પગે ફરી ઠેર ઠેર તેમને ઉપદેશ કર્યો. તેમના પ્રયાસથી ગામે ગામ ને ઠામે ઠામ તે સઠામ મનોહર મૂર્તિ શ્રીકૃષ્ણ પરમાત્માનાં ગુણગાન થવા માંડયાં અને રાધેકૃષ્ણના નામનું રટણ કરી તરી જવાની ઇચ્છા રાખનારાઓની સંખ્યા વધી. તે અમુક ન્યાતી કે જાતિધર્મ નહોતો—ને સર્વમાન્ય ધર્મ થઈ પડયો.

પણ પાછળથી શું થયુ તે તપાસો. આચાર્યપદ તેમના વંશમાં જ ઉતરતું ચાલ્યું. વિદ્યા-ગુણ-રહિત પણ કેવળ વલ્લભકુળમાં અવતરેલા સર્વે મહારાજો થઈ પડયા. થોડોક સમય સુધી તો જે જે બાળકો આચાર્ય કહેવાયા તે તે આવા પૂજ્ય સ્થાપકનું અનુકરણ કરી ચાલતા પણ પાછળથી બધુ પતી ગયુ. આવા પવિત્ર પંથમાં દર્શનની ધમાલ

દાખલ થઈ, આચાર્યોએ ધર્મનું શિક્ષણ આપવું છોડી દીધું ને લોકોને જેમ ફાવે તેમ પ્રવાહમાં તણાવા દીધા. પૈસાવાળા અનેક લોકો તેમના ભક્ત થયા ને પોતાના પૈસાનો કંઇક ભાગ તેવા મહારાજોને આપી તેમને પણ લક્ષ્મીના ઉપાસક બનાવી દીધા. સડાની આ શરૂઆત થઇ. મહારાજોમાંથી જ્ઞાન ઘટ્યું ને આડંબર ને મોજ શોખ વધ્યા. કૃષ્ણ-પૂજામાંથી કૃષ્ણલીલા દાખલ થઇ ને મુરખ માણસો પતંગીઆની માફક દીવામાં ઝંપલાયા. ગુહ્ય બાબતોનું રહસ્ય સમજાવી શકનાર માણસો ગયા, ને મહારાજો પોતે જ શ્રીકૃષ્ણાવતાર છે એમ મનાવવા લાગ્યા ને અવર જન ગોપિકાઓ છે તેમ પણ સમજાવનારા કોઇક વીરલા થયા. હવે સડાના બીને ફણગા ફુટવા માંડ્યા ને ધીમે ધીમે તે ફાલી ફુલી ઝાડ થયું. શુદ્ધ ગંગાના પવિત્ર સુખદાયક પ્રવાહમાં જીવલેણ ઝેર ભેળાયું. શ્રી મહાપ્રભુજીની નેમ બર લાવ-વવામાં સાધનભૂત થનાર આ મહારાજો કર્તવ્યપરાયણ ન રહ્યા, ને પાછળથી દાખલ થયેલી મનને આકર્ષણ કરે તેવી પણ ઘણી જ ઉંચી ક્રિયાઓનું રહસ્ય સમજી સમજાવનાર ગયા એટલે માપ ગયા ને લીસોટા રહ્યા. શુદ્ધ ભાવથી ધર્મને સમજી સમજાવનાર ભાગ-જનોની સંખ્યા ઘટી. આ ધર્મનૌકા, એવા પ્રેમવહાણવટીઓ તથા બાહ્ય શૃંગારની પુંઠે રહેલા ગુહ્યાર્થને સમજાવી ધર્મ તરફ હંકારી શકે એવા નીતિમાન ને લોભરહિત મહારા-જોના અભાવે, ભર દરીએ ઝોકા ખાવા લાગી. હાલમાં કેટલાક મહારાજો મોટરો ને ગાડી-ઓમાં શોખ કરતા નજરે પડે છે, તેલ ફુલેલમાં રચ્યા પચ્યા રહે છે, ગાન તાનમાં ગુલતાન રહે છે, પણ પોતાનું ખરૂં કર્તવ્ય કરવામાં પછાત રહે છે. ખરો ધર્મ શું છે તે કદાચ તેઓ જાણતા હશે પણ બીજાને જણાવવાની તે તસ્દી લેતા નથી અને અજ્ઞાન અને અર્ધ-દગ્ધ માણસો વિચાર કર્યા સિવાય અનર્થ ગ્રહણ કરીને આડે રસ્તે જાય તો તેમને અટ-કાવવા તેઓ પ્રયત્ન કરતા નથી. તેઓમાં ખાલી અભિમાન રહ્યું છે પણ ખરૂં ધર્માભિમાન જતું રહ્યું છે. જે ધર્મ મનુષ્યના જીવનને ઉચ્ચ સ્થિતિમાં આણી શકે એમ છે તે જ ધર્મ અપવિત્ર અસર કરે, નીતિભ્રષ્ટ ન કરે તો પણ મનને વિહ્વલ કરી અનીતિને કાંઠે લાવી મૂકે અને મનને નબળું બનાવી તેમાં ઉત્પન્ન થતા હલકા વિચારોથી તનને ક્ષીણ કરી નાંખે, એ જોવાનો આજે દુ:ખદાયક સમય આવ્યો છે. ઉછરતા જુવાનીઆઓ આવી વાતો સાંભળી આવા ઉમદા ધર્મમાંથી છટકી જાય છે, સુધરેલા લોકો તેના તરફ તિરસ્કાર વૃત્તિથી જુએ છેઃ અને એવાં અનેક માઠાં પરિણામ માટે કોણ જવાબદાર છે ?

કેટલીક વખતે કોઇક કોઇક મહારાજ આ ધર્મમાં નવીન બળ દાખલ કરવા પ્રયત્ન કરે છે ને કેટલેક અંશે ફાવે છે પણ ખરા. વળી ક્ષિતિજમાં કેટલાક મહારાજો એવા દેખાય છે કે પાછળથી તેઓ પોતાના પૂજ્ય વડીલને પગલે ચાલી આ ચગડોળે ચડેલા ધર્મને પાછો શુદ્ધ ને સતેજ કરી તેની અસલ સ્થિતિએ આણશે એવી આશા રાખવામાં આવે છે. તેઓ સુધરી વૈષ્ણવોને ધર્મજ્ઞાન આપે તો ભાવિક લોકો જે પૈસા તેમને છુટથી આપે છે તેનો તેઓ બદલે બદલો આપી શકશે.

પણ જ્યાં સુધી તેઓ પોતે સદાચારી રહી બીજાને ધડો લેવા લાયક ન બને, પોતે

ભગવાન છે અને બીજાઓ ગોપીસ્વરૂપ છે તે તેમની સાથે વરેલા છે એમ માની તેમની સાથે ક્રીડા કરી પાવન થવાની ઇચ્છા રાખનારાં કોઈ ક્ષુદ્ર પ્રાણીઓ નજરે પડતાં તેઓની ભૂલ ન સુધારે, કે તેમને સારે રસ્તે દોરવા પ્રયત્ન ન કરે તથા શુદ્ધ ધર્મનો ઉપદેશ ન કરે ત્યાં સુધી એ ધર્મની દશા બીલકુલ સુધરવાની નથી.

પણ આ બધામાં પ્રજાજનને શું? મહારાજોના કર્મો ઉપર પ્રજાના સુધરવાની આશા રહેલી છે છતાં તેઓ પોતાની ફરજ અદા ન કરે ને પ્રજા ન સુધરે તેમાં તે બિચારા શું કરે એવો ખ્યાલ આણનારાઓએ ખુબ સમજવું જોઇએ કે માણસ એ અક્કલવાળું પ્રાણી છે ને જે અક્કલ તેને ઇશ્વરે બક્ષેલી છે તેનો તેણે સદ્‌ઉપયોગ કરવો જોઇએ. જો તેઓ બકરાં ઘેટાં માફક જેમ હાંકે તેમ હંકાય ને જ્યાં દોરે ત્યાં દોરવાય ને તેથી જો તેમનાં તન મન ક્ષીણ થઈ તેમની અધોગતિ થાય તો શું તેઓએ પોતાની અક્કલનો બરાબર ઉપયોગ કર્યો એમ કહી શકાશે? અશુદ્ધ વિચારો ને આચરણોથી માણસોની શારીરિક ને માનસિક શક્તિનો લય થાય છે એટલું જ નહિ પણ જે રસ્તે તેઓ સહેજમાં આત્માની સદ્‌ગતિ કરવા ઇચ્છા રાખે છે તે જ રસ્તે તેમના આત્મા નરક તરફ પ્રયાણ કરે છે એટલું પણ તેઓ શું સમજી શકતા નથી?

આ ધર્મ મૃતધર્મ નથી, તે ચૈતન્યમય છે. તેને લાગેલો રોગ અસાધ્ય નથી. મહારાજોમાં જનસમાજને સુધારવાની શક્તિ છે. તેઓ હજુ વૈષ્ણવોના મનના રાજા છે અને સહેજમાં હિંદુ સમાજને લાભ કરી શકે એમ છે. તેઓ પાસે પૈસા છે તથા તેમને માગ્યાં મુક્તાફળ મળે છે. જો તેઓ આધુનિક જમાનાને રૂચે એવી છોકરા છોકરીઓ બન્નેને માટે પ્રાથમિક તથા બીજી શાળાઓ ને પાઠશાળાઓ સ્થાપે સ્થપાવે ને તેમાં ધાર્મિક ને નૈતિક શિક્ષણ આપવાનો બંદોબસ્ત કરે તો પોતે કીર્તિ સંપાદન કરી શકશે ને પોતાના અનુયાયીઓને પણ ઘણો લાભ આપી શકશે. પણ જો તેઓ પ્રબળ પ્રવાહમય જમાનાને સમજી જઈ પોતાની નૌકા તેની અર્ધરફતીએ પણ નહિ ચલાવે તો બેશક તે ઉંધી વળશે યા લાદી જશે અને તેનો આશરો લઈ બેઠેલા પુરુષો પૈકીના સમજુ જનો બીજી કોઇ હોડીઓનો આશ્રય લઈ ગમે તે કાંઠે ઉતરશે. આવું અનિષ્ટ પરિણામ ન આવે માટે તે ધર્મ પાળનારા પૈકીના આગેવાનોએ મળી મહારાજોને પોતાની ફરજ અદા કરવા સૂચના કરવી જોઇએ. તે મહારાજોએ જેમ ખ્રિસ્તી પાદરીઓ ફરી પોતાના ધર્મનો ઉપદેશ કરે છે તેમ કરવું જોઇએ ને તેમણે ખાલી આડંબર છોડી સાદું ને સરળ જીવન ગાળવું જોઇએ.

મહારાજોએ ખાસ યાદ રાખવું જોઇએ કે પોતાની મોટાઇનો આધાર તેમને પૈસા આપનાર તેમના માનનારાઓના ઉપર છે અને જો તેમને માનનારાઓ તેમનાથી કંટાળી દૂર ખસી જશે, યા ભૂલમાં ભરમાઈ પોતે નબળા મનના ને તનના થઈ પોતાની પ્રજાને પોતાથી અધિક નબળી બનાવી દઈ વહેલી કાળના મુખમાં ઝંપલાવી દેશે એટલે પોતાનો વેલો વહેલો કરમાવી દેશે તો તેમની મોટાઈ શા ઉપર ટકી રહેશે? જ્યારે દરેક પળે હિંદુઓ

પૈકી ઘણા પરધર્મમાં જવા વિચાર કરે છે, યા ધર્મ તજી નાસ્તિક થતા જાય છે ત્યારે આ ધર્મધુરંધર કહેવડાવવાનો દાવો કરનાર ધર્મગુરુઓ પોતાની ફરજ શું છે એ સમજી તે અદા કરવામાં પછાત રહે એ શું ઓછું શોચનીય છે? તેઓએ શું શુદ્ધ ધર્મનું શિક્ષણ આપવાનું નથી? વળી પોતે સુપથે પળી બીજાને તેમ દોરવવાના નથી? તેમની સાથે તેમને માનનારા પૈકીના આગેવાનોની શું એ ફરજ નથી કે જો તેઓ સીધે માર્ગે જતા ન હોય તો તેમને અટકાવી સીધે માર્ગે જવાનો આગ્રહ કરવો જોઇએ? તેઓએ પ્રબલ કરીને જે ઝેર જનસમાજની રગોમાં પ્રસરવા માંડયું છે તેનું મારણ ખોળી કહાડી—બાપરી પ્રજાના અસ્તિત્વનો અંત આવતો અટકાવવો જોઇએ? સમજુ આગેવાનો ને અન્ય વૈષ્ણવો મળી પોતાની સમાજ તૂટે છે, નાબુદ થવાના રસ્તાપર છે એ જોઈ જાણી ચાલે છે તેમ જ ચાલવા દે છે, ને છેવટે અનિષ્ટ પરિણામ આવે તો તેનો આત્મઘાત કરે છે.

હવે સ્વામીનારાયણ પંથ તરફ નજર ફેરવીએ. તે વૈષ્ણવ ધર્મનો ફાટો હોય એમ લાગે છે. શ્રીસહેજાનંદસ્વામીએ જ્યારે પ્રથમ એ માર્ગ સ્થાપ્યો ત્યારે ચાલુ સંપ્રદાયોની ધમાલ જોઈ લોકોનાં મન એટલાં બધાં લોભાઇ ગયાં હતાં કે તેમને વિષ્ણુભક્તિ તથા ભાગવતને આગળ કરવા પડયાં, પણ તર્ક તકના દર્શનની ધમાલ ને દોડધામ, પૂજાવિધિનો ઠાઠ, વગેરે ક્રિયાઓને બહુ અગત્યતા આપી નહિ. નિત્યકથા, ઉપદેશ, સંતસમાગમ વગેરેને આગળ મૂક્યાં. આ શુદ્ધ માર્ગથી પૈસાદારોના મન રંજન ન થયાં ને તેઓ તેમાં ન જોડાયા, પણ ગરીબ વર્ગને તે માર્ગ પ્રિય થઇ પડયો. દારૂડીયા વ્યસની એવા લોકો પૈકી ઘણા તેમના સાધુઓનો ઉપદેશ સાંભળી સુધરતા ગયા. તેને માનનારાઓની સંખ્યા ગુજરાતમાં બીજા સંપ્રદાયના લોકો કરતા ઓછી નથી, તેમ જ તેમની ગાદીઓને માન પણ ઓછું નથી મળતું. વળી તેમનુ અમલ બંધારણ એવા પ્રકારનુ છે કે જેથી મહારાજો મોજીલા ને શોખીન થઇ શકે. જે પૈસા આવે તેમાંથી મહારાજ મનસ્વી રીતે ખર્ચ કરી શકતા નથી તેમ જ તેમના ઠાકોરજીના ભોગમાં પણ જુજબાજ ખર્ચ થાય છે તેથી તેમને ત્યાં બચત ઘણી થાય છે. આથી ત્યાં લક્ષ્મીજી બળવાન થયાં છે અને જ્યાં નજર તજે તે જ આવવાથી મંદિરમાં તે ઘણાં પ્રિય થઇ પડયાં છે. આવું જ્યાં હોય છે ત્યાં ધર્મ નષ્ટ નથી થતો તો પણ તે શિથિલતા પ્રાપ્ત કરે છે. તેમના મંદિરોમાં અનેક ભણેલા સાધુઓ રહે છે, ને મફત કામ કરનારા પાળાઓ નજરે ચઢે છે. તેમને ત્યાંની સઘળી વ્યવસ્થા એવી છે કે જેમ બને તેમ અધિક લક્ષ્મી પ્રાપ્ત થાય અને ખર્ચમાં કમી થઇ સંઘરેલું ધન વધે. આ ધર્મમાં પૈસો તેમ જ માણસો બન્નેની છુટ છે. તે ધર્મના મહારાજો સામાજીક જીવનને સુધારવાના હેતુથી ગુજરાતી તેમ જ ઇંગ્રેજી શાળાઓ સ્થાપી શકે એમ છે, તેમ જ ધર્મોપદેશ કરાવવા ખાતર સાધુઓને ઠેર ઠેર મોકલી શકે એમ છે. આ સાથે તેઓ સાદી અને સરળ ભાષામાં સારાં નીતિ તથા ધર્મનું જ્ઞાન મળી શકે એવાં પુસ્તકો છપાવી સસ્તે દરે વેચી યા મફત વહેંચી લોકોમાં જ્ઞાનનો ફેલાવો કરી શકે એમ છે. આમ કરે તો જે પૈસા તેમને તેમના અનુયાયીઓ આપે તે પૈસાનો સદુપયોગ થવાથી તેમના આત્માની પણ સદ્દગતિ

થશે ને તે સાથે સ્વામીનારાયણ સંપ્રદાયનો ફેલાવો વધારે થવાથી તેમની આવકમાં ઉલટો વધારો થશે, એટલે સ્વાર્થ સાથે પરમાર્થ પણ થઇ શકશે.

તેમની ક્રિયાઓમાં એવું કંઇ પણ નથી કે જેથી લોકો અનીતિને રસ્તે ચઢે પણ તેઓ એવું પણ કંઇ કાર્ય નથી કરતા કે જેથી જનસમાજ પર સારી અસર કરે. તે જીવંત ધર્મ છે ખરો પણ નિદ્રાસને પડેલો છે. પાસે અઢળક ધન છે, ને તેમાં વધારો થયા કરે છે તો પણ તેઓ હાલના સુધરેલા ને સુધરતા જતા જમાનાના લોકોના મનને સંતોષ આપી શકે એવું કશું કરતા નથી. કદાચ ભવિષ્યમાં તે પોતાનું નિદ્રાસન તજી આ ભવસાગરમાં ડોલતા અને જીવનને માટે યુદ્ધ કરી રહેલા તે પંથના તથા અન્ય પંથના ગુજરાતીઓના ધાર્મિક ને સામાજીક જીવનને ઉચ્ચ કરવા પ્રયત્ન કરે ખરો. પણ હાલ તો તે ધર્મ જનસમાજના ઉપર કંઇ જાતની અસર નથી કરતો.

હવે મુખ્ય ધર્મ પૈકી શ્રાવક લોકોનો ધર્મ યા જેને જૈન ધર્મ કહે છે તે રહ્યો. જ્યારે બ્રાહ્મણોએ સઘળી ક્રિયાઓ ગુંચવણ ભરેલી કરી નાંખી ત્યારે ખરા ધર્મનું ભાન જનસમાજમાંથી ઓછું થવા માંડયું. તેઓ કર્મકાંડ યજ્ઞ, હોમ વગેરે નવું નવું કંઇકિ ને કંઇકિ દાખલ કરેજ ગયા. તે ઉપરાંત સત્તાલોભી થઈ પોતાને અધિક જ માન મળ્યા કરે એવા અનેક ઉપાયો તેમણે યોજ્યા. તેમના આ કામની સામે સ્વધર્માભિમાની વીર પુરૂષોએ માથું ઉંચક્યું. બ્રાહ્મણોએ બને ત્યાં સુધી સઘળી કોમો પોત પોતાના અંદર અંદરના ગુંચવાડામાં ગુંચવાઈ રહે એવા ઉપાયો યોજ્યા હતા.

વૈશ્યો વેપાર રોજગારને ખેતી વગેરેમાં મશગુલ રહેવાથી ધર્મનું જ્ઞાન મેળવવામાં પછાત રહેતા. તેઓમાંના પૈસાદાર લોકો તથા ક્ષત્રી કોમમાંથી પણ પૈસાદાર લોકોને જાગીરદાર અને રાજાઓ પૈકી ઘણાક દુનિઆમાં પોતાની વાહ વાહ કહેવાય એટલા માટે બ્રાહ્મણો પાસે તેમના આડંબર ભર્યા હોમ હવન યજ્ઞ વગેરે કરાવતા અને ખાલી પૈસો ખરચતા. આથી શુદ્ધ વૈદિક ધર્મ પર એક પડદો આવી ગયો. તો પણ ક્ષત્રી કુળમાં કુળને દીપાવનાર કેટલાક ધર્મશાસ્ત્રો વાંચી શીખી તે પર મનન કરતા અને બ્રાહ્મણો સાથે શાસ્ત્રયુદ્ધ અને કાવે તો શસ્ત્રયુદ્ધ: પણ કરતા. સત્તામોહી બ્રાહ્મણોની સાથેના શસ્ત્રયુદ્ધનો પુરાવો જોઇએ તો પરશુરામની વાતો છે ને શાસ્ત્ર યુદ્ધના પુરાવા રૂપે હાલના ચાલતા બુદ્ધ ને જૈન માર્ગ છે. ક્ષત્રી લોકોએ ચલાવેલા આ બે માર્ગ પૈકી બૌદ્ધ ધર્મ તો હાલ નાબુદ થયો છે. જે ધર્મે ન્યાત જાતના ભેદ ટાળવા પોતાથી બનતું કર્યું, જે ધર્મ હિંદુસ્તાનમાં સર્વમાન્ય થઈ ફેલાયો, જે ધર્મ આગળ બ્રાહ્મણ ધર્મ નિસ્તેજ થઈ ગયો હતો તે બુદ્ધ ધર્મને બ્રાહ્મણો પોતાની યુક્તિ પ્રયુક્તિથી દાબી દેવા સમર્થ થયા તે દહાડેથી હિંદુસ્તાનના પર સખત બેડી સીકડાઈ ગઈ ને તેજ દિવસથી આ દેશના સુખનો સૂર્ય ક્ષિતિજ પર આવીને બેઠો. આ બુદ્ધધર્મની અસર મર્ય માર્ગ પર થઈ, પણ હાલ તે હિંદુસ્તાનમાં પ્રચલિત ન હોવાથી તેની વાત આ સ્થળે થઈ શકે એમ નથી.

અસર થાય એમાંએ કંઈ અચંબો પામવા જેવું નથી દિન પ્રતિદિન જૈનોની સંખ્યામાં ઘટાડો થાય છે. તેમના માંકડ ચાંચડીઆ ડરકુ ધરમને લીધે તેઓ કાયર તો થયેલા જ છે અને આ તેમને ઉંધી સમજથી તેઓ મૂળ સ્થાપકોના ઉમદા હેતુઓને ઉંધા વાળી હાથે કરી હેરાન થાય છે. તેઓ સામાજીક ક્ષય રોગના ભોગ થયા છે. તેમનામાંના અગ્રેસર સમજુઓ પણ અસલ શુદ્ધ ધર્મ શો હતો તે ખોળી કહાડવા પ્રયત્ન પણ કરતા નથી, અને જેમ અન્ય હિંદુઓ બ્રાહ્મણોના ડોલાવ્યા ડોલે છે, તેમ તેઓ તેમના જતીઓના ડોલાવ્યા ડોલી ચગડોળે ચડી તેમના હિંમત અને ઉત્સાહ તોડનાર હાલના ચાલતા ધર્મને જ વળગી રહે છે. તેઓ અસલી હીરાને તજી તે હીરાના પડછાયાને હીરો સમજી બેઠા છે. આ એક તેમનો માનસિક રોગ છે અને જો ડાહ્યા અને શાણા સાધુઓ તથા ઘરબારીઓ એકઠા મળી તે સમાજને લાગુ પડેલા આ ક્ષયરોગની બરાબર ચિકિત્સા કરી યોગ્ય દવા નહિ કરે તો તેઓ પોતાની સમાજનુ જીવન ટુંકુ કરે છે. આ સમાજ ભુલમાં ભરમાઈ અતિ ક્ષીણ થઈ ધીમે ધીમે નાબુદ થવાના રસ્તાપર ચડી છે અને તેમના અગ્રેસરો તેમને યાહોમ કરી ખાડામાં ઝંપલાવતા અટકાવતા નથી.

હવે નાના સંપ્રદાયો રહ્યા. તેમાં મુખ્ય દેવીસંપ્રદાય છે. બીજા સંપ્રદાયોમાં ઘણા ઓછા માણસો છે તેથી તેમને પડતા મૂકી ફક્ત દેવીસંપ્રદાયની વાત કરી આ લેખનો આ ભાગ પૂરો કરીશ. આ દેવી ભક્તોના ચેષ્ટાયુક્ત ગીત ગરબા, નિર્લજ ભવાઈ, ધર્મને બહાને મદિરાપાન વગેરે અનાચારની વૃદ્ધિ કરનાર રમ મનને ઉંચી પંક્તિમાં મૂકી શકે છે એમ કોણ કહેવાની હિંમત ધરાવશે ? તે ધર્મ આપણું આત્મગૌરવ ઘટાડે છે અને આપણને અધમદશાને પહોંચાડે છે.

આ ઉપરથી એટલું જ જોઈ શકીએ છીએ કે ચૈતન્યમય જેજે ધર્મો હાલ ગુજરાતમાં ચાલે છે તેને જનસમૂહપર સારી અસર કરી તેમનુ જીવન ઉચ્ચ કરી શકે એમ હોય તોપણ તે કરતા નથી પણ ઉલટા હિંમત ઉત્સાહને તોડનાર ને દુર્બુદ્ધિ વધારનાર નીવડે છે. તેઓ આપણી શારીરિક ને માનસિક સ્થિતિ નબળી ને નબળી બનાવે છે અને ખરી ધાર્મિક વૃત્તિઓને દાબી દઈ આપણને છેક અધમતાની દશાએ પહોંચાડે છે. આપણા ધર્મમાં મેલ જામી ગયો છે અને તેને દૂર કરવા મળશુદ્ધિકરણ રેચક ઔષધિની જરૂર છે અને જો એમ કરવામાં નહિ આવે તો હિંદુસમાજમાંથી ધર્મ જવાનો ને ધતિંગ વધવાનું અને ધતિંગથી કંટાળી લોકો નાસ્તિક થવાના. જ્યારે માનસિક જીવનને ઉચ્ચ કરનાર ધર્મો ઉમદા અસર કરી શકશે નહિ ત્યારે કેટલાક લોકો નિરંકુશ બની ઉંધું વેતરશે અને બીજા અંધારી બાંધેલા બેલની માફક જેમ દોરવાય તેમ દોરવાઈ અધોગતીએ પહોંચશે. ગમે તે રસ્તે જઈને પણ છેવટે બુરી દશા પામવાની છે ત્યારે જ્ઞાની મહાત્માઓ અને શાણા સમજુ બેસાગી લોકોએ મળી ચાલુ સંપ્રદાયોને શુદ્ધ ને સતેજ કરવા પ્રયત્ન કરવો જોઇએ. આમ કરી જો સામાજીક જીવનના અંગમાં પેઠેલું ઝેર દૂર કરવામાં નહિ આવે તો રોગ જાણીને પણ દવા નહિ કરનાર જેમ કમોતે મરે છે તેમ આપણી સમાજ પણ મરશે. (અપૂર્ણ.)

"બિહારી."

# ઉજ્જયિનીની રાજરંગભૂમિ ઉપર શકુન્તલ નાટકનો પ્રથમ પ્રયોગ.

[ E. P. Horrwitz ના The Indian Theatre નામના પુસ્તકમાંથી ભાષાન્તર. ]

કાલિદાસના એક નવીન નાટકના સમાચાર બહાર પાડવામાં આવ્યા છે. વસન્તોત્સવ સમયે તેનો પ્રથમ પ્રયોગ થશે, અને એ નાટક તે ઉત્સવનું પ્રધાન વિનોદક વસ્તુ બનશે. નાગરિકો પોતાના મહાકવિ સારૂ ગર્વિત છે, અને સોન્માદ જણાવે છે કે ભાષાસૌન્દર્ય અને ભાવની યોગ્યતામાં અન્ય કોઈ નાટક શકુન્તલ સાથે સ્પર્ધા કરી શકે નહી. રાજા વિક્રમે પ્રસન્નતા પૂર્વક રુચિ દર્શાવી છે કે—નાટક રાજદુર્ગમાં ભજવવું. ઉત્કૃષ્ટ નટમંડલી, કર્તાની ઉચ્ચ કીર્તિ, આહ્લાદક મધુમાસ, સુઘટિત રંગરચના એ સર્વનો મહાન સફલતા દર્શક સંયોગ છે. બહુધા ગીતના આલાપ અને કાવ્યના પઠન સારૂ ઉપયોગમાં લેવાની દેદીપ્યમાન સંગીતશાલા શકુન્તલના અભિનય સારૂ સજ્જ કરી છે.

ભારે દ્વારોને સ્થાને હવે જરૈસી યવનિકા બાંધી છે; અને તેમાંથી પુષ્કળ પ્રેક્ષકો સમાઈ શકે એવી મધ્યશાલામાં જઈ શકાય છે. સર્પાકારે પરિવેષ્ટિત નવીન માલાઓવાળા આરસના પ્રૌઢ સ્તમ્ભોની ગોળ શ્રેણી તે વિસ્તૃત સ્થાનને અતિ સુંદર સંસ્કૃત રૂપ આપે છે. વિલક્ષણ શંખ શુક્તિઓથી અલંકૃત, ઝરઝરશબ્દકારી નિર્ઝરોની પછવાડે નીલપાષાણના વિપુલ આધારો ઉપર, મધ્યસ્થાનોમાં, દેવતાઓ અને રાજાઓની તક્ષિત પ્રતિમાઓ સ્થાપી છે. શાલાના મધ્યભાગમાં રાજાનું શિબિર આરોપિત છે. તેનું મૂલ્યવાન પટ—અતિ રક્ત, સુવર્ણની કોરવાળું, અને આછાપીળા કાશ્મીરી વસ્ત્રના અસ્તરવાળું છે. તેને આધાર આપનારા છ સ્તમ્ભો રુપાનાં પાતળા પત્રોથી આચ્છાદિત છે. તેઓને ફરતો અને રંગભૂમિની સંમુખ, ઉજ્જયિનીના ગર્વીલ રંગોમાં રસિકતાથી રચિત સુગંધી પુષ્પો અને વિપુલ પત્રોનો સમૂહ છે. નાટકશાલાની એક પાસ રોપેલા ધ્વજસ્તંભ ઉપર રાજકીય પતાકા ઉડે છે. કાલે કરીને પ્રતિષ્ઠિત નાગરી લિપિમાં આકર્ષક રીતે અંકિત, નગરી અને રાજાના નામોના આદ્યાક્ષરો ઉ અને વિ વાળું, હીરા અને માણિક્યનું સુંદર યોજક (clasp) યવનિકાના પડોને સંલગ્ન કરે છે. તે યોજક કવિને ઉપહાર કરવાનું છે, કારણકે સાક્ષરતાનું કેવું સંમાન કરવું તે રાજા જાણે છે.

અન્તે ઉત્સવનું આનન્દી પ્રભાત આવ્યું. રંગભૂમિ પછવાડે વાદકો વાદ્ય વગાડે છે, અને પૂર્વ રંગના ( prelude ) આરંભક તાલમાં જ, સેવકો અને ઉચ્ચ રાજ્યાધિકારીઓથી વેષ્ટિત, અને રક્તાંબર અને રાજમુકુટથી ભૂષિત રાજા વિક્રમ પ્રવેશે છે. રાજસિંહાસનની જમણી પાસ સામંતો અને ડાબી પાસ રાણી અને દાસીઓ બેઠાં છે એક પરિચારિકાના હસ્તમાં મહાકવિને આપવાની રાણીની ભેટ—સુવર્ણની વીણા અને સુંદર પુષ્પ

માળા છે. તાંબુલાદિ આપનારા શ્યામ દાસોનાં રક્તવસ્ત્રો અને પીળા કટિબંધોથી વિરોધી ગુણવાળા હોઇને કુલિન રૂપવતીઓના હીરાના મુકુટો, મુક્તાની માલાઓ, અને શીતલ સુકુમાર અંશુકો, અધિક મનોરંજક દીસે છે.

તે પ્રાસાદની શાલા પ્રસિદ્ધ અતિથિઓથી પૂર્ણ ભરાઈ ગઈ છે. મન્ત્રીઓ અને વિદ્વાનો, બ્રાહ્મણો અને ક્ષત્રિઓ, ઉજ્જયિનીના જનસમાજનો સાર અને ઉત્તમાંશ ( cream and flower ), વિહાર કે પરિભ્રમણ અને વાર્તાવિનોદ કે પરિહાસ કરે છે. એક સ્થળે કોઈ ઉત્તેજિત રાજનીતિજ્ઞો નેપાલની કોઈ પર્વતવાસી રાજદ્રોહી જાતિસહ ઉપસ્થિત યુદ્ધ ઉપર આવેગ સહિત વિવાદ કરે છે. અન્યત્ર સજ્જનોનો સમૂહ નૂતન લોકવાદ ( scandal ) અથવા તો કાલના કુકુટયુદ્ધ ઉપર વિનોદવાર્તા કરે છે. એક શાન્ત ખુણે વરાહમિહિરનો મોટો પણ મધુર સ્વર સંભળાય છે : તે રાજજ્યોતિષી એક શાન્ત દેખાવના શ્વેત દાડીવાળા પારસીક સાથે વાર્તાલાપ કરે છે. વળી સંમુખે અમરસિંહના પ્રભાવાન્ નયનો અને વિશાલ લલાટ દૃષ્ટિએ પડે છે ને પ્રસિદ્ધ નતાંઙ્ગ રાજકોષકાર, પોતાના સંસ્કૃત કોષનો અંતિમભાગ તે ભવ્યવાન પુસ્તકના ભાષાન્તરનું કાર્ય સ્વીકારવાને અતિ દૂર દક્ષિણ ચીનદેશથી આવેલા એક બુદ્ધધર્મી મિત્રને આપે છે.

પરંતુ હવે આ આનન્દી ગુંજન ક્ષય પામી મૌન પ્રસરે છે. મુરલી વીણા અને તંત્રીનું મનોહર ત્રિતય સંગીત ( trio ) પૂર્ણ થયું છે અને રુપાની ઘટડી સમાન શુદ્ધકણ્ઠી યુવાન ગાયકો ઈશ્વરસ્તુતિ, અને રાજા અને બ્રાહ્મણોને અભિનન્દનનું ગીત આલાપી રહ્યા છે. પછી સૂત્રધાર પ્રવેશે છે અને ટુંકી નાન્દી ગાય છે: વળી તે પ્રતિષ્ઠિત શ્રોતાજનોને એક વિનોદી શ્લોકમાં તે નાટકને ક્ષમાશીલ શ્રુતિએ સાંભળવા પ્રાર્થના કરે છે. રાજકંચુકી મણિમય ગોજક દૂર કરે છે : બે નર્તકીઓ યવનિકાના પડોને એકપાસ ખેંચી લે છે. નાટકના પ્રારંભનું વનસ્થલીનું દૃશ્ય અતિ પ્રશંસા પામ્યું છે : હર્ષોદ્ગાર અને તાળીઓ તેની સાક્ષી પૂરે છે. ગિરિ ઉપરથી સત્વર નીચે દોડતા વહેળાવાનો ઘરઘર શબ્દ અને જલપક્ષીઓના ઉન્મત્ત ચીત્કારો દૂરે સંભળાય છે. સુંદર ઘટાવાન વૃક્ષોની શાખાઓમાંથી દુષ્યન્ત રાજાના સૌમ્ય વદન ઉપર પ્રાતઃકાળના બાલસૂર્યનાં સુવર્ણ કિરણો પડે છે. આછા રક્તરંગી વસ્ત્ર પહેરેલો અને ચતુર્ધારી રાજા મૃગયા રમવાના રથમાથી ઉતરે છે; અને સારથિને સુભાષિત સંસ્કૃત શ્લોકમાં સંબોધે છે. રંગભૂમિની ઉપશાલા ( back-ground ) ઉન્નત છે, અને કણ્વના શાન્ત આશ્રમ સહિત એક પવિત્ર રમ્ય ઉપવન પ્રદર્શિત કરે છે. નિર્મલ ઉદ્યાન-માના તૃષિત વૃક્ષોને વલ્કલધારી બે શ્યામાઙ્ગી કન્યાઓ જલ સિંચે છે. જે જુદી જુદી વસ્તુઓ વ્યક્ત કરવાની ધારણા રાખે તે યથેચ્છ દર્શાવી શકાય તે સારુ હસ્તમાં ખદિરનો લાબો દંડ ધારી રંગભૂમિનો બન્દી ( stage-herald ), હવે નાટકની નાયિકા શકુન્તલાનું આગમન જણાવે છે. સ્તબ્ધ થયેલા પ્રેક્ષકોના શરીરમાં પ્રોત્સાહનાં રોમાંચ થાય છે,—નવી તેઓની ઉચ્ચ આશા તૃપ્ત કરશે કે તેઓને હતાશ કરશે ?—પરંતુ તેનું મનોરમ રૂપ આચ્છાદે તેમજ વ્યક્ત કરે એવા રેશમના સાદા ઉત્તરીયવાળી તે-આ આવી. બાલિકાસમ નિર્દોષ

મુખ, પુષ્ટ અંગો, સુકુમાર પ્રફુલ્લ નયનો અને કોમલ પક્ષ્મો, લલિત કણ્ઠ, રમ્ય બાહુઓ, અને તેના મન્દ બદ્ધ ઉરનું લુલિત ઉત્સર્પણ, સૂચક હાવભાવ અને સ્વાભાવિક ચેષ્ટા સર્વનાં હૃદય હરી લે છે. પોતાના ઓષ્ઠ ઉઘાડે છે ત્યારે તેના મુખમાંથી મંજુલ સુસ્વરજ નીકળે છે. આ સર્વ જોઈ હર્ષ અને ગાઢ આવેગથી રાજ્યસભા કંપે છે. આ પછી કાલિદાસના નવિન નાટક શકુન્તલાની પૃથ્વીની અમર કાવ્યસૃષ્ટિમાં ગણના થાય છે.

ભાષાન્તરકાર

“પ્રસન્ન.”

---

# કવિ અને ચિત્રકાર.

( અનુસન્ધાન પૃષ્ઠ ૨૫૯ થી. )

અત્યાર સુધીની ચર્ચા ઉપરથી આપણે જોયું કે પ્રાચીન ગ્રીક લોકોના વિચાર પ્રમાણે, શારીરિક વેદનાના અનુભવને લીધે નીકળતા ઉદ્ગારો અને આત્માનું ગૌરવ એ બે પરસ્પર વિરોધી વસ્તુઓ નથી. આ ઉપરથી ફલિત થાય છે કે કવિ પોતાની કૃતિમાં એ ઉદ્ગારોને પ્રકટ કરે તેની તરફેણમા ઘણાં મજબૂત કારણો છે, અને ચિત્રકાર પોતાની કૃતિમાં એ ઉદ્ગારોને પ્રકટ ન કરે એ જો યોગ્ય હોય તો તેને માટે જે જણાવવામાં આવે છે તે નહીં, પણ બીજું કોઈ મજબૂત કારણ હોવું જોઇએ.

એ કારણ કયું ? એ પ્રશ્નનો ઉત્તર આપવા પ્હેલાં કળાનો ઉદ્દેશ શો છે તેનો નિર્ણય કરવો એ જરૂરનું છે. પ્રાચીન વિદ્વાનોના અભિપ્રાય પ્રમાણે, સૌન્દર્યનું ભાન કરાવીને અલૌકિક આનન્દનો અનુભવ આપવો એજ દરેક કળાનો ઉદ્દેશ છે. અસલના પ્રતિષ્ઠિત કલાવાનો સૌન્દર્યનેજ પોતાની કળાનો વિષય બનાવતા. જે વસ્તુ સૌન્દર્યહીન હોય અથવા ઓછી સૌન્દર્યવાળી હોય તેના તરફ તેઓ બીલકુલ લક્ષ આપતા નહીં. એ બાબતમાં અસલના અને હાલના કળાવાનોનું ધોરણ ઘણું જુદી રીતનું થઈ ગયું છે. કોઈ ઘણો બેડોળ માણસ પોતાનું ચિત્ર ચીતરાવવા માંગતો હોત તો તેને અસલના ચિત્રકારો એવો જવાબ આપત કે “ ત્હારા સ્હામું પણ જોવું કોઇને ગમે એમ નથી પછી ત્હારી છબી કોઈ પણ ચિત્રકાર શા માટે ચીતરે ? ” એથી ઉલટું, હમણાંના ચિત્રકારો એવા માણસને આ પ્રકારનો ઉત્તર આપેઃ “ તું ગમે તેટલો બેડોળ હોય તોપણ હું ત્હારી છબી ચીતરીશ. ત્હારા સ્હામું જોવું કોઇને ગમે એમ નથી એ ખરું, પણ મ્હારા ચિત્ર સ્હામું તેઓ ખુશીથી જોશે

એ ચિત્ર ત્હારૂં છે એટલા કારણસર નહીં, પણ આવા વિરૂપ શરીરનું પણ આબેહુબ સાદૃશ્ય આણવામાં હું કેવો સફળ થયો છું, મૂળ વસ્તુનું અનુકરણ કરવામાં મ્હારી કેટલી કુશળતા છે તે જોવા ખાતર તેઓ મ્હારા ચિત્રનો સત્કાર કરશે."

આ ખોટી બડાશ, આ આત્મઘાતી કુશળતા એટલી સ્વાભાવિક છે કે અસલના ગ્રીક લોકોમાં પણ એવી બડાશ મારનારા અને એવી કુશળતા ધરાવનારા કોઈ થયાજ ન્હોતા એવું કહી શકાય એમ નથી. તેઓમાં પણ એવા હલકા ચિત્રકારો થયા હતા, પણ તેઓ એવા ચિત્રકારોની કૃતિઓ તરફ નાપસંદગી બતાવ્યા વગર રહેતા ન્હોતા. પૌસન નામનો ચિત્રકાર સાધારણ પ્રકારના સૌન્દર્યથીજ સન્તોષ પામતો અને એની રસવૃત્તિ એવા હલકા પ્રકારની હતી કે જે કંઈ ખોડખાંપણવાળું હોય, જે કંઈ કંટાળો ઉપજાવે એવું હોય તેનાંજ ચિત્રો એનાથી આબેહુબ આલેખી શકાતાં; પણ એ ચિત્રકાર હમેશાં દરિદ્ર અવસ્થામાંજ રહ્યો હતો. વળી પિરીકસ નામનો ચિત્રકાર હજામની ઓરડીઓ, ગંદાં કારખાનાંઓ, ગધેડાંઓ, રસોડાંની શાકભાજી વગેરેનાં ચિત્રો બહુજ કાળજીથી ચીતરતો, જાણે એ સઘળી વસ્તુઓ બહુજ સુન્દર અથવા ક્વચિતજ જોવામાં આવે એવી ન હોય! આ ઉપરથી એ માણસને લોકોએ "કચરાપટ્ટીનો ચીતરનારો" એવો ઇલ્કાબ આપ્યો હતો; અને એનાં ચિત્રો કંઈ પણ કિંમત વગરનાં ગણાતાં. માત્ર કેટલાક પૈસાદાર માણસો એવાં ચિત્રોને માટે હદબહારની કિંમત આપીને તેનું ગૌરવ વધારવાનો વ્યર્થ પ્રયત્ન કરતા. એવી રીતે કળાવાનની કળા ઉપર જનમંડળનો મજબૂત અંકુશ રહેતો, એટલુંજ નહીં પણ કળાવાન્ પોતાના ખરા કર્તવ્યપ્રદેશને છોડીને ગમે તેમ ભટકે નહીં તેની સંભાળ રાખવામાં સરકારને પણ કંઈ ન્હાનમ લાગતી નહીં. થીબ્સના લોકોએ એવો કાયદોજ ઘડ્યો હતો કે ચિત્રકારોએ સુન્દર વસ્તુઓનાંજ ચિત્રો ચીતરવાં. વળી જેમાં મૂળ વસ્તુનું બેડોળપણું વધારે આગળ પડી આવે એવી રીતનાં હાસ્યજનક ચિત્રો( caricatures )ની પણ તેઓએ મનાઈ કીધી હતી. એ ઉપરાંત જેઓએ સાધારણ ફત્તેહ મેળવી હોય તેઓનાં ચિત્રો ઘણાં ચીતરવામાં આવે એ પણ તેઓએ અનિષ્ટ ગણ્યું હતું, કારણ કે એવાં ચિત્રોમાં અનુકરણનું પ્રાધાન્ય વિશેષ રહેવાથી આદર્શનું ઉંચાપણું જોઇએ તેટલું સચવાતું નથી એમ તેઓ માનતા હતા.

આ પ્રમાણે અસલના લોકોએ કળાઓના સમ્બન્ધમાં પણ કાયદાઓ ઘડ્યા હતા એ વાત સાંભળીને આપણને હસવું આવે છે, પણ જ્યારે જ્યારે આપણને હસવું આવે ત્યારે ત્યારે આપણાજ વિચારો ખરા હોય છે એવું કંઈ હોતું નથી. લેસિંગના મત પ્રમાણે અલબત્ત જુદાં જુદાં શાસ્ત્રો( sciences )ને માટે કાયદાનાં બન્ધન હોવાં જોઇએ નહીં, કારણ કે સત્ય એજ એ શાસ્ત્રોનો ઉદ્દેશ છે. સત્ય એ આત્માની એક જરૂરિયાત છે, અને એ જરૂરિયાત પૂરી પાડવાના સમ્બન્ધમાં સ્હેજસાજ પણ અંકુશ મૂકવામાં આવે તો તે એક પ્રકારનો જુલમજ કહેવાય. પણ કળાનો ઉદ્દેશ એનાથી જુદો છે. આનન્દ આપવો

એજ કળાનો મ્હોટામાં મ્હોટો હેતુ છે, અને આનન્દ એ કંઈ એવી વસ્તુ નથી કે જેના વગર આપણને ચાલેજ નહીં. આ કારણથી કેવી રીતનો અને કેટલો આનન્દ આપણને મળવા દેવો તેના વિષે સરકાર તરફથી કાયદા ઘડવામાં આવે તો તેમાં કંઈ પણ ખોટું નથી.

ખાસ કરીને ચિત્રકળાના સમ્બન્ધમાં તો કાળજી રાખવાની ઘણી જરૂર છે. એ રસિક કળાઓથી પ્રજાના સ્વભાવ ઉપર ઘણી મજબૂત અસર થાય છે તે ઉપરાંત ચિત્રકળાનું એક બીજું પણ એવું મહત્ત્વનું પરિણામ આવે છે કે તેને લીધે એ કળા ઉપર સરકારની સખ્ત દેખરેખ રખાવવાની ઘણી જરૂર છે. સુન્દર માણસોને લીધે સુન્દર ચિત્રો ચીતરાય છે એ જેમ ખરૂં છે તેમ સુન્દર ચિત્રોને પરિણામે સુન્દર માણસો બને છે એ વાત પણ એટલીજ સાચી છે. માણસોની સુન્દરતા એ ચિત્રોની સુન્દરતાનું કારણ છે, તેવીજ રીતે ચિત્રોની સુન્દરતા એ માણસોની સુન્દરતાનું કારણ છે.

આ ઉપરથી ચોખ્ખુ સાબીત થાય છે કે સુન્દરતા એજ કળાઓનો મ્હોટામાં મ્હોટો ઉદ્દેશ છે એવું ગ્રીસના પ્રાચીન સમયમાં ગણાતું હતું.

આ સિદ્ધાન્ત ચોકસ સાબીત થયા પછી સ્વાભાવિક રીતે એવું પણ ફલિત થાય છે કે જેને લીધે સૌન્દર્યમાં ક્ષતિ આવે એવું હોય તે સઘળું ચિત્રમાંથી ક્યાંતો કાઢી નંખાવવું જોઇએ અથવા તો તેને ગૌણ સ્થાન મળવું જોઇએ.

આ સિદ્ધાન્તોને લક્ષમાં રાખીને, ચિત્રોમાં લાગણીઓનો જે આવિર્ભાવ થાય છે તેના વિષે આપણે વિચાર ચલાવીએ.

કેટલીક લાગણીઓ એવી રીતની હોય છે કે તેનાથી મુખ ઉપર ભયંકર બેડોળપણું આવી જાય છે, અને આરામને સમયે શરીર ઉપર જે સુન્દર રેખાઓ જણાતી હોય તે સઘળી એ વખતે અદૃશ્ય થઈ જાય છે. આ કારણથી પ્રાચીન કળાવાનો એવી સ્થિતિનાં ચિત્ર ક્યાંતો આપતા નહીં અથવાતો આપતા તે એવી રીતે આપતા, લાગણીના જુસ્સાને તેઓ એવા મન્દ સ્વરૂપમાં મૂકતા કે જેથી સુન્દરતાને માટે કંઇક અવકાશ રહે. તેઓની કૃતિઓ ક્રોધ અને નિરાશાની ઉગ્ર લાગણીઓથી કદી કલંકિત થતી ન્હોતી. વાળમાં સર્પો વીંટળાયા હોય, આંખમાંથી રુધિર ટપકતું હોય એવી ભયાનક દેવીઓ (Furies) નાં ચિત્ર તેઓએ કદી ચીતર્યાં ન્હોતાં.

ક્રોધની ઉગ્ર લાગણીને નરમ પાડીને તેઓ તેને કરડાપણાનું સ્વરૂપ આપતા. વજ્રને ધારણ કરનારા જ્યુપિટર દેવ કવિતામાં ઉગ્ર સ્વરૂપવાળો જણાય છે; પણ એજ દેવની ઉગ્રતા ચિત્રોમાં મંદ પડી ગયલી જોવામાં આવે છે, અને એકલું કરડાપણુંજ એનામાં આપણે જોઈએ છિયે.

એજ પ્રમાણે, વિલાપને પણ દિલગીરીનું શાન્ત સ્વરૂપ આપવામાં આવ્યું હોય છે; અને એવું શાન્ત સ્વરૂપ આપવાનું જ્યાં ન બની શકે એમ હોય ત્યાં આગળ શું ? એ સમ્બન્ધમાં, ટાઇમેન્થિસ નામના ચિત્રકારે ઇફિજિનીયાના બલિદાનનું ચિત્ર કેવી રીતે ચીતર્યું છે તે જાણવા જેવું છે. એ પ્રસંગે પાસે ઉભેલા સઘળા પ્રેક્ષકોના મુખ ઉપરનો શોક એણે બરાબર ચીતર્યો છે, પણ એ છોકરીના પિતાને સૌથી વધારે શોક થયો હોવો જોઈએ તેનું મુખ ચિત્રકારે ઢાંકી દીધું છે કે તેના ઉપરનો શોક બીલકુલ જણાવજ નહીં. આ જાણીતા ચિત્રના સમ્બન્ધમાં જુદા જુદા ટીકાકારો તરફથી જુદા જુદા ખુલાસાઓ આપવામાં આવ્યા છે. એક ટીકાકારે કહ્યું છે કે ચિત્રકારે મુખ ઉપરની દિલગીરી ચીતરવાની આવડતનો પૂરેપૂરો ઉપયોગ કરી નાંખ્યો હતો એટલે પિતાના મુખ ઉપર એથી વધારે શોક ચીતરવો જોઇએ તે ચીતરવા જેટલી હિંમત એનામાં રહી ન્હોતી. બીજા ટીકાકારે કહ્યું છે કે એવા પ્રસંગ ઉપર પોતાની પુત્રીને માટે પિતાને જે શોક થાય તે ચિત્રકારની કલમથી ન ચીતરી શકાય એવો છે એવું ચિત્રકારે પોતાના ચિત્રથી બતાવી આપ્યું છે. પણ લેસિંગના મત પ્રમાણે આ બેઉ ટીકાકારોના અભિપ્રાય ભૂલભરેલા છે. એવું ચિત્ર ચીતરવાની આ ચિત્રકારમાં શક્તિ ન્હોતી અથવા એવું ચિત્ર ચીતરવું એ કોઈ પણ ચિત્રકારથી ન બની શકે એવું છે એ બેઉ વિચારો વાસ્તવિક નથી. જેમ લાગણી વધારે પ્રબળ હોય છે તેમ તે લાગણીનાં ચિહ્ન મુખ ઉપર વધારે સ્પષ્ટ રીતે જણાઈ આવે છે, અને લાગણી જે વખતે સૌથી વધારે જોરમાં હોય તે વખતે મુખની રેખાઓ વધારે સ્ફુટ હોય છે. આ કારણથી એવી સ્થિતિનું ચિત્ર આપવું એ કામ વધારે અઘરૂં નથી, પણ ઉલટું વધારે સ્હેલું છે. તે છતાં ચિત્રકાર તરફથી એ કામ ન કરવામાં આવ્યું તેનું કારણ એ કે સૌન્દર્યના નિયમોને લીધે ચિત્રકારની કળા ઉપર જે અંકુશ રહે છે તેની આ ચિત્રકારને ખબર હતી. એ જાણતો હતો કે પિતાના દુઃખનું ચિત્ર આપવા જતાં દુઃખના વિકારને લીધે એ મુખ ઉપર જે બેડોળપણું આવ્યું હોય તે પણ ચીતરવું પડશે. સુન્દરતા અને ભવ્યતાને સાચવીને દુઃખનું ચિત્ર જેટલે અંશે એનાથી આપી શકાય એમ હતું તેટલે અંશે એ ચિત્ર એણે આપ્યું હતું. પિતાની લાગણીને મન્દ પાડી નાંખવામાં આવે તોજ સૌન્દર્યનો નાશ થતો કંઇક અટકાવી શકાય; પણ આ ચિત્ર એવી રીતનું હતું કે તેમાં એ પ્રમાણેનો ફેરફાર કરવો એ બની શકે એમ ન્હોતું. એવી સ્થિતિમાં પિતાના મુખને ઢાંકી દેવા સિવાય બીજો કયો રસ્તો હતો ? જે સ્થિતિનું ચિત્ર ચીતરવું યોગ્ય ન્હોતું તે એણે પ્રેક્ષકની કલ્પનાને માટે રહેવા દીધું. ટુંકામાં, આ મુખ ઢાંકવાની ક્રિયા વડે કરીને ચિત્રકારે સૌન્દર્યને અર્થે એટલો ભોગ આપ્યો, અને સૌન્દર્યને સાચવવું એ ઉદ્દેશ કળાની કૃતિમાં કેટલો મહત્વનો છે તે એણે બતાવી આપ્યું.

આ વિચારો લે-ઓકો-ઓનના ચિત્રને આપણે લાગુ પાડીશું તો લે-ઓકો-ઓનને ચીસ પાડતો શા માટે નથી ચીતરવામાં આવ્યો તે આપણાથી સ્હેલાઇથી સમજી શકાશે. અમુક શારીરિક વેદનાને પ્રસંગે જેટલું વધારેમાં વધારે સૌન્દર્ય આણી શકાય તેટલું આણવું એ ચિત્રકારનો મ્હોટામાં મ્હોટો ઉદ્દેશ હતો. આ કારણને લીધે શારીરિક દુઃખથી ઉદ્ભવતા

વિકારોને એવા ઉગ્ર ન ચીતરવા કે જેથી સૌન્દર્યને હાનિ પ્હોંચે એ તરફ ચિત્રકારનું લક્ષ હતું. આ કારણથી ચીસોને બદલે નિઃશ્વાસો આપવાની એને જરૂર પડી. ચીસોથી આત્માનું હલકાપણું જણાય છે તેને લીધે નહીં, પણ એનાથી ચ્હેરો ઘણો બેડોળ થઈ જાય છે તેને લીધે આ ફેરફાર કરવાની આવશ્યકતા એને જણાઈ. લૈ-ઓકો-ઓનનું મ્હોં તદ્દન ઉઘાડું ચીતરવામાં આવ્યું હોય એવી આપણે કલ્પના કરીએ અને પછી તે વિષે વિચાર ચલાવીએ. એને ચીસ પાડતો આપણે ધારીએ, અને પછી એના તરફ આપણે જોઈએ. અગાઉ એના તરફ આપણને સમભાવ ઉત્પન્ન થતો હતો, કારણ કે દુઃખ અને સુન્દરતા એ બેઉ એકી વખતે એ ચિત્રમાં આપણા જોવામાં આવતાં હતાં; પણ હવે એ ચિત્ર આપણને ઘણું ભયંકર અને ત્રાસજનક લાગે છે, એ ચિત્ર તરફથી આપણું મ્હોં ખસેડી લેવાનું આપણને મન થાય છે, કારણ કે એ ચિત્રથી લૈ-ઓકો-ઓનના દુઃખમાં જે અણગમો ઉત્પન્ન કરે એવું તત્ત્વ છે તેનો આપણને અનુભવ થાય છે, અને તેની સાથે દુઃખ અનુભવનાર મનુષ્યમાં એવું કંઈ સૌન્દર્ય નથી કે જેથી આ અણગમાની લાગણીનું સ્વરૂપ પલટાઈ જઈને તે સમભાવની ઉંડી લાગણીમાં પરિણામ પામે.

મ્હો પ્હોળું કરવામાં આવે તેની સાથે આખો ચ્હેરો કેવો બેડોળ થઈ જાય એ વાત બાજુ ઉપર મૂકીએ, અને એકલા મ્હોં તરફજ લક્ષ રાખીએ તોપણ આપણાથી સમજાશે કે એથી ચિત્રમાં એક ડાઘો જણાય અને પૂતળામાં એક બખોલ જણાય તે બીલકુલ રમણીય નજ લાગે એ સ્વાભાવિક છે. એવી રીતનાં ચિત્રો ચીતરવામાં આવે એ ચિત્રકારમાં રસિકતાની ખામીજ દર્શાવે છે. જે વખતે રસિક કળાઓ તરફ લક્ષ અપાતું બંધ થયું હતું તે વખતના નઠારામાં નઠારા ચિત્રકારોએ પણ વિજયી યોદ્ધાને હાથે મૃત્યુનો ત્રાસ પામતા જંગલી લોકોને પણ ચીસો પાડતા હોય તેવી રીતે મ્હોં પ્હોળું કરતા દર્શાવ્યા નથી.

લાગણીની ઉગ્રતાને આવી રીતે ઓછી કરવામાં આવેલી અસલના ઘણા ચિત્રકારોની કૃતિઓમાં જોવામાં આવે છે. એવું એક ચિત્ર હર્ક્યુલિસનું છે. હર્ક્યુલિસ એ વીર યોદ્ધો પોતાની સ્ત્રીને લઈને જતો હતો તે માર્ગમાં એક નદી આવતી હતી. ત્યાં આગળ નેસસ નામનો અડધી અશ્વની આકૃતિનો પુરુષ થોડા પૈસા લઈને મુસાફરોને સ્હામે પાર લઈ જતો હતો. એ નદી હર્ક્યુલિસ તો પોતાની મેળે ઓળંગી ગયો, પણ પોતાની સ્ત્રીને એણે નેસસને સોંપી. નેસસે એ સ્ત્રીના ઉપર બળાત્કાર કરવા માંડ્યો. હર્ક્યુલિસે પોતાની સ્ત્રીને ચીસો પાડતી સાંભળી, અને નેસસની છાતીમાં એક તીર એણે માર્યું. આથી નેસસ મરણ પામ્યો, પણ મરતી વખતે એ હર્ક્યુલિસની સ્ત્રીને કહેતો ગયો કે "મ્હારૂં લોહી તું ત્હારી પાસે રાખ, કારણ કે એ લોહીને લીધે ત્હારા પતિનો પ્રેમ ત્હારા ઉપર કાયમ રહેશે." ત્યાર પછી હર્ક્યુલિસ પોતાની સ્ત્રીને લઈને આગળ ચાલ્યો અને યુરિટસને મારીને તેની પુત્રી આયોલ, જેને પરણવાની એની પ્રથમની ઇચ્છા હતી, તેને બંધીવાન તરીકે એણે પોતાની સાથે લીધી. પછી એ ઘેર આવ્યો અને એણે યજ્ઞ કરવાનો વિચાર કીધો. યજ્ઞ

કરતી વખતે પહેરવાનું સફેદ વસ્ત્ર લાવવાને માટે લાઇકાસ નામના પોતાના સાથીને એણે પોતાને ઘેર મોકલ્યો. એની સ્ત્રીને હવે શીકર થતી હતી કે " હર્ક્યુલિસ હવે મ્હારા કરતાં એના પ્રથમના પ્રેમપાત્ર આયોલ ઉપર વધારે સ્નેહની દૃષ્ટિથી જોશે." તેથી હર્ક્યુલિસે જે સફેદ વસ્ત્ર મંગાવ્યું હતું તેને નેસસના લોહીમાં ઝબકોળીને એણે મોકલાવ્યું. હર્ક્યુલિસે નેસસ ઉપર જે ઝેરી બાણ માર્યું હતું તેને લીધે આ લોહી વિષમય બની ગયું હતું, તેથી હર્ક્યુલિસે જેવું આ વસ્ત્ર પહેર્યું તેવું તરતજ એ વસ્ત્રનું ઝેર એના અંગેઅંગમાં વ્યાપી ગયું, અને એને અત્યન્ત વેદના થવા માંડી. લાઇકાસના પાગ પકડીને એણે તેને દરિયામાં ફેંકી દીધો. પોતાનું વસ્ત્ર કાઢવાનો એણે ઘણો પ્રયત્ન કીધો, પણ તે એના અંગની સાથે સજ્જડ ચોંટી ગયું હતું. વસ્ત્ર કાઢવા જતાં પોતાના શરીરમાંથી માંસના લોચેલોચા એણે ખેંચી કાઢવા માંડ્યા. આવી સ્થિતિમાં એની સ્ત્રી આગળ એને લઈ જવામાં આવ્યો. વગર સમજણે પોતે જે ભયંકર કૃત્ય કર્યું હતું તેનો પસ્તાવો કરીને એ સ્ત્રીએ આપઘાત કર્યો. પછી હર્ક્યુલિસે પોતાના મ્હોટા છોકરાને હુકમ આપ્યો કે " ત્હારી પુખ્ત ઉમ્મર થાય એટલે તરત ત્હારે આયોલની સાથે પરણવું." પછી પોતે એક પર્વત ઉપર ગયો, ત્યાં આગળ લાકડાંનો ઢગલો કર્યો, તેના ઉપર પોતે ચઢી બેઠો, અને પછી લાકડાંને સળગાવી મૂકવાનો એણે હુકમ આપ્યો. એ ચિતા સળગતી હતી એટલામાં આકાશમાંથી એક વાદળું આવ્યું. તે એને ગર્જનાઓની સાથે દિવ્યલોકમાં લઈ ગયું અને ત્યાં આગળ એને અમરત્વની પ્રાપ્તિ થઈ. આ સઘળા બનાવનો ચિતાર સોફોક્લિસે પોતાના નાટકમાં આપ્યો છે, અને હર્ક્યુલિસે વિષમય વસ્ત્ર પહેર્યું હતું તે વખતના તેના દુઃખનું ચિત્ર કોઈ પ્રાચીન ચિત્રકારે પણ આપ્યું છે. પણ સોફોક્લિસ કવિના નાટકમાં અને આ ચિત્રકારના ચિત્રમાં કેટલોક ફેર છે. સોફોક્લિસના નાટકમાં હર્ક્યુલિસને ભયંકર ચીસો પાડતો દર્શાવવામાં આવ્યો છે, પણ આ ચિત્રકારના ચિત્રમાં તેમ નથી. સોફોક્લિસના નાટકમાં એ ગાંડા જેવો બની ગયલો જણાય છે, પણ આ ચિત્રમાં ગાંડપણ કરતાં ઉદાસીનતા એનામાં વધારે જોવામાં આવે છે. એજ પ્રમાણે સોફોક્લિસના " ફિલોક્ટિટિસ " નાટકમાં ફિલોક્ટિટિસને ચીસો પાડતો દર્શાવવામાં આવ્યો છે, પણ પિથાગોરાસ લિયોન્ટિનસનું ચીતરેલું ફિલોક્ટિટિસનું ચિત્ર છે તેમાં ફિલોક્ટિટિસને ચીસો પાડતો દર્શાવવામાં આવ્યો નથી. એ ચિત્ર ફિલોક્ટિટિસના દુઃખ તરફ પ્રેક્ષકના મનમાં સમભાવની લાગણી ઉત્પન્ન કરે છે, તે જો ચિત્રમાં બેડોળપણાને લેશ પણ સ્થાન આપવામાં આવ્યું હોત તો બની શકત નહીં.

આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે સૌન્દર્ય એજ મ્હોટામાં મ્હોટી વસ્તુ છે એમ સમજીને અસલના ચિત્રકારો એ સૌન્દર્યને સાચવી રાખવાની ખાસ કાળજી રાખતા, અને સૌન્દર્યને પ્રતિકૂળ એવાં તત્ત્વોને પોતાના ચિત્રોમાં તેઓ દાખલ થવા દેતા નહીં. પણ આપણે ઉપર જોઈ ગયા તે પ્રમાણે એ સમ્બન્ધમાં આધુનિક ચિત્રકારોના વિચાર તદ્દન જુદી રીતના છે, અને સુન્દર સ્વરૂપો સિવાય કુદરતની અનેક વસ્તુઓને પોતાની કળાનો વિષય બનાવી શકાય એવું તેઓ માને છે.

આ વિચાર ખરો છે કે ખોટો છે તેની ચર્ચામાં આપણે ન ઉતરીએ, અને એ વિચારને આપણે માન્ય કરીએ, તો પ્રશ્ન એ ઉઠે છે કે એ સિવાય બીજાં કંઈ કારણો છે ખરાં કે જે ઉપરથી ચિત્રકારે પોતાની લાગણીને અંકુશમાં રાખવી જોઇએ અને પ્રેક્ષકની આગળ લાગણીનું ઉગ્રમાં ઉગ્ર સ્વરૂપ ન મૂકવું જોઇએ એવું આપણાથી કહી શકાય? ચિત્રકારની કૃતિમાં અમુક એકજ ક્ષણનું ચિત્ર આપી શકાય છે એ વાત આપણે ધ્યાનમાં રાખીશું તો તે ઉપરથી આ સમ્બન્ધમાં કેટલાક અગત્યના વિચારો આપણને સૂઝયા વગર રહેશે નહીં.

કુદરતમાં જે ફેરફારો નિરંતર થયાં કરે છે તેમાંથી એકજ ક્ષણને ચિત્રકાર પોતાના ઉપયોગમાં લઈ શકે એમ હોય, અને અમુક દેખાવનું એકજ ક્ષણનું ચિત્ર એનાથી ચીતરી શકાય એમ હોય, વળી ચિત્રકારનાં ચિત્રો જોવામાં આવે એટલુંજ નહીં, પણ તેના ઉપર લાંબા વખત સુધી અને ફરી ફરીને વિચાર કરવામાં આવે એમ હોય તો ખુલ્લું છે કે ચિત્રને માટે જે એક ક્ષણ પસંદ કરવામાં આવે, જે એક દેખાવ બતાવવામાં આવે તે એવો હોવો જોઇએ કે તેની અસર હૃદય ઉપર સૌથી વધારે થાય. કલ્પનાશક્તિના વ્યાપાર માટે જ્યાં આગળ પૂરતો અવકાશ રહે તે સ્થિતિનેજ આપણે સૌથી વધારે અસરકારક ગણી શકીએ. એવી સ્થિતિમા ચિત્ર તરફ આપણે જેમ વધારે જોતા જઇએ તેમ આપણને વધારે વિચારો આવતા જાય, અને જેમ વધારે વિચારો આવતા જાય તેમ દર્શનનો વધારે ને વધારે સન્તોષ આપણને મળતો જાય. પણ જે વખતે લાગણીની ઉગ્રતા સૌથી વધારે હોય તે વખતે આ સ્થિતિનો લાભ સૌથી ઓછો આપણને મળે છે. એ સ્થિતિની આગળ કંઈ પણ રહેતું નથી, એટલે છેક છેવટની સ્થિતિને પ્રત્યક્ષ કરાવવી એ કલ્પનાની પાંખોને બંધ કરવા બરાબર છે. કલ્પનાનું છેવટનું ચિત્ર તો ચિત્રપટ ઉપર આલેખાયલું હોવાથી તે પ્રત્યક્ષજ થયું હોય છે, એટલે એ ચિત્રને છોડીને બીજાં નિર્બળ અને ગૌણ. ચિત્રોમાં વ્યાપૃત થવાની કલ્પનાને જરૂર પડે છે. લે-ઓકો-ઓનને નિઃશ્વાસ નાંખતો ચીતરેલો હોય તે વખતે કલ્પનાદ્વારા એને ચીસ પાડતો આપણે સાંભળી શકીએ; પણ એને ચીસજ પાડતો દર્શાવવામાં આવ્યો હોય તો કલ્પના એક ડગલું આગળ જાય કે પાછળ જાય, છતાં લે-ઓકો ઓન_ ઓછા દુ ખની, એટલે ઓછો રસ પડે એવી સ્થિતિમાંજ જોવામાં આવે. ક્યાંતો પ્હેલીજ વખત ત્હમે એને કણતો સાંભળો, અથવાતો એને ત્હમે મરણ પામેલો જુઓ.

વળી, આ એક ક્ષણને જો કળાને લીધે અવિનાશી સ્વરૂપ મળતું હોય, આ એક ક્ષણનો દેખાવ ચિત્રપટ ઉપર લાંબા વખત સુધી તેવો ને તેવો જળવાયલો રહે એમ હોય, તો આપણને જે ક્ષણિક લાગે એવો ભાવ આપણી આગળ ચિત્રદ્વારા પ્રકટ કરવામાં ન આવે એ જરૂરનું છે. ક્ષણવાર દેખાય અને ક્ષણવારમાં અદૃશ્ય થઈ જાય એવા સઘળા બનાવો, પછી તે આનન્દજનક હોય કે ત્રાસદાયક હોય, તેનો સમય કળાની મદદ વડે કરીને લંબાવવામાં આવે તો તે એવા અકુદરતી જણાય છે કે તેના ચિત્ર તરફ આપણે

જેમ વધારે જોઇએ તેમ તેના સંસ્કાર વધારે નબળા પડતા જાય છે અને આખરે તેને માટે આપણને કંટાળો આવવા માંડે છે. કોઈ ફિલસુફનું મ્હોં હસતું ચીતરવામાં આવ્યું હોય તો ત્હેવી વખતે જોઇએ તે વખતે જરા ઠીક લાગે, પણ જેમ વધારે વખત જોઇએ તેમ તેની રમણીયતા આપણને ઓછી થતી જણાય. પ્રથમ જે ફિલસુફ જેવો જણાતો તે આખરે મૂર્ખ જણાય; પ્રથમ જે હસતો જણાતો તે આખરે દાંતિયાં કાઢતો જણાય. તે પ્રમાણે ચીસનું પણ એમજ છે. જે તીવ્ર વેદનાને લીધે ચીસ પડી જાય તે વેદના ક્યાંતો થોડા વખતમાં બન્ધ થાય છે અથવાતો તે વેદના ભોગવનાર માણસનું મૃત્યુ થાય છે. ઘણીજ સહનશીલતાવાળો માણસ હોય તે પણ ચીસ પાડે છે, પણ તે નિરંતર ચીસ પાડયાંજ કરે એવું બનતું નથી; અને ચિત્રકળામાં એ ચીસ નિરંતર પ્હોંચ્યાંજ કરતી જણાય છે તેને લીધે એ ચીસથી સ્ત્રીના જેની અશક્તિ અથવા બાળક । જેવી દુઃખભીરુતાનું આપણને ભાન થાય છે. ચીસથી સૌન્દર્યમાં ક્ષતિ ન થાય એમ આપણે ગણીએ અને સૌન્દર્યનો ભોગ આપીને પણ દુઃખનો સાક્ષાત્કાર કરાવવાની ચિત્રકારને છૂટ છે એવો મત આપણે સ્વીકારીએ, તોપણ આ હમણાં જણાવ્યુ તે પરિણામ ન આવવા દેવુ એ લેઓકોઓનના ચીતરનારની ફરજ હતી.

અસલના ચિત્રકારોમાં ટાઇમોમેકસ નામનો એક ચિત્રકાર હતો તે લાગણી જેમાં ઉત્કટ સ્વરૂપની જોવામાં આવે એવા વિષયોજ પોતાના ચિત્રને માટે પસંદ કરતો. એજેક્સ નામનો ગ્રીક યોદ્ધો, જેણે ટ્રોજન યુદ્ધમાં ઘણો આગળ પડતો ભાગ લીધો હતો અને જે પરાક્રમમાં એકિલિસ સિવાય બીજા કોઈનાથી ઉતરતો ન્હોતો, તેની યુલિસિસને હાથે હાર થઈ એટલે તે ભયંકર ઉન્માદદશામાં આવી ગયો, તે પોતાના તંબુમાથી બહાર નીકળ્યો, અને ગ્રીક લડવૈયાઓનેજ પોતાના દુશ્મન સમજીને તેઓના બળદો તથા ઘેટાંઓને એણે મારી નાંખ્યાં. આખરે એ આપઘાત કરીને મરણ પામ્યો. આ એજેક્સની વાર્તા અને પોતાનાં બાળકોનું ખૂન કરનારી મીડિયાની વાર્તા, એમાંથી એણે પોતાનાં પ્રખ્યાત ચિત્રોના વિષય શોધી કાઢ્યા હતા. આ પાછલી વાર્તા નીચે પ્રમાણે છે —

મીડિયા એ કોલ્ચિસના રાજાની પુત્રી હતી અને જાદુવિદ્યામાં એ ઘણી કુશળ હતી. સુવર્ણનું ઊન લેવાને માટે જેસન નામનો વીર નર કોલ્ચિસમાં આવ્યો ત્યારે એ તેની સાથે પ્યારમાં પડી ગઈ, અને જે કામસર જેસન આવ્યો હતો તે કામમાં એણે તેને મદદ કીધી. ત્યાર પછી જેમતની સ્ત્રી તરીકે એ જેસનની સાથે ન્હાસી આવી. પોતાની છોકરી ન્હાસી ગયાની ખબર પડતાં એનો બાપ એની પાછળ પડયો હતો તેને આગળ વધતો અટકાવવાને માટે મીડિયાએ પોતાના ભાઈનું ખૂન કીધુ અને તેનાં હાડકાંઓ દરિયામાં ફેંક્યાં. તે એકઠાં કરવાને માટે એના બાપને થોભવુ પડયુ પછી જેસને એનો ત્યાગ કરીને એક બીજી યુવતિ ઉપર પ્રેમ રાખવા માંડયો એટલે મીડિયાને ઘણો ક્રોધ ચઢયો અને પોતાના પતિની બેવફાઈનું સખ્ત વેર લેવાનો એણે નિશ્ચય કર્યો. જેસનથી થયલાં પોતાનાં બે બાળકોને એણે મારી નાંખ્યાં, અને જેસનના પ્રેમનું પાત્ર બનેલી નવયૌવના સ્ત્રીને પણ એણે ઝેરી વસ્ત્ર પહેરાવીને મારી નાંખી.

આ વાર્તા ઉપરથી પોતાનાં બાળકોનું પણ ખૂન કરનારી મીડિયાનું ચિત્ર આ ચિત્રકારે આપ્યું જણાય છે. પણ એ ચિત્રની જે હકીકત સાંભળવામાં આવી છે તે પરથી ચોખ્ખું જણાય છે કે અવિનશ્વરતાનો ગુણ પ્રાપ્ત થવાને લીધે કળાની કૃતિમાં અરુચિ ઉત્પન્ન થાય એવો ક્ષણિકતાનો વિચાર જેની સાથે ન જોડાયો હોય તેવો બનાવ લઇને ચિત્ર જોનારના પ્રત્યક્ષ દર્શનને માટેજ નહીં, પણ તેની કલ્પનાને માટે પણ પૂરતો અવકાશ રહે એવો સમય પસંદ કરવાની કેટલી જરૂર છે અને એ સમય કેવી રીતે પસંદ કરવો તેની એને ખબર હતી. જે વખતે મીડિયા પોતાનાં બાળકોનું ખરેખરું ખૂન કરે છે તે સમય એણે પોતાના ચિત્રને માટે પસંદ કર્યો નથી; પણ એની થોડીએક મિનિટ પ્હેલાંનો સમય, માતાનો વાત્સલ્યભાવ અને પત્નીનો ઇર્ષ્યાભાવ એ બે વિરોધી લાગણીઓનું પ્રબળ યુદ્ધ હૃદયમાં ચાલતું હોય છે તે સમયનું ચિત્ર એણે આપ્યું છે. એ યુદ્ધનું છેવટ આપણે આગળથી જોઈ શકીએ છિયે. ક્રૂર હૃદયની મીડિયાને જોઇનેજ એને હાથે જે કૃત્ય થવાનું છે તેનો વિચાર આવીને આપણને ત્રાસ ઉપજે છે, અને જે ભયંકર ક્ષણનું ચિત્ર ચીતરેલું આપણે જોઇએ છિયે તેને મૂકીને ઘણે દૂર સુધી આપણી કલ્પના પ્હોંચી વળે છે. પણ આજ કારણને લીધે, ખૂન કરવું કે નહીં એ વિષયની મીડિયાની અસ્થિર વૃત્તિને ચિત્રદ્વારા સ્થાયી સ્વરૂપ મળ્યાથી આપણને એટલું ઓછું દુઃખ થાય છે કે મીડિયાની એ અસ્થિર વૃત્તિ કાયમ રહી હોત, વાત્સલ્યભાવ અને ઈર્ષ્યાભાવનો વિરોધ મીડિયાના હૃદયમાં ચાલુ ને ચાલુ રહ્યો હોત, અથવા તો વખત અને વિચારને પરિણામે ક્રોધ શમી જાય અને વાત્સલ્યભાવ વિજયી નીવડે એટલા વખત સુધી એ વિરોધ ટકી રહ્યો હોત તો સારૂં થાત એવો વિચાર આપણને આવ્યા વગર રહેતો નથી. આ ચિત્રમાં ચિત્રકારનું આવી રીતનું ડહાપણ જોવામાં આવે છે તેને લીધેજ એનું નામ અમર થયું છે, અને મીડિયાનું ચિત્ર ચીતરનારા બીજા હલકા ચિત્રકારોના કરતાં એનું ચઢિયાતાપણું સિદ્ધ થયું છે. બીજા ચિત્રકારોએ મીડિયાની લાગણીનું સૌથી વધારે ઉગ્ર સ્વરૂપ પોતાના ચિત્રદ્વારા દર્શાવ્યું છે, અને અત્યન્ત ઉન્મત્ત દશાની એક ક્ષણિક અને નાશવન્ત લાગણીને એવું સ્થાયી સ્વરૂપ આપ્યું છે કે તે જોઇને કોઈ પણ માણસને ત્રાસ ઉપજ્યા વગર રહે નહીં. એવાં ચિત્રના સમ્બન્ધમાં એક કવિ યોગ્યજ કહે છે કેઃ—"મીડિયા ! ત્હારાં બાળકોના લોહી માટે શું તું હમેશાંજ તલસ્યાં કરે છે? ક્રોધ નવો જેસન, કોઈ નવી સપત્ની, શું હમેશાંજ ત્હને ચીડવ્યાં કરે છે? ત્હારૂં ચિત્ર જોઇને પણ મ્હને એમ થાય છે કે તું જહાનમમાં જા!" એમ કહીને એવાં ચિત્રો તરફ કવિ પોતાનો અત્યન્ત તિરસ્કાર બતાવે છે.

ટાઇમોમેકસનું બીજું ચિત્ર એજેક્સની ઉન્મત્ત દશા વિષેનું છે. એજેક્સે ઉન્મત્ત બનીને જે વખતે બળદો તથા ઘેટાંઓનો વધ કર્યો તે વખતનો દેખાવ એ ચિત્રમાં આપવામાં આવેલો હોય એવું જણાતું નથી. પણ એ ઉન્મત્ત કૃત્યો કર્યા પછી થાકીને એ બેઠો હતો અને આત્મહત્યા કરવાનો નિશ્ચય કરતો હતો તે વખતનું ચિત્ર એણે આપ્યું હતું, અને ખરેખરા ઉન્મત્ત એજેક્સનું ચિત્ર આજ છે. એ વખતે એની ઉન્મત્ત દશા આપણા જોવામાં આવતી નથી, પણ એ ઉન્મત્ત થયો હતો એ આપણે જોઈ શકીએ છિયે,

એ નખતની એની લજ્જા તથા નિરાશા ઉપરથી એની આગની ઉન્મત્ત દશાનુ ગભીર સ્વરૂપ આપણે સમજી શકીએ છિએ એજ કારણથી એજેક્સના ચિત્ર તરીકેની એની શોભા છે. ભાગી ગયેલા વહાણ ઉપરથી અને કિનારા ઉપર પડેલા શબ ઉપરથી સમુદ્રના તોફાનનો ખ્યાલ જેવી રીતે આવે છે તેવી રીતે એજેક્સની લજ્જા તથા નિરાશા ઉપરથી એની ઉન્મત્ત દશાનો ખ્યાલ આપણને આવે છે

(અપૂર્ણ.)

મોહનલાલ પાર્વતીશંકર દવે.

---

# ચર્ચાપત્ર.

મ્હે. તત્રી સાહેબ,

વિ કે આ પત્રને વસતમા સ્થાન આપી આભારી કરશો

'ફાલ્ગુન'ના 'વસંત'મા ગુજરાતે હવે તો 'નવા દૃષ્ટિકોણ'થી જોવુ જોઇએ એ મત્ય સ્પષ્ટ રીતે કહેવા માટે રા રણજીતરામને ધન્યવાદ ઘટે છે

જે જવાબદારી વિનાની, માહિતી વિનાની અને વિઘાતક ટીકાઓ ગુર્જરાતમા થાય છે તે સ્હામે ઉઠાવવો જોઇતો સમત પોકાર ઉઠાવી રા રણજીતરામે ગુજરાત ઉપર ઉપકાર કર્યો છે.

ગુજરાત પોતાનામાં જે આત્મઘાતક અશ્રદ્ધા દેખાડે છે તેને તો હવે અલ્પમતિ વિસ્તરેણ કહેવાની ઘણી જ જરૂર છે મ્હને લાગે છે કે જ્યા સુધી ગુજરાતના હૃદયમાથી આ અશ્રદ્ધા નિર્મૂલ નહિ થાય અને મમતાને સ્થાન નહિ મળે ત્યાં સુધી ગુજરાત આજે જેમ પાછળ રહ્યું છે તેમ પાછળ જ રહેશે. બંગાલમા આ અશ્રદ્ધા નથી અને મમતા છે તેથી જ તે આજે આટલું તેજસ્વી દેખાય છે ગુજરાત બંગાલ કરતાં અનેક રીતે વિશેષ સસાર (ઠાવકું) છે, પરંતુ આત્મવિશ્વાસની ન્યૂનતાથી—અથવા સત્ય સ્પષ્ટ સ્વીકારીએ તો તેના અભાવથી—ગુજરાતની સર્વ પ્રગતિ કુંઠિત છે. ગુજરાત—સૌરાષ્ટ્ર સાથે—હિંદના

વાણિજ્યમાં આજે અગ્રસ્થાન લે છે, ગુજરાતમાં ગોવર્ધનરામ અને મણિલાલ, 'કલાપી' અને ન્હાનાલાલ છે; એમ ગુજરાતમાં ઘણું ઘણું છે; પરંતુ ગુજરાત ગોવર્ધનરામને ભૂલી અંગ્રેજીમાં વસ્ત્રગીત ગાય છે—ગુજરાત એવું પરભાગ્ય છે !

જે Constructive attitude લેવાની રા. રેણુકતરામ સૂચના કરે છે તે લીધા પછી ગમે તેવા અશ્રદ્ધાળુને પણ ગુજરાતમાં કંઈક છે એમ લાગવા માંડશે. બેશક નથી એ લાગવું અઘરૂં છે પરંતુ જે કંઈક સારૂં છે એ ખીલવવું એટલું અઘરૂં છે—એ "કર્તવ્ય" પણ છે.

સાહિત્યચર્ચાના મીમાંસકોએ પ્રશંસા અને સમભાવને પ્રધાન સ્થાન આપ્યું છે. અન્ય સુંદર પ્રવૃત્તિમાં પણ એ જ તત્ત્વોને પ્રધાન સ્થાન મળવું જોઈએ. "દોષની જેમ નિંદા કરીએ છીએ તેમ ગુણની પ્રશંસા કરવી એ પણ નીતિ છે."

આપણી રંગભૂમિ જેવી આપણાં વર્તમાનપત્રોની દશા—પારસીઓમાં સાચી ઉર્ફ સરકારિતા નથી ઇત્યાદિ તેનું અનુકરણ—આદિ પ્રશ્નો તરફ આંખમીંચામણાં ન કરતાં તેમનું સ્પષ્ટ અને નીડર સત્યકથન કરવા માટે તેમને ખરેખર અભિનંદન ઘટે છે. એ પ્રશ્નોના ઉકેલમાં એ સૂચનો મૂલ્યવાન છે.

મરાઠી રંગભૂમિ સંબંધી કંઈક. ત્યાં સીનરીને પ્રાધાન્ય ન અપાતું હોવાથી, ગુજરાતી રંગભૂમિની લાક્ષણિક સીનરી જોઈ હોય તેમને બધું—શરૂઆતમાં તો ખાસ કરીને—મોળું લાગે છે. પરંતુ તેમાં મ્હોટે ભાગે ઔચિત્ય વિશેષ સચવાય છે. ત્યાં એકલી સીનરી અને લોકરુચિ કરતાં લેખકો અને પાત્રોને વિશેષ પ્રાધાન્ય અપાય છે તેથી વસ્તુ અને અભિનયની ખીલવણી સારી થાય છે.

૧૮–૫–૧૬. } મન્સુખલાલ ઝવેરલાલ પંડ્યા.

Reg. No. B. 463

# વસન્ત.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै
न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૧૫, અંક ૬. [ માસિક ] આષાઢ, સંવત્ ૧૯૭૨.

તન્ત્રી અને પ્રકાશક,— રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ. બી.એ. એલ્‌. એલ્‌. બી.

ઍલિફન્ટ રોડ—અમદાવાદ.



અમદાવાદ—ટંકશાળ—કાળુપુર "ધી યુનીયન પ્રિન્ટિંગ" પ્રેસ કં. લી.માં મોતીલાલ [illegible]દાસે છાપ્યું.

# લવાજમ.

લવાજમ સર્વેઃમાટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)
મળવાનુ ઠેકાણું.—વસન્ત ઑફીસ—અમદાવાદ.

# નિયમો.

૧ તન્ત્રીની સહીના—ખાસ પોતે લખેલા અગર બીજા પાસે ખાસ લખાવેલા, તેમજ વસન્ત–ઑફિસમા તૈયાર કરાવેલા અને વસન્ત–ઑફિસની સહીથી પ્રકટ થતા, સર્વે લેખો માટે તન્ત્રી જવાબદાર છે. અને તેથી એના ઉપર છાપવા છપાવવાનો હક તન્ત્રીનો રહે છે

૨ અન્ય સર્વ લેખો માટે તે તે લેખના કર્તા જવાબદાર છે

૩ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી. તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવુ તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા માટેની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૪ કોઇ પણ લેખકનુ અસલ લખાણ—એ લેખ "વસન્ત" મા દાખલ કરવાનો મા કર્યો હોય કે ન હોય—પણ પાછુ લેખકને તે મોકલવાને અમો બધાતા નથી

૫ કોઇપણ લેખ પૂર્વે પ્રસિદ્ધ થયો છે કે કેમ, તથા અન્ય કોઇ પત્રમા પ્રસિદ્ધ કરવા મોકલ્યો છે કે કેમ એ અમોને લખી જણાવવું કારણ કે તેવા લેખો પ્રસિદ્ધ કરવા કે નહિ તે તન્ત્રીની મુનસફી ઉપર છે

**વ્યવસ્થાપક.**

# આવતો અંક વી. પી.

દરેક માસિકોનો રીવાજ અગાઉથી લવાજમ લેવાનો હોય છે છતા અમે આ માસિકના ૭ અંકો લવાજમની ઉઘરાણી કર્યા શીવાય મોકલી ચૂક્યા છીએ તો આવતો શ્રાવણ માસનો અંક જે ગ્રાહકોનું ચાલુ વર્ષનું લવાજમ નહી મળ્યુ હોય તેમને વી. પી. દ્વારા મોકલાવીશુ તો તે સ્વીકારવા કૃપા કરશો

કાગળના ભાવ પહેલા કરતા ઘણા ચડી ગયા છે અને તેથી પ્રેસનું બિલ બહુ વધી ગયું છે—છતા આ માસિકના લવાજમમાં કોઇ ફેરફાર કર્યો નથી એ વાત પણ અમારા સુજ્ઞ ગ્રાહકોએ ધ્યાનમા રાખી લવાજમ હમેશા અગાઉથીજ મોકલી આપશે તો અમે તેઓનો ઉપકાર માનીશુ

**વ્યવસ્થાપક.**

Reg No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमय: पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमय:
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै
न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्

વર્ષ ૧૫, અંક ૬. [ માસિક ] અષાડ, સંવત્ ૧૯૭૨.

## પ્રભુનું દયામૃત.

( જે ગાઈ પ્રેમ અંગ અવતરે ભક્ત કવિ દયારામના એ ગીતની ધૂન )

સખિ ! જ્યાં પ્રભુ દયામૃત ઝરે—
દિવ્યના જગની ત્યાં ઝગઝગે !
પાર્થિવ દેહે, પરવશ આત્મા—
પામરતા આચરે
પ્રતમને ત્યાં પ્રણામ કરવા—
પ્રભુ દયામૃત ઝરે સખિ ! જ્યાં—

પ્રભુ દયાને પરમ ભરોસે,
દિન આરામ જ ધરે,
નિર્ભય નારાયણમય પ્રાણી,
પ્રભુ દયામૃત ઝરે સખિ ! જ્યાં—

ગુણશિલ્પ આકર્ષણે સ્વજન—
    પ્રભુતાના પદ ભરે
ત્યાં આંતર આરાધન ધરવા,
    પ્રભુ દયામૃત ઝરે સખિ ! જ્યાં—

આત્માનુ ઐશ્વર્ય, રાધિકા—
    કૃષ્ણસમ, પ્રકટ કરે
પ્રેમભક્તિવાને 'રસયોગે—
    પ્રભુ દયામૃત ઝરે સખિ ! જ્યાં—

તપ તેજસ્વી તાંગ સમ, જે—
    ઘૂમે એકલ સૂરે
લલિત ગમિયા જીવનમાં એ,
    પ્રભુ દયામૃત ઝરે સખિ ! જ્યાં—

ડભોઈ ( દર્ભાવતી )
તા. ૧૮-૩-૧૫.

લલિત.

---

# પ્રાસંગિક નોંધ.

**હિન્દી સ્ત્રીઓની યુનિવર્સિટિ**

પ્રો. કર્વેના સ્તુત્ય પ્રયાસથી—હિન્દી સ્ત્રીઓની પૂણામાં સ્થપાએલી યુનિવર્સિટિએ પોતાનુ કાર્ય ત્વરાથી શરૂ કરી દીધું છે. યુનિવર્સિટિના 'ફેલોઝ્' ચુંટાઇ ગયા છે, અને એમની પહેલી સભા ( સેનેટ ) માં 'ચૅન્સેલર' ( સર રામકૃષ્ણ ભાંડારકર ) અને 'વ્હાઇસ-ચૅન્સેલર' ( મિ. પરાંજપે ) પસંદ કરવાનુ કામ પણ થઇ ગયુ છે. એટલું કર્યું એટલે ઘણું કર્યું એમ કૃતકૃત્યતા માની બેસે એવા પ્રો. કર્વે નથી. સભાની બે દિવસની બેઠક કરી—આ વર્ષે યુનિવર્સિટિને અંગે વિદ્યાભ્યાસ અને પરીક્ષાનું કામ થાય તે માટે જોઇતા સઘળા ઠરાવો સભામા પસાર કરાવી દીધા છે. અત્યારે 'એન્ટ્રન્સ્'( પ્રવેશક ) અને 'ફર્સ્ટ યર' (પ્રથમ વર્ષની) પરીક્ષાના અભ્યાસક્રમ નક્કી કરવામાં આવ્યા છે. તે નક્કી કરતા કેટલોક સભામા ઊહાપોહ થયો હતો, પણ છેવટે દરેક વખતે સઘળા 'સુધારા' રદ થઇ મૂળના ઠરાવો પસાર થતા હતા એ જોતા એમ લાગે છે કે તે તે વિષય ઉપર કાર્યકર્તાઓએ સભાના મ્હોટા

બાનના મત પ્રમાણે પ્રથમથી જ નિર્ણય બાંધી મૂક્યા હતા.* સામાન્ય પ્રસંગે આ રીત સ્વતન્ત્ર વિચારને માટે અનુકૂળ ન ગણાય; પણ અત્યારે મતભેદથી દરેક વસ્તુ ચૂંથાઇ જાય અને કાર્યના આરંભમાં વિઘ્ન પડે વા વિલંબ થાય એ ઇષ્ટ નથી—એ જોતાં અત્યારે જે થયું છે તે ઠીક થયું છે. અભ્યાસક્રમ વગેરેના અગત્યના ઠરાવ નીચે નોંધવામાં આવે છે. તે સાથે એ સંબન્ધમાં રજુ થએલા 'સુધારા' પણ નોંધું છું—જેથી વાચકને મતભેદના સ્વરૂપનો ખ્યાલ આવશે.

## ઠરાવ ૧૧—'એન્ટ્રન્સ્' (પ્રવેશક) પરીક્ષામાં આવશ્યક અને ઐચ્છિક વિષયની સંખ્યા.

મિ. ધારપુરે અને પ્રો. લિમયેએ રજુ કરેલો ઠરાવ

ચાર આવશ્યક અને બે ઐચ્છિક વિષય રાખવા.

ડૉ. મ્હેતા અને મિ. આર. જી. પ્રધાનનો સુધારો

ત્રણ આવશ્યક અને ત્રણ ઐચ્છિક.

પ્રો. રાજવડે અને મિ. એચ. એન. આપ્ટેનો સુધારો

મુંબાઇ યુનિવર્સિટિની મેટ્રિક્યુલેશન પ્રમાણે

સુધારા રદ, મૂળનો ઠરાવ પસાર.

## ઠરાવ ૧૨ એન્ટ્રન્સ્ પરીક્ષામાં આવશ્યક વિષયો:

(અ) પ્રમુખે રજુ કરેલો અને પસાર થએલો ઠરાવ: ચાર આવશ્યક વિષયો પૈકી— અંગ્રેજી અને પ્રચલિત દેશભાષા (Vernacular) એ બે વિષયો રાખવા

(બ) પ્રો. લિમયે અને મિ: પ્રધાને રજુ કરેલો અને છેવટે થએલો ઠરાવ કે— બાકીના બે આવશ્યક વિષયો—(૧) ઇતિહાસ અને (૨) ગૃહવ્યવસ્થા તથા આરોગ્ય. આ (બ) ભાગ માટે નીચે પ્રમાણે પાંચ જુદા જુદા વિષયનાં જોડકાં રજુ કરવામાં આવ્યાં હતાં—

(૧) અંકગણિત; અને ગૃહવ્યવસ્થા તથા આરોગ્ય.

(૨) અંકગણિત, અને ઇતિહાસ.

(૩) પ્રાચીન શિષ્ટ ભાષા (Classical Language) અને ઇતિહાસ.

* આ માત્ર મારૂં અનુમાન જ છે.

(૪) ,, ; અને ગૃહવ્યવસ્થા તથા આરોગ્ય.

(૫) ,, ; ગણિત.

પરંતુ આ માટેના સઘળા સુધારા રદ જઇ ઉપર જણાવ્યા પ્રમાણે (૧) ઇતિહાસ અને (૨) ગૃહવ્યવસ્થા તથા આરોગ્ય—નો ઠરાવ પસાર થયો હતો.

એટલે એન્ટ્રન્સ માટે (૧) અંગ્રેજી, (૨) પ્રચલિત દેશભાષા, (૩) ઇતિહાસ અને (૪) ગૃહવ્યવસ્થા તથા આરોગ્ય એ ચાર વિષયો આવશ્યક ઠર્યા.

ઠરાવ ૧૩—'એન્ટ્રન્સ' માટે ઐચ્છિક (optional) અને પ્રમાણપત્ર (certificate) ના વિષયઃ

આ માટે કેટલીક ચર્ચા થઇ ને આખરે—પ્રમુખ તરફથી નીચે પ્રમાણે ઠરાવ મૂકવામાં આવ્યા અને તે પસાર થયા.

(અ) ઐચ્છિક વિષયઃ

શિષ્ટ ભાષા (higher course ઉચ્ચ ભૂમિકા), ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રો (Physical Sciences) પ્રાકૃતિક શાસ્ત્રો (Natural Sciences), ગણિત (બીજગણિત અને ભૂમિતિ), હિન્દી, ભૂગોલ, ચિત્રકલા (ઉચ્ચ ભૂમિકા), સંગીતકલા (ઉચ્ચ ભૂમિકા), સૂચિકલા (શીવણ-ગૂંથણ-ભરત ઉચ્ચ ભૂમિકા)—એમાંના ગમે તે બે ઐચ્છિક વિષય રાખવા.

(બ) પ્રમાણપત્રના વિષય.

નીચેના વિષયનો અભ્યાસ પૂરો કર્યો છે એવું મુખ્ય અધ્યાપક તરફથી 'સર્ટિફિકેટ' યાને પ્રમાણપત્ર મળવું જોઇએ.

(૧) શિષ્ટ ભાષા (પ્રથમ ભૂમિકા—elementary course).

(૨) અંકગણિત.

(૩) ચિત્ર વા સંગીત.

(૪) સૂચિ.

સર્ટિફિકેટ મળી શકે એવું ન હોય તે પ્રસંગે—'સિન્ડિકેટ' પોતે ખાતરી કરી લે.

## ઠરાવ ૧૫—એન્ટ્રન્સ્ પરીક્ષા માટે નિયમો.

(અ) (૧) અંગ્રેજી—બે બે કલાકનાં બે લેખી પરીક્ષાપત્રો; તથા મુખપરીક્ષા.

(૧) પાઠ્યપુસ્તક (Text books) અને વ્યાકરણ (વ્યાકરણની ગૂંચો બાદ.)

(૨) નિબન્ધ; અને ભાષાન્તર. " " "

મુખપરીક્ષા—વાતચિત, અને પાઠ પુસ્તકમાંથી વિવરણ.

(૨) પ્રચલિત દેશભાષા—બે બે કલાકનાં બે પત્ર.

(૧) પાઠપુસ્તક.

(૨) સામાન્ય અને વ્યાકરણ.

(૪) હિન્દુસ્થાન અને ઇગ્લંડનો ઇતિહાસ.

—ત્રણ કલાકનું એક પત્ર.

(૪) ગૃહવ્યવસ્થા અને આરોગ્ય—

—બે કલાકનું એક પત્ર; અને કાર્યપરીક્ષા (practical examination)

(બ) દરેક ઐચ્છિક વિષયમાં—ત્રણ ત્રણ કલાકનું પરીક્ષાપત્ર.

## ઠરાવ ૨૦: 'ફર્સ્ટ યર' યાને પ્રથમ વર્ષની પરીક્ષાનો અભ્યાસક્રમ:

પ્રમુખ તરફથી નીચેના વિષયો ગણવા ઠરાવ મૂકાયો અને તે પસાર થયો:

(૧) અંગ્રેજી, (૨) પ્રચલિત દેશભાષા, (૩) ઇતિહાસ, અને (૪) ગૃહવ્યવસ્થા તથા આરોગ્ય અને નીચેનો એક ઐચ્છિક વિષય:

(૧) શિલ્પભાષા, (૨) નીતિશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન ( Ethics and Philosophy ) (૩) ગણિતશાસ્ત્ર, (૪) રેખા અને રંગ ચિત્રણ (Drawing and Painting ), (૫) સંગીત, (૬) ભૌતિક શાસ્ત્રો, (૭) પ્રાકૃતિક શાસ્ત્રો, (૮) અંગ્રેજી, (૯) શિક્ષણશાસ્ત્ર, (૧૦) તુલનાત્મક ધર્મવિદ્યા (Comparative Religion), (૧૧) ઇતિહાસ અને અર્થશાસ્ત્ર ( Economics ).

## ઠરાવ ૨૧—'પ્રથમ વર્ષ' માટે નિયમો

પ્રમુખ તરફથી મૂકાએલો અને પસાર થએલો

(૧) અંગ્રેજી—બે બે કલાકનાં બે લેખી પરીક્ષાપત્રો; અને મુખપરીક્ષા.

# પુત્રને–પિતાના પત્રો.

## ૧.

મ્હારા વ્હાલા દીકરા,

ઈંગ્રેજી ભાષામાં "Lord Chesterfield's Advice to his Son" કરીને પુસ્તક છે, જેમાં એક નિપુણ પિતાએ પોતાના પુત્રને શિખામણ રૂપે પત્રો લખીને જગતના લોકને સદ્બોધ આપેલો છે, જે અદ્યાપિ પર્યંત લોકો ખુશીથી વાંચે છે, અને નીતિ, જ્ઞાન અને ડહાપણ મેળવી પોતાના વર્તનમાં તેનું અનુકરણ કરે છે. એ મહાત્માની લક્ષાંશ યોગ્યતા મ્હારામાં નથી એટલે તે પ્રકારનું બુદ્ધિ અને ચતુરાઇનું બંડોળ હું આપી શકું તેમ તો નથી, પરંતુ મ્હારી ઉમ્મરના અને અનુભવના પ્રમાણમાં મ્હેં જે કંઈ સંપાદન કર્યું છે, તે નિરર્થક ન જાય એવા હેતુથી ધાર્મિક, સાંસારિક, રાજ્યદ્વારી, નૈતિક, અને પરચુરણ વિષયો ઉપર મ્હારા વિચાર જે થયા છે, તે હું તને સંક્ષેપમાં લખી જણાવીશ. તેનો ત્હારે જે ઉપયોગ કરવો હોય તે કરજે, ને તને તેમાં રસ પડે તો તેને પાન કરી અન્ય મનુષ્યને પ્રાપ્ત કરાવીશ તો અસ્થાને નહીં ગણાય.

ત્હારા માતુશ્રીની હયાતીમાં, એક સમયે, આપણા ઘરની ઇષ્ટમંડળી બેઠેલી હતી તે વખતે હુ તો મ્હારી હમેશાંની રીત પ્રમાણે વાતચીતથી આનંદ કરાવતો હતો, ત્યારે એમણે મ્હને કહેલુ કે "હાલના સમયને અનુસરી તમે એક નવલકથા લખો, એટલે આ સ્વાદ અને ગમ્મતનો બીજા લાભ લઈ સકે." તે વખતથી મ્હારા મનમાં તે વાત સચોટ લાગેલી. પરતુ તે વાત વીત્યાંને થોડો સમય ગયો નહીં, એટલામાં મ્હારા ઉપર દૈવી આફત એક, પછી એક એવી પડી કે તે લખીને કોઇને ત્રાસ કરાવવા માગતો નથી. ત્હારા પંડ સિવાય હુ બીજા કોઇને બચાવી સક્યો નથી એમ કહુ તો ખોટું નથી. આયુષ્ય ધીમે ધીમે ખૂટતું જાય છે, નૈસર્ગિક અશક્તિઓના આ શરીર ઉપર હુમલા થવા લાગ્યા છે, ને વખતે કાળે કરીને જર્જરીત થતી કાયા લાંબી ન ચાલતાં હરિ શરણાપન્ન થઈ જાય તો એમની ઇચ્છાનુસાર મ્હારાથી ન વર્તાયું એવું મ્હારા મનમાં રહી જાય, ને તેને લીધે મ્હારે પુનર્જન્મ લેવો પડે. તે ભયમાંથી બચવાને માટે હુ કેટલેક અંશે પત્રના સ્વરૂપમાં તને લખવા ચાહું છું. નવલકથા લખવાનુ તો મને એક ખૂણે પણ મન થતુ નથી કેમકે આપણી ભાષામાં તેનો તોટો નથી. તેના ગુણદોષ ઉપર હું વિવેચન કરવા માગતો નથી કેમકે એક બે શ્રેષ્ઠ પુસ્તક સિવાય સાહિત્યના તે ક્ષેત્રમાં કોઈ યશસ્વાન નિવડ્યું નથી. હાલના લેખકોની યોગ્યતા શી રીતે હોય? કુવામાં પાણી ન હોય તો હવાડામાં શી રીતે આવે? પુસ્તકોના ઉતારા કરીને તેનું કદ વધારી ચાવળાઈ દર્શાવવાની પદ્ધતિથી હું તદ્દન વિરુદ્ધ છું કેમકે તે એક તો ચોરી છે, અને કેટલાક તો અન્ય લેખકોના લેખમાં સહેજ ફેરફાર કરીને નવીનતાનું રૂપ આપવાનો પ્રયત્ન કરવામાં ઘણી શરમભરેલી રીતે નિષ્ફળ થાય છે. તેના કરતાં મૌન ધારણ

કરવુ એ ઉત્તમ છે આમ કરવા કરતા બાહોશ લેખક મનસુખરામજીની માફક ઈંગ્રેજી પુસ્તકોના સારા અનુકરણ કરવામા આવતા હત તો પણ લાભ થાત આવા વિચારના વમળમા ગોથા ખાતા મ્હને એક વખત એવો વિચાર થયો કે પિતા પુત્રના સબધે શિખામણની બાબતના સ્વરૂપમા જુ થો લખીને ત્હારે વાસ્તે મૂકતો જાઉં તો સારુ, જેથી તને ત્હારા માબાપનુ કોઈ દહાડો વિસ્મરણ ન થાય ને જ્ઞાન તથા આનદ અને ઇષ્ટજનનું સ્મરણ સદા સતેજ રહે વળી તેની સાથે તને બીજા તે વચાવે તો પણ હરકત ન આવે

મ્હારી ભાષા સંસ્કારી નથી શુદ્ધ પણ ન કહેવાય તેમ જડબા ફાટે તેવી બોલવામા ક્લિષ્ટ પણ નથી ચાવળાઈ ભરેલી મારાથી લખાતી નથી પડિતમા ખપવાનો કોઈ દહાડો મ્હેં અધિકાર સ્વીકાર્યો નથી વાચતા વારવાર કોષનો ઉપયોગ કરવો પડે તેવી વિદ્વત્તા ભરેલી પણ નથી કેટલીક વખત કેટલાક લેખકો લખાણ પોતેજ સમજી શકે કે પોતે વાચીને પોતાની આસપાસની મડળીને પરાણે સમજાવી રાજી થાય તેવી શૈલીવાળુ હોય છે તેવુ પણ નથી હુ તો ફક્ત સાદુ સરળ અને પ્રપચ વગરનુ લખી સકુ છુ, માટે તે ઉપર ઘણુ લક્ષ ન આપીશ

લી ત્હારા પિતાના અનેક આશીર્વાદ

૨.

મ્હારા વ્હાલા દીકરા

પૂર્વકાળમા આપણા આર્યાવર્ત દેશમા જ્યારે વર્ણાશ્રમધર્મ 'નુ પરિસેવન થતું, ત્યારે પ્રત્યેક જાતિના લોકો તે તેમના અધિકાર પરત્વે પોતાના સતાનને યથાકાળ અને યથાશક્તિ શાસ્ત્રોક્ત વિધિથી સંસ્કાર કરતા જે જેની જેવી ભાવના તેવી ફલસિદ્ધિ કહી છે, તે પ્રમાણે તેનો લાભ પણ મળતો ઘણે અશે આ કૃત્યો માબાપની ફરજનો ભાગ બનતો, અને અમુક વર્ગનો પુત્ર કે પુત્રી હોય તેને આટલુ તો આવશ્યક કરવુ જ જોઇએ તે તરફ લાગતાવળગતાની કાળજી રહેતી માબાપના કરતા કુલના આચાર્ય કે ગુરુનુ લક્ષ્ય તે તરફ બીલકુલ કમી ન્હોતું વખતે માબાપ નિષ્કાળજી દર્શાવે તો, આ ધર્માધ્યક્ષોનો કોરડો તેમના ઉપર ફર્યા વગર ન જ રહે તે તેમને તરત જ સત્પથે ચલાવવા ઉપાયો પ્રયોજતા કેમકે પોતાના યજમાનના કલ્યાણમા તેઓ પોતાનું હિત સમાયલુ માનતા, અને તેમનું અને તેમની સંતતિનું ઐહિક અને આમુષ્મિક સુખ સાધવાને તેઓ સદા તત્પરાયણ રહેતા આપણા ધર્મશાસ્ત્રોમા જોઇશુ તો મ્હોટા રાજાથી માડીને ગરીબ પર્યંતને કુળગોરો ખરા દેવો અને નરપિત્નીઓને પણ ગુરુરૂપી છત્ર અવશ્ય હોવાનુ જ ગુરુ વિના અસદ્દગતિ થાય છે એવી માન્યતા તો હજી પણ આપણામા કહેવાય છે માબાપે છોકરાને ગુરુને ત્યાહા ક્યારે કેવી રીતે શીખવા મોકલવા તેના નિયમો ચોક્કસ હતા ગુરુને ત્યાહા ગયા પછી છોકરાએ શી રીતે વર્તવુ તેનો પણ કાર્યક્રમ નિયત થયેલો હતો ગુરુએ કેવી રીતે વિદ્યાદાન દેવુ, અને દીધા પછી ગુરુદક્ષિણા કેવી, અને કેટલી લેવી, તેની પણ પ્રણાલિકા ઠરી ચૂકેલી એટલે માર્ગ

એટલો સીધો અને સરળ હતો કે કોઇને ગુરૂ શોધવા જવાની ભાંજગડમાં પડવું પડતું નથી. અને સૌ પોતપોતાના અધિકારને રૂચિકર રસ્તો સહેલાઇથી લેતા. અર્થાત્ એક બીજાનું સાધનની એવી સંકળના ગોઠવાઈ ગઈ હતી કે તેમાં અયોગ્યતાને સ્થાનજ ન્હોતું. જ્યાં સુધી આપણામાં આ ગોઠવણ પાળવામાં આવતી ત્યાંહાં સુધી આપણે સહુ ઘણાં સુખી, સંતોષી આનંદી અને એક માબાપનાં છોકરાં તરીકે રહેતાં અને વર્તતાં. આપણામાં સંપ, સલાહ અને સ્નેહ હતો. એક બીજાનાં સુખે સુખી અને દુઃખે દુઃખી હતાં. આપણામાં માનુષી કરતાં દૈવી સંપત્તિ વિશેષ હતી. અને આ સઉનું પરિણામ એ હતું કે આપણો દેશ સધન, આપણી પ્રજા સંતુષ્ટ, ઇર્ષ્યા કે અસૂયા વગરની, રૂપ ગુણ અને તેજથી બલિષ્ઠ હતી. કામ, ક્રોધ, લોભ, મોહ અને મદ આપણા ઉપર પોતાનું જોર કમી પ્રવર્તાવી સકતાં. ને આજ આપણે જીંદગીની હાડમારી થતી જોઇએ છીએ તે દૃષ્ટિગોચર ન્હોતી થતી. સહુ પોતપોતાના ગજા પ્રમાણે મેળવીને આનંદમાં દિવસ ગાળતાં, ને આ તથા પરલોકનું સાર્થક કરતાં. ઉપરના સિદ્ધાંતનાં દૃષ્ટાંત આપવા હું ખુશી નથી. તેને માટે જેને વૃત્તિ હોય તેણે આપણાં ધર્મશાસ્ત્રનું અવલોકન કરવું. હું એમ નથી કહેવા માગતો કે તેવા વાંચનમાં આયુષ્ય ગાળી નાંખવુ, પરંતુ તેમાંથી પોતાને જેટલુ લાભદાયી હોય તેનું ગ્રહણ કરવું ને નકામુ હોય તે છોડી દેવું. ઉપરનું ધોરણ સાધારણ રીતે લક્ષ્યમાં રાખીને આપણે જુવો કે તેમાંનું આજે કેટલુ પાળવામાં આવે છે, ને જો પાળવામાં નથી આવતું તો તેના પરિણામે આપણે લાભ કે હાનિના ભોક્તા છીએ. ને છીએ તો શું ને કેટલે દરજ્જે? જેમ જેમ આપણામાંથી સાત્વિક ભાવો કમી થતા ગયા, રજો અને તમો ગુણનાં તત્ત્વ પ્રાબલ્ય પામ્યાં, પ્રજા વર્ણસંકર થતી ગઈ, માબાપનાં બંધન શિથિલ થતાં ગયાં, ને સઉ ધર્મપરાઙ્મુખ થયાં, તો પછી બીચારા ગુરૂ કે આચાર્યના ધડા કેવી રીતે રહે? ચાલતી આવેલી પ્રણાલિકાની શૃંખલાનાં બંધન એવી રીતે તુટવા લાગ્યાં કે આપણે કેવી રીતની અધોગતિને પ્હોંચીએ તેનું બીલકુલ ભાન જ ન રહ્યું. 'દેવ ડુંગરે ગયા' 'પીર મક્કે ગયા' ને 'ધર્મનાં તત્ત્વ ગુફામાં' પેસી ગયાં. પ્રેત્યેક કોઇને અરસપરસની જવાબદારી ન રહી., સંસ્કારશૂન્ય બની રહ્યા. કોઈ જાતનું બંધન ન રહ્યું. ફરજ ન રહી. જેને જેમ ફાવ્યું ને ગમ્યુ તેમ તેણે તેવો માર્ગ ગ્રહણ કર્યો, કોઈ ફાવ્યા, કોઈ હાર્યા અને કોઈ પડયા. પ્રારબ્ધવશાત્ આ સ્થિતિ પ્રાપ્ત થઈ ગઈ, ને વસ્તુસ્થિતિ એટલી પલટાઈ ગઈ કે આજની આપણી અધોગતિનું પૃથક્કરણ કરવાને આપણે અશક્તિમાન થઈ ગયા છીએ. અનીતિવાન બન્યા છીએ. સુખ શામાં છે? સરળ માર્ગ કયો હશે? શું કરીએ તો પૂર્વવત્ બનીએ?—વગેરે વિચારમાં શોક સાથે નિમગ્ન થઈ ગયા છીએ, ને કેવી રીતે ક્યે રસ્તે જવું તેમાં ફોફાં મારીએ છીએ.

લી. ત્હારા પિતાના અનેક આશીર્વાદ.

૩.

મારા વ્હાલા દીકરા,

વર્ણાશ્રમના ધર્મનું પતન; ગુરુશિષ્યના સંબંધનો અભાવ, અને માતાપિતાની નિષ્કા-

બજી, આ ત્રણેને લઇને આપણને કેટલું નુકશાન થયું છે, તેનો આજ વિચાર કરવાનો મ્હારો નિશ્ચય થયો છે. પ્રથમની અવસ્થાનું પરિસેવન કરવાથી માબાપ કેટલેક અંશે નિર્ભય રહેતાં. તેમનો ધર્મ અમુક વયે પોતાનાં છોકરાંને ગુરૂને ઘેર સોંપવાં એટલો જ રહેતો. ત્યાંહાં ગયા પછી ગુરૂ તેમને ધર્મ સંબંધી યથોચિત જ્ઞાન આપતા, નીતિબળ વધારતા, અધિકાર અને અભિરુચિને અનુસરીને અધ્યયન કરાવતા. તેની સાથે ગૃહશિક્ષણનું દુર્લક્ષ્ય ન્હોતું. આની સાથે શારીરિક સંપત્તિને માટે પણ પ્રોત્સાહન થતું. મતલબ, જ્ઞાન વિજ્ઞાન સાથે આનંદને અવકાશ રહેતો. મન પ્રફુલ્લિત થતું. કોઈ પણ અભ્યાસ પરાણે કરાવવામાં આવતો નહીં. નિરર્થક વસ્તુ તો આપણા ધર્મમાં સર્વથા ત્યાજ્ય જ હતી. એટલે અભ્યાસ, નીતિ, શારીરિક બળ, અને અરસપરસ પ્રત્યેનો પ્રેમભાવ સાથે સાથે વધતાં ગુરૂ શિષ્યને હમેશાં સ્વાશ્રયના સિદ્ધાંતો સમજાવીને તેનું અનુકરણ કરાવતા. અધિકારી શિષ્યથી કંઈ પણ ગુપ્ત ભેદ ન્હોતો રાખતા. અને પોતાના ગુરૂને જેમ શિષ્યનું, તેમ શિષ્યને ગુરુનુ જીંદગી પર્યંત અભિમાન રહેતું. સહાધ્યાયીઓ વચ્ચે બાંધુ અને સ્નેહભાવ વૃદ્ધિ પામતો. અને જીવનની અમુક અવધી એ એક સુંદર, દૃઢ, વિદ્વાન, નીતિમાન, સ્વાશ્રયી અને પ્રેમી મનુષ્ય બનાવીને ગુરૂ શિષ્યરૂપી થાપણ તેમના માબાપને સોંપતા, ખર્ચના પ્રમાણમાં લાભ વિશેષ મળતો. અને પ્રત્યેક વ્યક્તિ ગૃહસ્થના ધર્મ શિર ઉપર ધરવાને સર્વાંશે સમર્થ રહેતો. સંસાર ભારરૂપ તેમને આજની માફક ન્હોતો લાગતો. ધર્મ અને અર્થ બન્ને સહેલાઇથી સધાતાં. તને વખતે એમ લાગશે કે આ જ ધોરણ હજી ચાલુ છે, છોકરાંને માબાપ નિશાળે મોકલે છે, ત્યાહાં મ્હેતાજી, માસ્તર ઉપદેશક વગેરે અભ્યાસ કરાવે છે. માબાપ પોતાના ગજા ઉપરાંત ખર્ચ કરીને કેળવણી આપે છે. શાળાઓ, વિદ્યાલયો, પાઠશાળાઓ પુષ્કળ અસ્તિત્વમાં આવી છે. સરકાર બે હાથે તે તરફ ખર્ચ કરે છે, કાળજી અનહદ ધરાવે છે, હમણાં હમણાં તો નીતિનાં તત્ત્વ ઉમેરવા પણ લક્ષ્ય આપવામાં આવે છે, ને નિશાળોની સાથે અંગબળની અભિવૃદ્ધિ સારૂ કસરતશાળાઓ પણ રાખવામાં આવી છે. આટલું છતાં પ્રથમની માફક પરિણામ કેમ નથી આવતું? માબાપો ખર્ચના પ્રમાણમાં ફલપ્રાપ્તિ વિષે અતિશય શા માટે નિરાશ રહે છે? હાલની પ્રજા શરીરસંપત્તિ અને નીતિબળની કમાણી શા સારૂ કમી કરે છે? ધારેલો હેતુ શા સારૂ સરતો નથી? ન્હાના મ્હોટા સહુ વિચાર કરે છે, પણ એક નિશ્ચય ઉપર શા સારૂ નથી આવતા? મ્હોટાં પીડાસનો ઉપરથી કોઈ આપણી આ સ્થિતિને માટે સરકારને ગાળો દે છે, કોઈ કેળવણીની શ્રેણિને વગોવે છે, તો કેટલાક તો બાળલગ્નની રૂઢિને ભાંડે છે. થોડા ગુરૂ વર્ગને ગાળો દે છે, ને ફરીયાદ કરે છે કે તેઓ બિલકુલ ધ્યાન આપીને શીખવતા નથી, તે મોટી રકમો ફી તરીકે પડાવે છે સંકુચિત મનના કેટલાક મનુષ્યો છોકરાં ઘેર રહીને ભણે છે તેથી તેમને શાળાના લાભ મળતા નથી અને અરસપરસ સાથે ખાવા પીવાનો વ્યવહાર નથી તેથી આપણી આવી અધમ દશા આવી છે એમ મિથ્યા આરોપ મૂકે છે. આ સહુ અનુમાન સિવાય બીજું કાંઈ નથી. હાલની પદ્ધતિથી શિખવવામાં મનુષ્યના બંધારણ અને તેની કેળવણીનો અમુક ભાગ સંતુષ્ટ રહે છે અને અમુક ક્ષુધાર્ત રહે છે. કોઇનામાં બન્નેનો અભાવ સમજાય છે. માબાપો ભરોંસે કૂટાય છે ને છેવટે જ્યારે ધારેલું પરિણામ નથી આવતું ત્યારે માથે હાથ દઈને રૂવે છે. જો તમારે પૂર્વવત્

સ્થિતિ બાંધવી હોય તો આધુનિક કાળમાં ઇંગ્લાન્ડના ઑક્સફર્ડ અને કેમ્બ્રિજ જેવાં દેશમાં વિશ્વવિદ્યાલયો કરો. હું તો તેમને પૂર્વકાળનાં ગુરુકુળ, વશિષ્ઠ, વિશ્વામિત્ર કે સાંદીપનિ ઋષિના આશ્રમની દષ્ટિએ જોઉં છું ને તેનાં ઉત્તમ ફળ નિહાળું છું. રોગની યથાશક્તિ ચિકિત્સા કરો, અને પછી ઔષધ આપો.

લી. ત્હારા વ્હાલા પિતાના અનેક આશીર્વાદ.

૪.

મારા વ્હાલા દીકરા,

આજે આપણે પૂર્વ અને આધુનિક શિક્ષણપદ્ધતિ, સંસ્થાની યોજના, ગુરુ શિષ્યનો અરસપરસ ભાવ અને સંબંધ, અને તેની શિષ્યના ઉપર થતી અસર વગેરેનો વિચાર કરીશું. જેવી રીતે દરેક ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવ હોય છે તેમ પહેલાં દરેક વિષયના પારંગત ગુરુઓ નિર્માણ થતા. તેમની પાસેથી શીખ્યા બદલ પ્રમાણપત્ર મળ્યું એટલે એને બીજા કશાની અપેક્ષા ન રહે. વળી મહાત્મા ગુરુનો અન્તઃકરણનો એવો આશીર્વાદ કે શિષ્યનું કલ્યાણ થયા વગર ન રહે. કેટલાંક તો એવાં દષ્ટાંત મળી આવશે કે " ગુરુ કરતાં ચેલા ચઢે." ગુરુની કીર્તિમાં વૃદ્ધિ કરવામાં આવે, ને ગુરુ પણ એવા મ્હોટા હૃદયના અને અસૂયારહિત કે શિષ્યથી હમેશાં પરાભવની ઇચ્છા રાખે. અમુક સ્થળો નક્કી થએલાં. અમુક ગુરુઓ જાણવામાં આવેલા. અમુક વિષયનું અધ્યયન કરવાની શિષ્યની વૃત્તિ છે એવું જણાય એટલે જોપીને પુછ્યા વગર તે તે આશ્રમ કે સંસ્થામાં જવું, ને ગુરુ શિષ્યનું પોત અને અધિકાર જોઇને વિદ્યાદાન આપવું શરૂ કરે. આજની માફક ગોળ અને ખોળ સરખો નહીં. ગાંધીની દુકાન જેવો વહીવટ નહીં. વેદાભ્યાસ કરનારા વૈયાકરણનો છંદ ન લે. અને વ્યાકરણ શીખનાર ન્યાયમા માથું ન મારે. ન્યાયવાળા જ્યોતિષ, વૈદકીય કે શિલ્પશાસ્ત્ર તરફ નજર ન કરે. સાહિત્યના ક્ષેત્રમા નિપુણતા મેળવનારા ગણિતશાસ્ત્રી પાસે ન જાય. આ ઉપરથી એમ ન સમજવુ કે દરેક શિષ્ય એક જ વિષય શીખીને તેમાં જ મચ્યો રહે. સર્વ જ્ઞાનનું સામાન્ય જ્ઞાન અને એક વિષયમાં પારગતપણું, ઉભય સચવાય ને શિક્ષણ ભારરૂપ ન થાય એ રીતે ચાલતુ. આધુનિક પદ્ધતિ તો ત્હારી ક્યાંહાં અજાણી છે? બાળકને સમજણ આવતાં પહેલા નિશાળે ધકેલવામાં આવે. માબાપ જાણે છોકરાં શીખે છે, માસ્તર જાણે કે તેમની શાળામાં ગણત્રી વધે છે. માસ્તરો જ સારા અને સુશિક્ષિત નથી એટલે છોકરાંને સાચી રીતે શી રીતે શીખવે? આપણામાં પ્રાથમિક કેળવણી જ જેવી રીતે આપવી જોઇએ તેવી આપવામાં આવતી નથી. કુમળાં વૃક્ષ ઉછેરવાનું કામ સહેલું નથી. એ તો નિપુણ માળી જ કરી શકે. ખેતર, બીજ અને ખેડુ ત્રણે સારાં હોય, તો જ સારા પાકની આશા રખાય. આજ તો પાંચ પચીસ છોકરાંઓને પાંચ છ કલાક એક ઓરડીમા પુરી રાખી, માસ્તર પોતાની ઇચ્છા પ્રમાણે થોડું ઘણું શીખવે છે. સારાં છોકરાં શીખી લે, ને નઠારાં પડ્યાં રહે કોઈ વાર તો માસ્તરને નિશાળીયાનું નામ જ ન આવડે તો પછી એનામાં કેટલું પાણી છે તે જોવા કે જાણવાની શું કામ સ્પૃહા રાખે? વળી વિષયોનો ક્રમ પણ

એવો શખેયો હોય છે કે જ્યાંહાં છોકરાં પોતાનું મન પરોવવાની સંધિ કરે, તેટલામાં બીજો વિષય લેવાની તૈયારી થાય. આનું પરિણામ શું આવે તે તું સહજ સમજી સકીશ. કેટલાક ફરજીઆત વિષયો હોય, એટલે છોકરાંને, તે પોતાની મરજી વિરૂદ્ધ શીખવામાં રૂચિ થતી નથી. અભ્યાસક્રમના વધારાની સાથે તે વિષયનું પોકળપણું વધે છે, ને છેવટની પરીક્ષામાં નિષ્ફળ થઈ જીંદગી બગડે છે. આ સંબંધમાં અનેક મતભેદ છે ને તે હોય, તે સ્વાભાવિક છે. પણ તેમાં સુધારાની તો ખાસ જરૂર છે. બાકી લાંબે પહોંચે જણાશે કે કરેલું ખર્ચ નકામું છે. ભુલ જણાય તો જાણ્યા પછી સુધારવી તેમાં ડહાપણ છે. તેને ચલાવવા દેવી એ મોટું પાપ છે. ઉંચી કેળવણીની પણ કેટલેક અંશે આ જ સ્થિતિ છે. હાલમાં યુનીવરસીટીવાળાનું તે તરફ લક્ષ ખેંચાવા માંડયું છે પણ તેમાંએ મિથ્યા મતભેદને લીધે એકત્રપણું આવી સકવું મુશ્કેલ છે. સંસ્થાના પાયા સુધારવાની આવશ્યકતા છે. હાલનો સંક્રાન્તિકાળ છે એટલે જેટલું સૂક્ષ્મ અન્વેષણ થશે તેમ મઝા આવશે. માનસિક, શારીરિક, અને નૈતિક બળ વધે એવી રીતે ગોઠવણ રાખવાની જરૂર છે. સરકારે આ કામમાં લોકમત લેવાની ખાસ અગત્ય છે, ને તે ઉપર નિષ્પક્ષપાતે ધ્યાન દેવાની ફરજ છે. ગુરૂ શિષ્યનો સંબંધ તો ખાસ સુધરવો જ જોઇએ. માબાપને છોકરાં તેમ ગુરૂને શિષ્ય તરફ વૃત્તિ જોઇએ. હમણાં તો જોશો તો માસ્તર માસ્તરને, પ્રોફેસર પ્રોફેસરને, પ્રોફેસરને સરકારને, ઉપરના ત્રણેને શિષ્ય સાથે બધબેસતું જોવામાં આવતું નથી. એટલે વિગ્રહ અને કુસંપવાળું ઘર શી રીતે ટકી શકે? મ્હારા અલ્પ મત પ્રમાણે પ્રત્યેક સંસ્થાની સાથે ગુરૂ–શિષ્યને સાથે રહેવાની ગોઠવણ, અભ્યાસક્રમમાં ફેરફાર, અરસપરસની પ્રીતિ, સહવાસ, છુટથી વર્તન કરવા દેવાપણું વગેરે સદ્ગુણો વધારવા જોઇએ. પછી સમય તેનુ કામ કરશે.

લી. ત્હારા પિતાના અનેક આશીર્વાદ.

---

# કવિ અને ચિત્રકાર.

( અનુસન્ધાન પૃષ્ઠ ૩૨૭ થી. )

આ પ્રમાણે લે–ઓકો–ઓનના ચિત્રમાં શારીરિક વેદનાને લીધે ઉદ્ભવતા વિકારોને પ્રકટ કરવામાં અમુક પ્રકારનો સંયમ રાખવામાં આવ્યો છે તેનાં મુખ્ય કારણો કયાં છે તે વિષે તપાસ કરતાં આપણને જણાયું કે કળાનુ વિશિષ્ટ સ્વરૂપ અને કળાની મર્યાદા તથા કળાની જરૂરિયાતોને લીધેજ એ સંયમ રાખવાની ચિત્રકારને ફરજ પડી છે. એ સઘળાં કારણો કવિતાને પણ લાગુ પાડી શકાય એવાં છે કે નહીં એ હવે આપણે વિચારીશું.

શારીરિક સૌન્દર્યનું વર્ણન આપવું એ કામ કવિથી કેટલે અંશે બની શકે એવું છે તેની તપાસ કરવાને અત્યારે આપણે થોભીશું નહીં, તોપણ એટલુ તો નિર્વિવાદ છે કે ચિત્ર-

કળાના કરતાં કાવ્યકળાનો પ્રદેશ ઘણો વધારે વિસ્તારવાળો છે, ચિત્રકાર જેનો ઉપયોગ ન કરી શકે એવા અનેક પ્રકારના સૈન્દિર્યને કવિ પોતાના ઉપયોગમા લઈ શકે છે, અને કવિતાનાં પાત્રો તરફ પ્રેમ ઉપજાવવાને માટે શારીરિક સૌન્દર્ય તરફ લક્ષ આપવાની કવિને એટલી બધી જરૂર પડતી નથી. કેટલીક વખતે તો પાત્રોની બાહ્ય આકૃતિ આલેખવાની કવિને બીલકુલ જરૂર પણ પડતી નથી. એ સમજે છે કે કવિતાના નાયક તરફ વાચનારને પ્રીતિ ઉત્પન્ન થઈ હશે તો એના ઉદાર લક્ષણોમાં એનું ચિત્ત એટલું રોકાયલુ રહેશે કે એના શરીર વિષે વિચાર કરવાનો એને બીલકુલ અવકાશજ મળશે નહીં, અથવા શરીર વિષે એને વિચાર આવશે તોપણુ નાયક તરફ એને એટલો પક્ષપાત રહેશે કે, ઘણું સુન્દર નહીં તોપણ અરુચિકર ન લાગે એવા શરીરની કલ્પના એ એની મેળે કરી લેશે. આ કારણથી શરીરના સૌન્દર્યને કવિતામા ચિત્રકળા જેટલુ મહત્ત્વ આપવામાં આવતું નથી.

વર્જિલની કવિતામા લે-ઓકો-ઓનને ચીસ પાડતો વર્ણવવામા આવ્યો છે, પણ ચીસ પાડતી વખતે મ્હો પ્હોળુ કરવુ પડે છે અને પ્હોળુ મ્હો કદી સારૂ દેખાતુ નથી એ વાતની કોને ખબર નથી ? છતા જે પંક્તિમા એ ચીસની હકીકત જણાવવામા આવી છે તે પંક્તિ આપણા નયન ઉપર ગમે તે અસર કરતી હોય, પણ આપણી શ્રવણેન્દ્રિયને તો ઘણી પ્રૌઢ લાગે છે એટલાથીજ આપણને સન્તોષ થાય છે. આ સ્થળે સુન્દર આકૃતિના દર્શનની કોઇને અપેક્ષા રહેતી હોય તો તે માણસ કવિનો ઉદ્દેશ બીલકુલ સમજ્યોજ નથી એમ આપણાથી નિર્ભયપણે કહી શકાશે

વળી અમુક એકજ ક્ષણનુ ચિત્ર આપવાની ફરજ પડે એવુ કવિને હોતું નથી કર્મની શરૂઆતથી તે તેના છેક છેડા સુધીનુ વર્ણન કવિતામા આપવુ હોય તો તે કવિથી બની શકે એમ છે એ કર્મની શરૂઆતથી તે અન્ત સુધીના સઘળા ફેરફારોને ચિત્રદ્વારા પ્રકટ કરવા હોય તો ચિત્રકારને અનેક ચિત્રો ચીતરવાની જરૂર પડે, પણ કવિ તો પોતાની કવિતામા અમુક પંક્તિઓ દાખલ કરીને એ ફેરફારો સ્હેલાઈથી દર્શાવી શકે. એ પંક્તિઓને એકલી લઈને તેના વિષે વિચાર કરતા વાચનારને કદાચ સન્તોષ ન પણ થતો હોય તોપણ આગળ જે આવી ગયુ હોય તેને લીધે વાચનાર એ પંક્તિઓને માટે કયાતો તૈયાર થઈ રહેલો હોય છે, અથવાતો એની પછી જે આવે છે તેને લીધે એ પંક્તિઓની ખોડ એવી પૂરાઈ જાય છે કે એકંદરે આખા કાવ્યની અસર વાચનારના હૃદય ઉપર ઘણીજ સારી થાય છે આજ કારણથી, શરીરની તીવ્ર વેદનાને લીધે ચીસ પાડવી એ ખરેખરૂં અણછાજતું હોય તોપણ લે-ઓકો-ઓનના બીજા અનેક સદ્ગુણોને લીધે એના તરફ ક્યારનોએ આપણો પૂજ્યભાવ બધાઈ ચૂકેલો હોય તેમા એ ન્હાનાસરખા અને ક્ષણવારના દોષને લીધે શુ ઘટાડો થવાનો હતો ?

વર્જિલની કવિતામા લે—ઓકો—ઓનને આપણે ચીસ પાડતો જોઇએ છિયે, પણ એજ લે—ઓકો—ઓનને સૌથી વધારે બુદ્ધિશાળી માણસ તરીકે, પોતાના દેશનું યોગ્ય અભિમાન રાખનાર તરીકે, પોતાના બાળકો તરફ સાચામાસાચો પ્રેમ રાખનાર તરીકે આપણે

ક્યારનોએ ઓળખ્યો હોય છે, અને એના તરફ ક્યારનોએ આપણો પક્ષપાત બંધાઈ ગયો હોય છે. એની ચીસ તે એના સ્વભાવની સાથે સમ્બન્ધ ધરાવતી નથી, પણ એની અસહ્ય વેદનાની સાથે સમ્બન્ધ ધરાવે છે એવું આપણને સ્વાભાવિક રીતે લાગ્યા વગર રહેતું નથી. એ ચીસથી આપણને એની વેદનાનુંજ ભાન થાય છે; અને એ ચીસથીજ એની વેદનાનું ભાન કવિથી આપણને કરાવી શકાય છે. વળી, વર્જિલે લે—ઓકો—ઓનની પાસે ચીસ પડાવી છે તેમાં કોણ એનો વાંક કાઢે છે? ચિત્રકારે લે—ઓકો—ઓનની પાસે ચીસ ન પડાવી એ જેમ યોગ્ય હતું તેમ કવિએ લે—ઓકો—ઓનની પાસે ચીસ પડાવી એ પણ યોગ્યજ હતું એમ કોને નથી લાગતું?

પણ વર્જિલનું કાવ્ય તો અમુક વૃત્તાન્તનુ કથન કરે છે. નાટકની રચના એનાથી ઘણી જુદી જાતની છે. એ રચનાના સમ્બન્ધમાં આવી રીતનો બચાવ થઈ શકે એમ છે ખરું? સૉફોક્લિસ જેવા નાટકકારે ફિલોક્ટિટિસ જેવાં મુખ્ય પાત્રોને ચીસ પાડતાં દર્શાવ્યાં છે તે વાસ્તવિક ગણી શકાય એમ છે ખરૂં? અમુક માણસે ચીસ પાડી એવું કથન કરવામાં આવે તેની અસર એક રીતની થાય છે, પણ તે ચીસજ આપણી આગળ પાડી બતાવવામાં આવે તેની અસર તદ્દન જુદી રીતની થાય છે. નાટક ભજવનારદ્વારા એક જીવતું ચિત્ર નાટકમાં આપણી આગળ રજુ કરવામાં આવે છે તેજ કારણને લીધે જડ ચિત્રોમાં જે નિયમો પાળવામાં આવે છે તે નાટકમાં પણ પળાવવા જોઇએ એવું આપણને લાગે છે. રંગભૂમિ ઉપર ફિલોક્ટિટિસને ચીસ પાડતો જોતા હોઇએ અને સાંભળતા હોઇએ એવું આપણને લાગે છે એમ નહીં, પણ તેને ચીસ પાડતો આપણે ખરેખરો જોઇએજ છિયે અને સાંભળીએજ છિયે. નટ જેમ વધારે હોંશિયાર હોય અને તેનો અનુકરણવ્યાપાર જેમ વધારે ચોક્કસ હોય તેમ આપણાં શ્રવણનયનને વધારે દુઃખ થાય છે; કારણ કે સંસારમાં દુઃખની એવી કારમી ચીસો આપણા સાંભળવામાં આવે તો આપણા શ્રવણનયનને દુઃખ થાયજ. એ ઉપરાંત બીજી વાત એ છે કે અન્ય પ્રકારનાં દુઃખો તરફ આપણને જેવી સમભાવની લાગણી ઉત્પન્ન થાય છે તેવી લાગણી શારીરિક વેદના તરફ આપણને ઉત્પન્ન થઈ શકતી નથી. શારીરિક વેદનાથી કલ્પનાદૃષ્ટિ આગળ એવું સ્ફુટ ચિત્ર ખડુ થતું નથી કે જેનાથી આપણા હૃદયમાં એવીજ લાગણીનો ઉદ્ભવ થવા પામે. આ કારણથી ફિલોક્ટિટિસ અને હર્ક્યુલિસ જેવાં પાત્રોને રંગભૂમિ ઉપર રડતાં, ચીસો પાડતા, અને બરાડતાં દર્શાવવામાં આવે એમાં વિવેક-મર્યાદાના કૃત્રિમ નિયમોનું ઉલ્લંઘન થયલું જણાય, એટલુંજ નહીં પણ આપણી લાગણીનું જે ઉંડું સ્વરૂપ તેનો પણ અનાદર કરાયલો લાગે તો તે સ્વાભાવિક છે. રંગભૂમિ ઉપર જે બીજાં પાત્રો ઊભાં હોય તે દુઃખના આ અમર્યાદ ઊભરાઓ તરફ જેટલી દિલસોજી દર્શાવવાની જરૂર પડે તેટલી દર્શાવી શકે નહીં. આપણી દૃષ્ટિએ એ પાત્રો બહુ લાગણી વગરનાંજ જણાય અને પરિણામે આપણી લાગણી પણ મન્દ પડી જાય. વળી શારીરિક વેદનાનું એવું આબેહૂબ નિરૂપણ રંગભૂમિ ઉપર ગમે તેવા હોંશિયાર નટથી પણ થઈ શકે કે કેમ એ પણ એક સવાલ છે, અને એવી એવી ગુંચવણને લીધેજ હાલના નાટકકારો શારીરિક વેદનાનું રંગભૂમિ ઉપર નિરૂપણ થવાના પ્રસંગ પોતાનાં નાટકોમાં આવવા દેતા નથી.

એ પાત્રોના હૃદય ઉપર ઘણી ઉંડી અસર થતી ન જણાય એ વાત તરફ પ્રેક્ષકોનું લક્ષ એટલું બધું રહેતું નથી, પણ એ પાત્રોના વિચારો અને એ પાત્રોની યોજનાઓમાં શા શા ફેરફાર થાય છે તે જોવામાં તેઓનું ચિત્ત રોકાયલું હોય છે.

આ પ્રમાણે વર્જિલે પોતાના આખ્યાનમાં જેમ લે—ઓકો—ઓનને ચીસ પાડતો દર્શાવ્યો છે તેમ સોફોક્લિસે પોતાના નાટકમાં ફિલોક્ટિટિસ (અને હર્ક્યુલિસ) જેવાં પાત્રોને રંગભૂમિ ઉપર ચીસો પાડતાં દર્શાવ્યાં છે તે નાટકકારના કૌશલને લીધે અનુચિત લાગતું નથી, પણ ચિત્રમાં તો ચીસોનું નિરૂપણ કરવું એ અરુચિકર લાગ્યા વિના રહે નહીં એ કારણથી લે—ઓકો—ઓનના ચિત્રમાં લે—ઓકો—ઓનને ચીસો પાડતો દર્શાવવામાં આવ્યો નથી.

કવિના વર્ણનમાં અને ચિત્રકારના ચિત્રમાં જે ફેર જોવામાં આવે છે તે કાવ્યકળા અને ચિત્રકળા બેઉના સ્વરૂપમાં ફેર છે તેનુંજ પરિણામ છે એ આપણે જોયું. પણ કવિના વર્ણનમાં અને ચિત્રકારના ચિત્રમાં જેટલો ફેર જોવામા આવે છે તેના કરતાં સરખાપણું વધારે જોવામા આવે છે. આ સરખાપણું કેવળ આકસ્મિક હોય નહીં, પણ કવિ અને ચિત્રકાર એ બેમાંથી એકે બીજાનુ અનુકરણ કરેલું હોવુ જોઇએ એવું સ્વાભાવિક અનુમાન થાય છે. લેસિંગનું અનુમાન એવું છે કે આ સ્થળે, ચિત્રકારે કવિની કૃતિને લક્ષમાં રાખીને પોતાનું ચિત્ર ચીતર્યું હોય એ વધારે સંભવિત છે.

વર્જિલ એ રોમન કવિ હતો. એના પ્હેલાં ગ્રીસમાં પિસેન્ડર નામનો કવિ થઈ ગયો હતો તેણે પણ લે—ઓકો—ઓન વિષે લખ્યું હોય એમ જણાય છે. પિસેન્ડરની કવિતાઓ સચવાઈ રહી નથી એટલે પિસેન્ડરે લે—ઓકો—ઓન વિષે કેવી રીતે લખ્યું હતું તે કહી શકાતુ નથી. પણ બીજા ગ્રીક કવિઓએ એ વિષે લખ્યું છે તે પરથી પિસેન્ડરે પણ એવીજ રીતે લખ્યુ હશે એવું અનુમાન થાય છે. એ ગ્રીક કવિઓએ લે—ઓકો—ઓનની હકીગતનુ જે વર્ણન આપ્યુ છે તેમાં અને વર્જિલના વર્ણનમાં ઘણો ફેર છે. વર્જિલે પોતાના વર્ણનમા ઘણી સર્ગશક્તિ વાપરી છે અને લે—ઓકો—ઓનના ચિત્રમાં પણ વર્જિલના વર્ણનની સાથે મળતું આવે એવી મતલબનુંજ આલેખન કરવામાં આવ્યું છે. તે ઉપરથી વર્જિલની કવિતાને આધારે ચિત્રકારે પોતાનું ચિત્ર ચીતર્યું હશે એવું અનુમાન થાય છે.

લાકડાના ઘોડા તરફ લે—ઓકો—ઓને વહેમની નજરથી જોયલું એવું વર્ણન ક્વિંટસ નામના કવિએ પણ આપ્યું હતું એ વાત ખરી, પણ આ કારણને લીધે મિનર્વા દેવીને લે—ઓકો—ઓન ઉપર જે ક્રોધ ચઢ્યો હતો તેનું વર્ણન એ કવિએ આપ્યું હતું તેના કરતાં વર્જિલે ઘણું જુદી રીતે આપ્યું છે. ક્વિંટસના કાવ્યમાં લે—ઓકો—ઓન પોતાના ટ્રોજન બંધુઓને એ લાકડાના ઘોડાનો વિશ્વાસ ન કરવાની સલાહ આપે છે. એના હૃદયમાં ભય અને ચિન્તા વ્યાપી રહ્યાં હોય છે, એ ઉદ્‌ભ્રાન્ત જેવો થઈ ગયો હોય છે, એ ગાંડા માણસની પેઠે લવે છે, એ અન્ધ બની જાય છે. એવી સ્થિતિમાં પણ લાકડાના ઘોડાને બાળી નાંખ-

વાની સલાહ આપ્યા વગર એ રહેતો નથી. પછી મિનર્વા બે વિકરાળ સર્પોને મોકલે છે. પણ તે લે—ઓકો—ઓનના બાળકોની આસપાસજ વીંટળાઈ વળે છે. એ બાળકો રક્ષણને માટે પોતાના બાપની તરફ પોતાના હસ્ત પ્રસારે છે, પણ તે આંધળો અનાથ માણસ પોતાનાં બાળકોને મદદ કરી શકતો નથી. એ બાળકોનો વિનાશ થાય છે, અને પેલા વિકરાળ સર્પો પાછા પૃથ્વીમાં અદૃશ્ય થઈ જાય છે. એ સર્પો લે—ઓકો—ઓનને પોતાને કંઈ પણ હાનિ નથી કરતા એવું વર્ણન ક્વિંટસે આપ્યું છે. અને તે એણે એકલાએજ આપ્યું છે એમ નથી. બીજા એક કવિએ પણ એ સર્પોના સમ્બન્ધમાં "બાળભક્ષક" એવો શબ્દ વાપર્યો છે, તે ઉપરથી જણાય છે કે એ સર્પોએ લે—ઓકો—ઓનના બાળકોનોજ નાશ કરેલો એવું ગ્રીક કવિઓ માનતા હતા. બાળકો ઉપરાંત પિતાનો પણ સર્પોએ નાશ કર્યો એવું કથન સૌથી પ્હેલું વર્જિલ કવિએજ કર્યું છે. અને એ કવિ રોમનો હતો. ગ્રીસના ચિત્રકારે ગ્રીક તરીકે પોતાના ચિત્રમાં પિતાનો પણ સર્પને હાથે વિનાશ થયલો દર્શાવવો જોઈએ નહીં, છતાં તે દર્શાવ્યો છે. તે પરથી એવું અનુમાન થાય છે કે વર્જિલનુ અનુકરણ કરીનેજ તેણે એ પ્રમાણે કીધુ હશે.

એ અનુમાન ખરું હોય કે ન હોય, પણ કવિ અને ચિત્રકારના કળાવ્યાપારનો ભેદ દર્શાવવાને માટે એ અનુમાન અત્યારે આપણે માન્ય રાખીશું અને કવિની કૃતિમાં ચિત્રકારને પોતાની કળાના સ્વતંત્ર સ્વરૂપને લીધે કેવો ફેરફાર કરવો પડ્યો છે તે આપણે તપાસીશું. લે—ઓકો—ઓનની ચીસ વિષે તો આપણે પુષ્કળ લખી ચૂક્યા છિયે. એ ઉપરાંત, એ બાળકો અને પિતા એ ત્રણેની આસપાસ સર્પો કેવા વીંટળાઈ વળે છે તેનું વર્ણન કવિએ કેવી રીતે આપ્યું છે તે આપણે જોઈએ. સમુદ્રમાંથી નીકળેલા સર્પો કેવા લાંબા હતા તેનું વર્ણન કવિએ આપ્યું છે. એ સર્પો છોકરાઓની આસપાસ વીંટળાઈ વળે છે, અને એ છોકરાઓનો પિતા તેઓની મદદે આવે છે એટલે એ સર્પો તેને પણ પોતાના સપાટામાં લઈ લે છે. એ સર્પો એવા મ્હોટા હોય છે કે એક ક્ષણવાર પણ પેલા છોકરાઓને છોડી દેવાની તેઓને જરૂર પડતી નથી. માથું અને શરીરના આગલા ભાગથી તેઓ પિતાને પકડી લે છે અને તે છતાં શરીરના પાછલા ભાગથી છોકરાઓની આસપાસ પણ તેઓ એવા ને એવા વીંટળાયલા રહે છે. લે—ઓકો—ઓનની આસપાસ તેઓ વીંટળાઈ વળે છે તેમાં પણ લે—ઓકો—ઓનના હાથ છૂટા રાખવાની કવિએ સંભાળ રાખી છે, અને એ ઠેકાણે ચિત્રકારે પણ એનું અનુકરણ કર્યું છે. હાથની હીલચાલ છૂટથી થઈ શકે એમ હોય ત્યારેજ ચિત્રમાં ચેતન જણાય છે. એકલા વદનથી ચેતનનો એવો ખ્યાલ આવી શકતો નથી. આ કારણથી એ બાબતમાં કવિનું અનુકરણ કરવું ચિત્રકારને ઠીક લાગ્યું, પણ એથી વિશેષ એનાથી બની શક્યું નહીં. લે—ઓકો—ઓનના શરીર તથા ગળાની આસપાસ સર્પોએ બેવડી ચૂડ ભેરવેલી અને પોતાનાં મસ્તક એના શરીર ઉપર ઉંચાં તેઓએ રાખેલાં એવું વર્ણન વર્જિલે આપ્યું છે. આ વર્ણન કવિતાને માટે ઘણું અનુકૂળ છે. શરીરના જે સારામાં સારા ભાગ તે સર્પની ચૂડને લીધે ગુંગળામણ થાય એવા સખ્ત દબાયા છે અને સર્પનું વિષ સીધું મ્હોં તરફ આવે છે. પણ આ દેખાવ ચિત્રમાં ચીતર્યાથી ઝેરની અસર અને શરીરની વેદનાનું બરાબર ભાન

છે—ઓકો—ઓને વસ્ત્ર પહેર્યાં હોય કે ન પહેર્યાં હોય, પણ એના શરીરની વેદના આપણાથી જોઈ શકાય છે. એના કપાળ ઉપર વિપ્ર તરીકેનો પટો વીંટાળ્યો હોય છતાં એ કપાળને આપણે જોઈ શકીએ છિયે. રે! એ પટાથી કંઈ ઢંકાતું નથી, કંઈજ ઢંકાતું નથી. એ પટાથી માત્ર લે—ઓકો—ઓનના દુઃખનો ખ્યાલ આપણને વધારે સારી રીતે આવી શકે છે:

" His holy fillets the blue venom blots "

એની વિપ્ર તરીકેની પદવી એના કંઈ કામમાં આવતી નથી. એ પદવી સૂચવનારો એનો પટો, જે સઘળે સ્થળેથી એને સન્માન અપાવતો, તેજ સર્પના ઝેરી રસથી મલિન અને અપવિત્ર બની ગયો છે. આ વિચાર ઘણો અસરકારક છે, પણ શિલ્પકારને પોતાનું મુખ્ય ચિત્ર બગડે નહીં તે તરફ લક્ષ આપવાનું હોય છે એટલે આ વિચારનો એનાથી ઉપયોગ થઈ શકતો નથી. લે—ઓકો—ઓનના કપાળ ઉપર શિલ્પકારે જો આ પટો રહેવા દીધો હોત તો ચિત્રની સૂચકતા ઘણી ઓછી થઈ જાત. આ સૂચકતાના દૃષ્ટિબિન્દુથી કપાળનો ભાગ ઘણો અગત્યનો છે, અને તે ભાગ એ પટા વડે ઢંકાઈ જાત. આ કારણથી શિલ્પકારે પોતાના ચિત્રમાં એવા ઢાંકણનો ત્યાગ કર્યો. ચીસની બાબતમાં જેમ સૌન્દર્યને ખાતર એણે લાગણીઓના પ્રકટીકરણનો ભોગ આપ્યો, તેમ આ બાબતમાં લાગણીઓના પ્રકટીકરણને ખાતર એણે રૂઢિનાં બંધનોનો ત્યાગ કર્યો. પ્રાચીન કળાવાનો રૂઢિને ઘણી ગૌણ વસ્તુ તરીકે ગણતા. પોતાની કળાનો જે મ્હોટામાં મ્હોટો ઉદ્દેશ તેને ખાતર રૂઢિનો તેઓ ખુશીથી ત્યાગ કરતા. સૌન્દર્ય એ તેઓની કળાનો મ્હોટામાં મ્હોટો ઉદ્દેશ હતો. ઉપયોગિતા એ વસ્ત્રો પહેરવાની રૂઢિ ઉત્પન્ન થવાનું કારણ છે. એ ઉપયોગિતાની સાથે કળાને શો સમ્બન્ધ છે? વસ્ત્રોમાં પણ સુન્દરતા છે એ વાત આપણે કબૂલ કરીશું; પણ માનવશરીરની સાથે સ્પર્ધામાં ટકી શકે એવું સૌન્દર્ય એ વસ્ત્રોમાં ક્યાંથી હોય? અને માનવશરીરના સૌન્દર્યનું ભાન જેનાથી કરાવાઇ શકાતું હોય તેણે વસ્ત્રોના સૌન્દર્યે ભાન કરાવીને સન્તોષ માનવો એ ઇષ્ટ છે એવું કોણ કહેશે?

આ શૈલીમાં એ સમર્થ વિદ્વાને કાવ્યકળા અને ચિત્રકળાના* સ્વરૂપનો ભેદ દર્શાવ્યો છે, પણ વિસ્તારભયને લીધે હાલ અહીંજ આપણે અટકીશું.

.નવીન

મોહનલાલ પાર્વતીશંકર દ અને તે
સ્થિતિમાંથી
નરાયુ. આનો
જ્યતન્ત્ર ચાલે
એ. આ નવીન
આનો સમન્વય થાય

* શિલ્પકળાનો પણ અંદર સમાવેશ થાય એવા વ્યાપક અર્થ તેને વસ્તુસિદ્ધ કરાવવો વાંચતી વખતે સમજવાનો છે.

જ થયું. લૉર્ડ કર્ઝનની રાજ્યનીતિથી પ્રજા ક્રોધમાં આવી અને તેને પરિણામે જ સરકારને કર્તવ્યનું ભાન થયું એમ જેઓ માને છે તેઓ અર્ધું જ સત્ય જુવે છે. પૂર્ણ સત્ય એ છે કે—કૉન્ગ્રેસની પ્રવૃત્તિ એ જીવંત પ્રવૃત્તિ હોઈ દેશના રાષ્ટ્રીય જીવનમાં જે જે નવાં સ્ફુરણો થયાં તેને તણખાની માફક આકાશમાં નાશ પામી જવા ન દેતાં પોતામાં સ્થાયી જ્ઞાનરૂપે સંગ્રહી લીધાં—અને તેથી એ નવાં સ્ફુરણોને જેટલો યશ આપવામાં આવે છે તેથી અધિક યશ એ સ્ફુરણોને સ્વદેહમાં મેળવી લેનાર—એને વશ થઈ જનાર નહિ, પણ એના ઉપર કાબુ રાખી એને પોતામાં યથાયોગ્ય સંગ્રહી—લેનાર એ કૉન્ગ્રેસની પ્રવૃત્તિને ઘટે છે. તેથી એ પ્રવૃત્તિનો જે મૂલભૂત સિદ્ધાન્ત કે સરકાર પ્રજાની માગણી તરફ કાન દે છે જ એને આપણે આપણા રાષ્ટ્રીય જીવનનું એક સ્વતઃસિદ્ધ યાને મૂલ સત્ય માની લઇએ તો ખોટું નથી.

૨. પણ વસ્તુતઃ આમ એક અનિવાર્ય શ્રદ્ધારૂપે જ આ માનવાની જરૂર પડે એમ નથી. છેલ્લાં પચાસ વર્ષનો આપણો ઇતિહાસ આપણી સ્વરાજ્યભાવનાને, ધીમે ધીમે પણ દિનપરદિન અધિક ને અધિક પ્રમાણમાં, અમલમાં આવતી નજરે પાડે છે.

આ ઇતિહાસ ઉપર ઝડપથી દૃષ્ટિ ફેરવી જઇએ:

ઇ. સ. ૧૮૫૮ માં—બળવા પછી—કંપનીનું રાજ્ય મહારાણીએ હાથમાં લીધું ત્યારથી હિન્દુસ્થાનના રાજકીય ઇતિહાસનો નવો યુગ શરૂ થાય છે એમ કહી શકાય. તે પહેલાં જો કે કંપનીના રાજ્યમાં બેન્ટિંક ને કૉર્નવૉલિસ જેવા ઉદાર વૃત્તિના ગવર્નર-જનરલ થયા હતા, તેમ તે વખતની રાજ્યપદ્ધતિ સાથે કેટલાક લાભ પણ જોડાએલા હતા, છતાં, એક સામાન્ય રીતે એમ કહેવામાં બાધ નથી કે તે પછીનો સમય તે પહેલાંના સમય કરતાં ઘણી રીતે ચઢીઆતો છે. કંપનીના વખતમાં રાજા રામમોહનરાય જેવો એકાદ વિરલ પુરુષ પ્રજાનાં દુઃખો પાર્લમેંટ આગળ મૂકતો જોવામાં આવે છે, પણ સાધારણ રીતે તો એમ કહેવામાં હરકત નથી કે—કૉન્ગ્રેસ જેવી સંસ્થાને અભાવે—પ્રજાની શી માગણીઓ છે એ બ્રિટિશ તાજને ૧૮૫૭ ના બળવામાંથી જ જાણવું પડ્યું. એમાંથી એને એક વસ્તુ એ સમજવામાં આવી કે એક મહારાજ્ય સ્થપાયા પછી એક વ્હેપારીની રીતે હિન્દુસ્થાન ઉપર રાજ્ય કરવું અશક્ય હતું—હવે વણિગ્વૃત્તિને સ્થાને રાજા-પ્રજાનો દૈવી સંબન્ધ સ્થાપવાની જરૂર હતીઃ એ સંબન્ધ, ગભીર શબ્દોમાં, અને એ સંબન્ધને અંગે ઉત્પન્ન થતાં વિવિધ કર્તવ્યોના સ્પષ્ટ સ્વીકારપૂર્વક, ૧૮૫૮ ના મહારાણીશ્રીના ઢંઢેરામાં જાહેર થયોઃ અને તે દિવસથી હિન્દુસ્થાન બ્રિટિશ પ્રજાની (બલ્કે એક વ્હેપારી મંડળની) તાબેદારીની સ્થિતિમાંથી નીકળી, જે તાજની નીચે બ્રિટિશ પ્રજા હતી તે જ તાજની નીચે પોતે ઉમેરાયું. આનો ફલિત અર્થ એ થયો કે **જે ધોરણસર તાજ નીચે બ્રિટિશ પ્રજાનું રાજ્યતન્ત્ર ચાલે છે તે જ ધોરણે હિન્દુસ્થાનનું રાજ્યતન્ત્ર પણ ચાલવું જોઇએ.** આ નવીન ભાવનામાં—સ્વરાજ્ય અને સામ્રાજ્યની પરસ્પર વિરુદ્ધ લાગતી ભાવનાઓનો સમન્વય થાય છે—અને આ સમન્વય જે હજી ઘણે ભાગે ભાવનાના પ્રદેશમાં છે તેનો વસ્તુસિદ્ધ કરાવવો એ જ પ્રજાના અગ્રણીઓએ આરંભેલો ભગીરથપ્રયત્ન છે.

(૧) પણ પ્રજાના નાયકોએ એકત્ર થઇ કામ શરૂ કર્યું તે પહેલા હિન્દુસ્થાનનું રાજ્યતન્ત્ર સ્વાભાવિક રીતે જ એને યોગ્ય માર્ગે વળવા માંડ્યું હતું બળવા પછી—બળવો શમાવતા થએલું ખર્ચ તથા સુધરેલી રીતિએ રાજ્ય કરવા જોઇતું ખર્ચ બન્ને એકઠું થઇ એટલું બધું થઇ પડ્યું કે એને પહોંચી વળવા માટે સરકારને માત્ર બે જ માર્ગો રહ્યા પ્રજા ઉપર કર વધારીને પોતે રાજ્ય કરવું, અથવા તો રાજ્યનો કેટલાક વહીવટ પ્રજાને સોંપી દેવો જેથી એનું ખર્ચ થોડું ઘણું પણ પ્રજા પોતે જ ઉપાડી લે એવી યોજના કરી શકાય ટૂંકા વિચારના રાજ્યતન્ત્રીને ઘણું કરીને પહેલો જ માર્ગ સૂઝ્યો હોત, પણ તે સમયના દીર્ઘદર્શી રાજ્યતન્ત્રીઓ સમજતા હતા કે સ્વરાજ્ય વિના રાજ્ય જ અશક્ય છે—અને તેથી હિન્દી સરકારના કેટલાક રાજ્યખર્ચની ઇલાકાસરકારમાં વ્હેંચણી કરવાની સાથે, એ સમ્બન્ધી ઠરાવમાં લૉર્ડ મેયોએ ( ૧૮૭૦ ) નીચે પ્રમાણે જણાવ્યું

'Local interest, supervision, and care are necessary to success in the management of funds devoted to education, sanitation, medical charity, and local public works The operation of this Resolution in its full meaning and integrity will afford opportunities for the development of self government, for strengthening municipal institutions, and for the association of Natives and Europeans to a greater extent than heretofore in the administration of affairs'

આ રીતે સ્થાનિક સ્વરાજ્યની ઇમારતનો પાયો નખાયો—૧૮૭૧ થી ૧૮૭૪ સુધીમાં જુદા જુદા ઇલાકાઓમાં મ્યુનિસિપૅલિટિના કાયદા ઘડાયા પણ હજી પ્રજાની પોતાની પસંદગીથી મેમ્બરો નીમવાનું ધોરણ ભાગ્યે જ કોઈ સ્થળે દાખલ થયું હતું તે માટે હિન્દુસ્થાનને બીકન્સફીલ્ડ અને લિટનના કન્ઝર્વેટિવ અમલનો સમય પસાર કરવો પડ્યો આખર ઉદારાશય લૉર્ડ રિપનને હસ્તક હિન્દુસ્થાનનું રાજ્યતન્ત્ર આવતા—મહારાણીશ્રીનો ઢંઢેરો ખરા ભાવથી અમલમાં મૂકાવાનું શરૂ થયું. એ મહાન પુરુષના ઉદાર કૃત્યોનો ઇતિહાસ દેશમાં સારી પેઠે જાણીતો હોઈ, એની વિગતમાં ઊતરવાની જરૂર નથી ટૂંકામાં, એને વિષે એક વાક્યમાં સઘળું કહેવાઈ ગયું છે કે—

"He was the first Viceroy to discover New India, the India not of expanding frontiers but of expanding souls'

એમણે ૧૮૮૩–૮૪ માં વિશાળ પાયા ઉપર મ્યુનિસિપૅલિટિ અને લોકલબોર્ડના કાયદા ઘડાવ્યા, અને એમાં સંસ્થાઓનું બંધારણ સત્તા તથા કર્તવ્યો નક્કી કરી—પ્રજામતથી રાજ્ય કરવાની, અને તે પ્રજાએ પોતે રાજ્ય કરવાની, પદ્ધતિ ખરા મનથી દાખલ કરી એમના 'ઇલ્બર્ટ બિલ' સામે અંગ્રેજ લોકોએ જે પોકાર ઉઠાવ્યો તેનાથી હિન્દી પ્રજાને અણધાર્યો દાખલો મળ્યો—અને પ્રજામાં પુષ્કળ જાગૃતિ આવી લૉર્ડ ડફરિને પ્રજાના અગ્રણીઓનો મત જાણી કામ કરવાની સૂચના કરી—અને એ સૂચનાનુસાર એમના અમલદાર

વર્ગમાંથી મિ. હ્યૂમે પ્રજાના અગ્રણીઓને એકત્ર મળી પોતાની ઇચ્છાઓ પ્રકટ કરવાનું સૂચવ્યું. સરકારી અમલદારના અધ્યક્ષપણા નીચે મંડળ ભરાવવાનો મિ. હ્યૂમનો વિચાર હતો, પણ લૉર્ડ ડફરિનનો એવો મત થયો કે એ રીતે પ્રજાની ખરી વૃત્તિ જાણવામાં નહિ આવે અને તેથી એમણે એ મંડળને સરકારથી દૂર રહેવાનું જ ઇષ્ટ જણાવ્યું. તે સમયથી ઇન્ડિયન નૅશનલ કૉન્ગ્રેસની શરૂઆત થઈ. એ સંસ્થા ચર્મચક્ષુને બદલે દિવ્ય દૃષ્ટિથી—જે દિવ્યદૃષ્ટિના અભાવ માટે કવિ વર્ડ્ઝવર્થે એમની એક પ્રખ્યાત 'Sonnet'માં ખેદ બતાવ્યો છે તેવી અલૌકિક તેજભરી દૃષ્ટિથી જોવાની આપણી શક્તિ હોત, તો એને આપણે આપણી 'રાષ્ટ્રદેવી' કહીને જ ઉપાસત.

હિન્દી પ્રજાને 'સ્વરાજ્ય' જોઇએ છે, અને એ 'સ્વરાજ્ય' આપવું એમાં જ બ્રિટિશ પ્રજાનું ભૂષણ—બલ્કે સ્વત્વ—રહેલું છે એમ આપણા અગ્રણીઓએ કૉન્ગ્રેસનાં શરૂઆતનાં વર્ષોથી જ સ્પષ્ટ જાહેર કર્યું—અને પછીનો પણ એનો ઇતિહાસ ન્હાના મ્હોટા અસંખ્ય રાજકીય સુધારાને નામે આ મૂળ ('સ્વરાજ્ય'ની) ભાવના સિદ્ધ કરાવવાના પ્રયત્નનો જ છે. કૉન્ગ્રેસના શબ્દકોષમાં 'સ્વરાજ્ય' શબ્દનો અર્થ અગ્રેજોને દરિયાપાર પાછા મોકલવાનો બિલકુલ નથી—એ બહુ જ ખુલ્લું છે; છતાં, એનો કાંઈ પણ પુરાવો જોઇતો હોય તો, 'સ્વરાજ્ય'ની ભાવના જાહેર કર્યા પછી તુરત જ ૧૮૮૯ની બ્રૅડલૉની હાજરીવાળી મુંબાઇની કૉન્ગ્રેસમાં ધારાસભા વિસ્તારવાની તથા એમાં પ્રજાના પ્રતિનિધિઓને પ્રજાની પસંદગી પ્રમાણે દાખલ કરવાની જે યોજના મૂકવામાં આવી તે જોવાથી મળશે.

એ યોજનાનુસાર મિ. બ્રૅડલૉએ પાર્લમેંટ માટે બિલ તૈયાર કર્યું પણ સરકારે પોતે જ એ બિલનું તત્ત્વ સ્વીકારી લઇ લૉર્ડ લૅન્સડાઉનના વખતમાં ૧૮૯૨નો કાઉન્સિલ ઍક્ટ (ધારાસભાના બંધારણનો કાયદો) પાર્લમેંટમાં પસાર કરાવ્યો. આ રીતે ૧૮૮૪માં 'સ્થાનિક સ્વરાજ્ય' અને ૧૮૯૨માં કાઉન્સિલ ઍક્ટ (ધારાસભાનો કાયદો)—એમ હિન્દુસ્થાનના સ્વરાજ્યની એક નીચે અને એક ઊંચે એમ બે ભૂમિકાઓ રચાઈ. 'સ્થાનિક સ્વરાજ્ય'ને પ્રજામતને અને પ્રજાસત્તાને માર્ગે વિસ્તારવાની સૂચના લૉર્ડ રિપને શરૂઆતથી જ આપી મૂકી હતી, પણ એનો અમલ થતો ન હતો. છેવટે, લૉર્ડ મોર્લિએ નીમેલા (૧૯૧૦માં) 'ડીસેન્ટ્રલાઇઝેશન કમિશને' એ વાત ઉપાડી—અને લૉર્ડ રિપનના ઇરાદા પ્રમાણે સ્થાનિક સ્વરાજ્યના કાયદાને પૂર્ણ દૃષ્ટથી અમલમાં મૂકવો જોઇએ એમ, આપણી ધારાસભાના ગૂજરાતનાં લોકલબોર્ડની પ્રજાના પ્રતિનિધિ ઑ. મિ. વિઠ્ઠલભાઇની સૂચનાને સ્વીકારી, આપણા હાલના ગવ્હર્નર લૉર્ડ વિલિંગડને એ સંબન્ધી વિચાર કરવા એક કમિટિ નીમી રિપોર્ટ માગ્યો. એ રિપોર્ટ થયો, અને એમાંની કેટલીક સૂચના અમુક અમુક જિલ્લામાં અમલમાં મૂકવાનો આરંભ કરવામાં આવે છે. આ નવા સુધારાનું મુખ્ય તત્ત્વ એવું છે કે ડિસ્ટ્રિક્ટ બોર્ડના પ્રમુખ અત્યારે કલેક્ટર હોય છે તેને બદલે લોક પોતે પોતામાંથા પ્રમુખ પસંદ કરી લે, અને બોર્ડના ઠરાવનો અમલ માત્ર સરકાર પાસેથી માગી લીધેલા અમલદાર—બોર્ડના નોકર તરીકે રહીને—કરે. આ સાથે, બોર્ડના ખર્ચનો હિસાબ જે અત્યારે કલેક્ટરના કારકુન રાખે છે તે બોર્ડ પોતે

રાખે, અને તે કારકુન વગેરે કચેરીખર્ચ ઉપાડી લે. આની વિગતમાં પ્રજામત સરકાર સાથે અત્યારે એકમત થાઓ વા ન થાઓ—પણ આટલું તો ચોક્સ છે કે છેલ્લાં ત્રીશ વર્ષમાં, સ્વરાજ્યનું એક મ્હોટું અંગ **સ્થાનિક સ્વરાજ્ય** તે સારી રીતે ખીલતું જાય છે. હજી એ જોઇએ તેટલું કે તેવું ખીલ્યું નથી એમ કદાચ કહી શકાય પણ—અને એનું એક કારણ એમ બતાવવામાં આવે છે કે એ સંસ્થાને સરકાર પોતાના અંકુશ નીચે રાખે છે. આ કારણ સંભવિત છે. પણ વસ્તુતઃ લોકસેવા કરવાની તીવ્ર લાગણી લોકલ બોર્ડની વસ્તીમાં હજી ઉત્પન્ન થઈ છે કે કેમ અને તે એકસંપ અને ન્યાયવૃત્તિથી કરવાની એણે યોગ્યતા સંપાદન કરી છે કે કેમ એ વસ્તુસ્થિતિનો પ્રશ્ન છે. પણ કામ જ કામને શીખવે છે, અને તે કરતાં કરતાં જ યોગ્યતા પ્રાપ્ત થાય છે*—એ શ્રદ્ધાથી પ્રજા પાસે કામ લેવું એ દીર્ઘદર્શી રાજ્યનીતિજ્ઞનું કર્તવ્ય છે.

(૨) સ્થાનિક સ્વરાજ્યનુ તત્ત્વ સ્થાનિક જરૂરિયાત જોઇ તે પ્રમાણે રાજ્યદ્રવ્યનો વિનિયોગ કરવો એ છે. એ વિનિયોગના મૂળ ઠરાવો સરકારની ધારાસભામાં થાય છે. તેથી *જ્યાં સુધી* **ધારાસભા**ના યન્ત્ર ઉપર પ્રજાનો કાબુ ન આવે ત્યાં સુધી સ્થાનિક સ્વરાજ્ય નામનું છે. તે માટે કૉન્ગ્રેસે શરૂઆતથી જ **ધારાસભામાં** પ્રજાના પ્રતિનિધિઓ લેવાની સરકારને માગણી કરી હતી. અને સ્થાનિક સ્વરાજ્યનો વિસ્તાર થયો તે કરતાં વધારે ઝડપથી આ ધારાસભાનો પ્રશ્ન હાથમાં લેવાયો. ૧૮૯૨ માં પૂર્વે કહ્યું તે પ્રમાણે ધારાસભાનાં બંધારણનો કાયદો પસાર થયો. ધારાસભાના સભાસદોની સંખ્યા વધી; *લોકપસંદગીથી સભાસદની અમુક સંખ્યા* લેવી એમ ઠર્યું. અને ઉપજ-ખર્ચના બજેટ ઉપર છૂટથી ચર્ચા કરવાની, તથા તે ઉપરાંત રાજ્યવહીવટ સંબન્ધી સરકારને પ્રશ્નો પૂછવાની સભાસદોને સત્તા મળી. આમ થવાથી પ્રજાનાં દુઃખો સરકારને કાને નાંખવાના પ્રજાને પ્રસંગ મળ્યા—અને ગામડાંનો વહીવટ પણ એક ખૂણે ન થતાં આખી પ્રજા સમક્ષ થાય છે એમ માનીને ચાલવાની સરકારની ફરજ ઉત્પન્ન થઇ.

પણ હજી આ વ્યવસ્થામાં બે મ્હોટી ખામી હતી—એક તો બજેટ ઉપર માત્ર શુષ્ક ચર્ચા કરવાની જ સભાસદોને છૂટ હતી—અર્થાત્ બજેટનો એક આંકડો પણ ફેરવરાવવાની તેઓની સત્તા નહતી, અને બીજું—સભાસદોને પ્રશ્નો પૂછવાનો હક મળ્યો હતો પણ સરકારે અમુક કરવું જોઇએ એવો ઠરાવ સરકાર આગળ મૂકી તે ઉપર મત લેવડાવવાનો હક મળ્યો નહતો. તે માટે ૧૯૦૮-૯ માં લૉર્ડ મોર્લિ અને મિન્ટોએ સાથે સાથે ચાલીને પ્રજાને સ્વરાજ્ય બક્ષવાના રાજ્યપથમાં એક પગલું આગળ ભર્યું: તેઓએ ઉપર બતાવેલી ખામી પૈકી બીજી ખામી દૂર કરી. તે સાથે, ખરો પ્રજામત જાણવામાં આવે અને હિન્દુસ્થાનની પ્રજાના સઘળા વર્ગો રાજકીય બાબતોમાં કેળવાય તે સારૂ—સરકારે સભાસદોની સંખ્યા વધારી, વેપારી જમીનદાર વગેરે વર્ગને ખાસ સભાસદો મોકલવાની સત્તા આપી, અને વિવિધ કોમની વસ્તીવાળા આ દેશમાં કોઇ કોમને અન્યાય ન થાય એ સામાન્ય ધોરણે,—

* "It is liberty alone which fits men for liberty This proposition, like every other in politics, has its bounds; but it is far safer than the count er doctrine 'wait till you are fit.' " *Gladstone.*

પણ ખાસ કરીને મુસલમાનોનો પોકાર શાન્ત કરવાના હેતુથી—મુસલમાનોને ધારાસભામાં અમુક વિશેષ ભાગ આપ્યો.

(૩) મોર્લિ—મિન્ટોના નામથી અંકાએલા સુધારા આટલા જ હોત તો તેમાં સરકારે એક પગલું આગળ ભર્યું એમ કહેવાત; અને એથી પ્રજાના બધા વર્ગો રાજકીય કેળવણીમાં ભાગ લેતા થયા, તથા પ્રજામતનો પ્રકાશ રાજ્યવહીવટની ગુફામાં વધારે જોરથી અને વિસ્તારથી પડવા માંડયો એ એક અસાધારણ લાભ લેખાત. પરંતુ તે થવા ઉપરાંત પ્રજાને આ દેશના રાજ્યવહીવટની બહાર ઓટલે બેસાડી મૂકવાની નથી પણ નિજમન્દિરમાં સ્થાન આપવાનું છે, અર્થાત્ હિન્દુસ્થાનના રાજ્યતન્ત્રમાં એને સ્વરાજ્યનો અનુભવ કરાવવાનો છે એનો ઉત્તમ પૂરાવો એ મહાન રાજ્યતન્ત્રીઓએ એ આપ્યો કે ઇલાકાઓની અને સમસ્ત હિન્દની કાર્યાધિકારી ( Executive ) સભામાં તેઓએ એક હિન્દીજનને નીમવાનું ઠરાવ્યું, તથા છેક ઇંગ્લંડમાં હિન્દખાતાના પ્રધાનની કાઉન્સિલમાં પણ હિન્દી અધિકારીની નીમણુક કરી. આથી માત્ર અડધો ડઝન હિન્દીઓને ઊંચા દરજ્જાની નોકરીઓ મળી, એથી દેશને કાંઈ લાભ થયો નહિ એમ અર્થ કરનારા, આ નીમણુકોની પાછળ રહેલું સ્વરાજ્ય ભાવનાનું મ્હોટું તત્ત્વ વિસરી જાય છે તે એ કે એ બે **મહાન રાજ્યતન્ત્રીઓએ આ કૃત્યથી પ્રજાને સામી બેઠકમાંથી ઉપાડી સાથેની બેઠકમાં બેસાડીને** વેલ્બી કમિશન આગળ તેમજ ૧૯૦૫ ની ધારાસભામાં મર્હૂમ ગોખલેએ ઉચ્ચારેલા શબ્દોની પાછળ રહેલો તીવ્ર અન્તર્દાહ કાંઇક શમાવ્યો. એ મહાન દેશભક્તનો ઉદ્ગાર સાચો હોય કે દેશીઓને રાજ્ય-વહીવટમાં સ્થાન ન મળવાથી દેશને જે કાંઇ આર્થિક નુકસાન છે તે કરતાં પણ અધિક નૈતિક હાનિ છે, તો લૉર્ડ મોર્લિ અને મિન્ટોએ રાજ્યવહીવટની ઊંચામાં ઊંચી ભૂમિકાઓમાં દેશીઓને આપેલું સ્થાન પણ પાંચ છ દેશીઓના પગારની આંકણીએ અકાવું ન જોઇએ.

(૪) વળી પૂર્વોક્ત ભૂમિકાઓમાં સ્વરાજ્યનું તત્ત્વ વિશેષ છૂટથી દાખલ કરવા ઉપરાંત, વચલી ભૂમિકાઓમાં પણ દેશીઓને અધિકાર આપવાની શરૂઆત થઇ છે. દેશના વહીવટમાં દેશીઓ અધિકારિ ન હોય તો કોણ હોય ?—એ સ્વાભાવિક માગણીને સન્તોષવા માટે પ્રથમ પ્રયત્નોનો આરંભ ૧૮૭૦ ના પાર્લ્યમેન્ટના એક ઍક્ટથી થયો. પણ એ ઍક્ટની રૂએ હિન્દી સરકારે કરવાના જે નિયમો તે ચર્ચાના તુમારે ચઢી ૧૮૭૯ સુધી ઘડાયા નહિ ! આખરે એ નિયમોએ 'સ્ટૅટ્યૂટરિ સિવિલ સર્વિસ' ના બંધારણરૂપે દર્શન દીધું—જે થકી એમ ઠર્યું કે દરેક પ્રાન્તના વતનીઓમાંથી 'ઇન્ડિયન સિવિલ સર્વિસ' ની જગ્યાઓના ⅙ ભાગ સુધી, ખાસ પસંદ કરેલા હિન્દીઓને 'સિવિલ સર્વિસ' ની નોકરીઓ આપવી. પણ તે પછીનાં સાત વર્ષમાં બધા મળી માત્ર ૬૦ માણસોને એ જગ્યાઓ આપવામાં આવી. અને તેમાં પણ હરીફાઇનું ધોરણ રાખવાને બદલે લાગવગની પસંદગીના ધોરણથી પ્રજાને સન્તોષ ન થયો—તેમ જ, સરકારને પણ આ પ્રયોગ સફળ થએલો ન લાગ્યો. તે સાથે, રૂ. ૨૦૦ અને તે ઉપરના પગારની જે નીમણૂકો હિન્દુસ્થાનમાં થાય ( ઇન્ડિયન સિવિલ સર્વિસની ઇંગ્લંડમાં થાય છે) તે દેશીઓની જ થવી જોઇએ એવો પણ એક નિયમ ૧૮૭૯ માં

કર્યો હતો. પહેલાં નવ વર્ષ તુમારી ચર્ચાનાં અને તે પછીનાં સાત વર્ષ લોકચર્ચાનાં પસાર થયા બાદ—આખરે ૧૮૮૬–૮૭ માં, પંજાબના લેફ્ટેનન્ટ ગવર્નર સર ચાર્લ્સ એઇચિસનના પ્રમુખપણા નીચે, સરકારી નોકરીઓ સંબન્ધી તપાસ કરવા માટે 'પબ્લિક સર્વિસ કમિશન' નીમાયું. એને પરિણામે, એ કમિશને કરેલી ભલામણ મુજબ સિવિલ સર્વિસની ત્રણ શાખાઓ પાડવામાં આવીઃ એક ઇંગ્લંડ તરફથી જેની નીમણુક થાય છે તે (Indian Civil Service), બીજી પ્રાન્તિક સરકારે કરેલી (Provincial), અને ત્રીજી તાબાના અધિકારની (Subordinate). તેમ, પ્રાન્તિક શાખાના અમલદારોમાંથી કેટલાકને ઇન્ડિયન સિવિલ સર્વિસને હોદ્દે લઈ શકાય—તે માટે ૧૮૯૨–૯૩ માં આશરે ૯૦ જગ્યાઓનું 'લિસ્ટ' યાને યાદી બહાર પાડવામાં આવી—જે ઉપરથી એ જગ્યાઓ 'Listed posts' કહેવાય છે. આ રીતે ઊંચી નોકરીઓમાં દેશીઓને વધારે દાખલ કરવાની યોજના વખતો વખત થતી આવી છે. જો કે એ યોજનામાં દેશીઓનો હાથ ન હોવાથી પ્રજાને સન્તોષ મળે એવી એ ઘડાતી નથી.† અને તે પ્રજાના પોકાર પ્રત્યે સરકાર કાન દે છે એનો પુરાવો છે.

(૫) આ ઉપરાંત લશ્કરી નોકરીમાં પણ દેશીઓને સ્થાન મળ્યું છે. પણ તે જુદી જ રીતે. અફઘાનિસ્તાનને ઉત્તર સીમાડે પન્દ્દેહ સુધી રશિઅનો ઉતરી આવ્યા છે એવી ખબર આવતાં સરકારને ગભરાટ થયો અને દેશનું લશ્કર વધારવાની જરૂર જણાઈ. બ્રિટિશ હિન્દુસ્થાનની પ્રજા ખડું કરતો બોજો સહન કરી શકે એમ નહોતું, અને દેશી રાજ્યોને હિન્દુસ્થાનના રક્ષણના મહાન કાર્યમાં ભેળવ્યા હોય તો સારૂ—એમ લાગવાથી તે વખતના, ગવર્નર–જનરલ લૉર્ડ ડફરિને, દેશી રાજ્યોએ સાક્ષાત્ પૈસાની મદદ આપવા માગેલી ન સ્વીકારતાં તેઓ તરફની 'Imperial service corps' 'ઇમ્પીરિયલ સર્વિસ કોર' યાને હિન્દ સામ્રાજ્યની નોકરીનુ એક લશ્કર સ્થાપ્યુ. એમાં—દેશી રાજ્યોના સિપાહીઓને તથા એમના ઉપરિ અમલદારોને અંગ્રેજ મ્હોટા અમલદાર પાસે લશ્કરી તાલિમ અપાવવી શરૂ કરી*—અને એ રીતે દેશીઓ માટે લશ્કરી કેળવણીનું એક સારૂં ક્ષેત્ર ઊઘડ્યું. તે પછી વળી દેશી રાજ્યોના નબીરાઓને લશ્કરી કેળવણીનો વધારે લાભ મળે તે માટે આગળ આવતાં—લૉર્ડ કર્ઝને વીશેક યુવાનોનું 'Imperial cadet corps'—બનાવ્યું અને આ રીતે ઊંચા દરજ્જાની નોકરીનું દ્વાર પણ ધીમે ધીમે વધારે ખુલ્લું થવા માંડ્યું.

આ પ્રમાણે હિન્દુસ્થાનની પ્રજાની 'સ્વરાજ્ય' ની માગણીનો સરકાર તરફથી દિનપર દિન અધિક સત્કાર રૂપ ઉત્તર મળ્યો છે.×

---

† જુવો એઇચિસનના પબ્લિક સર્વિસ કમિશનની ભલામણ ઉપર મુંબાઈ કૉન્ગ્રેસમાં (૧૮૮૯) મિ. ગોખલેએ કરેલી ટીકા.

* લશ્કર અને એના દેશી ઑફિસરોનું ખર્ચ દેશી રાજ્યોનું; તાલિમ આપનાર બ્રિટિશ ઑફિસરનું ખર્ચ બ્રિટિશ હિન્દુસ્થાનનું.

× આ ઉત્તર સંપૂર્ણ **રીતે** સન્તોષકારક છે એમ બતાવવા માટે આ ઉપક્રમ નથી. ૧૮૫૮ ના મહારાણીશ્રીના ઢંઢેરાએ હિન્દમાં 'સ્વરાજ્ય' ની ભાવનાની જે ધ્વજા ફરકાવી

૩. પણ આગળ મત્તર બમ નથી દેશને નુકસાન થયા વગર—'સ્વરાજ્ય' ની દિશામાં હજી ઘણું થઈ શકે એમ છે, અને ૧૯૦૭ ના મહારાણીશ્રીના ઢંઢેરાએ પ્રજાના નેત્ર આગળ જે 'સ્વરાજ્ય' ની ભાવના ઉપસ્થિત કરી છે તે સંપૂર્ણ સિદ્ધ થતા સુધી અટમય એમ નથી ઉપર જણાવેલા 'સ્વરાજ્ય' ના અંગો પરત્વે હાલ તુરતમા પ્રજાની નીચે પ્રમાણે માગણી છે —

(૧) **સ્થાનિક સ્વરાજ્ય** હાલ જે નિર્જીવ સ્થાનિક સ્વરાજ્ય ચાલે છે, તેને બદલે જીવત સ્થાનિક સ્વરાજ્ય પ્રજા માગે છે તે એવી રીતે કે પ્રજાની પોતાની પસંદગીનુ ધોરણ વધારે દાખલ થવુ જોઇએ, તથા મ્યુનિસિપાલિટીઓ અને જિલ્લાના કામ કરવા જોઇએ

(૨) **ધારાસભા તથા કાર્યકારિણી સભા** એમા પણ પ્રજામતની પસંગી વધવી જોઇએ વિશેષમા, પ્રજાને બજેટ ઉપર શુષ્ક ચર્ચા જ કરવાની નહિ પણ તેમા સુધારા વધારા કરવાની સત્તા મળવી જોઇએ વળી વિવિધ વિષય ઉપર પ્રશ્ન પૂછવાની કે ઠરાવ મૂકવાની જ નહિ, પણ (ગવર્નરને નિષેધ (Veto) ની સત્તા રાખી) ઠરાવ પ્રમાણે સરકારને વર્તાવવાની સત્તા મળવી જોઇએ કાર્યકારિણી સભામા પણ અમુક જ કામ ઉપર (જેમકે ન્યાય કે કેળવણી ખાતા ઉપર) દેશીઓની નીમણૂક કરવી એવો નિર્બંધ હોવો ન જોઇએ

(૩) **સરકારી નોકરી** આમા પણ દેશીઓનો વધારે પ્રવેશ થવો જોઇએ હાલ દેશીઓને અમુક જ ખાતાની મ્હોટી જગાઓ આપવામા આવે છે (જેમકે ન્યાય ખાતાની તેને બદલે સર્વ ખાતા માટે એની યોગ્યતા સ્વીકારવી જોઇએ એટલુ જ નહિ પણ એક જ જાતનુ કામ કરનારા અગ્રેજ અને દેશીઓને બે જુદા ખાતા ('Imperial' અને 'Provincial') મા નાખવાની સેદવૃત્તિ નીકળી જવી જોઇએ હાલ સિવિલ સર્વિસની મ્હોટી પરીક્ષા ઇંગ્લડમા જ લેવાય છે તે માટે કુમળી ઉમ્મરના વિદ્યાર્થીઓને ઇંગ્લડ જવુ પડે છે અને ઇંગ્લડના ખર્ચનુ સાહસ વ્હોરવુ પડે છે—જેથી હિન્દીઓને હરીફાઇનો વાજબી લાભ મળતો નથી તેથી એ પરીક્ષા ઇગ્લડ અને હિન્દમા એકી વખતે (simultaneous examination) થવી જોઇએ સરકારી નોકરીમા દેશીઓને વધારે છૂટથી

---

એણે દેશમા જે આશાઓ પ્રેરી છે—તે આ લેખમાળાના પ્રથમ અંકમા બતાવેલા અર્થમા 'સ્વરાજ્ય' (બ્રિટિશ સામ્રાજ્યના પ્રાણભૂત—માત્ર અંગભૂત નહિ, પણ પ્રાણભૂત—'સ્વરાજ્ય') સિદ્ધ થતા સુધી પૂર્ણ થવાની નથી અને તેથી પ્રજાનો આ સમ્બન્ધમા સરકાર પાસે જે નિરન્તર પોકાર રહ્યા જ કરે છે—તેનુ પરિણામ કદીક વખત એ આવે છે કે અપૂર્ણતા તરફ જ આપણી દૃષ્ટિ રહે છે, અને પ્રજામતના સામર્થ્યમા શ્રદ્ધા રાખવાને બદલે આપણી નિર્બળતાના વિચારથી નૈરાશ્યના ગર્તમા આપણે ડૂબીએ છીએ આ નૈરાશ્ય અસ્થાને છે એટલુ જણાવવા માટે આ ઇતિહાસ આપ્યો છે

લેવા જોઇએ તથા તેમાં અમલદારીની ('commissioned officers'ની) જગાઓ પણ એમને સારી પેઠે આપવી જોઇએ. જેથી અકબરના રાજ્યમાં માનસિંહને જેવી સ્વત્વબુદ્ધિ હતી તેવી બુદ્ધિ હાલના દેશીઓને બ્રિટિશ રાજ્યમાં ઉત્પન્ન થાય.

(૪) **આર્થિક સ્વરાજ્ય:** પૂર્વોક્ત હક ઉપરાંત હિન્દુસ્થાનને પોતાના દૃષ્ટિકોણથી પોતાનું હિત વિચારવાની અને તદનુસાર વર્તન કરવાની છૂટ મળવી જોઇએ— જેથી અત્યારે પરદેશ સાથેનો હિન્દુસ્થાનનો વેપાર કેવી તરેહની આર્થિક નીતિથી સુધરી શકશે એ વિચારીને તે પ્રમાણે પરદેશી માલ ઉપર જકાત વગેરે સાધનો વડે દેશના ઉદ્યોગને ઉત્તેજન તથા અનુકૂળતા કરી આપવાનું બની શકે.

(૫) **પાર્લ્યમેન્ટમાં સ્થાન :** વળી, હિન્દુસ્થાન ઉપર છેવટનો અધિકાર બ્રિટિશ પાર્લ્યમેન્ટનો છે, તેથી એ અધિકાર યોગ્ય રીતે જ અને હિન્દના હિતમાં જ વપરાય તે સારૂ એ મહાસભામાં હિન્દુસ્થાનની પ્રજાના પ્રતિનિધિઓ( અત્રેની ધારાસભાના પ્રજાની પસંદગીના પ્રતિનિધિઓએ પસંદ કરેલા )ને બેઠક મળવી જોઇએ-જેથી અત્યારે પાર્લ્યમેંટ જે ખાઇ-પી ઊતરેલા જૂના પુરાણા ઍંગ્લો-ઇન્ડિયન પેન્શનરોના મતથી દોરાય છે તેને બદલે વાસ્તવિક દેશસ્થિતિ જાણનાર પ્રજામતના અગ્રણીઓની સલાહથી દોરાય ૬૭૦ મેમ્બરોની સભામાં દશેક મેમ્બર ( ૨ બંગાળા, ૨ મુબાઈ, ૨ મદ્રાસ, ૨ સંયુક્ત પ્રાન્ત, ૧ પંજાબ, ૧ મધ્ય પ્રાન્ત ) હશે તેટલાથી સામ્રાજ્યનું વહાણ ખડક ઉપર અથડાવાનું નથી; બલ્કે, તેઓ કોઇક વખત છૂપા ખડક તરફ આંગળી કરીને અંગ્રેજ સુકાનીઓને ચેતવશે તો સામ્રાજ્યને મોટી હાનિમાંથી બચાવી લેશે.

( અપૂર્ણ. )

તન્ત્રી.

---

# માનસશાસ્ત્રનો એક નિયમ.

કુદરતની અંદર સર્વ પ્રાણીમાં મનુષ્ય એ સર્વોત્તમ પ્રાણી છે, અને મનુષ્યમાં તેનું મન એ અલૌકિક વસ્તુ છે. જગતની અંદર જે જે મહત્કાર્ય થાય છે, તે બધાં બુદ્ધિના પ્રભાવ છે. મનુષ્યની સર્વ પ્રવૃત્તિ સારી કે નરસી તે બુદ્ધિનો આવિર્ભાવ છે, તેથી મનુષ્યના જુદા જુદા વિચાર અને આચાર સમજવા માટે મનની ક્રિયા કેવા નિયમથી ચાલે છે તે જાણવાની જરૂર છે. કુતૂહલની ખાતર એની જરૂર છે, એટલું જ નહિ પણ, વ્યવહાર કુશળતાને માટે તે જ્ઞાન આવશ્યક છે. જેટલા પ્રમાણમાં માનસિક જ્ઞાન પ્રાપ્ત થાય છે તેટલાં

પ્રમાણમાં જગતનો વહેવાર સુખકારક બને છે. જે મનુષ્યને ચેતન સૃષ્ટિ ઉપર અસર કરવાની છે તેમને તો માનસશાસ્ત્રના જ્ઞાનની ખાસ જરૂર છે; કારણ કે તેમના કામથી બીજાના મન ઉપર કેવી અસર ઉપજાવવાની છે; તે તેમણે પ્રથમ જાણવું જોઇએ. શિક્ષકનું કામ મનને કેળવવાનું છે; તેથી મનની વૃદ્ધિના કયા કયા નિયમ છે તે તેણે તો જાણવું જ જોઇએ. કેટલાક મનુષ્યને આવું સાહજિક જ્ઞાન હોય છે, પણ તે ઉપરથી માનસશાસ્ત્રના જ્ઞાનની જરૂર નથી એ સિદ્ધ થતું નથી. જેમ દરેક ધંધામાં શાસ્ત્રીય અને વહેવારૂ જ્ઞાન જરૂરનું છે તેમ, શિક્ષકના ધંધામાં પણ બાળમનોવિકાસનું શાસ્ત્રીય જ્ઞાન હોવું જોઇએ. ફક્ત વહેવારૂ જ્ઞાન ઉપર આધાર રાખવાથી, આપણી ક્રિયા સાંકડી અને ભૂલ ભરેલી માલમ પડે છે. જ્યાં સુધી કાર્યકારણના નિયમનું જ્ઞાન હોતું નથી ત્યાં સુધી આપણું કાર્ય એક-દેશીય અને અકસ્માતને વશ રહે છે. હાલમાં ફક્ત શિક્ષણના વહેવાર જ્ઞાન ઉપર જ આપણું લક્ષ ખેંચાયું છે; અને શાસ્ત્રીય જ્ઞાન ગૌણ ગણવામાં આવ્યું છે. કોઈ પણ દેશમાં શિક્ષણના શાસ્ત્રીયજ્ઞાન સિવાય, કેળવણીમાં સુધારો થયો નથી, અને તે બનવું પણ અશક્ય છે. જ્યાં સુધી શાસ્ત્રીયજ્ઞાનથી જે વિશાળ દૃષ્ટિ મળે છે તે પ્રાપ્ત થએલી હોતી નથી; ત્યાં સુધી અમુક ગરડમાં જ કામ થયા કરે છે; પણ તેથી બાળ મન ઉપર શું અસર થાય છે તથા શિક્ષણ પદ્ધતિ કેટલે દરજ્જે ખરી છે તેનો ખ્યાલ મગજમાં આવી શકતો નથી. આ બાબતના સમર્થનમાં માનસશાસ્ત્રના એક નિયમથી શિક્ષણ પદ્ધતિ ઉપર કેવું અજવાળું પડે છે તે હવે જોઇએ. માનસશાસ્ત્રનો એક સિદ્ધાંત† એ છે કે મનની અંદર જે સ્ફુરણા થાય છે તે આવિર્ભાવ તે માટે પ્રયત્ન કરે છે. કોઈ પણ વસ્તુની મન ઉપર જે છાપ પડે છે, તેની અસર શરીરના અવયવ ઉપર થાય છે; અને તે બહાર દેખાવવાને માટે યત્ન કરે છે. જો સંસ્કારનું બળ વિશેષ હોય છે તો તે ક્રિયાદ્વારા પ્રગટ થાય છે;‡ પણ જો વસ્તુની અસર મંદ હોય છે તો શરીરની અંદર ક્ષોભ ઉપજાવીને તે શમી જાય છે. જંગલી મનુષ્યો મનોવિકારને તરત તાબે થાય છે. માનસિક ક્ષોભના ઉપર તેમનો કાબુ હોતો નથી તેથી તેમના મનની ઉર્મી તરત બહાર જણાઈ આવે છે. સુધરેલા મનુષ્ય પોતાની લાગણી અને વિચાર ઉપર સંયમ રાખી શકે છે; તેથી તેમની માનસિક ક્રિયા ઝટ કળી શકાતી નથી; પણ જે મનુષ્ય ઉર્મિને વશ હોય છે તેમની મનઃ સ્થિતિ તેમના ચેહરા ઉપરથી તેમ જ બોલવા ચાલવાથી, સહેલાઇથી જાણી શકાય છે; પણ મુત્સદ્દી મનુષ્યના આંતર હૃદયની વાત તેમના બોલવાથી તેમ જ વર્તન ઉપરથી જાણી શકાતી નથી; કારણ કે તેમનામાં જે જે ક્ષોભ ઉત્પન્ન થાય છે, તેમને તે તરત દબાવી શકે છે. ઘણા માણસના મનમાં કોઇની કહેલી વાત છાની રહી શકતી નથી; તેનું કારણ પણ સંસ્કારના આવિર્ભાવ સંબંધી જે નિયમ કહ્યો છે તે જ છે. જ્યારે વાચાળ મનુષ્યો પોતાનું હૃદય ખાલી કરે છે ત્યારે જ તેમને સંતોષ મળે છે.

---

† All consciousness is motor.

‡ There should be no impression without expression and no reception without reaction.

મન ઉપર જે સંસ્કાર પડે છે તેનો સ્વતઃ આવિર્ભાવ થાય છે અથવા તે સંસ્કાર બહાર પ્રગટ થવાને પ્રયત્ન કરે છે એ માનસશાસ્ત્રનો નિયમ છે; પણ આપણા મનના બધા વિકારોનું પ્રગટીકરણ ઇચ્છવા લાયક નથી. કેટલાક વિકારોને તો દાબી રાખવાની જરૂર જ છે; નહિ તો જનમંડળનો વ્યવહાર ચાલે નહિ; પણ જે વિકારો ઇષ્ટ છે તેના આવિર્ભાવ ઉપર આપણા સુખ અને આનંદનો આધાર છે તેથી તેને તો અનુકુળ પ્રસંગ મળવા જોઇએ. નહિ તો મનુષ્યના વિકાસને જે અમુક ઉદ્દેશ સિદ્ધ કરવાનો છે તે ફળીભુત થતો નથી. સંસ્કાર અને તેનો આવિર્ભાવ એ નિયમ કેળવણીમાં ઘણો ઉપયોગી છે. હાલના જમાનાનું શિક્ષણ તે ઉપર રચાયું છે. જુદા જુદા વિષયની પદ્ધતિ ઉપર નજર કરવાથી આ વાત સ્પષ્ટ થશે.

કોઇ પણ વસ્તુના પૂર્ણ અનુભવને માટે ફક્ત તે સંબંધી જ્ઞાન બસ નથી. વસ્તુની જે છાપ મગજ ઉપર પડે છે તે ઉપરથી તેનું જ્ઞાન બરોબર થયું છે તે માની શકાતું નથી. કારણ કે જ્યાં સુધી તેનો અનુભવ ક્રિયાદ્વારા થતો નથી ત્યાં સુધી તે છાપ દૃઢ અને ઊંડી હોતી નથી. વસ્તની છાપ દૃઢ અને ઊંડી બનાવવાને માટે તેનો આવિર્ભાવ જરૂરનો છે. મગજના સંસ્કાર આછા કે ઊંડા છે તે ફક્ત તેની છાપ પડી છે તે ઉપરથી જાણી શકાતું નથી પણ મ્હોં, આંખ કે હાથની ક્રિયાદ્વાર જ્યાં સુધી તે સસ્કાર ચોકસ અને દૃઢ થતા નથી ત્યાં સુધી તેનું જ્ઞાન અપૂર્ણ રહે છે. જ્યારે સંસ્કાર આવિર્ભાવ પામે છે, ત્યારે જ્ઞાનનું કુંડાળુ પૂરૂ થાય છે. જો ફક્ત સંસ્કાર મગજ ઉપર જ પડી રહે છે અને તે કોઇ પણ ઇન્દ્રિયદ્વારા પ્રગટ થતા નથી તો તે સંસ્કાર મંદ અને નિર્જીવ જેવા માલમ પડે છે. તેવું જ્ઞાન અવ્યવસ્થિત અને અપૂર્ણ રેહેવાથી અનુભવમાં આવી શકતું નથી. વિચાર અને આચારનો જે ભેદ જોઇએ છીએ તે વિચારના બળની મંદતાને લીધે છે. વિચાર વ્યવસ્થિત અને ચોકસ નહિ હોવાથી ક્રિયાદ્વાર તેનો અનુભવ થઈ શકતો નથી, પણ જે સંસ્કાર મગજ ઉપર પડે છે તે જો આવિર્ભાવ પામે તો તેથી તે સંસ્કાર દૃઢ થાય છે એટલું જ નહિ, પણ મનને આનંદ થાય છે. કોઇ પણ વસ્તુના અનુભવ માટે તેને જાણવાનું કામ તો તેનુ અર્ધું જ્ઞાન છે પણ તેનો ક્રિયાદ્વારા અનુભવ એ ખરૂં જ્ઞાન છે; તેથી ફ્રબલ કોઇ વસ્તુના જ્ઞાન માટે તેની ત્રણ અવસ્થા નક્કી કરે છે જ્યાં સુધી તે ત્રીજી અવસ્થામાં પહોંચે નહિ ત્યાં સુધી તે જ્ઞાન અપૂર્ણ ગણવામાં આવે છે. કોઈ પણ વસ્તુની જે છાપ ગ્રહણ (reception) કરવામાં આવે છે તે પ્રથમ અવસ્થા છે બીજી અવસ્થા તે વિષેના વિચારની (reflection) છે અને છેલ્લી અવસ્થા તેમો ક્રિયા (reaction) દ્વારા અનુભવ મેળવવાની છે. હુરબાર્ટના અનુયાયીઓ વસ્તુના ફક્ત વિચાર ઉપર આધાર ન રાખતાં તે વિચારને દૃઢ અને સજીવ બનાવવાને માટે વિષયની એકીકરણની પદ્ધતિ ઉપરના ખાસ ભાર મૂકે છે. જ્યાં સુધી કોઇ પણ વિચારને વારંવાર જુદી જુદી દૃષ્ટિથી દૃઢ કરવામાં આવ્યો હોતો નથી ત્યાં સુધી તેનો આવિર્ભાવ ક્રિયામાં જોવામાં આવતો નથી. વિચારને આચારના અભેદ માટે વિચારને દૃઢ અને સજીવ રાખવાની જરૂર છે એમ તેઓનો સિદ્ધાંત છે.

મનની અંદર જે સંસ્કાર પડ્યા હોય તેના યથાર્થ જ્ઞાન માટે ક્રિયાદ્વાર અનુભવ થવો

જોઇએ. એ સિદ્ધાંતને અનુસરી હાલના શિક્ષણક્રમમાં હાથનુ કામ,§ સ્લોઇડ પદ્ધતિ, કિન્ડર-ગાર્ટન અને મોન્ટેસોરી પદ્ધતિની કેળવણી દાખલ કરવામાં આવી છે. જે સંસ્કાર મગજમાં મંદ અથવા ગુમ સ્થિતિમાં હોય છે, તે હાથના કામથી ચોકસ અને દૃઢ થાય છે. તેને લીધે તે પદાર્થનું બારીક અવલોકન કરવાની જરૂર પડે છે. જેને સ્નાયુની કેળવણી કહે છે ને પણ લાભ આ પદ્ધતિમાં સમાયલો છે. તેવી રીતે કામ કરીને શિક્ષણ મળવું જોઇએ એ નિયમને અનુસરી કિન્ડરગાર્ટનની બક્ષીસોના આકાર બાળકો જુદી જુદી રીતે કરે છે. તે છાપ તેમના મગજમાં સચોટ પડે છે અને કામ કરવાથી તેમને તેમાં આનંદ મળે છે. સ્લોઇડ પદ્ધતિમાં પણ તે જ નિયમનો અમલ થાય છે. કાગળના આકાર બનાવવાથી તેમ જ લાકડાની જુદી જુદી આકૃતિ તૈયાર કરવાથી, આંખ હાથ અને વિચારશક્તિ કેળવાય છે. કામના ફેરફારને લીધે મગજના જુદા જુદા તંતુચક્ર કામે લાગવાથી મગજને પણ આરામ મળે છે. ચોકસાઈ, બારીક અવલોકન અને કામ કરવાની સરળતાના ગુણ ટેવ રૂપે બાળકને પ્રાપ્ત થાય છે.

મોન્ટેસોરી પદ્ધતિમાં પણ કામથી ઇન્દ્રિયો કેળવવાનો હેતુ રહેલો છે, પણ તેમાં બાળકને તેના કામમાં ઘણી સ્વતંત્રતા મળે છે આ બધી નવીન પદ્ધતિમાં કામ કરવાથી જ મગજ કેળવાય છે અને વિચાર સ્પષ્ટ અને સુરેખ થાય છે. તે મુખ્ય ઉદ્દેશ છે. ફક્ત કહેવાથી અથવા સાંભળવાથી કે જોવાથી યથાર્થ કેળવણી મળે છે એ વિચાર અપૂર્ણ લાગવાથી ક્રિયા એ કેળવણીનું આવશ્યક અંગ છે એમ સિદ્ધ કર્યું છે. ફક્ત વસ્તુના સંસ્કાર એ જ્ઞાનની અર્ધ અવસ્થા છે, તેથી તેના બરાબર જ્ઞાનને માટે સંસ્કારને કોઈ પણ ઇન્દ્રિયદ્વારા પ્રગટ કરવાની જરૂર છે. આ કારણને લીધે ચિત્રકળાનો નવો વિષય શિક્ષણક્રમમાં જોવામાં આવે છે. ફક્ત જોવાથી પદાર્થનુ બરાબર જ્ઞાન મળતું નથી પણ જ્યારે તેના આકાર, રંગ, કદ વગેરે બાબતો ચિતરવામાં આવે છે ત્યારે તે પદાર્થનું જ્ઞાન સચોટ અને દૃઢ થાય છે. બાળવર્ગમાં વાર્તા ફક્ત કહેવાથી જ બાળકને તેનુ જ્ઞાન મળતુ નથી પણ તેને ભજવી બતાવવાની જરૂર સ્વીકારવામાં આવી છે. તેમ જ ફક્ત ગીત ગાવાથી તેનો પુરો અર્થ સમજાતો નથી પણ તે ભાવ સહિત ગવરાવવામા આવે છે. રમત, માટીના આકાર, કિન્ડર્ગાર્ટન બક્ષીસ વગેરે બાળવર્ગના વિષયમાં કામ ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. હરબાર્ટના અનુયાયીઓ આથી સંતોષ નહિ પામતા એકની એક જ બાબત જુદા વિષયમાં શિખવે છે કારણ કે તેમનો એવો સિદ્ધાંત છે કે છૂટા છવાયા સંસ્કાર વિચારને નિર્બળ રાખે છે પણ જો તે સંસ્કારોને એકીકરણના રીતથી દૃઢ કરવામાં આવ્યા હોય

§ Experiments have been made to ascertain whether there is any connection between rapidity of muscular action in the hand and degree of intillectual progress. It was found *that*, as a rule, *those children* whose movements are quick are brighter mentally than the slow movers "...... ... "The connection of the speech and hand centries in the brain appears to be a natural result of evolutionary development of the race."

તો બાળકને તેમાં રસ પડે છે, અને તે વિચાર વ્યવસ્થિત અને ચોકસ બને છે. દા. બકરીનો પાઠ વાંચનના વિષયમાં હોય તો, તેઓ 'બકરી' શબ્દની જોડણી અને પાઠનું વાચન કરાવે છે; રમતના કલાકમાં તેજ રમત રમાડે છે; ચિત્રકળા વખતે તેનું ચિત્ર કઢાવે છે. ગીત પણ તેનુ જ ગવરાવે છે; માટીનો આકાર પણ બકરીનો કરાવે છે. વાર્તા પણ બકરીની કહેવામાં આવે છે આવી રીતે જુદી જુદી રીતે તે વસ્તુનુ જ્ઞાન થવાથી તે સંગીન થાય છે અને આગળનો અભ્યાસ પાકો થતો જાય છે.

કવિતાના વિષયમાં તેનો પાઠ ફક્ત અર્થ કરીને, અથવા અન્વય સમજાવી કે ઘેરથી કરી લાવવાનો કહેવામાં આવતો નથી; તેને પણ વર્ગમાં પ્રથમ રાગ તાલ સહિત શિખવવામા આવે છે. મુખપાઠની રીત છે તે પણ સંસ્કાર વધારે આવિર્ભાવ કરવાને માટે છે. તેમ જ નિબંધ લખવામાં પણ જે વસ્તુ તથા જગા જોઇતી હોય તેનુ જ વર્ણન કરવાને માટે કહેવામાં આવે છે. અમૂર્ત વિષયના નિબંધ ફક્ત મોટી ઉમ્મરના વિદ્યાર્થીઓએ લખવા જોઇએ એમ હાલમાં સ્વીકારવામાં આવ્યુ છે ઇતિહાસના વિષયના અથવા બહાર મુસાફરી કરેલી જગાના નિબધ પણ એ ઉદ્દેશને અનુસરી આપવામાં આવે છે. શરૂઆતમાં વાર્તાનો સાર અથવા ચિત્રનુ વર્ણન કરવા કહેવામાં આવે છે તેનો ઉદ્દેશ ભાષાના કાબુ ઉપરાંત વિચારની સ્પષ્ટતા પણ છે. આપણા ખાનગી વાચનમાં પણ જે વિષય આપણે વાંચ્યો હોય છે; તે સંબંધી વાતચીત આપણા મિત્ર કે સહાધ્યાયી જોડે કરીએ છીએ અથવા તેની ટુંકી નોંધ લઇએ છીએ, અથવા તે સંબંધી નવો લેખ આપણે લખીએ છીએ; ત્યારે તે વિચાર આપણા મગજમા વધારે સ્પષ્ટ અને સ્થાયી થાય છે. તે જ પ્રમાણે ભૂગોળના વિષયમાં પણ ફક્ત પર્વત, નદી, કે ગામના શહેરની હકીકત શિખવવાથી તેનું શિક્ષણ સમાપ્ત થતું નથી, પણ તે પર્વત કે શહેરને નકશામાં બતાવવાથી અથવા બીજા નકશાના ખોખામાં પૂરવાથી તે સંસ્કાર વધારે દૃઢ થાય છે. કેટલીક વખત રિલિફ નકશા તૈયાર કરવામાં આવે છે તેનો હેતુ પણ મગજમાં પડેલી છાપને દૃઢ કરવાનો છે. ઇતિહાસનો વિષય ફક્ત તેની હકીકત કહી જવાથી પૂરો થતો નથી, પણ તેનો ભૂગોળ સાથે સંબધ જોડવો પડે છે; તેમ જ લડાઇના નકશા દોરવાની જરૂર છે, અને પાઠની નોંધ જે કાળા પાટીયા ઉપર લખી હોય છે તે ઉતરાવવામાં આવે છે, તેથી હાથ, આંખ, અને કાનનો ઉપયોગ થવાથી તે સંસ્કાર વધારે દૃઢ થાય છે. *વિજ્ઞાનનો વિષય હાલમાં પ્રયોગથી જ શિખવવામાં આવે છે. શિક્ષક પ્રયોગ કરે છે એટલુ જ નહિ, પણ તે વિષયના અનુભવ-સિદ્ધ જ્ઞાન માટે દરેક વિદ્યાર્થીએ જાતે તેનો પ્રયોગ કરવો પડે છે; આથી વિષય રસિક થાય છે એટલું જ નહિ

* ગણિતનો વિષય વસ્તુ જ્ઞાનથી રસિક કરવામાં આવે છે એટલું જ નહિ બાળકના હાથનો ઉપયોગ પણ તે વિષયમાં કરવામાં આવે છે. દા. વર્ગના ઓરડાની લબાઈ ૨૦ ફુટ છે તે ફક્ત શિક્ષક કહી જાય તેથી, તે કામ પૂરૂ થયું નથી પણ તેની લંબાઈ ૨૦ ફુટ છે તે સંસ્કારને દૃઢ કરવા માટે છોકરાની પાસે તેની લંબાઈ ફુટથી મપાવવામાં આવે છે તેમ જ કાયદા શિખવતાં તેમની પાસે જુદા જુદા કાટલાંનું વજન કરાવે છે.

પણ તેનું જ્ઞાન દૃઢ થાય છે. કૉલેજમાં પ્રોફેસરો વ્યાખ્યાન પદ્ધતિથી શિક્ષણ આપે છે પણ વ્યાખ્યાન ગમે એટલું રસિક અને વિદ્વતા ભરેલું હોય તો પણ જ્યાં સુધી તે વ્યાખ્યાનની ટુંકી નોંધ વિદ્યાર્થીઓ કરે નહિ ત્યાં સુધી તે જ્ઞાન મગજમાં ટકી શકતું નથી. ઇતિહાસ અને તત્વજ્ઞાન જેવા વિષયમાં તો ટુંકી નોંધની ખાસ જરૂર છે. અને જો પ્રોફેસરો પ્રસંગોપાત તે તપાસે તો વ્યાખ્યાનનો હેતુ વધારે ફળદાયી નિવડવાનો સંભવ છે.

ઘણા શિક્ષકોનું હજી એવું માનવું છે કે, વર્ગની અંદર જો બાળકો શાંત રીતે * બેસી રહે, અને શિક્ષક જે શિખવે તે સાંભળ્યા કરે તો વર્ગની વ્યવસ્થા સારી છે, એમ કહેવામાં આવે છે, પણ આ ભૂલ ભરેલો વિચાર છે, કારણ કે બાળકને કુદરતે જ શારીરિક અને માનસિક ઉત્સાહ આપેલો છે; તે ઉત્સાહને દબાવી દેવાથી બાળકને લાભ થવાને બદલે નુકસાન થાય છે. જે બાળકો તંદુરસ્ત હોય છે અને જેનામાં જીવન શક્તિ વિશેષ હોય છે; તે જ બોલવાને, હરવા ફરવાને, તથા કામ કરવાને આતુર હોય છે. મંદ અથવા માંદા બાળકને જ એક ઠેકાણે શાંત બેસી રહેવું ગમે છે. બાળકનામાં સ્વાભાવિક જે ચપળતા છે તેનો ઉપયોગ કરવાને માટે જ ફ્રૉબલ અને મૉન્ટેસોરીની પદ્ધતિ છે. બાળક જે જુવે છે અને સાંભળે છે, તેનું સંતોષકારક જ્ઞાન મેળવવાને માટે પ્રશ્ન કરે છે, પણ જો તેની જીજ્ઞાસા દબાવી દેવામાં આવે છે તો તેને દુઃખ થાય છે. તેમ જ તેને કામ કરવાનું પણ વધારે ગમે છે કારણ કે તેના શરીરમાં જે જીવન શક્તિ છે તે કોઈ પણ રીતે બહાર પ્રદર્શિત થવાને માટે પ્રયત્ન કરે છે, તેથી જો બાળકની ચપળતાને દબાવવાને બદલે તેનો સારી દિશામાં ઉપયોગ કરવામાં આવે તો તેનું વ્યક્તિત્વ ખીલે છે અને તેને આનંદ થાય છે.

ઘણા શિક્ષકો પાઠ સમજાવી જાય છે અથવા તેની હકીકત કહી જાય છે, એટલે વ્યખ્યાન પદ્ધતિનો ઉપયોગ કરે છે; પણ તેથી બાળકના મગજમાં તેના સંસ્કાર ટકતા નથી; તેને માટે તો બાળકોને વારંવાર સવાલ પુછવાની જરૂર છે.

એટલું જ નહિ પણ બાળકોએ શિક્ષકને સવાલ પૂછવા જોઇએ. ઘણી વખત શિક્ષક બાળકને સવાલ પૂછી સંતોષ પામે છે, પણ તે ઉપરાંત બાળકો સવાલ પૂછે તેને માટે તેમને ઉત્તેજન આપવું જોઇએ. આ રીતથી બાળકના મનની વાત સ્પષ્ટ થાય છે; અને તેને જે મુશ્કેલી હોય છે તેનું નિરાકરણ થાય છે. હાલમાં કાળા પાટીઆનો છૂટથી ઉપયોગ કરવાનો રિવાજ છે. તેનો હેતુ એટલો જ છે કે શિક્ષકે જે પાઠ સમજાવ્યો હોય છે તે બાળક બોલી જાય, તે ઉપરાંત જો તેને નોંધ પોથીમાં લખી લેવામાં આવે તો, તે સંસ્કાર વધારે દૃઢ થાય છે. સાંભળવા અને બોલવા ઉપરાંત હાથથી કામ કરવાથી તે બાબત વધારે સ્પષ્ટ

* "If will help us realise some thing of what is implied in keeping a child still if we consider the immense part the motor activities play in his life, They are to the child even more then our thoughts are to us, for the mental world of the very young child is so undevelope that it motor activities constitute almost the whole of conscious life."

અને દૃઢ થાય છે. વર્ગમાં નંબર ચઢાવવામાં આવે છે તથા પાઠના માર્ક આપવામાં આવે છે તેનો ઉદ્દેશ બાળકોમાં હરિફાઈ ઉત્પન્ન કરવા સિવાય બીજો એ છે કે તેણે જે મહેનત કરી છે તેનું ફળ શું આવે છે તે તેઓ જાણી શકે છે અને તેથી તેમનો કામ કરવાનો ઉમંગ વધે છે, મન ઉપર જે સંસ્કાર પડે છે તેનો આવિર્ભાવ યથાર્થ જ્ઞાનને માટે આવશ્યક છે. તે વિષયને અનુસરી આપણે હાલની શિક્ષણ પદ્ધતિનું અવલોકન કર્યું છે પણ ધર્મશાસ્ત્રમાં ( Theology ) પણ તે નિયમ તેવી જ રીતનું અજવાળું નાખે છે. તત્વચિંતન કે વ્યવહાર, જ્ઞાન કે કર્મ શ્રેષ્ટ છે એવો ઝઘડો ઘણા જૂના વખતથી ધર્મશાસ્ત્રમાં ચાલતો આવ્યો છે. જમાનાને અનુસરી બેમાંથી એક તત્વ ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. હાલનો જમાનો પ્રવૃત્તિનો છે તેથી કર્મને વધારે પસંદ કરવામાં આવે છે. માનસશાસ્ત્રનો જે સિદ્ધાંત ઉપર જણાવ્યો તે પણ કર્મને સમર્થન કરે છે. જ્ઞાનની જે પ્રથમ અવસ્થા વસ્તુનું જ્ઞાન ગ્રહણ કરવાની છે તેને અનુસરી આપણે સૃષ્ટિના જુદા જુદા પદાર્થનું જ્ઞાન મેળવવાનું છે અને તેનું ચિંતન કરવાનું છે પણ તે અંતિમ અવસ્થા નહિ હોવાથી જે જ્ઞાન આપણે મેળવ્યું હોય છે તેનો ક્રિયાદ્વાર અનુભવ કરવાનો છે. ફક્ત જ્ઞાન એ પૂર્ણ અનુભવ નથી પણ તે જ્ઞાનનો સદુપયોગ એ કર્તવ્ય છે અને તેથી જ્ઞાનની સાથે કર્મની પણ જરૂર છે, તેની આવશ્યકતા એટલા માટે છે કે જેમ વ્યવહારમાં વસ્તુને જાણવાથી તેનું યથાર્થ જ્ઞાન આપણને થતું નથી પણ તેનો ક્રિયાદ્વાર અનુભવ થવો જોઇએ; તેમ જે તત્વનું આપણે ચિંતન કરીએ છીએ તેનો જ્યાં સુધી જનમંડળના વ્યવહારમાં ઉપયોગ થતો નથી ત્યાં સુધી તેનું ખરું જ્ઞાન પ્રાપ્ત થતું નથી. આત્મ ચિંતનની કેટલીક શંકાઓનું નિવારણ ક્રિયામાં જ અનુભવવામાં આવે છે

મુળજીભાઈ હીરાલાલ ચોકસી.

---

# ગુજરાતી હીંદુઓનો આત્મઘાત.

( અનુસન્ધાન પૃષ્ઠ ૩૧૫ થી. )

ધર્મોની અસર તપાસ્યા બાદ હવે આપણા કર્મોની અસર તપાસીએ. સર્વ કર્મોમાં મુખ્ય કર્મ ખાવાનું છે અને તેથી હાલનો આપણો ખોરાક કેવો છે, કેમ લેવાય છે, અને તે શી અસર તન અને મન પર કરે છે તે પહેલી તપાસીએ.

પ્લુટાર્ક કહે છે કે અસલના મિસરના લોકોને ખેરી વગેરે ફળાહાર કરતા અને તરશ છીપાવવા ફક્ત પાણી પીતા. તેઓમાંના સેંકડો સો વર્ષ ઉપરાંતનું આયુષ્ય ભોગવતા. હેરોડોટસના કહેવા પ્રમાણે મેક્રોબીઅન્સ નામની જાત ફક્ત ભૂંજેલી માછલીને દૂધ પર જ

રહેતી ને લોકો અતિ સુંદર હતા અને તેમનામાં ૧૨૦ વર્ષ ઉપરાંતની જીંદગીવાળા ઘણા માણસો હતા.

અરબસ્તાનના ગરમ અરણ્યોમાં રહેનાર આરબો ખજુર ખાઈ આનંદ કરે છે અને મદ્યપાન કરતા નથી તો પણ તેઓ તનદુરસ્ત રહી લાંબુ આયુષ્ય ભોગવવા શક્તિમાન થાય કે આપણા ઋષિમુનિઓ કંદમૂળ ખાઈ નિર્મળ ગંગાનું નીર પી તનદુરસ્ત રહી શુદ્ધ વિચાર કરી આનંદમાં સો વર્ષ ઉપરાંત જીવતા હતા. આપણે ત્યાં શું છે તે તપાસો.

આ ફાની દુનીઆને દુઃખમય માનનારા આપણા હિન્દુઓ આ દુઃખી દુનીઆમાં જીંદગીનો જે લ્હાવો લેવાય તે લઈ લેવાની ખાતર મોહીઆની ખાવા પીવા પર હાથ ચલાવે છે, મરી મસાલા પર મોહિત થઈ પડી ઘર ને બહાર હોટેલોમાં લહેજતદાર માલ ખાઈ આનંદ પામે છે, અને ૫૦ વર્ષ પહેલાં તો મોડો પાથરી સુરસ્વધામ સીધાવે છે! ફાના ખાના અને સુખશાન્તિગૃહમાં જઈ સુખ ને શાન્તિ તે ગુમાવી પાછા આવનારા ખરાબ સડેલા માલના શોખીન અંધ મૂર્ખાઓ વધારે જીવવાની આશા રાખતા ન હોય એમ લાગે છે. વળી કેટલાક મૂર્ખાઓ પેટમાં પ્રદર્શન ભરવાની ઇચ્છાથી અનેક વાનીઓની ભરેલી દાકોર થાળ આરોગી જઈ હેરાન થાય છે. આ માણસો સ્વપ્ને પણ ખ્યાલ નથી આણતા કે લાંબુ અને સુખમય જીવન ગાળનારા હૃષ્ટપુષ્ટ તનના અને મજબુત મનના આપણા ઋષિમુનિઓ કેવળ સાદામાં સાદો આહાર કરતા હતા.

હાલમાં વાળુનો સમય બદલાતો બદલાતો મોડો થવા લાગ્યો છે. આ બાબતમાં જૈન લોકોનું અનુકરણ કરવા જેવું છે. રાતના નવ સાડા નવ પછી ખાનારાઓ પોતાની પાચનક્રિયા પુરજોસમાં ચાલતી હોય છે ત્યારે સુઇ જાય છે. તેઓ પુરતું પાણી પણ પી શકતા નથી અને તેમને નિદ્રામાં ખલેલ રસમાં આવે છે. આથી તેઓને આરામદાયક સુખી નિદ્રા પણ મળતી નથી.

આ બધા કરતાએ આપણા ખોરાકમાં વપરાતી વસ્તુઓ તરફ નજર ફેરવીએ તો શારીરિક ક્ષીણતાના ઘણા કારણો જડી આવશે. અસલ આર્યો માંસાહારી હતા અને તેવો ખોરાક ખાનારાઓમાં જે જુસ્સો, શારીરિક શક્તિને શૌર્ય હોય છે તે તેમનામાં હતો. પણ હાલમાં ષડ્રસ સ્વાદુ ખાનારા કેવળ અન્નાહારી હિંદુઓ શરાતનીના વર્ગમાંથી બાતલ છે. પુષ્કળ માંસાહારી ઉગ્ર સ્વભાવના ને વિકરાળ સિંહસમ હોય છે એમ નથી તેમ જ કેવળ અન્નફળ આહારી બાયલા બકરા જેવા પણ નથી હોતા. પણ એટલું તો જોવામાં આવે છે કે પ્રાણીજ તથા ધાન્ય મિશ્રિત ખોરાક ન ખાનારાઓ શારીરિક શક્તિ ગુમાવી દે છે. ઇશ્વરનું જ્ઞાન પ્રાપ્ત કરવાને સારૂ સાદો નિર્માલ્ય ભાજીપાનો ઘણો સારો હશે પણ શારીરિક જોસ્સો કાયમ રાખવાને તે નથી. શારીરિક જોરસાની દૃષ્ટિએ જોતાં દૂધ, ઘી, ઇંડાં એવી વસ્તુઓ તો આપણા ખોરાકમાં અવશ્ય આવવી જ જોઇએ. નાહક પ્રાણીઓને મારવાથી માણસ હેવાનીયત પ્રાપ્ત કરે છે એ ખરૂ હશે પણ એમ માનનારા પણ દૂધ અને

ઇંડાં ખાવાથી જીવહિંસા નથી થતી એમ માને છે ખરા. પણ આપણા આ ગુજરાતમાં જૈનોના બળને લીધે તેમના ધર્મની અસર સર્વે ઉપર થઇ છે અને તેથી ધાર્મિક દૃષ્ટિએ જોતાં જીવદયાનો ઉમદા ગુણ આપણામાં આવ્યો છે તે સાથે આપણે શારીરિક જુસ્સામાં અતિશય મોળા પણ થઇ ગયા છીએ.

દૂધ એ ખરૂં જોતાં પ્રાણીજ ખોરાક છે અને પૌષ્ટિક છે; તેમ જ તાજાં ઇંડાં એ પણ અતિ હિતકર છે. પણ અહિંસા પરમો ધર્મઃ એ સાચવવાના ઉદ્દેશથી ઇંડાંને માણસના ખોરાકમાંથી આપણે બાતલ કર્યાં છે. જીવદયાળુઓનું કહેવું એમ છે કે ઇંડાંમાંથી જીવ કદાચ પેદા થાય એમ છે. પણ સાયન્સની દૃષ્ટિએ એ યથાર્થ નથી. કારણ કે ઇંડાં સેવાયા પછીજ જીવ પેદા થાય છે અને તેમાં પણ દરેક ઇંડાંમાંથી જીવ નથી થતો. તાજા તરત મૂકેલા ઇંડામાં જીવ જેવું કંઇ પણ નથી તો પછી તે ખાવાથી જીવની હિંસા ક્યાં થઇ? જેની હયાતી જ નથી તે હણાયો ક્યાંથી? આ આત્યન્તિક અહિંસાવાદીઓને પૂછવાનું કે તમે દૂધ પી ખાઇ હિંસા નથી કરતા? ઇશ્વરે એ દૂધ તો નાનાં રઝળતાં વાછરડાં અને પાડાં માટે નિર્માણ કરેલું છે, છતાંએ તેમને ભુખ્યાં રાખી ધીમે ધીમે રીબાવી પરમ કૃપાળુ ઇશ્વરે તેમની માતાના સ્તનમાં તેમને જ માટે મૂકેલું દૂધ પી જઇ અમે પરમ પવિત્ર છીએ એમ કહેવું વાજબી છે? ભેંસોવાળાઓને પૂછો કે પાડાઓ પૈકી કેટલા જીવે છે અને તેનું કારણ શું છે તે તપાસો. મનુષ્યની ભ્રષ્ટ થયેલી બુદ્ધિ અહીં જીવહિંસા નથી કરાવતી? મેંઢાં બકરાં મારવાં, માંછલાં પકડવાં, શિકાર કરવો એ જેમ હિંસા છે તેમ આ પાડાં મરાવવાં એ પણ શું નથી? તમારા પેટને સંતોષવા ખાતર તમે પાડાનો વધ કરાવી બાળક રહિત થયેલી મહિષ માતાના સ્તનમાં થતા દૂધને વખતો વખત ચોરી લઇ પી જાઓ છો, ચાહમાં વાપરો છો, મિઠાઇઓ બનાવો છો ને તમને સહેજ પણ કંપારી નથી આવતી? હું કોઈ પણ ધર્મના મનુષ્યની લાગણી દુઃખાવવા નથી ઇચ્છતો, પણ કેટલાક નિયમો પાળવાથી આપણને શારીરિક જુસ્સાની બાબતમાં શું નુકસાન થયું છે એ જણાવવા માગું છું. લાભ-હાનિનાં બંને પાસાં તપાસી નિર્ણય કરવાનું કામ વાચકનું છે.

આ ઉપરાંત અન્ન કૂળમાં પણ સારી અને પૌષ્ટિક વસ્તુઓનો ઉપયોગ કરવામાં કસુર કરીએ છીએ. આપણો ખોરાક દિનપ્રતિદિન કમજોર થતો જાય છે, અને તેનાં કારણો પૈકી મોંઘવારીને આગળ કરવામાં આવે છે, પણ તે કરતાંએ વધારે જવાબદાર તો રૂઢી ગુલામ થઇ ગયેલી આપણી સમાજનાં કપડાં વગેરે પર થતું ખર્ચ છે. આપણી આવક કંઇ વધી ગઇ નથી, પણ સાદાં અને મજબુત કપડાંને બદલે, રંગ બેરંગી મનોરંજક અને સહેજમાં ફાટે એવાં કપડાં વાપરીએ છીએ. આથી ખર્ચ વધી ગયો છે અને તેની કાપકૂપ ખોરાક પર કરીએ છીએ. કપડાં પહેરવાં એ તો સામાજીક મંડળના જુલમી પંચને રાજી કરવા માટે છે, પણ શું ખાધું શું પીધું એ તો આપણું મન અને પેટ જ જાણનાર છે!

સામાજીક જુલમમાંથી બચવા માટે પેટ બાળતાં ડરતા નથી. દૂધ નહીં કે છાસને બદલે હોજરી બાળતી ઉની ઉની ચાહ પી તાકાતને ઘટાડવા માંડી છે. જાડી દાળને બદલે

પાતળી દાળથી ચલાવી લેવામાં આવે છે અને જરાક સ્વાદમાં કમ હોય તો મરચાંનો છુટથી ઉપયોગ થાય છે. સારાં ચોકખાં અન્નના અભાવે હલકાં કમ પૌષ્ટિક અન્નથી ચલાવી લેવામાં આવે છે. આમ ઘણે ઠેકાણે કોળાંની ગરજ સુળાથી સારવામાં આવે છે. રૂઢીની ગુલામગીરીની સખ્ત જુંસરી ગુજરાતીઓની ગરદન પર બેસતી જાય છે અને ગુજરાતીઓ ગરીબ બેલ માફક તેના દબાણમાં આવી નાહક પીડાય છે. આવક કરતાં જાવક વધી ન જાય એ ચિંતા હરહમેશ તેમને હોય છે અને ક્યાં કાપકુપ કરી શકાય એમ છે તે જોવા તે હંમેશા વિચાર કરે છે. તવંગર વર્ગ તો હેરાન નથી થતો પણ મધ્યમ વર્ગના ઘણાકના મન ભડકે બળતાં હોય છે. તેઓ બહારથી રાજી થઈ ફરે છે અને લોકલાજે તમાચો મારી મોં લાલ રાખે છે, પણ ખાતી વખતે કે બીજું કોઈ પણ કામ કરતી વખતે તેમનું મન શાન્ત હોતું નથી. મનની શાન્તિ ગુમાવવાથી તેમની શારીરિક શક્તિ નાશ પામે છે, આવી હૈયાહોળી જેનાં હૃદયમાં સળગી રહેલી છે તેનાં સ્ત્રી પુરુષો સારા બળદાર ખોરાકને અભાવે મશાલેદાર કમજોર ખોરાક ખાઈ વધારે હેરાન થાય છે.

દક્ષિણી લોકો, અને ગુજરાતમાં મુસલમાન લોકોમાંના ઘણા એવા રૂઢીગુલામ નહિ થઈ ગયેલા હોવાને લીધે હજુ સાદાઈ જાળવી રહ્યા છે અને તેઓના અંતરમાં રહેલા શાન્ત મનની અસર પ્રત્યક્ષ દેખાતા તેમના શરીર પર માલમ પડે છે. તેઓ સાદો ને પૌષ્ટિક ખોરાક ખાઈ આનંદે કરતા જોવામાં આવે છે ત્યારે દરજીના શણગારાયેલા આપણા ગુજરાતીઓ તનદુરસ્તી ગુમાવી બેઠા છે.

માંસ મચ્છી ઇંડાં વગેરે પૌષ્ટિક ખોરાક ધર્મના કારણે તજ્યાં છે એ ભલે; પરંતુ દુધ, ઘી, ફળ ફળાદી તથા ઉમદા ધાન્ય પણ રૂઢીના તાપથી બચવા થતા અધિક ખર્ચને પુગી વળવા માટે, તજવા માંડયાં છે, અને તેની સાથે મનની અશાન્તિ થતાં વનસ્પતિના ખોરાકમાંથી પણ જે કંઈ વિત્ત પ્રાપ્ત થાય તે બળી જાય છે એ મ્હોટા ખેદની વાત છે.

હવે રહેવાનાં ઘરો તપાસીએ. તેઓ શારીરશાસ્ત્રના આધારે બંધાયેલાં છે કે નહિ તે જરાક તપાસો, અને તે સાથે તે ઘરો કેવા મહોલ્લાઓમાં છે અને તે મહોલ્લાઓ કેવા સુઘડ ગામમાં છે તે તપાસતાં ક્યાં ક્યાં ખામી છે તે જણાઈ આવશે.

ગામડાની અંદર પુરુષ વર્ગને દિવસનો મોટો ભાગ ઘર બહાર ખેતર પાધર રહેવાનું હોવાથી તેઓ તો સારી હવા લઈ શકે છે. તે ઉપરાંત પુરુષોને સખ્ત કામ કરવું પડે છે. સારી હવા અને કામની મહેનતના પ્રતાપે તેમનાં શરીર સારાં રહી શકે છે. પણ તેમાંના ઘણાંના ઘરમાં ઢોર વગેરે બંધાતાં હોવાથી ત્યાં ગંદવાડનો પાર રહેતો નથી અને ત્યાં ચાંચડ મચ્છર ઉભરાઇ જાય છે. પુરુષ વર્ગ જ્યારે ઘર આગળ હોય ત્યારે આ ચાંચડ મચ્છરની મહેરબાનીથી ઝેર પાન કરે છે, પણ તે લાભ તેમને થોડોક જ સમય મળે છે. પણ સ્ત્રી વર્ગનું શું? તેમને ખેતર પાધર જવાનું ઓછું, ઘરમાં છાણ વાસીદું કરવાનું તેમને, અને ચોવીસ કલાકમાંથી લગભગ વીસ કલાક તેમને એ દુર્ગંધ ખાવાની અને મચ્છર ચાંચડ

જગ્યાએ બેસી ગામગપાટા હાંકનારા . અને ત્યાં કલાકેક કહાડી ઘેર ફરનારા દોસ્તદારોના ટોળાં જોવામાં આવે છે. આ કસરતે તેઓ સુખી શરીર રાખવા ઇચ્છે છે એ તેમની કેવી બેવકુફાઈ? હવે દરેક ઘર સ્ત્રીઓ માટે અખાડાની ગરજ, કેમ સારતું તે તપાસીએ. હાલના યુવકોની દાદીઓ દળતી, ખાંડતી, પાણી ખેંચતી અને એવાં બીજાં અનેક ઘર કામ કરતી નાની છોકરીઓ આવાં કામ કરવામાં મદદ કરતી અને નવરાશની વખતે રમતી. આ કામથી ઘર ને આંગણાં સ્વચ્છ રહેતાં અને ગંદવાડ ઘણો ઓછો થતો. સ્વચ્છ આંગણાવાળા ઘરોની હવા સારી રહેતી. આ ઉપરાંત તેઓ જાતે કામ કરતાં તેથી તેમના ઘરમાં ખર્ચનો બચાવ થતો અને પાસે સહેજ મુડી થવાથી તે તથા તેમના પતિઓ ચિન્તા રહિત રહેતાં. હાલના દમડી રહિત પણ શોખીન ને રૂઢીગુલામ ઉજળા કંગાલો જેવા તે નહોતા. તે વખતનાં દરેક ઘર આમ કસરતશાળાનું કામ સારતાં અને બૈરાં આવી કસરત અને ઓછા ખર્ચથી ચિન્તા રહિત રહેતાં. તેમના મનની અસર તેમના તન પર થતી અને તેમના વદન હરહમેશ પ્રફુલ્લિત રહેતાં. પાંચ સાત ફરજંદની મા લસરકે ચાલી શકતી અને હાલ એકાદ છોકરૂં થયુ કે તેને પગ ઉંચકવો એ ભારી થઈ પડે છે અને બીજું થતાં તો ખેલ ખલાસ થઈ જાય છે. ખરાબ ખોરાક, ખરાબ હવા, આળસ અને અતિ ચિન્તાથી, ખીલતાં ફૂલ કરમાઈ જાય છે અને માણસો અલ્પાયુષી થાય છે. એમાં દોષ કોનો ?

હવે ન્યાતનાં નાનાં તડો, લગ્નની રૂઢીઓ તથા આત્મસંયમના અભાવ વિષે લખી આ લેખ બંધ કરીશ.

આપણી સમાજ ન્યાતો અને તેમા વળી પેટા ન્યાતોને લીધે અંદર અંદરનો કલેશ વધે છે એ જગ જાહેર છે અને તેથી વધારે તેવા ભાગો હોવાને લીધે પાસે પાસેના સગાઓના થતા લગ્નથી શારીરિક ક્ષીણતા આવે છે. ઢોરોને ઉછેરવાનો ધંધો કરનાર પણ જેઓ આ વાત જાણે છે તેઓ સગાં હોય એવા ગાય ગોધા કે ભેંશ પાડાઓના સંયોગથી પ્રજા ઉત્પન્ન કરાવતા નથી. આ જ નિયમને અનુસરીને સગોત્રીઓમાં લગ્ન ન કરવાની આજ્ઞા આપણા ઋષિમુનિઓએ કરેલી. તે જ વાત લક્ષમાં રાખી આસ્ટ્રેલીઆના જંગલી લોકોમા એક totem ( ગોત્ર ) નો મર્દ તે જ totemની સ્ત્રી સાથે લગ્ન ન કરી શકતો. આ અર્ધ નિયમ છે. પિતાના કુલમાં પ્રતિબંધ છે, ઘણો સખત છે, પણ તેવો સખત પ્રતિબંધ બીજી રીતે પણ જેઓ પાસેનાં સગાં હોય તેમાં પણ હોવો જોઇએ. ન્યાતનાં નાનાં તડોને લીધે આ થઈ શકતું નથી. જેમ ન્યાત નાની તેમ તેમ વધારે પાસે પાસેનાં સગાં પરણે છે. જો ન્યાતો મોટી થાય યા બંધનો ઢીલાં થાય તો આમ કરવાની જરૂર પડે નહિ. આ બાબતમાં મુંબઇના આર્યન બ્રધરહુડનો પ્રયાસ સ્તુતિપાત્ર છે. એ પ્રયાસમાં તેઓ ફાવે અને બીજું કંઈ નહિ તો અસલ ચાર વર્ણ પણ થાય અને પેટા વર્ણો વચ્ચે લગ્ન થઈ શકે એવી છુટ થાય તો નબળી થતી પ્રજાને સબલ કરવાનું બની શકે. આ ઉપાય આપણા હાથમાં છે. હાથે કરી શાસ્ત્રને નામે ચાલતાં રૂઢિનાં પુસ્તકોને માની અને અંદર અંદરના ખાલી કલેશ ને કંકાસને લીધે અને તે ઉપરાંત રસ્તાની મુસાફરીની અગવડને લીધે ઉત્પન્ન કરેલી આ ન્યાતો

તોડવી એ દરેક સમજુ ગુજરાતીનું કામ છે. ચાલુ જમાનામા ખાવા પીવાની છુટ થઈ ગઈ છે પણ તેટલેથી સંતોષ માની બેસી રહેવાનું નથી.

લગ્ન કરતી વખતે વરકન્યાની વય સામુ પણ જોવું જોઇએ. તે જોવાવા માંડયું છે. બાળલગ્ન ઘણી કોમોમાંથી કમી થવા લાગ્યાં છે. પણ તે બેડીના ઘડનાર ધર્મશાસ્ત્રના રચનાર બ્રાહ્મણોના વંશજો હજુ પોતાને હાથે તે બેડી શણગાર રૂપે રાખી રહ્યા છે. તેઓમાં અને છેક જ હલકી કોમોમાં તે રીવાજ ચાલુ છે. આ જવાથી કંઇ આપણે સુખી થઇ ગયા નથી. બાર વરસ પહેલાં પરણાવેલી છોકરી ૧૪ મે કે ૧૫ મે વર્ષે સાસરે જતી પણ તે વખતે મલાજા લાજ શરમને લીધે અને સાસરા પીયેરમાં વાસાઓને લીધે આખા વર્ષમાં થોડાક જ દિવસ પતિ પત્ની એકઠાં રહેતાં અને જે દિવસો તેઓ એક જ ઘરમાં ગાળતાં તે દિવસોમાં પણ થોડાક જ પળ સાથે ગાળતાં. આથી ઇચ્છાએ કે વગર ઇચ્છાએ સંયમ કરવાની જરૂર પડતી. મનુષ્ય માત્ર વિકારી છે અને આત્મસંયમને વિસારી દે છે આ આત્મસંયમ ફાયદાકારક છે એને ભૂલી જઈ ફક્ત વિકારવશ થઇ હેરાન થાય છે અને બીજાને હેરાન કરે છે. લાજ મર્યાદા વગેરેને લીધે સંયમ પળાતો અને અતિ પરિચયથી સ્ત્રીઓ તથા પુરુષો સત્વહીન ન થતાં. હાલમાં એથી વિપરીત વાત જોવામાં આવે છે. બાર વર્ષ પહેલાં છોકરીઓને ન પરણાવનારની સંખ્યા વધવા માંડી છે પણ તે છોકરીને સાપનો ભારો સમજનાર મુર્ખાઓની સંખ્યામાં ઘટાડો થયો નથી. સાસુ સસરા તથા નવીન થયેલા વરરાજા તે સ્ત્રીને પીયેર પડી રહેવામાં પોતાની ગેર આબરૂ સમજે છે. ઘરની કેળવણીની ખામીને લીધે જ આવા ખરાબ વિચાર આપણા મનમા આવે છે. પરણ્યા પછી છોકરી સાસરે જાય છે એટલે ભણેલાનો ડોળ રાખનાર ૧૮ યા ૨૦ વર્ષનો તેનો પતિ સુધારાનો સાથી કહેવડાવવાને અસલી લાજ મર્યાદા તરફ તિરસ્કાર દેખાડી પોતે માણસ નહિ પણ નરાધમ છે એમ સિદ્ધ કરી આપે છે. આ લાજ શરમ નહિ રાખી સુધરેલામા ખપવા ઇચ્છનાર જોડું દિવસે પણ પોતાના ઓરડામા એકલું રહેલું જોવામાં આવે છે અને તે વિકારી પુરુષ અને તેના કામને વશ થયેલી તેની સ્ત્રી દેહના ધર્મ ભૂલી જઇ યદ્દેચ્છ સ્વચ્છંદવત્ સુખને ભોગવે છે અને વહેલા નિર્માલ્ય થાય છે. પુરુષ વર્ગ સ્ત્રીઓના માલીક હોય તેમ તે વર્તે છે. સ્ત્રી વર્ગ પુરુષ વર્ગ જેટલો કેળવાયલો નથી અને તે ઉપરાંત ઘણા કાળના જુલમથી તેમણે પોતાનુ આત્મગૌરવ ગુમાવી દીધુ છે તેથી કામી પુરુષની નીચ ઇચ્છાને તેઓ મને કમને વશ થાય છે. જો માતાઓ પોતાની છોકરીઓને એવી કેળવણી આપે કે તેઓ પોતાનો દરજ્જો સમજે અને એમ જાણે કે તેઓ પુરુષ વર્ગના ગમે તેવા જુલમને તાબે થવા બંધાયલી નથી તો બેશક તેઓના પ્રયાસે તેમના ધણીઓ પર અંકુશ મુકી શકાશે અને આ પ્રમાણે અંકુશ રાખી શકનારી અને રખાવી શકનારી સ્ત્રીઓના ફરજંદો અતિ વિકારી નીવડશે નહિ. પુરુષ વર્ગના સ્વાર્થીપણાથી સ્ત્રીની જીંદગી દુઃખમય થાય છે એ જો દરેક સ્ત્રી સમજી જાય તો સ્વરક્ષણાર્થે પણ પુરુષના સામી થશે લગ્ન કર્યાં એટલે અધકામને વશ થઈ પશુવૃત્તિ દાખવવાનો પુરુષને પરવાનો મળ્યો એમ નહિ સમજવાનું

નથી. પ્રાણી માત્ર પોતાની પાછળ સંતતિ મૂકી જાય અને સંસારનો કાળક્રમ ચાલ્યા જ કરે એ માટે જ ઇશ્વરે સંસારવહેવાર સુખમય કર્યો છે એ ભૂલી જઈ કામને વશ થઈ વહેવાર ચલાવવામાં જ પરમ સુખ સમાયેલું છે અને જે લહાવો લઈલીધો તે ખરો એમ માની આંધળીયાં કરી ઝંપલાવનાર પતિ પત્ની દુઃખી થાય છે. આવાં જોડાં વહેલાં ધોવાઈ જાય છે અને તેમના ફરજંદો તેમની ગભીર ભૂલોના ભોગ થાય છે. દુનીઆના આ સુખનો અતિ ઉપભોગ કરવાથી આ વિપરીત પરિણામ આવે તો દોષ કોનો કહાડીશું? દેખતા આંધળા અને અક્કલવાળા મુર્ખાઓ હાથે કરીને પોતે ઉંડા ખાડામાં પડે છે ને હેરાન થાય છે અને બીજાને હેરાન કરે છે. તેઓ કમોતે મરે છે ને બીજાને મોતના પંજામાં ફસાય એવા કરી મૂકે છે. પોતે આપઘાત કરે છે અને બીજાનો જીવ લે છે. તેઓ આમ બેવડા ગુન્હેગાર છે.

દરેક ગુજરાતી હિન્દુએ યાદ રાખવું જોઇએ કે જનમંડળ એ એક મહાન ફુવારો છે જેની સહસ્ર ધારાવડે દરપળે હજારો શુદ્ધાત્માઓ શરીર ધારણ કરી બહાર પડે છે. અહીંના રાજ્યદ્વારી પુરુષો, સામાજીક સુધારકો, સાર્વજનિક હિતેચ્છુઓ, ને જે માણસો પોતાના ક્ષુદ્ર-સ્વાર્થમાંથી ક્ષણિક નજર બહાર નાંખી આસપાસ ફરતા, ઉછરતા, કે નવાં જનમતાં સામાજીક અણુઓના લાભાર્થે સહેજ પણ વિચાર કરતા હોય તેમની ફરજ છે કે તેમણે આ સામાજીક ફુવારામાંથી બહાર આવતાં નવીન કન્યાઓ કે કુમારોને સુકન્યા ને સારા કુમાર બનાવવા પ્રયત્ન કરવો જોઇએ. પ્રજાના આગેવાનોના આ પ્રયત્નની ફતેહ પર પ્રજાના અસ્તિત્વનો આધાર રહેશે છે. પણ આ ગુજરાતવાસીઓમાં સ્ત્રી પુરુષો બન્નેમાં કામ ને કસરતનો અભાવ વધે છે, શારીરિક ને માનસિક બળદાયક રમતોનો અભાવ થયો છે, રમતો રમતાં પ્રફુલ્લિત વદનના ઉછરતાં બાળકોનો ઉત્સાહ દાબી દેવામાં નાના મોટા ભણેલા ને અભણ સર્વે ભાગ લે છે, જીહ્વાપ્રહારથી જ આનંદ માનનારાઓની સંખ્યા વધવા માંડી છે, બાહુબળ વધારે હોય તો તેને, યા કુદરતે ઓછું આપ્યું હોય ને કસરત કરી વધારવા પ્રયત્ન કરે તેને, જડસું ઉપનામ આપી આનંદ માનવામાં આવે છે. લોકો સાદું ને સરળ વર્તન છોડી મોજશોખમાં ગુલતાન થતા જાય છે, લટી પટી પાડી, ખરી અદાથી લટક મટક પગ હાથ પ્રચારી, ચાલનાર વ્યભિચારમંડળદીપક પુરુષોની પ્રશંસા થાય છે! આત્મસંયમી ને સદ્વર્તનથી ચાલનાર સાદા પુરુષો તરફ અર્ધ તિરસ્કાર દાખવવામાં આવે છે. તે ઉપરાંત તેમના કેટલાક ધર્મ માર્ગો અર્ધમૃત અવસ્થામાં છે અથવા સજીવ હોય છે તે સામાજીક જીવન ઉચ્ચ કરવાને બદલે ગુપ્ત રીતે યા ઉઘાડી રીતે મોજશોખ અને અનાચારને ઉત્તેજન આપે છે યા માણસોને શારીરિક શાસ્ત્ર વિરુદ્ધ થવાથી નિર્બળ ને નિસ્તેજ બનાવે છે. એમ છતાં પણ પ્રજાના આગેવાન હોવાનો દાવો કરનાર એટલે સામાજીક શરીરના ભેજાં રૂપે ગણાતા તેઓ જનસમૂહને આ અધોગતિ આણનાર પંથે પળતા અટકાવી, સીધો સરળ માર્ગ દેખાડી, તેમને સુધારી તેમની ઉન્નતિ કરવાનાં પગલાં ભરતા નથી યા ભરે છે તો એવાં નપુંસક પગલાં ભરે છે કે તેની અસર જનસમાજ પર લેશ માત્ર પણ થતી નથી. જ્યાં આમ થયું છે ત્યાં પ્રજા અવશ્ય નાબુદ થઈ છે અને આપણું પણ તે જ થવાનું છે

એ નથી છે. પ્રજાજનો નાશકૂપ તરફ કુચ કરી રહ્યા છે અને આ તેમના આગેવાનો તેમના તે આત્મઘાતના પ્રયત્નને અટકાવતા નથી, પણ તેમનું પણ વર્તન એવું છે કે તેઓ અટકે નહિ પણ ઉલટા પોતે પણ તેમની સાથે ધમકાય ! આ રીતે આ આપણી ગુજરાતની હિન્દુ સમાજ આત્મઘાત કરે છે. "असतो मा सद्गमय। मृत्योर्मा अमृतं गमय।"

"બિહારી."

---

# યુગપરિવર્તન.

( ચર્ચાપત્ર. )

"વસન્ત"ના તન્ત્રી.

સાહેબ,

આપના વૈશાખ( સં. ૧૯૭૨ )ના અંકમાં પ્રો. આનંદશંકરના મનોહર લેખ ઉપરથી સૂઝેલા કેટલાક વિચાર નોંધવાની રજા લઉછું.

"ગયા દસકાનું 'સ્વદેશિઝમ' અને હેમાંથી ઉત્પન્ન થયેલી સેવાપરાયણતા—એ હમારા સમયની કેળવણીનું એક અમૂલ્ય તત્ત્વ છે—જે ત્હમારા સમયમાં ન્હોતું."

આમ પ્રો. આનંદશંકરના એક યુવાન્ મિત્રે હેમને કહેલુ વચન હેમણે ટાંક્યુંછે. એ મિત્રને હું પણ કાંઈક કહું ? આમ કહીશ

"'ભાઈ ! ત્હમારુ આ વચન સાંભળી એક બાળકની વાત યાદ આવે છે : ગવર્નર જે મેલ ટ્રેનમાં એક ગામથી બીજે ગામે 'ગયો હતો તે જ ટ્રેનમાં એ બાળકે પણ મુસાફરી કરી હતી; તે કહેઃ—' ગવર્નર સાહેબ હમારી જોડે આવ્યા !' "

પણ વળી એક બીજું વચન કહીશ—" ત્હમે એમ પણ હમને કહી સકશો કે—'હમારા સમયમાં મોટર-કાર નામના રથ આવ્યા—જે અમૂલ્ય ચમત્કાર ત્હમારા સમયમાં ન્હોતો.' —અને હમે ઉત્તર આપીશું કે—' ખરું; પણ તેથી કાંઈ એ રથમાં ત્હમે જ એકલા બેસો, અને હમે ના બેસિયે, એમ નથી. હા, એટલું ખરું કે ત્હમે એ રથને કલાકના સાઠ માઇલને વેગે જવા દેવામાં આનન્દ અને જીવનસાફલ્ય માનો, ત્હાં હમે વીસ માઇલના ગતિમાનથી સંતુષ્ટ રહી વધારે વેગના જોખમમાંથી દૂર રહિયે."

પરંતુ પ્રો૦ આણંદશંકરે એ યુવાન્ મિત્રને આપેલા પ્રથમ ઉત્તરનું આ રૂપકાન્તરદ્વારા રૂપાન્તર જ છે, માટે આ મુદ્દો આટલેથી જ બંધ કરુંછું.

જે વાતનો પ્રો. આણંદશંકરે સ્પર્શ કર્યો નથી તે વાત કહું.—એ યુવાન્ મિત્ર શું એમ માનતા હશે કે આ 'અમૂલ્ય તત્ત્વ'ના ઉત્પાદક, અધિષ્ઠાતા, ચાલક એ પોતે—એટલે કે પોતે જે વર્ગના પ્રતિનિધિ છે તે યુવક વર્ગ છે? એમ હોય તો ખરેખર નવાઈ!

પણ આ પ્રશ્નમાંથી જ ઉદ્ભવતો એક બીજો પ્રશ્ન પૂછું: શું એ યુવાન્ મિત્ર એમ માનેછે કે એ 'અમૂલ્ય તત્ત્વ' એકાએક, પૂર્વ કાળથી અસંબદ્ધ, અદ્ભુત ચમત્કારરૂપે, આકાશમાંથી—હેમના સમયમાં—પડ્યુ? એમ જો એ માનતા હોય તો માનવ જાતિના ઇતિહાસનું તત્ત્વદર્શન એઓ ભૂલી જ ગયા એમ ગણવું પડશે. જનસમાજની પ્રવૃત્તિયો કદી પણ પૂર્વ કાળથી વિચ્છિન્ન, વર્ષાકાળમાં ફૂટી નીકળતી 'બિલાડીની ટોપ' જેવી, નથી હોતી, એ તો ઉત્ક્રાન્તિના નિયમોને વશ હોઈ એક મહાન્ પ્રવાહના ક્રમસંચારી સ્વરૂપની જ હોય-છે, એ વાત આ સમયની કેળવણીના સંસ્કાર પામેલા એ યુવાન્ મિત્રને ગંભીરી આપવી પડશે?

વસ્તુસ્થિતિ શી છે? એ યુવાન્ મિત્ર વસ્તુસ્થિતિ તપાસશે તો મ્હારાં આ સામાન્ય વચનોને પુષ્ટિ આપનારો ઇતિહાસ હેમની નજરે પડશે. જે 'સ્વદેશિઝમ' માટે આ યુવાન્ મિત્ર અસાધારણ ગર્વ રાખેછે તે જ સ્વદેશિઝમની આધુનિક ઉત્પત્તિ કો'નાથી થઈ? આ યુવકવર્ગથી નહિં; પણ પ્રો. આણંદશંકરના અને મ્હારા કરતાં પણ જૂના સમયની કેળવણીમાં પાકેલા ગંભીર ચિન્તકો અને દેશસેવકોને હાથે. એટલુ જ નહિં, પણ સ્વદેશી ચળવળનાં મૂળ આથી પણ વધારે ઊંડા પૂર્વકાળમાં જડે એમ છે. હું જે સમયમાં હાઇસ્કૂલમાં અભ્યાસ કરતો હતો (એટલે કે ઈ. સ. ૧૮૭૫ની પૂર્વે)—તે સમયમાં ગુજરાતમાં સ્વદેશી કારીગરીને ઉત્તેજનનું ચળવળ જોરમાં ચાલ્યુ હતું અને હેના કેટલાક પ્રચારકો ઠેર ઠેર ભાષણો કરતા હતા; દક્ષિણમાં એ વિષય ઉપર હરિકીર્તનો પણ થતાં હતાં તે એ સમયમાં જ કાળક્રમે એ પ્રવૃત્તિ લુપ્ત થઈ ગઈ. પરંતુ બીજ ધોવાઈ ગયાં નહિં; અને પાછી પાછલા દસકાની પૂર્વે તે પ્રગટ થઈ અને અનેક સંયોગોને બળે વિકાસ પામી.

સેવાપરાયણતાનો ઇતિહાસ પણ આ યુવાન્ મિત્ર કલ્પેછે તેથી વધારે પ્રાચીન છે. હમણાં થોડા દિવસ ઉપર જે સ્વ. આગરકરની જયન્તી ઊજવાઈ તે આગરકર સેવાની મૂર્તિ હતા તે તો સર્વમાન્ય છે. એ આગરકર ગુજરી ગયે જ વીસ વર્ષ થયાં ;અને હેમણે તથા હેમના ગણ્યતર મિત્રોએ સેવાપરાયણતાનું પ્રથમ પગલું ભર્યું હેને આજ છત્રીસ વર્ષ થઈ ગયાં. ફર્ગ્યુસન કૉલેજ અને ડેક્કન એજ્યુકેશન સોસાઇટીનું બીજ—હેમાં પ્રગટ થયેલી સેવાપરાયણતાનું બીજ—એ સમયમાં વવાયું. આશા છે કે પ્રો. આણંદશંકરના યુવાન્ મિત્ર આ પ્રવૃત્તિ માટે પણ પોતાના સમયની કેળવણીને યશ સમર્પતા નહિં હોય. સર્વન્ટ્સ ઑફ ઇંડિયા સોસાઇટીની સંસ્થા, સેવાધર્મનું વિશિષ્ટ મૂર્ત રૂપ, ત્હેની ઉત્પત્તિ ભલે તો આધુનિક છે, તથાપિ હેના ઉત્પાદક સ્વ. ગોપાળ કૃષ્ણ ગોખલે તો આ દસકાની કેળવણીના પાકના ન્હોતા. પણ તે પૂર્વના જ—એ સત્ય વાત છે.

સેવાનો વ્યાપક અને વિશાળ અર્થ લેઇશું-શા માટે ના લેવો? તો વ્યાપક અર્થ લેઇશુ તો સ્વ. મહાદેવ ગોવિન્દ રાનડે સેવાની પરમ મૂર્તિરૂપ, અને હેમની વિવિધ પ્રવૃત્તિયો સેવાની પ્રતિબિમ્બગત આકૃતિરૂપ, આપણી નજર આગળ ઉપસ્થિત થશે. પરતુ આ યુવાન મિત્રને મન તો રાનડે મરણ પામ્યા એટલે હેમનાં મહાન્ કૃત્યો પણ હેમની ચિતામાં હેમના શબ સાથે ભસ્મ થયેલાં એમ હશે કે શું ?-આમ ભય રહેછે. બાકી એ જ ધોરણે સેવાપ્રવૃત્તિનો ઇતિહાસ પ્રાચીન યુગમાં વાંચવાનાં અનેક દ્વાર ઉઘાડિયે તો ઊઘડે એમ છે 'ગુજરાતમાં-દીવાની ન્યાયસ્થાનનાં દૂષણો, વિલમ્બ, ખરચ ઇત્યાદિ, દૂર કરવા માટે ઈ. સના ૧૮૭૦-૮૦વાળા દસકામાં સ્થપાયલી લવાદ કોર્ટ, મદ્યપાનનો અનર્થ ટાળવા માટે સ્વ. રણછોડલાલ છોટાલાલે પ્રધાન રૂપે આરમ્ભેલા પ્રયાસો;§સ્વ. લાલશંકર ઉમિયાશંકરે-ખાસ પંઢરપુરમાં-સ્થાપેલો વિધવાબાલાશ્રમ, ઈ. સ. ૧૮૬૫ અને ૧૮૭૦ની વચમાં પ્રગટ થયેલી પ્રાર્થનાસમાજની પ્રવૃત્તિ, તે જ સમયમા અને તે પૂર્વે સ્વ. કરસનદાસ મૂળજી, મહીપતરામ રૂપરામ, ભોળાનાથ સારાભાઈ, લાલશંકર ઉમિયાશંકર વગેરે દેશસેવકોએ ઉપાડેલી સમાજસુધારાની દેશસેવા;-ઇત્યાદિ અનેક સચલનો સેવાના ઇતિહાસમાં યથોચિત સ્થાન પામી સકશે. પરંતુ આ યુવાન મિત્રની દૃષ્ટિમર્યાદા પોતાના કેળવણીના તેજસ્વી સમયથી વધારે વિસ્તારવાળી હોય એમ જણાતું નથી. એટલે મ્હારે આ ચર્ચાને પણ વધારે વિસ્તાર આપવાની જરૂર નથી. માત્ર એટલું તો ઉમેરુ છુ કે 'સ્વદેશિઝમ'ના સંકુચિત ક્ષેત્રમાં જીવનકાર્ય સમાપ્ત થતું માનનારને માનવજીવનના વિશાળ સિન્ધુને સંચલિત કરનારાં મહાબળો, અને એ વિષયને લગતા મહાપ્રશ્નો, લગાર પણ આકર્ષણ કરનારા ન લાગે તો નવાઈ નહિ.

વાંદરા<br>
તા. ૧૪-૭-૧૬

સેવક,<br>
નરસિંહરાવ ભોળાનાથ.

---

તા. ક.—પ્રો. આણંદશંકરના લેખમાં મણિલાલને સંબન્ધે જે ઉલ્લેખ કર્યોછે" તે વિશે ચર્ચા આ સ્થાને અપ્રાસંગિક છે. માત્ર એટલુ કહેવું બસ છે કે-'નારીપ્રતિષ્ઠા'માં મણિલાલે જે સુધારાને અનુકૂળ વિચારો દર્શાવ્યા હતા તે પાછળના કાળમાં ભૂસાઈ જઈ, સુધારાના પ્રશ્નો સ્હામે પ્રબળ વિરોધથી જ હેમની લેખની પ્રેરાતી હતી તે 'સુદર્શન'ની જૂની ફાઇલો જોનારને સહજ જણાય એમ છે. ઈ. સ. ૧૮૯૦-૯૧માં સંમતિવયના કાયદાને સંબન્ધે હેમનાં લખાણો, વાણીમાં તેમજ વૃત્તિમાં, આ વિરોધનું ઉત્કટ સ્વરૂપ પ્રગટ કરનારાં છે. દશ વર્ષની બાળકીને પતિને ના સોંપ્યાથી પાપ થાયછે એમ ધર્મતત્ત્વ સ્થાપવાનો પ્રયત્ન કરનારને 'સુધારાના વિરોધી' માનનાર હેમને અન્યાય આપેછે એમ કહેવામાં જ કાંઇક અન્યાય નથી? અસ્તુ. આ અપ્રાસંગિક ચર્ચા આટલેથી જ બસ કરવી ઘટે છે; જૂના મંથનને ફરી મથવામાં સાર નથી. ન. ભો.

---

§ આ સેવા-હજી પણ દા. જોસેફ બેન્જામિન અમદાવાદમાં પૂર્ણ ઉત્સાહભેર ચલવે છે; અને દા. જોસેફ આ યુવાન મિત્રના સમયની કેળવણીનો લાભ લેવાનું સુભાગ્ય ના પામેલા, કાંઇક જૂના જમાનાના, સાદા ગૃહસ્થ છે.

# "અભિજ્ઞાન શકુંતલ"નું ભાષાન્તર.

## ( ચર્ચાપત્રનો ઉત્તર )

આપના ગયા માઘમાસના અંકમાં રા 'અનાર્ય' માર્ગશિર્ષના અંકમાંના મારા ચર્ચાપત્રનો ઉત્તર આપ્યો છે તે વાંચી મારા મનમાં જે સંદેહ હતો કે લેખક કોઇ નામધારી 'અનાર્ય' હશે એ સંદેહ ઘણે ભાગે દૂર થયો, કારણકે લખાણની પદ્ધતિમાં છૂપાતો એમનો અનાર્ય સ્વભાવ ભભકાભેર એમાં ખીલી ઉઠ્યો છે કુદાકુદ કરતી એમના મનની ચપળ સ્થીતિ વિચારતા અનાર્યને મારે હ્રસ્વ દીર્ઘની જોડણી સંબંધે અધિક કહેવું છેક વ્યર્થ જ છે કારણકે સામાનો વાદ નહીંજ સમજવાની હઠે ચઢેલો માણસ એનું એ કરી સમજાવતા પણ નહીંજ સમજે.

આપના ડહેલ અને વિચારશીલ વાચક ગણને મેં મારા સમજવા પ્રમાણે માહિત્ય, ભાષા, શબ્દ, અને તેના સ્વરૂપ અને વર્ણભેદ સમજાવી અનાર્યે ઉપસ્થિત કરેલી જોડણીની સાહિત્યમાં કેટલી કિંમત છે તે આંકી બતાવી છે, તેમજ સંસ્કૃત અને ગુજરાતીમાં નિયમભેદની જરૂર પણ સમજાવી છે, તે પ્રમાણે ગુજરાતી લેખકોનો થતો વ્યવહાર પણ બતાવ્યો છે વળી અનાર્યે ભૂલોનો વિસ્તાર બતાવવા કરેલો અસતુલ્ય પ્રયાસ પણ સ્પષ્ટ કરી બતાવ્યો છે એટલે તે સંબંધે મારે હવે નવીન કાંઇ કહેવાનું રહેતું નથી કાલિદાસે શાકુંતલમાં પ્રકટ કરેલા આર્ય સંસારના ચિત્ર આર્ય સંસાર સમજનારને આવી ચર્ચામાં વિશેષ સમજાવવાનો પ્રસંગ નથી પ્રાચીન ધર્મ ભાવના ઉપર આશ્રિત આપણો સંસાર "અનાર્ય"ને તો આંખના પાટા જેવો લાગે છે એટલે તેમને ફરી તે સમજાવવા જતા વળી કોઇ બે ચાર નિર્દોષ સારા માણસને વચમા ઘાલી એમના "સુધરેલ" સ્વભાવ પ્રમાણે વાઝો ભાડવા મંડી પડે ! જેમ ભાષાનું બાહ્ય સ્વરૂપ જાણવાથી તેના સાહિત્યનો વખતે પાશ પણ બેસતો નથી તેમ બહુ વાચવાથી પણ કાંઈ સૌજન્ય આવી જ જતું નથી એ સત્ય "અનાર્ય" પોતે સંસ્કૃત ભાષાના બહુ અભ્યાસી હોવાથી "यदा यदा मुंचति वाक्य बाणं ." એ સંસ્કૃત વાક્યના દૃષ્ટાન્ત રૂપ બની આપણને શિખવાડી રહ્યા છે

રા "અનાર્યે" પોતાની વિસ્તૃત ચર્ચામાં ગીતિના સંબંધે પાછો સત્યાસત્ય ભર્યો ગોટાળો કર્યો છે તે આપના રસિક વાચકગણને માટે સ્પષ્ટ કરી આપવો મને જરૂરનો જણાયાથી માત્ર ગીતિ સંબંધે જ કેટલુંક લખવા માગુ છુ

રા "અનાર્યે" ગીતિ સંબંધે પ્રથમ ચર્ચામાં બે મુદ્દા ઉપાડ્યા હતા પહેલો એવો હતો કે ગીતિની વ્યાખ્યામાં એમણે બતાવેલા બે અંકુશ આવશ્યક ભાગ છે એમમાંનો પહેલો અંકુશ એ કે "ગીતિનો પહેલો કે ત્રીજો ચરણુ 'ય' ગણ કે 'ર' ગણથી શરૂ થઈ શકે નહીં, અને બીજો અંકુશ એવો હતો કે ગીતિના બીજા અને ચોથા ચરણની માત્રા

ગણતાં ૯મી અને ૧૨મી માત્રા અવશ્ય લઘુજ આવવી જોઇએ; એટલે ગીતિની વ્યાખ્યા (બંધારણ) આટલા વિસ્તારવાળી છે. બીજો મુદ્દો એવો હતો કે જો આ પ્રમાણે માત્રાનું અંકુશ વ્યાખ્યામાં ન જળવાય "તો ગીતિનું સંગીત (music) તુટી જાય." આ બન્ને મુદ્દાનો મેં ટુંકમાં એટલોજ જવાબ આપ્યો હતો કે એમણે બતાવ્યાં તે અંકુશ ગીતિની વ્યાખ્યાનો **આવશ્યક** ભાગ નથી; અને સંગીત (music)ને માટે તો સંગીતમાં પ્રવીણ ગણાતા નરસિંહરાવને ઉત્તર આપવાનું મેં સુંપ્યું હતું, કારણકે મેં જાણ્યું કે એમની કડીનુ સંગીત એ વધારે સારૂ શિખવી શકશે.

રા. અનાર્યે આ બન્ને મુદ્દા ઉપર પહેલાં કસીને બાંધેલી તરવાર એમના ચર્ચાપત્રમાં છોડી નાખી જણાય છે! કારણકે એમણે કોઇપણ સંસ્કૃતના પ્રમાણ ગ્રંથમાંથી ગીતિની એકે વ્યાખ્યા ટાંકી બતાવી તેમાં એમણે બતાવેલાં અંકુશ આવશ્યક ભાગ તરીકે ગણ્યાં હોય તેવું દેખાડ્યું નથી. પરતુ ઉલટું હવે એ તો એમ કહે છે કે કોઇ વ્યાખ્યામાં આવાં અંકુશ નથી પણ "એવા શિષ્ટ સંમત કવિઓનો આચાર (practice) શો છે અને તેઓની ગીતિઓનો અભ્યાસ કરતાં તેમાંથી કયા નિયમો મળે છે એ ઐતિહાસિક પદ્ધતિથી આ વિષયનો વિચાર કરવામાં વિશેષ ફલપ્રાપ્તિ થવાનો સંભવ રહે છે."

ગીતિના સંગીત સંબંધે પણ "અનાર્ય" સાહેબ એમ કહે છે કે "તેમજ સંગીતનો પણ તેને (અનાર્યને) અભ્યાસ ન હોવાથી તાલ માટે જે રા. રા. નરસિંહરાવ કહે છે તે વિશે તે કાંઇ કહી શકતો નથી." વળી "અનાર્ય" લખે છે કે "અહીં એટલુ જ કહેવું બસ છે કે રા. ગ. નરસિંહરાવે જે તાલ વ્યવસ્થા કરી છે તે આ ગીતિ ગવાય તો જ કામ આવે. અને ગીતિ એ એક 'ગીત' ઉપરાંત એક **નિયમ બદ્ધ વૃત્ત** છે તે ભુલી જવું જોઇતુ નથી." વળી આ અનાર્ય સંગીતશાસ્ત્રી લખે છે કે "ગીતિનું સંગીત (music) એ શબ્દો જોઇ રા. રા. મગભાઇને એવો ભ્રમ થયેલો જણાય છે કે અહીં કોઇ તબલાં સારંગીની વાત હશે." પણ એમને કબુલ કરવું પડે છે કે "ખરૂ છે કે ગીતિનો ધાત્વર્થ 'ગવાય તે' એવો થાય છે; અને તે (ખાસ કરીને પ્રાકૃતમા) ગાવા માટે પણ લખાતી એ પણ ખરી વાત છે. પણ તેથી તેના કોઇ નિયમ હતા જ નહીં એમ સમજવાનું પરિણામ એ આવ્યું કે આપણા કવિઓ માત્રાની સંખ્યા નેજાવે છે અને ગૂંઠે સાચો રાગ કહાડી ગાતાં પોતાના **કમનસીબ** કાન રીઝે એટલે સમજે છે કે ગીતિઓ લખાઈ." એટલે આવા ગુંચવાડાના વમળ ભર્યા વિચારમાંથી કાંઇ અર્થ જણાતો હોય તો એટલો જ છે કે એ પોતે સંગીત જાણતા નથી એટલે (music) સંગીતની કસોટી કરી શકે તેમ નથી; પણ એક વસ્તુ તેઓ જાણે છે કે "ગીતિ" એ "નિયમબદ્ધ વૃત્ત" છે.

રા. "અનાર્ય"ની આ છેલ્લી વિદ્વત્તા અલૌકિક ભાસે છે! કારણકે અત્યારના લૌકિક સંગીત (music) માં તો જો કોઇ પણ આવશ્યક અંશ હોય તો તે સુરની પીચ અને કાળનું માપ છે એમ મારા સમજવામાં છે. તાલ અને સુર વિનાનુ અનાર્ય "સંગીત"

કેવું હશે તે પ્રયત્નેય, ખ્યાલમાં આવવું કઠિન છે. ત્યારે ગીતિનું નામ જો તે ખાસ સંગીત કરવા યોગ્ય છંદ હોવાને લીધે " ગીતિ ", રાખ્યું હોય તો તાલ અને સૂરના અંકુશને બદલે બીજા " નિયમબદ્ધવૃત્ત "ના જેવા અંકુશની શી આવશ્યકતા હશે એ સમજવું સ્હેલું નથી. પણ સંગીતમાં નરઘાં સારંગીની વાત ઉપર પણ જ્યારે " અનાર્ય "ને આશ્ચર્ય લાગે છે ત્યારે તો અવશ્ય એમણે કોઇ સારા સંગીત શાસ્ત્રીને પૂછવું જોઇએ કે કાંઇપણ વાદિત્ર વિના સંગીત કેવું સારૂં શોભે ? ગાનાર પાસે કદિ વાદિત્ર નહીં હોય તો સંગીતના તાલસૂરનું માપ, આંગળી, તાળી, પગ ઉપર કે વખતે ગરદન અને માથાના ડોલનમાં પણ તે જાળવી લે છે એ 'અનાર્ય'ને સ્મરાવવાની જરૂર પડશે ? વખતે એમનું ખાસ ' અનાર્ય " સંગીત સૂર અને તાલ વગરનું જ હશે' અને કદાચ એમના " નાજુક " અને વળી " બહુશ્રુત " કાનને એવું જ (ગાલિપ્રદાન જેવું ) સંગીત પ્રિય હશે ! એમનો આચાર વખતે " બહુશ્રુતો "નો હશે પણ મારા જેવાને એ પ્રિય નહીં હોવાથી હું તો માત્ર એમના વાદની દલીલો જ તપાસીશ.

ત્યારે હવે રા. ' અનાર્ય ' કયો પક્ષ નક્કી લીધો છે તે સ્પષ્ટ કરીએ.

(૧) ગીતિની વ્યાખ્યામાં એમણે મૂકેલા અંકુશ આવશ્યક ભાગ છે એવો પ્રથમનો વાદ છોડી દીધો, અને નવો બાંધેલો પક્ષ એવો લીધો કે ગીતિની વ્યાખ્યા તો નથી પણ તેની વ્યાખ્યા " ઐતિહાસિક " પદ્ધતિથી શિષ્ટ અને સંમત કવિયોના " આચાર "માંથી ઉપજાવી કાઢવી જોઇએ અને એવી રીતે એમણે ઉપજાવી કાઢેલી વ્યાખ્યાની કસોટીએ મારી બધી ગીતિઓ ( માત્ર છ સાત સિવાયની ) ખોટી એટલું જ નહીં પણ સંગીતમાં ભયંકર છે. આ પ્રથમ મુદ્દાના એમના અંકુશોમાં ( અ ) પહેલો વાદ એવો હતો કે "ગીતિનો પહેલો અને ત્રીજો ચરણ (?) 'મ' ગણ કે 'ર' ગણથી શરૂ થઈ શકે નહીં " આ વાદ પણ " અનાર્ય " વિદ્વાને છોડી દીધો જણાય છે કારણકે એમણે તો હવે એવી પ્રતિજ્ઞા કરી છે કે " બન્ને અર્ધમાં ( અર્થ લખ્યું છે તે છાપનારનીજ ભૂલ છે) વિષમ ગણ "જ" ગણ હોઇ શકે નહીં." (બ) બીજા અંકુશનો વાદ એવો હતો કે " બીજા કે ચોથા ચરણમાં નવમી અને બારમી માત્રા લઘુજ હોવી જોઇએ. " આમાં પણ થોડોક ફેરફાર કરી નવો વાદ એવો લીધો છે કે ચાર ચાર માત્રાનો એક ગણ કરતાં બન્ને અર્ધમાં છઠ્ઠો ગણ અવશ્ય "જ" ગણ કે "જ" ગણની ચારે લઘુ માત્રાઓ આવવી જોઇએ, એટલે માત્રા-ગણની એમની ગણત્રી પ્રમાણે "ન" ગણ જોઇએ.

(૨) બીજા મુદ્દાનો વાદ એવો હતો કે જો આ નિયમ ન પળાય તો ગીતિનું સંગીત ભયંકર થઈ જાય. આ વાદ પણ હવે એમણે છોડી દીધો છે, અને એવો વાદ લીધો છે કે " ગીતિ એ એક ગીત ઉપરાંત એક નિયમબદ્ધ વૃત્ત છે. " એટલે સંગીતની કસોટી જો અનાર્યે મૂકી દીધી તો પછી ' નિયમબદ્ધવૃત્ત ' છે એટલોજ વાદ રહ્યો. પણ એમ લેતાં એમના પ્રથમના મુદ્દામાંજ આનો પણ સમાવેશ થઈ જાય છે. આ દૃષ્ટિએ આ મુદ્દો મૂકી જ દેવામાં આવ્યો છે એમ કહીએ તો ચાલે.

હવે રા. "અનાર્ય"નો આ વાદ ધીરજથી તપાસવા જવો છે, કારણકે સત્યાસત્યનું એમાં એટલું બધુ મિશ્રણ છે કે કોઈ નવા વાંચનારને વખતે સાક્ષરોની આવી પક્ષપાતી બુદ્ધિને માટે ઘણું આશ્ચર્ય લાગશે! મારા માર્ગશિર્ષના ઉત્તરનુ સ્પષ્ટીકરણ વાંચતાં જેમને આ "અનાર્ય" સાક્ષરનો એમનો પ્રથમના ચર્ચાપત્ર સંબંધી પરિચય થયો હશે તેમને તો આ સાક્ષરને માટે બહુ આશ્ચર્ય નહીં લાગે.

પ્રથમ એટલું કહેવું આવશ્યક છે કે જે વિદ્વાનને ગીતિના બંધારણ વિશે માત્ર એજ ચર્ચાપત્રમાં પોતાના વાદ આટલા બધા ફેરવવા પડયા તે વિદ્વાનના તરફથી આચારની નવીન ઐતિહાસિક પદ્ધતિએ બાંધેલા નિયમ પ્રમાણરૂપ સ્વીકારતાં અચકાવુંજ પડશે; કારણકે વળી કાલ સ્હવારે એમના "મધુર" કાનમાં કંઈક દર્દ થાય કે જેમને હાલમાં એ સંમત કવિયો નથી ગણતા તેમને પોતે એ માનદ પ્રતિષ્ઠા બક્ષે, અને રા. નરસિંહરાવની સાથે એમનો પરિચય જણાય છે તો એમને એ પ્રતિષ્ઠામાં કદાચ દાખલ પણ કરે, તો અત્યારે બાંધેલો નિયમ અનાર્ય નહીં જ ફેરવે એની શી ખાતરી ?

ગીતિ જેવા ઘણા જૂના કાળથી ચાલતા છંદનુ લક્ષણ કવિયોના "આચારની ઐતિહાસિક" પદ્ધતિએ બાંધવાની રીતિજ મને તો ઉલટી લાગે છે. પહેલાં લક્ષણ બંધાયલું ન હોય તો કદાચ તેવો છંદ સમજવા પોતાને જે કવિ પ્રિય હોય તેણે કેવી રીતે તેનુ બંધારણ બાંધ્યું છે તે એની કવિતામાંથી જોઇ કાઢી તે પ્રમાણે પોતે કાવ્ય રચવા કોઇક પ્રેરાય એતો સ્વાભાવિક છે; પણ એવો આચાર ભક્ત સાક્ષર જ્યારે એમ કહેવા નીકળી પડે કે આજ આચાર ખરો અને બીજા જે હોય તો તે બધા ખોટા ત્યારે તો એવા આચારભક્ત સાક્ષરની પક્ષપાતી તુલનાશક્તિની પરાકાષ્ઠા જ સમજવી. ગીતિનુ લક્ષણ કાલિદાસના વખત પહેલાંથી બંધાયલુ છે અને કાલિદાસે પોતે પણ તે બીજા છંદોની સાથે બાંધેલુ છે. એટલે હવે ગીતિનું લક્ષણ કાલિદાસે શું બાંધ્યુ છે તે જોવા માટે એમનો આચાર તપાસવાની જરૂરજ નથી; એમણે બાંધેલું લક્ષણ જ તપાસી જોવું એજ ઇષ્ટ છે. અને કાલિદાસના શાકુંતલના ભાષાન્તરમાં એજ લક્ષણનો સ્વીકાર કરી ગીતિયો જો લખાઇ હોય તો અવશ્ય કોઇ નિષ્પક્ષપાતી સાક્ષર એને સદોષ ગણશે નહીં એમ હુ માનુ છું.

"શ્રુતબોધ" એ પિંગળનો સંસ્કૃત ગ્રંથ શ્રીમન્મહાકવિ કાલિદાસનો બનાવેલો છે. એ ગ્રંથ છંદોના બંધારણ માટે પ્રમાણ ગ્રંથ તરીકે સ્વીકારાયલો છે. સંસ્કૃતના પ્રથમ કોટિના વિદ્વાનોએ અત્યારે પણ એને પ્રમાણ ગ્રંથ માનેલો છે. પ્રખ્યાત સંસ્કૃતના વિદ્વાન પ્રોફેસર આપ્તે જેમણે સંસ્કૃતનો પ્રમાણ કોશ રચ્યો છે તેમણે છંદનાં લક્ષણ માટે આ ગ્રંથને પ્રમાણ ગ્રંથ ગણ્યો છે. તેમ જ એમના પ્રતિસ્પર્ધી એવા જ સમર્થ વિદ્વાન રા. વૈદ્યે પણ એને જ પ્રમાણ તરીકે સ્વીકાર્યો છે. હાલમાં કોલેજોમાં ચાલતી સંસ્કૃત શાકુંતલના ટીકા કરનાર વિદ્વાન કાલે એ પણ આજ શ્રુતબોધને છંદના લક્ષણ માટે પ્રમાણ ગ્રંથ માન્યો છે. સંસ્કૃતના પ્રોફેસર મણિલાલ નભુભાઈ તથા સાક્ષર કેશવલાલ ધ્રુવે પણ આજ શ્રુતબોધનુ પ્રમાણ સ્વીકાર્યું હતું. આવા પ્રસિદ્ધ પ્રમાણ ગ્રંથને ગીતિના બંધારણ માટે મેં પણ જો પ્રમાણ ગ્રંથ માન્યો હોય

તો અવશ્ય કાંઈ અપરાધ કર્યો છે એમ મને જણાતું નથી; તેમ જ ગુજરાતના કવિયોએ કે સાક્ષરોએ એનું પ્રમાણ સ્વીકાર્યું હોય તો તેમાં મને જરાએ દોષ જણાતો નથી. અનાર્યનું સંસ્કૃત જ્ઞાન અસ્ખલિત ( infallible ) અને સર્વ વાતે સંપૂર્ણ છે એવો ધ્વનિ એમના લેખમાંથી પદે પદે આપણને એ સાક્ષર સંભળાવે છે, (અને 'અનાર્ય' સાક્ષર સિવાય બીજો કોણ પોતાના જ્ઞાનને માટે એટલો બધો શ્રદ્ધાળુ હોય!) એવા સંસ્કૃત ભાષાના સંપૂર્ણ કે અસ્ખલિત જ્ઞાનના ઉપર મેં કદિ દાવો કર્યો જ નથી; છતાં એટલું તો કહીશ કે શ્રુતબોધને મારી ગીતિયોના બંધારણમાં મેં પ્રમાણ ગણ્યો તેમાં તો મેં ભૂલ નથી જ કરી.

શ્રુતબોધના ચોથા અને પાંચમા શ્લોકમાં કાલિદાસે આર્યા અને ગીતિનાં લક્ષણ—વ્યાખ્યા—આપ્યાં છે.

यस्याः पादे प्रथमे द्वादश मात्रास्तथा तृतीयेऽपि
अष्टादश द्वितीये चतुर्थके पञ्चदश सार्या ( ४ )

आर्यापूर्वार्धसमं द्वितीयमपि यत्र भवति हंसगते .
छंदोविदस्तदानीं गीतिं तामसृतवाणि भाषन्ते ( ५ )

કાલિદાસ આ છંદ વિશે આપણને આટલું બંધારણ આપે છે. (૧) આ છંદમાં માત્રાનું પ્રમાણ છે. (૨) એને બે અર્ધ છે. (૩) અને ચાર પાદ છે. માત્રાનું પ્રમાણ આપતાં કહે છે કે (૪) આર્યામાં પહેલા પાદે બાર માત્રા છે અને તેટલી જ ત્રીજા પાદમાં છે. બીજા પાદે અરાઢ માત્રા છે અને ચોથાએ પંદર માત્રા છે. (૫) ગીતિમાં માત્રાનું પ્રમાણ આપતાં કહે છે કે આર્યાના પ્રથમ અર્ધ જેવું જ જો બીજું અર્ધ હોય તો એ છંદ ગીતિ થાય છે. "અનાર્ય" કહે છે તેમ ગવાય એવો અને પ્રાકૃતમાં ખાસ ગાવા માટે જ.

આર્યા અને ગીતિના આ લક્ષણમાં બતાવેલાં આવશ્યક અંગની કસોટીએ મારા ભાષાન્તરની લગભગ ૪૮ ગીતિયોમાંથી એકેય ગીતિ દોષિત છે એમ અનાર્ય વિદ્વાન બતાવી શક્યા નથી. શ્રુતબોધ જેવા પ્રમાણ ગ્રંથની વ્યાખ્યા મેં સ્વીકારી છે, એટલે ગીતિના બંધારણમાં હું સ્વચ્છંદે વર્ત્યો છું એવો અનાર્યનો મારા સ્હામે કરેલો આરોપ તદન નિર્મૂલ છે. આ લક્ષણને પ્રમાણ ગણતાં બીજા કોઈ અંકુશની આવશ્યકતા નથી એ પણ સ્પષ્ટ છે.

આ તો શ્રુતબોધમાં સ્વીકારેલા ગીતિ બંધારણમાં કેટલાં અંગ આવશ્યક છે તે જોયું. હવે અનાર્યના વાદમાં ઉપસ્થિત કરેલાં અંકુશનો ગંધ સરખોય શ્રુતબોધે સ્વીકારેલો નથી એ જરા જોઈ જઇએ. અનાર્યના વાદમાં મ, ય, ર, આદિ ગણો માત્રાના ગણો તરીકે સ્વીકાર્યા છે. શ્રુતબોધમાં માત્રાના ગણ જાણવામાં નથી. માત્ર અક્ષરના જ ગણનું પ્રમાણ શ્રુતબોધમાં સ્વીકાર્યું જણાય છે. આ ગણની વ્યવસ્થા કાલિદાસે બીજા અને ત્રીજા શ્લોકમાં કરી છે.

सयुक्ताद्य दीर्घ सानुस्वार विसर्गसंमिश्रम्
विज्ञेयमक्षरं गुरु पादान्तस्थं विकल्पेन (२)

आदिमध्यावसानेषु भजसा यान्ति गौरवम्
यरता लाघव यान्ति मनौ तु गुरुलाघवम् (३)

વળી ઉપપત્તિમા—

पिंगलाद्या मुनिवराश्छन्द शास्त्र विशारदा
ह्रस्वदीर्घविभेदेन त्रिभि वर्णै गणान् जगु ।

ઉપરના શ્લોકો ઉપરથી ગણની વ્યવસ્થા અક્ષર કે વર્ણને અગે જ કરી છે અને માત્રાને અગે નથી, એટલે જે છદમા માત્રાનુપ્રમાણ છે ત્યા અક્ષર ગણની વ્યવસ્થા હોય જ નહીં એ સ્પષ્ટ છે તેથી જ મારા ઉત્તરમા મેં લખ્યુ હતુ કે માત્રામેળ છદમાય અક્ષરમેળનુ અકુશ સ્વીકારવા કોઈ બધાયુ નથી આટલા ઉપરથી સ્પષ્ટ જણાશે કે શ્રુતબોધ પ્રમાણે ગીતિમા માત્રાગણની વ્યવસ્થા સ્વીકારેલી નથી આજ અનુમાન બીજી રીતે પણ દૃઢ થાય છે પ્રથમ તો માત્રામેળના ગણની વ્યવસ્થા કેવળ કૃત્રિમ લાગે છે—અનાર્યની એ નથી—પણ અક્ષરમેળ ગણની વ્યવસ્થાના અનુકરણમા એ ઉપસ્થિત થઈ જણાય છે, ગણ તો મૂળ અક્ષરમેળના જ લીધા છે પણ ત્રણ અક્ષરને બદલે ચાર માત્રાનો ગણ બનાવ્યો છે અને એમ કરતા 'મ' ગણ કે જે અક્ષરમેળમા ત્રણે અક્ષરો દીર્ઘ હોય તો બને તેનુ દીર્ઘસ્વરૂપ કાયમ રાખતા તેને છ માત્રામાથી સકોચી બે દીર્ઘમાત્રાઓમા ઘટાવી વામન રૂપે કરી દેવો પડ્યો છે ત્યારે અક્ષરમેળના નિયમે ત્રણે હ્રસ્વ વર્ણના "ન" ગણનું હ્રસ્વ સ્વરૂપ રાખતા તેને ખેંચીને ચાર લઘુમાત્રામા લબાવવો પડ્યો છે ! જૂની અક્ષરમેળની ગણ વ્યવસ્થાના ઉપર ખરેખર આ અત્યાચાર જ જણાય છે વળી આવા માત્રામેળના ગણની વ્યવસ્થા કરવાનું એક પ્રયોજન રા અનાર્યે આપણને ગીતિની કડીને કાપી નાખી બતાવ્યુ છે કે તે ગણે ગણે યતિ રાખવાનુ છે હવે જો એ ખરૂ હોય તો કાલિદાસના લક્ષણમા યતિની વ્યવસ્થા કરવી જોઈએ પરતુ ઉપર જોયા પ્રમાણે તેમા યતિની વ્યવસ્થા આવશ્યક અગ તરીકે સ્વીકારી નથી, અને તે સકારણ છે, કાલિદાસે આ છદમા પાદાન્તેજ વિરતિનો સ્વાભાવિક નિયમ રાખ્યો છે વળી એમ પણ નથી કે લક્ષણમા કાલિદાસ જ્યા આવશ્યક હોય ત્યા યતિ અશનો સમાવેશ કરતા નથી કારણ કે વસતતિલકાદિ વૃત્તોમા જ્યા યતિ આવશ્યક છે ત્યા તેને સ્પષ્ટ રીતે લક્ષણમા એમણે સ્વીકારેલી છે

अष्टाभि रिन्दु वदने विरतिश्च षड्भि

વળી ગણ વ્યવસ્થા અક્ષરને અગે જ છે એ જ વાદ પ્રો આપ્તેએ શ્રુતબોધના પ્રમાણે સ્વીકાર્યો છે

એટલે કાલીદાસે આર્યા કે ગીતિમાં માત્રાના ગણની વ્યવસ્થા સ્વીકારી જ નથી તેમ જ ગણવાર યતિની વ્યવસ્થા પણ સ્વીકારી નથી તો પછી 'સ', 'ર', કે 'જ' ગણનો વિષમ ગણે નિષેધ તેમ જ છઠ્ઠો ગણ 'જ' ગણ કે ચારે લઘુનોજ આવવો જોઇએ એવાં અંકુશ કાલિદાસે લક્ષણમાં આવશ્યક ગણ્યાં નથી એ અતિ સ્પષ્ટ છે.

આવી રીતે શ્રુતબોધના પ્રમાણ ગ્રંથને આધારે આર્યા અને ગીતિની આવશ્યક ગણેલી અંગોની દૃષ્ટિએ તપાસતાં તેમ જ કયાં અંગ આવશ્યક એમાં ગણ્યાં નથી તે જોતાં પણ અનાર્યે પહેલા મુદ્દા ઉપર ઉઠાવેલી બધી તકરારો ખોટી ઠરે છે.

કદાચ એમ કહેવામાં આવે કે બીજા પિંગળશાસ્ત્રીઓએ શ્રુતબોધે આવશ્યક નહીં સ્વીકારેલાં અંગોને પણ લક્ષણમાં જ સ્વીકર્યાં છે તો તેનો ઉત્તર એટલો જ કે એવું કોઇ પ્રમાણ લક્ષણ "અનાર્યે" બતાવ્યું નથી. તેમ જ પિંગળ ઉપર લખાયલાં અનેક સંસ્કૃત પુસ્તકનો અભ્યાસ કર્યા પછી જ્યારે પ્રોફેસર આપ્તે જેવાએ શ્રુતબોધને પ્રમાણ તરીકે સ્વીકાર્યો છે તો અવશ્ય સર્વમાન્ય લક્ષણ તો શ્રુતબોધનું જ હોવું જોઇએ એમ સહજ અનુમાન થઈ શકે છે. છતાં કદિ કોઈ સંસ્કૃત કે ભાષાના લેખકોએ એવાં અંકુશ સ્વીકાર્યાં હોય તો પણ શ્રુતબોધનું લક્ષણ ખોટું અને એવા બીજા સાક્ષરોનુંજ ખરું એમ કહેવાને જરાય કારણ નથી. શ્રુતબોધમાંનાં આવશ્યક અંગ સ્વીકારતાં બીજાં નવાં અંકુશ કોઇ વધારીને ગીતિના માત્રામેળ છંદને (જાતિને) લગભગ (એક વૃત્તમાં એટલે) અક્ષરમેળ છંદની તદન જૂદી જ કોટિમાં ફેરવી દે તો ભલે! તેની સ્હામે મારે જરાય વાંધો નથી. તેમને ખોટા કહેવાનું મને કારણ નથી કારણ કે ગીતિના આવશ્યક ભાગનો એમણે સ્વીકાર કર્યો છે. ટુંકામાં જો કોઈ છંદમાં શ્રુતબોધના લક્ષણમાં બતાવેલાં અંગ હોય તો એ ગીતિ ખરી જ છે, એ ઉપરાંત બીજાં અંકુશ હોય કે ન હોય તેથી ગીતિના શાસ્ત્રીય બંધારણ ઉપર જરાય અસર થતી નથી. ગીતિ ગવાવા માટે યોજેલા છંદ જણાય તો એની ગેયતા મધુર રહે એવો અંતર્ગત વિચાર મને માન્ય છે. પણ આવો કર્ણપ્રિયતાનો નિયમ તો પ્રબંધમાત્રમાં સ્વીકારેલો છે; એટલે વસંતતિલકાદિ અક્ષરમેળ વૃત્તના તમામ નિયમો ઉપરાંત કાવ્ય કાનને પ્રિય તો હોવું જ જોઇએ; નહીં તો કાવ્યમાં ક્લિષ્ટતાનો દોષ ગણાય. પણ એટલા જ ઉપરથી એ છંદ ખોટા છે એમ કહેવું તદન વિવેક શૂન્ય છે. એમ કહેતાં તો લક્ષણ દોષ અને ક્લિષ્ટતાના દોષમાં રહેલા મોટા ભેદનું અજ્ઞાન જ પ્રકટ થાય છે.

એટલે રા. અનાર્યના પહેલા આખા મુદ્દાના ઉત્તરમાં કહીશું કે કાલિદાસે પોતે જ ગીતિનું લક્ષણ—(વ્યાખ્યા)—બાંધ્યું છે અને તેનાં આવશ્યક અંગો સ્પષ્ટ કર્યાં છે એટલે લક્ષણ શોધવા એમનો આચાર જોવાની જરૂર નથી કારણ કે લક્ષણના વિપરીત આચારમાં જો વિશેષતા જણાય તો અવશ્ય એ તેનો આવશ્યક ભાગ નથી પણ કોઇ બીજા જ કારણને લીધે એમ હોવું જોઇએ એ સ્પષ્ટ છે. વળી લક્ષણની સ્પષ્ટતા કર્યા છતાં લક્ષણ બાંધવા "આચારને" ખોળવો એ ભાગ્યે જ શિષ્ટ "ઐતિહાસિક" પદ્ધતિ ગણાશે. - આવા

કવિયોના આચારને "ઐતિહાસિક" પદ્ધતિ કહી વિજ્ઞાનશાસ્ત્રની પરિભાષાનું રૂપ આપવામાં નકશી અક્કલ ઉપહાસને જ પાત્ર થાય છે, કારણ કે છંદનું બંધારણ ઘણું ખરી સ્વચ્છંદી છે. ત્યારે કુદરતનું સત્ય મનુષ્યના સ્વચ્છંદની પારનું છે એટલે એનું સંશોધન તો ઐતિહાસિક પદ્ધતિએ એટલે કુદરતે પૂર્વમાં તે શી રીતે પ્રકટ કર્યું છે એ જોઇ જોઇનેજ કરવામાં આવે. છંદ રચનાની બાબતમાં તો એક પ્રતિષ્ઠિત કવિ અમુક છંદનું સ્વચ્છંદી બંધારણ બાંધે અને તેને માન આપનાર બીજા એનું અનુકરણ કરે એટલે એ છંદનું લક્ષણ બંધાયું! એમાં સત્ય શોધનને માટે ઐતિહાસિક પદ્ધતિ જેવો પ્રચંડ પ્રયોગ શો? છતાંય જોઇએ, પ્રતિષ્ઠિત કવિયોનો આચાર ખરેખર "અનાર્ય" કહે છે તેવો જ છે? "અનાર્ય"ના વાદનો આ ભાગ જૂદા ચર્ચાપત્રમાં તપાશીશું

તા ૧૦ જુન ૧૯૧૬. } મગનભાઈ ચતુરભાઈ પટેલ.

---

# વચનામૃત.

૧. બહુ બુદ્ધિવાળા માણસો દુનીઆદારીના વ્યવહાર કામમાં ઘણીવાર નિષ્ફળ નીવડે છે, તેનું કારણ એ છે કે તેઓ એમની પ્રતિભાના વેગને લીધે સામાન્ય માર્ગમાંથી ખશી જાય છે. આ વાત મેં એક વખત લૉર્ડ ઑાતિગબ્રોકને કહી, અને કહ્યું કે— ઑફિસના કારકુનો કાગળ કાપવા માટે હાતનું બુઠ્ઠી ધારનું ચપ્પુ વાપરે છે એ તમે જોયું હશે, એ વડે સ્થિર હાથે કાપતાં કાગળો સરખા કપાય છે, પણ જો તેઓ ધારવાળું કલમ ઘડવાનું ચપ્પુ વાપરે તો એ ધારને લીધે જ આડુ વેતરાઈ કાગળ આડો કપાઈ જાય

૨. સેંટ પૉલ કહે છે કે "જે પોતાના ઘરના નિર્વાહ માટે ગોઠવણ કરતો નથી એ અધર્મી કરતા પણ ભૂંડો છે.", અને હું ધારૂં છું કે જે પોતાના જ ઘરના નિર્વાહ માટે ગોઠવણ કરે છે તે અધર્મીની બરાબર છે.

૩. એક માણસ, મારી આગળ, પોતાની બનાવેલી એક નીરસ કવિતા વાચતો હતો. તેમાંની અમુક લીટી મેં છેકાવી નાખી. તે પ્રમાણે કરીને એણે પાનું ફેરવ્યું, ત્યાં શાહી ભીની હોવાથી સામી બાજુની લીટીઓ ઉપર છેકા છપાઈ ગયા. એ જોઈ કવિનો જીવ બળતો જણાયો મેં કહ્યું કાંઈ નહિ, એ લીટીઓ પણ ભલે જાય

૪. જો વિદ્વાનો અને કવિઓ એમ નિશ્ચય કરે કે પોતાના પુસ્તકમાં ટીકાકારો અને નિન્દકો વિષે કાંઈ જ ફરિયાદ કરવી નહિ, તો બીજા જમાનામાં કોઈ જાણશે પણ નહિ કે એવા ટીકાકારો કે નિન્દકો ક્યાં હતા.

૫. એક બીજાનો દ્વેષ કરવા જેટલો આપણામા ધર્મ (ધર્મનો આગ્રહ) છે, પણ પ્રેમ કરવા જેટલો નથી.

૬. ધર્મગુરુઓ જેમ 'આ પાપી દુનિઆ'ની ફરિયાદ કરે છે, તેમ ગ્રન્થકારો 'આ ટીકાખોર જમાના'ની બૂમ પાડે છે.

૭ વર્તમાન જમાનો ભવિષ્યના જમાના ઉપર કેટલો બધો કર નાખે છે!—પોતાના વિચાર તે જ એના પણ હશે એમ કલ્પે છે!

૮. મહત્ત્વાકાક્ષી જન ઘણી વખત હલકામા હલકા કામ કરે છે. ડુગરની કરાડે પત્થર પકડી પકડીને ચઢનાર અને જમીન ઉપર પેટે ચાલનાર બને એક જ તરેહની શરીરની ગતિ રાખે છે.

૯. આપણી કામનાઓનો નાશ કરીને પ્રામાર્થિપણાનો સન્તોષ મેળવવાનો 'રોચક' વિદ્વાનોનો ઉપદેશ—તે પગરખાની જરૂર હોય ત્યા પગ કાપી નાખવાની સલાહ સમાન છે.

૧૦. પ્રભુને ફરિયાદ કરવી એ એને ઉત્તમમા ઉત્તમ ભેટ છે, અને આપણી ભક્તિનો સાચામા સાચો ભાગ છે

૧૧. ઘણા પુરુષો અને સ્ત્રીઓમા બાપણુની છૂટ હોય છે તે વિચારની ખામીને અને શબ્દકોષની અલ્પતાને લીધે. જેનો શબ્દસમૂહ મ્હોટો હોય છે, અને મગજ વિચારથી ભરપૂર હોય છે—તેને શબ્દની તેમ જ વિચારની પસંદગી કરવાની હોય છે, અને તેથી બોલવામા ઝડપ થોડી આવે છે. પણ સામાન્ય વક્તાઓને તો એકના એક વિચાર હોય અને અમુક જ શબ્દો હોય તે જ્યારે જોઇએ ત્યારે મ્હોંએ તૈયાર દેવળમાં માણસની ઠઠ હોય છે ત્યારે એમાથી બહાર નીકળતા વાર લાગે છે, પણ ખાલી દેવળમાથી બહાર દોડી આવતાં શી વાર?

[ સ્વિફ્ટ. ]

વસન્ત-ઑફિસ.

[illegible]

લવાજમ સર્વે માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે.)
મળવાનું ઠેકાણું:—વસન્ત ઑફીસ.—અમદાવાદ.

## નિયમો.

૧ તન્ત્રીની સહીના—ખાસ. પોતે લખેલા અગર બીજા પાસે ખાસ લખાવેલા, તેમજ વસન્ત-ઑફિસમાં તૈયાર કરાવેલા અને વસન્ત-ઑફિસની સહીથી પ્રકટ થતા, સર્વે લેખો માટે તન્ત્રી જવાબદાર છે. અને તેથી એના ઉપર છાપવા છપાવવાનો હક તન્ત્રીનો રહે છે.

૨ અન્ય સર્વ લેખો માટે તે, તે લેખના કર્તા જવાબદાર છે.

૩ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી. તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા બાબતની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૪. કોઇ પણ લેખકનું અસલ લખાણ—એ લેખ "વસન્ત" માં દાખલ કરવાનો થા કર્યો હોય કે ન હોય—પણ પાછું લેખકને તે મોકલવાને અમો બંધાતા નથી.

૫ કોઇપણ લેખ પૂર્વે પ્રસિદ્ધ થયો છે કે કેમ, તથા અન્ય કોઇ પત્રમાં પ્રસિદ્ધ કરવા મોકલ્યો છે કે કેમ એ અમોને લખી જણાવવું. કારણ કે તેવા લેખો પ્રસિદ્ધ કરવા કે નહિ તે તન્ત્રીની મુનસફી ઉપર છે.

વ્યવસ્થાપક.

## આવતો અંક વી. પી.

દરેક માસિકોનો રીવાજ અગાઉથી લવાજમ લેવાનો હોય છે છતાં અમે આ માસિકના સાત અંકો લવાજમની ઉઘરાણી કર્યા શીવાય મોકલી ચૂક્યા છીએ તો આવતો ઓક્ટોબર માસનો અંક જે ગ્રાહકોનું ચાલુ વર્ષનું લવાજમ નહીં મળ્યું હોય અથવા આ અંકના વી. પી. થી નહિ વસુલ થયું હોય તેમને વી. પી. દ્વારા મોકલાવીશું તો તે સ્વીકારવા કૃપા કરશો.

કાગળના ભાવ પહેલાં કરતાં ઘણા ચઢી ગયા છે અને તેથી પ્રેસનું બિલ બહુ વધી ગયું છે—છતાં આ માસિકના લવાજમમાં કાંઇ ફેરફાર કર્યો નથી એ વાત પણ અમારા સુજ્ઞ ગ્રાહકોએ ધ્યાનમાં રાખી લવાજમ હમેશાં અગાઉથીજ મોકલી આપશે તો અમે તેઓનો ઉપકાર માનીશું.

વ્યવસ્થાપક.

Reg. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૧૫, અંક ૭. [ માસિક ] શ્રાવણ, સંવત્ ૧૯૭૨.

## એક દૃશ્ય સ્મરણ.×

( ગઝલ-સાખી. )

હા, હા, મ્હને છે સાંભરે એ રમ્ય સાયંકાળ,
સ્મૃતિપટે પુન સ્ફુરે છે ચિત્ર એ વિશાળ.
હા, હા.

મન્દ મન્દ ગતિ હતી ગાડીતણી તે વાર,
દૃષ્ટિ સમીપ ઉભો હતો દૃશ્યલીલાવિસ્તાર.
હા, હા.

× અંગ્રેજી સાહિત્યમાં પ્રકૃતિદૃશ્યોના વર્ણનો જે સ્થાન ભોગવે છે તે સ્થાન ગુજરાતી સાહિત્યમાં હજી, હેમને મળ્યું નથી. 'Wide waste lands'—શુષ્ક ભૂમિવિસ્તારનાં દર્શન કાઠીયાવાડમાં તથા દક્ષિણમાં થાય છે. દૂર દૂર ઉભેલા ડુંગરાઓની ઘેરા રંગની હારથી મર્યાદિત થતા ભૂમિવિસ્તારના દર્શનથી અનુભવાયેલા ભાવોનો આ કાવ્ય ઉદ્ગાર છે.

# લવાજમ.

લવાજમ સર્વે માટે વર્ષ એકના રૂ ૨-૮-૦ (પોસ્ટેજ સાથે)
મગાવાનું ઠેકાણું.—વસન્ત ઑફીસ—અમદાવાદ

# નિયમો.

૧ તન્ત્રીની સહાના—ખાસ પોતે લખેલા અગર બીજા પાસે ખાસ લખાવેલા, તેમજ વસન્ત-ઑફિસમાં તૈયાર કરાવેલા અને વસન્ત-ઑફિસની સહીથી પ્રકટ થતા, સર્વ લેખો માટે તન્ત્રી જવાબદાર છે અને તેથી એના ઉપર છાપવા છપાવવાનો હક તન્ત્રીનો રહે છે

૨ અન્ય સર્વ લેખો માટે તે તે લેખના કર્તા જવાબદાર છે

૩ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા બાબતની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે

૪ કોઈ પણ લેખકનું અસલ લખાણ—એ લેખ "વસન્ત" માં દાખલ કરવાનો ઠરાવ કર્યો હોય કે ન હોય—પણ પાછું લેખકોને મોકલવાને અમો બંધાતા નથી

૫ કોઈપણ લેખ પૂર્વે પ્રસિદ્ધ થયો છે કે કેમ, તથા અન્ય કોઈ પત્રમાં પ્રસિદ્ધ કરવા મોકલ્યો છે કે કેમ એ અમોને લખી જણાવવું કારણ કે તેવા લેખો પ્રસિદ્ધ કરવા કે નહિ તે તન્ત્રીની મુનસફી ઉપર છે

વ્યવસ્થાપક.

# આવતો અંક વી. પી.

દરેક માસિકનો રીવાજ અગાઉથી લવાજમ લેવાનો હોય છે છતાં અમે આ માસિકના નાત અંકો લવાજમની ઉઘરાણી કર્યા સીવાય મોકલી ચૂક્યા છીએ તો આવતો ભાદ્રપદ માસનો અંક જે ગ્રાહકોનું ચાલુ વર્ષનું લવાજમ નહી મળ્યું હોય અથવા આ અંકના વી પી થી નહિ વસૂલ થયું હોય તેમને વી પી દ્વારા મોકલીશું તો તે સ્વીકારવા કૃપા કરશો

કાગળના ભાવ પહેલા કરતા ઘણા ચઢી ગયા છે અને તેથી પ્રેસનું બિલ બહુ વધી ગયું છે—છતાં આ માસિકના લવાજમમાં કાંઇ ફેરફાર કર્યો નથી એ વાત પણ અમારા સુજ્ઞ ગ્રાહકો ધ્યાનમાં રાખી લવાજમ હમેશાં અગાઉથીજ મોકલી આપશે તો અમે તેઓનો ઉપકાર માનીશું

વ્યવસ્થાપક.

Reg No. B. 463

# વસન્ત.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै
न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૧૫, અંક ૭. [ માસિક ] શ્રાવણ, સંવત્ ૧૯૭૨.

## એક દૃશ્ય સ્મરણ.×

( ગઝલ-સાખી. )

હા, હા, મ્હને એ સાંભરે એ રમ્ય સાયંકાલ,
સ્મૃતિપટે પુન સ્ફુરે છે ચિત્ર એ વિશાલ.
હા, હા.

મન્દ મન્દ ગતિ હતી ગાડીતણી તે વાર,
દૃષ્ટિ સમીપ ઉભો હતો દૃશ્યવીચિવિસ્તાર.
હા, હા

× અંગ્રેજી સાહિત્યમાં પ્રકૃતિદૃશ્યોના વર્ણનો જે સ્થાન ભોગવે છે તે સ્થાન ગુજરાતી સાહિત્યમાં હજી તેમને મળ્યું નથી. 'Wide waste lands'—શુષ્ક ભૂમિવિસ્તારના દર્શન કાઠિયાવાડમાં તથા દક્ષિણમાં થાય છે. દૂર દૂર ઉભેલા ડુંગરાઓની ધેરા રંગની હારથી મર્યાદિત થતા ભૂમિવિસ્તારના દર્શનથી અનુભવાયેલા ભાવોનો આ કાવ્ય ઉદ્ગાર છે.

વનસ્પતિથી વિહીન એ શુષ્ક ભૂમિવિસ્તાર,
વન્ધ્ય તથાપિ ભવ્ય એ વિશાલતા સાકાર.
હા, હા.

દૂર દૂર ઘેરી હતી ડુંગરકેરી હાર,
વ્યોમ સાથ મળી જતી જાણે મેઘની માળ.
હા, હા.

આજે તાદૃશ જોઉં એ દૃશ્ય અતિશય રમ્ય,
આજે ફરીથી અનુભવું તન્મયતા અગમ્ય.
હા, હા.

વાકાગ્વી પૂના,
તા. ૨૯-૬-૧૯૧૬.
ગુરૂ-સાયંકાલ.

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

---

## કાન્હડદે પ્રબન્ધ.

### ( અવલોકન )

આ અસાધારણ મહત્ત્વનો કાવ્યગ્રન્થ છે, ગુજરાતી ભાષાના ઇતિહાસના અભ્યાસકને, ગુજરાતી સાહિત્યના ઇતિહાસના અન્વેષકને અને સામાન્ય રીતે રાજકીય તથા સામાજિક ઇતિહાસના શોધકને તેમ જ રસિક વાચકને,—સર્વને ભિન્ન ભિન્ન રીતે આકર્ષણ કરનારો, ઉપયોગી થનારો, માટે મહત્ત્વનો ગ્રન્થ છે. સ્વ. ડૉ. બ્યૂલરને આ ગ્રન્થ અકસ્માત્ જડ્યો, અને સ્વ. નવલરામભાઇયે છૂટક છૂટક રૂપે ઈ. સ. ૧૮૭૭-૭૮ માં શાળાપત્રમાં તે પ્રગટ કર્યો, તે પૂર્વે આ કીમતી ગ્રન્થ કોઇની જાણમાં ન્હોતો. અને તે પછી પણ ઘણા વખત સુધી ગુજરાતના સાક્ષરવર્ગમાં તેમ જ અન્ય વર્ગમા એ પૂર્ણ રૂપે જણાયલો ન્હોતો. કેટલાક તો એટલે સુધી અન્ધકારમાં હતા કે કાન્હડદેવે પોતે એ પ્રબન્ધ રચેલો તેઓ માનતા હતા!

આ ગ્રન્થને હાલા અન્ધકારમાથી ખરા પ્રકાશમાં આણવાનો યશ રા. ડાહ્યાભાઈ પીતામ્બરદાસ દેરાસરીને ઘટે છે. આજથી બે વર્ષ ઉપર એઓએ આ કાવ્યગ્રન્થ સંશોધન કરીને છપાવ્યો ને પ્રસિદ્ધિમાં આણ્યો છે. આજ સુધી પ્રાચીન ગ્રન્થોનાં સંશોધનો થતાં અને પ્રસિદ્ધિ થતી હેવી અસંતોષકારક રીતિ રા. ડાહ્યાભાઈના આ પ્રયાસમાં નથી એ જોઈને આનન્દ થાય છે. પ્રાચીન ગ્રન્થો શી રીતે પ્રગટ કરાય તે માર્ગ ખરી રીતનો હેમણે જ બતાવ્યો છે એમ કહેવાને બાધ નથી. જુદા જુદા હસ્તલેખ મેળવીને તુલના કરી, બુદ્ધિયુક્ત નિર્ણય

કરી સંદિગ્ધ સ્થળો ઉપર પ્રકાશ પાડવો, ઇત્યાદિ બહુ બહુ વાતો હાલા પ્રયાસમા લક્ષમાં લેવાની છે. પ્રાચીન ગ્રન્થની ભાષામાં ફેરફાર કર્યા વિના મૂળ બિમ્બ યથાવત્ રાખવું, અને તેમ કરવામાં પણ કેવળ અન્ધ નિયમવશતા ના રાખતાં બુદ્ધિનો ઉપયોગ કરવો એ કઠણ કામ છે. આ સર્વ કામમાં રા. ડાહ્યાભાઇની મ્હેનત અને વિજય જોઈ હેમને ધન્યવાદ આપતાં આનન્દ થાયછે.

આરંભમાં ઉપોદ્ઘાત અને અન્તે ટિપ્પણી આપીને રા. ડાહ્યાભાઇયે ગ્રન્થના ઉપર બહુ ઉપયોગી પ્રકાશ પાડ્યોછે. ઉપોદ્ઘાતને 'પ્રસ્તાવના' નું વિનીત નામ, અને ટિપ્પણીને 'વિવેચન' નું ભારે નામ આપ્યું છે તે જરાક ધ્યાન ખેંચેછે. 'વિવેચન' માં વિસ્તાર અને પૂર્ણની ઊનતાને લીધે વાચકની જ્ઞાનની ભૂખ અતૃપ્ત રહેછે. આશા છે કે આ ઊનતા નવી આવૃત્તિમાં દૂર કરવામાં આવશે. ઉપોદ્ઘાત (પ્રસ્તાવના) મા કાવ્યની કથાનો અવિસ્તર સાર આપેલોછે તે સામાન્ય વાચકને બહુ ઉપયોગી થાય એમ છે. કેમકે કાવ્યની ભાષા પ્રાચીન છે તે સમજવાની સર્વને શક્તિ ના જ હોય; અને આ દૃષ્ટિયે જોતાં, રા. ડાહ્યાભાઈ આ કાવ્યનો આધુનિક ગુજરાતીમાં અનુવાદ પ્રગટ કરવાના છે તે જાણીને સંતોષ થાયછે. કાવ્યકથાનો સાર આપવામાં રા. ડાહ્યાભાઇયે સ્થળે સ્થળે અગમ્ય પ્રાચીન શબ્દો વાપર્યાછે તેથી જરાક ક્ષતિ થાયછે. ઉદાહરણ તરીકે:—

(૧) માણુસોને બાન પકડતી (પૃ. ૭)

(બાન=લડાઈમાં પકડેલા કેદી:—એમ અર્થ પ્રથમ ખંડ શ્લો. ૨૭ની ટીકામાં બતાવ્યોછે. પરંતુ તે માટે જ આ archaic (પ્રચારલુપ્ત) શબ્દ હાલની ભાષામાં લખેલા ઉપોદ્ઘાતમાં અસ્થાને ગણાય.)

(૨) પભારો ભાંગવા માંડ્યો (પૃ. ૮)

(૩) દદામાં દઈને (પૃ. ૧૨)

(૪) પાખરવાળા ઘોડા (પૃ. ૧૨)

(૫) શાસ લેવાઈ રહ્યા (પૃ. ૧૩)

(૬) મેલાણ (પૃ. ૧૫)

(૭) વિકથમ (પૃ. ૧૫)

(ટીપઃ—બાન પકડવાં—એ શબ્દ પાંચ ૭ ઠેકાણે નજરે પડેછે.)

ઉપોદ્ઘાતમાંની કેટલીક મહત્વની વાતો વિષે ચર્ચા આદિ અસ્થાને નહિં ગણાય

(ક) પૃ. ૪, કાવ્યમાં એકંદર ચોપાઈ સંખ્યા કવિયે ૭૮૦ કાવ્યને અંતે આપીછે.

• રા. ડાહ્યાભાઇયે આ પૃષ્ઠની ફૂટનોટમાં ચોપાઈ, દોહરા, પવાડા, ગીત મળી કુલ ૧૦૨૪નો સરવાળો બતાવ્યોછે. હેનું સમાધાન એઓએ એમ કર્યુંછે કે ખ પ્રતમાં પવાડાની ટૂકની ચાર લીટી ગણીછે' તે ધોરણે ૩૯૦ ને બદલે ૧૯૨ પવાડા થાય,' એટલે કુલ પદબંધ ૮૩૦ થાય, ને હેમાંથી ગીત ૪૦ બાદ કરતાં ૭૯૦ થાય; આમ દશનો જ તફાવત રહેછે. આ સમાધાન મ્હારા મનને સમાધાન નથી આપતું. જરાક રમૂજવાળું દૃષ્ટાન્ત આપિયે, જે રા. ડાહ્યાભાઇથી અજાણ્યું નહિં જ હોય: મુસલમાનભાઈ વાણિયાનું દેવું પતવવા ગયા અને હિસાબ કરવા લાગ્યા—૧૦૦ કે બયે સાઠ, આધે ગયે નાઠ, ૧૦ દેઇગે, ૧૦ દિલવાઇગે, ૧૦ કા લેના દેના ક્યા?—અસ્તુ. પરંતુ આ તફાવતથી રા. ડાહ્યાભાઇની અન્વેષણવૃત્તિ જાગૃત થશે, અને ફરકનું મૂળ શું છે? ક્ષેપક ભાગ છે? કવિની ગણનાના શબ્દોનો અર્થ, પાઠ, ઇત્યાદિમાં ભ્રમનું કારણ છે?—વગેરે દિશામાં શોધ ચલાવીને એઓ નવો માર્ગ દર્શાવશે તો આપણે આભારી થઇશું.

(ख) પૃ. ૫ ના આરમ્ભમાં રા. ડાહ્યાભાઈ કહેછે કે કાન્હડદે ચોહાણને " વિજયવંત વીરમદે નામે કુંવર અને બુદ્ધિવંત માલદે નામે ભાઈ હતો." પદ્મનાભ કવિયે આ 'કાન્હડદે પ્રબન્ધ' ના પ્રથમ ખંડના ૧૦ મા શ્લોકમાં કહ્યુંછે કે—

प्रीति सहोदरस्यूं घणी मालवदे मतिमंत
कूंवर वीरमदे वली जाणि जगि जयवंत ॥

આ દુહા ઉપરથી જ રા. ડાહ્યાભાઇયે આ વચન ઉતાર્યું જણાયછે. પણ દુહાનો ઉપરનો ભાગ જોતાં એમ ભ્રમજન્ય અર્થ ભાસે કે—

કાન્હડદેવને સહોદરો ઉપર પ્રીતિ બહુ હતી, અને હેને માલવદે તથા વીરમદે નામના બે કુંવર હતા;

અને કાંઇક હેવો જ ભ્રમ રા. કેશવલાલ ધ્રુવને થયો હશે તેથી હેમણે ઈ. સ. ૧૯૦૧-ના ડીસેમ્બરના બુદ્ધિપ્રકાશમાં પૃષ્ઠ ૩૫૮ મે લખ્યુંછે કે—

" (૧૦) તે સગાં સહોદર સાથે બહુ હેત રાખતો હતો. તેને વિજયવંત વીરમદે અને બુદ્ધિમંત માલવદે નામે બે જગત પ્રસિદ્ધ કુંવર હતા."

પરન્તુ રા. ડાહ્યાભાઇયે કરેલો અર્થ અને તે રીતે દર્શાવેલો સગપણ સંબન્ધ ખરો છે તે માટે આ પ્રબન્ધમાં જ અન્ય સ્થળે અસંદિગ્ધ પ્રમાણ મળેછે:—

खिल्लीवट जे महा सधीर मालवदेव छइलहु वीर ।
जिसी प्रीति लखमण नइ राम रान अनेरइ एहवी माम ॥ ११ ॥

जिसी प्रीति हणुया सुग्रीव जाणि नही जूजुया जीव ।
सी करि छत्र चामर ढालीइ साचइ न्याइ प्रजा पालीइ ॥ ९१ ॥

(ખણ્ડ ૪ થો)

અહિં કાન્હડદે અને માલદેવને બંનેને ભાઈ કહીને રામલક્ષ્મણની જોડી અને હનુમાન્ સુગ્રીવની જોડી સાથે સરખાવ્યા છે એટલે કશો સંદેહ રહેતો જ નથી.

(ग) પૃષ્ઠ ૫ મે, લખ્યું છે "નાગર બ્રાહ્મણ માધવે કફણી ઓઢીને ફરિયાદ કરી"

માધવ નાગર હતો કે કેમ?—આ પ્રશ્ન ઉપર કેટલાક લોકોએ તકરાર ઉઠાવેલી સ્મરણમાં આવે છે. તો લગતું હેતુ અન્વેષણ કરિયે 'કાન્હડદે પ્રબન્ધ'માં આ વિશે સ્પષ્ટ ઉલ્લેખ નથી, સબબ પણ નહિં, કેમકે માધવનો પ્રસંગ તો માત્ર પ્રવેશકરૂપે જ છે. તો પણ જે ઉલ્લેખ આડકતરા છે તે નીચે પ્રમાણે છે—

तिणि अवगणिउ माधव बम्भ

(ખણ્ડ ૧, શ્લો. ૧૩)

माधव महितइ करिउ अधर्म

(ખણ્ડ ૧, શ્લો. ૧૫)

અહિં માધવને 'બમ્ભ' એટલે બ્રાહ્મણ કહ્યો છે, અને **महितइ**=મહેતાએ એમ છે તેથી મહેતા પણ કહ્યો છે આ ઇશારા ઉપરથી અનુમાન થઈ શકે કે પદ્મનાભ કવિની જાણ પ્રમાણે માધવ નાગર હતો, કેમકે નાગરોને 'મ્હેતા' એમ સંજ્ઞા આપવાનો રિવાજ જૂના સમયથી છે અને હજી પણ અમુક પ્રસંગોમાં ચાલૂ છે,—ઉદાહરણ તરીકે વાણિયા રીત્યનાં નામાના ચોપડામાં, લગ્ન થઈ રહેતાં (અવટંકમણિ) ઉકટામણી વખતે, ઇત્યાદિ

વળી પદ્મનાભ 'કાન્હડદે પ્રબન્ધ'ના અન્ત ભાગમાં પોતાને વિશે કહે છે—

वीसलनगरु नागर एक पद्मनाभ कवि पुण्य विवेक।

(ખણ્ડ ૪, શ્લો ૩૩૪)

તે ઉપરથી જણાય છે કે સંવત્ ૧૫૧૨ માં આ કાવ્ય રચ્યું તે પહેલાં નાગરોમાંથી વીસલનગરા નાગર એમ જુદો ફાંટો પડી ચૂક્યો. તો માધવ કેવો નાગર હતો? વડ-નગરો? કે વીસલનગરો? તે વાત પદ્મનાભે કહી નથી તેથી એમ જણાય કે આ વિશે

ચોક્કસ માહિતી પદ્મનાભને નહિં હોય; અથવા તો માધવ પદ્મનાભની પૂર્વે ૧૫૦ વર્ષ ઉપર થયો, તો તે અરસા પૂર્વે નાગરોમાં સ્પષ્ટ ફાંટા પડ્યા નહિં હોય.×

આટલો આધાર રા. ડાહ્યાભાઈયે માધવને નાગર કહેવા માટે બસ જેવો છે. પરંતુ હેમણે કાંઇક વિશેષ આધાર સોધ્યો જણાયછેઃ ઉપોદ્ઘાત પૃષ્ઠ ૨૬ મે વઢવાણમાંની 'માધાવાવ્ય'માં એક પુરુષની ને એક સ્ત્રીની મૂર્તિ છે ને તે નીચે લેખકું છે તે ઉપર રા. ડાહ્યાભાઈ આધાર રાખતા જણાયછે. એ લેખ નીચે પ્રમાણે છેઃ—

પુરુષની પ્રતિમા નીચેઃ—

संवत १३६० वर्षे कार्तीक शुद ८ गुरो (વાંo. गुरौ) नागर ज्ञातीय व० श्री० शामसुतमिह श्री सिंधु

સ્ત્રીની પ્રતિમા નીચેઃ—

नागर ज्ञातीय महं श्री सादलसुता मह श्री तपमादिती

રા. ડાહ્યાભાઈ આ લેખમાં 'અનુમાને' सिंधु ને સ્થાને माधु માનેછે (? ચિહ્ન પોતે મૂકીને), અને तपमादिती ને સ્થાને 'સુખમાદેવી,' માનેછે.

આ ઉપરાંત એક દલીલ મૂકેછે કે-સંવત્ ૧૩૫૩ માં જૂલમ ગુજર્યા બાદ પાટણ છોડ્યા પછી માધવની હીલચાલની કશી માહિતી મળતી નથી. સ્વ. નંદશંકર હેને જાત્રાએ ગયો જણાવેછે પણ એ વાતમાં કાંઇ વજૂદ જણાતું નથી, તેમ જ હેની કશી સાબીતી મળતી નથી‡ એ દુઃખના દિવસોમાં પહેલ વ્હેલો પોતાને દેશ જાય એ સંભવિત જણાય-

× વીસલદેવે ડભોઇમાં મ્હોટો યજ્ઞ કર્યો તે સમયથી નાગર જ્ઞાતિના ૭ વિભાગ પડ્યા એમ મનાયછે. તે સમય અને માધવના સમયની વચમાં બહુ તો ૫૦ વર્ષનો ગાળો હશે. તેટલા અંતરમાં નિવાસસ્થાનને લીધે ભિન્ન વિભાગ પડી નામ જુદાં પડ્યાં ના હોય તો આશ્ચર્ય નહિં. પદ્મનાભ તો તે પછી ૨૦૦ વર્ષે થયો, તે સમય સ્પષ્ટ વિભાગ પડી ચૂકવાને માટે બસ ગણાય

† આ લેખને રા. ડાહ્યાભાઈ 'સંસ્કૃતમાં' લખેલો લેખ માનેછે હેનું કારણ સમજાતું નથી લેખના શબ્દો જોતાં वर्षे અને गुरौ એ સપ્તમીનાં રૂપો ઉપરાંત કશું નથી. અને એ રૂપો તો આમ ગુજરાતી લેખોમાં પણ પ્રચલિત છે.

‡ 'કરણઘેલો' એ વાર્તા ઇતિહાસ ઉપર રચેલી કલ્પિત કથા છે; તો હેમાં સર્વ વાતો ઐતિહાસિક જ હોય એમ શા માટે અપેક્ષા રાખવી? એટલે સ્વ. નંદશંકરની આ વાતમાં 'વજૂદ' હોવા ન હોવાનો કે સાબીતીની અપેક્ષાનો પ્રસંગ જ નથી

છે.—આમ સંભવ કલ્પીને, " જુના વખતથી કચ્છ જવાનો રસ્તો વઢવાણ આગળથી છે " એ વાત ઉપર આધાર રાખીને, રા. ડાહ્યાભાઈ તર્ક કરેછે કે વઢવાણની ' માધાવાવ્ય ' તે માધવે પોતાના સુખના દિવસોમાં પોતાના દેશના ધોરી રસ્તા ઉપર બંધાવી હોય:—અને લેખમાં **સિંઘુ** તે **માઘુ** હોય."

આ તર્કપરંપરામાં અનેક ક્ષતિસ્થાન છે:—

(૧) જુલમ ( કર્ણ તરફથી ) ગુજર્યા બાદ માધવ પોતાને દેશ-દુઃખના દિવસોમાં-ગયો હશે; પણ, તો તે દુઃખના દિવસોમાં જતે જતે રસ્તામા વાવ્ય બંધાવવા રહે ?

અને શિલાલેખમાં તો સંવત ૧૩૫૦ બંધાવ્યા સાલ છે; એટલે જુલમ ગુજર્યા પ્હેલાં ત્રણ વર્ષ ઉપર બંધાવાઈ.

(૨) પણ રા. ડાહ્યાભાઈ છેવટે કહેછે કે પોતાને સુખના દિવસોમાં વાવ્ય બંધાવી હોય.—એટલે ઉપરની શઙ્કાઓ દૂર જાયછે. ભલે. પણ ત્હારે જુલમ ગુજર્યા બાદ માધવ કચ્છ ગયો હશે—એ કોટિને સ્થાન જ શું કામ આપ્યુ હશે ?

(૩) **માધવ*** કચ્છનો હતો તે માટે ઐતિહાસિક આધાર શો છે ? 'માધવ કેશવ કચ્છના ' એ ચરણવાળો દુહો ( પૃષ્ઠ ૨૬ મે છે તે ) લોક પ્રચલિત વચન છે ત્હેને ઐતિહાસિક પ્રમાણ જેટલું વજન આપી, એક તર્ક ઉપર બીજો તર્ક સ્થાપવો,—એ રીતિમાં ભૂલનો સંભવ બેવડાવાનો ભય છે.

અને (૪) ઉપર ઉતારેલા શિલાલેખમાં **સિંઘુ** ને સ્થાને **માઘુ** કલ્પવા માટે કશો આધાર જણાતો નથી. અસલ શિલાલેખ જોવાનો યોગ રા. ડાહ્યાભાઈને મળ્યો નથી. તો અક્ષરોની આકૃતિ ઉપર તર્કનો આશ્રય છે એ સંભવ પણ ખસી જાયછે. વળી માધવ પોતાનું નામ **માઘુ** લખાવે એ પણ બંધ બેસતું નથી. વિનીતતાનો પ્રસંગ અહિં ન્હોતો.+

---

* રાસમાળામાં લખ્યું છે કે માધવે બાદશાહને ૩૬૦ કચ્છી ઘોડા નજર કર્યા, તેટલા ઉપરથી કચ્છનો વતની માધવ હતો તેમ ઠરાવવું વાજબી નથી. અત્યારે હું રા. ડાહ્યાભાઈને ઑસ્ટ્રેલિયન ઘોડો ભેટ આપું તેથી હું ઑસ્ટ્રેલિયાનો વતની ના થાઉં. પક્ષનામે તો માત્ર મેદિ મપૂરઘ લીધી ઘણી ગેરધુ જ લખ્યુંછે.

( ખંડ ૧, સ્ફો. ૧૮. )

+ વઢવાણના ' માધાવાવ્ય ' બંધાવનાર કર્ણનો પ્રધાન માધવ હોત તો નિઃસંશય એ લેખમાં પોતાની પદવી વગેરેનો ઉલ્લેખ કે ઇશારો કર્યા વગર રહેત જ નહિં. પ્રાચીન સમયના લેખોની પદ્ધતિનો વિચાર કરીશું તો આ પ્રકારના અપેક્ષા તાજેખા જણાશે.

(ચ) ઉપોદ્ઘાત પૃ૪ ૨૫-૨૬.—'કાન્હડદે પ્રબન્ધ'માં

तिणि अवसरि गूजरधर राइ
सारङ्गदे नामि बोलाइ

એમ કથાના આરમ્ભના ભાગમાં છે; કર્ણનું નામ નથી. આ બાબત રા. ડાહ્યાભાઈએ પ્રમાણો સાથે સમાધાન દર્શાવ્યુંછે કે ચાલતા આવેલા સંપ્રદાય પ્રમાણે રાજા સારંગદેવ યુવરાજપદધારી ભત્રીજા કર્ણદેવની જોડે દો-અમલી રાજ્ય કરતો હતો; અને કર્ણદેવનો આગવો અમલ બહુ જ ટૂંક મુદતનો હશે, તથા સારંગદેવની હયાતીમાં જ કરણે માધવ ઉપર જુલમ ગુજાર્યો હશે, ને ત્હાર પછી થોડા જ સમયમાં હેને આગવો અમલ પ્રાપ્ત થયો હશે. આ સભવનીય વાત છે, હેમાં શક નહિ, છતાં કાંઇક વિશેષ ઐતિહાસિક અન્વેષણને અહિં પણ અવકાશ છે. માત્ર એક શઙ્કા 'કાન્હડદે પ્રબન્ધ' માંનાં વચનોમાંથી જ ઉત્પન્ન થતી અહિં જરાક નડેછે ખરી: પદ્મનાભ કહેછે:—

तिणि अवसरि गृजरधर राइ सारङ्गदे नामि बोलाइ।
तिणि अवगणिऊ माधव बम्भ नाहि लगइ विग्रह आरम्भ॥

(ખંડ ૧, શ્લો. ૧૩.)

અહિં સારંગદેવે માધવની અવગણના કર્યાનું છે, કર્ણ વિશે ઉલ્લેખ જ નથી, અને દમ શ્લોકને અનરે શું જોઇએ છિયે ?

इस्यूं सामली सरुइ सादि मावबम्भ करइ फरियादि।
खित्रीतणु धर्म लोपीउ राउ करणदे गहिलु थयु॥२३॥

× × × × ×

× × × × ×

पहिलु राइं हु अवगणिउ माहरू बान्धव केशव हणिउ॥२५॥
नस धणी वरि राखी राइ ए वडु रोस न सहिणु जाइ॥२६॥

(ખંડ ૧ લો)

આમ અહિં તો કર્ણદેવ રાઉ (= રાજા) વિશે ફરિયાદ છે; **पहिलु राइं हु अवगणिउ** એ પંક્તિમાં **राइं** એટલે સારંગદેવે એમ બેસતું નથી, કેમકે તરત જ, એ જ

राई વિશે કેશવનો વધ અને કેશવની સ્ત્રીનું હરણ એ આરોપો છે.§

આ ઉઘાડા વિરોધનું સમાધાન કોઇ કરે તો બહુ સંતોષ થાય. રા. ડાહ્યાભાઇયે આ વિરોધનું દર્શન કરાવ્યુ નથી, એટલે સમાધાનની વાત જ નથી રહેતી.

એક વાત આ પ્રસંગે નોંધીશું. 'કાન્હડદે પ્રબન્ધ'માં ( ઉપર ઉતારેલા વચનમાં છે તે ઉપરથી જણાશે કે ) કેશવની સ્ત્રીને કર્ણરાજાએ મહેલમાં રાખી એમ છે, અને રા. ડાહ્યાભાઇ 'વિવેચન'ના પૃ. ૧૦૭ મા માં ૨૬ મા શ્લોકની ટીપમાં જણાવેછે કે સ્વ. કવિ દલપતરામે રચેલી 'રત્નમાળ'માં પણ તેમ જ છે, છતાં, રા. ડાહ્યાભાઈ બતાવેછે કે, સ્વ. નંદશંકર કૃત 'કરણઘેલા'ની વાર્તામાં માધવની સ્ત્રીનુ હરણ થયાની વાત છે. પણ સ્વ. નંદશંકરે નવલકથાકારને મળતી છૂટનો ઉપયોગ કરી પોતાની વાર્તામાં રસ વગેરે ઔચિત્યને માટે આ ફેરફાર કર્યો જણાયછે. ( પછી હેમની કને કાં બીજો આધાર હોય તો કોણ જાણે ). આ રીતે વસ્તુના પાયારૂપ વાતામાં ફેરફાર કાલિદાસ, શેકસ્પીઅર, ઇત્યાદિ અનેક કવિયોએ કરેલાછે અને એ અધિકાર કવિયોના સર્વમાન્ય ગણાયલોછે.

(ङ) ક્ષેપક ભાગ—ઉપોદ્ઘાત પૃષ્ઠ ૨૪ મે રા. ડાહ્યાભાઈ કહેછે:—"અમે ક્ષેપક ગણેલા કેટલા ( કાં૦ કેટલાક ) ભાગ ઉપરથી જણાયછે કે તેઓએ (= મુસલમાનોએ ) કાનમ, ચિડોત્તર,* બાવનખેડ વગેરેનું સત્યાનાશ વાળ્યુ હતું."—અહિં શઙ્કા એ થાયછે કે જો ક્ષેપક ભાગ ગણ્યોછે તો હેમાંની બીના બનેલી માનીને ચર્ચા શા માટે કરાઈછે ?

પરતુ, આ ભાગને ક્ષેપક શા માટે ગણ્યો હશે ? પ્રત ग માં છે અને क, ख, તથા घ ત્રણેમાં નથી તેથી ? તે જ હોય તો વાજબી નથી. કેમકે क, ख, ને घ ત્રણે

---

§ માધવની અવગણના શી કરી ? તે બાબત પણ પદ્મનાભ કવિ સ્પષ્ટતાથી કશું કહેતો નથી. હેનો કાવ્યમાં એ વાત અપ્રાસંગિક હોવાથી વિગતમાં ના ઊતરે એ ખરું. પણ આપણને પ્રકાશની ખોટય એથી પડી છે.

* भागा देस काहानम चिडोत्तर बावनमी खेड हारि ।

( 'વિવેચન,' પૃ. ૧૧૩ ).

અહિં बावनमी खेड તે 'બાવનખેડ'નું વિસ્તારેલું રૂપ માન્યું જણાયછે. પણ પ્રસ્તાવના પૃ. ૭ પં. ૯ માં 'બાવન ગામનો ટપ્પો' કરીને વર્ણન છે: તો વાસ્તવિક સ્વરૂપ રા. ડાહ્યાભાઇયે શું લીધુ હશે ? 'બાવનખેડ' નામે પ્રદેશ કિયો ? તે દર્શાવ્યું નથી.

પ્રતો એક જ પ્રત ઉપરથી થયેલી જણાયછે ।એમ પ્રસ્તાવના પૃષ્ઠ ૩ જા માં કહ્યુંછે, એટલે વસ્તુતઃ એક બાજૂ ग પ્રત અને બીજી બાજૂ क, ख, घ ની મૂળભૂત કોઇ અજ્ઞાત પ્રત એમ સ્થિતિ રહેછે.

પરંતુ વિવેચન પૃષ્ઠ ૧૧૩ માં જોતાં જણાયછે કે પુનરુક્તિ અર્થની આવેછે તેથી ક્ષેપક પંક્તિયો ગણીછે. પણ મ્હને હેવી પુનરક્તિ જણાતી નથી. ખંડ ૧ શ્લો. ૫૮ આમ છેઃ—

चड्या कटक ऊण्डाहि चिडोत्तर घाणघार धन्धोलि ।
ऊडि वींवी आव्या वासी दीधी पाटण पोलि ॥'

અને ક્ષેપક ગણેલો શ્લોક આ છેઃ—

भागा देस काहानम चिडोत्तर बावननी खेड हारि ।
गूजरातिनु खोखर भाखु अजीय न आवइ पार ॥

અહિં **चिडोत्तर** શિવાય બીજા કશાની પુનરુક્તિ નથી, અને બંનેમાં હેતુ સ્થાન કાંઇક જૂદી રીત્યનુ જણાયછે.

ડાહ્યાભાઈ કહેછે ( પ્રસ્તાવના પૃ. ૩ ) કે ग પ્રતમાં ક્ષેપક ભાગ ઘણો છે. વિવેચનમાં માત્ર બે જ ક્ષેપક ભાગ બતાવ્યાછે ( પૃ. ૧૦૮ તથા પૃ. ૧૧૩ ), માટે બધાએ ક્ષેપક ભાગ એક પરિશિષ્ટ રૂપે આપ્યા હોત તો ચિન્તન, તુલના, અને નિર્ણય અથવા કલ્પના માટે સાધન પૂરેપૂરુ મળત. આશા છે કે નવી આવૃત્તિમાં આ ઊણતા પૂરાશે. તેમ જ કાવ્યગ્રન્થમાં ઢેર ઢેર પાઠાન્તરો આપ્યાંછે તે વધારે સમજાય હેવી રીતે બતાવાય એ પણ જરૂરનું છે. હાલની ગોઠવણમાં તો એક પાઠમાંના કિયા શબ્દોને સ્થાને પાઠાન્તરના કિયા શબ્દો ગોઠવવા તે સમઝાતુ નથી. તેમ જ પ્રત क, ख, તથા घ બધામાં એક જ ભાગ ત્રુટક છે તે પણ સ્પષ્ટતાથી દર્શાવવાની જરૂર છે.

વળી, રા. ડાહ્યાભાઈ કહેછે પ્રત ग તે પ્રત खના કરતાં ૧૭ વર્ષ મોડી ઊતારાયલીછે; પણ તેટલી મુદતમાં જૂની ભાષામાં થતા ફેરફાર બતાવી આપેછેઃ બીજી પ્રતોમાં **आवइ, च्यारइ** છે તો ग મા **आवि, च्यारि** છે. આમ સર્વાંશે નહિ હોય એમ મ્હને લાગેછે; કેમકે ' વિવેચન ' પૃ. ૧૧૩ મે આપેલો ક્ષેપક શ્લોક હમણાં જ ઉપર નોંધ્યોછે હેમાં **आवइ** છે **आवि** નથી. અને જોવા જઈશું તો, રા. ડાહ્યાભાઇયે પ્રગટ કરેલા આકારમાં—જે'માં જૂની ख પ્રતનો સ્વીકાર થયો ગણી સકાશે તે આકારમાં—**अइ** વાળાં રૂપોની જોડે **इ** વાળાં તો શુ પણ તેથી પણ આગળ જતા ક્રમમાં **ए** વાળાં રૂપો છેઃ—

પૃ ૧૨, શ્લો. ૧૧૦ ઘોલઇ, ડોલઇ, શ્લો ૧૧૪ આવૈ, મેહલ્યા, પૃ ૧૩ શ્લો. ૫ આવે, દાખે, રાખે.—ધ્રુ ધ્રુ

માટે આટલા ઉપરથી એકદમ અનુમાન બાંધવામાં જોખમ છે આ ભિન્ન ક્રમોના સાર્થ લાગાર્શન માટે જુદો જ ખુલાસો શોધવો પડશે

(અપૂર્ણ)

નરસિંહરાવ ભોળાનાથ.

---

# કવિ નર્મદાશંકરની સાહિત્યસેવા.*

જય જય ગરવી ગુજરાત!
જય જય ગરવી ગુજરાત,
દીપે અરુણું પરભાત
ધ્વજ પ્રકાશશે ઝળળ કસુંબી, પ્રેમશૌર્ય અંકિત,
તું ભણવ ભણવ નિજ સંતતિ સૌને, પ્રેમભક્તિની રીત—
ઊંચી તુજ સુંદર જાત
જય જય ગરવી ગુજરાત—૧

ઉત્તરમાં અંબામાત,
પુરવમાં કાળીમાત,
છે દક્ષિણ દિશમાં કરંત રક્ષા, કુંતેશ્વર મહાદેવ,
ને સોમનાથ ને દ્વારકેશ એ, પશ્ચિમ કેરા દેવ—
છે સહાયમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત—૨

નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણ જોય,

---

* પાંચમી ગુજરાતી સાહિત્યપરિષદ માટે લખેલો લેખ (ટુંકાવીને)

વળી જોય સુભટના જુદ્ધરમણને, રત્નાગર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો, દે આશીશ જયંકર—
સંપે સોયે સઉ જાત,
જય જય ગરવી ગુજરાત.—૩

તે અન્હિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસિંહ,
તે રંગ થકી પણ અધિક સરસ રંગ, થશે સત્વરે માત,
શુભ શકુન દીસે મધ્યાન્હ શોભશે, વીતી ગઇ છે રાત—
જન ઘૂમે નર્મદા સાથ,
જય જય ગરવી ગુજરાત.—૪

સ્વદેશ તરફના પ્રેમયુક્ત ઉચ્ચ ભાવોથી ઉભરાઇ જતા કવિ નર્મદનાં આ મનોહર અને શુભાશાજનક કાવ્યે, હું વિદ્યાર્થી અવસ્થામાં હતો ત્યારથીજ મારા હૃદય ઉપર કંઇક અવનવો પ્રકાશ પાડી હંમેશનું સ્થાન મેળવ્યું છે; અને હૃદયમાં રહીને તે કાવ્ય પ્રસંગોપાત કવિ નર્મદની ભિન્નભિન્ન પ્રદેશમાં વહન કરતી કાવ્યસરિતામાં સ્નાન કરવાની શુભપણે પ્રેરણા કર્યાજ કરતું હતું. એ પ્રેરણાને બળે હું એક સમયે તે સરિતાતટે જવા નીકળેલો, પરંતુ કેટલાંક કારણોને લીધે તે પ્રસંગે તેનાં દર્શન થયા અગાઉજ મારે પાછું ફરવું પડયું હતું. ઘણો સમય વીત્યા બાદ આજ. પ્રજાબંધુની "સાહિત્યપરિષદ્ માટે ઇનામી નિબંધો" ની ભિન્ન ભિન્ન વ્યક્તિના સ્વભાવગુણનું ઊંડું જ્ઞાન ધરાવનાર કોઇ વિદ્વજ્જનના વિચારશીલ મગજમાંથી જન્મ પામેલી જાહેરખબરે ફરીથી સજ્જ થવાની મને હીંમત આપી છે. હું કોલેજમાં બીજા વર્ષમાં હતો ત્યારે (સને ૧૯૧૨માં) 'નવલગ્રંથાવલિ' નામના ગ્રંથમાંથી "નવલરામનું જીવનવૃત્તાંત' શીખેલો હોવાથી તે પ્રસંગે જ નર્મદકાવ્યસરિતાના માર્ગનું સહેજ સૂચન તો થએલું જ હતું તેથી તે માર્ગે, અજાણ્યા મુસાફરની માફક પૂછતો પૂછતો ઠેઠ રમણીય, સુખદ અને આનંદકારક એવી સરિતાએ આવી પહોંચી, તેના, સમયને અનુકૂળ બનેલા શીતોષ્ણ જળમાં સ્વેચ્છાએ સ્નાન કીધું. વાચક! તે સમયનો આનંદ તો એક અપૂર્વ જ! આજ સુધીમાં બીજી ઘણીએ સરિતાઓમાં સ્નાન કીધેલાં, પણ તેનાં અને આના જળની વહનપ્રબળતામાં, શુદ્ધતામાં અને મિષ્ટતામાં તો કંઇક વિલક્ષણ ભિન્નતા જ જોઇ. કોઇ સરિતાનું જળ છીછરું હોવાથી સ્નાન કરવાની મુશ્કેલીવાળું તો કોઇનું આજુબાજુનાં કહોતાં દ્રવ્યોથી મલીન અને દુર્ગંધવાળું હોવાથી ન છુટકે સ્નાન કરવા જેવું હતું. અલબત બીજી કેટલીક એવી સુંદર નદીઓમાં પણ સ્નાન કીધેલું કે જેમાં, દૂરના પ્રદેશમાં આવેલી અનેક પુષ્પવાટિકાઓમાં થઇને વહનમાર્ગ મળતાં તેનું સુગંધયુક્ત બનેલું, શીતળ અને નિર્મળજળ અતિ વેગથી વહન કરી રહેલું છે; પરંતુ એવી મહા નદીઓમાં લાંબો વખત સ્નાન કરવા જેટલો અવકાશ નહિ હોવાથી એકાદ ડૂબકી ખાઇ પાછા ફરી જવું

પડતું હતું. આજ આ મહા નદીમાં સ્નાન કરવાનો યોગ્ય અવકાશ મળવાથી તેના વિશાળ અને અગાધ જળમાં સ્નાન કરતાં, તેમજ તેના ઊંડાણમાં સ્વચ્છંદે મહાલી રહેલા મોટા મગરમચ્છો અને અનેક નાની મોટી માછલીઓના ભિન્ન ભિન્ન વર્ણ તથા ચિત્રવિચિત્ર ઘાટ જોતાં અપાર આનંદ અનુભવાયો છે. અહિં માત્ર એ અનુભવનું સ્થૂલ દૃષ્ટિએ સંક્ષિપ્તમાં કરેલું આલેખન વાચકવૃંદ સમક્ષ રજુ કરૂં છું. ખરૂં જ છે કે એ આલેખનનું વાચન એ તો માત્ર વાતોજ સાંભળવાની–એનાથી કંઈ નદીમાં સ્નાન કરતાં જે આનંદ અનુભવાય છે તે તો નજ આવી શકે; પરંતુ એ રસસરિતામાં જેણે સ્નાન કીધું હશે તેને આ આલેખનથી પૂર્વના સંસ્કારનું ઉદ્‌બોધન થવાથી અલ્પ પ્રયાસે ફરીને આનંદપ્રાપ્તિ થશે, તેમ જ એવી જ અન્ય સરિતાના જાણીતા જનોને અનુમાનથી આ નદીની કલ્પના કરી એક તરેહનો આનંદ મેળવવાનો અવકાશ મળશે. વળી સાથે સાથે મને એટલું પણ કહેવા દો કે આ મહા પુણ્યશાળી નદી તરફ હાલના જન–મંડળની ઉચ્ચ ભાવનાઓ એટલી દૃઢ છે કે સાહિત્યક્ષેત્રના પરદેશાવાસીઓમાંનો તો કોઈ જ એવો નહિ હોય કે જેણે આ ઉજ્જ્વલ પ્રચંડ પ્રવાહવાળી નદીમાં સ્નાન કીધું ન હોય, તેમ જ નવીન વિચારૌષધિથી માનસિક વ્યાધિઓ દૂર કરનારાઓમાંનો કોઇ જ એવો નહિ હોય કે જેણે નર્મદના નવીન તત્ત્વો સાથે અતિશય સંમિશ્રિત થએલા ઉત્તેજક કાવ્યરસનુ પાન કીધુ ન હોય. અલબત એની ઔષધિ પાન કરનારની પ્રકૃતિ અને તેણે પાળેલી કરીના (પરહેજીના) પ્રમાણમાં જ લાભ આપવાના ગુણવાળી છે: ગમબાણુ તો નથીજ એમ કહેવામા અત્યુક્તિનો ભય સંભવતો નથી. તોપણ એકંદરે કવિ નર્મદાશંકરની સમર્થ લેખિનીએ સાહિત્યક્ષેત્ર કેટલું વિસ્તીર્ણ છે તે બતાવી આપી તેમાં ભિન્નભિન્ન રીતે વિહાર કરવાના આડાઅવળા અનેક માર્ગો બતાવી ગુર્જરપ્રજા ઉપર એક મોટામાં મોટો ઉપકાર કર્યો છે એમ કહ્યા સિવાય ચાલતું નથી. બળવાન શૈલીમાં પ્રૌઢ વિચારો રૂઢ ગદ્યમાં પ્રથમ લખવાનુ માન નર્મદાશંકરને જ ઘટે છે. તેમજ ગુજરાતી ભાષામાં પ્રથમ પિંગળકાર, કોષકાર અને ઇતિહાસકારનો સ્વાદ ચખાડનાર પણ આ જ મહા પુરુષ છે. તેમને મૂળથી જ નોકરી વગેરે પરતંત્ર ધંધાઓ તરફ અણગમો હતો, તેથી આરંભમાં શિક્ષક તરીકેની સ્વીકારેલી નોકરી થોડા વખતમાં જ છોડી દીધી અને પોતાની આખી જિંદગી કલમ અને કાગળમાં વસતી સરસ્વતીદેવીને અર્પણ કરી ઉચ્ચ મનોવૃત્તિથી તેમણે સતત શારદાસેવન જ કીધુ છે. બેશક એમની એ નિસ્પૃહવૃત્તિથી તેમજ પરાધીન ધંધો ન કરવાના ટેકથી તેમને ઉત્તરાવસ્થામાં પૈસા વગેરેની ઘણી મુશ્કેલીઓ પડી હતી, પરંતુ દેશને તો તેથી ઘણો જ લાભ થયો છે.

બ્રિટિશરાજ્યની સ્થાપનાથી તે પ્રજાના સંસર્ગમાં આવતાં, તેમની ભાષાદ્વારા તેમનું સાહિત્ય વિચારતાં હિંદવાસીઓમાં પોતાના જુના અને તે લોકના નવા વિચારોનું અપૂર્વ સંમિશ્રણ થઇ કંઇક નવીનજ સ્વરૂપ ઉદ્‌ભવ પામવાનો આ સમય હતો. અંગ્રેજી કેળવણી પામેલા કંઇક યુવાનોમાં નવા ઉત્સાહ અને નવી જાતની પ્રવૃત્તિનાં દર્શન થવા લાગ્યાં હતાં. એ સંધિકાળમાં કવિ નર્મદાશંકર સુધારાનો ઝુંડો ઉપાડી સર્વની આગળ આવી ઉભા રહ્યા. તેમના ખીલતા મગજ ઉપર નવા વિચારોની છાપ એવી બળવાન પડી કે તેને પરિણામે

દેશ-સુધારણામાંજ તેમનું સમસ્ત જીવન અર્પણ થયું. અને નર્મદાશંકરને પ્રથમ કહીને જ એમ સ્પષ્ટ ભાસ્યું કે અજ્ઞાનાંધકારમાંથી દેશને મુક્ત કરવાની પવિત્ર ફરજ વિદ્વાની દરકાર કર્યા સિવાય માથે લેવી એ જ આ જમાના માટે ધર્મ છે. તેમનો આ ઉચ્ચ વિચાર તથા તેને સંપૂર્ણ અનુસરતું આચરણ લગભગ અંતકાળ લગી ("વિચાર ફેરવાયા ત્યાં સુધી") રહ્યું છે.

હવે તેમની કર્તવ્યપ્રવૃત્તિના વિવેચનની સરળતા ખાતર (૧) સાહિત્ય અને (૨) સંસાર-સુધારા માટે શ્રમ એવા બે ભાગ પાડીશું. એ બંને વિષયોમાં અખંડ ઉત્સાહ, નિર્ભયતા, અડગવૃત્તિ અને દેશને માટે અંતરની દાઝ એ તેમના ઉમદા ગુણો આગળ ઉપર આપણે ઠામ ઠામ જોઇ શકીશું.

કવિ નર્મદાશંકરની કર્તવ્યપ્રવૃત્તિનું આલેખન મહૂમ સાક્ષરશ્રી નવલરામભાઇની નિષ્પક્ષ-પાત કલમવડે 'નર્મદજીવનકથા'માં બહુ સુન્દર રીતે થએલું છે, પરંતુ તે બંને વિદ્વાનો સમકાલીન અને ગાઢ મિત્ર-સંબંધવાળા હોવાથી કેટલીક દોષની છાયાઓ તેમની શબ્દ-ચમત્કૃતિવડે દૂર થઇ જાય એ સ્વાભાવિક જ છે, તેમ જ એવી બાબતો ઉજ્વળ જીવન વૃત્તાંતથી દૂર મૂકાઇ જાય એ પણ બનવાજોગ છે. માટે ૨૭-૨૮ વર્ષ જેટલો લાંબો સમય વ્યતીત થયા બાદ અત્યારે આપણે નિષ્પક્ષપાત દૃષ્ટિથી તેમની પ્રવૃત્તિનું દર્શન કરી શકીશું ×

---

× " નર્મદ કવિનું જીવન લખવાને યોગ્યતા અને અધિકાર નવલરામભાઇતામાં સંપૂર્ણ રૂપે હતાં. હેમનો બેનો સંબન્ધ લાંબા વખતથી અને પરસ્પર મિત્રભાવ ગાઢો* બંધાયા છતાં એક બીજાથી સ્વતંત્ર મત ધારણ કરી ચર્ચા તથા વાદ કરવાનો રિવાજ હેમનો હતો $ આ કારણથી તેમ જ નવલરામની હેમના સમયમાં અદ્વિતીય વિદ્વત્તા અને કેળવેલ વૃત્તિને લીધે એ જીવન લખવાને હેમના શિવાય બીજો કોઇ લેખક યોગ્ય ન્હોતો. એ જીવનમાં નર્મદ કવિના ચરિત્રની પરીક્ષા મિત્રતાના સમભાવથી, છતાં વિવેચકની જવાબદારીના પૂર્ણ જ્ઞાનથી ઉત્પન્ન થએલી ન્યાયદૃષ્ટિથી, એકંદર રીતે જોતાં થઈ જણાય છે. એકંદર રીતે એમ સંકોચક વચન મૂકવાનું કારણ છે, નર્મદકવિની સ્વભાવઘટનામાં અમુકજાતની કૃત્રિમતા હતી, જેને લીધે બાયરન કવિ વગેરેની નકલ એ કૃત્રિમતામાં પણ કરવા જતા હતા,-વખાણમાં વિચારશૈલીમાં, ન્હાનાં મ્હોટાં આચરણોમાં; અને એ કૃત્રિમતાને લીધે નકલના દોષ આવતા હતા. અને નકલના આદર્શભૂત પાત્રના ગુણોનો ગન્ધ પણ ન્હોતો પ્રાપ્ત થતો,-એ નર્મદનું સ્વરૂપ નવલરામભાઇ જોઇ શક્યા ન્હોતા અથવા તો મિત્ર' તરફના સ્નેહભાવે હેને સમગ્ર ચિત્રમાંથી લુપ્ત કરાવ્યું હતું એમ લાગે છે."

નવલરામ-સ્વર્ગથી ન૦ લ૦ ની સાક્ષર પ્રવૃત્તિનું દર્શન. લેખક સાક્ષરશ્રી નરસિંહરાવ ભોળાનાથ પૃ. ૧૭

* નવલગ્રંથાવલિ, ભાગ, ૨ પૃ. ૩૨૨.

$ નવલગ્રંથાવલિ, ભાગ, ૨ પૃ. ૧૯.

તોપણ આ નિબંધ "નર્મદાશંકરની સાહિત્યસેવા" સંબંધી હોવાથી તેને લગતી બીજી બાબતોનું સ્થાન ગૌણજ ગણવુ જોઇએ, એ બાબત લક્ષમા રાખીને આ નિબંધ રચના યથાશક્તિ યત્ન કરીશ

કવિ નર્મદાશંકરના અંતરમા ખરેખરી ઊંડી દાઝ તો દેશનો ઉત્કર્ષ કરવા તરફ હતી, અને બધા એજ તેમની સમગ્ર કર્તવ્યપ્રવૃત્તિનું કારણ છે માટે પ્રથમ આપણે તેમણે "સંસારસુધારા માટે લીધેલા શ્રમ"નુ અવલોકન કરીશુ અનેક હાનિકારક રૂઢિબંધનમા ઝકડાતી પ્રજાને તેમાથી મુક્ત કરવી, વૈષ્ણવ ધર્મગુરુઓને ઝાટકી નાખી તેમની દુષ્ટ કર્મ રૂપી ભોપાળા જન-મંડળમા પ્રગટ કરી સત્ય ધર્મ તરફ તેમનુ વલણ કરવુ, કેળવણીનો પ્રચાર કરી તે વડે પોતાના દેશમા હુન્નર ઉદ્યોગનો ફેલાવો કરવા શ્રીમંતોને ઉત્તેજવા, વગેરે મહાન કાર્યો તેમણે વિઘ્નોની દરકાર કર્યા વિના ઉત્સાહભેર ઝડપી લીધા અને તત્સંબંધે તેમના ઉછળતા હૃદયમાથી પ્રગટ થએલા પૂર્ણ જોસ્સાવાળા વિચારોએ અપૂર્વ વેગથી વહન કરી સાહિત્ય પ્રદેશને વિધવિધ રીતે પોષણ આપ્યુ છે માટે અત્ર આપણે તે સાહિત્યદ્વારાજ તેમના એ અદ્વિતીય શ્રમનુ અવલોકન કરીશુ તે ઉપરથી આપણી ખાત્રી થશે કે તે સમય, તે સમયનુ સાહિત્ય, અને જન-મંડળનુ સાહિત્ય તરફ વલણ વગેરે તપાસતા નર્મદાશંકરને એક અદ્વિતીય સંસારસુધારક કહેવામા લગાર પણ અતિશયોક્તિ નથી નર્મદાશંકરે પ્રથમ સુધારક મંડળમા પોતાના સુધારક (ઉચ્છેદક) વિચારોને પ્રદર્શિત કરી અગ્ર સ્થાન મેળવ્યુ, તેની સાથે જ જ્યા ત્યા તેમના દેશોન્નતિના જોસ્સાવાળા વિચાર ગાજી ઊઠ્યા. પ્રથમ વિધવાઓના તથા વિધુર પુરુષોના (સ્વાનુભવથી) અસહ્ય દુખોથી નર્મદના હૃદયમા મહાજ્વાળા પ્રગટી, અને એ ઊંડી સબળ લાગણીએ 'વૈધવ્યચિત્ર" રૂપ હૃદયભેદક કાવ્યનુ સ્વરૂપ ધારણ કર્યું તેમના એ કાવ્યથી જનમંડળમા ચારે પાસ 'હોહા' થઇ રહી જુના વિચારવાળાઓને પ્રથમ જ આ 'વૈધવ્યચિત્ર' રૂપી ઝગઝગતા સૂર્યનુ દર્શન થયુ, અને એના ઝગઝગાટથી જનમંડળ સંપૂર્ણપણે અંજાઇ જ ગયુ

નર્મદાશંકરે 'વૈધવ્યચિત્ર'નું આલેખન કરવા માટે એક દુખીઆરી બાળવિધવા કલ્પીને તેને શિરે પોતાના હૃદયભાવોનુ આરોપણ કીધુ તેમા ખીલતી યુવાનીમા મદનનો તનમનાટ કેવો અસહ્ય થઇ પડે છે તથા તેને પરિણામે વિધવાઓ વિષયાસક્તિમા ઘસડાઇ કેવા દુરાચાર કરવા ઝંપલાય છે તેનું આબેહુબ ચિત્ર પાડવામાં કવિએ લગાર પણ કચાશ રાખી નથી એ ચિત્ર બાળવિધવાઓથી થતા ઘોર કર્મ તરફ વાચકોને સંપૂર્ણ ગ્લાનિ ઉપજાવીને તેમના દુખ મટાડવાને માટે દયાનાં બીજ રોપવાને પૂરતું છે.

પોતાનો પ્રયત્ન આટલો સબળ હોવા છતા રૂઢિ દેવી પોતાની સત્તા અજ્ઞાન પ્રજા ઉપર કેવી મગરૂરીથી ચલાવી રહે છે, તે પણ નર્મદાશંકરના ધ્યાન બહાર રહેલુ નહોતું જ.

કવિશ્રીની સઘળી કૃતિઓનુ (કાવ્યો અને ગદ્ય લેખોનું—નાટકોનુ નહિ) બારીકાઇથી અવલોકન કરતા તેમની સ્વાનુભવરસિકતા સંપૂર્ણપણે સિદ્ધ થાય છે કેટલેક સ્થળે તેમણે

કલ્પિત પાત્રો યોજ્યાં છે, તોપણ તે પાત્રોને પોતાના મનોભાવ વડેજ રંગ્યાં છે. ઉમરા કાઢતી વખતે પોતાની કૃતિ જન-મંડળને રુચશે કે નહિ તેની દરકાર કવિને થોડી જ રહી છે; તેમ છતાં તેમના સઘળા વિષયોમાં રસિકતા એવા પૂર જોસમાં ઉછળી રહી છે કે તે વિષય હૃદયના શુદ્ધ ભાવોથી આલેખાયલો હોવાથી સબળજ નીવડયો છે. સંસારસુધારાને અર્થે ઉદ્‌ભવ પામેલી તેમની કૃતિઓમાં જનમંડળની રુચિ ધ્યાનમાં રખાયલી હોવા છતાં આ મસ્ત કવિની સ્વતંત્ર લેખિનીનું બળ યતકિંચિત્ પણ કમી થવા પામ્યું નથી.

સર્વ કોઇને તેમના વિચાર સ્તુત્ય લાગ્યા ખરા, પરંતુ દીર્ઘકાળના દૃઢ રુઢિબંધનને લીધે તેનો અમલ કરવા બહાર કૂદી આવ્યા હોય એવા પુરૂષો થોડા જ નીકળ્યા; તોપણ એટલું તો ખરૂં જ છે કે નર્મદાશંકરના આ (જાહેરમાં) પ્રથમ પ્રયાસથી તેમની કીંમત પૂરેપૂરી અંકાઇ, અને એ ઉજ્વળ કૃતિએ જ આ મહાન સુધારકને દુનીઆની દૃષ્ટિએ ખેંચી આણ્યા

સને ૧૮૫૯માં નર્મકવિતાના પાંચમા અને છઠ્ઠા અંક તરીકે પ્રગટ થએલા નર્મદાશંકરના 'વૈધવ્યચિત્ર'થી સર્વ જનસમાજનું ધ્યાન તેમના તરફ આકર્ષાયું હતું. અને તેવામાં જ (સને ૧૮૬૦માં) વળી 'પુનર્વિવાહ'નો પ્રચાર કરવાનો પ્રયત્ન કવિએ આદર્યો.

હૃદયની તીવ્ર લાગણીથી સંસારસુધારા માટે સતત પ્રયાસ કરનાર અને એ પ્રયાસમાં આગળ પડતો ભાગ લઇ પોતાનો દાખલો પ્રજાને આપનાર પુરુષ ઓછા જ છે; એ પ્રકારે હૃદયપૂર્વક કર્તવ્ય બજાવનાર પુરુષોમાં નર્મદાશંકરને આગળ પડતા સ્થાનનો અધિકાર છે. એવા પુરુષોના એ દિશાના શ્રમની સફળતા ઉપરથી જ માત્ર તેમના પ્રયત્નની કીંમત અંકાતી નથી. કારણકે તેઓનું દૃઢ મનોબળ કદાચ સમસ્ત પ્રજાના વિચારોને હચમચાવી મૂકવાના સામર્થ્યવાળું હોય તો પણ રુઢિ સર્વથી બળવાન હોવાને લીધે લાંબા સમયના રીતરિવાજોને એકદમ ફેરવવા કોઇપણ દેશની સઘળી પ્રજા તૈયાર હોતી નથી, અને ન હોય એ પણ સ્વાભાવિક જ છે. આમ છતાં પણ સબળ પ્રયત્નને પરિણામે એવી રુઢિઓનાં મૂળ જાણે અજાણે પણ શિથિલ થયા વિના તો રહેતાં નથી જ. સર્વ કરતાં રુઢિ કેવી બળવાન સત્તા ચલાવે છે તે જણાવવા સારૂ કવિ નર્મદનો પુનર્વિવાહ પ્રયાસ કેટલો અફળ નીવડયો હતો તે અત્ર જણાવીશ. તેઓશ્રી ખાનગીમંડળોમાં પુનર્વિવાહ સંબંધી નિરંતર પૂર જોસમાં ચર્ચા ચલાવતા; અને જાહેરમાં પણ હજારો માણસોની ઠઠ વચ્ચે મુંબાઇ શહેરના ટાઉનહૉલમાં એક વાર હૃદયનો ખરો જુસ્સો અને તીવ્ર લાગણી બતાવનારું તથા પૂર્ણ અસરકારક ભાષણ આપ્યું હતું. તેમાં શાસ્ત્રનાં અનેક પ્રમાણો આપી પુનર્વિવાહ શાસ્ત્રસંમત છે એમ સિદ્ધ કરી બતાવ્યું હતું. વળી—

केवलं शास्त्रमाश्रित्य न कर्तव्यो हि निर्णयः ।
युक्तिहीने विचारे तु धर्महानिः प्रजायते ॥ १ ॥
(वीरमित्रोदय)

અર્થ—કેવળ શાસ્ત્રનો આશ્રય લઇને કોઈ નિર્ણય કરવો નહિ-વિવેકબુદ્ધિની સાથે કરવો, એમ ન કરેથી ધર્મની હાનિ થાય છે. અર્થાત્ દેશ, કાળ, સ્થિતિ (**'देशकालानुसारेण वर्त्तव्यं नान्यथा क्वचित्'**)જોતા જે શાસ્ત્ર અનુકૂળ આવે ને પાપ થતાં અટકે તે પ્રમાણે વર્તવું જોઇએ; એમ ન વર્તાએ તો ધર્મહાનિ થાય.

આમ શાસ્ત્રાધાર પ્રમાણે તેમજ દેશકાલને અનુસરતાં પણ આ સમયમાં પુનર્વિવાહની ખાસ આવશ્યકતા છે એમ જણાવ્યું હતું.

કહો, અત્યારે કયો સુધારક પોતાના વિચારો આવી સચોટ અને કડક શૈલીમાં પ્રજા સમક્ષ પ્રદર્શિત કરવાની હીંમત ભીડી શકે એમ છે? કદાચ કોઇ હીંમત ભીડશે તોપણ તેને ખરેખરી સંસારસુધારાની ઇચ્છા કરતાં પોતાની વિદ્વત્તાની પ્રશંસા થતી જાણવાની જ પ્રબળ ઇચ્છા હોવાની. સુધારકોએ જાણવું જોઇએ કે 'સુધારો કરો,' 'સુધારો કરો' એમ મોટાં મોટાં બણગાં ફુંકવાથી સુધારો થઇ જતો નથી. 'આમ કરો ને તેમ કરો' એમ બોધ કરવો અને પોતાને સ્વચ્છંદે વર્તવું એમ સુધારો કદાપિ થવાનો નથી. જો દેશની ખરેખરી દાઝ હોય, અને દુષ્ટ રુઢિઓને પરિણામે ઝકડાતી પ્રજાને ઉગારી લેવી હોય તો મોટા મોટા તડાકા મારીને કે લાંબા લાંબા નિબંધો વાંચીને બાજુએ રહેવાથી અર્થ સરશે નહિ એ નિશ્ચયપૂર્વક સમજવું. 'કહેણી તેવી રહેણી'થી પ્રજાને આદર્શરૂપ થઇને, પ્રસંગોપાત સ્વાર્થનો ભોગ આપીને, લોકાપવાદ સહન કરવા તત્પર રહીને, હિતકર પરિણામ બતાવીને સામાન્ય કે અધમ સ્થિતિ ભોગવતી પ્રજા સાથે પણ સમાનભાવ રાખી સ્નેહસંમિલન કરીને અને રોગની ચિકિત્સા કરીને યોગ્ય દવા આપતાં શીખશો ત્યારે જ રોગનું નિર્મૂલન થશે. અન્ટીફિબ્રીલ આપીને રોકેલો જ્વર પુનઃ બમણા જોરથી પીડશે એ ભુલવા જેવું નથી.

કવિ નર્મદે ઉછળતા આવેશમાં જ આવાં સંસાર-સુધારા સંબંધી ભાષણો ઠામ ઠામ આપ્યાં હતાં તોપણ સજ્જડ મૂળ ઘાલી બેઠેલી રૂઢિઓ આગળ એક વ્યક્તિ કેટલું કરી શકે? "સ્મશાનવૈરાગ્ય" જેમ તે સ્થાન અને તે સમય બદલાતાં વીસરી જવાય છે તેમ ભાષણોથી કે એવા વિષયનાં પુસ્તકોના વાચનથી ઘણી ત્વરાથી પડેલા સંસ્કાર થોડા જ વખતમાં નાશ પામે છે, એ બાબત અનુભવીઓથી અજાણી નથી જ. આમ કવિ નર્મદનાં સઘળાં ભાષણો બહુધા શબ્દ ચાતુર્ય ગણાઇ હવામાં ઊડી ગયાં; અને આખરે તેમના 'બ્યૂગલ'ના ઉત્તેજક પ્રચંડ શર ધીમા પડ્યા ત્યારે તેમણે જાતે જ ધર્મવિચારમાં કહ્યું છે કે "પુનર્વિવાહ જૂજ થયા છે, ને તે પણ સ્થિતિ-વિધિ પરત્વે સ્વચ્છ નહિ જ નિયોગને માટે સમય જ નથી, ને કદાચ પુનર્વિવાહ ચલાવવાનો સંભવ માનીએ તો.........વગેરે.

કવિ નર્મદની સ્વતંત્ર લેખિની જે વિષયમાં વિચરી છે તેને એવો તો અસરકારક રીતે આલેખ્યો છે, કે તેના સંસ્કાર ઘણાજ ઊંડા પડ્યા વગર રહેતા નથી. સંસાર-સુધારાનો વિષયો લખવામાં તો કવિએ કોઇની પણ સ્પૃહા રાખ્યા વિના નિડરપણે હૃદયમાંના ઉભરા એવા તો પૂર વેગમાં પત્રપટ ઉપર વહેવરાવ્યા છે કે તેના પ્રચંડવેગમાં ભલભલા ઘસડાઇ ગયા છે

'ગુરુ અને સ્ત્રી' એ વિષય લખતાં વૈષ્ણવ ગુરુઓ ઉપર જે સક્ષ્ત પ્રહાર કર્યા છે તે હૃદયભેદક રે જડને પણ નવું ચૈતન્ય આપે તેવા છે. વૈષ્ણવ ગુરુઓની વિષયાશક્તિ, છચોક વ્યભિચાર, રે ન વર્ણવી શકાય તેવી અનીતિનું આલેખન કર્યું છે કે તે વાંચતાં રૂવાં ઉભાં થઇ જાય છે. સ્વધર્મભ્રષ્ટ થઇ સેવિકાઓ સાથે રગ રમવામાં રક્ત થએલા, પ્રજામાં અનીતિનો ફેલાવો કરનારા દુષ્ટ મહારાજોને તથા તેમના અંધ ભક્તોને એવા તો સક્ષ્ત ચાબખા માર્યા છે કે તેની આગળ અખાના ચાબખા પણ વિસરી જવાય છે. અહા! ધર્મગુરુઓ સામે, સઘળા ચુસ્ત વૈષ્ણવો સામે, બલકે લગભગ અર્ધી ગુર્જ્જર પ્રજા સામે તેમની આબરૂ ઉપર છચોક તરાપ મારવાની હીંમત બીડવા આજ સુધી બીજો કયો સુધારક ગુર્જરભૂમિ ઉપર કમર કસી ઉભો થઇ શક્યો છે? નર્મદ! તારા ઉછળતા હૃદયના ઉભરાઓ માટે તને અનેકવાર ધન્યવાદ છે. તારી પ્રચંડ લેખિનીએ તારા કટ્ટા શત્રુઓનાં પણ કાળજાં કોરી અંદર હમેશનું સ્થાન મેળવ્યું છે! સાહિત્યોદ્યાનમાં તારા દિવ્ય ક્યારામાં ખીલેલાં કુસુમો ખરેખર મનોહર છે, ઉત્તેજક છે, પોષક છે, રે જીવનને પ્રફુલ્લ કરવાના સામર્થ્યવાળાં છે. ગુર્જરસાહિત્યને આશીર્વાદરૂપ નર્મદ! અદ્યાપિ તારા જેવું સ્વચ્છંદે વિહરતું અને તારા જેવા રૂપ રંગ અને ભભકવાળું એક પણ પક્ષી આ નાનકડા ઉદ્યાનમાં દૃષ્ટિગોચર થયું નથી. જો થયું હોત તો ગુર્જરપ્રજાને ત્રાસરૂપ કેટલાંક બંધનો તો અવશ્ય નષ્ટ થયાં જ હોત; ઉપરા ઉપરી ચાબખા પડતા રહ્યા હોત તો ઉચ્છૃંખલ બનેલા માતેલા માતંગો સ્વચ્છંદે મહાશી ધર્મને વગોવી રહ્યા છે, તેમની અર્ધ મીચાયલી આંખો જરૂર સંપૂર્ણ ઉઘડી હોત, અને સુધારાને નામે ઉપલક ડોળ, ખોટી ફેશન, રે મિથ્યાભિમાનનો ઝુંડો ફરકાવી સાધેલા સ્તુતિ પાઠકોદ્વારા પૂજાતા, સુધારકમાં ખપવા પ્રયત્ન કરનારા, "હાલના મુગ્ધ કવિરાજો છાપરે છાપરે કુદવાની હીંમત બીડી શકત નહિ."

નર્મદાશંકરે ખરા સુધારાના હિમાયતી તરીકે પોતાના વિચાર સને ૧૮૫૪થી તો અનેકરીતે જન-મંડળ સમક્ષ મૂકવાનો આરંભ કર્યો હતો. પેપરોમાં લખીને, જાહેર અને ખાનગી (પોતના મકાનમાંજ) રીતે ભાષણો આપીને તથા ઇનામી નિબંધો લખીને એ વિચારોને ખીલવવતો પૂર્ણ અવકાશ આપીને અતિ સબળ કર્યા હતા. આ અનેક રસ્તે કરેલા પ્રયત્નોના પરિણામે જે ગદ્ય લખાણોનો સમહ થયો તે નર્મગદ્ય રૂપે સાહિત્યોદ્યાનમાં વિધવિધ રીતે પ્રકર્ષ પાડે છે;—અને તેને અંગે ઉદ્ભવેલાં કેટલાંક સુંદર અસરકારક કાવ્યો નર્મકવિતામાં ઝળહળી રહ્યાં છે. સંસારસુધારક તરીકે બહાર પડ્યા પછી હિંદુઓના અનર્થકારક ધેલ, રીતરિવાજ સામે જબરા સપાટા લગાવ્યા છે; અને તેને માટે કેવળ કલ્પિત તરંગોથી જ નહિ પરંતુ બારીકાઇથી સંસારનું અવલોકન કરીને જ સુઝ્યા તે વિચારો સચોટ રીતે ઠસાવવા અપૂર્વ શ્રમ કર્યો છે. એમના એ શ્રમથી દૃઢ મૂળ ઘાલી બેઠેલા કઢંગા રિવાજો જો કે સંપૂર્ણ નાબુદ તો નજ થયા, પરંતુ સાહિત્યમાં તો ઘણો સારો વધારો થયો છે એમ કહ્યા સિવાય ચાલતું જ નથી. સુધારક તરીકે આગળ પડતો ભાગ લેવાને નર્મદાશંકર જેવા વિદ્વર્યને એ સમય જ વધારે અનુકૂળ હતો. તે સમયે ધર્મને નામે અત્યારે તો

આપણા ખ્યાલમાં એ ન આવી શકે તેવાં ઘોર કર્મ થતાં; તેમ જ ધર્માંધ બનેલી અંધ શ્રદ્ધાળુ પ્રજા આંધળા ગુરુઓની પાછળ દોરાઇને ખાડામાં પડતી એટલું જ નહિ પરંતુ તેમનો ત્રાસદાયક જુલમ સહન કરીને પણ ધર્મની લાગણી સંતોષવા તત્પર રહેતી. અત્યારે પાશ્ચાત્ય વિચારોને પરિણામે કહો કે પાશ્ચાત્ય અને પૌરસ્ત્ય વિચારોના અપૂર્વ સંમેલનથી ઉદ્ભવેલી નવીન શક્તિને પરિણામે કહો, ગમે તે કારણથી કહો, પણ અત્યારે કેળવાયલા વર્ગમાંના થોડાજ અંધ શ્રદ્ધાએ દોરવાતા હશે. અત્યારે માનસિક સ્વાતંત્ર્યનું બળ વૃદ્ધિ પામતું જ જાય છે, અને અજ્ઞાન ગુરુઓને દૂરથી જ નમસ્કાર થાય છે એમાં લગાર પણ અસત્ય નથી. વળી કેળવાયલા વર્ગમાંના ઘણાકને હાનિકારક રુઢિ તરફ તિરસ્કાર છે, અને તેને પરિણામે તેનાં મૂળ દિનં પ્રતિદિન વધારે ને વધારે શિથિલ થતાં જ જાય છે.

આમ સુધારો દાખલ કરવા લગભગ આખી જિંદગી સુધી અડગ અને સતત પ્રયાસ કીધા છતાં તેની શક્યતા તેમને લાગી નહિ. તેમણે જોયું કે—ઘણા કાળથી મૂળ ઘાલી પેઠેલા અને અંધ શ્રદ્ધાળુ પ્રજાને પ્રિય થઈ પડેલા કેટલાક હાનિકારક રોપાઓ જો કે હચમચી ગયા છે તો પણ તદ્દન નષ્ટ તો નથી જ થયા અને નથી થવાના: ઉલટું કેટલાક રોપાઓ અધવચથી કપાયાથી તેમાંથી નવીન શાખાઓ—ડાળીઓ ફૂટી વિશેષ ઘટાવાળા બને છે. દેશના ઉત્કર્ષ માટે પ્રજામાં ઐક્ય થવું જોઇએ તેને બદલે નવા અને જુના વિચાર વાળા વચ્ચે ભારે દુશ્મનાવટ ઉભી થઈ છે; અને એકજ મંડળમા પણ પ્રજારૂપ ઐક્ય થયુ નથી, પરંતુ એકતાનો માત્ર દેખાવ જ થયો છે. અર્થાત્ જે જે તત્ત્વો આચારમા હોવાની જરૂર છે તે માત્ર વિચારોમાં જ અને એક બીજાના મતનુ યુક્તિ-પ્રયુક્તિથી ખંડનમંડન કરવામાં જ પરિવર્તન પામતાં જણાય છે.' ખરી લાગણીવાળી બંધુતા અને ખરો સ્વદેશપ્રેમ આવવાને બદલે સઘળુ ઉપલકીઉં થવા લાગ્યુ છે. તેમ જ સુધારકો પોતાના સ્વતંત્ર વિચાર જાહેરમાં મૂકી શકતા નથી. આમ પોતાના નિષ્ફળ ગએલા શ્રમ માટે તેમનું ચિત્ત વિચારની વમળોમાં અતિશય વ્યગ્ર રહેતું હતું. એવામાં 'રાજ્યરંગ' લખવાની તૈયારીમાં જુદી જુદી પ્રજાના અને જુદા જુદા સમયના સેંકડો ઇતિહાસો વાંચવાની જરૂર પડી. અસાધારણ બુદ્ધિવાળું મગજ ઉપલક વાંચીને શાંતિ પામતું જ નથી, દરેકમાં કંઈ ને કંઈ તત્ત્વ શોધવા તરફ જ તેની વૃત્તિ હોય છે. ઇતિહાસનો બારીકાઇથી અભ્યાસ કરતાં તેમને પોતાને એમ સ્પષ્ટ સમજાયું કે મેં આજ સુધી જે દિશામાં પ્રયત્ન કર્યા છે તે કેવળ નિષ્ફળ નીવડયા છે. મોટો ફેરફાર એકાએક થતો નથી. પરંતુ " કોઈ પણ દેશની સ્થિતિ અને વિચારો લાંબા વખતના પરિપાકથી બદલાઈ શકે છે; અને તે દરમ્યાન ગમે તેવો પુરુષ ગમે તેવો સબળ પ્રયત્ન કરે તોપણ તેમાં સફળતા પ્રાપ્ત થતી નથી. મેં એકદમ છેલ્લે પગથીએ જઈ બેસવામાં ગાંડાઈ કરી છે. જનમંડળની વૃત્તિને અનુસરી ક્રમે ક્રમે સુધારો કરવો જોઇતો હતો."
આવી મનની સ્થિતિમાં સુધારા સંબંધી જે પોતાના મૂળ ઉચ્છેદક વિચારો હતા તેનું ફરીથી શોધન કરવા માંડયું, અને તેમાંથી એમને ઘણી ખામીઓ દેખાઈ. અને તે જેમ જેમ દેખાતી ગઈ તેમ તેમ પોતાના વિચાર ફેરવવા માંડયા.

ધર્મ સંબંધી નર્મદાશંકરના વિચાર (નવલરામભાઇએ લખેલી નર્મદજીવન-કથાને આધારે)

આવવું." આ મારા જુના સ્નેહી ને મુરબ્બી છે. હમે પંદર વર્ષથી મળ્યા ન્હોતા. પણ જ્યારે હમારી આંખેઆંખ મળી ત્યારનો દેખાવ જોવા યોગ્ય બન્યો. એમણે મ્હારૂં ઘણું સન્માન કર્યું. લાંબા કાળથી નહીં મળેલા, તેથી થોડો સમય તો હમને બન્નેના સંબંધી અરસપરસની હકીકતથી વાકેફ થવામાં ગયો. પછી હમે જે જે સ્થળે રહેલા ગયેલા તે તે સમયના માણસો વિષેની વાતોમાં આનંદ લીધો, નીકળતી વખતે મ્હને કહ્યું કે "આ ગામ તમારી યાત્રાનું છે, માટે ગંગાજીમાં ન્હાજો, અને ત્ર્યંબકેશ્વર જરૂર જજો, ને ત્યાંહાંથી જઇ આવ્યા પછી મ્હને મળજો." ત્યાંહાં જઇ આવ્યા પછી હું એમને મળ્યો હતો. આ ફેરી તો હમારે લગભગ અઢી કલાક વાતો થઇ. શું શું વિષય ચર્ચા તે લખવું ઉચિત નથી. પણ એટલું લખુ છું કે ઇંગ્રેજી અમલદારો ઉપર મ્હારી અપ્રતિમ પ્રીતિ છે તે વિશેષ દઢીભૂત થઇ ને હાલની ઉછાંછળી અને ધિક્કારવા યોગ્ય ચળવળને માટે તિરસ્કાર છુટ્યો. હમે જ્યારે છેવટના છુટા પડ્યા તે વખતે સાહેબે મ્હારી સાથે હસ્તમેળાપ કરીને કહ્યું કે "હવે પાછા કોણ જાણે ક્યારે મળીશુ?" એમ બોલતાં એમની આંખોમાં ઝળઝળીઆં આવ્યાં. મ્હેં પાછા દેશી રીવાજ પ્રમાણે બે હાથ જોડી નમસ્કાર કર્યા, જેના પ્રત્યુત્તરમાં એમણે બેવડા વળીને મ્હને હાથ જોડી નમન કર્યું.

નાસિક ગામની રચના જુની પદ્ધતિ ઉપર છે. વડોદરા પુના વગેરે શહેરો જેવું લાગ્યું: જાણે ચારે પાસથી ગદાઇ ગયું હોય ને આસપાસ વધવાનો માર્ગ ન હોય. વસ્તી, બ્રાહ્મણ અને મુસલમાનની પુષ્કળ છે. નાસિકના બ્રાહ્મણો કેવા હશે તેનો મ્હને અનુભવ થયો નથી કેમકે પ્રથમ તો મ્હારાથી ન્હાવા ક્યારે અને કયમ જવાશે તે જ પ્રશ્ન હતો. બળતામાંથી છાજ કાઢવા જેવું હતું. માણસ ગામમાં શાક લેવા જતો હતો તેની સાથે નદીએ ગયો, ને જઇને સ્નાન કર્યું. રીતસર ગોર મારફત આ યાત્રા મારી થઇજ નથી.

ગોદાવરી નદી ત્ર્યંબકના પહાડમાંથી નીકળે છે. તેની બન્ને બાજુએ વસ્તીવાળાં શ્હેર છે. સામે જતાં પથ્થરનો પુલ ઓળંગવો પડે છે. બન્ને બાજુએ ઘાટ બાંધેલા છે, કીનારા ઉપર ગંદકી પુષ્કળ છે. ઘાટ ઉપર શાકબજાર છે જેથી તમામ કચરો નદીમાં જતો હશે. ચોમાસું હતું તેથી નદીમાં ડોહોળું પાણી હતું. આડે દહાડે પાણી ગંદાં હશે એમ મ્હને સંશય રહે છે. સ્નાન કરી રહ્યા એટલે એક "શુંડોપથ" મ્હારી વાંસે થયો. મ્હેં કહ્યું કે "તું મ્હને કલાક દોઢ કલાકમાં બધાં સ્થળે દર્શન સારૂ લઈ જઇશ તો હુ તને દક્ષિણા આપીશ." તે મ્હારી સાથે થયો, ને મ્હને કપાળેશ્વર, રામમંદિર, કાળા રામ વગેરે ઠેકાણે દર્શન કરાવીને પંચવટીમાં લઈ ગયો. કપાળેશ્વર મહાદેવ દર્શનીક છે. ત્યાંહાં રુદ્રી કરાવી કાળા રામનું મંદિર કાળા પથ્થરનું બાંધેલુ અને ભવ્ય છે. મૂર્તિઓ પણ પ્રેક્ષણીય છે.

ગોદાવરીમાં ન્હાવાનું શરૂ કર્યું ત્યારથી જ મ્હારૂં હૃદય રામાયણની કથામાં ડુબકાં મારવા લાગ્યું હતું. પણ જ્યારે હું પંચવટી ગયો, ત્યારે તેની અંતિમ સ્થિતિએ પોહોંચ્યું. હાલનાં ઢોંગી ધુતારાં મંદિર તથા તેની અંદરની મૂર્તિઓ ભૂલી જઇ એને સ્થાને ત્યાં હાલનાં વડનાં ઝાડ ઉપર નજર ફેરવતાં મ્હને શ્રી રામચંદ્રજીનો પ્રસંગ યાદ આવ્યો, ને

પ્રત્યેક વસ્તુમાં મ્હને એમ થવા લાગ્યું કે તે વખતે આ સ્થળ કેવું હશે? અહીયાં શું થતું હશે, શું થયું હશે? વિચારના વમળો એક પછી એક થવા લાગ્યા ને મન હારી ગયું એટલે "રામચંદ્ર દેવકી જય" કરીને પંચવટીના ઓટલા ઉપર બેસી ગયો. ગોર કહે, "સાહેબ પ્રદક્ષિણા કરો—એટલે તમને પર્ણકુટીમાં લઇ જાઉં." મ્હેં તેના બોલને માન આપ્યુ—પ્રદક્ષિણા કરી, ને પર્ણકુટીમાં સહુ લોકો પેસે છે તે રીતે પેઠો. એક બાઇ દીવો લઇને હમારી આગળ ચાલી એટલામાં એના ન્હાના છોકરાએ "આઇ," "આઇ," કહી બૂમો મારી, ને સંભારી આપ્યું કે આ લોકો પાસેથી પૈસા લીધા? મ્હેં કહ્યું કે, "ભાઇ, મૂંગો રહે. આ બહાર બેઠેલો બાવો પૈસા વગર અંદર પેસવા દે એવો ક્યાંહાં છે?" તે છોકરાને એની ન્હાની વય છતાં ભિક્ષુકવૃત્તિને માટે ધન્યવાદ આપ્યો. પુજારણે ગુફાની અંદર રામ, લક્ષ્મણ અને સીતાજીની મૂર્તિઓ બતાવી. એને મેં નમન કર્યું. પછી એ બાઇ કહે કે, 'અંદરના ભાગમા શિવજી બેઠા છે તેનાં દર્શન લ્યો." પેસવું તથા નીસરવું ઘણું વિકટ છે, પણ મ્હારે તો સર્વ વસ્તુમા પ્રભુનો સાક્ષાત્કાર માનીને જે કર્મ છે તે કરવું છે એમ નિશ્ચય હોવાથી, દીવાની જ્યોતિના આશ્રયે, અંદર પેઠો, ને દર્શન કરી પાછો બહાર નીકળ્યો દશ મિનિટ સુધી જરા અસ્વસ્થતા જણાઇ પણ પાછો પૂર્વવત્ થઇ ગયો ને રસ્તે પડ્યો. પંચવટીવાળા ભાગમાં ધર્મશાળા વગેરે ઉતરવાનાં સ્થળ ઘણાં છે. યાત્રાના વખતે તો અહીયાં કેટલી ખડાખડી થતી હશે તેનો અનુભવીએ વિચાર કરી લેવો. મ્હારી અક્કલ કામ કરી શકે તેમ નથી. સ્થળસંકોચ, યાત્રિકોની ઠઠ, જનસમૂહનો સંચાર, ધંધારોજગારની ધમાલ, વગેરે લીધે કેટલી અગવડ થતી હશે તે કળાતું નથી. બાકી આ બધાને લીધે હરેક પ્રસંગે જે રોગચાળો ફાટી નીકળે છે તે યથાર્થ છે. બીજું શું થાય? સ્થળ ન્હાનું ને જમેલો ભારે. ગદકીની પણ કેટલી કાળજી કરે? કરવાને સાધન જોઇએ. નિયમના પાળનાર અને પળાવનારનું એક દીલ જોઇએ. બીચારા જૅક્સને ગયા સિંહસ્થના વખતે કેટલી જાતમહેનત અને કાળજી કરી, ને તેની શી અવદશા થઇ? છતાં પણ હમેશાંની મુસીબત દૂર થવાને સારૂ ચિરસ્થાયી ઉપાયો યોજવા એ સર્વ રીતે હિતાવહ છે. મ્હને મી.—સાહેબ કહેતા હતા કે નાશિકમા પાણીને માટે તજવીજ ચાલે છે. "સીટી ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ"ની યોજના પણ સરકારે હાથમાં ધરી છે. રસ્તા ખુલા કરવાનુ ચાલ્યું છે, થોડા વખતમાં શેહેરમાં સુધારા વધારા થશે. અપકારના ઉપર ઉપકાર એ નીતિ બ્રીટીશ રાજ્ય જ ગ્રહણ કરી શકે. નદીના સામવાળા ઘાટ ઉપર બાલાજી તથા લક્ષ્મીનારાયણનાં મંદિરો સારાં છે. સાંભળ્યું છે કે બાલાજીના મંદિરની વ્યવસ્થા સારી રહેતી નથી. યાત્રિક તરીકે ફરી એકવાર અહીં આવવાનું મનમાં રહી ગયું છે. શ્રીહરિની ઇચ્છા હશે તે પ્રમાણે થશે.

## શ્રી ત્ર્યંબકેશ્વર.

નાસિકથી ત્ર્યંબક ૧૮ માઇલ દૂર છે. ઠેઠ સુધી સારી સડક છે. બન્ને બાજુએ આંબા તથા જાંબુનાં પુષ્કળ ઝાડની ઘટા છે ને રસ્તો રળીઆમણો છે. જવાને માટે મોટર, ટાંગા અને ગાડાંની સવડ છે. જેવું જેનું સાધન તે પ્રમાણે ગોઠવણ કરી લે છે. રસ્તામાં મ્હોટાં

એ ત્રણ ગામ આવે છે. આ બન્ને બાજુએ પહાડનો દેખાવ છે અને એક પાસ ગંગાજી વહે છે. જૂનાગઢમાં દામોદર કુંડથી ચઢાવની વાવ આગળ જતાં જેવું દૃષ્ટિએ સૃષ્ટિસૌન્દર્ય નજરે પડે છે, તેવો અહીંઆં પણ આભાસ થાય છે. રસ્તાની અધવચમાં યાત્રિકના વાહનને માટે "ટોલ ફ્રી" લેવામાં આવે છે. આશરે નવેક માઇલ ગયા પછી એક ન્હાનું ગામડા જેવું સ્થળ આવે છે ત્યાંહાં સ્વામીનો મઠ છે. નજીકમાં એક સુંદર બાંધેલું સરોવર છે જેથી અહીંયાં રહેનારા સંન્યાસીઓને ન્હાવા ધોવા વગેરેની સવડ સારી હોવી જોઇએ. જયમ જયમ ત્રંબક નજીક આવે ત્યમ મનને વિશેષ આનંદ થાય છે. ગામમાં પેસતાં મ્યુનીસીપાલેટીનો યાત્રિક ઉપર "ટાકસ" લેવાનો ચબૂતરો છે. ત્યાંહાં આગળ ત્રંબકના ગોર લોકો અડ્ડો નાંખીને બેઠેલા હોય છે, ને તેમના દસ્તુર મુજબ પુછપરછ કરે છે. મ્હારી ન્યાત જાત પુછી એટલે ગોરે નક્કી કર્યું કે એ અમુક ગામના અમુક જાતિના છે, તેથી તેમના ગોર દીક્ષિતને ત્યાંહાં આ યજમાન જશે, એટલે મ્હારે માટે તેમણે વિશેષ બાંજગડ કરી નહીં. એટલામાં તો ગોર આવ્યો, ને મ્હને પોતાને ઘેર લઇ જઇને સ્વસ્થ કર્યો. મ્હારે રાત ટુંકી ને વેશ ઝાઝા જેવુ હતું, એટલે મ્હારો કાર્યક્રમ ગોઠવ્યો. ગોરે લઘુરુદ્રને માટે બ્રાહ્મણો તેડાવવા તજવીજ કરી ને પૂજાનો સામાન એકઠો કર્યો. તરતજ મ્હને કુશાવર્તમાં લઇ ગયો. કુશાવર્તનો કુંડ ચોમાસાને લીધે પાણીથી ભરપૂર અને સ્વચ્છ હતો, એટલે ન્હાવાનું સુખ પડયુ. ન્હાઇએ એટલે આચમન તો કરવું જોઇએ જ. ત્રંબકેશ્વરની યાત્રા સંબંધી વાતચીત કરતાં મી.—સાહેબે મ્હને પૂછ્યુ "તેં કુશાવર્તમાંથી પાણી પીધું ?" મ્હેં જ્યારે હા પાડી, ત્યારે એમણે કહ્યું કે "હું આશા રાખું છું, કે તને એંટરિક ફીવર નહીં આવે" સાહેબ લોકોના આવા સવાલનો જવાબ આપવો એ મ્હારા જેવા વાતોડીઆનો સ્વતંત્ર હક્ક છે, તેથી ઘણી રમુજ થઇ. કુશાવર્ત કુંડ આડે દહાડે ઘણો ગંદો રહે છે એમ લોક કહે છે. યાત્રાસમયે તો શી સ્થિતિ રહેતી હશે તેનો અનુભવીઓએ ખ્યાલ આપવો. કુંડ ચારે તરફથી પથ્થરથી બાંધેલો છે, ને ઉતરવાનાં પગથીઆં છે. આસપાસ બાંધેલી પડાળીઓ છે, ત્યાંહા ગીધ પક્ષીની માફક બ્રાહ્મણો બેઠેલા નજરે પડે છે. મ્હારો સ્નાનનો સંકલ્પ થયો એટલે વેગળે બેઠેલા એક "દાજી" કરીને બ્રાહ્મણને હાક મારી, ને મ્હને સ્નાન કરવાની પરવાનગી માગી, જે એણે મ્હોટા દમામ અને અભિનય સાથે અવાજ મારી આપી. હું ચારે તરફ કુટાયલો એટલે આવા ઢોંગ તરત સમજી ગયો, ને મનમાં ગાંઠ વાળી કે આ એક મુડવાનું દ્વાર છે, જે પાછળથી સાચુ પડયું. સ્નાનવિધિ પુરો થયા પછી હું ત્રંબકેશ્વર મહાદેવ પૂજન વગેરે સારૂ ગયો. શિવાલય કાળા પથ્થરનું બાંધેલું છે. ઘણું મ્હોટું છે, ને આસપાસ વિશાળ ચોક છે. ત્રંબકેશ્વર દ્વાદશ જ્યોતિર્લિંગમાંના એક છે અને મ્હારી અંધશ્રદ્ધા એટલે પૂજન સાંગોપાંગ કરી જીવનનું સાર્થક કર્યું. રુદ્રીઓને માટે બ્રાહ્મણો બેસી ગયા ને એકદમ ધમાલ શરુ થઇ. અહીંઆંનું લિંગ સ્વયંભૂ છે.

ખાડાની અંદર બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વરનાં ત્રણ બાજુએ ત્રણ ન્હાનાં લિંગની આકૃતિ છે. અને અંદરથી ગંગાજીનું વહેણ આવે છે. દીવાવતી ગોરે મ્હને આ સર્વ રચના દેખાડી. બ્રાહ્મણો પૂજન અર્ચન સારૂ કરતા જણાયા. ઇંગ્રેજ સરકાર તરફથી આ સંસ્થાને

વાર્ષિક રૂ ૧૨૦૦૦)નું સાલીયાણું મળે છે જેમાંથી તમામ ખર્ચ ચાલે છે શિવાલયમાં જ્યારે પશ્ચિમ તરફના ન્હાના બારણેથી હું દાખલ થયો ત્યારે મને જગન્નાથજીના મંદિરનો થોડો ઘણો આભાસ થયો પૂજન વગેરેની સમાપ્તિ થયા પછી ગોર મને ગંગાદ્વાર લઈ ગયો ગિરનાર જેવા પગથીયા બાંધેલા છે ૭૫૦ પગથીયા ચઢ્યા એટલે ગંગાદ્વારની પહાડ અંદરની ડેરી દેખાઈ પડખામાં બે કુંડ હતા જેમાં સ્નાન કરવાનું ત્યાંહાના ભટ્ટજી મહારાજે સૂચવ્યું ગંગાજીની મૂર્તિ પાસે ન્હાની પથ્થરની કુંડી હતી જેની અંદર આ બ્રાહ્મણે રૂપીઆ અડધા બાંધેલી બેઆની પૈસા સોના રૂપાના દાગીના મોતીની વાળી વગેરે મૂકેલા મ્હને એમ બતાવવાને કે યાત્રિકો આવા દાન અહીંયા કરે છે ! યાત્રાના મ્હારા આટલા અનુભવથી હવે હું છેતરાઉં તેવી સ્થિતિએ રહેલો ન્હોતો, એટલે મ્હેં મ્હારા અસલ સ્વરૂપમાં કહ્યું કે ‘મહારાજ, તમારે સંકલ્પવિધિ પૂરો કરવો હોય તો કરો, નહીં તો મારે યથાશક્તિ જે દાન અહીંઆ કરવાનું છે તે કુંડીમાં મૂકું છું’ બ્રિમ્મને મ્હેં ઓળખ્યો, ને મ્હને એણે ઓળખ્યો બંનેનું સમાધાન થયું ને છૂટા પડ્યા અહીંયા માંકડાનો ત્રાસ ઘણો છે તેથી યાત્રાળુઓ તેમને ખવડાવવાને ચણા બાંધી જાય છે, ને નાખીને ગમ્મત જુએ છે આ ટેકરા ઉપરથી ત્ર્યંબક, તેની આસપાસના પહાડ તળાવો ઘરો અને વસ્તીનો દેખાવ અતિશય સ્પૃહણીય ને ચિત્તાકર્ષક જણાય છે આ પહાડ દંડકારણ્યમાં આવ્યો છે મ્હને મ્હારી રીત પ્રમાણે શ્રીરામચંદ્રજીના વનવાસનો ચિતાર પાછો તમામ ખડો થયો, ને પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થઇ રામચંદ્રજીએ વનવાસમાં હમેશાં આવા મનોહર સ્થળોએ જ નિવાસ કર્યો છે, જે યાત્રાના સ્થળ તરીકે મનાયેલા છે આ પહાડની અડોઅડ બ્રહ્મગિરિ ઇત્યાદિ પહાડો જોવા યોગ્ય છે, પરંતુ વરસાદ તેમજ સમયના સંકોચને લીધે મ્હારાથી જઈ શકાયું નથી ત્ર્યંબકમાં મ્હને બે દહાડા રહેવાનું મન થયું, પણ મ્હારી લાચારી મ્હેં ઉપર દર્શાવી છે એટલું આટલું ધામ પણ મ્હારા જેવો કઠણ હૃદયનો માણસ જ કરે, અને કૃપાના અવધિરૂપ-ભાઇ અને ભગવત્પરાયણા બ્હેન-દુરાગ્રહ પકડીને કરાવે ત્ર્યંબક ન્હાનું ગામડું છે આશરે ૧૦૦૦ ઘરની વસ્તી છે તેમાં ૫૦૦ ઘર ભિક્ષુક વર્ગ હશે તેમની આજીવિકા વૃત્તિ ઉપર છે બીજો કંઈ ધંધો કરતા હોય એમ જણાતું મ્હને લાગ્યું નહીં તેમની ઘરની સ્થિતિ પણ અતિશય ગરીબ જણાઇ સ્વભાવે પણ મ્હને જરા નરમ લાગ્યા વાતચીત ઉપરથી મ્હેં એવું તાત્પર્ય કાઢ્યું કે નાસિક અને ત્ર્યંબકના ગોર લોકોને બનાવ નથી અહીંયાના ગોર મૂળ ગુજરાતના વતની છે એમ મ્હને કહેવામાં આવ્યું કોઇ કહે કે તે નાગર બ્રાહ્મણ છે પણ તે વિષે મ્હેં ચોક્કસી કરી નથી મ્હારા કુટુમ્બમાંથી સ્ત્રીવર્ગ અહીંઆ યાત્રાર્થે ઘણો આવેલો હશે એમ હું ગોરના ચોપડા જોઇને કહી શકું છું મ્હારી ચોથી પહેડીએ-બાઇ એમના કુટુમ્બ સાથે આવેલા હતા મ્હારા માતુશ્રી પણ આવેલા હતા મ્હારા ભોજાઈ પણ આવેલા આ સૌના હસ્તાક્ષર જોઇને હું ખુશી થયો, ને મ્હારો હર્ષ દ્વિગુણ ત્રિગુણ વૃદ્ધિ પામ્યો, કેમકે જે દહાડે હું ત્ર્યંબક ગયેલો તે દિવસે મ્હારા સ્વર્ગવાસી પિતાની મરણતિથિ હતી બોલો શ્રી ત્ર્યંબકેશ્વર મહાદેવની જય ! !

“ યાત્રાળુ ”

---

# સર. ટી. હૉલન્ડની કમિટીનું મંગળાચરણ.

सर्वे त्यागा राजधर्मेषु दृष्टाः सर्वा दीक्षा राजधर्मेषु चोक्ताः ।
सर्वा विद्या राजधर्मेषु युक्ताः सर्वे लोका राजधर्मे प्रविष्टाः ॥

મહાભારત શાન્તિપર્વ: અ. ૨૭.

યુરોપની યાદવાસ્થલી હજી પૂર જોસમાં ચાલે છે. મિત્ર મહારાજ્યો તેમજ આપણા દુશ્મનોનાં દેશોનાં કારખાનાંઓ આ ક્ષણે પ્રજાના પ્રાણનુ પોષણ કરવાના પોતાના ધર્મનો ત્યાગ કરી લોકસંહારનાં મહોગ્ર શસ્ત્રો અને અસ્ત્રો પેદા કરવાના મહાકાર્યમાં ગુંથાઈ ગયાં છે. ઇંગ્લંડ અને જર્મની જેવાં જગતને પોતાના નાદ્ર ઉપર નચાવવાનો દાવો રાખનારાં મહાસામ્રાજ્યો આ યાદવાસ્થલીમાં આત્મસંરક્ષણના ચિંતાગ્રસ્ત ઉપક્રમમાં પડી ગયાં છે. પાશ્ચાત્ય સંસ્કૃતિનાં અમુલ્ય રત્નો જેવી, તે સામ્રાજ્યોની તેમજ ફ્રાન્સ રશીયા ઇટલી ઑસ્ટ્રિઆ અને યુરોપનાં નાનાં મોટા તમામ રાજ્યોની, મોટામા મોટી વ્યક્તિઓ સમસ્ત માનવકુલના હિતચિંતનના મહાવ્રતને વિસારે પાડી સ્વદેશસેવાની લઘુદીક્ષા લઇ પોતપોતાના નૈપુણ્યનો પરાભિમર્ષના દીર્ઘસત્રમાં વિનિયોગ કરે છે. બ્રિટિશ સામ્રાજ્યના જેવો સ્વતંત્ર અને સ્વછંદી જનસમાજ પણ એકાગ્રવૃત્તિથી દેશકાર્યનાં વિવિધ અંગોમાં નિમગ્ન થઇ રહ્યો છે. ...ની માનવમહાજાતિનો મોટો ભાગ આ ક્ષણે અન્યોન્ય સંહારક બે મોટાં જૂથોમાં વહેંચાઇ ગયો છે, અને થોડાંક ઉદાસીન રહેલાં રાજ્યોનો જનસમાજ હિંસાવ્યાપારના એક અથવા બીજા અંગના પોષણના ઉદ્યોગોનું અવલંબન કરી પોતપોતાના ક્રોડાધિપતિઓની સંખ્યામાં ઉમેરો કરવાના અત્યત ઉપયોગી કાર્યમાં લીન થઈ રહ્યા છે!

શરૂઆતથી આજ દિવસ સુધીના આ યુદ્ધના જુદા જુદા પ્રસંગોમાં ઇંગ્લંડની સમયાનુસારિતા એ એક અત્યંત અદ્ભુત પ્રસંગ છે. એકલાખ અને પાંસઠ હજાર મનુષ્યના સૈન્યને ઠેકાણે સામ્રાજ્યે ચાલીસ પચાસ લાખનુ સૈન્ય બે વર્ષના અરસામાં ઉત્પન્ન કર્યું તે સામ્રાજ્ય જગતના મહારાજ્યોમાં અગ્રપૂજાનુ અધિકારી થઇ શકે તેમાં કાંઇ શક નથી. આ યુદ્ધ ખરી રીતે ઇંગ્લંડ અને જર્મની વચ્ચે છે. આ બેમાંથી કયુ સામ્રાજ્ય અગ્રપૂજાનુ અધિકારી છે એજ આ યુદ્ધનું અંતિમ લક્ષ્ય છે, અને અત્યારે જે રીતે યુદ્ધનો રંગ ચાલે છે તે ઉપરથી જોતાં તો બ્રિટિશસામ્રાજ્ય જ વિજયી થશે એમ સ્પષ્ટ રીતે સમજાય છે. તોપણ કહેવું જોઇએ કે બ્રિટિશ સામ્રાજ્યની ઉપર, પોતાના તેમજ પોતાના મિત્રોના સંરક્ષણ સારૂ, એ સ્થિતિ સંપાદન કરવાની ફરજ આવી પડી છે. ઇંગ્લંડનું સ્વતંત્ર રાજ્યતંત્ર સ્વભાવથી પરોત્કર્ષનું અભિનન્દન કરે છે, અને જ્યારે તે ઉત્કર્ષ અન્યના ઉત્કર્ષને અથવા અન્યના જીવનને બાધક થાય છે ત્યારે જ વચમાં પડી તે આવરણને દૂર કરવા યત્નશીલ થાય છે. અને તે યત્નમાં ગમે તેવો શ્રમ પડે અને ગમે તેવા ભોગો આપવા પડે તેની તે સામ્રાજ્ય દરકાર કરતું નથી. તેના આ સ્વભાવસિદ્ધ મહાવ્રતને અંગે બેલ્જીયમના સંરક્ષણ સારૂ તેણે

આમ્ભાયેના આ યુદ્ધે જર્મનીના અનન્યસાધારણ બનથી અત્યારે અત્યત ઉગ્રરૂપ પકડયુ છે પણ બ્રિટિશ સામ્રાજ્યે મિત્ર રાજ્યોની પેઠે પોતાનુ આખુ જીવન અને સમગ્ર સાધન સપત્તિ આ યુદ્ધમા કામે લગાડી છે, અને તેમણે સાથે મળી થોડાક માસ ઉપરની અત્યત વિકટ સ્થિતિને આશાના પ્રદેશમા આણી મૂકી છે બ્રિટિશ સામ્રાજ્યના નૌકાબળની સેના જ મિત્ર રાજ્યોમા તેને અગ્રસ્થાન આપવાને બસ હતી પણ હવે તો તેનુ ભૂમિદળ પણ મિત્ર મહારાજ્યોની સમાનરેખામા આવી ગયુ છે અને તે સારૂ ઈંગ્લડના જનસમાજને જે આત્મભોગો આપવા પડયા છે, ઈંગ્લડના વિચારમા અને આચારમા જે ફેરફારો કરવા પડયા છે તેનો સપૂર્ણ ખ્યાલ કરતા અત્યારનું ઈંગ્લડ અને યુદ્ધ શરૂ થયા પૂર્વેનું ઈંગ્લડ એ બેમા જમીન અસ્માન જેટલો અતર જણાઈ આવ્યા વિના રહેતો નથી ઇંગ્લડે પોતે અને તેના દૃષ્ટાન્તનુ અનુકરણ કરી બ્રિટિશ સામ્રાજ્યના સર્વ અગોએ વૈયક્તિક ( individualistic ) જીવનને હમેશને માટે બલિદાન આપ્યુ છે, અને સામ્રાજ્યસેવા–દેશસેવા નહિ પણ સામ્રાજ્યસેવા–એ સર્વ જનસમાજનુ એક લક્ષ્ય થઇ રહ્યુ છે પરન્તુ સામ્રાજ્યસેવાથી પણ આ મહાન્ પરિવર્ત અટકતો નથી. મિત્રરાજ્યની એકસપી આ યુદ્ધ પુરુ થયા પછી પણ કાયમ રહે તે સારૂ યુદ્ધ પછી વ્યાપાર ઉદ્યોગોના સબધમા એક મોટી એકસપી રચવાની તૈયારીઓ મિત્ર રાજ્યો કરી રહ્યા છે અને તેના સબધમા પણ ઇંગ્લડ પોતાના અભ્યુદયના ગૌરવનિદાનરૂપ વ્યાપારસ્વાતન્ત્ર્યના મહાસિદ્ધાન્તને પણ તિલાજલિ આપવા તૈયાર થઇ ગયુ છે એક તરફથી મિત્રરાજ્યોના સેનાપતિઓ અને યુદ્ધમત્રીઓએ જ્યારે યુદ્ધના કાર્યમા ઉપરા ઉપરી સુધારા વધારાઓ કરી, સામ્રાજ્યના આખા તત્રને યુદ્ધ અને યુદ્ધસામગ્રી તૈયાર કરવાના ઉપક્રમમા જોડી દીધુ છે ત્યારે તે રાજ્યોના અર્થજ્ઞ પુરુષોએ હાલના અને ભવિષ્યના વ્યાપાર ઉદ્યોગોના સબધમા મોટા મોટા ઉપક્રમો આદર્યા છે, અને એવુ જણાય છે કે યુદ્ધ પૂરૂ થયા પછી આ બાબતમા પણ, ઇંગ્લડમા–અને તેને લીધે આખા બ્રિટિશસામ્રાજ્યમા પણ, એક અચિત્ય પરિવર્ત ઉત્પન્ન થયા વિના રહેનાર નથી એ પરિવર્તમા આપણો દેશ–હિન્દુસ્થાન–પણ આવી જશે અને તેમા હિન્દુસ્થાનની અવસ્થા કેવી થશે તે પ્રશ્ન આપણા અર્થચિંતકોને પણ વિચારવો પડશે

આવો પ્રસગ ઉપસ્થિત થશે ત્યારે હિન્દુસ્થાનના આર્થિક પ્રશ્ન કેવુ સ્વરૂપ ધારણ કરશે તે કહેવુ મુશ્કેલ છે પરતુ હિન્દુસ્થાન અત્યારે પણ યુદ્ધનુ પ્રત્યક્ષ દબાણ એટલુ બધુ નથી તેમ છતા, યુદ્ધના કારણથી આર્થિક વમળમા તો પડીજ ગયેલુ છે યુદ્ધની પૂર્વના અને અત્યારના ભાવતાલમા મોટો ફેર પડી ગયો છે જેના પરિણામમા બે વર્ષની અદર સસારયાત્રા જનસમાજના મોટા ભાગને વિષમ થવા માડી છે આ સ્થિતિ યુદ્ધ શરૂ થતાની સાથેજ આપણા દેશના અર્થચિતકોના સમજવામા આવી હતી અને તે બાબત તપાસીજ કરી દેશને યોગ્ય માર્ગમા દોરવા માટે અર્થચિતકોનુ એક કમિશન નીમવાની આપણા અગ્રણીઓએ લૉર્ડ હાર્ડિંજની સરકારને સૂચના કરી હતી તે સૂચનાનો સ્વીકાર કરી સરકારે એવુ એક કમિશન નીમ્યુ છે અને તે કમિશન પોતાનુ કાર્ય શરૂ કરવાની તૈયારીમા છે સર ટી હૉલન્ડનુ આ કમિશનને જો કે પેરિસ કૉન્ફરન્સને અગે ઉપસ્થિત થતા પ્રશ્નોનો

વિચાર કરવાનો નથી તોપણ એ સમગ્ર વિચારના એક અંગનો એટલે ઉદ્યોગોના સંબંધમાં આપણી કિંકર્તવ્યતાનો વિચાર કરવાનું એ કમિશનને સોંપાયેલું છે. અને આ કમિશનનું કામ પૂરૂં થતાં થતાંમાં તો પૅરિસ કૉન્ફરન્સથી ઉપસ્થિત થવાના પ્રશ્નોનું પણ સ્વરૂપ જણાઇ જશે. જો કે તે કમિશન તો અત્યારે આ પ્રશ્નોથી સ્વતંત્ર રીતે જ પોતાની તજવીજ ચલાવવાનું છે તોપણ આપણે તો તેનો વિચાર તે પ્રશ્નોની અગમચેતી રાખીનેજ કરવાનો છે. એટલે સર. ટી. હૉલન્ડના કમિશનના કાર્યનો વિચાર કરતાં ભવિષ્યનો પ્રસંગ પણ આપણે તો ધ્યાનમાં જ રાખવો પડશે અને કમિશન બાબત જે વિચારો બાંધવાના તેમાં બ્રિટિશ સામ્રાજ્યની બદલાતી અર્થનીતિની અને મિત્રરાજ્યો સાથેની એકસંપીની આપણા દેશ ઉપર કેવી અસર થશે તેનો સંપૂર્ણ ખ્યાલ કરવાની પૂરેપૂરી જરૂર છે.

સર. ટી. હૉલન્ડની કમિટીના સંબંધમાં આપણે કેવું દૃષ્ટિબિન્દુ રાખવાનું છે તે જોઇ હવે આપણે તે કમિટીના કાર્ય ઉપર આવીશું થોડાક સમય ઉપર તે કમિટીએ પોતાના કાર્યની એક રૂપરેખા કાઢી છે તે ઉપરથી તે શું કરવા ધારે છે તે સમજાય છે. કમિટી આરંભમાંજ એટલું તો કબુલ કરે છે કે અત્યારે જે છૂટી છવાઇ માહિતી મળેલી છે તે ઉપરથી હિન્દુસ્થાનમાં સાધનોની ખામી નથી એટલું તો સ્પષ્ટ રીતે સમજાય છે. હિન્દુસ્થાનમાં કાચો માલ પુષ્કળ છે, પુષ્કળ તરેહનો છે; પોતાના કાર્યમાં નિપુણતા મેળવી શકે તેવા મજુરો ઉત્પન્ન કરવાની લોકમાં શક્તિ છે; અને દેશમાં નાણાંનો સંગ્રહ પણ મોજુદ હોવાનો સંપૂર્ણ સંભવ છે, અને આ બધા ઉપરથી આટલું તો સ્પષ્ટ છે કે આ દેશમાં હુન્નરી માલ બનાવવાના અને બીજા ઉદ્યોગોનો સંગીન વિકાસ કરવાનું મોટું ક્ષેત્ર છે, અને મોટી તક છે. નાણાંના સંગ્રહની બાબતમાં એમનું કહેલું ખરૂં પડો—એટલી આશા જ બતાવીશું, પણ તે સિવાયનો ઉપરના વચનનો બાકીનો બધો ભાગ યથાર્થ છે તેમાં કાંઇ શક નથી. આ કમિશને આટલી વાત સ્વીકારીને જ આગળ ચાલવું જોઇએ, નાહક તો તેની પ્રવૃત્તિ પણ અસ્થાને થઇ પડે તે ખરૂં છે; પણ હિન્દુસ્થાનને માટે ખેતીવાડી જ યોગ્ય છે અને ઇષ્ટ છે એ વાત હવે હમેશને માટે પડતી મૂકાઇ છે તેટલો તો વિચારનો વિકાસ થયો છે એ આ ઉપરથી નિઃસંદેહ છે, અને તેટલા વિકાસ માટે આપણે ખરેખર ખુશી થવા જેવું છે. કારણ, તે ઔદ્યોગિક વિકાસનું પહેલું પગથિયું છે અને હુન્નરી માલ અને બીજા ઉદ્યોગોને માટે હિંદમાં મોટું ક્ષેત્ર છે તે વાત હકીકતે ખરી છે તે બાબત ચોકસ કરવાથી આ સવાલનું હમેશને માટે નિરાકરણ થશે તેમાં શક નથી. તે હકીકતની સુસ્થિરતાથી ઔદ્યોગિક વિકાસનો ખરો પાયો નંખાય છે. આ કમિશન આના સંબંધમાં પૂરતી તપાસ કરશે અને પોતાનો ઉપરનો છૂટીછવાઇ માહિતી ઉપરથી બાંધેલો સિદ્ધાન્ત શાસ્ત્રીય રીતિએ તપાસી દૃઢ કરશે, ને આટલું કર્યા પછી ઔદ્યોગિક વિકાસને માટે શું કર્તવ્ય છે તેનો વિચાર કરશે, અને તે સિદ્ધ કરવા કયે માર્ગે કામ લેવું જોઇએ તે બાબત આ કમિશન વિચાર બાંધશે. અત્યારે કમિશન પોતાના કાર્યપ્રદેશની નીચે પ્રમાણે રૂપરેખા બાંધે છે:—

(અ) અત્યારે દેશમાં જે નાણું આળસુ થઇને પડયુ રહ્યું છે તે મેદાનમાં કાઢવું;

(બ) પ્રજામાં એક કારીગર વર્ગ ઉત્પન્ન કરવો;

(ક) કાચા માલની ગુંજાશ તપાસવા માટે શાસ્ત્રીય પ્રયોગો દ્વારા શોધખોળો કરવી અને કારીગરીની રીતિના સંબંધમાં સુધારા વધારા બતાવવા;

(ડ) આવી શોધખોળોના પરિણામમાં જે જ્ઞાન પ્રાપ્ત થાય તે તથા બીજા દેશોમાં થયેલી શોધોથી એકઠા થયેલા જ્ઞાનનો આ દેશમાં ફેલાવો કરવો;

(ઇ) ઔદ્યોગિક ઉપક્રમોને માટે તથા પેદા થયેલા પદાર્થોને બજારમાં લાવવા માટે નાણાંની મગવડનાં સાધનોની વ્યવસ્થા કરવી.

તે માટે શો રસ્તો સૌથી વધારે ફાયદાકારક તેની સૂચના કરવી.

ઉપરના કાર્યક્રમનો સાંગોપાંગ નિર્વાહ થાય તો તેથી દેશને ઘણો લાભ છે એમાં બે મત હોવાનો સંભવ નથી. દેશને આ બધાની જરૂર છે. અને આવા પ્રકારની પ્રયોગશાળાઓ અને નાણાંની વ્યવસ્થા વિના આપણે ઘણી રીતે જકડાઈ રહ્યા છીએ અને તેમાંથી કંઇક માર્ગ કાઢવાની આ કમિશન જરૂર જુએ છે એ પણ સંતોષની વાત છે.

આ બાબતમાં કમિશન કેવી રીતે તપાસ કરવા માંગે છે તેના સંબંધમાં કંઈ વિશેષ કહેવા જેવું નથી. જેમ બધાં કમિશનો કરે છે તેમ આ કમિશન પણ સાક્ષીઓ તપાસશે, નમુનાનાં કારખાનાંઓ અને ઔદ્યોગિક મથકોની મુલાકાત લેશે, અને પ્રાન્તિક ઔદ્યોગિક કમિટીઓ સાથે મસલત કરી પોતાના અભિપ્રાયો બાંધશે. પ્રાન્તિક કમિટીઓ યોજવાનું કામ સ્થાનિક સરકારોને સોંપવામાં આવેલું છે, અને તે કમિટીઓ પૂરતી કાળજીથી હાલમાં અચોક્કસ રીતે ચર્ચાતા સવાલોમાં ચોકસાઈ લાવશે, દરેક પ્રાન્તની નવા ઉદ્યોગોને લાયકની કાચી વસ્તુઓની યાદીઓ કરશે; પ્રત્યેક ઉદ્યોગ માટે જરૂરની બીજી પરદેશથી મગાવવાની કાચી વસ્તુઓની યાદીઓ કરશે; અથવા જરૂર પડે તો ઉદ્યોગ માટે જોઇતી પરદેશથી મગાવવાની મુખ્ય વસ્તુઓ કોઈ હશે તો તે પણ બતાવશે. આવી રીતે પ્રાન્તિક કમિટીઓએ પૂરી પાડેલી માહિતીનો ઉપયોગ કરીને સર. ટી. હૉલન્ડનું કમીશન બીજી બધી તજવીજ કરી કયા કયા જુના અથવા નવા ઉદ્યોગો પ્રાન્તે પ્રાન્તે નવા દાખલ કરવા જેવા કે ઉત્તેજન આપવા જેવા છે તેની યાદી કરશે અને તેમાં પણ જે આદમો ફત્તેહમંદ થયા છે તેની ખાસ કરીને નોંધ કરશે. એક બીજી પણ ખાસ નોંધ લેવા જેવી બાબત એ છે કે આ પ્રાન્તિક કમિટીઓ જે ઉદ્યોગો ફત્તેહમંદ ન થયા હોય તેમાંના કેટલાક ઉદ્યોગોના સંબંધમાં પણ ખાસ અભ્યાસ કરી તેનાં કારણો ઉપર પ્રકાશ નાંખવાનો પ્રયત્ન કરશે. દરેક પ્રાન્તમાં આ કમિશન બે ત્રણ અઠવાડીઆં જેટલો વખત કાઢવા ધારે છે અને જો પ્રાન્તિક કમિટીઓએ પોતાનું કામ બરાબર કરી રાખ્યું હશે તો એટલા વખતમાં કમીશન જોઇતી તપાસ કરી શકશે એવો સંભવ છે

કમિશનને એક બીજી બાબત પણ જોવાની છે. આવી રીતે જે તજવીજ થશે અથવા

હવે પછી તજવીજ કરવાની વ્યવસ્થા થશે તેમાં સરકાર શો ભાગ લેશે, એ પણ એક સવાલ છે. પ્રાન્તે પ્રાન્તે તેમ જ સમસ્ત દેશને માટે આવા પ્રકારનાં ખાતાંઓ સ્થાપી અથવા હોય ત્યાં વિકસાવી ઔદ્યોગિક સાહસને એક અથવા બીજી રીતે સરકાર મદદરૂપ થઇ શકે કે કેમ તે એક મહત્ત્વનો સવાલ છે. કેટલાક પ્રાન્તોમાં અત્યારે પણ 'ડાયરેકટર ઑફ ઇન્ડસ્ટ્રીઝ' એ હોદ્દાના અમલદારો છે અને તેઓ આ દિશામાં કેટલુંક ઉપયોગી કામ કરી રહ્યા છે. કેટલેક ઠેકાણે આમની મદદમાં તે તે ઉદ્યોગમાં નિષ્ણાત પુરુષોની કમિટીઓ છે, કેટલેક ઠેકાણે સલાહકારક મંડળો નીમવામાં આવેલાં છે. કમીશન એમ ધારે છે કે કેટલાક ગૃહોદ્યોગો જેવા કે હાથથી વણવાનો ઉદ્યોગ—જેવા છૂટક ઉદ્યોગો માટે આવાં ખાતાંઓ બહુ મદદરૂપ થઇ શકે, કારણ કે તેમાં આખી વ્યવસ્થા સ્થાનિક સંયોગો ઉપર જ અવલંબીને રહેલી હોય છે અને શાસ્ત્રીય અથવા બીજા પ્રકારના બહારના જ્ઞાનની બહુ જરૂર હોતી નથી. આવા પ્રસંગમાં સ્થાનિક ખાતાંઓ જ અગત્યનું કામ કરી શકે એ આ કમિશન સ્વીકારે છે. વળી (૧) રસાયનશાસ્ત્ર અને રસાયનપ્રયોગો માટે, (૨) ચામડાના ઉદ્યોગો માટે, (૩) કાચનાં કારખાનાંઓ માટે, (૪) ખાંડ અને દારૂ બનાવવાનાં કારખાનાંઓ માટે, (૫) કાગળનાં કારખાનાં સારૂ, અને (૬) તેલોનાં કારખાનાંઓ માટે આવાં ખાતાંઓ કાઢવાની પણ સૂચનાઓ થએલી છે. આવાં ખાતાંઓ કાઢવાં એ સલાહભરેલું છે કે નહિ, અને છે તો તેમના હાથમાં કેવા પ્રકારની કાર્યવ્યવસ્થા મૂકવી જોઇએ એ પણ વિચારવાની વાત છે. વળી આ ખાતાંઓ જંગલખાતાના જેવાં માત્ર દેખરેખ રાખવાની સત્તા સાથે સલાહ આપનારાં ખાતાંઓ જ રાખવાં ઠીક હશે કે જીઑલોજીકલ સર્વેનાં જેવાં કાર્યશીલ ખાતાં બનાવવાં જોઇએ એ પણ એક પ્રશ્ન છે. વળી આવાં ખાતાંઓમાં બીનઅમલદારી સભાસદો નીમવા કિ નહિ એ પણ એક પ્રશ્ન છે, અને આ બાબત ઉપર અભિપ્રાયો મેળવવાની કમિશનની ઉમેદ છે. આવાં ખાતાંઓના કાર્યનિર્વાહ સંબંધી પણ પુરાવો મેળવવાની અને પ્રાન્તિક ખાતાંઓ અને સમસ્ત દેશને માટે નીમાએલા અધિકારીઓ વચ્ચે કેવી રીતનો સંબંધ રહેવો જોઇએ તે બાબત પણ આ કમિશન પુરાવો મેળવવાની આશા રાખે છે. આને જ લાગતો બીજો સવાલ આ બાબતોના આંકડાઓ અને બીજી માહિતી એકઠી કરવાની અને એકઠી થયા પછી તે માહિતી લોકોમાં ફેલાવવાના સંબંધમાં શું શું થાય છે અને શું શું કરી શકાય તેમ છે તે પણ કમિશન હાથ ધરવા ધારે છે. આની સાથે જ જુદા જુદા ઉદ્યોગો માટે ખાસ પત્રો—સામાન્ય વ્યાપાર ઉદ્યોગનું એક સામાન્ય પત્ર—ચલાવવાના લાભોનો પણ વિચાર આ કમિશન કરશે. આ સિવાય, અત્યાર સુધીમાં સરકારે કેટલાક ખાસ ઉદ્યોગો માટે જે લેખો પ્રસિદ્ધ કર્યા છે તેથી કંઇ લાભ થયો છે કે કેમ તે પણ તપાસશે, અને વેપારી મ્યુઝિયમો, તેમ જ વેચાણ, અને આડત માટે હિન્દુસ્થાનનાં શહેરોમાં તથા બની શકે તો પરદેશમાં પણ વ્યાપારનાં મોટાં સંગ્રહસ્થાનો અને ગૃહોદ્યોગથી ઉત્પન્ન થતા માલનાં પ્રદર્શનોની સ્થાપના કરવાનો પણ સવાલ પણ કમિશન હાથ ધરવા ધારે છે. આ સિવાય વખતો વખત ઔદ્યોગિક પ્રદર્શનો ભરવાનો, જુદા જુદા પ્રાન્તોને માટે અને આખા હિન્દુસ્થાનને માટે ગ્રેટબ્રિટનમાં જુદાં જુદાં સંસ્થાનોમાં અને પરદેશોમાં વેપારી પ્રતિનિધિઓ

નીમવાનો સવાલ પણ આ કમિશન હાથ ધરશે આ સિવાય ઉત્પન્ન થતા માલની કસોટી કરીને તે માલની જાતના સબંધમા સર્ટીફીકેટ આપવાની યોજના કરવાનો ટ્રેડમાર્કોના નિયમનના અને પેટંટના કાયદાઓની લાભહાનિનો, અને ઔદ્યોગિક કમ્પનીઓ માટે હસ્તગત કરાતી જમીનો મેળવવાની દાવની પદ્ધતિના સવાલો પણ આ કમિશન હાથમા લેશે

કમિશનનો આ કાર્યક્રમ જેટલો વિશાળ તેટલો જ ઉપયોગી છે હિન્દુસ્થાનને અત્યારે ક્યા પ્રકારની મદદની જરૂર છે તેનો નિર્ણય કરવો અને તે નિર્ણય કર્યા પછી તે મદદ શી રીતે પૂરી પાડવી એ બે મોટામાં મોટા સવાલો છે. આમા એક તરફથી અતિશયતા ન થવી જોઇએ એ ખાસ ધ્યાનમા રાખવાનું છે ઉત્તેજન ઇષ્ટ છે પણ દરમિયાનગિરી જેવુ બીજુ અનિષ્ટ કાંઇ નથી એ વાતનુ સ્મરણ પ્રત્યેક સાક્ષિદાર આપ્યા વિના નહિ રહે તેવી આશા રાખવી એ વધારે પડતું નથી આ કારણ માટે કમિશનના કાર્યક્રમના આ પછીના ભાગ ઉપર અમે વાચનારનુ ખાસ લક્ષ દોરવા માગીએ છીએ

ઉદ્યોગોના સબંધમા સરકાર શી શી મદદ આપી શકે? આ સવાલને અંગે કમિશન નીચેના પ્રશ્નો ચર્ચવા ધારે છે —

(૧) નાણાની ધીરધાર કરવી અને મદદ માટે નાણાની બક્ષિસો કરવી

(૨) યન્ત્રો અને સાધનો—હપ્તાની રીતે સરકારે પૂરા પાડવા.

(૩) અમુક સમય સુધી અમુક દરના વ્યાજની સરકારે બાહ્યધરી આપવી, તે બાહ્યધરી બે રીતની એક તો બાહ્યધરી પાછળ સરકારે ખરચેલી રકમ પાછી ભરી દેવાની સરતે અને બીજી તેવી સરત વિનાની

(૪) કારખાનાઓમા પેદા થયેલો માલ અમુક વરસ સુધી સરકારે ખરીદ કરવાની સરત કરવી

(૫) જમીનના સબંધમા સ્હેલાઇ આપવી

(૬) ઉત્તેજન દાખલ બક્ષિસો આપવી અને નુકસાન માથે ન પડે માટે નાણા આપવા,

(૭) કેટલાક ઉદ્યોગો પોતે જ આરંભમા હાથ ધરવા અને જમાવટ કર્યા પછી ખાનગી કમ્પનીઓને તે સોંપી દેવા, અને

(૮) સરકારના નિષ્ણાત અધિકારીઓની નોકરી કારખાનાઓને ઉછીની આપવી

આમાના જ દરેક પ્રકારના સબંધમા અગત્યનો સવાલ એ રહેશે કે આવી મદદોની સાથે સરકારની દેખરેખ રહેવી જોઇએ કે નહિ, અને રહેવી જોઇએ તો કેવા અંગમા દાખલા તરીકે જ્યા સુધી આવી સીધી મદદ આપવામા આવે ત્યા સુધી સરકારનો નીમેલો ડિરેક્ટર તેવા કારખાના ઉપર રહેવો જોઇએ કે નહિ.

આ પ્રશ્નને અંગે એક બીજો અગત્યનો પ્રશ્ન આ કમિશનને ચર્ચવો પડશે. તે એ કે આવી રીતે નવા ઉદ્યોગોને મદદ આપવાથી ચાલતા ઉદ્યોગો અથવા દેશમાં સ્થાપિત થઇ ગયેલા પરદેશી વેપાર સાથે સરકારને હરીફાઇમાં ઉતરવા જેવું બનશે કે કેમ અને તેવું થતું હોય તો શી રીતે વ્યવસ્થા કરવી. અને તે મુદ્દા ઉપર પણ આ કમિશન અને કમિશનની પ્રાન્તિક કમિટીઓ પુરાવો એકઠો કરવાનું ધારે છે. આ બાબત સહુથી વધારે અગત્યની છે એ કહેવાની ખાસ જરૂર નથી. કમિશન પોતાના કાર્યમાં ફતેહમંદ થશે કે કેમ તેનો આ સવાલનો તે ફડચો તે શી રીતે કરે છે તેના ઉપર જ આધાર રહેશે. આ સવાલના સંબંધમાં ઘણી હોંશીઆરીથી કામ લેવાની જરૂર છે તે બાબત અત્યારે તો સૂચના માત્ર જ કરીશું.

તે પછી કમિશન કેટલાક કારખાનાંઓની આંતર વ્યવસ્થાના પ્રશ્નો બાબત વિચાર ચલાવશે. આ પ્રશ્નો ઘણા અગત્યના છે નીચે પ્રમાણેઃ—

(અ) જુદા જુદા ઉદ્યોગોમાં તે તે ઉદ્યોગોના અથવા સામાન્ય રીતે સામાન્ય કામ-વર્ગની કુશળતા વધારવા સારૂ શાં પગલાં લેવાં જોઇએ? ઔદ્યોગિકશાળાઓ કાઢવાથી શા શા લાભો થયા છે? તેમને કારખાનાંઓમાં અથવા યંત્રશાળા-ઓમાં ઉમેદવાર તરીકે રાખી તાલીમ આપવાથી કેવા અનુભવો થયા છે.

(બ) જુદા જુદા દરજ્જાના દેખરેખ રાખનારા અને કાર્યધુરધરોની કુશળતામાં વધારો કરવાના શા શા ઉપાયો લેવામા આવ્યા છે. આમને, અથવા ખાનગી પેઢીઓના તે તે ધધાઓના નિષ્ણાત પુરૂષોને, અથવા સરકારી અમલદારોને બીજા દેશોના તેને ધધાઓની પરિસ્થિતિ અને પદ્ધતિઓનો અભ્યાસ કરવા માટે મદદ આપવી જોઇએ કે નહિ? તેમ જ અત્યારે અમલદારોને ખાસ અભ્યાસ માટે પરદેશ મોકલવાનું જે પગલુ લીધેલુ છે તેનાથી કંઇ લાભ થયો છે કે નહિ, તે બાબતનો પણ ખ્યાલ લેવો જરૂરનો છે.

(ક) સરકારી ખાતાઓ દ્વારા જે શોધખોળો થયેલી છે તેનાથી સ્થાનિક ઉદ્યોગોને કંઇ વિશિષ્ટ લાભો થયા હોય તો શા શા?

(ડ) પ્રદર્શન રૂપ જે કારખાનાંઓ કાઢવામાં આવેલાં છે તેનો કેવો અનુભવ થયો છે? પ્રત્યેક પ્રાન્તમાં આવાં પ્રદર્શનના રૂપનાં કારખાનાં કેવા પ્રકારનાં કારખાનાં કાઢ્યાં હોય તો ઠીક, અને તેવાં કારખાનાંઓ ક્યાં કાઢવાં તે સંબંધી પણ કંઇ માહિતી મળે તો તેમાં પણ કમિશનને રસ પડશે.

(ઇ) ઇમ્પીરિયલ ઇન્સ્ટિટ્યુટના વૈજ્ઞાનિક અને વ્યાવહારિક ખાતાને વખતો વખત કેટલાક સવાલો સોંપવામાં આવતા હતા; તો જેમણે આ ખાતાનો ઉપયોગ

કર્યો હોય તેમના અભિપ્રાય પ્રમાણે આવી શોધો ઇંગ્લંડમાં કરવી તે વધારે સારૂ છે કે ઇન્ડિયામાં તે પણ જોવાની જરૂર છે.

(એફ) એમ ધારવામાં આવે છે હાલમાં ઇંગ્લંડમાં જે સલાહકારક મંડળ નીમાયું છે તે હિન્દુસ્થાન અને સંસ્થાનોના સવાલો સંબંધે સલાહ આપશે; આ બાબતના જ્ઞાતા પુરુષોના આ ખાતાનો કેવી રીતે ઉપયોગ કરવો તે બાબતના અભિપ્રાય પણ કમીશનને બહુ ઉપયોગી થશે.

(જી) ઇન્ડિયન ઇન્સ્ટિટ્યુટ ઑફ્ સાયન્સના જેવી પ્રયોગશાળાઓનો વિકાસ કેવી રીતે કરવો તે બાબતના અભિપ્રાયો પણ કમિશન ઉપયોગી ગણે છે. આવી શાળાઓ સામાન્ય વિજ્ઞાનની હોવી જોઇએ કે અમુક અન્યોન્ય સંબદ્ધ વિષયોની જ હોવી જોઇએ; અને તે પ્રાન્તિક સંસ્થાઓ રૂપે હોવી જોઇએ કે દેશ સમસ્તની સંસ્થાઓ રૂપે યોજવી જોઇએ ?

(એચ) શોધખોળનાં ખાતાંઓ, વિશિષ્ટ હુન્નરો સંબધની પ્રયોગશાળાઓ અને યુનિવર્સિટી કૉલેજોમાં થતા કામકાજના પ્રદેશોની સીમા વગર જરૂરે એક બીજામાં ભળી જતી હોય તે અટકાવાનાં પગલાં લેવાનો વખત આવી પહોચ્યો છે ?

આ બધા સવાલોની જરૂર એ કામમાં જેઓ ઘૂમેલા છે તેઓ જ બરાબર સમજી શકે. પણ આટલું તો સ્પષ્ટ જ છે કે આ બધા પ્રશ્નો બહુ કાળજીથી ચર્ચવાના અને બહુ સાવધાનીથી નિર્ણીત કરવાના છે કારણ કે એક અવિચારી પગલું દેશને લાખોના ખાડામાં ઉતારી દેવાને સમર્થ હોય છે અને આ પ્રયત્નના પરિણામમાં ઉભા થયેલા ઉપક્રમો જો નિષ્ફળ થયા તો ફરીથી તેવા ઉપક્રમો આ દેશમાં થવાનો વાગ આવવાનો સંભવ બહુ સ્પષ્ટ નથી. સાક્ષિદારોએ બહુ સાવધાનીથી સાક્ષિ આપવાની જરૂર છે એટલું જ નહિ પણ કમિશનના નિર્ણયો શા થાય છે તે ઉપર પણ બહુ ધ્યાનપૂર્વક દષ્ટિ ચ્હોંટાડવાની જરૂર છે.

આટલા પ્રશ્નોનું નિરૂપણ કર્યા પછી સર. હૉલન્ડની રૂપરેખા પરત્વેના પ્રશ્નોનું નિરૂપણ કરે છે તેની પણ ભેગાભેગી નોંધ લઇ લઇએ.

(એ) પાણીકામથી વૈદ્યુત બળ ઉત્પન્ન કરવાની સગવડો જુદા જુદા પ્રાન્તોમાં ક્યાં ક્યાં છે ? અને તે કાર્ય હાથમાં લેવાને માટે શું શું કરવું જોઇએ ?

(બી) સ્થાનિક ઉદ્યોગો ઉપર રેલ્વેના ભાડાના દરો કેવી અસર કરે છે ? તેમાં દેખીતા લાભ થાય તેવા કોઇ વહેવારૂ ફેરફારો કરી શકાય તેમ છે ? અથવા કોઇ સંભવિત જણાતા ઉદ્યોગોના વિકાસ માટે અથવા વિદ્યમાન ઉદ્યોગોનો વિસ્તાર

વધારવા માટે નવી રેલ્વે બાંધવાની કોઈ સ્થળોમાં જરૂર છે? કોઇ એવા જળમાર્ગો છે કે જેમાં સુધારો કરવાથી લાભ થઇ શકે?

(સી) સપ્ટેમ્બર ૧૯૧૩ માં કાઢેલા ખાણો સંબંધી ધારાઓથી કોઇ ઠેકાણે મુસ્કેલીઓ ઊભી થઇ હોય એવુ જણાયું છે? સમસ્ત સામ્રાજ્યને માટે મહત્ત્વવાળો કોઇ ઉદ્યોગો માટે કોઇ એવી ધાતુઓની આવશ્યકતા છે કે જેને માટે રાજ્યને ખરચે પ્રયત્નો કરવા જોઇએ; જેવા કે યુદ્ધસામગ્રીના ઉદ્યોગો, અથવા સામાન્ય રીતે અત્યારે એકજ દેશમાંથી જે માલ આવતો હોય તે માલ પેદા કરવાના ઉદ્યોગો?

(ડી) જંગલમા પેદા થતા કાચા માલને એકઠો કરવાનું ખરચ કમી થાય તે સારૂ જંગલના ધારા ધોરણોમાં સુધારા કરવાની જરૂર છે? જેવા કે અમુક ક્ષેત્રફળમાં અમુક પ્રકારના ઝાડોનો જથ્થો જમાવવો, અને જંગલમાંથી માલ બહાર લાવવા માટે ખાસ સગવડો કરી આપવી.

(ઇ) સર એડવર્ડ મૅકલૅગનની કમિટીના રિપોર્ટ તરફ નજર કરતાં કયા ઉદ્યોગોના સબંધમાં સહાયકારી મંડળીઓને ઉત્તેજન આપવું એ ઇષ્ટ છે તે બાબતના અભિપ્રાયો પણ અગત્યના થઇ પડશે.

(એફ) સરકારી ખાતાંઓ દ્વારા હકીકતો એકઠી થાય અને ફેલાવાય તેના સબંધમાં જે મુખ્ય મુખ્ય સરકારી ખાતાંઓ પરદેશી ચીજો વાપરે છે તે ખાતાંઓ-તેવી ચીજોની યાદીઓ પ્રસિદ્ધ કરીને અથવા મ્યુઝયમોમાં તેવા માલોનાં પ્રદર્શનો કરીને કંઇ મદદગાર થઈ શકે?

(જી) દેશના માલને બજારભેગો કરવા સારૂ નાણાની સગવડ કરી શકાય તેવી કોઈ યોજના થઈ શકે તેવુ છે?

ઉપર પ્રમાણે સર ટી. હૉલન્ડના કમિશનની તજવીજના મુદ્દાઓ છે. આ કમિશન આ તપાસ આ દેશમાં કયા નવા ઉદ્યોગો સંભવિત છે અને તેવા ઉદ્યોગો ગતિમાં મૂકવા માટે સરકાર શુ શુ કરી શકે તેમ છે તેનો જ વિચાર કરવાનુ કામ માથે લે છે. તેવા ઉદ્યોગોથી પરિણામે આપણા દેશને શો લાભ થશે તે બાબતનો સવાલ જુદોજ છે અને તેનું નિરાકરણ તો છેવટે આપણે હાથે જ કરવું પડશે. સર. ટી. હૉલન્ડનું કમિશન એક પ્રકારની એવી માપણી ( Survey ) કરશે કે જે ભવિષ્યના ઔદ્યોગિક પ્રયત્નો માટે બહુ જ ઉપયોગી થશે એમાં કંઇ શક નથી. અને તેની માપણી સાંગોપાંગ થાય અને સંગીન થાય એ સર્વ દેશહિતૈષીએ ઇચ્છવાનું છે, સર્વેએ તેમાં યથાશક્તિ મદદ કરવાની છે. દેશને જે નવા માર્ગ ઉપર લઇ જવાનો છે તેમાં સરકાર ઘણું કરી શકે તેમ છે તેમાં કાંઇ શક

નથી પણ આખરે લોકને હાથે જ બધું થવાનું છે અને તે માટે લોક સ૨. ટી. હૉલન્ડના કમિશનના કામમાં ઉત્સાહભર્યો ભાગ લેવો જોઇએ એ સ્પષ્ટ છે. કમિશનમાં બે મોટા હિંદી ઉદ્યોગવીરો અને ઑ. પંડિત મદનમોહન જેવા સર્વહિતચિંતક રાજ્યપુરુષ—આપણા પોતાના પ્રતિનિધિઓ-આપણા ખાસ દૃષ્ટિબિન્દુથી વસ્તુઓનો વિચાર કરશે અને સર. ટી. હૉલન્ડ અને તેમના આંગ્લ મિત્રોને કિમતી મદદ આપશે એમાં શક નથી.

જ્યારે બધા પ્રશ્નો—અને બીજી રીતે કહીએ તો ઔદ્યોગિક વિકાસનો આખો પ્રશ્ન—આવા મોટા બાદશાહી કમિશન રૂબરૂ ચર્ચાવાનો છે તે વખતે તે સંબંધે જે કાંઇ બોલવાનું પ્રાપ્ત થાય છે તે તે કમિશનના કામને વધારે સફળ શી રીતે શકાય તેજ હોવું જોઇએ. કમિશનને માથે મોટી જવાબદારી મૂકવામાં આવી છે અને તે જવાબદારીનો તે જે રીતે નિર્વાહ કરશે તે ઉપર આપણા દેશના ભવિષ્યનો મોટો આધાર છે. આ કમિશનને હાથે જે નકશો દોરાશે તે ઉપરથી આવતાં સો વર્ષ માટે હિન્દુસ્થાનની ઔદ્યોગિક ગતિ નિર્માણ થશે અને તેના નિર્ણયોના લાભો જેમ દેશને મળશે તેમ તેની ભૂલોનાં નુકસાન પણ દેશને જ સહન કરવાં પડશે. આ કમિશને જે સવાલો ચર્ચવા ધાર્યા છે તે બધા અતિશય અગત્યના છે અને તે ઉપર આપણા હિતચિંતકોનું ધ્યાન દોરાવાની ખાસ જરૂર છે. હિન્દુસ્થાનનાં ઔદ્યોગિક હિતને માટે બ્રિટિશ ટાપુઓની હરીફાઇ એ એક મોટું ચિંતાસ્પદ તત્ત્વ છે પણ તેમાં જ્યારે બ્રિટિશ સામ્રાજ્યનાં સંસ્થાનો અને બ્રિટિશ સામ્રાજ્યનાં મિત્ર રાજ્યો ભળશે ત્યારે હિન્દુસ્થાનના ઔદ્યોગિક હિતની શી અવસ્થા થશે એ પ્રશ્ન બહુ ગંભીર છે. અને તે માટે પૅરિસ કૉન્ફરન્સના પરિણામમાં બ્રિટિશ સામ્રાજ્ય આખા સામ્રાજ્ય માટે કેવી યોજનાઓ કરવા ધારે છે તે જાણવાને હિન્દુસ્થાન ઘણુંજ આતુર છે. બ્રિટિશ સામ્રાજ્યનાં જુદાં જુદાં અંગોના અને મિત્ર રાજ્યોના હિતની સાથે હિન્દને હરીફાઇ કરવાનો પ્રસંગ આવશે તેમાં જો હિન્દને પોતાનું રક્ષણ કરવાની સત્તા આપવામાં નહિ આવે તો હિન્દના ઉદ્યોગોનું શુભચિંતન જ હજી તો આપણે ઘણા કાળ સુધી કરવું પડશે. અને એ શુભ સિદ્ધ કરવા માટે શું કરવું જોઇએ અને તે કેવી રીતે કરવું જોઇશે તેના ઘણા વિચારો કરવા પડશે. હિન્દુસ્થાનનો આખો સવાલ ઘણો ગંભીર છે પણ તેમાં ઔદ્યોગિક વિકાસનો સવાલ સહુથી વધારે ગંભીર છે. સર. ટી. હૉલન્ડના કમિશન જેવાં કમિશનોના નિર્ણયોથી હિન્દુસ્થાનને કેટલે અંશે પરિણામે લાભ થશે એ પ્રશ્ન હિન્દુસ્થાન અત્યંત તીવ્ર ચિંતાથી પૂછે છે. હિન્દુસ્થાનમાં કાચો માલ પુષ્કળ છે, હિન્દુસ્થાનનો કામદાર વર્ગ થોડીક વારમાં કુશળતા પ્રાપ્ત કરી શકે તેવી સ્થિતિમાં છે, પણ હિન્દુસ્થાનમાં જ્ઞાનથી અને હિન્દુસ્થાનમાં સરકાર અને કમિશનો કહે છે પણ તેઓ ધારે છે તેટલું ઉદ્યોગોને માટે નાણું નથી. તે ઉપરાંત હિન્દુસ્થાનની પાસે પોતાનો વ્યવહાર કરકસરથી અને કુનેહથી ચલાવવાની સત્તા નથી. અને આની સાથે હિન્દુસ્થાનના તે કાચા માલને અને હિન્દુસ્થાનના તે કામદાર દળને પોતાના ઉપયોગમાં લેવાને એક પગે થઇ રહેલા હિન્દુસ્થાનના હરીફો ઘણા છે, કે જેઓને નાણાંની ખોટ નથી અને જેઓ જોઇએ તેવી રાજ્યસત્તા એક ક્ષણમાં લઇ શકે તેવા છે. તે સ્થિતિમાં હિન્દુસ્થાનને માટે અનુપમ ડહાપણ અને ઉગ્ર નિશ્ચય સિવાય બીજું

કાંઇજ શરણ નથી. હિન્દુસ્થાનને સેંકડો તાતાઓની અત્યારે જરૂર છે. આખા જગતનાં સાધનોને આવા વિકટ સંયોગોમાં પોતાનાં કરી લેવાની દક્ષતાની જરૂર છે, ઇંગ્લંડ અને રાજકીય મિત્રાચારીમાં જોડાયેલાં બીજા દેશોની ઔદ્યોગિક હરીફાઇની સામે ટક્કર ઝીલવાને સારૂ સર્વ પ્રકારની વ્યાપારવિગ્રહની તૈયારીઓ કરવાની જરૂર છે. અને આ બધું સ્મરણમાં રાખીને સર. ટી. હૉલન્ડની કમિટી આગળ સાક્ષિઓએ પુરાવો આપવાનો છે અને દેશહિતચિંતકોએ છેવટના નિર્ણયો કરવાના છે. આ કમિશનનું કાર્ય ખતમ થતાં સુધીમાં યુરોપની યાદવાસ્થળીનું પણ કાંઇક છેવટ આવશે એમ માની શકાય. તેને અંગે જે છેવટનાં તહનામાં થશે તેમાં હિન્દુસ્થાનના બજારને કેવું ગણવામાં આવે છે તે ઉપર પણ આપણા ઉદ્યોગોના ભવિષ્યનો આધાર રહેશે જ્ઞાનનો નાણાંનો અને સ્વાતન્ત્ર્યનો અભાવ છતાં પણ શુ બની શકે તેવું છે તે સર. ટી. હૉલન્ડનું કમિશન નક્કી કરી આપશે. અને તેમના નિર્ણયોનો સાવધાનીથી ઉપયોગ કરવાની સાથે આ ત્રિવિધ અભાવની સામે એક તરફથી ટક્કર ઝીલવાની અને બીજી તરફથી એ અભાવોનો આત્યંતિક વિધ્વંસ કરી ઔદ્યોગિક વિષયોનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરાય અને દેશમાં ફેલાવાય, આપણા નાણાં આપણા હાથમાં રહે અને તેનો આપણી ઇચ્છાનુસાર ઉપયોગ થાય, અને વ્યાપાર અને ઉદ્યોગની બાબતમાં બીજા મોટા દેશોની પેઠે આપણે સ્વતંત્રતાથી કામ કરી શકીએ તેટલું સ્વાતંત્ર્ય પ્રાપ્ત થાય તે સારૂ ભગીરથ શ્રમ લીધા વિના છૂટકો નથી. આપણા અર્થજ્ઞ પુરુષોનો એ સિદ્ધાન્ત છે કે રાજકીય સ્વાતંત્ર્ય જરૂરનું છે પણ તેના કરતાં ઔદ્યોગિક અને આર્થિક સ્વાતન્ત્ર્ય વધારે જરૂરનુ છે. અને તે સ્વાતન્ત્ર્ય મેળવવા માટે પણ જે પ્રયત્નો કરવાના છે તે પ્રયત્નો કરવામા પણ જો આખો દેશ એકદીલી રાખી શકશે તો રાજકીય સ્વાતન્ત્ર્ય પણ નજીક આવશે બ્રિટિશ સામ્રાજ્ય આ ક્ષણે એક મોટી કસોટીમાંથી પસાર થાય છે. યુદ્ધને અંતે એ બ્રિટિશ મહારાજ્યના રાજ્યતંત્રમાં જરૂર મોટા—અને અચિંત્ય ફેરફારો થશે; અને તે ફેરફારોમા હિન્દુસ્થાનને ક્યાં અને કેવું સ્થાન મળે છે તે અત્યારે મોટામાં મોટો પ્રશ્ન છે. તે પ્રશ્નની સાથે હિન્દુસ્થાનના ભવિષ્યનો, ઔદ્યોગિક અને આર્થિક ભવિષ્યનો, પણ અત્યંત નિકટનો સંબંધ છે અને આ બધા હિન્દુસ્થાનના આવા પ્રશ્નના અંગના અને એકબીજા સાથે બહુ જ ગાઢ સબંધથી જોડાયલા પ્રશ્નો છે એ વાત હમેશાં આપણા મન આગળ રહેવાની જરૂર છે. તોપણ સર. ટી. હૉલન્ડના કમિશનની તજવીજનો જેટલો આપણે લાભ લઇ શકીએ તેટલો લેવાને આપણે તૈયાર થવું જોઇએ એ વાતમાં બે મત હોવાનો સભવ નથી જ.

ઉત્તમલાલ કે. ત્રિવેદી.

# હિન્દી રાષ્ટ્રૈક્ય.

"*The first thing he would like to say was if they (students) were for the good of their country, they Hindoos and the Mahomaddans, should try to close the gulf that at present existed between the two communities*"

Sir James Meston.

(ભાવાર્થઃ—જો તમે દેશના હિતની ખાતર કાર્ય કરવા ઇચ્છતા હો તો હિંદુઓ અને મુસલમાનોએ પરસ્પર ઐક્ય રાખીને કાર્ય કરવું જોઇએ. અને વર્તમાન કાળે એ બન્ને કોમો વચ્ચે જે મોટો મતભેદ હોય તે દૂર કરવો જોઇએ.)

પ્રજા-ઐક્યના બંધારણ ઉપર ભૂગોળવિદ્યા પ્રબળ અને નિર્ણીત સત્તા ભોગવે છે; કારણ કે એક જ ભૂમિ ઉપર બે પ્રજાઓ કદાપિ ભેગી રહી શકે એ બનવું જ અસંભવિત છે. કોઇ પણ પ્રજાને પોતાને અર્થે પોતાનો જ રાષ્ટ્રીય પ્રદેશ હોવો જોઇએ. આપણે અહિંયાં પણ હિન્દુ અને મુસલમાન એમ દ્વૈતભાવ નહિ પરંતુ હિમાલયથી કન્યાકુમારી સુધી અને બંગાળાથી કાઠિયાવાડ સુધી એક હિન્દી પ્રજા એવી અદ્વૈતભાવના જ્યાં સુધી દરેક હિન્દીવાનના ભેજામાં સ્ફુરી નથી ત્યાં સુધી ભારતવર્ષની ઉન્નતિ અર્થે યોજાતા સર્વે પ્રયત્નો ગગન કુસુમવત્ જ નિવડવાના.

ત્યારે આવી પ્રજા કદાપિ હિન્દુસ્થાનમાં વસી નથી અને વસ્તુતઃ પ્રજા એ હંમેશને માટે ભૂગોળવિદ્યામાં માત્ર અર્થશૂન્ય નામ જ હતું—અને હજુ પણ કેટલેક અંશે એમ જ છે.

પ્રાચીન હિન્દુસ્થાનમાં નાનાં મોટાં ઘણા રાજ્યો હતાં અને તે સમયમાં કોઇની સાર્વભૌમ બાદશાહ તરીકે આણ ફરતી અને બાકીનાં સર્વે રાજ્યો તેનાં ખંડિયાં રહેતાં; તે બાદશાહ તો કદાપિ સ્વશક્તિ યોગે અમલ ચલાવતો, પરંતુ તેવું સામ્રાજ્ય કદાપિ ટકી ન રહ્યું અને એકના હાથમાંથી બીજાનામાં એમ પ્રત્યેક જમાનામાં ચાલ્યા જ કર્યું.

અને આ માટે જ "હિન્દુસ્થાન"નો અર્થ સફળ કરવાનો છે. અને આપણે વિદ્યાર્થીઓએ—હિન્દુસ્થાનના રાષ્ટ્રૈક્ય રૂપી ઇમારતના શિલ્પશાસ્ત્રીઓએ કદાપિ ભુલવું ન જોઇએ કે આપણે હાથે જ ભારતવર્ષ એક જ પ્રજાનું રહેઠાણ થવું જોઇએ—અને થશે જ. "દુનિયામાં કશું પણ અસંભવિત નથી" આ મહાસૂત્ર નેપોલિયને દુનિયાને બક્ષ્યું છે. દુનિયાનું ચારે બાજુથી નિરીક્ષણ કરતાં અને પ્રજા-ઐક્યના પાઠો પઢતાં આપણી નજરોનજર નેપોલિયનના મહાસૂત્રનું વ્યાવહારિક દૃષ્ટાંત ખડું થશે કે હિન્દુસ્થાનની હજારો, બલ્કે અગણિત

સંસ્થાઓ, સમાજો અને જાતો રૂપી ધાતુઓને હૃદયની લાગણી રૂપી ભઠ્ઠીમાં, રાષ્ટ્રૈક્યરૂપે ઓગાળી નાખવી એ પણ કોઇ પણ પ્રકારે અસંભવિત નથી.

જે પ્રજાઓનુ દિગ્દર્શન આપણને મદદગાર નિવડે એવી યુરોપમાં મધ્યે અત્યારે ત્રણ પ્રજાઓ હયાતીમાં છે—બ્રિટિશ, જર્મન અને ઇટાલિયન.

ગ્રેટ બ્રિટનની પ્રજા માત્ર કેલ્ટ, સેક્સન, ડેન અને નોર્મન લોહીનું મિશ્રણ છે. આ લોકોનાં પૂર્વજો સૈકાં ને સૈકાં સુધી સામસામા જીવલેણ લઢતા. સ્કૉટલંડ અને ઇંગ્લંડ એ વંશપરંપરાના શત્રુઓ હતા અને તેમની વચ્ચે ટ્વીડ નદી પાડી શકે તેના કરતાં પણ બહોળું અંતર વિજાતીય લોહીથી પડતું હતું. સોળસો વર્ષના મહાયુદ્ધ પછી માત્ર ત્રણસો વર્ષ પહેલાં જ તે બન્ને દેશો એક જ સત્તા હેઠળ આવ્યા છે. સ્કૉચ અને અંગ્રેજોને ધન્ય છે, કે ગ્રેટ બ્રિટનના ભૂતકાળની વસ્તુસ્થિતિ આવી હોવા છતાં પણ અત્યારે બ્રુસ અને વોલેસના જેટલા અભિમાની સ્કૉટલંડવાસીઓ છે તેટલા જ અંગ્રેજો છે અને જેટલા ચૉસર અને શેક્સપિયરના અંગ્રેજો અભિમાની છે તેટલા જ સ્કૉટ લોકો છે. ટૂંકામા તે બન્ને બ્રિટન પ્રત્યે એકસરખો સ્નેહ ધરાવે છે. આયર્લંડ દેશ હજુ રાષ્ટ્રૈક્ય રૂપી સત્ત્વમાં પૂર્ણ રીતે સમાઇ ગયો નથી; તેનુ કારણ માત્ર એટલુ જ છે કે એમેટની કબર હજુ તાજી જ છે અને જાતિધર્મ તે દેશને હજુ સુધી નિરાળો પાડે છે. આ પ્રમાણે બ્રિટીશ પ્રજા ઐક્યરૂપી ચંદ્રમા તેની સોળે કળામાં પ્રકાશી રહ્યા છતાં પણ તે ઉત્તરોત્તર ઉન્નત કક્ષા તરફ વળે છે.

ઇટાલિમાં તો આપણામાં જીવનની અંદર જ, મહાન ગૅરીબાલ્ડી, રોમ અને તેના પ્રાચીન સામ્રાજ્યના જાદુયોગે એકાએક સુસવાટા કરતી એકત્ર પ્રજા થઇ પડે છે.

વળી જર્મનીમાં આપણી દૃષ્ટિ આગળ જ રાષ્ટ્રૈક્ય ઉત્પન્ન કરવામાં આવ્યું છે. ઉચ્ચ કોટીની સ્વદેશભાવના અને રાષ્ટ્રીય જાગૃતિ જર્મની વિષે હળહળી રહી છે એવું માનવામા અતિશયોક્તિ નથી. ખાસ કરીને જર્મનીના ઇતિહાસમાંથી આપણને ઘણું જ શીખવાનું છે. કારણ કે આપણી સાદૃક તે દેશમાં રોમન કેથોલિક અને લ્યુથરન (પ્રૉટેસ્ટંટ) ને એવા બે ધર્મો અંરસ પરસ સજ્જડ વિરોધીઓ છે. હિન્દુ મુસલમાન વચ્ચેના વૈરભાવનાં સ્મરણો કરતાં પણ વધારે ભયંકર અને વધારે તાજાં સ્મરણો આ બે ધર્મોને વિખુટા રાખે છે. તો પણ હમણાં તો આ બન્ને ધર્મના અનુયાયીઓ રાજ્યના સહેરી ભાઇઓ છે,—અને વધારામા જર્મન છે. આ પ્રમાણે ગ્રેટ બ્રિટનથી બે ડગલાં આગળ જર્મન રાષ્ટ્રૈક્ય આપણી નજરો નજર વર્તમાન કાળમાં બનેલી છે.

કેવી રીતે ઇટાલિ તથા જર્મની રાષ્ટ્રૈક્ય ઉત્પન્ન કરી શક્યાં? માત્ર લાગણીથી. આપણને આ બિના પ્રથમ તો વિચિત્ર લાગશે પરંતુ જ્યારે 'વિચાર' એક ઉત્પાદક શકિત છે એવું યાદ રાખીશુ ત્યારે વિચિત્રતા સત્યનું સ્વરૂપ ધારણ કર્યા વિના રહેશે નહિ. કારણ કે

કોઇને કદાચ આવો પણ વિચાર ઉદ્ભવે કે જ્યારે આમ છે ત્યારે શા માટે કાશી-ક્ષેત્રમાં હિંદુ પાઠશાળા અને અલીગઢમાં ઇસ્લામી પાઠશાળા હોવી જોઇએ ? શા માટે ભિન્ન ભિન્ન ધર્મોના વિદ્યાર્થીઓને એકત્ર ભણાવવા ન જોઇએ ? તેનુ કારણ માત્ર એટલું જ છે કે આવી નિરાળી કેળવણી ધાર્મિક અને નૈતિક ચારિત્ર ઘડવા વાસ્તે સર્વોત્તમ છે; અને માત્ર એકજવાર ઘડાએલાં આવાં ચારિત્રો પ્રૌઢદશામાં અન્યોઅન્ય સહિસલામત અને માન-મરતબાથી એકત્ર રહી શકે છે.

અંતે આ અનુવાદક× દિલગીરી સાથે જણાવે છે કે બ્રિટીશ જેવી શાણી સરકારના સંરક્ષણ હેઠળ હોવા છતા પણ હજુ સુધી હિન્દવાનોએ દ્વેષ અને ઇર્ષ્યાનો સંપૂર્ણ બહિષ્કાર નથી કર્યો, તેનુ કારણ માત્ર કેળવણીનો અભાવ જ છે. "કુરાન અને ગીતા જેવા ગ્રંથો નીતિ રીતિનો એક સરખો ઉપદેશ આપે છે. મક્કા અને બનારસમાં એક જ મહાપ્રભુનો મહિમા છે, એટલે ઇશ્વર પણ આપણા સર્વનો એક છે. મસજીદ અને દહેરાં એ સર્વ ઇશ્વરનાં સ્થાન છે. માળા અને તસ્બી જુદા નામોથી જ માત્ર જુદાં ભાસે છે."

જ્યારે ભારતવાસીઓ આવી ભાવનાનુ પ્રતિપાદન કરશે,—જ્યારે તેમના વિચાર ને આચાર એક જ રહેશે,—જ્યારે હિન્દની પ્રત્યેક વ્યક્તિ આત્મશ્રદ્ધા અને સ્વાશ્રય પ્રાપ્ત કરશે,—જ્યારે લાલા લજપતરાયના શબ્દોમાં 'વ્યક્તિ માત્રનો પ્રયત્ન રાષ્ટ્રને વિઘાતક થવાને બદલે તેનો સ્વાર્થ રાષ્ટ્રોન્નતિનો પોષક થશે,'—અને "હું હિન્દનો પુત્ર છુ અને હિન્દની ઉન્નતિમાં જ મારૂં હિત* સમાએલુ છે એ ભાવનાનુ જ્યારે પ્રત્યેક હિન્દવાસી પોતાના હૃદયમાં સ્થાપન કરશે" ત્યારે હિંદુસ્થાનનો ભાનુદય તેના પાંચ હજાર વર્ષ પહેલાંના દેદી-પ્યમાન તેજ સાથે પ્રકાશશે, અને ત્યારે જ અઘોર અજ્ઞાનમાં નષ્ટ થએલી તેની સાત્વિક સંપત્તિ ભારતવર્ષ નિઃશંક સંપાદન કરશે.

**પરીખ મોતીલાલ હરીલાલ.**

---

× અંગ્રેજી ઉપરથી

* સર અલી ઇમામ.

# પ્રતિભા.

He needed not the spectacles of books to read nature he looked in wards and found her there (Dryden)

સાધારણ મનુષ્યની દૃષ્ટિએ જગતની વસ્તુસ્થિતિ સ્થિર માલમ પડે છે તેની આસ પાસના જે પદાર્થ અને બનાવ તેના જોવામા આવે છે, તે એક જ સ્થિતિમા રહેતા હોય તેમ તેની હમેશની ક્રિયા ઉપરથી સહજ માલમ પડે છે પણ જે જ્ઞાન આપણને પરંપરાથી મળે છે તેમજ જે અનુભવ આપણી સાધારણ બુદ્ધિએ ગ્રહણ કરેલો હોય છે, તે હમેશા યથાર્થ છે તે આપણે કહી શકીએ નહિ કુદરતની ક્રિયા એવી તો ગૂઢ છે કે તેના દર્શન માટે મનુષ્યને અથાક મહેનત ખંત અને સૂક્ષ્મ બુદ્ધિની જરૂર છે અને જ્યારે તેની કોઇ ક્રિયાનુ આપણને જ્ઞાન થાય છે ત્યારે તે એવુ તો એકદેશીય હોય છે કે થોડા વખતમા તે જ્ઞાન રદ કરવામા આવે છે અને તેને બદલે કોઈ નવી જ કલ્પના સ્થાપવામા આવે છે મનુષ્ય જ્ઞાનનો ઇતિહાસ આ પદ્ધતિએ ચાલતો આવેલો છે તેથી સામાન્ય કલ્પના કે અનુભવ અવશ્ય ખરા હોવાં જોઇએ એ વિચાર મૂકી દઈ તે સબધીની વસ્તુસ્થિતિ કવી છે તેનો નિર્ણય દરેક વ્યક્તિએ કરવાની જરૂર છે આપણી આસપાસની વસ્તુસ્થિતિમા અહર્નિશ ફેરફાર થાય છે, અને તે અમુક નિયમને અનુસરીને થાય છે એ સત્યનો અનુભવ પ્રાચીન તત્વવેત્તાઓને સારી રીતે થયો હોય એમ માલમ પડે છે ગ્રીકતત્વવેત્તા હેરકલીટીસનુ સુવિખ્યાત વચન એ છે કે કોઈ પણ મનુષ્ય કાળના અનંતપ્રવાહમા એકથી બીજી વખત નાહી શકતો નથી એટલે તેના કહેવાનો એ અર્થ છે કે જે વસ્તુસ્થિતિનો અનુભવ આપણને એક વખતે થાય છે તો તેને તે સ્થિતિમા આપણે ફરીથી તે સ્વરૂપમા અનુભવ કરી શકતા નથી તે વસ્તુસ્થિતિમા કઇને કઈ પ્રકારનો ફેરફાર અહર્નિશ થયા જ કરે છે બૌદ્ધનો ક્ષણિક વિજ્ઞાનવાદ પણ એ જ હકીકત પ્રતિપાદન કરે છે હાલનો ઉત્ક્રાન્તિવાદ વધારે વ્યવસ્થિત અને શાસ્ત્રીય પદ્ધતિથી વિશ્વમા થતા ફેરફારનુ સત્ય સમર્થન કરે છે અને તે ફેરફારનો નિયમ એટલી દૃઢતાથી માનવમા આવે છે કે પ્રો બર્ગસન તો સૃષ્ટિની ઉત્ક્રાન્તિ પળે પળે કઈ નવો ફેર ઉત્પન્ન કરે છે, એવુ માને છે, એટલે ઉત્ક્રાન્તિનો અતિમ હેતુ શો છે તેનો યથાસ્થિત ખ્યાલ આપણે સંપૂર્ણ રીતે કરી શકીએ એમ નથી

જગતની આવી વસ્તુ સ્થિતિને પહોચી વળવાને માટે બાળકનુ મગજ કુદરતે ઘણુ કોમળ રાખેલુ છે બીજા પ્રાણીના કરતા મનુષ્યના બચપણનો વખત ઘણો લાબો છે તેનો મુખ્ય હેતુ એ છે કે સૃષ્ટિમા જે નિયમને અનુસરી અનેક ફેરફાર થયા કરે છે, તેનુ જ્ઞાન તેને વધારે સારી રીતે થવુ જોઇએ બાળકમા જે જિજ્ઞાસા અને સાનદાશ્ચર્યની વૃત્તિ આપણા જોવામા આવે છે, તે કુદરતી વ્યવસ્થા છે એમ નિ શક કહી શકાય પણ બાળક મોટી ઉમરે પહોચતા તેની ચપળ વૃત્તિ અને જિજ્ઞાસાની લાગણી તેજસ્વી રૂપમા માલમ પાડતી

નથી. જે અદ્‌ભુત ચિત્ર તેના મગજમાં ઉદ્‌ભવે છે, તે ધીમે ધીમે અદૃશ્ય થતાં જાય છે. બાળજીવનમાં જે દિવ્ય પ્રકાશ તે અનુભવે છે તે નિર્મૂલ થતાં તે જીવનની શુષ્કતા અનુભવે છે; જે સરળતા અને નિર્દોષિતા તેના જીવનમાં નિહાળવામાં આવે છે તેને બદલે કર્કશતા અને દંભની વૃદ્ધિ થતી જાય છે; તેથી મહાન્ કવિ વર્ડ્‌ઝવર્થે એક પ્રસંગે કહ્યું છે કે જે પ્રકાશ પૃથ્વી કે સમુદ્ર ઉપર હવે જોવામાં આવતો નથી તેનું દર્શન મને બાળપણમાં થયું હતું. આ ઉપરથી સહજ પ્રશ્ન એ થશે કે જ્યારે કુદરતે આવી અમુલ્ય શક્તિની બક્ષીસ આપણને આપી છે, ત્યારે થોડો વખત થયા પછી તેનો પ્રકાશ કેમ ઝાંખો થઇ જાય છે. તેનું મુખ્ય કારણ યોગ્ય કેળવણીનો અભાવ છે એમ કહી શકાય; તોપણ દરેક મનુષ્યમાં આવી પ્રતિભાનું સ્વરૂપ પ્રખર હોતું નથી. કલ્પનાશક્તિના જે પ્રભાવથી આપણને બાળપણમાં અતુલ આનંદ મળે છે તે વ્યવહારના પ્રસંગમાં ધીમે ધીમે મંદ થતો જાય છે. કલ્પના અને વ્યવહાર એ મનુષ્યની બે ભુમિકાઓ છે અને જ્યારે બંનેનો સુયોગ થાય છે ત્યારે જ તેની કૃતિમાં અસાધારણ બળ જોવામાં આવે છે; પણ જ્યારે વ્યવહારની અસર હૃદય ઉપર વિશેષ થાય છે ત્યારે તે બુઠું થઈ જાય છે, એટલે ટેવ કે રીત રિવાજનું સામ્રાજ્ય તેના જીવન ઉપર જોવામા આવે છે. ટેવથી આપણું જીવન સરળ થાય છે એટલું જ નહિ પણ નિયમસર અને ચપળતાથી કામ કરવાની શક્તિ આપણમાં આવે છે. જે, ક્રિયા ટેવને લીધે થાય છે તેમાં વિચાર કે ધ્યાનશક્તિને વ્યય થતો નથી; પણ તે બાબત આપણે સ્વતઃવૃત્તિથી કરીએ છીએ. જેમ જેમ આપણી ક્રિયા ટેવને આધીન થાય છે તેમ તેમ નવીન ક્રિયાને માટે બુદ્ધિને અવકાશ મળે છે. આપણા જીવનમાં ટેવનુ બળ આટલું બધુ ઉપયોગી છે તે છતાં તેનો મોટો ગેરફાયદો એ છે કે તે આપણી લાગણીને નાબુદ કરે છે અને તેથી આપણી ક્રિયા જડવત્ થયાં જાય છે. બાળકની મોટી ઉમરે આવી સ્થિતિ જોવામાં આવે છે તેનું કારણ ટેવની અસાધારણ સત્તા છે, પણ તેની સાથે તેની કલ્પનાશક્તિને કેળવવામાં આવે તો તે જીવન રસમય કરે છે એટલું જ નહિ પણ કુદરતના ગૂઢ સ્વરૂપને શોધી કાઢે છે.

એક ઇંગ્રેજ વિદ્વાને કહ્યું છે કે મનુષ્ય જીવનનો ત્રણ ચતુર્થાંશ ભાગ ક્રિયામાં રોકાય છે અને એક ચતુર્થાંશ જ વિચારની ભૂમિકામાં હોય છે. પણ આના કરતાં આગળ વધીને એમ કહી શકાય કે જનસમૂહનો લગભગ બધો વખત ક્રિયામાં જ જાય છે. ઘણા થોડા મનુષ્યો વિચારની અદૃશ્ય સૃષ્ટિમાં તેમનું જીવન ગુજારે છે. જ્યારે વસ્તુ સ્થિતિ આવી છે ત્યારે વ્યવહારની અસર હૃદયને કઠણ કરે એ નવાઈ પામવા જેવું નથી. કલ્પના શક્તિને પોષવા માટે સાહિત્ય, કળા, કાવ્ય અને ધર્મ જેવી વસ્તુ ઉપર દુર્લક્ષ આપવાથી મનુષ્યને જીવન શુષ્ક લાગે અને ફક્ત પરંપરા અને રીત રિવાજને માન આપી વ્યવહાર ચાલે એ સ્વાભાવિક છે. વ્યવહારની અસર જીવન ઉપર આવી રીતે થાય છે એટલું જ નહિ પણ ભાષાની અસર પણ મનુષ્યને જડવત્ કરે છે, કારણ કે ભાષામાં જે શબ્દ વપરાય છે તે પદાર્થ અને બનાવના સામાન્ય સ્વરૂપનું જ્ઞાન આપે છે પણ આપણે ઉપર જોઈ ગયા છીએ કે સૃષ્ટિની વસ્તુસ્થિતિ અહર્નિશ બદલાયા કરે છે, તેથી જે શબ્દ વ્યવહાર સરળ કરવાને માટે પસંદ કરવામાં આવ્યા હોય છે તેમાં તે પદાર્થ કે બનાવની ખરી ખાસીયત જોવામાં આવતી નથી.

વ્યવહાર અને ભાષાની મનુષ્ય મન ઉપર એટલી બધી અસર થાય છે કે ગતાનુગતિક કે રૂઢીને જ અનુસરી આપણું વર્તન નિયમાય છે, પણ કુદરતમા જે સૂક્ષ્મ ફેરફાર થાય છે તે ઉપર આપણું લક્ષ ખેંચાતું નથી તેથી બેકન કહ્યુ છે કે મનુષ્યો ધારે છે કે વિચાર શબ્દનું રૂપ નક્કી કરે છે પણ ખરી રીતે શબ્દ વિચાર ઉપર સત્તા ચલાવે છે † જ્યારે વ્યવહારની આવી અસરથી બુદ્ધિ કુંઠિત થઈ જાય છે અને કુદરતમા ઉદ્‌ભવતા નવા ફેરફાર કે તેમા અતર્ભૂત રહેલો ભાવ ( Idea ) આપણે ગ્રહણ કરી શકતા નથી ત્યારે તેને ઇંગ્રેજીમા Fogysm કહે છે આવી સ્થિતિ બુદ્ધની છર્ણ અવસ્થા છે મનુષ્યને આવી દુખદાયક અવસ્થામાથી બચાવનાર પ્રતિભા છે જગતમા જે જ્ઞાન અને અનુભવ હાલમા સગ્રહ થએલો છે તે પ્રતિભાનું ફળ છે ; સ્થૂલ જીવનની પાર જઈ ઉચ્ચ ભાવના પ્રતિભા જોઈ શકે છે માયાનો પડદો ચીરી તેમા અતર્ભૂત થએલી ભાવનાનુ દર્શન પ્રતિભા કરે છે ટેવ, રિવાજ કે પરપરાનો તે અનાદર કરે છે તે સામાન્ય સ્વરૂપને ગ્રહણ કરવાથી સતોષ પામતી નથી પણ કોઈ અસાધારણ તત્ત્વને શોધે છે પ્લેટો જેને ભાવનાસૃષ્ટિ (Word of Ideas) કહે છે તેમા તે વિહાર કરે છે માયાના આવરણ તેને પ્રતિબધ કરતા નથી પણ તે કુદરતના આધારભૂત વિચાર ઝટ કળી શકે છે પરમાત્માનો પ્રકાશ તેના હૃદયમા સ્વચ્છ સ્વરૂપમાં‡ પડે છે ભાષા કે વ્યવહારને આધીન થયા વગર તે સૂક્ષ્મ ભૂમિકામા પ્રવેશ કરે છે અને જગતને કઈ નવો પ્રમાશ તે આપે છે મનની આવી સ્થિતિમ પ્રતિભાશીલ મનુષ્ય તેનુ વ્યક્તિત્વ ભૂલી જાય છે અને તેના મનની એકાગ્ર સ્થિતિમા ન [illegible] અદૃશ્ય તત્ત્વને તે તાએ હોય એમ તેને અનુભવ થાય છે જેને ધર્મના સાહિત્યમા અપરોક્ષાનુભૂતિ ( mysticcsm ) કહે છે તેવો અનુભવ પ્રતિભાશીલ મનુષ્યને થાય છે ટેનિસન પોતાના નામના જપ સાથે એકાગ્ર થઈ જતો હતો વર્ડ્ઝવર્થના કાવ્ય આવા અદ્‌ભુત [illegible]નથી ભરપૂર છે નિશાળે જતા ઝાડમા ચેતન છે એવો ખ્યાલ થતા તેને આલિંગન કર્યું હતુ તે વાત મશહૂર છે બાળકનામા જે સરળતા, નિર્દોષતા અને કલ્પના માલમ પડે છે તે

---

† Cf ' Words are sound and smoke clouding the glow of heaven

(Goethe)

‡ Cf " We lie in the lap of immense intelligence which makes us receivers of its truth and organs of its activity When we desern justice, when wo deserv truth, we do nothing of ourselves but allow a passage to its beams If we ask whence this comes if we seek to pry into the soul that causes all philosophy is at fault Its presence or its absence is allow can affirm Every man discriminates between voluntary acts of mind and his involuntary perceptions and knows that to his involuntary perceptions a perfect faith is due

(Emerson)

મોટી ઉમરે પણ પ્રતિભાશીલ મનુષ્યમા જોવામાં આવે છે× તેથી તેઓ માયાના ક્ષણિક ફેરફારના અધિષ્ઠાન રૂપ જે ભાવના હોય છે તે શોધી કાઢે છે, અને જગતને નવીન સત્યનો અનુભવ કરાવે છે. મનુષ્યને જ્ઞાનના જે સાધન છે તે પ્રેરણા, બુદ્ધિ અને સહજોપલબ્ધિ અથવા સ્ફુરણ ) Inspiration ) છે. પ્રાણીઓનો જીવનનિર્વાહ લગભગ પ્રેરણાથી જ થાય છે અમુક હેતુ અજ્ઞાત રીતે સિદ્ધ કરવાને કુદરતે જે નિશ્ચિતમાર્ગ નિર્ણય કરેલો હોય છે તેને પ્રેરણા કહે છે. જ્યારે પ્રાણી પ્રેરણાવશ હોય છે ત્યારે જે હેતુ સિદ્ધ કરવાનો હોય છે તેનો સ્પષ્ટ ખ્યાલ તેના મગજમા હોતો નથી, પણ ઉર્મિને આધીન થઇ તે પોતાનો હેતુ બર લાવે છે: પણ જ્યા બુદ્ધિનું સામ્રાજ્ય હોય છે ત્યા ક્રિયાની પસંદગી અને તેનો નિશ્ચય કરવાનો હોય છે તર્ક વિતર્કની મદદથી અમુક સન્જોગોમાથી શુ અનુમાન કરવુ એ બુદ્ધિનુ કર્તવ્ય છે પણ જ્યારે પ્રેરણા અમુક ગરડમા કાર્ય કરે છે અને બુદ્ધિ વિચારપૂર્વક ક્રિયા કરે છે ત્યારે આપણને કુદરતના અમુક અંશનુ જ જ્ઞાન થાય છે અને તે જ્ઞાન યથાર્થ છે કે નહિ તેની ખાતરી ઘણા અનુભવ ઉપરથી પ્રતીત થાય છે સહજોપલબ્ધિથી કુદરતના સમગ્ર અશનુ જ્ઞાન પ્રાપ્ત થાય છે જેને પ્લેટો ભાવના ( Idea ) કહે છે તે જ આવી રીતનુ કુદરતનુ મહોપલબ્ધિ જ્ઞાન છે. એમરસન સત્યના દર્શનને *Intuition અથવા (spontanuty ) સ્વત: જ્ઞાન કહે છે પ્રતિભાનુ જે લક્ષણ ઉપર નક્કી કર્યું છે તે મુજબ એમરસનનુ કહેવુ છે ટેવ કે પરપરાથી મનુષ્યની લાગણી બુઠ્ઠી થઇ જાય છે, અને તે અમુક ગરડમા જ ક્રિયા કરે છે, પણ જે પ્રતિભાશીલ પુરૂષ છે તેના ઉપર ટેવની આવી બુરી અસર થતી નથી, પણ ટેવ તેમને ઘણી મદદ કરે છે જે નવુ જ્ઞાન તેને મળે છે તેને તે એક અગરૂપ બનાવી, તેની શક્તિ તથા ઉત્સાહ જ્ઞાનના નવીન ક્ષેત્રમા કામ કરે છે ટેવને લીધે ઉત્સાહ મદ થવાને બદલે તેમને જુદી જુદી બાબતમા વધારે ને વધારે રસ લાગે છે. આવી રીતનો ભિન્ન ભિન્ન વિષયમા રસ લેવાની શક્તિ એ પ્રતિભાનુ મુખ્ય લક્ષણ છે સાધારણ મનુષ્યમા ટેવના બળની જે હાનિહારક અસર જોવામા આવે છે તેને બદલે પ્રતિભાશ શીલ મનુષ્ય ટેવને એક ઉપયોગી સાધન તરીકે ગણે છે આવી રીતે તે ભિન્ન ભિન્ન પ્રકારે તેની રસવૃત્તિને સતુષ્ટ કરી શકે છે. મનુષ્યને સસારના સુખના અનુભવ પછી અમુક વખતે એક પ્રકારની નિર્વેદની લાગણી ઉત્પન્ન થાય છે, અને તેથી હલકા વિષયમા રસનેતા અટકાવવાનુ ખરૂ સાધન પ્રતિભા છે જે પુરૂષમા એ શક્તિનો પ્રભાવ માલમ પડે છે તે જુદી જુદી રીતે પોતાના પ્રિય વિષયમાંથી રસ અનુભવી શકે છે તેથી કાર્લાઇલે પ્રતિભાની જે વ્યાખ્યા આપી છે§ તેનુ રહસ્ય ઉપરના વિવેચનથી

× Genius is the power of carrying the feelings of childhood into the the powers of manhood ' ( Coloreidge )

* " The inquiry leads us to that source at once the essence of genius, of virtue and of life which we call Spontanenty We denote this primary wisdom as intuition whilst all later teachings are tuitions (Ibid )

§ " Genius is the infinite capacity of taking pains

સમજી શકાય એમ છે. તેના મત મુજબ મેહનત કરવાની અથાક શક્તિ તે પ્રતિભા છે, પણ જ્યાં સુધી મનુષ્યને અમુક વિષયમાં રસ મળતો નથી ત્યાં સુધી તેમાં તેનું ધ્યાન રહી શકતું નથી. રસ એ ધ્યાનની માતા છે. પ્રત્યેક પુરૂષમાં કામ કરવાની અને વિચારની શક્તિનો જે ભેદ માલમ પડે છે; તે ઘણો ખરો ધ્યાનની શક્તિનો છે. મનુષ્ય અને પ્રાણીની કૃતિ આ બાબતનો ખુલાસો ઝટ કરે છે. તેમજ સુધરેલા અને જંગલી મનુષ્યના કામ પણ આ સત્યનું સમર્થન કરે છે, તેથી ધ્યાનશક્તિ એ સંસારમાં આગળ વધવાને માટે ઘણી ઉપયોગી બક્ષીસ છે. રસ વગર એકલી મહેનતથી મનુષ્ય થોડા વખતમાં કંટાળી જાય છે. જે ખગોળવેત્તા ખાધા કે પીધાની દરકાર વગર રાત દિવસ આકાશથી પદાર્થનું નિરીક્ષણ કરવાને સતત મહેનત કરે છે, તે ખગોળશાસ્ત્રના રસ સિવાય શી રીતે બની શકે એમ છે! તેજ પ્રમાણે જીવનના દરેક પ્રસંગે રસ સિવાય અથાક મહેનત થઈ શક્તિ નથી; તેથી કાર્લાઇલનું કહેવું. પ્રતિભાનું જે લક્ષણ બતાવ્યું છે તે ધ્યાનમાં હોય તો જ સ્પષ્ટ રીતે સમજાય એમ છે. મેથ્યુ આરનોલ્ડના મત મુજબ પ્રતિભા એ મુખ્યત્વે કામ કરવાનો ઉત્સાહ છે.‡ ભિન્ન ભિન્ન રીતે રસ ગ્રહણ કરવાની શક્તિ પ્રતિભાશીલ પુરૂષમાં છે અને તેથી નિર્ણિત કામમાં તેઓ આગ્રહથી કામ કરી શકે છે. કાર્લાઇલ માફક મેથ્યુ આરનોલ્ડનો કહેવાનો અર્થ લગભગ સરખો જ છે.

પ્રો' બેઇનના મત મુજબ જે મનુષ્યમાં વિચારનું સાદૃશ્ય શોધવાની શક્તિ અસાધારણ હોય છે, તે પ્રતિભાશીલ છે. પ્રાણી અને મનુષ્ય વચ્ચે વિચારશક્તિનો મોટો ભેદ ગણવામાં આવે છે; એટલે મનુષ્યની માફક પ્રાણીમાં આત્મ નિરીક્ષણ અને ભાવમય વિચારની શક્તિ માલમ પડતી નથી. જુદા જુદા પદાર્થની જે અસર તેમના મગજ ઉપર થાય છે તેમાંથી સામાન્ય વિચાર તારવવાની શક્તિ તેમનામાં જોવામાં આવતી નથી. તેમનામાં જે વિચારશક્તિ છે તે ફક્ત અમુક બનાવ કે ક્રિયાનું જે સામીપ્યનું સાહચર્ય છે તે સંબંધીની છે, પણ તે ઉપરથી તે બનાવનું ખરૂં કારણ અથવા તેની ખરી અસર શું છે તે તેઓ સમજી શકતા નથી. આ કારણને લીધે તેમની સર્વ ક્રિયાયંત્રવત્ માલમ પડે છે; પણ મનુષ્યમાં જે ભાવમય વિચારની શક્તિ છે તેથી તે કુદરતના ગૂઢ નિયમો પણ શોધી કાઢે છે. જે મનુષ્યમાં ભિન્ન ભિન્ન પદાર્થ કે બનાવમાંથી અમુક સામાન્ય વિચાર શોધવાની શક્તિ વિશેષ હોય છે તેને આપણે મહાબુદ્ધિશાળી કહીએ છીએ. ન્યુટને ઝાડ ઉપરથી પડતા ફળનું અને ચંદ્ર-

‡ "Genuis is mainly an affair of energy."

• As the genuis is to the vulgarian, so the vulgar human mind is to the intelligence of a brute; compared with men it is probable that brutes neither attend to abstract thinking nor association by similarily. Their thoughts probably pass from one concrete object to its habitual concrete successor...far more uniformly than is the case with us. If habitual contiguities predominate we have a prosaice mind if rare contiguities or similarities have free play we call the person fanciful poetic, or witty. (W. James.)

કરવાને આતુર હોય છે. દૈવને લીધે) તેમના મનની સ્થિતિ જડ નહિ થઈ ગઈ હોવાને લીધે તેઓ કુદરતમાં ઉદ્ભવતાં સૂક્ષ્મ સ્ફુરણ (affections) પણ ગ્રહણ કરી શકે છે. જ્યારે મગજની સ્થિતિ રોગ, ઈજા, કે અકસ્માતને લીધે બગડેલી હોય છે ત્યારે તે ગાંડપણ છે એમ કહી શકાય, પણ જ્યારે પ્રતિભાને લીધે જે વિચાર શોધી કાઢવામાં આવ્યા હોય છે, તે વ્યવહાર ઉપર સારી અસર કરે છે ત્યારે તેમનું મગજ રોગગ્રસ્ત છે એમ આપણાથી કહી શકાય નહિ. સૃષ્ટિમાં જે અનેક તરંગો ઉદ્ભવે છે, તેની અસર પ્રતિભાશીલના મગજ ઉપર થઇ શકે છે, કારણકે જેટલી આપણી ગ્રાહકશક્તિ હોય છે તે પ્રમાણે આપણે બાહ્ય વિશ્વનું જ્ઞાન મેળવી શકીએ છીએ. પ્રો. બોસે પ્રયોગદ્વારા સિદ્ધ કર્યું છે કે આપણી આસપાસ અદૃશ્ય પ્રકાશ છે પણ આપણી આંખ ખામીવાળી છે તેથી તેના તરંગ તે ગ્રહણ કરી શક્તિ નથી. કાનના સંબંધમાં પણ તેજ પ્રકારની ખામી જોવામાં આવી છે. આ ઉપરથી એ ફલિત થાય છે કે જો મગજની સ્થિતિ તીવ્ર હોય તો તેથી અમુક પ્રકારનુ જ્ઞાન મેળવી શકાય છે. પણ મગજની તીવ્રતા એ તેની અસ્થિર સ્થિતિ બતાવે છે, અને તેથી તેવા પુરુષમાં જે વિચિત્રતા જોવામાં આવે છે તે તેના મગજની અસ્થિર દશાનુ ફળ છે. નાજુક અને કોમળ મગજને ધક્કાને લીધે હાનિ થતા વાર લાગતી નથી, તેમજ તે અતિશય દબાણને લીધે થોડા વખતમાં અવ્યવસ્થિત પણ થઇ જાય છે. જો કે પ્રતિભા સાથે આવી રીતનુ જોખમ જોડાએલુ છે, તોપણ તે એક હલકા પ્રકારની શક્તિ છે એમ સાબીત થતું નથી. પણ તે એક દિવ્ય શક્તિ છે એમ તેના કર્તવ્ય ઉપરથી જણાઇ આવે છે.

આપણી હાલની સ્થિતિમાં પ્રતિભાનો પ્રકાશ ઘણોજ અસાધારણ છે. જેને ડાર્વિન કુદરતના આકસ્મિક ફેરફાર કહે છે તેવુ પ્રતિભાનુ અસ્તિત્વ છે, પણ સહજ પ્રશ્ન એ થાય છે કે પ્રતિભા જે હાલમાં ઘણી અસાધારણ બક્ષીસ છે, તે કોઈ વખતે એક સામાન્ય શક્તિ રૂપ જગતમાં માલમ પડશે, અથવા પ્રતિભા ઉત્પન્ન કરવાને કે તેનો વિકાસ કરવાને માટે કઇ સાધન આપણી પાસે છે? તેના વિષે બીજો પ્રશ્ન એ છે કે પ્રતિભાને નીતિ સાથે કોઈ પ્રકારનો સંબંધ છે? નીતિને લીધે તેનો વિકાસ વધે છે કે કેમ તે સવાલ પણ વિચાર કરવા જોગ છે. આ બે પ્રશ્નના સંબંધ એટલું તો કહી શકાય કે જેમ આપણું કુદરત સંબંધી જ્ઞાન વધતું જાય છે અને વ્યવહારમાં તેનો ઉપયોગ કરી શકીએ છીએ, તેટલા પ્રમાણમાં કુદરત ઉપરનો આપણો કાબુ વધતો જાય છે, તેથી જ્યારે આવી અસાધારણ શક્તિ સંબંધી શાસ્ત્રીય જ્ઞાન પ્રાપ્ત થશે ત્યારે તેમાં પણ આપણાથી યોગ્ય ફેરફાર થઇ શકે એ એક તદ્દન સ્વપ્નવત્ છે એમ કહી શકાય નહિ.

મૂળજીભાઈ હીરાલાલ ચોકસી.

---

# પુત્રને--પિતાના પત્રો.

૫.

મ્હારા વ્હાલા દીકરા,

વર્ણાશ્રમના કાલની સંસ્થા, પ્રાચીન અને અર્વાચીન શિક્ષણપદ્ધતિમાં, તેમજ, ગુરુ શિષ્યના સંબંધમાં ફેરફાર વગેરેનો વિચાર કર્યા પછી, તે વખત અને આ વખતનાં માબાપ અને છોકરાં પ્રત્યેના અરસ્પરસ ધર્મમાં શો ફેરફાર દીઠામાં આવે છે, તેનું આજે દિગ્દર્શન કરાવીશ તો તને જરા ગમ્મત પડશે, તેથી તે કરવુ ધાર્યું છે. તે કાળ અને આજના સમયમાં આસમાન જમીન જેટલું અંતર જણાય છે. સઘળાં માબાપ પોતાના અધિકાર પરત્વે સંતાનને બ્રહ્મનિષ્ઠ ગુરૂની પાસે અધ્યયન સારૂ મોકલ્યા પછી ઝાઝી પચાતમાં ન્હોતાં પડતાં, શિષ્યવૃત્તિ ન્હાના મ્હોટા સહુને સરખી. જો તેમ ન હત તો શ્રીરામચંદ્રજી જેવાને વસિષ્ઠ મુનિને ઘેર અને શ્રીકૃષ્ણ પરમાત્માને સુદામા જેવા અકિંચન બ્રાહ્મણસાથે સાંદીપનિ ઋષિને ત્યાં અભ્યાસ સારૂ શું કરવા મોકલવામા આવત? આટલા મ્હોટા છતાં, ગુરૂને ત્યાંહાં સહુ સાથે સરખા. ગુરૂના ઘરનું કામકાજ જોવુ. ગુરૂપત્ની કહે તે શિરસા વંદન કરવું, આપે તે ખાવું, ભણાવે તે ભણવું, ને ઉઠ કહે તો ઉઠવુ અને બેસ કહે તો બેસવું, એવો વ્યવહાર ચાલતો. કપડાંલત્તાં વગેરે સાધારણ, ઠાઠ બીલકુલ નહીં. થોડામાં ઝાઝું કરી લેવું. ઘર આગળ ગમે તેવો વૈભવ હોય, પણ શાળામાં અન્ય શિષ્ય જેવાઃ આડંબર રાખવાનો નહીં. મહાન ઉદ્દેશ ફક્ત જ્ઞાન સંપાદન કરવાનો જ. બ્રહ્મચારી વૃત્તિ તે અક્ષરશઃ પાળવાની. તેની સાથે ગુરૂઓ પણ શિષ્યને પોતાના છોકરા જેવા રાખતા. સારા શિક્ષણ સાથે તેમના અંગબળ તરફ લક્ષ્ય રાખતા. નૈતિક બળ વધારવાનુ હમેશા દૃષ્ટાંત અને દાખલાથી શીખવતા. અધિકાર પરત્વે ધાર્મિક અભ્યાસ પણ આપવામાં આવતો. સંક્ષિપ્તમાં કહું છુ કે ગુરૂઓ પોતાના શિષ્યને "આકે ગાંઠ કુમેદ" કરવામાં જરાએ ચૂકતા નહીં. ગૃહસ્થાશ્રમની ધુસરી વેહેવામાં સંપૂર્ણ સામગ્રી તૈયાર મેળવ્યા પછીજ શિષ્ય માબાપને ત્યાંહાં આવે. જે વખતે તેમનુ હરેક રીતે પસંદ કરવા યોગ્ય અને શાસ્ત્રોક્ત વિધિથી લગ્ન કરવામાં આવે. હવે આજના વ્યવહાર તરફ દૃષ્ટિ કર. (છોકરૂ સમજણું થયુ ન થયુ એટલે નિશાળે મૂકે. સારૂ સારૂં ખાવાનું આપે. સારૂ પહેરવાનું પુરૂ પાડે. તેમ તેની મિથ્યા કલ્પનાથી ઉદ્ભવતી વૃત્તિઓની તૃપ્તિ કરવામાં કચાશ ન રાખે. "ભાઇ" કે "બ્હેન" માગ્યુ તે થવું જ જોઇએ. તેમ કરવાથી શું પરિણામ આવશે તેનો વિચાર જ નહીં. પોતાના ઐશ્વર્ય કે વૈભવની યથાસ્થિત (છાપ જ્યાંહાં) સુધી છોકરા ઉપર ન પડે ત્યાંહાં સુધી માબાપ પોતાના કોડ પુરા નથી પડયા તે બાબત દીલગીર રહે.) મા છોકરાંને જૂદી રીતે મ્હોટાઇ (આપે.) બાપ છોકરાં પ્રત્યે નિષ્કાળજી રાખે. બન્નેમાંથી કોઇ છોકરો નિશાળે શું શીખ્યો? શું કરે છે? તેના કોણ મિત્ર છે? બહાર વર્તન કેવું છે? શારીરિક માનસિક નૈતિક ને ધાર્મિક વૃત્તિ તરફ તેનું કેવું લક્ષ્ય છે તેનું બારીકીથી નિરીક્ષણ

તો શું કરવા જ કરે ? ઘણું થાય તો એક ખાનગી શિક્ષક રાખી આપે. પછી તે શું શિખવે છે તે તરફ તો ધ્યાન કોઇક જ બાપ દેતા હશે. કેટલાંક માબાપો નિર્માલ્ય છોકરાંને શીખવવા પાછળ લખલૂટ ખર્ચ કરે છે, ને પાછળથી પસ્તાય છે કે "એટલું દ્રવ્ય જો તેની ભવિષ્યની જીંદગીને સારૂ જમા રાખ્યું હત તો કેવું સારૂ થાત? એક દિશાએ નિષ્કાળજી રાખે છે તો બીજી બાજુએ તેમને ન્હાનપણમાં પરણાવીને દુનિયાંના ખોટા લ્હાવા લેવામાં તેઓ કચાશ રાખતાં નથી. એવાં છોકરાં પાસે પોતાના ગજા ઉપરાંત ખર્ચ, અને સીલીક પાસે ન હોય તો કરજ પણ કરે છે. આપણામાં મ્હેં એક વસ્તુ તરતી દેખાય એવી જોઇ છે ને તે એ કે દરેક મનુષ્ય પોતે હોય તે કરતાં પોતાનું પદ અધિક છે એમ બતાવવાનો પ્રયત્ન કરે છે, ગરીબીમાં શરમ માને છે, સોડ પ્રમાણે સાથરો રાખતો નથી. બાપ જરા છોકરાં ઉપર દાબ રાખે તેવો હોય તો મા છાવરે, ને ગુની આદતોમાં મદદરૂપ થાય. ઉપરની સ્થિતિ સામાન્ય રીતે બતાવી છે. બાકી જે માબાપો છોકરાંની સમયોચિત કાળજી રાખી તેમને કેળવે છે તે સારાં ફળ ભોગવે છે. સો ટચના સોનાને છ.શીશું શી રીતે કહેવાય ? વિશેષ સૂચના વળી વખતો વખત આપીશ.

લી. ત્હારા પિતાના અનેક આશીર્વાદ.

૬.

મ્હારા વ્હાલા પુત્ર,

મ્હારા પ્રથમના પત્રથી તને વખતે એવો વહેમ આવશે કે "—ભાઇની મતિ ગઇ છે ? કે શું એમનો વિચાર હાલનું સંસારચક્ર ફેરવીને ઉંધું વાળવાનો છે ? કે એમને પ્રાચીન સમયનો ઉદ્ધાર કરીને અર્વાચીન પ્રગતિનું નખોદ વાળવું છે ?" દીકરા, એવો ખોટો અંદેશો રાખશો નહીં. હું જાણું છું કે ગયો વખત પાછો આવવો ઘણો કઠણ છે. શું હતું ને શું થયું તેને માટે ઇતિહાસના પાનાં ફેરવો. કાળની બલીહારી છે, પૂર્વકાળથી જ જૂનું તે ખોટું અને નવું તે સારૂં એમ માનવામાં આવેલું છે. હું મધ્યમ ગતિથી ચાલનારો છું. કાળબળનું વિશેષ પ્રાધાન્ય ગણવાવાળો છું. ચાલતા સમયમાં જે અનિષ્ટ હોય તે સુધારીને હરેક વસ્તુ ઇષ્ટ અને સ્પૃહણીય બનાવવાની ઇચ્છા ધરાવનારો છું. દરેક સમયમાં જોઇશ તો તને જણાશે કે જનસમાજની ચડતી પડતીનો મૂળ આધાર "કેળવણી" ઉપર છે. તે ઉપર જેટલી બારીક નજર રાખવામાં આવશે, તેટલા આપણે સુખી. ઉંચી કેળવણીનાં સાધનની ન્યૂનતાને લઇ વખતે સકામણાં છો થાય, પરંતુ પ્રાથમિક કેળવણીની આપણા દેશમાં એટલી બધી આવશ્યકતા છે કે તે વિષે બે વિચાર હોય જ નહીં. તે વિદ્યાદાન તો ખાસ અપાવવું જ જોઇએ,—કોને માથે તે ફરજ છે તે વિષે મતભેદ છે, ને તે હમેશાં રહેવાનો જ. કેટલાકનું એવું કહેવું છે કે પ્રાથમિક કેળવણી સરકારે આપવી જોઇએ. રૈયત તરફથી તેઓ મ્હેસુલ વગેરે લે છે, ને તેમની તીજોરી તાજી રાખે છે, તો તેમના મનના વિકાસને માટે તેમણે શા સારૂ લક્ષ્ય ન દેવું ? કેટલેક અંશે તે વાત ખોટી પણ નથી. હમણાં હમણાં સરકારે તે તરફ ધ્યાન પણ પહોંચાડયું છે, ને પ્રાથમિક કેળ-

વણીનો વિસ્તાર શી રીતે વધે તે માટે ઘણો પરિશ્રમ લેવામાં આવે છે, ને છૂટથી નાણું પણ ખર્ચ કરાય છે, પ્રાથમિક કેળવણી સારૂ શાળાઓ પણ વધારવા કોશીશ થાય છે. આ દિશામાં પ્રથમનું પગલું ભરવાનું માન શ્રીમંત મહારાજા સર સયાજીરાવને ઘટે છે. તેમણે પ્રાથમિક કેળવણી આપવી એટલો જ વિચાર નથી કર્યો. તે ઉપરાંત તેમણે તેને ફરજીઆત બનાવી છે. હવે તે ધોરણ સર્વાંશે આપણા બ્રીટીશ રાજ્યમાં એકદમ બની શકવું જરા વિકટ છે. પ્રથમ તો સાધનનું કમીપણું જણાય છે. ને તે છતાં ધારો કે ફરજીઆત કરવામાં આવે તો, તેથી થતા લાભ કરતાં હાનિ મ્હારી નજરે વિશેષ જણાય છે. મ્હારા આ કહેવાનો ઉદ્દેશ તને દષ્ટાંતથી વધારે સહેલાઇથી સમજી શકાશે. એક વર્ષે હું અમુક તાલુકાના ગામમાં મુકામ નાંખીને પડેલો હતો, તે વખતે વડોદરા કાંપમાં રહેનારી એક મોચણ અને તેનો દીકરો, (જે મ્હારા ઓળખાણનાં હતાં) મ્હારી પાસે આવ્યાં ને રોવા તથા કકળવા લાગ્યાં. મ્હેં કારણ પુછ્યુ તો તેમણે કહ્યું કે તેમનો એક પંદર વર્ષનો છોકરો છે, તે જીનીંગ ફેક્ટરીમાં બે ત્રણ વર્ષથી નોકર છે, ને પાંચ રૂપિયા લાવે છે, ને તેમના ગુજરાનમાં મદદ કરે છે તે છોકરાને આ તાલુકાના વહીવટદાર અને તેથી કનિષ્ઠ વર્ગના નોકરો ફરજીઆત કેળવણી લેવાને પાત્ર થતી ઉમ્મરની 'યત્તા' (છયત્તા) માં ગોઠવ્યા કરે છે ને વારંવાર તેમની પાસે મફત જોડા, બુટ શીવડાવે છે. હવે તો તેઓ કાયર થઇ ગયાં છે, ને ગામ છોડી જતા રહેવા વખત આવી છે. કર્મધર્મસંયોગે તેજ વખતે વહીવટદાર મ્હને મળવા આવ્યા. મ્હારો સ્વભાવ તો તું જાણે છે. મ્હેં એમની ધૂળ ખંખેરી નાંખી ને મોચીને તથા તેની માને વિદાય કરી દીધા. વહીવટદાર મારા કમનશીબે આપણી જ્ઞાતિના હતા! પછીની હકીકત નથી લખતો પણ પરિણામ સારૂ આવ્યું એટલુ જાણવામાં આવ્યુ હતું આ ઉપરથી સમજજે કે કેળવણી ફરજીઆત કરવામાં તવંગર કરતાં ગરીબની હાડમારી ઘણી થશે. અને હલકા અને નીચ અધિકારીઓના હાથમાં સતાવવાનું એક વિશેષ સાધન ઉપલબ્ધ થશે. પ્રાથમિક કેળવણીની આવશ્યકતા સ્વીકાર્યા પછી તેની યોજના ઘડવામાં ચતુરાઇ છે. મ્હારા અલ્પ મત પ્રમાણે એ પ્રપંચમાં લોકમતનો અંશ, અધિકારી વર્ગના કરતાં દ્વિગુણ ત્રિગુણ રાખવો. શાસન કરવામાં મ્હોટુ મન રાખવુ. હુકમ અને સત્તાબળ કરતાં સદ્બોધ અને પ્રોત્સાહનનો વિશેષ ઉપયોગ કરવો. પ્રસાર એકદમ કરવો ઉચિત ન જણાય તો જે પ્રાંત અતિશય પશ્ચાત્ હોય ત્યાંથી શરૂઆત કરવી ને અનુભવ મેળવ્યા પછી સુધારાવધારા કરવા. મ્હોટા સુધારાના અંકુર હમેશાં ન્હાનાં બીજમાં જ હોય છે. પછી કાળનું બળ જોશો.

લી. ત્હારા પિતાના અનેક આશીર્વાદ.

૭.

મ્હારા વ્હાલા પુત્ર.

હમણાં જ્યારે હું પ્રાથમિક કેળવણીના વિષય ઉપર તને લખવા લાગ્યો છું ત્યારે આધુનિક સમયમાં દશબાર વર્ષનાં છોકરાં કેવી સ્થિતિમાં ઉછેરવામાં આવે છે, તેમનાં માબાપ

તરફથી તેમની કેવી કાળજી રાખવામાં આવે છે, તેમની ગૃહકેળવણી કેવા પ્રકારની છે, અને તેમની આસપાસનું વાતાવરણ કેવું હોય છે, તેમને શો ખોરાક આપવામાં આવે છે, ને છેવટે તેમને કપડાં વગેરે કેવાં પહેરાવવામાં આવે છે વગેરે પરચુરણ વિષયની ચર્ચા કરવી ધારું છું. તમામ છોકરાંની બાબતમાં એક સામાન્ય ધોરણ હોઈ શકે નહીં. કેમકે તેનો આધાર છોકરાંના માબાપની સ્થિતિ ઉપર મુખ્યત્વે રહે છે. મુરબ્બીઓનું સાધન, તેમની રહેણીકરણી, તેમનું જ્ઞાન, આસપાસની પરિસ્થિતિ, જનસમાજમાં તેમનો સમાસ, અને વર્તન, વગેરે અનેક કારણોના સમ-વિષમપણા સાથે તેનો નિકટ સંબંધ હોય છે. વાસ્તવિક રીતે કહું તો ન્હાનપણમાં છોકરાંની જેવી કાળજી રાખવી જોઇએ તેવી આપણે રાખતા નથી. ગામડાંમાં તો છોકરાંનું જીવન ઘણું સામાન્ય દીઠામાં આવે છે. તેઓ ખાઇ પીને તથા હરીફરીને ખુશીમાં દહાડા કાઢે છે. ઘણો વખત રખડવામાં જાય છે. માબાપનું લક્ષ્ય ક્વચિત્ રહે. ગામની મ્હેતાજી તો કોનો જ તેના અભ્યાસ ઉપર ધ્યાન રાખે ? કપડાંનું ભાન જ નહીં. કોઇવાર ધોતથી પહેરે, કેહેડીયું કે ડગલી શરીરમાં રાખે. મરજીમાં આવે તો નિશાળે જાય, અને તેનાં ભાગ્યમાં હોય તો બે અક્ષર લખતાં વાંચતાં શિખે. જરા સમજણમાં આવે કે સહેજ મદદ રૂપ થતાં જણાય, એટલે માબાપો તેમને પોતપોતાના ધંધારોજગારમાં દાખલ કરી દે, ને છેવટે તેમાંજ તેમનું આયુષ્ય પુરૂં થાય. કુલફટાકીઆવેડા અથવા શોખ તો તે જાણતાં નથી. પણ રીતભાતનું અજ્ઞાનપણું દેખાય છે. ગૃહકેળવણીના સંસ્કાર થતા નથી. નીચ અને અધમ બોલીચાલી શીખી લે છે, ને સહુથી વધારેમાં બીભત્સ વાણી બોલતાં સંભળાય છે. આ બધાંની સાથે મ્હેં એક ફાયદો જોયો છે, તે એ કે, તેમની તંદુરસ્તી સારી રહે છે. માંદાં મ્હોં કે ફીક્કા ચ્હેરા નથી, આપણામાં જે અશક્તિ કે માંદગી વાસો કરીને રહેલી છે, ને એમનામાં કોઇ દહાડો જોવામાં આવતી નથી. ગમે તેવું સાહસિક કામ કરવા તત્પર થઇ જાય છે. હવે મ્હોટાં શહેર અને નગરોમાં ઉપરનાથી તે વયનાં છોકરાંની સ્થિતિ વગેરે તદ્દન ઉલટું. સમજણ સાથે છોકરાંને નિશાળે મોકલવાનાં. કોઇ માબાપ તો જેમ બને તેમ ન્હાની ઉમ્મરમાં છોકરાંને જેમ બને તેમ વધારે ભણેલાં કહેવડાવવાનો યશ ખાટવાને માટે ખાનગી શિક્ષકો રાખીને છોકરાંને જરા પણ નવરાં રહેવા દેતાં નથી. નિશાળેથી આવ્યાં કે તરત છોકરાં ખાનગી શિક્ષકને દેખે છે. આ પદ્ધતિને હું કાગળની કોથળીમાં ખીલા ભરવાની સાથે સરખાવું છું. તેમના કુમળાં મન અને બુદ્ધિના વિકાસ તરફ લક્ષ્ય અપાય છે પણ તંદુરસ્તીના ખર્ચે. કોઇ પણ વસ્તુ પરાણે મોટી થઇ શકતી નથી. ઋતુ વગર ફળ આવેજ નહીં. આપણા નોકરીઆત કે ધંધાર્થી લોકોમાં પિતા તો ભાગ્યેજ છોકરાં સાથે હળવા મળવા કે વાતચીતના આનંદ સારૂ વખત કાઢે. જો સુશિક્ષિત મા, બ્હેન કે ભાઇ હોય તો વળી છોકરાંને કંઈ પુછે કરે, ને તેની સર્વ રીતે દરકાર કરે. ધનાઢ્ય લોકોની સ્થિતિ તો મહા વિપરીત હોય છે. પ્રથમ તો ઘેલાં લાડમાં તેમને ઉછેરે છે. હલકી પ્રતનાં નોકર ચાકરમાં તેમનો ઘણો વખત જાય છે. જેનું પરિણામ એ આવે છે કે છોકરાં ચીબાવલાં, સ્વચ્છંદી અને ખોટી આદતોમાં પડી જાય છે. ટૂંકામાં સાધનનો દુરૂપયોગ થતો જણાય છે. જે માવિતર પોતાનાં છોકરાંનાં તન, મન અને કેળવણી વગેરે માટે લક્ષ્ય રાખે છે તે સુખ ભોગવે છે. ન્હાની ઉમ્મરનાં છોકરાંના ખોરાક ઉપર સામાન્ય રીતે ખાસ લક્ષ્ય અપાતું

મ્હેં વિશેષ જોયું નથી. ઘણે ભાગે તો તે બીચારાનો ઘડો જ નથી. ગમ્યું હોય તે ખાવું. પૌષ્ટિક પદાર્થમાં થોડું દુધ કે છાટો ઘી મળે. સાંજે નિશાળેથી આવે ત્યારે સહેજસાજ ખાવાનું મળે. ખોરાક ઉપર જ્યારે દુર્લક્ષ્ય હોય છે તો પછી તેમના કપડાંની કોણ ખાસ કાળજી કરે છે? ઋતુઋતુનાં કપડાં તો સાધન ઉપર અવલંબીને રહે. પણ સ્વચ્છતા ઉપર પણ ઝાઝી કાળજી રહેતી દેખાતી નથી. આટઆટલા લોકો વિલાયત જઈ આવ્યા, બધું શીખી આવ્યા, પણ છોકરા શી રીતે ઉછેરવા, ને તેમને કુમળી વયમાં કેવી રીતે પાળી પોષી મ્હોટા કરવાં, ને ઉંચી કેળવણી લેવાની તૈયારી ઉપર મૂકવાં, તેનો ભાગ્યે જ વિચાર કરવામાં આવ્યો છે. આ આપણા લોકની નિરીક્ષણ, અનુકરણ, ને સારાસાર વિચારની ખામી!

લી૦ ત્હારા પિતાના અનેક શુભ આશીર્વાદ

૮.

મ્હારા પ્રિય પુત્ર,

આજે હું તને "માધ્યમિક" કેળવણી લેનારા છોકરા વિષે થોડું કહેવાનો છું. હાલના ચાલતા ધોરણ પ્રમાણે જે છોકરાઓ ગુજરાતી-મરાઠી-ઉર્દુ વગેરે માતૃભાષાનો અભ્યાસક્રમ પુરો કરીને ઇંગ્રેજી કેળવણી શરૂ કરી "યુનીવરસીટીની મૅટ્રીક્યુલેશન" અગર "મેટ્રીક્યુલેશન" પસાર કરનારાં છે તેમની સ્થિતિનું ભાન કરાવવામાં આવશે. ગામડાંમાં તો ઇંગ્રેજી કેળવણીનાં સાધન નથી એટલે તેમને વિષે વિચાર કરવાનું ઘણું થોડું રહે છે, ને છોકરાને ઉત્સાહ ઘણો રહે છે, પરંતુ, માબાપનાં સાધનના કમીપણાને લીધે, પોતે સંકલ્પ સિદ્ધ કરી શકતાં નથી. ક્વચિત્ આસપાસના મ્હોટા શહેરમાં ઇંગ્રેજી શાળાનું અસ્તિત્વ હોય, સગા વ્હાલાના સંબંધને લઇને મદદ મળે તેમ હોય, અગર છેવટે વીશી અગર "બોર્ડીંગ હાઉસ," વગેરેની સગવડ હોય તો છોકરાં અભ્યાસ કરવાનું શરૂ કરે છે. પણ તેમાં અનેક કારણોને લીધે પુરેપુરા ભાગ્યશાળી નિવડતા નથી એમ મારૂં માનવું છે. શહેરો અને નગરોમાં છોકરા સાધારણ માતૃભાષાનું જ્ઞાન સંપાદન કરીને ઇંગ્રેજી નિશાળે જાય છે. દાખલ થયા એટલે છોકરાના વડીલના ભોગ લાગ્યા. પારવનાની અને ગજા ઉપરાંતની ફી, પ્રત્યેક વર્ષે બદલાતા પુસ્તકોનું ખર્ચ, ઇંગ્રેજીમાં દાખલ થયાં એટલે સારાં કપડાં લત્તાનો વધતો જતો શોખ, આ બધાં આજકાલ એટલા વધી પડયા છે કે મને ઘણીવાર વિચાર થાય છે કે સાધારણ સ્થિતિના માબાપની શી સ્થિતિ થતી હશે? અને જે બિચારાને છોકરાંને કેળવણી આપવાની ફરજ હશે તે શી રીતે અદા કરતાં હશે? દરેક વર્ષે છોકરો સારો હોય તો અભ્યાસક્રમમાં વધતો જાય. પ્રથમના ત્રણ ચાર ધોરણમાં તો તેટલાં વર્ષ નકામાં જેવા જાય છે. ભણતર ઉંચું આવતું જણાતું નથી, તેઓનો અભ્યાસ પણ સાધારણ હોય છે. પાંચમા, છઠ્ઠા અને સાતમા અગર મેટ્રીક્યુલેશનની પરીક્ષાના વર્ગમાં છોકરાં ઉપર સહેજસાજ કાળજી રાખવામાં આવે છે. માસ્તરો પણ જરા ઉંચી કેળવણી પામેલા અને ઠરેલા હોય છે એટલે મન દઇને શીખવે છે. ને છોકરા પ્રારંભમાં હોય તેટલું જ્ઞાન મેળવે છે. જ્યાહાં સુધી છોકરાને ઠરેલા ધોરણ શીખવવામાં આવે છે, ત્યાહાં સુધી તો ગોખણપટ્ટી કરી કરાવીને, કે સારી સ્થિતિવાળા માબાપ હોય તો ખાનગી માસ્તર રાખીને તેમની મદદથી ફતેહમંદ અભ્યાસ

ચાલુ રાખે છે. પણ મેટ્રીક્યુલેશનના ખાડામાં પડ્યા, અર્થાત્ જ્યાંહાં સામાન્ય અને અનિયમિત અભ્યાસ અને તેવાજ પ્રકારની પરીક્ષા, ત્યાંહાં સેંકડે પુણોસો ટકા જેટલી સંખ્યા રખડી પડે છે. એક સાધારણ નોકરીને માટે જાહેરખબર આપવામાં આવે છે તો ઘણા અરજદારો 'હું કમનશીબે મેટ્રીક્યુલેશનમાં નપાસ થયો છું,' એવું લખનારા હોય છે. આ છોકરાંઓની સ્થિતિ હું વિલાયતની સીવીલ સર્વીસમાંથી ઉત્તીર્ણ નહીં થયેલા અલ્પજ્ઞાની, ગજુ નહીં છતાં માબાપના પૈસાનો ભોર મુકનાર અને પાછા આવીને ભારરૂપ, અને જુદી રીતભાતનું અનુકરણ કરનારા, શીસીઆરીખોર સાથે સરખાવું છું—જે 'અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ" જેવા થઇ રહે છે ને દુનિયામાં ઢંગધડા વગરના થઇને ફરે છે. પ્રથમ આવા છોકરાઓને રેલ્વે, પોસ્ટ વગેરે ખાતાં સંઘરતાં, પણ હવે તેમના ઉપાડ થતા નથી. સહેજસાજ ભણેલા હોવાથી સારાં ખાવાં પીવાં, હોડવાં પેહેરવાં, રહેવાં ફરવાં, ને એવી ઉપાધિખોર વસ્તુઓમાં પડવાને લીધે સંસારમાં તેઓ ભારરૂપ થઇ પડ્યા છે. જેઓ આ ખાડામાંથી નીસરી જાય છે, તેઓ ઉંચી પંક્તિનું જ્ઞાન મેળવવાને પાત્ર થઇને વિશેષ લાયકી મેળવે છે, ને આનંદદાયી જીવન ગાળે છે. મ્હારા અલ્પ મત પ્રમાણે આ માધ્યમિક કેળવણીના ક્રમમાં ફેરફાર થવાની ખાસ આવશ્યકતા છે. થોડા સમયમાં ઝાઝું જ્ઞાન પ્રાપ્ત કરી શકે, એવી છોકરાંને સવડ કરી આપવી જોઇયે. નિશાળમાં જે ભારે "ફી" નો વધારો થયે ગયો છે તેમાં ઘટાડો થવો જોઇયે, નિશાળમાં છોકરાઓને માસ્તર સાથે રહેવા કરવાની તથા ખાવાપીવાની સવડ પણ કરી આપવી જોઇએ. ને તેમનાં નિશાળનાં તો ખરાં જ, પણ તે ઉપરાંત બહારનાં વર્તન ઉપર સારી પેઠે નજર રાખવી જોઇએ. આમ થવાથી કેળવણીના સંબંધને ગેરવાજબી અસંતોષ અને સરકાર ઉપર લોકોની કડવી થઇ છે, તે ઘણે અંશે દૂર થશે, ને ખર્ચ કંઇ ભરજે પડશે. દર વર્ષની પરીક્ષાનું ધોરણ તો નિંદ્ય જ છે. છોકરાં ભણવાના હડકવામાં દુબળાં રહે છે ને પરીક્ષાના નિરર્થક શ્રમને લઇને સમજણની સાથે ફીકરચિંતામાં રહ્યા કરે છે.

લી. મ્હારા પિતાના અનેક આશીર્વાદ.

૯

મારા પ્રિય પુત્ર,

ઉંચી કેળવણીના મ્હને સંસ્કાર નથી એટલે તે વિષયને મ્હારાથી યથા ન્યાય નહીં થઇ શકે. તે કામ મહાનુભાવી સર્વજ્ઞ, પૂર્ણ સંસ્કારિત, અને સત્તાધીશોનું છે. તથાપિ મ્હને આટલી ઉમ્મરમાં તે બાબતનો જે અલ્પ અનુભવ થયેલો છે, વાંચ્યું છે, શ્રવણ કર્યું છે તે વિષે થોડું થોડું લખીને મ્હારી ઇચ્છા પરિપૂર્ણ કરીશ. ઉંચી કેળવણીના વિષે આપણા દેશીઓમાં અનેક મત છે. કોઇ કહે છે કે સરકારને તે ભુખે મારવાનો વિચાર છે, અને પ્રાથમિક કેળવણીના નામે ઉંચી કેળવણી કમી કરવાની ધારણા છે. કોઇ કહે છે કે આપણા દેશીઓ ભણીગણીને તૈયાર થાય છે, તે તરફ સત્તાધીશોનો ડોળો છે, એટલે તેઓ જેમ બનશે તેમ ઉંચી કેળવણી આપવાની ફરજમાંથી ખસી જવા માગે છે, ને તેનો બોજો સાર્વજનિક સંસ્થાઓ, અને પરોપકારી સત્પુરુષોનાં અખૂટ સાધન ઉપર નાંખવા માગે છે. અનેક વ્યક્તિઓ સરકાર ઉપર અનેક પ્રકારના દોષ મૂકે છે, અને સરકાર તે સંબંધે કોઇ કોઇવાર વિરુદ્ધતામાં

ઉસ્કેરાઇ તે પોતાના ઠરાવના સ્વરૂપે ઉદ્દગાર કાઢે છે. મ્હારા મતમાં એવું આવે છે કે ગમે તેવા પ્રકારની કેળવણી, પછી તે પ્રાથમિક, માધ્યમિક કે ઉંચી પંક્તિની હોય, જે સારૂ સરકારે અને લોકમતે એકત્ર થઇને સુખદ્દાથી, અને સલાહશાંતિ ભરેલા ઉપાયો યોજવા જોઇએ. અરસપરસ ગરમાગરમી ન રાખવી. નકામુ થુંક ઉરાડવાથી શુ પ્રયોજન? ઉભયે કાર્ય સિદ્ધ તરફ લક્ષ્ય રાખવું ઘટિત છે. મિથ્યા આરોપ મૂકીને એકબીજાએ અણવિશ્વાસ ઉત્પન્ન કરવાથી શું ફળ થાય? ઇંગ્રેજ સરકાર-તેમના ઉંચા દરજ્જાના અધિકારીઓ—સાંકડા મનના નથી., ઉદારચરિત છે. તેમની પાસે એક વિષય યથાર્થ મૂકાયો હોય તો તેના ગુણ દોષ જોઇને નિકાલ થયા વગર રહેતો નથી. યુનીવરસીટીનાં એક બે કમીશન અને કોન્ફરન્સ મળેલાં તેથી વખતોવખત કેળવણી ખાતાના મ્હોટી પાયરીના અધિકારીનાં મંડળોને સરકાર તેડાવીને તે વિષયનો સારો ઉહાપોહ કરાવે છે, ને જોઇતા સુધારાવધારા કરવામાં આવતા દેખીયે છીયે. હાલમાં તેનાજ પરિણામે સરકારે વિજ્ઞાન અને કૃષિકર્મને વિશેષ ઉત્તેજન આપવા માંડયુ છે. તે ખાતાની સસ્થાઓ ઉઘાડવાના પ્રયત્ન જારી છે ને આર્થિક અને ઔદ્યોગિક પ્રગતિને જોઇએ તેટલું પ્રોત્સાહન મળવા માંડયુ છે. કેવળ વેદીયા ઢોર બનાવવાથી આપણને ફાયદો નથી. જૂદાં જૂદાં ક્ષેત્ર ઉઘાડી, તેની ખીલવણી કરી, પ્રજાની પ્રવૃત્તિઓને પૃથક્ પૃથક્ દિશાઓમાં વાળીને તેમનાં જીવનનાં સાધન વૃદ્ધિ પમાડવામા જેટલા ઉપાયો લેવામાં આવશે તેટલો આપણને ફાયદો છે. હાલમાં ઉંચી કેળવણીની સંસ્થાઓમાં ગુરૂઓનું લક્ષ્ય શીખવવા કરતાં સખ્તાઇથી પરીક્ષા લેવા તરફ વિશેષ રહેતું જણાય છે. શિષ્ય વર્ગ તદ્દન પરીક્ષાની પદ્ધતિથી કેવળ કંટાળી ગયો છે. અભ્યાસક્રમ સુધારવાની તો જરૂરીયાત છે જ. નિરૂપયોગી વિષયો બાતલ કરીને કામપૂરતા દાખલ કરવા. પ્રતિવર્ષ પરીક્ષાનો ત્રાસ કમી કરવો. ભણતરના પ્રમાણમાં તેમને ઉત્તેજન આંપવું. તેમની નીતિરીતિ સુધારવી. ગુરૂઓએ શિષ્યની વૃત્તિ ઉપર પોતાની છાપ મૂકવી. મ્હોટાનાં આચરણ પ્રમાણે ન્હાનાંએ વર્ત્તવાની ટેવ રાખવી. વગેરે અનેક વિષયો વિચાર કરવા જેવા છે. પરીક્ષાની હાડમારીથી શિષ્યવર્ગ ફક્ત મરી જવો બાકી રહ્યો છે. પરીક્ષકો પોતાનુ પાંડિત્ય દર્શાવવા, ને પોતે હોંશીઆર હોય તેથી શિષ્યોએ પણ તેવાજ થવું જોઇએ એવી ખોટી દાંભિક માન્યતાથી પોતાના મનમાં આવે તેવા પ્રશ્ન મૂકીને, તેમને નિરાશ કરવામાં ઘણા તત્પર રહેતા જણાય છે. શિષ્યો જ્યહાં ત્યહાં ભણતા હોય. સાધનના કમીપણાને લઇને કટી તેડીને થોડા સમયમાં ઝાઝો અભ્યાસ કરવા વૃત્તિ ધરાવનારા હોવાથી રાતદહાડો મહેનત લઇને શરીરની પાયમાલી કરી નાખે છે. ને વખતે પરીક્ષાઓ આપીને, પ્રારબ્ધવશાત્ ઉત્તીર્ણ થાય છે. પણ પોતાના ભણતરનો વિશેષ ઉપભોગ લેવાને શક્તિ માત્ર રહેતી નથી. એટલા જ કારણથી તેમનાં અકાળ અને શોચનીય મરણ ઉપજે છે. આ બાબત ઉપર વખતોવખત ચર્ચા થયેલી છે, ને થાય છે, પણ છેવટ કાંઇ નથી થતું. શિક્ષણ અને પરીક્ષાની પદ્ધતિમાં જ્હાં સુધી દેશકાળને અનુસરીને ફેરફાર નહીં થાય ત્હાં સુધી આપણે દુઃખી અસંતુષ્ટ અને અસલાવાળા રહીશુ. પ્રભુ સૌને સદ્બુદ્ધિ આપો. આજ તો એટલુ જ. લી. ત્હારા પિતાના અનેક આશીર્વાદ.

"એક પિતા."

# વ્યાયામ.

જે ભારતભૂમિ ઋષિમુનિઓના જમાનામાં સમગ્ર મહી મંડલના અગ્ર ભાગે વિરાજતી હતી, તે અત્યારે અત્યંત અવનત દશામાં છે. જ્યાં અર્જુન, ભીમ જેવા મહારથીઓ ગાજતા હતા, ત્યાં વીર્યહીન અને નિર્માલ્ય મનુષ્યો દૃષ્ટિગોચર થાય છે. પ્રજા નિઃસત્ત્વ અને નિર્વીર્ય થઇ છે તેનો પુરાવો જાહેરપત્રોમાં ઉભરાતી શક્તિની દવાઓથી સચોટ મળે છે. ' —ઘૃત,' ' —મર્દાની ગોળીઓ, ' ' —નિગ્રહ ગોળીઓ,' ઇત્યાદિ દવાઓના રાફડા ફાટયા છે. અર્થાત્ જનસમાજ વીર્યહીન થયો છે. અમૂલ્ય વીર્યની રક્ષા કરવામાં આપણે લક્ષ્ય આપ્યું નથ અને આપણામાંથી ઘણાખરાઓને માટે દાક્તરની બાટલીઓનું સેવન એક નિયમ રૂપ થઇ ગયુ છે. આપણી અમૂલ્ય જીંદગીના ઘણાખરા દિવસો કાંઈ કોઈ વ્યાધિગ્રસ્ત સ્થિતિમાં ગાળવા પડે છે અને જુજ નિરોગી દિવસો અપવાદ રૂપ થાય છે.

આપણે દેશોદયની વાતો કરવામાં પાછી પાની કરતા નથી. પણ દેશસેવાના પવિત્ર કાર્ય માટે આવશ્યક શારીરિક સંપત્તિનો આપણે કેટલો સંચય કર્યો છે? વર્તમાનપત્રોમાં પ્રચલિત યુદ્ધના સમાચારો વાંચીએ છીએ. દરરોજ આપણે યુરોપીય નેતાઓનાં ઉત્સાહ પૂર્ણ ભાષણો ધ્યાનપૂર્વક વાંચીએ છીએ. તેમાં સારાંશ ફક્ત એટલો નીકળે છે કે જે દેશની પ્રજા શારીરિક, માનસિક અને ધાર્મિક બળમાં વધારે ઉત્કૃષ્ટ હશે તે દેશનો વિજય થશે. તેવીજ રીતે જો આપણે આપણા દેશનો ઉદ્ધાર કરવો હોય તો શારીરિક, માનસિક અને ધાર્મિક બળની અભિવૃદ્ધિ કરવામાં આપણે સતતનિયમ પ્રયત્નશીલ રહેવું જોઇએ.

આપણી યુનીવર્સીટીઓએ ફક્ત માનસિક શિક્ષણને પ્રાધાન્ય આપ્યુ છે, પણ શારીરિક કેળવણી તરફ જેટલું લક્ષ્ય આપ્યુ નથી. તેલંગ, ગોખલે, ગુરૂદત્ત વિદ્યાર્થી જેવા અસંખ્ય વિદ્વાનો યુનીવર્સીટીઓમાં ઉત્પન્ન થયા છે. પણ તેવા અનુપમ દેશહિતૈષી બાહોશ પુરૂષો લાંબુ આયુષ્ય ભોગવી શક્યા નથી તે એક દીલગીરીની વાત છે. ઘણાખરા ગ્રેજ્યુએટો પોતાનો અભ્યાસ પુરો કર્યા પછી સાજી માંદી અવસ્થામાં પોતાનું જીવન પુરૂં કરે છે.

યુરોપીય યુનીવર્સીટીના વિદ્યાર્થીઓને માનસિક અને શારીરિક શિક્ષણ આપવામાં આવે છે. દરેક વિદ્યાર્થીને લશ્કરી તાલીમ ફરજીઆત લેવી પડે છે. તેથી તેની સહનશીલતામાં વધારો થાય છે અને તેનું શરીર મજબુત બને છે. આપણા વિદ્યાર્થીઓનો ઉદ્દેશ મુખ્યત્વે પરીક્ષા પસાર કરવામાં જ સમાપ્ત થાય છે. નિયત કરેલાં પુસ્તકોનું રાતદિવસ રટણ કરવું અને પરીક્ષા વખતે ગોખેલું લખી નાંખવું એ જ તેમના શ્રમનું લક્ષ્યબિન્દુ છે. યુરોપમાં પરીક્ષાને મહત્ત્વ અપાતું નથી. વિચારશક્તિનો યોગ્ય વિકાસ એ જ લાયકાતનું પ્રમાણ પત્ર ગણાય છે.

આપણા ગૌરવાન્વિત પ્રાચીન સમયમા ઋષિમુનિઓએ સર્વ દેશી શિક્ષણ ક્રમની યોજના કરી હતી. શારીરિક, માનસિક અને ધાર્મિક અધ્યયનનો સંપૂર્ણ લાભ દરેક વિદ્યાર્થીને આપવામા આવતો હતો. ગુરૂકુળમાં નિવાસ કરનાર બ્રહ્મચારીઓ સખ્તમાં સખ્ત દિનચર્યા કરતા હતા, પ્રાતઃકાળમાં ચાર વાગે ઊઠી શૌચ સ્નાન કરી અંગકસરત એટલે સુધી કરતા કે શરીરમાંથી જઠરાગ્નિમાં પરસેવો છુટતો અને માનસિક વિકાસ પણ એટલે સુધી કરી શકતા કે તે સમયે શોધેલા તત્ત્વજ્ઞાનનાં સિદ્ધાંતો સમજવા આપણાં નિર્મલ મગજોને ભારે પરિશ્રમ પડે છે.

આપણી ઉન્નતિનું પ્રથમ પગથિયું એ જ છે કે આપણે એશઆરામી જીવનને તિલાંજલિ આપી આપણાં શરીર નીરોગી અને સહનશીલ બનાવવાં જોઇએ. ભગવદ્ગીતામાં કહ્યું છે કે—

मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्णसुखदुःखदाः ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ।
यं हि न व्यथयन्त्येते पुरुषं पुरुषर्षभ
समदुःख सुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥

તાઢ તડકો સહન કરવાની તાકાદ આપણા શરીરમાં હોવી જોઇએ. જરીક તાઢ પડે ને સળેખમ થાય અને જરીક તાપ પડે ને લૂખ લાગે એવા તકલાદી શરીરો દેશને કેટલાં ઉપયોગી થઇશકે તેનો વાંચકે જાતેજ ખ્યાલ કરવો જોઇએ. દરેકે દરેક નિશાળોઅને કૉલેજોમાં અંગકસરત ફરજ્યાત કરવી જોઇએ. બાળક ચોપડી ભણે પણ શરીરે નીરોગી અનેબળવાન્ થાય એ વધારે ઇચ્છવા યોગ્યછે.

व्यायाम दृढ गात्राणां व्याधिर्नैवोपजायते ।

જેમનાં ગાત્ર વ્યાયામથી દૃઢ થયેલાં છે તેમને વ્યાધિ થતો નથી.

જે દેશોએ શારીરિક કેળવણી તરફ દુર્લક્ષ્ય આપ્યુ છે તેમને હાલના જમાનામાં પશ્ચાત્તાપનો સમય આવ્યો છે. માટે આપણે આળસ છોડી આપણું કર્તવ્ય સંપૂર્ણ રીતે બજાવવું જોઇએ. હવે અધુરા ઇલાજોની જરૂર નથી જ્યારે આપણને ક્ષયનો અસાધારણ રોગ લાગુ પડ્યો છે, જ્યારે આપણી પ્રજા દિન પ્રતિદિન નિર્માલ્ય થતી જાય છે, જ્યારે આપણી દુર્બલ દશાના ચિહ્નરૂપ શક્તિની દવાવાળા વૈદ્યો હકીમો અને ડૉક્ટરો ઊભરાવા માડયા છે, ત્યારે આપણે શું પ્રમાદવશ થવું જોઇએ ? આપણા વ્યાધિને જડમૂળથી તોડી નાંખવા આપણાથી બની શકે તેટલા ઉપાયો એકદમ લેવા જોઇએ.

ભારતભૂમિ પોતાના પુત્રોને પોકારીને કહે છે, 'તમે મોજશોખ છોડી દ્યો. કઠણ જીવન અખ્ત્યાર કરો, શરીરે મજબુત થાઓ ? નિયમિત વ્યાયામથી માણસ પોતાની શક્તિ યથેચ્છ વધારી શકે છે. રામમૂર્તિ જેવા અતુલ બલશાલી વીર પુરૂષોનાં ઉદાહરણ આપણે નજર સમક્ષ જોયાં છે. દરેક વ્યક્તિ રામમૂર્તિ થઈ શકે નહીં પણ બેશક નીરોગી અને મજબૂત બની શકે. અંગ કસરતવિના ખાટલેથી પાટલે અને પાટલેથી ખાટલે એવું જીવન ગાળનારાઓની સ્થિતિ ખરેખર શોચનીય છે.

રામમૂર્તિના શિષ્યો માફક આપણાથી દરરોજ બેહજાર દંડ ત્રણહજાર બેઠક એવી ભારે મહેનત બની ન શકે પણ આપણા ગજા પ્રમાણે આપણા શરીરને આરામ રહે એટલી કસરત કરવામાં આપણને કોઈ પ્રકારનો વાંધો નડે નહીં.

કસરત માટે સવારનો વખત ઉત્તમ છે. સવારમાં વહેલા ઊઠવાની ટેવ પાડવી જોઇએ. હરદ્વાર ગુરૂકુળ જેવા સ્થળે તો દરેક બ્રહ્મચારીને ચાર વાગે ઊઠવાની ફરજ હોય છે. પણ જેઓ રાત્રે નકામા ગપાટામાં સમય વ્યતીત કરવાનો છોડી દઈ નવ દશ વાગ્યાની અંદર સુઈ જાય તેમની આંખ કુદરતી રીતે સવારના પાંચ વાગે ઊઘડી જાય છે. પહેલા દિવસે વધારે શ્રમ કર્યો હોય તો જરા મોડું ઊઠાય તેની હરકત નથી. કસરત ખુલ્લી હવામાં કરવી જોઇએ. સવારના સમયે ઘણાખરા લોકો નવરા હોય છે. તોપણ ઘણા થોડા માણસો

તે સમયનો સદુપયોગ કરે છે. સવારની આબો હવા શરીરને ઘણો ફાયદો આપે છે. સવારમાં ઓછામાં ઓછી ચારથી પાંચ માઇલની મુસાફરી કરવી જોઇએ. ગંદી હવાથી ભરેલાં શહેરોથી બે ત્રણ માઇલ દૂર જઈ ત્યાં નિયમપૂર્વક વ્યાયામ કરવાથી ઘણો લાભ થાય છે. સવારની હવા એવો આબાદ વૈદ્ય છે કે તેનું સેવન કરનાર મનુષ્ય હમેશાં નિરોગી રહે છે અને તેને બીજા કૃત્રિમ વૈદ્યોની જરૂર, પડતી નથી. હજાર દવા અને એક હવા એ કહેવત ઘણી પ્રસિદ્ધ છે. સ્નાન માટે ઠંડા પાણિનો ઉપયોગ કરવો જોઇએ. ઊન્હા પાણીના ઉપયોગથી જ માણસ વારે ઘડીએ માંદા પડે છે. સવારમાં પાંચ માઇલની મુસાફરી કર્યા પછી તાઢા પાણિએ ન્હાવાથી શરીરનાં સ્નાયુઓ મજબુત થાય છે. જે તાઢા પાણિએ ન્હાતો હોય છે તેને વારે ઘડીએ શરદી થવાનો સંભવ રહેતો જ નથી. કર્મ વીર મોહનદાસ કરમચંદ ગાંધીના સત્યાગ્રહાશ્રમમાં ઊન્હા પાણિને તિલાંજલિ આપવામાં આવી છે. સઘળા આશ્રમવાસીઓ બે વખત શીતજલથી સ્નાન કરે છે. ગરમ પાણિ ખાટલે પડી ખાનાર માટે છે પણ પોતાના પરસેવાથી ગુજરાન કરનાર માટે ઠંડુ પાણિ ઘણું લાભદાયી છે. સ્નાન કરતી વખતે શરીરના સઘળા અવયવોને સારી રીતે ચોળવાથી કસરત થાય છે અને શરીર સુદૃઢ બને છે.

ભોજન માટે ઉત્તમ સમય સવારમાં નવને દશ વચ્ચે અને સાંજે સાડાપાંચ અને સાડા ૭ વચ્ચે છે. રાત્રિએ ભોજન કરવાથી ઘણી હાનિ છે. ચોમાસાના વખતમાં રાત્રે જમતી વખત ઘણાં જીવડાં હેરાન કરે છે. સવારમાં નિયમિત કસરત કરનાર માટે રાત્રિએ નવ વાગે સુઈ રહેવું જરૂરનું છે. ભોજન પછી ઓછામાં ઓછા બે કલાક જાય ત્યારપછી શયન કરવું જોઇએ. તેથી રાત પડે તે પ્હેલાં ભોજનકાર્ય આટોપી લેવું જોઇએ. આટલો જ ખોરાક લેવો એવા નિયમની જરૂર નથી. જે દિવસે વધારે મહેનત કરી હોય તે દહાડે વધુ ખોરાક પચી જાય છે અને જે દહાડે પરિશ્રમ નથી થતો તે દિવસે થોડો ખોરાક પણ પચતો નથી. ખોરાક ઘટાડવાને બદલે કસરત વધારવી જેથી વધુ ખોરાક પચી શકે. ખાય તે ધાય તે કહેવત અક્ષરશઃ સત્ય છે પણ જેટલું ખાઇએ તેટલું પચાવી તેનું લોહી બનાવીએ તોજ તે કહેવતનો ખરો લાભ ઊઠાવી શકીએ છીએ. બને ત્યાં સુધી દૂધ ખોરાક સાથે લેવું, કારણકે દૂધ અન્ય પદાર્થો સાથે મિશ્ર થવાથી શરીરને વધારે પુષ્ટિ મળે છે. ચા, કૉફી, આઇસ્ક્રીમ, સોડા, લેમન વિગેરે પેઠા વસ્તુઓ શારીરિક તંદુરસ્તીને હાનિકર્તા છે, તેથી તેનો બિલકુલ ત્યાગ કરવો જોઇએ. ઘઊં, બાજરી, કઠોળ અને શાક વિગેરેમાંથી બનાવેલો સાધારણ ખોરાક પુરતા દૂધ સાથે લેવાથી શરીરને સંપૂર્ણ પોષણ મળે છે. દિવસે દિવસે જુદા જુદા પ્રકારનો ખોરાક લેવો જોઇએ. કોઈ દિવસ બાજરી તો કોઈ દિવસ ઘઊં, કોઇ દિવસ મગ તો કોઈ દિવસ ચણા, કોઈ દિવસ ભાત તો કોઈ દિવસ ખીચડી તેવી રીતે જુદા જુદા પ્રકારના ભોજનથી રૂચિ વધે છે અને રૂચિને ઉત્તેજિત રાખવા માટે પુરતી કસરત હોય તો માણસનું આરોગ્ય સર્વદા સ્વસ્થ રહે છે. ટુંકામાં સવારનો ઉત્તમ સમય પ્રમાદમાં ગાળવાને બદલે કોઈ પણ પ્રકારનો ઉચિત વ્યાયામ લેવામાં ગાળવો એજ દરેક ભારતવાસીની ફરજ છે અને તેઓ સારી રીતે આ ફરજ પાળશે તો જ ભારતની ભવિષ્યત્ પ્રજા મજબૂત અને સુદૃઢ થશે.

જેઠાલાલ સ્વામીનારાયણ.

---

# "અભિજ્ઞાનશકુંતલ"નું ભાષાન્તર.

(અનુસન્ધાન પૃષ્ઠ ૩૯૭થી.)

હવે પ્રશ્ન એ છે કે રા. "અનાર્ય" કહે છે તેવો જ બધા પ્રતિષ્ઠિત કવિયોનો એક ધારો અને સર્વમાન્ય "આચાર" છે? મને લાગે છે કે એ ખરૂં નથી.

મારી પાસે તો શ્રુતબોધનું લક્ષણ તૈયાર જ હતું એટલે બધાય પ્રતિષ્ઠિત કવિયોની ગીતિયો ભેગી કરી તેમની માત્રાઓ ગણી, સંખ્યા તારવી, બંધારણ ઉપજાવી જોવા મેં કદિ પ્રયત્ન કર્યો જ નહોતો. અને મોરોપંતની ગીતિયોનું ભાંજણુંય નહોતું, એમની આર્યાઓની પ્રશંસા સાંભળી હતી ખરી! પણ એમનાય આચારમાંથી લક્ષણ ઉપજાવી કાઢવાનો રા. અનાર્યના જેવો ભગીરથ પ્રયત્ન મેં નહોતો કર્યો. અનાર્યનો અણમુલો "ઉપદેશ" સાંભળીનેય તેમ કરવાનું યોગ્ય નહીં લાગવાથી માત્ર શાકુંતલમાં જ મેં જોયું. ત્યાં સંસ્કૃતમાં કાલિદાસે ભાગ્યે કોઇ ગીતિ લખી હોય એમ જણાયું; બધી આર્યાઓ જ છે. અને પ્રાકૃતમાં પણ જુજજુજ ગીતિયો છે. કાલિદાસનાં આવાં કેટલાંક ચરણ તપાસીશું.

इमाए ण हु पुच्छिदो अ वँधुअणो. ५.१९.

"गाथेयम्" આ ગાથા છે. અને દિવાન બહાદુર રણછોડભાઈ ઉદયરામ પોતાના રણપિંગળમાં કહે છે કે સંસ્કૃતમાં રચાય તો આર્યા અને પ્રાકૃતમાં રચાય તો ગાથા કહેવાય છે; એટલે ગાથાનું પૂર્વાર્ધ તે આર્યાનું જ પૂર્વાર્ધ છે. ગાથાના આ બીજા પાદને તપાસી જોઇશું તો તરત જણાશે કે આ કાલિદાસની કડીમાં ચચ્ચાર માત્રાના ગણનું બંધારણ પણ સ્વીકાર્યું નથી, કારણ કે આ બીજા પાદની શરૂઆતનો ચોથો ગણ इमाए પાંચ માત્રાનો છે અને ૯ મી અને ૧૨ મી માત્રા લઘુ જોઇએ તે પણ નથી, કારણ કે સંયુક્તાદ્ય पु દીર્ઘ લઇએ તો ૮ અને ૯ મી માત્રા દીર્ઘ છે અને दो માં પણ ૧૧ મી અને ૧૨ મી માત્રાઓ ભેગી આવી ૧૨ મી માત્રા લઘુ નથી. પ્રાકૃતમાં કદિ સંયુક્તાદ્ય સ્વર દીર્ઘ એ નિયમની જરૂર પડયે ઉપેક્ષા કરીએ તોય इमाए પાંચ માત્રાનો ગણ સુધરી શકે તેમ નથી. વળી બધાય સંયુક્તાદ્ય વર્ણને લઘુ ગણિયે તો એક માત્રા ખુટશે. એટલે આ શ્લોકમાં કાલિદાસે ચાર મત્રાના ગણની વ્યવસ્થા "આચાર"માં સ્વીકારી નથી.

હવે અનાર્યે પોતે જ એક આર્યાનું ઉત્તરાર્ધ તો રાઘવભટ્ટની ટીકા સહિત ટાંકી બતાવ્યું "दिट्ठोसि चूदकोरअ उदुमङ्गल तुमं पसापमि" અને ત્યાં રાઘવભટ્ટના અભિપ્રાયે એમ કબુલ કર્યું કે तुमं એ પાઠ પ્રામાદિક છે. એટલે કાલિદાસે એમાં ચાર માત્રાના ગણનું પ્રમાણ સ્વીકાર્યું નથી. એજ શ્લોકના પૂર્વાર્ધમાં પણ એવીજ રીતે કાલિદાસે ૯ મી અને ૧૨ મી માત્ર લઘુ હોવાનું પ્રમાણ સ્વીકાર્યું નથી. જુવો,

जीविद सुधं वसन्तमासस्स १.२.

અહીં નવમી અને દસમી માત્રાવાળો स દીર્ઘ છે તેમ જ બારમી અને તેરમી માત્રાવાળો मा પણ દીર્ઘ જ છે. 'वि' જે હ્રસ્વ છે તેને દીર્ઘ ગણીએ તોજ દૂર થાય.

વળી

तुमं सि मए चूदङ्कुर दिण्णो कामस्स गहीदधणुअस्स १.३.

આમાંય ચાર માત્રાના ગણનો સ્વીકાર નથી કારણ કે બીજો ગણ 'मए चू' પાંચ માત્રાનો અને ત્રીજો ત્રણ માત્રાનો મળી આઠ માત્રા થાય છે. અને ૧૧ મી અને ૧૨ માત્રા ह्नी માં ભેગી મળતી હોઈ લઘુ નથી. સંયુક્તાદ્ય સ્વરને કદિ લઘુ ગણીયે તો એકને લઘુ ગણવો અને બીજાને કેમ નહીં? એકને લઘુ ગણતાં ૧૨ મી માત્રા લઘુ આવે અને, બીજાને લઘુ ગણતાં દીર્ઘ આવે તો નિયમ સચવાયો જ છે એમ કહેવું યોગ્ય નથી.

વળી એક ચોથો દૃષ્ટાન્ત લઇએ.

ईसीसिचुम्बिआइ भमरेहि सुउमारकेसरसिहाइ १.४.

' इयं च गीतिः '' આ ગીતિ છે. આમાં ૮ મી અને ૯ મી માત્રા "म्बि"માં આવતાં ૯ માત્રા લઘુ નથી તેમ જ ૧૧ અને ૧૨ મી માત્રા के માં આવતાં ૧૨ મી માત્રા લઘુ રહેતી નથી. વળી એના ઉત્તરાર્ધમાં दअमाणा શબ્દમાં ત્રીજું ચરણ મા આગળ પુરૂં થઇ જાય છે અને णा ને ચોથા ચરણની માત્રામાં ગણવો પડે છે.

શાકુંતલ સિવાય ગીતિની માત્રા મેં બીજે તપાસી જોઇ નથી એટલે એક જ પુસ્તકમાંથી આટલા દૃષ્ટાન્ત ઓછા નથી.

"આચાર" તપાસી ઐતિહાસિક પદ્ધતિનુ ગ્રહણ કરતાં ગુજરાતના વિદ્વાનોનો આચાર રા. "અનાર્યે" લક્ષમાં કેમ નહીં લીધો હોય વારૂ? દક્ષિણના મોરોપંતને એમાં સ્થાન મળ્યું તો ગુજરાતમાં પ્રખ્યાત સાક્ષર મણિલાલ કે બાળાશંકર અને રા. કેશવલાલ જેવાએ શો આચાર રાખ્યો હતો તે નહીં જોવાનું કારણ તો વખતે એ જ હશે કે " અનાર્યે " આવશ્યક ગણેલાં અંશ એમણે આવશ્યક તરીકે નહીં સ્વીકાર્યા હોય; કે પછી " ઘરકી મુરઘી"ની પેઠે એમની લઘુ ગણના કરી હશે! રા. "અનાર્યે" એમની પદ્ધતિએ ગુજરાતના વિદ્વાનને માટે ગમે તેવો અભિપ્રાય ધરાવતા હશે પરંતુ જ્યાં માત્ર આચાર ઉપરથી જ નિયમ બંધાતો હોય ત્યાં એમનો આચાર પણ સપ્રમાણ ગણવો એજ મને તો ન્યાય જણાય છે એટલે એમની પણ ગીતિ અને આર્યાઓ તપાસીશુ.

" પવિત્ર જન્મી ત્યાંથી પાવન તેને કોણ કરે બીજું ?"

આમા ૯ અને ૧૦ મી માત્રા ભેગી થતા ૯ મી માત્રા દીર્ઘ છે તેમ જ પ્રથમ ગણ "જ" ગણ છે વળી "પવિત્ર, ત્રિભુવન તુજથી" મા પણ "જ" ગણ પહેલો જ આવે છે.

વળી

"જનક અને શકુન્તલાની મંગળરૂપ જે પુણ્યશીલ તેને"

આમા 'પુ' અને 'શી' બન્ને દીર્ઘ છે. એમને દીર્ઘ ગણો તો જ ૧૮ માત્રા પુરી થાય એટલે ૯ અને ૧૦ મી મળી 'પુ', અને 'શી' ૧૨ અને ૧૩ માત્રા ભેગી મળી દીર્ઘ થાય છે

વળી

"તપતપતો પૃથિવીપર શમ્બુક નામે શૂદ્ર રામ આજ'

એમા પણ એવી જ રીતે ૯ અને ૧૦ મી માત્રાઓ સાથે આવતા દીર્ઘ છે અને ૧૨ અને ૧૩ સાથે આવતા ૧૨ મી માત્રા લઘુ નથી

તેમજ

"હૃદય લીન દુઃખાગ્નિ મૂળમૂળનાર રૂ આજ ચઢ ભડકે'

આમા ચાર માત્રાના ગણનો સ્વીકાર નથી તેમ 'આ' ના "ચ" દીર્ઘ હોઇ ૯ મી અને ૧૨ મી માત્રામા લઘુ નથી ચોથો ગણ પાચનો અને પાચમો નવ માત્રાનો કરી આઠ માત્રા પૂરી થાય છે

આ બધાય પ્રયોગો "પાડુ પાડુ પડો"ના જેવા જ છે એ સ્હેજ જોતાજ સમજાશે

વળી

"સ્નેહરને શીતલ તુજ સ્પર્શ પ્રેમ તણી મૂર્તિ મુખો હજુએ"

આમાં પણ ઉપર પ્રમાણે ચોથા ગણમા પાચ માત્રા તથા ૯ મી અને ૧૦ માત્રાઓ મળી એક દીર્ઘ વર્ણ હોઈ નવમી માત્રા લઘુ નથી

આવા દૃષ્ટાન્તો ઉત્તરરામ ચરિતમા અનેક છે એટલે પણ્ડિત મણિલાલનો આચાર જોતા તે કાલિદાસના આચારના સરખો જ જણાય છે

પણ મારા કેશવલાલનો પૂર્વનો આચાર જોઇએ. એમની મુદ્રારાક્ષસની પહેલી આવૃત્તિમાથી નીચેના દાખલા લીધા છે

"પ્રણમુ મંગળ મહિત ચંદ્ર વિષે અનુરાગ કુમુદાક્ષે'

આમા "ના" દીર્ઘ હોઇ ૯મી અને ૧૦ માત્રા ભેગી મળી છે એટલે ૯ મી માત્રા લઘુ નથી.

વળી,

"જય જનની અમજનની સ્વામિ ભક્તિ પોષક હે ! જય જનની.

આમાં ચાર માત્રાનો ગણ પણ સ્વીકારેલો નથી, કારણ કે ચોથો ગણ પાંચનો અને પાંચમો ત્રણનો કરી બે ગણની આઠ માત્રાઓ પૂરી થાય છે; અને ૧૧ અને ૧૨ મી માત્રા મળી "હે" થાય છે એટલે ૧૨ મી માત્રા લઘુ નથી.

તેમજ કવિ બાળાશંકરના મૃચ્છકટિકમાંથી

"તપ મન વાણિ વળી બલિ–કર્મથકી જન પુજે શાન્ત જેહ" જોતાં એમાં ૧૨ અને ૧૩ મી માત્રાઓ ભેગી આવી ૧૨ મી માત્રા લઘુ નથી.

આ વિગેરે ઘણાક બીજા દૃષ્ટાન્ત ગુજરાતના પ્રસિદ્ધ સાક્ષરોમાંથી મળે છે એટલે ગ. મણિલાલ અને કેશવલાલ જેવા વિદ્વાનો જે યુનિવરસીટીની ઉંચી પરીક્ષાઓમાં સંસ્કૃતના પરીક્ષકો હતા તેમણે પણ પોતાનો આચાર કાલિદાસના શ્રુતબોધાનુસાર રાખ્યો હતો અને એમ કરવામાં એમને કાંઇ દોષ જણાયો નહોતો. અહીં મારે જણાવવું જોઇએ કે રા. કેશવલાલ હવે નવીન આવૃત્તિમાં નવાં અંકુશ સ્વીકારતા જાય છે, એ સ્વીકારવાં ઠીક છે કે નહીં એ અહીં પ્રશ્ન નથી, પરંતુ ગીતિ અને આર્યાના લક્ષણમાં એ આવશ્યક અંકુશ હતાં કે કેમ એ જ નિર્ણય કરવાનું છે. એમના આચાર ઉપરથી પણ "અનાર્ય"નો વાદ તુટી પડે છે.

આ પ્રમાણે ગુજરાતના સાક્ષરોનો "આચાર" કાલિદાસના લક્ષણ અને આચારને મળતો જ હતો.

પણ ગ. "અનાર્ય" મહારાષ્ટ્રના મોરોપતના આચાર ઉપર બહુ જ ભાર મુકતા જણાય છે. એમની ગીતિઓ તો સાંભળી નથી; એમની આર્યાઓની પ્રશંસા મારા વિદ્વાન મિત્ર ગ. ગોવિન્દરાવ આપાજી પાટીલને મોઢે ઘણી વખત સાંભળેલી, પણ એ આર્યાઓ તપાસવાનો "અનાર્ય"ની પેઠે મનેપ્રસંગ આવેલો નથી, પણ પ્રોફેસર આપ્તે, રા. વૈદ્ય અને રા. કાલે જે પ્રખ્યાત સંસ્કૃત વિદ્વાનો હતા તેઓ મહારાષ્ટ્રના જ રહીશ હોઈ એમની આર્યાઓથી અજ્ઞાન નહીં જ હોય, એમ છતાં પ્રથમ ચર્ચામાં બતાવ્યા પ્રમાણે જ્યારે કાલિદાસનું શ્રુતબોધનું જ લક્ષણ આ વિદ્વાનોએ પ્રમાણ તરીકે સ્વીકાર્યું છે તો એ લક્ષણની સર્વમાન્યતા ખોટી પાડે એવી રીતે તો મોરોપંતની આર્યાઓ નહીં જ હોય એમ સહજ અનુમાન થાય છે. પછી વસ્તુતઃ શું છે તે હું જાણતો નથી એટલે વિશેષ કહી શકતો નથી.

જ્યારે બીજા કવિયોના "આચારે" ગીતિ કે આર્યાઓ અનાર્ય પેઠે મેં છપી જોઈ નથી તો હવે શું કરવું ? ગ. "અનાર્ય" કહે છે તે જ ત્યારે સત્ય તરીકે સ્વીકારવું ? એમની

ચર્ચામાંથી થએલા થોડાક પરિચયે જણાય છે કે એમની વાણી ઉપર જેમ સૌજન્યનું અંકુશ નથી તેમ એમની હકીકતના ઉપર પણ સત્ય અને ચોક્કસપણાનું અંકુશ ઓછું જ દેખાય છે. ત્યારે એમ જ લાગે છે કે બાકીના "આચાર" માટે અનેક પિંગળના ગ્રંથો તપાસી તેમાંથી મળેલી હકીકત પુસ્તકમાં ભેગી કરી જેણે ગુજરાતને ઉપકૃત કર્યું છે તે દિવાન બહાદુર સાક્ષર રણછોડભાઇના અનુભવને પૂછીશું.

મારા શાકુંતલના ભાષાન્તરની નકલ એમના હાથમાં ગયા પછી આ વૃદ્ધ સાક્ષરને હું મળ્યો હતો અને મળતાં જ મને એમણે મારી ગીતિના સંબંધમાં કહ્યું કે તમે છઠ્ઠે ગણે "જ" ગણ રાખવાનો નિયમ પાળ્યો નથી. તરત જ મેં કહ્યું કે એવા નિયમની મને ખબર નથી. મેં તો સંસ્કૃતમાં સર્વમાન્ય થએલા લક્ષણ અનુસાર જ ગીતિયો લખી છે. આ નિર્મમત્વવાળા સાક્ષરે તરત જ કહ્યું કે સામાન્ય લક્ષણમાં એ વાત નથી પ્રાકૃત અને પાછળના ગ્રંથોમાં એ નિયમ ઘણાકે સ્વીકાર્યો છે. મેં સંસ્કૃતમાંનું સામાન્ય લક્ષણ સ્વીકારેલું હતું એ વાત જાણતાં અમારો વાદ તરત જ બંધ થયો અને અમે સાહિત્યની બીજી વાતોએ વળ્યા. આ ઉપરથી જણાશે કે આ વિષયમાં ઘણા બહોળા અનુભવ અને વાચનવાળા આ સાક્ષર પણ એજ મતના છે કે સંસ્કૃતમાં એવું આવશ્યક અંકુશ નથી, પણ કેટલાક વિદ્વાનોએ એવા નિયમ સ્વીકારેલા છે ખરા. રા. "અનાર્ય" કહે છે તેમ એ અંકુશ ગીતિનો આવશ્યક ભાગ નથી; અથવા એ અંકુશ ન રાખ્યું હોય તો ગીતિયો ખોટી છે એમ એ વિદ્વાન કહેતા નથી.

આ વિદ્વાનની અથાક મહેનત અને અભ્યાસના સ્તંભરૂપ એમનું રણપિંગળ જોઇશું તો આજ મતનું સમર્થન થાય છે. એમણે નિખાલસપણે આવા અંકુશના વિરૂદ્ધ મતવાળા સાક્ષરોનાં કહેણ ટાંક્યાં છે. પરંતુ એમનો આશય તમામ નિયમોનો બંડોળ કરવાનો હોવાથી ગીતિનાં બધાંય અંકુશ એમણે પ્રથમ ગણાવ્યાં છે.

એમના ગણની ગણત્રીમાં "અનાર્યે" પ્રથમ વાદમાં ઉપસ્થિત કરેલા "ય" કે "ર" માત્રાગણને તો સ્થાન જ નથી એટલે ગીતિનો પહેલો કે ત્રીજો ચરણ "ય" ગણ કે "ર" ગણથી શરૂ થઇ શકે નહીં એવો "આચાર" સાક્ષર રણછોડભાઇને તો એમણે જોએલાં ૯૭ પુસ્તકોમાંથી કંઇએ જડયો નહીં! આ ગપ્પુ "અનાર્યે" તેથી જ એમના ઉત્તરમાં છોડી દીધું, અને "ય" તથા "ર" ગણને બદલે "જ" ગણને પાછળથી પકડી લીધો લાગે છે.

પ્રથમ તો રણપિંગળમાં બતાવેલા ગીતિના "પાદ" વિશે મતાન્તર જોઇએ. "પિંગળાચાર્યના મત પ્રમાણે આર્યાનાં પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ એવાં બે દલ કહેવામાં આવે છે પણ પાદ ઠરાવવામાં આવતા નથી." આપણે જોયું છે કે શ્રુતબોધે "ચોખ્ખું પાદ"ના ઉપર જ લક્ષણનું બંધારણ રચ્યું છે એટલે શ્રુતબોધ આ મતથી સ્પષ્ટ રીતે ભિન્ન અભિપ્રાય ધરાવે છે. પણ કાલિદાસ એકલા જ એવા મતના નથી કારણ કે છંદોમંજરીના ટીકાકાર જીવાનંદ વિદ્યા-

સાગર ભટ્ટાચાર્ય કહે છે કે આર્યામા "કેટલાકનો એવો અભિપ્રાય છે કે ૧૨, ૧૮, ૧૨, ૧૫ માત્રાએ **પાદ** ગણી યતિ રાખવામા આવી છે" આ મત શ્રુતબોધને મળતો છે અને ઘણાક આના મતના છે એમ જીવાનંદનો અનુભવ છે પણ આ મતના સબધમા સાક્ષર રણછોડભાઈ લખે છે કે "આ મત બરાબર નથી. કારણ કે આ પ્રમાણે પાદ પાડી ઉપરના બધા નિયમ લાગુ કરવામા આવે તો તે જૂદો ભેદ થાય છે અને તે પથ્યા કહેવાય છે એટલે તેને આર્યા કહી શકાય નહીં." જેમ જેમ મૂળ લક્ષણ ઉપરાત એકાદ વધારે નિયમ મૂકાતા જાય તેમ નવુ નામ આપી નવો માત્રામેળનો છંદ બનાવવાને બધા યને છૂટ છે, તો જીવાનંદના અભિપ્રાયવાળા પાદ સ્વીકારાય તો પથ્યા થઇ જાય અને તેથી તે આર્યા ન કહેવાય એ વાદ વજનદાર જણાતો નથી. પણ આ બધા મતાન્તરોનો ખુલાસો "ગાથા" ઉપર એમણે લીધેલી નોધમાથી થઇ જાય છે

"ગાથા ૧, ૩ પાદમા ૧૨ માત્રા, ૨ જા પાદમા ૧૮ માત્રા, ૪ થા પાદમા ૧૫માત્રા **ગાથાના માપ કરતાં વિશેષ નિયમ થવાથી આર્યાદિ ભેદ થાય છે એમ કેટલાકનું મત છે.**' આજ શ્રુતબોધમાની આર્યાનુ લક્ષણ ' એમા વિશેષ નિયમ થવાથી બીજા અનેક નામ થયા છે એ જ મત અવશ્ય ખરો લાગે છે, અને ઉપર કહ્યુ તેમ દરેક માણસને એક નિયમ વધુ નાખી કે એકાદ માત્રા વત્તી ઓછી કરી મૂળ છંદનુ નવુ નામાભિધાન કરવાનો અધિકાર છે, એટલે આવી રીતના લેખકોએ લીધેના અધિકારથી ગીતિ અને આર્યાના અનેક ભેદ થએના છે, અને તેની ઘણી મોટી સખ્યા સાક્ષર રણછોડભાઇએ પોતાના રણપિંગળમા ભેગી કરી છે આવી રીતે જોતા જણાશે કે "પાદ" વ્યવસ્થા અને તેને અગે રહેલી માત્રા ગણની વ્યવસ્થાના વિશે મતાન્તર છે અને સર્વ વિદ્વાનનુ એ સબધે એક જ ધારવુ નથી.

આપણે વળી ત્યા "ગાથા' (સસ્કૃત આર્યા) મા પણ જોયુ કે તેમા શ્રુતબોધનું જ લક્ષણ સ્વીકારતા ગણવ્યવસ્થાનો સ્વીકાર કર્યો નથી તેમ જ ૯ મી અને ૧૨ મી માત્રા લઘુ રાખવાનુ વિશેષ અકુશ પણ ગણાવ્યાનુ જણાતુ નથી એટલે આ સબધે કાઇ એક જ મત છે એમ નથી

આવી રીતે આચાર તપાસતા પણ એમ સમજાય છે કે સ્વ. "અનાર્ય" કહેલ અકુશ બધા સાક્ષરોએ આચારમા આવશ્યક સ્વીકાર્યા નથી જો આમ જ વસ્તુસ્થીતિ હે તો ગીતિ અને આર્યાનું સર્વમાન્ય લક્ષણ તો શ્રુતબોધમા જ આપેલુ સુસ્થિત રહે છે અને આ દૃષ્ટિએ પણ 'અનાર્ય'નો વાદ અગ્રાહ્ય લાગે છે (અપૂર્ણ)

**મગનભાઈ ચતુરભાઈ પરેલ.**

# સદયવત્સ સાવલિંગાની લોકકથા.

(અનુસન્ધાન પૃષ્ઠ ૧૮૭ થી.)

*જે અદ્ભુત કર્મ તેમણે કર્યાં તે કહે છે—*

छप्पय पुहुरि पहिलि विप्पराउ जागंतु लोइ ।
तां निसिभरि नारी मसाहाणि मूलीतलि रोइ ।
परिठवी पुट्ठ दया परदइ मर पत्तो ।
कामिणी पूछीय कज्ज कंध ऊधरिऊ भत्तो ।
मोजनदियितमिसि डायणी थाइ मास मत्थइरि चडी ।
उत्तिम ति वार असि बावरी करि स चूडि त्रुट्टवि पडी ॥२२॥
बीजइ पुहुरि प्रधानपुत्र बलवंत बइट्टे ।
तां उल्हाणौ अगनि तेज दूराट्ठिय दिट्ठौ ।
पावककज्जि पहुतु प्रेत परवरियौ पप्पलि ।
विचि खीचड कलकलइ बद्ध बावीस कुमतलि ।
मुझ स्वामि होमसइं एवनौ एक गहीय बीजा गहिसु ।
धसि लिद्ध धगतौ लकडूं तीण ऊडी ग्या सइं सहस॥२३॥
खित्तीय तीजइ पुहुरि देत नयरीदिसि दिक्खइ ।
वितर वंसइ बंधि पूठि थ्यौ परिकम पिक्खइ ।
सत्त कमाड ऊघाडि रायसुति मूती लीधी ।
आणी आपनिवासि युवति जागती कीधी ।
मुझ वरि कि समरि जीण ऊगिरह बिहु त्रीजउ समरूं समट ।
पडछांहि ऊम असिमरसरिस कीय कंकाल विखंड घट ॥२४॥
चउथइ चतुर चकोर वीरवंसुद्धर जग्गै ।
तां ऊठावि मडूं मुरेडिउ जूअजीअउडु विमग्गै ।
मुद्द भणइ त न सारवट्ट कवडी नें कडत्तह ।
तिणि तक्खणि आणयौ पाट जीण राइ रमंतह ।
शरकमल हराविउ हेलरासि प्राणिप्रेतग्रह टालियौ ।
त्रिहुं मित्र अजागिइ एकलइं निह ति पिंड प्रगालयौ ॥

આ તથા કન્યા પરણવાનો સર્વ વૃત્તાંત સદયવત્સચરિત્રની પેઠે સમજવો. ત્યાંથી કુમાર પ્રથમ વર્ણવેલા વિજન નગરમાં આવ્યો અને ત્યાં વીરકોટ નગર વસાવ્યું. સદાને સાવલિંગા તથા લીલાવતીથી વીરવિભાડ અને વરવીર નામના પુત્રો થયા. ભાટના મુખથી અવંતી ઉપર ઘેરાની વાત સાંભળી કુમારો અવંતી આવ્યા અને ઘેરો ઘાલનારને હરાવ્યા. સદયવત્સ પણ આવ્યો. પુહુવત્સ રાજા હર્ષ પામ્યો અને સદાને રાજ્ય આપ્યું.

वस्त—राउ हरषिउ राउ हरषिउ सुतह संपत्त ।
तव नयरी आणंद हूउ पंचशबद वाजित्र वज्जइ ।
माय ताय जोहार किय गरूय वीर गंभीर गज्जइ ।
तिणि अवसरि पय प्रणमया सुदयवच्छ तिणि वार ।
माडी आसीस ह दिइ राउ सिरि सुंपिउ भार ॥७२॥

**કાવ્યમાં વાપરેલા છંદો તથા તેની ભાષા અને તેનો સમય**—કવિએ દૂહા, પાધડી, ચોપાઈ વસ્તુ, છપ્પય, કુંડલિઉ અને મૌક્તિકદામ છંદો અને એકતાલી કેદાર રાગ આ કાવ્યમાં વાપરેલા છે. દૂહા છપ્પય ચુપઈ, કુડલીયા અને મોતીદામ છંદો જાણીતા છે. વસ્તુ અને પાધડી છંદોનું લક્ષણ નીચે પ્રમાણે છે. વસ્તુનું લક્ષણ પિંગલસારોદ્ધારમાં નીચે પ્રમાણે છે.

वस्तु   जिहिहि मत्तिहि तिहिहि मत्तिहि पढम पये होइ ।
अरु तीयइ पंचमउ बिउ चउत्थ रुद्दह निजुत्तउ ।
सत्तसविहि मत्तिहि सरीस सुकइनागराजि सुवक्खिउ ।
इक्कु राढउ अनइ दूहडउ बिहु मेली वत्थ होइ ।
पनरुत्तर कल वत्थुये विरलु बुज्झइ कोइ ॥

વસ્તુ છંદ ૧૧૫ માત્રાનો નવપદી છંદ છે. પ્રથમ ત્રીજા તથા પાંચમા પદમાં ૧૫ માત્રા, બીજા તથા ચોથામાં ૧૧ માત્રા; અને છેલ્લા ચાર પાદો થઈને દૂહો થાય છે. પાધડી (પદ્ધડિકા) છંદ કડવાઓને અંતે અપભ્રંશ કાવ્યોમાં વપરાય છે. હેમાચાર્યે છંદોનુશાસનમાં **चौः पद्धडिका** ચારગણોથી પદ્ધડિકા એવું લક્ષણ આપેલું છે. ચગણ ચાર માત્રાનો ગણ છે. ૧૬ માત્રાનો એક પાદ એવા ચાર પાદો પદ્ધડિકામાં હોય છે, કારણકે તે ચતુષ્પદી છંદ છે.

આ કાવ્યમાં કવિ કહે છે તેમ શૃંગારાદિ નવ રસો છે પરંતુ વીર અને અદ્‌ભુત રસ પ્રાધાન્ય ભોગવે છે; શૃંગાર રસ ગૌણ છે. કવિની વર્ણન શક્તિ જુસ્સાદાર અને પ્રસાદયુક્ત છે જે આપેલાં અવતરણો ઉપરથી જણાઈ આવશે. કવિએ પોતાના નામ નિર્દેશ સિવાય પોતાના સંબંધી કંઈ પણ ઉલ્લેખ કરેલો નથી. એક પ્રતીકમાં **कवि भीम तास गुण चिंत-विसु जो हरसिद्धिवर लद्ध** એવી રીતે ભીમને કવિ એવું વિશેષણ લગાડેલું છે. કર્તા પોતે

કઈ જ્ઞાતિનો તથા કીયા ગામનો હતો તથા તેણે આ કાવ્ય ક્યારે રચ્યું તે બાબતનો કંઈ પણ ઉલ્લેખ નહી હોવાથી અનુમાનનો આશ્રય લેવો પડશે આ કવિ ગૂર્જર દેશનો હતો તે કામસેનાના વ્યાધિની ચિકિત્સા ગૂર્જર વૈદ્યની પ્રશંસાથી સ્પષ્ટ થાય છે આથી લાટ અને સૌરાષ્ટ્ર દેશને વર્જીને અન્ય ભાગમાં કવિનું સ્થાન શોધવુ પડશે કવિના સમયમાં જૈનધર્મ તથા જીવદયાનો પ્રચાર સબળ હતો. ( **जिणसासन गाढउ गहगहइ जीवदया देखी मन हुइ** ) કવિના હૃદય ઉપર તેની છાપ પડેલી હતી પ્રતિષ્ઠાનના વર્ણનમા જે ધર્મો ગણાવ્યા છે તેમાં તથા સાવલિંગા મતી થાય છે ત્યારે તે દેવોનુ નામ ઉચ્ચારે છે તેમાં શિવનું નામ પ્રથમ મૂકેલુ છે. કૃષ્ણના નામનો કોઈ પણ સ્થાને નિર્દેશ નથી. આ સર્વે ઉપરથી ધારવાને કારણ મળે છે કે કવિનો સમય કૃષ્ણભક્તિના ગૂજરાતમા પ્રસાર પહેલાં હોવો જોઇએ. અને તેનુ નિવાસસ્થાન જૈનધર્મના બહોળા પ્રચારવાળા નગરમાં હોવુ જોઇએ. કવિએ એકસ્થાને ચાચર શબ્દ વાપરેલો છે અને પાટણમા અત્યારે પણ ચાચર એવો ભાગ છે. *કવિનુ નિવાસસ્થાન આથી પાટણ હોઈ શકે. કવિ જ્ઞાતિએ બ્રાહ્મણ હશે અને ગણેશ* શંકર તથા હરસિદ્ધિ માતા ઉપર તેની આસ્થા વધારે હશે

પ્રસ્તુત કાવ્યની ભાષા કોઈપણ પ્રસિદ્ધ થયેલા જૈનેતર ગૂજરાતી ગ્રંથ કરતાં ઘણી જૂની છે. પ્રાકૃત તથા અપભ્રંશ શબ્દો તથા પ્રયોગોથી આ કાવ્ય એટલુ બધુ ભરપૂર છે કે જો તેના કર્તાએ મંગલમાં ગણપતિનું નામ ના લીધુ હોત તો તે જૈન કાવ્ય તરીકે ગણીને ઉપેક્ષામાં આવે. કવિએ સંસ્કૃત શબ્દોને બદલે પ્રાકૃત તથા અપભ્રંશ શબ્દો જ વાપરેલા છે, જે જૂની ગૂજરાતી ને જૈન ગૂજરાતીમાં ભેદ સમજનારાઓ વિચારવા જેવું છે. આ કાવ્યની જૂદી જૂદી પ્રતોમાં ભાષાના ઘણા ફેરફારો છે પરંતુ જે પ્રતોમાંથી અવતરણો આપેલા છે તેમાની એક સંવત્ ૧૪૮૮ મા લખેલી હોવાથી તેમા મૂળ ભાષા ઘણે મોટે ભાગે અસલ સ્વરૂપમાં સચવાયેલી છે. આ ગ્રંથમા કવિએ આદિમાં તથા વર્ણનમાં પણ કેટલીક પ્રાકૃત ગાથાઓ વાપરેલી છે. વર્ણનમાં જે પ્રાકૃત ગાથાઓ વાપરેલી છે તે જોતાં એવુ અનુમાન કરવાને કારણ મળે છે કે આ ગ્રંથની મૂળ વસ્તુ કર્તાએ કોઈ પ્રાકૃત અથવા પ્રાકૃત—અપભ્રંશ ગ્રંથમાથી લીધી હશે કવિ ગ્રંથના આરંભે સરસ સુઅર્થ અને સુછંદ પ્રબંધ કરનાર જે કોઈ મોટા યા નાના કવિ જનોને નમસ્કાર કરે છે ( **गुरु लहु य जि के वि कवियण सरससुअत्था सुछंदबंधयरा**) તે ઉપરથી જણાય છે કે કવિનો પહેલાં જૂદા જૂદા છંદો વાપરીને ઘણાક પ્રબંધો પ્રાકૃત અપભ્રંશ અથવા પ્રાચીન ગૂજરાતીમા રચાતા હશે. પરંતુ ખેદની વાત છે કે એવા પ્રબંધો નષ્ટ થયેલા છે. ભાષા તથા વપરાયલા છંદો જોતાં આ કાવ્યને વહેલામાં વહેલું સંવત્ ૧૪મા શતકના ઉત્તરાર્ધમાં અને મોડામા મોડુ સંવત્ ૧૫ મા શતકના ઉત્તરાર્ધમા મૂકી શકાય ઃગમે તેમ હો પરંતુ આ કાવ્ય અત્યાર સુધી જણાયલાં જૈનેતર ગૂજરાતી કાવ્યો કરતા પ્રાચીન છે.

**સદયવત્સસાવલિંગીપાણીગ્રહણચઉપઈ**—અવંતીના રાજા પ્રભુવત્સને સુભગા રાણીથી સદયવત્સ નામનો પુત્ર હતો. પુષ્પવન પ્રધાનના પુત્ર મકનમિત્ર સાથે તેને

મૈત્રી હતી પુષ્પવંત પ્રધાનને મદનસેના નામે ગણિકા સાથે સંબંધ હતો.' તે રાત્રિ દિવસ એને ત્યાં પડી રહેતો. એક દિવસે મદનસેના ગોખમાં બેઠી હતી તેને દેખીને સદયવત્સ કામાતુર થયો. પુષ્પવંત પ્રધાનથી તે સહેવાયું નહીં અને મનમાં કૂડકપટ ચિંતવવા લાગ્યો. કુમારને સ્થાન છોડાવવા વાસ્તે રાજાને તેને પરણાવવાને કીધું. પુષ્પવત કુમારને સાથે લઇને મેદપાટ, જેસલમેર, ગૂજર દેશમાં અબાવતી, કુંકણ દેશ વગેરે અનેક સ્થળે કન્યા વાસ્તે ફર્યો પણ કુમારને એક ઠેકાણે કન્યા ગમી નહીં. રાજાએ રીસમાં કહ્યું કે તે તો હવે સાવલિંગા પરણુશે. કુમારે પણ પણ લીધુ કે જો હું સાવલિંગાને ના પરણું તો અગ્નિ પ્રવેશ કરીશ. કુમારે આ વાત મદનસિંહને કરી. સત્રુકાર મંડાવ્યુ. ત્યાં એક જોશી આવ્યો. તેણે સાવલિંગાની હકીકત કીધી. મદનસિંહ પુષ્કળ ધન લઇને પ્રતિષ્ઠાન નગર ગયો પરંતુ ત્યાં કામસેના ગણિકા સાથે મોહમાં પડતા સઘળા પૈસા ગુમાવ્યા. સાવલિંગાને ત્યાં એક દિવસ સંગીત હતું ત્યાં ગયો. ખબર મળી કે તેણીનુ લગ્ન મયણાપર નગરના રત્નસારના પુત્ર રત્નશેખર સાથે ૧૫ દિવસમાં થશે. મદનસિંહ કુમાર તરફની ચીઠ્ઠી લઇને પુરોહિત મંત્રી તથા રાજાને મળ્યો. રાજાએ ના પાડી. મદનસિંહે કુમારને બોલાવ્યો. કુમાર આવ્યો; ચાંદ્ર ભાવણને મળ્યા અને તેણીને મુક્તાહાર આપ્યો. સાવલિંગા સાથે મેળાપ થયો. સાવલિંગાએ તેની સાથે નીકળી આવવાની હા પાડી અને ઉદ્યાનમાં મળવાનું કહ્યું. સાવલિંગાનો લગ્ન-ઉત્સવ તે વખતે ચાલતો હતો. કુમાર તથા મંત્રિપુત્ર સ્વાર થઇને ત્યાં ગયા. ગૂંડુ નાપિતને ઘોડો આપીને તેઓ અંદર ગયા. સાવલિંગા આવી અને ગૂંડુ નાપિતને સદવત્સ ધારીને તેણીની સાથે ચાલી નીકળી. આગળ જતાં જંગલમાં પ્રભાત થયું. સાવલિંગાએ નાપિતને ઓળખ્યો. નાપિતે ભોગની પ્રાર્થના કરતાં તેનું નાક છેદ્યુ. સાવલિંગા એકલી જંગલમાં ચાલી. રાત્રે એક ઝાડ તળે સૂઈ રહી. ત્યાં એક ગરૂડ પક્ષીનો માળો હતો. તેના ચાર બચ્ચાઓને ગરૂડ પક્ષી આજ શું અચરત દીઠું તે પૂછે છે. પહેલાએ કહ્યું કે સાવલિંગી નહીં મળવાથી સદયવત્સ કરવત મૂકવાને તૈયાર થયો છે. બીજાએ કીધુ કે સદયવત્સના જતા રહેવાથી અવંતીમાં રાજા પ્રજા શોકાતુર થઈ છે. ત્રીજાએ કીધુ કે ચંદ્રાવતીમાં જિત શત્રુ રાજાએ આહેડે સદયવત્સ તથા મદનસિંહને દીઠા. પોતાની પુત્રી પુષ્પાવતી આપવા માંડી પણ ના પાડી ને ત્યાંથી તેઓ ચાલ્યા. ચોથા ગરૂડે કીધું કે કુકણમાં શંખપુર નગરમાં રાજા નરસિંહ કુષ્ઠી છે તથા મંત્રી મતિસાગર અંધ છે. રાજા મટાડે તેને અર્ધું રાજ આપવા તૈયાર છે. એક ગરૂડે મોટા ગુરૂડને તેનો ઉપાય પૂછ્યો. તેણે કીધું કે આપણી હગાર ઠંડા પાણી સાથે ચોપડે તો મટી જાય. બીજા ગરૂડે પૂછ્યું કે સદયવત્સ અને સાવલિંગાનો મેળાપ ક્યાં થશે. ગરૂડે કીધુ કે શંખપુર નગરમાં. સાવલિંગાએ હગાર એકઠી કરી અને શંખપુરમાં જઇને રાજા તથા મંત્રીને સાજા કર્યા. રાજાએ તથા મંત્રીએ પોતાની કુંવરીઓ સાવલિંગા (જેણે પુરુષનો વેષ ધારણ કરેલો હતો) ને પરણાવી તથા અર્ધું રાજ્ય આપ્યું., સાવલિંગાએ પતિનો મેળાપ થાય તે માટે દાનશાળા મંડાવી. અવધૂતના વેશમાં સદયવત્સ ત્યાં આવ્યો, સાવલિંગાએ ઓળખ્યો. સાવલિંગાએ પોતાનો વૃત્તાંત સર્વેને જાહેર કર્યો

१ संवत् १४८८ वर्षे फाल्गुन......सौमे श्रीपत्तने लिखितं विळक्षणमतः

**प्रमोदाय विनोदमात्रम् । छ । श्रीः ।** આમ આ પ્રત અત્યાર સુધી મળી આવેલી જૈનેતર ગ્રન્થની જૂનામાં જૂની પ્રત છે. આ પ્રત ત્રુટિત તથા કાપી ખાધેલી છે. દસ્કત જૈન લિપિના સુંદર છે બીજી પ્રત જો કે આટલી જૂની લાગતી નથી તો પણ ભાષા તો આ પ્રત જેવી જ છે.

ગજપુત્રી ગુણમાલા સદયવત્સને પરણી અને મંત્ર પુત્રી મદનમંજરી મદનસિંહને પરણાવી. સર્વે પ્રતિદાન આપ્યા. શાલિવાહને ઉત્સવ કરીને સાવલિંગીને મદયવંત સાથે પરણાવી.

सालिवाहन नृप मांडिउ जंग नरपतिवरि उछव बहुरंग ।
दानमान दीजइ अनिघणां हुइ उछव वीवाहातणा ॥ ३४ ॥

वरघोडइ हुउ असवार गाइ कामिनि मगल च्यारि ।
लूण उतार, वर कामिनी वधावइ वारु भामिनी ॥ ३५ ॥

नरनारी तिहां बोलइ घणां जोयो फल ए पुन्यहतणां ।
सुदयवछनइ सामलि नारि सरिषु योग मिलिउ संसारि ॥ ३६ ॥

वरराजा तोरणि आवीउ इंद्रसरीषु सोहावीउ ।
वर पुंपी आणिउ माहरइ सिंहासनि जइ आसन करइ ॥ ३७ ॥

विप्र समइ वरलावइ जाम करमिलापक हूहउ ताम ।
सोवन चुरी करइ नरेस तिणि थानकि कीधउ परवेस ॥ ३८ ॥

वर कामिनी तिहां फेरा फरइ ब्राह्मण बइठा वेद ऊचरइ ।
करइ भाट तिहां जयजयकार विनइ करी दिइ दान अपार ॥ ३९ ॥

करमेहलामणि नृप दिइ दान हयगयरथपरधु बहुमान ।
पाय लागी नृप दि आसीस दंपती जीवयो कोडिवरीस ॥ ४० ॥

वर लाडी परणी घरी जाइ हीयडइ अति आनंद न माइ ।
सुदयवछ सामलि वरनारि विलसइ सुक्ख न लाभइ पार ॥ ४१ ॥

સદયવત્સ કેટલોક વખત સાસરે ગયો. પછી વિચાર્યું કે સાસરામાં વધારે રહેવું ઉચિત નથી.

स्त्री पीहरि नर सासरइ संयमीआं सहिवास ।
मानरहित निश्चिइ हुइ जु मांडइ थिरवास ॥ ४६ ॥

जं भोव तं मिट्ठु सज्जन ताह विदेसि ।
अंब घरंगणि मुंहुरीउ कडुअत्तण पामेसि ॥ ४७ ॥

આ વિચારીને શાલિવાહનની રજા લઇને ઉજ્જયની ગયા અને માતપિતાને મળ્યા.

ए पुहिलुं हूउ अधिकार कवि जोइ चरित्र आधारि ॥ ५८ ॥

આ ચુપઇ ક્યારે કોણે રચી તે બાબતનો ઉલ્લેખ ગ્રંથમાં કર્યો નથી. ગ્રંથ કર્તા જૈન લાગે છે અને છેવટની ચુપઇ ઉપરથી જણાય છે કે આ ગ્રંથ તેણે ચરિત્રના આધારે કર્યો છે અને પાણિગ્રહણનો અધિકાર પહેલો જ છે. આથી એવું માનવાને કારણ મળે છે કે આ વાર્તાનું મૂળ કોઇ સદયવત્સનો ચરિત્ર ગ્રંથ હોવો જોઇએ ગ્રંથની ભાષા ૧૬ મા શતકના સત્તરમા શતકના આદિની લાગે છે.

## સદયવત્સ સાવલિંગાની વાત ( દુહા સાથે ).

પૂર્વ ભવમા સદેવછનો જીવ મનોહરસૂત્રવી હતો. સાવલિંગા રૂપમતી નામે તેની સ્ત્રી હતી. એક દિવસે મનોહરસૂત્રવી પરદેશ ચાલ્યો ઘણા દિવસો થયા કાગળપત્ર આવ્યો નહી. તેથી રૂપમતીએ માધવસૂત્રવી સાથે ઘર માંડ્યુ એટલામા મનોહરસૂત્રવી આવ્યો સ્ત્રી વાસ્તે બન્નેમા કલહ થયો. સુજાણસિંહ દફતરી પાસે ન્યાય કરાવવા આવ્યા. દફતરીએ મનોહરસૂત્રવીને સ્ત્રી સોપાવી. અને કીધુ કે આ રૂપમતી મનોહર સાથે ગમન કરે તો તે બીજે ભવ સાવલિંગા થશે અને મનોહર સદેવત્ત થઇને બને સુખ ભોગવશે. માધવને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને કાશી કરવત્ત મુકાવીને એવુ નીયાણું કર્યુ કે રૂપમતી સાવલિંગા થાય ત્યારે હું હીરજી ઝવેરીનો પુત્ર રતનપાળ થઇને સાવલિંગાને પરણું. મનોહરસૂત્રવી મરીને આણંદપુર નગરમાં શાલિવાહન રાજાને ત્યા સૌભાગ્યસુંદરી રાણીની કુક્ષિએ પુત્ર તરીકે ઉપન્યો. તેનુ નામ સદેવછ એવુ પાડ્યુ. રૂપમતિ તેજ નગરમાં રાજાના પ્રધાન પદમસેન આગરવાલને ત્યાં ત્રિલોકસુંદરીની કુક્ષિએ કન્યા તરીકે ઉત્પન્ન થઇ તેણીનુ નામ સાવલિંગા એવુ રાખ્યુ. સુજાણસિંહ દફતરી મરીને તેજ નગરમાં સુગુણ માહાત્મા નામે મહેતાજી થયો રાજાએ તથા પ્રધાને પોતાના પુત્ર તથા પુત્રીને તે ગુરૂજીને ત્યાં ભણવા બેસાડ્યા. સાવલિંગાને જૂદી પડદે રાખીને ભણાવે છે કુમારે તેનું કારણ પૂછતા ઓઝાએ જણાવ્યું કે તે આંધળી છે. સાવલિંગાએ કુમાર કેમ નથી દેખાતો એવું પૂછ્યુ ત્યારે ઓઝાએ કીધુ કે કોઢીઓ છે માટે જૂદો ભણે છે. એક દિવસે ઓઝો બહાર ગયો તે અવસરે કુમારે સાવલિંગાનો સાદ સાંભળ્યો અને કહ્યુ આંધળી ખોટું કેમ ભણે છે સાવલિંગા બોલી હે કોઢીઆ હું આંધળી નથી. પાટીમાં જેવું લખ્યુ છે તેવું ભણું છુ. ઓઝાનો ભેદ ખુલ્લો થઇ ગયો બન્ને આલિંગન ચુંબન કરવા લાગ્યાં ઓઝો આવી પહોંચ્યો. એક સમયે ઓઝાએ તેઓ બન્નેને લાગ આપવાને માટે શાલિના ક્ષેત્રની રક્ષાર્થે મોકલ્યા ત્યાં બન્ને જણા રક્ષા કરવાને બદલે પત્ર પુષ્પની શય્યા કરીને ક્રીડા કરવા લાગ્યા. ઓઝાએ પાછળ તેઓના ચેષ્ટા જોવાને ચાર

છોકરાઓ મોકલ્યા. તેઓએ ઓઝાને કીડાની વાત કરી ઓઝો આવ્યો અને પોતાનું કાર્ય સફલ થયેલું જોયું. સાવલિંગા કામાગ્નિથી પીડિત થઇ અને બાઇનાં નાના છોકરાંની સાથે ચેષ્ટા કરતી ભોજાઇએ દીઠી. ભોજાઇએ પોતાના પતિને કીધું. સાવલિંગાના વિવાહ કરવા માટે બ્રાહ્મણને પુષ્પાવતી નગર મોકલ્યો. ત્યાં શેઠના છોકરા સાથે વિવાહ કર્યો. ઉત્સવ મંડાયો કુમારે ઓઝાને પૂછ્યું કે સાવલિંગા કેમ આવતી નથી. ઓઝાએ કીધું સાત દિવસ પછી તેણીનું લગ્ન થવાનું છે. સદો આકુળ વ્યાકુલ થયો અને વેસ્યાને ઘેર ગયો. વેસ્યાએ તેને સ્ત્રીના વસ્ત્રો પહેરાવ્યાં અને પોતાની સાથે લઇને સાવલિંગા સાથે મેળાપ કરાવ્યો. સાવલિંગાએ કહ્યું કે રાત્રે શક્તિના મંદિરમાં આવજો. સાવલિંગા પરણી ને શયનગૃહમાં ગઇ. પતિએ હાથ અડાડતાં ચમકી અને સદા સાથે કરેલો વાયદો યાદ આવ્યો. પતિને કીધું કે મારે એવી બાધા છે કે પરણીને તરત મારે શક્તિની પૂજા કરવી નહી તો વિયોગ થશે અથવા પતિનું મરણ થશે. પતિએ રજા આપી. સાવલિંગા મધ્ય રાત્રે શક્તિના મંદિરે સંકેત પ્રમાણે ચાલી. રસ્તામાં ખાપરિયો ચોર મળ્યો તેની આગળ શક્તિ સ્વરુપ થઈ ગઈ અને તેને નૂપુર આપ્યું. અહીંઆં કુમારે સાવલિંગા સાથે યથેચ્છ વિલાસ ભોગવવાના હેતુથી ખૂબ અમલ કર્યો હતો. સાવલિંગાને આવતાં વાર લાગવાથી નીશો ચઢ્યો. સાવલિંગાએ તેને ખૂબ ઢંઢોળ્યો પણ જાગે નહી. આલિંગન ચુંબન કરીને છેવટે નિરાશ થઇને સદાના હાથમાં પારકર નગરમાં મળે એવાં દુહા લખીને ચાલી ગઇ. અમલ છૂટતાં સદો જાગ્યો ત્યારે સાવલિંગાને નહી જોયાથી નિરાશ થેઇને ઘેર આવ્યો. ઘેર રાણી તેના મુખ ઉપર કાજલના ચિહ્નો જોઇને તેના ઉપર ક્રોધાયમાન થઈ. મોં ધોવા જતાં હાથમાં લખેલા દૂહા ઉપર નજર ગઈ ને પુષ્પાવતી તરફ ચાલ્યો. સાવલિંગા રાત્રે મંદિરેથી પાછી આવતાં તેણીના પતિએ પૂછ્યું કે કેમ દેવીની પૂજા કરી. સાવલિંગાએ કીધું કે દેવી માની નહી હવે તો આપણે નગર જઇને તેણીનું મંદિર કરાવીશુ ત્યારે બાધા છૂટશે. સદો વિરહથી વ્યાકુલિત અવસ્થામાં ભમતો ભમતો પુષ્પાવતી આવ્યો. ત્યાં તળાવમાં હાથમાં લખેલા દૂહા ભૂસાવાના ભયથી બેલની માફક પાણી પીયે છે તે જોઇને પાણીહારીઓ માંહોમાંહી હસવા લાગી. સદો રત્નપાલના ઘર સમીપ આવ્યો. સાવલિંગા પતિ સાથે ગોખમાં બેઠી હતી તેણે ઓળખ્યો. સાવલિંગાએ પતિને કીધું કે આપણે સાસુ સસરો સુવે ત્યાં સુવું નહી, માટે નવો મહેલ કરવો રત્નપાલે નવો મહેલ કરાવા માંડ્યો. સદો મજૂર થઇને સાવલિંગાને ઘેર કામ કરવા લાગ્યો. પ્રથમ દિવસે સાવલિંગાએ તેને પતિને સમજાવીને ખાવાનું આપ્યું તેમાં થાળ મહોરોનો ભરીને ઉપર રોટલી ઢાંકીને બાગમાં જઇને સદાને આપી અને કીધું કે લાગ લાગે ત્યારે રાતે તારે આ બાગમાં આવવું. સાવલિંગાએ એક સમે લાગ લગાડી. સદો ઉંઘી જવાથી આવી શક્યો નહી. સાવલિંગા નિરાશ થઇ. સદો બીજે દિવસે પ્રભાતમાં જોગીનું રૂપ લઇને સાવલિંગાને ત્યાં આવ્યો. સાવલિંગા અચેતન થઇ. સામેના મહેલોમાં રાજાની કુમારી તથા સાવલિંગાની દીયેર દેરાણી ગોખમાં બેઠા હતા તેમણે તે જોયું. તે રાજકુમારીએ સાવલિંગા પાસે આવીને સાવલિંગાને સચેતન કરી અને તેણીના પ્રેમની વાત પૂછી. સાવલિંગાએ સર્વ વૃત્તાંત કીધો. રાજકુમારીએ કીધું કે પહેલી હું સદા સાથે પરણીશ અને પછી તને પણ પરણાવીશ. રાજાએ કુમારીને સદા સાથે પરણાવી અને

રાજાએ અડધું રાજ્યપાટ તથા સાવલિંગા પણ અપાવી. સદો બે સ્ત્રીઓને સાથે લઇને પોતાના નગર આવ્યો. શાલિવાહન રાજા ખુશી થયો. સાવલિંગાને ચાર પુત્રો થયા. આ વાર્તા કેવળ શૃંગાર ( વિપ્રલંભ ) રસથી ભરપૂર હોઈ તેમાંના દુહા ચંદ્રાયણ કવિત મનોવેધક છે. છે. કેટલાક અહીંઆથી નમૂના તરીકે આપીએ છીએ. સદાનો અને સાવલિંગાનો પ્રથમ નયન મેળાપ થયો તે ઉપર

नयण पदारथ नयण रस नयणे नयण मलत ।
अणजाणास्यूं प्रीतडी पहेला नयण करंत ॥
नैणां मिलिते मन मिले मन मल्यां वैण मलंत ।
वैंण मिलंते कर मलें कर मिलतां देह मलंत ॥

नैणां केरी प्रीतडी बूझे विरलो कोय ।
जे सुष नैणां पाइये ते सुष सजन होय ॥
एक दीपकथी देहमें सव प्रगटयां तन होय ।
नेह छपायां नाह छिपे जिहां दृगदीपक होय ॥

नयणांकेरी अलष गत लिषि न कांहू जात ।
लाय लेके विच भेदकें ससनेहिसे जात ॥

નીશાળેથી ઉઠયા પછી સદેવત એક વખત સાવલિંગા ઝરુખે બેઠી છે તેને મુઝરો દે છે.

नयणभटको वयणरस सुंदर सोभत गात ।
दूनीयामे दीदारको मूझरो मोटी वात ।
सदासुरंगे कंचूये केसरभीने गात ।
दूनीयामे दीदारको मूझरो मोटी वात ॥
नयण उदासी चित दहे विण देप्यां नही चेन ।
लाल पीयारा जव मिलें तव सुप पावत नैन ॥

दृग जोगी जगदीसके कामदेवकी सीप ।
सुंदरनगर रामकी सेन रूपकी सीप ॥
लोचन प्रासें प्रेमकुं प्रेमकरणकुं जाय ।
जिहां जिहां देषे प्रेमरस तिहां तिहां रहे अठाय ॥

देष्यां पनि न मानही विनु देष्या नही चेन ।
नीरभरे प्यारी रहे वडे अनेथे नेन ॥
सोचन बपेडे वाउले पड्यें प्रेमके जाल ।
पलक बिना न थमी सके देष देष भये लाल ॥

વર્ષાઋતુમાં વિરહવ્યાકુલ સાવલિંગા કહે છે—

विजलियां झड लाइया झबुके वारोवार ।
कदे मीलुंगी सजनां लांबी लाह पसार ॥
वीजलिया झड लाइयां आभे आभे एक ।
कदे मीलुंगी सजनां करी कनकी रेष ॥
वीजलियां झड लाइया आभे आभे कोड ।
कदे मीलुगी सजनां कंचूकीकस छोड ॥
वीजलीयां गली वादलां मोरे माथे छत्र ।
कदे मीलुंगी सागना करी उघाडा गात्र ॥
वीजलीया गली वादलां वापिहायो बोलंत ।
कदे मीलुगी सजना मनमाहेलो पोलंत ॥
कामनगावण प्रीउ कहण बोल म बपइयाह ।
हुं हुं चाकर गोरडी कहो प्रीय आणुं काह ॥
मिनक णेहिमु लागज्यो वालो वेरी नेह ।
दुपे न घूयो नीसरे बले सुरंगी देह ॥

સાવલિંગા સદેવંતને મંદિરમાં ભગવાને આપેલું વચન યાદ કરીને કરનો સ્પર્શ કરતા પતિને કહે છે.

चंद्रायणो—

अंब पके बहुमांन के मरुगी डालियां मेरे हियें हाय म घालें के देउंगी गालियां ।
गेहलां मूढ अयाण के तुं बायरा परहां जी हां हुं माहण रुपवाल के अंबा रावला ।

મંદિરમાં મદથી ચકચૂર થયેલા સદેવંતને સાવલિંગા ગભરાયેલી ધારીને સાવલિંગા કહે છે—

नवि बोले नवि चाले नही न घरे निछभर नेह ।
सुण साहब कुमरी कहे आजे कीमो उदेस ॥

सूदा सावलिंगा कहे रंगमे केही रीस ।
नृक पड्यो लग सो चतुर वल सोषु जगीस ॥
सूदा सावलिंगा कहे हवे पूरो मनरी हाम ।
हूं आवी हेजे लपी कीसो विमासण काम ॥
ताजि निजमंदिर नेहलो सूप कातूल सेज ।
तुझ कारण आइ त्रीया हवे कीसी करो जेज ॥
आज लगें तुम मूझनें अधिकी हूंती आस ।
अवसर मूकी आज तें नारी हुवे निरास ॥
नेह नवलनारीतणो नवी मीत अतिमीठ ।
सूदा सावलिंगातणो जाणे चोलमजीठ ॥
उचो जेने जोइओ सूतो सदे नरेस ।
जिण उर होय नारंगफल सूतो कंथ लहेस ।
सूदा सावलिंगा कहे अवडो सो हठ ।
मोडी आइ मानवी तिण धरीयो मन हठ ॥
निद्रा कवण न छेतर्यो जोयण कवण न वीगुत ।
धण उभी पोहरा दीये प्रीतम पोढयां निचिंत ॥
चन्दनवास कपूररस सीतलगंगप्रवाह ।
गुणरजण मन वूझवेण कदे मलेसी नाह ॥

**સદયવત્સસાવલિંગાચઉપઈ ( કીર્તિવર્ધન )**માં આપેલી કથા થોડા ફેરફાર સાથે ઉપલી કથાને મળતી જ આવે છે. આનન્દપુર નગરમાં શાલિવાહન રાજાને ઠેકાણે પૂર્વ દિશામાં કંકણવિજય નગરમાં મહીપાલ રાજા છે. પ્રધાનનુ નામ સોમ અને સ્ત્રીઆનું નામ મતિસાર છે. સાવલિંગાના પતિનું નગર પુષ્પાવતી છે અને સદયવત્સ જો કે સાવલિંગાના નગર જાય છે 'પરંતુ છેવટે તે રાજાને હરાવીને સાવલિંગાને મેળવે છે. આ કથામાં સદયવત્સ સાવલિંગાના પૂર્વ ભવની વાત આપેલી નથી અને ઉપલી કથામાં જે દૂહા વગેરે ઘણા તથા કવિતા ઉતારેલા 'છે તે ઘણા ખરા આ કથામાંથી જ છે. ભાષા મારવાડી મિશ્ર ગૂજરાતીની છે. આ ચુપઈ ખરતર ગચ્છના જિનહર્ષસૂરિના શિષ્ય દયારત્નના શિષ્ય કીર્તિવર્ધને સંવત ૧૬૯૭ માં રચેલી છે.

**જૂદી જૂદી કથાઓની સરખામણી**—ઉપર આપેલી કથાઓ ત્રણ વિભાગમાં વહેંચી શકાય છે.

( ૧ ) સંસ્કૃત સદયવત્સકથા ' તથા ભીમના સદયવત્સવીરપ્રબંધમા આપેલી કથા

લગભગ એક જ છે અને તેમાં સદાના સાહસો પ્રાધાન્યપદ ભોગવે છે. સંસ્કૃતમાં સદાના પૂર્વ ભવની વાર્તા આપેલી છે જે ગૂજરાતી કાવ્યમાં નથી. (૨) સદયવત્સસાવલિંગી ચઉપઇમાં આપેલી વાત તદ્દન જૂદી જ જાતની છે. અહીંઆ સદયવત્સની સાવલિંગા મેળવવાની ઉત્કટ ઇચ્છા તથા સાવલિંગા સદયવત્સનો અરસપરસ ગાઢ પ્રેમ પ્રાધાન્ય ભોગવે છે. ઉપરની કથામાં સદયવત્સ પોતાના પરાક્રમોથી નવીન રાજ્ય સંપાદન કરે છે ત્યારે અહીંઆ સાવલિંગા પોતાની હુંશીયારીથી રાજ્ય મેળવે છે તથા રાજા તથા પ્રધાનની કન્યાઓ પરણે છે. (૩) કીર્તિવર્ધનની સદયવત્સસાવલિંગા ચઉપઇ તથા સદેવંત સાવલિંગારી વાત થોડા ફેરફાર સાથે એક જ છે. સદેવંત સાવલિંગારી વાતમા પૂર્વભવની વાત છે જે કીર્તિવર્ધનની ચઉપાઇમાં નથી. આ કામીયુગલનો સંબંધ નાયક તથા નાયિકાનો છે. પરાક્રમની વાત બીલકુલ નથી કીર્તિવર્ધનની ચઉપઇમાં સદેવચ્છ પુષ્પાવતીના રાજાને હરાવીને સાવલિંગા મેળવે છે તેટલું જ તેનું પરાક્રમ છે. પરતુ તેમા અદ્દ્ભુતતા બીલકુલ નથી. આ તથા નંબર બીજાની વાર્તામાં સદેવંત શૌર્યવીર તરીકે નહી પણ પ્રેમવીર તરીકે પ્રકાશે છે.

ગૂજરાતીમાં જે સદેવતની વાર્તા પ્રચલિત છે તે ઉપરની સઘળી વાર્તાઓથી કેવળ વિલક્ષણ છે. તેમાં આપેલા સાત ભવો કોઈ પણ વાર્તામાંથી મળતા નથી આઠમા ભવની વાર્તા થોડેક અંશે સદેવચ્છ સાવલિંગારી વાતને મળતી આવે છે

સી. ડી. દલાલ.

---

# સાક્ષરશ્રી નરસિંહરાવનાં પૌરાણિક કથાકાવ્યો અને જીવનરેખા.

કવિ કવિતા લખતો નથી પણ કુદરત હેના હાથમાંથી કલમ લઈ હેને માટે કવિતા લખે છે. કવિને વિચાર ગોઠવવા પડતા નથી પણ ગમે તે વિષય લે હેમાં હેના વિચારો, હેનાં રસો હેની મેળે ગોઠવાઇ જાય છે. સાધારણ ઉપલક દષ્ટિએ અસંબદ્ધ દેખાતાં કાવ્યોમાં પણ કવિના વિચાર સુસંબદ્ધ હોય છે. કેટલીક વખત વિવેચનકાર ઉપર હેવો આક્ષેપ મૂકાય છે કે કવિએ નહિં ધારેલા, નહિં કલ્પેલા વિચારો એ કવિતામાં જૂવે છે. આ આક્ષેપમાં કાંઇક સત્યનો અંશ હશે, પરતુ કવિહૃદયમા ઉદ્ભવેલા વિચારોની વચ્ચે જે અપૂર્વ માનસિક સંબન્ધ હોય છે, તે, કદાચ જૂદે જૂદે પ્રસંગે ઉત્પન્ન થયેલા હોવાને લીધે કવિને માલૂમ પડે નહિ; પરંતુ એકીજ બેઠકે વાંચી, કવિ હૃદયનું ઉંડાણ નિરખનાર વિવેચનકારને એ જડે તો તે વિચારો કવિતામાં હતાજ નહિં એમ કહેવાય નહિં. કેટલીક વખત કદાચ કવિએ નહિં કલ્પેલું હેવું કાંઈ આવે પણ તે જો વધારે જ્ઞાનદાયક હોય તો જનસમાજને, સાહિત્યપ્રેમીઓને આવકારદાયકજ થશે.

રા નરસિંહરાવના કથાકાવ્યોમા જીવનના જૂદાજૂદા અનુભવો, જીવનના ગૂઢતત્વો, અને જન્મથી મરણ પર્યંતની માનસીક ઉત્ક્રાન્તિ, ટુકામા મનુષ્યની જીવનરેખા હેવી સમર્થ રીત્યે આલેખી છે કે "કવિ કવિતા લખતો નથી પણ કુદરત હેના હાથમાથી કલમ લઇ હેને માટે કવિતા લખે છે' એ ઉદ્ગાર નીકળી ગયા

એઓ કહે છે

છે માનવી જીવનની ઘટમાળ હેવી,
દુખ પ્રધાન સુખ અલ્પથકી ભરેલી

હાવી જીવનની ઘટમાળમા કવિએ જે કથાઓ કહી છે, તે જો મનુષ્યને હેના જીવનમ–હેનું જીવન સારી રીત્યે ગાળવામા–મહાયભૂત થાય તો

એમદ અશ્રુતણ દાન જ થાનુ તો હું

કવિની એ યાચના માનુ પૂરી નહિ પાડે'

મનુષ્યજીવનનું જો પ્રથક્કરણ કરીએ તો કૈમારાવસ્થાની સ્વચ્છંદતા, ભાવિઆશાઓ અને શમણાઓ યુવાવસ્થાનો પ્રેમમય ગૃહસ્થાશ્રમ અને આત્મશ્રદ્ધા, અને પ્રૌઢાવસ્થાની વિટમ્બનાઓ અને ભવિષ્યના વિચારોનું પ્રાધાન્ય એ મુખ્ય ભાવો ગણાય કવિને વૃદ્ધાવસ્થાનો અનુભવ નથી એટલે એ સ્થિતિ દર્શનના કાવ્યની વાટ્ય જોવી પડશે પ્રભુ એ આશા પૂરી પાડે'

"મત્સ્યગ ધા અને શા તનુ' કૈમારાવસ્થાનું કીર્તન છે "ઉત્તરા અને અભિમન્યુ ગૃહસ્થાશ્રમના પુષ્પપથમા ન્હટકાનુ અને યુવાવસ્થાની આત્મશ્રદ્ધાનું ભાન આપનાર મવ્ય છે 'પુરૂરવ અને ઉર્વશી' પ્રૌઢાવસ્થાના ગાભીર્યનું ગાન છે ત્રણે અવસ્થાઓમા અન્ય કર્તવ્યોને પણ જીવન વ્હેણમા સ્થાન છે અને એ પ્રત્યે ઉદાસીન ના રહેવુ જોઇએ એ મહાન સત કવિ શીખવે છે અને પ્રભુ પ્રત્યેની અનન્ય ભક્તિ ય ભાવના દર્શાવી કાવ્યોને પ્રેમદીપ્તિથી તેજોમય કરે છે આ પરનકી મ યોમા, કવિએ જૂદીજૂદી અવસ્થાના ચિત્રો, જીવનની ચિત્રરેખામાત્ર જાણે આલેખ્યા હોય હેવો ભાવ થાય છે જો કે પાત્રો જૂદાજૂદા છે પરતુ જે જીવનના ભાવો સૂચિત થયા છે તે વિશ્વવ્યાપી છે

કૈમારાવસ્થાની સ્વચ્છંદતા આશાઓ અને સ્વપ્નાઓ કવિ 'મત્સ્યગધા અને શાન્તનુ'નું કાવ્ય શરૂ કરતી વખતે ગરબીમા ટુંકમાં દર્શાવે છે એક બાલિકા એ ગરબી ગાય છે

વિશાળ વ્યોમ જેમ તરતી આનન્દમા
મુગ્ધ કપોતી છુ હુ ઉચ્ચ વિહારિણીરે લોલ,
ચિન્તા નવ ધરૂ જરીએ શુ ક્ષણ અન્યમા
ભિખારી મુજને કરશે ક્ષત ધારિણીરે લોલ

બાલ્યાવસ્થાની પરમ અખૂટ આશા, ભિખારીની શમને દબાવતી આશા કવિએ ઉત્તમ કાવ્ય શક્તિ વડે ઉપરની પંક્તિઓમાં દેખાડી છે કવિ અન્ય સ્થાને કહે છે લેવી

પ્રેમમય ઉલ્લાસમાં
પાપહીન વિલાસમાં
મુગ્ધ નિર્મળ હાસમાં,

આનન્દ અનુભવતી બાલાનું ચિત્ર અને હેતુ ગાન ઉત્તમ છે. સ્વચ્છંદતાસહ લજ્જા એક બાલિકામાં જોઇએજ અને તેટલા માટે શાન્તનુને જોઈ "મુગ્ધા થોભીજ ગુંજતી" એ શબ્દો જરૂ બાલાવસ્થાની લજ્જાનો ભાવ કવિએ પ્રદર્શીત કર્યો છે. ચિત્ર પુરૂં કરતે કરતે આ સરલ બાલાવસ્થાની કર્ત્તવ્ય પરાયણતા પણ પ્રતીત થાય છે.

નદી પાર જવા કેરી, રાજાની પ્રાર્થના તહિ
કર્ત્તવ્ય વશ એ બાલા તુચ્છકારી શકી નહિં.

યુવકને દેખી નૂતન અનુભવો અનુભવતી સલજ્જ બાળા દિઙમૂઢ બની પણ કર્ત્તવ્ય ચૂકી નહિં. શાન્તનુ પણ નદી વચ્ચે જતાં હેના હાથમાથી હલેસુ લઇને (પ્રિયતમેને શ્રમ ના પડે માટે) અંતઃકરણની વાત કહે છે ત્હેમાં કવિએ ગ્રહસ્થાશ્રમના દાર રૂપ લગ્નની ઉપયુક્તતા ચાતુર્યથી દર્શાવી છે. અને એ શિખરિણીની બારે લીટીઓ લખીનેજ વિરામીશ.

"કુરંગી ઓ મીરી ! હૃદયવન લીધું મુજ ઘણું,
વહે છે આજે ત્હાં ઉછળી મધુરૂ પ્રેમ ઝરણું;
ફરી સ્વચ્છન્દે એ વન મહિં મૃગી ! તુ વિહર્યને !
મહિં એ નાચન્તા ઝરણ તણું તું પાન કર્યને !
કપોતી ! આકાશે ઊડતી મન માની તુ ભમતી,
પરંતુ ત્હાં ગાજ્યો ઘન કદિ, અને વીજ ચમકી,
ખરે તે વેળા તું થરથરી જઈ દીન બનશે.
ભયે તો તું ગાતી મુજ હૃદયકુંજે સ્થિર વસે.
રમન્તી સ્વચ્છન્દા સરિતલહરીઓ મધુરી તું !
અરે શાને કાલ્યે જલનિધિ તરંગે ભળી જવુ ?
અહિં આવ્યો પોતે કુદી ઉદધિમોજે તુજ કને
ભળી જાને આજે ! સ્વરૂપ ઝટ બે એકજ બને.

પ્રેમીને પ્રેમ પ્રગટ કરતો સાંભળી, કઇ બાલાની સ્થિતિ મત્સ્યગન્ધા જેવી અબોલા નહિં થાય. કવિનાં વર્ણનો વ્યક્તિ પરત્વે નથી પરતુ વિશ્વપરત્વે છે. અને એજ કવિની ઉત્તમ પ્રતિભા પ્રદર્શીત કરે છે. મુગ્ધાનું સ્થિતિ વર્ણન ટુંકા પણ અર્થ ભર્યા વાક્યોથી થયુ છે.

પોતે નહિં જાણે હેવા વિચારો દધિમા ડુબી

આ સ્થિતિ બીજા કયા શબ્દોમાં વર્ણવી સકાય ! અને છેવટે

લજ્જા રેખા કપોલે જો ! મધુરી મધુરી પડે,
એજ સમતિ માનીને નૃપ સુન્દરીને અડે.

આમ આછી પીછી એ દોરાયલું કૌમારાવસ્થાનું ચિત્ર, જીવનરેખાનો એક મધુરો અંશ નિહાળી, કવિના "ઉત્તરા અને અભિમન્યુ"ના કાવ્ય તરફ દૃષ્ટિ લઇ જઇએ. આ કાવ્યમાં કંઇ શૃંગારનું કે ગૃહસ્થાશ્રમના વિલાસનું વર્ણન નથી, પરંતુ પતિપત્નીનો આદર્શ સમ્બન્ધ, પતિનો પત્નિ પ્રત્યેનો ધર્મ અને આ સ્થિતિનો અનિવાર્ય બનાવ-વિયોગના સમયના ભાવોનું

> દૃષ્ટિ પાર થયો કાન્ત, પદધ્વનિ ગયો ડુબી
> ભૂલી ત્રિલોકને મુગ્ધા, અનિમેષ રહી ઊભી.

ઉત્તમ આલેખન કર્યું છે.

પોતાની પ્રિયાને દુઃખ, પોતે પાસે હોય એટલે હેને વિટમ્બના પડેજ નહિં એ આત્મશ્રદ્ધામય ભાવ અભિમન્યુની વદેલી

> સૂતો સમીપ અભિમન્યુ, પતિ પ્રચંડ,
> તે ભૂલી કોણ રમતો અહિં મૃત્યુ સંગ.

પંક્તિઓમા બહુજ આકર્ષક રીત્યે કવિએ પ્રદર્શિત કર્યો છે.

પતિ અને પત્નીનો પરસ્પર પ્રેમ ઉત્તરા અને અભિમન્યુના હાવભાવ વર્ણનમાં કવિએ હેવી રીત્યે દર્શાવ્યો છે કે જાણે પડદા પાછળથી ડોકીયાં ના કરતો હોય.

> ને સ્પર્શી રહાં અધરથી મૃદુ ભાવ ધારી
> પૂછે ફરી ફરી પ્રિયા વદને નિહાળી,—
> "શું છે? બીહી! થયું શું? આવડી કેમ કાંપી?"
> મુગ્ધા ફરી હૃદય સાથ ધીરેથી ચાંપી.

અભિમન્યુના હૃદયમા પ્રિયાના દુ:ખને લીધે જે પ્રત્યાઘાત થયો છે તે કવિએ ટુંકા ટુંકા વાક્યોમાં સવાલો પૂછી હાવો પ્રસંગ અનુભવતા મનુષ્યની આબેહુબ સ્થિતિ દર્શાવી છે. કલાચાતુર્ય અને મનુષ્ય સ્વભાવના નિરીક્ષણની અહિંઆં પરિસીમાજ. આ ટુંકાં વાક્યોથી જે હૃદયદુઃખ કવિ દર્શાવી શક્યા છે તે ઉત્તમ વર્ણનથી બનત કે કેમ તે સંશયગ્રસ્ત છે

પત્નિને આશ્વાસન આપતો પતિ, હેના દુઃખે પીડાતો પતિ, એ દુઃખ નિવારવા પ્રયત્ન કરતો પતિ, રણદુંદુભિ સાંભળે છે, અન્ય કર્તવ્યનું સ્મરણ થાય છે, અને

> રે! અશ્વ! અશ્વ!–સખિ! કંઠ હવે તું છોડય!

અને

> નહિં વિલમ્બ હવે કરવો પ્રિયે!
> કદિ ધર્મ તજ્યો નથી ક્ષત્રિયે.

પરંતુ ગભરાયેલી ઉત્તરા આશ્વાસન પામતી નથી. ક્ષત્રિય ધર્મનું

અબળા રક્ષવી એ રીત્ય

સુત અભિમન્યુને સ્મરણમાં આણે છે; પરંતુ કર્તવ્યપરાયણ સુતક વિશ્વનું મહાન્ આશ્વાસન, દુઃખીનો વિસામો

છે એક સબળ નિર્બળનો જ પાતા
વ્હાલી! હવે સ્થિર થઈ ધર્યે ચિત્ત શાતા.

દેખાડો પોતાનું કર્તવ્ય કરવા

અધર વેગથકી અધરે અડી

પ્રણયના કોમળ ભાવો વિસાર્યા વગર યુદ્ધના ક્રૂર ભાવો હૃદયમાં ધારણ કરી પ્રયાણ કરે છે અને ઉત્તરા—

દૃષ્ટિ પાર થયો કાન્ત, પદઘોષ ગયો ડુબી
ભૂલી ત્રિકાલને મુગ્ધા, અનિમેષ રહી ઊભી.

પુરૂરવ અને ઉર્વશીનો ગ્રહસ્થાશ્રમ, ઉત્તરા અને અભિમન્યુના ગ્રહસ્થાશ્રમની પેઠે શરૂ થતો નથી, પરંતુ અનેક વિટમ્બનાઓમાંથી પસાર થઈ અંદર ગાંભીર્યનો પ્રવેશ થયો છે.

આ કાવ્યમાં યૌવનનો ઉત્સાહ નથી, પણ પ્રૌઢાવસ્થાની ગંભીરતા છે. પુરૂરવ અને ઉર્વશીની કથામાંજ વિશ્વમાં અનુભવાતા ભાવોનું સંકલન અલૌકિક રીત્યે થયું છે; પરંતુ આ કાવ્યમાં તો આપણે માટે એ કથામાંથી હેવો એક ભાગ કલ્પીને મૂક્યો છે કે તે પ્રૌઢાવસ્થામાં અનુભવાતા મનોવિચારનું ભાન કરાવે છે. "માનવ પ્રકૃતિના એક અતિ રૂઢ છતાં અતિ ગૂઢ સ્વરૂપનું દર્શન કરાવવું" એ આ કાવ્યમાં કવિનો ઉદ્દેશ છે. અને જે સ્વરૂપ દર્શાવ્યું છે તે મનુષ્યની પ્રૌઢાવસ્થામાં હેના મનોરાજ્યમાં અગ્રસ્થાને હોય છે. એ સ્વરૂપ.

સુખમાં ભાવિ દુઃખોની છાયા જોતો સદા ફરૂં
ભયનો ભારજ ધારિને સુખાસ્વાદ જ ના કરૂં.

યુવાવસ્થાની કાંઇક અંશે ઉદ્દત આત્મશ્રદ્ધામાં મનુષ્ય ભયનો વિચાર થોડો જ કરે છે, અને કદાચ એ વિચાર આવે છે તો તરતજ દબાવી દેવાય છે. પણ વખતના વ્હેવા સાથે એ વિચાર પ્રાધાન્ય ભોગવે છે. એ વિચારના પ્રાધાન્યના પરિણામે "મનુષ્ય વર્તમાન સુખ ભોગવવાને બદલે કલ્પિત ભાવિ દુઃખ ટાળવાના સતત મથનમાં પડીને દુઃખને પોતાની સમીપમાં બોલાવી લેવા જેવું કરે છે. જે સુખ વર્તમાન સમયમાં પ્રાપ્ત થયું છે, તે સાચવી રાખવાના ઊપાય કરવાને બદલે તે ટકશે કે નહિં એ ભયથી જ માનવ પોતાના સુખમાં દુઃખ રેડે છે" આ ભાવ યુવાવસ્થાનો નથીજ. અખુટ, અખંડ આશા, તે પૂરી કરવાનો સતત પ્રયાસ, એ યૌવનમાં પ્રાધાન્ય ભોગવે છે, યુવાવસ્થામાં મનુષ્ય વિચાર વર્તમાનમાં વહન કરે છે, ભવિષ્ય પ્રત્યે ઉદાસીન રહે છે, અને જે કાંઇ ભવિષ્યના વિચારો હોય છે તે કલ્પના સૃષ્ટિમાં આશાભર્યા તરતા હોય છે; પરંતુ સૃષ્ટિના એક ગૂઢ

નિયમાનુસાર બધી આશાઓ પૂર્ણ થતી નથી. યુવાવસ્થાની અપૂર્ણ રહેલી આશાઓ અને પડેલી વિટમ્બનાઓની અસર પ્રૌઢાવસ્થામાં, જેમ જેમ જુસ્સો નરમ પડતો જાય છે તેમ તેમ થાય છે અને આખરે કવિએ જણાવી હેવી શંકાશીલ સ્થિતિ મનની થાય છે. આ માનસિક ફેરફાર સાધારણ છે અને કવિએ અસરકારક રીતે આ કાવ્યમાં દર્શાવ્યો છે.

"વ્હાલી ! નામ વનનું છોડ્ય,
મુજને લઈ ઊંચે દોડય;
પાછી બની લતા તું જાય,
એ તો ના ફરી સ્હેવાય."

ક્યહાં યુવાન અભિમન્યુનો

"સૂતો સમીપ અભિમન્યુ પતિ પ્રચંડ."

એ ઉગ્ર અવાજ અને ક્યહાં પુરૂરવનાં ભય ભર્યા વાક્યો !

જેમ જેમ મનુષ્યનું વય વધતું જાય છે, દુનિયાના અનુભવોથી નવું નવું શીખે છે, તેમ તેમ સુખના નાશનો ભય વધતો જાય છે. કલ્પનાસૃષ્ટિમાંથી સરવા માંડી આખરે સત્ય દેખાતી સૃષ્ટીમાં પડે છે. સુખ ઉડી જતાં લાગે છે અને દુઃખ જોવા તરફ વલણ થાય છે. આ સ્થિતિ સારી છે વા નરતી તે તો અનુભવી જાણે પણ આ સ્થિતિ પ્રૌઢાવસ્થામાં થાય છે હેનું ભાન કવિ કરાવે છે. શંકા મનુષ્યનું હૃદય વધારે કોરે છે.

વિશ્રાન્તિને સુખ નહિં મળશે અભંગ"

પુરૂરવ—

ઓ ચેલી ! એ સુખ વિશે દુઃખ ગૂઢ દેખું:—

આમ પ્રૌઢાવસ્થામાં બિચારો માનવી.

સુખમાં ભાવિ દુઃખોની છાયા જોતો સદા ફરે,
ભયનો ભારજ ધારિને સુખાસ્વાદ જ ના કરે

( છાવ્યમાં ફેરફાર માટે કવિ માફી બક્ષશે )

આમ જીંદગીના જૂદા જૂદા ભાગનાં પ્રધાન ભાવો કવિ જૂદાં જૂદાં કાવ્યોમાં બતાવે છે. બાલ્યાવસ્થાની સ્વચ્છંદતામાંથી યુવાવસ્થાની આત્મશ્રદ્ધામાં અને હેમાંથી પ્રૌઢાવસ્થાની શંકાસ્પદ સ્થિતિમાં જે ક્રમશ: થાય છે તે મનુષ્યનો સ્વાભાવિક મનોવિકાસ છે; હેને આમ પુરાણમાંથી પ્રસંગો લઇ હેમની અદ્ભુત શક્તિ વડે આપણી સમક્ષ ચિતર્યો છે, તે જીવનરેખાનું આલેખન નહિં તો બીજું શું !

૪-૮-૧૬ }
પુસા. }

# નિયમો.

૧ તન્ત્રીની સહીના—ખાસ પોતે લખેલા અગર બીજા પાસે ખાસ લખાવેલા
વસન્ત–ઑફિસમાં તૈયાર કરાવેલા અને વસન્ત–ઑફિસની સહીથી પ્રકટ થ
લેખો માટે તન્ત્રી જવાબદાર છે, અને તેથી એના ઉપર છાપવા છપાવવાનો
તન્ત્રીનો રહે છે.

૨ અન્ય સર્વ લેખો માટે તે તે લેખના કર્તા જવાબદાર છે.

૩ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મે
શક્ય તેમ હોય તો મેળવવી. તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થ
ગ્રન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું તે વિના ક
લેખ પ્રસિદ્ધ કરવા બાબતની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે.

૪ કોઈ પણ લેખકનું અસલ લખાણ—એ લેખ "વસન્ત" માં દાખલ કરવાનો થા કર્યો
હોય કે ન હોય—પણ પાછું લેખકને તે મોકલવાને અમો બંધાતા નથી.

૫ કોઈપણ લેખ પૂર્વે પ્રસિદ્ધ થયો છે કે કેમ, તથા અન્ય કોઈ પત્રમાં પ્રસિદ્ધ કરવા
મોકલ્યો છે કે કેમ એ અમોને લખી જણાવવું. કારણ કે તેવા લેખો પ્રસિદ્ધ કરવા
કે નહિ તે તન્ત્રીની મુનસફી ઉપર છે.

વ્યવસ્થાપક.

Reg. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-स्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૧૫, અંક ૮. [ માસિક ] ભાદ્રપદ, સંવત્ ૧૯૭૨.

## एक प्रचलित रासडो.

[ मोकलनार—सत्येन्द्रसखा. ]

"Every one of us cannot be a Scott, but every one of us can be an anti quary. And there must be a host of antiquaries before there is a Scott

ल्यो वेवाण्य आ सो हाथीडा, मारी दीकरीनां मेणां टाळो जो ।
[1]शुं करुं वेवाई तारा सो हाथीडा, मारी रीढी ढांकणी फोडी ॥

२

सासू वहू बे वढी पड्यां, मारी रीढी ढांकणी फोडी ।
खरे बप्पोरे वहूने काढ्यां, वहू वगडामां एकलां ।
ऊभो रे' भाइ वटेमार्गु, संदेशो लई जाजे ।
मारा काकाने एटलुं के'जे, भत्रिजी रणमा एकलां ।
खरे बप्पोरे काका आव्या, सो घोडलियां लाव्या जो ।
ल्यो वेवाण्य आ सो घोडलिया, मारी भत्रिजीना मेणां टाळो जो ।
शुं करुं वेवाई तारा सो घोडलिया, मारी रीढी ढांकणी फोडी ॥

३

सासू वहू बे वढी पड्या, मारी रीढी ढांकणी फोडी ।
खरे बप्पोरे वहूने काढ्यां, वहू वगडामां एकलां ।
ऊभो रे' भाइ वटेमार्गु, संदेशो लई जाजे ।
मारा [2]वीराने एटलुं के'जे, बे'नी रणमा एकलां ।
खरे बप्पोरे वीरो आव्या, सो ढांकणियों लाव्या जो ।
ल्यो वेवाण्य आ सो ढांकणीयों, मारी बे'नीनां मेणां टाळो जो ।
शु करुं वेवाई तारी सो ढांकणियों, मारी रीढी ढांकणी फोडी[3] ॥

सात्सरी, १९७२.

---

१ घुंवटना रक्षणमां रहीने मारेल आ अस्त्रथी दादा (पिता) निरुत्तर थइ गया एटलो अंत्रे अध्याहार छे । सासू आगळ दादानुं शुं गजुं ?

२ वीरो एटले भाइ । जे भाइ नहि—निराधारनो आधार नहि, अशरणनुं शरण नहि—ते वीर पण नहि एवी आगळ धारणा हती ।

३ भाइये ढांकणियों नहि पण बीजुं कांइक (गाय के भेंस्य) आप्युं अने ते पछी बनेविये ढांकणियों आणी एटले सासू मानी गयां (सट लीधी ढांकणी ने झट वाळ्यां घर) एवो पण वृत्तान्त होय एम लागे छे । पण परिणाम श्रोतृपाठकनी कल्पनाने सोंपी देनार वृत्तान्तमां स्वारस्य छे ते एमां नथि । वळी बनेवी सरखो नवतर मनुष्य वच्चे आवे ए पण एक दोष छे ।

# કાન્હડદેપ્રબન્ધ.

## ( અવલોકન )

( અનુસન્ધાન પૃષ્ઠ ૩૯૪થી ).

ક્ષેપક ભાગનો વિષય બંધ કરતાં પ્હેલાં મ્હને જે સ્પષ્ટ ક્ષેપક અંશો લાગેછે ને બતાવું. પૃષ્ઠ ૨૦મે ( પ્રથમ ખંડ શ્લોક ૧૮૯ અને ૧૯૦ની વચ્ચે ખોસેલું ) ગદ્ય,

તેમ જ પૃષ્ઠ ૬૮મે ( તૃતીયખંડ શ્લોક ૨૪૪ અને ૨૪૫ની વચ્ચે ખોસેલું ગદ્ય;

એકનું નામ ભટાઉલી છે ને બીજાનું નગરવર્ણન.

આ બંને સ્પષ્ટ રીતે–મ્હને તો–ક્ષેપક લાગેછે. કારણો ટૂંકામાં દર્શાવું:—

(૧) બને ગદ્ય વચમાં કઢંગાં પેશી કથાસંદર્ભમા કાંઇક ભંગ કરેછે;

(૨) બંને ગદ્ય—એકમાં પૂર્વે ને બીજામાં પછીથી આવેલા—પદ્યમાંના વર્ણનની કેટલેક અંશે પુનરુક્તિ કરેછે.

(૩) બંને ગદ્યને સંબન્ધે પૂર્વગત શ્લોક અને પછી આવનાર શ્લોકની સંખ્યાઓ એકબીજાને અનુગત છે અને ગદ્યને કશી સંજ્ઞા પણ નથી.

બધા ઉતારા આપીને વ્યર્થ લંબાણ નથી કરવું. ઇચ્છા હોય ત્હેણે ગ્રન્થમાં જોઇ લેવાની વિનતિ છે.

આ બંને ગદ્યને પ્રસ્તાવના પૃષ્ઠ ૪ થાની ફુટનોટમા રા. ડાહ્યાભાઈ ' બટાઉલી ગદ્ય ' એમ સંજ્ઞા આપેછે તે જરાક અગમ્ય છે. ' બટાઉલી ' શબ્દનો અર્થ કહિં બતાવ્યો નથી. જેને ' બટાઉલી ' સંજ્ઞા ગ્રન્થમાં જ આપીછે ત્હેમાં કાન્હડદેના કટક અર્થાત્ સૈન્યનું વર્ણન છે, તો भट = ગોદ્ધા + आवली = પંક્તિ, એમ અર્થ, સંભવે; એટલી કલ્પના સુજ્ઞવર્ગ આગળ મૂકુંછું.

(૪) પણ, સર્વ કરતાં વધારે સબળ કારણ તો એક આ જણાયછે : પૃષ્ઠ ૨૦માની ' બટાઉલી 'નું સ્વરૂપ આ પ્રકારનું છે —

( ∆ ) सूरा सुभट खित्री नणे घरे घोडा पाठव्या । किस्या किस्या वर्णतणा घोडा । उज्जरा गुरा कारा तुरकी मारिजा सींधूया अहिठाणा पइठाणा । उत्तर

देसना उंदिरा । कनोज देसना कलथीया । मच्य देसना महूयडा । देवगिरा गंगाजला । चपल चरण, खुर विस्तीर्ण; खेत्र खुरासाणी इ. इ.

( b ) तेह तणी पूंठि पंचवर्ण पाखर घाती । **किसी किसी पाखर** । रण पाखर जीण पाखर गुडि पाखर लोह पाखर कातलीआली पाखर ।

( c ) तेह घोडा तणी पूंठि पंचवर्ण पल्हाण मांड्या । **किस्या किस्या पल्हाण**। कंकलोह बोडीआ नागफणा वाजती वज्राउली ।

( d ) तेहे घोडे **किस्या किस्या खित्री चड्या** । पंचवीस वरस उपरे पचास वरस मांहि । परनारी सहोदर संग्रामि सधर । बोलावी मारि मारि नइ मरि । आपणा स्वामी तणू कारज करि । इ इ.

અહિં પ્રત્યેક સ્થળે—'ઘોડા મોકલ્યા; **કે'વા કે'વા** વર્ણના ઘોડા? ઊજળા, ઇ. ઇ.'

'હેની પીઠ ઉપર પચવર્ણું પાખર ઘાલી; **કે'વી કે'વી** પાખર? રણ પાખર '—ઇ. ઇ.

'ને ઘોડાની પીઠ ઉપર પંચવર્ણું પલાણ માંડયાં; **કે'વાં કે'વાં** પલાણ?'—ઇ. ઇ.

'તે ઘોડે **કે'વા કે'વા** ક્ષત્રી ચઢયા ? પચીસ વર્ષ ઉપર અને પચાસ વર્ષની અંદરની ઉમરના; ઇ. ઇ.'

આમ **किस्याकिस्या, किसीकिसी,** એમ પ્રશ્ન શબ્દો મૂકવાની અને હેનો ઉત્તર આપવાની પદ્ધતિ પદ્ય ઉપરની ટીકાનું રૂપ આ ગદ્યને આપેછે. આ ટીકારૂપ ભટાઉલાનું બિમ્બભૂત મૂળ કહિં છે? પ્રબન્ધમાં એ ગદ્ય પૂર્વે આવેલા ભાગમાં બીજરૂપે છેઃ—

( a ) पाणी पंथा खुरासाणी नइ एक तुरकी तुरंग

( શ્લો., ૧૮૩ ).

( b ) ( c )

पंच वर्ण तेजी पाखरीआ कंकलोह पल्हाण

( શ્લો. ૧૮૪ ).

(d) માટે મૂળ જડતું નથી.

આ સ્થિતિ ઉપરથી બે પક્ષ અનુમાનના સંભવેછેઃ—

(૧) મૂળમાં માત્ર જૂજ બીજ રહી ને ઉપર બેધડક વિસ્તારવાળી, જરાક સંબન્ધને આધારે નવી નવી વાતો ઉમેરનારી, ટીકા કોઈકે કરી હશે;

અથવા (૨) આ ટીકાનું બિમ્બભૂત મૂળ જે પ્રતમાં હશે તે પ્રત નષ્ટ થયેલી અથવા અપ્રાપ્ય હોઈ, ટીકા માત્ર પ્રાપ્ત થયેલી આ પ્રતોમાં લેખકોએ વળગાડી દીધી હશે. *

આ અસંભવિત નથી. ગમે તેમ હો પણ આ બે ગદ્ય પ્રબન્ધના પ્રવાહની બ્હારનાં, ક્ષેપક, છે હેમાં તો શક નથી રહેતો.

પૃષ્ઠ ૬૮મે મૂકેલા 'નગરવર્ણન' ગદ્યમાં ટીકાનું સ્વરૂપ 'બરાઉની' જેવું નથી; તોપણ હેમાં પણ અન્તર્ગત વિરોધ ઉઘાડા છે. નગરવર્ણનના વાક્યો થોડાંક આવ્યા પછી કાન્હડદે સભા ભરીને બેઠોછે ઇત્યાદિ રચનાનું વર્ણન છે તે પદ્યમાંના પૂર્વગત અને પછી આવનાર પ્રસંગ જોડે વિરોધમાં આવેછે, કેમકે કાન્હડદેવને મળ્યા પછી નગર જોવાની ઇચ્છા દર્શાવ્યાથી જોડે પ્રધાન મોકલીને નગર જોવાની પરવાનગી બાદશાહજાદીને આપી એમ આ ગદ્યની પૂર્વે આવી ચૂક્યુંછે, અને પછીના ભાગમાં પાછી સભામાં બાદશાહની કુંવરી ગઈ એમ છે જ નહિં.

આ મ્હારો મત રા. ડાહ્યાભાઈને આ ચર્ચા પછી સ્વીકાર્ય લાગે તો આશા છે કે બીજી આવૃત્તિ વખતે આ બને ગદ્યને ફુટનોટમાં કે પરિશિષ્ટમાં કે કોઈ રીતે અલગ દર્શાવીને હેમના ક્ષેપક સ્વરૂપને સ્ફુટ કરશે.

(ચ) પ્રસ્તાવના પૃષ્ઠ ૩૬મે રા. ડાહ્યાભાઈ આપણને કહેછે કે—"પદ્મનાભ વીસલનગરા નાગર હોઈને ઝાલોરના ચોહાણ રાજા અખેરાજના રાજ્ય (રાજ) કવિ હતા."

આ ઉપર કેટલાક પંડિતો શંકા કરેછે કે—'કાન્હડદેપ્રબન્ધ' વિ. સં. ૧૫૧૨માં રચાયો તે સમયે જાલોર મુસલમાનોના તાબામાં હતું, અખેરાજ ત્હાંનો રાજા ન્હોતો, માટે આ પ્રબન્ધ જાલોરમાં રચાયો ન્હોતો. કોઈ વળી એમ પક્ષ બતાવેછે કે સંવત્ ૧૫૧૨માં નહિં, પણ ૧૪૧૨માં એ પ્રબન્ધ રચાયોછે, અને નવી કલ્પના કરેછે કે સંવત્ ૧૫૭૨માં હોય.

આ કલ્પનાઓ વિષે વિચાર કરિયે. પદ્મનાભના પોતાનાં વચન જોઈયે:—

कान्ह तणु उत्तम अवतार कलियुगि खट दर्शन दातार ॥ २२८॥
निणइ वाशि वीरमदे नट मेगलदेव घट आनंद ।

* 'કાન્હડદેપ્રબન્ધ'ની જે પ્રતો રા. ડાહ્યાભાઈને મળીછે હેમાં જૂનામાં જૂની પ્રતની લખ્યાસાલ સંવત્ ૧૬૪૮ છે. અર્થાત્, સંવત્ ૧૫૧૨માં પ્રબન્ધ રચાયો તે પછી ૧૩૬ વર્ષે આ ગદ્યનો પ્રક્ષેપ નજરે પડેછે; તેથી પણ જૂની પ્રતમાં જડે તો તે વિષે વિચાર ત્હારે થઈ શકે

सोनगिरा कुलि साहस घणु अनुराज मेगलदे तणु ॥ ३२९ ॥
पद्मनाम मति बोलइ इसी आबा तणु पुत्र खेतसी ।
लक्ष्मीवत खेतसी तणु अखय राज सोनगिरा मणु ॥ ३३० ॥

*　　*　　*　　*

*　　*　　*　　*

वीसलनगरु नागर एक पद्मनाम कवि पुण्य विवेक ॥ ३३४ ॥

*　　*　　*　　*

अखिराज सीखामण सरी पद्मनाभ कीरति विस्तरी ॥ ३३६ ॥

*　　*　　*　　*

पचतालीस सु पूठि वरीस मास मागसिर पूनिम दीस ॥ ३३७ ॥
सवत पनर बारोतरू तिणइ दिनि सोमवार विस्तरु
जालहुर गढ उत्तम ठाउ राउल कान्हमालदे नाउ ॥ ३३८ ॥

पद्मनाम मति आणइ (sic આણિ) नवी तेह तणी कीरति वर्णवी ॥ ३३९॥

પ્રશ્નો અવશે ક્રમે લઇશુ ‘ કાન્હડદે પ્રબન્ધ ’ ક્યારે રચાયો ?—ઉપરના ઉતારામા પદ્મનાભ સ્પષ્ટ કહેછે કે સંવત્ ૧૫૧૨મા તો ૧૪૧૨ અને ૧૫૭૨ની કલ્પનાની શી રીતે પરીક્ષા કરવી ? જ્યોતિષગણિતથી કસોટી ખરી મળશે એટલે કે પદ્મનાભે માસ, તિથિ, વાર આપ્યાછે તે કિયા વર્ષમા બધ બેસેછે તે જોવુ ગણતરી વગેરેથી નીચે પ્રમાણે સ્થિતિ આવેછે —

(क) સંવત્ ૧૫૧૨મા માગશર સુ ૧૫ ને સોમવાર તા ૨૪મી નોવ્હેમ્બર ઈ સ ૧૪૫૫ને દિવસે આવેછે,

(ख) સંવત્ ૧૪૧૨ માગશર સુદ ૧૫ ને શુક્રવાર તા ૨૦મી નોવ્હેમ્બર ઈ સ ૧૩૫૫ને દિવસે આવેછે,

અને (ग) સંવત્ ૧૫૭૨ માગશર સુદ ૧૫ ને બુધવાર તા ૨૧મી નોવ્હેમ્બર ઈ સ ૧૫૧૫ને દિવસે આવેછે †

આમ આ પ્રશ્નનો તો હવે નિર્વિવાદ નિકાલ થાયછે—કે સંવત ૧૫૧૨મા પ્રબન્ધ રચાયો

---

† આ ગણતરી તથા માહિતી મ્હારા મિત્ર મિ મંચેરજી પેસ્તનજી ખરેઘાટ (જેઓ જ્યોતિષ ગણિતમા બહુ પ્રવીણ છે તેમણે) મ્હને આપીછે.

એટલું જ નથી. સંશયને સ્થાન જ ના રહે માટે કવિયે બીજી કૂંચી મૂકીછે તે રા. ડાહ્યાભાઇયે બતાવી જ છેઃ–पंचतालीस सु पूठि वरीस અર્થાત્, જાલોરનો વિનાશ કાન્હડદેના વિનાશ સાથે થયો ત્હેની પછી સો પૂઠે પીસતાળીસ એટલે ૧૪૫ વર્ષે આ ગ્રન્થ રચ્યો. જાલોર પડ્યાનું વર્ષ કવિયે ભવિષ્યવાણી ( પણ વસ્તુતઃ વૃત્તાન્ત પછીની ભવિષ્યવાણી ) વડે ઇશારાથી આપ્યુંછે. ખંડ ૩ શ્લો. ૨–૨૧૦માં કહ્યુંછે—

संवत तेर अडसठिइ वान ।
पष्ठी दिवस मास वैशाख से गुरुवार उजलि पाख ॥
तिणि दिवसि वेढि मांडसि वीरमदेव प्राण छाडसि ।

અર્થાત્ સંવત ૧૩૬૮ વૈશાખ સુદ ૬ને ગુરુવારે વીરમદેવ પ્રાણ છોડશે. ( કાન્હડદેવ પણ એ પ્રસંગે જ પડ્યાનું વર્ણન પઠીથી છે જ. )

એટલે ૧૩૬૮ પછી ૧૪૫ વર્ષે અર્થાત્ સં. ૧૫૧૩મા ગ્રન્થ રચ્યો એમ આવેછે. માત્ર એક વર્ષનો તફાવત છે તે ઉપેક્ષ્ય ગણાય.

અહિં એક મહત્ત્વની બાબત નોંધવાની જરૂર છે: पंचतालीस सु पूठि वरीस એમ પાઠ ગ. ડાહ્યાભાઇયે ઘટાવ્યોછે તે શા ઉપરથી તે સ્પષ્ટ જણાતું નથી, પૃષ્ઠ નીચે આપેલાં પાઠાન્તરો આમ છેઃ—

પ્રત ( क )—जेस्या पंच तीजसु पूठि
પ્રત ( ख )—पंच तानसु पूंठि
પ્રત ( ग )—जस्यां निशि दीस

( આ છેલ્લો પાઠ સમઝાતો નથી ).

घ પ્રતમાં શું છે તે સ્પષ્ટતા નથી થઈ; घ પ્રતનો જ પાઠ રા. ડાહ્યાભાઇયે લીધોછે તે છે, કે બધામાંથી સાર ભાગ લઈ પોતે નવો પાઠ કલ્પ્યોછે તે સ્પષ્ટ જણાતું નથી. પરંતુ સંવત્ ૧૩૬૮ જાલોર પડયાની સાલ અને સંવત્ ૧૫૧૨ કાવ્ય રચ્યાની સાલ એ બે અસંદિગ્ધ છે તેથી પંચતાલીસ સુ ( = ૧૪૫ ) એ પાઠ બરોબર તાળો આણી મેળવેછે એટલે આ રીતે પણ પ્રમાણ ઠીક મળેછે. આ પદ્ધતિમાં અન્યોન્યાશ્રય દોષ નથી; આ પ્રકારનો માર્ગ પાઠનિર્ણયમાં બહુવાર લેવો પડેછે.

બીજો પ્રશ્ન એ કે એ પ્રબન્ધ જાલોરમાં ન્હોતો રચાયો ?—કવિ પોતે કહેછે—

जालहुर गढ उत्तम ठाउ राउल कान्ह माल्दे नाउ
पद्मनाभ मनि आणइ नवी नेह नणी कीरति वर्णवी ।

એટલે કે પદ્મનાભે નવી મતિ આણીને કાન્હ (=કાન્હડદે) અને માલદે નામે રાઉલ (રાજા) ત્હેમની કીર્તિ જાલોર ઉત્તમગઢના ઠામમાં વર્ણવી.

પણ કાઇ બીજો અર્થ આમ કરે—

જાલોરગઢ ઉત્તમ ઠામમાં કાન્હ માલદે નામે રાઉલ (રાજ્ય કરતા હતા) ત્હેમની કીર્તિ પદ્મનાભે નવી મતિ આણીને વર્ણવી. આ બીજો અર્થ અસંભવિત લાગેછે, કારણ—

(૧) કાન્હડદે માલદે ક્હાં રાજ્ય કરતા હતા તે માહિતી પુનરુક્ત થાયછે, એ તો કાવ્યના આરમ્ભથી જ જણવાયુછે,

(૨) કાવ્ય રચ્યા સંબન્ધે માહિતી આપવામાં રૂઢ રીતિ એ જ છે કે કાળ, સ્થળ, અને કર્તા એ વિશે કહેવું; તે રીતે કર્તાનુ નામ તથા રચ્યાની સાલ, માસ, તિથિ, વાર એ કહેવાયુછે તે સાથે રચ્યાનું સ્થળ અપેક્ષિત રહેછે, માટે 'જાલોરગઢ ઠામમાં'-એવચનનો સંબન્ધ **વર્ણવી** શબ્દ જોડે જ લેવો સુઘટિત છે,

અને—(૩) ઠામમા એ શબ્દનો સંબન્ધ કાન્હડદે માલદે જોડે લેવા માટે 'રાજ્ય કરતા હતા' કે હેવી મતલબના શબ્દો બ્હારથી લાવવા પડેછે, તે કેવળ ક્લિષ્ટ રીતિ છે.

હવે ત્રીજો ને છેલ્લો પ્રશ્ન એ કે સંવત્ ૧૫૧૨માં અખેરાજ જાલોરનો રાજા હતો કે કેમ?—ખરું જોતાં આ પ્રશ્ન આપણી પરીક્ષાને માટે જરાક અપ્રાસંગિક છે. કેમકે પ્રબન્ધ જાલોરમાં રચાયો એ સાબીત થયુ, પછી અખેરાજ ત્યહાં રાજા તરીકે રહેતો હતો કે પરાજય પામેલો હોઈ જમીનદાર કે હેવો થઈ રહેતો હતો તે મહત્ત્વની વાત નથી. પદ્મનાભે પોતાના આશ્રયદાતાને સ્તુતિ વચનોથી વર્ણવતા પણ 'ત્હાનો રાજા' એમ સ્પષ્ટ કહ્યું પણ નથી. રા. ડાહ્યાભાઇયે 'રાજકવિ' નામ આપ્યુછે તે આ રીતે વખતે અધિક ગણાય અને ના પણ ગણાય, બાગી પડેલા પણ રાજવંશીના આશ્રિત કવિને રાજકવિ ઉપનામ ભલે અપાય, ને ભલી રીતે અપાય.

બહુ વિસ્તાર આ વિભાગમાં થઈ ગયો. માટે બસ. હવે કાવ્યગ્રન્થ અને ટિપ્પણી એ બેમાંથી સૂચિત થતી કેટલીક બાબતો હાથ લઇયે. કાવ્યમાંના કેટલાક શબ્દોનાં રૂપ હાલની ગુજરાતી ભાષાના શબ્દોના સ્વરૂપ ઉપર સૂચક પ્રકાશ પાડનારા છે. થોડાંકનું જ દર્શન કરીશુ.

(૧) **પવાડુ** (પૃષ્ઠ ૧૪ તથા અન્યત્ર)—

આ પદ્યરચનાના પ્રકાર વિશે ખુલાસો રા. ડાહ્યાભાઇયે આપ્યો હોત તો લાભ થાત. મરાઠીમાં આંધળા લોકો **પવાડા** ગાયછે તે સાથે કાંઇક સંબન્ધ હશે?

(૨) **મટાઉલી**—પૃષ્ઠ ૨૦ આ વિશે ઉપર ચર્ચા પ્રસંગવશાત્ થઈ ચૂકીછે.

(૩) व्याहणामांहि—પૃ. ૨૪, શ્લો. ૨૧૩.
विहाणइ— પૃ. ૩૨, શ્લો. ૪૫.

ગુજરાતી 'વ્હાણું 'નું મૂળ અહિં છે; રા. ડાહ્યાભાઇએ ટિપ્પણમાં આ દર્શાવ્યું છે (વિવેચન, પૃ. ૧૨૮, શ્લો. ૨૧૩). માત્ર એટલું ઉમેરવાનું છે કે विहाणु એમ અપભ્રંશમાં છે તે ઉપરથી व्याहणु એ આ પ્રબન્ધમાં પ્રથમ જ જણાયછે.

(૪) आंचली—પૃ. ૧૩, પૃ. ૨૬.

આ શબ્દનો અર્થ રા. ડાહ્યાભાઇએ બતાવ્યો નથી; સ્થળ સંબન્ધથી સમઝનારને સમઝાય હેવો ગણીને મૌન રાખ્યું હશે. પુનઃ પુન. આવર્તન પામનાર પંક્તિ કે શબ્દસમૂહ, જેને 'ટેક' એ નામ અપાયછે, અથવા 'ધ્રુવપદ' કહેવાયછે, તે અર્થ આ 'આંચલી' શબ્દનો જણાયછે. કેટલાક લોકોને વાતચીત કરતે અમુક શબ્દ અથવા શબ્દો વારનાર બોલવાની ટેવ હોયછે, જેમકે 'શું?,' 'સમઝ્યા કની?,' 'કેમ વારું?,' ઇત્યાદિ (ઉદા૦—"મ્હેં હેને રૂપિયા આપી દીધા;—શું? તો એ હવે નાકબૂલ જાયછે:—શું?"—ઇત્યાદિ); ત્હેને પણ 'આંચણી'નો બોલ કહેવામાં આવેછે, તે 'આંચણી' શબ્દ આ 'આંચલી' ઉપરથી સહજ અર્થફેરથી (અથવા તો રૂપફેરે) આવ્યો જણાયછે.

આ શબ્દ आंकडी, आंकणी એ રૂપાન્તરોમાં પણ દેખા દેછે;—'આનન્દકાવ્ય-મહોદધિ,' મૌક્તિક ૨ જું, પૃષ્ઠ ૧૧૧, પં. ૨; તથા મૌક્તિક ૧ લું, પૃ. ૨૨૦ પં. ૧૫ જુવો.

'કાન્હડદેપ્રબન્ધ'માં પૃ. ૨૬મે 'આંચલી;'ના શબ્દ ધ્યાન ખેંચનારા છે—जीतुसहीं. આ શબ્દોનો અર્થ શો હશે? રા. ડાહ્યાભાઈ તરફથી આ બાબતમાં મદદ નથી મળતી. આપણી ગરબીઓ વગેરેમાં 'લોલ', 'જી રે લોલ,' ઇત્યાદિ લટકણિયા શબ્દો આવેછે તેમ કાંઇક હશે? જી—તુ (=તો)—સહી (=સખી)—એમ કહાય હશે.

'શ્રીપાલરાસ' ખંડ ૧ લો, ઢાળ ૧ લી. હેમાં એક દેશી છે ત્હેમાં દરેક પંક્તિને અંતે 'લલના' એમ લટકણ શબ્દ આવેછે;

"દેશ મનોહર માલવો અતિ ઉન્નત અધિકાર, લલના;
દેશ અવર પાતું ચિહુ દિશે પરમરિયા પરિવાર, લલના."

અને આ દેશીને "લલનાની દેશી" એમ નામ આપ્યુંછે, તે હાલના વખતમાં પણ સ્ત્રીઓ "લોલની ગરબી" એમ કહેછે ત્હેનું સ્મરણ કરાવેછે. આટલું પ્રસંગવશાત્.

( ૬ ) लाड देशानि सिंधु सवालख गूजर सोरठ लीध
(પૃ. ૩૪, શ્લો. ૬૩.)

લાડ (लाट) દેશ અને ગુર્જર (गूजर) દેશ—એમ જુદાં નામ આપ્યાંછે, તે

ધ્યાન ખેંચેછે; રા. દેવદત્ત **ભાણ્ડારકરે** પોતાના "ગુર્જરો" વિશેના નિબન્ધમાં સબળ પ્રમાણોથી દર્શાવ્યુંછે કે ચાલુક્યો હાલના ગુજરાતમાં આવ્યા તે પૂર્વે આખા ગુજરાતનું નામ લાટ હતું. ચાલુક્યો આવ્યા પછી ઉત્તર ગુજરાતનું નામ ગુર્જરમંડળ, ગુર્જરદેશ, ગુર્જરત્રા, ઇત્યાદિ નામથી ઓળખાવા લાગ્યું, અને દક્ષિણ ગુજરાત લાટ નામથી ઓળખાતું હતું. પદ્મનાભના સમયમાં પણ—અથવા તો કાન્હડદેવના સમયમાં—આ સ્થિતિ હશે એમ આ જુદાં નામ વાપર્યાંછે તેથી સૂચિત થાયછે. આ સ્થિતિ સ્વીકારીને રા. ડાહ્યાભાઇયે પણ **લાડદેશ**=પૂર્વ દક્ષિણ ગુજરાત, કાનમ, ભરૂચ વગેરે પ્રદેશ; અને **ગૂજર**=ઉત્તર ગુજરાત, એમ અર્થ આપ્યો જણાયછે શઙ્કા માત્ર એટલી રહેછે કે પૂર્વ ગુજરાત—એમ શા માટે લખ્યું હશે? તેમ જ કહાનમની અંદર જ ભરૂચ આવ્યું છતાં એ જુદાં શા માટે મૂક્યાંછે?

**સવાલક્ખ**—આ શબ્દ માટે રા. ડાહ્યાભાઇયે શુદ્ધિપત્રમા ઉમેરો મૂક્યોછે;—"સવાલખ—સપાદલક્ષ—મૂળ કુમાઊનનો પ્રદેશ, પાછળથી શાંભર આસપાસનો પ્રદેશ, (જુવો રાસમાળા)."

આ ઉપર પૂરવણીમાં કહ્યુ કે **સપાદલક્ષ** તે **સિવાલિક** પર્વતની માળનું મૂળ નામ છે, અને એ પર્વતમાળ સવાલાખ પર્વતોની મળીને થયેલી મનાતી હતી, એમ બાબર બાદશાહના આત્મવૃત્તાન્તમાં છે; હાલ એ પર્વતમાળ **હિમાલય**ની સમાન્તર બિયાસ નદીથી ગંગાનદી સુધી ૨૦૦ માઇલ લાંબી ગણાયછે, પણ પ્રાચીનકાળમાં તેથી વધારે લંબાઈની માળને એ નામ અપાયલું હતું; લગભગ હિન્દુકુશથી પૂર્વમાં ઠેઠ સુધી; પણ ખાસ કરીને કુમાઊન, ગઢવાલ, કાંગડા, અને **હોશિયારપુર**—એ ચાર જિલ્લાઓ અર્થાત્ અમ્બાલાસ્થાન અને **નેપાળ**ની વચ્ચેનો પ્રદેશ, તે **સપાદલક્ષ** નામે ઓળખાતો હતો; **ચાહમાન** (=**ચોહાણ**) વંશનું મૂળસ્થાન એ પ્રદેશમાં હતું, હેનુ મુખ્ય નગર અહિચ્છત્ર હતું; અને **ચાહમાનો** જેમ જેમ દક્ષિણમાં વધતા ગયા તેમ તેમ હેમના રાજ્યનું નામ **સપાદલક્ષ** તે તે પ્રદેશને વિસ્તારથી લાગૂ પડતું ગયુ. (આ સર્વ માહિતી રા. દેવદત્તના "Foreign Elements in the Hindu Population§" એ નિબન્ધમાંથી લીધીછે.)

(૬) **જમહર**—પૃષ્ઠ ૪૨.—રજપૂત વીરાઙ્ગનાનાં સ્મરણો જગાવનારો આ શબ્દ 'ઝમહર,' 'ઝમ્મોર' એ લૌકિક રૂપોમાં રા: ડાહ્યાભાઇયે ઉપોદ્‌ઘાતમાં (પૃ. ૧૬, તથા ૨૭મે) દર્શાવ્યોછે; અને ટિપ્પણીમાં (પૃ. ૧૪૭ મે.) "દુશ્મનોને હાથ પડવા કરતાં બળી મરવાને અગ્નિપ્રવેશ કરવાની ક્રિયા, તેમ જ તે કારણ માટે તૈયાર કરેલો અગ્નિ." એમ ખુલાસો આપ્યોછે.

આ શબ્દની વ્યુત્પત્તિ શી હશે? રા. ડાહ્યાભાઇયે બતાવી નથી. **યમગૃહ—જમઘર**

§ The Indian Antiquary, Vol XL, January 1911.

—**जमहर** એમ સંભવેછે; ખાસ એટલા માટે કે ('ઝમોર' કરના એમ લૌકિક પ્રચાર પ્રમાણે રા. ડાહ્યાભાઈ લખેછે–ઉપોદ્‌ઘાત પૃ. ૧૬–પરંતુ) કાવ્યમાં **जमहर पइसस्यु** (પૃ. ૪૨), **जमहर पइसइ** (પૃ. ૮૪) એમ જમહરમાં પ્રવેશ કરવાનું કહેલું છે; અલબત, અગ્નિમાં પ્રવેશ એમ બંધ બેસેછે ખરું; તેમ જ પૃ. ૮૪ મે જ **जमहर- दीसइ** એમ પણ છે. પરંતુ **यमगृह** એ વ્યુત્પત્તિ બહુ અંશે ઠીક બેસશે એમ લાગેછે.

(૭) ષષ્ઠીનો પ્રત્યય **चा** (**चो–ची**). પૃ૪ ૬૭. **नेहचा प्रेम अपार.**

આ મરાઠીમાં કાયમ પેઠેલો પ્રત્યય ગુજરાતીમાં જૂના સાહિત્યમાં છૂટો છવાયો નજરે પડેછે; નરસિંહ મહેતાની કવિતામાં ઠેર ઠેર (**नरसैंया चा स्वामी** ઇત્યાદિ રૂપે) જણાય-છે તે વિશે રા. ડાહ્યાભાઇયે ટિપ્પણીમાં (પૃ. ૧૫૬ મે) ઇશારો કર્યોછે. વિશેષ નોંધવાનું એ છે કે પદ્મનાભમાં આ વિરલ પ્રયોગ જ છે તે વિચારવા જેવું છે,* તેમ જ **चा** પ્રત્યય પ્રાકૃતમાંથી આવ્યોછે; સિ. હે. ૮–૨–૧૪૯ પ્રમાણે **युष्मद्** અને **अस्मद्**ની આગળ **एच्चय** હેવો પ્રત્યય આવી **तुम्हेच्चयं, अम्हेच्चयं** એમ રૂપ થાયછે; એ અતિશય સંકુચિત વ્યાપારના રૂપમાંથી મરાઠી **आम्हचें तुम्हचें** રૂપ થયા, અને **च** એ પ્રત્યય ષષ્ઠીનો વ્યાપક થઈ ગયો.§ જે પ્રાકૃતમાંથી મરાઠીમાં આવ્યો તે જ પ્રાકૃતમાંથી જૂની

---

* ડૉ. ટેસિટોરીના નિરીક્ષણમાં પણ પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની ભાષામાં **चउ** પ્રત્યય ષષ્ઠી માટે અપવાદરૂપે જ નજરે આવ્યોછે. **हुं सेवुं सही तुमचा पाय** (Florentine Mss., 722, 4). See. Dr. Tessitori's Notes on O W Rajasthani, § 73, (3). ત્હેઓ એઓ એમ કલ્પના રજૂ કરેછે કે પ્રાચીન મરાઠીના વ્યાપાર-પ્રદેશની પડોશમાં આવેલા રજપૂતાનાના ભાગમાં આ **च** પ્રત્યયનો પ્રચાર હશે

એઓ ડૉ. કોનાઓ તથા સર જ્યોર્જ ગ્રીઅર્સન જોડે સંમત થઈને **कृत्यकः** ઉપરથી આ પ્રત્યય ઊપજાવે છે. પરંતુ એ સુઘટિત નથી. **त्य** વાળી વ્યુત્પત્તિ સરલ ને સ્પષ્ટ છે. પછી **त्य** પ્રત્યયનું પણ જૂનું મૂળ **कृत्यक** (**कृत्य**)માંથી કાઢિયે તો જુદી વાત. અને **एच्चय** પ્રત્યયનો સંબન્ધ પણ **कृत्यक** જોડે ગોઠવી સકાય; તો **त्य** અને **एच्चय** બંનેનો સમાન પૂર્વશબ્દ **कृत्यक** બની સકે.

§ ડૉક્ટર સર રામકૃષ્ણ ભાણ્ડારકર મરાઠી પ્રત્યય **चें–चा–ची** સંસ્કૃત તદ્ધિત પ્રત્યય **त्य** ઉપરથી કાઢે છે. ("Wilson Philological Lectures" P. 257); અને **इह, अत्र तत्र** વગેરે અમુક અવ્યયોને જ લાગનારો આ **त्य** પ્રત્યય વ્યાપક થઈ જઈ બધાં નામને પણ લાગનારો મરાઠીમાં બન્યો એમ દર્શાવેછે. આ વ્યુત્પત્તિ સુઘટિત છે; છતાં પ્રાકૃત **एच्चय**વાળી વ્યુત્પત્તિની સાથે સબળ વિરોધ ઉત્પન્ન નથી થતો; **एच्चय** (એટલે, **ए** તે અમુક રૂપાન્તર કરનારી સ્થિતિનો અંશ બાદ કરતાં **च्चय**) તે **त्य–त्यक**

ગુજરાતીમાં અથવા તો અન્તિમ અપભ્રંશમાં—બહુ જ સંકુચિત પ્રદેશમાં, च્ચ પ્રત્યય રહ્યો, અને સર્વનામની બ્હાર ક્વચિત્ વપરાતો જણાયછે; સર્વનામમાં પણ સંકોચથી જ. મરાઠી જોડે કશો પણ સંપર્ક નહિં હેવા સૈકાઓમાં ( નરસિંહ અને પદ્મનાભના સમયમાં ) આ પ્રત્યયના દર્શનથી એ સાબીત થાયછે કે મરાઠીમાં તેમ જ પ્રાચીનતમ ગુજરાતીમાં ( અન્તિમ અપભ્રંશમાં ) એ રૂપ ત્રીજી સહિયારી ( પ્રાકૃત ) ભાષામાંથી આવેલું.

( અપૂર્ણ. )

નરસિંહરાવ ભોળાનાથ.

---

# પુત્રને--પિતાના પત્રો.

## ૧૦.

મ્હારા પ્રિય પુત્ર.

" પ્રાથમિક, " " માધ્યમિક " અને " ઉચ્ચી " કેળવણી વિષે થોડા વિચાર દર્શાવ્યા પછી આજે આપણાં લોકોમાં કયાં કાર્ય કરવાં ઇષ્ટ છે, આપણે તે વિષે ક્યાંહાં, ક્યમ, અને કેવાં સાધન યોજવાં જોઇએ તે માટે થોડા સ્ફુટક વિચાર આપવા ધારૂં છું. એક વખત કેળવણીની આવશ્યકતા સ્વીકારી તો પછી તેનાં સાધનનો જ મુખ્ય વિચાર કરવો જોઇએ. સમજુ માબાપો તો ગમે તેમ કરીને, અર્થાત્ સાધનનું કમીપણું હોય તો પછી છેવટે પેટે પાટા બાંધીને, કે કરજ કરીને પણ, ભવિષ્યના લાભને સારૂ છોકરાંને ભણાવવામાં ગફલત ખાતાં નથી. પણ અણસમજુ અને સાધનહીન મનુષ્યોને માટે શું કરવું ? તેમનામાં પોતામાં જ્ઞાન નહીં એટલે સારા વિચાર શી રીતે આવે ? ને સાધનનું કમીપણું એ મ્હોટું તેમને ન્હાતું, એટલે બીચારી નિરપરાધી તેમની પ્રજા મૂર્ખાઇના ભોગ થઇ પડે છે. ને સંસ્કારરહિત હોવાથી પાછળથી મૂર્ખ, આળસુ, વ્યસની, દુરાચરણી, લુચ્ચા, લફંગા કે એવા પ્રકારના ભુમિભાર થઇ સજ્જનોને ત્રાસરૂપ થઈ પડતા જણાય છે. આવાં છોકરાંને ભણાવવાની સર્વ પ્રકારની કાળજી સરકાર ઉપર નાંખવી એ તો ગાંડું કહેવાય. બની

---

ઉપરથી પ્રાકૃતમાં આવ્યો હોય તો અસંભવિત નથી. માત્ર હેનો વિષય સંકુચિત વધારે થયેલો. च्च એમ બેવડો ચકાર છે તે त्य ઉપરથી આવ્યાને પુષ્ટિ આપેછે, કેમકે સંસ્કૃત त्यનો પ્રાકૃત વિકાર બેવડો च्च છે.

પણ શી રીતે શકે ? સરકાર યથાશક્તિ મદદ કરે છે, ને કરે તેમાં નવાઈ નથી. પણ ખરી કર્તવ્યતાનો, જ્યાંહાં સુધી જ્ઞાતિબંધન મોકળાં થયાં નથી ત્યાંહાં સુધી, પ્રત્યેક જ્ઞાતિ તરફ તે ફરજ રહેવી જોઇએ. નકામા, અને નિંદાસ્પદ વિષય "જ્ઞાતિના નવરા બેઠા નખોદ વાળનારા આગેવાનો" શું નથી ચર્ચતા ? ' ન્યાતો એકઠી નથી નતી ? પોતાને ફાવતાં કાગમાં બંધમોક્ષનાં દ્વાર ખુલ્લાં નથી રાખતાં ? હું તો તેમનું બળ ફોજદારી કાયદાની કલમોના કરતાં પણ વિશેષ દેખું છું. કહેવત પણ એ છે કે, "ન્યાત ધારે તેને બાંધે ને ધારે તેને છોડે." કેટલાક તો ન્યાતને "ગંગાના પ્રવાહ" સાથે સરખાવે છે. તેઓ જો આ મહત્ત્વનો વિષય લક્ષમાં લે તો તેનું નિરાકરણ સહેલાઇથી આવે. ન્યાતની વસ્તી તેમાંની વ્યક્તિના સાધનાનુસાર વાર્ષિક લવાજમ, લગ્નાદિક પ્રસંગો ઉપર અમુક જાતની લાગત, મરણાદિક સમયે પણ ધર્માર્થ કાઢેલી રકમ અનામત મૂકીને એક ભંડોળ કરવું. કોઈ નિર્વંશ ગુજરી જાય તો તેની મીલ્કતનો થોડો ભાગ તેમાં ઉમેરવાની વૃત્તિ રાખવી. એમ કરતાં કરતાં ન્હાનેથી મ્હોટી રકમ એકઠી થશે. ન્યાતના લોકોમાંથી એક મંડળ ઉભું કરવું. તેમાંથી બે સેક્રેટરી રાખવા. ન્યાતનાં જે છોકરાં ભણી શકે તેવાં હોય, છતાં ભણવાનાં સાધનના કમીપણાને લીધે આગળ ચાલી શકતાં ન હોય, તેમને, યથાશક્તિ મદદ કરવી. જે લોકો જાહેર લેવા શરમાતાં હોય તેમને ગુપ્ત દાન આપવું. માબાપ વગરનાં ને નિરાશ્રિત હોય તેમને સારૂ ખાવા કરવા વગેરેનો બંદોબસ્ત કરવો. જરા મ્હોટું હૃદય રાખીને એક દશ વર્ષ આ પ્રમાણે અખતરો અજમાવી જોવાથી શું થાય છે તે જુઓ ! હું તો સમજું છું કે તે કેવળ કલ્યાણનો માર્ગ છે. ન્યાતોનાં કરતાં ધાર્મિક સંસ્થાઓનું આ કર્તવ્ય ઓછું નથી. તેઓએ નિરર્થક ભીખારી, આળસુ, ભટકતા ને નિરુદ્યમીઓને સદાવ્રત અને અન્નક્ષેત્ર ઇત્યાદિ નિરર્થક ખર્ચમાં થતાં દ્રવ્ય ઉપર દેવતા મૂકવા કરતાં તેમના ઉત્પન્નનો અમુક ભાગ કેળવણી રૂપે ધર્માર્થ કાર્યમાં લગાડવો જોઇએ. જે સંસ્થાઓને રાજ્યની મદદ મળતી હોય તેમણે અમુક જાતની મદદ કરવી એવી તેમના ઉપર ફરજ નાંખવી. સરકારનું દેખીને ખાનગી લોકો પણ તેમની તરફથી ચાલતા ધર્માર્થ કાર્યમાં આ તત્ત્વ ઉમેરશે. ન્યાત અને ધર્મસંસ્થા એકત્ર થઇને ગામ, શહેર કે નગરમાં વર્તે તો તે ધાર્યા કરતાં પણ અધિક કરી શકે. પોતે કરે તેટલું અગર તેથી અધિક સરકાર પાસે પડાવી શકે ને જ્યાંહાં આ ત્રિવેણી સંગમ થયો ત્યાંહાં ભળ મેળવવું સેવવું થાય એમાં શું સંદેહ ? મદદ છતાં મદદનો ઉપયોગ ન કરનારાને ન્યાતે શરૂઆતમાં જરા સખ્તાઇથી હસ્તગત કરવા. જ્ઞાતિમાંથી બહિષ્કાર કરવાની ધમકી આપવી, ધર્માર્થ સંસ્થાઓએ દેવદર્શન ઇત્યાદિની તેમની સંસ્થામાં મનાઈ કરવી. સરકારે શરૂઆતમાં અનુમોદન, ઉત્સાહવૃત્તિ, બક્ષીસ વગેરે લાલચોને, ને પછી લોકમતના મદદમાં દંડનીતિ પણ દાખલ કરવી. તેવા સંયોગોમાં આળ કરેલી પ્રવૃત્તિને અન્યાયની પદવી નહીં અપાય. આ બધું આપણે અન્તઃકરણથી ધારીશું તો કરી શકીશું. બાકી "દીર્ઘસૂત્રો વિનસ્યતિ" એ કહેવત જાણીતી જ છે.

લી. ત્હારા પિતાના અનેક આશીર્વાદ.

૧૧.

મ્હારા વ્હાહાલા દીકરા.

જે પ્રજામાં નીતિબળ વધારે તે પ્રજા ઘણો ઉંચો દરજ્જો ભોગવે છે. ઘણા તો ધાર્મિક બળના કરતાં તેને ઉંચી પંક્તિમાં મૂકે છે. આપણામાં તો એવી માન્યતા છે કે નીતિનાં તત્વ, જન્મની સાથે સહજ આવે છે. અમુક જનસમુહ કે વ્યક્તિનું નામ લેતાં આપણને સ્વાભાવિક રીતે તેમાં આટલા ગુણો હોવા જોઇએ તેનું ભાન થાય, ને અમુક સદ્ગુણ અથવા અમુક સદસદ્ અનુવર્તન જોવામાં આવે તે ઉપર તે અમુક જાતિનો કે જનસમૂહનો છે એવું વિચારવામાં આવે છે. આપણા દેશના પૂર્વકાલમાં જ્યારે વર્ણાશ્રમ ધર્મનું પરિપાલન કરવામાં આવતું ત્યારે આપણામાં નીતિનાં તત્ત્વ પ્રાધાન્યતઃ હતાં એવું માનવાને અનેક દ્દષ્ટાંત જોવામાં આવે છે. પ્રજાની ચઢતીનુ નૈતિક બળ એ એક સૂચક ચિહ્ન હતું. તેની શૃખલાનાં બંધનનુ શિથિલપણું જોવામાં આવતું જાય ત્યારે જાણવું કે આ પ્રજાનું ભવિષ્ય આગળ જતાં સારૂ નથી. જેમ પ્રજાનું તેમ અમુક જ્ઞાતિ, રાજ્ય, સમાજ કે વ્યક્તિનું પણ સમજવું. પાશ્ચિમાત્ય દેશોમાં કેટલાક તત્વવેત્તાનુ આજ એવું માનવું છે કે પ્રજામાં જો નૈતિક બળની વૃદ્ધિ થશે ને તે જાળવી રાખવાનો પ્રયત્ન થશે, તો ધર્મ પાળવાની પણ કશી જરૂર નથી. આ સૂત્રમાં પણ કેટલુંક સત્ય સમાયલું છે. મનથી કંઈ, વચનથી કંઈ, અને કર્મથી કંઈ, એવી રીતની વર્તણુક રાખવાથી પ્રજા કોઈ જાતિનો પ્રભાવ બતાવી શકી નથી ને બતાવશે પણ નહીં, તે નિઃસંદેહ વાત છે. કોઈ મ્હને પુછે કે નીતિ ક્યાંહાં મળે છે? ગામડામાં તે દેખાય છે? છે ક્યાંહાં? મળે શી રીતે? કોણ આપી શકે અને કેવી રીતે પ્રાપ્ત કર્યા પછી તે ટકાવી રખાય? મ્હને તો એવું સ્પષ્ટ જણાયું છે કે શેહેરો કરતાં ગામડાંમાં નૈતિક બળ વધારે. શેહેરીઓને નીતિભગ થવાનાં દ્વાર ઘણાં. ગામડામાં અજ્ઞાનતાને લીધે અને સાધનના કમીપણાને લીધે તેનું સેવન સાધારણ રીતે જરા કમી. નીતિની મારી સમજ પ્રમાણે મુખ્ય શાળા દરેક સ્ત્રીપુરૂષને પોતાનું ઘર છે, અને તેમનાં મા અને બાપ તેનાં મુખ્ય અધ્યાપક છે. જન્મના સંસ્કાર; તેની સાથે માબાપનું સદ્વર્તન એ ધોરણો; તેમની રહેણી, કરણી, વ્યવહાર ઇત્યાદિ તેમનાં બોધપાઠ. મ્હોટાં જે જે પ્રમાણે આચરણ કરે તે પ્રમાણે ન્હાંના પોતાનાં વર્તન કરે ને શ્રેષ્ઠ બને. અને એક બીજાનાં સારાં અનુકરણથી ન્હાનાં ઉમર મ્હોટાંની છાપ પડે. પૂર્વે ગુરૂ શિષ્યની પ્રનાલિકાના સમયમાં, ગુરૂઓ મહાનીતિજ્ઞ હતા, ને પોતાના શિષ્ય વર્ગ ઉપર નૈતિકબળની દ્દઢ મુદ્રા મુકતા. તેના દ્દષ્ટાંત આપણાં ધર્મપુસ્તકો, જેવાં રામાયણ, મહાભારત, ઇતિહાસ પુરાણ વગેરેમાં અસંખ્ય જોશો તો જોવામાં આવશે. આપણા આધુનિક શિક્ષણના ક્રમમાં તેનો અભાવ દીઠામાં આવે છે. આપણાં ઘરોમાં તે ઉપર પુરતું લક્ષ્ય આપવામાં આવતું નથી. એટલે કેટલેક અંશે એ બળનું અસ્તિત્વ ફક્ત શબ્દાર્થમાં રહ્યું છે. હાલ સરકારનું તે તરફ લક્ષ્ય ખેંચાયું છે. કેમકે તેમને એ તત્વના શૂન્યત્વને લીધે ઉદ્ભવતાં અનિષ્ટ પરિણામોનું દર્શન થયું છે. માબાપ તથા ગુરૂ

ઓનું પણ તે વિષયની આવશ્યકતા માટે ધ્યાન ખેંચાયુ છે, ને આશા રાખવામાં આવે છે કે ધીમે ધીમે તે નષ્ટ વસ્તુના યોગ ક્ષેમાર્થે ઇશ્વરેચ્છાથી સારાં પરિણામ આવશે. સરકાર કરતાં માબાપની ફરજ તે ખાતે હું વિશેષ માનુ છું, તેમની સંતતિનાં નૈતિક બળ ઉપર તેમણે મન, વચન અને કર્મથી તેની ઉત્તરોત્તર વૃદ્ધિ કરવી જોઇએ. નીતિનાં ફળ સદા મીઠાં છે. એકવાર તેનો સ્વાદ લીધા પછી તે મૂકવાની વૃત્તિ નહીં થાય. હાલ આપણા જનસમાજમાં ઉભરી જતા દેખાતા કલેશ કંકાસનો સ્વયં નાશ થશે. હમારા મહારાજા શ્રીમંત સર સયાજીરાવે આ બાબત ઘણો પરિશ્રમ લીધો છે. તે સંબંધીના પુસ્તકો લખાવીને તેનો પ્રચાર કરવા તરફ તથા તત્સંબંધી લેખો, ભાષણો, પ્રોત્સાહન વગેરે દઇને એકકે હાથે ઘણું કર્યું છે. પ્રજા તેમના સત્કાર્યમાં અભિવૃદ્ધિ કરે. હું તે તત્વમાં પરમ દૈવત માનું છું.

લી૰ ત્હારા પિતાના અનેક આશીર્વાદ.

૧૨.

મ્હારા પ્રિય પુત્ર.

નૈતિક બળ સંબંધી મ્હેં ગયો પત્ર તને લખ્યો તે પછી બે ચાર દિવસે મુંબઇના એક દૈનિક પત્રમાં મુંબઇના નેક નામદાર ગવરનર સર જ્યોર્જ ક્લાર્ક સાહેબનું એક સભાના મેળાવડા આગળ વંચાયલું ભાષણ મારા જોવામાં આવ્યું. ને નામદાર મુંબઇના બીશપ સાહેબના પણ તત્સંબંધી વિચારોનું મળતાપણું જોઇને મ્હને ઘણો આનંદ થયો છે. સદ્દહ્રદયી મનુષ્યો હમેશાં એક જ શ્રેણીના વિચાર કરે છે, ત્હારો પિતા નામાંકિત નથી. તેને મ્હોટા મેળાવડા સમક્ષ ભાષણ કરવાનો પ્રસંગ આ દેહમાં આવવાનો નથી. પણ તેને લીધે ત્હારે ઓછું આણવું નહીં. આપણે ગોળના ગળપણ સાથે કામ છે. કઈ દુકાનેથી ખરીદ કરી આણ્યો તે તરફ જોવાનું નથી. આજના પત્રમાં મ્હારો વિચાર હાલની કેળવણીથી આપણામાં નૈતિક બળ ખાતે કઈ કઈ સારી યા માઠી અસર મજેલી જોવામાં આવે છે તે કરવાનો છે. દેશાભિમાન, દઢતા, સ્વતંત્રતા અને સભ્યતા વધ્યાં છે પરંતુ નૈતિક બળનું શુદ્ધ સ્વરૂપ સમજાયું નથી તેથી દિશામાં સહેજ ફેરફાર થયો છે. સ્વચ્છતા સાદાઇનો શોખ પણ વધેલો જણાય છે. ધર્મભેદ, ખોટા વહેમો, બાળલગ્ન, કરજ કરી ગજા ઉપરાંત જ્ઞાતિભોજન કરાવવાં, અંધશ્રદ્ધા, ખોટી મ્હોટાઈ, અને જ્ઞાતિનાં બંધન કંઇક અંશે ઓછાં થયાં છે. પ્રજા રાજ્ય તરફ વફાદાર અને કાયદાને માન આપતી થઈ છે. પણ પ્રત્યેકમાં દિશાની ચુક જણાય છે ને તેમ થવાનું કારણ મ્હેં ઉપર બતાવ્યું છે. ઉપરનાં તત્વનું જો તેમનામાં કુમળી વયમાંથી, અને યોગ્ય સ્થળેથી યથાધિકાર સિંચન કરવામાં આવતું હોય તો હું નિઃશંકપણાથી કહું છું કે સુધારો સારા પાયા પર અને અકુંઠિત ગતિથી પ્રસરે. આમ થવાનું મ્હેં

# પ્રાચીન ગુજરાતી સાહિત્યના વાર્તા લખનારા નેમવિજય અને સામલ.

કેટલાક વખત સુધી ગુજરાતમાં એમ જ મનાતું હતું કે ગુજરાતી પ્રાચીન સાહિત્યમાં વાર્તા લખનાર તે સામલ જ. વીરજીએ એની બરાબરી કરવા પ્રયત્ન કરેલો પણ તે નિષ્ફળ થયો. સામલે પહેલાં વચ્છરાજે "રસમંજરી"ની વાર્તા લખેલી છે. પણ જાણ્યા પ્રમાણે એની આ એક જ વાર્તા છે. ને તે પણ સામલ જેટલી સફળ નથી. એટલે વાર્તાના સાહિત્યમાં અત્યાર સુધી તો એક સામલ ભટ્ટ જ હતો. પણ હાલમાં કેટલોક સમય થયાં જૈન સાધુઓના લખેલા રાસાઓ અથવા રાસો બાહાર આવ્યા છે. પ્રથમ રાસ બહાર પાડવાનું માન પ્રાચીન કાવ્ય માળાના સંશોધકોને ઘટે છે. આશરે વીશ વર્ષ અગાઉ "શીલવતી" નો રાસ પ્રથમ બાહાર પડયો. આ રાસાઓમાં એક જૈન વિદ્વાનના જણાવ્યા પ્રમાણે "મૂળ એક વાત લઈ વિસ્તારથી તેનું વર્ણન કરી અનેક ભવ્ય અને ચમત્કારિક પ્રસંગોનાં વર્ણન આપી, અંતે નીતિધર્મનો વિજય સ્થાપી પાત્રોનું પરમ મંગળ સમાપ્તિમાં દાખવી રાસ પૂરો કરવામાં આવે છે." વળી એમાં "કોઈ કોઈ સ્થળનાં વર્ણનો રસ અને અલંકારથી છલકાઈ જાય છે." રાસાનો અર્થ તો "A story × × × written mostly rather exclusively by Jains." આ સર્વ ઉપરથી રાસા એ પણ વાર્તા જ કહી શકાય અને તેથી જૈન વાર્તા લખનારા પણ સામલની માફક ગુજરાતના પ્રાચીન સાહિત્યમાં વાર્તા લખનારા જ લેખાય. કેટલાક રાસા અથવા રાસ જો કે કંઈક અંશે ઐતિહાસિક કહી શકાય પરંતુ તેમાં પણ અમુક ઇતિહાસ પ્રસિદ્ધ વ્યક્તિ લઇને ' રસના આલંબન, ઉદ્દીપન, વિભાવ વગેરે સાધનોનો જ્યાં જેવો ઘટે તેવો ઉપયોગ કરી વર્ણનો વાંચવામાં આનંદ આપે એવાં રસભરિત કર્યાં છે." ઉપર જણાવેલો શીલવતીનો રાસ સામલની તુલનામાં કેટલે અંગે વધે ઘટે છે તે જણાવવા અત્રે યથાશક્તિ પ્રયત્ન કર્યો છે.

આ રાસના કર્તા નેમવિજય નામે જૈન સાધુ હતા. એઓ ક્યાં રહેતા, ક્યારે થઈ ગયા વગેરે કાંઈ પણ હકીકત મળતી નથી તેમ કોઈ જૈન યા જૈનેતર વિદ્વાને હકીકત મેળવવા પ્રયત્ન કર્યો હોય એમ પણ જાણ્યામાં નથી. રાસ પૂરો કરતાં કવિ લખે છે કેઃ—

"રાસ સંપૂર્ણ સંવત સંતરસેં,
"અખાત્રીજ રસ ધાર સે હે.

તે ઉપરથી એ રાસ સંવત સત્તરસેંની અખાત્રીજે પૂરો થયો એટલું જ જણાય છે. વળી

"ગચ્છચોરાશી શિરોમણ છાજે,
"તપગચ્છ અધિક દિવાજે હે;

"ગચ્છપતિ શ્રીવિજય રતનસુન્દા,
"રાજ્યેં રચ્યો સુખકદા હે.

આ ઉપરથી અનુમાન થાય છે કે એઓ તપગચ્છનાં હતા અને ગચ્છપતિ શ્રી વિજય-રત્ન હતા. આથી અધિક માહીતી ગ્રંથ ઉપરથી મળી શકતી નથી. વખતે સાધુઓના પૂર્વાશ્રમની હકીકત ના મળે પણ એઓ સંબંધી બીજી માહીતી મળી શકે ખરી. એઓ મોટે ભાગે ક્યાં રહ્યા હતા તેની વિગત Philologyથી શોધી કાઢી શકાય. આ રાસમાં વપરાયલા કોઈ કોઈ શબ્દો ઉપરથી એમ ધારી શકાય છે કે આ સાધુ પાટણ-કડી યા તેની આસપાસ કોઈ સ્થળે વધારે વખત રહ્યા હોય. ઉપર જણાવ્યા મુજબ આ કવિ સં. ૧૭૦૦ મા હયાત હતા. સામલનો સમય જો ઈ. સ. ૧૬૪૦ થી ૧૭૩૦ * નો ગણીએ તો આ કવિ અને સામલ વચ્ચેનું અંતર લગભગ અડધી સદી જેટલું થાય. ગ. ઝવેરીએ પોતાના "Milestones" ના પુસ્તકમાં બંનેને સત્તરમા સૈકામાં મૂક્યા છે. એટલે એ બંનેની વચ્ચે સમયનો અંતર તો થોડો જ હતો; એટલે બંનેના સમયમાં ગુજરાતમાં વપરાતી ભાષા તો સરખી જ હોવી જોઇએ તેથી કવિ નેમવિજયે વાપરેલા માગધી-સૌરશેની વિગેરે ભાષાના શબ્દો બાદ કરીએ તો બંનેની કવિતામાં વપરાયલાં લોક પ્રચલિત વાક્યો તેમ જ ભાષામાં સમાનતા હોવી જોઇએ. સામલભટ્ટને તેમ જ નેમવિજય બંને પ્રથારભે તો સરસ્વતિની સ્તુતિ કરે છે. "પદ્માવતી" ના પ્રારંભના દોહરામાં

"પ્રથમ શારદા વરણવું, માગુ એક પસાય"
"શિરવર દો વરદાયિની, શુભ મતિ આપો માય."

તેમ જ 'શીલવતી" ના પાંચમા દોહરામાં

"સુખદાયક વર સરસ્વતિ, દાયક સમકિતદાન,"
"તત્ત્વારત વિચારણા, અક્ષર આપે જ્ઞાન."

સરસ્વતિની જ સ્તુતિ છે વળી "શીલવતી" મા વારંવાર નજરે પડતો શબ્દ "પસાય" "પદ્માવતી" માં પણ માલમ પડે છે.

"ગુરૂ" ની સ્તુતિ પણ બંનેમાં સામાન્ય જ છે.

સામલભટ્ટની "શબ્દરચના સરળ તથા સાધારણ ભણેલા તથા બૈરાઓ સમજી શકે એવી છે." એની લોકપ્રિયતા અથવા લોકપ્રસિદ્ધિની ખરેખરી કુંચી જ આ છે. જૈન સાધુઓ પોતાની જ શૈલી અને ભાષામાં લખતા હતા અને "રાસા" સાધારણ શ્રાવક શ્રાવિકાઓ કરતા જૈન સાધુઓ જ વાંચતા અને સમજાવતા. એટલે એ રાસાઓ જૈનોના ધર્મ ગ્રંથ તરીકે પવિત્ર ગણાયા હોય એમ જણાય છે. "શીલવતીની વાર્તા" જૈનોમાં

* Milestones in Gujarati Literature by K. M. Jhaveri.

પ્રસિદ્ધ છે પણ "શીલવતીનો રાસ" એટલો પ્રસિદ્ધ નથી; બલ્કે જે જૈનો શીલવતીની વાર્તા આપણને સાર રૂપે કહી શકે છે તેઓ "શીલવતીનો રાસ" નામનું કાવ્ય લખાયું છે એમ જાણતા પણ નથી. આવી સ્થિતિમાં આ "રાસ" કાવ્ય ગ્રંથ તરીકે પ્રસિદ્ધ ન થયો હોય એ સ્વાભાવિક છે. કદી કદાચ એ ગ્રંથ જાણીતો થયો હોય તો પણ તે જૈનોમાં જ. બીજાઓમાં નહી. એથી ઉલટું સામલભટ્ટની વાર્તાઓને તો લહીઆઓ પાસે લખાવીને રખીદાસ પ્રસિદ્ધિ આપતા. વળી એ વાર્તાઓ ઉપર જણાવ્યું તેમ લોકપ્રચલિત ભાષામાં હોવાથી સામાન્ય વર્ગ પણ સારી રીતે સમજી શકતો. સામલભટ્ટની વાર્તાઓ લોકપ્રિય થવાને જે જે સંજોગો અનુકૂળ હતા તે જ સંજોગો જો "શીલવતી" ને મળ્યા હોત તો એ રાસ પણ સામલભટ્ટની વાર્તાઓ જેટલો જ પ્રસિદ્ધિને પામત

વાર્તાઓ લખવામાં સામલભટ્ટ પોતાનો ઉદ્દેશ જણાવે છે કેઃ—

"નરનારીની ચાતુરી, નરનારીના ચરિત્ર,
"શૂરપણું ને શાણપન, પ્રાક્રમ પુણ્ય પવિત્ર.
"તે કાવ્યથી ડહાપણ શીખે, જન મન રંજન થાય,
"અદ્‌ભૂતને જન ભાવનું, વર્ણન બહુ વખણાય.

જન સ્વભાવનું ચિત્ર દોરી, જનમન રંજન કરી, લોકોને ડહાપણ શીખવવું. નેમવિજયનો ઉદ્દેશ તો શીલનો મહીમા જ ગાવાનો હતો. તેમ કરવામા તેમણે "તર્ક અને કલ્પના શક્તિને સારી રીતે સગણે ચઢાવી જણાય છે." "શીલ" દૃષ્ટિ આગળ રાખીને લખતાં લખતાં જે જે પાત્રો તથા પ્રસંગો આવશ્યક જણાયા અથવા મન આગળ તરી આવ્યા તે સર્વમાં યથાશક્તિ રસ તથા રંગ પૂરીને આ વાર્તા એમણે લખી છે. આમ હોવાથી પાત્રાલેખનમાં સામલ એના કરતાં કોઈ કોઈ જગાએ ચઢી જાય છે સામલને તો જન સ્વભાવનું વર્ણન કરીને તેના ઉપરથી લોકોને ઉપદેશ આપવો હતો. તેથી એની વાર્તાઓનાં જન સ્વભાવનુ વર્ણન પ્રાધાન્ય છે. નેમવિજયમાં નીતિ પ્રધાનપણે છે. એટલે કોઈ કોઈ જગાએ શુષ્કતાનો ભાસ આવી જાય છે. જે રસ સામલની કોઈ કોઈ વાર્તાઓમાં આદિથી અંત સુધી અવિચ્છિન્ન વહે છે તે રસ નેમવિજયમાં કોઇ કોઇ જગાએ તૂટી જાય છે. પણ નેમવિજયમાં જે વિશેષપણું છે તે સામલમાં નથી. નેમવિજયની ભાષા આદિથી અંત સુધી વિશુદ્ધ Chaste છે. પુત્રી પિતાની પાસે વાંચી શકે એવી છે. સામલભટ્ટમાં તેમ નથી. નીતિના છુટક છપ્પાઓ જો બાદ કરીએ તો આપણે પણ કવિ નર્મદની માફક કહેવું પડે કે એમાંની કેટલીક વાતો તો એણે ન લખી હોત તો સારૂં. નેમવિજયની ભાષા અને પ્રસંગ વર્ણન આટલાં વિશુદ્ધ હોવાનું એક જ કારણ છે અને તે એ કે એઓ જૈન સાધુ હતા. આ રાસ એમણે શ્રાવક શ્રાવિકાઓના ઉપદેશ માટે લખેલો એટલે ભાષા સ્વાભાવિક જ પિતા પોતાની સંતતિ પાસે વાંચી શકે એવી રાખવી જોઇએ. વળી શીલને અંગે જૈનધર્મના આચાર જૈન સાધુઓ માટે એટલા તો સખત છે કે સ્ત્રિ સાથે પૂર્વે ભોગવેલા વિષયનું સ્મરણ પણ સાધુને સાધુપણામાંથી પતિત કરે છે. વળી જે આસન અથવા જગાએ સ્ત્રિ

બેઠી હોય તે જગા ઉપર અમુક વખત સૂધી જૈન સાધુ બેસી શકે નહીં. આવી સખ્તાઇને લીધે પ્રસંગ વર્ણનોમાં કોઇ કોઇ જગાએ કૃત્રિમતા આવી ગઇ છે. ને તે તે જગાએ રસની ક્ષતિ થઇ છે. વર્ણન કરવાની ચતુરાઇમાં પણ દુનીઆના ઉંડા નીરીક્ષણને લીધે સામલ નેમવિજય કરતાં વધી જાય છે—બલ્કે ક્યાંનો ક્યાંનો મૂકી દે છે. "બદ્રાભામની"માં એણે આપેલું વિક્રમ રાજાનું વૈભવ વર્ણનઃ—

"હાથી હરોળે લાખ, હેમ અંબાડી મહાલે;
"ધજા નેજા નવરંગ, સંગ મદ ઝરતા ચાલે.
"પાખર પંદર હજાર, વીસ પર વાજાં વાગે;
"સાઠ સહસ્ત્ર પર શર, ઘણા ભાર ખાંતે ગાજે.
"હાથી સીતેર હજાર છે, બીજી લાહાર હતી ઘણી;
"હલમલતા એમ હાથીઓ, તરખીબ સન વિક્રમ તણી.

× × × ×

અદ્ભુત છે. આવાં વર્ણનોમાં સામલ વધે છે એટલું જ. બાકી શીલવતીમાં એવાં વર્ણન નથી એવું નથી જેમ આ વર્ણનમાં સામલ વધે છે તમ "નીતિ મહિમા" માં નેમવિજયની બરાબરી એનાથી થઇ શકે એમ નથી. "શીલવતી"ની પહેલા ખંડની પહેલી ઢાળ તથા શીલ ઉપરનો એનો દોહરો નીતિ વર્ણનમાં એની શ્રેષ્ઠતા પુરવાર કરવા બસ છે.

"શીલ સમો સંસારમાં, શિખર ન કોઇ થોક;
"શીલવંત સતિયો તણા, સુંદર કથા શલોક.
"શિયળવતી મોટી સતી, સહુ સતિયાં સિરદાર;
"રાખે અવસર શીલને, તે પામે ભવ પાર.

આ દોહરા પછીની આખી ઢાળમાં શીલની "લીલા" ને "સંસારે સાર" સમાન ભાખતા કવિએ હદ કરી છે. સામલે વાર્તાઓમાં દુનીઆદારીનું ચિત્ર નજર આગળ રાખ્યું છે; નેમવિજયે નીતિ દષ્ટિ આગળ રાખી છે. એટલે સામલ જેમ સંસારનું ચિત્ર સફળ આલેખે છે તેમ નેમવિજયની નીતિ વાંચનાર સમક્ષ મૂર્તિમાન થાય છે. કેટલીક જગાએ વ્યક્તિ વર્ણનમાં નેમવિજય વધી જાય છે. બંને પોતપોતાની નાયિકાનાં વર્ણન કરે છે પણ તેમાં સામલનું વર્ણન "reads more like a catalogue of points of beauty to be found in the text books on the subject rather than a natural description of human form and beauty as seen by a poet's eye." નેમવિજય જો કે આ દોષથી છેક મુક્ત નથી પણ એના વર્ણનમાં કાંઇક રસ-કવિત્વમય ભાસ છે, જે સામલમાં નથી. "બદ્રાભામિનિ" ને સામલભટ્ટ આલેખે છે કે.–

"વેણી વાસુકી નાગ, નાગ સવાગજ કેરી;
"ભર જોબન વરણાગ, વપુ સુંદર વર વેરી.
"ઇંદુ આકારે વદન, મદન મોહન મહા સુલે;
"અંબુજ દલશાં નેણ, વેણુ અમૃત અમુલે.
"જાણે કામ કટારીઓ, દંત બત્રીશ દાડમની કળી;
× × × × ×
"ભ્રકુટી ધનુષ સમાન, અકલ અતિ અનૂપે.
× × × × ×
"અધર મધુર પ્રવાલ, ઉજવલ પૂરણ પાણી,
"રસના અંગ અમૂલ, કોકિલવત્ મધુરી વાણી.
× × × × ×
"ચાલતી ગજચાલ, શ્યામા શોભે સિંહલંકી,
"કેળપત્ર પ્રમાણ, વેલ વાંસાની વંકી.
"કુંભ સ્થળ ગજરાજ, જેવા ગુહ્ય ભામિની ભારી;
"જંઘા કદળી સ્થંભ, શોભા જોતાં ઘણી સારી.
"પદમ આકારે પગ આંગળી, જાવક રંગ જુવતિ જડી;
"ભદ્રા ભોળી ભામની, નીરાંતથી વિધિએ ઘડી.

ભદ્રાના આ રૂપ સાથે શીલવતીનુ રૂપ સરખાવતા જો કે ઉપમાન ઉપમેય એનાં એ આવે છે તો પણ તેમાં કાંઇક વિશેષતા મૂકી કવિત્વનો ભાસ નેમવિજય આણી શકે છે.

( જાટણીની દેશી. )

"રૂપ દેખી સ્થિર થભીઆ, શશિ રવિ દોય ગગન,
"કામીજન મદ મારવા, જાણે કાળ પ્રસન્ન. સુન્દરી૦
"કૂર્મ પરે તે ઉન્નતા, તાસ ચરણ છે દોય,
"હંસદ્વિપદ હરાવિયો, વસિયો સરોવર જોય. સુન્દરી૦
"ચરણે ઝાંઝરી ઘુઘરી, ઝણ ઝણ વાજતી જોર;
"ત્રણે લોકે તેણે પાડ્યો, અંગ અનંગ બકોર. સુન્દરી૦
"કદળી થંભ જે રંભ છે, ઉરૂ કદળી ફળ જેમ;
"જેણે સંગે કરી કામિયા, વાધે દેખીને પ્રેમ. સુન્દરી૦
"કંચન કુંભ જ્યમ પુષ્ટ છે, ગુહ્ય તણા દોય ભાગ;
"ઉન્નત સૌમ્ય સોહામણા, કામી મન વૈરાગ. સુન્દરી૦

" જેણે કરી લીધે કેસરી, વસિયો વનમા જાય,
" કરી હરા લીધી હરિ તણી, કામી મન લલચાય મુજરો૰
" મત્સ્યોદર કૃશ જેહનું, જાણે સરોવર માન,
" મહિતળમાં જે માનવી, દેખી તજ્યા ગુમાન. મુજરો૰
" પંચ ટાળીને દો કર્યા, ગિરીવર એહીજ મેર,
" દો હુમે કચન કુભ જ્યમ, કામી કીધા જેર. મુજરો૰
" દીર્ઘ પૃથુલ જે પાધરી, આરણ કેરડે માટ,
" પૃષ્ટ કુચ કામી જે વસુ, ગરવી કરી ગ્રહી ઘાટ. મુજરો૰
" કોકિલ કઠની ઉપમા, મધુરી બોલે જે વાણ,
" મોહ્યા માનવી મહીતણા, કેટલા કીજે વખાણ. મુજરો૰

× × × ×

" નાસા કીરની ચાચડી, અધર તે જાણે પ્રવાળ,
" રવિ શશિ માનુ એ દો ખડા, કપોળ જાસ રસાળ. મુજરો૰
" આંખો અંબુજ પાંખડી, કુતા કામીને જેહ;
" જાલિમ મન્મથ કેરડી, મૃગ નયની ગુણ ગેહ મુજરો૰

× × × ×

" અષ્ટમિ શશિ સમ ભાવની, તેની કોઈ હોડ,
" ઇદુ હારી નમે ગયો, આણી અગમા ખોડ. મુજરો૰
" ચદ્રમુખી એવા નામથી, દિન દિન હીણી કળાય,
" તે દીનથી દીજો થયો, રાખી કળાને છપાય મુજરો૰

× × × ×

" સુરપતિ સરખો ગોરણો, રહિયો હુખીને ઝુબ,
" કામી નર કાયર થયા, નીચુ જોઇને સુબ મુજરો૰

× × × ×

" સાચી એ જગ મોહિની, સતિ માહે શિર રાય મુજરો૰

આ બંને વર્ણન ઉપરથી બનેની વર્ણન શક્તિની તુલના થશે તે ઉપરાત ખાસ ધ્યાનમા રાખવા જેવી વાત એ છે કે શીયવતીના આવા સરસ રૂપ માટે પણ નેમવિજયે એને " સતિ માહે શીર રાય, " ની ઉપમા—નીતિમીત્તની ઉપમા ખાસ કરીને આપી છે. એ ઉપમા સિવાય એને મન આ રૂપ કશ બિસાદમાં નથી

સામલભટ્ટ શીલના માહાત્મથી અજાણ્યુ નથી. તે પણ શીલ મહીમા ગાઈ જાણે છે. પણ એની શૈલી ઉન્મત્ત છે જ્યારે નેમવિજયની–સાધુના ગુણ પ્રમાણે–શાંત છે. સામલ સંસારી છે એટલે સંસારમાં શીલ ભંગથી ભોગવવા પડતાં કષ્ટ સંસારી દૃષ્ટિએ વર્ણવે છે ત્યારે નેમવિજય સાધુ ચરિતથી શીલથી મળનારા સુખ ગણાવે છે. સામલ કહે છે.—

" પરનારીશુ પ્રીત, દેહમા દુઃખ ઘણેરૂ;
" પરનારીશુ પ્રીત, થાય અનર્થ અનેર.
" પરનારીશુ, પ્રીત, ભાગ્ય હીણાના ભોગ,
" પરનારીશુ પ્રીત, ખરો તનમા થાય રોગ.
" પરનારીશુ પ્રીતડી, પડિયો પાપ પ્રસંગમા,
" સામલભટ્ટ સાચું કહે, ઉચાટ ઉપજે અંગમા.
" પરનારીશુ પ્રીત, તેને ભોજન નવ ભાવે,
" પરનારીશુ પ્રીત, નિદ્રા સુખે નવ આવે.
" પરનારીશુ પ્રીત, હરિ સેવા નવ સુઝે,
" પરનારીશુ પ્રીત, બુદ્ધિ સારી નવ બૂઝે.
" એ પાપરૂપ પરનાર છે, અપજશ ઉપજે આપના;
" સામલ કહે પ્રીત પરનારશુ, બોળે બહોતેર બાપના
" પરનારીશુ પ્રીત, તેને નવે ગ્રહ રૂઠયા,
" પરનારીશુ પ્રીત, અનિલ વરસાદજ વૂઠયા.
" પરનારીશુ પ્રીત, તેને પનોતી મોટી,
" પરનારીશુ પ્રીત, મુક્તિની આશા ખોટી.
" પરનારી કેરી પ્રીતથી, અગ્નિ આય નિત નિત ખમે,
" સામલભટ્ટ સાચુ કહે, ગુણવંતાને નવ ગમે.

નેમવિજય શીલને નીચે પ્રમાણે ચિતરે છે.—

" શીલ સંસારે સાર, સહી ભાખ્યો શ્રી કિરતાર,
હો ભાવે ભવિ સુણો.
" ચોવીસે જિનરાજ, લીલા શીલ તણી વહે લાજ. હો
" જળને જંગલ વસતી, અગ્નિ અંસુ અંસુ રમતી. હો.
" સુરતે શીલને પ્રમાણે, સફલ વિહાણો તસ જનમે હો.
" દાન અંતરાયને બાધે, ભોગવિયાથી શિવ સાધે. હો.
" મુક્તિ મારગ છે શીલ, સહી ટાળે ભવદધિ કીલ. હો.

" કુષ્ટાદિક જે અઢાર, જાણે તેહનો ટાલણહાર. હો.
" ભૂરિ ભગદર શ્વાસ, હરે અર્શ અને વળી ખાંસ. હો.
" દારિદ્ર શોક ને દંદ, શીળ ટાળે ભવભય ફંદ. હો.
" સોભાગી નરને નારી, જિન ભાખે મત મંસારી. હો.
" કમળા વિમળા ગેહે, તસનાહ બોલાવે નેહે. હો.
" હરિ કરિ અજને જાણો, વ્યાલ દાદુર ને સમાણો. હો.
" વૈરી અર્યંક તીહ, શીલ તણી જે લીહ. હો.
" સાચો શીલ સનાથ, અવસાને આપે જે હાથ. હો.
" શીલ સમો ન સખાઈ, જે નિશ્ચય શિવની મિલાઈ. હો.
" શીલ તણી સસનેહ, સરસ કથા ગુણ ગેહ. હો.

બંને શીલ ઉપર જ લખે છે. એક શીલ છાંડવાથી થતી અધોગતિ દર્શાવે છે જ્યારે બીજામાં શીલથી મળતા લાભ બતાવ્યા છે. એકમાં આ લોકની વાત છે—બીજામાં પરલોકની વાત છે. એકમાં " પરનારીની પ્રીત " નાં દુઃખો છે. બીજામાં " શીલ " થી મળતાં સુખો છે. સામલભટ્ટ સંસારી હતો એટલે એની દૃષ્ટિ આગળ સંસારની અધમ દશા—દુઃખો—તરી આવે છે. નેમવિજય સાધુ છે એટલે " મુક્તિ મારગ છે શીલ " એમ સમજાવીને " શીલ " નુ શાંત ચિત્ર આપણા આગળ રજુ કરે છે.

કરુણારસમાં નેમવિજય એક્કા છે. આ રસમાં સામલ તો શું—પણ પ્રેમાનંદ અને દયારામના અપવાદ સિવાય બીજો કોઈ પણ કવિ—એના પેંગડામાં પગ મૂકી શકે એમ નથી. વિયોગ વર્ણન તો નેમવિજયે ઠામ ઠામ કર્યું છે. તેમાં પણ કોઈ જગાએ તો ઉચ્ચ શ્રેણીનુ છે. શીલવતીનો સ્વામિ સાથનો વિયોગ વર્ણવતા કવિ કહે છે કે—

" વીહસે વાહલારે, અવગુણ કો લહી
" નારી અબળારે, બળ યહાં કો નહી.

" એમ ન ઘટેરે, એ ન નેહસો;
" કાયર ન થઇએરે, કીજે પહેલો. વીહસે૦

" તુંજ વિણ નારીનીરે, શુદ્ધ કહો કોણ લીએ;
" હે જે હૈડાનિરે, મનની કોણ દીએ.

" પ્રેમની જાળેરે, પ્રીતમ પરહવી;
" એહ અકારજ એ, કરણી અબી નવી. વીહસે૦

" જાળમાં ઘાલ્યોરે, મીન ભણી જેહને;
" કોણ સખાઇરે, પ્રીતમ તેહને.

" દુષ્કર મેહેવારે, સાસુ બોલડા,
" ખમ્યા ન ખમાયરે, ખતશુ પરગડા. વીહસેં૦

" ચોરી બાધીરે, તે મુજને વરી,
" પચ કેરી સાખેરે, હવે કેમ પરહરી?

" હરણી વિછુટીરે, મૃગ તણા યૂથથી,
" કો પેર તેનેરે, આતુર એકથી વીહસે૦

" મૂર્ચ્છા પાવેરે, સખી તસ જાગવે,
" હાય હાય કથારે, કહીને વિનવે.
" કેશને ત્રોડેરે, મોડે અગુલી,
" આળસ કરલીરે, રડતી આકુલી. વીહસેં૦

× × × ×

આ ત્રીજા ખંડની ત્રીજી ઢાળ આખી વિયોગ વર્ણનની જ છે.

સામળના દ્રષ્ટાંતો આપણને સચોટ લાગે છે તેનુ એક કારણ તો એ છે કે એણે સંસારના પ્રચલિત પ્રસંગોમાંના વાક્યો—કહેવતો વિગેરે હતા તેમના તેમ લઇને અથવા સહેજ ફેરફાર કરીને પોતાની કવિતામાં ઠામ ઠામ મૂક્યા છે. એની વાર્તામાં જુદા જુદા રસનુ પોષણ થતું નથી. વાર્તા લખતા લખતાં કોઈ રસ આવી ગયો હોય તે જ. નેમવિજય વાંચતાં તો કવિની રસ જમાવવાની ખૂબી આપણને જણાઈ આવે છે. રસની જમાવટ અને પોષણ એણે યુક્તિપૂર્વક કર્યાં છે તે છતા પણ તેમાં સ્હેજ પણ કૃત્રિમતા જણાતી નથી.

અલબત્ત દ્રશ્ય પદાર્થોનાં વર્ણનમાં તો સામળભટ્ટ એક્કોજ ગણાય. ઉપર એક જગાએ બતાવ્યુ છે તેમ, નગર–રાજસભા વિગેરેનાં વર્ણન બહુ જ સરસ શબ્દરચના અને શૈલીમાં સામળભટ્ટે કર્યાં છે. એવાં વર્ણન નેમવિજય ચાર છ લીટીમા પતાવે છે, પણ રસની જમાવટમાં તો આપણને શીલવતી વાંચતા પ્રેમાનંદ યાદ આવ્યા સિવાય રહે નહી. રસની જમાવટમાં નેમવિજય વધવાનું એક કારણ એ પણ છે કે એણે કવિતામાં દેશીઓનો છૂટથી ઉપયોગ કર્યો છે. પ્રસંગોપાત ગાવુ ગવડાવવું હોય તો તો દેશીઓ જ ઠીક પડે. વળી આ દેશીઓમાં મથાળે લોક પ્રચલિત ઢાળ પણ જણાવ્યા છે. આમાંની કેટલીક ઢાળો તો આમા ને પ્રેમાનંદમાં સામાન્ય છે. એટલે તે વખતે લોકોમાં જે જે ઢાળ ચાલુ હશે તેમા જ એ બનેએ લખ્યું છે. સામળભટ્ટના છપ્પા ચોપાઈ કરતાં દેશીઓમા રસની, જમાવટ, સારી થઇ છે. વળી જ્યા જેવો ઘટે–તેવો ઢાળ ત્યાં મૂકી શકાય છે અને નેમવિજયે તેમ જ કર્યું છે. આ દેશીઓમાંની કોઇક તો દયારામની ; ગરબીની પેઠે રાગ–તાલમાં–વાજીત્ર સાથે પણ ગાઈ શકાય છે.

બંનેની કવિતામાં અદ્ભૂત રસ સામાન્ય છે. જે કાળમાં એ વાર્તાઓ લખાઈ તે કાળમાં તો શું પણ આપણા સમયમાં પણ જનસમાજનું ધ્યાન ખેંચવા માટે અદ્ભુતતા કાંઇક Superhuman આવશ્યક છે. સામાન્યથી કાંઇક વિશેષ—દિવ્ય-દેવતાઈ-અમાનુષી તરફ લોકો ઉત્સાહથી-માનથી જુએ છે. આ બંને કવિઓએ અદ્ભુત પ્રસંગો ઉપજાવવા એમના પાત્રોમાં દેવતાઈ ગુણો મૂક્યા છે અથવા અદ્ભુત પાત્રો જ દાખલ કર્યાં છે. વ્યંતર પાસે જિન દેવસ્થાન ઉભું કરાવતાં નેમવિજય કહે છે કેઃ—

" દેવ કહે મીચો તમે, આંખ સહી મહારાજ;
" ભવનનિપાયું જિનતણું, થાપ્યા શ્રી જિનરાજ.

આંખ મીચીને ઉઘાડતામાં જ જિન દેવસ્થાન ખડું થઈ જાય છે. વળી કોઈ સુર—જે ચંદ્રગુપ્તનો આગલે ભવે મિત્ર હતો તે એના ઉપર ઉપકાર કરવાને કહે છે કેઃ—

" અમૃત સિદ્ધિ યોગ તે રૂડો, જો એમના ગંગત હોય;
" કામિની કુખે રત્ન મનોહર, પ્રસવે એવો કોય.
" જન્મ થકી સુણો અંત લગી તે, સવા લાખ દિનાર;
" મૂલ્ય અકે કુણ દે મુખથી, રૂપ અનોપમ સાર.

આમ સમજાવીને વહાણમાંથી ગરૂડ રૂપે એને ઉપાડીને શીલવતીની પાસે લઈ જાય છે. આવા પ્રસંગો તો આખા રાસામાં ડગલે ડગલે હોય છે. સામલભટ્ટમાં પણ એવા પ્રસંગોનો તોટો નથી. જક્ષ—ભૂત—પ્રેત—આદિ અવાર નવાર દેખા દે છે ને દેવતાનાં વરદાન અને દર્શન વિગેરે પણ ઘણી જગોએ આવે છે. કરણઘેલા જેવી અર્વાચિન વાર્તામાં પણ આવા પ્રસંગો મૂકવા પડ્યા છે.

વેશ્યા પ્રવેશ પણ બંનેની વાર્તામાં સામાન્ય છે. પણ વેશ્યાને બંનેએ જૂદા જૂદા રૂપમાં ચિતરી છે. ગુણકાએ સામલભટ્ટની વાર્તાઓમાં નાયક નાયિકાઓને અથવા બીજાં પાત્રોને મોટે ભાગે તેમના કામમાં સહાય કરી છે જ્યારે નેમવિજયની ગુણકાએ શીલવતીને આડે રસ્તે દોરવેલી. સામલ કોઈ કોઈ જગાએ ગુણકાના દોષ પણ જૂએ છે પણ એણે તો સમગ્રનું જ ચિત્ર આપ્યું છે એટલે સારૂ અને નરસું બંને એણે બતાવ્યાં છે. નેમવિજયનું સૂત્ર તો ઉપદેશ આપવાનું એટલે ગુણકા દોષરૂપ છે એમ વિચારીને તેને તેવે જ રૂપે ચિતરી છે.

ક્ષત્રિ અને વૈશ્ય વર્ણમાં અરસ પરસ લગ્ન તો બંને કરાવે છે, અને જાતિ ભેદને અંગે લગ્ન ન થઈ શકે એમ આ બેમાંનો કોઈ પણ જણાવતો નથી. " મદનમોહના " માં સામલ રાજાની પુત્રીનાં પ્રધાન પુત્ર જે વૈશ્ય છે તેની સાથે લગ્ન કરવાના વિવાદ પ્રસંગે પ્રધાનપુત્રને મુખે કહેવડાવે છે કેઃ—

" વણિક તે શી વરણમા, વણિકમાં શો વિવેક;
" કાકા કસરીઆ તણો, જાણો એક એક.

એવી રીતે પોતાની નિંદા કરીને પછી તે કહે છે કે:—

" તું રૂપે રંભા રાજવી, સુખપાસે સોહંત;
" અમૃત ભોજન ઇચ્છા થકી, માહ માને મોહંત.

એટલે પોતાની તથા મોહનાની વૈભવમાં—સ્વભાવમાં-રૂપમાં તુલના કરે છે પણ ધર્મ શાસ્ત્રથી ક્ષત્રિ તથા વૈશ્યના લગ્નને કોઈ રીતનો બાધ છે એમ કોઈ જગાએ જણાવતો નથી. નેમવિજય પણ એવી રીતે વણિક કન્યા સાથે રાજપુત્રનાં લગ્ન કરાવે છે. એટલે સમયના જાતિભેદના વિચારોને આ બંનેમાંથી કોઈ પણ પોષતો નથી. ને તે કાળના જૈન સાધુઓ જાતિભેદના વિચાર સિવાય જૈનોમાં અરસ પરસ લગ્ન થાય એના મતના હોય એમ ધારવાને કારણ મળે છે. અગર તેમ ન હોય તો પણ આ બને પોતપોતાના સમયના Social reformers એક રીતે કહી શકાય ખરા. નેમવિજય તો મામા ફોઇનાં સંતાન જેટલી પાસેની સગાઇમાં પણ લગ્ન કરાવે છે. આ બને કવિઓએ સ્ત્રિઓને ભણેલી ગણેલી ચતુર, સંગીતાદિના જ્ઞાનવાળી આલેખી છે.

ઉપસંહારમાં કહેવું જોઇએ કે નેમવિજયનો ગ્રંથ કોઈ જૈન વિદ્વાન તરફથી પ્રસિદ્ધ થવો જોઇતો હતો. અલબત્ત પ્રાચીન કાવ્યમાળાના સંશોધકોએ ટીકા પાછળ ઘણો શ્રમ લીધો છે પણ જૈનોના રીત રિવાજ આચાર વિચારથી પરિચિત કોઈ જૈન સાધુ જ આ ગ્રંથની ટીકા લખે તો આ ગ્રંથની લોકપ્રિયતા વધે. જૈન સાધુઓમાં માગધિ સંસ્કૃતાદિના અભ્યાસી છે. તેઓ જો પરિશ્રમ લઇને આ ગ્રંથ પૂરેપૂરો સમજાવે તો સામળના વાર્તા ગ્રંથ કરતાં આવા ગ્રંથોથી નીતિની છાપ વધારે સારી બેસે ખરી. એક જૈન વિદ્વાને " જૈન કાવ્યદોહન " નાં પુસ્તકો પ્રસિદ્ધ કરવા માંડયાં છે પણ તેમણે સંગ્રહ કરવા સિવાય બીજું કાંઈ પણ કર્યું નથી. નેમવિજયના સંશોધન કર્તાઓને જેટલું હાથ લાગ્યુ છે તેથી વિશેષ જોવાનો શોધવાનો એમણે યત્ન જ કર્યો નથી. બલ્કે કોઇ કોઇ જગાએ પ્રા. કા. માળાના સંશોધકોની ભૂલથી કેટલીક લીટીઓ રહી ગઇ છે—વખતે તેમને મળેલી પ્રતોમાં એ લીટીઓ નહીં પણ હોય તેને લીધે કે પછી ગમે તે કારણથી—તેની તે જ લીટીઓ આ વિદ્વાને પણ મૂકી દીધી છે. એટલે એમણે આ એક વખત છપાયેલો ગ્રંથ ફરીથી છપાવી દેવા સિવાય બીજી કોઇ મહેનતમાં ઉતરવું દુરસ્ત ધાર્યું નથી. બાકી આ " રાસા " ની બીજી પ્રતો ભેગી કરીને બરાબર સંશોધન કરવામાં આવે તો આ એકજ ગ્રંથ જૈન કવિઓના સ્થંભ રૂપ છે. જેમ જેમ નેમવિજયના આ ગ્રંથની વધારે ચર્ચા થશે તેમ તેમ એની કાવ્યશક્તિનો લોકોને વધારે પરિચય થશે. આ ગ્રંથનો જો જનસમાજને વધારે પરિચય થાય તો બોધ સાથે ઉત્તમ વાર્તા રૂપે પણ સારૂં વાંચન મળે.

સુરત, રામલાલ નવનીતલાલ.

---

# " અભિજ્ઞાનશકુંતલ "નું ભાષાન્તર.

( અનુસંધાન પાને ૪૪૮ થી ).

અહીં કદિ એમ પ્રશ્ન થાય કે જો લક્ષણમાં રા. "અનાર્ય" બતાવેલાં અંકુશ સર્વમાન્ય નથી તો એ અંકુશો ઘણીક ગીતિયોમાં જોવામાં આવે છે તે કેમ હશે ? કાલિદાસની આર્યાઓના ઉત્તરાર્ધમાં ઘણે ભાગે ૯ મી અને ૧૨ મી માત્રા લઘુ છે તે શી રીતે આવી ? આ પ્રશ્નનો ખુલાસો રા. અનાર્યના બીજા મુદ્દાની તપાસમાં ઘણે ભાગે થઈ જશે.

ત્યારે હવે રા. "અનાર્ય"નો બીજો મુદ્દો તપાસીએ. એક રીતે વિચારીએ તો આ મુદ્દો મુકી દીધેલો જણાશે કારણ કે ગીતિને એક " નિયમ બદ્ધવૃત્તમાં " ફેરવી નાખવામાં આ વાદનો સમાવેશ થાય છે. હવે જો ગીતિને એક "નિયમ બદ્ધવૃત્ત " તરીકે માનીએ, અને જો અનાર્ય કહે છે તેવાં માત્રાગણનાં બધાંય અંકુશ લક્ષણમાં સ્વીકારીએ તો અવશ્ય તે એક વૃત્તના સ્વરૂપમાં ફરી જ જાય છે, તો આ વાદ સ્વીકારતાં ગીતિને કાવ્યના એક પ્રકારમાંથી બીજા પ્રકારમાં નાખવાનો પ્રમાદ થાય છે.

કાવ્યના બે પ્રકાર છે. પ્રો. આપ્તે એ પ્રકારને નીચે પ્રમાણે સમજાવે છે.

" A પદ્ય is a વૃત્ત or જાતિ. A વૃત્ત is a stanza the nature of which is regulated by the number and position of syllables in each Páda or quarter. A જાતિ is a stanza the metre of which is regulated by the number of syllabic instants in each quarter ." અને આ બન્ને પ્રકાર એક બીજાથી સ્વરૂપે કેવળ ભિન્ન હોઇ કાવ્યમાં અગત્યના વિભાગ છે.

ગીતિ માત્રામેળ છંદ હોઇ " જાતિ " છે. હવે જો " અનાર્ય " કહે છે તેમ એને જો " નિયમબદ્ધ વૃત્ત "માં ફેરવી દેવામાં આવે તો અવશ્ય એનો પ્રકાર જ બદલાઇ જાય છે; એટલે એનો પ્રકાર જ ફેરવી નાખે એવાં અંકુશ એ ગીતિના મૂળ સ્વભાવથી વિરૂદ્ધ છે; તેથી અનાર્ય કહે છે તે અંકુશ એના લક્ષણમાં આવશ્યક અંગ તરીકે સ્વીકારવાં અયોગ્ય છે.

ગીતિ " એક વૃત્ત ' નથી જ એ વાદ ગીતિના થએલા અનેક ભેદ ઉપરથી પણ સિદ્ધ થાય છે. અમુક "વૃત્ત" નિયમથી બધાઇ ગએલું હોવાથી એના ભેદ થઇ શકતા નથી, એટલે કે વસંતતિલકાદિ જે વૃત્તો છે તેના વધુ ભેદ થતા નથી, કારણ કે એક વખત

નિયમે બંધાયલું વૃત્ત નિયમમાં ફેરફાર થતાં, સ્વરૂપે જ બદલાઇ જાય છે. કદી ગીત કે આર્યા એવી જ રીતે "નિયમબદ્ધ વૃત્ત" ગણીએ તો પછી એના અનેક ભેદ જે રણપિંગળમાં ગણાવ્યા છે તે બની શકે નહીં. આર્યાના ૧૨, ૧૮, ૧૨, ૧૫, માત્રાની એકંદર ગણત્રીમાં લઘુ ગુરૂ માત્રા અને વર્ણની આવેલી સંખ્યા ઉપરથી ૨૭ ભેદ ગણાવ્યા છે; વળી એને ગાતાં જૂદી જૂદી માત્રાએ વિરામ લાવતાં પણ વિપુલા, મુખવિપુલા, જઘનવિપુલા, ચપલા, મહાવિપુલા આદિ અનેક ભેદ આર્યાના થાય છે અને આવા પ્રત્યેક ભેદમાં પણ અનેક પ્રકાર ગણાવ્યા છે. આવાજ અને આથીય વધારે ભેદ ગીતિમાં સ્વીકાર્યા છે.

આ દૃષ્ટિએ વિચારતાં ગીતિના બંધારણમાં ગણ અને માત્રાઓના ઉપર અંકુશ મુકી મુકી તેને "એક વૃત્ત"માં ફેરવી નાખવાની ઉત્કંઠા એના મૂળ બંધારણમાં રહેલા ઉદ્દેશથી વિરૂદ્ધ હોઇ એ અંકુશોને લક્ષણના આવશ્યક ભાગ તરીકે સ્વીકારવાં એ યુક્તિહીન છે એમ સ્પષ્ટ સમજાશે. ગીતિમાં રહેલા ગેયત્વના મુખ્ય ઉદ્દેશને અગેજ એટલે સંગીતના વિવિધપણાને લીધે ગીતિના જે અનેક ભેદ પડયા છે તે શ્રુતબોધના સર્વમાન્ય લક્ષણથી જ સમજી શકાશે એમ મારૂં માનવું છે; અને આ સંગીતના વિવિધપણાને "નિયમબદ્ધ" કરી "વૃત્તમાં" સંકોચી નાખવું જેમ પૂર્વના કવિયોને ઇષ્ટ જણાયુ નથી તેમ અત્યારે પણ ઇષ્ટ નથી.

ત્યારે નવમી અને બારમી માત્રા લઘુ અને વિષમ ગણે "જ" ગણનો અભાવ એવી રચના કેટલીક ગીતિયોમાં શી રીતે આવી તેનો ખુલાસો હવે આ દૃષ્ટિએ સ્પષ્ટ થાય છે. ગીતિમાં બે અંશ રહ્યા છે તે આપણે જોઇ ગયા; એક તો એનાં આવશ્યક અંગ જેનો લક્ષણમાં સમાવેશ થાય છે તે, અને બીજો એનો ગેયત્વનો અંશ. એના પ્રથમના લક્ષણવાળા અંશને લીધે આ અંકુશ ઉપસ્થિત થતાં નથી પરંતુ એના બીજા ગેયત્વના અંશે જ એની રચનામાં એ અંકુશો પેઠાં છે; અને તે બધાય કવિયોએ એક સરખાં સ્વીકાર્યા નથી તેમજ એક કવિયે પોતાની બધી આર્યા કે ગીતિયોમાં પણ તે સર્વાંશે સ્વીકાર્યા નથી.

એમની વિદ્વત્તા વિચારતાં રા. "અનાર્ય"ને ખબર તો હોવી જ જોઇએ કે કાવ્ય લખનાર ભાગ્યે જ ગણ કે માત્રાઓ ગણી ગણીને છંદો રચે છે. છંદની રાહ અથવા પોતાને ગાવાની પડેલી ટેવ જ લેખકની રચનામાં તેનું નિયામક બને છે, અને જ્યાં સંશય પડે ત્યાં જ લેખક ગણ કે માત્રા સંશય દૂર કરવા પૂરતું જ ગણી જુવે છે. કદિ "અનાર્યે" કહ્યું છે તેમ છંદનાં ગણ અને માત્રા ગણી ગણીને રચના કરવા બેમે તો ભાગ્યેજ કવિતા લખી શકાય. એટલું તો નહીં પણ એવું લખેલુ કાવ્ય ભાગ્યેજ કાવ્યની કોટીમાં મુકવા જેવું પણ થાય. "વૃત્ત"માં ગણ અને માત્રાઓ યતિ સાથે નિયમ બદ્ધ હોઇ એની રાહ હ્રસ્વ દીર્ઘના ઉચ્ચારે જ સ્વતઃ સિદ્ધ થઇ જાય છે એટલે બધાય સાક્ષરોની રચના સાધારણ રીતે એક જ રાહે થયાં જાય છે. "જાતિ"માં એ પ્રમાણે બનવું શક્ય નથી. એમાં તો રણપિંગળમાં બતાવ્યા પ્રમાણે હ્રસ્વ દીર્ઘ સ્વરની સંખ્યા એક સરખી ન હોય, તેમજ શ્રુતબોધનુ લક્ષણ સ્વીકારતાં પાદની વચ્ચે યતિ પણ આવશ્યક ભાગ ન હોય

એટલે એની રાહ દરેક લેખકની એક જ ધારી આવેલી નથી. એની રાહ તો સૂરની ગતિનું સૂચન કરીને જ સમજાવી શકાય છે. રણપિંગળમાં વૃત્ત રત્નાકરની નારાયણભટ્ટી ટીકા પ્રમાણે " ગાહા " બોલવાની રીતિ બતાવી છે. ગાહા, ગાથા, આર્યા એ સર્વની રાહ એક જ છે.

" પહેલું પાદ હંસની પેઠે ધીમેથી બોલવું. "

" બીજું પાદ સિંહવિક્રમની પેઠે ઉદ્ધતપણે બોલવું. "

" ત્રીજું પાદ ગજપતિની પેઠે લલિતપણે ઉચ્ચારવું. " અને

" ચોથું પાદ સર્પની ગતિની પેઠે ડોલતું ગાવું. "

આજ રાહ શ્રુતબોધમાં કાલિદાસે પોતાની પ્રિયાને પ્રથમ અર્ધમાં " હંસગતે " અને બીજા અર્ધમાં "અમૃતવાણિ" એવાં સંબોધન લગાડી જાણે સ્વીકારી હોય એમ ભાસે છે.

હવે ગીતિ ગાવાની આ પદ્ધતિએ બધાય માણસોને હ્રસ્વ કે દીર્ઘ સ્વરનું એક જ સ્થાન રાખવું પડે કે એક માક્ષરને પોતાની બધીય ગીતિયોમાં એક જ સ્થાન હમેશ જાળવી રાખવું પડે જ એમ આવશ્યક નથી, અને એમ એક જ સ્થાન નહીં જાળવતાં ગીતિના સંગીતમાં ફેર પણ નહીં પડે એમ સ્પષ્ટ છે. આમ છતાં અમુક લેખક પોતાને પડી ગએલી ટેવ પ્રમાણે સ્વભાવે જ ઘણાં સ્થાન એક સરખી રીતે વખતે સાચવે પણ ખરો. આટલી હકીકત ધ્યાનમાં રહેતા તરત સમજાશે કે ૯ મી અને ૧૨ મી માત્રા લઘુ રાખવાનું ગીતિમાં આવશ્યક નહીં છતાં એને ગાવાની અમુક પદ્ધતિએ કોઇ કવિ એવી માત્રાઓ ઘણે ભાગે લઘુ રાખે તો તેટલા ઉપરથી તેણે તે ભાગ આચારમાં આવશ્યક તરીકે સ્વીકાર્યો છે એમ નજ કહેવાય. ગીતિની ગાવાની એની પોતાની પદ્ધતિએ એવાં સ્થાન સ્વાભાવિક થઇ ગયાં હોય. વળી જ્યાં એણે એવાં બીજાં સ્થાનમાં એવી માત્રાઓ લઘુ ન રાખી હોય તો ત્યા નિયમનો ભંગ કર્યો છે અગર સંગીતમાં તેથી ક્ષતિ થાય છે એ પણ કહેવું ખરૂં નથી, કારણ કે ગીતિ ગાવાની પદ્ધતિએ માત્ર અમુક સ્થાને બધી ગ્થીતિમાં હ્રસ્વ દીર્ઘ સ્વર આવે તો જ સંગીત જળવાય એમ પણ નથી. કાલિદાસની આર્યા અને ગીતિયોમાં આ જ પ્રમાણે થયું છે. લક્ષણમાં આવશ્યક અંગ હોવાથી ૯ મી અને ૧૨ મી માત્રા લઘુ નથી; પરંતુ એમની ગાવાની પદ્ધતિને અંગે ઘણી આર્યાઓમાં એમ જણાય છે; છતાં એમની એ જ પદ્ધતિને પ્રતિકૂળ નહીં એવી ઉપર ટાંકી તેની બીજી આર્યા અને ગીતિયોમાં એ નિયમ એમણે જાળવ્યો પણ નથી.

મારા ભાષાન્તરની ગીતિયોમાંથી પણ આજ વસ્તુ સ્થીતિ જણાશે. મને રા. "અનાર્ય" કહે છે તેવા અંકુશવાળા લક્ષણની ખબર જ નહોતી છતાં લગભગ ૪૮ ગીતિમાંથી બસે

અર્ધના બીજા અને ચોથા ચરણમાં ૯ મી અને ૧૨ મી લઘુ માત્રાવાળી ૨૮ ગીતિયો છે અને એક અર્ધમાંના બીજા ચરણમાં તેવી જ લઘુ માત્રાવાળી ૧૭ ગીતિયો છે; એટલે નિયમનું સ્વપ્નુયે નહીં છતાં ૪૫ ગીતિયોમાં માત્ર ગીતિ ગાવાની રાહેજ નવમી અને ૧૨ મી માત્રા મારી પાસે પણ લઘુ જ રખાવી છે! આવી જ રીતે સાક્ષર મણિલાલ નભુભાઈ, બાળાશંકર તેમ જ કેશવલાલ ધ્રુવની કૃતિયોમાંથી એમણે ઉપર બતાવ્યા પ્રમાણે મારી પેઠે શ્રુતબોધનું જ લક્ષણ સ્વીકાર્યા છતાં ૯ મી અને ૧૨ મી લઘુ માત્રાવાળી ગીતિયોના અનેક દાખલા ટાંકી શકાશે. આવી રીતે માત્રા ગણની વ્યવસ્થા નહીં સ્વીકાર્યા છતાં અનેક ગીતિયોમાં ૯ મી અને ૧૨ મી માત્રા લઘુ દેખાય તેટલા ઉપરથી જ એ ગીતિના લક્ષણમાં આવશ્યક ભાગ છે અને એમ ન હોય તો ગીતિ ખોટી છે એવો વાદ કરવો એ તો વસ્તુસ્થિતિ નહીં જ સમજવાનું ફળ છે. ગુજરાતના સાક્ષરોમાં ગીતિ ગાવાની ખરી રાહનું આવું સારૂં પરિણામ છતાં હજીય ગ. "અનાર્ય" કહી શકશે કે ગુજરાતમાં એમના સિવાય બીજાને ગીતિ ગાતાં આવડતી જ નથી?

હવે આ સંબંધે માત્ર એક જ વાદ તપાસવાનો બાકી રહે છે અને તે એ છે કે ઉપર બતાવી તે ગીતિ ગાવાની પદ્ધતિએ જ્યાં રા "અનાર્ય"ના નિયમ ન પળાયા હોય ત્યાં સંગીતની ક્ષતિ થાય છે અથવા જ્યાં એવા નિયમ પળાયા હોય ત્યાં અવશ્ય સંગીત જળવાય જ છે કે કેમ? મારા સમજવા પ્રમાણે એ નિયમ નથી પળાયા ત્યાં સંગીતની ક્ષતિય નથી તેમ જ્યાં પળાયા છે ત્યાં બધે સંગીત સારૂ જ છે એમ પણ નથી.

કાલિદાસની "भमरेहि सुउमारकेसरसिहाइं" કડીમાં આપણે ઉપર જોઇ ગયા પ્રમાણે ૯ મી અને ૧૨ માત્રાઓ લઘુ નથી અને આ પ્રયોગ રા. અનાર્યે વારંવાર ટાંકેલાં મારાં ચોથાં ચરણ "પાંડુ પાંડુ પત્રો" કે "એણ બાણ તું થા"ના જેવો જ છે. અહીં રા. અનાર્યને જરા યાદ કરાવીશું કે બીજું ચરણ સિંહ વિક્રમની પેઠે છલંગ મારતાં "ઉદ્ધત"પણે અને ચોથું ચરણ સર્પની ગતિએ ડોલતાં ગાવાનું છે. શું ૯ મી અને ૧૨ મી માત્રા લઘુ નથી તેથી કાલિદાસની ઉપલી કડીમાં ગીતિનું સંગીત "ભયાનક છે?" આ ગીતિ રંગભૂમિ ઉપર ગવાવા માટે જ કાલિદાસે લખી હતી અને નટીએ પોતે "રસજ્ઞ અને વિદ્વાનોની સભાના કર્ણરંજન કરવા" સૂત્રધારની આજ્ઞાથી એ ગાઇ હતી; તેથી જ આ કડીનો દૃષ્ટાન્ત મેં અહીં લીધો છે. અને કાલિદાસે એના સંગીતથી શ્રોતા ઉપર થએલી અસર આ પ્રમાણે વર્ણવી છે.

"સૂત્રધાર—આર્યે! બહુ સારૂં ગાયું! અહો તમારા રાગમાં મોહ પામેલી ચિત્ત વૃત્તિવાળો રંગમંડપ તો ચિત્રવત્ થઇ ગયો!"

ખરેખર આ કોઇ "ભયાનક" સંગીતનું વર્ણન તો નથી જ! અને જ્યાં

કાલિદાસે પસંદ કરેલા રસંજ્ઞ અને વિદ્વાનોને એ સંગીતે મોહિત કર્યા ત્યો તેટલાથી તેમના કાન "કમનસીબ" પણ નહીં જ કહેવાય ! તો પછી માત્રા નિયમે એવા જ પ્રયોગવાળાં મારાં ચરણનું સંગીત રા. અનાર્યને "ભયાનક" લાગ્યુ તો કાંતો એમના કાનનો જ દોષ કે એમનું સંગીત કાલિદાસના રસિક ભક્તોના કરતાં જૂદા જ પ્રકારનું હોવું જોઇએ. અનાર્યનું સંગીત તો આગળ બતાવ્યા પ્રમાણે અલૌકિક હોઈ અમારાથી સમજાય તેવું નથી જ. કાલિદાસનું સંગીત પરિચિત હોઇ એ જ અમને પ્રિય છે. આવા સંગીતમાં રસ પડતો હોવાથી જો અનાર્યની દૃષ્ટિએ અમારા કાન "કમનસીબ" થઈ જતા હોય તો એટલું જ ઇચ્છીશું કે એમના નશીબમાં ઈશ્વરે અમને સહભાગી ન જ કરે.

મારા નમ્ર અભિપ્રાયે "જનક અને રઘુકુળની મંગળ કૅપ જે પુણ્યશીળ તેને" જેવી કડીયો ગીતિની ઉપર બતાવી તે પદ્ધતિએ ગાનાં મધુર અને આનંદજનક થાય છે. એટલે ગીતિમાં જ્યાં ૯ મી અને ૧૨ મી માત્રા લઘુ ન હોય ત્યાં "ગીતિનું સંગીત જળવાતું નથી" એ વાત કાલિદાસનો અભિપ્રાય અને રસિક વિદ્વાનોની સભાનો "આચાર" જોતાં પણ ખરી નથી.

હવે માત્રાગણનો નિયમ જળવાયો હોય ત્યા સદા સંગીત જળવાય છે જ એમ પણ નથી એ નીચેની ગીતિનાં અર્ધથી જણાય છે

"કરીં ધર્મ ધારીં રક્ષા મિત્ર કુટુંબનીં વિદૂર પ્રિય છતાં"

તેમજ

"રહીં સાવધાન મંડળ વિશે લહી તત્ર જંત્ર ભલી ભાતે"

વળી.

"કર નેહ રાજ સાથે તેથી બહુ મત્સ્ય માસ તુ ખાશે
જે મત્સ્ય માસથી તો મરેલ શીકાર શ્વાન ના ઇચ્છે

અને

"મુજ દૃષ્ટિ ઉગ્ર ચપળ તિમિર પ્રવેશે થઇ ગઇ બંધ."

ઈત્યાદિ કડીયોમાં માત્રાગણના નિયમો જળવાયા છે છતાં પ્રથમ ચરણ હંસની પેઠે ધીમેથી અને બીજું ચરણ સિંહવિક્રમની પેઠે છલંગ મારતાં ગાવાથી મારા નમ્ર અભિપ્રાયે કર્ણપ્રિયતા છેક નહીં જ જળવાય.

ત્યારે બીજા મુદ્દાના ઉત્તરમાં હું એટલું જ કહીશ કે ગીતિને "જાતિ"ના પ્રકારમાંથી "વૃત્તમાં" ફેરવી નાખતાં એના સ્વરૂપનો ફેર થાય છે. તેથી એવો પ્રમાદ કરાવે તેવાં અંકુશ એના લક્ષણમાં આવશ્યક હોય નહી. એટલે શ્રુતબોધનું લક્ષણ જ યોગ્ય છે. છતાં ઘણી ગીતિયોમાં આ સ્થીતિ જણાય છે તે લક્ષણનાં આવશ્યક અંગને લીધે નથી

પરંતુ ગાવાની પદ્ધતિને જ લીધે છે. અને જો એ નિયમ પળાય તો જ ગીતિનું સંગીત જળવાય છે અને એ નિયમ જ્યાં ન પળાય ત્યાં ગીતિનું સંગીત જળવાતું નથી એમ કહેવું પણ યથાસ્થિત નથી.

આવી રીતે રા. "અનાર્ય" ઉપાડેલા બધે મુદ્દાઓ તપાસ્યા અને જોયું કે સત્યાસત્યનો વિવેક કરતાં અનાર્યની દલીલ વજનદાર નથી એટલે "ચકલહીન ચાક" કે "ભીષણઅરોચક" જેવાં અનાર્ય વિશેષણ મારી ગીતિઓને લગાડવાં યોગ્ય છે કે પછી જે વિવેક શૂન્ય પણ "અપ્રત્યક્ષ દર્પોક્તિ" ભરી વિદ્વત્તામાંથી એમનો જન્મ થયો છે તેને જ લગાડવાં યોગ્ય છે તે વિચારવાનું કાર્ય હવે વિવેકી વાચક ગણને જ સોંપીશું.

હવે મારા ભાષાન્તરની ગીતિયોમાંથી ત્રણ ચરણો રા. "અનાર્ય" પોતાની ચર્ચામાં ઉતાર્યાં છે અને એમણે સ્વીકારેલા નિયમોએ એમાં શો ફેરફાર કરવો એમને યોગ્ય જણાય છે એ બતાવ્યું છે. એમના આવા સૂચનને માટે એમનો ઉપકાર થયો છે. એમનું સૂચન વિચારી જોતાં કેટલે દરજ્જે તે સ્વીકારવું યોગ્ય છે તે હવે જોઈ જઈશ. જેમાંથી એ ચરણો લીધાં છે તે આખી ગીતિયો અહીં ઉતારવાની જરૂર છે.

મદનજ પીડતો'તો જે તેજ હવે આ શાન્ત કરે મુજને,
અર્ધશ્યામળ દિવસો ગ્રીષ્માન્તે જેમ પ્રમોદ વર્ષાવે. ૩–૧૦

મૉર તને મેં અર્પ્યો ધનુષ ધરેલા કામદેવને આ,
પથિક જનની યુવતિને પંચ બાણનું શ્રેષ્ઠ બાણ તું થા. ૬–૩.

દર્ભકવલ ત્યજી હરિણી નૃત્ય ત્યજીને ઉભા રહ્યા મયુરો,
જો રડી અશ્રુ સરાવી લતા ગેરવી પાંડુ પાંડુ પત્રો. ૪–૧૨.

હવે પહેલી ગીતિમાં "આ શાન્ત"ની જગ્યાએ "શાન્ત આ" મૂકવાનુ રા. અનાર્ય સૂચવે છે. હું ઉપર બતાવી ગયો છું કે ૯મી અને ૨૨મી માત્રા લઘુ ન હોય તેટલાજ ઉપરથી સંગીતમાં ક્ષતિ થતી નથી. તેમ જ "શાન્ત આ" મુકીને ગાતાં સંગીતમાં ખાસ કાંઈ વધારો થતો મને જણાતો નથી. સંગીતની દૃષ્ટિએ તો બન્ને મને સરખાં લાગે છે. પણ હવે કઈ રચનામાં કાલિદાસનો ભાવ વધારે સારો પ્રકટ થાય છે તે જોઈએ. શબ્દો એના એજ હોઈ અર્થમાં તો ફેર નથી જ; પણ ગીતિના સંગીતથી દસમી માત્રાને દબાવી સિંહની છલંગ ભરાય છે એટલે મારી રચનામાં "શાન્ત" કરે છે એ ભાર જોરથી વાચકની દૃષ્ટિ ઉપર નાખવામાં આવે છે. કાલિદાસનો મુખ્ય આશય સંતાપ અને શાન્તિનો વિરોધ સચોટ રીતે પ્રકટ કરવાનો છે. એ ઉદ્દેશ આજ રચનાથી જળવાય છે. રા. "અનાર્ય"નું સૂચન સ્વીકારતાં "આ" ઉપર ભાર આવશે, જે વર્તમાનકાળનો સૂચક હોઈ ઉપરના ભાવમાં

જરાય મદદગાર નથી. આવી રીતે ગીતિની રચના છે તેવીજ રાખતાં સંગીતમાં હાની નહી હોઈ કવિનો ભાવ સારી રીતે પ્રકટ થાય છે માટે તેજ કાયમ રાખવી ઠીક લાગે છે.

"પચ બાણનુ શ્રેષ્ઠ બાણ તું થા" એની જગ્યાએ રા. અનાર્યના સૂચવવા પ્રમાણે "પચશર તણો વરિષ્ટ શર તું થા", રાખતાં ગુજરાતી કાવ્ય કર્યું વધારે સુંદર થાય છે તેનો નિર્ણય વ્યક્તિ પરત્વે જૂદો થશે. વળી "વરિષ્ઠ"ના કરતાં 'શ્રેષ્ઠ' અને "શર"ના કરતાં "બાણ" એ ગુજરાતીમાં વધારે પરિચિત અને રૂઢ શબ્દો છે. સંગીતના સંબંધમાં તો ઉપર કહ્યુ જ છે; એ તુલના પણ વ્યક્તિ પરત્વે ફરતીજ રહે છે. અને મને લાગે છે કે સર્પની ગતિ પ્રમાણે ડોલનમાં ગાતાં એનુ સંગીત સૂચીત કડી કરતાં હલકું હોય એમ જણાતું નથી.

"લતા ગેરવી પાંડુ પાંડુ પત્રો"વાળા ચરણ માટે તો રા. "અનાર્યે" છેક નિરાશા જ બતાવી છે. યથાર્થ છે. **भिन्नरुचिर्हिलोकः** કારણકે જ્યારે આ કડીને એ "ભીષણ-અષ્ટાવક્ર"ની ઉપમા આપે છે ત્યારે બીજા કેટલાકને આખી ગીતિ ગાતાં આ ચરણનું મધુર ડોલનવાળુ સંગીત વધારે સુંદર લાગે છે. "પ" વ્યંજન જે (hard) છે તેની જગ્યાએ જો નરમ (soft) વ્યંજન હોત તો અવશ્ય સંગીત આથી પણ વધારે સુંદર થાત પણ આ બાબતમાં હું નિરૂપાય હતો. પાંડુ ને બદલે પીળુ મુકતાંય "પ" કઢાય તેમ નથી. અને ઉપમામાં પણ વસ્તુના સ્વભાવને નહીં વિસરનાર કાલિદાસનેય આ સંકટમાંથી રસ્તો જડયો નથી. મૂળમાંય "**पण्डुपत्ता**"જ પદ રાખેલુ છે.

આવી રીતે રા. "અનાર્ય"ની દીર્ઘ ચર્ચાનાં સર્વે અંગ આપણે તપાસી રહ્યા. સત્યા-સત્યનુ કરી નાખેલુ મિશ્રણ છુટું કરી બતાવતાં વિસ્તારની જરૂર પડી તે માટે વાચક તેમ જ તેઓ ક્ષમા કરશે એમ ઇચ્છું છુ.

એમની પોતાની કડીનુ સંગીત તો "ઝાટકણી" પ્રિય નરસિંહરાવ પોતેજ સમજાવશે. એટલે એ ભાગને હું અડકયો જ નથી.

તા. ૧૭ જુન ૧૯૧૬. } મગનભાઈ ચતુરભાઈ પટેલ.

# આવતી કેળવણી—પરિષદ્.

## વિષયોની યાદી.

[ આવતા ઑક્ટોબર માસમાં અમદાવાદમાં રાજકીય અને સાંસારિક સુધારાની પ્રાન્તિક પરિષદો સાથે કેળવણીને લગતા પ્રશ્નો સંબન્ધી વિચાર કરવા માટે પણ એક પરિષદ્ મળવાની છે. એ પરિષદ્ માટેની જોઇતી યોજના રા. રા. અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠક્કર 'સર્વન્ટ ઑફ ઇન્ડિયા,' રા. રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક 'સર્વન્ટ ઑફ ઇન્ડિયા,' અને રા. રા. ઇશ્વરલાલ હીરાલાલ દેસાઈ એ ત્રણ મન્ત્રીઓ કરે છે. પ્રમુખસ્થાને ઑ. રા. રા. ચિમનલાલ હરિલાલ સેતલવાડ બેસવાના છે, અને કાર્યકર્તાઓ ઉત્સાહી અને સાચા દેશભક્તો છે એ જોતાં પરિષદ્નું કાર્ય ફતેહમન્દ ઊતરશે એમ સારી રીતે આશા રહે છે. કેળવણી એ અત્યારે સર્વ પ્રશ્નોનો 'મૌલિક'—મૂલગત—પ્રશ્ન છે, અને એને અંગે અત્યારે કેટલા બધા અવાન્તર પ્રશ્નો ઉપસ્થિત થયા છે, અને એ સંબન્ધી વિચાર કરનારાઓને માટે વિચારનું ક્ષેત્ર કેવું વિશાળ છે, બલ્કે અનેક સ્થળે કેવું વિષમ પણ છે—એ પરિષદ્ના મન્ત્રીઓ તરફથી પ્રસિદ્ધ થએલી વિષયની યાદી ઉપરથી જણાય એવું છે. પરિષદ્ના હેતુ અને કાર્ય સંબન્ધી અમારા વાચકોને અમારા વિચારનું કાંઇક દિગ્દર્શન કરાવવાનું અમે ધાર્યું છે. પણ તે પહેલાં આજ એ વિષયની યાદી જ અત્રે પ્રસિદ્ધ કરીએ છીએ: જેથી એકવાર વાચકને, ઉપર જણાવ્યું તેમ, કેળવણીના પ્રશ્નનો ભરપૂર ખ્યાલ આવે.

તન્ત્રી.

### પ્રાથમિક કેળવણી.

૧ પ્રાથમિક કેળવણીનો વિસ્તાર.

ઇ. સ. ૧૯૧૦—૧૧ પહેલાં કેવો હતો? અને ત્યાર પછી ગુજરાતમાં કેટલો વધ્યો છે? તેના જૂદા જૂદા જીલ્લાઓમાં કેટલો વધ્યો છે? જૂદા જૂદા દેશી રાજ્યોમાં કેટલો વધ્યો છે? વડોદરા રાજ્યમાં કેટલો વધ્યો છે? એ વધઘટનો મુકાબલો.

૨ પ્રાથમિક કેળવણીના વિસ્તારના માર્ગ.

ક કેળવણીની સ્થિતિની મોજણી ( Survey ); ગુજરાતમાં—બ્રિટિશ જીલ્લાઓમાં અને દેશી રાજ્યમાં; કયા ગામોમાં તરતજ નિશાળો સ્થાપવી જોઇએ?

(ગ) હાલનાં સરકારી મકાનોની કિમ્મત. મકાનો ઓછામાં ઓછી કેટલી કિમ્મતનાં થઇ શકે?

(ઘ) મકાનની અગવડને લીધે વિદ્યાર્થિઓની સંખ્યા ઉપર અંકુશ મૂકાય છે?

## માધ્યમિક કેળવણી.

### ૧ મેટ્રિક્યુલેશન.

(ક) માધ્યમિક કેળવણીપર મેટ્રિક્યુલેશનના ઓથારની અસર વિશે ચર્ચા.

(ખ) મેટ્રિક્યુલેશનની સર્વ વ્યવસ્થા પર યુનિવર્સિટિની સત્તા માધ્યમિક નિશાળોના હેડમાસ્તરોના પ્રતિનિધિઓ અને યુનિવર્સિટિના પ્રતિનિધિઓના સંયુક્તમંડળને એ સત્તા સોંપવાની જરૂરિયાત વિશે ચર્ચા.

(ગ) મેટ્રિક્યુલેશન અને સ્કુલફાઈનલ પરીક્ષાઓનો મુકાબલો. બન્નેને એક કરી દેવાનો સવાલ. કૉલેજમાં ન જવું હોય એવા વિદ્યાર્થિઓ માટે માધ્યમિક શિક્ષણનું સ્વરૂપ કેવું થવું જોઇએ તેની ચર્ચા

(ઘ) મેટ્રિક્યુલેશન પરીક્ષાનો અભ્યાસક્રમ અને પાઠ્ય પુસ્તકો.

### ૨ માધ્યમિક નિશાળોનો અભ્યાસક્રમ

(ક) પ્રચલિત અભ્યાસક્રમ વિશે ચર્ચા

(ખ) પાઠ્ય પુસ્તકો વિશે ચર્ચા.

(ગ) વેપારી, ઔદ્યોગિક અને કારિગિરિની કેળવણી માટે વિષયોને ઐચ્છિક સ્વરૂપમાં પ્રચલિત અભ્યાસક્રમમા સ્થાન આપવાનો સવાલ વ્યવહારૂ રીતે કેવી રીતે અમલમાં મૂકાય?

(ઘ) હાઇસ્કુલોમાં સાયન્સનું શિક્ષણ અને તે નિયમિત કરવાની જરૂર.

(ઙ) અભ્યાસક્રમમાં માતૃભાષાના શિક્ષણનો પ્રશ્ન. દરેક ધોરણમાં ગુજરાતી ભાષા અને સાહિત્ય હાલ કેવી રીતે શીખવાય છે? તેમાં સુધારાને ક્યાં ક્યાં અવકાશ છે?

(ચ) શિક્ષણ અંગ્રેજી મારફત કે ગુજરાતી મારફત આપવાથી વિદ્યાર્થીની બુદ્ધિ વધારે ખીલે છે?

(છ) થોડી મહેનતે અને થોડાં વર્ષોમાં અંગ્રેજી શીખવી શકાય ખરૂ ?

(જ) નીતિશિક્ષણ કે દેશજનતાનાં શિક્ષણ, કુમાર સ્વેચ્છાસૈનિકોની તાલિમ. Boy scouts, co-oporation, વ. ( civics )ને અભ્યાસક્રમમાં કેવી રીતે સમાવવાં?

શિક્ષકો.

(૧) સરકારી, ખાનગી અને દેશી રાજ્યોની નિશાળોના શિક્ષકોના પગાર, પ્રોમોશન, પ્રોવિડન્ટ ફંડ, પેન્શન વગેરેની ચર્ચા.

(૨) માધ્યમિક નિશાળોના શિક્ષકો માટે ટ્રેઇનીંગ કોલેજ તથા ખાસ પુસ્તકાલયો.

(૩) સરકારી કેળવણીખાતા તરફથી શિક્ષકોના સંબંધમા અને શિક્ષણના સંબંધમાં છેલ્લા દસ વર્ષમાં થયેલા હુકમો વગેરે વિશે ચર્ચા.

(૪) માધ્યમિક શાળાના શિક્ષકો માટે લાયકાતના સરટીફીકેટની પરીક્ષા યુનીવરસીટીને હસ્તક સોંપાવી જોઇએ ? એ વિષે ચર્ચા.

(૫) શિક્ષકોના મંડળની અને સંમેલનની અગત્ય.

પરચુરણ.

(૧) યુનિવર્સિટિ સાથે નિશાળોને સંબદ્ધ રાખવાની રીતિ (affiliation) અને સરકાર તરફથી પ્રતિષ્ઠિત નિશાળ તરીકે ગણવાની રીતિ (recognition)નાં ધોરણો.

(૨) માધ્યમિક નિશાળોમાં વિદ્યાર્થીઓને દાખલ કરવાની પદ્ધતિ વિશે અને વર્ગવાર વિદ્યાર્થીની સંખ્યાપર અંકુશ રાખવાના રીવાજ વિશે ચર્ચા.

(૩) માધ્યમિક નિશાળોને માટે ગ્રાંટ-ઇન-એઇડ કોડમાં કરવા જેવા ફેરફારોની ચર્ચા. નહાની અને ઉછરતી નિશાળોને ગ્રાંટ-ઇન-એઇડ ખર્ચના કેટલી વધતી કે ઓછી આપવાની અગત્ય.

(૪) ખાનગી નિશાળો ઉપર સરકારી કેળવણીખાતાને અંકુશ કેવો છે ? કેવો હોવો જોઇએ ?

(૫) બોર્ડિંગો અને હોસ્ટેલોની વ્યવસ્થા તેમાં કરવા જેવા ફેરફારો.

(૬) માધ્યમિક નિશાળોમાં છેલ્લા થોડા વર્ષોમા કરવામાં આવેલા ફેરફારો વિશે ચર્ચા; ફી, ચોપડીઓ, અભ્યાસના વિષયો વગેરેના સંબંધમાં.

(ગ) હાલના સરકારી મકાનોની કિમ્મત મકાનો ઓછામાં ઓછ થઇ શકે?

(ઘ) મકાનની અગવડતે લીધે વિદ્યાર્થીઓની સંખ્યા ઉપર અંકુ

## માધ્યમિક કેળવણી.

૧ મેટ્રિક્યુલેશન.

(ક) માધ્યમિક કેળવણીપર મેટ્રિક્યુલેશનના ઓથારની અસર વિ

(ખ) મેટ્રિક્યુલેશનની સર્વ વ્યવસ્થા પર યુનિવર્સિટિની સત્તા મા હેડમાસ્તરોના પ્રતિનિધિઓ અને યુનિવર્સિટિના પ્રતિનિધિઓ એ સત્તા સોંપવાની જરૂરિયાત

(ગ) મેટ્રિક્યુલેશન ? વાચ્યાની રજામા નાસ્તો આપવાની જરૂર,
નેત્રાભ્યાસક્રમમા કસરતને સ્થાન આપવુ જોઇએ ? કે ઐચ્છિક રાખવી ?

(૪) પ્રત્યેક નિશાળને અગે એક રમવાની ખુલી જગાની જરૂર છે? રમતગમતના આવાં મેદાન કયાં રાખવા જોઇએ ? નિશાળોના અખાડા, કસરતખાના, વ. સંબંધી સૂચનાઓ

(૫) હાલમા રમાતી ક્રિકેટ વગેરે રમતોથી થતા ફાયદા અને ગેરફાયદા. એનાથી વધારે મરદાનગીવાળી રમતો વિશે સૂચનાઓ

(૬) હાલ વિદ્યાર્થીઓના શરીરબળ ક્ષીણ થતા જાય છે તેના કારણોની તપાસ, બાળલગ્ન, ઓછો પૌષ્ટિક ખોરાક, ભણતરનો બોજો, કસરત વિનોદ વગેરેનો અભાવ, ગરીબાઇ, શહેરી જીંદગી, ભણવાનો વખત વગેરેમાંથી કયાં કારણો વધારે બળવાન છે ? તેમનાથી થતી હાનિ કેવી રીતે દૂર થઈ શકે ?

(૭) આપણા દેશમાં વિદ્યાર્થીઓ યુવાવસ્થામાં પ્રવેશ કરે ત્યારે તેમની માનસિક અને શારીરિક સ્થિતિ કેવી હોય છે ?

(૮) આપણી નિશાળોનો વખત અને તે બદલવાની જરૂર છે કે કેમ ? ખાસ કરીને ખેડુત વર્ગના છોકરાઓને ખેતીમાં હરકત ન આવે તેવો અનુકૂળ વખત રાખવાની તજવીજ.

## ઉચી કેળવણી.

૧. મુબાઈ યુનિવર્સિટિનો ઇતિહાસ. હિન્દુસ્થાનની બીજી યુનિવર્સિટિના ઇતિહાસ સાથે મુકાબલો.

૨. મુબાઇ યુનિવર્સિટિનુ હાલનુ બધારણ.

(ક) સરકારનો તેના ઉપર અંકુશ.

(ખ) બીન અમલદારી તત્ત્વ વધારવાની જરૂર વિશે ચર્ચા

(ગ) ગ્રૅજ્યુએટોને વધારે પ્રતિનિધિઓ મોકલવાની સત્તા

૩. મુબાઇ યુનિવર્સિટિને વધારે ગ્રાંટની જરૂર.

૪. મુબાઈ યુનિવર્સિટિ તરફથી ખાસ વિષયોના શિક્ષણની વ્યવસ્થા. તેનો લાભ મુફ-સિલની કોલેજોને શી રીતે મળી શકે ?

૫ કોલેજોને યુનિવર્સિટિ સાથે સબદ્ધ કરનારા ( affiliation ) નિયમો.

૬. જૂદી જૂદી કોલેજોમાં વિદ્યાર્થીઓને દાખલ કરવાના નિયમો વિશે અને તેમની સંખ્યા નિયમિત રાખવાના અંકુશ વિશે ચર્ચા, ખાસ કરીને દાક્તરી, ઇજનેરી, ખેતી-વાડી વગેરે કોલેજોને લગતી આવી બાબતોની ચર્ચા

૭. આર્ટસ્ કોલેજોનો અભ્યાસક્રમ.

(ક) બી. એ. માં ખાસ અભ્યાસ ( specialization ) નો સિદ્ધાન્ત

(ખ) અભ્યાક્રમમા વિજ્ઞાનના વ્યવહારૂ અને સિદ્ધાન્તગત શિક્ષણનુ સ્થાન.

(ગ) ઇતર વિષયોની અગત્ય અને વ્યવસ્થા

(ઘ) યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં માતૃભાષાને ઐચ્છિક અથવા ફરજિયાત સ્થાન આપવાનો પ્રશ્ન.

૮. જે વિષયમાં વિદ્યાર્થી નાપાસ પડયો હોય તે જ વિષયમા માત્ર ફરી પરીક્ષા લેવાની પદ્ધતિ સ્વીકારવા યોગ્ય છે ?

૯. પરીક્ષાઓની પ્રચલિત પદ્ધતિમા કેવા સુધારા થવા જોઇએ ?

૧૦. કાલેજોની હોસ્ટેલો અને તેમાં ચાલતું વિદ્યાર્થીજીવન.

૧૧. કાલેજોના વિદ્યાર્થીઓની શારીરિક સ્થિતિ. શરીરબળ મેળવવા શુ કરવુ જોઇએ ?

૧૨ ઇમ્પીરીઅલ અને પ્રોવિન્શિયલ એજ્યુકેશનલ સર્વિસ વચ્ચેના ભેદ
અગ્રેજ પ્રોફેસરોના (ક) હિન્દી પ્રોફેસરો સાથે અને (ખ) હિન્દી વિદ્યાર્થીઓ સાથે કેવા સંબંધ હોય છે ?

૧૩ દેશી પ્રોફેસરો પોતાની માતૃભાષાનુ સાહિત્ય વધારવા શુ કરે છે ? શુ કરી શકે ?

૧૪ કોલેજોમા ચારિત્ર્યગઠન [?] ( character-building ) કોલેજમા બુદ્ધિશાળી લાગતા, સાર્વજનિક સેવામા આગળ પડતા, વિદ્યાર્થીઓ સંસારમા કેમ વધારે દીપી નીકળતા નથી ?

૧૫ મુંબાઇ યુનિવર્સિટિ તરફથી અપાતા જ્ઞાન ઉપરાંત વિશેષ જ્ઞાન, તે જ વિષયોનુ તેમ જ જૂદા વિષયોનુ જ્ઞાન મેળવવાની હિન્દુસ્તાનમા જોગવાઇ છે ? હોય તો ગુજરાતીઓ તેનો લાભ કવી રીતે લઇ શકે ?

૧૬ પરદેશ જ્ઞાન મેળવવા જવા કેટલી સ્કાલરશિપો છે ? તે કેવી રીતે વધી શકે ? આજ લગી કટલા ગુજરાતીઓ પરદેશથી જ્ઞાન મેળવી આવ્યા છે ? ત્યાંથી આવ્યા પછીની તેમની સ્થિતિ તેમણે શી દેશસેવા કરી છે ?

૧૭ ગુજરાતમા વધારે આર્ટસ, દાક્તરી, ઇજનેરી, ખેતીવાડીની, ઔદ્યોગિક, ( techno logical ) વ કોલેજોની જરૂર તેમના ખરચના અડસટ્ટા દેશી રાજ્યો આ નવી કોલેજો સ્થાપવામા કેવી રીતે મદદગાર થઈ શકે ? માતૃભાષા દ્વારા દાક્તરી કેળવણી આપનારી સસ્થાઓની જરૂર છે ?

૧૮ ગુજરાતમા ખાસ યુનિવર્સિટિની જરૂર

૧૮ ઉચ્ચ શિક્ષણ લીધેલાઓએ ગુજરાતની શી શી સેવા કરી છે ? મહારાષ્ટ્ર અને બંગાળાના ગ્રેજ્યુએટોની સેવા સાથે એ સેવાનો મુકાબલો.

## સંસ્કૃત અને અરબી શિક્ષણ

૧ ગુજરાતમાં સંસ્કૃત પાઠશાળાઓ કેવી સ્થિતિમા છે ?
દેશી રાજ્યો, મંદિરો અને નાતો તરફથી તેમને કેવો આશ્રય મળે છે ?
એમા ભણેલા વિદ્યાર્થીઓ જીંદગીમા શુ કરે છે ?

૨ સસ્થાઓ વધારે સારી સ્થિતિમા શી રીતે આવી શકે ?
એ સસ્થાઓને સાંકળવા એક મધ્યસ્થ સંસ્થાની જરૂર

૩ એ પાઠશાળાઓનો અભ્યાસક્રમ, તેમા થવા જોઇતા ફેરફારો, અગ્રેજી શિક્ષણ તેમા

દાખલ કર્યું હોય તો તેથી થતા લાભ. જ્યોતિષ, વૈદક, સંગીત, સંસ્કારોની વિધિઓ, વગેરેનું શિક્ષણ એ પાઠશાળાઓ દ્વારા આપવાની જરૂર.

૪. ગોરો, પુરોહિતો, મહન્તો, મહારાજો વગેરેની કેળવણી. વડોદરામાં એ દિશામાં થએલી પ્રવૃત્તિનો અહેવાલ.

૫. આ પાઠશાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓને મદદ અને ભણ્યા પછી ઉપયોગી જીવન ગાળી શકે એવી વ્યવસ્થા થવાની જરૂર.

૬. ધાર્મિક શિક્ષણ આપવા જૂદા જૂદા સંપ્રદાયોના મંદિરો મારફત ની વ્યવહારૂ યોજના થઇ શકે? પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ નિશાળોમાં ધાર્મિક શિક્ષણ આપવું જોઇએ?

૭ મુસલમાનોની અરબી મદ્રેસાઓની સ્થિતિ.

## વેપારી કેળવણી.

૧. મુંબઇની વેપારી કોલેજથી થતા લાભ.
એ કોલેજમાં ભણનારા હુશીઆર વેપારી થઇ શકશે?

૨. વેપારી શિક્ષણની ખાનગી સંસ્થાઓમા સુધારો અને તેમને સરકારી તેમ જ ખાનગી મદદની જરૂર.

૩. દેશી વેપારી પદ્ધતિના શિક્ષણ માટે સંસ્થાઓની જરૂર.

૪. માધ્યમિક નિશાળોમાં વેપારી કેળવણી આપવાની તજવીજ થવાની જરૂર.

## ખેતીવાડીની કેળવણી.

૧. પુણાની ખેતીવાડીની કોલેજથી થતા ફાયદા.

૨. ગુજરાતમાં ખેતીવાડીની કોલેજ અને નિશાળોની જરૂર.

૩. ખેતીવડીની આદર્શશાળાઓ.—( Model Farms સાથે. )

## ખાસ વર્ગોની કેળવણી.

૧. રાજકુમારો, તાલુકદારો અને ગરાસીઆઓની કેળવણીનીની સંસ્થાઓ, તેમાં કરવા જોઇતા ફેરફારો તેમને માટે અલાહિદી સંસ્થાઓ જોઇએ કે સાર્વજનિક સંસ્થાઓમાં તેમને શિક્ષણ આપવું?

૨. મુસલમાનોમાં કેળવણી કેવી રીતે ફેલાવવી?

ખાસ નિશાળોથી કે સ્કોલરશિપોથી ?

ઉર્દૂ મારફત કે ગુજરાતી મારફત શિક્ષણ આપવું ?

૩. અસ્પર્શ્ય વર્ગોની કેળવણી. હાલ શી સ્થિતિ છે ? તેમાં કેવા અને કેવી રીતે સુધારા થઈ શકે ?

૪. જંગલી લોકોની કેળવણી. હાલ શી સ્થિતિ છે ?

૫. અપંગો (બ્હેરાં મૂગાં આંધળાં વગેરેની કેળવણી. હાલ શી સ્થિતિ છે ?

## ઔદ્યોગિક કેળવણી.

૧. ગુજરાતમાં ઔદ્યોગિક કેળવણી માટે જે સંસ્થાઓ છે તેમની સ્થિતિ અને કાર્યપ્રદેશ.

૨. એવી સંસ્થાઓ વધારવાની જરૂર. એ સંસ્થાઓમાં હાલ જે વિષયો શીખવાય છે તે ઉપરાંત નવા જરૂરી વિષયો શીખવવાની વ્યવસ્થા. એની સંસ્થાઓનું ખરચ. દેશી રાજ્યો, સરકાર, મંદિરો અને વેપારીઓના પંચો અને મહાજનો આ શિક્ષણ વધારવા શું શું કરી શકે ?

૩. ઔદ્યોગિક કેળવણીની સંસ્થાઓ અને કારખાનાંઓનો વધારે નિકટ સંબંધ કરવાની જરૂર.

૪. સંગ્રહસ્થાન, પ્રદર્શન, પ્રયોગશાળા અને કાર્યશાળા ( workshop ) ગુજરાતમાં સ્થાપવાની જરૂર

૫. ઔદ્યોગિક કેળવણીની સંસ્થાઓમાં માતૃભાષા, અંગ્રેજી, ઇતિહાસ આદિનું જ્ઞાન આપવાની જરૂર.

## સ્ત્રી કેળવણી.

૧. સ્ત્રી કેળવણી વિશે હિન્દી સરકારે પ્રાન્તિક સરકારો ઉપર મોકલેલા પત્રના મુદ્દાઓની ચર્ચા.

૨. શિક્ષણ.

(ક) પ્રાથમિક અને માધ્યમિક અભ્યાસક્રમમાં આવશ્યક ફેરફારો.

(ખ) કૉલેજમાં જવા ન ઇચ્છતી કન્યાઓ અથવા સ્ત્રીઓ માટે જૂદા અભ્યાસક્રમની વ્યવસ્થા.

(ગ) ગુજરાતીદ્વારા સર્વ વિષયો શિખવવાનો પ્રશ્ન.

(ઘ) ગુજરાતી સાહિત્ય, સંસ્કૃત, અંગ્રેજી, આરોગ્ય, બાલઉછેર, સંગીત, આદિના ઐચ્છિક કે ફરજિયાત શિક્ષણની વ્યવસ્થા શી રીતે કરવી ? સ્ત્રીઓનાં કર્તવ્યોને અનુકૂળ કેવો અભ્યાસક્રમ થવો જોઇએ ?

(ઙ) છ છ મહિને પરીક્ષા લેવાનો પ્રશ્ન.

(ચ) માધ્યમિક નિશાળોમાં કાલેજોના વર્ગો ઉઘાડવાની જરૂર.

(છ) ટર્મ ભર્યો સિવાય યુનિવર્સિટીની પરીક્ષામાં બેસવાની સ્ત્રીઓને પરવાનગી આપવા બાબતનો પ્રશ્ન.

૩. સંસ્થાઓ.

(ક) કન્યાઓ માટે અલાહિદી પ્રાથમિક નિશાળો ક્યા ક્યાં કહાડવાની જરૂર છે ?

(ખ) માધ્યમિક નિશાળો વધારવાની જરૂર. કેવી રીતે વધારવી ? હાલ જે નિશાળો છે તેમની સ્થિતિ. નાતો આ દિશામા શુ શુ કરી શકે ?

(ગ) મુબાઇમા સ્ત્રીઓ માટે ખાસ આર્ટસ અને વૈધકની ભેગી કોલેજ કહાડવાનો પ્રશ્ન.

(ઘ) હિન્દુસ્તાનના બીજા પ્રાંતોની પ્રસિદ્ધ અને સફલ કન્યાશાળાઓના અહેવાલ.

૪. શિષ્ય વૃત્તિઓ.

(ક) ઉચું શિક્ષણ મેળવવા ઇચ્છતી સ્ત્રીઓ માટે શિષ્યવૃત્તિઓ.

(ખ) નાતો અને દેશી રાજ્યો આવી શિષ્યવૃત્તિઓ કેટલી સ્થાપી શકે ?

૫. શિક્ષિકાઓ ( મહેતીજીઓ. )

(ક) રાજકોટ, અમદાવાદ અને વડોદરાની ફીમેલ ટ્રેઇનીંગ કોલેજોની સરખામણી અને સ્થિતિ.

(ખ) વધારે ટ્રેઇનીંગ કોલેજો અને નૉર્મલ સ્કુલોની જરૂર. ઉચ્ચ પ્રાથમિક નિશાળોમાં નૉર્મલ વર્ગ ઉઘાડવાની જરૂર.

(ગ) અનટ્રેઇન્ડ શિક્ષિકાઓને ટ્રેઇન્ડ શી રીતે કવી ?

(ઘ) તેમના પગાર, પ્રોમોશન, પેન્શન, પ્રોવિડન્ટ ફંડ વગેરેનાં પ્રશ્નો.

૬. ઇન્સ્પેકશન

(ક) સ્ત્રી ઇન્સ્પેકટરો રાખવાથી થએલા લાભ. ડેપ્યુટી ઇન્સ્પેકટ્રેસ કે ઍસીસ્ટંટ ડેપ્યુટી તરીકે અનુભવી દેશી બાઇઓને નીમવાની જરૂર છે ?

(ખ) અંગ્રેજી ઇન્સ્પેકટ્રેસ અને ટ્રેઇનીંગ કૉલેજ તથા હાઇસ્કુલમાં શીખવનાર અંગ્રેજી શિક્ષિકાઓને ગુજરાતી શીખવાની જરૂર.

૭. મ્હોટી વયની સ્ત્રીઓની કેળવણી.

(ક) વનિતાવિશ્રામ, શ્રાવિકાશાળાઓ વગેરેથી થયેલા લાભ. એવી સંસ્થાઓ કેવી રીતે વધી શકે? એ સંસ્થાઓમાં કરવા જેવા ફેરફારો.

(ખ) વિધવાશ્રમો સ્થાપી વિધવાઓ કેળવી શિક્ષિકાઓ કરવાનો સવાલ.

(ગ) આ બાબતમાં સરકાર, દેશી રાજ્યો, નાતો, મંદિરો વગેરે શું શું કરી શકે?

(ઘ) મ્હોટી વયની સ્ત્રીઓ માટે ફરતાં પુસ્તકાલયોની જરૂર.

૮. શારીરિક સ્થિતિ.

(ક) કન્યાઓ અને સ્ત્રીઓને શરીરબળ પ્રાપ્ત કરવાની જરૂર. તેની વ્યવસ્થા.

(ખ) દાક્તરી તપાસ.

૯. ખાસ વર્ગોમાં સ્ત્રીશિક્ષણનો ફેલાવો.

રાજકન્યાઓ અને ગરાસીઆ વગેરે ઓઝલ પાળતી જાતોની કન્યાઓ અને અને મુસલમાન કન્યાઓ માટે ખાસ નિશાળોનો સવાલ.

## ખાનગી પ્રયત્નો.

૧. ખાનગી પ્રયાસોથી.

૧. (ક) પ્રાથમિક નિશાળો—છોકરા અને છોકરીઓની.

(ખ) માધ્યમિક નિશાળો—છોકરા અને છોકરીઓની.

(ગ) કૉલેજો—જૂદા જૂદા વિષયોની.

કેવી રીતે સફલ થઇ શકે? આવી ખાનગી સંસ્થાઓ શી રીતે વધે?

૨. સર્વ પ્રકારના કેળવણીના પ્રસાર માટે મંડળો તથા ચળવળની જરૂર.

(ક) સુરતની સાર્વજનિક સોસાયટી.

(ખ) ચરોતર કેળવણી મંડળી.

(ગ) ગુજરાત કેળવણી મંડળી.

(ઘ) સમસ્ત ગુજરાત પૈસા ફંડ વગેરેની હકીકત.

## પરચુરણ.

૧ પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત કરવામા સરકાર અને દેશી રાજ્યોએ કેવી ચોક્સ પદ્ધતિ અગીકાર કરવી જોઇએ ?

દેશી રાજ્યોમા મફત અને ફરજિઆત પ્રાથમિક શિક્ષણ થાય તો માધ્યમિક શિક્ષણ અને ઉચ્ચ શિક્ષણના પ્રસારણને હાનિ પહોચે ખરી? એ જ પ્રમાણે માધ્યમિક શિક્ષણ મફત થાય તો તેથી શા ફાયદા ગેરફાયદા થાય?

૨ માધ્યમિક શિક્ષણનુ ખરચ ઓછુ શી રીતે કરી શકાય ?

૩ બોર્ડિંગોમાથી રેસિડેનશીઅલ સ્કુલો શી રીતે કરી શકાય ?

ભણવાનુ ખરચ તેથી વધે કે ઘટે? એથી શા શા લાભ થાય? ગુરુકુળના લાભ હાનિ

૪ ગત્રિશાળાઓની જરૂર હયાત રાત્રિશાળાઓની સ્થિતિ તથા અભ્યાસક્રમ તેમનો વધારો તરતમા કયા કયા કરવા જેવો છે ?

૫ શિક્ષણના સબધમા ગુજરાતમા જૂદે જૂદે સ્થળે ઉપયોગી અને સફળ પ્રયોગો થયા હોય તેના અહેવાલ

૬ કેળવણીના પ્રસાર માટે યુનિવર્સિટિ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, જ્ઞાતિમડળો તથા બીજી સંસ્થાઓ તથા દેશી રાજ્યો મારફત દરવર્ષે કેટના રૂપીઆની અને કેટલી શિષ્યવૃત્તિઓ અપાય છે? એમા સુધારા કરવા જેવુ છે? ગરીબોને પુસ્તકો વગેરે કેળવણીના સાધનો પુરા પાડવાની જરૂ લોકોપયોગી પુસ્તકાલયોની અગત્ય

૭ વિવિધ વિષયોનું ઉંચામા ઉચુ જ્ઞાન મેળવનારાઓની સંખ્યા વધારવા અને એવુ જ્ઞાન આપનારી સંસ્થાઓની સ્થાપના કરાવવાની જરૂર

૮ જૂદી જૂદી કારિગિરિ અને જૂદા જૂદા ધધાઓ માટે નિશાળો સ્થાપવાની જરૂર છે? સોની, દરજી, પ્રીન્ટર, એકટર, વહાણવટી વગેરે વગેરેના પેશા માટે નિશાળોની જરૂર છે? એવી નિશાળોના અભ્યાસક્રમ, અભ્યાસકાળ અને ખરચ, વગેરે. હિન્દુસ્તાનમા બીજે એવી નિશાળો હોય તો તેમના અહેવાલ

૯ બુક કમિટીનુ બધારણ, તેમા કરવા જેવા ફેરફારો

૧૦ પાઠ્ય પુસ્તકો છાપવાનો કોન્ટ્રાક્ટ અમુક વ્યક્તિ કે મડળને જ આપવો યોગ્ય છે?

૧૧ સમસ્ત ગુજરાતમા કેળવણીના પ્રશ્નોની ચર્ચા માટે એક સંસ્થા (Gujarat Education League) સ્થાપવાની જરૂર

# માસિક મધુકરી.*

*The Nineteenth Century and After*—ઈંગ્લંડના આ પ્રતિષ્ઠિત માસિકના ઑગસ્ટના અંકમાં મદ્રાસના બિશપે "India after the War" એ નામથી એક લેખ લખ્યો છે. ધર્મગુરુમાં જે ન્યાયબુદ્ધિની અને સમભાવની આપણે આશા રાખીએ તે આ લેખકમા સ્પષ્ટ દેખાઈ આવે છે. અને આટલી દિલસોજી છતાં કોઇ કોઈ સ્થળે આપણો એમની સાથે મતભેદ પડે તો તે વારે આપણે એટલુ સ્મરણમાં રાખવું ઘટારત છે કે જે વિશાળ મનથી એમણે આપણી બાજુ જોઇ તે જ વિશાળ મનથી એમની બાજુ જોવાની પણ આપણે માથે ફરજ છે. વિશેષ ચર્ચા ઊમેર્યા વગર એમના લેખના મુખ્ય મુદ્દા રજુ કરીશુ

(૧.) બિશપ કહે છે કે હિન્દુસ્થાન આ યુદ્ધ પડેલાથી સ્વરાજ્યની ભાવના તરફ વળ્યુ છે, અને એ માટે જોરથી માગણી કરવા લાગ્યુ છે. કોઇને એમ લાગતું હોય કે આ યુદ્ધ પછી એનો ઇગ્લડ સાથે સમભાવ વધતાં સ્વરાજ્ય માટેની ચળવળ શાન્ત પડશે તો એ મ્હોટી ભૂલ છે. તેથી આ પ્રશ્ન અત્યારથી વિચારવાની જરૂર છે, અને ઇંગ્લડ હિન્દુસ્થાનને સ્વરાજ્ય આપવા ગણ્ે છે એમ એણે અત્યારથી જ ખુલ્લી રીતે પોતાની રાજ્યનીતિની ભાવના સ્પષ્ટ શબ્દોમા સ્વીકારવી જોઇએ.

(૨.) ઇગ્લડ અને હિન્દુસ્થાનના જનસ્વભાવમા એક મ્હોટો ફેર છે એ બ્રિટિશ રાજ્યકર્તાઓ સમજતા નથી. તે એ કે ઇંગ્લંડ જ્યારે વર્તમાન ઉપર જ દૃષ્ટિ રાખનારી પ્રજા છે, અને એની પોતાની કાર્યપદ્ધતિ પણ એ સ્વભાવને અનુસરતી, એટલે મુશ્કેલીઓ આવતી જાય તેમ તેમ એના વ્યવહાર માર્ગ કાઢવાની છે, ત્યારે હિન્દુસ્થાન–બીજી તરફ–ભાવનાને ચાહનાર છે. (જર્મનિ પણ આ જ તરેહનુ છે. જર્મનિની પાર્લમેન્ટમા ભાષણો થાય છે તેમાં તેમ જ બર્નહાર્ડી જેવા લોકપ્રિય લેખકના ઉદ્‌ગારમા "વિશ્વનાં મહાન તત્ત્વોના ચિન્તન"ની વાત થતી સાભળશો. બિશપ હિન્દુસ્થાનના આ સ્વભાવના બે રમુજી સ્મરણો

* "ચોપાનીઆં શું કહે છે?"—એ મથાળા નીચે સાહિત્યપત્ર ગૂજરાતને સારી સેવા બજાવે છે એટલે એ કાર્યપ્રદેશ એને માટે રહેવા દઈ, અંગ્રેજી મરાઠી વગેરે પત્રોના ઉપવનમાં ભમતાં કોઈ કોઈ પુષ્પ ઉપર બેસી સાર લેવા વિચાર છે. ભમર કાંઈ સઘળાં જ ઉત્તમ પુષ્પોનો રસ લઇ શકતો નથી: સુગન્ધ લે, પણ રસ ખેંચવા માટે તો પુષ્પ ઉપર નીરાંત કરી બેસવું પડે—જે દરેક પુષ્પ ઉપર કરવું એ ઉપવનની વિશાળતા સાથે, ભ્રમરની સ્વચ્છન્દ વિહારની સ્વાભાવિક વૃત્તિ સાથે, તેમજ કેવળ વિહારના શોખ સાથે, અસંગત છે. તેમ અત્રે જે જે પુષ્પનો સાર લેવામાં આવે છે તે જ એને ગમ્યાં એમ પણ માનવાનું કારણ નથી.

આટલા ઉદ્દેશના સ્પષ્ટીકરણપૂર્વક આ કાર્ય શરૂ કરવામાં આવે છે. આશા છે કે વાચકને એ ઉપયોગી થશે. [વસન્ત–ઑફિસ.]

ગંકે છે એક વખત એ એક કૉલેજમા ગયા હતા, ત્યા વિદ્યાર્થીઓએ એમના શ્રવણ માટે કૉલેજની ડિબેટિંગ સોસાઇટિનો મેળાવડો કર્યો હતો અને ત્યા 'ગૃહસ્થાશ્રમ કે નૈષ્ઠિક બ્રહ્મચર્ય?' એ વિષય ઉપર ચર્ચા ચલાવી એમા એક જણે કહ્યુ કે—' Celibacy is contrary to the categorical imperative of Kant —" અર્થાત્, નૈષ્ઠિક બ્રહ્મચર્ય એ કૅન્ટે જણાવેલી આપણા અન્તરની ઐકાન્તિક કર્તવ્યની આજ્ઞાથી વિરુદ્ધ છે"—અને છતા એમાના દરેકે દરેક પરણેલા હોઇ, એ પ્રશ્નની એમને વ્યવહારૂ ઉપયોગિતા નહોતી બીજી એક ખ્રિસ્તી નોકરોના મહાજનની સભા હતી તેમા મહાજનમા દાખલ થવાની ઉમ્મર સત્તર રાખવી કે અરાઢ એ પ્રશ્ન હતો પણ એક બટલરે એ વિષય ઉપર ભાષણ શરૂ કર્યું તે બાઇબલના સૃષ્ટિ સબન્ધી પહેલા વાક્યથી!) આ વાત વિસ્મરવાથી બ્રિટિશ ગ્રન્થકર્તાઓ હિન્દુસ્થાનની પ્રજાનો ખરો આશય સમજવામા ભૂલ ખાય છે બ્રિટિશ રાજ્ય હિન્દુસ્થાનની પ્રજાની સ્વતત્ર ઇચ્છા ઉપર જ સ્થપાવુ જોઇએ અને એ ઇચ્છા બ્રિટિશ સામ્રાજ્ય સામે બડ ઉઠાવવાની નથી પ્રજા બ્રિટિશ સામ્રાજ્યના અગભૂત રહેવાનુ પસંદ કરે છે પણ ત્યાથી અમેરિકા જવા નીકળેલા 'કોમેગાટા મારૂ'વાળા શીખ ઊતારૂઓનો કિસ્સો આની વિરુદ્ધ બતાવવામા આવે તો તે સામે એ પણ યાદ રાખવુ કે એ કાવતરૂ પ્રકટ કરી દેનાર અને એ રીતે બ્રિટિશ રાજ્ય માટે પોતાનો પ્યાર દર્શાવનાર વર્ગ તે પણ એ જ પજાબના શીખ કૃષિકારો હતા

(૩) બ્રિટિશ રાજ્યને હિન્દી પ્રજાની સ્વતન્ત્ર ઇચ્છા ઉપર સ્થાપવાના—અર્થાત્ હિન્દી સ્વરાજ્યના માર્ગમા બિશપને અત્યારે ચાર મુશ્કેલીઓ નજરે આવે છે —

(૧) એક તો હિન્દુસ્થાન તે એક દેશ નથી પણ અનેકદેશોરૂપી એક પૃથ્વીનો ખડ છે એમા ધર્મ જાત ભાષા, સામાજિક વગેરેના અસખ્ય ભેo છે

(૨) બીજુ—લોકમા હજી મ્હોટા પાયા ઉપર કાંઈ પણ સામતા વહીવટ કરવાની શક્તિ આવી નથી એક રેલવેનો વહીવટ એ એમના જાતે કરી શકે એવા નથી, તો રેલવે કરતા અનેકગણા મ્હોટા રાજ્યકાર્યમા એકહાથે—સ્વતન્ત્રતાથી તેઓ કામ કરી શકે એમ લાગતુ નથી.

(૩) લોકસત્તા માટે પ્રજામતનો જે પાયો જોઇએ તે નથી અત્યારે પ્રજા તરફથી મત આપી શકે એવો વર્ગ બહુ થોડો છે, ગ્રામપચ એ આ દેશની પ્રાચીન વ્યવસ્થા છે પણ તે અત્યારે પડી ભાગી છે અને સ્વરાજ્ય માટ લોકમત રૂપી પાયો જોઇએ એ ચણેલો સહેલો નથી

(૪) ખરા સ્વરાજ્યમા—પ્રજાએ પોતાની સ્વતન્ત્ર ઢબે કામ કરવુ જોઇએ અર્થાત્ અત્યારે યુરોપિઅન ઢબથી ચાલતા રાજ્યવહીવટમા દેશીઓને જોડવા એ બસ નથી. પ્રજાએ પોતાની વિશિષ્ટ જનસસ્કૃતિ પ્રકટ કરવી જોઇએ

(૪) આ મુશ્કેલીઓ છે, છતા એ મુશ્કેલીઓને ધીમે ધીમે આ રીતે હટતી દબાશે

(૧) સરકારી નોકરીમાં હિન્દીઓની જે સંખ્યા છે તે વધારો, અને એમને વધારે જવાબદારીનું કામ સોંપો.

(૨) ગામપંચને સજીવન કરો.

(૩) દેશી રાજ્યોએ પોતાના રાજ્યોમાં સ્વદેશી રીતે સ્વરાજ્યના પ્રયોગ કરવા જોઇએ; શરૂઆતમાં આવા પ્રયોગો નિષ્ફળ નીવડે તોપણ હરકત નહિ. પણ આ વિષયમાં અનુભવ મેળવવાનું આ એક મ્હોટું સ્થાન છે.

(૪) હિન્દુસ્થાનની શાળાઓમાં રાજ્યશાસ્ત્ર (Politics)ના વિષય પ્રત્યે સરકાર અનાદર કરે છે એ ઠીક નથી. એ વિષય વિશેષ શીખવવાથી વિદ્યાર્થીઓ રાજ્યદ્રોહી થશે એ કલ્પના ભૂલભરેલી છે; ઉલટું, એથી એને વધારે શાન્ત-પણે વિચાર કરતાં આવડશે. હિન્દુસ્થાનમાં ગોખલે જેવા, આ શાસ્ત્રના અભ્યાસી, લોકમતના અગ્રણીઓની બહુ જરૂર છે.

(૫) દેશીઓ અને અંગ્રેજો વચ્ચે પરસ્પર મેળાપના પ્રસંગો વધવા જોઇએ. બિશપ આ સંબન્ધમાં એક રમુજી વાત કહે છે: એક દેશી બિશપ અને એક અંગ્રેજ લશ્કરી અમલદાર એક સ્થળે ખાણા ઉપર એકઠા થઇ ગયા. ત્યાં એ અમલદારે વિચાર કર્યો કે, બિશપ જોડે કાંઇક વાત કરવી જોઇએ જેથી એને અલગપણું ન લાગે. પછી પેલા અમલદાર અને બિશપ વચ્ચે આ રીતે વાતચિત ચાલી. "Do you play polo Bishop?" "No." "Do you hunt?" "No" "Do you play cricket?" "No." "Do you fish?" "No." "Do you dance?" "No." પણ આ છેલ્લા પ્રશ્નમાંથી નાચનો પ્રશ્ન કાઢી બિશપે વાત ચલાવી! આમ આ બે પ્રજાના વ્યવસાય એવા જુદા છે એક બીજા સાથે મળવાનો અને એક બીજાને સમજવાનો પ્રસંગ જ આવતો નથી. લેખક ટેનિસ વગેરે રમતોમાં દેશી અને અંગ્રેજો પરસ્પર ભળવાનુ કહે છે. અને આવી જુજ દેખાતી વસ્તુ બહુ મહત્ત્વની છે એમ ભાર દઇ જણાવે છે.

(૬) હિન્દુસ્થાનની પ્રજાને લશ્કરની મ્હોટી જગ્યાઓ (Commissions)આપવી જોઇએ, તથા વૉલંટીયર થવાની પરવાનગી આપવી જોઇએ. ભવિષ્યમાં કોઇ વાર હિન્દુસ્તાનમાં યુદ્ધ જાગે ત્યારે હિન્દુસ્તાનનું રક્ષણ કરવા માટે હિન્દુસ્તાનના જ લોક સૈનિકો તરીકે ઉપયોગમાં આવી શકે. ઇંગ્લંડ તો જુજ મદદ જ કરી શકે.

પણ હિન્દુસ્થાનને અત્યારે કેળવણી સમાજસુધારો' ઔદ્યોગિક વિકાસ, સ્થાનિક-સ્વરાજ્ય ઇત્યાદિ વ્યવહાર પ્રશ્નો સ્વરાજ્યનાં ખરાં સાધન-વિચારવાની જરૂર છે, તે વખતે

હાલમાં તુરત "હોમરૂલ" મેળવવાની જે ચળવળ ઊભી થઇ છે એ નુકસાનકારક છે. એમ જણાવી છેવટે બિશપ નીચે પ્રમાણે ઉપસંહાર કરે છે.

"The all important thing is that after the War we should cease to talk of the population of India as a subject people, cease to talk of ourselves as a ruling race, cease to base our Indian Empire upon force, cease the effort to impose upon the peoples of India a purely Western civilization, and cease to allow our policy to be dominated by the fear of weakening the position of the foreign bureaucracy We need to realise that we cannot now base the Government of India upon any other foundation than that of the will of the peoples, that we are here as servants of the Indian peoples and not as their masters, that a foreign bureaucracy can only be regarded as a temporary form of Government, and that our ultimate aim and object must be to enable India to become a self-governing portion of the British Empire and to develop her own civilization upon her own lines"



The Commonweal:—તા. ૧ લી સપ્ટેમ્બરના અંકમાં "હિન્દુસ્થાનની કેળવણીમાં અંગ્રેજી ભાષાનું સ્થાન" એ વિષય ઉપર મિ. રાજગોપાલાચાર્ય નામે ગૃહસ્થનો એક વિચારવા લાયક લેખ છે. મૂળથી અંગ્રેજી મુખે જ કેળવણી આપવાની પદ્ધતિ દાખલ થઇ ગઇ છે એ માટે ખેદ દર્શાવી, એ કહે છે કે એ પદ્ધતિ ધીમે ધીમે ફેરવી દેશી ભાષાનું સાહિત્ય વધારવામાં આવ્યું હોત તો અત્યારે જે મુશ્કેલી ઊભી થઇ છે તે ન થઇ હોત. અત્યારે કેળવણીને અંગે જે અસંખ્ય પ્રશ્નો ઉત્પન્ન થયા છે તેમાં પ્રજાનો મ્હોટો ભાગ કાંઇ જ સમજતો નથી કારણ કે એ કેળવણી તેના સુધી પહોંચી નથી, અથવા પહોંચી છે તો તે એવી અલ્પ છે કે એના ઉપર વિચાર કરવાનું એનું સામર્થ્ય થયું નથી—અને તેથી એ પ્રશ્નોનો નીવેડો આવતો નથી. તેથી અત્યારે થઇ ગએલી ભૂલ માટે સજા સહન કરવાની પ્રાપ્ત થઇ છે તે એ કે કેળવણીની પદ્ધતિમાં એકદમ પરિવર્ત થવો જોઇએ, અને એકદમ થએલા પરિવર્તને અંગે જે સંકટો ઉત્પન્ન થાય તે સહન કરવા જોઇએ અત્યારે દેશમાં બોલાતી માતૃભાષા કેળવણીના કાર્ય માટે નિર્બળ જણાતી હશે, પણ તે આ પરિવર્તને પરિણામે સબળ થશે. આરંભમાં શુદ્ધિની પણ દરકાર ન કરતાં ગમે તે રૂપમાં, જોઇતું જ્ઞાન મળે એટલું જ કરવું જોઇએ

લેખક, શુદ્ધ નીતિ અને વિચારની ભાવના તો આપણા દેશના પ્રાચીન સાહિત્યમાંથી મળી શકે એમ છે એમ જણાવે છે. અને વિશેષમાં ત્યાં સુધી વધીને કહે છે કે પ્રાચીન-કાળથી ઉચ્ચ જીવન લોકમાં વિસ્તારવાના કાર્યમાં આપણું પૂર્વનું સાહિત્ય પશ્ચિમના સાહિત્ય કરતા પણ વધારે વિજયવંત થયું છે—માત્ર રાજકીય, સામાજિક, અને ભૌતિક સુધારાના વિષયમાં પશ્ચિમ પાસેથી આપણે ઘણું લેવાનું છે, અને તે માટે સાયન્સ્ અને ઇતિહાસના વિષય ખાસ કરીને અંગ્રેજીમાંથી લેવા જોઇએ

આપણી દરેક વર્તમાન દેશી ભાષાઓનો પ્રદેશ યૂરોપના મ્હોટા મ્હોટા દેશોના જેટલો, બ'કે બે ત્રણ ન્હાના ન્હાના દેશો એકઠા કરીએ એવડો, છે. અને તેથી દેશી ભાષા ઉપર લક્ષ દેવાની જરૂર છે. ફ્રાન્સ કે જર્મનિમાં અંગ્રેજીનું ધોરણ હોય છે તેટલું જ ધોરણ આપણે ત્યાં હોવું જોઇએ. ત્યાના વિદ્વાનો પરભાષામાં છટા સંપાદન કરવામા કૃતકૃત્યતા સમજતા નથી, તો આપણે ત્યા અંગ્રેજીમા ભાષાની કુશળતા મેળવવામાં શા માટે મ્હોટાઇ મનાવી જોઇએ—ઑકસ્ફર્ડ અને કેમ્બ્રિજના અંગ્રેજ પ્રોફેસરો માગે એવુ ઊંચું ધોરણ અંગ્રેજી માટે આપણા વિદ્યાપીઠમા શા માટે સ્વીકારાવુ જોઇએ—એ સમજાતું નથી. દરેક દેશમાં વિદ્યાપીઠ તે તે દેશની બોલાતી ભાષામાં જ ચાલે, અને એ ભાષાદ્વારા જ પૃથ્વી પરનું જોઇતું સઘળુ જ્ઞાન મેળવે એમ હોવુ જોઇએ.

લેખક, અંગ્રેજી ભણાવવાની વિરુદ્ધ નથી બ'કે, માતૃભાષા ઉપરાંત બીજી ભાષાએ શીખવાથી શબ્દની ગુલામગીરીમાથી મુક્ત થઇ વિચારનુ તત્ત્વ સમજતાં આવડે છે, તથા એથી બુદ્ધિ કસાય છે એવો પ્રો. હક્સ્લીનો મત પોતે સ્વીકારે છે માત્ર એ ભાષાને આપણા દેશની કેળવણીમા જે અતિશય આગળ પડતું સ્થાન મળી ગયુ છે તે ઘટાડવાનું અને દેશની ચાલુ ભાષા દ્વારા કેળવણી લેવાની અને વિસ્તારવાની—એ હિમાયત કરે છે.*



* ઉપરનું લખ્યા પછી, પૂનેથી "શિક્ષા વિચારક મડળ" ના પ્રમુખ પ્રો. વી. બી. નાયકની મહીનો એક પત્ર મળ્યો છે તેથી જાણવામાં આવે છે કે એ નામનુ એક મડળ સ્થાપવામા આવ્યુ છે, અને એ મડળ માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાની હિમાયત કરે છે, તથા મુંબાઇ યુનિવર્સિટિની મૅટ્રિકની પરીક્ષામા અંગ્રેજી સિવાયના બીજા વિષયોમા પ્રશ્નોના ઉત્તર ગૂજરાતી ભાષામા આપવા કે કેમ એ સમ્બન્ધી વિદ્વાનોના અને અનુભવીઓના મત એકઠા કરે છે પૂર્વોક્ત મડળમા અત્યારે જે નામ વાંચવામા આવે છે તેમા ગણિતશાસ્ત્ર સાયન્સ વગેરેના પ્રોફેસરોના નામ વાચીએ છીએ ( પ્રો. નાયક ગણિતશાસ્ત્રના પ્રોફેસર છે ), પણ અંગ્રેજી ભાષાના પ્રોફેસર કોઇક જ જોવામા આવે છે આથી આ પ્રશ્નની વિરુદ્ધ અમારી લાગણી સૂચવવાનો અમારો હેતુ નથી. પણ આ ઉત્તરોક્ત પ્રોફેસરોનો અનુભવ પણ એ જ દિશાની ભલામણ કરશે ત્યારે જ નિર્ણય માટે જોઇતા મહત્ત્વના સાધન પૂર પડયા એમ ગણાશે તથા આ પ્રશ્ન કાંઇક વ્યવહારૂ સમાધાન ઉપર આવશે. પ્રો નાયકે પત્ર સાથે, અંગ્રેજીદ્વારા સઘળુ શિક્ષણ આપવાની વિરુદ્ધ નીચેના કારણો બતાવ્યા છે

(૧) "It is unnatural" એ અસ્વાભાવિક છે

(૨) "It is unique in its appliction to Indians" હિન્દુસ્થાનમ જ એ પદ્ધતિ ચાલતી જોવામા આવે છે.

(૩) "It involves an incalculable waste of time" વખત બ: નકામો લે છે.

**The Modern Review**:—સપ્ટેંબરના અંકમાં પ્રો. વિનયકુમાર સરકારનો " મધ્ય કાળમાં એશિઆનો વિસ્તાર " એ વિષય ઉપર વાંચવા જેવો લેખ છે.એમાં કાલિદાસના સમયમાં ગુપ્ત વંશના મહારાજ્યમાં—જે વિદ્યાનો કાલ આવ્યો, તે તે પછીના સૈકામાં ચીન સુધી વિસ્તર્યો: એમાં એક તરફ જાપાન અને બીજી તરફ ઈરાન વગેરે મુસલમાન દેશે પણ ભાગ લીધો. એશિઆએ યૂરોપમાં વિજય વેપાર અને વિદ્યાનો ધસારો કર્યો: અને યૂરોપી રશિઆ તથા સ્પેઇનમાં મુસલમાની સત્તા જામી, અને વેનિસ દ્વારા એશિઆનો માલ યૂરોપમાં પ્રસરતો. મધ્ય યુગ પછી યૂરોપમાં વિદ્યાનું જે પુનરુજ્જીવન થયું તે એશિઆના સંપર્કથી જ. આ એ લેખનો ટૂંકામાં સાર છે.

બીજો એક ઉપયોગી લેખ પ્રાચીન હિન્દુસ્થાનમાં રાજ્ય બંધારણના નમૂના ઉપર નરેન્દ્રનાથ લૉનો છે. એ ગૃહસ્થ—જેમણે ચાણક્યના અર્થશાસ્ત્રના આધારે હિન્દુસ્થાનની પ્રાચીન રાજ્યપદ્ધતિ સંબંધી થોડાક વખત ઉપર એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું સૌના જાણ્યામાં છે, એ વિવિધ પૂરાવા એકત્ર કરી, પ્રાચીન કાળમાં આપણે ત્યાં રાજ્યબંધારણ કેવી જાતનાં હતાં એ વર્ણવે છે, તથા લોકમત પ્રજાસત્તા વગેરેનું અસ્તિત્વ પ્રમાણ આપીને સિદ્ધ કરે છે.



**The 'Indian Journal of Economics:'** આ ત્રૈમાસિકનો એપ્રિલનો અંક આ માસમાં જ બહાર પડયો છે. એમાં " India's Economic Position, " " Co-operative Distribution, " " Economic Science and Social Progress " તથા " State-Aid to Industry "—એ ચાર લેખો બહુ મનન કરવા યોગ્ય છે. બાકીનાની નોંધ હવે પછી લેવાની રાખી, આ માસમાં છેલ્લા મથાળાવાળો લેખ જે કલકત્તાની પ્રેસિડન્સિ કૉલેજના પ્રોફેસર મુકરજીએ લખ્યો છે તેના મુખ્ય મુદ્દા નીચે નોંધીએ છીએ:

---

(૪) " It stunts mental growth " માનસિક વિકાસ દબાવી દે છે.

(૫) " It leads to miserable results: " શિક્ષણના બધા વિષયો ઉપર માઠાં પરિણામ થાય છે.

વળી એ નીચેના વાંધાનો જવાબ આપે છે

(૧) જે એમ કહેવાય છે કે અંગ્રેજી ભાષાદ્વારા શિક્ષણ રાખવાથી અંગ્રેજી સારૂં આવડે છે.

(૨) અંગ્રેજીમાં જ સારાં પુસ્તકો છે.

(૩) કૉલેજોમાં અંગ્રેજી દ્વારા શિક્ષણ આપવાનું હોય છે તેથી સ્કૂલોમાં પણ એમ જ જોઇએ.

આરંભમાં પ્રો. મુકરજી આંકડા ટાંકીને બતાવે છે કે છેલ્લાં દશ વર્ષમાં જાપાનમાંથી હિન્દુસ્થાનમાં આયાત થતો માલ ત્રણગણો વધ્યો છે:

| ૧૯૦૩–૪ માં | ૧૯૧૨–૧૩ માં |
|---|---|
| રૂ. ૧,૨૮,૨૪,૬૫૫ | રૂ. ૪,૦૬,૬૬,૯૮૦ |

ચાલતા યુદ્ધની શરૂઆત પહેલાં જર્મનિ તથા ઑસ્ટ્રિઆ–હંગરિનો જે માલ હિન્દુસ્થાનમાં આવતો તે પણ હવે જાપાન મોકલવા લાગ્યુ છે, તથા એનો પ્રથમથી આવતો માલ પણ હવે બહુ વધારે પ્રમાણમાં આવે છે. જાપાને વર્તમાન પ્રસંગનો કેવો લાભ લીધો છે એ નીચેના થોડાક આંકડાથી સમજાશે:

| | ૧૯૧૩–૧૪ | ૧૯૧૫–૧૬ |
|---|---|---|
| કાચ: | રૂ. ૬૫,૮૧,૨૯૮ | રૂ. ૬૦,૦૬,૬૪૩ (ચાર ગણો) |
| દીવાસળી | રૂ. ૩૯,૦૬,૮૨૪ | રૂ. ૧,૦૫,૭૨,૫૧૩ (ત્રણ ગણી) |
| ખાંડ: | રૂ. ૨૮,૭૫૫ | રૂ ૩૭,૨૦,૩૭૧ (૧૩૦ ગણી !) |

જાપાનમા ઉદ્યોગ વધારવા માટે રાજ્ય તરફથી શું શુ કરવામાં આવે છે એ વિષે લખવું જવા દઇ, હિન્દુસ્થાનના રાજ્ય તન્ત્રીઓને, ઉદ્યોગની વૃદ્ધિ માટે કરવામાં આવતી જુદી જુદી સૂચનાઓનુ પ્રો. મુકરજી ટાંચણ કરે છે:

(૧) Issue of takavi loans—ટકાવી (તગાવી): હાલ જેમ ખેતીના કામ માટે તથા એના સાધનો માટે ખેડૂતને જેમ તગાવી ધીરવામાં આવે છે તેમ ન્હાના ન્હાના ઉદ્યોગને માટે પણ કારીગર વર્ગને એ જ ધોરણે સરકારે મદદ આપવી જોઇએ (જુવો—ઑ. રાજા ખુશાલસિંહે વડી ધારાસભામાં રજુ કરેલો ઠરાવ—ફેબ્રુ. ૨૪,૧૯૧૫) પ્રો. મુકરજી કહે છે કે ન્હાના ન્હાના ઉદ્યોગો માટે આ સૂચના ઠીક છે, પણ વિશેષમાં પુછે છે કે એ જ કામ 'કો–ઑપરેટિવ' સોસાઇટી' એટલે પરસ્પર સહાયક મંડળીઓ (જેમાં સરકાર પણ કેટલુંક કામ માથે લે છે) વધારે સારી રીતે કરી શકે નહિ ?

(૨) State Financial Assistance through Banks—બેંક મારફત, એટલે કે

બૅંકને નાણાં ધીરીને, કારખાનાંઓને મદદ અપાવવી 'પેપર કરન્સિ રિઝર્વ એટલે કે કરન્સિ નોટ ખાતેના રિઝર્વ ફંડમાંથી ચાલીસ લાખ રૂપીઆ સુધી પ્રેસિડન્સિ બૅંકને ધીરવા માટે આ યુદ્ધની શરૂઆતમાં સરકારે સત્તા લીધી હતી. તે પ્રસંગે સર વિલિયમ ક્લાર્કે નીચે પ્રમાણે કહ્યું હતું:

"Banking facilities are the life-blood of the body economic and our aim has been to stimulate the flow through its veins. We are in effect by *these measures strengthening the whole industrial and financial system* of the country and I would put it to Council that this is a more practical measure in a critical period such as that through which we are now passing than if we were to lock up large sums in undertakings which might or might not succeed, but which could not, in any case, be reproductive for a long time to come.

અર્થાત્—સરકારે પોતે કારખાનાવાળાઓને સાક્ષાત્ નાણાં ધીરીને ત્યાં એ નાણાં રોકી રાખવાં તે કરતાં પોતાનાં નાણાં છૂટાં રહે એવી રીતે બૅંકને આપવાં અને બૅંક (જેનો, યોગ્ય તપાસ કરી, કારખાનાને નાણાં ધીરવાનો ધંધો છે) એ કારખાનાવાળાઓને ધીરે એ વધારે સારૂં.

(૩) State Pioneering of Industries—સરકાર પોતે કેટલીક ધંધાની શરૂઆત કરે, અને એ રીતે એ ધંધો કેવો નફાવાળો છે એ લોકને સિદ્ધ કરી બતાવે. આ સંબન્ધમાં બંગાળાના ઔદ્યોગિક વિકાસના પોતાના રિપોર્ટમાં મિ. સ્વૅન કહે છે કે:

"While the industrial development of the Province must depend on private enterprize, I think the encouragement of Government might take a more active form than it has hitherto done. One demonstration is more convincing than a dozen monographs. Any one who has decided to start an industry will find much valuable information and advice in the monographs published by Government, but no one is likely to be persuaded by merely reading a monograph to start an industry."

આ સિદ્ધાન્તને અનુસરી બંગાળા તથા મદ્રાસ સરકારે તેલ સાબુ કાચ પેન્સિલ વગેરે ન્હાના ન્હાના ધંધા હાથમાં લીધા છે. પ્રો. મુકરજી આ પસંદ કરે છે.

(૪) Imposition of a Protective Tariff—પરદેશથી આવતા માલ ઉપર ખાસ જકાત નાખી એથી સ્વદેશી ઉદ્યોગોને આડકતરી મદદ આપવી. આ પ્રશ્ન બહુ મ્હોટો હોઇ ટૂંકમાં ચર્ચી શકાય એમ નથી એમ પ્રો. મુકરજી જણાવે છે. કૃત્રિમ રીતે ઊગાડેલા છોડની માફક આ રીતે ઊછેરેલા ઉદ્યોગો બહુ નાજુક અને મોંઘા થઇ પડે છે—એમ એમનું માનવું છે પણ કેટલાક ખાસ ધંધા જેનું જીવનગળ

નિશ્ચિત હોય તેને ભવિષ્યમા બહુ મજબૂત કરી આપવાના હેતુથી થોડીક મુદત માટે રાજ્ય તરફથી આ જાતની આડકતરી મદદ મળે તો ઇષ્ટ છે—એમ પ્રો. મુકરજીનુ કહેવુ છે

(૫) State Guaranteeing of Interest—સરકારે વ્યાજની બાંહધરી આપવી રેલવે માટે આ પદ્ધતિ ચાલે છે, પણ રેલવે જેવા કામ જેની ફતેહમંદી નક્કી જ હોય તેને માટે આ ઠીક છે—પણ તેમા પણ સરકારની દેખરેખ તથા વહીવટી સત્તા જોઇએ તેથી મુકરજી આમા સંમત નથી

(૬) State patronage and facilities of transport સરકાર તરફથી ખરીદીની મદદ, તથા રેલને નૂરની સગવડ આ જાતનું ઉત્તેજન સરમર ટાગાના લોઢાના કારખાનાને આપે છે પરદેશથી જેવો માલ મેળવી શકાય તેવો તથા તે જ ભાવે દસ વર્ષ ૨૦,૦૦૦ ટન લોઢા (' સ્ટીલ ')ના પાટા (' રેલ ') લેવા સરકારે કબૂલાત આપી છે તથા રેલવેના નૂરમા પણ કેટલીક અનુકૂલતા કરી આપી છે,

(૭) Finding markets for indigenous industries—સ્વદેશી માલ માટે બજાર શોધી આપવા બંગાળામા લૉર્ડ કાર્માઇકલે વેપારી સંગ્રહસ્થાન સ્થાપ્યુ છે—તેમા સ્વદેશી માલ ક્યા કેવો મળે છે એ જોઇ શકાય છે તથા એ જેને જોઇતો હોય તેને કારખાનાવાળા જોડે સંબન્ધ કરાવી આપવાનુ કામ પણ સરકાર કરે છે

• આ બાબત ૧૯૧૪ ની મદ્રાસની ઔદ્યોગિક પરિષદ્‌મા મુંબાઇવાળા મિ મનમોહનદાસ રામજીએ કરેલી સૂચના એ પસંદ કરે

' With regard to the development of our trade, I am long since of opinion that India should have, if not a separate consular service of her own, at least distinct Indian sections at the different consulates controlled by trained Indian assistants to give all necessary information regarding Indian produce and requirements, and to give similar information to Indian merchants about the requirements of foreign countries'

અર્થાત્—આપણા પરદેશમા અને પરદેશના આપણે ત્યા જે એલચીઓ હોય તેની પાસે અખત્યારવાળા અને અનુભવી હિન્દી મદદગારો રાખવા જોઇએ જેઓ આપણો માલ પરદેશ જાહેર કરે અને પરદેશની જરૂરિયાતો આપણે ત્યા જણાવે અને એમ બેવડી રીતે હિન્દુસ્થાનના માલનો બજાર સાથે સંબન્ધ કરવામા મદદ કરે

[ વસન્ત–ઑફિસ. ]

# લવાજમ.

લવાજમ સર્વ માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ ( પોસ્ટેજ સાથે )

મળવાનું ઠેકાણું —વસન્ત ઑફીસ.—અમદાવાદ

---

# નિયમો.

૧ તન્ત્રીની સહીના—ખાસ પોતે લખેલા અગર બીજા પાસે ખાસ લખાવેલા, તેમજ વસન્ત-ઑફિસમાં તૈયાર કરાવેલા અને વસન્ત-ઑફિસની સહીથી પ્રકટ થતા, સર્વ લેખો માટે તન્ત્રી જવાબદાર છે અને તેથી એના ઉપર છાપવા છપાવવાનો હક તન્ત્રીનો રહે છે

૨ અન્ય સર્વ લેખો માટે તે તે લેખના કર્તા જવાબદાર છે

૩ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા માટેની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે

૪ કોઈ પણ લેખકનું અમને મળેલું-એ લેખ " વસન્ત " માં દાખલ કરવાનો થા કર્યો હોય કે ન હોય-પણ પાછું લેખકને તે મોકલવાને અમો બંધાતા નથી

૫ કોઈપણ લેખ પૂર્વે પ્રસિદ્ધ થયો છે કે કેમ, તથા કે અન્ય કોઈ પત્રમાં પ્રસિદ્ધ કરવા મોકલ્યો છે કે કેમ એ અમોને લખી જણાવવું કારણ કે તેવા લેખો પ્રસિદ્ધ કરવા કે નહિ તે તન્ત્રીની મુનસફી ઉપર છે

વ્યવસ્થાપક.

---

Reg. No. B. 753.

# વસન્ત.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૫, અંક ૯. [ માસિક ] આશ્વિન, સંવત્ ૧૯૭૨.

## આવતી કેળવણી પરિષદ્.

આ માસની આખરે અમદાવાદમાં રાજકીય, સામાજિક, મદ્યનિષેધક, અને શિક્ષણ વિચારક—એવી ચાર પરિષદો મળનાર છે. તેમાંની પહેલી ત્રણમાં કોઈ નવું દિગ્દર્શન થવાનું હોય એમ અત્યારે લાગતું નથી. છતાં, એમાં જે કાંઈ જાણવાજોગ કાર્ય થશે તે વિષે વસન્તપત્ર હું ધારું છું કે એ પરિષદોના અવલોકન રૂપે પાછળથી કાંઈક લખશે જ. શિક્ષણવિચારક પરિષદ્—જેને 'કેળવણી પરિષદ્' એવે સુપ્રસિદ્ધ અને રૂઢ નામે આપણે વ્યવહરીશું—એ પહેલવહેલી જ ભરાય છે, અને તેથી એના નિર્ણયોના ચીલામાં આપણા વિચાર પડી જાય તે પહેલાં એના કાર્ય સંબન્ધી થોડીક અત્રે સૂચના કરવી યોગ્ય છે.

આ પરિષદ્‌નાં કાર્યના વિષયોની, પ્રથમ પ્રસિદ્ધ થએલી યાદી જોતાં, તથા આરંભમાં કરવા ધારેલી ચર્ચાની હાલમાં બહાર પડેલી યાદી લક્ષમાં લેતાં, એક વાત સ્પષ્ટ છે કે આ પરિષદ્ એક 'શિક્ષકસમાજ'નું રૂપ લેવાની નથી—પણ આવતી કેળવણીની બાબતમાં, સરકારના કેળવણી ખાતાના કાર્ય ઉપર છૂટથી ટીકા કરવા માગે છે. આ સ્થિતિમાં, સરકારી કેળવણી ખાતાના નોકરો એમાં ભાગ નહિ લઇ શકે, પણ તે અનિષ્ટ નથી, કારણકે કૉન્ગ્રેસની સ્થાપના વખતે લૉર્ડ ડફરિને કહ્યું હતું તેમ ખરો પ્રજામત પ્રકટ થવા માટે

સરકારી અમલદારો દૂર રહે એ જ ઇષ્ટ છે. માત્ર મુશ્કેલી એટલી જ છે કે એક પાસ એમનો સેવાધર્મ અને અધિકારપદ એમને યથાર્થ વિચાર કરવા વા જણાવવા અસમર્થ બનાવે છે, તો બીજી પાસ, એમના અભાવે કેળવણીના વિષયમાં અનુભવી વિચારનો લાભ મળતો અટકી પડે છે. પણ આશા છે કે પરિષદ્, બહારના પ્રકાશ અને પવનથી પોતાના વિચારનું આરોગ્ય જાળવી રાખે તે સાથે, એ વર્ગની વચમાંના કેળવણી ખાતાના પેન્શનરોની મદદથી, અનુભવરહિત અને ઉપરછલ્લી ટીકાના માર્ગહીન રણમાં આમતેમ નહિ અથડાય. પરિષદ્ના કાર્યવાહકો સાચી લાગણીવાળા અને જવાબદારી સમજીને કાર્ય કરનારા છે એ જોતાં—પરિષદ્નું કાર્ય સારૂં થશે એમ ભરોંસો છે.

હવે કેળવણી પરિષદ્માં વિચારવા યોગ્ય વિષયો લઇએ તો—તેમાં ત્રણ ચાર મુખ્ય છે:

(૧) **પ્રથમ કક્ષા:** પ્રાથમિક શિક્ષણનો વિસ્તાર, અને ગામડાંની કેળવણીનાં ધોરણો.

(૨) **દ્વિતીય કક્ષા:** માધ્યમિક શિક્ષણનો મુખ્ય પ્રશ્ન—શિક્ષણ કઈ ભાષા દ્વારા આપવું: અંગ્રેજીદ્વારા કે માતૃભાષા દ્વારા?

(૩) **તૃતીય કક્ષા:** ઉચ્ચ શિક્ષણ માટે અત્યારે કૉલેજોનાં તાણ પડે છે તેનું શું કરવું?

(૪) **સ્રી શિક્ષણ:** કેવું આપવું તથા કેમ વધારવું?

આ સાથે શિક્ષકોના પગારના, ટેક્સ્ટબુકોના વગેરે પરચુરણ પ્રશ્નો પણ જોડાએલા છે.

હવે આ સમ્બન્ધમાં પરિષદે, અમુક બાંધી મૂકેલા ઠરાવ પસાર કરવા ન હોય, પ્રજામત જે ઘણે ભાગે માત્ર દૈનિક અને સાપ્તાહિક વર્તમાનપત્રોથી જ દોરાય છે એને જ છેવટનું પ્રમાણ માનીને પ્રકટ કરવો એટલું જ કાર્ય જો પરિષદે કરવા ધાર્યું ન હોય, તો પૂર્વોક્ત પ્રશ્નોનાં નીચેનાં સ્વરૂપો બહુ ઊંડા ઊતરીને તપાસવાં જોઇએ. તે એ કે—

(૧) **પ્રાથમિક શિક્ષણ**—ફરજિયાત અને મફત કરવાનું તો અત્યારે ઠરાવાસ્ત થયું છે, પણ તેનો **વિસ્તાર** કરવો ઇષ્ટ છે તો તે કેવી રીતે કરવો? પ્રથમ તો એ માટે જોઇતા દ્રવ્ય માટે શી ગોઠવણ કરવી? એ કેવળ સરકારે જ પૂરૂં પાડવું જોઇએ? એમ હોય તો સરકારે કર વધારવો ઇષ્ટ કે અનિષ્ટ? કર વધારવો અત્યારે અનિષ્ટ વા અશક્ય હોય તો હાલનું કેળવણી ખાતાનું વા સામાન્ય બજેટ તપાસતાં એમાંથી કોઈ વ્યવહાર માર્ગ સૂઝે છે? "વ્યવહાર" કહેવાનું કારણકે અંગ્રેજ પ્રોફેસરો કે બીજા ખાતાના અમલદારોને એકી કલમે કાઢી નાંખવાનો, કે એવો જ કોઈ, ક્ષણવાર પણ સરકાર તરફથી વિચારમાં પણ લેવામાં ન આવે—એવો હવાઈ કિલ્લાનો માર્ગ બતાવવો એ નિરર્થક છે. વળી આ પ્રશ્ન સાથે, શિક્ષકોના પગાર વધારવાનો પ્રશ્ન ભેળવતાં—વિચારની મુશ્કેલી બહુ વધે છે; વળી નિશાળો વધવાની સાથે ટ્રેઈન્ડ શિક્ષકો ઇન્સ્પેક્ટરો મકાન વગેરે પૂરાં પાડવાની યોજના અને એના ખર્ચનો વિચાર પણ પરિષદે કરવો પડશે. પ્રાથમિક શિક્ષણને અંગે બીજો પ્રશ્ન એના **સ્વરૂપ** સંબન્ધી

છે: કેટલાક આ શિક્ષણને ગામડાં માટે પણ સામાન્ય આકારનું જ—એટલે વાંચન લેખન અને સાદા ગણિત પૂરતું—માગે છે. કેટલાક ગામડાં માટે વિશેષ પ્રકારનું એટલે કે ગામડાના જીવનમાં—જેમકે ખેતીને—ઉપયોગી થાય તો જ તે કામનું છે એમ માને છે. અને તે માટે વાંચનમાળા પણ ખાસ તરેહની હોવી જોઇએ એમ કહે છે વળી આ બે મતમાં પણ બે પેટા ભાગ છે—કેટલાક ગામડામાં ખેતીનું શિક્ષણ ખેતીવાડી ખાતાની દેખરેખ રીતે અપાતું જોવા ઇચ્છે છે, અને કેટલાક કેળવણીખાતાને અંગે નિશાળમાં બગીચો કે ન્હાનું ખેતર રાખવાનું કહે છે. વળી હાલમાં ગામડાંની નિશાળના ધોરણોનો પ્રશ્ન બહુ જોસથી ચર્ચાવા* લાગ્યો છે તેના સંબન્ધમાં પણ એક વાતનો નિર્ણય થવાની જરૂર છે—તે એકે ગામડાંનાં ધોરણોને મ્હોટાં ગામ કે શહેરોના ધોરણો સાથે જોડ્યા છતાં તથા બંધ બેસતાં કર્યા છતાં પણ, થોડાં થોડાં ધોરણવાળી ઘણી નિશાળો કાઢવી એ ઇષ્ટ છે ? કે થોડી ( હાલ છે તેટલી જ ) પણ તે વધારે ધોરણવાળી હોય એ ઠીક છે ? ટૂંકામા, ગામડાના શિક્ષણનો પ્રશ્ન માત્ર કેળવણી વિષેના સાદા ઉત્સાહથી ઊકેલી નખાય એવો નથી—પણ ગામડાના આર્થિક માનસિક વગેરે સમસ્ત જીવનનો, એ જીવનના ઉદ્દેશનો, તેમ જ એની સાથે ગૂંથાએલી વ્યાવહારિક મુશ્કેલીનો, અનુભવી જનોના અભિપ્રાય પર સર, વિચાર કરીને નિર્ણય ઉપર આવવાનુ છે.

(૨) હવે કેળવણીની **દ્વિતીય કક્ષા** યાને **માધ્યમિક શિક્ષણ** લઇએ તો તેને અંગે પણ બે મ્હોટા પ્રશ્ન છે. એક પ્રશ્ન કયી ભાષાદ્વારા શિક્ષણ આપવુ એ છે. આ બાબત સરકાર પાસે કેટલીક માગણી કરવામાં આવે છે, પણ વસ્તુત: સરકારે આ બાબત તટસ્થતાની વૃત્તિ ધારણ કરી છે, અને ખરો મતભેદ પ્રજામા જ છે. કેળવણી ખાતાએ શિક્ષકોને પોતાને ઠીક પડતી પદ્ધતિ ગ્રહણ કરવાની છૂટ આપી તથા એમનો મત પૂછ્યો ત્યારે, મારા સમજવા પ્રમાણે, ગૂજરાતે અને મુંબાઇએ અંગ્રેજીદ્વારા શિક્ષણ આપવાની રીત પસંદ કરી, અને દક્ષિણે માતૃભાષાદ્વારા શિક્ષણ આપવું વધારે સારૂં ગણ્યુ. આ રીતે ખરો મતભેદ જ્યાં પ્રજામાં જ છે, ત્યાં આ પ્રશ્નને ટૂંકામાં પતાવી દેવો અશક્ય છે. જેઓ અંગ્રેજી ભાષાદ્વારના હિમાયતીઓ છે તેઓ નિશ્ચયથી માને છે કે અંગ્રેજી ભાષાનો ઉપયોગ કમી કરવાથી એ ભાષા પરત્વે વિદ્યાર્થીની આવડ ઘટશે; અને આમાંના કેટલાક તો વળી, સરકાર, સામા પક્ષ તરફ જરા પણ વલણ બતાવે છે, તો તેમાં સરકારનો દુષ્ટ આશય છે, અને અંગ્રેજી ભાષાના બહુ શિક્ષણથી પ્રજામાં ઐક્ય ઉત્પન્ન થતું જોવા સરકાર નારાજ છે એમ કલ્પના કરે છે ! આ સામે, માતૃભાષાદ્વારા શિક્ષણ આપવાનુ જેઓ કહે છે તેઓમાંના કેટલાક

---

* ઉપરનું લખાયા પછી આ બાબતમાં સરકારે દંગલ બહાર પાડ્યો છે—જેથી ગામડાંની નિશાળનાં ધોરણોને તે પછીના અભ્યાસ સાથે બંધબેસતાં કરવામાં આવ્યાં છે તે માટે લીધેલા શ્રમ માટે પ્રજા મિ. ઠક્કર તથા મિ સમર્થને આભારી છે. આ સંબંધમાં સરકારની ખુલ્લા મનથી ભૂલ સુધારવાની નીતિ પણ પ્રશંસનીય છે. છતાં પણ તેટલાથી ગામડાંની કેળવણી સંબંધી અત્રે જણાવેલા વિવિધ પ્રશ્નો હજી પતી જતા નથી.

એમ બતાવે છે કે અંગ્રેજી સિવાયના વિષયમા આ રીતે શિક્ષણ આપવાથી એ વિષયો સહેલાઇથી અને વધારે સંગીન રીતે શીખવી શકાશે, તથા એથી કેટલોક વખત અને શક્તિ બચશે તે ખાસ અંગ્રેજી ભાષા શીખવામા વિશેષ વાપરી શકાશે અર્થાત્, માતૃભાષાદ્વારનો પક્ષ લેનાર આ વર્ગ, અંગ્રેજી ભાષા ઉપર વિદ્યાર્થીને કાબુ આવે એ ઇષ્ટ ગણે છે, અને એ ઉદ્દેશ પૂરતા સામા પક્ષ સાથે એકમત થાય છે. પણ આ જ પક્ષનો બીજો એક વર્ગ એવો છે કે અંગ્રેજી ભાષા ઉપર પ્રભુતા મેળવવી એ ( જાપાનનો દાખલો આપીને ) દેશોદ્ધાર માટે અનાવશ્યક ગણે છે, બ કે એ જાતની ઇચ્છા રાખવી એને જ દેશની અધમતાની નિશાની અને સ્વાભિમાનની ખામી માને છે આમ ઉભય પક્ષનુ પ્રચડ યુદ્ધ ચાલી રહ્યુ છે ત્યા ઠડા લોહીના કેટલાક જનો એમ પૂછે છે કે—વિવાદનુ સ્થાન જ કયા છે ? અંગ્રેજી સ્કૂલના નીચના ધોરણોમા તો સર્વત્ર કેવળ માતૃભાષાનુ જ દ્વાર વપરાય છે, અને ઉપલા ધોરણમા પણ વિદ્યાર્થીઓને ઘણા ખરા વિષયની સમજણ પાડવા માટે ઘણીવાર માતૃભાષાની મદદ લેવામા આવે છે જ વળી, સાયન્સ ભૂમિતિ ગણિત વગેરે વિષયમા અમુક અમુક પારિભાષિક શબ્દો નવા ઘડવા પડે છે તે સસ્કૃત હોય છે અને કેટલી વાર તો સસ્કૃત [illegible] અયથાર્થ જ ( બરાબર બધ બેસતો નહિ એવો ) બનાવી લેવો પડે છે,— એવે સ્થળે વિદ્યાર્થીને માતૃભાષાદ્વારા અપાતુ જ્ઞાન કેવી રીતે સરળ પડે, વા યથાર્થ અને યોગ્ય બની શકે એ એક વિચારવા જેવુ છે વળી આ મધળી ચર્ચામા ઉતરતા પહેલા એક બે નિર્ણય પણ કરવા જેવા છે કે અંગ્રેજી ભાષાશિક્ષણમા આપણો ઉદ્દેશ શો હોવો જોઇએ ? અંગ્રેજી સારૂ લખતા વાચતા અને બોલતા આવડે એ કે ગર્ડ બેકન કાર્લાઇલ ગેલિ ટેનિસન વગેરે સાહિત્યનો લાભ મળે એ ? વળી આ લાભને અગે માત્ર એ સાહિત્યના વિચારોનો આપણને પરિચય થાય એટલે બસ ? કે શબ્દ અર્થ અને રસ ત્રણેનો ઉપભોગ લઈ શકીએ એવુ ઉત્કૃષ્ટ જ્ઞાન મેળવવુ જરૂરનુ ? વળી એમ ધારો કે એક વર્ગ માગે છે તે પ્રમાણે આપણે અંગ્રેજી ભાષા ઉપરનો આપણો પ્રેમ આપણે ઘટાડીએ અને એને પરિણામે ‘ જાપાની અંગ્રેજી ’ થી સન્તોષ બર કૃતકૃત્યતા માનીએ તો ઓક્સફર્ડ કેમ્બ્રિજ વગેરે યુનિવર્સિટિ તથા સિવિલ સર્વિસના દ્વાર આપણા ગ્રૅડ્યુએટોને માટે ઉઘાડા રહેશે કે કેમ ? અને એમ થાય તો તેથી દેશને કાઇ હાનિ ખરી કે નહિ ? વળી બ્રિટિશ પ્રજા ઉપર અસર કરવા માટે વર્તમાનપત્રો અને ભાષણો જો જરૂરના હોય તો—ઉંચી જાતની ભાષણની તથા લખાણની શૈલી કેળવવાની આપણા લોકને જરૂર ખરી કે નહિ ? વળી માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાથી અંગ્રેજી શીખવા માટે વિશેષ વખત અને શક્તિ રહેશે એમ જે કહેવામા આવે છે તે વિષે ખાતરી થવા સારૂ હજી પ્રયોગ અને અનુભવની જરૂર નથી ? પ્રો કર્વેની સ્ત્રીઓ માટેની યુનિવર્સિટિમા આ પ્રયોગ થવાનો છે—એ થતા, આ પ્રશ્ન ઉપર કેટલુક અજવાળુ પડશે,* પણ તે પૂરૂ નહિ કારણ કે અંગ્રેજી ઉપર જે પ્રભુતા

---

* પૂના ન્યૂ હાઇસ્કૂલમા માતૃભાષા દ્વારા શિક્ષણનો પ્રયોગ કરી જોયો પણ તે નિષ્ફળ નીવડ્યો એમ ડેક્કન એડ્યુકેશન સોસાઇટિના રિપોર્ટ ઉપરથી જણાય છે—એમ હમણા જ ઇન્ડિયન સોસ્યલ રિફૉર્મર કહે છે આ ખરૂ હશે ? ખરૂ હોય તો ધ્યાનમા રાખવા જેવુ છે

મેળવવાની પુરુષો માટે જરૂર ગણાય છે તે સ્ત્રીઓને માટે નથી ગણાતી, અને તેટલે દરજ્જે એ વિષય એમની યુનિવર્સિટિમાં ગૌણતા ધરાવે તો નવાઈ નહિ. ટૂંકામાં, આ પ્રશ્ન આપણી પરિસ્થિતિનો, આપણા ઉદ્દેશનો, તેમ જ શિક્ષણના ખરા અનુભવનો છે, અને તે સ્વદેશાભિમાનના ખોટા જુસ્સાથી અથવા તો અંગ્રેજી ભાષાના મોહ માત્રથી ધકેલી દેવાનો નથી. આ સાથે એક બીજો પ્રશ્ન રહેલો છે જે તરફ કાર્યવાહકોનું બહુ લક્ષ ગયું જણાતું નથી—તે એ કે ગુજરાતી ભાષા તથા સાહિત્ય કેળવવા માટે આપણી શાળાઓમાં શી યોજના થવી ઘટારત છે? એમ. એ. માં ગુજરાતીને સ્થાન મળ્યું છે, એથી નીચેની કક્ષાના કૉલેજના અભ્યાસક્રમમાં એને સ્થાન આપવામાં અનેક મુશ્કેલીઓ નડે છે. અત્યારે હાઇસ્કૂલમાં ગુજરાતી શીખવાય છે ખરૂં, પરંતુ તેમાં થોડીક ગુજરાતી ચોપડીઓ વચાવવા ઉપરાંત બહુ થતું હોય એમ લાગતું નથી: વિદ્યાર્થી શુદ્ધ અને અસરકારક શૈલી લખી શકે તે માટે સ્કૂલમાં વખતો વખત નિબન્ધો લખાવતા હોય એમ જાણવામાં નથી. 'મને મારી ભાષા માટે માન છે, અને તેથી જોડણી જેટલી નિશ્ચિત છે તેટલી હું બરાબર કરીશ, ભાષા વ્યાકરણ શુદ્ધ લખીશ, અને મારા વિચાર ગમે તેમ કરીને પણ એ ભાષાદ્વારા પ્રકટ કરીશ, આગળ જતાં એ ભાષાદ્વારા મારે મારા સ્વદેશ બન્ધુઓનો જોડે ઘણો વ્યવહાર કરવાનો છે'—ઇત્યાદિ આ વિષયનું ખરૂં દૃષ્ટિબિન્દુ કોઈ પણ શિક્ષક વિદ્યાર્થીને આપે છે? (જ્યારે શિક્ષક અને ઇન્સ્પેક્ટર પણ 'ત્રિરાશિ' જેવો સુનિશ્ચિત જોડણીનો અને એમના હમેશના ઉપયોગનો શબ્દ પણ ખરી જોડણીથી લખી શકે નહિ—ત્યારે વિદ્યાર્થી પાસે શી આશા રાખવી?)

હવે, આ માધ્યમિક શિક્ષણનો એક બીજો પ્રશ્ન એના **સ્વરૂપ** સંબન્ધી છે. આ શિક્ષણ તે કૉલેજના શિક્ષણ સાથે બંધ બેસતું થાય એટલે બસ? કે એમાં એટલા વ્યવહાર ઉપયોગના અને માહિતીના વિષયો આવવા જોઇએ કે જે કૉલેજમાં ન જતાં સંસાર-વ્યવહારમાં પડનાર વિદ્યાર્થી માટે જરૂરના ગણાય? આ પ્રશ્ન ગામડાંની કેળવણીના બેનીના પ્રશ્નના જેવો જ છે. કેટલાક આ માધ્યમિક કેળવણીની સાથે ટેકનિકલ યાને ઔદ્યોગિક શિક્ષણના તત્ત્વો ભેળવવા ઇચ્છે છે: અને તે સાથે એક પ્રશ્ન આવીને ઊભો થાય છે કે આ ઔદ્યોગિક શિક્ષણ કેવી જાતનું જોડવું? અગર તો એ સામાન્ય સ્કૂલથી અલગ અને સ્વતન્ત્ર જ રાખવું એમ ઠીક લાગે તો, માધ્યમિક શિક્ષણનો એની સાથે કેવી તરેહનો સંબન્ધ બાંધવો? આ પ્રશ્ન 'સ્કૂલ ફાઇનલ' અને 'મેટ્રિક્યુલેશન'નો છે: પણ તે સરકાર અને યુનિવર્સિટિ વચ્ચેના યુદ્ધનો પ્રશ્ન મટી એક કેળવણીના પ્રશ્ન તરીકે અત્યારે ચર્ચાવો જોઇએ.

'ટેક્સ્ટ બુક'નો પ્રશ્ન એ પ્રાથમિક અને માધ્યમિક બંને કક્ષાના શિક્ષણનો પ્રશ્ન છે. અત્યારે સરકાર ટેક્સ્ટબુક કમિટિ તેમ જ ડિરેક્ટરના અભિપ્રાયથી કેટલાંક પુસ્તકોને 'ટેક્સ્ટબુક' તરીકે માન્ય કરે છે—પણ એમાંથી અમુક જ પુસ્તક ચલાવવું એવો નિર્બન્ધ હોતો નથી: સરકારી નિશાળમાં ઘણે ભાગે અમુક એક જ પુસ્તક સ્વીકારાય છે × તો પણ

× હમણાં જ પ્રાથમિક કેળવણી સંબંધી સરકારે બહાર પાડેલા ઠરાવમાં આ વિષયમાં હેડમાસ્તરને સરકારે વિશેષ છૂટ આપી છે.

છે, થાય છે, નવાં તત્ત્વો-સાધનો-પદ્ધતિઓ શોધાય છે એ સર્વની પરીક્ષા કરવી—કોઈ પદ્ધતિ ખોટી જણાય તો તે શાસ્ત્રીય અન્વેષણ કરી ઊથલાવી પાડવી, એટલું સામર્થ્ય ન હોય તો એમાં જે સુધારાવધારા કરવા જેવા લાગે તે કરવા, પણ શિક્ષણને સફળ સબળ અને સુન્દર કરવામાં કોઇ પણ તરેહની કચાશ રાખવી ન જોઇએ. આ કાર્ય પ્રાથમિકશાળાના શિક્ષક કરતાં વિશેષભાગે માધ્યમિકશાળાના શિક્ષકોનું છે, અને સરકાર કરતાં વિશેષભાગે આપનું પોતાનું છે. પરંતુ સરકારના અધિકારીઓ તરફથી શાળાના શિક્ષકને સ્વબુદ્ધિથી શિક્ષણ પદ્ધતિ સુધારવાની છૂટ તથા જોઇતું ઉત્તેજન મળવાં જોઇએ. આ માટે ગૂજરાતમાં એક શિક્ષકસમાજની, તેમ જ ન્હાનાં શહેરોમાં શિક્ષકોની મંડળીઓની જરૂર છે. આશા છે કે જે રીતે ગૂજરાત સાહિત્યપરિષદ્‌માંથી—એક શાખાને વિશેષ ફેલાવવાની જરૂર જણાતાં કેળવણી પરિષદ્‌નો વિચાર ઊભો થયો, તેમ આ કેળવણી પરિષદ્‌માંથી શિક્ષકસમાજની જરૂર સમજાવા લાગશે.

(૩) કેળવણીની દ્વિતીયકક્ષા યાને માધ્યમિકશાળા એ કેળવણીના દેહનો (મધ્ય-અવયવભાગ) હોઇ બહુ મહત્ત્વનો છે—જર્મનિની કેળવણીની સર્વોત્તમતા આ જ અંશમાં રહેલી છે—અને તેથી એ ભાગ ઉપર અત્રે વિસ્તારથી ચર્ચા કરવામાં આવી. હવે શિક્ષણની તૃતીય કક્ષા યાને કૉલેજોમાં અપાતી ઊચ્ચ કેળવણીનો પ્રશ્ન લઇએ. એના સ્વરૂપમાં હાલમાં જ કેટલોક ફેરફાર થયો છે એનો અનુભવ લીધા વિના ફરી ફેરફાર કરવો ઇષ્ટ નથી. વળી એના સ્વરૂપનો નિર્ણય સરકારના અને પ્રજાના વિદ્વાનો એકઠા મળીને કરે છે, એટલે એ પરત્વે નીચલી કક્ષાઓ જેટલો પ્રજામાં અસન્તોષ જોવામાં આવતો નથી. ગૂજરાતી વગેરે વર્તમાન માતૃભાષાઓના અભ્યાસ માટે કૉલેજોમાં કાંઈ કરવુ જોઇએ કે કેમ એ આ તૃતીય કક્ષાના શિક્ષણ સંબન્ધી એક પ્રશ્ન છે, પણ એ બાબતમાં અનેક મુસ્કેલીઓ છે. ગૂજરાતી ભાષા દાખલ કરવા સામે પારસીઓનો હમેશનો વિરોધ છે. પણ તે ઉપરાંતબીજું, હાલ મનુષ્યને જાણવાના વિષયો એટલા બધા છે કે સ્વાભાવિક રીતે કૉલેજોનું શિક્ષણ વિદ્યાર્થી ઉપર ભારથી ભરપૂર છે, એમાં ઊમેરો કરતાં વિચાર પડે છે. ગૂજરાતી તો ખાનગી રીતે પણ શીખી શકાય, પણ કઠણ વિષયો જે અત્યારે શીખવાની અગત્ય આપણે કબૂલ કરીએ છીએ એ કૉલેજ બહાર શીખી શકાય નહિ. આ પ્રશ્નમાં અત્યારે બની શકે તે એટલું જ છે કે પૂર્વે દ્વિતીય કક્ષાના અવલોકનમાં કહેવામાં આવ્યું તેમ ગૂજરાતીનું શિક્ષણ શાળાઓમાં સુધારવું, અને તે ઉપર, ખાનગી રીતે કૉલેજના વિદ્યાર્થીઓમાં અભ્યાસની ક્લબો યા સોસાયટીઓ સ્થાપીને તથા (ગૂજરાતી સાહિત્યપરિષદ્ ભંડોળ કમિટિએ કરી છે તેવી) પરીક્ષાની અને ઉત્તેજનની યોજના રચીને, વિશેષ ચણતર ચણવું આમ હોવાથી કેળવણીપરિષદ્ આ કક્ષાનો એક જ પ્રશ્ન—વિશેષ કૉલેજોની જરૂર—લેવાનો ઇરાદો રાખે છે તે યોગ્ય છે. હવે આ પ્રશ્નને અંગે પરિષદે બે ત્રણ બાબતોની ચર્ચા કરવી પડશે. કૉલેજોની જરૂર નિર્વિવાદ છે, એટલે એકદમ આ દ્રવ્યરૂપી સાધનનો જ પ્રશ્ન થઈ રહે છે. એ સાધન કોણે પૂરૂં પાડવું? સર ફીરોજશાહનો એવો મત હતો કે ઉચ્ચ શિક્ષણની જવાબદારી હમેશાં સરકાર ઉપર જ રહેવી જોઇએ. અન્ય કેટલાક જનો પ્રાથમિક શિક્ષણ પરત્વે સરકારનું વિશેષ

કર્તવ્ય માને છે, અને એ ઉપર જ વિશેષ ખર્ચ કરે છે. ઉભયમાં પહોંચી શકે એટલી અત્યારે સરકારી તીજોરીની સ્થિતિ જણાતી નથી. અને સરકાર આગળ પોતાના હક્કનો ઉદ્‌ઘોષ કરીને બેસી રહેવું એટલું જ પ્રજાનું કામ નથી : પ્રજાએ પોતે આ દિશામાં યત્ન કરી કેટલુંક દ્રવ્ય મેળવવું જોઇએ. જૂની ધર્મદાયની સંસ્થાઓના માલિકોની અને કાર્યવાહકોની આ નવી જાતના ધર્મદાય તરફ વૃત્તિ ઉત્પન્ન કરવી જોઇએ. વળી આ સંબન્ધમાં એક બીજી વસ્તુ પણ ધ્યાનમાં રાખવાની છે કે સેકન્ડગ્રેડ કૉલેજ કાઢવાથી પણ બસ થવાનું નથી. થોડા જ વખતમાં એ જાતની કૉલેજોમાંથી પુષ્કળ વિદ્યાર્થીઓ આગળ નીકળશે અને તે સર્વને સમાવવા માટે બી.એ.ના વર્ગો પણ વધવા જોઇએ. આ મુસ્કેલી દૂર ભવિષ્યની નથી, લગભગ વર્તમાન છે તેથી અત્યારે કેળવણીપરિષદે એ પ્રશ્નના ઊંડાણમાં ઊતરી વિચારવું પડશે કે આર્ટસ્ કૉલેજથી જ આપણી મુશ્કેલીનો ખુલાસો થશે કે ખેતી વ્યાપાર વગેરે બીજી દિશાની નવી કૉલેજો ઉઘાડવા તરફ હવે આપણે વળવું જોઇએ. તે સાથે ઉપર સૂચવવામાં આવ્યું તેમ અત્યારે હાઇસ્કૂલોને, આર્ટસ્ કૉલેજની દાસીને સ્થાનેથી ઊપાડીને, વિવિધ પ્રકારના શિક્ષણથી ભરપૂર કરી, કૉલેજની હરીફાઈ કરી શકે એવે સ્થાને મૂકવી ઇષ્ટ છે કે કેમ એ પણ વિચારવું જોઇશે. બેશક, આ કાર્ય માટે પણ દ્રવ્યની જરૂર પડશે, અને એ દ્રવ્ય સરકાર ક્યાંથી લાવશે ?—એનો ઉત્તર કે એ દ્રવ્ય સરકાર પોતે અને પ્રજા મળીને પૂરૂ પાડશે : બનશે ત્યારે પૂરૂ પાડશે, પણ જ્યારે એ અનુકૂળતા પ્રાપ્ત થવાનો વખત આવે ત્યારે પ્રજામતે એક નિર્ણય કરી તૈયાર થઈ રહેવું જોઇએ કે એ અનુકૂળતાનો ઉપયોગ આર્ટસ્ કૉલેજ વધારવામાં જ કરવો ઇષ્ટ છે કે નવી અને નવી જાતની હાઇસ્કૂલો વધારવામાં કરવો ઠીક છે ? એ હાઇસ્કૂલોના વહીવટ ઉપર સત્તાનો પ્રશ્ન આગળ જતાં આવશે, પણ પ્રજામત એનો નીવેડો કરાવ્યા વિના નહિ રહે. વળી આરંભમાં વિવિધ વિષયના અધિક ઉચ્ચ શિક્ષણ સાથે એ હાઇસ્કૂલોને કેવી રીતે સાંકળવી એ પણ વિચારવું પડશે, જેથી ગામડાંનાં ધોરણોને ઉપલાં ધોરણોથી વિખૂટાં પાડવાથી જે મુસ્કેલી ઉત્પન્ન થઈ હતી તેવી આમાં થવા ન પામે.

હવે છેલ્લો, પણ સહુ જેટલો જ બલ્કે સહુથી મ્હોટો પ્રશ્ન **સ્ત્રીકેળવણીનો** વિચારવાનો રહે છે. આ સંબન્ધમાં મારા વિચાર મેં અનેકવાર દર્શાવ્યા છે, અને હમણાં જ સ્ત્રીઓ માટેની ( પ્રો. કર્વેની ) યુનિવ્હર્સિટિ વિષે પણ મેં લખ્યું છે, એટલે અત્રે એ સંબન્ધી અધિક પિષ્ટપેષણ કરવું યોગ્ય નથી પણ એટલું કહું છું કે—કેળવણીપરિષદે આ સંબન્ધી પોતાનો મત સ્પષ્ટ કરવો જોઇએ. સ્ત્રીકેળવણી સંબન્ધી પ્રજાના શા વિચારો છે, એને અંગે એ શું માગે છે એ સરકારના જાણવામાં આવવું જોઇએ. સ્ત્રીઓ પોતે પણ હાલમાં આ પ્રશ્નમાં બહુ રસ લે છે એટલે આ સંબન્ધી ચર્ચા કૃત્રિમ ન થતાં ખરો પ્રજામત દર્શાવવામાં ઉપયોગી નીવડશે. મારૂં પોતાનું તો એવું માનવું છે કે પ્રાચીન સરણિ અને નવીન સરણિ બેની વચમાંની ખરી સ્ત્રીકેળવણીની ભાવના કર્વેની યુનિવ્હર્સિટિની યોજનામાં રજુ થઈ, અને એ યુનિવર્સિટિ સાથે ગૂજરાતની સ્ત્રીકેળવણીની સંસ્થાઓએ જોડાવું સારૂં છે, અગર

પુરોહિતે સૂચના કરી 'પત્નીઓ, ધરો ત્હમારા સ્નેહપાત્રો અને પતિઓ રેડો ત્હેમાં સ્નેહ ' પત્નીઓએ કોડીયાં કાઢ્યાં અને પતિઓએ ત્હેમાં તેલ રેડ્યું" ( ? પૂર્ણ )—

"મ્હને કોઇ કહેતું હતું કે 'સ્નેહ' શબ્દના બે અર્થ થાય છે, એક તો 'સ્નેહ' એટલે 'પ્રેમ' અને બીજો 'સ્નેહ' એટલે 'તેલ ' એ ખરૂં છે ને ?" રતિએ પૂછ્યું

"તું પાછી વચ્ચે બોલી. સ્ત્રીઓ જીભ ઉપર કાબુ રાખી શકે જ નહિ ત્હારૂં કહેવું ખરૂં છે 'સ્નેહ' ના ત્હેં કહ્યા તેવા બે અર્થ થાય છે પરન્તુ તું હવે વચ્ચે બોલીશ નહિ હું ત્હને બધું પછી સમજાવીશ "

રતિએ બિચારીએ ફરીથી વાણી ઉપર સંયમ રાખવાનું તપ આદર્યું

મન્મથે પાછી શરૂઆત કરી ' પુરોહિતે પાછો ટહૂકો કર્યો ' રૂ લઈ બધા દીવેટો તૈયાર કરો પ્રત્યેક પતિએ અને પત્નીએ પોતપોતાની દીવેટ તૈયાર કરી સ્નેહપાત્રમાં બન્ને દીવેટો સાથે સાથે મૂકી ત્હેમને સ્નેહભીની કરી પછી પચ્છા પુરોહિતજી બોલ્યા 'ચાલો હવે પ્રકટાવો ત્હમારા પ્રેમપ્રદીપો અને ત્હમારી યુક્તિપ્રયુક્તિથી રાખો ત્હેમને અખંડ સર્વે પતિઓએ દીવાસળી—પ્રેમાગ્નિને અંતર્હિત રાખનાર દીવાસળી—લઈ દીવો પ્રકટાવવા માંડ્યો હવે હકિકત એ હતી કે કાઇના સ્નેહપાત્રો—કોડીયાં—જ સ્વચ્છ અને અશુદ્ધ હતા કોઇનો સ્નેહ જ અન્ય પદાર્થથી મિશ્રિત હતો કોઇને દીવેટો જ બનાવતા ન્હોતી આવડતી કોઇની દીવાસળીઓ જ હવાઈ ગયેલી હતી પરિણામે જેમની જેમની સામગ્રીમાં ન્યૂનતા હતી તેમના પ્રદીપો તો ક્રમે કર્યા પ્રકટ્યા જ નહિ કોઇક પત્ની બિચારી માથાકૂટ કરે કોઇક પતિ બિચારો માથાકૂટ કરે બધાના દેખતાં દીવો પ્રકટશે નહિ તો આબરૂ જશે એમ મનમાં મૂઝાય પરન્તુ જ્યાં સામગ્રી જ પૂરતી નહિ ત્યાં દીવો પ્રકટે જ કેમ ? કેટલાકના દીવાઓ સ્હેજ સળગે, પરન્તુ ચરચર થઇને પાછા તરત હોલાઈ જાય કારણ કે સામગ્રી તો હતી પણ શુદ્ધ ન્હોતી શુદ્ધ સામગ્રી વગર દીવાઓ બરાબર કેવી રીતે પ્રકટે ? કેટલાકના દીવાઓ પ્રકટ્યા તો ખરા, પરન્તુ કાઇમાં પતિ તરફથી ને કાઇમાં પત્ની તરફથી પવનના ઝપાટા આવ્યા અને તે વખતે સાવધ રહેતાં ન આવડવાથી પ્રકટેલા દીવા પાછા હોલાઇ ગયા કેટલાક તો દીવા પ્રકટ્યા એટલે એમની મેળે જ જાણે કેમ અખંડ રહેવાના હોય તેમ બેદરકાર બન્યા અને પરિણામે સકોર્યા કર્યા વગર દીવાઓ રમવા ગયા આમ ધીમે ધીમે થવા લાગ્યું માત્ર કેટલાક યુગલો પોતાના પ્રદીપો અખંડ રાખી શક્યા ત્હેમના સ્નેહ પાત્રો, સ્નેહ, દીવેટ વગેરે શુદ્ધ અને પૂરતું હતું એટલું જ નહિ, પરન્તુ તેઓ સંપૂર્ણ સાવધતાથી દીવાને અખંડ રાખવા માટે કાળજીથી કાંઈ કાંઈ યુક્તિપ્રયુક્તિ કરતા હતા તેઓ એવી ખોટી ભ્રાન્તિનો ભોગ ન્હોતા બન્યા કે દીવો એક વાર પ્રકટ્યો એટલે અખંડ જ રહે જેઓ સમજતા હતા કે દીવાને અખંડ રાખવો હોય તો બન્ને જણાએ ઘણી ઘણી સભાળ લેવી પડશે, વારાફરતી દીવેટ સંકોરવી પડશે પવનના ઝપાટાઓથી જ્યોતને સાચવવી પડશે અને એમ ક્ષણે ક્ષણે કાળજી રાખવાથી જ દીવો અખંડ રહી શકશે તેવા

કસાવાળાં યુગલોના પ્રદીપો અખંડ રહ્યા. બધાંએ તેવાં યુગલોને અભિનન્દન આપ્યું. જેઓની સામગ્રી પૂરતી અને શુદ્ધ હતી પરન્તુ અનાવડથી અથવા તો બેદરકારીથી જેમના દીવા બુઝાઈ ગયા હતા ત્હેમણે અખંડ રહેલા દીવાઓવડે પોતાના દીવાઓ પાછા પ્રકટાવવા માંડયા.

... ... ... ... ... ...

(રતિ):—" એક શંકા થાય છે. કેટલીક કવિતાઓમાં અને કથાઓમાં આપણે એવું વાંચીએ છિએ કે 'સાચો પ્રેમ હોલાય નહિ અને જે પ્રેમ હોલાય તે સાચો નહિ.' હવે તમ્હારા સ્વપ્નની સાથે આ બંધ બેસતું કેમ થઈ શકે ?"

સમજાવવાની પોતાને તક મળી તેથી મન્મથ આનન્દ પામતો બોલ્યો: " રતિ ત્હારી શંકા તો સરસ છે. કવિઓની સૃષ્ટિ કાલ્પનિક છે, અને આપણે બધાં રહીએ છિએ વાસ્તવિક સૃષ્ટિમાં. કાલ્પનિક સૃષ્ટિના સિદ્ધાન્તોનો પ્રયોગ તેથી જુદી જ જાતની વાસ્તવિક સૃષ્ટિમાં એમને એમ કરવા ઇચ્છનારને 'મૂર્ખ' વગર બીજુ કયું વિશેષણ આપવું ? કવિઓ તો શુદ્ધ ભાવનાઓ આલેખે છે, ત્હેમનો જીવનમાં પ્રયોગ કરતાં દેશકાલનો વિચાર બેશક કરવો જ જોઇએ. ઘણાં યુવકયુવતીઓ કે જેઓના મન ઉપર જો શાણા અને વ્યાવહારિક સંસ્કારો પાડવામાં આવ્યા હોત તો સુખી દમ્પતિજીવન ગાળવા ભાગ્યશાળી થાત, તેઓ બીચારાં કવિઓની કલ્પના પ્રમાણે જીંદગીમાં આશા રાખવાથી નિરાશ નિરાશ થઈ જાય છે.

"વ્હાલ કે વ્યવસ્થા ?"—એ નામની બીજી પ્રેમ કથાનો વિષય એના નામથી જ સંપૂર્ણ રીતે સૂચવાય છે. માર્કંડરાય નામે એક વકીલ છે, એમને મંજુલા નામે પુત્રી છે. પુત્રીને નવા સમયને અનુસરીને નિશાળે મોકલે છે " છોકરી સુખમાં ને સુખમાં ઉછરે એટલું જ તે જોતાં, અને ન્હોતાં ત્હેની વિદ્યાભ્યાની કેળવણી ઉપર ધ્યાન આપતાં, કે ન્હોતાં ત્હેની ઘરકામની કેળવણી તરફ લક્ષ આપતાં." એ ઉપર વાર્તાકાર કહે છે કે:

હિન્દુ સંસારમાં આવાં માબાપો અનેક હોય છે, અને કમનસીબે ત્હેમની બેદરકારીના પરિણામોનો આરોપ અન્યાયી રીતે બિચારા "સુધારા" ઉપર મૂકવામાં આવે છે. ટૂંકી નજરનાં માબાપો પોતાની પુત્રીઓ શાળામાં મોકલવામાં પોતાની ફરજ પૂરી થઈ માને, ઘેર ત્હેમને વ્યવહારોપયોગી શિક્ષણ આપે નહિ, લોકોની સાથે સારી રીતભાતથી કેમ વર્તવું તે ત્હેમને શીખવે નહિ, અને પછી છોકરીઓ અર્ધદગ્ધ,અવ્યાવહારિક અને અવિવેકી થાય ત્યારે "સુધારા" ને ગાળો દે ને જમાનો બગડી ગયો છે એમ બૂમો પાડે. ગરીબ બીચારો "સંસાર સુધારો."

મંજુલા નવલકથાઓ વાંચતી નાટકો જોતી સુખમાં ને સુખમાં જીવનની જવાબદારી સમજ્યા વગર જ ઉછરી. યુવાવસ્થાએ આવતાં, એને નિશાળના શિક્ષણમાંથી રસ ઘટતો ગયો, અને સુખ ભોગવવાની અભિલાષો વાળા 'મીઠા મનોરાજ્યમાં મ્હાલવા મંડી.' મંજુલાને પંદર વર્ષ થયાં એટલે સ્વાભાવિક રીતે માબાપે વરની શોધ કરવા માંડી અને એક ગ્રૅજ્યુએટ વર શોધી શોધી કાઢયો. એ તુરત પરણવાને નાખુશ હતો, પણ એના મામાની ઇચ્છાને વશ થઇને એ પરણ્યો તો ખરો. એને ફેલોશિપ મળી હતી. અને તેથી

આગળ અભ્યાસ કરવા પાછો મુંબાઈ જવા તૈયાર થયો ત્યારે એના મામાએ નવોઢા સાથે લઈ જવા કહ્યું. તેના ઉત્તરમાં મધુકરે માનથી પણ દૃઢતાથી ઉત્તર આપ્યો:—

મામા, તમ્હેં કહો છો તે પ્રમાણે મ્હને પૈસા સંબન્ધી હરકત નડે તેમ નથી એ વાત ખરી છે, પરન્તુ મ્હારો એવો મજબૂત મત છે કે સ્ત્રી સંસારમાં પ્રવેશ કરે તે સમયે તેને ઓછામાં ઓછાં સોળ વર્ષ તો પૂરાં થયેલાં હોવાં જ જોઇએ.

મધુકર એકલો મુંબાઈ ગયો. ત્યાં મંજુલાએ, “ તમ્હારા સહવાસ માટે તલસતી તમ્હારી મંજુલા ” એ સહી વાળો એક પત્ર લખ્યો. એ પત્ર, ભૂમિતિ કરતાં પણ વિશેષ ચોક્કસ નીતિવાળા આ ગ્રેજ્યુએટ પતિએ, એના સસરાને મોકલી દીધો. અને “ અમ્હારો સંસારપ્રવેશ થતાં પ્હેલાં અમ્હેં બન્ને પત્રવ્યવહારની નિર્દોષ છૂટ લઇએ તો આપને કાંઈ બાધ નહિ હોય એવી હું આશા રાખુ છુ ”—એમ પત્રવ્યવહારની છૂટ માટે અરજી કરી. અરજીના જવાબમાં માર્કંડરાયે પરવાનગી આપી અને પતિ–પત્ની વચ્ચે પત્રવ્યવહાર ચાલ્યો. પ્રથમ પત્રનો ઉત્તર લખતા પહેલાં માર્કંડરાયની રજા મંગાવી પોતાને ઉચિત લાગી ઇત્યાદિ ઉત્તરના વિલંબનું કારણ જણાવ્યું તથા “ સંસારપ્રવેશ પૂર્વે પતિપત્ની એકાન્તમાં મળે એના ભય સ્પષ્ટ છે.” ઇત્યાદિ બોધવચન લખ્યાં. તે પછી મંજુલાના ગૃહસ્થાશ્રમનો પ્રારંભ થાય છે. એ પ્રારંભસમયની મંજુલાની માનસિક સ્થિતિ વાર્તાકાર બહુ નિખાલસપણે વર્ણવે છે. (એ વર્ણન અત્રે ઉતારવાની જરૂર નથી. વાચકે જાતે વાંચી લેવું ઠીક છે. ) પછી નવવર અને નવવધૂ મુંબાઈ જાય છે. ત્યાં ઘરકામની કેળવણીથી વિમુખ રહેલી મંજુલા ગૃહિણી તરીકેનાં પોતાનાં મુખ્ય કર્તવ્ય કરવામાં અસમર્થ નીવડે છે. પતિએ કૉલેજમાં જેમ અન્ય વિષયોનાં પુસ્તકો વાંચ્યાં હતાં તેમ “ Art of making a home ” નાં પુસ્તક પણ વાંચ્યાં હતાં, અને તેથી બંધાએલી એની સિદ્ધાન્તી પ્રકૃતિ રા. ચન્દ્રશંકર નીચે પ્રમાણે વર્ણવે છેઃ—

“ જેવી ધર્મબુદ્ધિથી અને જેવી કાર્યદક્ષતાથી તે વિચારના ઉચ્ચ પ્રદેશોમાં વિહરતો તેવી જ ધર્મબુદ્ધિથી અને તેવી જ કાર્યદક્ષતાથી ગૃહજીવનની ઝીણી ઝીણી બાબતોમાં પણ સામેલગીરી લેવામાં પણ જેને “ Art of making a home ” અર્થાત્ ‘ ગૃહજીવનની કેટલાકના દીવાઓ પ્રકટયા ... ય રસ પડતો. ગૃહજીવનના સંબન્ધમાં તેણે ઘણાં પુસ્તકો પવનના ઝપાટા આવ્યા અને તે વખત જીવનની ઉંચી ભાવનાઓએ ત્હેના મગજમાં વાસ કર્યો ગયા. કેટલાંક તો દીવા પ્રકટયા એટલે તેમ બેદરકાર બન્યાં 'અને પરિણામે સંકોર્યા પુરુષ સમાન લાગે છે, તેમ સુઘડ સરસામાન ધીમે થવા લાગ્યું. માત્ર કેટલાંક ઝુમખો પોતાના પ્રદેશ ણાં કુટુમ્બોમાં કંકાસો થતા હોવા પાત્ર, સ્નેહ, દીવેટ વગેરે શુદ્ધ અને પૂરતુ હતું એટલું જ ને તેટલે અંશે તે સમવડ અને ઘતાથી દીવાને અખંડ રાખવા માટે કાળજીથી કાંઈ કાંઈ યુ પોતાનું શુદ્ધ સ્નેહનું તેમ જ એવી ખોટી ભ્રાન્તિનો ભોગ ન્હોતાં બન્યાં કે દીવો એક પોતાના ગૃહજીવનમાં વ્હાલની રહે. જેઓ સમજતાં હતાં કે દીવાને અખંડ રાખવો હોય તો. ‘ એકલી વ્યવસ્થા તો સંભાળ લેવી પડશે, વારાફરતી દીવેટ સંકોરવી પડશે, પવનના સાથે તો ‘ હોમ ’ માં— પવી પડશે, અને એમ ક્ષણે ક્ષણે કાળજી રાખવાથી જ દીવે

આ દૃષ્ટિએ મધુકરને નિરાશ થવાના પ્રસંગો બને છે. મંજુલાને પણ નવો અનુભવ થાય છે.

" ક્યાં હેના દંપતિસુખના મીઠા મનોરથો અને ક્યાં આ ઘરકામની નીરસ માથાકૂટ ! પ્હેલી વાર હેની આંખ ઉઘડી પ્હેલી વાર હેને દંપતિજીવનની શુષ્ક બાજુનું ભાન થયું. તે તો બીચારી ધારતી હતી કે બે જણાં સાથે બેશીને મીઠી મીઠી વાતો કરીશું, બે જણાં સાથે સારાં સારાં કાવ્યો અને સારી સારી નવલકથાઓ વાંચીશું, બે જણાં સાથે નાટકો ને સીનેમેટોગ્રાફ જોવા જઇશું, બે જણાં સાથે સભાઓમાં જઇશું, બે જણાં સાથે દરિયા ઉપર ફરવા જઇશું અને બે જણાં સાથે એવી એવી જીવનની મજાઓ ભોગવીશું. દંપતિ જીવનને અંગે જેમ લલિત સુખો ભોગવવાનાં છે તેમ ગભીર ધર્મો પણ બજાવવાના છે હેનું ભાન એને બીચારીને જોઇએ તેવું ન્હોતું.'

બંનેનુ ગૃહજીવન ખારૂં થાય છે. પણ એટલામાં પરમેશ્વરે પ્રેરેલા દેવદૂત સમાન ' મંજુલાને મંદવાડ આવે છે. એમાં મધુકર એની અત્યન્ત પ્રેમથી સારવાર કરે છે. મંજુલાને મધુકરનો પ્રેમ સમજાય છે. એ સાજી થાય છે એટલે ઘરકામમાં જીવ નાંખે છે, આડોશી પાડોશી પાસેથી એ કલા શીખે છે—એક દીવાળીને દિવસે ઘર સ્વચ્છ અને સુશોભિત કરી, સારી સારી વાનીઓ રાંધી, રંગોળી પૂરી, ધૂપ સળગાવી, મધુકરને બેસાડી જમાડે છે. મધુકરે અત્યન્ત પ્રસન્ન થઈ કહ્યું.—

" મંજુલા મ્હારાં અન્તઃકરણપૂર્વક અભિનન્દન. " " જે ખડ મંજુલાને હમેશાં સમરાંગણ જેવો લાગતો તે આજે સ્વર્ગ સમાન લાગ્યો. મધુકરે પૂછ્યું: " મંજુલા, આ તે વ્હાલ કે વ્યવસ્થા ? " ઉત્તર મળ્યો: " વ્હાલા, વ્હાલ ને વ્યવસ્થા બન્ને. "

બંને વાત રા. ચન્દ્રશંકરે સ્પષ્ટ બોધના હેતુથી પણ રસિકતાથી કલ્પી છે અને તે જ પ્રમાણે કહી છે. બંનેનાં સ્ત્રીપાત્રોમાં ' મનુષ્યતા ' ( ' human element ' )છે; બંનેમા પતિઓ પત્ની પ્રત્યે શિક્ષકધર્મ બજાવે છે. તેમાં પહેલીના પતિપાત્રનું સ્વરૂપ પત્નીપાત્રથી વિરુદ્ધ ગુણવાળું કલ્પ્યુ છે પણ તેમાં કૃત્રિમતા જણાતી નથી. બીજાના પતિપાત્રમાં human element નથી હોય તો. એ પત્ર-અણધારી રીતે અંગ્રેજીમાં જેને ' prig ' કહે છે એ છે. રા. ચન્દ્રશંકર, અંગ્રેજી કેળવણી પામેલામાંથી ગુણદોષભર્યું મનુષ્ય રુધિર સૂકાઈ જાય છે એમ તો સૂચવવા નહિ ઇચ્છતા હોય ?

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

# પ્રાસંગિક નોંધ

'કરણઘેલા'ના કર્તા રા. રા. 'નન્દશંકર માસ્તર'નું નામ ગૂજરાતમાં, ઘરડાંથી બાળકો પર્યન્ત, સહુને જાણીતું છે. એમના જ્યેષ્ઠ પુત્ર રા. રા. માર્કંડ જેમને માજુભાઇ એવા કૌટુમ્બિક નામે આપણામાંના ઘણા ઓળખતા હતા—તેમણે હમણાં થોડાક દિવસ ઉપર પૂણામાં દેહ છોડયો. આ બનાવથી એમના મિત્રોમાં, તેમ જ ગૂજરાતના સાહિત્યસેવક મંડળમાં દિલગીરી થઇ છે. મર્હૂમ સ્વભાવે બહુ આનન્દી, બુદ્ધિએ ચતુર, અને એકંદર બોલવા ચાલવામાં સંપૂર્ણ ગૃહસ્થાઇના ગુણથી શોભતા હતા. જમાનો ઝડપથી દોડતો જાય છે, અને વર્તમાનકાળના યુવકોને પૂર્વ કાળના યુવકોનાં જ્ઞાન, ચારિત્ર, અને બુદ્ધિ તથા હૃદયના સંસ્કારોની ઓછી માહિતી હોય એ સ્વાભાવિક છે. રા. માજુભાઈ એમના સમયના એક બુદ્ધિમાન વિદ્યાર્થી હતાઃ એમણે મુબાઈ યુનિવર્સિટિના હરીફાઇના નિબંધો લખી ઘણાં ઇનામ મેળવ્યાં હતાં, અને અત્યારે પણ એમની જોડે વાત કરનારને એમની શાન્ત સુજનતાની પાછળ એમની વિનોદી બુદ્ધિની ચમક દેખાયા વગર રહેતી નહોતી. દેહ જો એમને આડે આવ્યો ન હોત, અને ઘરના સુખી જનોમાં કેટલીક વાર ધનની અણધારી ઉપેક્ષા રહે છે તે જો એમનામાં ન હોત, તો—એ સાહિત્યને અધિક સેવા કરત, અને એમના ધન્ધામાં (વકીલાતમાં) પણ બહુ આગળ આવ્યા હોત.

માર્કંડ નન્દશંકરનો સ્વર્ગવાસ.

એમનું જીવન જોઈ બ્રાઉનિંગની પંક્તિઓ યાદ આવ્યા વગર રહેતી નથી કેઃ—

"Not on the vulgar mass
Called "work" must sentence pass
Things done, that took the eye and had the price;
. .... ........
But all the world's coarse thumb
And finger failed to plumb,
So passed in making up the main account;
All instincts immature,
All purposes unsure,
That weighed not as his work, yet swelled the man's amount."

ખરેખર, આ દુનીઆ અપૂર્ણ છેઃ અનેક બીજને અંકુર ફૂટતાં પહેલાં, અનેક અંકુરો છોડ ઊગતાં પહેલાં, અનેક છોડ વૃક્ષરૂપે જામતા પહેલાં, વૃક્ષ ફૂલ, અને ફૂલ ફળ આવતા પહેલાં—નાશ પામી જાય છેઃ અન્તર્ યોજનાઓ બાહ્ય સામગ્રીને અભાવે અન્તર્માં ને અન્તર્માં વિરમી જાય છે—જગત્ જેને જાણવા જ પામતું નથી.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

# કવિ નર્મદાશંકરની સાહિત્યસેવા.

( અનુસન્ધાન પૃ૯ ૪૦૩ થી. )

પાશ્ચાત્ય ધર્મવિચારોમાં પ્રવૃત્તિને પ્રાધાન્ય આપ્યુ છે ત્યારે આપણા જુના વેદોક્ત સનાતન ધર્મવિચારોમાં નિવૃત્તિનું પ્રાધાન્ય સ્વીકાર્યું છે. એ નિવૃત્તિ વિચારો શક્તિહીન-જડ નથી, રે અધિક બળવત્તર છે; પરંતુ તેમાંનું સત્ત્વ મલિન થવાથી ત્યાગવૃત્તિ ઓછી થતી જાય છે, અને તેને લીધે જ હિંદુ પ્રજા નિર્બળ થતી જાય છે. બાકી સત્ત્વ તથા ત્યાગમાં તો અબાધિત બળ રહેલુંજ છે. શ્રીમદ્ભગવદ્ગીતામા શ્રીકૃષ્ણોક્તિ છે કે **"अश्वत्थमेनं सुविरूढमूलमसंगशस्त्रेण दृढेन छित्वा"**-સંસાર જેનાં મૂળ બહુ ફેલાવલાં છે તેને દઢ અસંગ રૂપી શસ્ત્રે છેદવોઃ અર્થાત્ ત્યાગવૃત્તિ જ શ્રેષ્ઠ-બળવત્તર છે. આમ વેદધર્મનું તત્ત્વ સત્ત્વ છે, અને પાશ્ચાત્ય પ્રજાના કેવળ પ્રવૃત્તિપ્રધાન ધર્મનુ તત્ત્વ રજસ્-તમસ્ છે. અહંભાવનાયુક્ત પ્રવૃત્તિજ અનેક પછાડા ખાધાથી અંતે તો સાત્વિક ભાવનાનોજ જન્મ થાય છે; તોપણ ઐહિક વિષયસુખની લાલસાઓ મનુષ્યોનાં હૃદયમાં એવી બળવાન સત્તા ચલાવે છે કે ઘડી ઘડીમાં તે ખાધેલી ઠોકરો ભૂલી જઈ તેમાં ને તેમાજ રચ્યાપચ્યા રહેવામાં સુખ માને છે. વળી પારલૌકિક સુખ જે અપ્રત્યક્ષ છે તે રજસ્તમોયુક્ત બુદ્ધિથી પર હોવાથી પાશ્ચાત્ય ધર્મવિચારોમાં તેને સ્થાન મળ્યું નથી, અને મળ્યુ છે તે પણ ગૌણજ. એથી ઉલટું, સાત્વિક બુદ્ધિવાળા મહાન આર્ય ઋષિમુનિઓના અપ્રત્યક્ષ પારલૌકિક સુખપ્રાપ્તિ માટેના તત્ત્વચિંતનથી સૂક્ષ્મ થએલી તેમની બુદ્ધિને આ લોકનું સુખ તુચ્છ ભાસ્યું છે; તેથી જ વેદોક્ત સનાતન ધર્મવિચારોમાં તેનું સ્થાન ગૌણ છે. તોપણ એ સુખ તેમને માટે અપ્રાપ્ય કે દુષ્પ્રાપ્ય છે એમ નથી, પરંતુ એથી ઉલટુ અપ્રત્યક્ષનું ચિંતન કરતાં સૂક્ષ્મ થએલી બુદ્ધિશક્તિને તે ઘણું જ સુલભ છે; રે, વિના આયાસે કે અલ્પાયાસે પ્રાપ્ત થાય છે. માટે પ્રાચીન આર્યધર્મમાં તો સુધારકોના નવીન વિચારને સ્થાન નથી જ.

સ્વધર્મથી અજ્ઞાન એવા હતભાગી જનો, ઉપરથી ઉજ્જ્વળ ભાસતા અન્ય ધર્મમાં પતંગીઆંની માફક ઝંપલાઈ પડે તો તેમાં આશ્ચર્ય જેવું કંઈ જ નથી; અને એમ થાય તે ઉપરથી પોતાનાં ધર્મતત્ત્વોની હીનતા અને અન્ય ધર્મનાં તત્ત્વોની શ્રેષ્ઠતા સિદ્ધ થએલી માનવાની મૂર્ખાઈ કરે એ પણ સ્વાભાવિક છે. આમ સુધારો ઉછળતા પાશ્ચાત્ય વિચારોમાં પોતાનું સર્વ પુરાણું તજી દઈને પુરાણાં તત્ત્વોથી બંધાયલા અને તેમાંથી જ પોષણ મેળવી શકે એવી સ્થિતિવાળા પોતાના મગજમાં કેવળ નવીન વિચારોને સ્થાન આપી **'अतो भ्रष्ट ततो भ्रष्ट'** જેવી દશાને વહેલા મોડા પામે છે. કેટલાક રહસ્ય સમજ્યા વગરના કહેવાતા સુધારકોની અંતરિચ્છા એટલે સુધી હોય છે કે આ જંગલી દેશમાં જન્મ પામ્યા કરતાં ઇગ્લાંડ જેવા સુધરેલા દેશમાં જન્મ પામ્યા હોત તો સારૂં! નવા વિચારોમાં રહેલું સ્વાતંત્ર્ય એમને મન સ્વચ્છંદી વર્તન થઈ પડે છે, અને માતાપિતાની આજ્ઞાને આધીન થવું એ પણ તેમને ત્રાસરૂપ થઈ પડે છે. પોતાના મનથી માની લીધેલી મોટાઈ મેળવવા અનેક રીતે

# પ્રાસંગિક નોંધ

'કરણઘેલા'ના કર્તા રા. રા. 'નન્દશંકર માસ્તર'નું નામ ગૂજરાતમાં, ઘરડાંથી બાળકો પર્યન્ત, સહુને જાણીતું છે. એમના જ્યેષ્ઠ પુત્ર રા. રા. માર્કંડ જેમને માજુભાઇ એવા કૌટુમ્બિક નામે આપણામાંના ઘણા ઓળખતા હતા—તેમણે હમણાં થોડાક દિવસ ઉપર પૂણામાં દેહ છોડયો. આ બનાવથી એમના મિત્રોમાં, તેમ જ ગૂજરાતના સાહિત્યસેવક મંડળમાં દિલગીરી થઇ છે. મર્હૂમ સ્વભાવે બહુ આનન્દી, બુદ્ધિએ ચતુર, અને એકંદર બોલવા ચાલવામાં સંપૂર્ણ ગૃહસ્થાઇના ગુણથી શોભતા હતા. જમાનો ઝડપથી દોડતો જાય છે, અને વર્તમાનકાળના યુવકોને પૂર્વ કાળના યુવકોનાં જ્ઞાન, ચારિત્ર, અને બુદ્ધિ તથા હૃદયના સંસ્કારોની ઓછી માહિતી હોય એ સ્વાભાવિક છે. રા. માજુભાઈ એમના સમયના એક બુદ્ધિમાન વિદ્યાર્થી હતાઃ એમણે મુબાઈ યુનિવર્હસિટિના હરીફાઇના નિબંધો લખી ઘણાં ઇનામ મેળવ્યાં હતાં, અને અત્યારે પણ એમની જોડે વાત કરનારને એમની શાન્ત સુજનતાની પાછળ એમની વિનોદી બુદ્ધિની ચમક દેખાયા વગર રહેતી નહોતી. દેહ જો એમને આડે આવ્યો ન હોત, અને ઘરના સુખી જનોમાં કેટલીકવાર ધનની અણધારી ઉપેક્ષા રહે છે તે જો એમનામાં ન હોત, તો—એ સાહિત્યને અધિક સેવા કરત, અને એમના ધન્ધામાં (વકીલાતમાં) પણ બહુ આગળ આવ્યા હોત.

માર્કંડ નન્દશંકરનો સ્વર્ગવાસ.

એમનુ જીવન જોઈ બ્રાઉનિંગની પંક્તિઓ યાદ આવ્યા વગર રહેતી નથી કેઃ—

"Not on the vulgar mass
Called "work" must sentence pass
Things done, that took the eye and had the price,
. .... ........
But all the world's coarse thumb
And finger failed to plumb,
So passed in making up the main account;
All instincts immature,
All purposes unsure,
That weighed not as his work, yet swelled the man's amount."

ખરેખર, આ દુનીઆ અપૂર્ણ છેઃ અનેક બીજને અંકુર ફૂટતાં પહેલાં, અનેક અંકુરો છોડ ઊગતાં પહેલાં, અનેક છોડ વૃક્ષરૂપે જામતા પહેલાં, વૃક્ષ ફૂલ, અને ફૂલ ફળ આવતા પહેલાં—નાશ પામી જાય છેઃ અન્તર્ યોજનાઓ બાહ્ય સામગ્રીને અભાવે અન્તરમાં ને અન્તરમાં વિરમી જાય છે—જગત્ જેને જાણવા જ પામતું નથી.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

# કવિ નર્મદાશંકરની સાહિત્યસેવા.

(અનુસન્ધાન પૃષ્ઠ ૪૦૩ થી.)

પાશ્ચાત્ય ધર્મવિચારોમાં પ્રવૃત્તિને પ્રાધાન્ય આપ્યુ છે ત્યારે આપણા જુના વેદોક્ત સનાતન ધર્મવિચારોમાં નિવૃત્તિનું પ્રાધાન્ય સ્વીકાર્યું છે. એ નિવૃત્તિ વિચારો શક્તિહીન–જડ નથી, કે અધિક બળવત્તર છે; પરંતુ તેમાંનું સત્ત્વ મલિન થવાથી ત્યાગવૃત્તિ ઓછી થતી જાય છે, અને તેને લીધે જ હિંદુ પ્રજા નિર્બળ થતી જાય છે. બાકી સત્ત્વ તથા ત્યાગમાં તો અબાધિત બળ રહેલુંજ છે. શ્રીમદ્ભગવદ્ગીતામા શ્રીકૃષ્ણોક્તિ છે કે **"अश्वत्थमेनं सुविरूढमूलमसंगशस्त्रेण दृढेन छित्वा"**–સંસાર જેનાં મૂળ બહુ ફેલાયલાં છે તેને દૃઢ અસંગ રૂપી શસ્ત્રે છેદનો: અર્થાત્ ત્યાગવૃત્તિ જ શ્રેષ્ઠ–બળવત્તર છે. આમ વેદધર્મનું તત્ત્વ સત્ત્વ છે, અને પાશ્ચાત્ય પ્રજાના કેવળ પ્રવૃત્તિપ્રધાન ધર્મનુ તત્ત્વ રજસ્–તમસ્ છે. અહંભાવનાયુક્ત પ્રવૃત્તિમાં અનેક પછાડા ખાધાથી અંતે તો સાત્વિક ભાવનાનોજ જન્મ થાય છે; તોપણ ઐહિક વિષયસુખની લાલસાઓ મનુષ્યોના હૃદયમાં એવી બળવાન સત્તા ચલાવે છે કે ઘડી ઘડીમાં તે ખાધેલી ઠોકરો ભૂલી જઈ તેમાં ને તેમાંજ રચ્યાપચ્યા રહેવામાં સુખ માને છે. વળી પારલૌકિક સુખ જે અપ્રત્યક્ષ છે તે રજસ્તમોયુક્ત બુદ્ધિથી પર હોવાથી પાશ્ચાત્ય ધર્મવિચારોમાં તેને સ્થાન મળ્યું નથી, અને મળ્યુ છે તે પણ ગૌણજ. એથી ઉલટું, સાત્વિક બુદ્ધિવાળા મહાન આર્ય ઋષિમુનિઓના અપ્રત્યક્ષ પારલૌકિક સુખપ્રાપ્તિ માટેના તત્ત્વચિંતનથી સૂક્ષ્મ થએલી તેમની બુદ્ધિને આ લોકનું સુખ તુચ્છ ભાસ્યું છે; તેથી જ વેદોક્ત સનાતન ધર્મવિચારોમાં તેનું સ્થાન ગૌણ છે. તોપણ એ સુખ તેમને માટે અપ્રાપ્ય કે દુષ્પ્રાપ્ય છે એમ નથી, પરંતુ એથી ઉલટું અપ્રત્યક્ષનું ચિંતન કરતાં સૂક્ષ્મ થએલી બુદ્ધિશક્તિને તે ઘણું જ સુલભ છે; રે, વિના આયાસે કે અલ્પાયાસે પ્રાપ્ત થાય છે. માટે પ્રાચીન આર્યધર્મમાં તો સુધારકોના નવીન વિચારને સ્થાન નથી જ.

સ્વધર્મથી અજ્ઞાન એવા હતભાગી જનો, ઉપરથી ઉજ્જ્વળ ભાસતા અન્ય ધર્મમાં પતંગીઆંની માફક ઝંપલાઈ પડે તો તેમાં આશ્ચર્ય જેવું કંઈ જ નથી; અને એમ થાય તે ઉપરથી પોતાનાં ધર્મતત્ત્વોની હીનતા અને અન્ય ધર્મનાં તત્ત્વોની શ્રેષ્ઠતા સિદ્ધ થએલી માનવાની મૂર્ખાઈ કરે એ પણ સ્વાભાવિક છે. આમ સુધારો ઉછળતા પાશ્ચાત્ય વિચારોમાં પોતાનુ સર્વ પુરાણું તજી દઈને પુરાણાં તત્ત્વોથી બંધાયલા અને તેમાંથી જ પોષણ મેળવી શકે એવી સ્થિતિવાળા પોતાના મગજમાં કેવળ નવીન વિચારોને સ્થાન આપી **'अतो भ्रष्ट ततो भ्रष्ट'** જેવી દશાને વહેલા મોડા પામે છે. કેટલાક રહસ્ય સમજ્યા વગરના કહેવાતા સુધારકોની અંતરિચ્છા એટલે સુધી હોય છે કે આ જંગલી દેશમાં જન્મ પામ્યા કરતાં ઇગ્લાંડ જેવા સુધરેલા દેશમાં જન્મ પામ્યા હોત તો સારૂં! નવા વિચારોમાં રહેલું સ્વાતંત્ર્ય એમને મન સ્વચ્છંદી વર્તન થઈ પડે છે, અને માતાપિતાની આજ્ઞાને આધીન થવું એ પણ તેમને ત્રાસરૂપ થઈ પડે છે. પોતાના મનથી માની લીધેલી મોટાઈ મેળવવા અનેક રીતે

પ્રયત્ન કરે છે; અને સ્વદેશપ્રેમ, ઐક્ય, હાનિકારક રીતરિવાજોનું ખંડન કરવામાં સ્વાર્પણ, વગેરેને સ્થાને તેમનાં હૃદયમાં સ્વાર્થ, શ્રેષ્ઠત્વ સિદ્ધ કરવાની પ્રબળ ઇચ્છા, દુઃખથી કે દુર્વિચારથી સડતા સ્વદેશબંધુઓ તરફ તિરસ્કાર વગેરે જન્મ પામે છેઃ આમ કહેવાતા સુધારકોથી સુધારાનું દુઃખદ માર્ગે પરિવર્તન થાય છે. કેટલાક સુધારકો નવીન સંસ્થાઓ સ્થાપી યુક્તિપ્રયુક્તિથી અને વક્તૃત્વથી અજ્ઞાન પ્રજાને પોતાના ઝુંડા નીચે લાવી પોતે બીજી સંસ્થાઓ સાથે વિરોધ વધારે છે. આમ પ્રેમભક્તિ વધારવાને બદલે મહત્ત્વાકાંક્ષામાં તેને તિલાંજલિ આપે છે. કેટલાક સુધારો કરવા મથન કરતા જણાતા બગભક્તોની "કહેણી તેવી રહેણી" હોતી નથી. કેટલાક સુધારકોમાં પોતાના સ્વતંત્ર વિચારો જાહેરમાં મૂકવાની હીંમત હોતી નથી, માત્ર ઘણીજ થોડી વ્યક્તિનું સત્ય માર્ગે પ્રયાણ થાય છે. આવી આવી બાબતો નર્મદાશંકર જેવા મહાપુરુષના વિચારશીલ મગજથી બહાર ન રહે એ ખુલ્લું જ છે સુધારક તરીકે પ્રથમ ઝુંડો લઈ આગળ પડનાર, અને પોતાનો એ વિષયનો ઉત્સાહ શુદ્ધ અને કડક સાહિત્યદ્વારા જનમંડળમાં રેડનાર તેમના ધુનવાળા મગજને અવલોકન કરતાં એમજ ભાસ્યું કે "સુધારો પડી ભાગ્યો."

આ પ્રમાણે નર્મદના પૂર જોસવાળા મગજને સુધારાનો ધીમો પ્રવાહ શુષ્ક અને સત્વહીન ભાસ્યો, અને તેમના વિચાર છેકજ બદલાઈ ગયા, પરંતુ "સુધારો પડી ભાગ્યો"એમ તેમને ભાસ્યું એ તો તેમના અતિ વેગવાન મગજનું જ કારણ છે. કેમકે બ્રિટિશ સત્તા નીચે આવ્યા પછી હિંદને અંગ્રેજી નવીન સાહિત્યમાં ઉતરવાની જરૂર પડી હતી, અને એ સાહિત્યે જ આટલો બધો ચળવળાટ કરી મૂક્યો હતો. આથી એ સાહિત્યનો દિન પ્રતિદિન ફેલાવો થતો જાય તેની સાથે જ તેમના વિચારો જાણે અજાણે પણ તેના ઘણાક ઉપાસકોમાં નહિ ધારી શકાય તેટલાં ઊંડાં મૂળ ઘાલતા જાય એ ખુલ્લું જ છે. સદ્‌ગત સાક્ષરથી નવલરામભાઈ "શું સુધારો પડી ભાગ્યો?" એ મથાળાથી આરંભાયલા + "સુધારાના ઇતિહાસ રૂપે વિવેચન"માં નર્મદના પાછલા કાળમાં બદલાયલા વિચારોનો સમર્થ ઉત્તર આપે છે. "જેમાં દર્શાવેલા હેમના મત બદલાયલા જણાતા નથી. એ લેખ વાંચનારને જીવનચરિતમાં નર્મદના મતપરિવર્તનનું સમાધાન એજ ઉદ્દેશ હતો જેની ખાતરી થશે." × અલબત એ પ્રમાણે નર્મદ કવિનો સમર્થ બચાવ કરવામાં નવલરામની ઉંડી વિચારશક્તિ માલમ પડી આવે છે, પરંતુ મતપરિવર્તન પછીનાં નર્મદનાં સઘળાં લખાણ અને તેમના આચાર વિચાર ઉપરથી તો આપણે કબુલ કરવું જ પડે છે કે તે સુધારા વિરુદ્ધ જ હતા. *

"ધર્મવિચારમાં નર્મદાશંકરે પોતાના વિચારસંક્રમણનાં કારણો સ્પષ્ટતાથી આપ્યાં છે.

+ નવલગ્રંથાવલિ ( શાળોપયોગી આવૃત્તિ ) ભાગ ૧, પૃ. ૩૫૬-૩૭૩.

× નવલરામ પૃ. ૧૮. ( રા. નરસિંહરાવ. )

* જુઓ વસન્ત પૃ. ૭, અંક ૮, પૃ. ૨૯૩. ( પ્રો. આનન્દશંકર. )

'રાજ્યરંગ' લખવાના પ્રસંગે જુદા જુદા ઇતિહાસ જોતાં એની દષ્ટિ..તિનો વિસ્તાર થયો, અને તેને નવું દષ્ટિબિંદુ મળ્યુ અને તે પ્રકાશથી જોતાં સુધારાના વિચારો ઉપરચોટિયા જણાયા, અને પ્રાચીન વિચારોમાં કવિ દૃઢ થયા એ વાત માનવા જેવી છે. નર્મદાશંકરનો એક મિત્ર આ નીચેના પ્રસંગને પણ વિચારસંક્રમણનો આરંભકાળ માને છે,—

"કીસનદાસ-બાવો કરીને એક નર્મદનો પરમ મિત્ર હતો; (જેને નર્મદે 'પ્રેમશૌર્ય' "ની કવિતા અર્પણ કરી આપણા સાહિત્યની સાથે હમેશાં જોડ્યો છે.) તે કીસનદાસને "ત્યાં એક વાર એક મિત્ર પરોણો આવ્યો જે વાંસળી બહુ સારી વગાડી જાણતો હતો. "તેને નર્મદાશંકરને વાંસળી સાંભળવાની ઇચ્છા થઈ. એટલે તેમને વાલકેશ્વર જેવી શાંત "જગામાં એક બંગલામાં એક દિવસ એકઠા થવાની ગોઠવણ કરી. વાંસળી બજાવવામાં "આ માણસ એટલો બધો કુશળ હતો કે તેણે સર્વે શ્રોતાઓને તલ્લીન કરી નાંખ્યા, અને "એક કલાક સુધી નર્મદાશંકર પણ જાણે સમાધિગ્રસ્ત થઇ ગયો. આ અનુભવ પછી શ્રી "કૃષ્ણ ભગવાનની વાંસળી અને તેણે ગોપીજનોને ઉત્પન્ન કરેલો મોહ વગેરે વાતોમાં નર્મદા-"શંકરને સત્યના અંશો જણાવા માંડ્યા. અને તે વખતથી આપણા પ્રાચીન ધર્મ ઉપરથી, "ધર્મની આખ્યાયિકાઓ ઉપરથી, તેણે શંકાની બુદ્ધિ છોડી દઇ શ્રદ્ધાની નજરથી અવલોકવા "માંડ્યાં, અને તે બધું જેમ જેમ તેવી રીતે જોવાતું ગયું તેમ તેમ તે બધામાં તેને નવાં "સત્યો સમજાતાં ગયાં."

વાંસળીની વાતના ખરાપણા વિષે સંશય લાવવાને કંઈ કારણ નથી. તેમ જ તે પ્રસંગે નર્મદના મનનું વલણ બદલાયું હોય એ અસંભવિત નથી. ગમે તેમ હો પણ ધીમે ધીમે જ તેના વિચારોનું આવું સંક્રમણ થયું હતું એટલું એનાં પુસ્તકો ઉપરથી પણ સમજી શકાય છે. મનને શિક્ષણ આપનાર વિપત્તિ વિગેરે દેખાવા માડ્યાં હતાં 'સુધારકો' લોકોને અપ્રિય છે તે વસ્તુસ્થિતિની પણ પ્રતીતિ થઇ હતી. 'સુધારકો'ના અંતઃકરણના ખરાપણા વિશે એનું મન શંકાવા પણ લાગ્યું હતું. અને આ બધી પરિસ્થિતિએ જગાડેલો વિચાર-પ્રવાહ પ્રાચીન સારણ(channel)માં જતાં, સુધારાના 'બાઇબલ'ના પ્રણેતાને સનાતન સિદ્ધાંતોનો વાસ્તવિક સ્વીકાર કરાવવા શક્તિમાન થયો અને જ્ઞાનમાર્ગનું શરણ શોધી આપ્યું.

આ સ્થળે કહેવું જોઇએ કે સુધારાનું 'બાઇબલ' પણ કેવળ સત્ય વિહીન નથી. કોઈ પણ ખરો માણસ કેવળ અર્થ વિનાનું બોલે છે એમ કદી સમજવું નહિ. પશ્ચિમની રહેણીને નમુના દાખલ રાખી તેની નકલ રૂપ સુધારો કરવાનો માર્ગ છોડી દઈ નવા સંયોગોને અનુકૂળ થવા રૂપ આપણા જ દષ્ટિબિંદુથી આપણી પરીક્ષા કરી આપણા પ્રાચીન પ્રવાહથી વિશ્લેષ ન થાય તેવી રીતે સાધ્ય વસ્તુને ધ્યાનમાં રાખી ફેરફાર કરવા—તેની હીમાયત કરવી એમાં કાંઈ જ ખોટું નથી—સર્વથા આવશ્યક છે. અને આટલું ધ્યાનમાં રાખ્યા પછી નર્મદના 'બાઇબલ'માંથી આપણે ઘણો ઉપદેશ લઈ શકીએ છીએ. × × × × સુધારાના સિદ્ધાંતોનો આરંભથી એના મન પર વેગવાન કાબુ ન હતો. તે સિદ્ધાંતને રજુ કરવામાં સત્ય અને

નિડરતા અથવા પ્રેમ અને શૌર્યનો માર્ગ ન સ્વીકાર્યો હત, તો નર્મદાશંકર પણ તે કાલના અનેક સાધારણ માણસોની પેઠે શકામા ને શકામાં જ નિર્વાણ પામત * !

આમ લાંબા વખતને અનુભવે ફેરવાએલા વિચારો સ્વદેશસેવાનું પોતાનું કર્તવ્ય સમજી નિડરપણે નર્મદાશંકરે જાહેરમાં મૂકવા માંડયા. તેમના જેવો સ્વાભિમાની અને અડગ મનોવૃત્તિવાળો પુરુષ જાહેરમા પોતાના જુના વિચાર " ભૂલ્યારે ભાઈ ભૂલ્યા " એમ કહી પાછા ખેંચી લે એ ખરેખર પ્રશંસાને પાત્ર છે. ઘણાક બીજા મનુષ્યો, એકવાર પ્રગટ કરેલો વિચાર પોતાને દોષયુક્ત જણાયા છતાં પાછો ન ખેંચી લેતાં ઉલટી રીતે તેને સિદ્ધ કરવા ફોગટ પ્રયત્ન કરે છે, આ કવિશ્રીનું મગજ એવુ ભીરુ ન બન્યું એ તેમની શોભામાં એક રીતે મોટો વધારો કરે છે એમ નિર્વિવાદ રીતે સિદ્ધ થઇ ચૂકયુ છે. તેમના ફેરવાએલા વિચારનું પરિણામ તે જ 'ધર્મવિચાર' ગ્રંથ. એ ગ્રંથમા તેમણે " સુધારો અને સુધારાવાળા " એ મથાળા નીચે સુધારાનુ સ્વરૂપ, તેનુ તે સમયનુ પરિણામ, નવા અને જુના વિચારોમા રહેલુ તત્ત્વ તથા હિંદુઓના નિવૃત્તિવાળા નિર્મળ થએલા વિચારોને અમળ કરવાના ઉપાય બહુ સ્પષ્ટપણે આલેખ્યા છે. નવા અને જુના વિચારોનુ અવલોકન કર્યા પછી કવિશ્રીને દૃઢ ખાત્રી થાય છે કે —

" પ્રવૃત્તિ જુનુ વળગણુ તોએ ધર્મહઠે રહેવાશે,<br>હૃદયદ્રવ્ય ઉકળશે ત્યારે પર્વત તો ઊંચકાશે."

કવિ નર્મદાશંકરના ફેરવાએલા ઉત્તરાવસ્થાના નિવૃત્તિના વિચારો તેમની ઊંડી તત્ત્વગ્રાહી બુદ્ધિ–શક્તિના આદર્શરૂપ છે. અહીં સ્થળસંકોચ હોવા છતાં પણ વાનગી રૂપે તેમાના થોડાકનો ઉતારો આપ્યા વિના રહેવાતું નથી ઉંચી જાતની તોલનશક્તિના નમુના જોવા ઇચ્છનારને તેઓશ્રીના એ વિચારો " ધર્મવિચાર "માંથી વાંચી લેવા ભલામણ છે.

" નિવૃત્તિધર્મવિષયમા વેદોક્ત સનાતન ધર્મ છે તેજ લોકે પાળવો,—સુધારાનો કે સમાજવાળાનો નહિ, નહિ ને નહિ. પ્રપચી મમતીઓનો મત મુકાવવાનો અમારો પ્રયત્ન કે મમત નથી પણ સત્યાર્થ ગ્રહણ કરવાની ગરજવાળાને અને સંશયી છે તેને સમજાવવાને અમારો યત્ન છે ને તે પણ મમતથી નહિ; તેઓએ આટલી વાત વિષે પ્રથમ નક્કી કરવુ

સત્વ, રજ, તમ એ ત્રણ ગુણવાળી બુદ્ધિ પ્રત્યેક મનુષ્યની છે, પણ કોઇનામાં કોઈ ગુણનો અંશ વધારે એમ જન્મથી જ હોય છે. ( યુરોપના વિદ્વાનો માનતા નથી. )

વેદોક્ત ધર્મનું બંધારણ તથા તેની વ્યવસ્થા શુદ્ધસત્વબુદ્ધિ ઉપરથી છે. ( બીજા કોઇ પણ ધર્મનુ નહિ. )

* "ગુર્જરસાક્ષરજયન્તી"માં રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીનો લેખ. વસન્ત વર્ષ ૭જુ, અંક ૭મો પૃ. ૨૫૮–૨૫૯.

સત્વાંશ વધારે એવા હિંદુઓમાં રજસ્તમસી નીતિ ભળે, જ નહિ, ધર્મને લગતા સંસારી વિષયમાં નવા વિચાર જુનામાં દાખલ કરવાને અનેક કલ્પના થાય છે તેથી કાંઈ સઝતું નથી માટે કોઈપણ મુખ્ય ધોરણ રાખવું કે જેને અનુસરી અમુક રીતિ દાખલ કરવી. કાંતો આર્યનો સિદ્ધાંત કે યુરોપીઅનોનાં મત કે આત્મબુદ્ધિનો અનુભવ.

નિત્યાનિત્યનો વિચાર રાખવો; પછી એની મેળવણી કરવી. પારકુ આપણામાં ભળી શકે નહિ, ભળે તો ઝાઝુ રહે નહિ એમ હોય તો પણ તે લેવુ શું? આપણું પૂર્વનું બહુ સારૂં હતું પણ હમણાં આપણાથી પળાય તેવું ન હોય તોપણ તે બળાત્કારે લેવું શું? લાભ હાનિ શેમાં છે?

સ્વધર્મ શું છે તે જાણ્યા વિના વગર વિચારે પારકુ લેવું એ ડહાપણ છે? સ્વધર્મ પ્રથમ જાણવો? સમાજવાળા જે નથી જાણતા તેને શું કરવા પછવું? કાં ન પૂછવું આચાર્યોને, ગુરુને ને બ્રાહ્મણને?

સુધારાનો ઉદ્દેશ પ્રવૃત્તિધર્મ વધારવાનો ને એને અર્થે દેશાભિમાનની પ્રતિજ્ઞા ને એનો ખરો મર્મ સ્વરાજ્ય કરવાનો ને એને માટે ઉપાય લેવાય નહિ ત્યારે સુધારાવાળાએ વર્ણાશ્રમ કાઢી નાખી લોકનું ઐક્ય કરવુ યોગ્ય; એમાં કંઈ વળ્યુ નહિ, હવે સ્વરાજ્ય કરવાને લોકસમસ્તના ઐક્યની અગત્ય છે કે લોકમાંના ક્ષાત્ર બુદ્ધિવાળા એઓએજ માત્ર તે ઉદ્યોગ કરવો? બ્રાહ્મણબુદ્ધિવાળાએ શું કરવુ? એ સર્વ વિચાર સમજુકોએ કરવા,—અને પછી સુધારાને સમયને માટે ઘટે તેટલો દાખલ કરી જુનામાં મેળવો એ અમારૂં કહેવું છે."

"ત્રીસ વર્ષનો અનુભવ કહે છે કે સુધારાનું દેશાભિમાન તે સ્વદેશી ધર્મ—નીતિ—રીતિ વિષે દેશી સમસ્તનું બહુ બહુ કાળનું જે ઉત્તમ પ્રકારનુ અભિમાન તેને નિંદી નિર્મૂળ કરવાને મથન કરે છે."

"વર્તમાન રાજ્યથી હમણાના રાજકુળમાંના ઘણાક તો રાજી છે ને કેટલાંક તે પોતાનાં દુઃખની અકળામણમાં તેને લુકું કહેતા હશે. કોઇ રાજકુળ તથા પ્રજાકુળ પૂર્વજની સારી સ્થિતિનું અભિમાન રાખતાં હશે, પણ તેની સ્થિતિ આણવાને કાંઈ વિચારતું હોય એમ અમને ભાસતું નથી, સ્થિતિ આવે તો તેમાં મળવાનો વિચાર કરે તેવાં હશે ખરાં, અને દેશાભિમાનની શુદ્ધ નીતિ કે પરદેશી સત્તા કૃપાળ પણ તે ભુંડી ને સ્વદેશી સત્તા ત્રાસદ પણ તે રૂડી એ મોટા, ઊંચા, પૂજ્ય મનાયલા વિચારથી ભક્તિરૂઢ ને સ્વદેશીની સ્થિતિ જોઈ નિત્ય ઉદાસીન એવો એક પણ સુધારાવાળો નથી. (એવા પુરુષો યુરોપ અમેરિકામા છે.)"

"વેદધર્મનું વર્તમાન સ્વરૂપ જે મોહનિદ્રાના સ્વપ્નતરંગ સમયનુ છે તે હવે બદલાઇને **જાગૃતિના તેજમાં વૃદ્ધિ પામતુ' થશે—તેના ચિત્તમાં છે અપ્રણવસત્તા** (પવિત્ર સાત્વિક સત્ય) અને તેનો નિત્યને માટે ને આપત્તિને માટે નિવૃત્તિમાં ને પ્રવૃત્તિમાં, ઘરમા ને રણમાં, મિત્ર પ્રતિ અને શત્રુ પ્રતિ આ જ બોધ છે કઃ—

" जयाजयौ देववशौ तथापि धर्मे जयो नैव कर्तव्यधर्मे "

કવિ નર્મદાશંકરે ધર્મજિજ્ઞાસા એ મથાળા નીચે જિજ્ઞાસુ અને જ્ઞાતાના પ્રશ્નોત્તરરૂપે આર્યધર્મતત્ત્વો અને અન્ય ધર્મના તત્ત્વોનુ સ્ફોટન કરી નિવૃત્તિસુખને સર્વોત્તમ સિદ્ધ કરવા સરળ પ્રયત્ન કર્યો છે એમાના થોડાક વિચાર નીચે રજુ કરૂ છુ તે ઉપરથી તે સમયનુ તેમનું ધર્મવિષયક જ્ઞાન કેવુ હતું તે સમજવામા આવશે

અજ્ઞાન પ્રજાની આસ્થા દૃઢ કરવાને ( " ચિત્તમા કલ્પેલી દેવની મૂર્તિ સ્થિર ન રહે માટે' ) મૂર્તિપૂજાની આવશ્યકતા સ્વીકારીને પુરાણ ધર્મના આચાર પાળવા ખાસ સૂચવ્યુ છે, અને આચાર એજ જ્ઞાનનુ કારણ છે એનુ સમર્થન નીચેના શ્રીમન્મનુભગવાનના શ્લોક વડે કયુ છે —

आचारात्प्राप्यते श्रेष्ठच आचारात्कर्म लभ्यते ।
कर्मणो जायते ज्ञानमिति वाक्य मनो स्मृतम् ॥

સ્વધર્મના તત્ત્વોનું જ્ઞાન નહિ ધરાવનાર અજ્ઞ જનો વિચાર કર્યા વિના ઉદ્ધતપણે સ્વાર્થબુદ્ધિએ પરધર્મ સ્વીકારે તે અકલ્યાણકર્તા છે એમ તેમના મનને પ્રતીતિ થઇ છે તેની સત્યતા તેમણે પ્રતિપાદન કરેલા નીચેના શ્લોકવડે સિદ્ધ થાય છે

श्रेयान् स्वधर्मो विगुण परधर्मात् स्वनुष्ठितात् ।
स्वधर्मे निधन श्रेय परधर्मो भयावह ॥

અર્થ —પારકો ધર્મ સારો વ્યવસ્થિત હોય તોપણ તેના કરતા અવ્યવસ્થિત સ્વધર્મ શ્રેયકારી છે, સ્વધર્મમા મરણ પણ શ્રેયસ્કર છે, ને પરધર્મ તે ભયને આણનારો છે

જ્ઞાન વડે મોક્ષપ્રાપ્તિ થાય છે અને જ્ઞાનનુ મૂળ સત્કર્મમા રહેલુ છે તેને માટે કહે છે કે ' સત્કર્મ તે મનના માન્યા નહિ પણ સ્વધર્મોક્ત કરેલા એ તેનુ પુરુષાર્થ છે ઉપાસનાને માટે પાત્ર થવાને કર્મની આવશ્યકતા છે, જ્ઞાનપ્રાપ્તિ થવા પહેલા સ્વભાવમનના દોષ કાઢવા કર્મની જરૂર છે જ્ઞાન વિરાગથી વિરાગ ભક્તિથી ને ભક્તિ કર્મથી થાય છે નવ વિચારો વડે જુના વિચારોની સત્યતા સિદ્ધ કરનારા કેટલાક મનુષ્યો સ્નાન, સંધ્યાવદન જપ, પૂજન અને હોમ જે નિત્યના વિહિત કર્મ છે તેને વૈદકદૃષ્ટિથી નિહાળે છે ત્યા નર્મદાશંકર મનની સ્થિરતા એકાગ્રતા અને દૃઢતા પ્રાપ્ત કરી તેની શુદ્ધિને અર્થે વિહિત કર્મ સ્વીકારે છે વળી વ્રતને ઉપાસનાના અંગનુ સંકલ્પ સાથે આચરણ છે એમ કહીને તેના ત્રણ વર્ગ પાડે છે —

' ૧ દેવદેવીઓના—એકાદશી શિવરાત્રિ નવરાત્રિ, વગેરે ૨ અવતારી પુરુષો સંબંધી —વામનદ્વાદશી રામનવમી, જન્માષ્ટમી, વગેરે અનેક સદ્ગુણ સંબંધી—સત્યવ્રત દાનવ્રત

બ્રહ્મચર્ય, પતિવ્રત, માતપિતાની સેવા વગેરે પહેલા અને બીજા પ્રકારનાં વ્રતમાં ઉપવાસ કે ફળાહાર કરવો ને ઉપાસ્યનુ ચિંતન કરવું એ આચરણ હોય છે અને ત્રીજા વર્ગનાં વ્રતમાં હાનિ કે ભયની સ્પૃહા ન રાખતાં દૃઢ નિશ્ચયે અમુક સદ્‌ગુણનુ ( સર્વકાળ ) પાલન કરવાનું હોય છે. અંગ્રેજી ભણેલા પહેલા બીજા વર્ગનાં વ્રતને માનતા જ નથી, પણ કેટલાક લોકલાજે કે વડીલ ધાકે કે સ્ત્રીઓની હઠે પાળે છે, તેઓ સદ્‌ગુણને બહુ વખાણે છે પણ એકના પણ તેઓ ઉપાસક નથી.'' હાલના સ્વધર્મભ્રષ્ટ થએલા બ્રાહ્મણોને પૂજ્ય ગણવામા શંકા કરનારના મનનુ સમાધાન કરતાં કહે છે કે ''યુગયુગના ધર્મ જુદા હોય છે, અને કળિયુગના બ્રાહ્મણ પણ ઉતરતા હોય છે માટે તેઓની પાસે પૂર્વજોનુ સામર્થ્ય ઇચ્છવું એ મિથ્યા છે‡ હમણાં પણ શુભાશુભ કર્મ કરાવનારા ને આચારને સ્થાપિત રાખનારા બ્રાહ્મણ જ છે.'' જ્ઞાતિબંધન તરફ તેમને ખાસ તિરસ્કર જણાય છે, તોપણ સાત્વિક વિચારોમાં તેનું કંઈક પરિવર્તન થએલું જણાય છે.—''વેદોક્ત ધર્મના નિત્ય રક્ષણને અર્થે પરપગની જ્ઞાતિ જરૂરની છે; બ્રાહ્મણ જ્ઞાતિ જુદી રહી છે તેથી જ હજી આર્યપણું રહ્યુ છે.'' × × × ''મુખ્ય જ્ઞાતિઓ પરપરા જુદી રહેવી જોઇએ; પણ વળી સમયે નવી વ્યવસ્થા થવી ગુણ કર્મ પ્રમાણે–પ્રત્યેક જ્ઞાતિમાંથી કેટલાક ખસે ને તેમા કેટનાક નવા આવે. વર્તમાન સમય કઠિન પ્રતિબંધ તોડવાનો છે, માટે હમણાં વ્યવસ્થાનો વિચાર કરવાનો નથી.''

પ્રિય વાચક ! હવે આપણે 'ધર્મવિચારગ્રંથ' ની પ્રસ્તાવના વાચીને કવિ નર્મદની કર્તવ્યપ્રવૃત્તિના એક ભાગનુ અવલોકન સમાપ્ત કરીશુ.

## ( આવૃત્તિ પહેલીની. )

''આ ગ્રંથમાં છપાયલા નિબંધો એટલા બધા તો અમૂલ્ય, અને મનન કરવા યોગ્ય છે કે તેની ઘણી માગણી થવાથી હાલનો સંગ્રહ બહાર પાડ્યો છે. કવિ નર્મદાશંકરના વિચારથી જે જે વિદ્વાનો જુદા પડતા હોય તેઓ પણ આ નિબંધોની શૈલી, તેમાંની સ્પષ્ટતા, નિરાકરણ કરવાની ઢબ, અને સાચી ઉત્તમ એમનુ નિખાલસપણું જોઈ બહુ પ્રશંસા કરે છે, એ જ એમના વિચારની બલિહારી છે.

ત્રીસ વર્ષ પર ગુર્જર પ્રજાજન ઉદ્યમના રંગમાં ખૂબ ખીલ્યા હતા પણ સુધારાના રંગનો લ્હાવો લેતાં તેઓ છેક જ થાકી ગયા, મોળા પડ્યા અને દેશાભિમાની સ્નેહરંગ તદ્દન ઉડી ગયો એના સંબંધમાં ''ભુલ્યા ત્યાંથી ફરી ગણો'' એ નીતિએ ઉદ્યોગ ચલાવી દેશજનેતાને 'વંશપરંપરાની' ઉન્નતી કરવી એ આ નિબંધોનો હેતુ છે. આ સમય આવી

‡ હાલના દાતાઓમાં પણ પૂર્વજોનું સામર્થ્ય અને તેમના જેવી આસ્થા-શ્રદ્ધા ક્યાં છે?

લેખક.

ઉત્તમ રીતે ગ્રંથસંકલના માટે મોજી તેના પર વિવેચન કરવાને નથી, પણ જે પુરૂષે સુધારાના પ્રથમ કાળમા ઉચ્છેદકપણું ધર્યું, પછી છેદકરક્ષકપણું ધર્યું; ને હવે તદ્દન રક્ષકનીતિ ધરી છે તેનો સકારણવાદ બહુ બહુ રીતે લક્ષપૂર્વક અવલોકન કરવા યોગ્ય છે. કવિના જેવી ઉત્તમ શક્તિ સ્પષ્ટીકરણમાં, વિચારની પ્રૌઢીમાં, ચિત્રદર્શનમાં અને ભાષાની નવી શૈલીમાં બીજા કોઈ પણ ગુર્જરમાં નથી એ સર્વ રીતે માન્ય છે. હમણાંના વિદ્વાનો બનાવોનાં અવલોકન કરે છે ખરા, પણ બુદ્ધિવિચારબળે સિદ્ધાંતનુ સ્વરૂપ જોતા નથી. કવિએ તદ્દન જુદી જ રીત પકડી સુધારાનું ત્રીસ વર્ષનુ સ્વરૂપ જોયુ ને તેમાંથી જેટલું સત્ય ને ગ્રાહ્ય દીઠુ તે જ રાખી અગ્રાહ્યને તજી દીધુ છે. ઉપલક વિચાર કરનારા વિદ્વાનોમાં કદી આને માટે મતભેદ હોય, પણ થોડો કાળ વીત્યા વિના ખરૂં સ્વરૂપ માલમ પડશે નહિ. બેકન પંડિતે જે મહા સમર્થ નીતિ "વિચાર કરવા" માટે યોજી હતી, તે જ ધોરણ કવિએ સાચવ્યુ છે, પણ જેમ બેકન પંડિતના વિચારનો અમલ એક બે વીસી વીત્યા પછી થયો છે, તેમ કવિના વિચારનો જય થતાં વિલંબ લાગશે નહિ. એની પ્રત્યક્ષ સાબીતિ એ જ છે કે આ ગ્રંથની ઉપરા ઉપરી માગણી થઈ છે."

ઇ૦ સૂ૦ દેસાઈ.

(આવૃત્તિ બીજીની.)

+ + + "તો પણ સંતોષ માન એટલો જ છે કે આ ગ્રંથ માંયલા વિચારો જે નવા વલણથી લખાયલા છે તે વલણ ઉછરતી સમાજનો મોટો ભાગ પકડતો જાય છે. અને એ જ વલણને હૃદયનિષ્ઠ રાખી ભેરીનાદથી સંરક્ષક નીતિથી બોધ કવિરાજના પછી અત્યાર સુધી સ્વર્ગસ્થ પ્રોફેસર મણિલાલ નભુભાઈ દ્વિવેદી એક તનથી કરી ગયા છે.

ઘણી જ અફસોસની વાત એ છે કે એ પુરુષના જીવનનો અંત વિધિએ એટલો બધો પાસે નિર્મેલો; નહિ તો કવિરાજની અંત્ય સમયની સંરક્ષક નીતિના વિચારની ઉગ્ર ઉત્કટા બહુ અંશે ફળીભુત થાત."

"જટિલ."

(સંપૂર્ણ.)

નારણભાઈ વાંઘજીભાઈ પટેલ.

# ગામડાંની કેળવણી સંબન્ધી એક મહત્ત્વનો લેખ.

"A Policy of Rural Education"—

આ મથાળાનું—ગામડામાં કેળવણી કેવી હોવી જોઇએ એ વિષે હિન્દી સરકારની રાજ્યનીતિ તપાસતું એક ન્હાનું પણ બહુ મહત્ત્વનું ચોપાનીયું મિ. એસ. એચ. ફ્રીમેન્ટલ (સી. આઇ. ઇ.) નામે એક અંગ્રેજ અધિકારીએ બહાર પાડયું છે, અને એમાં સંયુક્ત પ્રાન્તના લેફ્ટેનન્ટ ગવર્નર સર જેમ્સ મેસ્ટને પ્રસ્તાવના લખી છે. આ ચોપાનીયું કર્તાના સ્પષ્ટવક્તૃત્વ અને હિન્દુસ્થાન પ્રત્યેની લાગણીથી ભરપૂર છે. સર જેમ્સ મેસ્ટન કહે છે કે કૉલેજના ઉચ્ચ શિક્ષણ ઉપર દેશના સુશિક્ષિત અને સમર્થ અગ્રણીઓ નજર રાખે છે, હાઇસ્કૂલો સ્થાપવામાં વા એને મદદ કરવામાં ધાર્મિક પ્રજા જનો ધર્મદાન કરે છે, ઔદ્યોગિક (હુન્નરી) શિક્ષણની પણ પુષ્કળ માગણી થાય છે, અને પ્રાથમિક કેળવણી પણ મફત વા ફરજિયાત વા બંને કરવી જોઇએ કે કેમ એ પ્રશ્ન પણ જોરથી ચર્ચાય છે—પણ સર્વેમાં કેળવણીના 'શહેરી સ્વરૂપ' તરફ જ વિશેષ ઝોક રહે છે. ગામડાંની કેળવણી ગામડાના જીવનને અનુરૂપ છે કે નહિ એ વિષે થોડો જ વિચાર થાય છે. હાલ ગામડાંમાં જે જાતની કેળવણી અપાય છે તે પણ જરૂરની છે—એ સ્વીકાર્યા છતાં પણ એક પ્રશ્ન ઊભો રહે છે—જે મિ. ફ્રીમેન્ટલે સબળ રીતે ચર્ચ્યો છે—અને જેનું સ્વરૂપ ટૂંકામાં સર જેમ્સ નીચે પ્રમાણે રજુ કરે છે:

"Now, it is possible that the three R's may add to the happinees of the young cultivator; indeed we must hope that they do, for otherwise much labour has been spent in vain. But they have their dangers: the attractions of the city school and the clerk's desk lie behind them; and instead of happiness they may bring restlessness and discontent. Even if this does not follow, do the three R's in themselves make the cultivator a better man at his trade? Do they help him to grow two grains of wheat where one grew before?"

"ગામડાંમાં હાલ અપાતી કેળવણીથી ખેડૂત ઘઉંના એક દાણાને બદલે બે દાણા ઊગાડી શકે છે કે કેમ?" ખરેખર આ મહત્ત્વનો પ્રશ્ન છે, અને એનો ઉત્તર નકારમાં મળતો હોય તો એ કેળવણી—ખોટી નહિ હોય તો પણ—સન્તોષકારક છે કે કેમ એવો વાજબી પ્રશ્ન ઊઠે છે.

મિ. ફ્રીમેન્ટલ કેળવણીના મૂલ ભૂત સિદ્ધાન્તના ટૂંકા વિવેચનમાં (કૅનન સ્કૉટ હૉલૅન્ડનું "The call of Empire" નામના એક ચોપાનીઆમાંથી એક ઊતારો ટાંકીને જણાવે છે કે કેળવણી એ અંગ્રેજોને હમેશાં પરાણેમાથે લીધેલી ક્રિયા છે: એ અંગ્રેજોનો સ્વાભાવિક ધંધો નથી: કેવળ બુદ્ધિનો જેમાં વ્યાપાર હોય એવી ક્રિયાઓ અંગ્રેજોને હમેશાં

કૃત્રિમ થઈ પડે છે. 'Education' નો મૂળ અર્થ શક્તિઓ બહાર લાવવી અર્થાત્ કેળવવી એવો છે. પણ અહીં તો ઉલ્ટું પણ 'Education' નો નહિ પણ 'Instruction' નો કહેવાય છે, અને વિદ્યાર્થીને જ્ઞાન યાને માહિતી આપવી એ જ કેળવણીનો ઉદ્દેશ મનાય છે ફ્રોબેલને આજ સો વર્ષ થયાં, છતાં એની શિક્ષણપદ્ધતિ હજી 'નવી પદ્ધતિ' ગણાય છે! બુદ્ધિને કળવવાના કાર્યને અંગે શારીરિક ક્રિયા પણ કેવી ઉપયોગી છે—ઇત્યાદિ શિક્ષણશાસ્ત્રના સિદ્ધાન્ત ઉપર લક્ષ દેવાતું નથી.

ઇંગ્લંડમાં પણ ગામડાનુ શિક્ષણ કેવું અસન્તોષકારક છે એ બાબત મિ ફ્રીમેન્ટલ કેટલાંક પ્રમાણભૂત ઊતારા ટાંકે છે. આપણા દેશમા જે ફરિયાદો થાય છે તે જ ઇંગ્લંડમાં પણ થાય છે એ જાણવા માટે જુદા જુદા લેખકોમાંથી આપેલા થોડાક ઊતારા અત્રે સવિસ્તર ટાંકીશુ.

"The education given in thousands of our elementary schools is then in the highest degree anti educational . ... ..To say that elementary education as it is given in such a school tends to arrest growth is to under estimate its capacity for mischief. .. ...The result is that the various faculties which education is supposed to train become irretrievably starved and stunted"

"At our elementary schools we seem to aim at producing a nation of clerks, for it is only to a clerk that the perfection of writing and spelling attained is a necessary training."

"Our expensive Elementary Education system (costing £20,000,000 annually) is having no effect on poverty, it is not developing self-reliance or forethought in the characters of the children and is in fact persuading them to be clerks rather than artisans"

"In many parts of the country no man under fifty was to be found who had any real skill in laying a hedge, thatching a rick, using a scythe, shearing a sheep, or milking a cow, and he pointed out that estate carpenters and workmen were increasingly difficult to obtain though high wages were offered"

તાત્પર્ય—" આપણી ( ઇંગ્લંડની ) હજારો પ્રાથમિક શાળાઓમાં અપાતી કેળવણી એ કેળવણીના ખરા તત્ત્વથી વિપરીત છે. એ કેળવણીથી વિકાસ અટકે છે એટલું જ કહેવું એથી એની નુકસાન કરવાની શક્તિનો પૂરેપૂરો આંક મંડાતો નથી. પરિણામ એ આવે છે કે જે વિવિધ શક્તિઓ કેળવણીથી કેળવવી જોઇએ તે એના ખોરાકને અભાવે ક્ષીણ થઇ જાય છે, દબાઇ જાય છે.!"

"આપણી (ઇંગ્લંડની) પ્રાથમિક શાળામાં આપણો ઉદ્દેશ, માત્ર કારકુનોની પ્રજા ઉત્પન્ન કરવાનો જ હોય એમ જણાય છે કારણ કે લેખન અને જોડણીમાં પરિપૂર્ણતા મેળવવી એ કારકુનો માટે જ જરૂરનું છે"

"પ્રાથમિક કેળવણી ઉપર વર્ષે દહાડે બે કરોડ પાઉંડનું આપણું (ઇંગ્લંડનું) ખર્ચ તે લોકનું દારિદ્ર્ય ઘટાડવા તરફ કાંઈ જ અસર કરતું નથી, બાળકોમાં સ્વાશ્રય કે અગમચેતીનો ગુણ આણવો જોઈએ તે એનાથી આવતો નથી, અને એમને કારીગર થવા કરતાં કારકુન થવા તરફ દોરે છે"

"દેશના (ઇંગ્લંડના) ઘણા ભાગમાં પચાસ વર્ષની અંદરના કોઈ માણસને (એટલે કે નવી કેળવણી શરૂ થયા પછીથી) ખેતીને લગતા ધંધાની ખરી આવડ હોતી નથી—જેમ કે વાડ બાંધવી, ઘાસની ગંજી ઢાળવી, ખાતર વાપરવું, ઘેટાંના વાળ ઉતારવા, કે ગાડાં દોરવાં. વળી ગામડાની જમીન ઉપર ઘર બાંધનાર સુતાર કે કારીગરો મળવા પણ મુશ્કેલ પડે છે'

આ પછી—ચોપાનિયાના ત્રીજા ખંડમાં—મિ. ફ્રીમેન્ટલ હિન્દુસ્થાનનું ગામડાનું શિક્ષણ તપાસે છે. હિન્દુસ્થાનમાં, ઉદ્યોગને બદલે ભાષા-સાહિત્યાદિકના શિક્ષણ તરફ લોકનું કેટલું બધું વલણ છે અને આ બાબતમાં જાપાન અને હિન્દુસ્થાન કેવે ભિન્ન માર્ગે ચાલે છે એ ૧૯૧૧-૧૨ ના કેળવણી ખાતાના રિપોર્ટમાંથી નીચે પ્રમાણે આંકડા આપીને બતાવે છે. 'જાપાનમાં પ્રાથમિક શાળાની વસ્તીમાંથી સેંકડે ૨૬ ટકા અક્ષરી (ભાષાસાહિત્યાદિકનું) શિક્ષણ તરફ, અને ૫ ટકા ઔદ્યોગિક શિક્ષણ તરફ જાય છે. હિન્દુસ્થાનમાં ૨૬ ટકાને સ્થાને ૧૨૪ ટકા છે અને ૫ ટકાને સ્થાને .૦૫ ટકા છે. કેળવણી પામેલો વર્ગ ગામમાંથી શહેર તરફ જાય છે, અને એક વખત ગએલો એ પોતાના ગામડાને પોતાની સેવાનો લાભ આપવા ફરી પાછો આવતો નથી. એ ઉપરાંત—ગામડાની નિશાળોને અને ગામડાના લોકજીવનને પરસ્પર કાંઈ જ સંબન્ધ નથી એ બીજું મોટું અનિષ્ટ છે. નિશાળોની રજાનો વખત જુદો અને ખેતીની જરૂરિયાતનો વખત જુદો. મોટી નિશાળોમાં તો વળી યુરોપની નિશાળો પ્રમાણે ઉન્હાળામાં (જ્યારે ખેતીનું કામ ચાલતું ન હોય, અને રજાના દહાડામાં છોકરાનો ખેતીના કામમાં માબાપ ઉપયોગ ન લઈ શકે તેવે વખતે) રજા પડે છે. વળી, શિક્ષણ સારું કરવાના હેતુથી મોટાં મોટાં મથકે મોટી—વધારે પગારની અને અધિક શિક્ષણની—નિશાળો સ્થાપવાનું સૂચવવામાં આવે છે—જેથી થોડે શિક્ષકે મોટા વર્ગ ભણાવી શકાય. આનો અર્થ એ કે આસપાસનાં ગામડાંમાંથી છોકરાઓએ ભણવું હોય તો દૂર જવું—સવાર સાંજ વચ્ચે જઈ અવાય એવું હોય તો સવારમાં [illegible] ચાલીને જવું અને સાંજે પાછા આવવું. જેથી વિદ્યાર્થીના માબાપ અને શિક્ષક વચ્ચે કાંઈ જ પરિચયનો સંભવ રહેવાનો નહિ, માત્ર યોગ્ય શિક્ષકથી બની શકે અને નિશાળનું ઇન્સ્પેક્શન—તપાસણી—વ્યવસ્થાબદ્ધ અને સરળતાથી થઈ શકે એટલો લાભ જ જોવાનો.'

૧૯૧૧-૧૨ ના રિપોર્ટમાં—જણાવ્યું છે કે જેમ જેમ 'ટ્રેન્ડ' શિક્ષકો મળતા જાય

તેમ તેમ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ સુધારવું. અને એ સુધારાને અંગે "manual training, gardening, out-door observation, practical teaching of of geography, school examinations, organized tours of instruction etc"—હસ્તકૌશલ્ય વગેરે ઉપર લક્ષ દેવાનુ ઠરાવ્યું છે. પણ મિ. ફ્રીમૅન્ટલ કહે છે કે હજી આ માત્ર 'pious aspiration' યાને 'શુભ આશાઓ' જ છે. ટ્રેઇનિંગ કૉલેજમાં જે શિક્ષકો તૈયાર કરવામાં આવે છે એમાંના મ્હોટા ભાગને ગામડાંમાં કામ કરવાનું હોય છે, છતાં ગામડાંમાં જોઇતા શિક્ષણ માટે ઉપયોગી થાય એવું 'ટ્રેઇનિંગ'–યાને કેળવણી—એમને આપવામાં આવતી નથી.

તે પછી ચોથા ખંડમાં, આ માટે બીજા સુધરેલા દેશોમાં શી યોજના છે એ બતાવવા માટે મિ. ફ્રીમૅન્ટલ બે નમૂનેદાર દેશો લે છેઃ એક 'યુનાઇટેડ સ્ટેટસ્' (અમેરિકા) અને બીજો જર્મની યુનાઇટેડ સ્ટેટસની નિશાળોમાં ખેતીના શિક્ષણ માટે ઉત્તમ ગોઠવણ છે; અને જર્મનીમા ઔદ્યોગિક શિક્ષણ બહુ સારી રીતે અપાય છે. યુનાઇટેડ સ્ટેટસમાં ખેતીના શિક્ષણ માટે એક ઉત્તમ વ્યવસ્થા એ છે કે દેશના ખેતીવાડીખાતાને અને નિશાળના ખેતીના શિક્ષણને એક બીજા સાથે જોડેલાં છે. ખેતીવાડીનુ ખાતું પોતાની શોધો શાળાઓને જણાવે છે, અને શાળા વખતોવખત એ ખાતાની મદદ લે છે. વળી નિશાળોમાં વિદ્યાર્થીઓની 'કલબ' હોય છે—જેમાં પરસ્પર હરીફાઇથી ઝાડ ઊગાડવાં ફળ ઊતારવાં વગેરે કામ થાય છે, અને એ માટે ઇનામ આપવામાં આવે છે. જર્મનીમાં, તે જ પ્રમાણે દરેક ધન્ધાના મહાજન જોડે તે તે ધધાની નિશાળોનો સબન્ધ જોડયો હોય છે એ નિશાળોમાં અમુક શિક્ષણ તો બધા ધંધા માટે એકસરખુ હોય છે—જેમકે ચોપડા રાખવા, કાગળ લખવા, શહેરી તરીકે ફરજ સમજવી, આરોગ્ય જાળવવું વગેરે; અને તે સાથે વિશેષમાં, દુકાનમા, કારખાનામાં, પ્રયોગશાળામા કેટલુક કામ કરવાનુ ફરજિયાત હોય છે.

છેવટે, પાચમા ખંડમાં ઉપસંહાર કરતાં મિ. ફ્રીમૅન્ટલ આપણા ગામડાંનાં શિક્ષણ બાબત બે સૂચના કરે છેઃ એક તો ગામડાંમાં નિશાળોની રજા ખેતીના વખતને મળતી કરવી, અર્થાત્ એના ખરા વખતમાં નિશાળ બંધ રાખવી, અને બીજું, ખેતીના સાધારણ વખતમાં પણ નિશાળનુ કામ કેટલાક માસ ચાલુ રાખવું પડે છે તે માટે એ સમયમાં નિશાળનો વખત સ્હવારે યા સાઝે એમ અડધો રાખવો. હાલ કેળવણીખાતાએ એવું ઠરાવ્યુ છે કે જેમ બને તેમ વધારે છોકરાંને કેળવણી મળવી જોઇએ તે સારૂ ખેડૂતોનાં છોકરાં નિશાળેથી ઊઠી જાય તે પહેલાં એમને પાંચેક વર્ષમાં—૬–૭ થી ૧૧–૧૨ વર્ષનાં થતાં સુધીમાં—જોઇતું બધુ જ્ઞાન આપી દેવું! આ રીતે સારૂં જ્ઞાન અપાતું નથી એટલું જ નહિં પણ ૧૨ વર્ષની ઉમ્મર નિશાળ છોડી દેવા માટે બહુ કાચી છે એમ મિ. ફ્રીમૅંટલનું કહેવું છે. એ જોરથી પોતાનો મત જણાવે છે કે કેળવણીમાંથી કાંઇ પણ ફળ મેળવવું હોય તો ગામડાંનાં ધોરણો પાંચ વર્ષથી વધારી સાત વર્ષ સુધીનાં કરવાં જોઇએ, અને તે પછી પણ એક બે વર્ષ 'કન્ટિન્યુએશન કલાસ,' એટલે કે નિશાળ છોડયા પછી પણ વિશેષ જ્ઞાન

સંપાદન કરવા માટે ફુરસદને વખતે ભણવાના વર્ગ, રાખવા જોઇએ. આ સામે જો એમ કહેવામાં આવતું હોય કે ખેડૂતની આર્થિક સ્થિતિ એવી છે કે છોકરાંને અગીઆર બાર વર્ષની ઉમ્મર થતાં કામમાં લેવા સારૂ નિશાળેથી ઊઠાડી લીધા સિવાય છૂટકો નથી, તો એનો ઉત્તર મિ. ફ્રીમેન્ટલ કહે છે કું, એટલો જ કે તો પ્રથમ ખેડૂતની આર્થિક સ્થિતિ જ સુધારો. એ સારૂ ખેડૂતોની પરસ્પર સાહ્યકારી મંડળીઓની સ્થાપના, રસ્તાઓ, રેલવેઓ, નહેરો વગેરે જે સાધનો અત્યારે લેવામાં આવે છે એ એ ગૃહસ્થ પસંદ કરે છે.

ઉપર જણાવેલા લેખ ઉપર, અમારા કરતાં ગામડાંનાં શિક્ષણના કોઇક અનુભવી વિદ્વાન તરફથી અભિપ્રાય અપાય તો ઠીક એમ લાગવાથી અમે આ વિષયના બે ઉત્તમ અનુભવીઓને મત પૂછયો હતો. એમાંના એકે મિ. ફ્રીમેંટલનાનો મુખ્ય સિદ્ધાન્ત કે ગામડાંની શાળાઓમાં ગામડાંનાં જીવનમાં ઉપયોગી થાય એવું શિક્ષણ આપવું જોઇએ અને તે માટે ખેતીવાડીના ખાતાનો નિશાળને પૂર્ણ લાભ મળે એવી ગોઠવણ થવી જોઇએ એમાં પોતાની પૂર્ણ સંમતિ બતાવી. બીજા ગૃહસ્થે મિ. ફ્રીમેંટલની વિવિધ સૂચનાઓ ઉપર પોતાનો લિખિત ઉત્તર અમને મોકલ્યો છે—જે અમે એમના જ શબ્દોમાં નીચે રજુ કરીએ છીએ :*

"આ પુસ્તકમાં આપેલી સૂચના—જે ગામડાંની કેળવણીને સહાયભૂત થઇ પડશે એવું કર્તાનું માનવું છે—તે પૈકી નીચે જણાવેલી બાબતોની બનતી અજમાયશ આ ઇલાકા ખાતે આગળ ઉપર કરવામાં આવી હતી અને ફતેહ ન મળવાથી તે છોડી દેવામાં આવી હતી.

૧. અડધા દહાડાને માટે નિશાળ ભરવી—સવાર કે સાંજ.

સને ૧૯૦૬ થી ૧૯૧૨ સુધીમાં જુદે જુદે વખતે સુરત વગેરે લગભગ ગુજરાતના બધા જીલ્લામાં આ પ્રયોગ કરવામાં આવ્યો હતો. બધા જીલ્લામાં તે નિષ્ફળ નિવડયો હતો. સંખ્યા તથા હાજરીની બાબત પરિણામ અસંતોષકારક જણાયું અને વધારામાં અભ્યાસ પણ નબળો માલમ પડયો. જ્યાં જ્યાં અજમાયશ કરવામાં આવી તે દરેક ઠેકાણેથી એની વિરુદ્ધ ડીપ્યુટી ઇન્સ્પેકટરોના અભિપ્રાય એજ્યુકેશનલ ઇન્સ્પેકટર તરફ મોકલવામાં આવ્યા હતા. એ ઉપરથી વધુ અજમાયશ કરવાનું માંડી વાળવામાં આવ્યું હતું—એનાં મુખ્ય કારણ—

(૧) લોકોની અડધા દિવસવાળી યોજના વિરુદ્ધ લાગણી ઘણા વખતથી પોતાનાં છોકરાં જે આખો દહાડો ચાલતી નિશાળમાં મોકલવાનો તેમનો વહિવટ હોવાથી તે તરફ પ્રીતિ અને નવી યોજના તરફ સ્વાભાવિક અભાવ.

(૨.) ખેતીની મોસમમાં આખો દહાડો ખેતરમાં મદદગાર તરીકે છોકરાંને રાખવાનો

* અમે દિલગીર છીએ કે એમની અનિચ્છાના કારણથી અત્રે એમનું નામ આપી શકતા નથી. છતાં એમણે પોતાના અનુભવને આધારે આપેલા મત માટે એમનો પૂર્ણ આભાર માનીએ છીએ.

ખેડુતનો પરંપરાનો સંપ્રદાય—સવારમાં ભાથું લઇને છોકરૂં જાય તે આખો દહાડો માબાપ ભેગું ખેતરમાં જ રહે.

(૩.) છોકરાંને એક વેળા નિશાળે જવાનું હોય છે ત્યારે ઘણું ખરૂં બીજી વેળા ખેતરે ન જતાં રમવામાં ગાળવામાં આવે છે. એ માબાપની નજરે આવવાથી તેમની નવી યોજના તરફ અપ્રીતિ વધે છે.

(૪.) શિક્ષક અડધો દિવસ કામ વગર બેશી રહેવાથી પોતાને વતન (જો તે નજદીકમાં હોય તો) ચાલ્યો જતો અને બીજે, દહાડે વખતસર આવી નિશાળ ઉઘાડતો નહિ.

(૫.) આજુબાજુની મોટી નિશાળોમાં ઠેઠ ઉપલા ધોરણ સુધી ભણવાનું હોવાથી પોતાના છોકરાંને પણ તેટલુ ભણવાનુ હોય તો સારૂ એવું ખેડુતનું મોટે ભાગે માનવું હોવાથી માત્ર ૩ કલાક છોકરૂ ભણે તે પુરતું નથી એવી તેની સમજને લીધે તેનો અભાવ વધે છે.

અજમાયશ કરવામાં આવેલી તે નિષ્ફળ નીવડી એ બાબત કર્ત્તા પણ પૃષ્ઠ ૩૬ પર જણાવે છે.

આ બાબત વખતો વખત અજમાયશ—ગુજરાતમાં તેમ જ ખાનદેશ વગેરે બીજે ઠેકાણે પણ કરવામાં આવેલી—૧૮૯૨–૧૮૯૭ દરમ્યાન પણ કેટલાંક ગામો પસંદ કરી ત્યાં અખ્તરો કરવામાં આવેલો.

૨. રજાના દિવસો ગામડાંમાં ખેતીના ધધાને અનુકૂળ પડે એવી રીતે તે રાખવા જોઇએ.

એ બાબત પણ ૧૮૯૦ થી તે ૧૮૯૫ દરમ્યાન લોકલ બોર્ડ તેમ જ મ્યુનિસિપાલ સ્કુલોમાં અજમાયશ કરવામાં આવેલી. મ્યુનિસિપાલ સ્કુલો માત્ર તાપની મોસમમાં એકાદ માસ બંધ રાખવા ઠરાવેલું—તેની વિરુદ્ધ મહેતાજી—માબાપ તેમ જ ઇન્સ્પેકટરોનાં લખાણ થવાથી તે અખતરો બંધ કરવામાં આવ્યો હતો. ગામડાંમાં કોઈ ભાગમાં કાપણી વખતે અને કોઈ ભાગમાં તાપની મોસમમાં લાંબી એકાદ માસની રજા આપવાનું ઠરાવેલું તેનું પરિણામ પણ સારૂ આવેલુ ન હોવાથી તે પ્રયોગ બંધ પડયો હતો. ગામડાંમાં છોકરાં ખેતરે ન જતાં ઘણો વખત રમવામાં કાઢતાં. ખેતી ન કરનારના છોકરાં પણ તેમ જ કરતાં. અને ૧૦–૧૨ વરસની ઉમ્મર નીચેના છોકરાંની યાદશક્તિ વિકાસ ન પામેલી હોવાથી આગલા વરસમાં ભણેલા તે ઘણે ભાગે ભૂલી ગયાં અને છોકરાં નિશાળ ઉઘડતે પાછાં આવતાં તેમને ફરીથી પહેલેથી જ શરૂઆત દરેક વિષયમાં માસ્તરોને કરાવવી પડતી.

૩. બગીચાનું કે ખેતીનું જ્ઞાન—તેમ જ આંખ તથા હાથને તાલીમ મળે એવી કેળવણી ગામડાંની નિશાળમાં આપવી જોઇએ.

બગીચાની કેળવણી ઉત્સાહી મહેતાજી આપવાની દરેક તક લે છે. પણ પાણીની જોગવાઈ ન હોવાથી એ સંબંધમાં કામ બરાબર થઈ શકતું નથી. ચોમાસામાં બગીચો સારો બનાવે છે, પણ પાછળથી ઉનાળો આવતાં પાણીની તંગીને લીધે કરેલું સઘળું કામ રદ જાય છે. છોકરાં અને મહેતાજીનો ઉત્સાહ કાયમ રહેતો નથી. બીજું જ્યાં પાણીની જોગવાઇ તરીકે કમ્પાઉન્ડમાં કે નજદીકમાં કુવો હોય છે ત્યાં કેટલીકવાર શિક્ષક અનઘડ અને બિનઉત્સાહી હોવાથી છોકરાંને ખરેખરી ઉપયોગી થઈ પડે એવી કેળવણી આપવાનુ બની શકતું નથી. ટ્રેનીંગ કૉલેજમાં ખેતી તથા બગીચા બાબતનું જ્ઞાન આપવાને આગળ એક કાર્મ જોડવામાં આવેલ, પણ ચાલુ નિશાળોમાં એ વિષયોની કેળવણી આપવી દુરસ્ત નથી એવી સરકારની નીતિ ( policy ) મુકરર થવાથી તે કાર્મ કાઢી નાખવામાં આવ્યુ અને એ વિષયોમાં જે કાંઈ જ્ઞાન આપી કૉલેજમાંથી શિક્ષકો બહાર મોકલવામાં આવતા તે બંધ થયા. જ્ઞાન લેનાર ઉમેદવારો પૈકી કેટલાકને એ બાબત જરા પણ આગળનો સંસ્કાર થએલો ન હોવાથી તેઓ સદ્દરહુ વિષયનું જ્ઞાન આપવાને લાયક પણ બન્યા નહિ. સબબ જો આ બાબતનું શિક્ષણ ગામડાંની નિશાળમાં દાખલ કરવું હોય અને કરવું યોગ્ય જ છે તો ટ્રેનિંગ કૉલેજમાંથી મહેતાજી થઈ બહાર જનાર ઉમેદવારોને બગીચાનુ અને કંઇક ખેતીનું વહીવટું જ્ઞાન મળે તેને માટે એલાયદી નૉર્મલ સ્કુલ હોવી જોઇએ. ત્યાં તે દરેક ઉગતા મહેતાજીએ તે તે વિષય સંબંધી વહીવટમાં ખપ લાગે તેટલું જ્ઞાન મેળવવું જોઇએ. અને પછી મહેતાજીની જગા પર નિશાળમાં દાખલ થવું જોઇએ.

હસ્તકેળવણી—નિરુપયોગી કીન્ડરગાર્ટન પદ્ધતિની રમતો દ્વારા આપે છે. પણ તે ગામડાના લોકને પોતાનાં ધંધામાં ઉપયોગી થઈ પડે એવી કેળવણી તો સુથારી કામ છે. જીલ્લામાં ચાર પાંચ વરસ ઉપર બે ચાર ઉત્સાહી મહેતાજીઓએ ઉઘરાણું કરી અમુક રકમ ગામમાંથી ઉત્પન્ન કરી. તેમાંથી સુથારનાં ઓજારો ૧૨ છોકરાં એકી વખતે સાથે કામ કરી શકે એટલાં લાવવામાં આવ્યાં અને એક સુથારને ટુંક પગાર આપવાનું ઠરાવી નિશાળના વખત પછી કાંઈ કાંઈ શિક્ષણ છોકરાંને આપવાનુ રાખ્યું. છોકરાઓ, ખીલી, પૈડાના આરાં, પુડીયાં, નિસરણી વગેરે લોકોને સામાન્ય રીતે ઉપયોગમાં આવે અને કામચલાઉ સુથારની ગરજ ન પડે એવી ચીજો ૮–૧૦ મહીના દરમ્યાન બનાવતાં શીખ્યા. લોકોને પણ એ બાબત રૂચતી લાગી. કેળવણીખાતા તરફથી યોગ્ય ઉત્તેજન દેવામાં આવ્યુ. પરંતુ રેવન્યુ ખાતાના અધિકારીઓને કોઇને એ બાબત રૂચતી ન લાગવાથી તે કામ શીખવવાનું બંધ કરવું પડયું. આવા કામની હસ્ત કેળવણી સહેલાઇથી આપી શકાય અને તે લોકોને ઉપયોગી થવા ઉપરાંત પ્રિય પણ થઈ પડે એમાં સંશય નથી પરંતુ એવી બાબત બીજા ખાતા તરફથી વચ્ચે પડવાનું અગર અટકાવ નાખવાનું ન થવું જોઇએ.

ગામડામા કેળવણીનો બહોળો પ્રસાર કરવાને કર્ત્તાનુ કહેવુ છે કે કેળવણી લોકોને અનુકૂળ—જે વ્યવહારમા ઉપયોગી થઈ પડે એવી હોવી જોઇએ, તે સર્વમાન્ય હોય—એ સંબધમા બે મત હોય નહિ પણ આ દેશને માટે તે કેળવણી કેવી હોવી જોઇએ તે સબધ મતફેર હોય

અમારા મતે—હાલ ૪ વરસનો અભ્યાસક્રમ ગામડાની નિશાળને માટે ઠરાવેલો છે તે વધારી ૬ વરસનો કરવો જોઇએ, અને તેથી તેમા ઘટતો ફેરફાર થવો જોઇએ

નિશાળમા ત્રીજા ધોરણ પછી એટલે છેલ્લા બે વરસમા ખેતી, બગીચા તથા સુથારી કામ જેવી હસ્તકેળવણી—ને લગતુ જ્ઞાન આપવુ જોઇએ તે આપી શકે એવા ખાસ શિક્ષક તૈયાર કરવા જોઇએ તે ખાતર જુદી નોરમલ ક્લાસ કાઢવી

તાલુકાની એક મોટી નિશાળ સિવાય બીજી કોઈ પણ ગામની નિશાળને ૬ વરસ કરતા વધારે લાબો અભ્યાસક્રમ ચલાવવા દેવો નહિ તાલુકાની નિશાળ ખાતે હાલની માફક ૮ વરસનો ક્રમ ચલાવવો અને તેનો હેતુ વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાને માટે ઉમેદવારો તૈયાર કરવાનો રાખવો આજુબાજુના તાલુકાના ગામથી એ પરીક્ષાની ઉમેદવારી કરનાર છોકરા આવે તેને માટે છેલ્લા બે વરસનો અભ્યાસ કરવાની જોગવાઈ કરી આપવાને સારુ હોસ્ટલ ત્યા સાથે જોડવી

બગીચા કે ખેતીની કેળવણીમા વહીવટી જ્ઞાન આપવુ સિદ્ધાતી કે શાસ્ત્રીય બાબતનું જ્ઞાન જેમ બને તેમ થોડુ અને થોડુ, તે પણ એ ઉમ્મરના છોકરા સારી રીતે સમજી શકે એવી રીતનુ બનાવી આપવુ

૭ વરસ પૂરા થયા ન હોય અગર લગભગ પૂરા થવા આવ્યા હોય તેના છોકરાને પ્રથમ નિશાળમા દાખલ કરવા નહિ.

હાલ ચાર વરસના છોકરાને દાખલ કરવામા આવે છે એટલા નાના છોકરા દાખલ કરવાથી નિશાળને બોજારૂપ થઈ પડે છે ને તેમને નિશાળ ખાસ લાભ મળતો નથી'

[ વસન્ત-ઑફિસ. ]

---

બૂના .
આત દરેક વિ

# ટેવ.

## ( ૧ )

"Men's thoughts are much according to their inclination their discourse and speeches according to their learning and infused opinion; but their deeds are after as they have been accustomed....... .......In other things predominancy of custom is every where visible; in so much as a man would wonder to hear men prefess, protest, engage, give great words and then do just as they have done before, as if they were dead images and engines moved only by wheel of *custom*."

( Bacon )

અધિકાર, કીર્તિ, પંડિતાઇ, પૈસો, અને પ્રેમ, એ મનુષ્ય જીવનના મુખ્ય પ્રેરક બળ છે, પણ તે સર્વે કરતાં તેની શુદ્ધ ઇચ્છા.§ અથવા નિષ્કામ બુદ્ધિ એ સર્વોત્તમ બળ હોવું જોઇએ; તેથી સદાચાર કે શીલ એ મનુષ્ય જીવનનો ખાસ ઉદ્દેશ છે. સદાચારનો આધાર ત્રણ બાબત ઉપર છે. (૧) મનનું કુદરતી વલણ. (૨) ટેવ. અને (૩) જ્ઞાન કે ઉપદેશ. પણ આ ત્રણે વસ્તુમાં ટેવ એ એક ઉપયોગી અંગ છે. "ચારિત્ર એ પૂર્ણ રીતે તાબે થએલી ઇચ્છા શક્તિ", એવું મિલે ચારિત્રનું સ્વરૂપ નક્કી કર્યું છે. જો કે ચારિત્રના આ લક્ષણમાં ઉચ્ચભાવના કે જ્ઞાનેન તદ્દન ગૌણ ગણવામાં આવ્યું છે; તો પણ ટેવની દૃષ્ટિથી તેનું કહેવું બરાબર છે એમ નિઃસંશય આપણે કહી શકીએ; કારણ કે કોઇપણ બાબત જાણવી, અને તેનો અમલ કરવો એમાં ઘણો તફાવત છે કોઈ વસ્તુને જાણવી અથવા તેના ગુણ ગ્રહણ કરવા અને તેનો તર્ક કરવો એ બુદ્ધિનું કાર્ય છે. અંનુભવવી પણ તે બાબતનો અનુભવ લેવો–તેને વિચારના પ્રદેશમાંથી આચારની ભૂમિકામાં અનુભવીએ ઇચ્છાશક્તિની ક્રિયા છે. જ્ઞાન થોડું હોય પણ ઇચ્છાશક્તિ પ્રબળ હોય તો આપણને સંસારમાં સારો વિજય મળે છે. જંતુ અને પ્રાણી સૃષ્ટિમાં ક્રિયા એ તેમના જીવનનો મુખ્ય ઉદ્દેશ છે, પણ મનુષ્યને ચિંન્તન કરવાની જ શક્તિ મળી છે, તેથી ઘણી વખત તેની ક્રિયા તર્ક વિતર્કમાં જ સમાપ્ત થાય છે; અને તેની પરિસ્થિતિ ઉપર જે અસર થવી જોઇએ તે થઈ શક્તિ નથી. આવી રીતે ચૈતન્યના આરંભથી ક્રિયા એ જીવનનો ખાસ હેતુ હોય એવું કુદરતે નિર્માણ કરેલું છે. બુદ્ધિદ્વારા જે તે. જ્ઞાન-મળે છે તે તો ઇચ્છા શક્તિને અમુક માર્ગ શોધવાને આપેલો પ્રકાશ છે; પણ જ્ઞાનમાં ક્રિયાનું પ્રેરક બળ રહેલું નથી. અમુક બાબત સારી કે નરસી છે એનો વિવેક બુદ્ધિ કરે છે, પણ તેનો અનુભવ તો ઇચ્છાથી જ, થઇ શકે છે. ઇચ્છાના આવા સર્વોપરી બળને લીધે **શોપનહોર** તેને સૃષ્ટિના આરંભનું મળ

---

§ "*Kant* points out that the moral consciousness is really based on the idea that there is nothing absolutely good except a good will."

કારણ ગણે છે બુદ્ધિ અને ઇચ્છા, વિચાર અને આચાર, કલ્પના અને વ્યવહાર, એ બને અંગ આપણા જીવનમા આવશ્યક છે, પણ જ્યારે કેવળ બુદ્ધિના ધ્યાનનુ સામ્રાજ્ય ચાલે છે ત્યારે યોગ્ય મમતોવનો ત્યાગ થાય છે અને તેની સ્હામે પ્રત્યાઘાતરૂપે ઇચ્છાનુ બળ સર્વોત્તમ છે એમ સિદ્ધ કરવામા આવે છે પ્રવૃત્તિ અને નિવૃત્તિ, કર્મ અને જ્ઞાન, બુદ્ધિ અને ઇચ્છા–એમાથી જ્યારે એક તત્ત્વ ઉપર વિશેષ ભાર મૂકવામા આવે છે ત્યારે તેના બીજા અંગ પ્રત્યે વિરોધ ઉત્પન્ન થાય છે, અને તે જાણે તત્ત્વ ગૌણ હોય એવી માન્યતા જોવામા આવે છે, પણ ખરી રીતે તેમના યોગ્ય સમન્વયમા વિચાર અને આચારની એકતા રહેલી છે બુદ્ધિ, ઇચ્છા, અને લાગણી જે ચૈતન્યના સ્વરૂપ છે તેની અસર આપણા જીવન ઉપર ઓછા વત્તા પ્રમાણમા જોવામા આવે છે, તોપણ તેનો દરેક અંશ ગૌણ સ્વરૂપમા હયાત માલમ પડે છે કેળવણી અને વહેવારની દૃષ્ટિથી ઇચ્છા શક્તિની સત્તા વધારે ઉપયોગી છે એમ આપણે કબુલ કરવુ જોઇએ તેથી એક ઇંગ્રેજ વિદ્વાન એવુ કહ્યુ છે કે મનુષ્યજીવનનો ત્રણ ચતુર્થાંશ ભાગ ક્રિયામા સમાપ્ત થાય છે, અને ફક્ત તેનો એક ચતુર્થાંશ જ વિચારની ભૂમિકામા હોય છે જો કે આ તેનુ કહેવુ વિદ્વાનો અને ચિંતકોના સંબંધમા હશે તોપણ સાધારણ મનુષ્યનુ લગભગ સઘળુ જીવન ક્રિયામા જ મશગુલ હોય છે આપણા દરરોજના કામ ટેવથી જ નિયમિત થએલા હોય છે ખાવુ, પીવુ, સુવુ, ઉઠવુ, લુગડા પહેરવા વગેરે ઝીણા ઝીણા કામ એ સર્વે ટેવની સત્તાને આધીન છે જો આવા કામને માટે આપણા મનમા દગદગો કે વિચાર ઉત્પન્ન થાય તો આપણે ઘણુંજ થોડુ કામ કરી શકીએ પણ કુદરતે ટેવના બળને લીધે આપણા હમેશના કામ યત્રવત્ થાય એવુ નિર્માણ કરેલુ છે, કારણ કે નવા કામને માટે આપણે પ્રથમ જે મહેનત લેવી પડે છે તે વારંવાર તેની ક્રિયા કરવાથી ઓછી થાય છે, અને તેને લીધે એક જાતની સરળતા ઉત્પન્ન થાય છે

કોઇપણ ધધા ઉપર નજર નાખવાથી આ બાબતની ખાતરી થાય છે બાળકને પ્રથમ પેન ઝાલતા શિખવવાને માટે પ્રથમ તેના હાથના સ્નાયુનો કાબુ કેળવવો પડે છે, કારણ કે અક્ષર સમજવામા તેનુ ધ્યાન ખેંચાવાથી તે એકી વખતે અક્ષર ઉકેલવામા અને પેન ઝાલવાનુ કામ કરી શકતુ નથી, પણ જ્યારે સ્નાયુ ઉપર તેનો કાબુ હરે છે ત્યારે તે ઝટ લખી શકે છે તેવી જ રીતે બાઇસીકલ ઉપર બેસતા શીખતી વખતે ઘણો વખત લાગે છે, કારણ કે તે વખતે હાથ, પગ, અને આંખને એકી વખત કામ કરવાનું હોય છે પણ જ્યારે તે ક્રિયા વ્યવસ્થિત થાય છે ત્યારે તે કામ ઘણી ઝડપથી થાય છે તેવી જ રીતે સંગીતના કામમા પણ આવી મુશ્કેલી નડે છે, પણ આગળા કેળવાયા પછી તે કામ સ્હેલું લાગે છે કારીગર લોકો જે ઝડપ અને ચોકસાઇથી કામ કરે છે તે ફક્ત ટેવના બળને લીધે છે આપણા જીવન ઉપર ટેવની આવી ભારે સત્તા છે તેથી ઇંગ્રેજીમા કહેવત છે કે ટેવ એ બીજી જાતનું કુદરતી બળ છે અને મનુષ્ય એ ટેવના સમૂહ રૂપ છે, અને તે યથાર્થ છે એમ લાગે છે આપણી ભાષામા પણ કહેવત છે કે "પ્રાણ અને પ્રકૃતિ સાથે જાય" મનુષ્યની પ્રકૃતિ એ અનેક સંસ્કારનુ ફળ છે પછીથી તે જાતિના અનુભવ લીધે હોય કે વ્યક્તિના પ્રયત્નને લીધે હોય કુદરત સગ્રહ કરેલા અનુભવના એકદમ નાશ થવા દેતી

નથી; તેથી મનુષ્યનો સ્વભાવ ઘડાય છે અને તે થોડા વખતમાં બદલાઇ જતો નથી. આપણા જીવનમાં ટેવની આટલી બધી મહત્તા છે તેથી નાના બાળકની ટેવ કેવા પ્રકારની બંધાય છે એ ઉપર આપણે વિશેષ ધ્યાન આપવું જોઇએ. ટેવનું સ્વરૂપ કેવું છે, તે કેવી રીતે પડે છે; ટેવના ફાયદા તથા ગેરફાયદા શું છે; તથા તે ટાળવાના ઉપાય કયા છે એ સંબંધીનું જ્ઞાન માબાપને તેમજ શિક્ષકને જરૂરનું છે; કારણ કે ગૃહ અને નિશાળ એ બાળકની કેળવણીમાં ઘણા ઉપયોગી સાધન છે.

આવી રીતે ટેવની મહત્તાનો સામાન્ય વિચાર કર્યા પછી કેળવણી પ્રત્યે તેની ઉપયોગીતા કેટલી છે તે વિષે થોડોક વિચાર કરીએ. કેળવણીનો વિચાર બે દૃષ્ટિથી કરી શકાય છે જ્ઞાનપક્ષે કેળવણી એટલે વ્યવસ્થિત જ્ઞાન છે અને ક્રિયાપક્ષે સારી ટેવ પાડવી તે છે. હાલમાં દરેક બાબત ટેવના રૂપમાં શિખવવાને માટે આગ્રહ કરવામાં આવે છે અને અમેરિકામાં તો કેળવણીનો અર્થ જ "કાર્યસાધકતા" (Efficiency), "કુશળતા" "ક્રિયાશક્તિ", "કૃતિમાં ચપળતા" એવો કરવામાં આવે છે. પ્રો. જેમ્સના મત મુજબ "પ્રવૃત્તિ માટે મેળવેલી ટેવ અને ક્રિયાના વલણની વ્યવસ્થા" એ કેળવણીનો ખરો અર્થ છે. આવા ક્રિયાવાદમાં (Pragmatism) તાત્વિક દૃષ્ટિએ સત્ય હોય કે ન હોય તોપણ કેળવણીના વિચાર માટે તે દૃષ્ટિ બિંદુ ઘણું ઉપયોગી છે.

બાળક જન્મે છે ત્યારથી કુદરતી અને માનુષી સંજોગોની અસર તેના ઉપર થયા જાય છે; તેથી તેની સ્હામે તે પ્રતિક્રિયા કરે છે; અને તેને અનુકૂળ વર્તન તે કરે છે. જ્યારે કુદરતી બળની અસર તેના શરીર ઉપર વિશેષ થાય છે ત્યારે તેનું જીવન ટકી શકતું નથી, પણ તેનામાં જે સ્વતઃ ક્રિયા કરવાની શક્તિ છે તેને લીધે તે તેમાં ફેરફાર કરી શકે છે અને તેના ઉપર વિજય મેળવે છે. આવી રીતે બાહ્ય સંજોગોના પ્રોત્સાહનને અનુકૂળ વર્તન તેને આપણે 'જીવન' કહીએ છીએ, પણ મનુષ્ય બાળકને શારીરિક જીવનના નિર્વાહથી સંતોષ પામવાનો નથી. તેને તો મનુષ્યજાતિએ સુધારાના જે સાધનનો સંગ્રહ કરેલાં છે, તેનો લાભ લેવાનો છે. જંગલી મનુષ્યના બાળકને તેની પરિસ્થિતિને અનુસરી, શિકાર કરવો, હથિઆર વાપરવું, વગેરે લડાયક સામગ્રીનો અનુભવ લેવો પડે છે; પણ આપણી પરિસ્થિતિ તેના જેવી સાદી નથી, તેને માટે ખાસ તૈયારી કરવી પડે છે, અને તે માટે જેમ તેની ક્રિયાશક્તિ વધારે કુશળ થાય તેમ તેને માટે વિશેષ લક્ષ આપવાની જરૂર છે. આવી વસ્તુ સ્થિતિને લીધે બાળકના સંજોગોમાં ફેરફાર કરવો, અને સુધારો વધારો કરવો એ શિક્ષકનું કર્તવ્ય છે, કારણ કે જે પ્રકારના સંજોગો હોય છે તે પ્રમાણે તેને પ્રત્યુત્તર કરવાનું મન થાય છે અને ધીમે ધીમે તેને તેવા પ્રકારની ટેવ પડે છે. અમુક પ્રકારનું આપો આપ કામ કામ કરવાનું વલણ એને ટેવ કહે છે. જો બાળકની પરિસ્થિતિ સારી હોય છે તો તેને સારી ટેવ પડે છે અને તે નઠારા સંજોગોમાં ઉછરે છે તો તેને હાનિકારક ટેવ પડે છે; અને જે ટેવ પડે છે તે ટાળવાને માટે ઘણી મહેનત પડે છે; તેથી પ્રથમથી જ તેને સારી ટેવ પડે તે માટે સારા વાતાવરણમાં મુકવાની જરૂર છે. યોગ્ય પરિ-

સ્થિતિની પ્રબળ અસર અદૃશ્ય રીતે તે બાળકના મગજ ઉપર થતાં જાય છે, અને તે પ્રમાણે તેમા માનસિક વલણના બીજ રોપાય છે; પણ સારા સંજોગોની સાથે બાળકની ક્રિયા પણ અવલોકવાની જરૂર છે. કારણ કે બાળકનામાં જે કુદરતી વલણ જોવામાં આવે છે તેમાંના કેટલાકને દાબી દેવાનાં હોય છે અથવા તો તેમાં ફેરફાર કરવાની જરૂર હોય છે. 'કુદરતને અનુસરવું' એ ઉપદેશમાં 'કુદરત' એ સર્વ રીતે ઉત્તમ વસ્તુ છે અને મનુષ્યની ક્રિયા તેમાં જે ફેરફાર કરે છે તે બગાડ કરે છે એવું માની લેવામાં આવે છે; પણ 'કુદરત' શબ્દનો અર્થ બે રીતે કરવામાં આવે છે. (૧) મનુષ્યમાં રહેલું શુદ્ધ ચૈતન્ય અને (૨) તેની પ્રકૃતિ કે માયા જે ચૈતન્યના વિકાસમાં અંતરાયરૂપ છે તે. 'કુદરત' નો અર્થ સૃષ્ટિના પદાર્થ અને બનાવ છે એમ સ્વીકારવામાં તોપણ 'કુદરત'થી નીતિ અને અનીતિના ધોરણનો ખુલાસો થઇ શકતો નથી; વળી મનુષ્ય એ કુદરતની ઉત્તમ વસ્તુ છે અને તેના આત્માના પ્રકાશને લીધે તેનું અસ્તિત્વ તથા જ્ઞાન તેનું મળે છે; તેથી ફક્ત કુદરતી ઉર્મી કે વેગને તાબે થઇ ક્રિયા કરવી એ ઇષ્ટ નથી; તેમજ માનુષી ક્રિયાનું ધોરણ કુદરતની ક્રિયાથી હોઇ શકતું નથી. સૃષ્ટિના વિકાસમાં મનુષ્ય પ્રાણીએ હાલમાં તેનો અંતિમ હેતુ હોય એમ માલમ પડે છે, તેથી તેની બુદ્ધિના આદર્શ મુજબ તેમાં ફેરફાર કરવાની જરૂર છે; નહિ તો મનુષ્યમાં જે નૈતિક અને ધાર્મિક વિકાસ જોવામાં આવે છે તેને માટે કંઇ અવકાશ રહેતો નથી. 'કુદરત'ને જ્યારે તેના બહોળા અર્થમાં ગણવામાં આવે છે ત્યારે જ તેની ક્રિયા ઉચ્ચતર બનાવી શકાય છે માટે 'કુદરતને અનુસરવું' એ સૂત્રનો અર્થ મનુષ્યના આત્માના ઉત્તમ વેગને અનુસરીને તેના અનિષ્ટ વલણને કાબુ રાખવાં તે છેઃ બાળકને ન્હાનપણથી પડતી ટેવ ઉપર તેથી દેખરેખ રાખવાની જરૂર છે.

કાગળની શોધ અને છાપવાની કળાને લીધે ચોપડીઓ ઘણી સોંઘી મળે છે અને તેને લીધે જ્ઞાન મેળવવાને માટે જ ઉત્કંઠા અને પ્રયાસ પ્રાચીનકાળના લોકોમાં જોવામાં આવતો હતો તેવો હાલમાં માલમ પડતો નથી તેમજ જ્ઞાનના સાધનની ઘણી સરળતાને લીધે જ્ઞાન એ સર્વ દુઃખનો ઉપાય છે એમ સમજવામાં આવે છે. 'જ્ઞાન' એ શબ્દના અર્થ પદાર્થના ગુણ ગ્રહણ કરવા અને તે ઉપર વિચાર કરવો એવો કરવામાં આવે છે; પણ તે સાથે જે આચાર બળની જરૂર છે તેને ગૌણ ગણવામાં આવ્યું છે. પણ પ્રાચીન કાળમાં 'આચાર' કે 'ટેવ' નુ મહત્ત્વ વધારે સમજવામાં આવતું હતું; કારણ કે તેમની શિક્ષણ પદ્ધતિમાં 'અનુભવ' એ એક ઘણું ઉપયોગી અંગ હતું. કોઇપણ વિષયનું જ્ઞાન તેને લગતા અનુભવ પછી આપવામાં આવતું હતું. પ્રથમ ટેવ કે આચાર અને તેને સ્પષ્ટ કરવા અથવા તેના વિશાળ દૃષ્ટિ બિંદુએ માટે તેનું શાસ્ત્રીય જ્ઞાન આપવાની જરૂર સ્વીકારવામાં આવી હતી. એરિસ્ટોટલ તેના નીતિશાસ્ત્રમાં જુવાન માણસને તે શાસ્ત્રનો અભ્યાસ કરવાની મના કરે છે; કારણ કે જ્યાં સુધી મનુષ્ય સહવાસમાં મનોવિકારનો યોગ્ય અનુભવ થતો નથી ત્યાં સુધી તેનું જ્ઞાન અંતરમાં રહી શકતું નથી. આપણા દેશમાં અપાતી ધાર્મિક કેળવણીમાં પણ ટેવનું પ્રાધાન્ય જણાઈ આવે છે. પુસ્તકમાંથી ધર્મના સિદ્ધાંત વાંચવાથી કે સાંભળવાથી ધર્મ કે નીતિના સંસ્કાર પડતા નથી, પણ ધાર્મિક જીવન ગાળવાથી તેની છાપ હૃદયમાં

પડે છે. નીતિના શિક્ષણમાં પણ ટેવ જ પ્રધાન વસ્તુ છે. નીતિના સત્ય તો સારી ટેવને વ્યવસ્થિત કરવાને, તેમજ ઉચ્ચી ભાવનાથી મનુષ્ય જીવનમાં ઐક્ય ઉત્પન્ન થાય તે માટે જરૂરના છે જ્યાં સુધી કોઇપણ વિષયનો અનુભવ હોતો નથી ત્યાં સુધી તેનું જ્ઞાન ઉપયોગી નિવડતું નથી; વળી કેટલાક વિષય તો ક્રિયાત્મક જ છે; જેવાં કે ખેતી રસોઇ, ગાયન રાજ્ય નીતિ વગેરેમાં પ્રથમ ખાસ અનુભવની જરૂર છે. તેનું શાસ્ત્ર તો તે એક વિશાળ વિચાર આપવાને માટે જરૂરનું છે; તેમજ જે ભૂલ થવાનો સંભવ છે તે અટકાવવાને તથા સુધારવાને માટે તે છે.

જ્ઞાનના આવા સર્વોપરીપણાની ભૂલ સુધારવાને માટે તેની સાથે "Learn by doing" ક્રિયાથી કેળવણી લેવી એવી બાબત સ્વીકારવામાં આવી છે. અનુભવના વર્તુલનું વિચાર એ અરધું અંગ છે અને બાકીનો ભાગ ક્રિયા છે. જ્યારે વિચાર અને ક્રિયાના સંમેલન થવાથી અનુભવનું કુંડાળું પૂરૂં થાય છે ત્યારે યથાર્થ જ્ઞાન મળે છે એમ કહી શકાય. ક્રિયાની આવી ઉપયોગિતાને લીધે હાલમાં દરેક વિષયના શિક્ષણમા જેમ બને તેમ એકથી વધારે ઇન્દ્રિયનો ઉપયોગ કરવો પડે છે. ફક્ત જ્ઞાનેન્દ્રિયનો ઉપયોગ થવો જોઇએ તેટલું જ નહિ પણ તેમાં ખાસ હાથની ક્રિયા વધારે જોવામાં આવે છે. જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિયના સયોગને લીધે જે જ્ઞાન મળે છે તે વધારે સ્પષ્ટ અને દૃઢ થાય છે અને આખરે તે ટેવનું રૂપ ગ્રહણ કરે છે. જ્યારે નવી બાબતો ટેવના રૂપમાં બંધાય છે ત્યારે મગજ ને મહેનત ઓછી પડવાથી બાળકનું ધ્યાન બીજી હકીકત મેળવવા પ્રયાસ કરી શકે છે.

**મૂળજીભાઇ હીરાલાલ ચોકસી.**

---

# થૉરો.*

[ નીચેનું ચિત્ર જીવનની અને કેળવણીની એક ભાવના રજુ કરે છે. એ ભાવનાની ભલામણ કરવા માટે એ મૂક્યું નથી, પણ સમગ્ર સમજી એના સાગ અંશો જ લેવા માટે.
તન્ત્રી.]

---

* જન્મ ઇ. સ. ૧૮૧૭, મૃત્યુ ૧૮૬૨. થૉરો ઘણે ભાગે એકાન્તવાસી પરમહંસ દશાનું જીવન ગાળતો, અને વનનાં પશુ-પંખીઓ એ એનો બન્ધુવર્ગ હતો. તેઓ મનુષ્યનો ભય છાંડી એની સાથે રમતાં. એનો એક એવો સિદ્ધાન્ત હતો કે મનુષ્યે જરૂર કરતાં વધારે મહેનત કરવી નહિ; એક દિવસ મજૂરીનો તો છ દિવસ આરામના!

" He had been apprenticed to leaning of nature in preference to that of man............Birds came at his call, and forgot their hereditary fear of

દરેક રૂઢિને એ 'તું કોણ ?' પૂછતો, અને પોતાનો સઘળો આચાર ભાવનાના પાયા ઉપર સ્થાપના ઇચ્છતો એ તદન રૂઢિની સામો ઊભો રહેનારો હતો, અને એના જીવનમા જેટલા નકાર ભરાએલા હતા તેટલા થોડા જ જીવનમા ભરાએલા હશે! એ કોઇ પણ ધધા માટે કેળવાયો નહોતો, એ પરણ્યો ન હતો, એ એકલો વસતો; એ કદી દેવળે જતો નહિ, એ કદી 'વોટ' યાને મત આપતો નહિ, અને રાજ્યને કર આપવા ના પાડતો, એ માસ ખાતો નહિ, એ મદિરા પીતો નહિ, એ તમાકુનો ઉપયોગ જાણતો સરખો પણ નહિ, અને જો કે કુદરતના શાસ્ત્રનો અભ્યાસી હતો, તથાપિ કોઇ પણ પશુ પખીને પકડવાનો માચો પાજરૂ કે બદૂકનો ઉપયોગ કરતો નહિ એણે વિચારના અને કુદરતના સહચારી રહેવુ જ પસંદ કર્યું છે ને નિ શક એ એને માટે ડહાપણ ભરેલુ જ હતુ ધન કમાવાની એને સગવડ નહોતી, અને મલિનતા અને અસુઘડાઈ—એના ઢાગ વિના પણ ગરીબાઇથી કેમ રહેવુ એ એ જાણતો હતો

એના સ્વભાવમા કોઇક લડકણી તત્ત્વ હતુ—જે કદી દબાતું નહિ, જે હમેશા મ ગી અને સામર્થ્યથી ભરેલુ હતુ, જે કોમળતા તો ભાગ્યે જ જાણતું—જેથી પોતે દરેક વસ્તુના સામા પક્ષમા જ હોય એમ પોતાને લાગ્યા કરતુ એને કોઇ ને કોઇ ભ્રાન્તિ ઊથાડી પા' વાને જોઇતી, કોઇ ને કોઇ ભૂતને હેઠમા નાખી નોક આગળ ઊભી કરવાનુ ગમતું એમ કહું તો ચાને કે એની શક્તિઓને પૂરેપૂરી બહાર લાવવા માટે એને થોડીક વિજયની બુદ્ધિ, વિજયનો દુન્દુભિનાદ જોઇતો એને ના કહેતા કાઇ જ શ્રમ પડતો નહિ, ખરેખર, એને હા કરતા ના કહેવી જ ઘણી સુગમ લાગતી જ્યા એણે એમ ન પ સાભળ્યુ કે એની સામે પડવાની જ એની પહેલી વૃત્તિ થતી એટલી બધી એની આપણા હમેશના વિચારમા સાગ્ડાપણા પ્રત્યે અસહનતા હતી આ ટેવને લીધે સામાજિક પ્રેમ ઉપર જરા હિમ પડે છે ખરુ અને જો કે પરિણામે એનો બન્ધુ એને દ્વેષ કે અસત્યના આરોપથી મુક્ત કરે છે તોપણ એથી એમના બે વચ્ચેની વાતચિત તો બગડી જાય છે તેવી એના જેવા શુદ્ધ અને નિષ્કપટી આત્માની સાથે પ્રેમના સબન્ધથી જોડાએલો સરખા દરજ્જાનો કોઇ પણ સાથી નહતો એના એક મિત્રે કહ્યુ "હુ હેન્રીને ચાહુ છુ પણ એ મને ગમી શકતો નથી અને એની સાથે હાથેહાથ મીળવવા એ તો એક વૃક્ષની ડાળીમા હાથ ભેર વવા જેવુ છે'

એવો સન્યાસી અને સ્થિતપ્રજ્ઞ હોવા છતા, એ ખરેખર મહાનુભૂતિ ધરાવનારો હતો, અને જે યુવકોની સંગતિમા એ આવતો તેમને એ ખરા હૃદયથી અને બાનક જેવી સરલ

---

man, beasts lipped and caressed him the very fish in lake and stream would glide unfearful between his hands 'In the effort to reduce the of economy to a fine art he arrived at the conviction that the best a man did over and above positive demands of necessity the better for him and for the community at large, he would have had the order of the week reversed—six days of rest for one of labor

તાથી, ચાહતા; અને એમને વિવિધ જાતની અને અસંખ્ય–નદી અને ક્ષેત્રની–વાતો કહીને ગમ્મત કરાવવાનું એને બહુ ગમતું. અને એમને સાથે લઇ એ હકલબેરિ ચેસ્ટનટ કે દ્રાક્ષ ખાવાની ઊજાણીએ જતા.

થોરોને શરીર બહુ ગોઠતું અને ઉપયોગી થાય એવું હતું. એ કદે ઠીંગણો, મજબૂત બાંધાનો, અને વર્ણે આછો હતો; આંખો ભૂરી મજબૂત અને વિચારશીલ હતી, અને દેખાવ ગંભીર હતો, પાછલાં વર્ષોમાં મ્હોંએ શોભતી દાઢી રાખી હતી. એની ઇન્દ્રિયો તીવ્ર હતી, એનું કાંડું સુશ્લિષ્ટ અને દૃઢ હતું, હાથ મજબૂત અને ઓજાર વાપરવામાં ચાલાક હતા. તથા શરીર અને મન વચ્ચે કોઇક અદ્‌ભુત મેળ હતો. સોળ વાંસ જમીન પગે માપી શકતો, તે બીજો માણસ વાંસ અને સાંકળ લઇને માપે તે કરતાં વધારે ચોક્કસ રીતે. રાત્રે ઝાડીમાંથી પણ એ રસ્તો શોધી શકતો, તે આંખ કરતાં પણ વિશેષ પગ થકી. આંખ વડે એ બહુ સારી રીતે ઝાડનું માપ કાઢી શકતો. અને એક વાછડાનું કે ડુક્કરનું તોલ એક વેપારી કરી શકે તેવી ચોકસાઇથી એ કરી શકતો. એક પેટીમાં એક બુશલ કે તેથી પણ વધારે પેન્સિલનો ભારો પડયો હોય અને તેમાંથી બાર પેન્સિલ સાથે ઊપાડવી હોય તો તે—દરેક વખત, એટલી જ હાથમાં આવે એમ તે લઇ શકતો. એને તરવું દોડવું હંકારવું વગેરે સારાં આવડતાં, અને એક આખો દિવસ પગે મુસાફરી કરવી હોય તો તેમાં પણ એ બીજાઓના કરતાં સરસ ઊતરતો. અને એના શરીરનો મન સાથેનો સંબન્ધ ઘણો સુન્દર હતો. એના પગ જેટલાં ડગ ભરતાં તેટલાં એને જોઇએ છે એમ એ કહેતો. અને જેટલી એના ફરવાની લંબાઇ, તેટલી જ હમેશાં એના લખાણની લંબાઇ થતી. ઘરમાં બેશી રહ્યો હોય તે દહાડે એ બિલકુલ લખી શકતો નહિ.

એની અવલોકનશક્તિ એવી હતી કે એને અધિક ઇન્દ્રિયો હોય નહિ ? જાણે સૂક્ષ્મદર્શક યન્ત્રથી એ જોતો, સ્વરવર્ધક કર્ણશૃંગથી જાણે સાંભળતો, અને એની સ્મરણશક્તિ એ જાણે એના જોયા–સાંભળ્યાના ફોટોગ્રાફ લેતું રજિસ્ટર. અને છતાં પણ એ સારી રીતે સમજતો કે વસ્તુ નહિ પણ વસ્તુની મન ઉપર અસર એ જ મહત્ત્વની બાબત છે. દરેક વાત એના મનમાં દેદીપ્યમાન રહેતી—સમગ્રની વ્યવસ્થિતતા અને સુન્દરતાનો જાણે એ નમૂનો. કોઇ કૉલેજે એને ડિગ્રી આપી નહિ કે પ્રોફેસરની જગ્યા આપી નહિ. કોઇ પાઠશાલાએ એને એનો પત્રવ્યવહારી મન્ત્રી શોધક કે સભાસદ સરખો પણ માન્યો નહિ. કદાચ આ પંડિતમંડળ એનો હાજરી ભૂલી કટાક્ષથી બ્હીતું હતું. પણ કુદરતના રહસ્યોનું અને અપૂર્વશક્તિનું જ્ઞાન એના જેટલું ભાગ્યે જ બીજા કોઇને હતું; એના કરતાં વધારે વિપુલ અને ધાર્મિક એકીકરણ તો એ જ્ઞાનનું કોઇએ જ કર્યું ન હતું.

[ वसन्त–ઑફિસ. ]

---

# પુત્રને--પિતાના પત્રો.

( અનુસન્ધાન પૃ૪ ૪૮૦ થી. )

૧૩.

મ્હારા પ્રિય પુત્ર.

ગયા બે પત્રોમાં મ્હેં તને નીતિને માટે જરા વિસ્તારથી લખ્યું છે. હજી તે વિષય ઘણા વિસ્તારથી લખવાનો મ્હારો વિચાર હતો. ને મ્હારાં ભવિષ્યનાં લખાણોમાં તે સાડીના રંગ પ્રસંગોપાત્ત નવા નવા કરીશ. પણ એકદમ તને કંટાળો આવે તેથી જરા દિશા પલટાવવી ધારી છે. શારીરિક કેળવણી આપવી અવશ્યની છે તે સંબંધે બે વિચાર હોઈ જ ન શકે. તેની જરૂરીઆત વિષે જેટલું કહીએ તે ઓછું. આપણામાં જૂની કહેવત છે કે "પહેલું સુખ તે જાતે નર્યા"—ઇંગ્રેજીમાં પણ એવી ઉક્તિ છે કે જેનામાં અંગબળ છે તેનામાં બુદ્ધિબળ પણ વિશેષ રહે છે. પ્રાચીન સમયમાં તે અપાતી એ કહેવું ખોટું નથી. કારણ કે ઇતિહાસ અને પુરાણોમાં આપણે અગણિત વાતો વાંચીએ છીએ. કોઇને સહસ્ત્ર (અર્થાત્ અગણિત) હાથ, કોઇને દશ શીર્ષ, ને તેના પ્રમાણમાં હસ્ત અને પાદ. આનો અર્થ આપણે એટલો જ કરવાનો કે તે સમયનાં મનુષ્ય સશક્ત વધારે. બ્રાહ્મણ અને ક્ષત્રિયનું સનાતન પ્રસિદ્ધ હતું તે ઉપરથી એવું અનુમાન થાય છે કે તે બે વર્ણમાં તે વિષે ઘણી કાળજી રાખવામાં આવતી હશે. નૈતિક અને ધાર્મિક કેળવણીની સાથે જ તેનો ક્રમ ગોઠવવાનો હશે, ને તે થાય તે જ સારૂ, તે વખતે તે લેવાનાં સાધન પણ ઘણાં હશે. તેનાં ચિહ્ન હજી હિંદુસ્થાનમાં ઘણે સ્થળે દેખવામાં આવે છે. ઉત્તર ને પૂર્વના લોકો હજી સશક્ત હોય છે. કુસ્તીને સારૂ અખાડા ઠેર ઠેર જોવામાં આવે છે. રાજા રજવાડા તરફથી યોગ્ય મદદ પણ મળે છે. કેટલાક તહેવાર પણ એવા રાખવામાં આવેલા કે તે દિવસે અંગબળનું માપ જોવાનો અવકાશ મળે. દક્ષિણમાં હજી પુના નાસિક વગેરે જગોએ કસરત કુસ્તી વગેરે ઝાઝાં છે, ને લોકો વિમુખતા બતાવતા નથી. તે ખાતે તો ખરેખર શોચ કરવા જેવી સ્થિતિ આપણા ગુજરાતની. આપણે ત્યાંહાં ગામડાંમાં લોક જે સાધારણ બળવાન જણાય છે તે સ્વાભાવિક રીતે; બાકી કસરતી નથી. ઝાઝે ભાગે તો આપણે ધાનના કોથળા ! શરીર બ્હેરવાં, ધાટદાર નહીં. હમણાં શાળાઓમાં શારીરિક બળની વૃદ્ધિને માટે પ્રયત્ન થતા દીઠામાં આવે છે. સરકારે પણ કસરત શાળાઓ ઉઘાડી સવડ કરી આપી છે, ને છોકરાંઓએ તંદુરસ્તીની કિંમત આંકવી શરૂ કરી છે. જેમ આપણી વ્હેલી આંખ્ય ઉઘડશે તેમ લાભ સમજાશે. માબાપે છોકરાંની શારીરિક સ્થિતિ તરફ બહુ લક્ષ્ય આપવું જોઇએ. તેમના અભ્યાસના પ્રમાણમાં તેમને સારૂ પૌષ્ટિક ખોરાકને માટે પણ તજવીજ રાખવી ઘટે છે. જૂના વખતમાં શીયાળાની રતુમાં સઉ માબાપ પોતપોતાના ગજા પ્રમાણે છોકરાંને વસાણાં કરીને

ખવડાવતાં, ને તે મશે પોતે પણ થોડો ઘણો ઉપભોગ લેતાં ને ઝુકતી ઇમારત ટકાવતાં. હાલમાં કેળવણી તરફ લક્ષ્ય વધારે ને શરીર સુધારણા તરફ કમી. ચ્હાએ ઘાણ વાળ્યો છે. તેની સાથે કંઈ ખોરાક લેવાતો હોય તો સારૂ. એકલો ચ્હા જ્હઠરાગ્નિને બગાડે છે. આજનાં ભણતાં છોકરાંમાં ઘણે ભાગે નજર ટૂંકી થાય છે. અશક્તિ, બ્હીકણપણું, કમતાકદી, કોમળતા વધતાં દેખાય છે. શરીર નિસ્તેજ થાય છે. મ્હેનત કરતાં કંટાળો આવે છે અલ્પાયુષ્ય અને નિરુત્સાહીપણું વધે છે. ટાઢ, તડકો, વરસાદ સહન થતાં નથી. આપણા દેશમાં પ્રજાની કમતાકાદીનું એક કારણ બાળલગ્ન પણ મ્હારી ધ્યાનમાં આવ્યુ છે. એક તરફ અભ્યાસની ચિંતા, બીજી તરફ ન્હાની વયમાં લગ્ન થયુ હોય તો સંસાર ચલાવવાની કાળજી. બન્ને મારની વચ્ચે શરીર ઝાઝુ ખીલતું નથી. પ્રજા નિર્બળ પેદા થાય છે, ને આપણો હાલનો સંસાર એક છોકરીઓની ઘર ઘરની રમત જેવો દેખાય છે. આપણામાં સેંકડે પાંચ ટકા પણ પહાડને પાડુ મારે તેવા ઉંચા, કદાવર અને પ્રૌઢ પુરૂષો ક્યાંહાં છે? ઉંચી, ઘાટીલી ખુબસુરત ને સશક્ત સ્ત્રિયો ક્યાંહાં દેખો છો? છોકરાંમાં યુવાવસ્થા જ કોનામા દીઠી? શરીરનો વિકાસ ક્યાંહાં થાય છે? દીકરા, નિરાશ થવાનુ કારણ નથી. હિમ્મતથી આ તરફ લક્ષ્ય રાખો, ને સુધારો અવશ્ય થશે. ઉદ્યોગીને તેના પુરૂષાર્થમાં પ્રભુ સદૈવ સહાય રહે છે.

લી. ત્હારા પિતાના અનેક આશીર્વાદ.

## ૧૪.

મ્હારા પ્રિય પુત્ર.

નૈતિક અને શારીરિક બળને માટે કહ્યા પછી આપણામાં માનસિક બળની શી સ્થિતિ હતી અને હાલ થઈ ગઈ છે તે વિષે બે બોલ લખુ તો તે અસ્થાને નહીં ગણાય. માનસિક બળનો વિકાસ મ્હારી ધ્યાનમાં પ્રત્યેક મનુષ્યની સ્થિતિ ઉપર ઘણે અંશે આધાર રાખે છે, કેટલાક ગુણો સહજ છે. જન્મની સાથે માનવ જાતિને પ્રાપ્ત થયેલા જોવામાં આવે છે. કેટલાકને તેની વૃદ્ધિ કરવાના પ્રસંગ મળે છે તેથી વધતા જોઇએ છીએ. ને કેટલાકને સાધનના કમીપણા અને બીજાં અન્ય કારણો લઇને વિકાસનો અવકાશ મળતો નહીં હોવાથી જેવા ને તેવા દરી જાય છે. પૂર્વ કાળમાં બીજી કેળવણીની સાથે માનસિક કેળવણીને માટે થોડું કરવામાં ન્હોતું આવતું. ગુરૂ-શિષ્યની પ્રણાલિકાના વખતમાં અભ્યાસક્રમ પુરો થયા પછી ગુરૂઓ શિષ્યને માનસિક શક્તિની ખીલવણીને સારૂ અનેક ઉપાયો યોજતા. તેમને સાથે લઇને દેશાટન કરતા. પહાડ, પર્વત, નદી, સમુદ્ર દેશપરદેશ ફરી ન્હાના મ્હોટા રાજાઓ, ઋષિ, મુનિ, તપસ્વી ઇત્યાદિ મહાત્માઓના પ્રસંગમાં આવી તેમને વસ્તુ તથા સ્થિતિનું અવલોકન કરાવતા-સૃષ્ટિસૌંદર્ય, માનવધર્મ, મનુષ્યપ્રકૃતિ, સામાજિક વ્યવહાર અને દુનિયાદારીને ઉપયોગમાં આવતા સર્વ પ્રકારના પ્રપંચનું જ્ઞાન આપી પ્રત્યેકમાં તેમને ટાંચે મૂકવા કોઈ જાતિનો પ્રયત્ન કરવા ચૂકતા નહીં. જો આવા જ્ઞાનમાં વિષમપણું જણાતું તો ગુરૂજ્ઞાનનુ કમીપણું દેખાતું ને શિષ્ય વૃત્તિ વગોવાતી. સર્વ વાતે સિદ્ધ બનાવ્યા વગર નિપુણતાની પદવી

હવે તે વખતે શાનું નામ ધર્મ હતું ? શું અને કેવી રીતે પળાતું, તેની વીગતમાં પડવાનું આ સ્થાન નથી. તેને માટે જેને અપેક્ષા હોય તેણે "ધર્મશાસ્ત્ર" ના ગ્રંથોનું અવલોકન કરવું ને તે તરફ અભિરુચિ થતી હોય તો તેનું અધ્યયન કરવું, ને તેમાં લખ્યા પ્રમાણે બને તેટલું પાળવાને પ્રયત્ન કરવો. આજ તો જ્યારે દ્વિજને યથાકાળ સંસ્કાર જ થતા નથી તો તેના ક્રમ પ્રમાણે ધાર્મિકજ્ઞાન આપવાની કોઈ શું કામ કાળજી કરે ? ધાર્મિક ક્રિયા કરે છે કોણ ? બલ્કે, કરનાર અને કરાવનાર'જ ક્યાંહાં છે ? પ્રશ્ન એવી તરેહનો પુછવામાં આવે છે કે, કરે છે તેનો શો સ્વર્ગનો દાંડો ઝાલવાનુ મળ્યું, ને નથી કરતા તેને નરકમાં નાંખવાનો શો પુરાવો છે ? હાલનો વખત સ્વયંસિદ્ધતા સ્થાપવાનો છે, અનુમાનને અવકાશ નથી. દૃષ્ટાંત કે સિદ્ધાંતની જરૂર નથી. પ્રત્યક્ષ પ્રમાણ હોય તો આવી જાઓ ! આપણા જેવી ઉંચી જ્ઞાતિમાં વીસ વીસ વર્ષે ઉપનયન સંસ્કાર થયાનું આપણે જાણીએ છીએ. ને હજુ પચીસ થવા આવ્યાં એવા છોકરાને ન થયાના દાખલા પણ વેગળા શોધવા જવાના નથી. આપણા એક નાગર ગૃહસ્થના બે સોળ વર્ષ ઉપરાંતના છોકરાને જનોઈ આપ્યાની એક કહાણી જ્યારે મ્હને પ્રથમ કહેવામા આવી ત્યારે ઘણું આશ્ચર્ય લાગ્યુ. બ્રાહ્મણને ત્રાહ્યતોબા પડાવી છે, દક્ષિણાની લાલચે તેણે કર્મ કરાવ્યુ. બાકી નથી હોમાદિ કર્મ થયું કે પ્રાયશ્ચિત્તવિધાન કે કોઈ જાતિની વિધિ નિષ્ક્રયનાં દાન આપીને ગાડુ ચલાવ્યું છે. છાણના દેવ ને કપાસીયાની આંખ્યો જેવો વ્યાપાર થયો. આટલુ વિગતવાર લખવાનો ફક્ત એટલો જ હેતુ છે કે આપણા જેવી ઉચી કોમમા પણ જ્યારે આ પ્રમાણે બનતું જોઇએ, તો પછી નીચમાં તો શી સારી આશા રાખી શકાય ? બ્રાહ્મણને હવે વેદ ભણવા ભણાવવાની ફરજ માથે રહેલી નથી. ગોરજ અભણ હોય એટલે યજમાનને શુ કામ ફરજ પાડે ? કેટલાક બ્રાહ્મણને જમવા આવ્યો હોય તો, સારો માઠો પ્રસંગોપાતનો સંકલ્પ કરાવતાં જ નથી આવડતું, ફક્ત જમ્યા પછી દક્ષિણા લેતી વખત "સ્વસ્તિ," ઉચ્ચારણ કરવાનું શિક્ષણ રહી ગયું છે. હવેના ગોર યજમાન વચ્ચેનો સંબંધ એક સંસારિક પ્રપંચનો વિષય બની રહ્યો છે. લગ્ન કે મરણ થાય એટલે ગોરને આટલું આપવું. પણ આપ્યા બદલ ગોરે શું કરવું તેનો તેને ખ્યાલ નથી. મ્હારા એક સંબંધીએ મ્હને એકવાર વાત કરી હતી કે એક ગૃહસ્થે એની મા ગુજરી ગઈ તે નિમિત્ત અમુક સંકલ્પનું એકઠું કરીને અમુક દક્ષિણા તેના ગોરને આપવા માંડી, ત્યારે તેણે કહ્યુ કે "સાહેબ ઘણું સારૂં થયું ( એની મા મરી ગઈ તે ) કેમકે પીડાવાળાનો તેના ઉપર ભારે તડાકો છે, ને આ રૂપીઆ તે સવેળા કામ લાગશે." !!! આપનારે ઘણા કચવાટ સાથે આપ્યા આપણામાં હવે ગોર યજમાનના સામાન્ય નિયમ જ ક્યાંહાં રહ્યા છે ? અરસપરસ બેપરવાઈ જણાય છે. આનું આજ કામ થયુ નથી. દિકરા ગભરાશો નહીં. તમારા, કે મ્હારા, કે મ્હારા બાપના ઉપર, અગર તેથી એક બે પેઢી ઉપર સુધી. દોષ આવે તેમ નથી આપણા બ્રાહ્મણોએ તેમનું કર્મ છોડયું, ધર્મભ્રષ્ટ થયા, ને તેમનું દેખીને આપણી આ સ્થિતિ બની છે. જો તેમણે આપણા આગળ પોતાની નિત્ય નૈમિત્તિક કર્મ, બ્રહ્મચર્ય, શાસ્ત્રજ્ઞાન, તેના વિધિ નિષેધ, તે કરવાથી લાભ, ન કરવાથી હાની વગેરે, બાબતો તાજી ને તાજી રાખી હત તો આપણી આવી ધર્મ વિમુ-

ખુતા ન થાત એમ મ્હને લાંબો વિચાર કર્યે જણાયું છે. બ્રાહ્મણોની સંખ્યામાંથી આશરે પાંચ ટકા જેટલા પણ ભાગ્યે જ સ્નાન સંધ્યા કે ગાયત્રિ જપ કરતા હશે. કરે તેની હાંસી થાય છે ન કરે તે ડાહ્યો ગણાય છે. એક વહેમી ને બીજો સુધરેલો લેખાય છે સારાંશમાં એટલું જ લખું છું કે ધર્મ પાળવાની જરૂર આપણે છે કે નહીં તે વિષે આપણે સંદિગ્ધ બન્યા છીએ.

લિ. ત્હારા પિતાના અનેક આશીર્વાદ.

૧૯.

મ્હારા પ્રિય પુત્ર.

ગયા પત્રમાં મ્હેં ધર્મ વિષયમાં આપણી સંદિગ્ધ સ્થિતિ વિષે જ લખ્યું છે, તે બાબત જરા આજે વિશેષ ચર્ચા કરવાનો મ્હારો વિચાર છે. શું આવી ને આવી સ્થિતિ કાયમ રહે તો સારૂં? કે તેમા ફેરફાર થવાની જરૂર છે? ધાર્મિક વિષયમાં આવું બે દરકારપણું રાખવું એ હિતાવહ છે એમ કોણ કહેશે? જ્યારે ધર્મ સંબંધી વિચાર કરીશું ત્યારે કયો ધર્મ? શુ કરવું, શું ન કરવુ અને કોણ કરવાના અધિકારી? અધિકારકોને કહેશે? કોણ આપે? કયાં ધર્મનાં પુસ્તકો માનવાં? કયા નિયમ અને ધોરણને પ્રમાણભૂત ગણવાં? પંથ કયો પાળવો? ગુરૂ કોને કહેવા? આ અને તેવા બીજા પ્રશ્નનો હાર ને હાર મ્હારૂં મગું કોડી નાંખે છે. ગુરૂ અને માબાપ ધાર્મિક જ્ઞાનનુ દાન દેવા સંબંધે તદ્દન વિમૂખ છે. આપવું કે નહીં? નથી અપાતું તેથી લાભ કે હાનિ છે, તેનો પણ તે વિચાર કરે છે કે નહીં તે પણ સમજાતું નથી સરકારે તો ધર્મ વિષયમાં મૌન અને તટસ્થ સ્થિતિ ધારણ કરી છે. લોકોએ પોતપોતાનુ ફોડી લેવું. તેમને જરૂર જણાય છે તો ઘણાંએ વિચાર કરશે. તેમણે વચમાં દખલ કરીને કોમને કોમ સાથે લઢાવવાની વૃત્તિ નથી. નિશાળમાં તે કેળવણીનું તત્વ દાખલ કરીને કોને રાજી કરે કે કોને નારાજી કરે તે પણ વિચાર. પંડિત અને કાજીનો ઝગડો ધારો કે પરાણે મટાડે તો પાછા બીજી તરફ સ્માર્ત અને વૈષ્ણવ. તેમાં વળી આપણા શ્રીવૈષ્ણવ! દ્વૈતાદ્વૈત મારામારી પાછા વિશિષ્ટાદ્વૈત. કોઇનું બોલ્યું કે લખ્યુ બીજાને ન ફાવે વાંધો કાઢીને લઢે નહીં ત્યાં સુધી જપ ન વળે. પોતાનુ સારૂં ને પારકાનું નિંદવું. પણ અસાર હોય તે કાઢીને સાર ગ્રહણ કરીને તે પ્રમાણે વર્તવા પ્રયત્ન કરવો તે આપણા લોકને અનુકૂળ પડતી વાત નથી. બ્રહ્મસમાજ કે પ્રાર્થનાસમાજના અનુયાયીઓ જો કંઈ નીતિ, સદાચરણ ઇશ્વરભક્તિ વગેરેના ધોરણે ચાલવાનું કહે તો મૂર્તિપૂજકો સ્હામા ડાધા જેવા બાઝતા જ છે! આત્મોત્કર્ષ અને પારકી નિંદાએ જ આપણાં ઘર ઘાલ્યાં છે. આપણા લોકોમાં કુસંપ થવાનું મુખ્ય કારણ જોશો તો ધર્મ, પંથ, મત, સંપ્રદાયનું વૈચિત્ર્ય, જે દેશમાં એકધર્મ તે દેશની પ્રજામાં કેટલું ઐક્ય રહે છે? લોકોની રહેણી, કરણી, વૃત્તિ વગેરેમાં કેટલું સામાન્ય આવે છે? સુખ દુઃખમાં, લાભહાનિના પ્રસંગોમાં, સામાન્ય હક્કને માટે, સામાન્ય, નૈતિક, શારીરિક, માનસિક, અને ધાર્મિક પ્રગતિના કાર્યમાં એવું બળ જોવામાં

આવે છે કે પુછશો જ માં. એકપ્રન્ન, એકમંપ, એકમત, અને એકભાવ! આવું હોય તો પછી શું જોઇએ? તમે ધારો તે કરી શકો. જેટલો ભેદ નજરે ભાળો છો તેટલું જ નુકસાન સમજજો, ધર્મના વિષયમાં તો આપણા આર્યાવર્તની દશા જ્યારથી વેદથી આપણી વિમુખતા થઈ, ગુરુ શિષ્ય પ્રણાલિકા તૂટી, માબાપ, તે અગત્યના વિષયમાં દુર્લક્ષ્ય થયું અને વાડા પંથ મત અને સંપ્રદાયનાં ટોળાં વધ્યાં ત્યારથી અસાધ્ય સ્થિતિને પ્રાપ્ત થઈ ગઈ છે. હજી થોડા થોડા અંકુર દેખાય છે તેનું જો સાવધાન મનથી સંરક્ષણ કરવામાં આવશે ચતુર અને કાર્યદક્ષ મનુષ્યો એકમનના થઇને અમુક ચોક્કસ ધોરણ ઉપર આવીને તેવા વર્તન ઉપર ધ્યાનપૂર્વક લક્ષ્ય આપશે તો આપણો સમય પલટાશે. બાકી તો અધમ અવસ્થામાં આવી પડયા છીએ. ને તેથી પણ વિશેષ અધમતામાં પડીશું. જેવી રીતે નૈતિક બળને માટે સરકારનું લક્ષ્ય ખેંચાયું છે ને શાળામાં તે તત્ત્વ ઉમેરવાને માટે પ્રયત્ન કરે છે તેવું ધર્મને વાસ્તે થવું ઘણું કઠિણ છે. ને ધારો કે તેમણે હાથમાં તે કાર્ય લીધું તો તેની સિદ્ધિની તો કોઈ સમયે આશા જ ન રાખશો. માબાપમાં ધર્મભેદ, બાપબેટામાં, ભાઇબ્હેનમાં, સ્ત્રીપુરૂષમાં અને માબાપ ને છોકરાંમાં, ભેદ, ભેદ અને ભેદ. માંકડા વિચાર ઉદાર મનથી વિચાર જ ન કરવો. કુમતિ ટાળીને સુમતિ માગવાની, ને શુભ રસ્તે ચાલવાને પ્રભુની મદદ સારૂ પ્રાર્થનાની આપણે ટેવ જ કયારે પાડીએ છીએ? ઇશ્વરનું અસ્તિત્વ જ કેટલાઓ તો નહી માનતા હોય. માનતા હશે તેને પ્રભુતાનો શો ખ્યાલ હશે? ધર્મનાં પુસ્તકોને ઇશ્વિરપ્રણિત માનવાં કે નહીં? ન માનવાં તો તેના અભાવે શું કરવું? હું તો એકથી બીજા, ત્રીજા એમને એમ વિચારના વમળમાં આજ તો ગોથાં માર્યા કરૂં છું. પ્રભુ ઇચ્છા.

લિ. ત્હારા પિતાના અનેક આશીર્વાદ.

૧૭.

મ્હારા પ્રિય પુત્ર.

ધર્મના વિષયમાં તર્ક, વિતર્ક અને કુતર્ક ઇત્યાદિ વિચારોને અલગ રાખીને આજે હું તેની મનુષ્ય જાતિને આવશ્યકતા છે, તેનો સિદ્ધાંત સ્થાપવાનો ઇરાદો રાખું છું. મ્હારા અલ્પ મત પ્રમાણે જેમ આપણને શરીરના વહનને માટે અન્ન જળની જરૂર છે, તેમ સંસારના વહનને માટે ધર્મની ખાસ જરૂર જણાય છે. આ વાત હું જરા દષ્ટાંતથી વિશેષ સમજાવી સકીશ. આપણા આર્યવર્ત દેશમાં, જ્યાંહાં વર્ણાશ્રમ ધર્મનું પરિશીલન કરવાની ધર્મશાસ્ત્રમાં આજ્ઞા છે. પણ તેની હાલ તો સાપના લીસોટા જેવી સ્થિતિ પણ રહેલી નથી. તેમાં સદ્‌બુદ્ધિ, સદ્વિચાર, સદ્‌વાસના, અને સતસગ એ ચારને સંસારરૂપી સાગરમાં તરવાને નૌકા કહ્યાં છે. દીકરા, એ ચાર ખજાના એમને એમ લભ્ય છે? તેની પ્રાપ્તિને માટે ઘણી તૈયારી જોઇએ. પ્રથમ તો સદ્‌ગુરૂ શોધવા. તેમને મુખેથી ધર્મશાસ્ત્રનું શ્રવણ થયા પછી તેનું મનન કરવું. ને તે પછી તેનું નિદિધ્યાસન. એમ ક્રમશઃ વધતા જવું ને જીવનમુક્ત

સ્થિતિ પ્રાપ્ત કરવી કોઈ તને કહે કે શું બધાએ સંન્યાસી થઇને સંસારનો ત્યાગ કરવો? ભગવાં પ્હેરવાં? ઘરબાર છોડીને જતાં રહેવું. આ તમામ પ્રશ્નનો ઉત્તર નકારમાં દઉં છું. આ બધું કરવું જરૂરનું નથી. કોઇ પણ વસ્તુનો શારીરિક ત્યાગ એ સન્યાસ નથી તેનો સારી રીતે મનથી ત્યાગ કરવો એ સન્યાસ છે. એનું ખરૂ રહસ્ય તો વાસનાના ક્ષય સુધી પોહોંચે છે. એવી દશા પ્રાપ્ત કરનારાને પછી વિધિ નિષેધ રહેતો નથી. એ તો પાણીમાં કમળ. અસંગ રહીને સર્વ વ્યાપાર કરે છે. વળી એની એક બીજી ખૂબી જુઓ. બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ, અને સન્યસ્ત આ ચાર સ્થિતિઓમાં ગૃહસ્થાશ્રમને "જ્યેષ્ઠ આશ્રમ" કહ્યો છે. બીજા ત્રણ આશ્રમોનો નિર્વાહ તે એકલો કરે છે. માટે એક મહાત્માએ કહ્યું છે કે જે મનુષ્ય ગૃહસ્થાશ્રમમાં રહીને પ્રપંચ કરી દ્રવ્ય ઇત્યાદિ સંપાદન કરે છે, ને તેનો પરોપકાર કરે છે તે સહુ કરે છે. દ્રવ્ય વગર પરોપકાર થાય નહીં. પ્રપંચ વગર દ્રવ્ય મળે નહીં. તે મેળવવાને માટે પુરૂષાર્થ કરવો જ જોઇએ. તાત્પર્ય શું થયું? એક તરફ ત્રણ અને એક બાજુએ એક! ત્રણેનુ એકત્ર બળ પણ એકની તોલ નથી. કોઇ કહેશે કે હું તો ફક્ત એકલું બ્રહ્મચર્ય પાળીશ. ને કાળે કરીને ચતુર્થાશ્રમમાં જઇશ. પણ તેણે ધર્મશાસ્ત્ર પ્રમાણે કંઈ નહીં કર્યું. દેવ. પિતૃ ઇત્યાદિનું ઋણ ન આપ્યુ. કરજદાર રહ્યો. વળી એને કોઈ તરેહની આશા નહીં એટલે પ્રપંચ ન કરે એટલે એને ઉદરનિર્વાહનો આધાર અન્ન ઉપર. જેવી આજની આપણા વિદ્યાર્થીની દશા. વાનપ્રસ્થ અને સંન્યાસીઓનો આધાર તો ગૃહસ્થો ઉપર છે તે આપણે જોઇએ છીએ. હવે બીજી રીતે વિચાર કરો. ગૃહસ્થાશ્રમમાં રહીને આપણાથી બાકીના ત્રણ આશ્રમ પાળી સકાય કે નહીં? બેશક તે થઈ શકે. ને તે થાય તે જ ઉત્તમ. ગૃહસ્થો ધર્મશાસ્ત્રાનુસાર બ્રહ્મચર્ય પણ પાળી શકે. વાનપ્રસ્થની સ્થિતિનો પણ લાભ લઈ શકે. ને સંન્યાસીની માફક પણ વ્યવહાર કરે. કોઈ વસ્તુ તેને બાધકારક નથી. તેમાં સારી રીતે રહીને બીજા તમામ આશ્રમમાં રહેનારો છે એવું સુખે ગણાય. મધ્યાન્હે તેના ઉપર સઉનો આધાર! બ્રહ્મચારી, વાનપ્રસ્થ, સંન્યાસી, દેવ પિતૃ ઇત્યાદિ તેની વાટ જોઇને બેઠા જ છે! તેણે પ્રપચ કર્યા વગર આવડી મોટી જવાબદારી શી રીતે ટકાવી રાખવી? તેણે તો રાત દિવસ પ્રપંચ કરીને દ્રવ્ય ઉપાર્જન કરવું. ને ઉપકાર કર્યો કરવા. ગમ્મત કેવી છે કે એકમાં રહીને તમામના લાભ લેવાનું બને છે. પણ આ બળ પુણ્ય આચરણ વગર બને નહીં. તે વગર પ્રભુનો પ્રેમ વધે નહીં. ને તેનાં કાર્ય સફળ થાય નહીં. આપણે હમેશાં કર્મ કરવાં. ફલાનુસંધિ તરફ લક્ષ્ય ન દેવું. કર્તાનુ અભિમાન ન રાખવું જે કરવું તે ઇશ્વરપ્રીત્યર્થ કરવુ. સહુનું ભલુ ચાહાવું. સારા વિચાર કરવા સારી બુદ્ધિ હમેશાં સત્પ્રેજ રાખે. ને તે માર્ગ કોઈ દહાડો ખોટો હોઈ ન શકે. આ બધુ ઇશ્વકૃપા વગર નહીં બનવાનું. તે સહેજ નથી. માટે કબીર સાહેબ પોતાના દીકરા કમાલને કહ્યું છે કે "કબીર કહે કમાલકુ દો અચ્છર શિખ લે: કર સાહેબકી બંદગી ઓર ભૂખેકુ કુછ દે." આજ તો આટલું જ.

વિ. ત્હારા પિતાના અનેક આશીર્વાદ.

## ૧૮.

મ્હારા પ્રિય પુત્ર.

કવિ શિરોમણિ ભક્તરાજ કબીર સાહેબે બે અક્ષરમાં છોકરાને થોડુ લખાવ્યું છે? પ્રથમ તો એમણે તેને ભગવાનની ભક્તિ કરવાની આજ્ઞા કરી જે મનુષ્ય જાતિનો મુખ્ય ધર્મ છે આ સંસારમાં જન્મ પામીને જે મનુષ્યે પોતાના પ્રભુનુ મન, વચન અને કર્મથી ભજન ન કર્યું તેણે વૃથા જન્મ ધારણ કર્યો એવુ માનવુ વર્ણાશ્રમના કાળમા યથોચિત રીતે, યથા સમય પ્રાપ્ત થયે, સહુ પોતપોતાના અધિકાર પરત્વે ધર્મ પાળતા હતા. સ્ત્રિયો તેમના ધર્મકાર્યમા મદદ સહાય કરતી, તેમનુ જીવન નમૂના રૂપે ગણાતામા આવતું ને આ લોક તથા પરલોક સુધારતા આધુનિક સ્થિતિમા ધર્મ વિમુખતાની અધોગતિ થઈ છે, ગુરનું તે તરફ લક્ષ્ય નથી તો પછી શિષ્ય તે શુ આપે? માબાપમા ધાર્મિક વૃત્તિ ન હોય તો છોકરામા તેવા પ્રકારના આચરણની શી આશા રાખવી? ચોવીસ કલાકમાથી એક પા કે અડધો કલાક પણ આ તરફ ગાળવાનો વિચાર થતો હોય તો જનસમૂહ ઉપર તેની પરિણામે કેટલી બધી સારી અસર થાય? આજના વખતમા ઇશ્વરનો એક ઉપયોગ મારો થાય છે. તેને ગાળો દેવાનો તેને વિષે ભુડુ બોલવાનો કાંઇનુ સારુ થયુ તો તરત કહે કે તેના પ્રારબ્ધે સારુ થયુ ખોટું થયુ તો કહે કે, "ભાઇ શુ કરવુ, પરમેશ્વરે જે નાખ્યુ તે ઉપાડવુ. અગર તેણે તેને નકામુ દુ:ખ દીધુ વગેરે" આ સહુ અજ્ઞાનતાનુ પરિણામ છે. આપણામા જે અજ્ઞાનતા રૂપી પડળ છે તે ઉતરી જવા જોઇએ સત્‌વસ્તુનુ યથાર્થ ભાન થવુ જોઇએ સર્વ જાતિના વહેમ, ભ્રમ, સંકલ્પ વિકલ્પ, ભેદાભેદ બુદ્ધિ વગેરે નીચ સ્વભાવ કાઢી નાખવા જોઇએ. આ બધુ પ્રાપ્ત કરવાના બે મુખ્ય રસ્તા છે સદ્‌ગ્રંથોનુ અવલોકન, અને સત્સગ આજના વખતમા ગ્રંથોની કમી નથી. જે વિષયના જોવા ગ્રંથ જોઇએ તે મળી શકે છે. પણ સત્સંગના વાધા શ્રી રામાયણમા મહાત્મા શ્રી તુલસીદાસજીએ સત્સંગનો જેવો વર્ણવ્યો છે તેવો કોઇ પ્રાકૃત પુસ્તકમા મ્હારા વાચવામા નથી. શ્રી ભર્તૃહરિએ નીતિશતકમા સત્સંગના જુદા જુદા વખાણ કરીને વાચનારને છેવટે પ્રશ્ન પુછ્યો છે કે "કહો. સત્સંગતિ પુરૂષોનુ શુ ન કરી શકે?" અર્થાત્ સર્વ વસ્તુ તેનાથી લભ્ય છે. અનેક મહાત્માઓએ તેને ઇશ્વરભજનના કરતા પણ અધિક યોગ્યતા આપી છે. તાત્પર્ય છે કે લઘુવયથી જ સત્સંગતિની સ્પૃહા રાખવી. નહી રાખ્યાથી પછી ઉત્તરાવસ્થામા ઘણો પશ્ચાતાપ થાય છે, તે પછી ગમે તેટલો ભગીરથ પ્રયત્ન કરવામા આવે છતા ધારેલો હેતુ પાર પડતો નથી. માણસ અજ્ઞાનતામા દિવસ ગાળે છે, ને જેવા આવ્યા તેવા પાછા જાય છે. પરલોકનું બાકુ બીનકૂત બાધતા નથી સંસારમા લથપથ રહેવાથી લાભ હાનિના પ્રસંગોએ મુંઝાઇ જાય છે. કોઈ વસ્તુનુ યથાર્થ જ્ઞાન નહી હોવાથી આસપાસની વસ્તુની પરિસ્થિતિ સમજવામાં આવતી નથી એટલે મન સર્વદા મુંઝાએલું રહે છે અશ્રદ્ધા અને કુબુદ્ધિથી કલુષિત થએલુ ચિત્ત હમેશા દુ:ખી રહે છે ધર્મરૂપી શસ્ત્ર નહી ધારણ કર્યાથી વિકટ સંસાર ઘણો ઉગ્રતર થાય છે. તે પરાણે આયુષ્ય પુરૂ કરે છે દુનિયામા કોઇ પ્રાણ એવી નહી હોય કે પરમેશ્વરનુ

ગમે તે સ્વરૂપમાં તે સ્મરણ, કીર્તન, ભજન ઇત્યાદિ ન કરતી હોય ? કોઇના પ્રભુ સૃષ્ટિનાં મહા તત્વોમાં, તો, કોઇના મૂર્તિમાં–કોઇ સાકાર કે કોઇ નિરાકાર–કોઇ ચેતન પદાર્થને કે કોઇ જડ પદાર્થને, કોઇ પહાડ, નદી, સમુદ્ર, જેમ જેમ મનુષ્ય જાતિનુ અધ્યાત્મિક બળ ચઢીઆતું તેમ તેમ તેનો ઇશ્વર સ્વરૂપનો વિચાર ઉત્તમ પ્રકારનો એવો મ્હારો મત છે, હુ જરા પક્ષપાતી છુ એટલે વેદ, ઉપનિષદ્ અને ગીતામાં તેમ જ બ્રહ્મસૂત્રાદિ પદોથી જે પ્રભુનાં વર્ણન કરવામાં આવેલાં છે, તેવાં બીજાં કોઇ પુસ્તકોમાં નહીં હોય એમ માનવા-વાળો છુ. આપણી ઇશ્વર ભક્તિનો પ્રકાર પણ ઘણો ઉંચો. તેને વૈરાગ્યનો બ્યાસ લાગેલો. જ્ઞાનથી સંસ્કાર પામેલી. એક લાખની સોટી જેવી ! જ્યારે દેવતા આગળ ધરી ત્યારે ગળ-વાની બાકી જડ આકૃતિમા. તેને તૈયાર કેટલી કઠીણતાથી થાય છે ? રાતો રંગ તેનો નૈસર્ગિક નથી, એવી રીતે તે દાખલ કરવામા આવે છે. ને પછી તે કેવો વજ્રલેપ જેવો તે ચોટી જાય છે. અનુભવી પાસથી આ મર્મ સમજજો. વળી થોડું બીજા પત્રમાં.

લિ. ત્હારા પિતાના અનેક આશીર્વાદ.

" એક પિતા. "

---

# માસિક મધુકરી.*

"Indian Journal of Economics"—આ ત્રૈમાસિકના દ્વિતીય અંકમાંથી ગયે માસ એક મહત્ત્વના વિષયનો નિષ્કર્ષ અમે રજુ કર્યો હતો. તે જ વખતે નિર્દેશેલો એક બીજો મહત્ત્વનો વિષય આજ લઇએ છીએ. "Thoughts on India's Economic Position"—હિન્દુસ્થાનની આર્થિક સ્થિતિ ઉપર વિચારો–એ વિષય ઉપર, એમા કેમ્બ્રિજ અર્થશાસ્ત્રીના યુનિવર્સિટિમાં, પસાર થએલા નામાંકિત મહાપંડિત મિ. મનોહરલાલ (જે અત્યારે લાહોરમા બારિસ્ટરનુ કામ કરે છે)—એમણે બહુ વિચારવા લાયક લેખ લખ્યો છે. આ યુદ્ધના સમયમાં જાપાન વગેરે પરદેશી વેપાર ઉદ્યોગમાં કેમ ફાવી જાય છે અને હિન્દુસ્થાન નવી સ્થિતિનો લાભ લઈ શકતું નથી ?—એ સર્વત્ર પૂછાતા સાશ્ચર્ય પ્રશ્નનો

* અંગ્રેજી માસિકોમાંથી ખાસ મહત્ત્વના લેખોનાં સાર આ ધોરણે કોઈ ગૃહસ્થ લખી મોકલશે અને એ અમને ઠીક લાગશે તો તે અમે આ મથાળા નીચે ખુશીથી પ્રકટ કરીશુ. લેખ તળે એ ગૃહસ્થને પોતાનુ નામ આપવા ઇચ્છા છે, કે વસન્ત–ઑફિસ ખાતે જ એ લેખ પ્રસિદ્ધ કરાવવો છે, એ અમને જણાવવું.

તન્ત્રી.

ઉત્તર એ લેખમાં આપ્યો છે. અને એ વાંચીને દરેક સાચા હિન્દ હિતૈષી જનનું હૃદય ગંભીર ચિન્તાથી ભરાયા વિના રહેતું નથી. 'ઉદ્યોગી પુરુષ સિંહ'ને કાંઇ જ અશક્ય નથી, છતાં વસ્તુસ્થિતિ પૂરેપૂરી સમજવી—ડુંગરની છેલ્લી ટોચે પહોંચવાના નિશ્ચય છતાં, ક્ષણવાર તળેટીએ થોભી ઊભી કરાડો બરાબર ધ્યાનમાં લેવી—એ ખાલી ઉત્સાહ કરતાં સંગીન કાર્યને અધિક લેખનાર દરેક પુરુષનું કર્તવ્ય છે. આટલી પ્રસ્તાવનાના બે બોલ સાથે એ લેખનો સાર અત્રે મૂકવામાં આવે છે:

મી. મનોહરલાલ કહે છે કે આ યુદ્ધ માટે જે દેશ તૈયાર ન હતા તેમને દ્રવ્ય અને મનુષ્યનો જોઇએ તે કરતાં ઘણો વધારે ભોગ આપવો પડ્યો છે, અને તે જ રીતે, હિન્દુસ્થાન પણ સમયનો લાભ લેવા સજ્જ સ્થિતિમાં ન હોવાથી, વર્તમાન પ્રસંગે કોઈ પણ જાતના નવા હુન્નરો ઊપજાવી શક્યું નથી. આમ હોવાના મિ મનોહરલાલ નીચે પ્રમાણે કારણો જણાવે છે:

(૧) "As a people, on account of causes partly innate to our character and partly historic, we are lacking in qualities most essential for modern progress." વર્તમાન સમયમાં આગળ પડવા માટે જે જે ગુણો જોઇએ છે તે આપણામા નથી—એનાં કારણો કાંઇક આપણા સ્વભાવગત છે, અને કાંઇક ઐતિહાસિક સ્થિતિથી ઉત્પન્ન થએલાં છે. સ્વબળમાં નિશ્ચય, આગળ ધસવાનો ઉત્સાહ બલ્કે ધૃષ્ટતા—દૃઢતા, કાર્યશક્તિ આપણામાં થોડી છે. વળી છેલ્લાં દોઢસો વર્ષમાં આપણો જે અન્ધાધુન્ધીમાંથી શાન્તિ મેળવવા યત્ન કરવો પડ્યો છે, તેને લીધે પણ કાંઇક અંશે આ ગુણો ખોવા પડ્યા છે. પણ હાલમાં લૉર્ડ હાર્ડિંગે પ્રદર્શિત કરેલો હિન્દુસ્થાનનો સ્વરાજ્ય માટેનો ઉત્સાહ એ અંધકારમાં ફૂટતાં આશાજનક કિરણો છે.

(૨) "The general poverty of the people is another obstacle *in the way of our quick adjustments.*" પ્રજાનું સામાન્ય દારિદ્ર્ય એ નવીપરિસ્થિતિ તે ઝડપથી અનુકૂલ થવામા બીજી મુશ્કેલી છે. આ વિષય મિ. મનોહરલાલે વિસ્તારથી ચર્ચ્યો છે, અને દારિદ્ર્ય ઘટ્યા વગર કેળવણીનો પ્રસાર પણ અશક્ય છે—જો કે એક રીતે એ બેનો અન્યોન્ય સંબન્ધ છે—એમ બતાવે છે. અત્યારે આપણો દેશ પરદેશમાં મ્હોટી મૂડીથી ચાલતા ઉદ્યોગોને શરણે છે: એ મૂડી વ્યવસ્થાપૂર્વક ગોઠવવામાં આવે છે અને એ થકી જગતના મ્હોટા મ્હોટા ઉદ્યોગો જે જે સ્વરૂપ લે છે તેની પાછળ આપણે ઘસડાવું પડે છે. હિન્દુસ્થાનનો ગળીનો અને ખાંડનો ઉદ્યોગ—આ રીતે નષ્ટ થઈ ગયા. આપણી સ્થિતિ દરિદ્ર છે, અને જગતના બીજા દેશો ધનવાન થતા જાય છે છતાં આપણું દારિદ્ર્ય જરા પણ ઘટતું નથી એ વિશેષ ચિન્તાજનક છે. છેલ્લાં ત્રીસ ચાળીસ વર્ષ ઉપર

સ્ટ્રૂચિ અને કેર્ડના દુકાળ કમિશને અને સર એવલિન બેરિંગે (લૉર્ડ ક્રોમર) આ દેશના લોકની ઉપજ મનુષ્ય દીઠ વાર્ષિક રૂ. ૩૦) ઠરાવી હતી, અને હાલમાં સર રૉબર્ટ ગિફ્રેન અને સર પૅટ્રિક સ્લેફર-પ્રસિદ્ધ ગણનાશાસ્ત્રીઓ-એ પણ હજી એ જ બતાવી છે. તેમાં પણ શહેરના લોકની આર્થિક સ્થિતિ સુધરતી દેખાય છે એમ ગણીએ, તો ગામડાંની સ્થિતિ અર્થાત્ દેશનો મ્હોટો ભાગ-દારિદ્રયના ગર્તમાં ડૂબતો જાય છે એમ જ અનુમાન નીકળે છે. હવે પશ્ચિમ તરફ નજર કરો તો—ઈંગ્લેંડના લોકની વાર્ષિક ઊપજ માણસ દીઠ પાઉંડ ૪૫) એટલે હિન્દુસ્થાનના કરતાં ૨૩ ગણી છે, અને તે છેલ્લાં શીત્તેર વર્ષમાં પાંચગણી વધીને થઈ છે, આ મુશ્કેલીએ લેખકના મન ઉપર બહુ પ્રબળ અસર કરી છે અને દેશદુઃખથી દાઝતા હૃદયે એ કહે છે: ‘ Poverty grinding poverty, is a tremendous fact of our economic and therefore national position, and it is to the mind of the present writer an immeasurably more potent fact than even the ignorance and illiteracy that prevails amongst our masses. ” આ દારિદ્રયથી આપણામાં રોગ, મરકી, મૃત્યુ, દુર્ભિક્ષ વગેરે અનર્થપરંપરા નીપજે છે. ઇંગ્લંડમાં દારિદ્રયથી થતાં પરિણામો વિષે લખતાં એક ગૃહસ્થ કહે છે કે “ We pay for it in infantile deaths, in the crippled and damaged bodies of the children who survive, in the inadequate return we get from the expenditure on education, in the creation of unemployables, in sickness and loss of work, in consumption, and other diseases, in pauperism, in the cost of public and charitable institutions for the support of the sick, the poor and the insane, and in the incalculable loss of industrial and mental efficiency.”—અર્થાત્ દારિદ્રયને પરિણામે, બાળકોનાં મરણ; છતાં, જીવે તે છોકરાંનાં શરીર નબળાં; એમના ઉપર કરેલું કેળવણીનું ખર્ચ બરાબર ઊગી ન નીકળે; નબળા હોવાથી કેટલાક લોકો ધન્ધા માટે નિરુપયોગી થઈ પડે; તે જ પ્રમાણે મંદવાડ, કામમાં નુકસાન, ક્ષય વગેરે રોગો, ભીખારી જીવન, માંદાં ગરીબ અને ગાંડાંને નિભાવવાની સંસ્થાઓનું ખર્ચ—અને ઉદ્યોગના અને બુદ્ધિના સામર્થ્યનો ગણ્યો ન જાય એટલો નાશ—આટલાં નુકસાન આપણને દારિદ્રયને પરિણામે થાય છે.” ઇંગ્લંડ માટે જો આમ કહેવામાં આવે છે, તો હિન્દુસ્થાનનું દારિદ્રય કે જે ઇંગ્લંડના કરતાં ઘણું જ ઘણું વધારે છે તેને માટે શું જ કહેવું? મિ. મનોહરલાલ, મિ. કીટિંજે “ Rural Economy in the Bombay Deccan” નામના પુસ્તકમાં કાઢેલો ખેતીના મજૂરના દરમાયાનો આંકડો ટાંકે છે:

| | માસિક. રૂ. આ. પાઈ. | વાર્ષિક. રૂ. આ. પાઈ. |
|---|---|---|
| ૬ પાયલી જુવાર<br>૧ શેર મીઠું<br>૨ શેર દાળ<br>½ શેર મરચાં | ૩—૦—૦ | ૩૬—૦—૦ |
| રોકડ | ૨—૮—૦ | ૩૦—૦—૦ |
| લુગડાં | | ૮—૮—૦ |
| તહેવાર ખાતે બક્ષીસ. | | ૧—૦—૦ |
| | | ૭૫—૮—૦ |

આટલી રકમ ઉપર લગભગ એક માણસનો કુટુમ્બનિર્વાહ કરવો પડે છે એમ માનીએ. મિ. મનોહરલાલ કહે છે—"This is a picture of literal starvation mentally, and all but so physically it can represent the life of no unit of civilized humanity": આ બુદ્ધિની બાબતમાં સંપૂર્ણ, અને શરીરની બાબતમાં લગભગ ભૂખમરાનું જ ચિત્ર છે, કોઈ પણ મનુષ્યપ્રાણી આ આવક ઉપર મનુષ્યને શોભતું સુધરેલું જીવન ગાળી શકે નહિ એમ કહેવામાં આવે છે કે કેળવણીનો વિસ્તાર એ આ દારિદ્રય ફેડવાનો ખરો ઉપાય છે. આ વાત ઘણે ભાગે સત્ય છે એમ મિ. મનોહરલાલ સ્વીકારે છે, પણ કહે છે કે આ પૈસા ઉપર કેળવણી શી રીતે લઈ શકાય વા છોકરાંને આપી શકાય એ પણ એક મ્હોટો પ્રશ્ન છે: અને આ રીતે દારિદ્રય અને અજ્ઞાનનો અન્યોન્યાશ્રય ઉપસ્થિત થાય છે: અને મળતા, આપણી આર્થિક સ્થિતિમાં કેટલી મુશ્કેલી ઉત્પન્ન થાય છે એ સહજ કલ્પી શકાશે.

(૩) હિન્દુસ્તાન હજી ખેતીની દશામાં છે—એ એની આર્થિક સ્થિતિ સુધારવામાં ત્રીજું મ્હોટું પ્રતિબન્ધક છે. મિ. મનોહરલાલ જણાવે છે કે પુરાણા દેશે કેવળ ખેતી ઉપર જીવવું અત્યારે અશક્ય છે. કૅનેડા કૃષિપ્રધાન દેશ છે: પણ તે હજી નવો વસતો હોઇ, ત્યાં ૩૭ લાખ ચોરસ માઇલ ઉપર ૭૫ લાખ મનુષ્યની એટલે કે એક ચોરસ માઇલે ૨ મનુષ્યની વસ્તી છે. આર્જેન્ટાઇન એ બીજો કૃષિપ્રધાન દેશ છે ત્યાં ૧૨.૫ લાખ ચોરસ માઇલ ઉપર ૭૦ લાખ માણસની વસતી છે. હિન્દુસ્થાનનું ક્ષેત્રફળ ૧,૮૩૩,૦૦૦ ચોરસ માઇલ, અને વસતી ૩૧.૫ કરોડ માણસની છે—તેમાં દેશી રાજ્યોમાં એક ચોરસમાઈલે ૧૦૦ અને બ્રિટિશ હિન્દુસ્થાનમાં ૨૨૫ પ્રમાણે છે. એટલે પૂર્વોક્ત આછી વસ્તીવાળા નવા દેશો સાથે સરખામણી નકામી છે. ખરી સરખામણી ફ્રાન્સ અને જર્મનિ જોડે કરવા જેવી છે—જ્યાં ચોરસમાઈલે ક્રમવાર ૨૦૦ અને ૩૦૦ માણસની વસ્તી છે. એ દેશોને ખેતી ઉપર જ જીવવાનું છોડી દઈ અસંખ્ય હુન્નરો હાથ કરવા પડ્યા છે. હિન્દુસ્થાનમાં હજી ૭૦ ટકા વસ્તી ખેતી ઉપર

"The Gujarat College Magazine"—આ પત્ર વર્ષમાં બે વખત પ્રકટ થાય થાય છે. એના છેલ્લા અંકમાં નજેર ફેરવતાં પ્રો. વીરમિત્ર ત્રીવેદીયાનો "Lord Kelvin: His Life and Work." એ ઉપરનો લેખ ( જે ગયે વર્ષે ભાષણરૂપે સંભળાવવામાં આવ્યો હતો ), અને મિ. સુરૈયા ( એક ઇન્ટરમીડિએટના વિદ્યાર્થી )નો "Some thoughts on Kâlidâsa" એ નામનો લેખ એ બે ગુજરાતી વાચકને રસ પડે એવા છે. મિ. સુરૈયાએ કાલિદાસનાં કાવ્યો બહુ પ્રેમથી અને રસિક દૃષ્ટિથી વાંચ્યાં છે, તથા એ સંબન્ધી અંગ્રેજીમાં લખાએલાં અવલોકનો જોયાં છે. આશરે વીશેક વર્ષ ઉપર ગુજરાતીમાં સુદર્શનપત્રમાં "જટિલે" કાલિદાસ ઉપર લેખ લખ્યો હતો એ જો કે જુદી ઢબનો હતો તો પણ તે દિવસથી આજસુધીમાં કાલિદાસની કવિતા ઉપર ગુજરાતમાં એક પણ રસિક નિબન્ધ લખાયો નથી એ શોકની વાત છે. અંગ્રેજીમાં અને ગુજરાતીમાં આવા નિબન્ધો લખાઇ, આપણા પ્રાચીન સાહિત્યનું ગૌરવ જગતના સમજવામાં આવે એ બહુ ઇષ્ટ છે. પ્રો. ત્રીવેદીયાનો ઇંગ્લંડના સર્વોપરિ ભૌતિકશાસ્ત્રી (Physicist) સંબન્ધી લેખ સામાન્ય વાચકને રસ પડે એવી ઘણી જાણવાજોગ હકીકતથી ભરેલો છે. લૉર્ડ કેલ્વિન ( પ્રથમ વિલ્યમ અને સર વિલ્યમ ટૉમ્સન ) છેક ન્હાનપણથી વયના પ્રમાણમાં બહુ ચાલાક બુદ્ધિવાળા હતા—એમાંથી પ્રો. ત્રીવેદિયા એક પ્રશ્ન ઉપસ્થિત કરે છે કે અમુક વય પહેલાં કૉલેજમાં દાખલ થઇ શકાય નહિ એવો નિયમ જે અત્યારે આપણી જ યુનિવર્સિટિમાં નહિ બલ્કે પૃથ્વી ઉપરની લગભગ બધી જ યુનિવર્સિટિમાં સ્વીકારાયો છે એ યથાર્થ છે કે કેમ ? પ્રો. ત્રીવેદિયા પોતે આ સંબન્ધી કાંઇ અભિપ્રાય આપતા નથી પણ પ્રખ્યાત રસાયનશાસ્ત્રી સર વિલ્યમ રૅમ્સેનો મત ટાંકે છે કે "It is surely a mistake to lay down a hard and fast rule that no youth should enter a College until he has reached the age of 15 or 16. It is precisely those boys who are unique and unlike their fellows who are of value to the race and every chance should be given to exceptional talent."—અર્થાત્, કૉલેજમાં દાખલ થવા માટે ૧૫ કે ૧૬ની ઉમ્મર જોઇએ જ એ નિર્બન્ધ ખોટો છે. સામાન્ય વિદ્યાર્થીઓને માટે એ નિયમ ઠીક છે, પણ પોતાના વિદ્યાર્થી બન્ધુઓ કરતાં કાંઇક વિલક્ષણતાવાળા એવા છોકરાઓ જ મનુષ્યજાતિને ખાસ કામના છે, અને એવી અસાધારણ શક્તિવાળાને દરેક જાતની તક આપવી જોઇએ. વિદ્યાર્થી તરીકે મિ. ટૉમ્સન ઇનામો મેળવી જતા તેમાં એક એ જાણવા જેવું છે કે એમાંનાં કેટલાંક પરીક્ષાના પરિણામ ઉપરથી નહિ પણ સાથેના વિદ્યાર્થીઓના મત ઉપરથી અપાતાં. મિ. ટૉમ્સન ૭ વર્ષ ગ્લાસગો યુનિવર્સિટિમાં રહ્યા છતાં એમણે ડિગ્રી લીધી નહિ. તે પછી કેમ્બ્રિજ ગયા ત્યાં શરૂઆતથી દાખલ થઇ, ગણિતશાસ્ત્રમાં સારી પ્રતિષ્ઠા મેળવી—છતાં ગણિતશાસ્ત્રની મ્હોટી પરીક્ષામાં એ પહેલે નંબરે આવ્યા નહિ તેથી ( Senior Wrangler 'સીનિયર રૅંગ્લર'નું પદ મળ્યું નહિ ) છતાં એમના પરીક્ષકે પોતાનો મત જણાવ્યો કે પહેલે નંબરે આવનાર માણસ ટૉમ્સનની પેન્સિલ ઘડવાને પણ યોગ્ય નથી ! ટૉમ્સન પહેલે નંબરે ન આવ્યા એ એમની પરીક્ષા બાબતની બેદરકારી, ગોખણનો અનાદર,

અને લખવાની ધીમાશનું પરિણામ હતું. તે પછી ટૉમ્સન કાન્સમાં વિશેષ અભ્યાસ માટે ગયા અને ત્યાંથી આવી ૧૮૪૬માં—૨૨ વર્ષની ઉમ્મરે—ગ્લાસગો યુનિવર્સિટિમાં મહારાણી વિક્ટોરિયાની આજ્ઞાથી પ્રોફેસર નીમાયા. હાલ દરેક સારી યુનિવર્સિટિમાં સાયન્સ માટે સાધનોથી ભરપૂર પ્રયોગશાળા હોય છે તેવું તે કાળમાં નહોતું. અલ્પ સાધનોથી એ કામ કરતા, છતાં એ વડે એમણે એટલી બધી શોધો કરી છે કે એમને ગયા શતકના એક મોટામાં મોટા વૈજ્ઞાનિકશાસ્ત્રી ગણવામાં આવે છે. જેમ એમની અભ્યાસપદ્ધતિ પરીક્ષા માટેની નહોતી, તેમ એમની શિક્ષણપદ્ધતિ પણ પરીક્ષાના કામ માટે નહોતી. પ્રો. દીવેટિઆ લૉર્ડ કેલ્વિને કરેલાં ચાર મુખ્ય કાર્ય ગણાવે છે: (૧) જડ વસ્તુ અને એના પરમાણુના મૂળ સ્વરૂપ સંબન્ધી વિચાર, (૨) ક્વૉડ્રન્ટ ઇલેક્ટ્રોમીટર (૩) હોકાયન્ત્ર (૪) પાણી નીચેનો તાર. ૧૮૫૮માં ઇંગ્લંડ અને અમેરિકા વચ્ચે વીજળીના દોરડા નંખાયા અને એમાં પહેલવહેલો સન્દેશ પસાર થયો તે નીચે પ્રમાણે હતો: Glory to God in the highest, and on earth peace, good will toward men.' = 'પ્રભુનો સર્વોત્તમ વિજય હો; પૃથ્વી ઉપર શાન્તિ હો; મનુષ્ય પ્રત્યે સર્વત્ર સદ્‌ભાવ હો'" આ અત્યન્ત સ્મરણીય શબ્દો ટાંકીને લૉર્ડ કેલ્વિનના કેટલાક શુભ ગુણોનો ઉલ્લેખ કરીને પ્રો. દીવેટિઆએ આ લેખ સમાપ્ત કર્યો છે.



"The Hindustan Review"—આ માસિકના ઑગસ્ટના અંકમા "Home and Communal Life in Buddhist India"—"બૌદ્ધ સમયના હિન્દુસ્થાનમાં ગૃહજીવન અને સામાજીક જીવન" એ નામનો એક લેખ છે. એમાં દેશના તે સમયના વિવિધ હુન્નરો, જુદી જુદી જાતના ધંધાઓ, મહાજનોનું બંધારણ વગેરે સંબન્ધી બૌદ્ધ ધર્મના ગ્રન્થોમાંથી હકીકત આપી છે. ઘણે ભાગે પ્રો. રહાઇસ ડેવિડ્સના "Buddhist India"નો ઉપયોગ કર્યો છે. બીજા લેખોમાં ખાસ કરી "Rationalism in India" અને "The Social and Religious foundations of Indian Nationality." એ બે ખાસ ધ્યાન ખેંચે એવા વિષયો છે. બે એક બીજાથી ઉલટા મતના છે—છતાં બંનેને સ્વીકારીને તન્ત્રીએ પોતાની ઉદારતા બતાવી છે. પહેલા લેખમાં હિન્દુસ્થાનના પ્રાચીન બુદ્ધિસ્વાતન્ત્ર્યની અને એમાં ધર્મગ્રન્થોએ વખતોવખત કરેલા વિક્ષેપની હકીકત આપી છે—જેમકે અગીઆરમા સૈકાનો આરબ મુસાફર વિદ્વાન આલ્બિરુનીના કહેવાથી જણાય છે કે પૂર્વે હિન્દુઓ ચાક લોકો પાસેથી શાસ્ત્રીય વિદ્યા લેતાં આંચકો ખાતા નહિ, અને ધર્મશાસ્ત્રને પ્રમાણ માની બેસવાને બદલે સ્વતન્ત્ર વિચાર કરતા—જે સ્થિતિ એના વખતના હિન્દુઓની ન હતી. તે જ પ્રમાણે આ જમાનામાં દયાનન્દ સરસ્વતીએ પોતે સ્વાતન્ત્ર્ય વિચારનો ઝંડો ઊપાડ્યા છતાં, વેદને સ્વતઃસિદ્ધ પ્રમાણ માને છે એ આ લેખના લખનારને પસંદ પડતું નથી. ઇત્યાદિ. "The Social" "હિન્દી જનતાનો સામાજિક અને ધાર્મિક પાયો" એ વિષય ઉપરનો લેખ—પ્રાચીનકાળમાં હિન્દુસ્થાનમાં

જનતા ( Nationality )ની સમજણ હતી, પ્રજા ('જનપદ') એકઠી મળી પોતાના વિચારો પ્રદર્શિત કરતી, પણ જનતા ( Nation ) અને રાષ્ટ્ર ( State ) એ વસ્તુત એક નથી એમ યથાર્થ રીતે સમજવામા આવતું હતું ઇત્યાદિ બતાવે છે, અને બહુ વિસ્તારપૂર્વક અને અતિશય હિમ્મતથી ( કોઈ કહેશે ધૃષ્ટતાથી ) પ્રાચીન વર્ણાશ્રમ ધર્મનું સમર્થન કરે છે એક બે વાક્ય નમૂનાના ટાંકીશુ:

"A Woman may be touchable by her lord or by her children or sister, etc but she his otherwise absolutely untouchable So if some persist in saying that the Hindus have among them a class called 'untouchables' I would ask them to say that the whole Hindu race is one in which all persons are mutually untouchable, except within very limited and carefully presented grounds * * * * * * *

"Service to man is the ideal of a Sudra as service in the interests of the State is the ideal of the Vaisya and the Kshatriya and service in the interests of the Brahmagnana of the whole race is the ideal of the Brahmin The Brahmin s penance is not for his own material advancement, is not for his own glory or wealth but it is for the glory of the race, the power of the Kshatriya, the wealth of Vaisya and the health of the Sudra —this is the ideal of a Brahmin Similarly in this socialistic structure of the Hindu race, each varna lives for the other three varnas and lest for itself This is our ideal of varna and this is our interpretation of varna however it may be misunderstood or misinterpreted or misrepresented by others who are not in the varnas or in them but not of them

[ વસન્ત ઑફિસ.– ]

## લવાજમ.

લવાજમ સર્વે માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ (પોસ્ટેજ સાથે.)

મળવાનુ ઠેકાણું—વસન્ત ઑફીસ.—અમદાવાદ

---

# નિયમો.

૧ તન્ત્રીની સહીના—ખાસ પોતે લખેલા અગર બીજા પાસે ખાસ લખાવેલા, તેમ વસન્ત-ઑફિસમા તૈયાર કરાવેલા અને વસન્ત-ઑફિસની સહીથી પ્રકટ થતા, સં લેખો માટે તન્ત્રી જવાબદાર છે. અને તેથી એના ઉપર છાપવા છપાવવાનો ત ન્ત્રીનો રહે છે

૨ અન્ય સર્વ લેખો માટે તે તે લેખના કર્તા જવાબદાર છે

૩ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળ અગત્ય તેમ હોય તો મેળવવી તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થ ગ્રન્થના ભાગનુ કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવુ તે વિના લેખ પ્રસિદ્ધ કરવા માટેની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે

૪ કોઇ પણ લેખકનુ અમત લખાણ–એ લેખ "વસન્ત" મા દાખલ કરવાનો યા ક હોય કે ન હોય–પણ પાછુ લેખકને મોકલવાને અમો બંધાતા નથી

૫ કોઇપણ લેખ પૂર્વે પ્રસિદ્ધ થયો છે કે કેમ, તથા અન્ય કોઇ પત્રમાં પ્રસિદ્ધ કર મોકલ્યો છે કે કેમ એ અમોને લખી જણાવવુ કારણ કે તેવા લેખો પ્રસિદ્ધ કર કે નહિ તે તન્ત્રીની મુનસફી ઉપર છે

વ્યવસ્થાપ

---

Reg. No. B. 455

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मधुअस्य सत्यस्य सर्वाणि भूतानि मधु । यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૧૫, અંક ૧૦. [ માસિક ] કાર્તિક, સંવત્ ૧૯૭૩.

ૐ

## કાર્તિક સુદી પડવે, ૧૯૭૩.

પ્રેય બન્ધુઓ,

નવું વર્ષ આપને સહકુટુંબ સર્વથા સુખદાયી નીવડો.

વિપત્તિનાં બધાં મેઘો
આંસુ રૂપે ગળી જશે,
જીવનાકાશની શોભા
ત્હારે અનેરી દીપશે.

ઋતુઓને પણ જીવન છેઃ

काशांशुका विकचपद्ममनोज्ञवक्त्रा
सोन्मादहंसरवनूपुरनादरम्या ॥
आपक्वशालिरुचिरा तनुगात्रयष्टिः
प्राप्ता शरन्नववधूरिव रूपरम्या ॥

કુદરતનાં આવાં ગહન જીવનનાં દર્શન તો કવિઓની સુભાગી દૃષ્ટિને જ થઈ શકે છે. તદપિ એ જીવનના ઉલ્લાસનાં કિરણો એવાં પ્રકાશમય છે કે તેનાં ઝાંખાં દર્શન પણ સર્વ માનવને થયા વિના રહેતાં નથી.

આજનું પ્રભાત શરદ્ અને હેમંત એ બન્ને ઋતુઓનો સંધિ બને છે:

મેઘની ગર્જના, વીજળીના ઝબકારા, નદીઓના પછાડા વગેરે ક્રોધનાં તોફાન શાન્ત થયાં; સોયરા જેવા, નિર્મલ અને ગહન ગગનમાં; રૂના પોલ જેવી, બરફના ખડક જેવી, રૂપાની પાટો સરખી ન્હાની ન્હાની વાદળીઓમાં; સૂર્યાસ્ત સમયના ભવ્ય અને અવર્ણનીય રંગોમાં; બાલસૂર્યનાં કુમળાં કિરણોમાં; અમૃત ઝરતી પૂનેમની ચાન્દ્રીમાં; કપડાંની સાથે હૃદયને પણ હલવતી, મંદ, સુખશીતલ, મીઠી પવન લહરીમાં; સીમની કુમળી લીલાશમાં; સ્ફટિક જેવાં સ્વચ્છ નદીઓનાં જલમાં; અને સર્વ સૃષ્ટિમાં કંઇક અલૌકિક પ્રસન્ન હાસ્ય હસી રહેલ શું નથી દેખાતું ?

પ્રસન્નતાની મૂર્તિ એ શરદ્ દેવી છે. અને સર્વ જાતનાં ધાન્યમાં વધતી મગરૂર પક્વતામાં; શેરડીના રસના ઘટ્ટત્વમાં; થીજેલા ઘીમાં; સૂર્યની કુમળી તડકી નીચે ગુસ્તાન કરતાં બાળકોમાં; પાંખે પાંખો ભરાવી અન્યોન્યને હુંફ આપતાં પક્ષીઓમાં; કોશીના કર્ણપ્રિય સ્વરોમાં; ઉદ્યમી માણસોનાં હલનચલનમાં વધેલી ત્વરામાં; ખેતરની વચ્ચે ઝુંપડી ઉપર બેસીને પૂર્ણ આનંદમા લલકારતી, ખેતરની રખવાળ જુવાન કણબણના મધુર ગીતમાં લીન થઈ, ચરવાનું ભૂલી જઈ, કાન માંડી ઉભાં રહેલાં નાજુક હરણાંઓમાં; અને સર્વ સૃષ્ટિમાં કંઇક અલૌકિક આરોગ્ય રેલાઈ રહેલ શું નથી દેખાતું ?

" આરોગ્યની મૂર્તિ એ હેમંત દેવી છે. એક પાસ અંગ અંગ પ્રસન્નતા ઝરતી દેવી શરદ: બીજી પાસ અંગ અંગ આરોગ્ય રેલતી દેવી હેમંત: વચ્ચે, બન્નેના મનોહર કરની લલિત આંગળીઓના બીડાયલ આંકડા રૂપી હિંડોળે હીંચતું પ્રભુબાલક જેવું આજનું પ્રભાત ભર આનંદમાં સર્વે સૃષ્ટિ પર નજર રેલી રહે છે, તે સમયે:—

રગરગ વહજો પ્રહર્ષરેલ:
દુઃખમય દર્દે બધાંય લુપ્ત થાજો:
વિમલ દિલ મહીં પ્રભુ વિરાજી
જીવન પવિત્ર સદાય સોનું રાખો.

પ્રસન્ન મન, નીરોગી તન, વચ્ચે ઝુલી, પ્રભુ—
બાલ શી,—
નિજ ઝીંદગી ભર અમૃતરીણ શાં હાસ્ય નિત્ય
હસી રહો;

સત્જ્ઞાનનો રવિ ઉદય થૈને ફેડશે દળ
મોહનું—
ભરજો પછી આ આત્મ પણ પરમાત્મના
વ્યાપક રૂપે.

રામોદ, કાઠિયાવાડ, } પ્રેમજી રામજી ધડૂક.

---

# સોળમી બોમ્બે પ્રૉવિન્શ્યલ કૉન્ફરન્સ.

"The Past is irrevocable. But the shaping of India's destiny is still within our power."

*Empire in Asia.* W. M Torrens M. P (1872).

સને ૧૮૭૨ માં બ્રિટિશ પ્રજાને ઉદ્દેશીને લખાયલા આ શબ્દો આજે પણ ખરા છે: અને ખરી લાગણીથી લખાયલા આ શબ્દોમાં ચમત્કાર પણ એવો છે કે, મૂળમાં બ્રિટિશ પ્રજાને ઉદ્દેશીને લખાયલા છતાં આપણને પોતાને લાગૂ પાડીએ તો પણ તે શબ્દો તે વખતે સાચા હતા અને આજે પણ સાચા છે. ઇસ્ટ ઈન્ડિયા કમ્પનીની, આરંભથી તે સને ૧૮૫૮ માં એ અસ્ત પામી ત્યાં સુધીની, કારકીર્દિનો હિન્દુસ્થાનના દષ્ટિબિન્દુથી બ્રિટિશ પ્રજાની નૈતિક બુદ્ધિને ઉત્તેજન કરનારો પણ સાચે સાચો હેવાલ આપી તે લેખક બ્રિટિશ પ્રજાને કહે છે કે—"થયુ તે ન થયુ થવાનું નથી; પણ હિન્દુસ્થાનનુ ભવિષ્ય સુધારવું હોય તો હજી તે આપણા હાથની વાત છે." હિન્દુસ્થાનનો જનસમાજ હજારો વર્ષની પોતાની ભૂલોનુ દિગ્દર્શન કરી આજે પણ એમ જ કહી શકે કે "થયુ તે ન થયુ થવાનું નથી; પણ આપણા દેશનું ભવિષ્ય સુધારવુ હોય તો હજી તે આપણા જ હાથની વાત છે." અમદાવાદમાં ગયા માસમાં મળેલી પ્રાન્તિક પરિષદ્નુ પણ આ જ સૂત્ર હતું. ગુજરાતે આટલા વખત સુધી રાજ્યકૃત્યો અને તે સંબંધે પ્રજાનાં કર્તવ્યોની બાબતમાં જે અતિશય ઉદાસીનતાની, 'અકર્મિ'તાની, આબરૂ મેળવી હતી, તે ગઈ પ્રોવિન્સ્યલ કૉન્ફરન્સનો પ્રસંગ અમદાવાદે અને ગુજરાતે જે રીતે પાર પાડયો તેથી ધોવાઈ ગઈ છે એમ કહીએ તો ખોટું નહિ કહેવાય. ગુજરાતમાં નવા યુગની શરૂઆત થઈ ચૂકી છે એમ આ પ્રસંગે અમદાવાદે સાબિત કર્યું છે. ન્હાનેથી મોટા સુધી સર્વેએ રાજ્યકાર્યો તરફ જિજ્ઞાસાબુદ્ધિ કેળવી છે, તે સંબંધે પોતાનું કાંઈ કર્તવ્ય છે એવી બુદ્ધિ જાગૃત કરી છે, અને તે કર્તવ્યના નિર્વાહ માટે, જોઇતો આત્મભોગ, શારીરિક શ્રમ અને વિત્તત્યાગ કરી, પોતાની યોગ્યતા સિદ્ધ કરી આપી છે, એ થોડા ગૌરવની વાત નથી. અમદાવાદનો પ્રજામત હવે જાગૃત થયો છે, અને જાગૃત થયો

છે એટલું જ નહિ પણ વિકટ પ્રસંગોમાં તે મતનો નિર્વાહ કરવાનું અમદાવાદમાં—ગુજરાતમાં—બળ આવ્યું છે એ આ પ્રસંગે સ્પષ્ટ કરી આપ્યું છે. ગુજરાતના વિકાસના ઇતિહાસમાં આ પ્રસંગથી એક નવું પ્રકરણ ઉઘડયું છે અને એમ કહેવામાં જરા પણ અત્યુક્તિ નથી કે ગુજરાત ભારતવર્ષના સ્વરાજ્યેષ્ટિમહાયજ્ઞમાં પોતાનું યોગ્ય સ્થાન લેવાને તૈયાર થયું છે.

અમદાવાદની આ કૉન્ફરન્સ કંઇક અસામાન્ય પ્રસંગોમાં ભરાઈ હતી. સુરતના ભંગાણ પછી વિનીત અને ઉદ્દામ, અથવા ભાઇશ્રી ગાંધીજીના શબ્દો વાપરીએ તો 'શીત' અને 'ઉષ્ણ', એ બે પક્ષો આ સમારંભમાં એક જ સંવાદપીઠ ઉપર પહેલ વહેલી વાર એકત્ર થયા હતા. રાજ્યકીય વાતાવરણ, એક બે ગંભીર પ્રસંગોને લીધે અગ્નિગર્ભ હતું. સ્વરાજ્યેષ્ટિયજ્ઞના જપજાપ શરૂ થઈ ગેયા હતા, તે જપ જાપને આ પ્રસંગે વધાવી લેવાના હતા, તે યજ્ઞના આગળના વિધિઓને માટે વિચારો કરવાના હતા, અને તેમાં મુંબઈ ઇલાકાએ શો ભાગ લેવાનો છે તેનો નિર્ણય કરવાનો હતો. આવા પ્રસંગમાં મુંબઇની પ્રાન્તિક પરિષદ્ અમદાવાદમાં ભરવાનું અમદાવાદના અગ્રેસરોએ માથે લઈ લીધુ તે એક સુદૈવનું ચિહ્ન હતું. પ્રસંગ કટાકટીનો છતાં અમદાવાદ બહુ સારી રીતે પાર પાડશે એ બાબતમાં કાંઈ શક નહતો. કાર્યવ્યવસ્થા મધ્ય વયના પણ ઉત્સાહી દેશભક્ત અને હાથમાં લીધેના કાર્યના ગૌરવની સંપૂર્ણ સમજણ વાળા ગુજરાતના જાણીતા ૩૫ સુશિક્ષિત નેતાઓના હાથમાં હતી. સત્કારમંડળનું પ્રમુખપદ સરદાર સર ચિનુભાઇના દુઃખદ અવસાનને લીધે, રા. રા. શેઠ મંગળદાસ ગિરધરદાસને આપવામાં આવ્યું હતું તે પણ સર્વ રીતે યોગ્ય હતું. શેઠ મગળદાસ જેવા અનુભવી અને આત્મબળથી ઊંચી પ્રતિષ્ઠા અને સારી સમૃદ્ધિ પામેલા એક બાહોશ સદ્‌ગૃહસ્થના હાથમાં અમદાવાદની આ પ્રસંગની સરદારી સોંપવામાં અમદાવાદની પ્રજાએ સ્તુત્ય વિવેકબુદ્ધિ, અમદાવાદની લાક્ષણિક વિવેકબુદ્ધિ, વાપરી હતી એમ કહેવામાં વધારે પડતું નથી. વિશેષમાં વિશ્વમાન્ય મોહનલાલ કરમચંદ ગાંધીની પ્રત્યક્ષ સહાયતાનો પણ સત્કાર મંડળને અપૂર્વ લાભ હતો. પરિષદ્‌ના પ્રમુખ તરીકે પણ ગયા વર્ષના હોમરૂલ લીગના મુંબઇના સમ્મેલન વખતે રાષ્ટ્રીય જીવનમાં ઉત્તમ પ્રતિની દક્ષતાનો દાખલો બેસાડનાર, હિન્દની આશારૂપ, મુંબઇના એક આગેવાન બેરિસ્ટર મુસલમાન ગૃહસ્થની યોજના કરવામાં પણ સત્કારમંડળે દૂરઅંદેશી વાપરી હતી. આ બધા અનુકૂલ સંયોગોમાં મળેલી પ્રાંતિક પરિષદે જે કામ કર્યું, જે ઠરાવો પસાર કર્યા, અને મુંબઈ ઇલાકાની રાજ્યકીય પ્રવૃત્તિની જે દિશા નિર્માણ કરી, તે બધું સંતોષજનક હતું એમ કહેવું એ પુનરુક્તિ કરવા બરાબર જ ગણાવું જોઇએ.

કૉન્ફરન્સના કાર્યની વિગત ઉપર આવતાં પહેલાં પોલિસ સાથે કૉન્ફરન્સના ચાલકોને એક બાબતમાં મતભેદ પડયો હતો તેની નોંધ જરા લઈ લઇએ. આ વખતે પહેલી વહેલી વાર ક્રિમિનલ ઇન્વેસ્ટિગેશન ખાતાએ કૉન્ફરન્સના મંડપમાં પોતાના શ્રોતાઓને માટે સારી જગા મુકરર કરવા સત્કારકમિટી તરફ માગણી કરી હતી. આ ખાતું ગમે તેવી જાત—અજાત લોકસેવા કરતું હશે પણ અનેક આંતર બાહ્ય કારણોથી તે તરફ લોકની પ્રીતિ નથી એટલું

જ નહિ પણ તેના કેટલાંક કૃત્યો તરફ લોક નાપસંદગીની નજરથી પણ જુએ છે. લોક પોતાના સ્વાતંત્ર્યમાં જરા પણ દરમિયાનગિરી હવે સહન કરી શકતું નથી. આટલા વખત સુધી સિ. ઇ. ખાતું પ્રચ્છન્ન રીતે પોતાનું કાર્ય કર્યે જતું હતું તેથી તેનાં કૃત્યો પ્રસિદ્ધ થાય ત્યારે જ ખબર પડતી. પરંતુ આ પ્રસંગે ઉઘાડે છોગે તે ખાતાએ આ પરિષદ્ ઉપર પોતાની નજર હોવાનો પ્રત્યક્ષ પુરાવો આપ્યો અને પોતે આવા મેળાવડાઓમાં સ્થાન પામવાને હકદાર હોય તેવી જ ઢબથી ઉઘાડી માંગણી કરી. પરિષદ્નું કામ કંઈ ખાનગી નહતું. પણ પરિષદ્ના કાર્ય તરફ ઝેરથી અને વૈષમ્યદૃષ્ટિથી જોનારા એક પણ ગૃહસ્થને મંડપમાં પધારવાનું જાણી જોઇને આમંત્રણ કરવાની સત્કારકમિટીને સત્તા ન હતી. તેવી રીતની માગણી જો સત્કારકમિટીએ સ્વીકારી હત તો તેમાં એક પ્રકારે પરિષદ્નું અપમાન થયું જ ગણાત. સત્કારકમિટીએ સંપૂર્ણ સાવધાની રાખી જવાબ આપ્યો પણ તે પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબને પસંદ ન પડયો. ત્યારે આખરે ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટ સાહેબે શાન્તિ સાચવવા માટે મંડપમાં પોલિસની જરૂર છે માટે હુકમ કરીને પોલીસ અધિકારીઓ જ્યાં માગે ત્યાં જગા આપવા સત્કારમંડળને ફરજ પાડી. અને આ પરિષદ્નું આખું કામકાજ નામદાર પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ અને તેમના સહાયકોની પ્રત્યક્ષ દેખરેખ નીચે ચાલ્યું. કહેવાની જરૂર નથી કે પરિષદ્ અને પ્રેક્ષકો એ બેમાંથી કોઇને પોલીસની હાજરી ગમી નહતી. પરિષદ્માં લોક ગુન્હો કરવા એકઠા થયા નહતા. અને આવા પ્રસંગમાં ગુન્હો થશે એમ માનવું અથવા ગુન્હો થવાનો સંભવ છે એવું ધારી લઇને સાવધાનીનાં પગલાં લેવાં, એ પોલીસ ખાતાને માટે બેશક વધારે પડતું હતું. તો પણ ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટના હુકમને તાબે થવાની પૌરજન તરીકે સર્વેની ફરજ હતી અને તે પ્રમાણે બધા અણગમાને દાબી દઇને પરિષદ્નું કામ આગળ ચલાવવામાં આવ્યું હતું. પણ તે સાથે મહેરબાન ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટ સાહેબને જણાવી દીધું હતું કે તેમના હુકમને કમિટી તાબે થાય છે પણ તે બાબત કમિટીનો વાંધો છે અને તે સંબંધી કંઈ પણ પગલાં ભરવાંની સલાહ મળશે તો કમિટી ભરશે. સત્કારકમિટીએ યોગ્ય ગંભીરતાથી, પૂર્ણ જવાબદારીની બુદ્ધિથી, અને લોકના અનિવાર્ય હકની સંપૂર્ણ હિમાયત સાથે આ વિષમ પ્રસંગનો નિર્વાહ કર્યો હતો તેમાં બે મત નથી. હવે શાં પગલાં લેવાય છે તે જાણવા માટે જનમંડળ અતિશય આતુર છે અને સર્વ એવી આશા રાખે છે કે પોલીસની આવી ગેરવાજબી દરમિયાનગિરી નિયંત્રિત કરવાના ઉપાય લેવાશે.

## સ્વરાજ્ય.

હવે આપણે પરિષદ્ના કામકાજ ઉપર આવીએ. રા મગળદાસનો આવકાર મનપસંદ હતો. મુંબાઇની પ્રાંતિક પરિષદ્નો ઇતિહાસ આપી, અને સુરતના ભંગાણનું સહેજ સૂચન કરી આ પરિષદ્માં તે ભંગાણ પાછું સંધાઈ જાય છે એ વાત ઉપર આવતાં એમણે બધાને યોગ્ય શબ્દોમાં અભિનંદન આપ્યું હતું. અમદાવાદમાં સને ૧૮૯૨ માં મળેલી પ્રાંતિક પરિષદ્ના પ્રમુખ પણ એક મુસલમાન સદ્ગૃહસ્થ હતા તે વાતનું સ્મરણ આપી અને આં વખતે પણ કમિટીની પસંદગીની એક તે જ કોમના ગૃહસ્થ ઉપર પડી છે એ બાબત ઉપર લક્ષ ખેંચી, અમદાવાદ

રાજ્યકીય વર્તનમાં નાતજાત અને ધર્મના ભેદોને હમેશાં બાજુ ઉપર મુકે છે તે અમદાવાદના ઉન્નત અધિકારનું લક્ષણ છે એમ બતાવ્યું હતું. અમદાવાદના પ્રાચીન ગૌરવની અને આજની નવી ઔદ્યોગિક પ્રવૃત્તિઓમાં પણ સમયાનુસારિતાનું ભાન કરાવી અમદાવાદ શહેરના અને અમદાવાદના શહેરીઓની નસોમાં રહેલા ઊંચા અધિકારનું અને સાદા પણ સંગીન ગુણો માટે વાજબી અભિમાન લીધું હતું છતાં પ્રાચીનકાળના અમદાવાદના મુકાબલામાં અત્યારનું અમદાવાદ હજી કાંઇ નથી એમ બતાવી અમદાવાદને હજી ઘણું કરવાનું છે એમ સૂચવ્યું હતું. મિ. ઝીણાનું ભાષણ પ્રસંગના ગૌરવને છાજે તેવું હતું. જો કે તેના ઉપર છેવટના ઓપની ખામી સ્પષ્ટ રીતે દેખાઈ આવતી હતી તો પણ તેમણે જેટલું કહ્યું હતું તેટલું સીધું અને અસરકારક હતું. હિન્દુસ્થાનના રાજ્યતંત્રના સંબંધમાં એમણે સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું હતું કે,—

Is it possible or natural as a rule for members of Parliament to grasp or grapple with questions affecting the internal administration and progress of India? When it was found that that was impossible in the case of Australia, Canada and South Africa, with a few millions of population, will it not be miraculous to continue to manage successfully the affairs of India by the Parliament sitting at London? Having regard to the rapidly growing wants and demands of the people and the tremendous progress and changes that it is going through every few years is it possible to govern India from White Hall or Downing Street? To those who know India and understand India, it is clear that she no longer will merely obey but wants to manage her own affairs. Peace, prosperity and security which satisfied her a decade ago are no longer enough. The soul of Young India has been roused and it yarns for Political Freedom However well the physical and material wants may be provided for, that is not sufficient India wants to raise her self to a status which would comnand the respect of the Nations of the world for her and which will be befitting her National honour and self-respect It is not now a question of a few posts; it is no longer a question of a few grievances or reform of internal matters of administration; it is a question of complete change of policy The question at issue is not merely of details but it relates to the fundamental structure of the Government; and we require a statesman to deal with the present situation and refashion and reconstruct the constitution of the Government of India ............... ......... ...It is quite clear that this is due to awakened political consciousness of the people, which demands a new polity and resents and rightly resents the differential treatment which is meted out to them socially, commercially and politically It is a mistake to construe this resentment as a mark of disloyalty. It will be wisdom to root out the to fundamental causes of dissatisfaction and discontent.

ભાવાર્થ:—

"પાર્લમેન્ટના સભાસદો હિંદુસ્થાનની આંતર વ્યવસ્થા અને વિકાસના પ્રશ્નો સમજે અથવા હાથમાં લે તે શું શક્ય અથવા સ્વાભાવિક છે? જ્યારે ઑસ્ટ્રેલિયા, કેનેડા અને દક્ષિણ આફ્રિકા કે જ્યાંની પ્રજા પ્રમાણમાં થોડી છે તેના સંબંધમાં જો તે અશક્ય જણાયું છે તો પછી હિંદુસ્થાનનો કાર્યભાર લંડનમાં બેઠે બેઠે પાર્લમેન્ટ ફતેહમંદી સાથે ચલાવતી રહે એ શું એક આશ્ચર્ય નથી? લોકોની ઝડપથી આગળ વધતી જરૂરીયતો અને માગણીઓ જોતાં, અને થોડાં વર્ષોના ગાળામાં હિન્દુસ્થાનમાં જે મોટા ફેરફારો અને વિકાસ જોવામાં આવે છે તે તરફ નજર કરતાં, હિન્દુસ્થાન ઉપર ડાઉનિંગસ્ટ્રીટ કે વ્હાઇટહૉલમાંથી રાજ્ય અમલ ચલાવવો એ શું શક્ય છે? જે હિન્દને જાણે છે અને હિંદને સમજે છે તેમને તો સ્પષ્ટ સમજાયું છે કે હવે હિંદ માત્ર આજ્ઞા પાળીને બેસી રહેશે નહિ, પણ પોતાનો કાર્યભાર પોતે જ ચલાવવા માગે છે. એક દસકા પહેલાં શાન્તિ, નિર્ભયતા અને આબાદાનીથી સંતોષ થતો હતો પણ તે હવે બસ ગણાતાં નથી. જુવાન હિન્દનો આત્મા જાગૃત થયો છે અને તે રાજ્યકીય સ્વાતંત્ર્ય માટે આતુરતા ધરાવે છે. હિંદની ભૌતિક અને સાંપત્તિક જરૂરીયતો ગમે તેટલી સારી રીતે પૂરી પાડવામાં આવે પણ હવે તે બસ નથી. હિન્દુસ્થાન હવે પોતાને એવી ભૂમિકા ઉપર ચઢેલું જોવાને ઉત્સુક છે કે જ્યાં જગતની પ્રજાઓનું માન પામી શકે અને જે તેના પ્રજાત્વના ગૌરવ અને સ્વાભિમાન ને છાજતી હોય. અત્યારે હવે થોડી જગાઓનો સવાલ નથી; થોડીક ફરિયાદો કે આંતર વ્યવસ્થાના થોડા પ્રશ્નોના વિચારની હવે વાત નથી; હવે તો રાજ્યનીતિના સંપૂર્ણ ફેરફારનો સવાલ છે. મુદ્દાનો સવાલ હવે વિગતોનો નથી પણ રાજ્યતંત્રના મુખ્ય બંધારણનો છે, અને આપણે અત્યારે હિન્દુસ્થાનની સરકારના રાજ્યબંધારણને નવેસરથી ઘડનાર અને વર્તમાન વસ્તુસ્થિતિનો સંતોષ કારક નિવેડો લાવનાર રાજ્યપુરુષની જરૂર છે. + + + + + + + + + + + + એટલું સ્પષ્ટ છે કે લોકની જાગૃત થયેલી પ્રજાત્વબુદ્ધિને લીધે જ આ નવી રાજ્યનીતિની માગણી થાય છે અને તેને લીધે જ સામાજીક જીવનમાં, વ્યાપાર સંબંધી નીતિમાં અને પ્રજાત્વના હક્કોની બાબતમાં જે પંક્તિભેદ તેમના તરફ બતાવવામાં આવે છે તેથી તેમનાં મન ઊંચાં થયાં છે, અને તેમાં તેમનો વાંક નથી. આ ઊંચાં મનને અપ્રીતિની નિશાની ગણવી એ ભૂલ છે. અસંતોષ અને બેદીલીનાં કારણોનો સમૂળ નાશ કરવો એમાં જ ડહાપણ છે."

આ શબ્દોની સચ્ચાઇ નિર્વિવાદ છે. અને સાદી પણ સબળ શૈલીને લીધે તેમની અસર પણ સંગીન થવી જોઇએ એ પણ એટલું જ નિર્વિવાદ છે. તેમાં વૃદ્ધોની ઊંડી નીતિમીમાંસા નથી; તેમ કુશળ રાજદ્વારી ચાતુર્યનો અભાવ પણ જણાતો હશે. પણ કોઇપણ પ્રકારની આશંકા વિના કહેલાં એ વચનના સત્યનું બળ અને સાદાઇનું કૌશલ્ય અનિવાર્ય છે, એમ કોઇને પણ કબુલ કર્યા વિના ચાલે તેવુ નથી. રા. ઝિણાને આને માટે અમે અંતઃકરણથી અભિનન્દન આપીએ છીએ; અને તેમના આ શબ્દોની અસર દેશમાં તેમ જ અન્યત્ર, પ્રજામાં તેમ જ રાજ્યપુરુષોમાં, સંગીન પ્રકારની થશે તેમાં કાંઇ શક નથી.

મિ. ઝિણાના ભાષણને આપણે અહીંજ છોડી પરિષદે પસાર કરેલા ઠરાવોની નોંધ લઇશું. અત્રે કહેવું જોઇએ કે, અમદાવાદની કમિટીએ ઠરાવોના સંબંધમાં બહુ કાળજીથી અને પ્રાન્તના પ્રજામતને સંપૂર્ણ અવકાશ આપવાના ધોરણે કામ લીધું હતું. સર ફિરોઝશાહ, સર ચિનુભાઇ, ડૉ. દાજી આબાજી ખરે, અને મિ. ગોવિંદરાવ આપાજી પાટીલ એ ચાર પ્રજાના અગ્રેસરોના દુઃખદ અવસાનને માટે યોગ્ય શબ્દોમાં શોક પ્રદર્શિત કરી પરિષદ્ બ્રિટિશ સામ્રાજ્ય જે ભયંકર યુદ્ધના સપાટામાં આવી ગયું છે તે ઉપર આવી. તે વિષયનો પહેલો ઠરાવ બ્રિટિશ સામ્રાજ્યના યુદ્ધમંત્રી લૉર્ડ કિચનરના અકાલ મરણ માટે હિન્દની દીલગીરી દર્શાવનારો હતો. તે પછી બ્રિટિશ સામ્રાજ્યના રાજરાજેન્દ્ર અને ધર્મસંરક્ષક મહારાજાધિરાજ તરફ આપણી નિર્મલ ભક્તિ દર્શાવનાર ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. અને અત્યારના વિષમ પ્રસંગમાં ગમે તેટલે ભોગે પણ હિન્દની પ્રજાએ પોતાના રાજાની પીઠ પાછળ રહેવાનો દૃઢ નિશ્ચય કર્યો છે એવી ખાત્રી દર્શાવી હતી. તે પછી હિન્દુસ્થાનના જે સૈનિકો રણસંગ્રામમાં પોતાનું શૂરત્વ બતાવી રહ્યા છે તેમને ધન્યવાદ આપવાનો ઠરાવ પસાર કરી, મિત્રરાજ્યોને આ યુદ્ધમાં ફતેહ ઇચ્છી હતી. આ ત્રણે ઠરાવો પ્રમુખપદેથી જ પરિષદ્ સમક્ષ મૂકાયા હતા અને તે યોગ્ય જ હતું.

આ ઔપચારિક, પણ અગત્યના અને સાચા દીલના, ઠરાવો પૂરા કર્યા પછી પરિષદ્ તરત જ ઉપર કહેલા સ્વરાજ્યના સવાલ ઉપર આવી ગઇ. મિ. ઝીણાના સીધા અને સાચા ભાષણથી પરિષદ્‌નું વાતાવરણ પણ સીધું અને સાચું થઇ ગયું હતું. સ્વરાજ્યના સંબંધમાં હજી દેશ તો યોજનાઓ તૈયાર કરવામાં ગુંથાયો છે અને આજની ક્ષણે તો એવી એક પણ વિગતવાર યોજના નથી કે જે સર્વની અનુમતિ પામી હોય અથવા પામી શકે. અને તેવી યોજના ઉપર આવતાં કેટલોક વખત લાગશે એમ પણ માનવા કારણ છે. તો પણ સ્વરાજ્યના તરતમાં અમલમાં મૂકવાના કેટલાક અંશો ઉપર એક પ્રકારનું ઐક્યમત્ય ઉત્પન્ન થઇ ચૂક્યું છે. અને તેને અનુસરીને હાલ થોડુક થયાં પ્રજાના પ્રતિનિધિ તરીકે દિલ્હીની રાજસભામાં નિયોજાયેલા આપણા સભાસદોએ એક ટિપ્પણ વાઇસરૉયની હજુરમાં દાખલ કર્યું છે. તે ટિપ્પણમાં વાઇસરૉયની ધારાસભાના લોકનિયુક્ત સભાસદો પૈકી ઓગણીસ સભાસદોએ સહીઓ આપેલી છે અને તેમાં તરત જ અમલમાં મૂકવાં જેવાં કેટલાંક અગત્યનાં પગલાં સૂચવવામાં આવેલાં છે. આ ટિપ્પણનું બીજે પ્રસંગે સવિસ્તર વિવેચન કરવાનો વિચાર હોવાથી અત્રે તે સંબંધે વિશેષ લખવું યોગ્ય ધાર્યું નથી. આપણા તે વિદ્વાન્ અને અનુભવી હિતવાદીઓએ તે ગાદીમાં પ્રથમથી અત્યાર સુધીના સુધારાઓનું અવલોકન કરી અત્યારની જરૂરીયતોનું નિરૂપણ કરી તેર મુદ્દાઓ બનાવ્યા છે અને તે એવા સુવિચારિત છે કે આખા દેશના નિર્વચન તરીકે સ્વીકારના લાયક મનાયા છે. આમાં પ્રાન્તિક સ્વરાજ્ય, નાણાં સંબંધી સ્વાતંત્ર્ય, સ્થાનિક સ્વરાજ્ય સંબંધે નાના મોટા સુધારા, વગેરે સર્વનો સમાવેશ કરવામાં આવ્યો છે એ સિવાય જાહેર નોકરીઓ, સૈન્યરચના વગેરે બાબતોની પણ આપણી માગણીઓ દાખલ કરેલી છે. વિગતમાં ઉતર્યા સિવાય સામાન્ય શબ્દોમાં જેટલું અત્યારે કહી શકાય

એટલું બધું તે યાદીમાં કહેવામાં આવ્યું છે અને તે યાદી જેવી ને તેવી આ પરિષદે સ્વીકારી પ્રજાના હિતવાદીઓના તે દૂરઅંદેશી કૃત્યનો અંગીકાર કર્યો છે અને તેમ કરી પ્રજા તેમની પાછળ તેમને ટેકો આપવાને તૈયાર છે એમ રાજ્યકર્તાઓને બતાવી તે હિતવાદીઓને જોઇતું જોર આપ્યું છે. આ ઠરાવ આ પરિષદમાં હાજર રહેલા આપણી મુંબઈ ધારાસભાના ચાર મંત્રીઓએ— રા. રા. ગોકુળદાસ કહાનદાસ પારેખ, મિ. રઘુનાથ પુરુષોત્તમ પરાંજપે, મિ. ચુનીલાલ વ્રજભૂખણદાસ મહેતા અને મિ. વિઠ્ઠલભાઈ પટેલ એમણે જ પરિષદ સમક્ષ રજુ કર્યો હતો અને તેથી તેને યોગ્ય ગૌરવ મળ્યું હતું એમ કહી શકાય. ભવિષ્યના લક્ષ્યને માટે ગમે તે મતભેદ હો, પણ તાત્કાલિક સુધારા સંબંધે જૂદા જૂદા પક્ષોની, જુના સુધારકોની અને નવીન 'સ્વરાજ્ય પક્ષ' ની અને તેના પણ તિલકમુખ્ય અને બિસેન્ટ મુખ્ય એ બે દળોની, સંમતિ સિદ્ધ થઈ એ એક અત્યંત સૌભાગ્યનું ચિહ્ન હતું. આ ઠરાવ આગલેથી જ ન અટકતાં બીજી યોજનાઓ સાથે આ ઓગણીસ હિતવાદીઓની યાદી વિચારમાં લઈ એક સર્વસંમત યોજના તૈયાર કરી બ્રિટિશ પ્રજા સમક્ષ તેની ચળવળ કરવાની તૈયારી કરવાની કૉન્ગ્રેસને વિનતિ કરવાનો પણ ઠરાવ આ પછી કરવામાં આવ્યો હતો. આના છેવટના પ્રસંગોમાં કંઈક મતભેદનો અવકાશ રહેશે. છેવટની યોજના ઘડવામાં, ઇંગ્લંડની પ્રજા સમક્ષ એ યોજના રજુ કરવા માટે પ્રતિનિધિઓ મુકરર કરવામાં, તેમ જ લડાઈ પૂરી થયા પહેલાં આ ચળવળ કેટલા વેગથી ચલાવવી એ બાબતમાં, મતભેદના પ્રસંગો આવવાનો સંભવ છે. પણ એવી આશા રાખી શકાય છે કે એ બધા મતભેદોની વચમાંથી હિન્દનું સંયુક્ત બુદ્ધિબળ અને પ્રજાકાર્યકૌશલ્ય ઉચિત માર્ગ કાઢ્યા વિના રહેશે નહિ.

આ પછી સ્થાનિક સ્વરાજ્યના સંબંધના ઠરાવો પસાર કર્યા હતા. એમાં લોકલ બોર્ડના મ્યુનિસિપાલિટિઓના બંધારણ વગેરેની બાબતમાં કેટલીક અગત્યની સૂચનાઓ હતી. આવાં મંડળોમાં બધા સભાસદો લોકપસંદ જ હોવા જોઇએ, તે મંડળોને પોતાના અમલદારોની બહાલી બરતરફીની સત્તા આપવી જોઇએ, તે મંડળોના પ્રમુખો અને ઉપપ્રમુખો પણ બીનઅમલદાર અને સભાસદોએ પસંદ કરેલા જ હોવા જોઇએ. આટલું બંધારણના સંબંધમાં. પછી સાધનને માટે એવી સૂચના કરવામાં આવી હતી કે તેમને આબકારી અથવા એવી કોઈ બીજી અનુકૂળ પડે તેવી હમેશાં વધતી જતી ઉપજનો નિયત અંશ આપવો જોઇએ, અથવા તેઓ જે ખરચ કરે તેનો નિયત ભાગ સરકારે આપવાનો ઠરાવ કરવો જોઇએ. આટલું તેમના ચાલુ ખરચને માટે. અને જ્યારે આવાં સ્થાનિક મંડળો કોઈ અસાધારણ મહત્વતાનાં જાહેર કામ હાથમાં લે ત્યારે તેમને હમણાંની પેઠે ખાસ મદદ પણ આપ્યે જવી એવી પણ સૂચના કરી હતી. આ સૂચનાઓ સંબંધે પુષ્કળ ચર્ચાઓ થઈ ગઈ છે. અધિકારસંવિભાગ (Decentralization) ના કમિશનની ભલામણોને અનુસરતી સૂચનાઓ સરકાર અમલમાં મૂકવાની આનાકાની કરે છે તે બાબતમાં પ્રજાની પુષ્કળ ફરિયાદ છે. સ્થાનિક સ્વરાજ્યને સાચું અને અસરકારક કરવું હોય તો તેનો આવો જ માર્ગ છે. આ ઠરાવની છેલ્લી કલમમાં સ્થાનિક મંડળોને દરખાસ્ત કરવાની જે

સત્તા કાયદો સરકારને આપે છે તેના સંબંધમાં એક અગત્યની સૂચના છે તે સૂચના એવી છે કે, સ્થાનિક મંડળોને અધિકારથી ભ્રષ્ટ કરવાના પગલાં લેતા પહેલાં તેમને પોતાનો ખુલાસો આપવાની પદ્ધતિસર અને પૂરેપૂરી તક આપવી જોઇએ, અને પ્રજાનો સ્થાનિક સ્વરાજ્યનો હક લટકાવી દેવાનો સરકારનો હક, પ્રજાને ફરીથી ચૂંટણી કરી નવા પ્રતિનિધિઓ નીમવાની તક આપ્યા પછી જ, સરકારે અમલમાં મૂકવો જોઇએ આ છેલ્લી કલમ અગત્યની છે સ્થાનિક વહીવટનો હક લોકનો છે સરકારનો નથી તે હકનો અમલ કરવામાં કોઇ પ્રસંગે અવ્યવસ્થા થાય તો તે સમયને માટે નિયત થયેલા સભાસદો જવાબદાર છે લોક નથી સભાસદોને પણ કાયદામાં નિયત કરેલી મુદત સુધી કામ કરવાનો હક છે એટલે તે હકમાંથી તેમને બાતલ કરવા હોય તે તે માટે પણ યોગ્ય ખુલાસો આપવાની તેમને તક મળવી જ જોઇએ હવેથી આ બાબતમાં કાયદામાં એવો પણ સુધારો કરવાની જરૂર છે કે આવી સત્તાનો અમલ કરતા પહેલાં ધારાસભા સમક્ષ આ બાબત રજુ કરવી જોઇએ અને ધારાસભાનો ઠરાવ થાય તો જ આવી રીતનો સભાસદોનો હક બાતલ થઇ શકે આવી રીતે બાતલ થયા પછી પણ લોકને પોતાના હકનો અમલ કરવામાંથી બાતલ કરવા ન જોઇએ અમદાવાદમાં સરકારે મ્યુનિસિપાલિટીનો હક લટકાવ્યો તે પછી એકેક વર્ષ કરતાં પાંચ વર્ષ સુધી સરકારે તે હક પોતાના હાથમાં રાખ્યો અને જ્યારે સરકારે ધારેલાં અમુક પગલાં નિશ્ચિત થયાં તે પછી જ મ્યુનિસિપાલિટીનો હક શહેરને અપાયો આ સ્થિતિમાં મ્યુનિસિપાલિટીનો હક નામનો જ છે, સરકારનું ધાર્યું થાય ત્યાં સુધીનો જ છે, અને સરકાર અને લોકમત વચ્ચે વિરોધ થાય ત્યાં લોકના હક લટકાવી દેવાય છે અને સરકારનું ધાર્યું થાય તે પછી લોકને તેમનો હક પાછો આપવામાં આવે છે એમ માનવાનું લોકને કારણ મળે છે આ ઠરાવની આ કલમ ઉપર ખાસ ભાર મૂકવાની અને હવે પછી જ્યારે જ્યારે પ્રસંગ આવે ત્યારે ત્યારે લોકના હકનું યોગ્ય સંરક્ષણ કરવા માટે યોગ્ય વ્યવસ્થા કરવાના સુધારા કાયદામાં કરવાની જરૂર સરકારના ધ્યાન ઉપર લાવવાના પ્રયત્નો જારી રાખવાની જરૂર છે

મ્યુનિસિપાલીટીઓના સંબંધમાં બીજો એક ઠરાવ કમિશનરની નીમણુક બાબતનો હતો મ્યુનિસિપાલિટીઓના કાર્યભારી અમલદારી કોના હાથમાં રહેવી જોઇએ એ બાબતનો સવાલ અગત્યનો છે આપણી પ્રાન્તિક મ્યુનિસિપાલિટીઓના એક્ટમાં જ્યારે છેલ્લો સુધારો થયો ત્યારે અમુક સંખ્યાની વસતિવાળી મ્યુનિસિપાલિટીઓમાં સરકાર કમિશનર નીમી શકે, અને અમુક માટે જો મ્યુનિસિપાલિટી માગણી કરે તો સરકાર નીમી શકે એવી યોજના છે સરકારને સિંધ હૈદરાબાદની મ્યુનિસિપાલિટીમાં કમિશનર નીમવાની મરજી થઇ મ્યુનિસિપાલિટી માગણી કરે તો નીમાય એટલે માગણી કરવાની સૂચના થઇ મ્યુનિસિપાલિટીએ માગણી કરવાની ના પાડી એટલે હૈદરાબાદની મ્યુનિસિપાલિટીને અદ્ધર લટકાવી દીધી અને પછી તેને બદલે જે કમિટી સરકારે નીમી તે કમિટીની કારકીર્દિમાં કમિશનર નીમાયો આ પદ્ધતિની સામે આ ઠરાવની પહેલી કલમમાં વાજબી વાંધો જાહેર કર્યો છે આ ઠરાવની બીજી કલમ વધારે અગત્યની છે મોટી મ્યુનિસિપાલિટીઓમાં કમીશનર નીમવાની સરકારને સત્તા આપવામાં

આવી છે. સરકારથી નીમાયલા કમીશનરને કુલ વહીવટી સત્તા આપવામાં આવી છે અને તે સત્તા તે પૂર્ણ હકથી ભોગવે છે. પરિણામ એ આવે છે કે સરકારથી નીમાયલા હોવાથી કમિશનર સાહેબ મ્યુનિસિપેલિટીના નોકર છે એ વાત ભૂલી જાય છે અને મ્યુનિસિપેલિટિના કમિશનર અને મ્યુનિસિપેલિટી વચ્ચે મતભેદના પ્રસંગો ઉત્પન્ન થતાં કમિશનર પોતાનું ધાર્યું કરવાને તમામ સત્તાનો અને તમામ ઉપાયોનો ઉપયોગ કરવા ચૂકતા નથી. આ સ્થિતિ સરકારના દૃષ્ટિબિન્દુથી ગમે તેટલી સારી હોય, પણ મ્યુનિસિપેલિટીના હકમાં તે સારી નથી એ નિર્વિવાદ છે. મ્યુનિસિપેલિટીના નોકરની બદલી બરતરફી સરકાર જેવી સત્તાના હાથમાં હોય ત્યારે તે નોકર સરકારનો પ્રતિનિધિ જ પોતે છે એમ માને છે. અને પરિણામે એક મ્યાનમાં બે તલવારનો ઘાટ થાય છે. અમદાવાદમાં હાલ આ સ્થિતિનો કંઈક પ્રત્યક્ષ અનુભવો પણ થવા માડ્યા છે. આવે પ્રસંગે અમદાવાદના ખાસ આગ્રહથી એવો ઠરાવ મૂકવામાં આવ્યો હતો કે તે પ્રકરણ-કમિશનરને લગતું—રદ કરવું. સંયોગ એવો થયો કે આ બાબત ધારાસભામાં પણ પુષ્કળ મતભેદનો વિષય થઈ પડી હતી અને જે પક્ષ મ્યુનિસિપલ કમિશનર નીમવાની વિરુદ્ધ હતો તેને અમદાવાદના અનુભવથી જોર મળ્યું. આથી મતભેદનો પ્રસંગ છતાં પણ આ ઠરાવ પરિષદ્ પાસે આવ્યો અને પરિષદ્‌માં અમદાવાદની બહુમતિ એટલી સંગીન હતી કે બીજા કોઈ મત માટે અવકાશ જ ન હતો. અમદાવાદનો અનુભવ ધ્યાનમાં લેવા લાયક છે અને સરકારનો નીમેલો કમિશનર નોકર તરીકે ન રહેતા ધણી તરીકે વર્તવાનું વલણ ધરાવે એ સમજાય તેવી વાત છે. અને તે માટે સરકારનો નિમેલો કમિશનર ન જ જોઈએ એ મત સમજી શકાય તેવો છે. પરંતુ તે કમિશનરને પણ મ્યુનિસિપેલિટીના નિયંત્રણમાં લાવવાના કાયદામાં રસ્તા છે અને તે રસ્તાનો ઉપયોગ કરતાં તે મ્યુનિસિપેલિટીઓએ શીખવું જોઈએ એમ કોઈ કહે તો તે ખોટું તો ન જ કહેવાય. અત્યારે તેનો ઉપયોગ કરવો ફાવતો નથી તે માટે જે માગણી કરી છે તે ખોટી નથી એ ખરું છે. પણ નોકરને ધણી થતો અટકાવવાના રસ્તાની શોધમાં આવો કેવળ નિષેધાત્મક ઠરાવ કરવો એ બરાબર તો નહિ જ કહેવાય. આને બદલે બીજી કોઈ પણ યોજના રજુ કરવાની જરૂર હતી. સરકાર ન નીમે પણ મ્યુનિસિપેલિટી નીમે, અમુક નહિ પણ અમુક વર્ગનો નીમે, સીધેસીધી રીતે તેવો કમિશનર કામ ન કરે તો અમુક રીતના ઉપાયો લઈ તેને સીધો કરવાની સત્તા મ્યુનિસિપેલિટીને મળે—વગેરે વગેરે વગરની વિધિમુખની દરખાસ્ત રજુ થઈ હોત તો તેનું વજન વધારે પડત અને તેમ કરવા યત્ન કર્યો હત તો વખતે મતભેદનો અવકાશ પણ ઓછો રહેત. આવી રીતની વિધિમુખની દરખાસ્ત હવે પછી પણ લાવી શકાશે. આ બાબતમાં ઘણાખરાની જે મ્યુનિસિપેલિટીઓને આ પ્રકરણ લાગૂ પડે છે તે મ્યુનિસિપેલિટીઓએ એકત્ર થઈ વિચાર કરી સ્વીકારવા યોગ્ય નિશ્ચય ઉપર આવવું જોઈએ. એમના સંયુક્ત બળથી કોઈ વ્યવહારુ દરખાસ્ત આવશે તો સરકારને સ્વીકારવી જ પડશે, અથવા સરકાર મહેરબાની કરીને સ્વીકારશે, એમ માનવામાં કંઈ ખોટું નથી

આ સિવાયના બાકીના બે ઠરાવોના ગામ વ્યવસ્થાઓના સંબંધમાં હતા. ગામડાઓમાં

આરોગ્યનો સવાલ બહુથી વધારે મહત્ત્વનો છે અને તે માટે વખતો વખત પ્રજા સરકારને અને સરકાર પ્રજાને વિવિધ સૂચનાઓ કરે છે. આ બાબતના ઠરાવમાં આ બધી સૂચનાઓ એકત્ર કરી બતાવ્યું હતું કે, ગામડાઓમાં સ્વચ્છ પાણી પૂરૂં પાડવા માટે સરકારે નાણાંની મદદ આપવી, જમીનમાં ભેજ થતો અટકાવવા માટે પરસાદનાં પાણી વાસના ભાગમાં જમીનમાં ન ભરે તે માટે યોગ્ય તજવીજથી પાણી વહી જાય એવી ગોઠવણ કરવી; તે પછી ગામડાઓમાં તેમજ શહેરોમાં ઘરભેણીનું ક્ષેત્રફળ વધારવું અને તે માટે બારખળી જમીનોમાં જેમને મકાન બાંધવાની મરજી હોય તેમને કાંઇપણ દંડ અથવા વિશેષ કર લીધા વિના મકાનો બાંધવાની છૂટ આપવી; તે ઉપરાંત નમુના પ્રમાણે આરોગ્ય-રક્ષક ઘરો બાંધવાને ઉત્તેજન આપવું, અને તે માટે આવાં મકાનો બાંધવાની જેમને મરજી હોય તેમને સસ્તા દરથી જમીન આપવી, અને જોઇતાં નાણાં હલકા દરે પૂરા પાડવાની વ્યવસ્થા કરવી એવી સૂચનાઓ કરી છે. વળી મોટાં ગામડાંઓમાં દવાખાનાં ઉઘાડીને અને નાનાં ગામડાંઓ માટે ફરતાં દવાખાનાં રાખીને વૈદકીય સહાયતા આપવાની સગવડ કરવાનું પણ સૂચવવામાં આવ્યું છે. અને ગામડાઓમાં તથા શહેરોમાં બીન અમલદારી મંડળોને આરોગ્ય સંબંધી જ્ઞાનનો ફેલાવો કરવા માટે નાણાંની મદદ આપવાની પણ ભલામણ કરી છે. આ ઉપરાંત લોકને સરકારની સાથે મદદમાં રહી પોતપોતાના ગામોમાં આરોગ્યના સિદ્ધાંતોના જ્ઞાનનો ફેલાવો કરવા માટે આરોગ્યરક્ષક મંડળો સ્થાપવાની પ્રજાને ભલામણ કરી છે. આ ઠરાવ પ્રમુખપદેથી મૂકાયો હતો. પણ જો આ ઠરાવ ઉપર ચર્ચા થઇ હત તો વધારે સારૂં હતું. જનમંડળના આરોગ્યના સંબંધમાં આપણી પ્રજાની તેમ જ સરકારની શી ફરજો છે અને તે કેવી રીતે અદા કરવાની છે તેનો આ ઠરાવમાં યોગ્ય નકશો કાઢવામાં આવ્યો છે અને છટાદાર ભાષણો, જે આ પરિષદનું એક ખાસ લક્ષણ હતું, તે દ્વારા જો આ ઠરાવની જુદી જુદી બાબતો શ્રોતૃવર્ગ સમક્ષ મૂકાઇ હત તો ઘણો લાભ થાત. આ ઠરાવના મુદ્દાઓ બહુ અગત્યના છે અને તે બાબત તાલુકાઓમાં અને જીલ્લાઓમાં જીલ્લા સભાઓ અને તાલુકા સભાઓની મારફત યોગ્ય બળથી હીલચાલો થવાની અત્યંત જરૂર છે. ગુજરાત સભા જો આ સવાલ આ રીતે ગુજરાતનાં શહેરોમાં અને ગામડાંઓમાં ચર્ચાવે તો ગુજરાત સભાએ એક અગત્યનું પગલું લીધું કહેવાશે અને તેનો દાખલો બીજી એવી સભાઓ અથવા જીલ્લા સભાઓ અને તાલુકા સભાઓ અનુસરશે.

આ બાબતનો છેલ્લો ઠરાવ ગામપંચાયતોને સજીવન કરવાનો હતો. આ ઠરાવના મુદ્દાની બાબતમાં પ્રાચીન કાળમાં સ્થિતિ શી હતી તેની હવે દિવસે દિવસે વધારે સમજણ પડતી જાય છે, લોકમત કેળવાતો જાય છે, અને સરકાર પણ કમિશનની ભલામણ મુજબ કંઈ કરવાની ધારણા રાખતી હોય એમ જણાય છે. સ્વરાજ્યનો પાયો ગામડાંમાંથી નંખાતો આવવો જોઇએ એ સિદ્ધાન્તને અનુલક્ષીને આ યોજનાની ભલામણો કરવામાં આવે છે. ભલામણો વાજબી છે એ નિર્વિવાદ છે, પણ હજી ઘણાં વ્યવધાનો દૂર કરવાનાં છે. અને તે સારૂ સંપૂર્ણ શ્રદ્ધા અને ઘણા પરિશ્રમની જરૂર છે.

## હિન્દુ મુસલમાનનો પ્રશ્ન.

સ્વરાજ્ય એ સૌથી વધારે અગત્યનો વિષય હોવાથી અને મિ. ઝીણાના ભાષણના મુખ્ય ભાગ ઉપર વિચાર કરતાં આ વિષય પ્રવાહથી પ્રાપ્ત થતો હતો તેથી તે સંબંધી પરિષદ્‌ના ઠરાવોનું દિગ્દર્શન આપણે કરી ગયા. પણ સ્વરાજ્યની યોજનાઓના સંબંધમાં એક બાબતની નોંધ આ સ્થળે જ લેવી જોઇએ. અને તે હિન્દુ મુસલમાન વચ્ચેનો પ્રશ્ન છે. મુસલમાન ભાઇઓ એવો આગ્રહ લઇને બેઠા છે કે અમારે તો જૂદો ચોતરો જોઇએ. પહેલેથી છેલ્લે સુધી જ્યાં જ્યાં લોકોને ચૂંટણીનો હક આપવાની વાત હોય ત્યાં ત્યાં મુસલમાનભાઇઓના મતદાર જૂદા અને તેમની ચૂંટણી પણ જૂદી. આટલું હોય તો પણ ઠીક. પણ પાછી જ્યાં સામાન્ય ચૂંટણી હોય ત્યાં પણ "મેરા લગતા હે" તો ખઈ જ ખઈ. "મારૂં મારા બાપનું ને તારૂં મારૂં સહીયારૂં" એ ન્યાયની આપણા મુસલમાનભાઇઓ હિમાયત કરે છે અને કેટલેક અંશે તેઓ તેમાં ફાવ્યા છે. ધારાસભાની ચૂંટણીઓમાં તો તે ગોટાળો થઇ જ છે, પણ હવે તો મ્યુનિસિપાલિટીઓ અને લોકલબોર્ડની ચૂંટણીના સંબંધમાં પણ આજ રીત દાખલ કરવાની જબરી હિમાયત થવા માંડી છે. ચૂંટણીના વિષયમાં આ એક મોટો સવાલ થઇ પડ્યો છે. આ ભૂત પહેલ વહેલું મુસલમાનભાઇઓને કોણે ભરાવ્યું તે સમજાતું નથી પણ સુધારાના વિકાસમાં તે વ્યુત્ક્રમ રૂપ હોવાથી ખરા સુધારકોને તે રીત જરા પણ પસંદ પડતી નથી. મિ. ઝીણા પોતે પણ તેની વિરૂદ્ધ મતના હતા અને છે. પણ પોતાના આ ભાષણમાં તેઓ એવો અભિપ્રાય બતાવે છે કે મુસલમાનભાઇઓને જો આ જુદાઇ જોઇએ છે, આવી જુદાઇ માટે જો તેઓ આગ્રહ કરે છે. તો તે સંબંધમાં, તોડ ફોડ ઉપર હિન્દુભાઇઓએ આવવું જોઇએ. મુસલમાનો હઠ પકડીને બેઠા છે. મુસલમાન કોમમાં તો આ બાબતનો સવાલ પણ કાઢી શકાય તેમ નથી. એટલે મુસલમાનોને સમજાવવાનું તો બની શકે તેમ જ નથી. આ વાતને માટે તેઓ એક દલીલ પણ રજુ કરે છે. તેઓ કહે છે કે—

A far as I understand, the demand for separate electorates is not a matter of policy but a matter of necessity to the Mahomedans who require to be roused from the case and torpor into which they had fallen so long."

I would therefore appeal to my Hindu Brethren that in the present state of the position, they should try to win the confidence and trust of the Mahomedans who are after all in a menority in the country. If they are determined to have separate electorates no resistance should be shown to their demands." + + + I would therefore appeal to my Hindu friends to be generous and liberal and welcome and encourage other activities of Mahomedans even if it involves some sacrifice in the matter of separate eleclorates."

આ વાક્યો પણ મિ. ઝીણાની રીત પ્રમાણે સીધાં અને સચોટ છે, આ વિષય ઉપર

મોસ્લેમ લીગના પ્રમુખ તરીકે તેઓ કંઈ વિશેષ બોલવાના છે એવું સૂચન આ સ્થળે જ એમણે કરેલું છે એટલે તે વિષયની ચર્ચા કરવાનું અમે આ પ્રસંગે મુલતવી રાખીશું પરંતુ આટલું કહેવાની જરૂર છે કે હિન્દુઓના ઔદાર્યની હવે પરિસીમા આવી ગઇ છે એમના સ્વાભાવિક ઔદાર્યે અત્યાર સુધી એમને બહુ નુકસાન કર્યું છે જગત્ ઔદાર્યપૂજક નથી પણ સ્વાર્થ સાધુઓનું ભરેલું છે, એવી એમને ખાત્રી થઇ છે, અને ' મારૂં મારા બાપનું અને તારૂં મારૂં સહીયારૂં ' એ નીતિ હવે હિન્દુભાઇઓ ભાગ્યેજ પોતાની મેળે કબૂલ કરશે હિન્દુભાઇઓના હાથમાં વાંધો રજુ કરવા સિવાય બીજું કાંઇ નથી સરકાર મુસલમાન કોમનો પક્ષપાત કરે છે એવો સંસ્કાર હિન્દુ પ્રજા ઉપર બેસે એવી વર્તણુક મુસલમાનભાઇઓએ પણ રાખવી ન જોઇએ અત્યારે તો એવો શક પડવાનો સંભવ ઉત્પન્ન થાય છે કે સરકાર મુસલમાન કોમનો પક્ષપાત કરે છે અને આ વિચાર જો એકવાર પ્રજામાં સ્થિર થશે તો તેના પરિણામો હિન્દુ મુસલમાન વચ્ચે હમેશના વિરોધમાં જ આવવાના આટલા માટે જેમ હિન્દુઓને ઉદાર થવાની વિનતિ કરવામાં આવી છે તેમ મિ ઝીણાએ મુસલમાનોને વધારે ન્યાયી અને વિવેકી થવાની વિનતિ પણ કરવી જોઇએ

## સ્વેચ્છાસૈનિક થવાનો હક

પરિષદે હાથમાં લીધેલા બીજા ઠરાવો પૈકી સ્વેચ્છા સૈનિક થવાના હકનો ઠરાવ અને છાપખાનાના સ્વાતંત્ર્ય સબંધી ઠરાવોનું હવે દિગ્દર્શન કરીશું વૉલન્ટીયરીંગના સવાલ ઉપર જ્યારથી લડાઇ શરૂ થઇ ત્યારથી પ્રજા અને સરકાર એ બને વિચારો ચલાવે છે પણ હજી તેનું કાંઇ જ નિરાકરણ આવ્યું નથી આ સવાલ હિન્દ માટે અત્યંત અગત્યનો છે અને સરકાર માટે અતિશય માર્મિક છે ઇંગ્રેજ સરકારના અનિમિષ રક્ષણનો લાભ હિન્દને પુષ્કળ મળે છે એમાં કાંઇ શક નથી પરંતુ તેને લીધે હિન્દનું ક્ષાત્રજીવન લગભગ નષ્ટપ્રાય થઇ ગયું છે અથવા થતા આવ્યું છે આ સ્થિતિ અત્યંત હાનિકારક છે એમ કહેવામાં અત્યુક્તિ નથી હિન્દુસ્થાનની રજપૂત વગેરે ક્ષાત્રજાતિઓ દુર્દૈવના સપાટામાં આવી પડી છે અને તે જાતિઓ પાસેથી હવે ઘણી આશા રાખવી એ પણ વ્યર્થ છે એમ અનુભવીઓનું કહેવું છે વૉલન્ટીયરીંગને માટે જે અત્યારે નિષેધ છે તે દૂર કરાવવા માટે યત્ન કરવો તે સારી વાત છે, પણ ઠરાવનો બીજો ભાગ જેમાં લશ્કરી તાલીમ લોકને આપવાની ગોઠવણ કરવા બાબત વિનતિ કરવામાં આવી છે તે બહુ આગ્રહથી હાથમાં લેવાની જરૂર છે અને આને માટે હિન્દની પ્રજાનું શરીર અને મન તદ્દન નવેસરથી કેળવવાનાં છે એમ માનીને જ હીલચાલ કરવી એ વધારે સારૂં છે બ્રિટિશ લશ્કરના સહાયક તરીકે પૂતળાની માફક બતાવ્યું કામ કરવાને માટે, અત્યારે હિન્દ લાખો માણસો જોઇતા પૂરા પાડે પણ આપણું કામ તેટલાથી સરે તેમ નથી હિન્દુસ્થાનના લોકને પોતાનું રક્ષણ પોતે કરી શકે તેવા બનાવવાનો ઉપક્રમ કરવાની જરૂર છે લોકમાં આવી વૃત્તિ ઉત્પન્ન થઇ છે, એનો લાભ લઇને અત્યારે હિન્દુસ્થાનની સરકારે નવેસરથી હીલચાલ શરૂ કરવાની છે હિન્દુસ્થાનની ત્રીસ કરોડ પ્રજામાંથી એક કરોડ લશ્કર ઉપજાવવું એ યોગ્ય શ્રમ લેવાય તો મોટી વાત નથી

પણ લોકને લશ્કરી જીવનના જોખમો ખેડવાની હોંસ ક્યારે આવશે કે જ્યારે એ જીવનના લાભો પણ તેમને, તેમનાં બાળબચ્ચાંને અને તેમના સ્વદેશને મળવાના પ્રસંગો ઉપસ્થિત કરાશે ત્યારે. તે વિના માત્ર પગારદાર સૈનિકો તરીકે લશ્કરી જીવન, માત્ર જોખમના સમય માટે જ પસંદ કરનારા અત્યારના સંજોગોમાં ઝાઝા નીકળે તેવો બહુ સંભવ નથી. દેશના બાળકો ઉપર બાલ્યથી જ એવા સંસ્કાર પાડવાની જરૂર છે કે, દેશનું પરાભિક્રમણ સામે રક્ષણ કરવું તે દરેક મનુષ્યની ફરજ છે, માત્ર ફરજ નહિ પણ મનુષ્યત્વનો એ ઊંચામાં ઊંચો હક છે. તે હક ભોગવવાની અને તે ફરજ અદા કરવાની તેમનામાં હોંસ આવે તે માટે બાલ્યથી જ તેમને તે માટેની યોગ્ય કેળવણી આપવી જોઇએ. શાળાઓમાં જ બાલસૈનિકો (Boy Scouts) તરીકેની તાલીમ આપી અમુક વયે બે ત્રણ વર્ષ લશ્કરી જીવનનો ખ્યાલ આપવાની અને લશ્કરી તાલીમ આપવાની સગવડ કરવી જોઇએ; અને તેમ થશે તો જ જરૂર પડ્યે જોઇએ તેવું અને જોઇએ તેટલું લશ્કર ઉત્પન્ન કરી શકાશે. હિન્દમાં આવી રીતે તાલીમ આપવાની જરૂર છે તે બાબત આજકાલના અનુભવ ઉપરથી જોતાં બે મત હોવાનો સંભવ નથી. પરન્તુ આ સવાલ અત્યંત માર્મિક છે. અંગ્રેજ સરકારને જ્યાં સુધી આપણી વફાદારીને માટે સંપૂર્ણ સંતોષ ન થાય ત્યાં સુધી એ દરખાસ્ત સિદ્ધિએ પહોંચવાનો જરા પણ સંભવ નથી. તેવી ખાત્રી થાય અથવા કરી શકાય તો પણ તે સવાલ અતિશય મુશ્કેલ છે. હિન્દની પ્રજાને આવી તાલીમ આપવાની જરૂર ઊભી થઇ છે એ વસ્તુગતિનો સ્વીકાર કરી પ્રજાએ તેમ જ સરકારે એકદીલી કરી લઇ કામ હાથમાં લેવાની જરૂર છે. પ્રજાએ સરકારને—બ્રિટિશ સરકારને—અભયવચન આપવું જોઇએ, અને સરકારે પ્રજા ઉપર સંપૂર્ણ—આત્મીય હોય તેવો જ, વિશ્વાસ મૂકવો જોઇએ. કોમભેદની બુદ્ધિ, દેશભેદની બુદ્ધિ, સ્વાર્થભેદની બુદ્ધિ, નષ્ટ થવી જોઇએ. તે માટે રાજ્યબંધારણમાં અને રાજ્યનીતિમાં અને સામાજિક જીવનમાં જે ફેરફારો કરવાની જરૂર છે તે કરવાનું બન્નેએ માથે લેવું જોઇએ. સરકાર અને પ્રજા બન્ને આ તાદાત્મ્ય ભાવનાના ભોગી થાય એ અત્યંત ઇષ્ટફળ પ્રાપ્ત કરવા જેટલો ભોગ આપવો પડે તે આપવા માટે બેમાંથી એકેયે અચકાવું ન જોઇએ. પ્રજા આજ આ સિદ્ધાન્ત ઉપર જ કામ લે છે. સરકારનું મન હજી સ્વસ્થ થયું નથી એ દીલગીરીની વાત છે. શું કરીએ તો સરકારને સંપૂર્ણ વિશ્વાસ આવે એ પ્રશ્ન દરેક દેશહિતૈષી પુરુષનું મન મથી નાંખે છે. સરકારે આપણા લોકનું અભય પ્રાપ્ત કરવા માટે શું કરવું તે પ્રશ્નનો પણ સર્વ દેશહિતૈષી પુરુષો વિચાર કરે છે. બ્રિટિશ સામ્રાજ્યમાં 'સ્વરાજ્ય' ની યોજના એ જ એક સાચો અને સચોટ ઉપાય છે એમ લોકના નેતાઓ માને છે અને તે માટે તેઓ તે માટે આજ વર્ષો થયાં મથે છે. આવી રીતની યોજના થવાથી લોકનું અભય સિદ્ધ થશે અને સરકાર નિશ્ચિંત થશે; અને પ્રજાજીવનના સર્વ અંગોનો વિકાસ એની મેળે જ થવા માંડશે. પણ તે માટે હજી ઘણા પરિશ્રમો કરવા પડશે અને ઘણા સારા માઠા પ્રસંગોમાંથી દેશને પસાર થવું પડશે.

### છાપખાનાનું સ્વાતંત્ર્ય.

સરકાર પ્રજાના ઉપક્રમો ઉપર પરિપૂર્ણ વિશ્વાસની નજરથી જોતી નથી તેનો પુરાવો

છાપખાનાને લગતો કાયદો અને Defence of India Act, હિન્દુસ્થાનના રક્ષણને લગતો કાયદો એ બે કાયદાનો હાલમાં જે રીતે અમલ થાય છે તે છે. આ બન્ને બાબતો પરિષદે સારી રીતે ચર્ચી હતી અને તે સંબંધમાં બહુ સીધા અને સ્પષ્ટ ઠરાવો પણ કરવામાં આવ્યા હતા. પ્રેસ ઍક્ટ અમુક ખાસ સંયોગોમાં પસાર કરવામાં આવ્યો હતો. તે સંયોગો અત્યારે નથી તેમ છતાં તે ઍક્ટ હજી ચાલુ રાખવામાં આવ્યો છે એ આપણી મોટામાં મોટી ફરિયાદ છે. હિન્દુસ્થાનનો ફોજદારી કાયદો છાપખાનાના ગુન્હાનેપહોંચી વળવા માટે પૂરતો નથી તે હજી સુધી સિદ્ધ થયું નથી. આટલા વર્ષના ઇતિહાસમાં એક પણ પ્રસંગ સરકાર એવો બતાવી શકે તેમ નથી કે જેમાં છાપખાનાનો કોઈ ગુન્હો કાયદાની ખામીને લીધે શિક્ષા પામ્યા વિના છુટી જવા પામ્યો હોય. એ કાયદાને લીધે છાપખાનાના વાજબી સ્વાતન્ત્યને પણ ધોકો પહોંચે છે એ છાપખાનાના બધા ચાલકો સારી પેઠે જાણે છે. છાપખાના ઉપર અતિ અંકુશ મૂકવામાં સાર નથી એ આપણા અગ્રેસરો હરહમેશ કહેતા આવે છે. તે કાયદો થયો એજ ભૂલ હતી, તેને ચાલૂ રાખવામાં આવે છે તે વધારે ભૂલભરેલુ છે. પ્રજામત જાહેર રીતે બંધાય અને જાહેર રીતે ચર્ચાય તેમાં સર્વ પક્ષને લાભ છે. તેમ ન થવા દેવામાં આવે તેમાં પ્રજાને તેમજ સરકારને બન્નેને હાનિ છે. પ્રજાને ખરૂં ખોટું સમજવાની તક મળતી નથી અને સરકારની ખરી બાબતો હોય તેની પણ જોઇએ તેવી તુલના થતી અટકી પડે છે. આ ધારો કરવામાં આવ્યો ત્યારે પણ એ ખાસ

સંક્ષાઇનો ધારો હતો એવું સરકારના મનમાં પણ હતું અને તેનો અમલ કરવામાં આપ-ખુદી ન વપરાય તે માટે કાયદામાં હાઇકોર્ટને અમુક સત્તા આપવાનો યત્ન કરવામાં આવ્યો હતો. પણ હવે નિઃસંશય સાબિત થઇ ચૂક્યું છે કે હાઇકોર્ટને કંઇ જ સત્તા તે કાયદા પ્રમાણે નથી એ જોતાં આ કાયદામાં રૈયતની સલામતી માટે મુકેલી આવચેતી એટલા અંશમાં વ્યર્થ આભાસરૂપ ( illusory ) છે અને એ આભાસ તો અવશ્ય દૂર કરવો જોઇએ એ માટે બે મત હોવાનો સંભવ નથી. તે આભાસ જાણી જોઇને રચવામાં આવ્યો છે એવો આરોપ સરકાર ઉપર મૂકવો એ વાજબી નથી. પણ હવે જ્યારે તે સાબીત થયો છે ત્યારે તો યોગ્ય દુરસ્તી કરવાને સરકાર નીતિની રીતિએજ બંધાએલી છે. પ્રજાના અગ્રેસરોએ હાઇકોર્ટની સત્તાના અવલંબનની આશાએ જ એ કાયદાને કંઇક અંશે પણ ગ્રાહ્ય ગણ્યો હતો, પણ જો તે સત્તા નથી જ એમ હવે સ્થાપિત થાય છે તો લોક ઉપર આવો સંશયગ્રસ્ત આભાસ કાયમ કરવાનો અપયશ ઇંગ્રેજ સરકારને માથે ચોટે એ પ્રજાને પણ સારૂ લાગતું નથી. સરકારને શી સત્તા નથી કે જેથી તેને આવી આભાસમય પદ્ધતિનો ઉપયોગ કરવો પડે ? પરિષદમાં આ બાબત ઉપરની ચર્ચા બહુ જ આવેશપૂર્ણ થઇ હતી. પણ જેવી જોઇએ તેવી સબળતાથી ચાલૂ રહેતી નથી એ દીલગીર થવા જેવું છે. મુંબઇમાં એક Press Association નીકળ્યું છે તે જોઇએ તેટલા વેગથી કામ કરતું હોય તેમ જણાતું નથી. પ્રેસ એક્ટનો ઉપયોગ ગુન્હા થતા બંધ કરવામાં થતો નથી, પણ નાપસંદ અભિપ્રાયોને દાબી દેવામાં થાય છે એમ મનાવા માંડયું છે. પ્રેસ એક્ટ અને લડાઇ શરૂ થયા પછી દાખલ થયેલો Defence of India

Act એનો પણ આ કાર્યમાં ઉપયોગ કરવામાં આવતો જોવામાં આવે છે એ અત્યંત નિરાશાજનક છે. મિસિસ એનીબિસેન્ટ અને તેમના New Indiaના સંબંધમાં આ બે એક્ટોનો અમલ કરવાથી જે ગંભીર સ્થિતિ પ્રાપ્ત થઇ છે તે હરકોઇ સ્વાતન્ત્ર્ય પ્રેમીનાં રૂવાં ઊભાં કરવાને બસ છે. રાજદ્રોહના પરછાયાથી પણ દૂર રહેનારાં પણ કાયદાની મર્યાદામાં રહી યોગ્ય બળ અને આવેશ સાથે સત્ય અને સીધી વાત કહી સરકાર અને લોક બન્નેના કાન ઉઘાડનારાં આ વિદ્વાન્ અને ધાર્મિક બાઇની આ બે એક્ટોના અમલથી બહુ બૂરી વલે કરવામાં આવી છે અને તેથી ( H. A. W. અને તેમના બે ચાર મિત્રો સિવાય ) આખા હિન્દના જનસમાજનું દીલ દુભાયું છે એમાં કાંઈ શક નથી. મિ. ઝીણાએ યોગ્ય શબ્દોમાં આ સ્થિતિનું નિર્વચન પોતાના ભાષણમાં કર્યું હતું અને પરિષદમાં પણ એ બાબત બહુજ સ્પષ્ટ શબ્દોમાં અને અત્યંત સાચી લાગણીથી ચર્ચાઇ હતી. મિ. ઝીણાએ યોગ્ય જ કહ્યું હતું કે,—

"Whether we agree with her or not, whether we see eye to eye with her or not on certain questions, I believe I am expressing the universal feeling of this presidency and for the matter of that, the whole country at large, that the order of the local Government prohibiting Mrs Besant to enter this province was received with the utmost sorrow and shock. It is a grave reflection on the fair name of this presidency and I feel it is calculated to do a great harm to the dignity and prestige of the Government itself."

પણ સરકાર હજી સમજતી નથી એ નવાઇ જેવુ છે. આ લેખ લખાય છે તેવામાં એ બાઇને મધ્યપ્રાન્તો અને બીરારમાં દાખલ થતાં અટકાવ્યાના હુકમો નીકળી ચૂક્યા છે અને કાલે શું થશે તે કહી શકાતું નથી. હિન્દની પ્રજા તો એમજ ધારે છે કે સરકાર કોઈ મોટા ભ્રમમાં પડી છે અને નાહક એક મોટા મિત્રને દુશ્મન બનાવે છે. મિ. બેસેન્ટના કાર્યક્ષેત્રમાં કેવળ સુશિક્ષિત વર્ગનોજ કેટલોક ભાગ છે, તેમની રાજનિષ્ઠા અસ્ખલિત છે અને એમના કોઇ પણ કૃત્યથી અશાન્તિ અથવા ગુન્હેગારી વધવાની નથી એ નિર્વિવાદ છે. ઘણું થાય છે તો તેઓ હોય છે ત્યાં હિન્દના પ્રાચીન ગૌરવની કાંઇક ઉત્તેજક વાતો થાય છે અને પૂર્વજોની મહત્તાનું ભાન કરાવી બાળ હિન્દને તેવીજ મહત્તા સંપાદન કરવાને ઉત્સાહિત કરવાનાં વચનોની સુશ્રાવ્ય વાગ્ધારાનો પ્રાદુર્ભાવ થાય છે. એથી સરકારનુ શુ બગડે છે, જાહેરની શાન્તિમાં શો ભંગ થાય છે, અને સામ્રાજ્યના દુશ્મનોને શો ટેકો મળે છે, તે કોઇના સમજવામાં આવતું નથી. હિન્દના ઉછરતા જુવાનોને સાચા ઇતિહાસનું જ્ઞાન આપવું એમાં પણ રાજ્યદૃષ્ટિએ ગુન્હો મનાતો હોય, રાજ્યકીય ફરિયાદો, કાયદેસર ચળવળ કરીને, દૂર કરવાનો યત્ન કરવાનો બોધ કરવામાં દૂષણ મનાતું હોય, અથવા જે 'હોમરૂલ' બાબત સરકાર પણ વાંધો લેવા ના પાડે છે, એટલે જે બાબતની ચળવળ કાયદેસર ચળવળ નથી એમ કહેવાને સરકાર પણ તૈયાર નથી, તે ચળવળમાં આગેવાની લેવી એ જ સરકારને અરુચિકર હોય, તો જ મિસિસ બેસન્ટના પત્રના સંબંધમાં અને તેમની ગતિને નિરુદ્ધ કરવાની બાબતમાં થયેલા

હુકમો સમજી શકાય તેવા છે. પણ જો તેમ હોય, તો સરકારની સમજણને માટે લોકનો હલકો અભિપ્રાય થાય તો તેમાં સરકારે લોકને દોષ દેવા જેવું નથી.

ઉપરના ઠરાવો ઉપરાંત કેળવણી, સ્વદેશી હીલચાલ, વિરમગામની રેલ્વે સંબંધી ફરિયાદો, જાહેર નોકરીઓમાં હિન્દવાસીઓનું પ્રમાણ વધારવાની જરૂરિયત, જુરીનો હક, ઇન્કમટેક્સ સંબંધી ફરિયાદો, આબકારી ખાતા બાબતની ફરિયાદો, ઇન્સાફી અને વહીવટી ખાતાં જૂદાં પાડવાની બાબત, જમીનની મહેસુલના સંબંધમાં આપણી ફરિયાદો, સહકારી હીલચાલનો વિકાસ, ખોતી સેટલમેન્ટના સંબંધમાં આપણી ફરિયાદોનો નિકાલ કરવા બાબત, જંગલખાતા સંબંધી ફરિયાદો એ બધી બાબતો વિષે યોગ્ય ઠરાવો પરિષદે કર્યા હતા. આ બધા ઠરાવો મામુલી રીતના હોઇ અને તેમાં હાલ કંઈ વિશેષ વક્તવ્ય ન હોવાથી એ સંબંધી વિશેષ વિવેચન કરવા જરૂર નથી.

પ્રાંતિક પરિષદનું આ દિગ્દર્શન સમાપ્ત કરતાં પહેલાં ફરીથી એકવાર અમદાવાદના પ્રધાન પુરુષોને એક વિનતિ કરવાની તક લઇશું. પરિષદને પ્રસંગે જે ઉત્સાહ, એકદીલી અને રાષ્ટ્રકાર્યમાં આસક્તિનું જે દર્શન અમદાવાદે કરાવ્યું છે તે કાયમ કરવાનો કંઇક માર્ગ અમદાવાદે યોજવો જોઇએ. અમદાવાદ ગુજરાતનું પાયતખ્ત છે અને દક્ષિણમાં પૂનાનું જે ગૌરવ છે તેજ ગુજરાતમા અમદાવાદનું હોવું જોઇએ. દક્ષિણમાં જે રાષ્ટ્રકાર્યપ્રેમ દૃષ્ટિગોચર થાય છે તેનો દસમો ભાગ પણ ગુજરાતમાં છે ? ગુજરાતે આ વખતે ગુજરાત કેળવણી પરિષદ્ સ્થાપીને એક અગત્યનું.પગલું ભર્યું છે અને આ લેખકને ખાત્રી છે કે તે પરિષદ્નું કાર્ય યોગ્ય વિવેક વિચાર સાથે અને બાપસર રીતે લેવાશે તો તેમાંથી ગુજરાતને ઘણો લાભ થશે. ગુજરાત જીવતું, જાગતું, થતું જાય છે એટલુ બતાવવા માટે આ સ્થળે તેનું સ્મરણ કરવાનું પ્રાપ્ત થયું છે. એ જાગૃતિ રાષ્ટ્રકાર્યમાં પણ અમલમાં મૂકવાની, ગુજરાતના પડેપડમાં ગુજરાતના ગૌરવનું સાચુ ભાન ઉત્પન્ન કરવાની અને તે ગૌરવને છાજતો સર્વ વ્યવહાર માથે લેવાની તૈયારી કરવાની ફરજ હવે અમદાવાદે ઉપાડી લેવી જોઇએ. અમદાવાદે આ પ્રસંગે અપૂર્વ સંતોષ આપ્યો છે અને એ જ જાગૃતિ અમદાવાદ કાયમ રાખશે તો ગુજરાત અને ગુજરાતીઓની થોડા વખતમાં હિન્દુસ્થાનની પ્રતિષ્ઠિત પ્રજાઓમાં ગણત્રી થશે એવી આશા રાખી શકાય છે.

**ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી.**

# પહેલી ગુજરાત કેળવણી પરિષદ્.

૧. આપણી પ્રગતિને માટે પ્રયાસ કરતી જુદી જુદી સંસ્થાઓ જેવી કે પ્રજાકીય કોંગ્રેસ, રાજકીય પ્રાંતિક પરિષદ્, સંસાર સુધારા પરિષદ્, સાહિત્ય પરિષદ્ વગેરે અસ્તિત્વમાં છે. આ વર્ષે ગુજરાત કેળવણી પરિષદ્ નામની એક નવીન સંસ્થાનો તેમાં ઉમેરો થયો છે. માત્ર કેળવણીના પ્રશ્ન ઉપર વિચાર કરનારી એકાદ ઇલાયદી સંસ્થાની આપણને લાંબા સમયથી ખાસ જરૂર હતી. આપણી આવી લાંબા સમયની ખાસ જરૂરીઆત પુરી પાડવા માટે આપણે પરિષદ્‌ના ઉત્સાહી મંત્રીઓને ખાસ ધન્યવાદ આપવો ઘટે છે. આપણે આશા રાખીએ છીએ કે માત્ર બે દહાડાનો તમાશો કરવાને માટે આ પરિષદ્ તેમણે અસ્તિત્વમાં આણી નથી. તેઓએ અનેક જાતની પ્રશ્નમાળાઓ યોજી હતી, વિધવિધ સ્થળેથી કેળવણી સંબંધી અનેક પ્રકારની માહિતી મેળવી સમસ્ત પ્રજાની જાણને માટે તે સંબંધી એક ટુંકો રીપોર્ટ પણ તેઓએ બહાર પાડયો હતો. વળી આજકાલ જગખત્રીશીએ ચઢેલાં પાઠય પુસ્તકોના પ્રશ્ન સંબંધી વિચાર કરવાને તેઓએ કેળવણીના પ્રશ્નના અનુભવીઓની ખાસ કમીટી નીમી તે કમીટીનો રીપોર્ટ સમસ્ત પ્રજાની જાણને માટે બહાર પાડયો હતો. સામાન્ય રીતે જેમ બને છે તેમ આ નવીન સંસ્થા પહેલો ઉભરો શાંત થયા પછી સદાને માટે સુધ ના જાય તેની સંભાળ રાખવાને તેઓએ ગુજરાત કેળવણી મંડળ ( Gujarat Education' League ) સ્થાપવાનો વિચાર કર્યો છે અને તે યોજનાને વ્યવહાર રૂપ આપવાને માટે કેળવણીના પ્રશ્નોમાં હિત ધરાવનારા ગુજરાતના કેટલાંક સ્ત્રી પુરૂષોની તેમણે એક ખાસ કમીટી નીમી છે. આ બધી બાબતો ધ્યાનમાં લેતાં એક વાત આપણી નજર આગળ સ્પષ્ટ રીતે ખડી થાય છે અને તે એ કે આ પરિષદ્‌ના યોજકો સંગીન કાર્ય ક... ...સદ તરીકે, તત્પર દેખાય છે. પરમકૃપાળુ પ્રભુ એમના આ યશસ્વી કાર્યમાં એમને સંપૂર્ણ ફતે ...બાઈ જેવા ઇલાકાના

૨. આ નવીન સંસ્થાની ઉત્પત્તિ સંબંધે આટલું કહ્યા પછી... ફત્તેહમંદીથી તેઓ કેટલાક એક સૂચના કરવાની છે એમની આ પ્રવૃત્તિ કેટલેક અંશે અની પ્રાથમિક કેળવણીની લગામ મુંબાઈ ઇલાકાને માટે એકજ અમલદારના હાથ નીચે કાએમની જાહેર કારકીર્દીની શરૂઆતમાં અને તે કેળવણીખાતા તરફથી નક્કી થએલી કેળવણી પ્રાથમિક શિક્ષકોને મળતા ભીખારી ઇલાકામાં સરખી રીતે થાય છે, તો પછી માત્ર ગુજરમ ખેંચ્યુ હતું. અને એમની બારે લડ- પ્રયોજન શું ? હાલ કેળવણીનો એક પણ એવો । કાંઇક વધારો થયો છે. યુરોપમાં વસતા ગુજરાતને એકલાને જ લેવાદેવા હોય સરકાઇર કરવાના ઉદ્દેશથી સ્થપાએલા મંડલના પણ ઇલાકાને સરખી રીતે લાગુ પડે છે. વિશ્વવિદ્યાબાથમિક કેળવણીથી માંડીને ઠેઠ ઉચ્ચ કેળવણીની નોઅભ્યાસક્રમ ને પાઠય પુસ્તકો, પ્રાથમિક નાર એમના જેવો નિપુણ પ્રમુખ ગુજરાતમાં તો માંટ ઇનિ-ઍઇડિ કોડ વગેરે કેળવણી સંબંધણને ભાગ્યે જ મળત. એમના જેવા નેતાએ પહેલી પછી આવી સંકુચિત સંસ્થાને બદલે આખ સ્વીકાર્યું તેથી લોકમાન્ય શ્રીયુત ગાંધીના શબ્દોમાં થઈ હોત તો આવી પરિષદ્‌ને અસ્તિત્વરતિશ પ્રાપ્ત કરી છે. એમની પ્રશંસામાં આટલું કહ્યા ઉપરાંત આપણા દક્ષણી ભાઇઓ, જેઓ કે અનેક કાર્યોના વ્યવસાયને લીધે હો કે ગમે તે

આગળ વધેલા છે તેમના જ્ઞાન તથા અનુભવનો લાભ પણ આપણને પ્રાપ્ત થયો હોત. વળી કેળવણીપરિષદ્ તરફથી પસાર થએલા ઠરાવો અને થએલી સૂચનાઓ માત્ર એકજ પ્રાંત તરફથી નથી આવતી પણ આખા ઇલાકાના નેતાઓ તરફથી આવે છે એમ જાણી સરકાર તરફથી એમને વધારે સારો આવકાર મળત. કેળવણીના પ્રશ્નો સંબંધી વિચાર કરવાને આવાજ પ્રકારની એક સંસ્થા સર નારાયણ ચંદાવરકરની આગેવાની નીચે મુંબાઇમાં હાલમાં ઉપસ્થિત થાય છે. અમે આશા રાખીએ છીએ કે ગુજરાત કેળવણી પરિષદ્ મુંબાઇની આ સંસ્થાની એક શાખા તરીકે કામ કરશે. ઐક્ય એ મહાશક્તિ છે એ સૂત્ર આ પરિષદ્‌ના આગેવાનોને સમજાવવાની ખાસ અગત્ય નથી. મુંબાઇમાં નીકળતી નવીન સંસ્થા અને ગુજરાત કેળવણી પરિષદ્ એક બીજાથી નીરાળું કામ કરશે તો બંને સંસ્થાઓ તરફથી જુદી જુદી જાતની સૂચનાઓ સરકાર સમક્ષ જાય એ સંભવિત છે. આથી કરીને સરકાર કદાચ એમ સ્વીકારી લે કે કેળવણીની બાબતમાં પ્રજાના નેતાઓમાં હજી મતભેદ છે. અને આથી બંને સંસ્થાઓને હાનિ થવાનો ભય રહે છે. માટે અમે ફરી ભાર મુકી સૂચના કરીએ છીએ કે કેળવણીના મહાન પ્રશ્નો આખા ઇલાકાને માટે એકજ છે તેથી આખા ઇલાકાના કેળવણીના હિતને માટે કાર્ય કરતી માત્ર એકજ સંસ્થાની જરૂર છે. પ્રાંતિક અભિમાનની ખોટી ભ્રમણા તથા સંકુચિત દૃષ્ટિબિંદુનો ત્યાગ કરવાનો અત્યારે સમય છે અને તેનો જલદી ત્યાગ થાય એ જ આપણા હિતને માટે ઇષ્ટ છે. દક્ષણીઓ અને આપણે ભેગા કામ કરીશું તો આપણે પછાડી પડી જઇશું એવા સંકુચિત વિચારોને દેશહિત માટે કાર્ય કરનારાઓના હૃદયમાં સ્થાનજ ના મળવું જોઇએ. આપણામાં યોગ્યતા ઓછી હશે તો આપણે પછાડી પડી જઇશું એ નિઃસંદેહ છે.

આન. મિત્રભાવે આટલી સૂચના કર્યા પછી પહેલી ગુજરાત કેળવણી પરિષદ્‌નું કાર્ય થતું જાન ઃ નીવડયું છે તેને માટે પરિષદ્‌ના ઉત્સાહી મંત્રીઓ અને યોજકોને અમે રાષ્ટ્રકાર્યમાં પણ અભિનંદન આપીએ છીએ. છતાં આટલું કહ્યા વિના ચાલતું નથી ઉત્પન્ન કરવાની અને તે ગ.િ. ચાહેવાલાના શબ્દો, "સરકારનું હાલનું કેળવણી ખાતું હવે અમદાવાદે ઉપાડી લેવી ૦દ્ગી ગએલું છે માટે તેનો નાશ થવો જોઇએ" એવા અસત્ય એ જ જાગૃતિ અમદાવાદ કાયનીકળ્યા હોત તો પરિષદ્‌ની ગંભીરતા અને ગૌરવમાં તમાં હિન્દુસ્થાનની પ્રતિષ્ઠિત પ્રજા.

રમાં દબાયેલો રહે છે તેથી આપણું અંતઃકરણ હમેશ દ્રવ્યા કરે છે." હિંદુસ્તાનના એક માજી વાઇસરોય લોર્ડ મિન્ટોએ આજથી લગભગ સો વર્ષ ઉપર દેશમાં કેળવણીના બહોળા વિસ્તારની અગત્ય દર્શાવી હતી અને સને ૧૯૧૨ ની સાલમાં ખુદ શહેનશાહે પણ તે જ મતલબની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી, છતાં આપણા દેશની કેળવણીની સ્થિતિ હજી ઘણી શોચનીય છે તે રા. જીવણલાલે આપણને ઘણી સ્પષ્ટ રીતે જણાવ્યું હતું. અમેરીકા જેવા સુધરેલા દેશોમાં કેળવણીને માટે ઘણો જ છુટથી ખર્ચ થાય છે તેની સાથે આપણા દેશમાં થતો કંગાળ ખર્ચ સરખાવી રા. જીવણલાલે શ્રોતાઓની ખાત્રી કરી આપી હતી કે કેળવણીની બાબતમાં સરકાર પુરતું લક્ષ આપતી નથી. જ્યારે જ્યારે કરકસર તથા ખર્ચની કાપકુપનો પ્રશ્ન આવે છે ત્યારે કેળવણી ખાતા તરફ સરકાર પહેલી તરાપ પાડે છે. આ ઉપરાંત દિનપરદિન મોંઘી થતી કેળવણી, હુન્નર ઉદ્યોગની કેળવણી, સ્ત્રીકેળવણી, શારીરિક કેળવણી, શિક્ષકો તથા શિક્ષિકાઓની અત્યંત પરાધીન સ્થિતિ તથા તેમને મળતો ઘણો જ ઓછો પગાર, કેળવણી ખાતામાં દેશીઓ તથા યુરોપીઅન વચ્ચે થતો કૃત્રિમ ભેદ વગેરે અનેક ઉપયોગી વિષયો પર એમણે ઘણું જ વિવેચન કર્યું હતું. આ ટુંકી નોંધમાં રા. જીવણલાલના ભાષણનું સંપૂર્ણ વિવેચન કરવાને અમે અશક્ય છીએ. પરંતુ કેળવણીના કામમાં રસ લેનાર પ્રત્યેક સ્ત્રીપુરૂષને એમનું એ ઉચ્ચ આદર્શોથી ભરપુર ભાષણ વાંચવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ.

(૫) પરિષદ્‌ના પ્રમુખની પસંદગી માટે પરિષદ્‌ના યોજકોને અમે ખાસ અભિનંદન આપીએ છીએ. રા. ચીમનલાલ હરીલાલ સેટલવાડ માત્ર ગુજરાતના જ નહીં પણ આખા મુંબાઈ ઈલાકાના એક જાણીતા પ્રજાકીય નેતા છે. કેળવણીના સર્વ કાર્યમાં તેઓ ઘણી જ ઉલટથી ભાગ લે છે. મુંબાઈ યુનીવર્સીટીમાં સેનેટના એક આગેવાન સભાસદ તરીકે, સીંડીક તરીકે, તેમ ડીન તરીકે તેમણે ઘણું અગત્યનું કામ કર્યું છે. મુંબાઈ જેવા ઈલાકાના પાટનગરની કારપોરેશનની સ્કુલબોર્ડના ચેરમેનનું કાર્ય ઘણી જ ફત્તેહમંદીથી તેઓ કેટલાક વર્ષો થયાં કરે જાય છે. ખરૂં પુછાવો તો મુંબાઈ શહેરની પ્રાથમિક કેળવણીની લગામ એમના જ હાથમાં છે એમ કહીએ તો ખોટું નથી. એમની જાહેર કારકીર્દીની શરૂઆતમાં એમણે પ્રાથમિક શિક્ષણનો પ્રશ્ન લીધો હતો, અને પ્રાથમિક શિક્ષકોને મળતા ભીખારી જેવા પગાર તરફ સરકારનું ધ્યાન એમણે જ પ્રથમ ખેંચ્યું હતું. અને એમની ભારે લડતના પરિણામે પ્રાથમિક શિક્ષકોના પગારમાં હાલ કાંઇક વધારો થયો છે. યુરોપમાં વસતા હિંદી વિદ્યાર્થીઓને વેઠવી પડતી હાડમારી દૂર કરવાના ઉદ્દેશથી સ્થપાએલા મંડલના પણ તેઓ જ પ્રમુખ છે. ટુંકામાં કહીએ તો પ્રાથમિક કેળવણીથી માંડીને ઠેઠ ઉચ્ચ કેળવણીની અનેક પ્રવૃત્તિઓમાં આગેવાનીથી ભાગ લેનાર એમના જેવો નિપુણ પ્રમુખ ગુજરાતમાં તો શું પણ આખા મુંબાઈ ઇલાકામાં આપણને ભાગ્યે જ મળત. એમના જેવા નેતાએ પહેલી ગુજરાત કેળવણી પરિષદ્‌નું પ્રમુખપદ સ્વીકાર્યું તેથી લોકમાન્ય શ્રીયુત ગાંધીના શબ્દોમાં કહીએ તો પરિષદે ઘણી જ મોટી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે. એમની પ્રશંસામાં આટલું કહ્યા પછી લાચારીએ અમારે કહેવું પડે છે કે અનેક કાર્યોના વ્યવસાયને લીધે હો કે ગમે તે

કારણથી હો પણ પ્રમુખસ્થાનેથી એમની પાસેથી આપણે જેવા પ્રકારનાં ભાષણની આશા રાખી હતી તેવું ભાષણ મેળવવાને આપણે ભાગ્યશાળી થયા નથી. પરિષદ્દનું નામ ગુજરાત કેળવણી પરિષદ્ હતું, તેનું સર્વ કાર્ય ગુજરાતીમાં થશે એવી ખબર પરિષદ્દના મંત્રીઓ તરફથી બહાર પાડવામાં આવી હતી, છતાં પરિષદ્દના પ્રમુખે જ પોતાનું ભાષણ અંગ્રેજીમાં આપ્યું તેથી ઘણા બહુ વિસ્મય પામ્યા હતા. આવી પરિષદોના પ્રમુખ સરકાર તેમ પ્રજા ઉભયના મધ્યસ્થ છે. પ્રજાની માગણી પ્રમુખની મારફત સરકારને પ્હોંચાડવાની છે તેથી તેમણે પોતાના વિચારો જનસમૂહની ભાષા કરતાં રાજ્યદરબારી ભાષામાં જણાવવા એ વધારે ઇષ્ટ છે; વળી પરિષદ્દમાં ગુજરાત કોલેજના પ્રિન્સિપાલ, ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજના લેડી સુપરિન્ટેન્ડેન્ટ વગેરે સરકારી અમલદારો હતા. તેઓને કદાચ ગુજરાતી ભાષાનું જ્ઞાન ના હોય માટે પ્રજાના અગ્રણીઓએ તેમને જે કહેવું હોય તે અંગ્રેજી ભાષામાં કહેવું જોઇએ—વગેરે બાબતો અમે સ્વીકારીએ છીએ, છતાં પણ પ્રમુખે અંગ્રેજીમાં ભાષણ કર્યું તેની સામેનો અમારો વિરોધ કમી થતો નથી. અંગ્રેજી ભાષણની સામે અમને માત્ર ભાવાત્મક (sontimental) વિરોધ નથી. પણ પરિષદ્દમાં પ્રાથમિક શાળાઓના અનેક શિક્ષકો હાજર હતા. તેઓને અંગ્રેજી ભાષાનું બીલકુલ પણ જ્ઞાન નહોતું. અધ્યક્ષ મહાશયની વાણીનો પ્રસાદ ચાખવાને તેમાંના ઘણા તો ખાસ પરદેશથી આવ્યા હતા. પ્રમુખે પોતાનું ભાષણ અંગ્રેજી ભાષામાં વાંચવું શરૂ કર્યું તે જ વખતે તેમના મુખારવિંદપર શોકની લાગણી છવાઈ રહેલી અમે પ્રત્યક્ષ જોઈ હતી. ત્રણ ચાર કેળવણી ખાતાના અધિકારીઓની ખાતર અનેક ઉત્સાહી સ્ત્રીપુરૂષો નિરાશ થાય એવું પગલું અત્યારના સમયમાં પસંદ કરવા યોગ્ય નથી. કેળવણી ખાતાના અમલદારોને પ્રમુખ શું કહે છે તે જાણવાની દરકાર હોય તો તેમના ભાષણનો અંગ્રેજી તરજુમો કરાવી લે. આપણા વિચારો તેમને જણાવવાની જેટલી આપણને ગરજ છે તેટલી ગરજ આપણા વિચારો જાણવાની તેમને પણ હોવી જોઇએ. રા. ચીમનલાલ સેટલવાડ ગુજરાતીમાં લાંબું ભાષણ આપવાને શક્તિમાન નથી એ વાત અમે કબુલ કરી શકીએ તેમ નથી. એમણે ગુજરાતી ભાષામાં પુસ્તકો લખ્યાં છે. યુનિવરસિટીમાં ઘણા વર્ષો સુધી તેઓ ગુજરાતીના પરીક્ષક હતા તો પછી તેઓ ગુજરાતીમાં ભાષણ લખી શકે નહીં એ વાત મનાય જ કેમ ? અમને ખબર મળી છે તે મુજબ આ બાબતમાં એમની તથા પરિષદ્દના મંત્રીઓએ ગેરસમજ થઈ છે. પરિષદ્દના મન્ત્રીઓએ વિના સંકોચે એમને કહેવું જોઇતું હતું કે પરિષદ્દનું સર્વ કાર્ય ગુજરાતીમાં જ થવાનું છે, પ્રમુખે પણ પોતાનું ભાષણ ગુજરાતીમાં કરવાનું છે, એ જ સરતે જ તેઓ પરિષદ્દના પ્રમુખ તરીકે ચુંટાયા છે. આટલી વાત સ્પષ્ટ રીતે એમને જણાવવામાં આવી હોત તો તેઓ પોતાનું ભાષણ ગુજરાતીમાં કરત અથવા તો પરિષદ્દનું પ્રમુખપદ ન સ્વીકારત.

એમણે આપેલા અંગ્રેજી ભાષણ સામે આટલો લંબાણથી વિરોધ દર્શાવ્યાપછી અમારે અત્યંત દીલગીરી સાથે કહેવું પડે છે કે એમનું ભાષણ એમના જેવા વિદ્વાન તથા અનુભવી નેતાને શોભે તેવું નહોતું. ભાષણની ભાષા લાલિત્યથી ભરપુર હતી તેની કોઇ ના નથી કહેતું. પરંતુ

માત્ર તેનાથી જ સંતોષ પામનારાઓનો સમય હવે વહી ગયો છે તે ભાષણ ઉચ્ચારના ઓનકુલ દોષો વગર સુંદર ઢબથી સર્વ સાંભળી શકે એવી રીતે એમણે વાચ્યુ હતું તેની પણ કોઈ ના નથી પાડતુ—પરંતુ માત્ર તેટલેથી જ સંતોષ પામનારાઓનો સમય પણ હવે વહી ગયો છે એમના ભાષણમા અંગ્રેજી અમલ પછીનો હિંદુસ્તાનની કેળવણીનો ઇતિહાસ, અત્યારની કેળવણીની સ્થિતિ તથા સરકાર અને યુનિવરસિટી વચ્ચે ચાલતું યુદ્ધ—જે યુદ્ધમા તેઓ પ્રજાના નેતાને શોભે તેવો આગેવાની ભાગ લે છે—શિવાય વિશેષ કાંઈ અમારા જોવામા આવ્યુ નથી આપણા દેશમા તો અત્યારે નવો ઇતિહાસ ઉપજાવવાનો સમય છે તેવા સમયે પ્રજાની રુચિ ભૂતકાળનો ઇતિહાસ સાંભળવાની ભાગ્યે જ હોય છે પ્રાથમિક માધ્યમિક તથા ઉચ્ચ કેળવણીના અત્યારે ઉપસ્થિત થએલા અનેક મહાપ્રશ્નો વિષે પ્રમુખ સાહેબ શું ધારે છે, તે પ્રશ્નોનો ઉકેલ કરવાને માટે તેઓ પ્રજાને તથા સરકારને શી સૂચ નાઓ કરે છે, ઇંગ્લંડ, જર્મની, અમેરીકા વગેરે સુધરેલા દેશોમા એ પ્રશ્નોનો ઉકેલ કેવી રીતે થયો હતો ને થાય છે વગેરે બાબતની અમે શ્રી ચીમનલાલ હરીલાલ સેતલવાડ જેવા કેળવણીના પ્રશ્નના જાણીતા અગ્રણીના ભાષણમા આશા રાખી હતી અને તેમા અમને અત્યંત નિરાશા મળી છે એ લાચારીથી અમારે કહેવુ પડે છે એ પરિષદ્‌ના પ્રમુખે પોતાના ભાષણના છેવટના ભાગમા રાજકીય અસંતોષ અને કેળવણી વચ્ચે મનાતા સંબંધ વિષે જે ઇસારો કર્યો હતો તે બહુ જ અગત્યનો છે તે અત્રે ટાંકી પરિષદ્‌ના પ્રમુખની નોંધ અમે સમાપ્ત કરીશું પ્રમુખ સાહેબ નીચેની રીતે જણાવે છે કે હું જાણું છું કે આપણા દેશમા કેટલાક એવા લોકો છે, જેઓની માન્યતા એવી છે કે કેળવણીનો બહોળો ફેલાવો બધી રીતે દેશને હિતકારક નથી કારણ કે તેઓને ડર રહે છે કે જેમ જેમ કેળવણીનો વધારે ફેલાવો થશે તેમ રાજકીય અસંતોષ વધારે પ્રમાણમા ફેલાશે જે લોકો એવો વિચાર ધરાવે છે કે કેળવણીને લીધે જ દેશમા રાજકીય અસંતોષ આવ્યો છે તેઓની મોટી ભૂલ છે જો દેશમા રાજકીય અસંતોષ છે તો તેના રાજકીય કારણો હોવા જોઇએ અને તે દૂર કર્યાથી રાજકીય અસંતોષ એની મેળે દૂર થશે. કેળવણીના દ્વારો બંધ કર્યાથી રાજકીય અસંતોષ કદી પણ દૂર થશે નહીં ”

૬ પરિષદોના બે પ્રમુખોના ભાષણો પુરા થયા પછી પરિષદ્‌ની બેઠકને પહેલે દિવસે બે નિબંધો વંચાયા હતા (૧) માતૃભાષા દ્વારા શિક્ષણ અને (૨) પ્રાથમિક શાળાઓમા ખેતીવાડીનુ સ્થાન

૭ પહેલા વિષયમા કેળવાયલા વર્ગમા ભાગ્યેજ મતભેદ જણાય છે સર્વ મનુષ્યો કબુલ કરે છે કે માધ્યમિક શાળાઓમા માતૃભાષા મારફત શિક્ષણ અપાય તો વિદ્યાર્થીઓ તથા શિક્ષકોને ઓછી મહેનત પડે અને શિક્ષણનુ પરિણામ વધારે સારૂં આવે અત્યારે તો વિદ્યાર્થીઓનો ઘણો સમય વિષય સમજવા કરતા તે વિષયના પુસ્તકની અંગ્રેજી ભાષા સમજવામા જાય છે ઇતિહાસ, ગણિત વગેરે વિષયો ગુજરાતી પુસ્તકો મારફત ગુજરાતી ભાષા દ્વારા શીખવવાની ખાસ અગત્ય છે સંસ્કૃત ભાષાનું જ્ઞાન અંગ્રેજી ભાષા કરતા ગુજ-

રાતી ભાષા મારફત વધારે સારી રીતે આપી શકાય એ તો સર્વમાન્ય બાબત છે પણ એથી વધારે અચમો પમાય એવી વાત તો એ છે કે જ્યારે યુનીવરસીટીમા ગુજરાતી ભાષાને બીજી ભાષા તરીકે સ્થાન હતું ત્યારે ગુજરાતી ભાષાનું જ્ઞાન પણ અંગ્રેજી મારફતે અપાતુ! આ બાબતમા મરમાર કરતા યુનીવરસીટી વધારે કરી શકે એમ છે યુનીવરસીટી જો ઠરાવ કરે કે મટ્રીકયુલેશનના અમુક વિષયોની પરીક્ષા જે વિદ્યાર્થીઓને ગુજરાતીમા આપવી હશે તેનાથી તેમ થઈ શકશે ગુજરાતીમા જવાબપત્રકો લખી શકાશે, તો માધ્યમિક શાળાઓમા ગુજરાતી ભાષાદ્વારા શિક્ષણ આપવાનુ એકદમ શરૂ થઇ જાય પરિષદના પ્રમુખ સાહેબ જેઓ યુનીવરસીટીમા કરતા કારવતા છે તેઓ આ ક્રમના લાભમા હોય એમ અમને લાગતું નથી કારણકે પોતાના ભાષણમા તેઓ માત્ર એટલી જ સૂચના કરે છે કે ફક્ત ચોથા અને પાચમા ધોરણોમા જ ગુજરાતી દ્વારા શિક્ષણ આપવુ છઠ્ઠા અને સાતમા ધોરણોમા તો અંગ્રેજી મારફત જ આપવુ આમ માત્ર અર્ધા ઉપાયો લેવાથી ધારેલા લાભો મળશે એમ અમે માનતા નથી આ બાબત ચોક્કસ ઠરાવ કરી તેની એક નકલ પ્રમુખ સાહેબની સહી સાથે યુનીવરસીટીને મોકલાવી હોત તો ઠીક પડત

(૮) બીજો નિબધ ડૉ પડયાએ પ્રાથમિક શાળાઓમા ખેતીનુ શિક્ષણ દાખલ કરવા સબધી વાચ્યો હતો આ બાબત સાગરપર જણાય છે તેવી સ્હેલી નથી પ્રાથમિક શાળાઓમા ભણતા કુમળી વયના બાળકોના મગજને માટે પ્રાથમિક શાળાઓનો અત્યારનો અભ્યાસક્રમ જોઇએ તેટલો ભારે છે બલકે જોઇએ તેના કરતા વધારે ભારે છે તો તેમા ખેતીવાડીનો બોજો ઉમેરવાનુ અમને ઇષ્ટ લાગતું નથી અલબત્ત આપણા ગ્રામ્ય જીવનમા ખેતી અગત્યનુ સ્થાન ધરાવે છે ખેતીના શિક્ષણની ગામડાના બાળકોને અગત્ય છે પરતુ તેને માટે ઉત્તમ સૂચના અમે તો એ કરીએ છીએ કે ગામડાના લોકો ભેગા થઈ ખેતીવાડીની ખાસ શાળાઓ કાઢવી ખેતીવાડીની માફક, સુતારી કામ, દરજીનુ કામ, લુહારી કામ વગેરે અનેક પ્રકારના ધધાના શિક્ષણની મનુષ્યને અગત્ય છે પરંતુ તે સર્વનો સમાવેશ આપણી પ્રાથમિક કે માધ્યમિક શાળાઓના અભ્યાસક્રમમા કરવાનુ અમને યોગ્ય લાગતુ નથી સામાન્ય કેળવણીનો ઉદ્દેશ ધધાની કેળવણીથી તદ્દન નિરાળો છે તે વાત આપણી લક્ષ બહાર જવી જોઇએ નહી

(૯) પરિષદની બીજા દિવસની બેઠકમા પરિષદના કેટલાક પ્રશ્નો સબધી ઠરાવો કરવામા આવ્યા હતા પ્રથમ ઠરાવ પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત કરવા સબધી હતો આપણા દેશની ઉન્નતિને માટે મફત અને ફરજીઆત કેળવણી ખાસ અગત્યની છે એ વાતની તો સરકારથી પણ હવે ના પાડી શકાય તેમ નથી પરતુ આ સૂચના વ્યવહારમા મુકતી વખતે કેટલી ને કેટલી મુશ્કેલીઓ નડે છે તેનો સપૂર્ણ વિચાર આવી પરિષદોના ઉત્સાહના વેગમા ભાગ્યે જ કરવામા આવે છે અમે ખાત્રીથી કહીએ છીએ કે પ્રાથમિક કેળવણીની જે પ્રકારની વ્યવસ્થા અત્યારે આપણા દેશમા ચાલે છે તેમા મફત અને ફરજીઆત કેળવણીનુ ધોરણ દાખલ કરવાનુ કદી પણ બની શકે તેમ નથી મુબાઈ મ્યુનીસીપાલીટી જેના આગેવાનો મરહુમ લોકમાન્ય ફીરોઝશાહ મહેતા તથા લોકમાન્ય વાચ્છા

અને મેતલ્બવાડ જેવા હતા તેઓએ પણ લોકમાન્ય ગોખલેના મફત અને ફરજીઆત કેળવણીના બીલ વિરુદ્ધ અભિપ્રાય આપ્યો ત્યારે તેમના અભિપ્રાયના સબળ કારણો હોવા જ જોઇએ આ વાત આપણે કબુલ કરવી જ જોઇએ આપણા દેશમા પ્રાથમિક કેળવણીની ચાલતી વ્યવસ્થા આ પ્રમાણે છે પ્રાથમિક કેળવણી સરકારે મ્યુનિસિપાલીટી તથા લોકલ બોર્ડોને સોંપી દીધી છે સરકાર તો માત્ર લોકલબોર્ડો અને મ્યુનિસિપાલીટીઓ જે ખર્ચ કરે છે તેથી અર્ધી ગ્રાંટ આપે છે જ્યા સુધી આ વસ્તુસ્થિતિમા ફેરફાર થાય નહીં ત્યા સુધી આપણી ગમે તેટલી ઇચ્છા હશે તોપણ પ્રાથમિક કેળવણી આખા દેશમા મફત અને ફરજીઆત થઇ શકશે નહીં આપણે બધા જાણીએ છીએ કે અત્યારે પ્રાથમિક શાળાઓમા અપાતી કેળવણી નામની જ છે યોગ્ય સગવડો જેવા સાધનો તથા યોગ્યતાવાળા શિક્ષકોની ખામી શોચનીય છે આવી વસ્તુસ્થિતિમા પણ લોકલબોર્ડો તથા મ્યુનિસિપાલીટીઓ બુમો પાડે છે કે કેળવણીની પાછળ અમારી આવકના ઘણો મોટો ભાગ ખર્ચાઇ જાય છે અને અમે હવે તે અંગે વધારે ખર્ચ કરવા બીલકુલ શક્તિમાન નથી સરકારની ગ્રાંટ સ્થાનિક મડળો જે પ્રમાણમા ખર્ચ કરે છે તેજ પ્રમાણમા રહેવાની હવે જો અત્યારે આપણા દેશમા પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત કરવામા આવે અને કેળવણી અત્યારના કરતા કાંઇક ઉંચી પક્તિની આપવામા આવે તો હાલના કરતા કમીમા કમી દસ ગણો વધુ ખર્ચ થવાનો આપણી મ્યુનિસિપાલીટીઓ અને લોકલબોર્ડો આટલુ બધુ ખર્ચ કરવા શક્તિમાન છે? મ્યુનિસિપાલીટીઓ અને લોકલ બોર્ડો અત્યારના કરતા દસગણો કર લોકો પર નાખે તો કેટલો બુમાટ થાય? માટે જો પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત કરવાની આપણી ઇચ્છા હોય તો કેળવણી સબધી ચાલતી સરકારની રાજ્યનીતિમા ફેરફાર કરવાની ચળવળ પ્રથમ કરવાની અગત્ય છે? પ્રજાને કેળવણી આપવી એ સુધરેલા રાજ્યનુ પ્રથમ તત્ત્વ છે આ કર્તવ્યની જોખમદારી ખાનગી ગૃહસ્થો કે મડળો, મ્યુનિસિપાલીટી કે લોકલબોર્ડ પર નાખી દઇ સરકાર માત્ર પ્રમાણમા ગ્રાંટ આપી છુટી જાય એ યોગ્ય નથી અમે તો માધ્યમિક શાળામા પણ સરકારની ગ્રાંટ ઇન એઇડની પદ્ધતિની વિરુદ્ધ છીએ ખાનગી મડળો લોકલબોર્ડો, મ્યુનિસિપાલીટી વગેરેને પ્રાથમિક કે માધ્યમિક કેળવણીના બોજામાથી મુક્ત કરી, સઘળી જોખમદારી રાજ્ય પોતાને શીર લઇ લેશે એમ થશે ત્યારે જ મફત અને ફરજીઆત કેળવણીનો આપણો આદર્શ ફળીભૂત થશે અને મ્યુનિસિપાલીટી તથા લોકલબોર્ડો પોતાને કરવાના ખાસ કર્તવ્યો-જેવા કે રસ્તાઓની સુધરતા, પ્રજાનુ આરોગ્ય-એ પર વિશેષ ધ્યાન આપી શકશે

૧૦ કેળવણીના બહોળા વિસ્તાર સંબધી ઠરાવો પસાર કર્યા બાદ બીજો અગત્યનો ઠરાવ પ્રાથમિક શાળાઓના શિક્ષકોના પગાર તથા તેમની યોગ્યતાના સબધી પરિષદે કર્યો હતો એ ઠરાવ અમને અત્યંત અગત્યનો લાગે છે યોગ્ય, સતોષી અને કર્તવ્યનિષ્ઠ શિક્ષકો ઉત્પન્ન કરો તો પછી કેળવણીની કૉન્ફરન્સો ને કમિટિઓ, સરકારી રીપોર્ટો ને રેઝોલ્યૂશનો કશાની આપણને જરૂર પડશે નહીં યોગ્ય મનુષ્યો શિક્ષકોના ધધામા જોડાય એ હેતુથી તેમને સારા પગારો આપવા જોઇએ અને એમનો ધધો જનમડળે એક પ્રતિષ્ઠિત ધધો ગણવો જોઇએ જે દેશમા શિક્ષકોના પગારની સરખામણી કઢીઓના ખર્ચ અને મજુરોની રોજી સાથે થાય તે દેશમા કેળવણીની ઉચ્ચ સ્થિતિની આશા કેવી રીતે રાખી શકાય?

આ પ્રશ્ન પરિષદે હાથમા લીધો તે યોગ્ય હતું પરન્તુ પરિષદ્‌ની ભલામણ જોઇએ તેવી નિડર નથી પરિષદ્ ભલામણ કરે છે કે અનટ્રેન્ડ શિક્ષકોનો ઓછામા ઓછો પગાર રૂપીઆ ૧૨ હોવો જોઇએ અમે કહીએ છીએ કે અનટ્રેન્ડ શિક્ષકો હોવા જ જોઇએ નહીં અને કોઇ પણ શિક્ષકોના પગાર રૂપીઆ ૨૦થી ઓછો હોવો જ જોઇએ નહીં શિક્ષણ એક કળા છે અને કોઇ પણ જાતની તાલીમ વગર ગમે તે માણસ શિક્ષક થઇ શકે છે એવી લાંબા સમયથી ચાલી આવેલી લોકમાન્યતા હવે જવી જ જોઇએ અનટ્રેન્ડ શિક્ષકોથી આપણી ઉછરતી પ્રજાને કાંઈ લાભ નથી, એટલુ જ નહીં પણ તેમનાથી બાળકોને નુકશાન થાય છે બાળકોની ગુપ્ત શક્તિ તેમનાથી ખીલવી શકાતી નથી પરન્તુ આવા શિક્ષકોથી તેમની શક્તિઓનો વિકાસ થતો અટકે છે અમારી સૂચના એવી છે કે દરેક શિક્ષકને ઓછામા ઓછુ બે વર્ષ સુધી શિક્ષણ શાસ્ત્ર તથા કળાનુ શિક્ષણ આપવુ અને થોડા ચુંટી કાઢેલાઓને એક વરસ વધુ શિક્ષણ આપી મુખ્ય શિક્ષકની જગ્યાને માટે તૈયાર કરવા

દિન પર દિન કેળવણીનો પ્રચાર વધારે ને વધારે થવાનો એ નિ:સદેહ, માટે શિક્ષણને કેળવણી આપવાને માટે અત્યારે માત્ર બે જ કોલેજો છે—એક પુરૂષ શિક્ષકોને માટે ને એક સ્ત્રી શિક્ષકોને માટે—તેને બદલે કમીમા કમી છ એવી કોલેજો ગુજરાતમા થવી જોઇએ બે ખાસ મુબાઇ શહેરને માટે એક પુરૂષ શિક્ષકો તૈયાર કરવાને માટે ને એક સ્ત્રી શિક્ષિકાઓ તૈયાર કરવાને માટે, અને તેવી જ બે સુરતમા ને બે અમદાવાદમા છે તે કાયમ રાખવી વધુ સખ્યામા ટ્રેન્ડ શિક્ષકો તૈયાર થશે નહીં ને તેમને સારા પગારો આપવામા આવશે નહીં ત્યા સુધી કેળવણીની પ્રગતિ માટેની આપણી સર્વ આશાઓ વ્યર્થ જવાની

(૧૧) માધ્યમિક શાળાઓના પાઠ્ય પુસ્તકો સબધી પરિષદ્‌મા થયેલી ચર્ચા ખરેખરી સમયસર હતી ને તે ઠરાવ સંબધી પ્રો ભટ તથા મી બળવતરાય પરમોદરાય ઠાકોરના ભાષણો ઉત્તમ ને વિચારવા યોગ્ય હતા. પાઠ્ય પુસ્તકો સબધી સરકારની રાજ્યનીતિ બીલકુલ પસદ કરવા યોગ્ય નથી અને તે સબધી ઓ મી પ્રાજપેએ કાઉન્સિલમા ઠરાવ લાવી પ્રજાની ખાસ સેવા બજાવી છે

સરકારને શુ મુખ્ય શિક્ષકોની વિવેક બુદ્ધિપર બિલકુલ ભરોસો નથી? પોતાની શાળાઓમા કયા કયા પુસ્તકો ચલાવવા એટલુ પણ નિર્ણય કરવાની શક્તિ એમનામા નથી એમ સરકાર માને છે? આ બાબતમા તો ઓ મી પ્રાજપેની સૂચના મુજબ સરકારે તો માત્ર વાધા ભરેલા પુસ્તકોની જ યાદી બહાર પાડવી અને બાકીની બાબતમા તો શાળાના મુખ્ય શિક્ષકોને સંપૂર્ણ સત્તા આપવી એ જ ઇષ્ટ છે પરતુ સરકાર તો માત્ર શાળાઓમા શિખવવા યોગ્ય પુસ્તકોની યાદી બહાર પાડી સતોષ પામતી નથી પણ પોતે પસદ કરેલા પુરૂષો પાસે નવા પુસ્તકો લખાવી તે જ શાળાઓમા શિખવવા એવો હુકમ બહાર પાડે છે ગુજરાતી શાળાઓમા શિખવવાને માટે કોઇ કોઇ વાર તો અગ્રેજી પુસ્તકોના તરજુમા કરાવે છ મધ્યમ પાઠ્ય પુસ્તકોમા હિંદુસ્તાનના ઇતિહાસના પાઠ્ય પુસ્તકથી વધારે ઘણો જ અસતોષ ફેલાયો છે અમે સરકારને પુછીએ છીએ કે માધ્યમિક શાળાઓમા ચલાવવા યોગ્ય મેકમીલન, દત્ત ત્તમસન, વિનસટરસ્મિથ અને હાલમા લખાયલુ મી વાડીઆનુ વગેરે ઇતિહાસના પુસ્તકો અસ્તિત્વમા હતા છતા પૈસા ખર્ચી મી માર્સડન પાસે નવો ઇતિહાસ લખાવવાનું શુ પ્રયોજન હતુ? માર્સડનનો ઇતિહાસ ઇતિહાસના નામને જ યોગ્ય નથી તે તદન એકતરફી છે અને આવો ઇતિહાસ વાચવાથી બાળકોને પોતાના દેશને માટે ભક્તિ-

ભાવ ઉત્પન્ન થતો નથી પણ તેનાથી ઊલટ બંને વચ્ચે વિરોધ ઉત્પન્ન થવાનો સંભવ છે માર્સડનની લખેલી હિંદુસ્તાનના ઇતિહાસની વાતોનો ગુજરાતીમા રા બ કમળાશંકરભાઈ પાસે તરજુમો કરાવવાની ધૃષ્ટતા સરકારે કરી હતી ર બ કમળાશંકરભાઇ માર્સડન કરતા ઘણી જ સારી રીતે હિંદુસ્તાનના ઇતિહાસની વાતો ગુજરાતીમા સ્વતંત્રપણે લખી શકવાને સમર્થ છે પરંતુ સરકાર તો એમ જ માને છે કે યુરોપીઅનો જ સ્વતંત્ર પુસ્તકો લખવાને સમર્થ છે ને દેશીઓ તો તે પુસ્તકોના તરજુમા કરવા જ યોગ્ય છે પોતે પસંદ કરેલા ગ્રંથકર્તાઓ અને પોતે લખાવેલા પુસ્તકો તરફ સરકારને અત્યંત પક્ષપાત હોય એમ માનવું પડે છે નીતિશિક્ષણનુ પુસ્તક લો પ્રો આનંદશંકરભાઇનુ ' નીતિશિક્ષણ ” નામનુ નીતિ શિખવવાને માટે ઉત્તમ પુસ્તક ગુજરાતી ભાષામા અસ્તિત્વમા હતુ છતા પૈસા ખર્ચી એન્થોવનના પુસ્તકનો ગુજરાતીમા તરજુમો કરાવવાની શી અગત્ય હતી? બે પુસ્તકો વાચી ગમે તે કાઇ કહી શકશે કે પ્રો આનંદશંકરભાઇનું પુસ્તક એન્થોવનના પુસ્તક કરતા શ્રેષ્ઠ છે આપણે આશા રાખીશુ કે પાઠ્ય પુસ્તક સબધી પોતાની રાજ્યનીતિમા સરકાર હવે કાઈ ફેરફાર કરીને પ્રજામતને માન આપશે

૧૨ સ્ત્રીકેળવણી સબધી પણ પરિષદે અગત્યનો ઠરાવ કર્યો છે આ પ્રશ્ન તરફ હાલમા લોકોનુ ધ્યાન ઘણુ જ ખેચાયલુ છે ઘણાઓ માને છે કે સ્ત્રીકેળવણીની અત્યારની યોજના અને વ્યવસ્થામા કાઇ ગભીર ખામી છે પરંતુ તે ખામી કઇ અને તે કેવી રીતે દૂર કરી શકાય તેને માટે હજી એકમત હોય તેમ લાગતુ નથી આ પ્રશ્ન સબધી કેટલી વ્યવહારુ યોજના પરિષદે સરકાર સમક્ષ રજુ કરી છે પરિષદ એવો અભિપ્રાય ધરાવે છે કે પ્રાથમિક કન્યાશાળાઓનો વહીવટ હાલ કરતા વધારે અશે મ્યુનિસિપાલીટીને સોપવો અને સ્કુલબોર્ડો વધારે પ્રજાકીય અને સત્તાવાન બને ત્યારે તેમને પણ કન્યાશાળાઓનો સપૂર્ણ વહીવટ સોપી દેવો પરિષદે નિષ્પક્ષપાતપણે તપાસ કરી ખાત્રી કરી છે કે તેમ કર્યાથી કન્યાકેળવણી વધારે લોકપ્રિય બનશે અને સ્ત્રીશિક્ષકાનુ પ્રમાણ વધારે સચવાશે? મ્યુનિસિપાલીટીઓ પાસે જ અત્યારે કન્યાશાળાઓનો વહીવટ છે એ વહીવટ સરકારી ઇન્સ પેકટરોના વહીવટ કરતા વધારે સતોષકારક છે એમ શુ પરિષદ ખાત્રીથી માને છે? સરકારી ઇન્સપેકટરોના વહીવટ કરતા મ્યુનિસિપાલીટીના વહીવટની વિરુદ્ધ સ્ત્રી શિક્ષણ તરફથી વધારે ફરિયાદ નથી એની પરિષદે ખાત્રી કરી છે? મુબાઇ અમદાવાદ જેવા મોટા શહેરોબાદ કરતા નાના શહેરો તથા ગામડાની મ્યુનિસિપાલીટીઓના સ્કુલબોર્ડના મેમ્બરો અને ચેરમેનોની સ્ત્રીશિક્ષકા સાથેની ગેરવર્તણુકના દાખલા પરિષદ્ના આગેવાનોના સાભળવામા શુ નથી આવ્યા? જ્યા સુધી આપણી સાસારિક સ્થિતિ જોઇએ તેવી પવિત્ર થઇ નથી ત્યા સુધી મ્યુનિસિપાલીટીઓના સ્કુલબોર્ડોના મેમ્બરો તથા ચેરમેનોના હાથમા કન્યાશાળાનો સપૂર્ણ વહીવટ સોપવાથી ઘણું જ નુકશાન થવાનો સભવ છે એવુ અમારૂ દૃઢ માનવુ છે અમારો અભિપ્રાય તો એવો છે કે નાની મ્યુનિસિપાલીટીઓ પાસેથી અત્યારે છે એટલો પણ વહીવટ લઇ લેવો પરિષદ્ને આ બાબતની ખાત્રી કરવી હોય તો તેને એક સ્વતંત્ર કમીશન નીમી ગામડામા ફરી આ બાબતની તપાસ કરવાની અમારી ખાસ ભલામણ છે લોકલબોર્ડોને પણ હાલના સજોગોમા કન્યાશાળાઓનો વહીવટ સોપવો ઇષ્ટ નથી એમ અમારૂ માનવુ છે સ્ત્રી શિક્ષકોનું કામ તપાસવાને માટે પરિષદે સ્ત્રી ઇન્સપેકટરો નીમવાની ભલામણ કરી છે તેની સાથે

અમારી સંપૂર્ણ સહાનુભૂતિ છે. અમે તો એમ કહીએ છીએ કે સ્ત્રીશિક્ષકોના સ્વમાનની ખાતર મ્યુનિસિપાલીટી તથા લોકલબોર્ડોની કન્યાશાળાઓનો સંપૂર્ણ વહીવટ સ્ત્રી ઇન્સપેક્ટરોને સોંપી દેવો. સ્ત્રી શિક્ષકોના પગારમાં વધારો કરવો, તેમની ફેરબદલી કરવી; તેમની કસુરને માટે તેમને શિક્ષા કરવી-વગેરે સર્વ સત્તા પુરુષો કરતાં-પછી તે સરકારી અમલદારો હોય કે મ્યુનિસિપાલીટીના સ્કુલ બોર્ડના ચેરમેનો હોય સ્ત્રી ઇન્સપેક્ટરોને સોંપવું તે ઇષ્ટ છે. અત્યારની આપણી પરિસ્થિતિમાં બધી કન્યાશાળાઓની તપાસણી કરી શકે એટલા પ્રમાણમાં સ્ત્રી ઇન્સપેક્ટરો મેળવવાનું કાર્ય મુશ્કેલ છે. પરંતુ દિનપરદિન સ્ત્રી ઇન્સપેક્ટરો વધારે ને વધારે પ્રમાણમાં રાખવાની માગણી સરકાર પાસે આપણે નિરતર કર્યા જ કરવી. જ્યાં સુધી પુરતી સંખ્યામાં સ્ત્રી ઇન્સપેક્ટરો ના મળે ત્યાં સુધી પુરૂષ ઇન્સપેક્ટરો ભલે તેમનું કાર્ય તપાસે પરંતુ તેમના રીપોર્ટપરથી કાર્ય લેવાનુ તેમ તેમની ફેરબદલી કરવાનું અને તેમના પગાર વધારવાનું કાર્ય દરેક જીલ્લામાં અકેક સ્ત્રી ઇન્સપેક્ટર નીમી તેને સોંપી દેવું એ ઇષ્ટ છે. સ્ત્રીકેળવણી સંબંધે પરિષદે કરેલી સૂચનાઓમાં એક મોટી સૂચનાની ખાસ ગેરહાજરી માલમ પડે છે. સ્ત્રીશિક્ષકોને કેળવવાને માટે જે કોલેજ છે તેના અધ્યક્ષ તરીકે અંગ્રેજ બાઇની નહીં પણ એક સુશિક્ષિત દેશી બાઇની નિમણૂંક થવાની ખાસ આવશ્યકતા છે. ટ્રેનીંગ કોલેજમાં અભ્યાસ કરતી સ્ત્રીઓના ઉપર તેમની શિક્ષિકાઓના સંસ્કાર પડવાના એ નિઃસંદેહ છે. અને જીંદગીમાં પડયા પછી તેઓ તેમનુ અનુકરણ કરશે એ પણ નક્કી. માટે ભવિષ્યની સ્ત્રીશિક્ષકોને ઉત્તમ આદર્શ મળે એટલા માટે યુરોપીઅન કરતાં દેશી સુશિક્ષિત સ્ત્રીઓની આવી જગ્યા પર ખાસ જરૂર છે-ભલે પછી કેટલાકને યુરોપીઅન વ્યવસ્થાશક્તિ અને સંયોજકબુદ્ધિને માટે ખાસ પક્ષપાત હોય. આવી જોખમદારી અને પ્રતિષ્ઠિત જગ્યાને માટે હિંદી સ્ત્રીઓ મેળવવી મુશ્કેલ નથી. ઘણી દેશી સ્ત્રીઓ હવે કેળવણી ખાતામાં દાખલ થાય છે. થોડા વર્ષના અનુભવ પછી તેમને મુખ્ય શિક્ષકની જગ્યાના આપતાં ઇંગ્લંડથી ખાસ યુરોપીઅન બાઇઓ બોલાવવાની હવે શી જરૂર છે? યુરોપીઅન શિક્ષિકાઓ આપણા દેશના સંસારજીવનથી નદન અજ્ઞાન હોય છે. આપણા દેશના પ્રિય અને કીમતી આદર્શોનું એમને બિલકુલ ભાન હોતું નથી તેમનુ હમેશનું જીવન આપણા જીવનથી કાંઈ વિચિત્ર પ્રકારનું હોય છે તેથી ભવિષ્યની આપણી સ્ત્રીશિક્ષિકાઓના હૃદયપર ઉત્તમ ચારિત્રની છાપ પાડવાને તેઓ કદી પણ શક્તિમાન થશે નહીં. આ અગત્યનો ફેરફાર જો કરવામાં આવે તો હાલની સ્ત્રી શિક્ષકોના ચારિત્ર વિરૂદ્ધ ખરી ખોટી વાતો જે આપણે કાને નિરંતર પડયા કરે છે તે ઘણે અંશે કમી થશે.

૧૩. હાલના વિદ્યાર્થીઓની શારીરિક સ્થિતિ તરફ આપણી શાળાઓમાં ને તેમાં ખાસ કરીને પ્રાથમિક શાળાઓમાં બિલકુલ લક્ષ અપાતું નથી એ વાત ખરેખરી દુઃખદ છે અને આ સંબંધમાં પરિષદે કરેલી સૂચનાઓ બહુ જ ઉપયોગી છે. આ બાબતમાં આપણી મ્યુનિસિપાલીટીઓ અને સરકાર વધુ લક્ષ આપશે અને ભવિષ્યની પ્રજાની વધુ શારીરિક અધોગતિ થતી અટકાવશે એવી અમે આશા રાખીએ છીએ.

૧૪. અત્યંજ વર્ગના બાળકોની કેળવણી માટે પરિષદે ઠરાવ કરવાનું યોગ્ય ધાર્યું તે આ જમાનાનું ખરેખર શુભ ચિહ્ન છે. અત્યજ વર્ગનુ અસ્પૃશ્યપણું તે આપણી આર્ય સંસ્કૃતિને ખરેખર શરમાવા જેવું છે. તે વર્ગને તેમની અત્યારની અધમસ્થિતિમાંથી ઉચ્ચ

દશામા લાવવાને પ્રયાસ કરવો તે આપણી પ્રજાજીવનની ખીલવણી માટે ઘણું જ અગત્યનુ છે સરકારે તેમ આપણી મ્યુનિસિપાલીટી તથા લોકલબોર્ડે આ બાબતમા હજી જોઇએ તેટલુ કર્યું નથી. જે થોડી ઘણી કેળવણી તે લોકો મેળવી શક્યા છે તે માત્ર ખ્રિસ્તી મીશનરી અને મુક્તિફોજના પ્રયાસને લીધે જ છે પણ આ બાબતમા હવે આપણે વધારે જાગૃત થવાની જરૂર છે એમને માટે માત્ર ફરતી પત્રિની નિશાળો સ્થાપવી એટલુ બસ નથી. એમને માટે વડોદરાની માફક જીલ્લે જીલ્લે ખાસ બોર્ડીંગ સ્થાપવાની જરૂર છે જેઓએ વડોદરાની અંત્યજ બોર્ડીંગ જોઈ હશે તેમની તો ખાત્રી થઈ હશે કે કુદરતથી જ એ લોકો હલકા રહેવાને સર્જાયેલા છે એવી જે પ્રચલિત લોકમાન્યતા છે તે ભ્રમભરેલી છે.

"પ્રેક્ષક"

---

# આપણાં કારખાનાંમાં કામ કરતા મજુર વર્ગની સ્થિતિ.*

મજુર વર્ગની સ્થિતિનો ખ્યાલ બધાને નહીં તો તમારામાના કેટલાકને તો—હશે જ. તેમના દુખો એટલા બધા છે કે છેવટ તેમણે આવી Social conferenceનુ ધ્યાન ખેંચ્યુ છે. પણ તેટલેથી તેમનો ઉદ્ધાર થાય તેમ નથી આવી conferencesમા હજારો વખત હજારો માણસને મોઢેથી તેમની ખરી સ્થિતિનુ વર્ણન અપાશે, તમે જાતે તેમના દુખો જોશો અને તેમને સુધારવા તે આપણા કાયદામા છે એટલુંજ નહીં પણ Humanity (મનુષ્ય પ્રત્યે બન્ધુભાવ)ને ખાતર તે જરૂરનું છે તે સ્વીકારશો ત્યારે જ તે સ્થિતિને સુધારવા યત્નો થશે

તેમની સ્થિતિ સુધારવાના કોઈ પણ વિચારોની સામે તેમના શત્રુઓ પડે છે તેમને અધમ અને નીચા રાખવાથી જેઓએ અત્યાર સુધી ફાયદાઓ મેળવ્યા છે તેઓ તેમના માણસ તરીકેના હકો સ્વીકારતા નથી જેઓ Congress અને Conferencesમા નિડરતાથી લડે છે, જેમનામા Englandની પ્રજાના ન્યાય સ્વતંત્રતા તથા સમાનતાના વિચારો આવ્યા છે, તેનાઓ પાસે જ મજુર વર્ગની આશાઓ છે સ્વતંત્રતા આપણે ચાહીએ છીએ, જુલમોની સામે પોકાર આપણે ઉઠાવીએ છીએ તો તે જ ન્યાયે તે જ સ્વતંત્રતાની દષ્ટિએ, આ આખો પ્રશ્ન જોવા હું વિનતિ કરૂં છુ

એક દિવસ એવો હતો કે જ્યારે આ ગરીબ મનુષ્યો પોતાના ઝુપડામા નાના નાના ઉદ્યોગો કરતા, તેઓ પોતાના કુટુમ્બીઓ સાથે વાતો કરતાં, આનંદ કરતા અને કામ કરે જતા અત્યારે આપણે Machinery ( યાંત્રિકામ )નો ઉપયોગ શીખ્યા મોટા કારખાના બાંધ્યા. ખુલ્લી હવા અને કુટુમ્બ વચ્ચે કામ કરતા કારીગરને લલચાવી ખરાબ હવાવાળા કારખાનામા ઘસડી લાવ્યા એમ દીવાથી જેમ ફુદુ ઝંપલાય તેમ અનેક લાલચોથી તે લલચાઈ ગયા અને અંતે અનેક દુખોના ભોગ થયા

તમારામાના ઘણાએ ગઈ સદીના યુરોપમા મજુરોની સ્થિતિનો ઇતિહાસ વાચ્યો હશે તેઓને પગાર પુરતો મળતો નહીં, ખોરાક મોઘો હતો સ્ત્રી પુરુષો તેમ જ છોકરાંઓ બાર બાર કલાક કામ કરતા, ખાવાને પણ પુરતી રજા મળતી નહીં corn Law, coopor-

---

* સંસારસુધારા પરિષદ આગળ રજુ કરતા વાચેલો લેખ

ative Societies અને Trade Unions તેમના રક્ષણે આવ્યા. મજુર વર્ગની સ્થિતિ સુધારવાનો સવાલ જે સામાજિક હતો તે Political થયો તે વખતે ત્યાંના મજુરોની જે સ્થિતિ હતી તેને લગભગ મળતી સ્થિતિ હાલ અહીંના મજુરોની આવી છે

જ્યારથી Machinary (સંચા) દાખલ કરવામાં આવી ત્યારથી Home industries (ઘેર બેઠે થતા ઉદ્યોગો) ધીમે ધીમે નાશ થતી ચાલી, Home Industriesના વખતમાં શેઠ અને કારીગર વચ્ચે અમુક લાગણી રહેતી તેઓ કારીગરને પોતાના ધંધાના મુખ્ય અંગભૂત ગણતા અને તેઓની સામાજિક અને આર્થિક સ્થિતિ માટે હમેશા દરકાર રાખતા કારખાના દાખલ થયા પછી શેઠ અને મજુર વચ્ચેનો તે સબંધ જતો રહ્યો તેટલું જ નહીં પણ કારખાનાના માલીકો એમ સમજતા થયા કે મજુરો તેમને પૈસા પેદા કરી આપનારા જીવતા યંત્રો છે અને તેથી જેમ બને તેમ ઓછા પૈસા આપી વધારે કામ કરાવવું તે મીલ management (વ્યવસ્થા) નો મુખ્ય સિદ્ધાંત થયો પહેલાંનો કારીગર જ્યારે ધંધાનો અંગભૂત ગણાતો ત્યારે આજનો કારીગર એક બેદરકાર આળસુ લુટારો ગણાયો મજુર વર્ગ એટલો બધો અજ્ઞાન છે કે તે પોતાની સામાજિક, આર્થિક કે શારીરિક સ્થિતિનો વિચાર કરી શક્યો નહીં તેથી છેવટે તે ઘણી દયાજનક સ્થિતિમાં આવી પડ્યો આવા કંગાળ મજુરોનું રક્ષણ કરવા ૧૮૮૧ માં પહેલો Factory Act (કારખાનાનો કાયદો) ઘડાયો છતાં તેમની સ્થિતિ જોઇએ તેવી સુધરી નહીં અનેક લાલચોથી દોરાઈ તેઓ ઘણા લાંબા કલાકો કામ કરતા, લાંબા કલાકો અને કારખાનાની ખરાબ હવાથી તેઓના શરીર નબળા પડ્યા આવી ઘણી બાબતોમાંથી તેમને બચાવવાને ૧૮૯૧ માં ફરીથી Factory Act ઘડાયો આ Factory Act ૧૯૦૮ માં નિમાયલા Factory commissionની બનાવણના પરિણામે ઘડાયો છે તે commission આગળ રજુ થયેલી જુબાની આપનારની નામની નામાવલી ઉપરથી સ્પષ્ટ દેખાઈ આવે છે કે આમાં માત્ર મીલ માલીકોના દૃષ્ટિબિન્દુથી જ આખો સવાલ જોવાયો છે મજુર વર્ગના હિમાયતીઓના નામ તેમાં જોવામાં આવતા નથી તેમ જ એ કમીશને તેમની સ્થિતિનો પુરતો અભ્યાસ કર્યો નથી.

આવી જુબાનીઓના પરિણામે ઘડાયલો કાયદો મજુરોનું પુરતું રક્ષણ ન કરી શકે તે સ્વાભાવિક છે દાખલા તરીકે Factory Act પ્રમાણે એક માણસ એક દિવસમાં બાર કલાક કરતા વધારે કામ ન કરી શકે છતાં હિંદુસ્તાનની મીલમાં લાગટ ૭૨ કલાક કામ કરાવ્યાના દાખલા આપણે સાંભળ્યા છે આવી રીતે ૭૨ કલાકો માણસ કામ કરી શકતા હશે કે તે શારીરિક અશક્યતા હશે તે બાબત જુદી જ છે જે બાબત બહારની દુનિયા માની શક્તી નથી તે ઘણી વખતે હિંદુસ્તાનની મીલોમાં થઈ શકે છે બીજો તેવો જ એક દાખલો લઈએ કારખાનાની અંદરની હવા સ્વચ્છ અને સારી ન હોય તો તે ગુન્હો ગણાય છે છતાં અંદરની ગરમ હવાથી ઘણા માણસો બેભાન થઈ જવાના અને ક્વચિત મરણ નીપજવાના દાખલા આપણે સાંભળ્યા છે વધારે અજાયબી જેવું એ છે કે આવી બાબતો Factory Inspectionના વાર્ષિક રિપોર્ટમાં આવતી નથી

કારખાનામાં કામ કરતી સ્ત્રીઓ ૨૦ વર્ષની વયે ઘરડી થતી જોવામાં આવે છે નવ વર્ષની વય ઉપરના કામે જતા બાળકોના શરીરો પણ કંઈ સુધારને તપાસના જેવા છે

આવી દુઃખી જીંદગી ભોગવતા મજુરોથી આપણા ઉદ્યોગની ખીલવણી શી રીતે થઈ

શકે તેનો વિચાર પણ કરવા જેવો છે મીલનો ઉદ્યોગ આપણા દેશમા આવે લગભગ ૬૦ વર્ષો થઈ ગયા છતા આપણા જ બજારમા પરદેશીઓ પોતાનો સારો અને સસ્તો માલ લાવી વેચી શકે છે તેના કારણો જો બરાબર શોધવામા આવશે તો મજુરો આમાં મોટો ભાગ ભજવે છે તેની ખાત્રી થશે

આપણે જોયુ તેમ એક તરફથી ૧૯૧૧ નો Factory Act મીલ મજુરોનું બરાબર રક્ષણ કરવાને પુરતો નથી તો બીજી તરફથી તેમની દુર્દશા તેમની બીન કેળવણીને આભારી છે તેમને કેળવણી આપવાની ખાસ જરૂર છે અને તેની સાથે તેમને પૈસાનો સદ્વ્યય કરતા પણ શીખવવાનો છે ઘણા કલાકો કામ કર્યા પછી લાગેલો થાક દારૂ પીવાથી ઉતરે છે તેવી ખોટી ભ્રમણા હોય છે તેથી તેઓ તે વ્યસનમા પડે છે વળી આ વ્યસનનો ફેલાવો આપણા આબકારી ખાતાને પણ આભારી છે

એક તરફથી દારૂની દુકાનો જાહેર રસ્તા અને મીલોની નજીક રાખવામા આવે અને બીજી તરફથી તેને અટકાવવાને બાબુ થોડા તો ગરીબ અજ્ઞાન મજુર વર્ગને આ મોહમાંથી કોની ક્યારે રક્ષણ થશે? માત્ર બાબતોની સાથે આવી Social Reform સંસ્થાઓએ સરકારને આબકારી ખાતુ જડમૂળથી નાશ કરવા બનતામણ કરવી

દારૂનુ વ્યસન મજુર વર્ગને મોટા કરજમા ઉતારે છે તેઓના પૈસા દારૂમા જાય છે તેમ જ તેઓ દરેક ચીજમા લુંટાય છે તેમના પ્રસંગમા આવનારા દરેક દેવાદારો તેમને ઉતારે છે વળી આવા મજુરોના વ્યાજના દર કાંઈ આઠ દસ કે બાર ટકા હોતા નથી પણ ૫૦–૧૦૦ કે ૩૦૦ ટકા જેટલા ઘણી વખત હોય છે

કોઈ પણ ઉદ્યોગની ખીલવણીમા મજુરની જીંદગી અગત્યનો ભાગ ભજવે છે મજુર તે ઉદ્યોગનુ મોટુ અંગ છે તેમની જીંદગી જેમ લાંબી તેમ તે ઉદ્યોગની ખીલવણીમા મ્હોટો હીસ્સો આપે છે વળી એમ પણ કહેવાય છે કે હાલની Machinary( સાંચા કામ )ને સંપૂર્ણતામા લાવવાને એક સામાન્ય મજુરે મોટો હીસ્સો આપેલો છે

ઘણી બાબતોમા આપણે ઈંગ્લંડનુ અનુકરણ કર્યું છે તેમા મીલ ઉદ્યોગ પણ એક છે આપણે અહીંના સાંચા ઈંગ્લંડથી લાવ્યા તેમ જ હિંદમા પણ આપણે તેમનુ જ અનુકરણ કર્યું કે ઈંગ્લંડના મિલમાલકો મજુરોની સંભાળ લેતા નથી તેવી જ રીતે આપણા કારખાનાના શેઠીઆઓ ઘણે ભાગે તેઓને માટે બેદરકાર છે Employers એ સંભાળ ન લીધી તો તેને પરિણામે Englandમા Unions (મજુરોના મહાજન) થયા એટલે Employersને બદલે Unionsના કાર્યવાહકોએ તેઓની સંભાળ લીધી પરિણામે ત્યાંના Unions મજુર વર્ગને મહાન આશીર્વાદ રૂપ નિવડ્યા છે તેને લીધે ઉદ્યોગની ખીલવણી થઈ છે

હિંદુસ્તાનમા એવા Unions નથી, અને કારખાનાના માલીકો મજુરોની દરકાર રાખવાનુ તેમના સ્વાર્થમા છે તેમ સમજતા નથી

બીજા કોઈ કારણથી નહીં તો કેવળ આપણા ઉદ્યોગની ખાતર પણ તો મીલમાલીકોએ મજુરોની સંભાળ લેવી જોઈએ નહીં તો ઈંગ્લંડના Unions બંધાવા જોઈએ

આપણી જુની રીતિનો મહાન ફાયદો જો Factoriesમા લેવાયો હત, મજુર અને તવંગર વચ્ચે કાંઈ પણ સંબંધ રહ્યો હત તો ઉદ્યોગની ખીલવણી કેટલી મોટી થઈ હત? પણ આપણે પારકાનુ લેતા આપણુ પોતાનુ સારૂ પણ ગુમાવી બેઠા છીએ મીલ માલી-

કોએ પોતાના નફા રોગ શિવાય બીજો પણ વિચાર કરવો જોઇએ મજુરો પૈસાને ખાતર સુખ રોટલાને ખાતર તેઓની પાસે આવે છે છતા તેમનુ હિત જોવુ તે મીલ માલીકની મોટી ફરજ છે પૈસા ખાતર તેઓ કામ કરે અને તે પૈસા મીલ માલીકોએ તેઓને આપી દીધા એટલે એમની સ્થિતિ સુધારવાની જોખમદારી ત્યાં પુરી થતી નથી જેઓ ત્યા પુરી થતી માનતા હોય, જેઓને નફા શિવાય બીજા વિચારો આ સબધમા આવી શકતા ન હોય, તેઓના હાથમા મજુરોનુ ભવિષ્ય કેવુ રોઈ શકે તેનો વિચાર કરો

જે દૃષ્ટિબિંદુથી હિંદુસ્તાનના પહેલાના વેપારી માલિકો કામ કરતા તે મહાન મત્ર જાપાન તેમ જ બીજા દેશોમા સમજાયો છે જ્યારે બીજા દેશો મજુર વર્ગને કેળવવામા પોતાનો ફાયદો સમજ્યા છે ત્યારે અહિં એમ સમજાયુ છે કે મજુરો ભણશે તો ઉદ્યોગને મોટુ નુકશાન કરશે ! જ્યારે અહિંનો મજુર પોતાના રોટલાનો ટુકડો મ્હોમા રાખી કામ કરતો જોવામા આવે છે ત્યારે બીજા દેશોમા તેમને માટે જમવાને વિશાળ ઓરડાઓ અને Pestaurants રખાય છે જ્યારે અહિંનો મજુર ભાગેલી, તુટેલી ઝુપડીમા બીમાર પડેલો જોવામા આવે છે ત્યારે ત્યા તેઓને માટે ખાસ ઘરો અને Hospitals રાખવામા આવે છે બીજા દેશોમા જ્યારે અમુક વર્ષો કામ કર્યા પછી પેનશન આપાય છે ત્યારે અહિંયા ગમે તેટલા વર્ષ કામ કર્યું હોય તો પણ કોઈ જાતની નોટીસ આપ્યા વિના તેને કાઢી મુકવામા આવે છે ! અને પેનશન તો શુ પણ unclaimed wages જે ઉપર તેઓ ( હક કરતા ન આવેલા અને તેથી પડી રહેલા એવા મજૂરીના પૈસા )નો પણ ઉપયોગ થતો નથી

અમદાવાદ અને મુબાઇની મીલોમા કામ કરતા મજુરોમાથી કેટલાક બીજી મીલોમા જાયછે ત્યારે તેમના પગાર મીલોમા પડી રહે છે આવી જાતના unclaimed wages જો માત્ર અમદાવાદની મીલોના જ ગણીશુ તો વરસે એક લાખ રૂપીઆ જેટલા થશે આ પૈસા કે જે માત્ર મજુરોના જ પૈસા છે તેનો ઉપયોગ તેઓના લ્હાણાર્થે થાય તો કેટલો મોટો લાભ થાય ! આ રકમ જો તેઓની કેળવણી પાછળ ખર્ચાય તો તેમાથી લગભગ ૧૨૫ શાળાઓ નભી શકે

મજુરોની કેળવણી માટે એક ખાસ ફડ સ્થપાવુ જોઇએ તેઓએ મીલ માલીકો પાસે આ unclaimed wagesની માગણી કરવી જોઇએ જો તેમા તેઓ નિષ્ફળ નિવડે તો મીલમાલીકો આજે નહીં તો ભવિષ્યમા મદદ કરશે તે આશામા બેસી રહેવા કરતા એક જાહેર subscription (ટીપ) ઉઘાડવુ જોઇએ જેને તે વર્ગ માટે sympathy સહાનુભૂતિ લાગણી હશે તે પોતાનો જુજ ફાળો પણ ભરશે sympathetic અને લાગણી ભરેલા મનથી ભરેલી દરેક પાઇઓ પણ વગર લાગણીથી આપેલા લાખો રૂપીઆ કરતા વધારે ફળદાયી નિવડશે

અમદાવાદમા મુખ્ય મીલ ઉદ્યોગ છે વેપારીઓ શેરહોલ્ડરો, દલાલો વિગેરે તમામ માણસ directly કે indirectly સાક્ષાત્ કે પરપરા મીલના ધધા સાથે જોડાયલા છે આ અમદાવાદની ગર્જનાની તેના સુશોભિત ઘરો અને બગલાઓ, શહેરમા ફરતી મોટરો અને તેના બાગબગીચા અને સાયન્સ કોલેજ આ મજુરોને જ આભારી છે ત્યા મોટા ભાગે કેટલા માથા જેટલી પણ તેઓને માટે સભાળ લેવાય છે ?

જે શેર મા ૧૯ ના હકો માટે Provincial conferences ભરાય છે જે શહેર Social reformની માતૃભૂમી છે તે જ શેહેરને પૈસાદાર બનાવવામા જે લોકોએ પોતાનુ લોહી રેડ્યુ છે તેઓની આ દુર્દશા હોય તે કેટલુ શરમાવા જેવુ છે ?

આશા છે કે આ ઠરાવ આપ પસાર કરશો અનસૂયા સારાભાઈ.

# કાન્હડદેપ્રબન્ધ.

## ( અવલોકન. )

( અનુસન્ધાન પૃષ્ઠ ૪૭૬ થી )

(૮) नवि देसु वेवाही मान नही आवइ तुरकाणइ जान

( પૃ. ૫૭, શ્લો ૧૩૪ )

મુગલ પાદશાહની કુવરી લગ્નમાં લેવાની સૂચનાના ઉત્તરમા વીરમદેવનુ આ વચન છે.

અહિં પ્રશ્ન ઉત્પન્ન થાયછે કે કન્યાની જાન લઈને આવવાનો અર્થ અહિં છે તો તેમ ઉલટો રિવાજ હશે? વરની જાન લઈને લગ્ન કરવા જવાની સામાન્ય પદ્ધતિ છે. અપવાદરૂપ સ્થિતિ હોય છે ખરી, તેમ આ ગણવી?

(૯.) विवहारिया (પૃ ૭૨, શ્લો ૧૨ )

( પૃ ૯૩, શ્લો. ૨૨૮ )

**विवहारिया वसइ वाणिया**--આમ પંક્તિ છે

અહિં 'વ્હેપાર' એ શબ્દ ગુજરાતીમાં મ **व्यापार** ઉપરથી નથી આવ્યો, પણ **व्यवहार** ઉપરથી આવ્યોછે એ મ્હેં અન્યસ્થળે દર્શાવ્યુંછે તેનુ અનાયાસ પ્રમાણ મળે છે કર્મણમન્ત્રીકૃત 'સીતાહરણ'મા પણ આ શબ્દ નજરે પડે છે. ( સંવત્ ૧૫૨૬મા અર્થાત્ આ પ્રબન્ધ પછી ૧૪ વર્ષે એ રચાયું હતું. )

अयोध्या नयर सोहामणू रूयडा पोलि पगार ।
वीस सहस विवहारिया प्रासादन लागइ पार ॥

"વૈતાલ પંચવીશી" (ગદ્ય)મા પણ આ પ્રમાણે છે.—

तिहा महाधन श्रेष्ठ एहवइ नामे विवहारिउ वसइ

( કથા ત્રીજી પૃ. ૧૦૭, રા. જગજીવન દયાળજી મોદીની પ્રસિદ્ધિ )

(૧૦) विवसाइआ (a) ( પૃ. ૭૩, શ્લો ૨૦ )

(b) ( પૃ. ૯૩, શ્લો ૨૩૧ )

*a* गांछा छीपानइ तेरमा विवसाइआ वसइ नगरमां ।

*b* कारु नारु नइ विवसाइआ आवइ वर्ण अढार ।

આ શબ્દનો અર્થ રા. ડાહ્યાભાઇયે આપ્યો નથી પાછળ ર્‌યો. ૧૨ મામાં **विवहारिया वाणियाने** વિશે કહ્યુંછે કે **देसाउरे करइ विवसाइ**—ત્હાં તો વ્યવસાય એટલે ધંધે કરે એટલો જ અર્થ સંભવેછે. પણ અહિં સંદર્ભે જોતા **विवसाइआ ( व्यावसायिकाः )** એ શબ્દનો અર્થ ( વસવાયા ) આપણે હાલ કહિયે છિયે તે વર્ગમાં સંકુચિત થનો સંભવેછે. **विवसाइआ** એ શબ્દમાંના **व** અને **स**નો વ્યત્યય ( ઉલટપાલટ ફેરફાર ) થવો અસંભવિત નથી. એવા વ્યત્યયનાં ઉદાહરણ—**कलशी**—કસલી; **वाराणसी**—**वाणारसी** ( બનારસ ); **विडालः**—બિલાડો, ઇત્યાદિ અનેક શબ્દોમાં મળેછે.

## ટિપ્પણી.

(૧૧) પૃ. ૧૦૬. **जावालितणु ठाम**—

**जावालिपुर** તે ' ઝાલોર ' એમ રા. ડાહ્યાભાઈ આપેછે, તે ઠીક છે; પણ ઝકારની જરૂર નથી જણાતી. ' જાલોર ' એમ જ કહેવાય, અને **जालहूर** નામ પણ આ પ્રબન્ધમાંછે ત્હેના હકારનો તો લોપ **मंगलहर ( मंगलपुर )**નુ મગલઉર-મંગલુર-( વ્યત્યય થઈ ) માંગરોળ એ નામની પેઠે સંભવેછે. **करणहार**-કરનાર, ઇત્યાદિની પેઠે જ આ પ્રકાર છે.

(૧૨)—પૃ. ૧૦૮.

**अरदास**—ની વ્યુત્પત્તિ ફારસી **अर्जदस्त** ઉપરથી રા. ડાહ્યાભાઈ કાઢેછે. **अर्ज+दाश्त ( दाश्तन=**રાખવું ) ઉપરથી વધારે સંભવિત નથી ?

(૧૩) પૃ. ૧૧૦ **खम्भायत**—

રા ડાહ્યાભાઈ **स्तम्भावर्ता**—સ્તમ્ભ=થાંભલો, દીવાદાંડીવાળુ શહેર.—આમ વ્યુત્પત્તિ દર્શાવેછે. પરંતુ **स्तम्भ**નો અર્થ દીવાદાંડી જાણ્યો નથી, ખંભાતમાં દીવાદાંડી જાણી નથી એ વાત દૂર રહી, અને આ અર્થકલ્પનાની કૃત્રિમતા પણ બાજૂ ઉપર રહી; પણ **स्तम्भावर्ता** એ વ્યુત્પત્તિ જ અયુક્ત છે, **स्तम्भतीर्थ, खंभइत्थ**, ખંભાયત, ખંભાત; એમ ખરી વ્યુત્પત્તિ છે, એ સર્વ **ખંભાત** નામ વિશેના મ્હારા લંબાણવાળાં લેખોમાં ' વસન્ત 'મા થોડાં વર્ષો ઉપર હું સપ્રમાણ બતાવી ચૂકેલો છું.* એટઘે અહિં પુનરુક્તિ કરવાની જરૂર નથી

(૧૪) પૃ. ૧૧૬—શ્લો. ૮૮ ની ટિપ્પણીમાં **रणिवाउला**નો અર્થ ' રણઘેલા ' એમ આપી રા. ડાહ્યાભાઈ **वाउला** શબ્દ સં. **वातुल** ઉપરથી કાઢેછે અને પ્રાકૃત **वाउल्ल** શબ્દ

---

* ' વસન્ત ' સં. ૧૯૬૯ના ભાદ્રપદનો અંક, પૃષ્ઠ ૪૩૬; સં. ૧૯૭૦, ચૈત્રનો અંક, પૃષ્ઠ ૧૬૫; ઇત્યાદિ જુવો.

આપી **पाइमलच्छी** તથા **देशीनाममालाना** આધાર આપેછે. અને જરાક ઉમેરેછે કે સંસ્કૃતમાં એ અર્થ નથી. ( વાતોડો; ઘેલો ). પરંતુ આટલો પરિશ્રમ શું કામ ? સં. **व्याकुल** ઉપરથી પ્રાકૃત **वाउल** સરલતાથી ઊપજેછે અને અર્થ પણ સુઘટિત બેસેછે—રણ માટે વ્યાકુલ થઈ રહેલા—એમ.

(૧૫) પૃ. ૧૧૮. શ્લો. ૧૦૭ **आपणपूं** આ શબ્દનો અર્થ રા. ડાહ્યાભાઈ 'પોતા-પણું—આપબળ' એમ આપેછે.

અહિં આ **पुं** પ્રત્યય માટે માહિતી ઉમેરવાનું મન થાયછે. સં. **त्वन** ( વૈદિક ) ઉપરથી પ્રાકૃત **प्पण** પ્રત્યય થયોછે. હેમચન્દ્રે પોતાના વ્યાકરણના ૮-૪-૪૩૭માં સૂત્રમાં એ પ્રત્યય બતાવ્યોછે; પણ વૈદિક **त्वन** ઉપરથી એમ નથી કહ્યું. ( ડૉ. ભાંડારકરે પોતાનાં Wilson Philological Lectures P. 194 માં **त्वन** ઉપરથી **पण** § ઊપજાવ્યુંછે. ); હેમચન્દ્રે તો **त्व** અથવા **तानो** **प्पण** આદેશ કહ્યોછે; પણ ખરું નિદાન તો વૈદિક **त्वन**માંથી જ છે. આ રીતે ગુજરાતી પ્રત્યય 'પણું' ( ભાવવાચક ) આવ્યોછે. **त्व** ઉપરથી તો **प्प** થાય ( **त्त** દ્વારા ) અને તે 'બુઢ્ઢાપો', 'ઘયડાપો', 'રંડાપો', 'અંધાપો' જેવા ગણતર શબ્દોમાં દેખા દેછે; કાઠિયાવાડમાં 'ઓછપ', 'મ્હોટપ', ઇત્યાદિ બહુ રૂપોમાં **प** પ્રત્યય નજરે પડેછે તે **त्व** ઉપરથી. આમ **त्व** ઉપરથી **पं** પ્રત્યય ગુજરાતમાં ગણતર શબ્દોમાં અને કાઠિયાવાડમાં કાંઈક વિસ્તારમાં છે ત્યારે **त्वन** ઉપરથી **पण-पणुं** પ્રત્યય ગુજરાતમાં ગુજરાતીમાં વિસ્તારથી વ્યાપેછે. આ **आपणपूं**માંનો **पुं** તે પણ **त्व** ઉપરથી જ.

(૧૬) પૃ. ૧૨૯.

શ્લો. ૧૯૧ ની ટીકા.—

'પહાડ' શબ્દ સં. **प्रघट्टक** ઉપરથી ઊપજાવ્યોછે. આ કૃત્રિમ વ્યુત્પત્તિ જણાયછે.

**प्रघट्टक** શબ્દનો અર્થ મોનિયર વુઇલિયમ્સ તથા આપ્ટે a rule, precept, doctrine એટલો જ આપેછે. હેમાંથી 'પર્વત' નો અર્થ નીકળવો જરાક મુશ્કેલ ખરો.

(૧૭) પૃ. ૧૨૯, શ્લો. ૧૯૯ની ટીકા.

**हाक** શબ્દ સં. **आकारय** ઉપરથી ઊપજાવ્યોછે. આ આભાસવ્યુત્પત્તિ લાગેછે. વર્ણ-સ્વરનું સામ્ય લલચાવનારું છે ખરું, અને અર્થસામ્ય પણ મળેછે. છતાં મ્હારે ગળે એ વ્યુત્પત્તિ ઊતરતી નથી; મ્હને તો **हाक** શબ્દમાં હોકારો કરીને બોલાવવાના અવાજ ઉપરથી થયેલો onomatopoetic ( સ્વાનુકારી ) શબ્દ જ જણાયછે.

---

§ વૈદિક પ્રત્યય છે એમ ડૉ. ભાંડારકરે સ્પષ્ટ નથી કહ્યું. પણ છે વૈદિક પ્રત્યય જ.

(૧૮) પૃ. ૧૨૭, શ્લો. ૨૦૧ ની ટીકા.

'घांह (ऊंचे हाथे घाह पुकारइ)'

આ શબ્દમાં મં. त्राहितुं 'त्राह, त्राह' દ્વારા પ્રતિબિમ્બ બતાવ્યુંછે. આ અસંભવિત લાગેછે. (ધાઓ)=દોડી આવો એમ મદદ માટેના પોકારના શબ્દ જોડે घाहनो સંબન્ધ વધારે સ્પષ્ટ જણાશે.

(૧૯) પૃ. ૧૨૭, શ્લો. ૨૦૫ની ટીકા.

विगत न लाभइ—વ્યક્તિની ખબર પડે નહિં આમ અર્થ બતાવ્યોછે. અહિં—ગુજરાતીમાં વિગત (=તફસીલ) શબ્દ છે તે व्यक्ति ઉપરથી જ આવ્યોછે એ પણ ભેગભેગું દર્શાવવા જેવું હતું.

(૨૦) પૃ. ૧૩૦, શ્લો. ૨૪૪ની ટીકા.

चुक—ચોક. મં. चतुरपथ.—એમ બતાવ્યુછે. चतुप्पथમાંથી 'ચોક'નો क શી રીતે આવશે? હેનું પ્રાકૃત રૂપાન્તર તો चउवह સંભવે. चतुष्क ઉપરથી (चउक्क દ્વારા) ચોક શબ્દ સારી રીતે ઊપજાવાય એમ છે.

ચાર રસ્તા—એમ રસ્તાનો અર્થ ચોકમાં આવશ્યક જ છે એમ નથી; જો કે એ અર્થ આપોઆપ પ્રવિષ્ટ થઈ સકે એમ છે, ને તેમ બને થાય.

(૨૧) પૃ. ૧૩૩, શ્લો. ૯ ઉપરની ટીકા.

" माउला—પ્રીતિવાચક શબ્દ—માઉ, પૂજ્ય સગાં, मातुल મામો, સસરો, પૂજ્ય ? म० माउली 'રામદાસ માઉલી.' "

एकतणा बंधव भरतार एकतणा फूटडा कुमार

એમ બાંધવ, ભર્તા, કુમાર, એ ત્રણ સગપણના સંબન્ધદર્શક શબ્દો છે તો સમાન વર્ગના તત્ત્વથી माउला એટલે 'મામા' એ જ સુઘટિત અર્થ થાય.

(૨) મરાઠી माउली શબ્દ શા માટે આપ્યોછે?—એ તો 'મા'ના અર્થનો છે, ને माउला એટલે તો 'મામો'. माउली તે તો मातृના પ્રાકૃત રૂપ माउने વાત્સલ્યદર્શક ल પ્રાકૃત પ્રત્યય લાગીને થયોછે, અને माउला તે તો સંસ્કૃત मातुल શબ્દ ઉપરથી છે. ( मातुर्भ्राता;-मातृ+डुलच् ).

(૨૨) પૃ. ૧૫૬, શ્લો. ૨૩૭ની ટીકા.

खीणीનો અર્થ ખિન્ન આપ્યોછે.—

વ્યુત્પત્તિ પણ તે ઉપરથી ઉદ્દિષ્ટ લાગેછે. પરંતુ क्षीण ઉપરથી ઋણ વ્યુત્પત્તિ છે અને અર્થ પણ એ જ બેસેછે.

कंत विहूणी कामिनिजी तिमतिम खीणी थाइ.

કંથ વિનાની કામિની તેમ તેમ ક્ષીણ થાય; ( ખિન્ન—કહેવાથી અર્થની ચોટ બેસતી જ નથી ). બીજું એક છે; સં. खिन्नનું પ્રાકૃત खिण्ण થાય, અને પ્રાકૃત ण्ण (બેવડાનો) ગુજરાતીમાં આવતાં ण નહિ પણ न થાયછે. આ પણ રા. ડાહ્યાભાઇની વિરુદ્ધ જાયછે.

(૨૩) પૃ. ૧૫૮, શ્લો. ૩ ની ટીકા.

"आयस लहिउ-આજ્ઞા માથે ધરી."—આમ આપ્યુછે. અહિં आयसની વ્યુત્પત્તિ સં. आदेश ઉપરથી પ્રાકૃત आएस દ્વારા દર્શાવતાં વધારે પ્રકાશ પડશે.

(૨૪) પૃ. ૧૫૮, શ્લો. ૧૩ ઉપર ટીકા.

"महसरी—જૈન નહિ તે,—મહાદેવને માનનાર—હાલ વૈષ્ણવ."—આમ ખુલાસો આપ્યોછે.

महेसरी—તે સં. माहेश्वरी ઉપરથી છે, અને 'મેશ્રી' ગુજરાતી શબ્દ તે ઉપરથી છે એ બરોબર જ છે. ૭ વર્ષ ઉપર રત્નાગિરિ જિલ્લામાં વસતિપત્રકની તપાસને પ્રસંગે કેટલાક મારવાડીઓએ પોતાની જાત माहेश्वरी मारवाडी કહ્યાની નોંધ મ્હારી કનેછે. અર્થાત્, હજી પણ જૈન અને માહેશ્વરી એમ ભેદ મારવાડમાં હશે. અને હેમાં ગુજરાતની પેઠે વૈષ્ણવનો સંપ્રદ પાછળ હશે એમ લાગેછે.

(૨૫) પૃ. ૧૫૯, શ્લો. ૧૬ ઉપર ટીકા.

"लोटीआं—ખોડાં માથાંવાળા વ્હોરા."

આમ રા. ડાહ્યાભાઈ લખેછે.

પરંતુ—

कंसारा नि नाणुटीया घडिया घाट वेचइ लोटीआ

એમ પંક્તિ છે, ત્હાં લોટિયા વ્હોરા ઘડેલા ઘાટ વેચે—એમ સંભવ બેસતો નથી. હું ધારુંછું, ઘડેલા ઘાટ એટલે ઘડેલાં તૈયાર વાસણ, વેચનારા 'લોટિયા' તે લોટા એટલે કળશિયા વેચનારા એમ હશે. લોટા વેચવાનો વિશેષ ધંધો કરનારા પછી બીજાં વાસણો પણ વેચે એ અસંભવિત નથી. કંસારા ઘાટ ઘડનારા અને લોટિયા તે ઘડેલા ઘાટ વેચનારા આમ સહચારસંગતિ પણ ઠીક બેસેછે.

(૨૬) પૃ. ૧૫૯, શ્લો. ૨૯ની ટીકા.

"यति योगी कापडी—સાધુઓના અર્થના શબ્દો, જેમ ધનદોલત."—આ અર્થદર્શન ઠીક નથી જણાતું. यति, योगी, कापडी એ ત્રણે જુદા જુદા પ્રકારના સાધુઓ એમ અર્થ સંભવેછે.

(૨૭) પૃ. ૧૬૦, શ્લો. ૨૯ ની ટીકા.

"अलविद—હળવે હળવે ? સં. अलघु ? લટકામાં." આમ રા. ડાહ્યાભાઈ સશંક સૂચવેછે. પરંતુ સં. लघुનું 'હળવું' થાય (लहुअं (लघुकं)નો વ્યત્યય થઈ हलुअं)-अलघु તે તો વિપરીત અર્થ થયો; તે વાત બાજૂ ઉપર રાખીશું; અને अलविद आगिला એટલે બીજાની છેડ કરવામાં પ્હેલા એમ અર્થ સૂચવીશું. "અળવીતરો"=અટકચાળો—એમ હાલ પણ શબ્દ પ્રચારમાં છે.

(૨૮) પૃ. ૬૧, શ્લો. ૧૫૫ ઉપરની ટીકા.

जिसी प्रीति लखमण नइ राम, राज अनेरइ एहवी माम

અહિં राज अनेरइનો અર્થ "રાજા અને હેને, માધવદેવને"—એમ રા. ડાહ્યાભાઈ કરેછે. આ જરાક સંદેહવિષય છે. अनेरइમાંથી 'અને હેને' એમ શી રીતે નીપજાવાય ? अनेरइ તે अनेरी સ્ત્રીલિંગનું રૂપ કર્યું હોય અને माम (=મમતા, હેત)નું વિશેષણ હોય એમ સંભવે તો—"રાજાની હેવી અનેરી (=અસાધારણ) મામ (મમતા) હતી." એમ થઈ સકે.

અથવા **अनेरइ** તે સપ્તમી પુંલિંગ ગણી 'રાજા' (સપ્તમી પ્રત્યય લુપ્ત વાળા) શબ્દનું વિશેષણ લેવાય, તો—

અનેરા (અલૌકિક) રાજા વિશે (પ્રત્યે) હેની મામ (હતી)—એમ અર્થ ગંજવે. પણ રા. ડાહ્યાભાઈ વાળો અર્થ તો બહુ અસંભવિત જણાયછે.

(૨૭) પૃ. ૧૬૬, શ્લોક. ૨૩૨ ની ટીકા.

झालर वावि मांहि अंतेउर लेइ आभरण नखावइ ।
<u>पुरुसु</u> पाणी मांहि बोलाव्यु गढमांहि कांई न रखावइ ॥

અહિં **पुरुसु** નો અર્થ "પુરુષ પૂર, માથોડું" એમ ટીકામા આપેલો છે, પણ શુદ્ધિ પત્રમાં તે રદ કરી "સુવર્ણ પુરુષ" એમ અર્થ આપ્યોછે. આ ફેરફારનુ કારણ સહજ સમજાતું નથી. કાંઈક કળી સકાયછે ખરું; **बोलाव्यु** (=બોળાવ્યો) એ નરજાતિના કૃદન્તનો સંબન્ધ કોઈ વિશેષ્ય જોડે જડતો નથી; તેમ જ 'આભરણ વાવ્યમાં નંખાવે' એમ કહી પછી 'પુરુષપૂર પાણીમાં બોળાવ્યા'ની કૃતિમાં પુનરુક્તિનો પ્રથમભાસ થાયછે. માટે પુરુષ=સુવર્ણ પુરુષ—તે બોળાવ્યો એમ કર્યુ હશે. પરતુ સુવર્ણપુરુષ—એ કલ્પના શા આધારે ખડી કરી? અને 'પુરુષ'નો એ અર્થ ક્યહાથી થયો? એ પ્રશ્નો ઊભા રહેછે. આ પ્રશ્નોના સંતોષકારક ઉત્તર ના હોય, તો 'નંખાવે' અને 'બોળાવ્યો' એ પુનરુક્તિ બહુ નડતરવાળી ન ગણીને તથા 'બોળાવ્યો' એ નરજાતિ કાંઈક ભ્રમને લીધે હશે એમ માનીને, પુરુષ=માથોડું, પુરુષપૂર, એ જ અર્થ ઠીક લાગેછે.

બસ. રા. ડાહ્યાભાઈની કૃતિ સંબન્ધે આ દિગ્દર્શન કેવળ મિત્રભાવે કર્યુંછે; આશા છે કે એઓ પણ એ જ ભાવથી તે સ્વીકારીને ગ્રાહ્ય ત્યાજ્ય અંશોનો યથોચિત સત્કાર કરશે. રા. ડાહ્યાભાઈયે ટીકા આપવામાં સત્યશોધક વૃત્તિ રાખ્યાના પ્રમાણ સ્થળે સ્થળે નજરે પડેછે; સંશયનાં સ્થળોમાં સંશયનાં ચિહ્ન (?) મૂક્યાંછે, સિદ્ધાન્ત બાંધી દેવાનો પ્રયત્ન પણ કર્યો નથી. આ રીતે જો ગ્રન્થ ઉપર ટિપ્પણો અપાય, તો સાહિત્યમાં બહુ લાભ થાય.

હવે છેવટે આ પ્રબન્ધની ભાષા અને તે યોગે ગુજરાતી સાહિત્યમાં હેનું સ્થાન એ વિશે બે બોલ બોલી સમાપ્તિ કરવાની ઇચ્છા છે. કેટલાક પુરુષો આ ભાષાને "જૈનોના જુના સાહિત્યને મળતી ભાષા"† એમ વિચિત્ર નામ આપેછે. અને એમ કહીને, પ્રેમાનન્દની ૨૦૦ વર્ષ પૂર્વે પણ લગભગ હાલના જેવી જ ગુજરાતી ભાષા હતી એ

† "આનન્દ કાવ્ય મહોદધિ" મૌક્તિક ૨ જાના આરમ્ભમાં "જૈન સાહિત્યની પ્રસિદ્ધિ" નામના લેખમાં પૃ૪ ૧૩, પંક્તિ ૮—૯ જુવો.

અનૈતિહાસિક મતને ભાગવી ટેકી મૂકવાની આશા રાખેછે. કાવ્ય રચનાર જૈન નથી–એ નડતરને આમ ખસેડવાનો પ્રયાસ કેવળ વ્યર્થ છે. ગુજરાતી ભાષાનો ઇતિહાસ પાછલા પાંચ સૈકા સુધીનો જે સમગ્રદૃષ્ટિથી થવો જોઇયે તે દૃષ્ટિની, તેમ જ ભાષાના પૂર્ણ જ્ઞાનની, ઊનતા એ જ આ સંકુચિત મતનુ કારણ સંભવે છે.§ કાંઇક એમ પણ તર્ક થઈ સકેછે કે જે વખતે પ્રાચીન ગુજરાતી ગ્રન્થોનો સંપર્ક લોકોને ન્હોતો તે વખતે હેવો ગ્રહ બંધાઈ ગયો હતો કે અપભ્રંશ અને અન્તિમ અપભ્રંશ દ્વાગ બંધાયલા સ્વરૂપના જૂના ગ્રન્થ હોય તે તો જૈનોની જ ભાષા; આ ગ્રહને ભ્રમરૂપ દર્શાવવાનો પ્રથમ પ્રયાસ સ્વ. શાસ્ત્રી વ્રજલાલે તથા સ્વ. નવલરામભાઇયે કર્યો હતો. રા. નવલરામભાઇએ કહ્યું હતું કે:—"હમારો હેવો વિચાર છે કે જૂની ગુજરાતીમાં જૈન કે વેદમાર્ગીનો કાંઇ ભેદ ગણવાનો નથી."* એમ કહી હેમણે દર્શાવ્યું હતું કે હાલ ગોરજીઓ જે ભાષામાં ગ્રન્થ લખેછે તે જ ભાષા આખા ગુજરાતની જનભાષા હતી એ વિચાર વ્રજલાલ શાસ્ત્રીએ સારૂ જાહેર કીધોછે, અને "જે જે વિદ્વાનો જૂની ગુજરાતીનુ અવલોકન કરેછે હેનો પણ હેવો જ વિચાર થયા વિના રહેતો નથી."* આ પ્રયાસ, થયા છતાં કેટલાક પ્રગતિ પરાઙ્મુખ પુરુષોના મનમાંથી એ જૂનો ગ્રહ ખસતો નથી, અને જૈનેતર ગ્રન્થોની ભાષા માટે ઉપર પ્રમાણે થીગડાં મારવા જાયછે. "વિમલપ્રબન્ધ"ના ઉપોદ્ઘાતમાં પૃષ્ઠ ૨૧થી ૨૮ સુધીમાં ગ. મણિલાલ બકોરભાઈ વ્યાસે આ પ્રશ્ન ઉપર શાન્ત અને સપ્રમાણચર્ચા કરીછે.

વળી, આ પ્રબન્ધની ભાષા તે તો મારવાડી–ભાષા છે એમ પણ એક કાળે કહેવામાં આવ્યુ હતું. આ બાબત રા. મણિલાલ બકોરભાઇનો ઉત્તર ઉપર સૂચવેલા ઉપોદ્ઘાતમાં યથાયોગ્ય છે જ. તે ઉપરાંત એક જ ન્હાની પણ સૂચક વાત તરફ લક્ષ દઇશું તો સત્ય સ્થિતિ જણાશે. મારવાડી ભાષામાં ષષ્ઠીનો પ્રત્યય† રો–રી–છે તે આ પ્રબન્ધમાં કહિં કેમ જણાતો નથી? વાત એ છે કે આ પ્રબન્ધના સમયમાં મારવાડી અને ગુજરાતી એમ

---

§ આ સ્થળે મ્હારી એક ભૂલ સ્વીકારવાની ફરજ છે. સંવત્ ૧૯૭૦ના માઘમાસના 'વસન્ત'માં (પૃ. ૭૩ મે) મ્હેં એમ સમજ દર્શાવી હતી કે રા. બ. હરગોવિન્દદાસ દ્વારકાદાસે પોતાનો જૂનો મત અંશતઃ ફેરવ્યોછે. અને સંવત્ ૧૫૦૦ સુધી તો જૂની ગુજરાતી હતી એ મત તરફ એઓ વળ્યાછે. પરંતુ એઓ હજી પણ પોતાના પ્રાચીન મતને વળગી રહ્યાછે તે હેમની છેવટની ચૈત્ર સંવત્ ૧૯૭૨ના વસન્ત, પૃ. ૭૫૭ની પ્રથમ ફુટનોટમાં કરેલી ચોપડાર્થી જણાયછે. અસ્તુ. મ્હને ભ્રમ થયો તે માટે મ્હારે ક્ષમા માગવી જોઇયે. તિમિરાવૃત ગુહામાં પૂરાઈ રહેવાથી જે'ને સુખ થતું હોય, જે'ને ક્ષણવાર પ્રકાશનું દર્શન થયાનુ કહેવામાં આવે તો અપમાન લાગતું હોય, હેને માટે મ્હોટી આશા શા માટે બાંધવી? એઓ હવે ઉચિત મૌન જ ધારણ કરવાની પ્રતિજ્ઞા કરી બેઠાછે એટલે આટલું જ બસ.

* 'નવલગ્રન્થાવલિ,' પૃષ્ઠ ૩૯૯.

† Indian Antiquary, XLIII, February 1914, P. 25.

વિભાગ પડયા જ ન્હોતા, પણ, ડૉ. ટેસિટોરીએ બતાવ્યું છે તેમ§, પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની હેવું નામ પોતે જેને આપેછે, તે એક ભાષા મારવાડ ગુજરાત સર્વત્ર વ્યાપકરૂપે હતી. 'કાન્હડદેપ્રબન્ધ'ની ભાષા તે આ કારણથી એ ભાષા જ ગણવી પડશે. મ્હારા અન્ય નિબન્ધમાં મ્હેં આ સમયની ભાષાને સંજ્ઞા આપીછે તે કાયમ રાખવાને બાધ હું જોતો નથી; અન્તિમ અપભ્રંશ એમ નામ આપ્યુંછે. આ પ્રબન્ધની પછીના, પરંતુ વિક્રમ સંવતના ૧૬મા સૈકાના ગ્રન્થોની ભાષામાં છાયાન્તર કાંઈક નજરે પડેછે અને ત્હેને આરમ્ભકાળની ગુજરાતી એમ સંજ્ઞા આપીછે. 'વસન્તવિલાસ' (સંવત્ ૧૫૦૮), "કાન્હડદેપ્રબન્ધ" (સંવત્ ૧૫૧૨), કર્મણમંત્રીકૃત 'સીતાહરણ' (સંવત્ ૧૫૨૬), કેશવકવિકૃત 'દશમસ્કંધ' (સંવત્ ૧૫૨૯), ભાલણકૃત કાદમ્બરી (સંવત્ ૧૫૫૦ની આસપાસમાં), ભીમકવિકૃત 'હરિલીલા' (સંવત્ ૧૫૪૧), ત્હેનો કરેલો 'પ્રબોધપ્રકાશ' (સંવત્ ૧૫૪૬), લાવણ્યસમયગણિકૃત 'વિમલપ્રબન્ધ' (સંવત્ ૧૫૬૮), ગણપતિકાયસ્થકૃત 'માધવાનલ દોગ્ધક પ્રબન્ધ' (સંવત્ ૧૫૮૪), ઇત્યાદિ વિક્રમસંવતના ૧૬મા સૈકાનાં માર્ગદર્શકસ્તમ્ભભૂત કાવ્યોની ભાષા લગભગ એક જાતની જણાયછે. અર્થથી કાંઈક જુદી પડતી ભાષા આ 'કાન્હડદેપ્રબન્ધ'ની જણાય એમ છે, પરંતુ તે અમુક વર્ગના શબ્દોમાં, અમુક જ રૂપોમાં; અને ત્હેનાં કારણ મુખ્ય બે લાગે:—(૧) પ્રબન્ધના વિષય અને પ્રસંગોને લીધે ઉપસ્થિત થતા શબ્દોનો ઉપયોગ, અને (૨) આરમ્ભકાળની ગુજરાતી અને અન્તિમ અપભ્રંશ એ બેના સંપર્કકાળમાં ઉત્પત્તિ. આ સર્વ ગ્રન્થોમાં 'વિમલપ્રબન્ધ'નો કર્તા બાદ કરતાં બાકી બધા જૈન નહિં પણ જૈનેતર છે; તો શું આ બધાએ જૈન સાહિત્યની ભાષા—પોતાના સમયની લોકભાષા તજી દઈને—ખામુખા આ કાવ્યોમાં વાપરી? શા માટે? પ્રયોજન સમજાતું જ નથી. ઉલટું, આ સર્વ ભાષા પ્રવાહનો સ્વાભાવિક નિર્દેશ તો તે તે સમયની જનભાષામાં જ ગ્રન્થો લખાયાનું ચિન્તક બુદ્ધિને જણાયા વિના રહે એમ નથી. હાવા દ્યોતક સમયના* આ ગ્રન્થના પ્રકાશન માટે—પ્રાચીન ગ્રન્થો જે વિવેચકતાથી પ્રકાશમાં મૂકવા જોઇએ તે વિવેચકતાથી પ્રકાશન માટે—રા. ડાહ્યાભાઈનો ગુજરાતી સાહિત્યરસિક પ્રજાએ અન્તઃકરણથી આભાર માનવો ઘટેછે.

વાંદરા,
તા. ૮–૬–૧૬.

નરસિંહરાવ ભોળાનાથ.

§ ડૉ. ટેસિટોરી જણાવેછે તેમ આ પ્રત્યય (રો–રી) મારવાડીનો વિશિષ્ટ લક્ષક છે, અને તે પ્રાચીન પશ્ચિમ રાજસ્થાનીમાં અપવાદરૂપે જ નજરે પડેછે. (Notes on the Grammar of the Old Western Rajasthani, § 73, (6).

* 'કાન્હડદેપ્રબન્ધ' ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં સ્થાન પામેછે, છતાં એ પ્રબન્ધની ભાષાને 'ગુજરાતી ભાષા' એ નામ અપાય કે નહિં—એ પ્રશ્ન અહિં ચર્ચવા જતાં લંબાણ થાય એમ છે. એટલું તો સિદ્ધવત્ છે કે ગુજરાતની ભાષાને 'ગુજરાતી' એ સંજ્ઞા બહુ મોડા સમયમાં મળી હતી; 'ગુજરાત' એમ દેશને નામ મળ્યું—પ્રચારમાં મળ્યું—તે પછી પણ કેટલોક કાળ વીત્યા પછી ભાષાને એ સંજ્ઞા મળી એમ સંભવે છે. પદ્મનાભના સમયમાં તો ભાષાને એ સંજ્ઞા મળી ન્હોતી જ. પોતે પોતાના પ્રબન્ધને લેખના શ્લોકમાં 'પ્રાકૃતબન્ધ' એમ જ નામ આપેછે.

# કવિ નર્મદાશંકરની સાહિત્યસેવા.

( અનુસન્ધાન પૃષ્ઠ ૫૫૪ થી. )

સંસારસુધારાની ઉંડી લાગણીથી ઉદ્ભવેલા કવિ નર્મદના મુખ્ય મુખ્ય સાહિત્યનું અવલોકન સંક્ષિપ્તમાં પતાવ્યું; હવે તેમના શુદ્ધ સાહિત્યપ્રદેશમાં વિચરીશું. તેમની કર્તવ્યપ્રવૃત્તિના આ ભાગમાં પણ કાવ્યો × અને ગદ્યગ્રંથોનો મોટો સમૂહ છે. તેમના કાવ્યોના અતિ વિશાળ સમૂહમાં ઋતુવર્ણન, વનવર્ણન અને તત્ત્વજ્ઞાન ( એકેશ્વરભક્તિ અને વૈરાગ્યનીતિ. ) મુખ્ય છે; અને ગદ્યગ્રંથોમાં નર્મકોષ, નર્મકથાકોષ, રાજ્યરંગ. આર્યદર્શન તથા અન્ય ઐતિહાસિક લેખો, ગુજરાતસર્વસંગ્રહ તથા કાઠિયાવાડસર્વસંગ્રહ ( ગેઝેટિયરને આધારે ), નર્મવ્યાકરણ, ભા. ૧–૨, કવિ અને કવિતા, કવિચરિત્રો ( ગુજરાતી કવિઓનાં ચરિત્ર ), ધર્મવિચાર તથા બુદ્ધિવર્ધક ગ્રંથમાંના અને ' ડાંડિઓ ' માંના કેટલાક લેખો, વગેરે છે; તેમ જ કાવ્યશાસ્ત્રના ગ્રંથોમાં પિંગળપ્રવેશ, અલંકારપ્રવેશ, રસપ્રવેશ અને નાયિકાપ્રવેશ, એ કવિની સાહિત્યસેવા માટેની ઉજ્વળ કીર્તિમાં મોટો વધારો કરી રહ્યા છે. તેમના સંસારસુધારા માટે યોજાએલા ગદ્યપદ્યસંગ્રહમાં પણ ઉંચી જાતનું સાહિત્ય છે, એ બાબત આપણે પાછળ જોઈ ગયા; પરંતુ સાહિત્યની દૃષ્ટિએ તેને અવલોક્યું નથી અને ટુંકા નિબંધમાં એમના સઘળા સાહિત્યનું અવલોકન કરાવી શકાય તેમ નથી જેથી, એ પ્રયોજિત સાહિત્યની એ દૃષ્ટિએ નિરીક્ષા કરવી પડતી મૂકીને વિવિધ દિશામાં વિચરેલી તેમની ઉમંગભરી લેખિનીના અપરિમિત શ્રમના ફળ રૂપ આ ભાગમાં રહેલાં મિષ્ટ ફળોમાંનાં કેટલાંકનો સ્વાદ લઇશું તો બસ થશે.

નર્મદાશંકરનાં કાવ્યોનું અવલોકન કરતા અગાઉ કવિ અને કવિતાના સંબંધમાં થોડુંક વિવેચન કરવું એ તેમની કવિ તરીકેની તુલના કરવામાં ઉપકારક થઈ પડશે.

કુદરતના સ્વરૂપોનો તાદૃશ્ય ચિતાર આપી તેમાં તલ્લીન બનાવવાના સામર્થ્યવાળું સાહિત્ય તે કાવ્ય, પછી તે પદ્યમાં હો કે ગદ્યમાં. એવાં કાવ્યો જેના હૃદયમાંથી જન્મ પામે તે કવિ. એ વ્યાખ્યા ઉપરથી સ્પષ્ટ થાય છે કે કવિનું કર્તવ્ય પોતાની કૃતિ વડે વાચકનાં હૃદયમાં આઘાત કરીને ખુલ્લા શબ્દોમાં બોધ આપવાનું નથી, પરંતુ વાચકને નવીન સૃષ્ટિમાં લઈ જઇને તેનું નિરીક્ષણ કરાવી પરોક્ષ રીતે તેના મગજમાં પોતાની આંતર ભાવનાની છાપ પાડવાનું છે; અને એ પ્રમાણે આઘાત કર્યા સિવાય પોતાના કલ્પિત કે અર્ધ કલ્પિત સૃષ્ટિ-

× કાવ્યોમાં દૃશ્યકાવ્યો—નાટકોનો પણ સમાવેશ થઈ જાય છે, પરંતુ તેના વડે કવિના કીર્તિમાં કંઈ ઝાઝો વધારો થતો નથી; કારણ કે તેમના ઉત્તરાવસ્થાની આર્થિક સંકડામણવાળી સ્થિતિમાં દ્રવ્યોપાર્જનમે અર્થે યોજાએલાં હોવાથી આ સ્વાનુભવરસિક કવિની લેખિનીને સ્વતંત્રપણે મહાલવાનો અવકાશ મળ્યો નથી જેથી આ નાનકડા નિબંધમાં તેનો સમાવેશ કર્યો નથી.

ઓના રસમાં ડુબાવવાની શક્તિના પ્રમાણમાં કવિની કવિત્વશક્તિની કીમત અંકાય છે.* કવિ નર્મદાશંકર પોતાના "કવિ અને કવિતા" સંબંધી નિબંધમાં કવિતાનાં લક્ષણ આવા જ પ્રકારનાં આપે છે—"કવિતા તે જ છે કે જે ગુપ્ત રીતે આપણા મનની સાથે વાતો કરે છે; જે આપણી પરોપકારબુદ્ધિ અને દયાને જાગૃત કરે છે; જે પ્રીતિના જોસ્સાને બહાર કાઢે છે; જે આપણી લાગણીઓને કેળવી લાયક કરે છે; જે પડતીમાં દિલાસો ચડતીમાં ક્ષમા અને જિંદગીમાં નાનાં પ્રકારનાં નિર્મળ સુખ આપે છે." કવિતાનું લક્ષણ પ્રતાપરુદ્ર નામના અલંકારના ગ્રંથમા લખ્યા પ્રમાણે આવું છે—

"शब्दार्थौ सहितं काव्यं गद्यं पद्यं च तद् द्विधम् ।" भाम०

"तददोषौ शब्दार्थौ सगुणावनलंकृती पुनःक्वापि।" काव्य०

અર્થ—જે ગુણાલંકારયુક્ત હોય અને જેમાં શબ્દ તથા અર્થ દોષરહિત હોય એવી ગદ્યપદ્યરચનાને કાવ્ય જાણનારાઓ કવિતા કહે છે.

વળી સાહિત્યદર્પણમાં વિશ્વનાથે '**वाक्यं रसात्मकं काव्यम्**'—જેમાં રસ રહેલો છે એવું વાક્ય તે કાવ્ય—એવું લક્ષણ આપ્યું છે.‡ અર્થાત્ રસ એ કવિતાનું જીવન છે, અને શબ્દચમત્કૃતિ, પદલાલિત્ય, શિષ્ટ ભાષા, રાગ, વગેરે તેનાં પોષક અંગો છે. ખરા કવિની કૃતિમાં એ સઘળું આપોઆપ જળવાઈ જાય છે. તેમને ચમત્કાર ઉત્પન્ન કરનારાં કે સુંદર પદો શોધવાની તેમ જ પ્રાસ મેળવવાની માથાકૂટ પડતી જ નથી. તેમ જ "ખરા કવિને માત્રા ગણાવી પડતી નથી. × × × જગતમાં જેટલા મ્હોટા કવિયો થઈ ગયા છે તેમની વાણી સ્વાભાવિક જ જેમ ગદ્યનો કોઈ પણ સારો લખનારો લખતી વખતે વ્યાકરણનિયમ વિચારતો નથી, પણ પોતાની કલમને ઉઘાડાબંધ મનના વેગની પછાડી ફેંકતો ચાલ્યો જાય છે, તેમ કવિઓના મુખારવિન્દમાંથી સરસ્વતી આપોઆપ ખળખળાટ ચાલી જ જાય છે, અને તે વખતે પિંગળશાસ્ત્રના બંધનમાં ચાલું છું એમ તેને લેશમાત્ર પણ

---

* "માત્ર ઉપદેશાત્મક કવિતા નીરસ બને છે, અને ઉપદેશ આપવો એ કંઈ કવિનું ખાસ કામ નથી." × × × × "કવિને વિષે આપણે (નવલકથાકાર કરતાં) વધારે મોટી ઉમેદ રાખી શકીએ. ખરૂં જ છે કે કવિ કંઈ નીતિનો શિક્ષક નથી; પણ એની વાણીમાં, એના વિચારોમાં, એની ભાવનાઓમાં એવું બળ છે કે વગર કહ્યે આપણે કવિની સાથે ઉન્નત કે અવનત થઇએ છીએ."

(ચોથી સાહિત્યપરિષદ્માં રા. અતિસુખશંકરભાઇનો લેખ. જુઓ ગુ. શા. પુ. ૫૧ મું પૃ. ૪૦૬—"સાહિત્યમાં નીતિની ભાવના.")

‡ ઉંડા વિવેચન માટે જુઓ નવલગ્રંથાવળિ ભા. ૧ લો, (શાળોપયોગી આવૃત્તિ) પૃ. ૩૨૫.

માલમ પડતું નથી. એ ખરૂ છે કે એટલો સ્વચ્છન્દ વેગ છતાં પિંગળશાસ્ત્રનું બન્ધન બરાબર જળવાય છે. પણ તે તો સ્વાભાવિક રીતે જ ત્હેનાથી થઈ જાય છે. "§

હવે 'કવિ' અને 'કવિતા'ના સંબધમાં પ્રાચીન અને અર્વાચીન તેમ જ પાશ્ચાત્ય અને પૌરસ્ત્ય વિદ્વાનોના ભિન્ન ભિન્ન મત અત્ર ટાંકવા આવશ્યક ધારૂં છું.‡

"ખરી દુનીઆમાં સુખ, દુઃખ અને મોહ એ ત્રણ આવે, કવિની દુનીઆમાં આનંદ માત્ર આવે."

મમ્મટ.

"માણસમાં અનુકરણ કરવાનો સ્વભાવ છે, અને કવિતા તેનું ફળ છે."

એરિસ્ટોટલ.

"માણસ પોતાના તર્ક અને કલ્પનાથી સૃષ્ટિમાં ન હોય તેવુ ઉત્પન્ન કરે છે, અને તેનુ નામ કવિતા"

બેકન.

"કલ્પનાવાદ સત્ય ભાસે છે તેમ જ અનુકરણવાદ અસત્ય નથી દીસતો."

રમણભાઈ

"કવિતા તે મનની શાંતિના સમયમાં સંભારેલો ચિત્તક્ષોભ છે."

વર્ડ્સવર્થ.

"કવિતા તે કંઈ વિચારશક્તિ જેવી નથી કે તેને મનની ઇચ્છા પ્રમાણે વાપરી શકાય. કોઈ માણસ એમ ન કહી શકે કે હું કવિતા રચીશ."

શેલી.

"લાગણીથી થએલી પ્રેરણાથી—અંતર્ભાવ કે ચિત્તક્ષોભથી થાય તે જ ખરી કવિતા"

વર્ડ્સવર્થ.

"કવિતા તે ઉત્તમ અને સૌથી ધન્ય મનોનો ઉત્તમ અને સૌથી ધન્ય ક્ષણોનો હેવાલ છે."

શેલી.

"वाक्यरसात्मकं काव्यम्"

વિશ્વનાથ.

§ નર્મગદ્યાવલિ ભાગ ૩, પૃ. ૨૦૦-૨૦૧.

‡ 'કવિતા અને સાહિત્ય' તથા 'શાળાપત્ર'ને આધારે.

"રસનો સાર ચમત્કાર છે, અને દરેક રસમાં તેનો અનુભવ થાય છે. સર્વ ઠેકાણે ચમત્કારનો પ્રાણ અદ્‌ભુત રસ છે."

વિશ્વનાથના પડદાદા નારાયણ.

गुणालंकारसहितौ शब्दार्थौ दोषवर्जितौ ।
गद्यपद्योभयमयं काव्यं काव्यविदो विदुः ॥

ભામહ, મમ્મટ, વિશ્વનાથ આદિ આલંકારિકો.

મમ્મટનો કાવ્યપ્રકાશગ્રંથ કાવ્યશાસ્ત્રમાં આકરગ્રંથ મનાય છે. તેના લક્ષણ પ્રમાણે અદોષ, સગુણ અને બહુધા સાલંકાર શબ્દ અને અર્થ તે કાવ્ય છે. એ સંબંધમાં ઉંડું વિદ્વત્તાભરેલું શાસ્ત્રીય વિવેચન રા. બ. કમળાશંકરભાઇએ "કાવ્યસંપત્તિનું દિગ્દર્શન" એ મથાળા નીચે ગુ. શા. પુ. ૫૧ માં બહુ સારી રીતે કરેલું છે તેમાંથી વાંચી લેવા ભલામણ કરૂં છું.

કવિ નર્મદાશંકરની સમર્થ લેખિનીએ એક નવીન જ પ્રદેશમાં પ્રવેશ કરી નહિ ધારી શકાય. તેટલી સફળતા મેળવી છે, તેને બદલે એમણે એ દિશામાં શ્રમ ન કરતાં જુના કવિઓની માફક પરંપરાથી ચાલતી આવેલી, એકનુ એક જ બતાવ્યાં કરવાની શૈલીનાં કાવ્યો રચવામાં જ પોતાના મગજને રોક્યું હોત તો ભિન્ન ભિન્ન પ્રજા સાથેના આ નવા જમાનાના જીવનકલહમાં ઉતરવાને તૈયાર થવાની વૃત્તિ આપણા લોકોમાં કદાચ ૫૦ વર્ષ જેટલી કે તેથી પણ વધારે મોડી ઉદ્‌ભવ પામી હોત. આમ કવિના સ્વદેશ–સેવા માટે ઉછાળા મારતા હૃદયમાંથી ઉદ્‌ભવેલાં ઘણાંક કાવ્યો ('હિંદુઓની પડતી' સંબંધી હૃદયવેધક રોળા, વિધવાવિલાપ, વગેરે ) ઉપદેશકનું સ્વરૂપ ધારણ કર્યું છે; અને ખુલ્લા શબ્દોમાં ઉપદેશ આપવાનું કાર્ય કવિનું નથી કારણ કે ઉપદેશના શબ્દોમાં આઘાત કરવાની જબરી શક્તિ હોય છે તેથી તે સર્વને સમાન નીવડતા જ નથી માટે તેમનાં એવાં કાવ્યો શુદ્ધ કાવ્યો તરીકે તો ન જ ગણાય.‡ અલબત તેવાં કાવ્યોમાં તેમની સ્વદેશસેવા પ્રત્યેનો ઉંડો ભાવ ઉભરાઈ જાય છે, તેથી તે અતિ ઉપકારક છે; પરંતુ એ વાત નિરાળી છે. વળી "સાધારણ ભણેલા માણસના હૃદયમાંથી રસઝરણ ઉત્પન્ન કરવા અસમર્થ કવિ મહાકવિના નામને યોગ્ય ગણાતો નથી. મહાકવિ સાક્ષર, નિરક્ષર સર્વ જનોને બોધે છે, ઉત્તેજે છે, સંસ્કારે છે." *

‡ યાદ રાખવું કે આ ટીકા બહુધા નર્મદનાં પ્રયોજિત કાવ્યોને જ લાગુ પડે છેઃ 'ઋતુવર્ણન' જેવાં ઉંડાં ચિત્તક્ષોભના ઉભરાવાળાં કે વનવર્ણન, પ્રવાસવર્ણન જેવાં કુદરતના સૂક્ષ્મ નિરીક્ષણ અને તેથી ઉદ્‌ભવેલા વિચારવાળાં સુંદર હૃદયંગમ કાવ્યોને નહિ જ. એનો રસપ્રવાહ તો અલબત સર્વ રસિક જનોને અપૂર્વ બળથી ઘસડી જઈ પોતાની સાથે જ કુદરતની દીવ્યતામાં—અલૌકિક પ્રેમસાગરમાં લીન કરી મૂકે છે.

* સાહિત્યરત્ન.

મહાકવિની કૃતિ તે જ કે જેનું પાન કરવા આવેલાં આતુર પંખીડાંમાંનું એક પણ નિર્મુખ પાછું જવું ન જોઇએ, સર્વ કોઇને તેમાંથી કોઈ પણ રીતે પોષણ મળવું જ જોઇએ. આવું છે માટે નર્મદાશંકર ભૂલે એક યુગમાં પડેલી પ્રજાને નવી સૃષ્ટિનું દર્શન કરાવનારા હતા, અન્ય પ્રજાની હરીફાઈ કરવાનો પોતાનો હૃદયનો ઉભરાતો ઉત્સાહ અન્યનાં હૃદયમાં રેડનારા હતા, બલકે અપૂર્વ અને અદ્વિતીય સુધારક હતા તોપણ શાસ્ત્રીય દષ્ટિએ જોતાં તેઓ મહાકવિઓની પંક્તિમાં તો આવી શકતા નથી, એ હવે તો નિર્વિવાદ રીતે સિદ્ધ થઈ ગએલું છે + તેમનાં કાવ્યોનું સંપૂર્ણ અવલોકન કરતાં સ્પષ્ટ ભાસે છે કે તેમનું કવિત્વનું બળ સુધારામાં પુરાયું છે, અને સુધારાનું બળ તેમના કવિત્વમાં પુરાયું છે. આથી પ્રજાને અમુક માર્ગે દોરવાની કવિની ઇચ્છા જે શુદ્ધ કાવ્યો ગૌણ રહેવી જોઇએ તે એમનાં ઘણાંક નૈમિત્તિક કાવ્યોમાં પ્રાધાન્ય ભોગવે છે. અમુક ઇચ્છાને નિરંતર લક્ષમાં રાખીને કરેલાં કાવ્યમાં કુદરતનુ સ્વરૂપ ઓછું જ આવે છે; પરંતુ ભિન્નભિન્ન રીતે મગજ ઉપર પડેલા સંસ્કાર કોઈ પ્રસંગે હૃદયમાંથી આપોઆપ સ્ફુરણ પામે અને તેનું જે આલેખન થાય તેમાં જ કુદરતનું સંપૂર્ણ શુદ્ધ સ્વરૂપ ઉતરી શકે છે. વળી એવાં ઉચ્ચ સંસ્કારવાળાં હૃદયમાંથી રસઝરણો નિરંતર અણખુટ્યાં વહ્યાં જ કરે છે એટલું જ નહિ પરંતુ સ્વાભાવિક રીતે વહેતો એ પ્રવાહ ભોગીજનોને ઘસડી જઈ ભિન્નભિન્ન સૃષ્ટિઓનું દર્શન કરાવે છે, અને પરોક્ષ રીતે તેના મગજ ઉપર ઉંડા સંસ્કાર પાડે છે. એવું કવિતાનું લક્ષણ ધ્યાનમાં રાખતાં દેશમેવાની ખરી લાગણીવાળા હૃદયમાંથી ઉદ્ભવેલી નર્મદાશંકરની કેટલીક મર્મભેદક કવિતાઓ પણ કવિ તરીકેની તેમની કીર્તિમાં લેશ પણ વૃદ્ધિ કરતી નથી. દાખલા તરીકે—

(લલિતવૃત્ત)

વિનતિ હું કરૂં દેશીઓ રૂડા, ગરીબ જનને લક્ષ દો ગાડા;
જરણ આંધળાં પાંગળાં બહુ, ખબર લેવી તો રોગીની બહુ. ૧

નિકટ સ્નેહીનો કારજે મરો, પરજનો તણાં દુઃખડાં હરો,
દરદ દોહલાં તનમનનાં, શ્રમ લઈ તમે રૂઝવો ઘણાં. ૨

ધુંજતા હાડ ને નાડી મંદના, કમજ સહે સુગા રોગ વેદના;
અસર લાગશે વજ્ર છાતીમાં, રૂડી દયા ધરો ધર્મ કાજમાં. ૩

સમજણો દીસે આટલીજ કે, દુખી નિરાશ્રિતો પાળવા હકે,
સુ અભિમાન તો દેશીનુંજ એ, કમર બાંધીને કષ્ટ કાપીએ. ૪

---

+ નવીનતાથી ભલભલા ભુલાવો ખાઈ જાય છે તેની પ્રતીતિ માટે 'કવિ નર્મદાશંકરની કવિતા' સંબંધી સદ્ગત સાક્ષરશ્રી નવલરામભાઇનો લેખ નવલગ્રંથાવલિમાંથી વાંચી જવા ભલામણ છે.

ધન ન આવશે સાથ આપણી, ધારવું ધર્મને પાપને ધણી,
જગત આ વિષે માન સંચીએ, ઉંચ ગયા પછી મુક્તિ પામીએ. ૫

જમણવારના છાંડજો કરો, વરવધૂ તણા હારને હરો,
ગરવ હોય જો કીર્તિ આણવા; ન દઈ ધૂર્તને દીન પાળવા. ૬

જડ થઈ થકી વે'મ બાળજો, સુધરવે ઘણી ચોંપ રાખજો;
કજીદરીતણાં દુઃખડાં હરો, ધરમ બુદ્ધિને મોખરે કરો. ૭

ગરીબ પાત્રને દેવું દાનરે, નથી ઓછી મતિ હુસ તેનીરે;
નરમદા કહે વિનવી તમો, મદદ દીનને દેઈને રમો. ૮

ધનવાન માણસની શી ફરજ છે તે બતાવનારા આ કાવ્યમાં કવિ નર્મદાશંકરનો હૃદયનો જોસ્સો અને દેશસેવા માટે તેમની તીવ્ર લાગણી સંપૂર્ણપણે વ્યક્ત થાય છે; પરંતુ કુદરતનું ચિત્ર ખડું કરી તેના રસપૂરમાં તલ્લીન કરી તેની મદદથી ઇષ્ટસિદ્ધિ કરવાનું તેમાં બળ ન હોવાથી તે શુદ્ધ કાવ્ય ગણી શકાય નહિ, પરંતુ એવાં કાવ્યોમાં વિચારની સચોટ છાપ પાડવાની રીતી પ્રમાણે તેની કીંમત ઓછી વત્તી અંકાય છે. જુઓ દલપતરામનું એજ મતલબનું કાવ્યઃ—

( દોધક છંદ )

નિર્જળ ગામ નવાણ ગળાવો, વાવ કુવા નદી તીર તળાવો;
શોધી જુનાં કરી મધ સુધારો, તે ધનના ધણી ધર્મ તમારો.—૧

ધોરી રચો કંઈ ધર્મશાળાઓ, જ્યાં નર નારી રહે નબળાંઓ;
તે જનના તન તાપ નિવારો, તે ધનના ધણી ધર્મ તમારો.—૨

ચોકખી વિશાળ નિશાળ ચણાવો, બાળકને ભલી બાત ભણાવો;
ઉમર આખી તણા ઉપકારો, તે ધનના ધણી ધર્મ તમારો.—૩

આદરી વળી ઔષધશાળા, દુઃખ તજે જન જાત દુઃખાળા;
લે સુખ બાળક રોગી બિચારો, તે ધનના ધણી ધર્મ તમારો.—૪

બાળી બિખારી દયાભરી બાખો, રોટલી નાંખી બિખારી ન રાખો;
હોય ઉપાય ઉદ્યોગ હજારો, તે ધનના ધણી ધર્મ તમારો.—૫

અંગ ગળેલ જળેલજ અંધાં, ધારી શકે નહિ ધારજ ધંધા;
એ જન પાલન પુણ્ય વધારો તે ધનના ધણી ધર્મ તમારો.—૬

સંપી સુધારી હરેક શરીરસ્તો, સૌ સુખ માર્જ કરી અર્જ-મસ્તો,
નિત્ય વિચાર એવો ન નકારો, તે ધનના ધણી ધર્મ તમારો.—૭

જઈ પરદેશ દુકાન જમાવો, લાખકળા પરલોકની લાવો;
હોંમ ધરો નહિ હીંમત હારો, એ ધનનાં ધણી ધર્મ તમારો.—૮

કાવ્યકળા કવિ પાસ કરાવો, ધીર જુગોજુગ નામ ધરાવો;
એ જન જોગ જડે નહિ આવો, લો દલપત્ત કહે શુભ લાવો.—૯

એમાં બતાવેલી ધનવતની ફરજ નર્મદના જેટલી સબળ અને વેગવાળી શૈલીમાં જણાતી નથી.

વળી કવિતા એ કવિના હૃદયમાંના રસનો ઉભરો છે, અર્થાત્ એ રસ સ્વાભાવિક રીતે ઉભરાઇને કાવ્ય–સ્વરૂપ પકડે ત્યારેજ ઉત્તમ કવિતા થાય; પરંતુ કોઇપણ વિષય લઇને તેના ઉપર કવિતા જોડવા બેસવાથી તેમાં ખરો રસ આવતોજ નથી આ ઉપરથી એ પણ સ્પષ્ટ થાય છે કે જેને શીઘ્ર કવિતા કહેવામાં આવે છે તે ખરૂં જોતાં શુદ્ધ કવિતા હોતી જ નથી. અલબત એવી શક્તિવડે શીઘ્ર કવિ અજ્ઞ જનોને આશ્ચર્યચકિત કરી મૂકે છે; પરંતુ ખરાં રસિક હૃદયો તેના વડે દોલાયમાન થઇ શકતાંજ નથી. નર્મદાશંકર કહે છે કે "શીઘ્ર કવિતા વિષે મારો વિચાર આમ છે કે રોજના અભ્યાસને લીધે અક્ષર જલદીથી મેળવી જાણવા અથવા સુરમાં ગાયા ને માંય ચમત્કૃતિ ન આણી તો તે શીઘ્ર કવિતા કહેવાય નહિ. ચમત્કૃતિવાળી શીઘ્ર કવિતા કવચિત જ નીકળે છે. ભુંડણ ઝટઝટ ઘણાં જણે છે, અને હાથણી ઘણી વારે એક જણે છે; માટે ઘણે પ્રસંગે ચમત્કૃતિ વિનાની શીઘ્ર કવિતાઓ કીધી તો શું? આપણા દલપતરામે મંગળદાસની છોકરીઓની સ્કૂલમાં શીઘ્ર–કવિનું કેવું માન મેળવ્યું હતું? !!! કે—

"સામે બેઠા છે ગોકળદાસ, વળિ ભગવાનદાસ તે પાસ;
કોની પાઘડી તો શેર પાંચ, જેની લાંબી ઘણી છે ચાંચ."

વાહવા! એનું નામ તે શીઘ્રકવિતા.

વળી અંતર્બહિર્લાપિકા, ગુપ્તોત્તર, પ્રબંધ વગેરેથી સાંભળનાર વિસ્મય પામે છે, પરંતુ તેવાં સયુક્તિક કાવ્યો તે ખરેખરાં કાવ્યો નથી. એવી કવિતાઓ માનને પાત્ર ગણાય એ જમાનો હવે ગયો છે; અને કાવ્યમાં રસાસ્વાદની જ અપેક્ષા આગળ પડતી સિદ્ધ થઈ છે.

સાહિત્યના નવીન યુગના આરંભના બે લેખકો કવિ નર્મદાશંકર અને દલપતરામ સર્વેની સ્મરણશક્તિમાં તાજા છે. એ બંનેની હૃદય ભાવના એક સરખી જ હતી, પરંતુ તેમની એ ભાવનાઓના પ્રવાહ બે ભિન્ન દિશામાં જવાથી એકના પ્રવાહે અતિ વેગવાન અને બીજાના પ્રવાહે અતિ શાંત સ્વરૂપ ધારણ કર્યું છે. દેશ–સુધારણા માટે યથાશક્તિ પ્રયત્ન બંને એ આદર્યો છે; પરંતુ એકનો ઉપદેશ "ચલે આવ, ચલે આવ હમેશા ઝુંડા નીચે ચલે આવ, ડરો મત, ડરો મત." એવો શ્રોતાના હૃદયમાં જબરો આઘાત કરી વેગથી જાગૃતિ આણનારો છે, ત્યારે બીજાનો શાંતિ ભર્યો ઉપદેશ જડવત્ બની ગએલાં

હૃદય ઉપર ઉંડી અસર કરવા સમર્થ નીવડે તેવો નથી એ બને નવીન યુગના સમકાલીન લેખકોની કર્તવ્યપ્રવૃત્તિ તથા શૈલી સંબધી હાલ સર્વે માન્ય થઈ પડેલો સાહિત્યરત્નના લેખકનો લેખ અત્ર નોધુ તો તે અસ્થાને નહિ ગણાય એમ આશા છે

“જુની અને નવી વિદ્યાએ સારેના દેશમથનમાથી બહાર આવેલા પ્રથમ બે રત્ન તે કવિ નર્મદાશકર અને દલપતરામ છે કવિ દલપતરામ વ્યવહારકુશળ, શાત પ્રકૃતિના, ઠરેલ, શબ્દચતુર કવિ હતા, અને તેથી તેમની કવિતામા કોઈપણ જાતનુ દર્દ નથી શાત હાસ્યરસ, બોધવાર્તા, શબ્દચાતુર્ય અને સરળતા એ એમની કવિતાના મુખ્ય લક્ષણ છે

નર્મદાશકર ઉછળતા હૃદયના સાહસિક, ઉત્સાહી, રમતા કવિ હતા ને એમની કવિતા મર્મશોધક પ્રસંગે મર્મદારક પણ છે દલપતરામ પોતાની જાતને ભુલી જઇ સામાને રંજન કરવા શ્રોતાજનને અનુકૂળ કવિતા લખે છે નવલરામ લખે છે કે “નર્મની કવિતામા સ્વભાવ તથા શાસ્ત્રનુ બળ ઘણુ, પણ ચાતુર્યનુ થોડુ દલપતશૈલી સભારંજની ચાતુર્યશૈલી કહેવાય, નર્મદશૈલી મસ્ત કહેવાય”

સભારંજની કવિતા હૃદયના ઉભરાની નહિ હોવાને લીધે હૃદય પર ઘણીજ થોડી અસર કરે છે વળી અમુક પ્રસંગે અમુક જનવર્ગને માટે લખેલી કવિતા સર્વ કોઇને અનુકૂળ થઇ શકે નહિ એટલે એવી કવિતાનુ આયુષ્ય ઘણુ દીર્ઘ હોવાનો સંભવ ઓછો

પ્રાસંગિક કાવ્ય અમર થયાના દાખલા અંગ્રેજી અને સંસ્કૃત સાહિત્યમા પણ આંગળીને વેઢે ગણાય તેટલા છે અને તેવી પ્રત્યેકની કીર્તિના નિગળા મરણ છે પણ હૃદયની ઊર્મિઓ જેવી આજ ઉછળે છે, તેવીજ સેકડો હજારો વર્ષ પૂર્વે ઉછળતી હતી ને ભવિષ્યમા ઉછળશે તેટલા માટેજ કવિના હૃદયનુ ગીત સર્વ સ્થળે સર્વ સમયે સર્વ રસિકજનને પ્રિય લાગે છે નર્મદાશંકર માત્ર કવિજ ન હતા એમની પ્રવૃત્તિ સર્વદેશીય હતી ગુજરાતી ભાષામા ઉંચુ ગદ્ય લખવાનો પ્રથમ પ્રયાસ કરનાર ને તેમા અસાધારણ સફળતા મેળવનાર એજ મસ્ત કવિ છે કવિચરિત્ર લખવાનો રિવાજ પણ એમણે પાડયો ગુજરાતી ભાષામા કોષ અને વ્યાકરણ પ્રથમ એમણે લખ્યા પિંગળ અને અલંકારશાસ્ત્રને પણ એમણે ગુજરાતી જ ભાષામા પ્રચલિત કર્યાં સુધારાનો ઝંડો પણ એમણેજ ઉપાડયો, રાજ્યરંગમા વિધવિધ પ્રજાઓનો ઇતિહાસ પણ એમણેજ લખ્યો, દેશાભિમાનની મસ્તી પણ એમણેજ જારી કરી. ‘દેશાભિમાન’ શબ્દ પણ એમણે ગુજરાતીમા પહેલીવાર વાપર્યો ઇતિહાસ અને જુના શાસ્ત્રના અધ્યયનથી સુધારાની નિષ્ફળતા માલમ પડી ત્યારે સુધારા વિરુદ્ધ લખાણ પણ કવિએ જોસભેર ઉલટભેર કીધુ નર્મદાશંકરની બુદ્ધિ સર્વગ્રાહી હતી તે વિષે કશો સશય નથી સર્વ પ્રદેશમા નિડરપણે ઘુમનાર આ વિરલ નરે પ્રત્યેકમા પોતાનુ તેજ ઝળકાવ્યુ છે, પણ કોઈમા પણ એવી ઉત્કૃષ્ટતા મેળવી નથી કે જેથી તેનુ તદ્દેશીય લખાણ અમર થાય નવલરામ, નર્મદાશંકર અને દલપતરામનો શૈલીભેદ બતાવી બંનેને સમાન ગણવા લલચાયા છે બુદ્ધિમા તો બંને સમાન નથી જ નર્મદાશંકરનુ મન આરસી જેવુ હતું

જેમાં તે સમયની સારી નઠારી સર્વ પ્રવૃત્તિનું યથાર્થ પ્રતિબિંબ પડયું છે. માટેજ એને સમય મૂર્તિ નામ નવલરામે આપ્યું છે. પોતાના સમયની સંસારસ્થિતિ યથાર્થ અવલોકવાની, તે રંગે રંગવાની ને તે બરાબર ચીતરવાની શક્તિ અલબત અસાધારણ છે, પરંતુ કાવ્ય પ્રદેશમાં દલપતરામે પોતે પસંદ કરેલી શૈલીમાં ઘણું કૌશલ્ય દાખવ્યું. જ્યારે નર્મદાશંકરે પોતાનું સમગ્ર જીવન હૃદયગીત ગાવામાં વાપર્યું હોય એમ જણાતું નથી. નર્મદાશંકરે માત્ર નવી ગુજરાતને માર્ગ બતાવવા વિવિધ સ્થળે પાયો નાંખી બાકીનું ચણતર ભવિષ્યની પ્રજા માટે રહેવા દીધુ છે. આથી નાના દીવાનું ઝગહળતું તેજ મોટા પણ ઝાંખા બળતા દીવાની બરાબર કરતું જણાય છે. પરન્તુ કવિ નર્મદાશંકરની વિશેષતા એ છે કે આ નવીન યુગની મહા પ્રવૃત્તિના એ ઉત્પાદક પિતા છે. એકલે હાથે એ યશસ્વી નરે અમર કામ કર્યું છે. અને આત્મબળની અલૌકિકતા સિદ્ધ કરી છે. કદાચ નર્મદાશંકરની કૃતિઓ ભુલાય પણ એમનુ કાર્ય તો ચિરસ્મરણીય રહેશે જ. કવિ દલપતરામને અંગ્રેજી રાજ્યથી દેશને લાભ થશે એવી આસ્થા હતી તેથી તે વાતનો પ્રચાર કરવા તરફ એમનું લક્ષ હતું. બદલાતા જમાનામાં લોકોને ઉકેલવાના અનેક મહાન્ પ્રશ્નો એમણે યથાશક્તિ યથામતિ પોતાના કાગમાં ચર્ચ્યા છે.

આ સ્થળે એટલુ પણ કહેવું ઉચિત છે કે નર્મદાશંકર કે દલપતરામ ગુજરાતના જુના મહાકવિઓની તો બરાબરી કરી શકેજ નહિ. નવીનતા માત્રથીજ લોભાયલા અથવા જુના કવિઓના રસમંદિરમાં પ્રવેશ કરવા અપ્રવૃત્ત કે અસમર્થ જનો ગમે તેમ કહે પણ પ્રેમાનંદ, દયારામ, શામળ કે નરસિંહ મહેતાના જેટલા આ કવિયુગલ લોકપ્રિય નથી. વિદ્વાનવર્ગમાં ' નર્મકવિતા ' અને ' દલપતકાવ્ય ' વાંચનારા ઓછા થતા જાય છે.+ કારણમાત્ર એટલું

+નર્મદાશંકર અને દલપતરામની કૃતિઓ તેમના સમયમાં જેવી પ્રિય હતી તેવી આજે નથી અને ભવિષ્યમાં ઓછી થતાં આખરે ભુલાઇ જશે એ સત્ય છે; પરંતુ એ કારણ તેમની શક્તિની કીંમત આંકવામાં તદ્દન નિરૂપયોગી છે, નવો જમાનો નવી વસ્તુઓ ઇચ્છે છે, એજ તે કૃતિઓને વિસરાવી દેનારૂં કારણ છે.

યાદ રાખવું કે જન-મંડળની પ્રિયતા પ્રમાણે કાવ્યની કીંમત અંકાતી નથી. સ્વાનુભવરસિક કવિનાં ઊંડા ચિત્તક્ષોભથી ઉદ્‌ભવેલાં હૃદયસ્પર્શી કાવ્યો સમજવામાં કંઇક વધારે શક્તિની જરૂર છે. તેથી એવાં કાવ્યો સામાન્ય જન-મંડપમાં ઓછાં પ્રિય થાય એ સ્વાભાવિક છે. વળી એવાં કાવ્યો બહુધા કોઇપણ તરેહના સંબંધ વગરનાં છુટક છુટક હોય છે. તેથી એક વખત તેનો સ્વાદ લીધા પછી પુનઃ તે વાંચવાની વૃત્તિ ઓછીજ રહે છે. એ ઉપરથી એમ નથી સમજવાનું કે ફરીથીઃવાંચતાં તે નીરસ લાગે.

" લોકો રસિક પુસ્તકો વાંચતા હોય તોઃએક વાર ' કાન્તા ' વાંચી ફરીથી તે વાંચવા ઇચ્છા કરનાર વધારે નીકળે; પણ એકવાર ' કુસુમમાળા ' વાંચી જઇ ફરીથી તે પુસ્તક ઉપાડવાનું મન કરનારા પ્રમાણમાં થોડા જડે. બધી ભાષામાં સ્વાનુભવરસિક કવિના

જ એ છે કે એમાંથી એક કવિએ અમર થાય એવો એક પણ અપ્રતિમ ગ્રંથ લખ્યો નથી. જે લખ્યું છે તે છૂટું છવાયું, પ્રાસંગિક ને તત્સમયાનુકૂળ છે. છૂટક છૂટક સારા નમૂના મળી આવે છે. બંનેનાં કાવ્યમાંથી ભવિષ્ય કાળને માટે સંઘરવા લાયક શ્લોકો નર્મદાશંકર-માંથી કદાચ વધારે નીકળે."

નવીનતા માત્રથી માનવ હૃદય અનુરક્ત થાય છે. નવલરામ જેવા વિવેકી અને સૂક્ષ્મદષ્ટિથી જોનાર સમર્થ ટીકાકારને પણ નર્મકાવ્ય એક વખત સઘળા પ્રાચીન ગુજરાતી કવિઓની કૃતિઓથી શ્રેષ્ઠ ભાસતું હતું, અને નર્મદના કવિત્વ માટે તેમને ઘણો ઊંચો અભિપ્રાય બંધાયો હતો. " કવિ નર્મદાશંકરની કવિતા " એ મથાળા નીચે નવલગ્રંથાવલિમાં તેમના વિચાર આ પ્રમાણે છે—" જુના કવિઓની કવિતા સ્વાભાવિક અને નર્મદાશંકરની શાસ્ત્રીય છે. જુની ઉત્તમ કવિતા છેક શાસ્ત્રરહિત છે એમ હું નથી કહેતો. × × × જુના કવિઓનાં પુસ્તક પાઠશાળામાં શિખવવા લાયક નથી × × શબ્દના બોલેબોલ પ્રયોજનવાળા—તેમાંથી એક પણ કહાડી નાંખીએ અથવા બદલીએ તો અર્થના ઝીણા અંગ ખંડિત થાય, તે શબ્દના ક્રમમાં ફેરફાર કરીએ તો રસમાં ઘટાડો થાય,—અલંકારના ભૂષણે ભરેલા તથાપિ તે અંગના જ અવયવ હોય એમ જણાય, નિરર્થક વિસ્તાર નહિ કીધેલો પણ ચતુરને માત્ર ચેતવણી જેવા, સંક્ષેપમાં લખેલું પણ વિદ્વાનને એક પણ શબ્દ ઉમેરવો ન ગમે, જેમાં પિંગળશાસ્ત્રનો પણ એક નિયમ ખમેલો નહિ—એવી અર્થગૌરવ અને અલંકારયુક્ત કવિતા આપણી ભાષામાં નથી જ. એ ખુબી તો સંસ્કૃત અને અંગ્રેજી કાવ્યમાં જ રહેલી છે. એવી જાતની શાસ્ત્રીય કવિતાનો નર્મદાશંકરે આપણી ભાષામાં પ્રારંભ કીધો છે." પરંતુ જેમ જેમ નવલરામની બુદ્ધિ પક્વ થતી ગઇ અને તેમની કલમે વધારે ટીકાપણું પકડયું તેમ તેમ તેમના તરફથી વધારે સત્ય પરીક્ષણ થતાં પામ્યું છે. 'નવલરામના જીવનવૃત્તાંત'માં ગોવર્ધનરામભાઇ લખે છે કે " અમદાવાદમાં આવ્યા પછી નવલરામના કેટલાક વિચાર બદલાયલા જણાય છે. સુરતમાં પ્રેમાનંદ કરતાં નર્મદ રસમાં ચઢીઆતો લાગતો હતો; અમદાવાદમાં લખેલા પ્રેમાનંદના વિવેચનમાં નામ દઇને તુલના નથી કરી પણ એવું તો લખે છે કે 'રસની બાબતમાં કોઇ પણ ગુજરાતી કવિ પ્રેમાનંદના પેંગડામાં પગ ઘાલે એવો નથી'—'હજી લગી એના જેવી પાત્રતા જાળવી રાખે એવો કોઇ ગુજરાતી કવિ થયો નથી.' × × × × × નવલરામ સુરત હતા ત્યારે નર્મદ એમની આંખ આગળ મિત્રરૂપે, કવિરૂપે, સમાજસુધારકરૂપે, જનમંડળના અગ્રણીરૂપે, સુધારા રસિકજનરૂપે અને વિદ્વાનરૂપે તરતો હતો. પણ જેમ બાળક મોટું થતું જાય છે તેમ મોટું લાગતું જગત ક્રમે ક્રમે નાનું લાગતું જાય છે, તેમ નવલરામની આંખમાં નર્મદને પણ થયું છે. × × × રાજકોટ ગયા પછી ૧૮૭૮માં મનમાં વિચાર ગરે છે કે ' શ્રી નર્મદાશંકર આપણા બધા

---

કરતાં સર્વાનુભવરસિક કવિતા વધારે લોકપ્રિય હોય છે. અંગ્રેજીમાં ગ્રેની કે વર્ડ્ઝવર્થ વાંચનારની સંખ્યા કરતાં શેક્સપિયર વાંચનારની સંખ્યા ઘણી વધારે છે, પણ લોકપ્રિયતાથી કવિત્વનું પરિમાણ નથી કરાતું."

રમણભાઈ.

માણુસની પંક્તિનેજ યોગ્ય છે?' × × 'શુ તે જમાનો એવા અર્ધા ભણ્યાનો જ હતો? ત્યારે તો સિદ્ધ થાય છે કે નર્મદાશંકર જમાનાની લેહેરમાં પાછળ પડયો એ રીતે પણ એની શક્તિ મધ્યમ વર્ગની જ જણાય છે.'"

તોપણ "નવલરામભાઇ, નર્મદાશંકર અને દલપતરામની શૈલીનો ભેદ બતાવી બંનેની શક્તિનો તોલ કરી સમાન ગણવા લલચાય છે" એ તો દલપતરામની સર્વાનુભવરસિકતાને લીધે જ બાકી બંનેની શક્તિમાં આસમાન જમીનનો તફાવત છે. ક્યાં નર્મદનું.

(કબીરવડ શિખરીણી વૃત્ત.)

ભુરો બાસ્યો ઝાંખો, દુરથિ ધુમસે પ્હાડ સરખો,
નદી વચ્ચે ઉભો, નિરયપણે એક સરખો;
દિસ્યો હાર્યો જોદ્ધો, હરિતણું હદે ધ્યાન ધરતો,
સવારે એકાંતે, કબિરવડ એ શોક કરતો.

કદે દેખાવે એ, અચરતી જણાએ જગતમાં,
ખરે એ મોરાંનો, અગરૂબ રહે દેશ નવ કાં;
મનાએ સત્સંગે, પવિતર કબીરા ભગતમાં,
પ્રજાની વૃદ્ધિએ, નિત અમર કેહેવાય નવ કાં.

× × × × × ×

જટાની શોભાથી, અનિશ શરમાઈ શિવ ઊઠયા,
જટાને સંકેલી, વડ તજી ગિરિયે જઈ રહ્યા.

વગેરે કાવ્યોમાં દષ્ટિએ પડતું ઊંડું કલ્પનાબળ;† અને ક્યાં દલપતરામનાં

† નર્મદના 'કબીરવડ" ના વર્ણન કરતાં પણ વધારે હૃદયસ્પર્શી કાવ્ય તો

(સહસ્રલિંગ તળાવના કાંઠા ઉપરથી પાટણનો દેખાવ.)

રોળાવૃત્ત

"અહીંઆં સહસ્રલિંગ તળાવ વિશાળું હતું,
અહીંઆં પાટણ જુનું અહીં આ લાંબું સૂતું;
અહીંઆં રાણીવાવ તણાં આ હાડ પડેલાં,
મોરા આ અહીં બુરજ ભળ્યા માટીના ભેળા.

એમ દઈ દઈ નામ કરવી રહી વાતો હાવાં,
પાટણપુરી પુરાણુ! હાલ તુજ હાલ જ હાવા;

( આબુવર્ણન. હરિગીત છંદ. )

ભલો દૂરથી, દેખતાં દીલ ભાવ્યો,
ચઢી જેમ આકાશમાં મેહ આવ્યો;
દીસે કુંડનો દેવતા વીજ જેવો,
દીઠો આજ આબુ ગિરિરાજ એવો.
× × × × ×

---

ગુજરાતનો પૂત રહી ઉભો આ સ્થળમાં,
કોણ એહવો જેહ નયન ભીંજ્યાં નહિ જળમાં ?

જળ નિર્મળ લઈ વહે કુમારિકા સરિતા પેલી
નામે પાસે ધસે લાડતી લાજે ઘેલી,
ઇશ્વર કરુણા ખરે વહી આ નદી સ્વરૂપે,
સ્મિત કરી પ્રીતિ ભરે ભરે આલિંગન તુંપે.

તુંપે પાટણ! દયા ધરંતી એ સરસ્વતી,
ભલે કાળની ગતિ મનુજ કૃતિને બુઝવતી;
મુજ પ્રેમસરિતપૂર વહ્યું જાશે અખૂટયું,
છો ધનવિભવ લુટાય, ઝરણુ મુજ જાય ન લૂટ્યુ.

તોડી પર્વતશૃંગ મનુજ મદભરીઓ મા'લે,
જાણે નિજ કૃતિ અમર ગજે કાળ જતે કાળે;
ને મુજ તનડુ ઘડયું કોમળું પાણી પોચુ,
તે તો તેમનું તેમ રહે યુગ અનંત પહોચ્યુ. "

રા. નરર્મિંહરાવ.

આ ગણાય. એ ટુંકો ચિત્તક્ષોભનો ઉભરો કવિના સંસ્કારી હૃદયના ઉછાળાનો ભાવ પ્રદર્શિત કરીને વાચકના હૃદયને પૂર્ણ આન્દોલિત કરવાને બસ છે. " પાટણપુરી પુરાણુ! હાલ તુજ હાલ જ આવા " વગેરે ઉદ્ગારો પાટણની અર્વાચીન દુઃખદાયક સ્થિતિનો સંપૂર્ણ ચિતાર આપી હૃદયને દયાર્દ્ર બનાવે છે; અને " કોણ એહવો જેહ નયન ભીંજ્યાં નહિ જળમાં " એમ કવિના હૃદયનો ભાવ રસિક જનનાં નયનને અશ્રુઓથી ભીંજવી નાખે છે.

આ સ્થળે કહેવું જોઇએ કે કવિ નર્મદનું "સુરત શહેરનું વર્ણન બહુ આકર્ષક અને હૃદયસ્પર્શી છે; પરંતુ લખાણ થવાથી તેમાં આવી ગએલા અકવિત્વના અંશ સૂક્ષ્મ રીતે અવલોકનારની દૃષ્ટિ બહાર રહેતા નથી.

તહાં તેર ગાઉ તણે તો તળાવે,
પીવા ગામ અગ્યારના લોક આવે;

× × × × ×

તિથિ પુનેમે શોભિતા સાંજ ટાણે,
બન્યા ઘટ બે સૂર્યને સોમ જાણે.

વગેરે એવા જ વર્ણનાત્મક વિષયના સંબંધમાં નીરસ અને મારી મચરડીને બેસાડેલાં, કોઈ પણ તરેહની ચમત્કૃતિ વિનાનાં કહેવાતાં કાવ્યો.

પાછળ નર્મદના નૈમિત્તિક સાહિત્યના અવલોકનમાં જોઈ ગયા તેમ નર્મકવિતાના પાંચમા અને છઠ્ઠા અંક તરીકે પ્રગટ કરેલા વૈધવ્યચિત્રે દેશમાં ' હોહા ' કરી મૂકી હતી; અને એ કાવ્ય વડે જ કવિ સામાન્ય જન–મંડળની દૃષ્ટિએ પૂરેપૂરા ચઢ્યા હતા. "આ જે કીર્ત્તિ જામી તેમાં નર્મદાશંકરે વર્ષોવર્ષ નવી નવી તરેહની કવિતાઓ પ્રગટ કરી, સને ૧૮૬૬ સુધી ઉત્તરોત્તર વધારો જ કર્યા કર્યો. નર્મદાશંકરને લોક પાસે નાણું કઢાવવાની જુક્તિ નહોતી આવડતી અથવા તેમાં જે ખટપટ અને ખુશામત કેટલેક દરજ્જે જોઈએ જ છે તે કરવા ઉપર એનું મન નહોતું, પણ લોકોમાં પોતાની કીર્ત્તિ તાજી ને તાજી જ રાખવાની એને ઘણી જ ચીવટ તથા આવડત હતી. વૈધવ્યચિત્રનો મોહ લોકોમાં ઓછો થવા નહોતો આવ્યો એટલામાં ૧૮૬૦ માં નર્મકવિતાનો ૯ મો અને ૧૦ મો એ બે અંક છપાવ્યા, તેમાં રુક્મિણી-હરણ વગેરે જુદી જ બાનીની કવિતા લોકની આગળ રજુ કરી. કવિએ કવિતા વિષે વિવેચન-શૈલીનાં રસિક ભાષણો આપ્યાં તથા છપાવ્યા, અને સને ૧૮૬૧ માં ઋતુવર્ણન નામે નાનું પણ પંડિતશૈલીનું મહારસિક કાવ્ય પ્રગટ કરી વિદ્વાન વાચકોને એકદમ છક કરી નાખ્યા. અને ૧૮૬૨ માં સાતે વર્ષની કવિતાનું એક પુસ્તક કાઢ્યું અને તેમાં વનવર્ણનથી ગુજરાતી પ્રજાને માટે એક નવો જ કાવ્યપ્રદેશ ઉઘાડ્યો. પ્રવાસવર્ણન પણ એ જ નવી શૈલીની કવિતા છે. ૧૮૬૩ માં નર્મકવિતાના પુસ્તક બીજાના અંકો પ્રથમ એકઠા અને પછી સામટા છપાવ્યા, તેમાં વજેસંગ અને ચાંદબાની વાર્તા લખી શામળ ભટની શૈલીનો સ્વાદ ચખાડ્યો. ૧૮૬૪ માં "હિંદુઓની પડતી" ના ઉછળતા રોલાછંદોથી વહેમોનું જડમૂળમાંથી ખંડન કરી નાખ્યું અને કોઈ વખત પોતે અભિમાનમાં કહેતા તેમ નર્મકવિતાના પુસ્તકને " સુધારાના બાઇબલ " નું રૂપ આપી દીધું. સને ૧૮૬૬ માં " નાયિકાપ્રવેશ " પ્રગટ કરી કાવ્યશાસ્ત્રોના અર્થોની પરિસીમા કીધી. સને ૧૮૫૮–૫૯ થી તે ૧૮૬૫–૬૬ સુધીનો કાળ કવિની જિંદગીમાં પૂર્ણ યશનો હતો, અને એ સમે જેવી એની કીર્ત્તિ પ્રકાશતી હતી તેવી બીજા થોડા જ કવિની આટલા વખતમાં પ્રકાશી હશે. આ વખત પછી નર્મદાશંકરે કવિતા તો કેટલીક

કરી, અને કેવી રીતે ગણના એમના મરણ પર્યંત સારી જ થતી, પણ આ વખતનો કીર્તિરંગ ન્યારો જ હતો."ઙ

એકંદર રીતે નર્મદનાં કાવ્યોનું સંક્ષિપ્ત વિવેચન આ પ્રમાણે પૂરૂં થાય છે, હવે તેમાંનાં એક બે પદોજ સૂક્ષ્મ દૃષ્ટિથી નિહાળી લઈએ.‡

( અપૂર્ણ. )

નારણભાઈ વાઘજીભાઈ પટેલ.

---

# ગ્રન્થાવલોકન.

" અર્થશાસ્ત્રનાં સિદ્ધાન્તો—ભાગ ૧ લો. "—' સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, ગૌધડશંકર અને તેનો ભાઈ ડાલાભાઈ વગેરેના કર્તા ' રા. ગ. જેઠીમનદાસ બારભાયા કૃત' આ પુસ્તકનું અવલોકન લખવું જરા મુશ્કેલ છે. ગુજરાતી ભાષામાં—યુનિવર્સિટીએ બી. એની પરીક્ષામાં લગભગ પચીસ વર્ષ અર્થશાસ્ત્રનો વિષય ફરજિયાત રાખ્યો તે છતાં—

---

ઙ નવલગ્રંથાવલિ—શાળોપયોગી આવૃત્તિ ભાગ ૧, પૃ ૨૬૦.

કોઈ સુંદર લેખને થોડો ફેરફાર કરી પોતાનો કહેવડાવવા પ્રયત્ન કરવો એ એક પ્રકારની સાહિત્યની ચોરી જ છે. એથી લેખકનું હૃદય તેને ડંખ્યા કરે છે એટલું જ નહિ, પરંતુ વાચકનું હૃદય પણ ગ્લાનિ પામ્યા સિવાય રહેતું નથી. નવલરામભાઇએ નર્મદનાં કાવ્યોની કીમત સંક્ષિપ્તમાં પણ વાસ્તવિક આંકેલી હોવાથી તેમના જ શબ્દોમાં અત્ર ઉતારો કરવો ઉચિત ધાર્યો છે. વારંવાર આપેલાં લાંબાં અવતરણો વાચકને કદાચ અપ્રિય લાગશે પરંતુ મારા માનવા પ્રમાણે તે શ્રેયસ્કર તો છે જ. અન્ય લેખકના વિદ્વત્તા ભરેલા વિચાર પ્રસંગ મળતાં વાચક સમક્ષ રજુ કરવા એ એક રીતે જોતાં સાહિત્યની કીમતી સેવા છે એટલું જ નહિ પરંતુ તે લેખક તરફનો પોતાનો પૂજ્યભાવ પ્રગટ થાય છે.

‡ આ સ્થળે વાચકને પુનઃ યાદ દેવડાવવાની જરૂર છે કે આ નિબંધ ' ગ્રંથવિવેચન 'નો નથી પરંતુ ' નર્મદાશંકરની સાહિત્યસેવા 'નો છે. આથી તેમની સર્વ વસ્તુઓ પૃથક્ પૃથક્ લઈ તેના ગુણદોષ સંબંધી વિવેચન કરવાનું બની શકે નહિ

આંગળીને વેઢે ગણાય એટલાં જ પુસ્તકો લખાયાં છે,* અને તેથી એ વિષયનાં પુસ્તકોમાં જે કાંઈ ઉમેરો થાય એ સત્કારને પાત્ર છેઃ આ ધોરણે આ લઘુ પુસ્તકને અમે સત્કાર આપીએ છીએ. પણ વિશેષમાં, ન્યાય ખાતર, એટલું જણાવવું પડે છે કે આજ સુધીમાં લખાએલાં પુસ્તકોની ગણના કરતાં આંગળીના વેઢા બદલે આંગળીઓ ખાલી પડે તો તે તેમ જ રહેવા દઈ, મિ. બારભાયા પુસ્તકની ગણતરી બીજા જ હાથની આંગળી ઉપર માંડવી પડશે.

પ્રથમ આ લઘુ પુસ્તકની ભાષા સંબન્ધી બે બોલઃ કારણ કે એ આ પુસ્તકમાં ખાસ ધ્યાન ખેંચનારી વસ્તુ છે. જણાવતાં ખુશી ઉપજે છે કે ભાષાની સાદાઈ એ આ પુસ્તકનો મ્હોટો ગુણ છે. વળી, ભાષાન્તરનાં બંધનથી મુક્ત હોઈ, ભાષા વહે છે પણ સારી. પણ ભાષાની શુદ્ધિની દૃષ્ટિએ વિચાર કરીએ તો—પાને પાને શબ્દો અનેક ચિત્રવિચિત્ર આકૃતિઓ બદલીને બેઠા છે. કેટલાક વાચકો મુંબાઇગરી શબ્દોની અશુદ્ધિઓ જોઇ મ્હોં વાંકું કરે છે; પરન્તુ મુંબાઈ ગૂજરાતીમાંથી જેઓ રમુજ લઈ શકતા નથી તેઓ વાંચનનો અરધો આનન્દ ખુવે છે એમ અમારૂં માનવું હોઈ એ સામે અમે વાંધો લેતા નથી. પરન્તુ જ્યાં એ અશુદ્ધિ ભ્રાન્તિજનક અને ગૂંચવાડો પેદા કરનારી થાય છે ત્યાં અમે લાચાર બનીએ છીએ. જેમકે,

"મજુરી ખર્ચ્યા વગર સંપત્તિ ઉપજવા પામતી નથી તો પણ એની ઘણા પ્રકારની મહેનત છે કે જે સંપત્તિ પેદા કરવામાં જરા પણ લેખામાં આવતી નથી. આવી મજુરીને અપરોક્ષ અથવા અનુત્પાદક મહેનત કહેવામાં આવે છે," વળી

"અપરોક્ષ મહેનત અથવા તો પ્રત્યક્ષ નજરે ન પડતી હોય તે મહેનતમાં લોકોને શિખામણ લેવામાં અંગભૂત થઈ પડનારાં સાધનોનો સમાવેશ થાય છે"—આ વાક્યોમાં 'અપરોક્ષ' શબ્દનો પ્રયોગ અદ્ભુત છે. લેખકને અપમાન લાગે તો ક્ષમા યાચીને અમારે કહેવું પડે છે કે આવા કાંટાવાળાં ગુલાબ તોડવા પેસવું એ એમને માટે સહી સલામતી ભરેલું દેખાતું નથી.

મિ. બારભાયા જણાવે છે કે પોતાને "ભાષાન્તરનો અભાવ" છે. આ સારી વાત છે, અને એનું એક શુભ પરિણામ ઉપર જણાવેલી એમની ભાષાની સરળતા રૂપે થએલું જોઇએ છીએ. બીજું એક એ પણ જોવામાં આવે છે કે રા. બારભાયા જે લખે છે તે સમજીને લખે છે. એમણે સિદ્ધાન્તો સમજાવવા માટે જે જે ઉદાહરણો લીધાં છે તે પણ આસપાસ નજર ફેરવીને લીધાં છેઃ માત્ર, કોઇક ઠેકાણે બશેર ઘી અને પાંચ શેર બટાટાની અદલાબદલી કરાવે છે ત્યારે એમના અન્તરના અનુભવ માટે શંકા ઉપજવા જેવું થાય છે ક્વચિત્, મનુસ્મૃતિ અને રામાયણ વગેરે પુસ્તકોનાં નામ દઇ એને આધારે "સર્વ પ્રાણીઓ મુગલામા એમતા મેળવવો એ જ (મોટા અક્ષરનાં ટાઇપ અમે મૂકાવ્યાં છે તેઓ પોતાનું કર્તવ્ય લેખતા હતા"—એવું જણાવે છે ત્યારે પણ અરધાને પ્રવેશ દેખાય છે.

પોતાના મનથી સમજીને લખવા પ્રયત્ન કરે છે. પોતે જે જે સિદ્ધાન્તનુ નિરૂપણુ કરે છે તે માટે જોઈતાં ઉદાહરણો પણ આસપાસના જીવનમાંથી આપે છે વળી વ્યાપારી જીવનનું પણ પોતાને સાક્ષાત્ કે અપરોક્ષ રીતે જ્ઞાન હોય એમ દેખાય છે. પણ એક સ્થળે 'દશ વર્ષ ઉપર પાંચ શેર બટાટા ગરીબ ધીના બદલામા મળતા તેને બદલે આજે અઢી શેર ધીના બદલામાં મળી શકે છે' એ ઉદાહરણ આપે છે ત્યારે તો ખરેખર એમના વ્યવહાર જ્ઞાનનો વિચાર આવી હાસ્ય જ ઉપજે છે. મિ. બારભાયાનો, અર્થશાસ્ત્રના સિદ્ધાન્ત આપણા પોતાના દેશના દાખલાથી સમજાવવાનો, ઉત્સાહ આપણા બજારના દાખલાથી જ અટકતો નથી. આપણા પ્રાચીન કાળના ઇતિહાસનો પણ એમા એ ઉપયોગ કરે છે. અને એનો ઉપયોગ કરતાં એક ઠેકાણે લખે છે: "મનુસ્મૃતિ, રામાયણ વગેરે પુસ્તકો ઉપરથી આપણને જે પુરાવા મળે છે તે ઉપરથી એટલુ તો કહી શકાય કે દુનિયાના પ્રારંભકાળે સર્વ પ્રાણીઓ માંસાહાર કરતા હતા અને મૃગયામાં શ્રેષ્ઠતા મેળવવી એ જ તેઓ પોતાનુ ખરુ કર્તવ્ય લેખતા હતા." 'દુનિયાના પ્રારંભકાળે સર્વ પ્રાણીઓ માંસાહાર કરતા હતા' એ બતાવવા કોઈ મનુસ્મૃતિ અને રામાયણનો પુરાવો વાપરે તો તે કદાચ વાપરી શકે. પણ એ પ્રાચીન લોકો 'મૃગયામાં શ્રેષ્ઠતા મેળવવી એ જ પોતાનુ ખરુ કર્તવ્ય લેખતા હતા' એમ તો મનુસ્મૃતિ અને રામાયણનો કોઈ પણ વાચક એ પુસ્તકમાંથી ઉપજાવી શકે એમ અમને લાગતું નથી. "આપણા દેશમા કારીગરો કે જેઓનો મોટો સમુદાય છે તેઓનુ ચેપ થતું નથી તેનું કારણ આવાં મહાજનો, જ્ઞાતિઓ અને જાતિભેદ સિવાય કશું એ જણાતું નથી."—આ વાક્યમાં મ્હોટાં ટાઈપવાળા શબ્દોમા (મ્હોટાં ટાઈપ અમે મકાવ્યા છે)—ભરેલી અત્યુક્તિ અર્થશાસ્ત્રના પુસ્તકમાં અસ્થાને છે. 'કશુએ નથી' એવી અત્યુક્તિ સંસાર-સુધારાના આવેશમાં અર્થશાસ્ત્ર ભૂલી જવાથી થાય, અથવા તો એ લેખકનુ અર્થશાસ્ત્ર બહુ સાદું હોવું જોઈએ.

આ પુસ્તકને અન્તે, કર્તાએ પોતે ઉપયોગમા લીધેલા અંગ્રેજી અને ગુજરાતી ગ્રન્થોની યાદી આપી છે. એ ગ્રન્થો ઘણાં જ મ્હોટાં મ્હોટા નામવાળા છે, પણ માત્ર બે ચાર લઘુ વા પ્રાચીન ગ્રન્થો સિવાય કોઈના વિશિષ્ટ સંસ્કાર આ લેખ ઉપર પડેલા દેખાતા નથી. કદાચ બીજા ભાગમાં એ પ્રકટ થશે તો તે અમે ખુશીથી વધાવી લઈશું. રા. બારભાયા-ના કહેવાથી તેમ જ આ પુસ્તક લખવાના ઉત્સાહ ઉપરથી જણાય છે કે પોતાને અર્થશાસ્ત્રનો શોખ છે. તો અમારી વિનતિ છે કે એ ભાગ ઉપર પોતે વિશેષ શ્રમ લેશે. અર્થશાસ્ત્રના વિષય ઉપર ગુજરાતીમાં બહુ જ થોડા લેખ છે, પણ દિ. અંબાલાલ અને ઑનરેબલ મિ. ચિમનલાલ સેતલવાડ પછી ત્રીસ ચાળીસ વર્ષે લખાતાં પુસ્તકોમાં અર્થશાસ્ત્રની બારાખડી કરતાં કાંઈક વધારે હોવું જોઈએ. ગુજરાત આ વિષય ઉપર પુસ્તક માગે છે ત્યારે એટલી તો આશા રાખે છે કે એમાં અર્થશાસ્ત્રનાં તત્ત્વ અને વધારે ઉપયોગી તત્ત્વોનુ નિરૂપણ આવે. દાખલા તરીકે, અત્યારે દેશના ઉદ્યોગોને ઉત્તેજન આપવા જુદા જુદા દેશના રાજ્ય તરફથી જે પગલાં ભરવામાં આવે છે તેનાં લાભહાનિનો આર્થિક દૃષ્ટિએ વિચાર કરવા માટે

આવા લઘુ પુસ્તકમાં પણ થોડાંક સાધનો પૂરાં પાડવાં જોઇએ [ Protection, State-Aid, Fair Trade, Preferential Tariff.]. બીજું,—દેશની ઉપજનાં નાણાં કેવી રીતે વપરાવાં જોઇએ એ સંબન્ધી અર્થશાસ્ત્રના સિદ્ધાન્તની થોડીક સમજૂત પણ એમાં આવવી જોઇએ [ Public Finance.]. ત્રીજું,—દેશની અર્થોત્પત્તિને વિશેષ વધારવા માટે, અર્થાત્ એનાં અર્થોત્પાદક અંગને વધારે સતેજ બલિષ્ઠ અને ફળવંતાં કરવા માટે શાં શાં પગલાં લેવાની જરૂર છે એનું દિગ્દર્શન પણ કરાવવું જોઇએ. [ Economics of Production; Economics of Efficiency. ] બાકી, અમારે નિખાલસપણે કહેવું જોઇએ કે " ઇંટો કેવી રીતે બનાવવામાં આવી, બનાવવા માટે માટી કોણ લાવ્યું, માટી કયા ડુંગરમાંથી ખોદાઇ, કોણે ખોદી " ઇત્યાદિ ઉદાહરણમાંથી ઊપજાવેલા સાદા સિદ્ધાન્ત તો ત્રીસ ચાળીસ વર્ષ ઉપર બહાર પડેલાં પૂર્વોક્ત દિ. બ. અંબાલાલ અને રા. ચિમનલાલનાં પુસ્તકોથી પણ વાચકને—વધારે સ્વચ્છ અને શુદ્ધ ભાષામાં—મળી શકતા હતા. ઉપર જણાવેલા પ્રશ્નોના મૂળમા રહેલા અર્થશાસ્ત્રનાં તત્ત્વોનું લઘુ નિરૂપણ આ ભાગમાં સ્થાને હતું—છતાં કદાચ એ હવે પછીના ભાગમાં આવશે તો તે જોઇને પણ અમે રાજી થઇશું.

આ અવલોકનને અન્તે અમે એક પ્રશ્ન અને વિનંતિ મૂકીશું: સીડનહૅમ કૉલેજ ઑફ કૉમર્સના ગ્રૅડયુએટો કાંઇ જ નહિ કરે? પ્રકૃતિને ખાલી ઠામ ( vacuum ) પસંદ નથી, તેથી પુસ્તક રચવાના ધંધામાં પણ ખાલી ખુરશીએ ગમે તે કોઇ આવીને બેસે તો એના ખરા અધિકારીઓને ફરિયાદ કરવાનું કારણ રહતું નથી. તેથી કાંઇ નહિ તો આ ખામી તરફ ગૂજરાતનું લક્ષ દોરવા માટે પણ રા. બારભાયાનો ઉપકાર માનવો ઉચિત છે.



" **ભીલોનાં ગીત :** " સંગ્રહકર્તા રા. રા. નાથજી મહેશ્વર પાઠક, મહેતાજી, દુધીઆ, દેવગઢ બારીઆ ( રેવાકાંઠા ); અને પ્રકાશક રા. રા. કૃષ્ણલાલ સુરજરામ વકીલ, બી. એ. '

અંગ્રેજ અધિકારીઓ કેટલીકવાર એમના અધિકારપદનો સાહિત્યસેવામાં બહુ સારો ઉપયોગ કરે છે—અને તે પ્રમાણે, મિ. આર. બી. યૂબૅંક નામે એક સિવિલિઅન અમલદાર રેવાકાંઠામાં ભીલ લોકોના સરહદી દાવા ચૂકવવા ગયા હતા ત્યાં પ્રતાપગઢ મુકામે એમના શિરસ્તદારે આ સંગ્રહકર્તાને જણાવ્યું કે સાહેબને ભિલોડી ગીતનો ઘણો શોખ છે માટે એવાં ગીતો મેળવી આપો તો સારૂ. તે ઉપરથી આ સંગ્રહકર્તા મહેતાજીએ આ ગીત એકઠાં કર્યાં છે, એ એકઠાં કરતાં પોતાને પડેલી મુશ્કેલીઓનું મહેતાજી વર્ણન આપે છે, તથા પોતાના એક આસિસ્ટંટ શિક્ષક—કલજી પુના—જાતે ભીલ, તથા પ્રતાપગઢ સ્કૂલ કમિટિના મેમ્બર પારગી બાધર માવજી તથા પારગી કેસરા પુના—જેઓ પણ એ જ જાતિના જણાય છે—એમની મદદથી આ થોડોક સંગ્રહ થઇ શક્યો છે એમ જણાવે છે. આજ સુધીમાં મિ. પ્રેસકૉટ, મેજર કુલજેમ્સ, મેજર હીજીટ વગેરે અધિકારીઓએ ભીલ લોક સંબન્ધી પણીક હકીકત મેળવીને પ્રસિદ્ધ કરી છે, એમને પગે ચાલી મિ યૂબૅંક આ સંગ્રહ

કરવા કરેલી પ્રેરણા માટે એ અમલદારનો ઉપકાર માનવો જરૂરનો છે—ખાસ કરીને એટના સારૂ કે ભીલ લોક જેવી કઠણ જાત પાસેથી હકીકત મેળવવી એ અધિકાર વિનાના માણસને બહુ દુર્ઘટ પડત મહેતાજીએ જે કુશળતાથી આ સંગ્રહ કર્યો, તથા સાહિત્ય ઉપર પ્રેમ ધરી ગ કૃષ્ણનાતે એ પ્રસિદ્ધ કર્યો તે માટે એ બન્નેને પણ ધન્યવાદ તથા ઉપકારદર્શન ઘટે છે

પ્રસ્તાવના સાથે ભીલ લોકો સંબન્ધી થોડી હકીકત મૂકવામા આવી છે એ આ ગીતો સમજવામા ઉપયોગી થાય એવી છે ગીતો ભીલલોકના ગૃહસંસાર ઉપર, તેમ જ એમના સામાજિક અને આર્થિક જીવન તથા રીતરિવાજો ઉપર બહુ સારુ અજવાળુ પાડે છે વાચતા આનન્દ ઉપજ્યા વિના રહેતો નથી કે શબ્દશાસ્ત્રીઓ ( Philologists ) અને મનુષ્ય-જાતિશાસ્ત્રીઓ ( Ethnologists ) આપણી અને ભીલની વચ્ચે જેટલી વાડ બાંધવી હોય તેટલી બાંધે, પણ આ ગીતસંગ્રહ તો અત્યારે આપણને એ લોક સાથે જીવનની એકતા જ અનુભવાવે છે આ ગીતોમા પડેલા ગૃહસંસારના જીવનના ચિત્રોમા ભાગ્યે જ કોઇ એવુ હશે કે જેને આપણે આપણું કહીને વધાવી ન લઇએ ભીલોના ચાર મુખ્ય તહેવારો—હોળી, ગોકળઆઠમ, દશેરા અને દિવાળી—જે સંગ્રહ તરીકે આરંભમા ગણાવ્યા છે—એ સર્વથા હિન્દુધર્મના છે એમની સગપણને લગતી ધાર્મિક ક્રિયાઓ, તેમ જ લગ્નના મંગળફેરા વગેરે રિવાજો પણ આપણા સંસ્કારનુ જ સ્મરણ આપે છે પરન્તુ, અત્યારે હિન્દુસ્થાનનો પ્રાચીન ઇતિહાસ આપણે જે રીતે સમજીએ છીએ તે પ્રમાણે ભીલ એ હિન્દુસ્થાનની મૂળ વા પ્રાચીનતર વસ્તી છે, પરન્તુ તેઓ આર્ય બ્રાહ્મણધર્મથી સંસ્કારાઇને, એ ધર્મની સંસ્કૃતિમા અ પભાગી પણ થયા છે, અને તેથી મનુષ્યજાતિશાસ્ત્રના ભેદ પૂર્વોક્ત સાંસારિક અને ધાર્મિક જીવનમા કેટનેક ભાગે લુપ્ત થએલા આપણે જોઇએ છીએ વળી આ લોપ થએલો દેખાવામા એક વિશેષ કારણ એ છે કે ભીલ જાતિ પણ અત્યારે એના મૂળ—અસંકીર્ણ—સ્વરૂપમા રહી નથી 'ભીલ'—જેને ટૉલેમિ 'phyllitae' કહે છે, તેઓનો જાતિવાચક શબ્દ દ્રાવિડ 'બિલ્લુ'—'બિલ્લ' એટલે કે કામઠું એના ઉપરથી બન્યો છે, અને તેથી ભીલ તે મૂળ દ્રાવિડ જાતિ હશે એમ અનુમાન થયુ છે પરંતુ જેમ ઉત્તરમાથી નવી નવી પ્રજા ધસતી ગઇ તેમ જૂની વસ્તી દક્ષિણમા ખસતી ગઇ એ જોતા જણાય છે કે ગૂજરાત અને માળવાના ભીલ દ્રવિડો વર્તમાન દક્ષિણના ભીલોની પછી આવેલા છે અને તેઓ આર્યો સાથે વિશેષ સમ્બન્ધમા આવવાથી દક્ષિણના ભીલો કરતા વિશેષ આર્યત્વ પામેલા છે એટલું જ નહિ—પણ ગૂજરાતના ભીલોમા કેટલીક જાતો પરમાર રાઠોડ વગેરે રજપૂત નામ ધરાવે છે, અને તેઓ મૂળ રજપૂત વા સંકીર્ણ રજપૂત છે એમ સ્પષ્ટ જણાય છે. આ જાતના ભીલ પગતીજ મોડાસા વગેરે ઉત્તર ગૂજરાતમા વધારે છે,[§] દક્ષિણ અને પૂર્વ ગૂજરાતમા, વિશેષે કરી રેવાકાંઠા અને પંચમહાલમા શુદ્ધ ભીલની વસ્તી અધિક છે એમ ગૅઝેટિયર કહે છે શુદ્ધ ભીલમા પણ ડુંગરની અને નીચના મેદાનની વસ્તીમા ભેદ દેખાય છે અર્થાત્, શુદ્ધ ભીલથી માંડી શુદ્ધ રજપૂત સુધીમા ભીલના અનેક ભેદ છે અને એ ભેદ

§ 'પાંદડાં પહેરનારા'—એ વર્ણન ગોંડ લોકોને ઠીક બંધ બેસે છે

એમના રિવાજમાં ભાષામાં તેમજ ગીતોમાં પ્રતીત થાય એ સ્વાભાવિક છે. તદનુસાર, અમુક અમુક ગીત કયા કયા ગામના કયી કયી જાતિના ભીલ પાસેથી ઉપલબ્ધ થયું છે એ ખાસ જાણવા જેવી બાબત છે, અને તે સંગ્રહકર્તાએ નોંધી હોત તો ભીલ સંબન્ધી આજ સુધી સંગૃહીત થએલી હકીકતમાં ઉપયોગી વધારો થાત—અને હવે પછી એ ગીતોનો પ્રદેશ ક્યાંથી ક્યાં સુધી છે એની વિશેષ તપાસ થઇ ભીલોના ઇતિહાસની કેટલીક આવશ્યક માહિતી મેળવવાના ક્રમમાં આ પહેલું પગલું મંડાત. આશા છે કે કોઇ ઉત્સાહી અધિકારી આ કાર્ય તરફ લક્ષ દેશે: દરમિયાન, આ ગીતસંગ્રહની બીજી આવૃત્તિમાં આ ગીતો સંબન્ધી ઉપર માગેલી હકીકત—જે સંગ્રહકર્તા પાસે હશે જ—તે પ્રકટ કરવા વિનંતિ છે. સઘળાં ગીતો એક જ સ્થળના ભીલોના હોય તો ગૂજરાતના બીજા ભાગોના અધિકારીઓ અને શિક્ષકો, મિ. યૂઁક અને આ મહેતાજીનું અનુકરણ કરી, આ જાતનો સંગ્રહ કરશે તો ભીલોનાં ગીતોમાથી જૂનાં નવાં શુદ્ધ સંકીર્ણ ઇત્યાદિ પ્રકારો સમજવામાં આવશે.

ગ. કૃષ્ણલાલે પ્રસિદ્ધ કરેલા આ સંગ્રહનાં ગીતો, જે ભીલોમાં એ ગવાય છે તેઓના ગૃહસંસારી સામાજિક અને નૈતિક જીવન ઉપર બહુ સારો પ્રકાશ નાંખે છે એ કહેવાની ભાગ્યે જ જરૂર છે વિશેષ જાણવા અને જણાવવા જેવું એ છે કે એ ગીતો સુન્દર કવિત્વશક્તિના નમૂના છે, અને તેથી એમ કહીએ તો ચાલે કે અત્યાર સુધી પ્રકટ થએલા ગૂજરાતી સાહિત્યના પ્રદેશમાં આ એક રમણીય વનભૂમિ જડી છે—જ્યાંની વગડાઉ વેલ આપણા નકલી બાગો કરતાં વધારે તાજી સ્વચ્છંદી અને ઝીણી–મીઠી–સુગન્ધદાર હોય એ વેલે વેલે આનન્દથી ઊભા રહેવાનું મન થાય છે.

> આંબો મોર્યોરે મરૂડે મોગેરો, કેહડી તો લેળી સેળી નાયહે,
> આવો કલજીભાઇ ઓળી રમીએ.
> નઈ આવો તો નગજીભાઇના હમરે, આવો મસરાતી ઓળી રમીએ.
> **જીવતા ઓહુ તો ઓળી રમહું, મુએ સેલી રાંમ રાંમીરે,**
> આવો કલજીભાઇ ઓળી રમીએ.

આ ગીતની છેલ્લીની પહેલાંની પંક્તિમાં, આખા ગીતના મનોહર શૃંગારરસના ચિત્રમાં કરુણ અને શાન્તરસની પીંછી કેવી કુદરતી કુશળતાથી ફરી છે એ જોવા જેવું છે.

બીજું—નીચેનું કજોડાનું ગીત વાંચો :

> બાર વરની કન્યા ને અડી વરનો વોરરે;
> પાંણી ભરવા જાઉં તારે વાંહે વાહે આવેરે;
> વાંહે વાંહે આવે તારે કુવામાં અડસેલ્યુરે;
> કુવામાં અડસેલ્યું તારે ડાબક ડુબક કરે રે;
> **ડાબક ડબક કરે તારે અઈયડલામાં દાજયુંરે;**
> અઈયડલામાં દાજ્યુ તારે માંણે લબાવીરે;

માંણે લબાવી તારે કાંને વળગાયુરે;
બાર વરની કન્યા ને અડી વરનો વેરરે;

નવયૌવનની મસ્તી અને જંગલી જીવનની નિર્ઘૃણતા ( નિર્દયતા, ક્રૂરતા)—એની પાછળ, અપ્રકટ રહેલી પણ વખત આવતાં સ્વયંસ્ફુરી નીકળતી મનુષ્યહૃદયની સ્વાભાવિક અનુકમ્પાની લાગણી હાસ્યરસના વાતાવરણને ભેદીને કેવી અસરકારક રીતે પ્રકટ થઈ આવે છે અને તેમાં સાધારણ રીતે પરસ્પરવિરોધી વા દુર્ઘટ મનાતા રસોનો કેવો ચમત્કારક રીતે સમન્વય થાય છે.।

હવે ત્રીજું—એક જુદી જ તરેહનું—' ગળીઆકોટ જતા વહોરાઓ લૂટાયા હતા તે વિષે 'નું ગીત જુઓઃ એ ગીતમાંની—

મલાંજીની ગાડીરે,
ગાડી લૂટી ગાડીરે,
**મલાં પીરાંને હ'બાળેરે,**
**મલાં જોડ આથે ઉભારે.**

એ ચિત્ર વર્ણ્યમાન વિષયનું કેવું આબેહૂબ ચિત્ર આપણી આગળ ખડું કરે છે ' અને એમ કરવામા પૂર્વોક્ત હાસ્ય અને કરુણ રસ સાથે ભયાનક અને ઈશ્વરવિષયા રતિ મેળવીને—અને તેમાં વળી સ્વભાવોક્તિ અલંકારની એક સેર મૂકીને કેવી મઝેહ કરાવે છે '

એકંદરે, આ ગીતસંગ્રહમાં ભીલી જીવનની સારી ચિત્રાવળિ છે. તથાપિ કોઈ કોઈ ગીતમાં તો સર્વથા આર્ય જીવનનો જ પ્રતિધ્વનિ છે. જુવો આ—

પીઠી ચોળાતી વખતનુ "લગનુ ગીત":—

"અળદી અળદીરે અળદીનો સોડ અળદીરે મારે દલ લાગી."

એ પંક્તિથી—વડનગરા અને સાઠોદરા નાગરનાં નીચલાં ગીતઃ

"રાતો રાતો રે કંકુવરણીનો છોડ,
મોહ્યરે ગતોરે મેં તો નિરખીઓ." (સૌ. બાળાબ્હેનકૃત સંગ્રહ)

અને,

રાતો તે વાનોરે મેં સુણ્યો
રાતો કંકુનો છોડ, સોહેરે ઉગ્યોરે મારે આંગણે
પીળા તે વાનો મેં સુણ્યો,
પીળા હળદીનો છોડ, સોહેરે ઉગ્યોરે મારે આંગણે. ( સ્વ. સૌ. કુન્દનલક્ષ્મીકૃત સંગ્રહ )

—એનું સહજ સ્મરણ થઇ આવે છે, અને તે થતાંની સાથે એક ક્ષણે આપણા સમસ્ત જનસમાજની અખંડતાનું ભાન થઇ હૃદય ઉલ્લાસે છે; તેજ સાથે, ભાષા જોતાં આ ભીલી ગીત તે આર્યગીતનું અનુકરણ છે તેથી એ અનુકરણ શી રીતે થયું હશે એની જિજ્ઞાસા થાય છે—અને ઉપર એક પૅરેગ્રાફમાં જણાવ્યું તેમ વિશેષ ઐતિહાસિક શોધ માટે બુદ્ધિ તલસે છે. આ સંગ્રહમાંથી આપાતતઃ જે બે ચાર ગીત તરફ લક્ષ ગયું તે નોંધ્યાં. પણ વિશેષ નજર ફેરવતાં એમાં વાચકને ભીલી જીવનનો અન્તઃપરિચય કરાવનારાં ઘણાં ગીતો જોવામાં આવશે. અમને ખાતરી છે કે એ વાંચતાં કોઇપણ વાચકને શ્રમ થયો વૃથા નહિ લાગે.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.
( વસન્ત ઑફિસ માટે, તન્ત્રીની આજ્ઞાથી.)

---

# માસિક મધુકરી.

**मनोरंजन** : આ મરાઠી માસિકનો ઑક્ટોબરના અંકમાં બે ત્રણ કાવ્ય અને બે ગદ્ય લેખ ધ્યાન ખેંચે છે. 'फूल-पांखरें' અને 'मधुकर' એ નવીન (પાશ્ચાત્ય) અને પ્રાચીન (અગ્રત્ય) ઢબનાં બે કાવ્યો સામસામા પાના ઉપર મૂકી તન્ત્રીએ મરાઠી કવિતાની આધુસ્થિતિ ઠીક સૂચવી છે. કવિ 'બાલચન્દ્ર' વિરચિત **चंडोलास** (ચંડોલને) અંગ્રેજ કવિ શેલેના 'TheSkylark'નું સુન્દર ભાષાન્તર છે. ગૂજરાતીમાં એ અદ્ભુત રાગ રસ અને કલ્પનાથી ભરપૂર કાવ્યનું ભાષાન્તર અદ્યાપિ થયુ નથી. અને તે કરવા માટે ગૂજરાતની દૃષ્ટિ માત્ર એક જ કવિ ઉપર પડે છે—આશા છે કે એમના કવિજીવનની અનેક 'ધન્ય ક્ષણો'માંની એકાદ આ કાર્યને અર્પાશે.

सोडुनि हा भूमिभाग
उंच उंच मर्मि सवेग
उडसि, गमसि ज्वलन्मेघ;
गात गात उडसि सतत, उडत उडत गासी.

વગેરે કેટલાંક કડવાં અંગ્રેજી *મૂળનું સારૂં ભાષાન્તરમાં છે.

---

* Like a poet hidden
In the light of thought,
Singing hymns unbidden,
Till the world is wrought
To sympathy with hopes and fears it heeded not ;

जणुं उज्ज्वल कल्पमांत
दडला कवि गीत गात,
जगताचें द्रवलि चित्त
आशा, भय हृदयीं चें कथुनि सर्व त्यासी!

એમાં અંગ્રેજી મૂળનો§ માર્મિક ભાગ છૂટી ગયો છે. અને તે પછીના,—

निज मंदिरि, एकांतीं,
बाला कुलशीलवती
प्रणयमधुर संगीतीं
भरुनि निकट देश रिझवि भावमय मनासी

—એ કડવામાં ' With music sweet as love 'નું ' **प्रणयमधुर संगीतीं** 'માં સુન્દર ભાષાન્તર થયું છે, પણ ' In a palace tower ' એ શબ્દથી પ્રસ્તુત વિહગના જે ઉચ્ચ સ્થાનની ઉપમા બંધાય છે તે ' **निजमंदिरि** 'થી અપૂર્ણ રહે છે, અને 'which overflows her bower 'થી સૂચવાતો નિજકુંજના સુગન્ધથી મિશ્રિત પ્રેમ રાગ અને રસનો સ્વચ્છન્દ અને ભરપૂર ઊડતો ફુવારો નેત્ર આગળ રમતો નથી. આ કાવ્યના મૂળને સંપૂર્ણ અર્થ ભાવ અને રસ સાથે, તેમ જ કર્ણપ્રિય ભાષામાં, ઊતારવું બહુ કઠિન છે—તથાપિ આ કાર્ય માટે **નરસિંહરાવના** અમોઘ સામર્થ્ય ઉપર આપણું લક્ષ ઠરે છે.

" અમેરિકામાં જાતિભેદ " એ ઉપર શ્રીયુત " મધુપ 'નો—લાલા લજપતરાયના અંગ્રેજી પુસ્તકની નોંધ રૂપે-લખાએલો લેખ છે. એમાંથી એક પૅરેગ્રાફ અત્રે લઇએ છીએ :

" કેટલાંક વર્ષો પૂર્વે યુનાઇટેડસ્ટેટસમાં સઘળા ' સોશિઑલોજિસ્ટ ' યાને સમાજશાસ્ત્રવિશારદ વિદ્વાન લોકનું એક કૉન્ફરન્સ ભરવામાં આવ્યું હોતું તેમાં ડૉક્ટર ડૂબ્વૉ નામનો એક નીગ્રો સોશિઑલોજિસ્ટ હાજર હતો. સંધ્યાકાળે કૉન્ફરન્સનું કામ પત્યા પછી ડૉ. ડૂબ્વૉના કેટલાક ગૌરવર્ણ અમેરિકન પ્રોફેસરને ઇચ્છા થઇ કે આ જ વિષયનો વિશેષ ઊહાપોહ કરવા માટે આપણે સર્વે એકાદ ક્ષુધાશાન્તિગૃહમાં જઇ ત્યાં એક બીજા સાથે છૂટા મનથી ચાર શબ્દ બોલીએ. એટલે, આખો દિવસ કૉન્ફરન્સમાં કામ કરી થાકેલા

§ Like a high-born maiden
In a palace-tower,
Soothing her love-laden
Soul in secret hour
With music sweet as love, which overflows her bower :

વિદ્વાનોને આ સૂચના પસંદ પડતાં, એક મ એને અમલમાં મૂકવા એ મંડળી નીકળતી હતી ત્યાં ડૉ. ડુમ્વૉએ હસતાં હસતાં તેઓને કહ્યું 'મિત્રો ! એક વાત તમે બધા ભૂલી જાઓ છો. તે એ કે તમારી સાથે મારાથી તમારા સુધાશાન્તિગૃહમાં આવી શકાશે નહિ એટલે જો હું આવું એમ તમારી ઇચ્છા હોય તો આપણે સર્વને મળવા માટે રેલવે-રિફ્રેશમેન્ટરૂમ સિવાય બીજી જગ્યા નથી ' ડૉ. ડુમ્વૉને મૂકીને જવું બીજાઓને ઇષ્ટ ન હોવાથી બધી મંડળી રેલરેસ્ટરાંને ગઈ આ ઉપરાંત ગૌર અને શ્યામ વર્ણભેદના બીજા કેટલાક દાખલા લાલા લજપતરાયના પુસ્તકમાંથી આ આર્ટિકલમાં નોંધ્યા છે

આ પ્રકારના અકારણ ભેદનો કોઈ પણ સ્થળે માટે બચાવ કરવાનો અમારો ઇરાદો નથી—પણ આ સર્વવ્યાપક દોષ ઉપરથી મનુષ્યપ્રકૃતિના સ્વાભાવિક ગુણનું અનુમાન કરી આપણા રાજકીય અને સામાજિક સુધારકોને ધીરજ ધરીને—નર્મદની ભાષામાં બોલીએ તો 'વીર' સાથે 'ધીર' થઈને—કામ લેવા સૂચના છે

આ અંકનો મુખ્ય ગદ્યલેખ પરલોકવાસી પ્રિન્સિપાલ ગોપાળ ગણેશ આગરકર (ફર્ગ્યુસન કૉલેજના સ્થાપકમાંના)નો ધર્મવિષયક એક જૂનો લેખ છે

એ લેખની માત્ર પ્રસ્તાવના જ આ અંકમાં છે, અને મુખ્યનિરૂપણભાગ ઉપલબ્ધ થયો નથી—એટલે એ લેખનું 'ધર્મવિચારક ઉદાર વિચાર' એ મથાળું વાચકને જરા ભૂલમાં નાખે છે પ્રસ્તાવના આજથી પચાસ વર્ષ ઉપરના જમાનાના આપણા વિચારવંત ગ્રેડ્યુએટની માનસિક સ્થિતિનું સારું પ્રતિબિમ્બ પાડે છે ભાષા અદ્ભુત પ્રસાદવાળી, અને વિચાર સુરેખ રચનાથી ગોઠવાએલા છે ઉભયમાં મિ મિલનું સ્મરણ થાય છે ઊંડું બહુ નથી પ્રસ્તાવનામાં ન પણ હોય પણ જેટલું છે તેટલું શાન્ત વિચારવાળું અને લેખકની કલમ માટે માન ઉપજાવે એવું છે આખો લેખ લખાયો હોત તો સારું થાત—એ વાચકને થયા વિના રહેતું નથી આ લેખનો મુદ્દો દરેક જણને પોતાના વિચાર પ્રકટ કરવાનો અધિકાર છે એ વિચારથી જનસમાજને પોતાનું અસ્તિત્વ જ નાશ પામશે એમ ભય પામવાનું કારણ ખરેખર લાગતું હોય તો એવા મનુષ્યને એના વિચાર પ્રકટ કરતાં અટકાવવાનો અધિકાર છે અને એવા મનુષ્યને પોતાના વિચાર મહત્ત્વના અને જનસમાજ આગળ ગમે તે થાય તો પણ મૂકવા જેવા જ લાગતા હોય તો જુલમ વેઠીને પણ મૂકવાનો સામો અધિકાર છે—માત્ર એ વિચાર એણે પૂર્ણ શાન્તિથી, શ્રમ લઈને, અને સુક્ષ્મ પણે કરેલા હોવા જોઈએ આ લેખનો આ મુખ્ય મુદ્દો છે—અને એ રીતે પોતાના વિચાર માટે જનસમાજમાં સહિષ્ણુતા ઉપજાવવા આ પ્રસ્તાવના લખવામાં આવી છે છેલ્લા પેરેગ્રાફમાં લેખક કહે છે "કોઈનો ધર્મવિચાર ગમે તેવો હો પણ એણે આ વાત કદી ભૂલવી ન જોઈએ કે એ પોતે અને જેના ધર્મવિચાર એને પસંદ નથી એવા માણસ—એ બન્ને એક જ વિશ્વના અંશ છે, અને એ વિશ્વ જો એક જ વિશ્વકર્તાએ ઉત્પન્ન કર્યું તો એ બન્ને વચ્ચે બન્ધુત્વનો સંબન્ધ ઉત્પન્ન થાય છે આ કારણથી તેઓએ પરસ્પર દ્વેષ કરવો યોગ્ય નથી એટલું જ નહિ પણ તેઓ પૈકી એકના વિચાર બીજાને ગમે

તેટલા અપ્રશસ્ત લાગે તો પણ ઉભયનો જનક ઉભયને પૂજ્ય એવો સામાન્ય વિશ્વકર્તા છે તે માટે એકે બીજાનો દ્વેષ કરવો એટલે 'સર્વજ્ઞ', 'સર્વસાક્ષી' અને 'સર્વશક્તિમાન' પૂજ્ય એવા વિશ્વપિતાની—એટલે કે પોતાના જ પિતાની કૃતિની નિન્દા અને તિરસ્કાર કરવા સમાન છે." દરેક જણને પોતાના વિચાર નિર્ભયતાથી પ્રકટ કરવાનો અધિકાર બલ્કે ફરજ છે એ વાત લેખક બહુ સારા દૃષ્ટાન્તથી સમજાવે છે. એ કહે છે કે આ વિશ્વમાં એક કણનો કે એના લેશ પણ સામર્થ્યનો નાશ કરી શકાતો નથી ન્હાનામાં ન્હાની ચીજ પણ વિશ્વમાં હોઇ વિશ્વની ગતિ ઉપર અસર કરે છે. પૃથ્વી ચન્દ્ર કરતાં પચાસ ગણી મ્હોટી છે તેથી ચન્દ્ર પૃથ્વીનું આકર્ષણ કરે તે કરતાં પૃથ્વી ચન્દ્રનું પચાસગણું આકર્ષણ કરે છે પરંતુ તેથી ચન્દ્રનું પૃથ્વી ઉપર આકર્ષણ નથી એમ નહિ. પૃથ્વી ઉપર ભરતીઓટ એ કરે છે. તે જ પ્રમાણે અલ્પમાં અલ્પ મનુષ્ય પણ સર્વથા બલહીન નથી. આપણા અલ્પ વિચાર પણ જનસમાજ આગળ મૂકવાનો આપણો હક છે.



"The Modern Review: આ માસિકના નવેંબરના અંકમા "The Immemorial Concert of Asia" એ ખાસ વાચવા જેવો લેખ છે. એ લેખના કર્તા પ્રો. વિનયકુમાર સરકારે પ્રાચીન હિન્દમાં 'Asia-sense' યાને 'એશિઆ-દૃષ્ટિ' કેવી હતી એ બતાવ્યું છે. હિન્દુ ચીની અને જાપાની એ ત્રણ લોકને માટે જાપાન ભાષામાં 'સાન-ગોકુ' (San goku) શબ્દ છે—એ આ ત્રણ પ્રજાના પરસ્પર વ્યવહાર અને તજ્જન્ય એકતાની સાક્ષી પૂરે છે. બીલકૃત "ચીનમાં બૌદ્ધ સાહિત્ય" માંથી ઇ. સ. ૨૨૦ થી માંડી છેક છઠ્ઠા સૈકાના અન્ત સુધીના ઉપદેશકો અને ગ્રન્થકારોની નામાવલિ આપી છે—જેમાં હિન્દુસ્થાનના વતનીઓનાં સંખ્યાબંધ નામો જોવામા આવે છે. તે પછી કર્તાએ હુએન્સંગના અને તે પછીનાસમયની તવારીખમાંથી હિન્દુસ્થાન અને સિંહલદ્વીપ સાથેના ચીન અને જાપાનના વેપારનો તથા પરસ્પર આવજાનો ઉલ્લેખ કર્યો છે. ગુપ્ત સામ્રાજ્ય પછી પણ ઇ. સ. સાતમા સૈકાથી અગીઆરમા સૈકા સુધી હર્ષવર્ધન, ચાલુક્ય, ગુર્જર પ્રતિહાર, પાલ અને ચોલ સામ્રાજ્યમાં પણ એ સંબન્ધ કાયમ રહ્યો છે. અને પ્રસિદ્ધ ચીનાઈ સાધુ ઇત્સિંગની સાથે ચીનમાં ધર્મોપદેશ કરનાર, હિન્દુસ્થાનના બૌદ્ધ સાધુઓનાં નામ જોવામાં આવે છે—ઇત્યાદિ કહી પ્રો. વિનયકુમાર એવો સિદ્ધાન્ત પ્રતિપાદન કરે છે કે લગભગ હજાર વર્ષના એ યુગમાં ભૂગોલ દૃષ્ટિએ (geographically), ચીન એ 'સાનગોકુ'નું મધ્યબિન્દુ હતું, અને સંસ્કૃતિ દૃષ્ટિએ (culturally) હિન્દ એ સર્વનું ગુરુસ્થાન ભોગવતું હતું.

એવો જ એક બીજો વાંચવા જેવો લેખ ડૉ. પ્રમથનાથ બૅનરજીએ લખેલો "The Administration of Justice in Ancient India" ઉપરનો છે. એમાં નારદ અને બૃહસ્પતિ સ્મૃતિ, શુક્રનીતિ અને ચાણક્યઅર્થશાસ્ત્ર—વગેરે અનેક પ્રમાણોને આધારે, જૂના વખતમાં ન્યાયવ્યવહાર કેવી રીતે ચાલતો એની વિગત બતાવી છે.

એ જ જાતનો એક ત્રીજો લેખ "The Ideals of the Ancient Hindu State" નામનો નરેન્દ્રનાથ લૉનો લખેલો છે. આ અંકમાં એ લેખનો ત્રીજો ખંડ છે અને તે ઘણો ટૂંકો છે. એમાં આપણે ત્યાં પ્રાચીન રાજ્યની ભાવના શા પ્રકારની હતી, રાજ્યના અંગમાં ચાતુર્વર્ણ્યનું સ્થાન, અને આધ્યાત્મિક પુરુષાર્થ એ એનું પ્રયોજન, અને તેના રક્ષણ માટે રાજ્યકર્તાની આવશ્યકતા—ઇત્યાદિ બાબતો બતાવી છે.



"The Indian Review—આ પત્રના ઑક્ટોબરના અંકમાં હિન્દુસ્થાનની ખેતી વૃદ્ધિ સંબંધી મિ. મૅકેના( ડિરેક્ટર જનરલ ઑફ એગ્રિકલ્ચર )ના રિપોર્ટનું અવલોકન છે. એમાં કપાસ, ઘઉં, ચોખા, શેરડી વગેરે પાકની બાબતમાં ખાતાએ શી શી શોધો અને શા શા સુધારા કર્યા છે તેનુ દિગ્દર્શન કરાવ્યુ છે. ફક્ત પૂસામાં જે ઘઉંની જાતમાં સુધારો કર્યો છે તેટલાથી આવતા પાંચ વર્ષના ( ૫૦ લાખ એકરમાં ) પાકની કિમતમાં સાડાસાત કરોડ રૂપીઆનો વધારો થશે એમ જણાવે છે. મિ. મૅકેના આ ખાતાના કામને લીધે જમે પાસે દેશને વાર્ષિક ૩ા કરોડનો લાભ અને ઉધાર પાસામાં ખાતાનું ખર્ચ—૫૦ લાખ—બતાવે છે. એ અધિકારીની એવી સલાહ છે કે કેળવાએલા જમીનદારોના છોકરાઓ માટે દેશી ભાષામાં કૃષિશાસ્ત્રના શિક્ષણની શાળાઓ ઉઘાડો, અને અભણ ખેડૂતોને માટે એમના ગામમા નવી પદ્ધતિની ખેતી નજરોનજર કરી દેખાડો.

બીજો વાંચવા જેવો લેખ "Education of Sudras in Ancient India" નામનો—બાબુ શશિભૂષણ મુખરજી નામે ગૃહસ્થે લખેલો છે. પ્રાચીનકાળમાં શૂદ્રથી ફક્ત વેદવિદ્યાનું જ ગોપન થતુ અને તે પણ એના શબ્દોચ્ચાર અને શબ્દશ્રવણ પૂરતું જ—તે સિવાયનાં શાસ્ત્રો ભણવાનો એને બાધ ન હતો. ઉપનિષદ્‌માં જાનશ્રુતિ પૌત્રાયણ—જેને રૈક્વ મુનિ 'શૂદ્ર' કહે છે—તેને પણ એમણે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો છે. મનુસ્મૃતિમાં સર્વ પાસેથી એટલે ( શૂદ્ર પાસેથી પણ ) જ્ઞાન લેવાનુ કહ્યું છે તથા શૂદ્રને ઘડપણમાં 'માનાર્હ' એટલે માનલાયક કહ્યો છે. યાજ્ઞવલ્ક્ય શૂદ્રના દસ્તાવેજ ઉપર ત્રણ શૂદ્રની સાક્ષી કરાવવાનું છે—અર્થાત્ એમને લખતાં આવડતું હોવુ જોઇએ એમ ફલિત થાય છે. મહાભારત તથા પુરાણોમાં કેવળ વેદ બાદ કરતાં બધી જાતની વિદ્યાની શૂદ્રને છૂટ આપી છે, તથા કર્ણ ધર્મવ્યાધ વગેરે વિદ્વાન શૂદ્રોના દાખલા પણ ઘણા વાચવામાં આવે છે.

આ લેખમાં સત્યની એક વીસરાઈ જતી બાજુ તરફ ઠીક લક્ષ ખેંચવામાં આવ્યું છે.

[ વસન્ત-ઑફિસ.]

# એક-કુમારીની ભાવના.

મ્હારા જીવનની ચાર ચાર ભાવના.
પ્રાણતારલો તો એક
દિલદીપ મ્હારો એક.
તોય જીવનની ચાર ચાર ભાવનાઃ
મ્હારા જીવનની ચાર ચાર ભાવનાઃ

૧

એક દેવ શો દિદારઃ
તેજકેરો અંબાર.
આત્મતત્ત્વનો આધારઃ
મ્હારા જીવનની ચાર ચાર ભાવનાઃ

૨

એક વચનો સમાનઃ
ઉર પ્રાણનો આરામ
સ્નેહસુંદર શી વાન
મ્હારા જીવનની ચાર ચાર ભાવના

૩

એક નામ અભિરામ
પ્રણય ગુંજનનું ઠામઃ
જીવનનૌકા સુકાનઃ
મ્હારા જીવનની ચાર ચાર ભાવના

૪

મ્હારો સાચો એક સ્વામઃ
એકપત્ની પ્રમાણઃ
હું સીતા ને એક રામ
મ્હારા જીવનની ચાર ચાર ભાવનાઃ

મંજુલાલ જમનારામ દવે,

# વચન અને કર્મ.

( શિખરિણી ).

રચ્યાં કાવ્યો રૂડાં, કંઇ અવનવાં પુસ્તક લખ્યાં,
સભાઓમાં મ્હોટા સ્વર થકી ઘણાં ભાષણ કર્યાં,
છટાથી જ્યાં ને ત્યાં વચન અતિ ઉદ્દામ ઉચર્યાં,—
વળ્યું શું જો એવાં વચન કૃતિમાં ના જ ઉતર્યાં ? ૧

પ્રીતિકેરા પાઠો અવર જનને કંઇક શિખવ્યા,
"અરે ! ઓ બંધુઓ ! પ્રીતિમય બનો ! " એમ પ્રલપ્યા,
વળ્યું શુ એથી જો વચન મધુ એ નિષ્ફળ વહ્યાં,
અને પોતાનાંયે હૃદય શુચિ પ્રેમે નવ દ્રવ્યાં ? ૨

"સ્વભૂમિને માટે, જીવન સઘળું અર્પણ કરો,
મરયા રહો ! આપી દ્યો સકળ ! હૃદયે લેશ ન ડરો ! "
કહ્યું એવું એવું, પણ ન કંઇયે હાથથી કર્યું,
બળ્યુ ગર્જ્યે સૂનું વચન મુખથી જેહ નિસર્યું. ૩

"પ્રભુની પ્રીતિ તે સકળ સુખનું કારણ મહા,
ભજો તેને ભાવે, નવ વિસરશો આ અવનિમાં......"
બની મ્હોટા જ્ઞાની વચન કંઇ કૈં ગંભીર વદ્યા,
છતાંયે—કર્મોમાં,—નિયમ પ્રભુ કેરા નવ ગણ્યા. ૪

"દયા–પ્રીતિ એના ઉપર સઘળી ધર્મરચના,"
વદ્યા એવું એવું, હૃદય ન કદાપિ દ્રવી શક્યાં;
નહીં દાઝયાં દેખી દુઃખ અવરના લેશ દિલમાં,
નહીં ભીંજ્યાં તેનો નિરખી વસમા ન્યાય જગના. ૫

" તજો ખોટા ભેદો, મમત–અભિમાનો પરિહરો,
તજો ટૂંકી બુદ્ધિ, કઇક મન મ્હોટાં પણ કરો. "
કહ્યું એવું તોયે નિજ હૃદયમાં ફેર ન પડ્યો,
નજીવી વાતોમાં સ્વજન થકીયે તું લડી પડ્યો ! ૬

( અનુષ્ટુભ્ )

વિચારો વચનો ત્હારાં પ્રૌઢ ને શુભ હો ભલે !
પરિપાક નહીં એનો થશે શું કાર્યમાં હવે ? ૭

મોહનલાલ પાર્વતીશંકર દવે.

# ચર્ચાપત્ર.

## રા. રા. રણજીતરામ વાવાભાઈ અને ગુજરાતી રંગભૂમિ.

'વસન્ત'ના મેહેરબાન મંત્રી સાહેબઃ—

સં ૧૯૭૨ ના માર્ગશીર્ષના વસન્તના અંકમાં 'ઝ્વાર વન્સ મૉર' એ મથાળાથી એક ચર્ચાપત્ર મ્હારૂં લખેલું પ્રસિદ્ધ થયું હતું; તેના જવાબમાં ફાલ્ગુનના અંકમાં રા. રણજીતરામે એક ચર્ચાપત્ર લખેલું પ્રસિદ્ધ થયું છે; તે તથા સને ૧૯૧૬ ના ફેબ્રુઆરી માસના સમાલોચકના અંકમાં રા. રમણીયરામ ગોવર્ધનરામે મ્હારા તરફનુ ચર્ચાપત્ર પ્રગટ થયા પછી તેનો ઉલ્લેખ કરીને શરૂ કરેલો 'ગુજરાતી રંગભૂમિ' નામનો લેખ વાંચીને એટલો સંતોષ થાય છે કે મ્હારા ચર્ચાપત્રના અંતમાં મ્હેં જે આશા રાખી હતી કે મ્હારી સૂચના વિશે કાંઈ વિચાર થશે અને સાહિત્યવિલાસી રસિકોમાં ચર્ચાશે તે આશા કેટલેક અંશે ફળીભૂત થઈ છે; એટલું જ નહીં પણ મ્હેં 'નિદ્રા'માંથી જાગીને રા. રણજીતરામને સેથી પણ ગાઢ 'નિદ્રા'માંથી ઢંઢોળીને જાગૃત કરીને આ વિષય સંબંધી ચર્ચાપત્ર લખવા તથા એક નાટક જે સમાલોચકમાં 'તેજસિંહ' નામથી પ્રગટ થાય છે તે લખવા પ્રવૃત્ત કર્યા છે તેથી એક પ્રકારનો આનંદ થાય છે.

હુ ધારૂં છું કે રા. રણજીતરામ મ્હારી ટીકાનો આશય બરાબર સમજી સક્યા નથી. મ્હેં બતાવેલા દોષો અસ્તિત્વમાં છે એમ તે સ્વીકારે છે પણ તે દોષો બતાવવાનો પ્રકાર તેમને બહુ જૂનો અને જાણીતો લાગે છે તે કારણથી તેમને તે માન્ય નથી એમ જણાય છે. જૂનું અને જાણીતું એટલું ત્યાજ્ય અને નવુ એટલુ સારૂ એ કેટલાક અવિચારી સુધારકોએ ગ્રહણ કરેલા સિદ્ધાન્તનું અવલંબન રા રણજીતરામને લેતા જોઇને આશ્ચર્ય થાય છે. દોષો ગમે તે પ્રકારે બતાવાય. હશે; પરતુ મ્હારા ચર્ચાપત્રનો મુખ્ય ઉદ્દેશ તે દોષો નિવારણ કરવા માટે શા ઉપાય લેવા જોઇએ તે સંબંધી વિચાર કરવાનો છે, એટલે મ્હેં સૂચવેલો માર્ગ રા. રણજીતરામને ઇષ્ટ ના હોય તો અન્ય ઉપાયો તેમણે સૂચવવા જોઇતા હતા; પરંતુ તેમ નહીં કરતાં 'સાહિત્ય'ના રા. તંત્રી સાહેબ તેમના ચર્ચાપત્ર સંબંધી જુન માસના અંકમાં લખે છે તેમ રા. રણજીતરામે તેમની હમેશની ન્યાયપુરઃસર રીતથી અળગા જઇને વિષય સાથે કાંઈ સંબંધ ધરાવતું નથી એવુ લખી કાઢયું છે એ જોઇને ખેદ થાય છે. રંગભૂમિને સંસ્કારી કરવાના મ્હેં જે માર્ગ સૂચવ્યા છે તેથી નિરાળા જે માર્ગ તેમને લાગે છે તે તેમણે સ્પષ્ટતાથી બતાવવા જોઇએ છે.

રા. રણજીતરામ એમ માને છે કે ગુજરાતી રગભૂમિ માત્ર "અસંસ્કારી ધનાઢયો, અર્ધસંસ્કારી કેળવાએલાઓ અને મહેનતુ અથવા કુત્સિતસંસ્કારી શુદ્ર વર્ગને લીધે જ" છે. ખરી વાત છે કે નાટકો જોવા માટે મ્હોટો ભાગ આવા પ્રકારનો જાય છે તથા પ્રયોગ

કરનારાં પાત્રો પણ હલકા પ્રકારનાં હોય છે; અને એ વર્ગને મંસ્કારી કરવો તથા તેમનામાં કેળવણીની વૃદ્ધિ કરવી જોઇએ અથવા વિદ્વાનોના આશ્રયથી નીભતી ઢલાહીદા રંગભૂમિ બનાવવી જોઇએ એમ મ્હારૂ પણ કહેવુ છે. તે વસન્તના પૃષ્ઠ ૬૭૨–૬૭૩ ઉપરની સૂચના લગાર ઉંડા ઉતરીને રા. રણછોડરામે ધીરજથી વાંચી હોત તો તેમને પણ સહજ જણાઈ આવત, કારણ કે મ્હેં લખ્યુ જ છે કે —"સાહિત્યપરિષદે એક ચુનંદા વિદ્વાનોની કમીટી નીમીને આપણા નાટકો તથા રંગભૂમિની હાલની તથા પૂર્વની સ્થિતિ અને યુરપના તથા બીજા દેશો તથા હિંદુસ્થાનના બીજા પ્રાન્તોનાં નાટકો તથા રંગભૂમિની તેવી જ સ્થિતિ સંબધી બારીકાઇથી અવલોકન કરીને જે જે ખામીઓ જણાય તેનો તથા જે જે ઉપાયોથી બીજે સ્થળે સુધારા થવા હોય તે તે ઉપાયો લાગુ કરવાથી ગુજરાતી નાટક તથા રંગભૂમિની સ્થિતિમા સુધારો થઈ સકે એમ છે કે કેમ તે વિશે યોગ્ય રીતે સૂક્ષ્મ વિચાર કરીને શા શા ઉપાય લેવા જોઇએ તેની વ્યવહારમા કામે લેવાઈ સકે એવી એક યોજના ઘડી કાઢવી જોઇએ, અને તે યોજના એકાદ સારી નાટકકમ્પની મારફત અગર 'એમેટયુર' કમ્પનીની ગોઠવણ કરીને તેના દ્વારા અમલમા મુકવી જોઇએ.. .. ......ગુજરાતી નાટ્યસંમેલનનો થવાની પણ આવશ્યકતા છે, આવાં સંમેલનોમા હાલની, નાટક કમ્પનીઓના મેનેજરો, માલીકો, તથા તેમા ઉત્તમ ગણાતી નટો તથા નટીઓને ખાસ આમન્ત્રણ કરીને બોલાવવા જોઇએ અને તેમને આપણી ભાવનાઓ, આપણા હેતુઓ વગેરે યોગ્ય રીતે સમજાવવા કે જેથી બની સકે તો તેમને જ ઉપરની યોજનામા કામે લેવાય અને આપણા કામમા સરળતા આવે " આમ કરવાથી જ રફતે રફતે હાલના વર્ગને મંસ્કાર તથા કેળવણી મળશે અને ધારેલો સુધારો થશે અને "આપણે જે આદર્શ કલ્પીએ છીએ તે સાક્ષાત્કાર કરી સકીશુ" એવી પ્રતીતિ થાય છે, બાકી "વિદ્વાનો ધનાઢ્ય થાય અથવા ધનાઢ્યો વિદ્વાન થાય તો જ રંગભૂમિના સંસ્કાર ઉંચા થાય" એ સિદ્ધાન્તને વળગી રહીને વાટ જોતા બેસીશુ તો કાંઈ થઈ સકશે નહીં એ નિશ્ચિત છે આપણામા જેમ માત્ર ધનાઢ્ય અને માત્ર વિદ્વાન લોક છે તેમ જ "ધનાઢ્ય વિદ્વાનો" અને "વિદ્વાન ધનાઢ્યો" પણ ક્યાં નથી? હુ તો માનુ છુ કે રા રણછોડરામનો આ સિદ્ધાન્ત પણ ભુલભરેલો છે અને બીજા અનુભવનું પરિણામ છે કારણ કે માત્ર વિદ્વાન હોય એવા માણસો પણ માત્ર ધનાઢ્ય માણસોની મદદથી ઘણું કરી સકે છે અને માત્ર ધનાઢ્ય હોય એવા માણસો માત્ર વિદ્વાન હોય એવા પાસે ઘણું કાર્ય કરાવી સકે છે એ જગજાહેર છે, ધનાઢ્ય લોકોને કાંઇક રસિક બનાવવા, કાંઇક સાહિત્યપ્રેમી કરવા એ કામ વિદ્વાનોનુ છે, અને એવી રીતે રસિક તથા સાહિત્યપ્રેમી બનેલા તથા સ્વાભાવિક રીતે જ સાહિત્ય ઉપર પ્રેમ ધરાવનાર બ'કે "વિદ્વાન ધનાઢ્યો" ગુજરાતમા નહોતા અને નથી એવો રા રણછોડરામનો નિરાશાજનક સિદ્ધાન્ત, શેઠ પુરૂષોત્તમ વિશ્રામ, સ્વ. સર ચીનુભાઈ માધવલાલ, સ્વ સુરસિંહજી કલાપી, સર પ્રભાશંકર પટ્ટણી, ઑ. મી. લલુભાઈ સામળદાસ, ભાવનગરના મહારાજા ભાવસિંહજી, લીંમડીના ઠાકોર સાહેબ દોલતસિંહજી અને શ્રીમંત મહારાજા ગાયકવાડ મહારાજનાં નામ તથા કામ જાણ્યા પછી ભાગ્યે જ કોઈ સ્વીકારી સકે. રા. રણછોડરામના સિદ્ધાન્તનો અર્થ તો એટલો જ

થાય છે કે જેમ કેટલાંક વર્ષ ઉપર કેટલાક સંસારસુધારકો કહેતા હતા કે સંસારસુધારો પ્રથમ થયા શિવાય રાજકીય સુધારો થઈ સકે નહીં તેમ વિદ્વાનો ધનાઢ્ય થાય અથવા ધનાઢ્યો વિદ્વાન થાય ત્હાં સુધી રંગભૂમિના સંસ્કાર ઉંચા થાય નહીં માટે હાથ જોડીને બેશી રહેવું ને જે થાય તે જોયા કરવું; પરતુ જેમ પેલા સંસારસુધારકોનો સિદ્ધાન્ત હસવા જેવો હોઈ ખોટો પડ્યો છે તેમ જ ગ. રણછોડતરામનો સિદ્ધાન્ત પણ હસવા જેવો ને ખોટો પડે તેવો છે એમ કહેવું પડે છે. "વિદ્વાન ધનાઢ્યો" અથવા "ધનાઢ્ય વિદ્વાનો"ને રંગભૂમિ ઉપર ઉતારવા તો રા. રણછોડતરામ માગતા નહીં હોય એમ ધારૂ છુ; તો પછી હાલ છે તે વિદ્વાનો તથા ધનાઢ્યો રંગભૂમિના સંસ્કાર ઉંચા કરવાને યોગ્ય મદદ કરી શકે તેવા છે એમ કહેવાને કાંઈ હરકત નથી.

આપણી રંગભૂમિ ઉપર ખેલ કરનારા મ્હોટે ભાગે ભવૈયા તથા તરગાળા લોકો છે અને તે અભણ, અલ્પશિક્ષિત, અર્ધસંસ્કારી હોય છે અને માલિકો તથા વ્યવસ્થાપકો પણ એવા જ હોય છે એ વાત ખરી છે, પણ તેમને કેળવવા માટે—નાટક ભજવવાનુ શીખવવા માટે—જાહેર શાળાઓ કાઢવાનો રા. રણછોડતરામનો વિચાર તો અપૂર્વ જ છે; કોઈ કાળે, કોઇ દેશમાં એવી જાહેર શાળાઓ હોવાનુ જાણ્યામા નથી અને એ બનવુ પણ અશક્ય છે, પરતુ નાટ્યસંમેલનો, ઍમેટ્યુરના નાટ્યપ્રયોગો કરી બતાવનારી ક્લબો વગેરે દ્વારા એ વિષય સંબંધી ઊહાપોહ કરવાથી તથા સારા સારા નાટકોના પ્રયોગ કરી બતાવ્યાથી તે લોકો ઉપર ઘણી અસર થઇ સકે એમ છે. સંસ્કારી ઉંચી જ્ઞાતિના કોઇ માણસો ભવૈયા તથા તરગાળા સાથે રંગભૂમિ ઉપર ના ઉતરે એ સ્પષ્ટ છે ખરૂ, પણ તેવા માણસો ઍમેટ્યુર ક્લબો કાઢીને પ્રયોગ કરી સકે અને તેમ વખતો વખત થવાથી નવીન વાતાવરણ ઉપસ્થિત કરી સકાય એમાં કાંઇ શક નથી વળી સ્વ. રા. ડાહ્યાભાઇ ધોળશાએ નાટકકમ્પનીના મેનેજર બનીને રંગભૂમિને યથાશક્તિ સંસ્કારી કરવા માટે પ્રયત્ન કર્યાં હતા. અને તેમને જે કાંઇ ફતેહ તે કાર્યમા મળી હતી તે ઉપરથી એટલુ નક્કી માની સકાય એમ છે કે સંસ્કારી માલીકો અને વ્યવસ્થાપકો હોય તો પ્રયોગ કરનારા પણ તેમના પ્રયત્નથી સંસ્કારી બની સકે કારણ કે આ ભવૈયા તથા તરગાળા લોકો જેમના તરફ ગ. રણછોડતરામ કાંઇક તિરસ્કારની વૃત્તિ બતાવે છે તેમનામાં નાટ્યપ્રયોગો કરવા માટે કાંઇક સ્વાભાવિક બુદ્ધિ—પરંપરાથી એ ધંધો કરતા હોવાથી—રહેલી હોય છે. માત્ર તે બુદ્ધિને કેળવીને સંસ્કારી બનાવવાની જરૂર છે એમ રા અમૃત કેશવ નાયક, દલસુખ, મોહન, મૂળચંદ વગેરે જાણીતા નટોને જેમણે રંગભૂમિ ઉપર કુશળતાથી પ્રયોગ કરતા જોયા છે તેમને જણાયા વગર રહેશે નહીં; એટલે હાલ જે લોકો નાટ્યપ્રયોગો કરે છે તેમને જ અને તેમની જાતના અન્ય લોકોને નાટકકમ્પનીના માલીકો અને વ્યવસ્થાપકો જાહેર શાળા વગર પણ કેળવીને સંસ્કારી બનાવી શકે એમ છે અને તેટલા માટે જ મ્હેં સૂચવ્યુ છે કે સંમેલનોમા હાજનર નાટક કમ્પનીઓના મેનેજરો, માલીકો, તથા ઉત્તમ ગણાતા નટો તથા નટીઓને ખાસ આમંત્રણ કરીને બોલાવવા જોઇએ અને તેમને આપણી ભાવનાઓ, આપણા હેતુઓ વગેરે

યોગ્ય રીતે સમજાવવા કે જેથી બની શકે તો તેમને જ આપણી યોજનામાં કામે વળગાય અને આપણા કામમાં સરળતા થાય. નાટકો, રંગભૂમિ, નટો, નટીઓ, અને નાટક કમ્પની ઓના માલીકો તથા વ્યવસ્થાપકો સંસ્કારી થાય તો પછી તે નટો વગેરે ગમે તે જાતના હોય તો પણ તેમનાં કામ આદર પામશે જ અને તે લોકો પ્રતિષ્ઠા પણ મેળવી શકશે અને ઍમેટયુર કાર્ય તરફ પણ પ્રેરણા થઇ ઉત્સાહ વધશે; પણ ભૂતકાળમાં તે પ્રમાણે થયું નથી માટે પ્રયત્ન કર્યા વગર નિરાશાવાદી બની બેસી રહેવું એમ રા. રણજીતરામ કહેતા હોય એવો ભાસ થાય છે.

ગુજરાત એ વેપારીઓનો દેશ છે—વિદ્વાનોનો નથી—એ ગુજરાતનું કમનસીબ છે એમ રા. રણજીતરામ માને છે. પ્રથમ તો આવી અસંબદ્ધ વાત આ ચર્ચામાં લાવીને શોક કરવાને કાંઇ કારણ નહોતું તો પણ જ્યારે તેમણે તે વાત આગળ આણી છે ત્યારે કહેવું પડે છે કે રા. રણજીતરામ બહુ સંકુચિત દૃષ્ટિથી ગુજરાતને જુવે છે. ગુજરાતમાં વિદ્વાનો નથી, માત્ર વેપારીઓ જ છે એમ કહેવું વાજબી હોય એમ લાગતું નથી; જે દેશમાં વેપારીઓનું પ્રમાણ વધારે હોય તે દેશમાં વિદ્વાનો હોય નહીં અગર વેપારી વિદ્વાન હોઇ શકે નહીં અથવા વિદ્વાન વેપારી હોઇ શકે નહીં એમ શું રા. રણજીતરામનું માનવું છે? એમ તો ઈંગ્લાંડ દેશ વેપારીઓનો છે અને ઇંગ્રેજ પ્રજા વેપારી પ્રજા છે એ પ્રસિદ્ધ છે છતાં ઈંગ્લાં-ડમાં વિદ્વાનો નથી? શું ત્હાં સાહિત્યવિષયક કાંઇ પ્રવૃત્તિઓ થતી નથી? અને સાહિત્યની સંસ્થાઓમાં સુધારા વધારા થઇ શકતા નથી? હું નથી ધારતો કે રા. રણજીતરામ એવું માનતા હોય કારણ કે જે વાત પ્રત્યક્ષ છે, જે વાત ઇતિહાસથી સિદ્ધ થએલી છે તેના વિરુદ્ધ માન્યતા હોઇ શકે જ નહીં. ગુજરાતમાં પ્રતિષ્ઠા, સન્માન વગેરેને યોગ્ય એવા કયા શાસ્ત્રિઓને ઉદ્દેશીને રા. રણજીતરામે આ શોકાલાપ કર્યો છે તે સમજી શકાતું નથી. તો આ સબંધી 'સાહિત્ય'ના તંત્રીએ જુન માસના અંકમાં પૃ ૩૨૮ ઉપર જે લખ્યું છે* તે કરતાં વિશેષમાં એટલું કહેવું જોઇએ કે ગુજરાત આથી પણ અધિક પંક્તિનો વેપારી-ઓનો દેશ બનશે અને ધનવાન થશે ત્હારે જ રા. રણજીતરામ જે 'ધનાઢ્ય વિદ્વાન અથવા વિદ્વાન ધનાઢ્ય' માટે ઝંખના કરે છે તે વર્ગ જો તેમના ધારવા પ્રમાણે હાલ નહીં હોય તો ઉત્પન્ન થશે; લક્ષ્મી તથા સરસ્વતીને વિખૂટાં નહીં પાડતાં તે બન્ને નિરંતર સંયુક્ત ગુજરાતમાં વાસ કરીને રહે એવી જ દરેક દેશભક્તની ઇચ્છા હોવી જોઇએ, પછી

* ગુજરાત વેપારીઓનો છે તે એકલા ગુજરાતનું સારૂં નસીબ નથી પણ આખા હિંદનું સારૂં નસીબ છે. હિંદનો થોડો ઘણો વેપાર દેશીઓના હાથમાં છે ને તેટલે દરજ્જે દેશની સંપત્તિ ટકી રહી છે તેનું સઘળું માન ગુજરાતીઓને છે. સરસ્વતી કરતાં લક્ષ્મીને પસંદગી આપવાનો અહીં સવાલ નથી પણ નાટકના સાહિત્યના ભોગે પણ જો ગુજરાતનો વેપાર ટકી રહેતો હશે તો નાટકના સાહિત્યનો ભોગ અમે તો ખુશીથી આપીશું........ રણજીતરામભાઇએ શાસ્ત્રી શબ્દ વિદ્વાનના પર્યાય તરીકે વાપર્યો હોય એમ જણાય છે; તેમ હોય તો પણ ગુજરાતે કાંઇ વિદ્વાનોને દેશ પાર કરી હોય એમ નથી.

અને કેટલેક ભાગ લક્ષ્મીનું પ્રાબલ્ય વધે પણ તેથી સરસ્વતી દેવી દબાઇ જવાના નથી પણ પોતાની સહચરીના પ્રાબલ્યથી તેમને પોતાના કાર્યમા વિશેષ મદદ મળશે તે મ કેવી યુક્તિથી કેવી યોજનાથી લેવી તે જોવાનુ કામ સરસ્વતી દેવીના ભક્તોનુ છે

રા. રણજીતરામ કહે છે કે 'સૂચિત સાધનો સિદ્ધિદાયક છે એવી ખાતરી થતા કોઇની પણ સલાહની રાહ જોયા વિના નાટક કમ્પનીના માલીકો તેમનો અખત્યાર કરશે ત્યારે એ સાધનો સૂચવવા માટે તથા તે સિદ્ધિદાયક છે એવી તેમની ખાતરી કરી આપવા માટે કોઇએ પણ નવીન કર્યા સિવાય શી રીતે સુધારો થઇ શકશે એટલો જ પ્રશ્ન હુ રા. રણજીતરામને પૂછુછુ મ્હે સૂચવેલા સાધનોનો સ્વીકાર એમ ઘુરકે' તેમની પાસે કરાવવો એવો હેતુ મ્હારા ચર્ચાપત્રનો નથી તે લક્ષ પૂર્વક વાચવાથી સહજ જણાય એમ છે કારણ કે મ્હે લખ્યુ છે જ કે 'સાહિત્યપ્રેમી જનો મન ઉપર લે તો આ સુધરી શકે, બીજા દેશોમા પણ નાટકોની તથા રંગભૂમિની આવી જ કે આવી પણ વિશેષ અધમ સ્થિતિ હતી પણ તે પ્રયત્નથી ક્રમશ ઘણે દરજ્જે સુધરી છે તો આ દેશમા પણ કેમ બની શકે નહીં? આવા પ્રયત્ન કોઇ એક બે વ્યક્તિથી થઇ શકે નહીં માટેજ મ્હા મ્હેલુ છે કે પરિષદ્ જેવી સસ્થા આ બાબતમા ઘણુ કરી શકે એમ છે વાસ્તવિક રીતે સરળ ભાષણો તથા લેખો, નાટ્યસમેલનો, એમેટ્યુર પ્રયોગો વગેરે સાધનો દ્વારા સામાન્ય લોકમત કેળવવાની ખાસ આવશ્યકતા છે અને તેમ થશે એટલે જ સાધનોથી નાટક કમ્પનીના માલેકોને આજ સુધી સાફલ્ય વળ્યુ હશે તે સાધનોનો પરિણામે સ્વત ત્યાગ કરવા તરફ તેઓ જ દોરાશે।

રા રણજીતરામનો બીજો એક સિદ્ધાન્ત ઘણે ભાગે ભૂલ ભરેલો છે એમ હુ માનુ છુ તે કહે છે કે "આપણા સસારના નેતા પારસીઓ છે, હિંદુઓ નથી, પારસીઓ જે ચીલો પાડે તે ચીલે ગુજરાતી હિંદુઓ અને મુસલમાનો વિચરે છે આ સિદ્ધાન્ત મુબાઇવાસી થયા પછી રા રણજીતરામે બાંધેલો હોય એમ જણાય છે કેમકે મુબાઇમા પારસીઓનુ પ્રાબલ્ય કાઇક વિશેષ છે એ ખરુ છે પણ બહારની દેશનની રીતભાત' સિવાય કોઇ પણ મહત્ત્વના રીતરીવાજના સબધમા ખરા હૃદયની ઊડી વૃત્તિયોની બાબત તથા, ખાવાપીવામા, ધધા રોજગારમા, ભાષામા, લખાણોમા અને જીવનની અનેક દિનચર્યામા પારસીઓને ચીલેજ હિંદુઓ ચાલ્યા હોય એમ જણાતું નથી અને મુબાઇમા જે એવી કાઇ પણ અસર જણાઇ હશે તો તે અસર હવે ધીમેધીમે જતી રહેતી જણાય છે અને મુબાઇ બહારના ગુજરાત કાઠીઆવાડના પ્રદેશમા તો તે અસરનો પાશ જવલ્લે કોઇ એકલદુકલ વ્યક્તિને લાગ્યો હશે એમ કહી સમય પારસીઓમા સાચી ઊડી સંસ્કારિતા નથી એમ કહેવુ શુ ન્યાયપુર સર છે? હું તો માનું છુ કે આ ઉક્તિ પારસીઓના સબધી રા રણજીતરામ કેટલુ જ્ઞાન ધરાવે છે તેની સીમા બતાવે છે તે સ્વીકારે છે કે તેમના જીવન ઉપર 'પૂર્વ ઉઠીની લીધેલી હિંદુ સસ્કારિતાનો પટ હતો" તેમા "જે જીવનસસ્કારિતા હિંદુ મુસલમાન કે અગ્રેજોના જીવનને રસી રહી છે' તેનુ મિશ્રણ થયુ છે એટલે જો કે તે કબૂલ કરે છે કે હિંદુ મુસલમાનના જેવીજ જીવત સંસ્કારિતા

અંગ્રેજોની છે છતાં તે સંસ્કારિતા પારસીઓએ ઉછીતી લીધી માટે તે સાચી ને ઉંડી નથી એમ તેમનું માનવું છે: કયા તર્કશાસ્ત્રના નિયમોથી રા. રણછોડતરામ આવા વિચિત્ર સિદ્ધાન્ત ઉપર આવ્યા તે એ પોતેજ કહી સકશે. આ તેમના મત પ્રમાણે તો મહર્ષિ દાદાભાઇ નવરોજજી, સ્વ. ફીરોઝશાહ મેહેતા, સ્વ. બેહેરામજી મલબારી, સ્વ. સોરાબજી બંગાળી, સ્વ કેખશરૂ કાબ્રાજી, મર્ઝબાન, જમશેદજી તાતા વગેરે સુપ્રસિદ્ધ દેશભક્ત અને સાહિત્ય-પ્રેમી વ્યક્તિઓ સાચા અને ઊંડા સંસ્કારથી વિહીન હતા કારણ કે તેમની સંસ્કારિતા ઉછીતી લીધેલી હતી ! મ્હેં તો અનેકમાંથી થોડાકજ નામ ગણાવ્યાં છે પણ પારસી કોમ-માંથી જે ઉદાર દાનવીરો થયા છે, જે સાહસ ખેડીને વિશાળ વેપારમાં પ્રવૃત્ત થયેલા છે, જે વર્તમાનપત્રોના સંચાલક અને નિયોજક થઇ ગયા છે, અને જે કાંઇ સાહિત્ય, નવલ-કથા વગેરેનું, ઉત્પન્ન કરવા તરફ અંતઃકરણપૂર્વક પ્રયત્નો આદરીને સાફલ્ય મેળવનારા થઇ ગયા છે તેમની તોલે આવે અને આ તેજોમય હારાવલીની બરોબરી આગર સ્પર્ધા કરી સકે તેવા કેટલા ગુજરાતી તથા મુસલમાન રા. રણછોડતરામ ગણાવી સકે એમ છે ? કદાચ્ આંગળીને વેઢે ગણી સકાય એટલા પણ ભાગ્યે મળી સકશે છતાં એમ કહેવાની ધૃષ્ટતા કરવી કે પારસીઓમાં સાચી ઊંડી સંસ્કારિતા નથી એ એક વિલક્ષણ અને સર્વદેશી તથા સર્વગ્રાહી કોમ તરફ ગંભીર પ્રકારનો અન્યાય છે એમ કહ્યા વગર ચાલતું નથી. પાર-સીઓમાં દોષ નથી એમ મ્હારૂં કહેવું નથી; તેઓ ખુશામત અને નકલ સારી રીતે કરી સકે છે; તેમના સંસારવ્યવહારમાં અનેક દૂષણો હશે અને બીજા અનેક ન્હાના મ્હોટા દોષો તેમનામાં હશે પરંતુ તેટલા ઉપરથી તેઓ એક કોમ તરીકે "સાચા અને ઉંડા સંસ્કાર" વગરના છે એમ કહેવું એ વાજબી નથી; ચંદ્ર પોતે સૂર્યનું તેજ ઉછીનું લે છે અને તેનામાં મૃગલાંછન છે માટે ચંદ્ર સંસ્કાર વગરનો છે, ખરાબ છે, નકામો છે એમ શું કહી સકાશે ? ગુજરાતી રંગભૂમિની હલકી સ્થિતિ માટે રા. રણછોડતરામ પારસીઓને જવા-બદાર ગણે છે અને કહે છે કે "એમના સંસ્કારની હીનતામાં જે રંગભૂમિને એમણે જન્મ આપ્યો તે રંગભૂમિ પ્રસવ અને બાલ્યકાળના અસરોવાળી હજૂ રહે એમાં નવાઇ શી ?" સંસ્કારહીન પારસીઓએ ગુજરાતી રંગભૂમિને જન્મ આપ્યો એ માન્યતા વાસ્તવિક નથી કારણ કે મી. બાલીવાળા, ખટાઉ વગેરે જે પારસીઓએ પ્રથમ પ્રયોગો કરવાનું શરૂ કર્યું હતું તેમની કમ્પનીઓના હરિશ્ચંદ્ર, ભર્તૃહરિ વગેરે પ્રયોગો જૂના વખતમાં ભજવાતા જેમણે જોયા હશે તેમને માલૂમ હશે જ કે હાલ ભજવાતા પ્રયોગોની શૈલી કરતાં જૂદી જ શૈલીથી તે ભજવાતા હતા પરતુ પાછીથી નવી નવી કમ્પનીઓ નીકળીને સામાન્ય લોકોની હલકી વૃત્તિઓને અનુકૂળ થાય એવા પ્રયોગો રંગભૂમિ ઉપર આવવા લાગ્યા એટલે પ્રથમની કમ્પનીઓને પણ રા. રણછોડતરામ કહે છે તેમ 'પંધાની સિદ્ધિ' અર્થે નીચે ઉતરવાની ફરજ પડી, અને વળી જો કે પારસી કમ્પનીઓના માલીકો પારસી હોય છે પણ પાત્રો તો ઘણાખરા ભવૈયા ને તરગાળા જ હોય છે; એટલે ખરૂં જોતાં ગુજરાતી રંગભૂમિની હાલની સ્થિતિ માટે જેને કમ્પનીના માલીકો તથા વ્યવસ્થાપકો, પ્રેક્ષકો અને પ્રયોગ કર-નારા એ બધા સરખી રીતે જવાબદાર છે એટલું જ નહીં પણ આપણો વિદ્વાન વર્ગ પણ તેટલે જ દરજ્જે જવાબદાર છે કારણ કે તેમણે પ્રથમથી જ આ વિષયની ઉપેક્ષા

'સીનરી' તો જરૂરની છે. આ 'સીનરી' જે યોજવામાં આવે છે તે બધી ગુજરાતીઓ તૈયાર કરે છે એમ માની સકાતું નથી; કેટલાક પડદા ચીતરે છે પણ બીજી બધી યોજના –બાગબગીચા, દીવા, પ્હાડપર્વત, દરિયો, નદી વગેરે ખરેખરાં હોય એવું બતાવવાની યોજનાનાં સાધનો મ્હારા જાણ્યા પ્રમાણે પરદેશથી તૈયાર આવે છે અને માત્ર આપણા ગુજરાતી ભાઇઓને તો તે ગોઠવી દેવાનું જ હોય છે એટલે તેમાં કાંઈ મગરૂર થવા જેવું કે ગુજરાતનું ગૌરવ વધવા જેવું રા. રણજીતરામને લાગે છે તેવું હોય એમ લાગતું નથી. સંગીત, નાચ, ફારસ વગેરે આપણી રંગભૂમિ ઉપર આવશ્યક થઈ ગયાં હોય તો તે કાઢી નાંખવાં જોઇએ એમ મ્હારૂં કહેવું નથી પણ જે હલકી પ્રતિનાં હોય તેમાં સુધારો શી રીતે થઈ સકે તે સૂચવવા માટે અને તેવા બીજા કયા સુધારા શી રીતે થઈ સકે તે સંબંધી યોજના કરવા માટે કમીટી નીમવાની મ્હેં ભલામણ કરેલી છે.

રા. રણજીતરામ કહે છે કે નાટક લખનારાઓમાં હવે ધીમે ધીમે સંસ્કારી વર્ગ સામેલ થતો જાય છે એ ખરૂં છે પણ નાટકકમ્પાનીઓના વ્યવસ્થાપકો તેવાં નાટકો રંગભૂમિ ઉપર લાવતા અચકાય છે કારણકે તેમના ધંધામાં સાફલ્ય તેમને મળતું નથી; માટે હાલના માલીકો તથા વ્યવસ્થાપકો, સારા નટ તથા નટીઓને સાથે રાખીને સંમેલનો કરવામાં આવે અને આપણી ભાવનાઓ, હેતુઓ વગેરે યોગ્ય રીતે સમજાવવામાં આવે તો તેઓ સારાં નાટકો સ્વીકારવા તરફ દોરાય; "આગ્રહ રાખી કેટલીક અનિષ્ટ બાબતો કળથી અને વિવેકી સમજાવટથી ધીમે ધીમે દૂર કરાવવાનો" માર્ગ એ જ છે એમ હું માનું છું.

"વિદ્વાનો રંગભૂમિને યોગ્ય નાટકો લખતા નથી" એમ કહીને રા. રણજીતરામ શોક પ્રદર્શિત કરે છે અને આગળ ગુજરાતી નાટકોની યાદી આપે છે અને તેમાં રા. મણિશંકર રતનજી ભટ્ટનાં અને રા. લલિતનાં ચાર અપ્રસિદ્ધ નાટકોનો ઉમેરો કરવાનું જણાવે છે તેની સાથે ભેગભેગું રા. ન્હાનાલાલ કવિએ "નાટકોનાં વસ્તુ ગોઠવ્યાં હતાં" તે વાતનું સૂચન કરી દે છે. "અપ્રસિદ્ધ નાટકો" તથા "ગોઠવેલાં વસ્તુઓ"ના અસ્તિત્વ સંબંધી આ પ્રમાણે ફુટનોટ આપીને ઉલ્લેખ કરવો એ કાંઇક હસવા જેવું છે અને તે હકીકત આ ચર્ચાપત્રમાં અસ્થાને ગણાય તેથી તે બાદ કરતાં રા. રણજીતરામ જે કહે છે તે ખરૂં છે. પણ જેમ કોઈ હૃદયના રોગથી પીડિત માણસની માવજત ઘણી જ સંભાળથી કરવાનું કોઈ વૈદ્ય કહેતો હોય તેમ "કમ્પનીને દ્રવ્ય સંબધી ધક્કો ન લાગે એવી રીતે નાટકોનું વિશોધન" કરવાનું તે સૂચવે છે તો તે માર્ગ, તે ઉપચાર, કયો અને શી રીતે અમલમાં મૂકવો તે સંબંધી જ મ્હારી સૂચના છે. રા. રણજીતરામ જે જે માર્ગો, ઉપાયો, ઉપલક ઉપલક બતાવે છે તે તથા બીજા ઉપાય લેવા માટે "વિદ્વત્તા, અવકાશ, દ્રવ્ય, સ્વાતંત્ર્ય અને દેશપ્રેમ" જેનામાં એકત્ર હોય એવી એક વ્યક્તિ મળવી તો અશક્ય જ છે એટલે રા. રણજીતરામના મત પ્રમાણે આ સંબંધમાં સંપૂર્ણ ઇષ્ટસિદ્ધિ પણ અશક્ય છે પણ કોઈ પણ કાર્ય સિદ્ધ કરવા માટે જોઇતી સર્વ સાધનસામગ્રી પૂરેપૂરી એકસ્થાને એકત્ર પોતાની મેળે થાય ત્યાં સુધી રાહ જોવી એ ડહાપણ ભરેલું છે કે જૂદાં જૂદાં સ્થાનેથી, જૂદી જૂદી વ્યક્તિઓને એકત્ર કરીને તેમની પાસે જે જે સાધનસામગ્રી હોય તેનો ઉપયોગ

કરવા માટે કોઈ પણ સંસ્થા સ્થાપીને કાર્યની શરૂવાત કરવી તે ડહાપણ ભરેલું છે તેનો વિચાર સુજ્ઞ વાચક વર્ગ કરશે.

"આપણે ત્હાં એવો ભ્રમ છે કે માત્ર સર્વોત્કૃષ્ટની જ કદર કરવી" આ રા. રણછોડરામની માન્યતામાં જ મ્હોટો ભ્રમ સમાએલો જણાય છે. આપણા કવિઓની કવિતા સર્વોત્કૃષ્ટ નથી, આપણી બધી નવલકથાઓ સર્વોત્તમ નથી, છતાં જે તે કૃતિઓની પોતપોતાની યોગ્યતા પ્રમાણે કદર થઈ છે એ રા. રણછોડરામ જેવા સાહિત્યના શોખીન માનતા નથી એ આશ્ચર્ય જેવું છે; એક વસ્તુમાં અમુક અમુક દોષ છે એમ કહેવાનો અર્થ એવો થતો નથી કે તેમાં કાંઈ પણ ગુણ જ નથી. દોષ બતાવવાને સ્થાને દોષ બતાવવા જોઇએ અને ગુણની પ્રશંસા કરવાને સ્થાને ગુણપ્રશસ્તિ કરવી જોઇએ, એટલે આપણી રંગભૂમિનાં યશોગાન રા. રણછોડરામે ગાયાં છે તે પણ ઠીક છે.

"ગુજરાતી સાહિત્ય કે સાહિત્યપ્રવૃત્તિને આપણે ઉતારી પાડીએ છીએ અને પારકી વસ્તુઓની ખૂબ વાહવાહ ગાઇએ છીએ" આ રા. રણછોડરામની માન્યતા વળી તેમનો બીજો ભ્રમ છે. ગુજરાતી ભાષા સુધારવા તરફ, ગુજરાતી કવિતા વિશેષ સંસ્કારી કરવા તરફ, ગુજરાતી સાહિત્ય જે છે તે કરતાં વિશેષ વિશાળ અને ઉપયોગી કરવા તરફ હાલમાં વ્યક્તિઓ તથા સંસ્થાઓ તરફથી વિશેષ ધ્યાન અપાય છે એમાં તો કાંઈ શક નથી; પરંતુ સાહિત્યના વિભાગ પ્રમાણે જે તે બાબતોનો શોખ ધરાવનાર વ્યક્તિઓ એકત્ર થઇને યોગ્ય વ્યવસ્થાસર પ્રયત્ન ચાલુ થશે તો જ સંતોષકારક પરિણામ લાંબે કાળે આવશે એમ મ્હારૂં માનવું છે; પ્રત્યેક વિભાગનો ઘણી સૂક્ષ્મ રીતે, પ્રમાણ તથા પદ્ધતિ સાથે, ઊહાપોહ થવાની જરૂર છે અને તેટલા જ માટે એ કાર્ય સાહિત્યપરિષદ્ જેવી સંસ્થાનાં કર્તવ્યોમાંનું એક મહત્ત્વનું કર્તવ્ય છે એમ મ્હેં તો માત્ર સૂચવેલું છે. રા. રણછોડરામ જેવા કાર્યદક્ષ ગૃહસ્થથી નિયંત્રિત થતી એ સંસ્થાને તેના કર્તવ્યનો "બોધ" આપવા જેટલી શક્તિ મ્હારામાં નથી અને તેથી જ મ્હેં મ્હારા ચર્ચાપત્રના છેવટે જણાવ્યું છે કે "મ્હેં તો યથામતિ એક સૂચના કરીને રેખાદર્શન કરાવ્યું છે. વિગતમાં ઉતરીને આ યોજનાનો વિસ્તારથી ઉલ્લેખ કરવો એ આપના જેવા વિદ્વાનનું કામ છે."

રા. રણછોડરામ પોતાનામાં આખી સાહિત્યપરિષદ્‌ને સમાએલી માનીને કહે છે કે "સાહિત્યપરિષદ્‌ના પ્રારંભથી જ આપણી રંગભૂમિ પરત્વે અમે લક્ષ આપ્યું છે" તે વાત અજાણી નથી, પણ રા. કૃષ્ણરાવ ભોળાનાથ અને રા. નરસિંહરાવ ભોળાનાથ પાસે રંગભૂમિ તથા અભિનયકળા વિશે નિબંધ લખાવ્યાથી, અગર "અજબસુંદરી, કૃષ્ણચરિત્ર, દેવકન્યા વિગેરેના કર્તા રા. મૂળશંકર હરિનંદ તથા વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય, રા. નૃસિંહદાસ વિભાકર, રા. રમણિકલાલ અમૃતરાય મહેતા પાસે લેખો લખાવવા નિષ્ફળ મહેનત અને પ્રયત્નો" કર્યાથી જ આ કાર્યમાં સાહિત્યપરિષદ્‌ના કર્તવ્યની પરિસીમા આવી રહે છે એવી માન્યતા જો પરિષદ્‌ના આત્મારૂપ રા. રણછોડરામની થતી હોય તો તે એમનો ત્રીજો ભ્રમ છે; અને એવી માન્યતા સાહિત્યપરિષદ્‌ના આજસુધીના કાર્યક્રમ ઉપરથી તેના કાર્યવાહકોની

થએલી' જણાયાથી જ મ્હારા ચર્ચાપત્રમાં લખ્યું છે કે જો 'એમ હોય તો "પદ જેવી સંસ્થાની ઉપયોગિતા હાલ છે તેમ એક 'ડીબેટીંગ સોસાઇટી' કરનારી મ્હોટી મંડળી કરતાં વિશેષ નથી" અને "આ પરિષદોના યુગમાં ષદ પણ બીજા તમાશા જેવો એક વિશેષ તમાશો કરી બતાવવા શિવાય વધાર સકે એમ નથી' એવું અનુમાન કોઈ કાઢે તો અયોગ્ય ગણાશે નહીં." ગુજરાત પરિષદે પાંચ પાંચ બેઠકો પછી હવે કાંઈ વિશેષ કર્તવ્યદક્ષતા સાહિત્યના વિભાગો તરફ બતાવવાની જરૂર છે એમ આગ્રહપૂર્વક કહેવું પડે છે. "પરિષ વાહકોને નાટ્યસંમેલન કરવાનો અભિલાષ ક્યારનોએ થયો હતો" એ છૂપી વાત, ભેદ, રા. રણજીતરામ પરિષદ્‌ના અગ્રણી તરીકે ખોલી દે છે એ સંતોષની વાત મ્હારે પૂછવાનું એટલું જ છે કે શક્યતા અશક્યતા સંબંધી નિર્ણય ઉપર કોણ આ તેને માટે કારણ શાં હતાં ? એક ગુપ્ત ભેદની વાત જ્યારે વાચકો સમક્ષ રા. રણ ઉઘાડી કરીને કહી દીધી છે તેથી આ પ્રશ્ન કરવો પડ્યો છે.

મતભેદ, ટીકા, દ્વેષ, વેર, રા. નરસિંહરાવ, રા. બા. કમળાશંકર, રા. બા. વિંદદાસ કોટાવાળા વગેરેના વાદવિવાદની કડવાશ—આ બધી બાબતો આ ચર્ચા રણજીતરામે બતાવી છે તે અસ્થાને અને અપ્રસ્તુત છે. વિદ્વાનોમાં મતભેદ હોય અને કરવાના અનેક પ્રસંગ આવે માટે હમેશાં દ્વેષ, વેર ને કડવાશ ઉત્પન્ન થાય એ મા રા. રણજીતરામની છે પણ તે તેમનો ચોથો ભ્રમ છે; કોઈ વ્યક્તિના સંબંધમાં એવું હોય તેથી સામાન્ય સર્વસાધારણ સિદ્ધાન્ત બાંધી બેસવું એ કયા તર્કશાસ્ત્રનો નિ કહેવાય તે સમજાતું નથી; હું તો માનું છું કે એ તકરાર તો વકીલોની તકરાર કહેવાય અને તેમ જ હોવું જોઇએ. છતાં ધારો કે કડવાશ થાય તો તેથી બ્હીને સ કહેવાગાં આંચકો ખાવો એ શું રા. રણજીતરામ જેવા સુશિક્ષિત અને શાસ્ત્રી ને સંસ્કારિતાવાળા ગૃહસ્થ વાજબી માને છે ? સાહિત્યપરિષદે તો કડવું કે મીઠું સત્ય આગ મૂકવું જોઇએ અને તે સત્ય પ્રમાણે પ્રવૃત્તિ થાય એવા પ્રયત્નો વિચારપૂર્વક અને આગ્ર પૂર્વક કરવા જોઇએ.

ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ કરવા તથા તેને સંસ્કારી બનાવવા માટે ગુજરાતમાં વિદ્વાનો નથી, છે તો તેમને અવકાશ નથી, અવકાશ હોય તો દ્રવ્ય, સુખ સગવડ વગેરેનો ભોગ આપવા કોઈ તૈયાર નથી એમ રા. રણજીતરામ કહે છે; વિચારની શ્રેણિ તો બરોબર ગોઠવી છે પણ પ્રયત્ન કર્યા વગર મનથી માની લઇને ગુજરાત અને ગુજરાતીઓને એક જાતનો અન્યાય રા. રણજીતરામ કરે છે. સાહિત્યપરિષદે સુવ્યવસ્થિત પ્રયત્નો કયા કર્યા કે રા. રણજીતરામને એમ શંકા લાવવાને પણ કારણ મળ્યું હોય કે "આર્થિક સ્થિતિ ફેરવવાની અનુકૂળતા કે શાસનશક્તિ પરિષદ્ પામે છે" કે નહીં. "માત્ર લોકોની રુચિ સંસ્કારી કરવાનું" ધારે તો પણ થોડું નથી; પણ તેને માટે ઉપાય મ્હેં બતાવ્યા છે તે સિવાય બીજા રા. રણજીતરામ બતાવશે તો ઉપકાર થશે.

વ્યક્તિએ ભાષાંતર કરવાનો વિચાર કર્યો હતો અગર વસ્તુસંકલનાની ગોઠવણ કરી પણ પછી તે કાર્ય કર્યું નહીં એવી અસંબદ્ધ બાબતો ચર્ચાપત્રમાં રા. રણજીતરામે લખવાની કાંઇ જરૂર નહોતી; જ્યાં સુધી કોઈ પણ કૃતિ બ્હાર પડીને પ્રજા સમક્ષ નથી ત્યાં સુધી આવી ગર્ભિત પ્રશંસા અગર વિરોધસૂચક ટીકાઓ કર્યાથી સાહિત્યને બદલે વિશેષ હાનિ થાય છે એ વિચારવું જોઇએ છે; તોપણ પોતાના પત્રના વાસ્તવિક રીતે મ્હારી સૂચનાનો જ સ્વીકાર કરીને જે અભિપ્રાય તેમણે જણાવ્યો છે "આપણાં ક્રમિક પત્રો...ચાલુ નાટકો આપવાં શરૂ કરે તેમજ ગુ. વ. સોસાયટી...સા. પરિષદ્ ભ્રડોળફંડ વગેરે સંસ્થાઓ નાટકો લખાવે તેમ રંગભુમિ સંબંધી એ સંસ્થાઓ લખાવે...તો લાભ થશે" તે વાંચીને સંતોષ થાય છે, પણ "The harvest great but the labourers are few" એ નિરાશાજનક ઉદ્ગારથી દૂર રહેવા મ્હારી રા. રણજીતરામને વિનતિ છે કારણ કે "નિરાશા નિંદ્ય નકામી" છે. દરેક કાર્ય આરંભમાં મ્હોટું લાગે છે અને એમ લાગે છે કે તે કાર્ય ઉપાડી લેનાર ઘણા થોડા છે પણ સતત પ્રયત્નને પરિણામે પ્રત્યેક કાર્યમાં કાર્યકુશળ વ્યક્તિઓ મળી આવે છે; એમ ના હોત તો કોઇ કાર્યનો પ્રારંભ જ ના થાત. આ ચર્ચાપત્રનો વિષય કાંઇ અતિ મહત્ત્વનો નથી કે તે સફળ થાય નહીં તો ગુજરાત નુકસાનીમાં આવી પડે. એમ નથી પણ ન્હાની ન્હાની બાબતોમાં આપણી કાર્યપદ્ધતિ ઉપર જ મ્હોટા રાજકીય, સાંસારિક વગેરે સુધારણાના વિષયોમાં આપણે કેવી કાર્યપદ્ધતિ અનુસરીએ એમ છે તેનું અનુમાન થવાનો આધાર છે; ન્હાની બાબતોની સરખામણી મ્હોટી બાબતો સાથે કરીને વિચારીશું તો સહજ સમજાશે કે મહર્ષિ દાદાભાઇ, સ્વ. ફીરોજશાહ મેહેતા, સ્વ ગોખલે જેવા પુરુષો નિરાશાથી બેશી રહ્યા હોત તો રાજકીય વિષયમાં જે કાંઈ પ્રગતિ થએલી આપણે જોઇએ છીએ તે જોઇ સકત નહીં; વળી વિચારવું જોઇએ કે પ્રો. કર્વે અને ઑ. પી. મદનમોહન માલવીયે જે કાર્ય ઉપાડેલાં છે તે કાર્ય શું ઓછાં મહત્ત્વનાં છે? શું તેમના કાર્ય માટે કામ કરનારા અને તેમાં મદદ કરનારા કોણ કોણ છે તેની ગણતરી કરીને તેમણે એ કાર્ય ઉપાડેલાં છે? જો તેમ કર્યું હોત તો તે કાર્યોની સફળતા આજ જેટલી થઇ છે તેટલી થઈ હોત કે નહીં, બલ્કે તે કાર્યનો આરંભ જ થયો હોત કે નહીં તે વિશે સ્વાભાવિક રીતે શંકા રહે છે, માટે આપણા આગેવાનો જેમ રાજકીય અને સાંસારિક પ્રગતિની આશાથી પૂર્ણ થએલાં હૃદયથી કાર્ય કરે છે તેમ આપણા સાહિત્યના વિષયમાં આશાભર્યાં હૃદયથી કાર્યો કરવા માટે પ્રયત્ન કરવા માટે રા. રણજીતરામ જે ગુજરાતી સાહિત્યપરિષદ્‌ના એક આદ્યદ્રષ્ટા, આદ્યસ્રષ્ટા, આત્મા, નેતા ને નિયંતા ગણી સકાય એમ છે તેમને બોધ આપવા જેટલી યોગ્યતા તો મ્હારામાં નથી પણ મ્હારી સૂચના અને વિનતિ છે.

વેળાકા, લી. સેવક.
તા. ૧૮—૧૦—૧૬. સત્યેન્દ્ર ભીમરાવ દીવટીઆ

## લવાજમ.

લવાજમ સર્વે માટે વર્ષ એકના રૂ. ૨-૮-૦ ( પોસ્ટેજ સાથે )

મળવાનું ઠેકાણું—વસન્ત ઑફીસ—અમદાવાદ

---

# નિયમો.

૧ તન્ત્રીની સહીના—ખાસ પોતે લખેલા અગર બીજા પાસે ખાસ લખાવેલા, તેમજ વસન્ત-ઑફિસમાં તૈયાર કરાવેલા અને વસન્ત ઑફિસની સહીથી પ્રકટ થતા, સર્વે લેખો માટે તન્ત્રી જવાબદાર છે અને તેથી એના ઉપર છાપવા છપાવવાનો હક્ક તન્ત્રીનો રહે છે

૨ અન્ય સર્વે લેખો માટે તે તે લેખના કર્તા જવાબદાર છે

૩ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનું કે લેખનું ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવું તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા બાબતની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે

૪ કોઈ પણ લેખકનું અસલ લખાણ—એ લેખ "વસન્ત"માં દાખલ કરવાનો ઠરાવ્યો હોય કે ન હોય—પણ પાછું લેખકને મોકલવાને અમો બંધાતા નથી

૫ કોઈપણ લેખ પૂર્વે પ્રસિદ્ધ થયો છે કે કેમ, તથા અન્ય કોઈ પત્રમાં પ્રસિદ્ધ કરવા મોકલ્યો છે કે કેમ એ અમોને લખી જણાવવું. કારણ કે તેવા લેખો પ્રસિદ્ધ કરવા કે નહિ તે તન્ત્રીની મુનસફી ઉપર છે

વ્યવસ્થાપક.

---

Reg. No. B. 453.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु । यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૫, અંક ૧૧. [ માસિક ] માર્ગશીર્ષ. સંવત્ ૧૯૭૩.

## ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના સભાસદોને બે બોલ.*

પ્રિય બહેનો,

ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળને સ્થપાયે આજ તેર વર્ષ થયાં છે. ઉત્તરોત્તર એની ઉન્નતિ થતી ગઈ છે. અને સમસ્ત ગુજરાતમાંજ નહિં પણ આખા હિંદુસ્થાનમાં એની ખ્યાતિ જાણીતી છે. એના કાર્યક્રમમાં નિરંતર વધારો થએ જ જાય છે, એ જોઇને સર્વને સંતોષ થાય છે. સ્ત્રીજાતિની પ્રગતિને અર્થે જે કાંઈ પગલું યોગ્ય લાગે તે ગ્રહણ કરવાને આ સંસ્થાના કાર્યવાહકો તૈયાર જ હોય છે. આ સંસ્થા સ્થપાયા પછી ગુજરાતનાં બીજાં સ્થળોમાં પણ એવી સંસ્થાઓ સ્થપાઈ છે એ એક શુભ ચિહ્ન છે. પરન્તુ જે કાંઈ કાર્ય થયું છે તેટલાથી સંતોષ માનીને બેસી રહેવાનો આ જમાનો નથી. દિવાળીને પ્રસંગે, જૂના વર્ષની સમાપ્તિ, અને નવા વર્ષના આરંભને પ્રસંગે વેપારી લોક, તેમ જ અન્ય વર્ગ પોતાનો જૂનો હિસાબ તપાસે છે, અને નવા વર્ષની બાકી કહાડીને બજેટ કરે છે. તે પ્રમાણે આપણે પણ અત્યારે આપણા કાર્યનો હિસાબ તપાસવાનો છે, આપણા જાતિની સ્થિતિ ક્યાં છે,

---

* સં. ૧૯૭૩-બેસતા વર્ષને પ્રસંગે: ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના ઑ. સેક્રેટરીની રજાથી અત્રે પ્રસિદ્ધ કરવામાં આવે છે. તન્ત્રી.

આપણે કેટલું વધ્યાં છીએ, અને કેટલું વધવાનું બાકી છે તે જોઇને તે પ્રમાણે યોગ્ય માર્ગે હાથ ધરવાનો પ્રસંગ છે ઇશ્વર આપણા કાર્યમાં સહાય થાઓ એટલી પ્રાર્થના છે.

વીસમી સદીના ઇતિહાસમાં સ્ત્રીની ઉન્નતિનો પ્રશ્ન ઘણો મહત્ત્વનો છે. દુનિઆમાં ચો તરફ દરેક વર્ગની સ્ત્રીની તમામ પંક્તિમાં એક નવીન બળ પ્રસરતું જાય છે. ગરીબ તેમ જ શ્રીમત, શિક્ષિત તેમ જ અજ્ઞાન સ્ત્રીઓને તેમની પોતાની નવીન ઉપયોગિતાનો ઉદય થતો લાગે છે. ઉત્તર અને દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ તરફથી ઉત્સાહભરી પ્રવૃત્તિ દાખલ થઈ છે. દુનિઆની મહાન પ્રગતિમાં સ્ત્રીઓ પણ સહાયભૂત બને, તે માટે પોતાની ભગિનીઓનો અજ્ઞાનરૂપી અંધકાર દૂર કરવા, અને તેમની સુધારણા કરવા સારૂ એકત્ર થવા દરેક દેશની સ્ત્રીઓ પરસ્પર આમંત્રણ કરે છે. સ્ત્રીઓની આ જાગૃતિ એ શુભ ચિહ્ન છે કારણ કે મનુષ્ય માત્રના બન્ધુત્વની જે વૃત્તિ મનુષ્ય જાતિમાં ફરી વળી છે તેને તે અનુરૂપ છે. અમેરિકાની સ્ત્રીઓએ જે પ્રવૃત્તિ માન્ય કરી છે, તે જ યુરોપની સ્ત્રીઓને ગ્રાહ્ય છે. ઇગ્લંડ, ફ્રાન્સ, અને જર્મનીમાંથી આખા યુરોપ ખંડપર એ પ્રવૃત્તિ ગઇ છે, અને એ ગતિ સાથે તેનુ સામર્થ્ય પણ વધતું ગયું છે. આ વિગ્રહમાં છેવટે પૂર્વની સ્ત્રીઓને એ પ્રવૃત્તિના આમન્ત્રણનું ભાન થયું છે. અને તેઓ પણ વીસમા સૈકાના આ બીજા દસકામાં જે નવજીવનનો ઉદય થયો છે, તેમાં પોતાનો ભાગ બજાવવા લાગી છે. ઇતિહાસમાં જોતાં યોડોક કાળ સ્ત્રી જાતિની ઉન્નતિનો આવે છે, પછી પડતીનો આવે છે. દુનિઆના પ્રાચીન યુગમાં એટલે જ્યારે ઉત્તર યુરોપ જંગલીપણામાં ડુબેલો હતો, ત્યારે આપણા દેશમાં સ્ત્રીઓને જાહેર સન્માન મળતું, તથા તે કાળની સર્વ પ્રવૃત્તિઓમાં, તેમ જ જ્ઞાનમાં તેમનો ભાગ હતો. પરતુ તે પછીના સમયમાં હિંદમાં સ્ત્રીની કીર્તિ ઝાંખી થઈ છે. આપણા દેશમાં બહારથી થતા હુમલા, અને વિગ્રહોને લીધે, ચાલતા નિરંતરના કલહથી વિદ્યા માટે તથા સ્ત્રી જાતિ માટે થતા પ્રયાસ બંધ પડયા. સલાહ શાન્તિમાં વૃદ્ધિ પામનારી સર્વ કળાઓ ખીલી શકી નહિં, અને સત્તરમા તથા અરાઢમા સૈકામાં વિગ્રહો ચાલુ રહેવાથી દેશ ઉજડ થયો, અને સ્ત્રીઓના હિત તથા તેમની કેળવણી માટે બેદરકારી થઇ તે દબાઈ ગયા, અને હમણાં જ તે બાબત ફરીથી ચેતન થવા લાગી છે.

સ્ત્રીઓએ ઉચી અને ઉન્નત પદવી કયાં સાધનથી પ્રાપ્ત કરી તે પ્રશ્ન પૂછવાની હવે સુભાગ્યે જરૂર નથી રહી. સ્ત્રી જાતિનો ઉદ્ધાર તેની કેળવણીના સદુપયોગને આધારે રહ્યો છે, એ વાત આપણે પણ હવે નિશ્ચય પૂર્વક માનવા માંડી છે. જ્યાં સુધી તેઓ અજ્ઞાન રહેશે, ત્યાં સુધી તેઓ અવનત તથા પીડિત રહેશે, અને પુરૂષના ઉદ્યોગ તથા મનોરથમાં ભાગ લેવા શક્તિમાન થશે નહિં. પ્રરંતુ તેઓને કેળવણી આપશો તથા તેમના પ્રયાસો સુવ્યવસ્થિત કરવામાં સહાય થશો તો તેઓ બદલાએલી પરિસ્થિતિને અનુરૂપ બનશે. માત્ર કેળવણી, અને ઉપયોગી સંસ્થાઓ યોગ્ય સ્વતંત્રતા તથા જ્ઞાન આપવામાં સમર્થ છે. યુરોપ તથા અમેરિકામાં સ્ત્રીઓનાં મંડળોથી સ્ત્રીઓએ ભૂતકાળમાં ન્હોતી તેવી જે વધારે વિશાળ દષ્ટિ, વધારે વિસ્તીર્ણ સ્નેહ પ્રાપ્ત કર્યો છે, તથા જીવન તરફ વધારે ઉજ્જવળ તથા સામાન્ય

રીતે વધારે ઉપયોગી વૃત્તિ ધારણ કરી છે તે સર્વે આપણે પ્રાપ્ત કરી શકીશું ભૂતકાળમા જે આળસ તથા બેદરકારી આપણી આસપાસ વીંટળાઈ વળ્યા છે, તે ઊંચી નીચી, ગરીબ શ્રીમંત સર્વે વર્ગની સ્ત્રીઓએ ઘણે ભાગે ખખેરી નાખવાનુ શરૂ કર્યું છે આ કાર્ય કોઈ એક વર્ગ કે ધર્મ, અથવા દેશ કે ખંડમા થાય છે તેમ નથી આખી દુનીઆમા સ્ત્રી જાતિની માનસિક ઉન્નતિ કરવાનો તથા જાહેરમા તેની પદવી ઉન્નત કરવાનો એ કાર્યનો હેતુ છે. આ બાબતમા સ્ત્રી પુરુષના હિત જુદાં નથી સ્ત્રીનું હિત છે તે જ પુરુષનું હિત છે એક ઈંગ્રેજ નાટકકાર કહે છે કે "સ્ત્રીઓ પુરુષપર સામ્રાજ્ય ચલાવે છે, તેમને પરિપૂર્ણ બનાવો જેટલી તે વધારે સંસ્કારી થશે તેટલા વધારે સારા પુરુષો થશે સ્ત્રીઓના મનની કેળવણીપર પુરુષના ડહાપણનો આધાર છે"

કેળવણીથી, જ્ઞાનથી, સ્ત્રીઓ પતિની સહચરી, તથા શુભ કાર્ય પ્રેરનાર સહકારિણી બનવા લાયક થઇ શકે, પોતાના છોકરાના આચરણ વ્યવસ્થિત કરી શકે, તથા સ્નેહમય તથા સમજણવાળી લાગણીથી તેમના વર્તનક્રમ સમજી શકે અને તેની સાથે ઉત્તમ નાગરિક (citizen) થઇ શકે જે કાઇ ઇષ્ટ છે, તે શુભ શિક્ષણને લીધે જ ઉત્પન્ન થાય છે

માત્ર જ્ઞાન પ્રાપ્ત કરવુ, વેદીઆ ઢોર થવુ એ આપણો આશય નથી પરંતુ જીવનનું ખરૂ કર્ત્તવ્ય, ખરૂ સ્થાન શોધવુ અને તે મેળવવુ એ જ ખરો આશય છે આપણા દેશની પ્રાચીન કીર્તિ ફરી મેળવવા માટે કેળવણીની ભૂખો વધારે ને વધારે જણાતી જાય છે

જીવનનો ખરો આનંદ સેવામા છે, અને ખરી સેવા કેવી રીતે બજાવી શકાય તેવુ જ્ઞાન સંપાદન કરવુ એ જ કેળવણીનુ ખરૂ પરિણામ છે સભાળ એ રાખવાની છે કે, જે માર્ગમા પ્રયાણ કરતા હોઇએ ત્યા આપણા ઘર કુટુબ અને વતનની વિસ્મૃતિ થવી ન જોઇએ, જો એમ લાગે કે આપણી પરિસ્થિતિ તો ઘણી વિપરીત છે સામાજીક સુધારો કે વ્યક્તિનો સુધારો થઈ શકે તેમ નથી, તો તેમા દીલગીર થવાનું કારણ નથી, ઉલટુ એ તો આનન્દનું કારણ છે કારણ કે એવી પરિસ્થિતિ હશે, તો જ સેવાના કર્ત્તવ્યનો અવકાશ રહેશે અને આપણા કર્ત્તવ્યનુ એક સ્થાયી લક્ષ્ય સ્થળ રહેશે અને આપણી કેળવણીનો ઉપયોગ એ જ માર્ગ કરી શકશે

અત્યારે આપણું કર્ત્તવ્ય, ઘરમા તેમ જ શાળાઓમા શિક્ષણ કેવી રીતે આપવુ તે શીખવાનુ, તથા આપણા દેશનુ અજ્ઞાન, દરિદ્રતા રોગ, અને વિષમતા તપાસવાનુ, અને તેની સામે ટક્કર ઝીલવાનુ છે, તમે જે કાંઈ કાર્ય હાથમા લો તમને ગમે તે સલાહ આપે, તે સર્વમા લક્ષ્ય સ્થળ, મધ્યબિન્દુ આ રાખવાનુ છે રાષ્ટ્રીય ધર્મને બંધનકર્ત્તા જે કાંઇ આપણી ઇચ્છા કે આપણી પ્રગતિ હોય તેને અવકાશ ન આપો આપણા દેશમા આપણી સેવાની જરૂર છે એ તો સ્પષ્ટ જ છે આપણી માતૃભૂમિ હેજ ગરીબ છે 'ગયુ મધુ, રહ્યુ એક આસુડા ધન ' એ તો નક્કી જ છે આ દુઃખ દૂર કરવુ તે સર્વ હિન્દમાતાની ખરી પુત્રીની અંતઃકરણની અભિલાષા હોવી જોઇએ અને આપણો દેશ પ્રથમ પંક્તિનો થાય

તે માટે આપણું પોતાનુ તેમ જ બીજા સર્વ દેશનુ જે કાંઇ ઉત્તમ હોય તે લઇને, આપણા દેશમા એકત્ર થઇને સ્ત્રી જાતિની કેળવણીપદ્ધતિનો સંગીન પાયો સ્થાપવો એ તરફ પ્રયાણ હોવુ જોઇએ બીજા દેશમા અથવા પુરૂષોને જ જે યોગ્ય હોય તે જ પદ્ધતિ આખ મીચીને ગ્રહણ કરવાની જરૂર નથી આપણી સ્થિતિ પરિસ્થિતિને અનુકૂળ સામગ્રી લેવી જોઇએ

પુરૂષો સ્ત્રીઓ ઉપર જન્મોજન્મથી દાબ ચલાવે છે. કાળ તથા સામાજીક પરિસ્થિતિને લીધે તેમા સહેજસાજ ફેરફાર જોવામા આવે છે છેક શરૂઆતમા–જંગલી લોકોમા સ્ત્રીને ઉઘાડી રીતે ગુલામ, કામ કરનાર પશુ, મજૂર તરીકે ગણવામા આવતી આપણા દેશોમા ઘણે ઠેકાણે તેને જનાનખાનામા પુરી મૂકવામા આવે છે, અને નવરાશના વખતનું રમકડુ ગણવામા આવે છે ઇગ્લડના મધ્યસમયમા તે કૂતરા કરતા જરા ચઢીઆતી અને ઘોડા કરતા જરા વધારે વ્હાલી વસ્તુ ગણાતી વિક્ટોરીઆ રાણીના વખતમા સ્ત્રી જીવનનુ સુદર આભૂષણ ગણાતી મધુરતા અને નિર્દોષતાની મૂર્તિ ગણાતી પરતુ વ્યવહારના ઉપયોગમા તેની કાંઇ જ કિમત ન હોતી આ જમાનામા સ્ત્રી જાતિને પોતાની જાતનું ભાન થવા માડયુ છે, અને પરિસ્થિતિનાં બધન–પાંજરાના દ્વાર–તેઓએ ઠોકવા માડયા છે પાંજરૂ થોડુ મોટુ થવા માડયુ છે પરતુ તે હજી પાજરૂ તો ખરૂં જ. યુનિવર્સિટીમા પરીક્ષા આપવાની પરવાનગી મળી છે ઉત્તમ પક્તિમા પાસ થાય છે પરતુ ઇગ્લડમા ડીગ્રી મેળવવાને તે ભાગ્યશાળી થતા નથી વકીલની પરીક્ષામા પાસ થાય છે પરતુ આપણા દેશમા વકીલાત કરવાની તેને પરવાનગી મળતી નથી વ્યવહારના બીજા ધધામા જાય છે તો સ્ત્રી પુરૂષના પગારમા ઘણો જ ભેદભાવ હોય છે પર પુરૂષથી દૂષિત થાય તો તે દુષ્ટ પુરૂષને જનસમાજ હસી કઢાડે છે, અને ભોગ થઇ પડેલી સ્ત્રીને દુઃખાનુ સેવવુ પડે છે પગલે પગલે સ્ત્રી તે પુરુષનું રાચ રચીલુ છે તે માલૂમ પડી આવે છે જો સારી સ્થિતિમા હોય તો તેની આસપાસ પુષ્કળ નોકર ચાકર હોય અને લાખો રૂપીઆના ઘરેણા હોય ગરીબસ્થિતિ હોય તો તો તેના દુઃખનો પાર જ નહિ વિષમતા તો હોય જ. પુરુષના બનાવેલા જગતમા તેને રહેવાનુ છે એટલે તેને ન્યાય તો કોઈ રાખે જ નહિં સ્વીડનના રાજા ચાર્લ્સ ૧૧ મા ને એક વખત પોતાની રાણીએ કોઈ કેદી ઉપર રહેમ કરવાની વિનંતિ કરી ત્યારે રાજાએ જવાબ દીધો 'મેડમ હું તમને પરણ્યો હતો તે છોકરા જણવાને માટે તમારી સલાહ લેવા માટે નહિં" આ વચન તો ઘણા વર્ષો ઉપર કહેવામા આવ્યા હતા, પરતુ ઘણા સૈકાના ફેરફાર થયા છતા હજી પણ અદર ખાનેથી તો સ્ત્રી જાતિ તરફ પુરૂષોની આવી જ વૃત્તિ છે

આવી સ્થિતિ તો સુધરેલા ઈંગ્લડની છે ત્યારે આપણે તો કયા આવીશુ ? હજી એ આપણે તો છોકરી જન્મે ત્યારથી જ કહીએ કે પથરો જન્મ્યો અથવા કેટલેક ઠેકાણે તેને દૂધપીતી કરી દે છે પથરો, તે આગળ જતા મિસીસ પન્કહર્સ્ટ કે મિસ ફ્લૉરેન્સ નાઈટીંગેલ કે સીતા દમયતીની સ્થિતિ, એ શી રીતે પહોચી શકશે ? પરતુ પુરૂષો તરફથી થતું અપમાન, આપણી અધમ સ્થિતિ એ તરફ મૂગે મોઢે જોયા કરવાનો કે પુરૂષોને દોષ

દઈને બેસી રહેવાનો હવે જરા વખત નથી. આપણો દેશ પૈસે ટકે બરબાદ થઈ ગયો છે, આપણી શારીરિક સંપત્તિ છેક જ ધમાઈ ગઈ છે આપણે જે પ્રજાને જન્મ આપીએ છીએ તે છેક નિર્માલ્ય થઈ ગઈ છે આપણો દેશ એટલે આપણે પોતે જ એમ સમજવાનું છે, તો તે સ્થિતિ સુધારવાનું કામ આપણું જ છે આપણે જો આપણા પુરુષોને મદદ કરીશું, તેમનો વ્યવહાર સરળ કરીશું, તેમના ઉચ્ચ આશયો સમજવાનો પ્રયત્ન કરીને તેમના કાર્યમાં સહાયભૂત થઈશું તો આપોઆપ તેઓમાં આપણે માટે માનવૃત્તિ જાગૃત થશે આપણી કિંમત વધશે અને તેને પરિણામે ઇષ્ટફળ પ્રાપ્ત થશે

આપણે જે ઉપર ઇગ્લીશ સ્ત્રીઓની સ્થિતિની વાત કરી તે જ ઇગ્લીશ સ્ત્રીઓ પોતાના પતિ, બાપ, ભાઇઓની સાથે ધર્મનું રક્ષણ કરવા માટે ઇગ્લંડ છોડીને પ્રથમ અમેરિકામાં વસવા ગઈ હતી, તે વખતે તેમની એવી જ સ્થિતિ હતી અત્યારે ત્યાંની સ્ત્રીઓની શી સ્થિતિ છે?

એક ફ્રેન્ચ ગ્રન્થકર્તા કહે છે કે "યુનાઇટેડસ્ટેટસમાં પુરુષો સ્ત્રીઓના વખાણ કરતા ભાગ્યે જ જણાય છે. પણ તેઓ તેમને પુષ્કળ માન આપે છે તે હમેશ માલૂમ પડે છે પત્નીની શુદ્ધિ માટે તેમને સંપૂર્ણ શ્રદ્ધા હોય છે, અને તેમની સ્વતંત્રતા માટે અત્યંત માનવૃત્તિ હોય છે"

પ્રથમ જ્યારે આ સ્ત્રીઓ પોતાનો દેશ છોડીને, અમેરિકામાં ગઈ તે વખતે તેમને હરહમેશ ત્યાંના મૂળ વતનીઓની બીક રહેતી હતી કારણ એ લોકો બહુ ઝનુની હતા અને ગમે તે વખતે તેમને મારી નાખતા, ઘણીવાર દિવસોના દિવસો સુધી તેમને ભૂખે ટાકાવું પડતું પુરુષોને બહાર જવું પડે તેથી એમને હાથે ભૂખ, માંદગી, દુઃખ વિગેરે સામે બાથ ભીડવી પડતી કોઇવાર બંદુક લઇને પણ સામા થવું પડતું આવા પ્રસંગોને લીધે તેમનામાં તેમ જ તેમની સંતતિમાં સ્વાશ્રયની તીવ્ર બુદ્ધિ જાગૃત થઈ આવે, ખતે તેમની સ્વતંત્રતાની આડે આવવાની પુરુષોને ઇચ્છા જ ના રહે કારણકે તેમની પાસે જ રહીને, અને તેમના પોતાના જ બાળકોના રક્ષણ માટે જ તેઓ પ્રયાસ કરતા આજ સ્ત્રીઓ જંગલની ઝુંપડીઓમાં આનંદ અને રસિકતા રેડતા, અને પુરુષોને તેને લીધે ઘણી શાન્તિ વળતી તે જ પ્રમાણે સંકટને પ્રસંગે દૃઢતા અને ધૈર્ય તેઓ દેખાડતા, તેની પણ ઘણી જ કદર થતી અઢળક ધન છોડીને માત્ર ધર્મનું રક્ષણ કરનાર પુરુષોની સાથે સ્ત્રીઓ રાજગાદી જેવી સ્થિતિ છોડીને, આનંદ ભોગવવાને નહિ, પણ માત્ર પોતાના પુરુષોના ઘર માંડવાને, તેમને મદદ રૂપ થવાને તેમણે દેશ છોડયો હતો અનેક આપદાઓ તેમને વેઠવી પડી હતી. શરૂઆતમાં નોકર ચાકરનું સઘળું કામ પોતાની મેળે કરી લેવું પડતું ઝુંપડા બાંધવાના પણ મેળે જ ખેતરમાં હળ ફેરવવાનું, બી રોપવાનું, સરવ મજૂરીનું કામ પણ તેમને કરવું પડતું, તે ભાગના મૂળ વતનીઓ સામે રક્ષણ કરવા માટે બંદુક ફોડતા તેમ જ બીજા સર્વ હથીઆર વાપરતા શીખવાની જરૂર પડતી ગમે તેવે કમોગીને પ્રસંગે પણ તેમણે ધીરજ છોડી નહોતી આમાની કેટલીક સ્ત્રીઓ તો છેક અનાથ થઈ ગએલી હતી તેથી

પેટનું પુરૂં કરવાને પણ તેમને મહેનત કરવી પડતી, પરંતુ તેથી પણ તેઓ ડગતી નહિં. આ પ્રમાણે પુરૂષોની સાથે રહીને તેમના સુખ દુઃખમાં ભાગ લેવાથી સ્વાભાવિક રીતે પુરૂષોને તેમને માટે અત્યંત પ્રેમ અને માનની વૃત્તિ થઈ. તેમનાં ઉપર તેમનો વિશ્વાસ પણ ઘણો વધ્યો, અને પુરૂષની ખરેખરી સહચરી ગણાવા લાગી. આટલી સખત જીંદગી ગાળ્યા છતાં એમના સ્રીત્વમાં કાંઈ ઉણપ પડી નહોતી. તેમનું ખરૂં લક્ષ તો ઘર, પતિ, અને છોકરાં તરફ જ હતું. તેમને જ માટે તે મહેનત કરતી, અને સ્વાર્થનો ભોગ આપતી. ગૃહજીવનને વધારે સુખમય બનાવવું એ જ તેમનો મુખ્ય ઉદ્દેશ હતો.

આનો ખરો પૂરાવો તો ત્યાર પછી જે ઇંગ્લંડ સાથે મોટો વિગ્રહ થયો, જેને Tho War of Amorican Indopendonco કહે છે તે પ્રસંગે મળી આવે છે. આ વિગ્રહનું કારણ એ હતું કે અમેરિકા ઇંગ્લંડને પૈસાની મદદ કરતું હતું, કર ભરતું હતું, પણ રાજ્યવહીવટમાં અમેરિકાનો જરા પણ હિસ્સો નહોતો, તેથી તે હકને માટે તકરાર પડી. શરૂઆતમાં જ જ્યારે આ તોફાનની વાત અમેરિકાની સ્રીઓને કાને પડી ત્યારથી જ તેમણે પોતાના ભાઈ, બાપ, ધણીને ઘણું જ શૂર ચઢાવવા માંડયું. પોતાના દેશના હકનું રક્ષણ કરવું સ્વમાન જાળવવું એ પ્રથમ કર્તવ્ય છે એ તેમને દૃઢતાથી શીખવ્યું. ઇંગ્લંડથી કાંઈ પણ માલ દેશમાં લાવવો નહિં એ બાબત પણ તેમનો જ સખત આગ્રહ હતો. દેશના લોકની [illegible] વિરૂદ્ધ કાયદા દાખલ કરવાથી કેટલું નુકશાન થાય છે, તે ઇંગ્લિશ પ્રજાને સિદ્ધ [illegible] આપવા માટે એ પ્રયત્ન હતો. દરેક પ્રાન્તમાં બૈરાં તથા છોકરીઓએ પોતાની [illegible] વણવા, કાંતવાનો ઉદ્યમ હાથમાં લીધો, અને ગમે તેટલી અગવડ પડે તે વેઠીને [illegible] બહારનો માલ વાપરવો નહિ એવો નિશ્ચય એકત્ર મેળ થઈને કર્યો. ગમે એવાં [illegible] ડાં ચ્હાને બદલે ઉકાળીને પીવા માંડયાં, અને તેનું નામ 'લીબર્ટી ટી' (સ્વતંત્રતાની [illegible]હા) પાડયું. જ્યા સુધી ઇંગ્લંડ અમેરિકન સંસ્થાનો સાથે અન્યાય અને દબાણ કરી [illegible] ઘાતકી વર્તણુક રાખે ત્યાં સુધી અમેરિકા સાથે ઇંગ્લંડે કાંઈ પણ વેપારની આશા રાખવી નહિં, એ સિદ્ધ કરવાના ત્યાંના પુરુષોના પ્રયત્નોમાં મદદ કરવાને અમેરિકન સ્રીઓએ જરા પણ પાછી પાની કરી નહિં. ગમે તેટલું સંકટ પડે, ગમે તેટલી અગવડ પડે, પણ તે સર્વ ઘણા ઉત્સાહથી સહન કરતી. અને છેવટ વેપારને નુકશાન આવવા છતાંએ ઇંગ્લંડે જ્યારે પોતાનો મમત જારી રાખીને અમેરિકન લોકોને ઠેકાણે આણવાને લશ્કર મોકલ્યું ત્યારે પણ ત્યાંની સ્રીઓએ મરણ પર્યંત લડાઈ કરવાનો આગ્રહ કર્યો. અંતે જ્યારે ઘર આંગણે લડાઈ શરૂ થઈ ત્યારે પુરૂષોને હથીઆર, કપડાં, વિગેરે સઘળી સામગ્રીથી સજ્જ કરીને અંતઃકરણના ઉમળકા, અને આવેશથી રણસંગ્રામમાં મોકલ્યા. રડતી, નિરાશ થએલી પત્ની, બહેન, માતાને ઘેર મૂકીને નથી આવ્યા, પણ ખરા વીર પુરૂષની માફક અમારાં કર્તવ્ય બજાવીશું એવી ઇચ્છા વાળી સ્રીઓના આશીર્વાદ અને એના વિચારે તેમનામાં વધારે બળ પ્રેર્યું. અને તેમના પ્રયાસનો યોગ્ય બદલો તેમને છેવટ મળ્યો પણ ખરો. સત્યનો જય એ સિદ્ધાન્ત આગળ આવ્યો. તે પ્રસંગનો એક સ્રીનો પત્ર દૃષ્ટાંત લેવા જોગ છે.

"મ્હેં શું કર્યું છે તે હું તમને કહીશ. અંતઃકરણની પ્રાર્થના, અને આશીર્વાદ સહિત મ્હારા એકના એક ભાઇને મ્હેં રણસંગ્રામમાં મોકલ્યો છે. મ્હારી લાજ એ રાખશે એવી હુ આશા રાખુ છુ. જો મ્હારે વીસ છોકરા અને ભાઇઓ હોત તો તે બધાને હું મોકલત. મ્હારા રસોડા ખર્ચમાં અને ઘર ખર્ચમાં ઘણો જ ઘટાડો કર્યો છે. જરૂર વગરની એક પાઈ પણ હુ ખર્ચતી નથી. ગઈ ક્રિસ્ટમસ પછી ચ્હા તો મ્હેં પીધી જ નથી, અને એક નવી ટોપી કે ઝભ્ભો વેચાતો લીધો નથી અને મ્હેં પહેલા કદી કર્યું ન્હોતું તેવું કામ કરવા હવે માંડયું છે. ગુંથતાં શીખી છું: અને મ્હારા નોકરોને માટે અમેરિકન ઊનનાં મોજાં હું પોતે ગુંથું છું. અને આ પ્રમાણે જનસમાજના હિતાર્થે મ્હારો હિસ્સો આપવા પ્રયત્ન કરૂં છુ. હું જાણું છુ કે સ્વતંત્ર થઇને એક વાર મરવુ તો છેજ, પણ ગુલામ તરીકે તો જીંદગી જીવવા યોગ્ય જ નથી. મ્હારી સઘળી અમેરિકન બ્હેનોની અત્યારે તો આવી જ લાગણી છે. પાર્ટીઓ, ઉજાણીઓ કીમતી કપડા પહેરવાનુ સર્વ દેશદાઝ માટે છોડી દીધુ છે, જો સ્ત્રીઓનો ભાવ આવો છે તો આપણા પતિ ભાઇઓ અને પુત્રોના અંતઃકરણમાં કેટલો જુસ્સો ઉભરાતો હોવો જોઇએ ! મરવુ કે સ્વતંત્ર થવુ એ જ તેમનો નિશ્ચય છે."

આ જ પ્રમાણે દરેક પંક્તિની સ્ત્રીઓ એક સંપ કરીને મહેનત કરતી હતી. મોટા વૉશીંગ્ટનની પત્ની સ્હવારે વહેલી ઉઠીને ને રાત્રે મોડે લગી જાગીને ઘવાએલા સિપાઇઓ માટે મોજાં ગુંથતી. એક પ્રસંગે મિસિસ ટ્રોપ નામની કોઈ સામાન્ય સ્થિતિની બૈરી લખે છે—

"એક વખતે અમે કેટલા એક સગીને લેડી વૉશિંગ્ટનને મળવા જવાનુ નક્કી કર્યું. અને એવડી મોટી બૈરીને મળવા જવું એટલે અમે તો અમારા સાગમાં સારાં લુગડાં પહેરીને ગયાં. ત્યાં ગયાં ત્યારે એમણે તો સાદાં છીંટના લુગડાં પહેરેલાં હતાં અને બેઠાં બેઠાં મોજાં ગુંથતાં હતાં. અમને બહુ જ સારી રીત આવકાર આપ્યો, અને થોડી વાત ચીત પછી એ તો પાછાં ગુંથવા મંડયાં. અમારા હાથમા તો કાંઈ ગુંથવાનું નહોતું અને ... મોટા પ્રેસીડેન્ટની પત્નીને જોઇને અમે તો વીલાં પડી ગયા, વળી પાછળથી અમને ઘણી જ મીઠાશ અને ધીમાશથી અમને જરા પણ માઠુ ન લાગે એવી રીતે કહ્યું કે આ વખતે આપણે અમેરિકન સ્ત્રીઓએ બહુ જ ઉદ્યમી થવાની જરૂર છે. કારણ કે ઈંગ્લંડ સાથેનો વેપાર બંધ થવાથી ઘણી જરૂરની વસ્તુઓ આવી શકતી નથી. આપણે પોતે બનાવી ન શકીએ તેવી વસ્તુઓ વગર ચલાવી લેવાની ટેવ આપણે પાડવી જોઇએ. આપણા પતિ અને ભાઇઓ જ્યારે દેશભક્તિના આદર્શ રૂપ થાય છે ત્યારે આપણે ઉદ્યમી થઈને દૃષ્ટાન્ત બેસાડવું જોઇએ."

આ પ્રમાણે અમેરિકામા શરૂઆતથી જ સ્ત્રીઓમા રાષ્ટ્રીય ભાવના જાગૃત થઈ હતી અને ધીમે ધીમે તેમાં વૃદ્ધિ થઈ હતી. તે સમયના રાષ્ટ્રીય જીવનની સઘળી માહિતી સ્ત્રીઓને હતી. અને તે જ પ્રમાણે તેમનુ વર્તન હતું. ગુલામગીરી નાબુદ કરવામા પણ સ્ત્રીઓએ

ઘણો જ આગળ પડતો ભાગ લીધો હતો આ પ્રમાણે દેશની દરેક હીલચાલમાં તેઓ આગળ પડતો ભાગ લેતી, અને સ્ત્રીઓ કરી શકે એવા સઘળા કામ ઘણે ભાગે તો ઈશ્વર પ્રીત્યર્થ અને દેશસેવા બજાવવા ખાતર ઉપાડી લેતી અને તેથી પુરૂષોના કાર્યમાં ઘણી જ મદદ મળતી અને તેમનો ભાર ઓછો થતો

જે સ્થિતિ તે વખતે યુનાઇટેડ સ્ટેટસની હતી તે જ સ્થિતિ અત્યારે આપણા દેશની છે આપણા પુરૂષો દેશની સાંસારિક અને રાજકીય ઉન્નતિ માટે તન તોડીને શ્રમ કરે છે, જીવન અર્પણ કરે છે મ્યુનિસિપાલીટી, લેજીસ્લેટિવ કાઉન્સિલો, વિગેરેમાં વ્યાજબી હક મેળવવા માટે, સ્વમાન સાચવવાને કમર કસીને બાથ ભીડે છે કૉન્ગ્રેસો, કૉન્ફરન્સો મેળવીને દેશની સેવા બજાવે છે સ્વદેશી, અને સ્વરાજ્યની ચળવળ ચલાવે છે ત્યારે આપણે શું કરીએ છીએ? આપણે તો સહવારથી સાંજ સુધી પેટની પૂજા કરવામાં, આડોશી પાડોશીની જૂઠી કુથલી કરવામાં સારા સારા તદ્દન નવી ફેશનના કપડા ઘરેણા પહેરવામાં, બહુ બ તો દહેરે કરીને મેળાવડામાં જવામાં કે ગાડી ઘોડે મહાલીને સહેલ કરવામાં જ આપણા દિવસો પૂરા કરીએ છીએ જરા વાંચતા આવડતું હશે તો ઉપર ટપકે ન્યુઝપેપર વાંચીશુ કે નૉવેલોના પારસી તરજુમા વાંચીશુ આ ઉપરાંત આગળ કાંઈ નહિ પણ બહેનો, એમાં આપણું કાંઈ વળવાનું નથી આપણે જો આપણા ભાઈઓને મદદ નહિ કરીએ તો એમનું કાર્ય સફળ થવાનું નથી અને તેટલા માટે આપણે કાંઈ મ્યુનિસિપાલિટીમાં જઈને કે કાઉન્સીલોમાં કે કૉન્ફરન્સોમાં જઈને લાંબા લાંબા હાથ કરીને ભાષણો આપવાની જરૂર નથી એવું મ્હારૂં કહેવું છે જ નથી પરંતુ એટલો આપણે એ સઘળી બાબતો બરોબર સમજવાનો પ્રયત્ન કરવાનો છે મ્યુનિસિપલ ગવર્નમેંન્ટ એટલે શું? તેનો વહીવટ કેમ ચાલે છે, કૉન્ગ્રેસ એટલે શું, આપણા દેશના મહાન પુરૂષોએ અત્યાર સુધી શું શું કર્યું છે, આપણા દેશનો રાજ્યવહીવટ કેવો છે, ડીમોક્રસી, ઑટોક્રસી બ્યુરાક્રસી, હોમરૂલ એ શબ્દો એટલે શું, એ બધું બરોબર સમજીને, આપણે પુરૂષોને બતાવવું જોઇએ કે તેમના કાર્યમાં અમે પણ રસ લઇએ છીએ અને તેમને ધીરજ દઈને કામમાં ઉશ્કેરવા અને મદદ કરવી તે કેવી રીતે? દૃષ્ટાન્ત તરીકે સ્વદેશીનો વિષય લઇએ સ્ત્રીઓને હસ્તક એટલો વહેવાર ચાલે છે કે જો આપણે દૃઢ પ્રતિજ્ઞા લઇએ તો ઘણી વસ્તુઓ આપણા ઘરોમાં દેશી વપરાતી થશે. ખાસ કરીને સ્ત્રીઓના કપડા, લીવર્પુલ મેન્ચેસ્ટર ફ્રાન્સ ઑસ્ટ્રીઆ વિગેરે ભાગમાંથી આવતા કપડાને લીધે આપણા લાખો વણકરો ભૂખે મરતા થયા છે એ વાતની કોઇથી ના કહી શકાશે નહિ હવે આપણે જો થોડો વખત હાલ ચાલતી ફેનફટાક ફેશનોને પડતી મૂકીશું અને અહીં બનતી જ રેશમી, સુતરાઉ કસબી સાડીઓ, કબજા, ચોળીઓ પહેરીશું તેમ લગડીઓ, ખૂબ મોજા મુકીને, આપણો સાદો સુંદર પોષાક પહેરીશું તો ઘણો ફાયદો થશે એક તો આપણી શોભા વધશે કારણ કે આપણી સ્ત્રીઓનો પોષાક ઘણો જ મનોહર છે તેમાં પારકાનું અનુકરણ કરવા જેવું કાંઈ છે જ નહિ બીજું એમ કર્યાથી આપણા દેશના લાખો વેપારીઓ, મજૂરોને આશ્રય આપી શકીશું અને ત્રીજું પુરૂષોને દેશ સેવાનો માર્ગ સરળ કરી આપીશું ચોથું આપણી એમ નિષ્ઠાવાળી દેશભક્તિ જોયાથી

આડોશી પાડોશી તે પ્રમાણે કરશે, અને સહુથી વધારે મહત્ત્વનું આપણાં બાળકોનાં કુમળાં મગજ ઉપર દેશભક્તિ, દેશને માટે પ્રેમ એ ભાવ સચોટ ઉત્પન્ન થશે અને આગળ ઉપર એ ભાવની વૃદ્ધિ થઇને ખરા હિતેચ્છુ સ્ત્રી પુરૂષોનો સમૂહ વધશે.

તે જ પ્રમાણે મ્યુનિસિપાલિટીના કાર્યમાં આપણે રસ લેતાં થઇશું તો શહેરની સ્વચ્છતા, બાળકોની પ્રાથમિક કેળવણી, સ્ત્રીઓનાં દવાખાનાં વિગેરેની જરૂરીઆતો, ખોડ આપણે બરોબર સમજીને પુરૂષોને કહી શકીશું અને તે પ્રમાણે પછી સુધારા કરવાના પ્રયત્ન થશે.

સાંસારિક રીત રીવાજોમાં પણ તે જ પ્રમાણે છે. અત્યારે તો આપણે ઘણે ભાગે સાંભળીએ છીએ કે પુરૂષો સામાજીક સુધારણામાં આપણો દોષ કહાડે છે, અને ઘણે ભાગે તે ખરો છે. જો આપણે એમ નિશ્ચય કરીશું કે છોકરીઓને સોળ વર્ષ પહેલાં પરણાવવી નથી તો મગદૂર છે કે પુરૂષો તે પહેલાં પરણાવવાનો આગ્રહ કરશે? લગ્ન મરણના નકામા ખર્ચ માટે જો આપણે જ હઠ પકડીશું કે, ના, અમુક ખર્ચ તો નથી જ કરવો, જૂઠા લ્હાવા માટે, રૂઢીને વળગી રહેવા ખાતર ખરા પરસેવાનો પૈસો, ન્યાત વરામાં ઉરાડી નાંખવાની જો આપણે ના કહીશું તો શું ત્હમે ધારો છો કે પુરૂષો કરજનો બોજો જન્મારા સુધી વેઠવા માટે એવાં ખર્ચ ઉપાડશે?

છોકરી દશ અગીઆર વર્ષની થઈ કે નિશાળેથી ઉઠાડી લઇએ છીએ. કેમકે આપણને કામની આપદા પડે છે. અથવા ન્યાતનાં ઐરાં આપણી મશ્કરી કરે છે. જો આપણે સમજીશું કે છોકરીઓને ભણાવવામાં જ એની જીંદગીનુ હિત સમાએલુ છે તો માત્ર આપણને ઘડી આરામ મળે, કે દેવદર્શને, રોવા કૂટવા જવા માટે ભટકી શકાય તે ખાતર એના જીવનનું હિત ખરાબ નહિં કરવાનો પ્રયત્ન કરીશું. આ પ્રમાણે સ્ત્રી કેળવણીની પ્રગતિ કરીશું.

રોવા કૂટવાનો, ફટાણાં ગાવાનો ઘણો જ શરમ ભરેલો જંગલી રીવાજ છે તે જો આપણે પોતે જ એકઠાં થઇને કહાડી નાખીશું તો તેમ કરવામાં પુરૂષો આડે આવવાના નથી.

આ પ્રમાણે દરેક સામાજીક સુધારણાના પ્રશ્નનુ નિરાકરણ લાવવામાં આપણે સહાયભૂત થઈ શકીશું.

આપણે એક નિશ્ચાવાળાં, દૃઢ આગ્રહવાળા, અને ધૈર્યવાન થઇશું તો હરેક રીતે પુરૂષોને મદદ કરી શકીશું. આપણાં ઘર ઉપર, બાલકો ઉપર કાંઈ આફતો આવે તે વખતે 'હિસ્ટેરિકલ' ન થઈ જતાં સમયસૂચકતા વાપરીને યોગ્ય ઉપાયો લેતાં થઇશું તો પુરૂષોને આપણામાં વિશ્વાસ બેસશે અને આપણી ગએલી પ્રતિષ્ટા પાછી મેળવી શકીશું. અત્યાર સુધી પુરૂષોએ એકલે હાથે પ્રયત્ન કર્યો છે. આપણે જોઇએ છીએ કે ક્યાં સુધી એ લોકોનો પ્રયાસ સફળ થયો છે. જો આપણી સહાનુભૂતિ, મદદ આપીશું, તો તેમનામાં હજાર ગણું બળ વધશે, અને જે કાર્ય આ અર્ધ સૈકાથી નથી થયું તે પાંચ વર્ષની અંદર કરી શકાશે. આપણામાં જાદુઈ શક્તિ કેટલી છે તે તો બધાં જાણો.જ છો. જગતમાં આપી

રહેલી શક્તિને સ્ત્રીસ્વરૂપ આપવામાં આવે છે. મહાન પરમાત્માને પણ વધારે શક્તિમાન બતાવવા માટે 'જગજ્જનની' એમ કહેવામાં આવે છે. તો આપણે તો ખરેખરી જનની જ છીએ તો આપણે સંશય લાવવાનું કારણ નથી.

આ ઉપરથી આપણને જણાશે કે આ બદલાયલા જમાનામાં આપણું કર્તવ્ય શાં છે. સારી સંતતિ ઉત્પન્ન કરવી; તેમને યોગ્ય કેળવણી આપવી; અને ઉત્તમ ગૃહ બનાવવાં—આમાં ત્રણે પ્રકારની સેવા આવી ગઈ. બાળક પ્રત્યેની, પતિ પ્રત્યેની અને જનસમાજ પ્રત્ની. આપણો કર્તવ્યપ્રદેશ, દષ્ટિબિન્દુ વિશાળ કરવાનાં છે. સારી ગૃહિણી એટલે ઉત્તમ નાગરિક એ ઉદ્દેશ રાખવાનો છે, જો આપણે આપણા પોતાનાં ઘર અને તેની આસપાસની જગ્યા સાફ રાખીશું, પાડોશી પાસે રખાવીશું તો મ્યુનિસિપાલિટીનું કામ ઘણું ઓછું થશે.

શહેરી તરીકે આપણી કેળવણીના પ્રચારમાં, સુધારામાં સારી રીતે ભાગ લઈ શકીએ. નિશાળોનાં શિક્ષકો સાથે Co-operation કરીને–મળીને–આપણાં પોતાનાં બાળકોની કેળવણીમાં સુધારો વધારો કરી શકીએ. વળી આપણા દેશમાં તો મ્યુનિસિપાલિટીના હક્ક સ્ત્રીઓને છે. તો તેનો પણ આપણે ઉપયોગ કરી શકીએ. જે માણસ આપણાં Griovance આપણી જરૂરીઆતો સાંભળે તેવા માણસને મ્યુનિસિપાલિટીમાં દાખલ કરી શકીએ.

બાળકોની સુધારણાના દરેક પ્રયાસમાં સારી રીતે ભાગ લઇએ. છોકરાઓની રમત ગમતોનાં કસરતનાં સાધનો પુરૂષો પૂરાં પાડે છે. પરંતુ છોકરીઓની કસરત રમત ગમત તરફ કોઈ નજર જ નથી કરતું. તો તે પ્રશ્ન આપણે હાથમાં લઈ શકીએ. સ્ત્રીઓના ઉદ્યોગોની દેખરેખ કરી તેમાં સુધારો કરી શકીએ.

આપણે જોઇએ છીએ કે ઘણા ઉદ્યમો માટે સ્ત્રીઓ લાયક છે. તેઓનું કામ સ્વચ્છ હોય છે, ભરૂસા લાયક હોય છે, અને તેની સાથે મજૂરીમાં સસ્તું પડે છે. તે છતાં તેમને ઉદ્યમ જોઇએ તે વખતે મળતા નથી, અને જો ઉદ્યમ મળે છે તો કરેલી વસ્તુઓ વેચવાની મુશીબત પડે છે. આ કામ સ્ત્રીઓની કલબોએ ઉપાડી લેવું જોઇએ. હવે આપણી કલબો માત્ર રમત ગમતનું કે ભાષણો કરવાનું સ્થળ કરી મૂકવાનો અવકાશ નથી. ગામેગામની સમાજોએ એક અમુક ચોક્કસ પદ્ધતિથી કામ કરવું જોઇએ. અને તેને પરિણામે જગ્યા, પદવી, અને ન્યાત જાત ધર્મનો ભેદ દૂર થવો જોઇએ આપણે એક પ્રજાના હિત માટે કાર્ય કરીએ છીએ એવી ભાવના રાખવી જોઇએ.

અનીતિમય જીવન ગાળતી સ્ત્રીઓના જીવન સુધારવા પ્રયાસ કરી શકીએ. કુટુંબ જીવનમાં દુઃખી થતી સ્ત્રીઓ અને વિધવાઓના જીવનમાર્ગમાં પ્રકાશ રેડી શકીએ.

દારૂનું વ્યસન આપણા લોકોમાં ઘણું વધી ગયું છે. તેથી શારીરિક નુકશાન થાય છે અને ખુવારી થાય છે, કુટુંબોનો સંહાર વળી જાય છે. તો તે બૈરાંઓ પ્રયત્ન કરીને પોતાના ધણી ભાઇને, છોકરાઓને તે બદીમાંથી દૂર કરવાનો પ્રયાસ કરીશું તો એ બણે ભાગે ઓછું થશે.

વળી આપણે અહીંઆ નર્સો, દાયણો, સ્ત્રીશિક્ષકોની કેટલી બધી ખોટ છે તે તો સહુ જાણે છે અમેરિકા ને ઇંગ્લડમા પ્રાથમિક શાળાઓમા છોકરા અને છોકરીઓ બન્ને માટે સ્ત્રી શિક્ષકો જ હોય છે યુનાઇટેડ સ્ટેટ્સમા એકદર ૬૧૯૨૮૫ શિક્ષકો અને પ્રોફેસરો છે તેમાથી ૪૮૪,૧૧૫ એટલી સ્ત્રીઓ છે એટલે પુરુષ કરતા ત્રણ ગણી સ્ત્રીઓ શિક્ષકનુ કામ કરે છે તેમા ઘણી મોટી દરજ્જે પહોચેલી પણ હોય છે શિકાગોની શાળાઓની સુપરિન્ટેન્ટ સ્ત્રી છે અને તેને ૭૨૦૦ રૂ વાર્ષિક પગાર છે સ્ત્રીઓ ઉમદા કામ કરે છે એમ ત્યા માલુમ પડયુ છે સ્ત્રીઓના ધીમા માયાળુ સ્વભાવને લીધે પ્રાથમિક શિક્ષણમા કેટલો લાભ થાય છે? આપણે અહીં જોઇએ છીએ કે આપણી ન્હાની છોકરીઓને નિશાળ એ એક આનદનુ સ્થળ લાગે છે અને છોકરાઓને મન એક ભારે કેદખાનુ લાગે છે તેનુ કારણુ એટલુ જ કે છોકરીઓની નિશાળમા સ્નેહ દયા અને કોમળતા છે કારણ કે ત્યા સ્ત્રી શિક્ષકો ઘણે ભાગે હોય છે અને છોકરાઓની નિશાળમા કઠોરતા, દુષ્ટતા, અને સોટીના અવાજ છે તેનું કારણ કે ત્યા નિષ્ઠુર પુરૂષો છે આટલા માટે જ સ્ત્રી શિક્ષકોની જરૂર છે જ્યા સુધી મારા કુટુબની સ્ત્રીઓ શિક્ષક તરીકે કેળવાશે નહિ ત્યા સુધી ઇષ્ટ પરિણામ આવશે નહિ નોકરી કરવી એ હીનપત છે એમ જ્યા સુધી આપણે માનીશુ ત્યાસુધી આપણા છોકરાને સારી કેળવણી મળી શકવાની નથી એ નિશ્ચય છે પશ્ચિમના દેશોમા છોકરીઓ મોટી ઉમ્મર સુધી અને કદાચ જીવન પર્યંત કુમારી રહે છે તેથી એક તો તેમના પેટના પોષણ માટે તેમ જ કાઇક ઉદ્યમ મેળવવાની ખાતર તેઓ શિક્ષકો થાય છે અહીં કુવારિકાની સસ્થા નથી પરતુ વિધવાઓ છે તે આપણી મોટી Asset છે પણ તેનો જરા ઉપયોગ થતો નથી માત્ર ધર્મ ધ્યાનમા ન્હાવા ધોવામા અને પૂજા પાઠ કરવામા, સગા સબધીઓના ઓશીઆળા રહીને તેમની ગાળો અપમાન સહન કરીને કેવળ નિરર્થક જીવન પૂરુ કરે છે તેને બદલે એ લોકો, શિક્ષકો, નર્સો, દાક્તરો, દાયણો થાય તો દેશમા Parasitesને બદલે ઉપયોગી અગ થઇ શકે, અને મહાન દેશસેવા બજાવી શકે સારા કુટુબની સ્ત્રીઓએ પહેલ ક્હાડવી જોઇએ ઇગ્લડમા ફ્લોરેન્સ નાઇટીંગેલ નર્સ થઈ તે પહેલા નર્સો કાઈ નહોતી થતી એમ નહતું, પણ તે અજ્ઞાન અને હલકી જાતની એટલે તેને લીધે ફાયદાને બદલે નુકશાન થતું જ્યારથી મિસ નાઇટીંગેલ નર્સ થઈ ત્યારથી સારા કુટુબની છોકરીઓએ નર્સ અને મિડવાઇફનું કામ કરવા માડયુ અને વૈદક ખાતામા તેને લીધે સુધારો થયો આપણી વિધવાઓ, અને જે સ્ત્રીઓને બાળક ના હોય ઘરની ઘણી ઉપાધિ ના હોય તે લોકો આ પ્રમાણે દેશના ઉપયોગમા આવી શકે અને તેને લીધે ઘણો લાભ થવા સભવ છે અનેક પ્રકારના દરદોથી પીડાતી સ્ત્રીઓના આશીર્વાદ રૂપ થાય સુવાવડના મરણ ઓછા થઇ જાય અને સ્ત્રી બાળકના મરણ પ્રમાણમા ઘટાડો થાય

આ પ્રમાણે આપણી દૃષ્ટિમર્યાદા વિશાળ કરવાની જરૂર છે અને આ પ્રકારનુ કાર્ય સ્ત્રીમડળો અને સ્ત્રીસમાજ માર્ફત જ થઈ શકશે માટે આવા મડળના નેતાઓએ તેમ જ મેમ્બરોએ આળસ કહાડી નાખીને નવા યુગના નવા કર્તવ્ય હાથ ધરવાની આવશ્યકતા છે.

પ્રથમ જ્યારે આવા કાર્ય હાથમા લેવાશે ત્યારે પુરૂષો તેમ જ સ્ત્રીઓ તરફથી ઘણી

જ વિરુદ્ધતા દેખાડવામાં આવશે એ તો ખરૂં જ. કારણ કે સહુને એમ લાગશે કે આમ તો ઘરબાર છોકરાં છૈયાં છોડીને સ્ત્રીઓ કામ કરશે તો ઘર વકરી, બૈરાં છુટ્ટાં થઈ જશે અને છેવટ આપણો સંસાર બિગડશે. પરંતુ હિંમત અને ડહાપણથી કામ કરીશું તો એવી ધાસ્તી નકામી જશે. અમેરિકામાં જ્યારે એવી બૈરાંની કલબો શરૂ થઈ ત્યારે પણ તેવી જ બીક હતી. પણ પાછળથી એ જ વિરોધી મતના લોકોને લાગે છે કે કેળવણી, શહેર આરોગ્ય, વિગેરે બાબતોમાં અમેરિકા આગળ વધ્યો છે તે ઘણે ભાગે ત્યાંની સ્ત્રીઓની કલબોને લીધે છે. ત્યાંની સ્ત્રીઓની કલબોમાં સાહિત્ય અને સાક્ષરોની ચર્ચા નથી થતી. જે રસ્તેથી એ લોકોને આવવું પડે તે રસ્તામાં કાદવ કીચડના ઢગલા હોય, તેના તરફ તેમનું લક્ષ પહેલું ખેંચવાનું છે. કલબો કહાડીને તરત તેમને લાગ્યું કે ગૃહવ્યવસ્થા અને ઘર બાબતની બીજી સઘળી બાબતોમાં એકત્ર થઈને પ્રવીણતા સ્ત્રી જાતિથી વધારે મેળવી શકાશે. અને ઘરમાં રહીને તેમ જ બહાર જઈને તે જ કામ આપણે હાથ ધરવાનું છે. જ્યાં સ્વચ્છતા, સુંદરતા અને સમતા છે ત્યાં જ ખરેખરી કલાનો વાસ છે. જો ઘરની અંદર સુઘડતા રાખતાં આવડતું હશે તો જ રમવાની જમીનો ને બાગ સ્વચ્છ રખાશે. ઘર, છોકરાં, પોતાનાં અને પારકાં તેમની માવજત કેવી રીતે કરવી, તેમની ઉન્નતિ કેવી રીતે કરવી એ જ કલબનો ઉદ્દેશ રાખેલો છે. અને એ કલબોની વ્યવસ્થિત ધોરણોને પરિણામે જ હજારો, ગામડાં, અને ઝુંપડામાં આનંદ અને રસિકતા ઉદ્ભવી છે. સારી હવા અને અજવાસવાળા શાળાનાં મકાનો તેમના જ પ્રયાસથી થયાં છે. ફરવાના બગીચા અને સ્વચ્છ રસ્તાઓની સંખ્યા પણ વધી છે. ગરીબ માંદાં માણસોની માવજત રાખવાને, આરોગ્ય રક્ષણના નિયમો શીખવવાને ગામેગામ નર્સો ફરે છે; માણસો અને ઢોરને પીવાને સ્વચ્છ પાણીના હવાડા હોજ વિગેરેનો બંદોબસ્ત થયો છે. રજામાં શિક્ષણ લેવાની નિશાળો કસરત શાળાઓ, બાળક ગુન્હેગારને માટે અદાલતો, સ્વચ્છ બજારો, સાર્વજનિક લાઈબ્રેરીઓ, હજારો ટ્રેવેલીંગ (ફરતી) લાઈબ્રેરીઓ, રોગના મૂળ કહાડવાના પ્રયત્નો, આ પ્રમાણે અમેરિકન લોકની સર્વ પ્રકારની ઉન્નતિમાં દરેકમાં સ્ત્રીઓનો હાથ છે.

આ પ્રમાણે આપણી દૃષ્ટિમર્યાદા વિશાળ કરવાથી આપણે સ્ત્રીત્વ ખોઇશું, એ તો તદ્દન ખોટી જ બીક છે

આપણો કર્તવ્યપ્રદેશ વધશે તેથી આપણા પુરૂષોની લાગણી વધશે, આપણી પ્રજા સુધરશે એ નક્કી છે.

ઉત્તમમાં ઉત્તમ કેળવાએલી અને ઉદ્યોગી સ્ત્રીની અંતરની ઇચ્છા તો એ જ હોય છે કે માત્ર પોતાના બાળકોના ઘરનું વાતાવરણ અને પરિસ્થિતિ સારી કરવી એટલું જ નહિં, પરંતુ જે બાળકોના સમાગમમાં તેઓ આવે તેની સ્થિતિ સુધારવી. એ જ આ જમાનાની શુભ પ્રગતિ છે. માતૃત્વની ભાવના વિશાળ કરવી એ જ આપણો ઉદ્દેશ છે. અને એ ઉદ્દેશ પરિપૂર્ણ કરવા માટે આપણે અડગ પ્રયાસ કરવો પડશે, અને મહાન વ્રત આદરવાં પડશે. એવાં વ્રત લઇને તેને પાર પાડવાની પ્રતિજ્ઞા લેવાનો અત્યારે પ્રસંગ છે. ઇશ્વર આપણા કાર્યમાં સહાય હોજો એ પ્રાર્થના છે. તથાસ્તુ.

સૌ. શારદા મહેતા.

# કેળવણી સંબંધી વિચાર.*

ગયા ઓકટોબર માસમાં અમદાવાદ ખાતે ગુજરાત કેળવણી પરિષદ્ પહેલી વખત ભરાઈ. ગુજરાતમાં આવી સંસ્થાનો જન્મ થયો છે તે ગુજરાતને શોભાસ્પદ છે. ગુજરાતમાં કેળવણીના વિષયમાં લોકોને રસ લેતા કરવા અને કેળવણીમાં પ્રજાનું શું હિત સમાયેલું છે તેનાથી લોકો વાકેફ કરવા એ મહત્ત્વનું કામ આ પરિષદે કર્યું છે. કેળવણીનો વિષય બહુ બહોળો છે, પણ ગુજરાત કેળવણી પરિષદે આ વખતે જે કામ કર્યું છે તેથી કેળવાએલા વર્ગમાં અને જે લોકો કેળવણીખાતામાં છે અને જેઓ કેળવણીખાતામાં રહીને પોતાનો જીવનનિર્વાહ ચલાવે છે તેમનામાં એટલું તો કર્તવ્યભાન ઉત્પન્ન થયું હશે કે તેમનું પોતાનું કર્તવ્ય માત્ર શિષ્યોને શાળાઓમાં કેળવણી આપ્યા ઉપરાંત પ્રજા તરફનું પણ કંઇક છે. તે સિવાય જેઓ કેળવણીખાતામાં નથી પણ કેળવાએલા છે એટલે જેમણે ઉચ્ચ કેળવણી લીધી છે તેમને પણ પોતાના સ્વીકારેલા ધંધા ઉપરાંત પ્રજાની કેળવણીના સંબંધમાં પોતાના વખતનો ભોગ આપવાનું કર્તવ્ય છે. ગુજરાતમાં આવું નવું જીવન ઉત્પન્ન કરવું ઘણું આવશ્યક હતું કારણ કે કેળવણીના વિષયમાં સામાન્ય પ્રજાને જોઇએ તેટલો રસ નહોતો તેમ તેમના બાળ બચ્ચાંઓના હિતમાં કેળવણી એ કેટલો મહત્ત્વનો ભાગ ભજાવે છે તેનું યથાયોગ્ય સ્વરૂપ તેમના ધ્યાનમાં હતું નહીં.

કેળવણીનો ઇતિહાસ આપણે તપાસીએ તો આપણને માલુમ પડે છે કે આપણા દયાળુ બ્રિટિશ સરકારે આપણે માટે કેળવણી કેવા પ્રકારની જોઇએ, કેળવણીની સંસ્થાઓ કેવી રાખવી તેને વાસ્તે શું શું સાધનો યોજવાં વગેરે આપણે માટે કર્યું છે. મારી માન્યતા પ્રમાણે અત્યાર સુધી કેળવણીના સરકારના ધોરણથી અસંતોષ બતાવવામાં આવ્યો નહોતો પણ થોડોક વખત થયાં સરકારે કેળવણી આપી અને લોકો કેળવણી એટલે શું એ સમજતા થયા ત્યારથી લોકો એમ કહેવા લાગ્યા છે કે સરકારે જે સંસ્થાઓ સ્થાપી છે તેના અભ્યાસક્રમો પ્રજાને અનુકૂળ આવે તેવા નથી, શિષ્યો પર વિષયોનો બોજો વધી પડ્યો છે, સરકારે ધંધા, હુન્નર તથા ઉદ્યોગનું શિક્ષણ આપવું જોઇએ. તે ઉપરાંત લોકોની જાગૃતિ થવાનું મુખ્ય કારણ એ છે કે અંગ્રેજી વિદ્યાનો અભ્યાસ લોકોએ કર્યો એટલે પશ્ચિમના દેશોમાં, અમેરિકામાં, જાપાનમાં વગેરે દેશોમાં કેળવણી કેવે પ્રકારે અપાય છે એ વગેરેનું જ્ઞાન થવા માંડયું, કેટલાક લોકોએ પરદેશ જવા માંડયું અને ત્યાંની સંસ્થાઓ જાતે જોઇ આવ્યા અને ત્યાં જે સ્વરૂપમાં કેળવણી અપાય છે તેથી આપણા દેશમાં જે કેળવણી અપાય છે તેના કરતાં કેટલાં સારાં ફળ ત્યાં આવે છે તેનો ખ્યાલ તેમને આવવા લાગ્યો. આ કારણોને લીધે પણ દેશમાં કેળવણીના વિચારમાં જાગૃતિ થવા લાગી.

* ઉક્ત પરિષદમાંથી આ વિષય ઉપર ઊપજતા વિચારો વિવિધ દષ્ટિબિન્દુના નીકળે તે માટે અમે જુદા જુદા પ્રકારના પ્રતિષ્ઠિત લેખકોને હાથે એક જ વિષય ઉપર લેખ લખાવ્યા છે.
તન્ત્રી.

હવે આપણે સરકારે કેળવણીનુ જે ધોરણ દાખલ કર્યું તેનો નિષ્પક્ષપાતપણે વિચાર કરીએ. એક વાત મુખ્ય ધ્યાનમાં રાખવાની છે કે હાલ જે કેળવણી અપાય છે તેનો મુખ્ય હેતુ લોકોના મનમાં એવો છે કે તેથી જીવનનિર્વાહનું આપણને સાધન મળે છે. બીજી વાત ધ્યાનમાં રાખવાની તે એ છે કે સરકારને પોતાનું રાજ્યતંત્ર ચલાવવા સારૂ અમુક કેળવાએલા વર્ગની જરૂર હતી. સરકારને કારકુનોની જરૂર હતી, કાયદા જાણનારાઓની જરૂર હતી, ઇન્જનેરોની જરૂર હતી, દાક્તરોની જરૂર હતી તેથી સરકારે પહેલાં આ વિષયોની કેળવણી આપવા માંડી. લોકોએ આ વિષયોની કેળવણી લેવા માંડી. જે લોકો આ તરેહની કેળવણી લેતા તેમને બીજા ધંધાઓમાં જે આવક થાય તેના કરતાં સરકારની નોકરીમાં સારી આવક થવા માંડી, તે ઉપરાંત સરકારી નોકરીમાં સત્તા સાથે આબરૂ વધારે એટલે સ્વાભાવિક રીતે લોકોનું આ તરફ વલણ થવા માંડ્યું: આ ઉપરાંત એક વાત લક્ષમાં રાખવાની છે કે ઉચ્ચ વર્ગના આપણા લોકોને મહેનત મજુરી ( manual work ) કરતાં મગજમારીના કામ તરફ વિશેષ ભાવ હોય છે એટલે પણ આ બાબત લોકોને ગમી. અને લોકોએ ઘણી આતુરતાથી સરકારી નોકરીઓનો સ્વીકાર કરવા માંડ્યો, સરકારી નોકરીમાં પ્રમોશનો સારાં મળે અને વળી પેન્શનનો લાભ એટલે કોઇ પણ ખાનગી નોકરી કરતાં સરકારી નોકરીમાં સૌથી વધારે લાભ સમાએલા હોવાથી લોકોએ સ્વીકાર કર્યો હોય તો એટલું જ કહેવું બસ થશે કેટલાકોએ જે કર્યું છે તે વ્યાવહારિક દૃષ્ટિએ બરાબર કર્યું છે સરકારે પોતાનો હેતુ પાર પાડ્યો છે, તેમ લોકોને કેળવણી મળી છે. સરકારે કેળવણી આપીને કોઇનુ નુકશાન કર્યું નથી. સરકારે આપણો પશ્ચિમ દેશની રૂઢિ પ્રમાણે કેળવણી આપી તોજ આપણામાં હાલની જાગૃતિ આવી છે એ ભુલવાનું નથી. આપણામાં જે મધ્યમ વર્ગ હાલ ઉભો થયો છે તે પણ આ કેળવણીના પ્રતાપેજ. આપણે હવે એમ સમજતા થયા છીએ કે સરકારના કેળવણીના ધોરણમાં ફેરફાર થવો જોઇએ અને આપણે જે ફેરફાર કરવા ધારીએ છીએ તેમ આપણને ફાયદો છે તો સરકારને આપણે વખતોવખત ચોક્સ સ્વરૂપમાં અરજો કરવી જોઇએ. જો આપણને એમ લાગે કે સરકાર આપણું ધોરણ સ્વીકારવા કોઇ પણ કારણસર તૈયાર નથી તો આપણે પ્રજામાં એવી ભાવના ઉત્પન્ન કરવી જોઇએ કે પ્રજાને જોઇએ તેવી સંસ્થાઓ ઉભી થાય અને આપણાં બાળકોનું હિત વહેલું સાધ્ય થાય. આ બધી બાબતને સારૂ પૈસાની જરૂર છે અને તે સરકાર પાસેથી આપણે જેમ માગીએ તેમ મળે તો નહી જ, કારણ કે સરકારને આખું રાજ્યતંત્ર ચલાવવામાં કેળવણીનું કેટલું મહત્વનું સ્થાન સરકારની દૃષ્ટિએ છે તે અવલંબીને સરકાર પૈસાની મદદ કરશે. સરકારે પૈસા કાઢવા જ જોઇએ એવો આગ્રહ લેઇને બેસીએ તો આપણું કાર્ય સિદ્ધ થાય નહીં, કારણ કે તે આપણી સત્તાની વાત નથી. આપણને જો પ્રજાકીય ધોરણ પર કેળવણી જોઇતી હોય અને આપણે નક્કી કરેલા ધોરણસર કેળવણી આપવી હોય તો આપણે પૈસા એકઠા કરવા જોઇએ અને જો આપણે આપણા પોતાના હિતને ખાતર જો ફંડ એકઠું ન કરી શકીએ તો તેનો અર્થ માત્ર એટલો જ થાય કે આપણે આપણા સ્વાર્થની ખાતર પણ આપણી કોથળીઓ ખાલી કરવા

હજી તત્પર થયા નથી, આપણામાં હજી પ્રજાકીય તત્ત્વ જોઇએ તેવું જાગૃત થયું નથી. આપણી પ્રજાનો સ્વાર્થ સાધવો હોય તો થોડા સ્વાર્થત્યાગની આપણને જરૂર છે. અહીંઆં એટલું કહેવું જરૂરનું છે કે કેળવણી લીધા પછી આપણને આપણા ધંધા હુન્નર પડી ભાગે છે એવું ભાન થયું, આપણે પરદેશી માલપર આધાર રાખવો પડે છે, આપણા દેશમાં કાચો માલ પુષ્કળ છે આ બાબતોનું ભાન થવાથી હાલ આ બાબતમાં જાપાની કેળવણીની ફતેહમન્દી જોઈ આપણને આપણી કેળવણી માટે અસંતોષ થવા લાગ્યો છે—આ બાબત સરકારે શાં સાધન યોજવાં અને પ્રજાએ સરકારને શી મદદ કરવી અથવા પ્રજાનું શું કર્તવ્ય છે તે બાબત દેશના હિતચિંતકોએ કટિબદ્ધ થવાનો ખરેખરો વખત આવ્યો છે એ દરેક હિંદવાસીએ ધ્યાનમાં રાખવાનું છે.

કેળવણીનો અર્થ હવે બધા સમજવા લાગ્યા છે, પણ હવે દરેક ઠેકાણે પ્રશ્ન એ થાય છે કે કેળવણી લેઇને આપણે કયા કામને માટે લાયક થઇએ છીએ. આર્ટસ કૉલેજની ઉચ્ચ કેળવણી લેઇએ તોપણ આપણે અમુક ધંધા ઉદ્યોગને સારૂ તૈયાર થતા નથી. સરકાર ચાર ધંધાને માટે કેળવણી આપે છે તેમાં ત્રણ સ્વતંત્ર ધંધાને માટે છે, તે (૧) વકીલાતનો, (૨) દાક્તરનો (૩) ઇન્જિનેરનો (૪) ખેતીવાડીનો. પહેલા ત્રણ ધંધાને માટે લોકોને ઘણો મોહ છે, કારણ કે તે ધંધા સ્વતંત્ર છે, તેમ આબરૂદાર ધંધા છે. ખેતીવાડીનો વિષય તો ઘણા શીખે છે, પણ ખેતીવાડીનો ધંધો કરનારા માણસો સાંભળવામાં અથવા જાણ્યામાં નથી. એમ કહીએ તો ચાલે. તે લોકો ખેતીવાડી ખાતામાં અથવા રેવન્યુ ખાતાઓમાં નોકરીઓ લે છે. ધંધા ઉદ્યોગના તરફ લોકોનું લક્ષ જવાનું કારણ એ છે કે સ્વતંત્ર ધંધાઓ પણ એટલા ભરાઇ ગયા છે કે લોકોને તેમાં પણ મુશ્કેલીઓ પડવા માંડી છે. મુંબઇ ઇલાકામાં મીલોનો ઉદ્યોગ ચાલુ થયો છે તેથી કેટલાક ઇન્જનેર, સ્પીનીંગ માસ્તરો, વીવીંગ માસ્તરો તૈયાર થાય છે એટલે એ તરફ થોડાક વળે છે, પણ એ મહેનત મજુરીના ધંધા છે એટલે લોકનું એ તરફ વિશેષ વલણ થતું નથી, તેમ તેમાં નોકરીઓ મેળવવાની મુશ્કેલીઓ અને કામ કરવાના સંજોગો જુદી જાતના હોય છે—સરકારી નોકરીની સરખામણીમાં લોકોને આ નોકરીઓ રૂચતી નથી એ સ્પષ્ટ કહેવાની જરૂર છે, તેમજ તેમાં અમુક જાતનું માનસિક વલણ અને અમુક જાતની હોંશીઆરી ન હોય તો આ નોકરીઓ મળી શકતી નથી તેમ થઇ શકતી નથી અને અભ્યાસ પણ થઇ શકતો નથી. વિશેષમાં જેઓ ઇન્જનેર થાય, સ્પીનીંગ માસ્તર થાય, વીવીંગ માસ્તર થાય તેમનાથી સ્વતંત્ર ધંધા થઇ શકતો નથી અને થાય તો ઘણા થોડાથી. આ બધું કામ આવડતું હોય તેથી કંઇ તેમનાથી મીલ ઉભી થઇ શકે નહીં. તે ઉપરાંત નવાં સાહસો ઉભા કરવા માટે કંઇ એકલું કારીગરીનું કામ આવડવું એટલુંજ બસ નથી તેને સારૂ બીજી ઘણી કાબેલીયત જોઇએ છીએ. આ બાબત આગળ ઉપર વિશેષ વિવેચન થશે તેથી આટલેજ આં બંધ કરૂં છું.

'પ્રજાકીય ધોરણે કેળવણીની પદ્ધતિ નક્કી કરવી હોય તો શું ધ્યાનમાં રાખવું તે

બાબત એક ગ્રંથકાર લખે છે —

A national system of Education, involves, implicitly or explicitly, a definite theory of the right ordering of national life The building up therefore of a stable system of national education involves either a stable condition of society and an equilibrium of social forces or extraordinary prescience of the future and a far seeing adjustment of means to definitely intended ends Unfortunately the demand for educational unity does not always mean that educational unity is possible People sometimes crave for that which facts beyond their control have placed furthest from their reach

પ્રજાકીય કેળવણીને સારૂ ધોરણ નક્કી કરતા પહેલા આપણા સમાજની સ્થિતિ કેવી છે તે તપાસવાની જરૂર છે, તેમ પ્રજાજીવનમા કયા તત્ત્વોની ખામી છે તેની પૂરતી કરવા સારૂ કેવા ઉપાયો યોજવા તેનો વિચાર કરવો જરૂરનો છે સમાજનુ હાલનુ સમતોલપણું બધા બળો હાલ્યાચાલ્યા વગર–ગતિહીન સ્થિતિમા છે તેથી છે એમ માનવાનુ નથી, હાલ દુનિયાના બળો Dynamic–ગતિવાળા–છે એમ માનવાનુ છે. આ લક્ષમા રાખી કેળવણીના હિમાયતીએ દેશને સારૂ પદ્ધતિ નક્કી કરી લોકો આગળ તેમ સરકાર સન્મુખ રજુ કરશે તો સરકાર તેમ લોકોને ઘણું જાણવાનુ મળશે

કેળવણીની પદ્ધતિ કેવી હોવી જોઇએ તે બાબત નીચેનો ઉતારો ટાકવા લાયક છે –

The chief task of any true " System of Education should be to develop individuality and variety of aptitude, interest and character and to keep open as many doors as possible for new and as yet unforeseen developments

આ વસ્તુઓ કેવી રીતે સાધ્ય કરવી એ કાર્ય દેશના હિતચિંતકોએ કરવાનું છે

સન ૧૯૦૪ મા ‘બ્રિટિશ એસોસીએશન ફોર ધી એડવાન્સમેન્ટ ઑવ્ સાયન્સ’ની મીટીંગ થઇ હતી તેમા કેળવણીશાસ્ત્ર મબધી ભાષણ આપતા ધી રાઇટ રેવરડ ધી લૉર્ડ **બીશપ ઑવ્ હીઅરફૉર્ડ**, ડી ડી એલ્, એલ્ ડી એ કેળવણીના સબધમા નીચે પ્રમાણે ઉદ્ગાર કાઢ્યા હતા જે મનન કરવા જેવા છે તેથી નીચે આપુછુ —

‘ True education aims at cultivating the highest and most efficient type of personality men not only appropriately and technically equipped for their professional business, but men endowed with the best gift and inspired with high purposes, men who desire to follow the more excellent ways and to lead others in them, who love knowledge, truth, freedom, justice, in all the relations of life, whether individual or social, men mark-

ed by sense of duty and moral thoughtfulness, public spirit, and strength of character '

" Such an education is the true basis of individual and natural welfare, and experience has abundantly shown how necessary this is to save men from distorted views of history, from wrong conceptions of patriotism and public duty, from mistaken aims and disastrous policy

" Thus for instance, a good and true education shows us that the true basis of life is moral and economic and not military, and the true aim of both individuals and nations is knowledge, justice, freedom, peace, magnanimity, and not pride aggression, force or greed '

કેળવણીનું લક્ષ્ય અને ધોરણ ઉપર પ્રમાણે રાખીએ તો આપણને જેની અગત્ય આપણા પ્રજાકીય જુસ્સાને માટે, સદ્‌વિચાર, અને કર્તવ્યભાનને સારૂ છે તે સારી રીતે સાધ્ય કરી શકીએ અભ્યાસક્રમની ગોઠવણી પણ આ સાધ્ય કરવાનુ છે એ લક્ષમા રાખીને થવી જોઇએ જો એકજ મુદ્દા આ લક્ષમા રાખી પ્રાથમિક માધ્યમિક અને ઉચ્ચ કેળવણીના અભ્યાસક્રમનુ ધોરણ ઠરાવે તોજ વિસગતતા થવાનો સંભવ રહે નહીં અને યથાર્થ રીતે ગોઠવણી થઇ શકે

કેળવણીના ઉદ્દેશ સબધી આટલો ઉપોદ્‌ઘાત કરી હવે આપણે પ્રાથમિક કેળવણી લઇએ નાના બાળકોનાપર નિશાળે આવતા પહેલા જે કઇ સંસ્કારો પડેલા હોય છે તે પોતાના ઘરના આચાર વિચાર રહેણી કરણી વગેરેના પડેલા હોય છે તે શિક્ષકે ધ્યાનમા રાખવાનુ છે જેમ એક સારી ઇમારત બાધવા માટે પહેલવહેલી સારી જમીન શોધી તેના પર પાયો રચવાનુ કામ સારૂ કરવુ પડે છે તેમ નાના બાળકોના મગજ, મન એ આપણી ભૂમિ છે એમા પાયો નાખવાનુ કામ શરૂ કરવાનુ છે સારી ઇમારત, મકાન વગેરે બાધવા માટે પડેલા સારા ઇજનેરોની સલાહ લેવી પડે છે, પ્લાન તથા એસ્ટીમેટ કરાવવા પડે છે, તેમ કેળવણીનો પાયો નાખવા માટે પણ સારા કેળવણીવિષયનિપુણ વિદ્વાનોએ આપણે કેળવણીની કેવી ઇમારત બાધવી છે તેનો વિચાર કરી પાયો નાખવાનુ કામ કરાવવુ જોઇએ પ્રાથમિક શાળાઓના શિક્ષક એમને હાથે પાયો નંખાવવાનો છે માટે પહેલવહેલુ જેમના હાથે પાયો નખાવવાનો છે તેમના ધ્યાનમા એટલુ લાવવુ જોઇએ કે આવા કાર્યને માટે તમારી પાસે પાયો નંખાવવાનો છે, એ પાયો નાખવામા જેટલી તમારી કુશળતા અને તમારા કર્તવ્ય ભાનનો તમે ઉપયોગ કરશો અને પાયો સારો ચોક્કસ અને દૃઢ નાખશો તેટલુ ઉપરના ભાગને માટે સુગમ થઇ પડશે 'બોર્ડ ઓવ્ એજ્યુકેશન'ના એક રીપોર્ટમા પ્રાથમિકશાળાના શિક્ષકોને 'Foundation-layers'—'પાયો બાધનાર' કહેવામા આવ્યા છે એ યથાર્થ છે કેટલીક વખતે અભ્યાસક્રમપર ઘણો ભાર મૂકવામા આવે છે અને એમ કહેવામા આવે છે કે અભ્યાસક્રમ જેટલો સારો હશે, પુસ્તકો જેટલા સારા હશે તેટલા પ્રમાણમા બાળકોની કેળવણી સુધરશે પરતુ એટલુ

ધ્યાનમા રાખવુ કે અભ્યાસક્રમ અને પુસ્તકો કરતા શિક્ષકપર વધારે આધાર છે મોન્સર ગીઝોએ જ્યારે ફ્રાન્સમા પ્રાથમિક શિક્ષણનુ બીલ પસાર થયુ ત્યારે પોતાના ભાષણમા કહ્યુ હતુ કે સરકાર કેળવણીનુ બીલ પસાર કરશે, પણ જ્યા સુધી તેને અમલમા લાવનાર સારા શિક્ષકો મળે નહીં ત્યા સુધી સઘળુ નિરર્થક છે જેમ જમીનમાથી સારો પાક લેવા માટે જમીનને જોવી પડે છે, પણ તે જમીન જ્યા સુધી સારી ખેડ, ખાતર અને પાણી ન મળે ત્યા સુધી સારો પાક મળી શકે નહીં તેમ કેળવણીના સારા ફળ મેળવવા માટે બાળકો બુદ્ધિશાળી હોય પણ તેને કેળવનારા અનુભવી, કર્તવ્યપરાયણ અને કુશળ ન હોય ત્યા સુધી કેળવણીનુ કાર્ય પૂર્ણ સંતોષકારક થાય નહીં પ્રાથમિકશાળાના શિક્ષકની સ્થિતિનું વર્ણન 'ગુજરાત કેળવણી પરિષદ'મા ઠરાવ મૂકતી વખતે કેટલાક ગૃહસ્થોએ કર્યું હતું હવે એ શિક્ષકોને સુધારવાના ઉપાય શુ યોજના તે સબધી જે સૂચનાઓ મૂકવામા આવી હતી તેમા એક ઠરાવ એવો હતો કે પ્રાથમિકશાળાના શિક્ષકોનો પગાર વધારવો પ્રાથમિકશાળાના શિક્ષકનો જે ચિતાર આપ્યો તેપરથી તો એટલુ અનુમાન કરવુ અયોગ્ય નહીં ગણાય કે પગાર વધાર્યાથી જ શાળાના શિક્ષકની Efficiency અને Sense of duty વધશે જ સાધારણ રીતે આપણે જાણીએ છીએ કે કોઇ પણ માણસ પાસે આપણે સારા કામની આશા રાખીએ તો પહેલુ તે માણસ પોતાને જે કામનો બદલો મળે છે તેથી સતોષી હોવો જોઇએ, પરતુ તે ઉપરાત મુખ્ય જરૂરનુ તો એ જ છે કે જે કાર્ય એણે હાથમા લીધુ છે તેને માટે તેને પ્રેમ છે કે નહી, તે કાર્ય સારૂ કરવુ એવુ તેનામા ભાન છે કે નહીં, જે કાર્ય કરવામા અનન્ય ભક્તિ પ્રકટ થતી નથી તે કામ કદી સારૂ થઇ શકતું નથી એ બીના ભૂલી જવી જોઇતી નથી

### પ્રાથમિક કેળવણી.

પ્રાથમિકશાળાના શિક્ષકની લાયકાત ઘણા ઉંચા પ્રકારની જોઇએ એ વાત સર્વમાન્ય છે. એમનામા કર્તવ્યભાન જોઇએ, સ્વાત્મમાનની લાગણી જોઇએ, જે વિષયો શીખવવાના હોય તેનુ સારૂ જ્ઞાન સપાદન કરેલુ હોવું જોઇએ, પરમેશ્વરનો ડર હોવો જોઇએ, તેઓ નીતિમાન્, બુદ્ધિશાળી, ચારિત્રવાન્ હોવા જોઇએ તેમનામા ખુશામત કરવાનો દુર્ગુણ હોવો જોઇએ નહીં આ બધી લાયકાત તેમનામા હોય પણ તેમનામા અસતોષ હોય તો તેઓ કેવી રીતે સારૂ કામ કરી શકે તે ખાસ પ્રશ્ન રહે છે. હવે આપણે પ્રાથમિક શાળાના શિક્ષકના પગાર બાબત વિચાર કરીએ પ્રાથમિકશાળાના શિક્ષકનો પગાર ઘણો જ ઓછો છે તે સર્વ કબૂલ કરે છે પ્રાથમિકશાળાનો શિક્ષક સાધુરામ હોતો નથી તે આપણે જાણીએ છીએ અને આપણે સાધુરામ શિક્ષક લાવી શકીએ એ અસંભવિત છે પગારનુ ધોરણ સરકારે તથા મ્યુનિસિપાલિટીએ ઠરાવેલુ છે સરકારી ખાતામા તેમ મ્યુનિસિપાલિટિમા દેશી માણસો દેશની પરિસ્થિતિથી વાકેફ એવા હોય છે, તો તે લોકોએ આવો હલકો પગાર પ્રાથમિકશાળાના શિક્ષકને વાસ્તે શા માટે ઠરાવ્યો હશે? તેનો જવાબ એજ હોઈ શકે કે સરકાર પાસે અથવા તો મ્યુનિસિપાલિટિ પાસે વધારે પગાર આપવાના સાધન નથી બીજો ઉત્તર એ હોઇ શકે કે જો આ શિક્ષકો આટલા ઓછા પગારમા નોકરી રહે

છે તો તેમનામાં વધારે કમાવાની શક્તિ નથી. આ બે જવાબ સાથે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે તેઓએ શિક્ષકનો ધંધો સ્વીકાર્યો છે એટલે તેમને બીજા ધંધા તરફ જવાનું વલણ થતું નથી તેમ તેઓ અસંતોષી છે છતાં પણ આ ધંધામાં પડયા રહે છે અને જેવું કામ અસંતોષી માણસ કરે તેવું કર્યે જાય છે ? આ પરિસ્થિતિ હવે પ્રજાની જાણમાં આવી છે અને આથી નુકશાન કોને થાય છે તેનો હવે પ્રજા વિચાર કરવા લાગી છે. પ્રજાને નુકશાન થાય છે તો તેના ઇલાજ શા છે. શિક્ષકને પાઠ શિખવવા ઉપરાંત, આચારવિચાર, નીતિ, વગેરે શીખવવું પડે છે, તેમ બાળકોના નાના નાના કજીઆ પણ ચૂકવવા પડે છે એટલે તેને ન્યાય તોળવાનું કામ પણ કરવું પડે છે જેને માથે આવા ધર્મ રહેલા છે અને જેને હાથે આપણે આપણા બાળકોની કેળવણીનો પાયો નંખાવવો છે તે શિક્ષકની કંગાળ સ્થિતિ હોય અને તેમનામાં કર્તવ્યભાન ન હોય તો આપણને આશ્ચર્ય થાય ? તે ઉપરાંત તેમનું દુઃખ વળી એવું છે કે તેમનાથી ખાનગી શિક્ષણ અપાય નહીં એવો મ્યુનિસિપાલિટિઓ નિયમ કરે છે આવી કમાણી કરવામાં શિક્ષકો પોતાનો વખત રોકે તો તેઓ શાળાનું કામ બરાબર ન કરી શકે, પોતાના વર્ગના વિદ્યાર્થીઓ ખાનગી શિક્ષણ આપે તો પક્ષપાત થવાનો સંભવ રહે એમાં કંઈક સત્ય છે, પરન્તુ આપણે જે માણસને નોકરીએ રાખીએ તેને પુરતો પગાર ન આપીએ અને તેને આપણે કામ કર્યા પછીના વખતમાં બીજી કમાણી કરતો બંધ કરવો એ એક નિર્દયતા નહીં તો બીજું શું કહેવાય? મોટા મોટા સીવીલ હોસ્પીટલોમાં દાક્તરો હોય છે જેમનો દરમાયો ઘણો સારો હોય છે તે છતાં સરકાર તેમને ખાનગી ધંધો કરવાની પરવાનગી આપે છે તો આ બિચારા શિક્ષકો જેમને પુરતો પગાર મળતો નથી એમને ફુરસદને વખતે ખાનગી શિક્ષણ આપવાનું બંધ કરાવવું એ ઘણી તાજુબીની બીના લાગે છે

લોકોને જો એમ લાગતું હોય કે આટલા થોડા પગારમાં સારી લાયકાતવાળા શિક્ષકો મળી શકતા નથી અને પ્રજાના હિતને નુકસાન થાય છે તો વારંવાર સરકારને અરજ કરવા કરતાં એક એવી શાળા ખોલવી જોઇએ કે જેમાં શિક્ષકોને સારો પગાર આપવો અને તેમાંથી જે વિદ્યાર્થીઓને શિક્ષણ અપાય છે તે ઉંચી પ્રતિનું અપાય છે એવી સરકારની ખાત્રી કરી આપવી. સાધારણ રીતે એવું જોવામાં આવે છે કે ખાનગી પ્રાથમિક શાળામાં પણ સરકારે પગારનું જે ધોરણ ઠેરવેલું હોય છે તેના કરતાં પગારનું ધોરણ વધારે રાખવામાં આવતું નથી. સરકારે જે ધોરણ ઠરાવ્યું છે તેજ ઉત્તમ છે એમ માની લેવામાં આવે છે. ખર્ચનો સવાલ આવે છે ત્યાં, અને તેમાં પણ કેળવણીના વિષયમાં ખર્ચ કરવાનો આવે છે ત્યાં, સામાન્ય વર્ગ પાછો હઠે છે, કારણ કે તેનું ફળ આપણા હાથમાં પ્રત્યક્ષ પૈસાના રૂપે આવતું નથી. પ્રજાકીય કેળવણીના ગ્રંથમાં એક ગ્રંથકાર લખે છે કે —

" Wishy—washy education is dear at any price In school work, quality matters far more than quantity "

જર્મનીની કેળવણીના સબંધીમાં તેજ ગ્રંથકાર કહે છે કેઃ—

"The very existence of the empire depends upon sea-power and school-power"

આપણે પોતાને Sea-power મેળવવાની જરૂર નથી, પણ School-power મેળવવાની જરૂર છે અને તે બાબતમાં ખર્ચ કરવામાં જેટલા આપણે પાછા પડીશું તેટલીજ આપણી ઉન્નતિ દૂર રહે એ નિઃસંશય સમજવું. પ્રજાની Brain-power વધારવી હોય તો કેળવણી પાછળના ખર્ચમાં પ્રજાએ મોકળે હાથે ખર્ચ કરવાની જરૂર છે. આપણે આપણી અજ્ઞાનતાને સારૂ કેટલો મોટો કર આપવો પડે છે તેનો ખ્યાલ હાલ આપણે પરદેશપર કેટલો આધાર રાખવો પડે છે તેના પરથી આવશે.

હવે આપણે પ્રાથમિક કેળવણીની પદ્ધતિ અને તંત્ર વિષે સહેજ વિચાર કરીએ. શિક્ષણપદ્ધતિ નકી કરેલી હોય પણ તેમાં લક્ષમાં રાખવાની બાબત એ છે કે શિક્ષક તેમ શિષ્ય બન્ને મનુષ્ય છે અને તેમનામાં બુદ્ધિ હોય છે અને તેમની બુદ્ધિ વાપરવાનો પણ તેમને અવકાશ આપવો જોઇએ. મનુષ્ય અને યંત્રમાં ફેર છે એ વાત ઘણી વખત ભૂલી જવાય છે, પરંતુ કેળવણીના વિષયમાં એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. પદ્ધતિના બંધન સખત હોવા જોઇએ નહીં. આ બાબતમાં એક ગૃહસ્થ લખે છે કે —

"Good men with poor ships are better than poor men with good ships. Good teachers with poor methods are better than poor teachers with good methods."

આમાં વિશેષ ભાર સારા શિક્ષકો શોધી કાઢવા પર છે. સારી પદ્ધતિ કરતાં સારા શિક્ષકોથી કેળવણીનો અર્થ સારી રીતે સાધ્ય થાય છે.

કેળવણીના તંત્રની બાબતમાં નીચેનો ઉતારો ધ્યાનમાં લેવા લાયક છે માટે આપ્યો છે—

"There is, indeed, a danger at the present time in this country of too much importance being attached to mere organization and machinery, and too little to the spirit that pervades them. Mr Matthew Arnold, in one of his last official reports on elementary schools, pointed out that "our *existing popular school, was far too little formative and humanizing,* and that much of it to which administrators point as valuable results is in truth mere machinery."

### માધ્યમિક કેળવણી.

હવે માધ્યમિક કેળવણીનો વિચાર કરીએ. પ્રજાને તેના અભ્યાસક્રમમાં ફેરફાર કરવાનું ઇચ્છાય છે એવું આપણે ગુજરાત કેળવણી પરિષદના ઠરાવપરથી જાણી શકીએ છીએ. એ ફેરફારની સૂચનાઓ ચોક્કસ સ્વરૂપમાં મૂકાઇ નથી, પણ જ્યાં સુધી સૂચનાઓ ચોક્કસ સ્વરૂપમાં કારણસહિત મૂકવામાં આવે નહીં ત્યાં સુધી સરકાર તેનાપર લક્ષ આપે

નહીં એ પણ સ્વાભાવિક છે. હવે આપણે એટલું સમજતા થયા છીએ કે માધ્યમિક કેળવણીના અમુક ધોરણનો અભ્યાસક્રમ કર્યા પછી ધધા હુન્નર સબંધી જ્ઞાન અપાય તો તો વધારે સા બધા વિદ્યાર્થીઓને આ અભ્યાસક્રમ અનુકૂળ નથી તેને સારુ પ્રશ્ન એ થાય છે કે સરકાર આ ફેરફાર કરવા તૈયાર છે કે નહીં? બીજો પ્રશ્ન એ છે કે આપણને જે પ્રકારનો અભ્યાસક્રમ જોઇએ છીએ તે બધા વિદ્યાર્થીઓને અનુકૂળ આવશે કે કેમ? ત્રીજો પ્રશ્ન એ છે કે અભ્યાસક્રમ ઘડાય તે શહેરના વિદ્યાર્થીઓની જરૂરીઆત પરથી થવો જોઇએ કે, શહેર અને ગામડાઓના વિદ્યાર્થીઓ બનેની જરૂરીઆત તપાસીને? સાધારણ રીતે એવું બને છે કે આ પ્રશ્નોનો જેઓ વિચાર કરે છે તેઓ શહેરમા વસનારા હોય છે એટલે શહેરની દ્રષ્ટિએ બધી કેળવણીનો વિચાર થાય છે શહેરની વસ્તી કરતા ગામડાઓની વસ્તી વિશેષ છે અને હિન્દુસ્તાનમા ખેતીના ધધાપર નિર્વાહ કરનારો વર્ગ પણ ઘણો વિશેષ છે માટે આ બધુ ધ્યાનમા રાખી અભ્યાસક્રમનો વિચાર થાય તો સારું ખેતીનો ધધો કેળવાએલા વર્ગને પ્રિય થાય એ પહેલું કામ આપણે કરવાનુ છે, કારણ હાથમહેનત તરફ આપણા લોકોનુ વલણ ઘણુ ઓછુ હોય છે ખેતીના ધધા તરફ લોકો વળે તો તેમા મોટો ફાયદો છે પણ શહેરના લોકોને તે ગમશે નહીં, અને ગામડાના લોકોને આપણે કેળવણી આપવાનો પ્રયાસ કરીએ તો તેમનામા તેવો વખત રોકવાને માટે અવકાશ છે કે કેમ અને ખેતીવાડીની સસ્થાઓ સરકાર ગામેગામ નિભાવવા તૈયાર છે કે કેમ અને હાલની શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે ખેતીવાડીનુ શિક્ષણ દાખલ કરીએ અને પશ્ચિમના દેશના અર્વાચીન હથિયાર વાપરવા તરફ લોકોનુ વલણ કરીએ તો મોટા જથામા જમીન મળી શકે કે કેમ, પાણીના સાધન પૂરતા છે કે કેમ આ બધા પ્રશ્નો બહુ મહત્ત્વના છે ખેતીવાડી તરફ લોકોને વાળવા એ સિદ્ધાંત બરાબર છે તેની સાથે આ બધા પ્રશ્નોનો વિચાર કરવો અગત્યનો છે

આ સિવાયના જે બીજા ધધાઓ છે અને જે બાર તેર વર્ષની ઉમ્મરના માધ્યમિક શાળાઓમા ભણતા છોકરાઓને ઉપયોગી છે તે ઘણાખરા શહેરમા શીખી થઇ શકે એવા છે અને તેને માટે ક્ષેત્ર કેટલુ છે તે બધાનો વિચાર કરીને અભ્યાસક્રમ ગોઠવવા અને વિદ્યાર્થીઓ દાખલ કરવા જોઇએ બીજું, બધા વિદ્યાર્થીઓને હાથ મહેનતના ધધાઓમા પ્રેમ હોય નહીં એ પણ સ્વાભાવિક છે સુતારનું કામ બધાથી થઇ શકે નહીં, લુહારનુ કામ પણ બધાથી થઇ શકે નહીં માટે આ ધધાઓને માટે જેનામા કુદરતી બુદ્ધિ હોય તેવાઓને જ પહેલા પસંદ કરવા જોઇએ અને તેમને જ ધધાઓ તરફ વાળવા જોઇએ હાથમહેનતના આ ધધાઓમા મગજનુ કામ નથી એવુ જો કોઇનુ માનવુ હોય તો તે ભૂલભરેલુ છે આ ધધાઓમા પણ મગજશક્તિનો ઉપયોગ કરવા ઉપરાંત હાથ અને આંખને ખાસ કેળવવાની જરૂર રહે છે આ વિષયો શાળામા શીખવતી વખતે નીચેની બાબત ધ્યાનમા રાખવાની છે

'Instruction and knowledge are too often confounded with education and mere machinery and organisation prevent the development of the

scientific spirit Many of the men who are supposed to have had a complete technical education are very poor specimens of humanity and character, devoid of all originality, and with a very narrow view of the world. Some of them may manage to pile up fortunes for themselves, but they will do little to make their country great Even from a practical point of view, success in any trade or profession does not depend so much on the amount of information which may have been crammed into the learner's head as is often supposed It depends incomparably upon their capacity for useful action than upon their acquirements in knowledge All experience proves that the spiritual is the present and first cause of the practical, and, especially in the economic history of the Middle Ages, shows us that an ounce of manly pride and enthusiasm is worth more than a pound of technical skill"

હવે આપણે માધ્યમિક કેળવણીના અભ્યાસક્રમ તરફ નજર નાખીએ. હમણાં ચારે દિશાએથી એવી બૂમ આવે છે કે હાલના અભ્યાસક્રમમાં જૂદા જૂદા વિષયોનો બોજો વિદ્યાર્થીઓ પર વધી ગયો છે. હાલના વિષયોમા અંગ્રેજી, ગણિત, ઇતિહાસ, ભૂગોળ, બીજી ભાષા, વિજ્ઞાન, સ્વભાષા આટલા વિષયો ફરજીઆત શીખવાના હોય છે એટલુ તો ખરૂ કે વિષયો વધારે હોય તો જે જે વિષયોનુ જ્ઞાન આપવાનું હોય તે સારૂં અને સંગીન આપી શકાય નહીં, તેમ બીજો પ્રશ્ન એ વિચારવાનો છે કે દરેક વિદ્યાર્થી શ્રમ લેઇને દરેક વિષય શીખી શકે કે નહીં ત્રીજો પ્રશ્ન એ વિચારવાનો છે કે આટલા વિષયો શીખતાં તેમની શારીરિક કેળવણીને સારૂ તેમને વખત મળે કે કેમ શરીર સારૂ હશે તોજ માનસિક કેળવણીનો ઉપયોગ છે એ સારી રીતે સમજવાનુ છે. ગુજરાત કેળવણી પરિષદને અંગે મેટ્રીક્યુલેશનમાં કેટલા વિષયો ફરજીઆત રાખવા અને કેટલા ઐચ્છિક રાખવા એ બાબતનો પ્રશ્ન ઉભો થયો છે અને તેનો નિવેડો તે બાબત સારૂ નીમાએલી કમિટિ કેવો લાવે છે તે આપણે જોવાનું છે. એટલુ કહેવુ અત્રે જરૂરનુ છે કે જો કેટલાક વિષય સ્વભાષા દ્વારા શીખવવામા આવે તો વિદ્યાર્થીઓને નડતી ઘણી મુશ્કેલીઓ ઓછી થઈ જાય, અને અંગ્રેજી ભાષાનુ જ્ઞાન આપવામાં તેમ જ તે શીખવામા વિદ્યાર્થીઓને વધારે વખત મળે. આપણે વિચારવાનુ એ છે કે કેટલાક વિષયોનુ જ્ઞાન આપણે આપવુ છે એ જરૂરનું છે કે તે અમુક ભાષાદ્વારા આપવુ એ વધારે જરૂરનુ છે. સામાન્ય રીતે એટલુ તો કબૂલ થશે કે આપણો ઉદ્દેશ તેમને અમુક વિષયોનું જ્ઞાન આપવાનો છે. અંગ્રેજી ભાષાનો ઉપયોગ કર્યા સિવાય જો અમુક વિષયોનું જ્ઞાન સહેલાઇથી અને સંગીનપણે અપાતુ હોય તો તેમા કંઈ પણ વાંધા જેવું નથી.

માધ્યમિક શાળાની ફી બાબતનો પ્રશ્ન પરિષદ વખતે નીકળ્યો હતો. આ બાબતમા પ્રજાનો મત ફી ઓછી કરવાનો થવાનો, સરકારનો તેમ ખાનગી સંસ્થાઓનો ફી વધારવા તરફ થવાનો, કારણ કે સરકારને જેટલી ફી ઓછી આવે તેટલો ખર્ચનો બોજો વધે, તેમ

ખાનગી સંસ્થાઓવાળાને પણ પોતાને બચત ઓછી થાય સરકારનું ધારવું શીનું ધોરણ એવું છે કે જો કોઈ પણ સંસ્થાએ પોતાનું શિક્ષણકાર્ય સંગીન કરવું હોય, તો શીનું ધોરણ ઘણું નીચું લાવી શકાય તેમ નથી એવું મારું માનવું છે જો ખાનગી સંસ્થાઓ પાસે ફંડો હોય તો ફી ઘટાડી શકે હાલના વખતમા શહેરોમા શિક્ષકોને પગાર સારો આપવો પડે છે, સમનભાડું પણ વધી ગયું છે એટલે સરકારે સરકારી ધોરણ સ્તરતા ફીનો નિયમ કર્યો છે તે ઘણે અંશે ગેરવ્યાજબી નથી પહેલાના કરતા નિશાળમા સાધનો વધારે રાખવા પડે છે ‘ સાયન્સ ’ નો વિષય દાખલ થયા પછી ચાલુ ખરચ પણ વધ્યો છે

માધ્યમિક શાળાઓના શિક્ષકો વિષે બે શબ્દ કહેવાના છે કેટલાક વખતથી માધ્યમિક શાળાના શિક્ષકોની સ્થિતિ પણ અસંતોષકારક થઈ પડી છે તેમને પોતાની સ્થિતિથી સંતોષ નથી અને ભણાવવાના સાધના પડે છે મોંઘવારી વધી ગઈ છે અને બીજી રીતે પણ ખર્ચ વધી ગયું છે એટલે તેને સારુ દ્રવ્યોપાર્જન કરવા આ અનિવાર્ય થઈ પડયું છે માધ્યમિક શાળાઓના ગુજરાતના શિક્ષકોનો ઇતિહાસ તપાસીશું તો એટલું તો આપણને સ્પષ્ટ જણાશે કે કેળવણીના વિષયમા ઘણા થોડાએ આગળ પડતો ભાગ લીધો છે અને કોઈ ખાસ વિષય પર પણ ખાસ પ્રીતિ રાખી તેનો અભ્યાસ કરી જનસમાજને પોતાના અભ્યાસનો લાભ ઘણા થોડાએ જ આપ્યો હશે શિક્ષક તરીકે તેમ સાક્ષર ( Scholar ) તરીકે ગુજરાતીઓમા રા બા કમળાશંકર અને રા રા કેશવલાલભાઈએ કીર્તિ મેળવી છે તેવી તેમની પછી બીજા કોઈએ મેળવી હોય તેવું જણવામા નથી ઇગ્લંડમા તેમ અન્ય દેશોમા માધ્યમિક શાળાઓના શિક્ષકો કેવા પ્રયત્નો કરે છે તે જુદી જુદી કંપનીઓના નવા પુસ્તકોની યાદીઓ પરથી માલમ પડે છે તેમ કેટલેક ઠેકાણે દરેક વિષયના શિક્ષકોના એસોસીએશન હોય છે અને તેમા વિષય શીખવવાની પદ્ધતિ સબંધી ચર્ચાઓ થાય છે અને વિચારની આપ-લે છે. આવી સંસ્થાઓએ ત્યાના શિક્ષકોનો પોતાના વિષય પ્રત્યેનો પ્રેમ બતાવે છે

હાલ પ્રાથમિક તેમ માધ્યમિક કેળવણીમા એક ખામી જોવામા આવે છે તે પર ખાસ લક્ષ આપવાની જરૂર છે ગુરુ અને શિષ્યનો ભાવ નાબુદ થયો છે એવી ઘણે ઠેકાણે બૂમ છે આ ભાવ કેવી રીતે સ્થાપિત થાય તે દરેક કેળવણીના હિમાયતીએ વિચારવા જેવું છે શિક્ષકમા ગુરુનો ભાવ ઉત્પન્ન કરવા કયા ગુણ હોવા જોઈએ તે બાબત નીચેના ફકરાઓ ઉપયોગી છે —

‘ It cannot be too often repeated that it is the master that makes the school And indeed, what a well assorted union of qualities is required to constitute a good schoolmaster ! A good school master ought to be a man who knows much more than he is called upon to teach, that he may teach with intelligence and taste, who is to live in a humble sphere, and yet to have a noble and elevated mind, that he may preserve that dignity of sentiment and deportment without which he will never obtain the respect and confidence of families who possesses a rare mixture of gentleness

and firmness, for, inferior though he be in station to many individuals in the commune, he ought to be the obsequious servant of none—a man not ignorant of his rights, but thinking much more of his duties, shewing to all a good example and serving to all as a council, not given to change his condition, but satisfied with his situation, because it gives him the power of doing good, and who has made up his mind to live and die in the service of primary instruction, which to him is the service of God and his fellow creatures. To rear masters approaching to such a model is a difficult task, and yet we must succeed in it, or else we have done nothing for elementary instruction.'' *(From a speech by Mr Guizot in introducing a Bill on Elementary Education to the French Chamber of Deputies in 1832.)

'Looking at the training of teachers, we strive to make men and women competent for the difficult duties which the task of educating our people lays upon them, to equip them with knowledge, and to fill them with enthusiasm for the work which is to enable our future generations to accomplish, with increasing strength and clearer insight, those tasks in the civilization of the world which Providence has marked out for the German people. (From Prof Rein's paper on "Tendencies in the Educational Systems in Germany" in Vol. III of Special Reports on Educational Subjects.)

---

* "આ વાત જેટલી ફરી ફરીને કહીએ તેટલી ઓછી જ છે કે શિક્ષક જ શાળાનો બનાવનાર છે અને ખરેખર એનામા વિવિધ ગુણોનુ કેવુ સારૂ મરટન બન્યુ હોય તો સારો શિક્ષક થાય.' સારા શિક્ષકે પોતાને શીખવવુ પડતું હોય તે કરતા ઘણુ વધારે જાણવુ જોઇએ—કે જેથી એ બુદ્ધિ અને રસિકતા પૂર્વક શીખવી શકે, એ ગરીબ સ્થિતિમા રહે, છતા એનુ મન ઉચ્ચ અને ઉદાર હોવુ જોઇએ જેથી એ અન્તરમા અને બહારમા મહાનુભાવવૃત્તિ રાખી શકે, કે જે વૃત્તિ વિના એનામા કુટુમ્બોને વિશ્વાસ કે માન આવી શકે જ નહિ, એનામા વળી કોમળતા અને દૃઢતાનુ અદ્ભુત મિશ્રણ હોવુ જોઇએ, જેથી જનસમાજમા એ બીજા ઘણા જનો કરતા ઊતરતી પદવીએ રહ્યા છતા પણ કોઇનો પોતે નોકર છે એવો ખુશામતીઓ ભાવ એનામા આવવો ન જોઇએ, એ પોતાના હક વિષે અજાણ હોવો ન જોઇએ, પણ પોતાની ફરજો વિષે વિશેષ વિચાર કરતો હોવો જોઇએ. એ સૌને દૃષ્ટાન્તરૂપ હોય, અને સૌનો સલાહકાર બને, પોતાની સ્થિતિ બદલવાને તત્પર નહિ, પણ તેથી સન્તુષ્ટ—કારણ કે એ સ્થિતિમા બીજાનું કલ્યાણ કરવાની એનામા વિશેષ શક્તિ હોય છે, એને પ્રાથમિક શિક્ષણની સેવામા જ જીવન અને મરણ પામવાનો નિશ્ચય હોવો જોઇએ—કારણ કે એ જ એને પ્રભુની સેવા અને એ જ એને મનુષ્યબાન્ધવની સેવા છે. આ ભાવનાને લગભગ પહોંચતા શિક્ષકો તૈયાર કરવાનું કામ કઠિન છે, છતા એમા આપણે ફતેહ મેળવવી જોઇએ—નહિ તો આપણે પ્રાથમિક શિક્ષણ માટે કાંઇ જ કર્યું નથી એમ સમજવું."

હવે શાળામાં લેવાની પરીક્ષાઓની શી અસર થાય છે તે સંબંધમાં પ્રિન્સ બિસ્માર્કનું વચન ટાંકવા લાયક છે માટે નીચે આપ્યું છે:—

"We are ruined by examinations; the majority of those who pass them are mentally so run down that they are incapable of any initiative ever afterwards. They take up a negative attitude towards everything that is submitted to them, and what is worst, of all, they have a great opinion of their capabilities because they once passed all their examinations with credit" (Conversation with Prince Bismark. Von. Poschinger Ed. Sidney Whitman, Harper 1900, p. 290.)

## કૉલેજની કેળવણી.

મેટ્રીક્યુલેશન થયા પછી મોટે ભાગે વિદ્યાર્થીઓ કૉલેજમાં શિક્ષણ લેવા જાય છે. શાળાઓમાં શિક્ષણ આપવાની પદ્ધતિ હોય છે તેના કરતાં કૉલેજોમાં પદ્ધતિ જૂદી હોય છે. ઘણા વિદ્યાર્થીઓના સંબંધમાં આ પદ્ધતિ—એટલે ભાષણો આપી વિદ્યાર્થીઓને તેમના વિષયનું જ્ઞાન અને બોધ આપવાની—નિષ્ફળ નીવડે છે, કારણ કે જેટલી જોઇએ તેટલી તૈયારીથી વિદ્યાર્થીઓનો મોટો ભાગ શાળામાંથી આવતો નથી. અભ્યાસ કરવાની પદ્ધતિ કેવી હોવી જોઇએ તે સંબંધી તેમને જ્ઞાન હોતું નથી એટલે પોતાના વિષયો કેવી રીતે તૈયાર કરવા તેમાં તેઓ ઘણા ગુંચવાઈ જાય છે. માધ્યમિક શાળાઓમાં જો વિદ્યાર્થીઓમાં અભ્યાસ કરવાની પદ્ધતિ સંબંધે જ્ઞાન અપાયું હોય અને સારી ટેવો—ખાસ કરીને નિયમિતપણાની, અને સંગીન કામ કરવાની—જે કામ કરવાનું હોય તે પોતાની શક્તિ પ્રમાણે જેટલું સારૂં થઈ શકે તેટલું સારૂં કરવાની, ચોકસાઇની—આ ટેવો ખાસ કરીને પાડવામાં આવે તો તેમને કૉલેજમાં ઘણી થોડી અગવડ પડે. ઉપર બતાવેલી ટેવોનો અભ્યાસ પાડવાનું કેટલું જરૂરનું છે તે શિક્ષકોએ તેમના મગજ પર સારી રીતે દૃઢ કરવું જોઇએ. દુનિયામાં ફત્તેહ મેળવવાને સારૂ શાળાના જ્ઞાન કરતાં આ સારી ટેવોની જરૂર વિશેષ છે એ તેમના પર સુદૃઢ કરવું જોઇએ વિદ્યાર્થીઓના મગજમાં એવો ખ્યાલ પેશી જાય છે કે પરીક્ષા પાસ કરવાને સારૂ માર્ક મળશે એટલે બસ. પરીક્ષામાં પાસ થઈ બી. એ. ની અથવા કોઈ પણ ડિગ્રી મેળવી એટલે તરી પાર ઉતર્યા! દુનિયામાં ડિગ્રીવાળા મનુષ્યો કરતાં, સંગીન જ્ઞાન ધરાવનારા અને સંગીન કામ કરવાની શક્તિ ધરાવતા નીતિમાન્ પુરૂષોની જરૂર છે એ દરેક વિદ્યાર્થીએ જાણવું જોઇએ. દુનિયામાં ડિગ્રી ધરાવનારા ઘણા હોય છે. તેઓને માન આપવાની પ્રબળ ઇચ્છા થતી નથી, પણ દુનિયાને ઉપયોગી જે પુરૂષો કાર્ય કરે છે ભલે તે ડિગ્રીવાળા હો કે નહીં તેમને દુનિયા માન આપે છે અને તે જ જનસમાજને આદર્શરૂપ થાય છે. વિદ્યાર્થીઓએ એટલું પણ સમજવું જોઇએ કે કોઈ પણ ધંધો કરવામાં પણ આ ગુણની આવશ્યકતા ઘણી જ છે અને દરેકનો ધંધામાં ફત્તેહ મેળવવાનો ઘણો આધાર પોતાનામાં આવા સારા ગુણો ઉપર રહે છે, નહીં કે ડિગ્રી પર. પરીક્ષામાં ત્રીશ માર્ક પમાર થવાય છે, પણ ધંધામાં તેવું નથી; તેમાં જ્યારે આપણી બધી બુદ્ધિનો અને

સંજોગોનો અનુકૂળ રીતે ઉપયોગ કરવાનુ જ્ઞાન હોય અને ડહાપણ હોય તો જ ફત્તેહમંદ થવાય છે

કૉલેજમા નીચના વર્ગમા વિદ્યાર્થીઓની સખ્યા એટલી બધી હોય છે કે પ્રોફેસર એ વિદ્યાર્થીના સંબધમા આવી શકતા નથી પ્રોફેસરો અને વિદ્યાર્થીઓ એક બીજાના સમાગમમા વિશેષ આવે એવી રીતની યોજના પ્રોફેસરો કરે તો વિદ્યાર્થીઓને વધારે લાભ થવા સંભવ છે અઠવાડીએ અઠવાડીએ અથવા મહીને મહીને થોડા થોડા વિદ્યાર્થીઓને પોતાને ત્યા બોલાવતા હોય, તેમના અભ્યાસ સબધી વાતચીત કરતા હોય અને તેમના સમાગમમા આવતા હોય તો પ્રોફેસરોના સારા ચારિત્રની છાપ શિષ્યો પર પડે એટલુ જ નહીં પણ વિદ્યાર્થીઓનો ગુરૂ પ્રત્યે પ્રેમ ભાવ વધતો જાય કેટલુક વાતચીતમા શીખાય છે તેવુ બીજી રીતે શીખાતું નથી મુબઇની કેટલીક કૉલેજના પ્રોફેસરો આવા મેળાવડા કરે છે અને તેની અસર ઘણી સારી થાય છે અને તે જન્મ પર્યંત રહે છે

## ટેકનીકલ એજ્યુકેશન.

દરેક બાળક પોતાના હાથ અને આખ વાપરી શકે છે, પણ હાથનો અને આખનો સારી રીતે ઉપયોગ કરતા શીખવવાની જરૂર છે હાથેથી થતુ કામ તેમને શીખવાડવામા આવે તો તેમને આખનો ઉપયોગ કરતા સારી રીતે આવડે, તેમ હાથમહેનતના કામને સારૂ કટાળો પણ ઉપજે નહીં સામાન્ય રીતે દુનિયાના ચાલુ વ્યવહારને સારૂ જોઇતુ સુતારી અને લુહારી વિષયોનુ જ્ઞાન જો આપવામા આવે તો બેશક વિદ્યાર્થીઓને ઘણો ફાયદો થાય એટલુ જ નહીં પણ ભૂમિતિ અને યાન્ત્રિક શાસ્ત્ર વગેરેના નિયમો તેઓ સારી રીતે સમજે આ બે વિષયો Manual Training તરીકે Middle Schoolમા (નીચના અંગ્રેજી ધોરણોની શાળામા) દાખલ કરી શકાય જે વિદ્યાર્થીઓ વધારે અભ્યાસ કરી શકે એવા હોય નહીં અને જેઓને પોતાના ઉદરપોષણને માટે કમાવાની જરૂર છે તે વિદ્યાર્થીઓ સાધારણ કારીગર તરીક તૈયાર થઇ શકે સુતારી અને લુહારી કામ તેમ સામાન્ય કેળવણી એ બધુ ત્રણ વર્ષમા પૂરૂ કરી શકાય જે વિદ્યાર્થીઓ આગળ શીખી શકે એવા હોય અને જેઓ કૉલેજમા ન જઈ શકે એવા હોય અથવા જેઓને હાથમહેનતના કામ તરફ પ્રીતિ હોય તેવાઓને ઉચી પ્રતિનુ સામાન્ય જ્ઞાન અને તેની સાથે Chemical, Mechanical, Domestic, Building, Art (રાસાયનિક, યાન્ત્રિક, ગૃહ શિલ્પ અને કળાનુ) આ વિષયોમાના કોઇનુ સારૂ જ્ઞાન આપવામા આવે અને તેની સાથે જો કોઇને શિક્ષકના ધધાને માટે તૈયાર થવુ હોય તો તેને તે પણ શીખવવા સાધન રાખવુ આવી રીતે શાળામા આટલા વર્ષ કેળવણી લેઇને જે કારીગર તૈયાર થાય તો પ્રજાને સારી પ્રતિના નીતિમાન્ કારીગરો મળે અને પ્રજાજીવનમા પણ ભાગ લેઈ શકે

ટેક્નીકલ એજ્યુકેશન આપવાને સારૂ જે તૈયારી કરવાની છે તે એ કે જે વિદ્યાર્થીઓ કોઈ પણ ધધાને માટે તૈયાર થાય તેમને પહેલા પોતાની આખોનો બરાબર ઉપયોગ કરતા

અને પોતાની સાધારણ સમજશક્તિનો ઉપયોગ કરતાં આવી રીતે શીખવાડવું જોઇએ ( Keeping their eyes open and applying common sense ) અવલોકન કરવાની ટેવ, પ્રયોગ કરવાની ટેવ, અને સાચાં અનુમાન કરવાની ટેવ—આ ત્રણ ટેવ નાનપણથી પાડવામાં આવે તો કોઈ પણ વિષય શીખવાને તેમને અડચણ પડશે નહીં, પણ પોતાનો માર્ગ ગમે તેવા મંજોગોમા કેવી રીતે કાઢવો તે તેમને સારી રીતે આવડશે, ધંધા હુન્નરમાં જેટલું ચોપડીઓમાં લખેલું કામ લાગે છે તેના કરતાં પોતાનો ખાત અનુભવ અને પોતાની બુદ્ધિ વધારે ખપ લાગે છે, એટલું જ નહીં પણ પુસ્તકો ગમે તેવાં પૂર્ણ હોય પણ જ્યાં સુધી પોતાની વિચારશક્તિ ખીલી ન હોય ત્યા સુધી ચોપડીમાં લખેલા જ્ઞાનનો પણ ઉપયોગ થઈ શકતો નથી. આ અનુભવ સિદ્ધ વાત છે. એક અમેરીકન ગ્રંથકાર આ સંબંધમાં નીચે પ્રમાણે લખે છે:—

" Brains, the ability to do, not stores of unassimilated and unapplicable knowledge, is the great need and demand of to day in the machine shop and foundry...................... '

આના સંબધમાં નીચેની ચાર લીટીઓ ધ્યાનમા રાખવા જેવી છે: —

> " I grant the present age is one of learning
> But while knowledge waxes, understanding wanes,
> A man can now count the stars in the heavens
> But fails to perceive the impure on his own face '
>
> From a Malay Poem, Marsden s Grammar p 211.

ટેકનીકલ એજ્યુકેશનનો ઉદ્દેશ કેવો જોઇએ તે બાબત પ્રીન્સ ક્રોપોટ્કીન નીચે પ્રમાણે લખે છે:—

" To give such an education that on leaving school at the age of eighteen or twenty, each boy and girl should be endowed with a thorough knowledge of science—such a knowledge as might enable them to be useful workers in science—and, at the same time, to give them a general knowledge of what constitutes the bases of technical training, and such a skill in some special trade as world enable each of them to take his or her place in the grand world of the manual production of wealth '

આ ઉદ્દેશ સાચવીને એક ટેકનીકલ સ્કુલ મૉસ્કોમા થઈ હતી અને તેમાં Mechanical Section )માં કેવું જ્ઞાન આપવામાં આવતું હતું તેનો જે વિચાર આપવામા આવ્યો છે તે ઉપરથી તે પ્રયોગ ફત્તેહમંદ થએલો છે અને આપણા દેશને એ પ્રતિની સસ્થા અનુકૂળ થાય એવુ મારૂં માનવું છે. માટે જો ટેકનિકલ શાળા કાઢવાની હોય તો આ સ્કુલની માહીતી મેળવવી ઘણી જરૂરની છે, તેમાં વિદ્યાર્થીઓનાં હાથનુ થએલું કામ

મોટા પ્રદર્શનમા મૂકવામા આવ્યુ હતું અને ત્યા તેને માટે ચાંદ મળ્યા હતા મિકેનિક્સ, અને ગણિતનુ જ્ઞાન ઘણા ઉંચા પ્રકારનુ આપવામા આવતું હતું યુનિવર્સિટીમા એમ એ, ની ડિગ્રી માટે જેટલુ ગણિત જાણવુ પડતું તેટલુ આ સંસ્થાના વિદ્યાર્થીઓ જાણતા વધારામા તે ગણિતનો વ્યવહાર કામમા, યંત્ર બનાવવામા, બીજા લોખંડના દાગીના બનાવવામા, એન્જીનો બનાવવામા વગેરે કઈ રીતે ઉપયોગ કરવો તે જાણતા હતા જો આપણે આવી પ્રતિના કારીગરો તૈયાર કરીએ તો સૌથી ઉત્તમ પ્રતિના થશે અને પોતાને વાપરવાના સંચા કેમ ચલાવવા તે જાણશે, એટલુ જ નહીં પણ સંચાઓ અહીંઆ કેવી રીતે બનાવવા, નવા ફેરફારો શુ કરવા, કઈ જગાએ ફેરફારસર કરવી વગેરે બહુ સારી રીતે કરશે. હવે હિન્દુસ્તાનમા એવા કારીગરોની જરૂર છે. આપણામા મગજશક્તિ અને હસ્તશક્તિ બે એકત્ર થશે અને તેનુ પરિણામ ઘણું ઉમદા નીવડશે

હવે જેવી રીતે Mechanical Sectionની જરૂર છે, તેવી જ આપણે Chemical Sectionની જરૂર છે કૉલેજોમા રસાયનશાસ્ત્રીઓ શીખવાડવામા આવે છે હવેના અભ્યાસક્રમ પ્રમાણે જે વિદ્યાર્થીઓ એ વિષય લેઈને બી એસ સી, અથવા એમ એસ સી થશે તેમને શાસ્ત્રીય (Theoretical) તેમ જ ક્રિયાત્મક (Practical) રસાયનનુ ઘણુ સારૂ જ્ઞાન મળશે હવે પ્રશ્ન માત્ર એ રહે છે કે તેમને જે જ્ઞાન મળ્યુ છે તેનો હવે ઉદ્યોગમા શી રીતે ઉપયોગ કરવો જો આપણા દેશમા એવી સંસ્થા હોય કે જ્યા ઉદ્યોગ સંબંધી પ્રશ્નોનો નિકાલ થાય તો ત્યા આવા ઉચ્ચ કેળવણી પામેલા વિદ્યાર્થીઓનો ઉપયોગ થઈ શકે Chemical Industryનુ કંઈ પણ કામ કરવુ હોય તો Laboratory (પ્રયોગશાળા) જોઈએ એવુ સાધન ખાનગી રીતે ઉભુ કરવુ બહુ મુશ્કેલ છે, પણ જો એક સંસ્થા ઉભી થાય અને એમા આપણા દેશની કાચી વસ્તુઓના—જેવી કે તેલના બીઆ, ખનિજ પદાર્થો, જંગલની પેદાશ વગેરેના ઉદ્યોગની દૃષ્ટિથી અભ્યાસ કરવામા આવે તો દેશને ઘણો મોટો ફાયદો થાય અને જે રસાયનશાસ્ત્રીઓ તૈયાર થાય છે તેમને કામ કરવાનુ ક્ષેત્ર મળે આપણા દેશના હિતચિન્તકોએ આ પ્રશ્ન આ લડાઇના વખતે બહુ વિચારવા જેવો છે અને આ તક જો આપણે ખોઈ અને પ્રમાદ કર્યો તો તેના આપણને ઘણા માઠા ફળ ભોગવવા પડશે આપણા દેશમા નવા ધંધા ઉદ્યોગ કરવાને સારૂ ઘણા થાપણવાળાઓ ઉત્સાહ બતાવે છે, પણ તેમનાથી પ્રાથમિક ખરચ કંઈ પણ થઈ શકતું નથી અને તેથી નવા રાસાયનિક ધંધાઓ થતા નથી પ્રયોગો કરવા સારૂ પ્રયોગસંશોધનશાળા જોઈએ અને ખર્ચ જોઈએ જો પ્રજા તરફથી એવી શાળા સ્થાપવામા આવે અને ત્યા થાપણવાળાઓ પોતાને જે ધંધાઓ નફાકારક થઈ શકે એવુ લાગતુ હોય તેને માટે માણસો તૈયાર કરે તો આથી બન્નેને ફાયદો થાય અને દેશનો હુન્નર ઉદ્યોગ વધે આપણને Pure Research (કેવળ શાસ્ત્રીય શોધ)ની સંસ્થાની જરૂર નથી તે તો શેઠ જમશેદજી મહાદુર શ્રી ટાટાએ સ્થાપી છે જરૂરની સંસ્થા Technical Research (હુન્નરી શોધ) ને સારૂ છે, જેમા શાસ્ત્રીય અને ઉદ્યોગ પ્રધાને લગતુ કામ થાય જેથી દેશનો ઉદ્યોગ વધે કાચો માલ પરદેશ જતો અટકે અને આપણા માણસોથી તૈયાર પાકો માલ બનાવી પરદેશ મોકલીએ તો આર્થિક પણ નફો વધારે થાય

ઇંગ્લંડમા જેવું Imperial Instituteમા કામ થાય છે તેવી પ્રતિની સંસ્થાની આપણા દેશને જરૂર છે ગુજરાતમા પણ જો એવી સંસ્થા સ્થપાય તો મને ખાત્રી છે કે ઘણા ઉદ્યોગોની વૃદ્ધિ થાય, કારણ કે ગુજરાતમા ખનિજ પદાર્થો, જંગલની પેદાશ, તેમ ખેતીવાડીના મુખ્ય પદાર્થો થાય છે Imperial Instituteમા હિન્દુસ્તાન સારૂ અત્યાર સુધી શું કામ થયુ છે તેનો અહેવાલ Bulletin of the Imperial Instituteના વૉલ્યુમ ૧૪ આંક ૨ મા આપ્યો છે તે વાચવાથી માહિતી મળશે

અમદાવાદમા કાપડ વણવાનો ઉદ્યોગ સારો ચાલે છે તો તેને અંગે જો સાળશાળાઓ ધારે તો Textile Chemistry (વણાટ સબંધના રસાયન)ના ખાસ રસાયનવેત્તાઓ તૈયાર કરે અને તે લોકો પોતાનું ધ્યાન આપણા દેશની કઈ ચીજો વાપરી શકાય તેમ છે તેના પર પહોંચાડે અને કયા ખાતાઓમા ફેરફાર થઈ શકે એમ છે એના પર નજર પહોંચાડે તો મીલોને ઘણો ફાયદો થાય આવા રસાયનવેત્તાઓ આપણા દેશના રંગો પદાર્થો પર પણ ધ્યાન આપે તો પણ દેશને ફાયદો થાય

આવી સંસ્થાઓ કાઢીને આપણે જો જેને અંગ્રેજીમા Genius (સ્વશક્તિના જ્ઞાની અપૂર્વ શોધકર્તાઓ) તૈયાર કરવાનો પ્રયત્ન કરવા માગીએ તો તે વ્યર્થ છે જેવી રીતે કવિ તૈયાર થઈ શકતા નથી તેમ Scientific Genius (સાયન્સના અપૂર્વ શોધકો) પણ તૈયાર થઈ શકતા નથી જેનામા [illegible] તે તો પોતાને માટે માર્ગો ઉત્પન્ન કરશે આ સબંધમા [illegible] પગારજે કહે છે તે ધ્યાનમા લેવા લાયક છે

"Of course the history of science tells us that several very important discoveries have been made with very meagre appliances, but in these cases there was the compensating presence of Genius behind, and while one can humanly speaking provide beforehand all the material appliances required, *genius is at best only a happy accident*. You might run such an institution a hundred years without coming across a genius but even moderate ability may do some kind of special work if it is provided with all the necessary tools."

પ્રાથમિક, માધ્યમિક, ઉચ્ચ અને બધા ઉદ્યોગની કેળવણી વિષે મારો નમ્ર મત દર્શાવ્યો છે અને આપણે શું જરૂરનું છે તેનું આ લઘુ લેખમા દિગ્દર્શન કર્યું છે બીજી પ્રજાઓ કેળવણીની બાબતમા જાગૃત થઈ છે, અને હવે આપણે પણ જાગૃત થવુ જરૂરનું છે આપણી જરૂરીઆતો આપણે સમજતા થયા છીએ, પણ આપણે આપણા દુખોથી અકળાઈ ગયા છીએ અને આપણો માર્ગ કાઢવાને આપણામા જોઈએ તેટલુ ધૈર્ય નથી, પણ ધૈર્ય રાખી આપણા પોતાના માર્ગ આપણે પોતાને માટે આપણે પોતે શોધવા તત્પર થવું જોઈએ અને આપણી પોતાની સંસ્થાઓ ઉભી કરવામા તન, મન અને ધનથી મદદ કરવી એ દરેક વ્યક્તિનો ધર્મ છે એટલુ જ લખી હવે આ લેખ સમાપ્ત કરું છુ

અમદાવાદ,
તા ૧૭ ૧૧-૧૯૧૯

માણેકચંદ જેઠાભાઈ શાહ

---

# પ્રાંતિક સામાજિક પરિષદ્.

દિવાળીના અરસામા આ વર્ષે અમદાવાદમા રાજકીય પરિષદ્‌ની સાથે પ્રાતિક સામાજિક પરિષદ્ પણ મળી હતી રાજકીય પરિષદ્ થોડા વર્ષ, કેટનાક કારણોથી ભરવામા આવી ન હતી, ત્યારે ઇ સ ૧૯૧૨ મા મુમ્બાઇમા, ત્યાર પછી અમદાવાદમા અને ૧૯૧૪ મા પૂનામા સામાજિક પરિષદ્ સ્વતત્ર રીતે ભરવામા આવી હતી આ પ્રમાણે સ્વતત્ર રીતે પરિષદ્ મેળવવાના લાભ દેખીતા છે, પરન્તુ જુદી જુદી પરિષદે વર્ષમા જુદે જુદે વખતે જુદે જુદે સ્થળે ભરાય તો કેટલીક અગવડો પણ પડે એ ધ્યાનમા રાખવા જેવી બાબત છે એકદર વિચાર કરતા એમ જણાય છે કે પ્રાતિક પરિષદ્ તે ઇલાકાની નહિ પણ પ્રાતનીજ ભરવામા આવે, ગુજરાતની જ પરિષદ્ ભરાય ગુજરાત પ્રાતના સામાજિક રિવાજોની ચર્ચા જ થાય અને તે પ્રાતની ભાષામા જ સર્વ ચર્ચા થાય તો આની પરિષદોથી વધારે લાભ થવાનો સભવ છે આપણા દેશના જુદા જુદા નાતના ઘણા સામાજિક પ્રશ્નો તો સરખાજ છે, પરન્તુ પ્રત્યેક નાતને લગતા કેટલાક પ્રશ્નો એવા છે કે જેની મહત્તા બીજા પ્રાતોમા ન હોવાને લીધે આખા ઇલાકાની પરિષદ્‌મા એવા પ્રશ્નોની ચર્ચાને સ્થાન મળતુ નથી દાખના તરીકે નિર્લજ્જ રીતે રોવાકૂટવાનો રિવાજ ગુજરાત સિવાય બીજા કોઇ નાતમા જોવામા આવતો નથી તેમ જ ઉત્તર હિંદુસ્તાન કે પજાબ જેટલો સખ્ત પડદાનો રિવાજ આપણા પ્રાતમા કે દક્ષિણમા જોવામા આવતો નથી જ્ઞાતિના બન્ધન તથા ભેદ આપણા પ્રાતમા જેટના છે તેટલા અન્ય સ્થળે નથી વળી સમાજહિતના પ્રશ્નો સામાન્ય પ્રજાવર્ગ સારી રીતે સમજી શકે તે માટે હેની ચર્ચા આપણા પ્રાતની ભાષામા થવાની વિશેષ જરૂર છે આ અને બીજા અનેક કારણોથી લાગે છે કે કોન્ગ્રેસ સાથે સમસ્ત ભારતવર્ષીય સામાજિક પરિષદ્ ઉપરાત જુદા જુદા ઇલાકાની નહિ પણ જુદા જુદા પ્રાતની સામાજિક પરિષદ્ ભરવાની વધારે અગત્ય છે

આ વખતની સામાજિક પરિષદ્‌નુ પ્રમુખસ્થાન ધી ઑનરેબલ પ્રિન્સિપલ પરાજપેને આપવામા આવ્યુ હતું પરિષદ્‌ની સ્વાગત સભાના અધ્યક્ષ, રા બ રમણભાઇને નીમવામા આવ્યા હતા પરિષદ્‌મા ચર્ચાએના વિષયો અને તે વિષે થયેના વ્યાખ્યાનો સર્વ કરતા પ્રમુખનુ ભાષણ જાહેર પત્રોમા તેમજ પ્રજામા વિશેષ ચર્ચાયુ છે, અને આ લેખમા પણ એ ભાષણની ચર્ચા કરવાનો પ્રયાસ છે

એકદર રીતે પ્રિન્સિપલ પરાજપેનુ ભાષણ અત્યાર સુધીની સામાજિક પરિષદોના પ્રમુખોના ભાષણો કરતા જુદી રીતનું હતું એ ભાષણમા ઉડી વિદ્વત્તા, ગભીર વિચાર, આપણી સામાજિક સ્થિતિનું સૂક્ષ્મ અવલોકન, ઊચા પ્રકારની સમ્ભારી બાબત કે સમાજ શાસ્ત્રના તત્વોનો ઉડો અભ્યાસ એમાનુ બહુ જ થોડુ જોવામા આવે છે પરન્તુ અત્યાર સુધીના બધા ભાષણો કરતા એ ભાષણમા સપૂર્ણ નિડરતા સ્પષ્ટ કથન, સામાન્ય પ્રજાજનને અસર કરે એવી શૈલી, વાદવિવાદની અને દલીલની સમગ્ર શક્તિ, અને એ સર્વ

ઉપરાંત સમાજના અનિષ્ટ રિવાજો જલદીથી દૂર કરવાની ઉત્કટ લાગણી જોવામા આવે છે મસાર સુધારા સમાજના કોઇ પ્રમુખના ભાષણમા 'જ્ઞાતિની સસ્થા જૂના વેદકાળમા હતી કે નહિ તે વિશે મ્હારે કાઇ પણ લેવા દેવા નથી' એવા વચનો ભાગ્યેજ જડશે આપણા હાલના સમાજમા હાનિકારક રિવાજો ક્યારે અને શાથી પડયા, એ રિવાજો શરૂ થતી વખતે દેશની શી સ્થિતિ હતી, પ્રાચીન ગ્રંથોમા એના શા પ્રમાણ છે—વગેરે પ્રશ્ન ઇતિહાસના અભ્યાસકો અગર પ્રાચીન શોધખોળ કરનારાઓ માટે ગમે તેટલા ઉપયોગી હોય, સમાજ શાસ્ત્રીઓ કે જ્ઞાતિ કે વર્ણભેદના ઐતિહાસિક અભ્યાસકને ગમે તેટલા રસિક લાગે, પરન્તુ એ હાનિકારક રિવાજો દૂર કરવા ઇચ્છતા સુધારકને એ પ્રશ્નો સાથે જરા પણ લેવા દેવા નથી જનસમાજનો અમુક સડો દૂર કરવાનો ત્હેનો ઉદ્દેશ છે અને એ સડો દવાદારૂથી દૂર ન થાય તો સડેલા ભાગને, આખા શરીરના હિતની ખાતર, કાપી નાખી દૂર કરવાની ત્હેની ફરજ છે જ્ઞાતિના બધન સમ્બન્ધી લગ્નના વિષયમા વિશેષ સ્વતત્રતા સમ્બન્ધી, અને સાધુ બાવા, ગોસાઇઓની ભટકતી ટોળીઓ સમ્બન્ધી પ્રિન્સિપલ પરાંજપેના ઉદ્‌ગાર ગુજરાતના શ્રોતાજનને અતિશય સખ્ત લાગે એ સ્વાભાવિક છે, કારણ કે દરેક પ્રશ્નમા વ્યાપારી બુદ્ધિથી તુલના કરવાની આપણને ટેવ પડી ગઇ છે દુષ્ટ રિવાજો દૂર કરવાને પરિણામે ન્યાતજાતમા માની લીધેલી પ્રતિષ્ઠા જવા દેવાને આપણે તૈયાર નથી, ન્યાતજાતમાથી વ્યવહાર તૂટતા પડતી અનેક પ્રકારની કૌટુમ્બિક અને સામાજિક અગવડો વેઠવા અને કષ્ટ ભોગવવા જેટલી આપણામા હિમ્મત નથી તેથી આપણા આચાર અને વિચાર પણ મોળા થઇ ગયા છે, આપણા કીડીને વેગે વધતા આચાર અને વિચારના બચાવ કરવામા આપણી વિદ્વત્તા (?) વાપરવાની આપણને ટેવ પડી ગઇ છે આપણા બીકણપણાને ડહાપણ તરીકે આપણે ઓળખીએ છીએ અને પરિણામે માત્ર સામાજિક જ નહિ પરન્તુ સર્વ પ્રવૃત્તિઓમા આપણે ઉત્સાહહીન, નવચેતન રહિત અને દેશના બીજા ભાગની પ્રજાની સરખામણીમા પછાત પડી ગયા છીએ આપણી આવી સ્થિતિમા પ્રિન્સિપલ પરાંજપેના "સ્વચ્છન્દી વિચારો"ની આપણામાના ઘણા કદર ન કરી શકે તે સામાન્ય રીતે સમજાય તેવુ છે ન સમજાય તેવુ તો એ છે કે પરિષદના અખાડાઓમા જ સરકાર પાસે સ્વરાજ્યની માગણી કરનાર, રાજકીય પ્રશ્નો ઉપર નિડરપણે ટીકા કરનાર, સર્વત્ર યુવકોમા સ્વતત્રતાનુ વાતાવરણ ફેલાવનાર આપણા અગ્રેસરો અને શ્રોતાજનોને, એજ ધોરણની સ્વતત્રતા, આચારમા અને વિચારમા, સામાજિક પ્રશ્નોમાં, રાખવાની હિમાયત કરનાર પ્રિન્સિપલ પરાંજપેના ભાષણથી શાથી આઘાત થતો હશે રાજકીય પ્રશ્નોમા બાંધછોડ કરવાની સૂચના કરનારને, ધીમેધીમે આપણી માગણી, સામાન્ય પ્રજા વર્ગની યોગ્યતાના પ્રમાણમા વધારવાની હિમાયત કરનારને પરિષદના પ્લેટફૉર્મ ઉપર બે મિનિટ ઉભા રહી પોતાના શબ્દો શ્રોતાજનને સમજાવવાની પણ મુશ્કેલી પડે, તે જ શ્રોતાજનોને ન્યાત જાતના બન્ધનો સર્વ રીતે હાનીકારક છે ત્હેનો સમૂળગો ઉચ્છેદ જ કરવો હોવો જોઇએ, હિંદુઓની જુદી જુદી જ્ઞાતિઓમા લગ્ન વ્યવહારની સરળતા માટે બસુબિલને ટેકો આપવો જોઇએ, સસારમા સ્ત્રીપુરૂષને સમાન પદવી આપવી જોઇએ અને

પુરુષોના ગણાતા ધંધા સ્ત્રીઓ કરવા ઇચ્છે તો હેમને અનુકૂળતા કરી, આપવી જોઇએ એમ કહેવામાં આવે, અગર સમાજ સુધારણાના પ્રશ્નમાં શાસ્ત્રની સંમતિ મેળવવાના ધોરણની અયોગ્યતા બતાવવામાં આવે, અસ્પૃશ્ય વર્ગના ઉદ્ધાર માટે, જનસમાજની અન્યાયી વ્યવસ્થા અને હેમના તરફની તિરસ્કારની વૃત્તિ દૂર થઇ હેમને બીજી કોમો જેવા જ સમાન હક આપવાની ભલામણ કરવામાં આવે ત્યારે તે જ શ્રોતાજનોને એ સૂચનાઓ અતિશય 'ગરમ,' અને 'ઉદ્દામપક્ષની' લાગે એ નવાઈ જેવું નથી ? આ પ્રશ્નનો વિચાર કરતાં, અને સામાજિક પરિષદ્ તથા સામાજિક પ્રશ્નો પ્રત્યેની આપણી સામાન્ય વૃત્તિ વિશે વિચાર કરતાં અત્યંત ખેદ થાય છે. ન્યાયખાતું અને કારોબારી ખાતું જુદું પાડવાના પ્રશ્ન કરતાં મંદિરોમાં સ્ત્રી પુરુષોના દર્શનની અલગ અલગ વ્યવસ્થા કરવાના પ્રશ્ન સાથે આપણે વધારે નિકટ સમ્બન્ધ નથી ? આફ્રિકામાં અને કેનેડા વગેરે સંસ્થાનોમાં આપણને પ્રજાકીય હકો ન મળવાથી થતા અન્યાય જેટલો જ મહત્વનો અંત્યજ વર્ગ તરફની આપણી વર્તણુકનો પ્રશ્ન નથી ? આપણા કેળવાયલા વર્ગને ઊંચી પાયરીની નોકરીની સરળતા ન હોવાથી થતા અન્યાય અને મુશ્કેલી કરતાં ન્હાની ન્હાની ન્યાત અને ગોળમાં જ લગ્ન વ્યવહારના રિવાજના બન્ધનોથી આપણાં સંતાનોના જીવન પર્યંતના સુખને માટે યોગ્ય વર કન્યાની પસંદગીની મુશ્કેલી ઓછી છે ? આપણા દેશની આવકનો વ્યય આપણે પોતે કરી દેશના અનેક ઉપયોગી કાર્યમાં તે પૈસા વાપરી તે પૈસાનો દુર્વ્યય થતો અટકાવવાની જેટલી જરૂર છે તેટલી જ જરૂર આપણા મંદિરોમાં, અન્નક્ષેત્રોમાં, ધર્માદા અને ધાર્મિક સંસ્થાઓમાં થતાં લખલખુટ ખર્ચો અને નિરૂપયોગી માર્ગે વપરાતા પૈસા અટકાવવાની વ્યવસ્થા કરવાની નથી ? ગમે તે દૃષ્ટિબિન્દુથી જોતાં, આપણા કુટુમ્બનું, આપણાં સંતાનોનું, આપણા સમાજનું સુખ જેમાં રહ્યું છે એવા પ્રશ્નોનો વિચાર અને નિર્ણયની અગત્ય સૌથી વધારે મહત્વના રાષ્ટ્રીય પ્રશ્નો કરતાં કોઇ રીતે ઓછી જણાતી નથી. છતાં એ પ્રશ્નો તરફ આપણી કેટલી બધી બેદરકારી છે. મને એનું એક જ કારણ લાગે છે અને તે સ્પષ્ટ રીતે જણાવવા માટે મને ક્ષમા કરવામાં આવશે એવી આશા છે. રાજકીય હકો માટે આપણે બીજા પાસે માત્ર માગણી જ કરવાની છે, આપણે જાતે કાંઇ જ કરવાનું નથી, સ્વાર્થત્યાગ પણ કરવાનો નથી, કાયદાની હદમાં રહીને બોલનારને કષ્ટ પણ વેઠવાનું નથી; પરન્તુ સામાજિક બન્ધનો અને ન્યાતજાતના પ્રચલિત રિવાજો તોડવામાં કષ્ટ વેઠવાનું છે, પ્રતિષ્ઠાની હાની છે, કૌટુમ્બિક અગવડો અને આપદાઓ વેઠવાની છે અને એવાં કષ્ટ વેઠી પોતાના વિચાર અમલમાં લાવવા જેટલી આપણી Charactor નથી એટલે એ પ્રશ્નોનો વિચાર કરવાનું પણ આપણે મોકુફ રાખ્યું છે "કેળવણીથી સહુ એની મેળે ઠેકાણે આવશે, કાળે કરીને બધું ઠેકાણે પડશે" એમ માની આપણે એ અગત્યની બાબતમાં કેવળ બેદરકાર બની ગયા છીએ. આ ખરેખર ખેદજનક સ્થિતિ છે. આપણા કુટુમ્બના, અને આપણાં સંતાનોના હિતની ખાતર કષ્ટ વેઠવા આપણે તૈયાર ન હોઇએ, આપણા સંતાનોનું ભલું કરતાં સગાંવ્હાલાં કે ન્યાતિજનોની ટીકા, આક્ષેપ કે તિરસ્કાર ખમવા જેટલી આપણામાં હિમ્મત ન હોય તો દેશને માટે રાજકીય હકોની

માગણી કરવાનો આપણો અધિકાર છે ? અને એ માગણી ઉપરાંત એ જ હકોની પ્રાપ્તિ માટે કાંઇ પણ કષ્ટ વેઠવા આપણે તૈયાર હોવાનો સંભવ છે ?

વળી આ સામાજિક પ્રશ્નોનો સમ્બન્ધ માત્ર વ્યક્તિઓ સાથે છે એમ પણ નથી આપણાં સમાજનુ બંધારણ એવુ છે કે આવા પ્રશ્નો આપણા દેશમા રાષ્ટ્રીય ગણાય છે. કયા પ્રકારનાં કપડાં પહેરવા અગર કયા પ્રકારનો ખોરાક ખાવો એ જેવો વ્યક્તિનો અંગત સવાલ છે, સમાજને હેની સાથે કાંઈ લાગતું વળગતું નથી તેવો જ લગ્નનો સવાલ પણ વ્યક્તિનો અંગત પ્રશ્ન ગણનાર પશ્ચિમની પ્રજાઓને આપણા ઘણા સામાજિક પ્રશ્નો ઉકેલવાની માથાકુટ રહી નથી. મજુરવર્ગની સ્થિતિ સુધારવી, સ્ત્રીઓને રાજકીય હકો આપવા, સંસારમાં સ્ત્રીની પદવી વધારે ઉન્નત કરવી, પ્રજાકીય કેળવણીની વૃદ્ધિ કરવી— વગેરે પ્રશ્નો તે દેશમાં સામાજિક પ્રશ્નો ગણાય છે. પોતાના સંતાનો ક્યારે અગર ક્યાં પરણાવવા, કોની રાંધેલી રસોઈ જમવી, કોની સાથે બેસીને જમવુ, લગ્ન વગેરે પ્રસંગે કેટલુ ખર્ચ કરવું વગેરે પ્રશ્નોનુ નિરાકરણ તે દેશોમા દરેક વ્યક્તિ પોતાની ઇચ્છા પ્રમાણે કરે છે જનસમાજે એ બાબતોમાં સામાન્ય નિયમ ઠરાવ્યા નથી એટલે વ્યક્તિના એ કાર્યો સાથે આખા સમાજને લેવાદેવા હોતી નથી આપણા દેશના સમાજનુ બંધારણ જુદુ છે, એટલે આવા પ્રશ્નોનો નિર્ણય પણ સમાજ કરે છે અને એ નિર્ણયથી વિરુદ્ધ વર્તનારને સમાજ શિક્ષા પણ કરી શકે છે. જે દેશમાં સમાજ આવા પ્રશ્નોનો નિર્ણય કરે છે ત્યા એ પ્રશ્નો રાષ્ટ્રીય પ્રશ્નો બને છે અને એટલા માટે જ હેની અગત્ય પણ બીજા રાષ્ટ્રીય પ્રશ્નો જેટલી જ છે. પશ્ચિમની કેળવણી અને સરકારને પરિણામે વ્યક્તિ સ્વાતન્ત્ર્યનો પવન દેશમાં પૂરજોસથી વાય છે તે સમયે સમાજના નેતાઓ, વ્યક્તિના હિતાહિતના પણ આ પણા દેશમાં સામાજિક ગણાયેલા પ્રશ્નોના વિષયનો ગભીર વિચાર નહિં કરે, જમાનાને અનુસરી એ રિવાજોની કક્ષા મ્હોટી નહિં કરે, વ્યક્તિઓને ક્રમે ક્રમે યોગ્ય સ્વતંત્રતા આપવાની વ્યવસ્થા નહિં કરે તો પરિણામે મર્યાદા નિરંકુશતા અને સ્વચ્છન્દી વર્તન થશે હેનુ જોખમ સમાજના નેતાઓને શિર છે.

પ્રિન્સિપલ પરાંજપેના ભાષણના મુખ્ય મુદ્દા હવે તપાસીએ રાજકીય સુધારો અને સામાજિક સુધારો એક બીજા સાથે પરસ્પર જોડાએલો છે એટલુ જ નહિં પણ જે રાજકીય હકોની આપણે માગણી કરીએ છીએ તે મળે ત્યારે આપણી સમાજની વ્યવસ્થા હાથ કરતાં સુધરે નહિં, અને સામાજિક સુધારા આપણે અમલમાં લાવીએ નહિં તો એ આપણા રાજકીય હકોની પ્રાપ્તિ નિષ્ફળ જવાની એવો પ્રિ. પરાંજપેનો મત છે, "મ્હારા મત પ્રમાણે રાજકીય સુધારો અને સામાજિક સુધારો બન્નેના મૂળમાં એક જ સરખું તત્વ રહેલું છે. સામાજિક તથા રાજકીય સુધારકોનો ઉદ્દેશ એ છે કે સર્વ કૃત્રિમ ભેદોને જેમ બને તેમ ઓછા કરવા અને દરેક મનુષ્યને પોતાનામાં બીજરૂપે રહેલી સર્વ શક્તિઓ સિદ્ધ કરવા માટે યોગ્ય બનાવવો." આ સિદ્ધાંત કબુલ કરીએ તો સામાજિક સુધારાના આગ્રહીને રાજકીય સુધારાના વિરોધી થવુ કે રાજકીય સુધારાના આગ્રહીને સામાજિક

સુધારકના કામમાં વિઘ્ન નાખવા પ્રયત્ન કરવો એ યોગ્ય નથી. એ બન્ને સુધારાનો મર્મ યોગ્ય રીતે સમજનાર જ ખરો સુધારક થઇ શકે. "અર્ધ સુધારક થવું શક્ય નથી. ત્હમારા મનનું સર્વ વલણ કાંતો સર્વ રીતે ઉત્કર્ષ તરફ કે સર્વ રીતે સંરક્ષણ તરફ હોવું જોઇએ. એમ ન હોય તો એક બે બાબતોમાં ત્હમને રસ પડે તેમ હોય તે બાબતોની ત્હમે હિમાયત કરશો, પણ મોડાવ્હેલા પછાત વિચારવાળા અગર સંરક્ષક વિચારવાળાઓના વર્ગ તરફ જવાનુ ત્હમારૂ વલણ થશે, આપણે એક મ્હોટું સત્ય ભૂલવું ન જોઇએ કે અન્યાયના કોઇ કાર્યની ખરાબ અસર ફક્ત તે કાર્યથી જ અટકતી નથી; હજાર અદષ્ટ માર્ગમાંથી તે પોતાનો વિસ્તાર કરે છે. અન્યાયના ધોરણે સ્થાયશે કોઈ રિવાજ જો એક વર્ગને કૃત્રિમ સહાયતા આપવા માટે બીજા વર્ગને જાણી જોઇને દાબી દે છે તે રિવાજનાં આડકતરાં પરિણામો વિશેષ ગંભીર હોય છે. જ્યારે આપણાં કાર્યોના એક પ્રદેશમાં અન્યાયની સાથેના સતત સમ્બન્ધને લીધે ન્યાયની સ્વાભાવિક બુદ્ધિ હમ્મેશ માટે મૃતપ્રાય થઇ જાય છે, ત્યારે બીજા પ્રદેશમાં પણ ન્યાય બુદ્ધિ વિકાસ પામતી નથી. જ્યારે આપણે ન્યાતોની સંસ્થાને વાજબી ઠરાવીએ, અને અમુક માણસે પૂર્વજન્મમાં કાંઇક પાપ કર્યું હશે તેથી ત્હેનો અંત્યજ વર્ગમાં જન્મ થયો હશે એમ કહીએ, ત્યારે આપણી સ્થિતિ સંસ્થાનોમાં સુધારવા માટે આપણે આપણા રાજકર્તાઓ પાસે કેવી રીતે માગણી કરી શકીએ? રાજકર્તાઓ આપણી જ દલીલ આપણા સ્હામી વાપરશે"

સુભાગ્યે સંસાર સુધારાની આવશ્યક્તા વિશે હવે પ્રથમ જેટલો મતભેદ રહ્યો નથી. પરન્તુ સંસાર સુધારાની પદ્ધતિ વિશે તો ઘણો મતભેદ છે. ન્યાતો મારફત સુધારો, શાસ્ત્ર સંમત હોય તેટલો સુધારો, પ્રચલિત રિવાજ અને લોકમતની સ્હામે જેમ બને તેમ ઓછો વિરોધ થાય તેવો સુધારો ,(Reform on the line of least resistance), સુધારો નહિં પણ પુનરુદ્ધાર—વગેરે અનેક માર્ગ સૂચવાયા છે. મર્હૂમ ન્યાયમૂર્તિ રાનડેના અતિ વિદ્વત્તાભરેલા અને ગંભીર વિચાર પૂર્ણ વ્યાખ્યાન "Methods of Social Reform" (સંસાર સુધારાની કાર્ય પદ્ધતિઓ)નુ અહિં સ્મરણ કરાવવું જરૂરનું છે. ન્યાયમૂર્તિ રાનડે સંસાર સુધારાની પાંચ પદ્ધતિઓ ગણાવે છે. (૧) બંડની પદ્ધતિ (૨) સુધારો દાખલ કરવા સારૂ નાતનાં બંધારણોનો ઉપયોગ કરવો (૩) ધર્મના આચાર્યોની મદદ લઇ ત્હેમની મારફત જનસમાજમાં ઉદાર વિચાર ફેલાવવાનો પ્રયત્ન કરવો (૪) સ્વમાનની લાગણી લોકોમાં ઉત્તેજિત કરવી અને જાહેર મત કેળવવો, તેમજ અમુક અમુક સુધારા અમલમાં મુકવા માટે પ્રતિજ્ઞાઓ લેવડાવવી (૫) કાયદાની મદદ લઇ સુધારા દાખલ કરાવવા. આ સર્વ પદ્ધતિઓની બહુ વિસ્તારપૂર્વક પરીક્ષા રા. બ. રમણભાઇએ "સ્ત્રીબોધ" અને સામાજિક ઉન્નતિની જ્યુબિલીને પ્રસંગે. અમદાવાદમાં આપેલા ભાષણમાં કરેલી છે, તે તરફ વાંચકનુ ધ્યાન ખેંચવાની રજા લઉં છું. એ ભાષણ જાન્યુઆરીથી જૂન ૧૯૦૮ ના જ્ઞાનસુધાના ૬૧ થી ૭૮ પાનામાં છપાએલું છે. આ સર્વ પદ્ધતિનું સૂક્ષ્મ અવલોકન કરતાં જણાશે કે એમાંની પ્રત્યેક પદ્ધતિઓ થોડે ઘણે અંશે ઉપયોગી છે—જુદા જુદા સુધારા માટે જુદી જુદી પદ્ધતિ ઉપયોગમાં લઇ શકાય તેમ છે. એમાંની કોઇ પણ પદ્ધતિ

માટે આગ્રહપૂર્વક એમ કહી શકાય તેમ નથી કે એ સિવાયની બીજી બધી પદ્ધતિ નકામી છે. પ્રિ. પરાંજપેએ પોતાના વ્યાખ્યાનમાં પુરાણાં શાસ્ત્રો અને ગ્રંથો અથવા બીજા કોઈ પ્રમાણને આધારે સુધારો કરવાની હિમાયત કરનારની પદ્ધતિ વિશે ચર્ચા કરી છે. તે કહે છે કે આપણ ભૂતકાળના કયા યુગને અનુસરવો ? વેદકાળને, મહાભારતકાળને, પુરાણકાળને કે આજથી પાંચસો વર્ષના જમાનાને ? ઋષિમુનિઓએ પોતપોતાના જમાનાને અનુકૂળ, પોતાની પરિસ્થિતિનો વિચાર કરી, જનસમાજના શ્રેયને અર્થે, તેમ્હને શ્રેષ્ઠ જણાયા તે માર્ગે, જનસમાજને ટકાવી રાખવા, અમુક અમુક નિયમ અને બંધારણ રચ્યાં એ નિયમ અને બંધારણ સર્વકાળ માટે એમનાં એમ જ અનુસરવાનાં ન્હોતાં એનો મ્હોટો પુરાવો એ છે કે જુદા જુદા સમયમાં જુદા જુદા સ્મૃતિકારોએ ત્હેમાં ફેરફાર કરેલા જોવામાં આવે છે. આપણો જમાનો, આપણી પરિસ્થતિ બદલાઇ છે. "આપણે એવા પ્રશ્નોનો વિચાર કરવાનો છે કે જે ભૂતકાળના સાધુ પુરુષોના સ્વપ્નમાં પણ નહિં આવ્યા હોય........સર્વ કાળ માટે લખવું તે ત્હેમને માટે શક્ય નહતું..........જે સમયમાં ત્હેમણે પુસ્તકો લખ્યાં તે સમયમાં અને ત્હેના જેવા જ સમય માટે ત્હેમની આજ્ઞાઓ વાજબી હશે......પરન્તુ તે માણસો આપણા હાલના રીતરિવાજોના સ્વરૂપનો નિર્ણય કરી શકે એમ ધારવાનો ડોળ કરવો એ કેવલ અર્થરહિત જ છે."

"શાસ્ત્રોના દૃષ્ટિબિન્દુથી આપણા સામાજિક રીતરિવાજોનું નિયંત્રણ કરવા જઇએ તો આપણને બીજી એક મુશ્કેલી નડે છે. આ શાસ્ત્રો એટલાં બધાં અને પરસ્પર એટલાં વિરોધી છે કે ત્હેમની સત્તાનો નિર્ણય અને વળી યોગ્ય અર્થ કરી ત્હેમના ગુણદોષનો ક્રમ ગોઠવવામાં પણ એકમત થવાનો સંભવ નથી." આ પછી પ્રિ. પરાંજપે કેટલાક નમુના આપી બતાવે છે કે અમુક શ્લોકોના અર્થ માટે કેટલા મતભેદ અને વાદવિવાદ થયા છે અને કેટલા બધા "શ્રમનો દુરુપયોગ થયો છે." "આપણે ભૂતકાળનાં દૃષ્ટાંતોથી જરૂર લાભ લેવો જોઇએ; પરન્તુ જ્યારે માત્ર એકાદ શબ્દ જેનો અર્થ ઘણી વખતે સ્હમજી શકાતો નથી અથવા તો ત્હેના જુદા જુદા અર્થો થઈ શકે તેમ છે, ત્હેવા શબ્દને એક અદ્વિતીય માર્ગ સૂચન તરીકે ગણી ત્હેના ઉપર આપણા પોતાના બુદ્ધિપૂર્વક કરેલા વિચારો કરતાં વધારે ધ્યાન અપાય, ત્યારે આપણે ત્યાં "થોભો" એમ પોકારીને કહેવું જોઇએ અને કહેવું જોઇએ કે આપણે બુદ્ધિ ધરાવનાર મનુષ્યો છીએ અને તે બુદ્ધિનો પૂરેપૂરો ઉપયોગ કરવાની આપણી ઇચ્છા છે,"

પ્રિ. પરાંજપે આગળ ચાલતાં જણાવે છે કે સંસાર સુધારા પરિષદ્ની શરૂઆતના સમયના અને હાલના સમયના આપણા પ્રશ્નોમાં પણ કેટલાક ફેરફાર માલમ પડે છે. બાળલગ્નનો પ્રશ્ન, કન્યા કેળવણીનો પ્રશ્ન, વિધવાઓની સ્થિતિ સુધારવાનો પ્રશ્ન, પડદાનો, રોવાકુટવાનો, ન્યાતવરા અને મરણ પાછળ હદ ઉપરાંત ફરજીયાત ખર્ચ-વગેરે પ્રશ્નો જો કે હજી બંધ તો નથી થયા પણ તે વિશે લોકમત ઘણો કેળવાયો છે, અને તે પ્રશ્નો ઉપરાંત વિશેષ મહત્વના પ્રશ્નો, જેવા કે કારખાનાંમાં કામ કરતા મજુરોની સ્થિતિનો

પ્રશ્ન, સ્ત્રીઓને લગતા મિલ્કતના વારસા સંબન્ધી કાયદાનો પ્રશ્ન, સ્ત્રીઓના બીજા કેટલાક હકના પ્રશ્ન—વગેરે આપણી સન્મુખ યોગ્ય નિરાકરણ માટે વાટ જુએ છે. આ રીતે દરેક જમાનામાં કેટલાક પ્રશ્નો જૂના થાય છે અને નવા ઉપસ્થિત થાય છે તેવે સમયે ઘણા ઘણા પ્રાચીન કાળમાં રચાએલા આપણા સમાજ બંધારણોના નિયમો અગર હેનું દૃષ્ટિબિન્દુ આપણે બદલીએ નહિં તો આપણી ઉન્નતિ શી રીતે થવાની? સંસાર સુધારા પરિષદ્ આ નવા ઉપસ્થિત થતા પ્રશ્નોનો વિચાર કરવાનું હાલ હાથમાં નહિં લે તો કદાચ પંદર વિશ વર્ષે યુરોપમાં કારખાનાને લીધે મજુર અને કારીગર વર્ગની આર્થિક અને સામાજિક અવદશા થવાથી જે મહા પ્રશ્નો ઉભા થયા છે અને થતા જાય છે તેવા જ ગંભીર પ્રશ્નો ભયંકર સ્વરૂપે આપણી સન્મુખ રજુ થશે. એ પ્રશ્નોનો નિર્ણય હાલથી જ કરવાનો આરંભ થાય તો વધારે યોગ્ય છે.

સમાજ સુધારાના સર્વે પ્રશ્નોના મૂળ સ્વરૂપમાં સ્ત્રીઓની સામાજિક ઉન્નતિનો અને જ્ઞાતિઓનાં બન્ધનનો પ્રશ્ન અંતર્ગત થયેલા છે. સ્ત્રીઓની ઉન્નતિ સાથે સ્ત્રીકેળવણીનો પ્રશ્ન જોડાએલો છે. ગયા વર્ષમાં મિસિસ હૅામેટ અને ઇંગ્લાંડમાં હિંદનાં કેટલાંક હિતેચ્છુ સ્ત્રી પુરુષોના પ્રયાસથી આપણા દેશની સ્ત્રીકેળવણી તરફ હિન્દી સરકારનું ધ્યાન પણ દોરવામાં આવ્યુ છે. આપણે સુભાગ્યે નામદાર વાઇસરોયની કારોબારી કાઉન્સિલમાં "કેળવણી સભાસદ તરીકે સામાજિક સુધારાની મજબૂત હિમાયત કરનારા સભાસદ છે."

સ્ત્રીકેળવણીની અગત્યનો પ્રશ્ન હવે સુભાગ્યે વિવાદનો રહ્યો નથી. મતભેદ માત્ર તે કેળવણીની પદ્ધતિનો છે. સ્ત્રીઓને કેટલી અને કેવા પ્રકારની કેળવણી અપાવી જોઇએ તે વિશે સુધારકો પણ એકમત નથી. પુરુષોની માફક સ્ત્રીઓને પણ ઉંચા પ્રકારના જ્ઞાનનો અધિકાર છે અને તેથી હેમને ઉંચા પ્રકારની કેળવણી આપવાની દરેક સગવડ હોવી જોઇએ એ વાત પણ ઘણે ભાગે સર્વે માન્ય છે. છતાં આપણે અહિં એ કેળવણીની પદ્ધતિ વિશે વિચાર અને ચર્ચા કર્યે જઇએ છીએ ત્યારે પૂનામાં પ્રો. કર્વે અને બીજા કેટલાક આગેવાન સુધારકોએ સ્ત્રીઓ માટેની શારદાપીઠની યોજના તૈયાર કરી એ સંસ્થા ચલાવવાની શરૂઆત પણ કરી છે. આ અગત્યના પ્રયોગ તરફ—હજી એ માત્ર પ્રયોગ જ છે.—સર્વે દેશહિતેચ્છુઓ અત્યંત આતુરતાથી ધ્યાન આપશે અને હેને બનતી સહાયતા આપશે તો આપણા દેશમાં સ્ત્રીકેળવણીનો પ્રચાર ઘણો જલદી વધશે. મુંબાઇમાં નામદાર ગવર્નરની કાઉન્સિલમાં સ્ત્રીઓ માટેની જૂદી આર્ટસ કૅાલેજની સૂચના રજુ કરવામાં આવી ત્યારે પ્રિ પરાંજપેએ તે સ્હામે વાંધો બતાવ્યો હતો અને એમ જણાવ્યું હતું કે એટલાબધા પૈસા માત્ર પાંચ પચીસ કન્યાઓના લાભ માટે ખરચી નાખવા એ યોગ્ય નથી; એટલા જ પૈસાથી કન્યાઓ માટે ઇલાકામાં પાંચ હાઇસ્કુલો સારા પાયા ઉપર ઉઘાડી શકાય. આર્ટસ કૅાલેજમાં ભણવા ઇચ્છનાર બાળાઓ છોકરાની આર્ટસ કૅાલેજમાં સારી રીતે અભ્યાસ કરી શકશે. પ્રિ. પરાંજપેના આ વાંધા સ્હામે જાહેર પત્રોમાં ઘણી ચર્ચા થઇ છે. પરિષદના પ્રમુખ તરીકેના વ્યાખ્યાનમાં પ્રિ. પરાંજપેએ એમની સ્હામે થયેલી ચર્ચાનો જવાબ આપવાને યત્ન કર્યો છે.

પ્રિ. પરાંજપે કહે છે કે (૧) મેટ્રિક્યુલેશનમાંથીપાસ થયેલી બાળાઓમાંની ભાગ્યેજ કોઈ એવી હશે કે જે સ્ત્રીઓ માટે જૂદી કૉલેજ ન હોવાને સબબે આગળ અભ્યાસ, વધારતાં અટકતી હશે (૨) સ્ત્રીઓ માટેની જૂદી કૉલેજને, માટે શરૂઆતના બે ત્રણ લાખ ઉપરાંત ઓછામાં ઓછા પચાસહજાર રૂપીઆનો વાર્ષિક ખર્ચ કરવો પડે. આ પૈસામાંથી કન્યાઓ માટે પાંચ છ હાઇસ્કુલો સારી રીતે નભી શકે અને તે વધારે જરૂરનું છે. (૩) છોકરાઓની કૉલેજમાં કન્યાઓને કેટલીક અગવડો છે તે હેમને માટેનાં જૂદાં બોર્ડિંગ અને રહેવાનાં સ્થળો પૂરાં પાડવાથી ઓછા ખર્ચે તે અગવડો દૂર કરી શકાશે. (૪) કન્યાઓ માટેની જૂદી કૉલેજ હાલ તો આખા ઈલાકામાં માત્ર મુંબાઈ જેવા એકજ સ્થળે ઉઘાડવાનું બની શકે. હવે મુંબાઈ બ્હારની સંખ્યાબંધ બાળાઓને, મુંબાઇમાં રહી અભ્યાસ કરવાની પૈસાની અને બીજી અગવડો હોવાથી, પોતપોતાના જીલ્લાના મુખ્ય શહેરની છોકરાઓની જ કૉલેજમાં અભ્યાસ કરવો પડવાનો. વળી અનુભવથી એમ જણાય છે કે સ્ત્રીઓની કૉલેજ કરતાં છોકરાઓની કૉલેજમાં શિક્ષણ વધારે સારૂં અવશ્ય અપાવાનુ હોવાને લીધે મુંબાઇમાં પણ કન્યાઓનો મ્હોટો ભાગ છોકરાઓની કૉલેજમાંજ અભ્યાસ કરવાનુ વધારે પસંદ કરશે. (૫) છોકરા છોકરીઓની કૉલેજમાં ચાલતા ભેગા અભ્યાસ ક્રમને પરિણામે ખાસ ફરીયાદ આપણા પ્રાન્તમાં સાંભળવામાં આવી નથી. બીજા પ્રાન્તોનો અનુભવ જુદો હશે. પડદાનો રિવાજ જ્યાં પ્રચલિત હશે ત્યાં એવી ભેગી કૉલેજ રાખવાનુ સંભવિત નહિં હોય, પણ આપણા ઇલાકામાં આપણે એટલા આગળ વધ્યા હોઇએ તો પાછા જવાનું કાંઈ કારણ નથી. (૬) માનસશાસ્ત્રનો એક નિયમ જોવામાં આવે છે કે જે ઉમ્મરે કન્યાઓ હાઇસ્કુલોમાં જાય છે તે ઉમ્મરે તેઓ શરમાળ હોય છે, પણ જેમ ઉમરે મ્હોટી થાય છે તેમ હેમની આ શરમાળ ટેવ ઓછી થતી જાય છે. કન્યાઓની આ સ્વાભાવિક ખીચવણી જાણીજોઇને કૉલેજોના ભેદ પાડીને અટકાવવાની કાંઈ જરૂર જણાતી નથી. જે વખતે હેમનું શરમાળપણું ઓછું થાય છે તે સ્થિતિનો લાભ લઈ છોકરાઓના ભેગી હેમને કેળવણી આપી હેમની દ્રષ્ટિમર્યાદા વિશાળ બનાવી, હેમના સામાન્ય જ્ઞાનમાં વધારો કરી અને વધારે નિડર બનાવી જનસમાજના ઉપયોગી અંગ તરીકેની કેળવણી આપવાનો લાભ લેવા જેવો છે. પ્રિ. પરાંજપેની આ દલીલો સર્વમાન્ય ન થાય તોપણ વિચાર કરવા જેવી તો છે જ. સ્ત્રીઓ માટેની જૂદી કૉલેજની યોજના હાલ તો ખર્ચાળ લાગે છે કારણકે પ્રમાણમાં ઘણી થોડી જ કન્યાઓ કૉલેજની કેળવણીનો લાભ લે છે. પરન્તુ જૂદી કૉલેજ થાય તો ઘણા વિશેષ પ્રમાણમાં કન્યાઓ હેનો લાભ લે કે નહિં તે રહેલાઇથી કહી શકાય તેવું નથી. હાલના સંજોગોમાં તો એમ જણાય છે કે જુદી કૉલેજ નીકળવાથી કદાચ હાલ કરતાં વધારેમાં વધારે બેવડી સંખ્યા હેનો લાભ લે-તોપણ એટલી સંખ્યા માટે પણ એ યોજના, કન્યાઓ માટેની હાઇસ્કુલોની આવશ્યકતા સાથે સરખાવતાં, ખર્ચાળ જણાય છે.

કન્યા કેળવણીનો પ્રશ્ન તો પદ્ધતિના મતભેદનો જ હવે રહ્યો છે પરન્તુ જે વિષય માટે સુધારકો અને સંરક્ષકો તથા વિરોધીઓનો સખ્ત વાંધો છે તે જ્ઞાતિબંધનને લગતા સવાલોનો છે. આપણા પ્રાંતમાં—ગુજરાતમાં—આ સવાલ ઘણો મહત્વનો છે અને અમદા-

વાદમાં ૧૯૧૩માં મળેલી 'પ્રાંતિક પરિષદ્‌ના પ્રમુખ રા. નરસિંહરાવે તેમજ આ વખતના પ્રમુખ પ્રિ. પરાંજપેએ આ પ્રશ્નની બહુજ નિડરપણે અને સ્પષ્ટ ચર્ચા કરી છે એ શુભચિહ્ન છે. જ્ઞાતિબંધનનો પ્રશ્ન ભલભલા સુધારકોમાં પણ મતભેદ ઉત્પન્ન' કરે છે અને સુધારકોને "ઉચ્છેદક," "આકળા વિચારના," "ટૂંકી નજરના," "વ્યવહાર કુશળતાની ખામીવાળા," તેમજ "બહુ બોલા," "પરોપદેશે પાંડિત્ય કરનારા," "ના હિંમત" વગેરે ઉપનામો મળ્યાં છે તે પણ આ પ્રશ્નના જુદા જુદા મતને પરિણામે જ છે. આપણા સમાજ બંધારણમાં જ્ઞાતિઓ એટલી ઊંડી જડ ઘાલીને બેઠેલી છે, એ ભેદ એટલા જૂના છે, અને પરિણામે ઘણી જ્ઞાતિના આચારવિચાર એટલા જૂદા પડી ગયા છે, વ્યવહારમાં જ્ઞાતિનું દૃષ્ટિબિન્દુ એટલું સામાન્ય થઈ પડ્યું છે કે આપણી સર્વ પ્રવૃત્તિઓમાં એ વચમાં આવે છે. એ જ્ઞાતિઓનો ખ્યાલ મનમાંથી કહાડી નાખી પ્રત્યેક મનુષ્યને ત્હેની કેળવણી, સંસ્કાર, ગુણ ઇત્યાદિથી ઓળખવાનુ પણ આપણે માટે અશક્ય થઇ પડયું છે. ઘણાં ઘણાં વર્ષો થયાં આ સંસ્થા આપણા દેશમાં હોવાથી પ્રત્યેક જ્ઞાતિની વ્યક્તિઓના લક્ષણ અમુક પ્રકારના બંધાઈ ગયાં છે એટલે અમુક માણસ અમુક જ્ઞાતિનો છે એમ જાણ્યાની સાથે એના સ્વભાવ, સંસ્કાર, રીતભાત વગેરેનું પણ જ્ઞાન આપણને ઘણીવાર થાય છે. કેળવણીના આ જમાનામાં એ જ્ઞાન ઘણી વખત ભુલાવો ખવડાવનારૂં પણ હોય છે કેળવણી એ એવું મ્હોટું સમાનતા લાવનારૂં બળ છે-levelling force-છે કે ઘણી વખતે અશિક્ષિત જ્ઞાતિના માણસો કેળવાયલા હોય તો સુશિક્ષિત, આગળ વધેલી જ્ઞાતિઓના માણસ જેવાં લક્ષણ બતાવે છે. પરન્તુ આપણે સામાન્ય રીતે દરેક માણસના સ્વભાવ અને લક્ષણ વિશે અભિપ્રાય બાંધીએ છીએ તે ત્હેની જ્ઞાતિ ઉપરથી. આને પરિણામે થતી એક જ્ઞાતિના મનુષ્યોની બીજી જ્ઞાતિના મનુષ્યો પ્રત્યેની તિરસ્કારની તથા અભિમાનની લાગણી જ્ઞાતિભેદનો વિરોધ બતાવનારા તેમ જ વ્યવહારમાં જ્ઞાતિભેદનાં બંધન ન ગણનારા કેટલાક સુધારકોમાં પણ જોવામાં આવે છે. જમાનાથી દૃઢ થઈ ગયેલા સંસ્કારનુ જ આ પરિણામ છે. એટલે સુધી આ વૃત્તિ દૃઢ થઇ ગયેલી જોવામાં આવે છે કે હિન્દુ ધર્મ છોડી ખ્રિસ્તિ થઇ ગયેલામાં પણ અંદર અંદર લગ્ન સમ્બન્ધ કરતાં મૂળ કઇ જ્ઞાતિમાંથી ખ્રિસ્તિ થયેલા તે વાત તરફ લક્ષ કેટલેક ઠેકાણે અપાય છે અને બ્રાહ્મણ જ્ઞાતિમાંથી ખ્રિસ્તિ થઇ ગયેલા પોતાની કન્યા કે પુત્ર કોળી કે એવી બીજી જ્ઞાતિમાંથી ખ્રિસ્તિ થઇ ગયેલાને આપતાં સંકોચ પામે છે એવા દાખલા કેટલીકવાર જોવામાં આવે છે. આટલી દૃઢ થઇ ગયેલી જ્ઞાતિઓને તોડવાનું કામ અતિશય અઘરૂં હોય એ સ્વાભાવિક છે પરન્તુ તે મુશ્કેલ હોવાથી તે તોડવાની આવશ્યકતા ઓછી થતી નથી. ઉલટું, જે સંસ્થા આપણાં હૃદય સંકુચિત કરે છે, સરખેસરખી વ્યક્તિઓમાં વિનાકારણ ભેદભાવ ઉત્પન્ન કરે છે, આપણી સામાજિક અને કેટલેક અંશે રાજકીય ઉન્નતિમાં અવરોધ કર્તા છે, આપણા કર્તવ્યપ્રદેશ સાંકડા બનાવે છે અને આપણી બંધુતાની લાગણીને ઉત્તેજિત થતી અટકાવે છે ત્હેનો નાશ જેમ જલદી થાય તેમજ વધારે ઇષ્ટ છે.

પ્રિ પરાંજપે કહે છે કે "વ્યવહારમાં આપણે પેટા જ્ઞાતિઓ એક કરવાના અગર મુખ્ય જ્ઞાતિઓ એક કરી માત્ર ચાર વર્ણ જ રાખવાના પ્રયત્ન કરીએ અને એવા પ્રયત્નમાં

મદદ પણ કરીએ, પરંતુ આપણી ભાવના, આપણું લક્ષ્ય તે હોવું જોઇએ નહિં. આપણી ભાવના તો હમેશ ઉચામાં ઉંચી રાખવી જોઇએ. કાંઈ નહિં તો આપણે સિદ્ધાત તરીકે તો એટલુ સ્વીકારવું જ જોઇએ કે જ્ઞાતિબન્ધન હાનીકારક છે અને હેનો સમૂળગો નાશ થશે ત્યારે આપણા દેશનો ખરેખરો ઉદય થશે."

( અપૂર્ણ. )

D.

---

# સ્વ. દોલતરામ કૃપારામ પંડયા.

૧

ગુર્જર સાહિત્યના આ એક નક્ષત્રનો અસ્ત થયાના સમાચાર સાંભળી સર્વ ગુર્જર ભાષાના ભક્તોને ગ્લાનિ ઉત્પન્ન થયા વિના નાહિં રહી હોય. ધમારાબંધ વ્હેતા આધુનિક ગુર્જર સાહિત્યના પ્રવાહનું નિયન્ત્રિત દર્શન કરનારા હાલના યુવકમંડળને આ નક્ષત્રના પ્રકાશનું જ્ઞાન, ભાન, કે માન હાલ કદાચ નહિ હોય તો હેમા એ નક્ષત્રનો દોષ તો નહિં જ ગણી સકાય. પરતુ દોલતરામ પંડયાની કૃતિયોના ગુણ એ કૃતિયોનુ વાચન કરવાથી હજી પણ મન ઉપર સ્થપાયા વિના નાહિં રૂહે એમ હુ માનુછુ. હેમની કૃતિયોનો એક દૃષ્ટિએ જોતાં મ્હારે હાથે અજાણતાં જ અનાદર થયો હતો તે દોષનુ પ્રમાર્જન આજ કરવાને હું તત્પર થાઉછુ. એ પ્રમાર્જનના પ્રસંગથી ખેદ થાયછે, કૃત્યથી ઋણમુક્તિજનિત તૃપ્તિ થાયછે. પાંચમી સાહિત્યપરિષદ્‌ના પ્રમુખસ્થાનથી કરેલા મ્હારા ભાષણમાં દોલતરામની સાહિત્ય-કૃતિયોનુ કાંઇક અંશે અક્ષમ્ય વિસ્મરણ થયુ હતું. આ માટે બચાવ તરીકે નાહિં પણ ખુલાસા તરીકે એટલુ જ કહીશ કે એ ભાષણ તૈયાર કરવા માટે સમય અતિ સંકુચિત હતો, દરેક લેખકની નામગણના એ ઉદ્દેશવિષય ન્હોતો, અને દોલતરામની રચનાનું સ્વરૂપ અન્ય વર્ગના લેખકોના સ્વરૂપદર્શનમાં કાઇક અંશે આવી જતું હતું. આટલું કહી હેમની કૃતિયોનું દર્શન આજના જમાનાના વર્ગને કરાવવુ નિષ્પ્રયોજન નહિં થાય.

'ઇન્દ્રજિતવધ' કાવ્ય (ઈ. સ. ૧૮૮૭), 'કુસુમાવલી' વાર્તા (ઈ. સ. ૧૮૮૯), 'સુમનગુચ્છ', છૂટક કાવ્યોનો સંગ્રહ (ઈ. સ. ૧૮૯૯), અને 'અમરસત્રનાટક' (ઈ. સ. ૧૯૦૨), આ હેમની કૃતિયો છે. યદ્યપિ ઈ. સ. ૧૮૮૦ પછી આ સર્વ રચનાઓ પ્રગટ થઈછે તથાપિ મ્હેં ઉપર કરેલા ભાષણમાં અર્વાચીન સાહિત્યના પાડેલા બે સ્થૂલ

વિભાગ—ઈ. સ. ૧૮૮૦ પૂર્વેનું સાહિત્ય તથા તે પછીનું સાહિત્ય, એ બે વિભાગ—માંથી ઉત્તરવિભાગના સાહિત્યનાં સર્વ લક્ષણો એ કૃતિયોમાં ના હોઈ, કંઇક પૂર્વવિભાગનાં લક્ષણોની છાયા હેમાં નજરે પડેછે. બંને વિભાગની વચમાં રહેનારું સ્વરૂપ હેમાં છે. દોલતરામ પંડ્યાને નવીન યુગના શિક્ષણના સંસ્કાર સુદૃઢ મળ્યા હતા, તથાપિ તે પૂર્વેના યુગની પરંપરાગત છાયા હેમને છોડી સકી ન્હોતી. તેમ છતાં એટલું તો ખાતરીથી કહી સકાશે કે એ છાયા અલ્પાંશે જ વળગેલી હતી, અને નવીન પ્રકાશ ઝળકાવનારાં આદિ નક્ષત્રોમાં દોલતરામની ગણના કરવામાં બાધ નહિં આવે. 'ઇન્દ્રજીતવધ' એ પ્રાચીન પદ્ધતિનું મહાકાવ્ય છે; પરંતુ હેમાં હયોટી નવીન હાથની જ જણાયછે. કાવ્યરચનાના ગુંણ જોતાં પણ હેમાં દલપતશાળાના સંપ્રદાયોનો બહુધા ત્યાગ હોઈ, સંસ્કૃત સાહિત્યનો સંપર્ક, નવીન માર્ગનો અલ્પાંશે સ્વીકાર, અને તે સર્વ સાથે સામર્થ્યનું પ્રતિબિમ્બ નજરે પડેછે. 'કુસુમાવલી' વાર્તામાં રચનાનું કૌશલ, શૈલીની નવીનતા, સંસ્કારિતા, ઇત્યાદિ ગુણો એ બાણભટ્ટની કાદમ્બરીની સરલ અને આછી અનુકૃતિને આકર્ષક બનાવેછે. 'અમરસત્ર' નાટકમાં પણ સમર્થ લેખકનો પ્રભાવ, વસ્તુગ્રથનમાં, રસના વિચ્છેદહીન પ્રવાહમાં, શૈલીની સંસ્કારિતામાં,—વિરલ દોષો છતાં—મનને વશ કરેછે. માત્ર 'સુમનગુચ્છ' આ ત્રણે કૃતિયોથી છૂટું પડી જાયછે; હેમાં કવિત્વશક્તિનો ચમત્કાર દલપતશાળાના ઊતરતા ગુણોવાળો છે, અને એકંદરે જોતાં દોલતરામની કવિત્વકીર્તિને દીપ્તિ આપનારો તો નથી જ. એ સંગ્રહનું વિસ્મરણ કરી દઈને જ આપણે હેમની બાકીની કૃતિયોથી હેમની સાહિત્યરચનાની કીમત આંકીશું તો અન્યાય પણ નહિં થાય અને પક્ષપાત પણ નહિં ગણાય. સવિસ્તર અવલોકનને માટે આ આ સ્થળ નથી તેથી આ સામાન્ય વિચારપ્રદર્શન કરીને જ અટકવું પડેછે. બાકી આ સમર્થ લેખકની કૃતિયોના ગુણદોષોનું સમગ્ર અવલોકન એ આકર્ષક વ્યવસાય થવાનો સંભવ છે. આહ તો આ ઊંચા વર્ગના કવિની કદર કરવાની ગુર્જર રસિકવર્ગને વિનંતિ કરવાની સાથે, અવસાન માટે ખેદ પ્રદર્શિત કરીને વિરમુછું.

વાંદ્રા
તા. ૩-૧૨-૧૬ } નરસિંહરાવ ભોળાનાથ.

## ૨

રા. દોલતરામ કૃપારામ પંડ્યાની મુખ્ય પ્રવૃત્તિઓ બે હતીઃ એક તો સાહિત્ય સંબન્ધી પ્રવૃત્તિ અને બીજી રાજકીય પ્રવૃત્તિ. હેમની સાહિત્ય સંબન્ધી પ્રવૃત્તિનું સંક્ષિપ્ત દર્શન સાક્ષર શ્રી નરસિંહરાવે કરાવ્યું છે; હેમની રાજકીય પ્રવૃત્તિનું કાંઇક દર્શન આ વિભાગમાં કરાવવાનો હેતુ છે. રા. દોલતરામની રાજકીય પ્રવૃત્તિ મુખ્ય બે વિભાગમાં વહેંચાઈ જાય છે: એક તો હેમના રાજકીય કાર્યો અને બીજો હેમના રાજકીય લેખો. રા. દોલતરામ

લુણાવાડાના દીવાન નીમાયા તે પ્હેલાં ઈ. સ. ૧૮૮૦ થી ઈ. સ. ૧૮૯૧ સુધી નડિઆદના તથા ખેડા જીલ્લાના સાર્વજનિક જીવનમાં તેઓ અગ્રેસર ભાગ લેતા હતા. તેઓ મ્યુનિસિપાલિટીના તથા ડિસ્ટ્રક્ટ લોકલ બોર્ડના સભાસદ હતા. તેઓનું આ દિશાનું કાર્ય એવા પ્રકારનું હતું કે ન ત્હેમને કેવલ લોકપક્ષના કહેવાય કે ન કેવલ સરકારપક્ષનો કહેવાય. અંગ્રેજ તેમ જ દેશી સરકારી અમલદારોની મહેરબાની ખોયા વગર અને પોતાના હિતને હાનિ કર્યા વગર લોકોનું હિત જેમાં ત્હેમને સમાયલું લાગે તેવી બાબતો રજુ કરવા તેઓ ચૂકતા નહિ. તેમના રાજકીય કાર્યની બીજી દિશા લુણાવાડાના દેશી રાજ્યની દીવાનગીરી હતી. ઈ. સ. ૧૮૯૧થી ઈ. સ. ૧૯૦૫ સુધી તેઓ લુણાવાડાના દીવાન હતા. આ દિશામાં પણ ત્હેમનું મુખ્ય લક્ષણ એ હતું કે એક બાજુથી સાહેબલોકોને રાજી રાખવા, બીજી બાજુથી લુણાવાડાના દરબારની પ્રીતિ સંપાદન કરવી અને એ બેની સાથે તથા પોતાની સત્તા અને હિત સચવાય ત્હેની સાથે લોકોને જેટલો લાભ થાય તેટલો કરવો. જે અંગ્રેજી ભણેલા ગુજરાતીઓ દીવાનો થયા છે ત્હેમાંના રા. દોલતરામ એક હતા. એકંદરે ત્હેમની રાજ્યનીતિ અર્વાચીન પદ્ધતિ કરતાં જૂની પદ્ધતિ તરફ વિશેષ ઢળતી હતી. અમ્હારૂં એમ માનવું છે કે રા. દોલતરામનો દૃષ્ટિપ્રદેશ વધારે વિશાલ હોત અને ત્હેમની કાર્યપદ્ધતિ અર્વાચીનકાલને વધારે અનુરૂપ, વધારે શુદ્ધ અને વધારે ઉદાર હોત તો તેઓનામાં એવી અસામાન્ય બુદ્ધિ, કાર્યદક્ષતા અને વ્યવહારનિપુણતા હતી કે ગુજરાતના રાજપુરુષોમાં તેઓ વિશેષ ઉંચું સ્થાન સ્હેલાઇથી મેળવી શક્યા હોત. ત્હેમના રાજકીય લેખો કેટલાક અંગ્રેજીમાં અને કેટલાક ગુજરાતીમાં લખાયલા છે. અર્વાચીન હિન્દવાસીના મગજને જે રાજકીય પ્રશ્નો હલમલાવી નાંખે છે, અર્વાચીન હિન્દવાસીના હૃદયને જે રાજકીય ભાવનાઓ સંક્ષુબ્ધ કરી નાંખે છે તે પ્રશ્નો અને તે ભાવનાઓ રા. દોલતરામના લેખોના વિષય મ્હોટે ભાગે નથી. ત્હેમના લેખો મુખ્યાંશે વહીવટને–રાજકીય કાર્યપદ્ધતિને લગતા છે. આમ હોવાનું એક મુખ્ય કારણ એ લાગે છે કે રા. દોલતરામ statesman કરતાં administrator વિશેષ હતા. એકંદરે ત્હેમના લેખો ત્હેમના જ્ઞાન અને અનુભવનું પરિણામ હોવાથી મનનીય અને ઉપયોગી સૂચનાઓથી ભરેલા છે, અને તે એકત્ર કરીને પ્રકટ કરવાને ત્હેમના સંબન્ધીઓને અમ્હે ભલામણ કરીએ છિએ. અન્તમાં, અમને કહેતાં ખેદ થાય છે કે રા. દોલતરામના મૃત્યુથી ગુજરાતે એક ઉંચા પ્રકારના લેખક ગુમાવ્યા છે એટલું જ નહિ, પરન્તુ એક સમર્થ રાજપુરુષ પણ ગુમાવ્યા છે.

ચાઇનાબાગ, ગિરગામ,
મુંબાઈ, તા. ૫–૧૨–૧૯૧૬.

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા.

# માસિક મધુકરી.

Hibbert Journal—આ ત્રૈમાસિકના છેલ્લા ઑક્ટોબરના અંકમાં સામાન્ય વાચકને સૌથી વધારે રસ ઉપજાવે એવો લેખ "Are We Happier than our Forefathers" "આપણાં બાપદાદા કરતાં આપણે સુખી છીએ ?" એ છે. આપણે ત્યાંની સ્થિતિમાં કેટલીક એવી બાબતો છે કે જે ઇંગ્લંડ (યૂરોપ—બલ્કે પશ્ચિમના સુધારાના દેશો)ને લક્ષમાં રાખીને થએલી ચર્ચામાં આવતી નથી, તથાપિ એ ચર્ચાનો મ્હોટો ભાગ—થોડા ઘણા માપમાં—આપણા દેશને પણ લાગુ પડે છે, જેથી પૂર્વોક્ત પ્રશ્નના ઉત્તરમાં લેખકે કરેલા પ્રતિપાદનના મુખ્ય મુદ્દા અત્રે નોંધીએ તો તે ગુજરાતી વાચકને ઉપયોગી થશે

'આપણા બાપદાદા કરતાં આપણે વધારે સુખી છીએ ?'—એ પ્રશ્ન જ ઘણાને હસવા જેવો લાગશેઃ આ પ્રશ્નનો ઉત્તર સ્પષ્ટ હકાર સિવાય બીજો શો હોઈ શકે ? હાલ આપણને રેલવે અને આગબોટ કેટલી ઝડપથી મુસાફરી કરાવે છે ? પ્રત્યેક સ્હવારે નાસ્તો કરવા બેસીએ છીએ ત્યાં આગલા દહાડાની પૃથ્વીના ચારે છેડાની હકીકત આવીને આપણા ટેબલ ઉપર પડે છે. ગરીબમાં ગરીબ માણસને પણ એ વાંચવાનો હક છે, એ વાંચવા માટે જોઇતી કેળવણી પણ એને પ્રજાસમસ્તને ખર્ચે મળે છે. ભીખારીને ભીખને બદલે મજૂરી પૂરી પાડવાનાં કારખાનાંમાં જે સુખ અને સગવડનાં સાધનો છે તે પ્રાચીન ઇજિપ્ટ અને ઍસીરિયાની રાણીઓને પણ અલભ્ય હતાં. ઇલિઝાબેથ રાણીએ એની આખી જીંદગીમાં ન્હાવું શું તે જાણ્યું નહોતું. આપણા ઘરમાં ચારે તરફ નજર નાંખો અને જુવો કે ઘડીઆળો, ટેલિફોનો, આરામખુરશીઓ, સ્પ્રિંગવાળા પલંગો, યાન્ત્રિક બળનાં અને વીજળીના દીવાઓ, પિઆનો, ચિત્રો, બ્લૉટિંગ પેપર, ચા કૉરી અને દીવાસળીની પેટી—વગેરે કેટલી બધી સુખની ચીજો આપણી આગળ આવીને પડી છે ! વળી તે ઉપરાંત જે પાણી કુવામાંથી આપણે મહામેહનતે ડૉલવતી કાઢતા—અને મેલું માટીવાળું પીવું પડતું—તેને બદલે ચકલી ફેરવી એટલે જોઇએ તેટલું અને ચોખ્ખું પાણી મળે છે ! ગરમ દેશોનાં ફૂલો જે ધનિકના બાગમાં મુશ્કેલીથી ઇંગ્લંડમાં ઊગાડવાનો યત્ન થતો અને ઘણીવાર જે ઊગતાં પણ નહિ તે અત્યારે લ્હારીમાં ટોપલે ટોપલા ભરાઈ ઇંગ્લંડની શેરીએ શેરીએ વેચાય છે !

આટલાં બધાં સુખનાં સાધનો ગણાવીને લેખક કહે છેઃ

"Many of our ancestors were happy without our convenience and luxuries : many of us are unhappy inspite of them"—

આપણા પૂર્વજોને આપણી સગવડો અને એશઆરામનાં સાધનો નહોતાં—છતાં તેઓ-માંના ઘણા સુખી હતા; આપણામાંના ઘણા, એ છે છતાં, દુઃખી છે.

તે પછી લેખક—ક્લોરોફૉર્મ વગેરે દાક્તરી શોધો લે છે. અને એ વડે સુવાવડનાં તથા શસ્ત્રપ્રયોગનાં દુઃખો કેટલાં બધાં ઓછાં થયાં છે એ દલીલ લઈ એના ઉત્તરમાં કહે છે કે એ દાક્તરી ઇલાજોથી ઘણાં માણસો મરતા બચે છે પણ તેથી નબળાં અને માંદાં વધારે સંખ્યામાં જીવતાં રહે છે અને એ રીતે જોતાં પૂર્વની સ્થિતિ વધારે સુખવાળી હતી એમ નિર્ણય ઉપર આવે છેઃ—

"In early times only the strong survived, and it is certain that a community that contains a large proportion of the weak and sickly is on the gronnd of health alone, less happy than one in which the weak and sickly are few"

હાલ પહેલાં કરતાં જાનમાલનું રક્ષણ વધારે સારૂ છે એમ કદાચ કહેવાશે. પણ એના જવાબમાં લેખક કહે છે કે—અમલ લડાઇઓ અને બંડ બહારવટા જ થયાં કરતાં એમ કાંઈ નથી. શાન્તિનો સમય પણ આવતો, પણ તે ઇતિહાસમાં થોડો નજરે ચઢે છે. છતાં પણ ગિબને વર્ણવેલો માર્કસ એન્ટોનાઇનસનો રોમન સામ્રાજ્યની શાન્તિનો સમય વિચારો. વળી આજકાલ રેલવે અને આગબોટ અને ખાણના અકસ્માતથી એટલા બધા જાનની ખુવારી થાય છે કે જે અસલની લડાઇના કરતાં ઓછી નથી

"A single serious accident in a mine or on a railway will take as many lives as a serious battle between Saxons and Danes"

પણ ક્ષણવાર એમ સ્વીકારી લઇએ કે જાનનો ભય હાલ થોડો છે. તો પણ એ ભય છતાં સુખ હોતું નથી એમ કેમ કહેવાશે? જુવો—પખી એક ફળ ખાય છે, એમાં ચાંચ મારે છે, અને તુરત, રખેને એ દરમિયાન કોઈ એને મારતું હોય એમ ભયથી ચારે તરફ નજર ફેરવતું જાય છે, છતાં એના ગાનમાં કેટલો આનન્દ રેલાય છે, એના ગગનવિહારમાં કેટલી સ્વતન્ત્રતાની મસ્તી રહેલી હોય છે!

"They live in the utmost insecurity they take fright at a shadow the slightest unaccustomed noise startles them into precipitate light, yet before long they are pouring forth their very souls in joyous music."

જીવના જોખમ વચ્ચે રહ્યા છતાં, ચેન કરતાં મનુષ્યો જોવાં હોય તો આજકાલ યુદ્ધમાં મચેલા સૈનિકો જુવો—

"Like the birds, they whistle and sing; and like their comrades beyond the danger zone, they laugh and joke"

—પંખીઓની માફક તેઓ ગાય છે અને સીસોટીઓ વગાડે છે! વળી એ પણ સારી પેઠે જાણીતું છે કે ઘણાક સ્વભાવ તો જાનના જોખમમાં જ સુખ માણે છે.

હવે માલના જોખમનો વિચાર કરીએ તો અસલ માલનું સંરક્ષણ નહોતું એમ માનવું ભૂલ ભરેલું છે. આલ્ફ્રેડ રાજાના વખતમાં—એમ કહેવાય છે કે—ધોરી રસ્તે સોનાનાં બલોયાં લટકાવો પણ એને એના માલિક સિવાય કોઈ આંગળી અડકાડશે નહિ. આ કદાચ અત્યુક્તિ હશે તો પણ ઘણા સત્ય વગર એ વાત ચાલી ન હોય. અસલ ગુલામગિરી હતી એ એક દુઃખ ગણાય, પણ ખરૂં જોતાં ગુલામોને એ દુઃખ લાગતું નહિ—આપણે હજી પક્ષીઓની માફક ઊડી શકતા નથી, પણ તે ખાતે આપણે કોઈ દુઃખ માનતા નથી. વળી વસ્તુતઃ ગુલામોનાં દુઃખ ધારવામાં આવે છે તેટલાં બધાં હોત તો તેઓ એ સહન કરત જ નહિ, કારણ કે તેઓની સંખ્યા એટલી બધી હતી કે એ સ્હેલાઇથી બંડ ઉઠાવી સ્વતન્ત્રતા મેળવી લેત.

આ પ્રમાણે સુખનાં કેટલાંક તત્ત્વોનો વિચાર કરી એમાં અસત્યના શોક કરતાં આપણે કાંઈ ખાસ સારી સ્થિતિમાં નથી એમ એ લેખક બતાવે છે. પણ એટલા ઉપરથી કોઈ એમ ધારે કે એ શોક કરતાં આપણે વધારે સુખી નથી એ જ લેખકનો છેવટનો સિદ્ધાન્ત છે તો તે ભૂલ છે. લેખક સુખનાં બીજાં ધોરણ રજુ કરીને કહે છેઃ—

"Estimated by this standard, he is the happiest (1) who has the greatest capacity for feeling happines; (2) whose interests are most intense, and perhaps more numerous and diverse; (3) whose energy is greatest and his faculties best developed; and (4) whose efforts meet with obstacles that are difficult but not insuperable"

અર્થાત્—સુખીમાં સુખી એ કે—

(૧) જેનામાં સુખનો આસ્વાદ લેવાની શક્તિ વધારે;

(૨) જેને સુખના વિષયોમાં રસ ઘણો, એ વિષય ઘણા, અને તે જુદી જુદી તરેહના;

(૩) જેની શારીરિક અને માનસિક શક્તિઓ અધિક વિકાસ પામેલી હોઈ, જેનામાં એ શક્તિઓ બલિષ્ઠ;

(૪) જેના યત્નો આગળ મુસ્કેલીઓ આડી આવે, અને એ મુસ્કેલીઓને દૂર કરવાનું જેને સામર્થ્ય હોય.

આ સર્વ બાબતમાં અસલના લોક કરતાં આ જમાનાના લોક ચઢીઆતા છે—અને તેથી વધારે સુખી છે એમ એ લેખકનો છેવટનો સિદ્ધાન્ત છે.

આ લેખના બે ભાગ—એક જેમાં અસલના લોક આપણા કરતાં દુઃખી નહોતા એમ બતાવ્યું છે, અને બીજો જેમાં એમના કરતાં આપણે વધારે સુખી છીએ એમ કહેવામાં આવ્યું છે—એ બંનેમાં કેટલીક બાબતો સ્વીકારવી કઠણ પડે છે: (૧) પંખીઓ નિરંતર ભયથી ભડકતાં રહેતાં છતાં સુખી છે એ સત્ય હો વા ન હો, પણ અસલના લોકો પણ જો એ જ પ્રમાણે ધાડ લૂટ વગેરે કારણથી ભયમાં ને ભયમાં રહેતા હતા તો એમને સુખી કહેવા કઠણ છે. પરંતુ એમના સુખનું બીજ, ભયની વચ્ચે રહેવાથી એમનામાં જે હિંમત કેળવાતી,—લેખક જે ઉત્તરાર્ધમાં શક્તિના અનુભવને, અને સંકટને જીતવાના સામર્થ્યને, સુખનાં કારણ કહે છે—તે છે. બીજું, ગુલામોને દુઃખ લાગતું નહિ તેથી તેઓને દુઃખ હતું નહિ એમ 'subjective' સુખ (સુખની લાગણી) અને 'objective' સુખ (સુખનું અસ્તિત્વ) નો લેખકે જે સંકર કરી નાંખ્યો છે તે પણ ભાગ્યે જ સન્તોષકારક ગણાશે. બીજી પાસ—અસલના કરતાં આપણી સુખાસ્વાદ લેવાની શક્તિ વધારે છે, આપણી સર્વ શારીરિક અને માનસિક શક્તિઓ વધારે ખીલી છે, અથવા તો પરાક્રમના પ્રસંગ અને સામર્થ્ય અત્યારે વિશેષ છે—એ પશ્ચિમની પ્રજા માટે ભલે સંપૂર્ણ સત્ય હો,* પણ આપણા દેશમાં તો અમને એ બહુ અપૂર્ણ લાગે છે.

[ વસન્ત–ઑફિસ. ]

---

* લેખક, વર્તમાન સમયના લોક બુદ્ધિમાં અસલના કરતાં ચઢીઆતા છે એમ બતાવતાં કહે છે કે—

"Cicero would scarcely now find a publisher, and if he published of his own expense wants scarcely find a reader" [ ! ]

# પુત્રને–પિતાના પત્રો.

( અનુસન્ધાન પૃષ્ઠ ૫૬૮ થી. )

૧૯

મ્હારા પ્રિય પુત્ર.

પ્રાચીન સમયમાં ઘણે ભાગે એવું જોવા તથા જાણવામાં આવ્યું છે કે જે ધર્મ રાજાનો, તે જ પ્રજાનો. ધાર્મિક પ્રવૃત્તિને રાજ્યની મદદ હમેશાં રહેવાની. ધર્મને તે એક પૌષ્ટિક બળ તરીકે મનાતું. આધુનિક કાળમાં પણ યુરોપ અમેરીકા વગેરે દેશોમાં રાજાનો ધર્મ તે જ પ્રજાનો ઘણે ભાગે દીઠામાં આવે છે. રાજાનું મંદિર તે જ પ્રજાનું જ્યારે મંદિરમાં રાજા જવાના હોય ત્યારે લોકો ત્યાંહાં ઘણા જવાના. રાજાને માટે ખાસ પ્રાર્થના. એટલુ તો શું, પણ રાજ્યપ્રકરણનાં ખાતામાં એક ધર્મનું ખાતું. સારા કેળવાયલા પાદરી અને ધર્મોપદેશકોની નિમણોક, તેમણે પ્રજાની ધાર્મિક સ્થિતિ ઉપર કાળજી રાખીને તેમને ધર્મજ્ઞાન આપવું. ધર્મની સંસ્થાઓને પણ ભારે મદદ. રાજાની દેણગી જોઇને ધનાઢ્ય દેશોમા પ્રજા પણ પુષ્કળ દ્રવ્ય તેની સંસ્થાઓના નિભાવને માટે આપે છે. મુસલમાની રાજ્યોમાં પણ બાદશાહનો ધર્મ તે રૈયતનો. રાજ્યદ્વારી પ્રશ્નને ધર્મના સ્વરૂપમાં, અને ધર્મના સ્વરૂપના સવાલને રાજ્યદ્વારી પ્રકરણમાં મૂકતા વાર ન લાગે. તેને લીધે લાભ કેટલા છે તે સહુને ગમ્ય છે તેથી વિગતવાર લખતો નથી. આપણા પૂર્વ કાળમાં પણ આવું જ કંઈ હતું. બ્રાહ્મણોનું કર્તવ્ય ધર્મજ્ઞાન લેવું ને આપવું રાજાઓના ધર્માધ્યક્ષ બનવું, તેમને યોગ્ય સલાહ આપવી, ને તેમના આ લોક અને પરલોકને માટે ચિંતા કરવી વગેરે. રાજાઓએ તેના બદલામા બ્રાહ્મણોનુ સંરક્ષણ કરવું તેમના પોષણની સતત કાળજી કરવી. તેમના ગૃહસ્થાશ્રમ નિભાવવાની યોજના કરી આપવી. ટૂંકામાં અરસપરસનો સંબંધ એક કુટુંબના જેવો તે વખતના રાજાઓ પણ ધર્મમાં એટલા નિપુણતા મેળવતા ને નિષ્ણાત બની રહેતા કે બ્રાહ્મણો પણ આધ્યાત્મિક બળ, વેદાન્તના સિદ્ધાંત, નીતિ તત્વનાં ગૂઢ રહસ્ય વગેરે અમૂલ્ય સંગ્રહ રાજાઓ પાસેથી શીખી લેતા અને ગુરૂ તરીકે માનવામાં મહત્વ ગણતા. આજના બ્રાહ્મણો હવે ધર્મવિમુખ થવાથી રાજ્યની મદદમાંથી બહિષ્કાર પામ્યા છે. ધંધારોજગારમા પડયા છે. અને "ભટ્ટ" જે સન્માનવાચક શબ્દ હતો તેનો અર્થ રસોઇઓ "મહારાજ" એટલે રસોઇઓ, પ્હાણુકો કે પુજારી તરીકે વપરાસમા આવી ગયો છે. બ્રીટીશ સરકારે આપણા તરફ ધર્મપરાંઙ્મુખતા રાખી છે, પણ પોતાના ધર્માનુયાયીઓને માટે દરેક મ્હોટે સ્થળે દેવળ, ત્યાંહાં નૈમિત્તિક પાદરીના ઉપદેશ વગેરેની ગોઠવણ કરેલી છે–સોલ્જરોને માટે પણ પાદરીની નિમણોક જોવામા આવે છે. એટલે સુધી ક્યાંહાં જાઓ છો? જેલના કેદીઓ, દેહાંતદંડના ગુન્હેગાર આરોપી વગેરેને માટેની રખાતી કાળજી પણ જોઇએ છીએ. સુકામણાં ફક્ત આપણે જ સારૂં! આપણી ધાર્મિક પ્રગતિમાં ન પડવુ એવો નિયમ ધારણ કરીને સરકાર બેસી રહી છે, જેની ઘણી માઠી અસર જોવામાં આવે છે. તે હજી પણ તે દિશામા કંઈ દૃષ્ટિ નહીં રાખવામાં આવે તો ઘણાં માઠાં પરિણામ આવશે. સરકાર

અને દેશી રાજાઓએ સંયુક્ત થઈ આ કામ ઉપાડી લેવા જેવું છે. પોતાને ત્યાંહાંની ધાર્મિક પ્રગતિને હાથમાં લઈને તેમાં યોગ્ય સુધારા વધારા કરવા જરૂરના છે. પ્રથમ લોકો તરફથી જાણી લેવું કે અમુક મુલકમાં કયા ધર્મનું પ્રાબલ્ય છે? કયો પંથ જોર વધ્યો છે? ચાલતામાં શું સુધારો ઇષ્ટ છે? મહેલાઇથી તે શી રીતે થાય. કોણ કરવામાં વિશેષ મદદ કરે? તે જાણી લીધા પછી ધીમે ધીમે સુધારો વધારો કરીને આપણા સનાતન ધર્મને બેનમુન સ્થિતિમાં મુકવા પ્રયત્ન કરવો. શાળાઓમાં પણ નીતિના પાઠ સાથે ધર્મ વિષય પણ થોડો થોડો દાખલ કરવો. વિદ્વાનોની સભાઓ ભરીને ધર્મના ઝગડાનો નિકાલ કરાવવો. મતમતાંતરોના જાહેર વાદવિવાદ કરાવીને અમજગા નાશ કરાવવા. ઢોંગી ધૂર્ત અને ધર્મને બ્હાને ભટકતા શઠ ગુરૂઓનું નિકંદન કાઢવું. મ્હારો ખાનગી મત તો એવો પણ ખરો કે તેવા નકામા અને કલહપ્રિય વિનાશકોનાં એક બે વ્હાણ ભરીને દરિયાપાર કરી દેવા!! દુરાગ્રહી ને માર્ગીપંથીઓને રાજ્યદ્રોહીમાં માનવા ને બોલતા કે લખતા અટકાવવા મદુને પોતાના કુળધર્મ પાળતાં શીખવવું. અધિકાર પરત્વે સ્નાન, સંધ્યા, ઉપાસના કરવાનુ શીખવવાની સવડ કરી આપવી. ધર્માર્થે અને ઇશ્વરપ્રીત્યર્થે કામ કરવા અને કરાવવાં. આવનારી પુરૂષ રામગજા શું કહે છે ' રામ ઝરોખે બેઠકે સબકા મુજરા લેત જેગી જીનકી ચાકરી વેસાઈ ઈનકો દેત "—દીકરા જે કમીપણું છે તે આપણા પુરૂષાર્થનું. એની દેણગીમાં વાંધો હોય જ નહીં. એને ઘેર ઉધારોવાં સાટાં નથી. રોકડનાથનો રોકડો પૈસો. બસ આજ એટલું.

વિ.

ત્હારા પિતાના અનેક આશીર્વાદ.

૨૦

મ્હારા પ્રિય પુત્ર.

મ્હારા ગયા પત્રો ઉપરથી તને વખતે એવી અટકળ થતી હશે કે ધર્મ તે ફક્ત પુરૂષોએ જ પાળવો, અને સ્ત્રીઓએ તેથી વિમુખ રહેવું? દીકરા, એવા ગાંડા વિચારમાં ન પડી જશો. રથ એક પૈડે શી રીતે ચાલે? પાયાની અંદર ફક્ત એકલી ઈંટો ગોઠવવાથી કામ કેવી રીતે મજબુત થાય? તેવી જ રીતે આપણા સંસારનું પણ સમજવું. છોકરાંની દરેક પ્રકારની કેળવણીમાં જેટલો પુરૂષોનો અધિકાર છે, તેથી સ્ત્રિયોનો કમી નથી. એકની સહેજ ન્યૂનતા હોય તો તરત જણાઈ આવે છે કે અમુક છોકરા કે છોકરીને બાપનું શિક્ષણ છે, માનું બીલકુલ નથી. માતાઓ કેળવણી વગરની હોય તો છોકરાની કેળવણી તરફ કેવી રીતે કાળજી રાખે? પોતે સુશિક્ષિત, સદ્ગુણી, સદ્ભાવનાયુક્ત ન હોય તો પછી સંતાનના ઉપર સારી છાપ કેવી રીતે પાડે? માટે જ નેપોલીયન જેવાએ કહ્યું છે " દેશને આબાદાન કરવો હોય તો માતાને કેળવણી રૂપી દાન. " ગૃહકેળવણીની અધિષ્ઠાત્રીદેવી ગૃહપત્ની જ છે. તેના ઉપર સંસાર–દેશ ઇત્યાદિની સારી આશાઓ બાંધવામાં આવે છે. વળી એક ખૂબી એવી છે કે સ્ત્રીઓમાં પુરૂષોના કરતાં આત્મસમર્પણનો ગુણ જ્યારે

હોવાથી ગમે તેવી મુસીબત વેઠીને તે ધારે તો છોકરાંને સારૂં શિક્ષણ આપી શકે છે. આપણે ઇતિહાસ પ્રાચીન અને અર્વાચીન પુરાણ–ધર્મનાં પુસ્તકો અને માનુષિક દષ્ટાંતો જોઇએ છીએ તો ઘણે ભાગે એવું જણાય છે કે દુનિઆના જે મહા પુરૂષો થઇ ગયા છે તેમણે પોતાના અંતર્ગૂઢ બળનું સત્ત્વ, રહસ્ય, પ્રેરણા ઇત્યાદી પોતાની માતામાંથી ગ્રહણ કરેલાં છે. રૂષિમુનિના કાળમાં ગાર્ગી, અરૂંધતી, અનસૂયા વગેરે મહાદેવીઓએ વેદાંત જેવા વિષયમાં પ્રવીણતા મેળવી તે પોતાનાં નામ અમર કર્યાં છે. આજના વખતમાં તેવી યોગ્યતા આવવી કઠણ છે. પણ આપણે બનતો પ્રયત્ન કરવો જોઇએ. છોકરીઓને હાલના વખતમાં જેવી રીતે કેળવણી આપવામાં આવે છે તેથી હું જરા વિરૂદ્ધ છું. તેમને હાલ ફક્ત લખતાં વાંચતાં, ભરતાં, ગુંથતાં અને સાધારણ પ્રકારનું જ્ઞાન આપવામાં આવે છે તેનું પરિણામ એવું આવ્યું છે કે હાલ તો નવલકથાઓ અને અનેક પુસ્તકોમાં તેના વિષે બળાપા વાંચશો. કોઇએ તેની માઠી અસરથી ભાગ્યે બચી ગયુ હશે. થોડી ઘણી થઝ સહુ સંસારીને વાગી જ હોવી જોઇએ. આનુ મૂળ કારણ નૈતિક, માનસિક, શારીરિક કેળવણીમાં ધાર્મિક કેળ-વણીનું મિશ્રણ નથી તે. એનો ધર્મ શો છે તે એને યથાર્થ સમજાવ્યું નથી. હાલના વાયડા અને ઉછાંછળા જુવાનીઆ (જેમને કંઈ સારૂં કરવું નથી પણ ફક્ત પથરાજ નાંખવા છે) કહેશે કે શું બાયડીને ઘરમાં મજૂર તરીકે કામ કરાવવું, એને રસોડામાં ગોંધી રાખવી? શુ એ છોકરાં પેદા કરવા અને તેમને મ્હોટાં કરવાનો એક સાંચો છે? એને છૂટ ન જોઇએ? એણે ધણીની સાથે ચાલતી પ્રગતિઓમાં ભાગ ન લેવો? આ અને એવા અનેક પ્રશ્નો ઉદ્‌ભવે. મ્હારો પ્રત્યુત્તર ફક્ત એટલો જ છે કે એને યથાર્થ જ્ઞાન આપીને તેવી યોગ્યતાવાળી બનાવો, અને પછી એણે શું કરવું, તમારે શું કરવું, વગેરે બાબતો એની મેળે જ ગોઠવાઈ જશે. સહુ પોતપોતાના કામના ભાગલા પાડીને વહેંચી લેશે. તે કયે સમય અને કેવી રીતે ધણીને સહાયરૂપ થવું તે આપોઆપ પ્રકટ થશે. હાલમાં આપણે છોકરીઓને બધી કેળવણી આપીએ છીએ પણ ધાર્મિક વિષયમાં તો કશું જ નથી કરતા. જો પૂર્વ જન્મના સંસ્કારે કોઇ સ્ત્રી પોતાના ઘરમાં કુળદેવ, પૂજન કથાવાર્તામાં ભાગ લેતી જોવામાં આવે, કે ધર્મના ગ્રંથ ઇત્યાદિનું વાંચન શ્રવણ મનન કરતી દેખીએ તો તરત અભિપ્રાય કે "આ છોકરી મૂર્ખ, તદ્દન જૂના વિચારની નકામી છે એનાં માબાપે કશું જ શીખવ્યું નથી. જો જપ કરે તો કહે કે "આટલી ઉમ્મરમાં ડોશી જેવું કરે છે." વગેરે આરોપ મૂકાય છે. હું નથી કહેતો કે છોકરીઓ કે વહુઓ તે તમે ધારો તેવી ન બનાવો. તમને પસંદ પડે તેવી રીતે કેળવો. પણ તેમાં ધાર્મિક બળનું મિશ્રણ રાખો. જેનું પરિણામ લાંબે પગે શ્રેષ્ઠ આવશે. મંદિરમાં આથડાવવા કે દર્શન નિમિત્ત પુરૂષોમાં રગદોળાવા કે ધર્મગુરૂઓના પગ ચાંપવા ઇત્યાદિ કુલક્ષણમાં જવા દયો નહીં. સુનીતિ, સદ્ધર્મ અને સત્સંગથી તેઓ આપોઆપ આવી અતિચેષ્ટાઓમાંથી દૂર રહેશે.

લી. ત્હારા પિતાના અનેક આશીર્વાદ,

"એક પિતા."

# ચર્ચાપત્ર.

## ગીતિનું બંધારણ.

રા. રા. મગનભાઈ ચતુરભાઈ પટેલે "વસન્ત"ના આષાઢ, શ્રાવણ અને ભાદ્રપદના ત્રણ અંકનાં વીસ પાનાં રોકી છન્દઃશાસ્ત્ર ઉપર તેમજ અનાર્યોની કુદરતી અવગાઈ ઇત્યાદિ અવાંતર વિષયો ઉપર જે "પ્રબળ વિચાર અને ઉત્કટ મનોભાવના"થી ભરપૂર "પ્રભાવશાલી" નિબંધ લખ્યો છે તેનો વિસ્તારથી જવાબ આપવાની જરૂર નથી. એમણે ગુજરાતી ભાષાના "નિસર્ગનિયમો" પડતા મૂકી કોશ અને વ્યાકરણ "ઉથામવા"ની અગત્ય કબૂલ રાખેલી જણાય છે; અને શાકુંતલ ઉપરની એમની કીમતી નોટોના બચાવમાં "અનાર્ય"નાં જાતિકુલ ઉપર આક્ષેપ કર્યા સિવાય બીજો જવાબ આપી શક્યા નથી. બીજુ, ગીતિ સંબંધે જે લોકને સાધારણ માહિતી હશે તેમને કહેવાની જરૂર નથી કે રા. પટેલનાં એ વિષય ઉપરનાં વિવેચનમાં ઉતાવળે કરેલો અભ્યાસ નહીં જરવાથી થએલી શોકજનક ભૂલો, એક ચાલાક વકીલને છાજતું વાક્છલ, અને વકીલનીતિનુ જે પ્રથમ સૂત્ર-કે મુકદમામાં માલ ન હોય તો સામાવાળાને ગાળો ભાંડવી-તે મહાસૂત્રને અનુસરી કરેલો પોતાની ભૂલોનો બચાવ, એ સિવાય ભાગ્યેજ કાંઈ જોવામાં આવે છે. ગરીબ "અનાર્ય"નાં જાતિકુલને આ ચર્ચા સાથે સંબંધ ન હોવાથી, અને કાગળની મોઘવારીનો "વસન્ત"ને પણ વિચાર કરવાનો હોવાથી, "આર્ય સંસ્કૃતિ"નાં આ ઉગ્ર પ્રદર્શનનો તેને છાજતાં મૌનથી જ પ્રતિકાર કરવો યોગ્ય છે. પણ ગીતિ સંબંધે જે વિચિત્ર વિચારો માસ્તર ગુજરાતમાં ફેલાયલા જણાય છે તે જોતાં રા. પટેલે એ વિષયમાં કરેલા અદ્ભુત અકાંડતાંડવની ટૂંક તપાસ કરવી ઇષ્ટ લાગે છે. પણ તેમ કર્યા અગાઉ ફરી એકવાર આગ્રહપૂર્વક કહેવું પડે છે કે "અનાર્ય" પંડિત કે વિદ્વાન્ નથી; માત્ર એક સાધારણ માહિતીવાળો પ્રાકૃત માણસ છે. અને તેથી જ કુદરતી રીતે તેને ગુજરાતના કેટલાક સમર્થ અધિકારી સજ્જનોની લીલાઓ જોઈ મુઝવણ થાય છે કે આવા સંસ્કારી સાક્ષરોની આ સ્થિતિ, તો બીજાઓની અને "અનાર્ય" જેવા તાત્ત્વિક અને વ્યાવહારિક દૃષ્ટ્યા અસ્પૃશ્યોની વાત જ શી? આટલી જરૂરી પ્રસ્તાવના લાચારીએ કરી આગળ વધીશું.

"સંગીત" શબ્દે રા. પટેલને બહુ જ ગુંચવી નાખેલા જણાય છે, અને તે પણ તેની આગળ music એ શબ્દ મુકી વિશેષ અર્થે તે યોજાયો છે એમ દેખાડ્યા છતાં. જો હજી એમને એ શબ્દ મુઝવતો હોય તો આશા છે કે નીચેના રા. રા. આનંદશંકર ધ્રુવના વાક્ય ઉપરથી તેનો આ વિશિષ્ટ અર્થ એમના મગજમાં ઉતરશે;. અને પછી પણ નહીં ઉતરે તો અમારાં કમનસીબ:

"પણ

વ્હાલી તને સ્મરણ છે? કદી એક વેળા

..........................................

એ વાણીની મઝેહ અને સંગીત કાંઇક જુદાં જ નહિ?"

[વસન્ત-વૈશાખ ૧૯૭૨-પૃ. ૧૯૭.]

સંગીત શબ્દ "અનાર્યે" આવા વિશિષ્ટ અર્થે જ વાપરેલો હોવાથી રા. રા. મગનભાઇના "સૂરની ગતિ," "સૂરની પીચ," અને "કાળના માપ" બાબેના ગહન પણ અનર્થ, (અંગ્રેજીમાં કહેતાં nonsensical) વિચારો ગમે એવા બલિષ્ઠ કે ઉત્કટ હોય, તો પણ આ પ્રકરણને અંગે તે અસંબદ્ધ અને વ્યર્થ છે. ફરીથી એટલું જ કહીશું કે વિવક્ષિત અર્થમાં "સંગીત"ને કોઈ પણ "વાંદિત્ર" સાથે કે "ગરદન અને માથાના ડોલન" સાથે કે "સૂરની પીચ" સાથે લેવા દેવા નથી.

"વૃત્ત" શબ્દનો અર્થ "metre in general" થાય છે એમ રા. પટેલને આપટેનો કોશ જોતાં,* અને "વૃત્તરત્નાકર" જેવાં નામનો વિચાર કરતાં. જણાશે. એટલે ગીતિને નિયમબદ્ધ વૃત્ત કહેવામાં અને તેના સંગીતની વાત કરવામાં રા. પટેલ ધારે છે તેમ આ લેખક "ગુચવાડાના વમળ"માં આવ્યો નથી; ખુદ રા. પટેલ તરતાં નહીં આવડનારા માણસ પેઠે વિચાર નહીં સમજી કરેલી અછાડ-પછાડથી ઉદ્ભવેલા તરંગોમાં ગોથાં ખાતા થયા છે. આમ હોવાથી જ ગીતિનું પ્રથમ કે દ્વિતીય અર્ધ યગણ કે રગણથી શરૂ નહીં થઈ શકે એ હજી રા. પટેલની સમજમાં આવી શક્યું નથી. આ "અંકુશ ગીતિની વ્યાખ્યામાં આવશ્યક ભાગ છે" એમ "અનાર્યે" ક્યાં અને ક્યારે કહ્યું છે તે તો રા. પટેલ જ જાણે. પણ ગીતિનો જે પહેલો જ ગણનિયમ છે-કે ગીતિમાં ચાર ચાર માત્રાના અમુક ગણ આવે-તેમાં જ આ "અંકુશ'નો સમાવેશ થઈ જાય છે એ કહેવાની ભાગ્યે જ જરૂર છે. કેમકે ય કે ર થી કોઈ પણ અર્ધ શરૂ કરતાં પહેલો ગણ ત્રણ કે પાંચ માત્રાનો થાય. આ સહેલું ગણિત પણ ગ. પટેલના બલિષ્ઠવિચારપરિપ્લુત મસ્તિષ્કમાં પેસી નહીં શકે તો અમે તેને તે અભેદ્ય જગામાં દાખલ કરાવવાના પ્રયત્નથી હાથ ઉઠાવીએ છીએ.

હવે ગીતિવિષયક રા. પટેલના તાજા અભ્યાસ ઉપરથી એમણે સ્થાપિત કરેલા સિદ્ધાંતોનો ટુંકામાં વિચાર કરીશું. એમણે છંદ શાસ્ત્રનો મહાગ્રંથ "શ્રુતબોધ" ઉથામી નીચલાં પ્રમાણો બાંધ્યા છે: (૧) માત્રામેળ છંદમાં ગણની વ્યવસ્થા છે જ નહીં; (૨) તેથી જ ગીતિમાં પણ નથી, અને (૩) ગીતિમાં નિયમ માત્ર એટલો જ છે કે તેનાં ચાર પાદ હોય છે અને તેમાં અનુક્રમે ૧૨, ૧૮, ૧૨, ૧૮ એમ માત્રા હોય છે. આ સિદ્ધાંતો ઉપરાંત જે ભયંકર ગોટાળો રા. પટેલના લેખમાં જોવામાં આવે છે તેનો વિચાર કરવાની, અથવા તેમાં સમાએલા "ગુચવાડાના વમળ" શાંત કરવાના ભગીરથ પ્રયત્નોથી "વસન્ત"નાં પાનાં ભરવાની, જરૂર નથી. ગ. પટેલની મુદ્દાની દલીલ આ છે કે શ્રુતબોધ ખુદ કાલિદાસે લખેલો હોવાથી, અને તેમાં આપેલાં ઉપર્યુક્ત લક્ષણ પ્રમાણે જ રાં. પટેલની ગીતિઓ

* "અનાર્ય"ની ટીકાની અસર થયાથી રા. પટેલે આ કોશ "ઉથામવા" માંડ્યો છે એ જોઈ અમે કૃતકૃત્ય થયા એમ માનીએ છીએ. હજી વધારે ઉત્સાહથી કોશ વપરાશે તો "ખ્યાતિ," "પ્રશંસા," "આશીર્વાદ" વગેરે નૈસર્ગિક જોડણીનાં ઉદાહરણો અદ્યાપિ જોવામાં આવે છે તે પણ જતાં રહેશે. ધન્યવાદ!

લખાએલી હોવાથી, તે ગીતિઓ સર્વાંગસુંદર અને દોષરહિત છે. શ્રુતબોધ ગ્રંથ કાલિદાસનો જ છે એવો રા. પટેલનો આગ્રહ છે તો તકરારની ખાતર આપણે પણ કબૂલ કરીશું કે તે રઘુ, કુમાર આદિના કર્તાએ જ લખેલો છે. પણ ત્યારે કાલિદાસની પોતાની ગીતિઓમાં અને આર્યાઓમાં ગણબંધના અને એવા જ બીજા અંકુશો બહુ ચીવટથી જળવાએલા કેમ જણાય છે? રા. પટેલ પોતાની ગીતિઓ જેવી નિરંકુશ ગીતિઓ અને આર્યાઓના જે દાખલા શાકુન્તલમાંથી બતાવે છે તે પણ આ અંકુશો કબૂલ રાખીને જ લખાએલી છે એમ આગળ બતાવવામાં આવશે. વળી શ્રુતબોધમાં શ્લોકનું જે લક્ષણ આપ્યું છે–કે તેમાં પાંચમો અક્ષર હંમેશ લઘુ આવે, છઠ્ઠો ગુરૂ આવે, અને સાતમો અક્ષર પહેલા અને ત્રીજા પાદમાં ગુરુ તથા બીજા અને ચોથા પાદમાં લઘુ આવે–તે પોતાના કાવ્યોમાં કવિએ ઉંચું કેમ મુક્યું હશે? દાખલા તરીકે :—

असह्यपीडं भगवन्नृणमन्त्यमवेहि मे ॥ रघु.१—७१

यदध्यक्षेणजगतां वयमारोपितास्त्वया ।

मनोरथस्याप्यपथं मनोविषयमात्मनः ॥ कुमार. ६—१७

એટલે અફેક પાદમાં જ લક્ષણમાં જણાવેલા લગભગ એકેએક નિયમનો ભંગ કર્યો છે! હકીકત આવી હોવાથી શ્રુતબોધના પ્રમાણરૂપ રેતીના પાયા ઉપર જે ભવ્ય કોટ રા. પટેલે ચણ્યો છે તે અડવા જતાં જ જમીનદોસ્ત થઈ જાય તેમાં શી નવાઈ?

પણ શ્રુતબોધ કાલિદાસે લખ્યો હોય કે ન હોય, આ તો સ્પષ્ટ છે કે કાલિદાસનો આચાર બાલોપયોગી શ્રુતબોધમાંના અતિવ્યાપ્તિવાળા લક્ષણ ઉપરાંત વિશેષ બંધનો પાળે છે, અને તેની એકેએક ગીતિ કે આર્યા "અનાર્યે" ગણાવેલો એકેએક નિયમ જાળવીને લખાએલી છે. રા. પટેલને શાકુન્તલમાંની જે ગીતિઓ કે આર્યાઓ નિરંકુશ જણાઈ છે તે પણ આ નિયમોનું ઉલ્લંઘન કરતી નથી. એમણે આપેલા દાખલાઓ આ છે :

(૧) इमाए णहु पुच्छिदो अ बंधुअणो । ગા. ૫—૧૬

આ લીટીને રા. પટેલ આ પ્રમાણે માપે છે.

इमाए ण हु पुच्छिदो अ बंधुअणो ।

એટલે **ए** ને ગુરુ ગણી બંધુમાંના **बं** ને લઘુ ગણે છે, અને કેટલુંક નિર્ણાયક સૂત્ર હોય તેમ ટીકામાંથી **गाथेयम** એ શબ્દો ટાંકે છે. જો એમણે જરા ધીરજ રાખી ટીકા આગળ વાંચી હોત તો તેમાં આ વાક્ય પણ જણાત : **गाथेयम। तेन 'इमाए' इत्येकारस्य एओ सुद्धापआवसाणम्मि लहू इति लघुत्वम।** સારાંશ કે આ ગાથા છે અને તેથી જ છંદ જાળવવા **इमाए**માં **ए** લઘુ ગણવાનો છે. અને નિર્ણયસાગરની આવૃત્તિમાં તો

**ह्माह** એમ પાઠ પણ આપ્યો છે. આ સહેલા ખુલાસાથી ગણભંગ થતો અટકે છે એટલું જ નહીં પણ **बंधुअणोंमां** **धं** લઘુ વાંચવાની એવકૂફી કરવી પડતી નથી.

(૨) जीविद सघं वसन्त मासस्स । ૬—૨

આ ઉઘાડી ભૂલ છે; કેમકે આ પાદમાં ૧૮ નહીં પણ ૧૭ માત્રા છે. એટલે કાંતો આ અપવાદ છે કે કાંતો કાલિદાસ રા. પટેલ કરતાં પણ વધારે નિરંકુશ બની માત્રાની સંખ્યા પણ વધારે ઘટાડે છે! પણ નિર્ણયસાગરનો પાઠ આ પ્રમાણે છેઃ

जीविद सत्तं वसन्तमासस्स ।

એટલે પછી એ વિષયમાં જવાબની અપેક્ષા રહેતી જ નથી.

(૩) तुमं सि मए चूदङ्कुर दिण्णो कामस्स गहीदधणुअस्स । ૬—૩

આનું માપ પણ રા. પટેલ આવી ભયાનક રીતે આપે છે:

तुमं सि मए चूदङ्कुर दिण्णो कामस्स गहीदधणुअस्स ।

આ પ્રમાણે ગોટા કરી આ બે ચરણ જો રા. પટેલ "હંસની પેઠે ધીમેથી" અને "સિંહની છલંગ મારી" ગાય, તો બનવા જોગ છે કે ગંધર્વો આકાશમાંથી પુષ્પવૃષ્ટિ કરે. પણ અમારા જેવા સાધારણ મર્ત્યોને તો કહેવું પડે છે કે આ એક લીટી જ બતાવી આપે છે કે રા. પટેલના કાન ગીતિનું સંગીત સમજવા અસમર્થ છે. કારણ જ્યાં લઘુ જોઇએ ત્યાં ગુરુ, અને ગુરુ જોઇએ ત્યાં લઘુ કરી એઓ **तुमं**માં **मं** ગુરુ અને **चूदङ्कुर**માં **द** લઘુ વાંચે છે; **कामस्स**માં **म** ગુરુ અને **धणुअस्स**માં **अ** લઘુ વાંચે છે. એ લીટીનો વાજબી ગણચ્છેદ આ પ્રમાણે છે·

तुम सि म|ए चू|द ङ्कु र|दिण्णो| कामस्स |गहीद|धणुअ|स्स।

(૪) दिट्ठोसि चूदकोरअ उदुमङ्गल तुमं पसाएमि । ૬—૨

એ લીટી બાબે રા. પટેલ કહે છે: "અનાર્યે પોતેજ એક આર્યાનું ઉત્તરાર્ધ તો રાઘવભટ્ટની ટીકા સહિત ટાંકી બતાવ્યું...અને ત્યાં રાઘવભટ્ટના અભિપ્રાયે કબૂલ કર્યું કે **तुमं** પાઠ પ્રામાદિક છે. એટલે કાલિદાસે એમાં ચાર માત્રાના ગણનું પ્રમાણ સ્વીકાર્યું નથી." રા. પટેલની આ એક કલ્પના જ છે. 'અનાર્યે' એવું કાંઈ પણ કબૂલ કર્યું નથી; માત્ર ચારથી વધારે કે ઓછી માત્રા આવે તો ગણભંગ થાય એ માની પુષ્ટિમાં રાઘવભટ્ટનો અભિપ્રાય ટાંક્યો છે. બાકી પાઠ તો ઉપર પ્રમાણે **तुमं** વાંચનાં ઋજુ કરે છે. અને તરૂ·

રારની ખાતર કબૂલ કરીએ કે એ અપવાદ છે, તો તે ઉપરથી "કાલિદાસે એમાં ચાર માત્રાના ગણનું પ્રમાણ સ્વીકાર્યું નથી" એમ કયા અલૌકિક તર્કશાસ્ત્રથી સિદ્ધ થાય છે?

(૫) ईसीसि चुम्बिआइं भमरेहिं सुउमारकेसरसिहाइं । १—४

અહીં રા. પટેલ **भमरेहिं**થી બીજો પાદ શરૂ થતો ગણી **मारके**માં ૮થી ૧૨ સુધીની પાંચ માત્રા આવતી સમજે છે. અહીં ફરી એઓ ટીકામાંથી કેટલુંક નિર્ણાયક હોય એમ અવતરણ કરે છે : **इयं च गीतिः ।** પણ એમણે એટલો વિચાર નથી કર્યો કે એમના હિસાબ પ્રમાણે એ પાદમાં ૧૯ માત્રા થાય :

भमरेहिं सुउमारकेसरसिहाइं
ᴗᴗ–ᴗ ᴗᴗ–ᴗ–ᴗᴗᴗ––

અહીં પણ જરાક ધીરજ રાખી ટીકા આગળ વાંચી હોત તો જણાત કે:

अत्र पूर्वार्धे पूर्वयोरिकाराहिंकारयोर्लघुत्वं ज्ञेयम् ।

એટલે **चुम्बिआइं**માં **इं** લઘુ વાંચી **भमरेहिं**ના भની એક માત્રા આગલા પાદ સાથે ગણવાની છે, અને તેથી આ લીટી નીચે પ્રમાણે વાંચવાની છે:

ईसीसि चुम्बिआइं भ | मरेहिं सुउमारकेसरसिहाइं
–– ᴗ –ᴗ –ᴗᴗ | ᴗ–ᴗ ᴗᴗ–ᴗ–ᴗᴗᴗ–

આ પ્રમાણે રા. પટેલે મહામહેનતે શોધી કહાડેલી કાલિદાસની "નિરંકુશ" આર્યાઓ અને ગીતિઓ એની બીજી બધી આર્યાઓ કે ગીતિઓના જેવી જ ગણ ઇત્યાદિના નિયમોને સખત રીતે અનુસરનારી અને સુશ્લિષ્ટ સિદ્ધ થાય છે; અને સાથે જ, અનાયાસે, રા. પટેલના દિવ્ય કાન ગીતિનાં સંગીતથી કેવલ "અજ્ઞાત" સિદ્ધ થાય છે.

રા. પટેલ ફર્યાદ કરે છે : "આચાર તપાસી ઐતિહાસિક પદ્ધતિનું ગ્રહણ કરતાં ગુજરાતના વિદ્વાનોનો આચાર રા. અનાર્યે લક્ષમાં કેમ નહીં લીધો હોય વારૂ? દક્ષિણના મોરોપંતને એમાં સ્થાન મળ્યું તો ગુજરાતમાં પ્રખ્યાત સાક્ષર મણિલાલ કે બાળાશંકર અને રા. કેશવલાલ જેવાએ શો આચાર રાખ્યો હતો તે નહીં જોવાનું કારણ તો વખતે એજ હશે કે 'અનાર્યે' આવશ્યક ગણેલા અંકુશ એમણે આવશ્યક તરીકે નહીં સ્વીકાર્યાં હોય; કે પછી 'ઘરકી મુરઘી'ની પેઠે એમની લઘુ ગણના કરી હશે!" ગુજરાત મહારાષ્ટ્ર વચ્ચે કંકોડી તુલના કરવાનો 'અનાર્ય'નો ઉદ્દેશ નથી, પણ કહેવું પડે છે કે ગુજરાતી સાક્ષરોમાં ગીતિ બાબે ઘણા ભ્રમમૂલક વિચારો પ્રવર્તે છે. અને સાક્ષર ગુજરાતને ગીતિનો જોઇએ તેવો પરિચય નથી એતો 'અનાર્ય'ની તકરારજ છે. 'ઘરકી મુરઘી'ના હિસાબ અને અનાર્ય ન્યાયને લઇને નહીં પણ વસ્તુસ્થિતિનો અને તારતમ્યનો પૂરતો વિચાર કરીને જ મોરોપંતની ગીતિઓનો નિર્દેશ કરવામાં આવ્યો હતો. પક્ષપાતથી મોરોપંતનું નામ આગળ કરવામાં

આવ્યું હોય એવો ભાસ કરાવતા રા. પરેલ કરી લખે છે: " રા. અનાર્ય મહારાષ્ટ્રના મોરો-પંતના આધાર ઉપર બહુ જ ભાર મુકતા જણાય છે." ફરીથી કહીશું કે આમ ભાર મુકવાનાં સબળ કારણો છે. કહેવું પડે છે કે કવિ તરીકે મરાઠી સાહિત્યમાં જે ઉંચું સ્થાન મોરોપંતનું છે તે રા. પરેલે ગણાવેલા એક પણ કવિનું ગુજરાતી સાહિત્યમાં નથી મોરોપંતે જેટલી ગીતિઓ લખી છે તેટલી રા. પરેલે તો શું પણ ગુજરાતના ઘણાખરા કવિઓએ વાંચી પણ નહીં હશે આ અતિશયોક્તિ નથી; સાદી, અનલંકૃત, હકીકત છે. રા. પરેલ નવનીત [ મરાઠી " કાવ્યદોહન " ] ઉથામી જોશે તો તેમને જણાશે કે માત્ર ટૂંકા ઉતારાઓના આ નાહનાં પુસ્તકમાંજ મોરોપંતની લગભગ એક હજાર ગીતિઓ§ આપેલી છે અને એ ઉતારા જોવાથી ભાષા ઉપર મોરોપંતનું કેવું અદ્ભુત પ્રભુત્વ હતું તે પણ જણાશે. એટલે એ કવિનો સમય, તેનો અધિકાર, તેની પદવી ઇત્યાદિ વાતોનો પૂરો વિચાર કરીનેજ તેને સંસ્કૃત કવિઓની સાથે ગણાવવામાં આવ્યો હતો.

રા. પરેલે ગુજરાતના આધુનિક સાક્ષરોને આ તકરારની બહાર રાખ્યા હોત તો વધારે સારું થાત. પણ જ્યારે તેમાંના કેટલાકની ગીતિઓના દાખલા આપી એમણે તેની પાછળથી પોતાનો બચાવ કરવા યત્ન કર્યો છે ત્યારે લાચારીએ કહેવું પડે છે કે એ દાખલા 'અનાર્ય'ની અમલ તકરારને ટેકો જ આપે છે. સ્વ. મણિલાલ નભુભાઇનું ગુજરાતી સાહિત્યમાં ગમે એ સ્થાન હોય, તેમની ગીતિઓ છંદઃશાસ્ત્રની નજરે બહુ ખામીવાળી છે એમજ કહેવું પડે છે. સ્વ. બાળાશંકરની ગીતિઓ પણ દોષરહિત નથી. અને રા. ર. કેશવલાલ માટે તો રા. પરેલ પોતેજ કહે છે કે તેઓ " નવીન આવૃત્તિમાં નવાં અંકુશ સ્વીકારતા જાય છે." આ એમની અવળાઇ રા. પરેલના મગજમાં ઉતરી શકતી નથી એમ જણાય છે; તો એઓને ર. કેશવલાલ પોતેજ નહીં સમજાવે કે એમણે " નવાં અંકુશ " શા માટે સ્વીકાર્યાં છે? અમે તો સમજાવવાની આશા મુકી બેઠા છીએ. પણ ર. કેશવલાલે " નવાં અંકુશ " સ્વીકાર્યાં છતાં જો કહીએ કે તેમની " પરાક્રમની પ્રસાદી "માંની નીચલી ગીતિઓ તદન ખામી વિનાની નથી, તો પછી રા. પરેલ શું કહેશે?

અદિ શણગાર તણો છે, શણગાર જ ભૂષણ બાર્ણું ભૂષણનું, ૨—૩
ધર્મોપર્ણું છે તમ દઇ દો, દાસ અવરને નિજ કરી કે રાખો, ૩—૧૪
દેવીએ દેવાથી, તન આજે નિજ કરી લીધ ઠીક જ તે, ૩—૧૭
ઘનના કડકા પડખે, રેણે મંગળ અરૂણ ઝગે જેવો. ૫—૪

---

§ રા. પરેલે મોરોપંતની આર્યાઓની " પ્રશંસા "માંભળી છે, ગીતિઓની નહીં, તે પણ બરોબર છે મોરોપંત પોતાની ગીતિઓને આર્યાના નામથીજ ઓળખાવે છે; ગીતિ, ઉપગીતિ, એ બધા આર્યાનાજ પ્રકાર છે. [ જુઓ આપટેનો કોશ અને જુઓ પરિશિષ્ટ ] નવનીતમાં મોરોપંતમાંથી જે પદ્યો જ ઉતારો છે તેનું મથાળું-स्फुट आर्या-गीतिछंद જોવાથી રા. પરેલની ખાતરી થશે કે " ગપ્પુ અનાર્ય "ની આ પણ એક ગપ નથી

ઉપરની દરેક લીટીમાં ગીતિનો એક બારીક નિયમ નહીં જળવાયાથી જે એક પ્રકારની બારીક ખામી રહી જાય છે તેનો વિચાર પ્રસંગોપાત્ત કરીશું અને તેમ કરવામાં રા. રા. નરસિંહરાવની એક શંકાનું પણ સમાધાન થઇ જશે એવી આશા રાખી શકાય છે. પણ સાથે જ આશા રાખીશું કે તેમ કરવા માટે રા. પટેલની પેઠે આ બન્ને સાક્ષરો "અનાર્ય"નાં જાતિકુલની ખામીઓ ગોતવા મંડી નહીં જ જશે.

રા. પટેલ ગજા ઉપરાંત ઊંડાં પાણીમાં ઉતરી "ગુચવાડાના વમળ" ક્ષોભાવતા કહે છે: "એમણે [ અનાર્યે ] કોઈ પણ સંસ્કૃતના પ્રમાણગ્રંથમાંથી ગીતિની એક વ્યાખ્યા ટાંકી બતાવી તેમાં એમણે બતાવેલાં અંકુશ આવશ્યક ભાગ તરીકે ગણ્યાં હોય તેવું દેખાડ્યું નથી. પરંતુ ઉલટું હવે એ તો એમ કહે છે કે કોઇ વ્યાખ્યામા આવાં અંકુશ નથી." 'અનાર્ય'ને ગળે જે અનેક કલ્પિત કબૂલનો અને મતો રા. પટેલે બાંધ્યાં છે તેનો જ આ પણ એક નમૂનો છે. એટલે આ સંતાપસંતાપ પણ રા. મગનભાઇની 'ઉત્કટ મનોભાવના અને પ્રબળ વિચાર"નું જ પરિણામ હોવું જોઇએ. ખરૂં ખોટું જોઇ ખાતરી કરવા ન થોભતાં ઉત્કટ મનોભાવનાઓને યથેચ્છ વિહરવા દેવામાં શો ભય સમાએલો છે તે આ ઉપરથી જણાશે. હશે. રા. પટેલને સંસ્કૃતના પ્રમાણગ્રંથમાંથી ગીતિની વ્યાખ્યા જોઇતી હોવાથી એકાદ બે ગ્રંથ ઉથામવા પડ્યા છે, અને તેના પરિણામ તરીકે હેમચંદ્રના "છન્દોઽનુશાસન"માંથી અને કેદારભટ્ટના "વૃત્તરત્નાકર"માંથી નીચલી વ્યાખ્યાઓ એમના લક્ષ ઉપર લાવીશું.

> ત્રૃગૌ ષષ્ઠો જોન્લૌ વા પૂર્વેઽર્ધેઽપરે ષષ્ઠો લ આર્યા ગાથા । નૌજેજઃ ।
> લક્ષ્મૈતત્સપ્તગણા ગોપેતા ભવતિ નેહ વિષમે જઃ ।
> ષષ્ઠોઽયં નલઘૂ વા પ્રથમેઽર્ધે નિયતમાર્યાયાઃ ॥

(The three lines above are printed in Devanagari:)

> त्रृगौ षष्ठो जोन्लौ वा पूर्वेऽर्धेपरे षष्ठो ल आर्या गाथा । नौजेजः ।
> लक्ष्मैतत्सप्तगणा गोपेता भवति नेह विषमे जः ।
> षष्ठोऽयं नलघू वा प्रथमेऽर्धे नियतमार्यायाः ॥

બાલોપયોગી "શ્રુતબોધ"માં રા. પટેલે ઠીક ગતિ મેળવેલી હોવાથી હવે આ પ્રૌઢબોધ ગ્રંથો જોવા એમને અમારી ભલામણ છે, કે તેથી શ્રુતબોધની અતિવ્યાપ્તિવાળી સાધારણ વ્યાખ્યા પ્રમાણે અનર્થકારક ગીતિઓ રચવી છોડી ખરી ગીતિઓ લખવા એઓ પ્રેરાય. શ્રુતબોધનાં લક્ષણ પ્રમાણે ગીતિ લખતાં કેવો અનર્થ થઇ શકે તેનો એક જ દાખલો આપવો બસ થશે. આ લક્ષણ પ્રમાણે નીચલી "ગીતિ" બિલકુલ ખામી વિનાની ગણાવી જોઇએ :

> મગનભાઈ પટેલ કૃત, અભિજ્ઞાન શકુંતલનાટક જુઓ;
> ગીતિઓ એની સરસ, બંધુ! વાંચી ગમે હસો ગમે રૂઓ.

"શ્રુતબોધ"નાં લક્ષણ પ્રમાણે આ ગીતિ નથી એમ પુરવાર કરી આપવા અમે રા. પટેલને આહ્વાન કરીએ છીએ. કારણ આ પદ્યમાં "(૧) માત્રાનું પ્રમાણ છે; (૨) એને બે અર્ધ છે; (૩) અને ચાર પાદ છે; (૪) પહેલા પાદે બાર માત્રા છે અને તેટલી જ ત્રીજા પાદમાં છે; બીજા પાદે અઢાર માત્રા છે; અને (૫) પ્રથમ અર્ધ જેવું જ એનુ

બીજું અર્ધ છે." આ પાંચે લક્ષણ, જે રા. પટેલના જ શબ્દોમાં અહીં આપ્યાં છે, તે આ અલૌકિક પદ્યમાં છેઃ અને તેથી તે ગીતિ છે. Q. E. D. આ થયો રા. પટેલનો પક્ષ. પણ અમારો પક્ષ તો આ છે કે આ "ગીતિ"નાં જુદાં જુદાં ચરણ ગમે તો "હંસની પેઠે ધીમેથી" ગાઓ, "સિંહવિક્રમની પેઠે છલંગ મારીને" આરડો, "ગજપતિની પેઠે લલિતપણે" લલકારો, કે "સર્પની ગતિએ ડોલતાં" ગણગણો— કિંબહુના, ગમે એ જનાવરના હુંકાર, ભોંકાર કે ચીત્કાર ગર્જની અને તેની તુરંગી, રવાલાદિ ગતિઓ કે પછાડી પ્રહારાદિ મનોહર અંગવિક્ષેપોનું નાટ્ય કરી આ ગીતિનું ગીતિત્વ સિદ્ધ કરવા યત્ન કરો— તેથી કાંઈ એ ગીતિ ( રા. પટેલની અનેક ગીતિઓની પેઠે જ ) આ કે પરલોકના કોઈ પણ વૃત્તમા લખાએલી પુરવાર થશે નહીં.

આટલો સામોપચાર રા. રા. મગનભાઈ ચતુરભાઈ પટેલ માટે બસ થશે એવી આશા છેઃ જો કે 'બ્રહ્મા પણ જેનું રંજન ન કરી શકે' તેનું રંજન આ 'અનાર્ય'થી થઈ શકે એમ તો આશા રખી શકાતી નથી. આર્ય સંસ્કૃતિએ માન્ય કરેલી શાસ્ત્રીય પદ્ધતિથી જો એમની વિસ્તીર્ણ પણ પાયા વગરની દલીલોનું ખંડન કરવા બેસીએ તો તો अज्ञानमग्न......तिमिरभास्कर કે એવા જ કોઈ પ્રૌઢ નામવાળો મારો જેવો ગ્રંથ બનાવી શકાય. પણ તેમ કરવાની ફુરસદ નથી, અને વળી ઉપર કહ્યા પ્રમાણે કાગળના ભાવનો પણ વિચાર કરવો પડે છે. રા. પટેલે એ વિષયથી "અજ્ઞાત" જનને આડે માર્ગે ઉતારવાનો યત્ન કરેલો હોવાથી જ ફરી આ શુષ્ક વિષયમાં પિષ્ટપેષણ કરવું પડ્યું છે. પણ અમને ભય છે કે આટલાંથી રા. પટેલને સંતોષ થશે નહીં. અને એમ હોવાથી જ કે શું, એમણે રા. રા. નરસિંહરાવ પાસેથી પણ થોડીક દક્ષિણા મેળવવાનો પ્રયાસ આદર્યો જણાય છે. જો રા. નરસિંહરાવ ( રા. પટેલના કહેવા પ્રમાણે "ઝાટકણીપ્રિય" ગ નરસિંહરાવ ) આ અલિપ્તવિચારવાળા પ્રભાવશાળી કવિની યોગ્ય ખબર લઈ તેમની આંખ ઉઘાડી આપે તો દેવો અને દાનવો પણ જોઈને ખુશી થાય એવું કાંઈક જોવાનું અમારા જેવા મર્ત્યોને મળે ખરું.*

તા. ૧૦—૧૧—૧૯૧૬. અનાર્ય.

---

* અંગત વાદવિવાદથી પાર રહેલાં ગીતિના બંધારણ સંબન્ધી કેટલાંક અગત્યનાં તત્ત્વો આ ચર્ચામાં સમાએલાં છે. અને તે જ કારણથી આ ચર્ચા અત્યાર સુધી બંને પક્ષને આ પત્રમાં છૂટથી કરવા દીધી છે. હવે એ બંને પક્ષકારોને વિનતિ છે કે આ વિષય ઉપર રા. નરસિંહરાવે એક વિસ્તીર્ણ નિબન્ધ લખી મોકલ્યો છે તે પ્રસિદ્ધ થઈ રહે ત્યાં સુધી થોભવા કૃપા કરવી, અને તે પછી ગીતિના જ વિષય ઉપર જે કાંઈ લખવું હોય તે ખુશીથી લખવું. તન્ત્રી.

# ગુજરાતી સાહિત્ય પરિષદ્ ભંડોળ કમિટિ.



## તા. ૨૧-૧૦-૧૯૧૬ને શનિવારે અમદાવાદમાં મળેલી વાર્ષિક બેઠકનો અહેવાલ.



**હાજરી** કમિટિના સભ્યોમાંથી રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ, રા. સા. અંબાશંકર ઉત્તમરામ મલજી, પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ, પ્રો. હરિરાય માધવજી ભટ્ટ, રા. રા. શંકરલાલ ઘેલાભાઇ બેન્કર, રા. રા. રણજીતરામ વાવાભાઇ મહેતા, રા. રા. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, અને પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર હાજર હતા. મિ. ઓન. સર પ્રભાશંકર પટણી, મિ. ઓન. લલ્લુભાઇ સામળદાસ મહેતા દિ. બ. રણછોડભાઇ ઉદયરામજી, રા. રા. મનુભાઇ નંદશંકર મહેતા, રા. રા. દલપતરામ ભગવાનજી શુક્લ, અને રા. રા. રણછોડદાસ વૃંદાવનદાસ પટવારીએ બેઠકમાં હાજર ન રહી શકવા માટે દિલગીરી જણાવેલી હતી. કમિટિનું કામકાજ સવારે બરાબર નવ વાગે શરૂ થયું, અને રા. રા. રણજીતરામ અને રા. બ. રમણભાઇની દરખાસ્ત સર્વાનુમતે સ્વીકારતાં પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ પ્રમુખસ્થાને બીરાજ્યા.

**કામ ૧લું.** ઉત્તરાભ્યાસ વાંચનમાળા માટે યોજના ઘડવા તથા તેના ખર્ચનો અડસટો કરવાને માટે ભંડોળ કમિટિએ પોતાની ૪ સ. ૧૯૧૨ની બેઠકમાં રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા, રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ, અને રા. રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર-મંત્રી-એઓની એક પેટા કમિટિ નીમેલી હતી. એ પેટા કમિટિ તરફથી રજુ કરવામાં આવેલું નિવેદન વંચાયું અને તે વિષે ચર્ચા થતાં સર્વાનુમતે ઠરાવવામાં આવ્યું કે—

### ઠરાવ ૧.

ઉત્તરાભ્યાસ વાંચનમાળા માટે નીમવામાં આવેલી પેટાકમિટિએ જે તસ્દી લીધી છે તે માટે તેઓનો ઉપકાર માનવામાં આવે છે, તેમનું આ નિવેદન ( જુઓ પરિશિષ્ટ ૫ ) મંજુર રાખવામાં આવે છે, અને તે સાથે એમાં જણાવેલી યોજનાઓ પણ સાથે મંજુર કરવાનું ઠરાવવામાં આવે છે.

**કામ ૨જું** ગુજરાતી સાહિત્ય સંકટ પરીક્ષાનો અહેવાલ વંચાતાં, પ્રો. ભટે કેટલીક મુશ્કેલીઓ જણાવી જે વિષે પ્રમુખ સાહેબે અને મંત્રીએ ખુલાસો કર્યો. મિ.

હુસમાન બચન ખુડખુડિયાએ મંત્રીને કાગળ લખ્યો હતો કે ગુજરાતી મેલ અને ફીમેલ ટ્રેનિંગ કોલેજોના વિદ્યાર્થીઓ (સ્કોલરો)ને પણ આ હરીફાઇમાં સ્થાન મળવું ઘટે, અને તેઓ ફીમેલ ટ્રેનિંગ કોલેજના સુપરિન્ટેન્ડન્ટના હોદ્દા ઉપર હોવાથી મંત્રીએ તેઓને જવાબ લખ્યો હતો, તે બને વંચાતા કમિટિનો અભિપ્રાય એવો થયો કે અંગ્રેજી ભાષા દ્વારા બધી કેળવણી અપાય છે એવી કોલેજોના અંડરગ્રેજ્યુએટોમાંના ગુજરાતી વિદ્યાર્થીઓ પોતાની માતૃભાષાના સારા સાહિત્યનો કંઇક અભ્યાસ એમના કોલેજના વર્ષો દરમિયાન ચાલુ રાખે તેમને ઉત્તેજન આપવા પુરતીજ કમિટિની યોજના છે અને સર્વાનુમતે ઠરાવવામાં આવ્યું કે

ઠરાવ ૨.

ઇ. સ. ૧૯૧૫-૧૬ ની ગુજરાતી સાહિત્ય ચંદ્રક પરિક્ષાનો અહેવાલ [ જુઓ પરિશિષ્ટ ૪ ] મંજુર રાખવામાં આવે છે અને આ હરીફાઇને લગતી પરીક્ષા ઇ સ ૧૯૧૬-૧૭ દરમિયાન પણ ગયે વર્ષે મંજુર કરેલા પેટા નિયમો મુજબ લેવાનું ઠરાવવામાં આવે છે અને તેને લગતું સર્વ કામકાજ પ્રો ઠાકોર, પ્રો ધ્રુવ અને પ્રો. ભટ્ટને સોંપવામાં આવે છે

કામ ૩ જું ઇ સ ૧૯૧૫-૧૬ના વર્ષનો અહેવાલ અને હીસાબની તારીજ પ્રમુખ સાહેબે વાંચી સંભળાવ્યા. આ વિષે ચર્ચામાં પરિષદ્ અને ભંડોળ કમીટીના પરસ્પર સબંધ વિશે, ગયે વર્ષે કરવામાં આવેલા ઠરાવ ૮ મા વિશે અને રા રા નરસિંહરાવના રાજીનામા વિશે સારી રીતે ચર્ચા થઇ, ઇ સ ૧૯૦૯ની પરિષદે ભંડોળ કમિટિ સ્થાપેલી તે ઠરાવ વંચાયો [ જુઓ પરિશિષ્ટ ૧ ] ઇ સ ૧૯૦૯ની પરિષદથી માંડીને પરિષદ્નું બંધારણ રચવા માટે ખરડા ઘડાય છે, એ સવાલ સહેલો નથી, અને ઇ સ. ૧૯૧૫ની પરિષદે એ માટે એક કમિટિ નીમેલ છે, જેમાં ભંડોળ કમિટિના કેટલાક સભ્યો પણ સામેલ છે, વગેરે સર્વ હકીકત ધ્યાનમાં લઇને કમિટિ એક મત થઇ કે પરિષદ્ને શું રુચશે અને શું નહીં એ વિશે કંઇપણ આગળથી માની ન લેવું તથા પરિષદ્ને માથે કોઇપણ રીતની જવાબદારી મુકવાની કે પરિષદ્ને કોઇપણ તરેહના બંધનમાં નાખવાની પોતાને સત્તા નથી, અને તદનુસાર નીચેના ઠરાવ સર્વાનુમતે કર્યા.

ઠરાવ ૩

ઇ. સ. ૧૯૧૫—૧૬નો આ તાંજેરર અને આ. મંત્રીએ રજુ કરેલો અહેવાલ અને હિસાબ ( જુઓ પરિશિષ્ટ ૨ અને ૩ ) મંજુર રાખવામાં આવે છે, અને કમિટિના કામ કાજને વધારે પ્રસિદ્ધિ મળે અને કમિટિના ઉદ્દેશોને પ્રજા તરફથી વધારે ટેકો મળતો આવે એટલા માટે ઠરાવવામાં આવે છે કે કમિટિના આરંભથી આજ સુધીનો એક ટુંકો અહેવાલ મંત્રીએ બનતી ત્વરાથી ગુજરાતી તેમજ અંગ્રેજીમાં પ્રસિદ્ધ કરવો.

ઠરાવ ૪ થો.

તા. ૨૯–૧૨–૧૬ ની બેઠકનો ઠરાવ ૮ મો ( જુઓ પરિશિષ્ટ ૬ ) રદ કરવામાં આવે છે અને ભંડોળ કમિટિનો વહીવટ અત્યાર સુધી ચાલ્યા કરેલો છે તે પ્રમાણે ચલાવ્યા કરવાનું ઠરાવવામાં આવે છે

ઠરાવ ૫ મો.

Resolved that, excepting what may be needed for miscellaneous purposes, the funds of the committee be kept in current account with the Bank of India, Ld. Bombay, and that the Hon Treasurer and the Hon, Secretary be and are hereby authorized to operate on this account for the purposes of this Committee, either jointly or severally

But this Resolution shall not apply to capital permanently invested, nor shall such investments be realized without a Resolution of the Committee

તરજુમો

આ ઉપરથી ઠરાવવામાં આવે છે કે પરચુરણ કામ માટે જરૂર પડે તે સિવાયનું કમિટિનું ભંડોળ બેન્ક ઑફ ઇન્ડિયા, લિમિટેડ, મુંબાઇ, એ બેન્કમાં ચાલતું ખાતું [ કરન્ટ એકાઉન્ટ ] ઉઘાડીને તેમાં રાખવું; અને આ ચાલતા ખાતાને લગતો કમિટિના કામને માટે નાણાં ઉપાડવા વગેરેનો બધો વહીવટ કમિટિના ઓનરરી ટ્રેઝરર અને ઓનરરી મંત્રી એ બન્ને સાથે મળીને અથવા એમાંથી ગમે તે એક છૂટા છૂટા કરી શકે એવો તેમને અધિકાર આપવો; અને વળી આ ઠરાવથી એવો અધિકાર આપવામાં આવે છે

પણ આ ઠરાવ કમિટિની કાયમને માટે રોકેલી મૂડી [ ઇન્વેસ્ટેડ કેપિટલ ને ] લાગુ પડશે નહીં; તેમજ તે ઇન્વેસ્ટમેન્ટ કમિટિના ઠરાવ વિના ઉપાડી શકાશે નહીં.

નોંધ—કમિટિનો મૂળ ઠરાવ કયો ગણવો, ઇંગ્રેજી કે તરજુમો ?– એ સવાલ ઉત્પન્ન થવા ન પામે તે માટે ઠરાવવામાં આવે છે કે ઇંગ્રેજી ઠરાવનેજ કમિટિનો મૂળ ઠરાવ ગણવો.

ઠરાવ ૬.

રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા, બી. એ., સી. એસ. ( રિટાયર્ડ ) પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ સાહેબ, ઇ. ઇ. ઇ., એઓના રાજીનામા વિષે ઠરાવવામાં આવે છે કે કમિટિ તરફથી આજના પ્રમુખ સાહેબે એમને પોતાનું રાજીનામું પરિષદના હિત ખાતર પાછું ખેંચી લેવા વિનંતિ કરવી

કામ ૪ થું પુસ્તકો માટેની મળેલ દરખાસ્તો વિષે ચર્ચામાં પ્રમુખ સાહેબે

અને રા રા રઘુજીતરામે ભવિષ્યના કાર્યક્રમને માટે ધ્યાનમા રાખવા જેવી કેટલીક કીમતી સુચનાઓ કરી, અને નીચેના ઠરાવો સર્વાનુમતે કરવામા આવ્યા

ઠરાવ ૭.

સિસ્ટર નિવેદિતાકૃત ધિમાસ્ટર એસ આઇ સો હીમ The Master as I saw Him ' નો કમિટિ માટે વિના પારીતોષિક તરજુમો કરી આપવાની રા ના કેશવપ્રસાદ મણિલાલ ઠાકોર સર્વંટ ઓફ ઇન્ડિયાની દરખાસ્ત કમિટિ ઉપકાર સાથે સ્વીકારે છે અને એ ચોપડી બનતી સસ્તી કીમતે પ્રગટ કરવાની એમની માગણી કમિટિ મજુર રાખે છે

ઠરાવ ૮

પ્રો. મેકમિલન કૃત ' ધિ ઓરિજિન ઓફ ધિ વર્લ્ડ The Origin of the World ' નો ગુજરાતી અનુવાદ પ્રકટ કરવા માટે પ્રકાશકો પાસેથી રીતસરની પરવાનગી રા રા કલ્યાણરાય નથુભાઈ જોશી બી. એ એમને મેળવવી, અને મળી જતા એ પ્રકટ કરવાનું તથા તે બદલ એમને રીતસરનું પારિતોષિક આપવાનું ઠરાવવામાં આવે છે

ઠરાવ ૯

રા રા પોપટલાલ ગોવિંદલાલ શાહ એમ એ ને ' વિજ્ઞાનની ભૂમિકા એ વિષય ઉપર એક સ્વતંત્ર સરલ અને રસ પડે એવું નહાનું પુસ્તક રચવાનું કામ સોંપવામાં આવે છે અને તે તૈયાર થયે પ્રકટ કરવાનું તથા તે બદલ તેમને રીતસરનું પારિતોષિક આપવાનું ઠરાવવામા આવે છે

ઠરાવ ૧૦

હોમર કૃત ઇલિયડના સેસ, લીફ, અને માયર્સકૃત ઇંગ્રેજી તરજુમાનો ગુજરાતી ગદ્યમા તરજુમો કરવાનું કામ રા રા સાકરલાલ અમૃતલાલ દવે બી એ ને સોંપવામાં આવે છે, અને પુસ્તક તૈયાર થયે તે પ્રકટ કરવાનું તથા તે બદલ તેમને રીતસરનુ પરિતોષિક આપવાનું ઠરાવવામા આવે છે

ઠરાવ ૧૧

પ્લેટોકૃત ક્રીટ્સનો તરજુમો કરવાનુ રા રા નર્મદાશંકર દેવશંકર મહેતા બી એ ને સોંપવામા આવે છે અને પુસ્તક તૈયાર થયે તે પ્રકટ કરવાનું તથા તે બદલ તેમને રીતસરનુ પારિતોષિક આપવાનું ઠરાવવામાં આવે છે

ઠરાવ ૧૨

સર ફ્રાન્સિસ વ યંગહસ્બન્ડ કૃત ' મ્યુચ્યુઅલ ઇન્ફ્લુઅન્સ Mutual Influence ' નો તરજુમો પ્રકટ કરવા વિષે પ્રકાશકો પાસેથી રીતસરની પરવાનગી

રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીએ મેળવવી, અને તે મળી જતાં એનો તરજુમો પ્રકટ કરવાનું અને તે બદલ એઓને રીતસરનું પારિતોષિક આપવાનું ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૧૩

સર રવીંદ્રનાથ ઠાકુરકૃત ' જીવન સ્મૃતિ ' નો મૂળ બંગાળી ઉપરથી તરજુમો કરવાનું રા. રા. મોહનલાલ મકનદાસ મહેતા અને રા. રા. ભગવાનલાલ ગિરિજાશંકર બદ્રને સોંપવામાં આવે છે. અને તે તૈયાર થયે પ્રકટ કરવાનું ઠરાવવામાં આવે છે, તથા પહેલી આવૃત્તિ તેઓ કમિટિને વિના પારિતોષિક આપી દેવા માગે છે તે માટે કમિટિ તેમનો ઉપકાર માને છે.

ઠરાવ ૧૪

રા. રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી બી. એ. એલ.એલ. બી. એડવોકેટ એઓની ટૂંકી વાર્તાઓનો સંગ્રહ પ્રકટ કરવાનું ઠરાવવામાં આવે છે, અને પહેલી આવૃત્તિ તેઓ કમિટિને વિના પારિતોષિક આપી દેવા માગે છે તે માટે કમિટિ તેમનો ઉપકાર માને છે.

ઠરાવ ૧૫

લિસ્ટકૃત ' નેશનલ સિસ્ટમ ઓફ ઇકોનોમિ–National System of Economy ' નો અનુવાદ રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી બી. એ. એલ.એલ. બી. ને સોંપવામાં આવે છે અને પુસ્તક તૈયાર થયે તે પ્રકટ કરવાનું તથા તે બદલ તેઓને રીતસરનું પારિતોષિક આપવાનું ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૧૬

મોલિયર કૃત ' ધિ બ્લન્ડરર The Blunderer અને ધી એફેક્ટેડ લેડીસ The Affected Ladies ' એ બે નાટકોનો ગુજરાતી ગદ્યમાં અનુવાદ કરવાનું રા. રા. મનસુખલાલ કૃષ્ણલાલ મહેતાને સોંપવામાં આવે છે અને તે તઇયાર થયે તે પ્રકટ કરવાનું અને તે બદલ તેઓને રીતસરનું પારિતોષિક આપવાનું ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૧૭

ફિરિસ્તા કૃત ગુજરાતના સુલતાનોના ઇતિહાસનો રા. રા. આત્મારામ મોતીરામ દીવાનજી બી. એ. નો તરજુમો પ્રકટ કરવાનું તથા તે બદલ કર્તાને રીતસરનું પારિતોષિક આપવાનું ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૧૮

મેકોલે કૃત ઇંગ્લાંડના ઇતિહાસના પ્રકરણ ૧, ૨, અને ૩ નો તરજુમો કરવાનું પ્રો. દુર્ગાશંકર પ્રાણજીવન રાવળ એમ. એ. ને સોંપવામાં આવે છે. અને તે તૈયાર

થયે પ્રકટ કરવાનુ નથા તે બદલ તેઓને રીતસરનું પારિતોષિક આપવાનું ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૧૯

જે હોમાંડ રોઝ કૃત 'નેશનેલીટી ઇન મોડર્ન હિસ્ટરી Nationality in Modern History' નો કમિટિ માટે વિના પારિતોષિક તરજુમો કરી આપવાની રા. રા ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક, બી એ એલએલ બી સર્વંટ ઓફ ઇંડિયાની દરખાસ્ત કમિટિ ઉપકાર સાથે સ્વીકારે છે અને તે તૈયાર થયે પ્રકટ કરવાનું ઠરાવવામાં આવે છે.

ઠરાવ ૨૦

ગૃહ વ્યવસ્થા શાસ્ત્ર Domestic Science એ વિષય ઉપર આપણા જીવનને લાગુ પડે એવો શાળોપયોગી ચોપડી લખવાનુ' કામ અ સૌ શારદાગૌરી રમેતા, બી. એ. ને સોપવામા આવે છે, અને તે તૈયાર થયે પ્રકટ કરવાનુ ઠરાવવામા આવે છે. પારિતોષિકનો વિચાર ચોપડી તઇયાર થવા ઉપર મુલતવી રાખવામા આવે છે

ઠરાવ ૨૧.

ભાસ કૃત ચારુદત્ત અને બાલ ચરિત્ર એ બે નાટકોનો તરજુમો રા રા. મણિલાલ છગારામ ભટનો કરેલો પ્રકટ કરવાનુ ઠરાવવામા આવે છે. અને એ ચોપડીની પહેલી આવૃત્તિ કર્તા કમિટિને ભેટ આપે છે તે માટે કમિટિ તેમનો ઉપકાર માને છે

ઠરાવ ૨૨.

ટોમસ એડિસન એનું જીવન ચરિત્ર, એના વૈજ્ઞાનિક શોધો, અને એની જનમેના એ વિષય ઉપર આશરે ૨૫૦ પૃષ્ટનું સરલ પુસ્તક પ્રો કાન્તિલાલ છગનલાલ પંડ્યા એમ એ. હાલ રચે છે. તે તયાર થયે પ્રકટ કરવાનું ઠરાવવામાં આવે છે, અને એની પહેલી આવૃતિ કર્તા કમિટીને ભેટ આપે છે તે માટે કમિટિ તેમનો ઉપકાર માને છે

કામ ૫ મું પરચુરણ ગઇ બેઠકના ઠરાવ ૬૫ ( જુઓ પરીશિષ્ટ ૬) અન્વયે

ઠરાવ ૨૩

શેઠ સાહેબ નરોત્તમ મોરારજી ગોકુળદાસ અને શ્રીમાન સર પ્રભાશંકર પટ્ટણી ને કમિટિના તહાહયાત ઉપપ્રમુખ નીમવામાં આવે છે

છેવટ, રા. રા. રણછોડરામ અને રા રા. હીરાલાલની દરખાસ્ત ઉપરથી આજના પ્રમુખ સાહેબ અને કમિટિના બીજાનો ઉપકાર માનવાની સાથે બેઠકનુ કામકાજ પુરૂ થયુ

ભગવંતરાય કલ્યાણરાય ઠાકોર
મંત્રી ગુજ. સા. પ. બારોળ કમિટિ

અનંતશંકર બાપુભાઇ ધ્રુવ,
પ્રમુખ

# પરિશિષ્ટ ૧.

## ભંડોળ કમિટિ સ્થાપતાં ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદે તા. ૩૦-૧૦-૧૯૦૯ ને રોજ કરેલો ઠરાવ ૯ મો.

લીંબડીના ને. ના. ઠાકોર સાહેબ શ્રી દોલતસિંહજી તથા રાજકોટના ને. ના. ઠાકોર સાહેબ, શ્રી લાખાજીરાજે કૃપાવંત થઈને પરિષદના ભંડોળને માટે (અનુક્રમે) એક સો ગિનિ અને પચાસ ગિનિની ઉદાર બક્ષીસ કરી છે તે આ પરિષદ્ હર્ષથી સ્વીકારીને તે માટે ખરા અંતઃકરણ પૂર્વક આભાર માને છે, અને આ રકમથી ભંડોળનો આરંભ કરી તે મોટું કરવાની તથા તેની વ્યવસ્થા કરવાની નીચેના ગૃહસ્થોની કમિટિને સત્તા આપે છે તથા તેમને જરૂર પડે તો કમિટિમાં બીજા ગૃહસ્થોને ઉમેરવાની સત્તા આપે છે દિ. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈ રા. રા. રણછોડભાઈ ઉદયરામજી, ખા. બ. બેજનજી મેરવાનજી દમરી, રા. રા. મનુભાઈ નંદશંકર મહેતા, મિ. ગુલામમહમદ બાલાસિયા મુનશી રા. રા. દેવચંદ ઉત્તમચંદ પારેખ, અમૃતલાલ રણછોડદાસ બક્ષી, રણછોડદાસ વૃંદાવનદાસ પટવારી કેશવલાલ હર્ષદરાય ધ્રુવ રમણભાઈ મહીપતરામ નીલકંઠ. અંબાશંકર બાપુભાઈ ધ્રુવ, દલપતરામ ભગવાનજી શુક્લ, બળવંતરાય કલ્યાણરાય ઠાકોર, અને રા. પ્રભાશંકર દલપતરામ પટ્ટણી ત્રીજો ૨

# પરિશિષ્ટ ૨.

## ગુજરાતી સાહીત્ય પરિષદ્ ભંડોળ કમિટિ.

### ઇ. સ. ૧૯૧૫-૧૬ નો અહેવાલ અને હિસાબ

૧. ઇ. સ. ૧૯૧૫-૧૬ ના આપણા ૭ મા વર્ષ દરમિયાન કમિટિની એક બેઠક મુંબાઈમાં સેન્ડહર્સ્ટ રોડ ઉપરના વનિતા વિશ્રામમાં તા. ૨૯ મી ડીસેમ્બર ૧૯૧૫ને રોજ મળી હતી, તેમાં ધિ ઓન રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ પ્રમુખ હતા, અને બાર ઠરાવો કરવામાં આવ્યા હતા એ ઠરાવો 'બુદ્ધિપ્રકાશ' 'સાહિત્ય' અને 'નવજીવન અને સત્ય' એ ત્રણ માસિકોના ફેબ્રુઆરી ૧૯૧૬ ના અંકોમાં પ્રજાની જાણને માટે પ્રકટ કરવામાં આવ્યા હતા. એ ઠરાવોની નોંધ લેતા કેટલોક માસિકો, સાપ્તાહિકો અને દૈનિકોએ ભંડોળ કમિટિના ઉદેશો અને કામકાજ વિષે ચર્ચા કરી હતી અને પ્રજા તરફથી તેને વધારે મદદ મળવી જોઈએ એવો અભિપ્રાય દર્શાવ્યો હતો. આપણા વર્તમાનપત્રો આ કમિટિના જેવી પ્રજાકીય સંસ્થાને દિન પર દિન વધારે ટેકો આપતાં રહેશે એવી આશા રાખીએ છીએ.

૨. ઉપર જણાવેલા બારમાંથી ૬ ઠા ઠરાવ પ્રમાણે આ સાલ દરમિયાન એટલે

ક તારીખ ૧૩-૧૦-૧૯૧૬ સુધીમાં બાર ગૃહસ્થો તહાહયાત સભ્ય થયા છે અને તેમના લવાજમના રૂ. ૨૦૦૦] બે હજાર ભંડોળમાં વધ્યા છે સભ્યોની સંખ્યા અને ભંડોળનો વાર્ષિક વધારો વધારે ઝડપથી વધે એને માટે વધારે પ્રયાસની જરૂર છે ગુજરાતના મુંબાઈ, અમદાવાદ, વડોદરા આદી શહેરોમાં આ કામને માટે નહાના પણ ઉત્સાહી પેટા મંડળો સ્થી શકાય તોજ જોઈતો વધારો મન માનતી ઝડપથી થઇ શકે

૩. રા. રા ભગવાનલાલ ગિરિજાશંકર ભટ્ટ અને મોહનલાલ મકનદાસ મહેતાને સોંપેલું બંકીમચંદ્ર કૃત 'રજની'નું ભાષાંતર, બંકીમચંદ્રની છબી સાથે આ સાલ દરમીયાન રૂ. ૦-૧૨-૦ની કીંમતે પ્રગટ કરવામાં આવ્યુછે એ ચોપડીનુ ઘણા વર્તમાનપત્રોએ અવલોકન કર્યું છે, અને તેમ કરતાં ઘણું ખરાએ તેને વખાણી છે. એનુ વેચાણ પણ ઠીક ચાલે છે આ સાલ દરમિયાન કમિટિના પુસ્તકોના વેચાણમાંથી રૂ.૨૬૩ ૯-૩ની આવક થઇ છે દિનપરદીન કમિટિની આ પ્રકારની આવક વધવી જોઇએ, અને જો કે આ બાબતમાં ઘટતો બંદોબસ્ત કરવામા કેટલીક અડચણો પડે છે, તો પણ ધીરે ધીરે તે સર્વ દુર કરી શકીશું એવી આશા રાખીએ છીએ સ્વ. નવલરામ લક્ષ્મીરામ પંડયા કૃત ' ઈંગ્રેજ લોકોનો સંક્ષિપ્ત ઇતિહાસ ' મહેરબાન ત્તર વિભાગના ઇન્સપેક્ટર સાહેબે " પુસ્તકાલય અને ઇનામ પુસ્તક " તરીકે મંજુર કર્યો છે ( મંત્રી ઉપરનો તા ૧૮-૮-૧૬ નો કાગળ નં ૧૯૧૬-૧૭ નો ૫૬૮૫) અને અમદાવાદના વનિતા વિશ્રામ તરફથી શરૂ થયેલી કન્યા હાઇસ્કુલમાં ઇગ્લાંડનો ઇતિહાસ ગુજરાતી ભાષા દ્વારા શીખવવાને માટે એ ચોપડી પસંદ કરવામા આવી છે એટલે એનું વેચાણ પણ વધવા સંભવ છે.

૪ આ સાલ દરમિયાન એકંદર ખર્ચ નીચે પ્રમાણે છે

૬૬૫-૩-૦ મેકડોનેલ કૃત ' સંસ્કૃત વાઙમયનો ઇતિહાસ ' એના તરજુમા પાછળ
૭૫૬-૮-૦ ' રજની ' પાછળ.

૧૬૭-૧૫-૦પુસ્તકોની જાહેર ખબર અને કમિટિને વધારે પ્રસિદ્ધિ મળે એવાં કાર્યો પાછળ—

૫૬ બીજા અહેવાલ પાછળ ૨૦-૮ ત્રીજી બેઠકના અહેવાલ પાછળ

૯૧-૭ જાહેર ખબર પાછળ

૨૦-૮-૦ ચંદ્રક પરિક્ષા પાછળ
૯૦-૧૪-૦ પરચુરણ

૯ ત્રીજી બેઠકના કાર્ય ક્રમની કાચી યાદીની છપામણી

૧૮ આવતી બેઠકના કાર્ય ક્રમ અને ઇ. સ ૧૯૧૫ ૧૬ના હિસાબની તારીજની છપામણી

૬૩-૧૪ પરચુરણ ટપાલ ખર્ચ, રેલ્વે ભાડું, વગેરે

---

રૂ. ૧,૧૬૧-૦-૨ ઈ. સ. ૧૯૧૫-૧૬ નો એકંદર ખર્ચ.

ડિબેંચરોમાં રોકેલાં નાણાં ઉપરાંત કમિટિ પાસે વર્ષારંભે રૂ. ૫૦૭-૭-૩ સિલકમાં હતા. તેમાં વ્યાજ અને પુસ્તક વેચાણની મળીને રૂ ૬૨૯-૧૫-૩ની આવક ભળતાં કુલ રકમ રૂ. ૧૧૩૭-૬-૬ થયા. વર્ષ દરમિયાનનો ખર્ચ આ રકમ કરતાં માત્ર રૂ. ૨૩-૯-૬ એટલો વધારે થયો છે, એટલે કે તહાહયાત સભ્યોના લવાજમ પેટે મળેલી રૂ. ૨૦૦ની રકમ લગભગ આખીજ આવતા વર્ષમાં ખર્ચવાને માટે હાથ ઉપર છે

૫. (૧) મેકડોનેલ કૃત 'સંસ્કૃત વાઙ્મયનો ઇતિહાસ' એના તરજુમાનો ૧લો ભાગ છપાઇ ગયો છે. (૨) રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની બી. એ., અમને સોંપેલી સામળભટ્ટ સિંહાસન બત્રીશીની સંશોધિત આવૃત્તિનું કામ એઓ નિયમિત ઉદ્યોગથી આગળ વધારતા જાય છે; એટલે એ મોટાં પુસ્તકનો ૧લો વિભાગ તૈયાર થવા આવ્યો છે વળી નવી દરખાસ્તોમાંથી (૩) રા. રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી, એડવોકેટ સાહેબ. એઓનું પુસ્તક તયાર છે, અને (૪) રા. રા. કલ્યાણરાય નથુભાઇ જોશી, બી. એ., અને (૫) રા. રા. આત્મારામ મોતીરામ દીવાનજી, બી. એ., એઓના પુસ્તકોના પણ પહેલા મુસદ્દા તૈયાર છે. એટલે કમિટિ આ છેલ્લી ત્રણ દરખાસ્તો મંજૂર કરશે તો આવતી સાલ દરમિયાન આ પાંચ પુસ્તકો પ્રકટ કરી શકવા આશા છે ઉપલી કલમમાં અને હિસાબની તારીજમાં જે સિલક વર્ષ આખરે હાથપર હોવાનું જણાવેલું છે તેમાં આવતી સાલ દરમિયાન વ્યાજ અને પુસ્તક વેચાણની આવક ભળશે, એટલે આ પાંચ પુસ્તકો બાબત જે ખર્ચ થવા સંભવ છે તેને પહોંચી વળવાને માટે આપણી પાસે પુરતી રકમ થઇ રહે એમ છે તે માટે ડિબેન્ચરોમાં રોકેલી થાપણને અડકવાની જરૂર પડશે નહીં અને આવતી સાલ દરમિયાન નવા તહાહયાત અને વાર્ષિક સભ્યોના લવાજમથી જે નવી આવક થશે તે નવી દરખાસ્તોમાંના બીજાં પુસ્તકો જેમ જેમ તૈયાર થતાં આવશે તેમ તેમ તેમને માટે કામમાં લઇ શકાશે.

બેશક, આ સાલ દરમિયાન તહાહયાત સભ્યોના લવાજમથી ઉત્પન્ન થયેલી નવી આવક જોતાં આ પ્રમાણે આવતી સાલમાં ખર્ચ પેટે વાપરી નાખવાનું થાય છે. પરંતુ આપણાં સાધન અત્યારે ઘણાં ટુંકાં છે, અને તેમ છતાં કમિટિ તરફથી કાંઇ હિસાબમાં ગણી શકાય તથા મનનું ધ્યાન ખેંચે એવી સાહિત્ય સેવા થવી આવશ્યક છે. તેથી કરીને આમ કરવું પડે છે નવા લવાજમથી થતી વાર્ષિક આવક રૂ. ૩૦૦૦ થી વધારે થાય તો તેમાંથી અમુક ભાગ આપણા રિઝર્વ ફંડમાં ઉમેરવામાં હરકત પડે નહિં આ બાબત ઉપર આવતે વર્ષે અનુભવ લઇને વાર્ષિક બેઠકમાં વિચાર કરવો ઠીક પડશે.

૬ છેવટ. નવી દરખાસ્તોને લગતી ત્રણ વિગતો તરફ કમિટિનું ખાસ ધ્યાન ખેંચવા રજા લઈએ છીએ.

૧ અ. સૌ. શારદાગૌરી મહેતા બી. એ. રા. રા. પોપટલાલ ગોવિંદલાલ શાહ, એમ. એ., પ્રો. કાન્તીલાલ છગનલાલ પંડયા એમ. એ. રા. રા. દીવાનજી રા. રા. જોશી, રા. રા. મણિલાલ છબારામ ભટ્ટ, અને રા. રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા એઓએ પોતેજ પોતાનાં પુસ્તકો અને વિષયો ખાસ શોખથી પસંદ કરેલાં છે, અને એ દરેકને પોત પોતાનું પુસ્તક બનતી ત્વરાએ પ્રકટ કરવા ઉમંગ છે

૨ રા. રા. ભગવાનલાલ અને મોહનલાલ અને રા. રા. મુનશી, પંડયા, અને ભટ્ટ પોતપોતાના પુસ્તકની ૧ લી આવૃત્તિ તથા રા. રા. ઈંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક બી. એ. એલ. એલ. બી. અને કેશવપ્રસાદ મણિલાલ ઠાકોર પોતાના પુસ્તકનો આખો કોપિરાઈટ કમિટિને ભેટ આપવા ઇચ્છે છે.

૩ રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ બી. એ. અને રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, બી. એ. એલ. એલ. બી., જેવા પ્રતિષ્ઠિત લેખકો પણ કમિટિને માટે પોતાના અનેક રોકાણોવાળા વખતનો થોડો ભાગ આપવા તૈયાર છે, તથા આ સોળ દરખાસ્તોમાંથી એક અજાણ્યા લેખકને સોંપવી પડેલી નથી.

એકંદરે આ વર્ષનું કામકાજ સામટું લેતાં કમિટિનું ભવિષ્ય આશા જનક લાગે છે.

૭ ઈ. સ. ૧૯૧૫ ૧૬ ના હિસાબની તારીજ, ચંદ્રક પરિક્ષાનો અહેવાલ અને ઉત્તરાભ્યાસ વાંચનમાળા વિશે વિચાર કરવાને નીમેલી પેટા કમિટિનું નિવેદન સાથે સામેલ રાખીએ છીએ.

તા. ૧૭-૧૦-૧૯૧૬

લલ્લુભાઈ સામળદાસ મહેતા,

નીમંત્રક.

બળવંતરાય કલ્યાણરાય ઠાકોર

મંત્રી.

# પરિશિષ્ટ ૪

## ગુજરાતી સાહિત્ય ચંદ્રકની પહેલી પરિક્ષાનો અહેવાલ.

આ વખતની હરીફાઈને માટે સરસ્વતીચંદ્ર ભાગ ૨જો ગુણસુંદરીનું કુટુંબજાળ અને કરણઘેલો એ બે નવલ કથાઓ નીમવામા આવી હતી હરીફાઈની પરિક્ષા છાપેલા સવાલ પત્રકથી બધે સ્થળે રવિવાર તા. ૨૦-૮ ૧૯૧૬ને દિવસે બપોરે લેવામાં આવી હતી તેમાં સેંટ ઝેવિયર્સ કોલેજમાંથી ૧, સામળદાસ કોલેજમાંથી ૧, એગ્રીકલ્ચરલ કોલેજમાંથી ૨, ફર્ગ્યુસન કોલેજમાંથી ૨, બરોડા કોલેજમાંથી ૩ ગુજરાત કોલેજમાંથી ૫, એલ્ફિન્સ્ટન કોલેજમાંથી ૬, બહાઉદ્દીન કોલેજમાંથી ૬, અને વિલ્સન કોલેજમાંથી ૧૦, એમ ગણીને એકંદર છત્રીશ ઉમેદવાર બેઠા હતા આમાં બહાઉદ્દીન કોલેજમાના ઉમેદવારો પૈકી એક જમાલ હીરજી ખોજા નાતના મુસલમાન પણ હતા. સહુથી સારા જવાબો એગ્રીકલ્ચર કોલેજના વિદ્યાર્થી હિંમતસિંહજી બક્ષીભાઈ સીસોદીયા એઓના હોવાથી ઇ. સ. ૧૯૧૫-૧૬ નો ચંદ્રક એમને આપવાનું ઠરાવવામાં આવે છે સવાલ પત્રકની નકલ આ સાથે ટાંકી છે +

આ પરિક્ષા લેવામાં અને તેને લગતાં કામકાજમાં અમને નીચેના મિત્રોએ અનેક રીતે મદદ કરેલી છે તે માટે કમિટિ તરફથી તેઓનો ઉપકાર માનીએ છીએ પ્રો. ખુશાલ તળકશી શાહ, નરભેરામ પ્રાણજીવન દવે. વાસુદેવ બળવંત પટવર્ધન, મતિ સુખશંકર કમલાશંકર ત્રિવેદી, હસમનરામ કર્પુરરામ મહેતા, હરીલાલ માધવજી ભટ્ટ, નીલકંઠ સદાશિવ તાકખાઉ પેસ્તનજી અરદેશર વાડિયા, અને શિયાવક્ષ પેસ્તનજી દસ્તુર ડાકતર આણંદરાય કેશવલાલ દલાલ અને રા ગ. ખડુભાઈ હસનજી જાદાઈર

આવતે વર્ષે વધારે ઉમેદવારો ભાગ લેશે એવી આશા રાખીએ છીએ

અમદાવાદ તા, ૨૦-૧૦-૧૬

બળવંતરાય કલ્યાણરાય ઠાકોર.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

# પરિશિષ્ટ ૫

## ઉત્તરાભ્યાસ વાંચનમાલા પેટા કમિટિનું નિવેદન.

ઉત્તરાભ્યાસ વાંચનમાળાની યોજના તઇયાર કરવાનું અંગ્રેજી કમિટિ તરફથી

---

+ આ હરીફાઈના પેટા નિયમો માટે જુઓ બુદ્ધિપ્રકાશ 'નવ જીવન અને સત્ય' કે સાહિત્યના ફેબ્રુઆરી ૧૯૧૫ના અંકના વધારા તરીકે પ્રકટ કરેલ કમિટિની તારીખ ૨૯-૧૨-૧૫ની બેઠકના અહેવાલનો ઠરાવ ૧૧ મો ગઈ પરિક્ષાનું સવાલ પત્રક અહીં પાછું છાપ્યું નથી

# પરિશિષ્ટ ૩

## ગુજરાતી સાહિત્ય પરિષદ ભંડોળ કમિટિ

તા. ૫-૯-૧૯૧૫ થી  તા. ૧૩-૧૦-૧૯૧૬ સુધીના હિસાબના તારીજ

---

જ

૬,૫૦૭-૭-૩ સિલક આગલી–

૬૦૦૦) બોમ્બે સેન્ટ્રલ કો ઓપરેટિવ બેન્ક, લિમિટેડ, એના ડિબેન્ચર નગ ૬, નંબર સી ૧ થા સી ૬, તા. ૩૧-૩-૧૯૧૫ના લીધેલા.

૫૦૦) પુના પોસ્ટલ સેવિંગ્સ બેન્કના ખાતામાં

૭ ૭ ૩ રોકડ મંત્રી પાસે

૩૬૬-૬-૦ વ્યાજથી આવક—

૩૬૦) ઉપલાં ડિબેન્ચરોનું તા. ૩૦-૯-૧૫, ૩૧-૩-૧૬ અને ૩૦-૯-૧૬ને રોજ પુરા થતા ત્રણ છમાસી હપતાનું વ્યાજ

૬-૬-૦ ઇન્ડિયન સ્પીસીઅ બેન્ક પાસે મુદ્દલમાંથી માત્ર ૦-૪-૦ રાખે વ્યાજના ૧૨-૮-૦ મળીને ૧૨-૧૨-૦ લહેણા નીકળતા હતા તે પેટે ચાર ચાર આનાની બે વહેંચણી મળીને વસુલ આવ્યા

૨૬૩-૯-૩ પુસ્તક વેચાણથી આવક–

૫૦) ભાવનગર સ્ટેટ તા. ૧૧-૧-૧૬

૧૦૦) હા. મોહનલાલ દામોદર, બુકસેલર, રાજકોટ, તા. ૧૦-૩-૧૬.

૧૯-૧ હા ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ, કાલબાદેવી રોડ, મુંબાઇ તા. ૨૬-૯-૧૬.

૯૧-૧૨-૩ હા ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ તા. ૧૩-૧૦-૧૬

૨-૧૨ હા મંત્રી

૨૦૦૦-૦-૦ તહાહયાત સભ્ય થયા તેમના લવાજમના—

૧૦૦૦) પાંચસોના વર્ગમા સભ્ય થયા.

શેઠ સાહેબ નરોતમ મોરારજી ગોકુળદાસ, તા. ૨૦-૭-૧૬.

સર પ્રભાશંકર પટ્ટણી, તા ૧૧-૧૦-૧૬

૧૦૦૦) સોના વર્ગમાં સભ્ય થયા.

રા. રા. સીતારામ નારાયણ પંડિત, બારિસ્ટર સાહેબ (૧૭ ૧૨-૧૫)

પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર (૪-૨-૧૬)

રા. રા. જુમતરામ શંકરપ્રસાદ વૈદ (૨૧-૬-૧૬)

રા. રા. અમૃતલાલ રણછોડદાસ બક્ષી (૨૦-૯-૧૬)

પ્રો. હરીલાલ માધવજી ભટ્ટ (૨૧-૯-૧૬)

ધિ ઓન. લલ્લુભાઇ સામળદાસ મહેતા (૨૯-૯-૧૬)

ધિ ઓન ચિમનલાલ હરીલાલ સેતલવાડ. એડવોકેટ સાહેબ (૩૦ ૯ ૧૬)

રા રા દલપતરામ ભગવાનજી શુક્લ, બારિસ્ટર સાહેબ (૩-૧૦-૧૬)

રા રા. શંકરલાલ ઘેલાભાઇ બેન્કર (૩-૧૦-૧૬)

રા રા જયશંકર પિતાંબરદાસ ત્રિવેદી (૯-૧૦-૧૬)

---

સં ૯,૧૩૯-૬-૬

બળવંતરાય કલ્યાણરાય ઠાકોર, મંત્રી.

૦-૧૪-૦ ડુપ્લિકેટપેન કારબન બુક
૧૨-૮ રેવેનુર. પેકિંગ, મજુરી વગેરે
　　૧-૭-૩ રજની ૫૦૦ નકલ અમદાવાદ મોકલી.
　　૧-૮ ત્રીજી બેઠકના અહેવાલની નકલો બુદ્ધિપ્રકાશ અને સાહિત્યને
　　૨-૧૩ ઇતિહાસની નકલો અમદાવાદ મોકલી.
૬-૧૧-૯ ગુજ. વર્નાક્યુલર સોસાઇટીએ કમિટિને હિસાબે ચુકવ્યાં
૪૧-૮-૦ મંત્રીનો ટપાલ ખર્ચ ( રજનીની ૮૦ નકલો પહોંચાડવાનો ટપાલ ખર્ચ
　　૮-૧૨-૦ બીજા રીપોર્ટની ૮૦ નકલો પહોંચાડવાનો ૨-૮-૦ ચોથી બેઠકના કાર્યક્રમની કાચી યાદી બે વખત ૨-૫-૦ ઇત્યાદી અને ચાલતી ટપાલ. ) ને લગતો
૭૯૭૬-૬-૬ સિલક.
　　૬૦૦૦ સામે જણાવેલાં ડિબેંચર. હા. ત્રીઝરર
　　૧,૯૭૬-૬-૬ બેન્ક ઓફ ઇન્ડિયાના મંત્રીના ખાતામાં.

---

૧૯,૧૩૭-૬-૬

લલ્લુભાઇ સામળદાસ મહેતા,
ટ્રેઝરર.

[ પરિશિષ્ટ ૫ ચાલુ ]

અમને સોંપવામાં આવેલું તે ઉપરથી અમે બે યોજનાઓ ઘડેલી એક યોજના કુલ ૭૨૦ પાઠવાળા ૭ ગ્રન્થોની અને બીજી યોજના તેથી નહાની ત્રણ ગ્રંથોની આમાંની બીજી યોજનામાં ચોથો ગ્રન્થ ઉમેરી ચાર ગ્રંથોની યોજના પાછળથી ઘડેલી આ યોજના અનુસાર રચવાના ગ્રંથોમાં કયા કયા વિષયના પાઠ મુકવા એની રૂપ રેખાઓ પણ અમે ઘડેલી પાઠ લખાવવાનો અને ગ્રંથો છપાવી પ્રસિદ્ધ કરવાનો ખર્ચ જો થાય તેનો અડસટો કરતાં આમાંની એક યોજનાનો અમલ કરવો હાલ અશક્ય જણાય છે ૭ ગ્રન્થની માળાનો ખર્ચ આશરે રૂ. ૨૦૦૦૦ થાય તેમ છે ત્રણ ગ્રંથની માળાનો ખરચ આશરે રૂ. ૧૨૦૦૦ થાય તેમ છે અને તેમાં ચોથો ગ્રંથ ઉમેરતાં પ્રમાણસર ખર્ચ વધે ભંડોળ કમિટિ પાસે હાલ જે નાણાનું સાધન છે. તેમાંથી આમાંની કોઈપણ યોજનાનો ખર્ચ થઇ શકે તેમ નથી

બીજી અને એક રીતે વધારે મોટી મુશ્કેલી એ છે કે આપણે ઇચ્છીએ અને ભંડોળ કમિટિની તથા સાહિત્ય પરિષદને ઘટે એવા ઉંચા ગુણવાળા સ્વતંત્ર પાઠોના ગ્રન્થો રચાવવા કઠિન છે. કારણ આવા વિસ્તારી અને અનેક વિષયો ઉપરના ગ્રંથ ઘણા લેખકોને હાથેજ લખાવવા પડે અને તેથી કરીને ગુણનું ધોરણ એક સરખું ઉંચું રહી શકે એ વિશે ઘણો શક છે

તેથી અમે સૂચના કરીએ છીએ કે આ યોજના હાલ બંધ રાખવી પરંતુ, આ સબંધના બધા કાગળો ભંડોળ કમિટિના દફતરમાં કાયમ જાળવી રાખવા કે થોડાં વર્ષ પછી જ્યારે આ બાબત વિષે ફરી વિચાર કરવાની અનુકૂળતા જણાય ત્યારે હાલ એકઠાં કરેલાં સાધન ઉપયોગમાં આવી શકે

આ નિવેદન રજુ કરતાં બહુ વિલમ્બ થયો છે તે માટે ભંડોળ કમિટિની અમે ક્ષમા માગીએ છીએ.

ઉપલી બને યોજનાઓના વિચારમાં અમને રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયાની * કીમતી મદદ મળેલી છે પરંતુ એમણે તા. ૧૮-૬-૧૯૧૬ ને રોજ ભંડોળ કમિટિના મંત્રી ઉપર રાજીનામું મોકલ્યુ છ અને તે તારીખથીજ તેઓ કમિટિથી નિવૃત્ત થયાછે એમ તેમનો મત છે. એટલે આખી યોજના મુલતવી રાખવી કે શી રીતે કરવું એ સવાલનો નિર્ણય કરવામાં એમનો અભિપ્રાય મેળવવા કે આ નિવેદન તજે એમની સહી મેળવવા અમે ભાગ્યશાળી થયા નથી.

અમદાવાદ, તા. ૧૯ અકટોબર ૧૯૧૬

રમણભાઇ મહીપતરામ નીલકંઠ,
બલવંતરાય કલ્યાણરાય ઠાકોર,

---

* તા. ૭-૪-૧૯૧૨ ની બેઠકનો આ વિષેનો ઠરાવ—પહેલા અહેવાલમાં આપ્યા પ્રમાણે રા. રા, રમણભાઇ મહીપતરામ નીલકંઠે સુચવેલી 'ઉત્તરાભ્યાસ વાંચનમાળા' ને માટે નવી વાંચનમાળાની સાતમી ચોપડીથી આશરે એવડા કદની ચોપડીઓની માળાને લગતી યોજના અને ખર્ચનો અડસટો તૈયાર કરવા રા. રા, રમણભાઇ મહીપતરામ નીલકંઠ રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા, રા. રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર, મંત્રી—એઓની પેટા કમિટિ નીમવામાં આવે છે.

# પરિશિષ્ટ ૬.

## ભંડોળને વિશાળ અને પ્રજાકીય બનાવવા માટે તા ૨૯-૧૨-૧૯૧૫ ની બેઠકમાં કરવામા આવેલા ઠરાવ ૬, ૭, અને ૮

૬ સભ્યોના વર્ગ

ક જે કોઇ ભંડોળમા એક રકમે રૂ. ૨૫૦૦ પચીશસો અથવ વધારે ભરવા કૃપા કરશે તેઓને ગુજરાતી સાહિત્ય પરિષદના આશ્રયદાતા ( patron ) તથા આ કમિટિના જીવન પર્યંતના ઉપપ્રમુખ નીમવામાં આવશે

ખ જે કોઇ ભંડોળમાં એક રકમે રૂ ૫૦૦ થી ૨૫૦૦ સુધી ભરવા કૃપા કરશે તેઓને આ કમીટિના જીવન પર્યંતના ઉપ પ્રમુખ નીમવામા આવશે

ગ જે કોઇ ભંડોળમા એક રકમે રૂ ૧૦૦થી ૫૦૦ સુધી ભરવા કૃપા કરશે તેઓ આ કમિટિના જીવન પર્યંતના સભ્ય ગણાશે

ઘ જે કોઇ ભંડોળમા જે વર્ષે રૂ ૭ ભરશે તેઓ કમિટિના તે વર્ષ માટે ના સભ્ય ગણાશે.

૭ પુસ્તકોની નકલો વિના મુલ્યે અને અર્ધ મુલ્યે,

ક ઉપના વર્ગ ક અને ખ ના સભ્યોને ભંડોળ કમિટિ તરફથી પ્રસિદ્ધ થતાં પુસ્તકોમાંથી દરેકની એક એક નકલ વિના મુલ્યે મળી શકશે.

ખ ઉપના વર્ગ ગ અને ઘ ના સભ્યોને ભંડોળ કમિટિ તરફથી પ્રસિદ્ધ થતા પુસ્તકોમાંથી રૂ ૨.સુધીની કીંમતના દરેકની એક નકલ વિના મુલ્યે અને તેથી વધારે કીંમતના દરેકની એક નકલ અર્ધ મુલ્યે મળી શકશે, પણ કોઇ વર્ષમા એકંદર રૂ આઠથી વધારે કીંમતના પુસ્તકો કમિટિ તરફથી બહાર પડશે તો તેમાંથી દરેક સભ્ય પોતાની પસંદગી કરીને એકંદર રૂ. ૮ ની કીંમતના પુસ્તકોજ [રૂ ૨ સુધીની કીંમતનાં વિના મુલ્યે અને વધારે કીંમતના અર્ધ મુલ્યે] સભ્ય તરીકે મેળવી શકશે

૮ નવા ભંડોળનું અલગ ટ્રસ્ટ આ ઠરાવે તે અંગે જે નાણું ભરાય તેની મુદત રકમના સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી કે સી આઇ ઇ, ઓનરેબલ લલુભાઇ સામળદાસ મહેતા અને પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરને ટ્રસ્ટીઓ નીમવામા આવે છે અને આ ઠરાવોને અનુસરીને એ નાણાનું ટ્રસ્ટને ઉત્પન્ન કરવામાં આવે છે અને ગુજરાતી સાહિત્ય પરિષદ આ નાણાની વ્યવસ્થાને માટે નાણું ભરનારાઓ સ્વીકારે એવી ગોઠવણ કરી નહિ ત્યાં સુધી આ ટ્રસ્ટને અલગ રાખવાનું ઠરાવવામા આવે છે

# લવાજમ.

લવાજમ મર્યું માટે વર્ષે એકના રૂ ૨–૮–૦ ( પોસ્ટેજ સાથે )

મળવાનું ઠેકાણું —વસન્ત ઑફીસ —અમદાવાદ

---

# નિયમો.

૧ તન્ત્રીની સહીના—ખાસ પોતે લખેલા અગર બીજા પાસે ખાસ લખાવેલા, તેમજ વસન્ત-ઑફિસમા તૈયાર કરાવેલા અને વસન્ત-ઑફિસની સહીથી પ્રકટ થતા સર્વ લેખો માટે તન્ત્રી જવાબદાર છે. અને તેથી એના ઉપર છાપવા છપાવવાનો હક તન્ત્રીનો રહે છે

૨ અન્ય સર્વ લેખો માટે તે તે લેખના કર્તા જવાબદાર છે

૩ ભાષાન્તરરૂપ લેખ લખી મોકલનારે મૂળ ગ્રન્થ કે લેખના કર્તાની પરવાનગી મેળવી શકાય તેમ હોય તો મેળવવી તથા એ લેખ ભાષાન્તરરૂપ છે અને અમુક ગ્રન્થનું ગ્રન્થના ભાગનુ કે લેખનુ ભાષાન્તર છે એમ અમોને લખી જણાવવુ તે વિના એ લેખ પ્રસિદ્ધ કરવા મારેની સઘળી જવાબદારી ભાષાન્તર કર્તાને શિર રહેશે

૪ કોઇ પણ લેખકનુ અસત લખાણુ–એ લેખ ' વસન્ત ' મા દાખલ કરવાનો યા કર્યો હોય કે ન હોય–પણ પાછુ લેખકને મોકલવાને અમો બધાતા નથી

૫ કોઇપણ લેખ પૂર્વે પ્રસિદ્ધ થયો છે કે કેમ, તથા અન્ય કોઇ પત્રમા પ્રસિદ્ધ કરવા મોકલ્યો છે કે કેમ એ અમોને લખી જણાવવુ કારણુ કે તેવા લેખો પ્રસિદ્ધ કરવા કે નહિ તે તન્ત્રીની મુનસફી ઉપર છે

વ્યવસ્થાપક.

---

## શુદ્ધિપત્રક

કાર્તિકના અંકમા પૃષ્ઠ ૬૩૨ ની ઉપરી ૯ પંક્તિઓ રદ કરેલી ભૂલથી છપાઇ ગઇ છે—તે છોડી દઇને વાચવુ

વ્યવસ્થાપક.




બાબુ અંબિકાચરણ મજુમદાર,
પ્રેસિડન્ટ, ૩૧ મી ઇન્ડિયન નૅશનલ કૉન્ગ્રેસ

Reg. No. B. 453

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु। यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૧૫, અંક ૧૨. [ માસિક ] પૌષ, સંવત ૧૯૭૩.

## એકત્રીશમી ઇન્ડિયન નૅશનલ કૉન્ગ્રેસ

"India must cease to be a dependency and be raised to the status of a self governing state as an equal partner with equal rights and responsibilities as an independent unit of the Empire

And, in due time, India shall want England's answer, in full confidence that those who have been the creators of the traditions of freedom cannot be false to their destiny."—*A. C. Mozumdar*

"The goal of the British Government in regard to India is the ultimate attainment of *full self government within the Empire*. *The steps towards* that goal are, we submit, clearly marked out by the history of all permanent constitutional movements and the special conditions of India—the rapid expansion of that admirable school of instruction in the art of government—local government, based on universal primary education; the steady expansion of provincial government, with substantial provincial autonomy; and the ultimate construction of a representative Imperial Council on this foundation. This being so, then we can see no reason against, and many arguments in favour of the clear and emphatic enuncia-

tion of this policy. And with this should go the immediate removal of unnecessary and irritating differentiations in our administrative measures, such as the inequalities in the Arms Act and the denial of commissions in the Army to Indians with the requisite qualifications There is no reason whatsoever why these overdue reforms should wait until the end of the War.

*"The Times of India.'*

' We are with Indian politicians in holding that the ultimate goal of British rule in this country is the establishment of self-government We differ from them enteriely as to the means by which that goal is to be attained and time that must be taken to reach it."—

*—"The Civil and Military Gazette'*

## ૧. પ્રમુખનું ભાષણ.

આ કૉન્ગ્રેસના પ્રમુખ તરીકે બંગાળાના પ્રસિદ્ધ દેશભક્ત અંબિકાચરણ મઝુમદાર બિરાજ્યા હતા. એમના ગંગાના પ્રવાહ જેવા, પ્રાચીન ઋષિજીવનનું સ્મરણ કરાવતા, શ્વેત મુખકેશ, ભવ્ય કપાળ, વિષયને ભેદતાં પણ વિચારમગ્ન નયનો, અને વિશાળ મુખમુદ્રા— એ કોઈ પણ સભાના પ્રમુખપદ માટે એ યોગ્ય પુરુષ છે એમ બતાવી આપતાં હતાં. પણ આ સંસ્થા ઉપર તો એમનો ખાસ હક હતો. એ પોતે પોતાને કૉન્ગ્રેસના એક અલ્પ સૈનિક તરીકે વર્ણવે છે, પણ વસ્તુતઃ એ સંસ્થાની સેવામાં એમનો એટલો બધો વખત ગયો છે, એનાં સર્વ ક્ષેત્રોનો ઇતિહાસ એ એવી પરિપૂર્ણતાથી જાણે છે, અને એ સંબંધી એમણે એક એવુ તો વિચારશીલ પુસ્તક રચ્યુ છે કે કૉન્ગ્રેસના પ્રમુખપદના માનને એ આજ કરતાં ઘણા વહેલા યોગ્ય ગણાવા જોઇતા હતા. મિસિસ બેસન્ટ અને એમની વચ્ચે લખનોરની રિસેપ્શન કમિટિએ મિસિસ બેસન્ટ માટે મમતા દાખવી હતી, પણ મતભેદોને પ્રસંગે ઑલ-ઇન્ડિયા કૉન્ગ્રેસ કમિટિ આગળ પ્રશ્ન મૂકવાનો જે કાનૂન છે તેને અનુસરી એ કમિટિ આગળ એ મૂકાયો હતો, અને તેઓના બહુ મ્હોટા ભાગે બાબુ અંબિકાચરણ મઝુમદારની પસંદગી કરી હતી. લખનોરે, કાનૂન માટે માનપૂર્વક, એ ઠરાવ સ્વીકાર્યો અને બહુ ઉત્સાહથી કૉન્ગ્રેસ ભરી.

આજકાલ મિસિસ બેસન્ટ જે જુસ્સાથી ચોતરફ 'હોમરૂલ' ની ચળવળ ચલાવી રહ્યાં છે તેનાથી ભરાઈ—દેશના કેટલાક ભાગનું, તેમાં ખાસ કરીને ઉત્સાહ અને આવેશથી ઊછળતા હૃદયવાળા યુવકવર્ગનું, એમના પ્રત્યે મમત્વ હોય એ સ્વાભાવિક છે; પણ જેઓ કૉન્ગ્રેસનો ભૂતકાળ જાણે છે, એ સંસ્થાને એના અગ્રણીઓએ ઉપહાસ તિરસ્કાર ક્રોધ વગેરે અનેક વિરોધી વૃત્તિઓમાંથી કેવી રીતે પસાર કરી છે એનું જેને સ્મરણ છે, તે અંબિકાચરણ જેવા 'વૃદ્ધ' સૈનિકને આ પ્રસંગે અવગણે એ સંભવતું નહોતું. પણ હજી

જ્યાં સુધી ઑલ-ઇન્ડિયા કૉન્ગ્રેસ કમિટિઓમાં શાન્ત પણ સાચી અને સતત દેશસેવાને વિશેષ સ્થાન છે ત્યાં સુધી જ એ ગુણની કદરને પણ સ્થાન છે.

બાબુ અંબિકાચરણનું ભાષણ બહુ જ નિખાલસ, દલીલથી ભરપૂર, અને વૃદ્ધમાં વૃદ્ધ અને યુવાનમાં યુવાન 'મૈનિક'ને શોભે એવું હતું. સાચા હૃદયની નમ્રતાવાળી વાણીમાં પ્રમુખપદનો સ્વીકાર કરી, ફીરોજશાહ ગોખલે વગેરે કૉન્ગ્રેસના મહાપુરુષોના મરણથી પડેલી ખોટ માટે દિલગીરી દર્શાવી—ઉદ્દામ અને વિનીત પક્ષને કૉન્ગ્રેસમાં એકત્રિત* થએલા જોઇ દેશ તરફથી પોતે સન્તોષ જાહેર કર્યો. વૃદ્ધ અને યુવાન યોદ્ધાઓને એક બીજાની ઉપયોગિતા બતાવી, અને ત્યાર પછી ઇતિહાસદૃષ્ટિએ અત્યારની સ્વરાજ્યની માગણી કેવી રીતે પ્રાપ્ત થઇ છે એ જણાવ્યું: પ્રથમ, ઇસ્ટ ઇન્ડિયા કંપની, માત્ર વ્યાપારી પેઢીની રીતે, પોતાના સ્વાર્થ ઉપર જ લક્ષ રાખતી, તે સ્થાને ઇ. સ. ૧૮૫૮ થી, 'લોકનુ શુભ ઇચ્છતી' એવી રાજ્યસત્તા સ્થપાઈ; એ રાજ્યસત્તાના અમલ માટે અમલદારમંડળ જામ્યુ; પણ કાલક્રમે પ્રજામાં પોતાના હકનું ભાન થયુ: અને તે દિવસથી અમલદારી અને પ્રજામત વચ્ચે એક પછી એક મતભેદ બહાર પડતા આવ્યા: પરિણામ એ થયુ કે અત્યારે 'સ્વરાજ્ય' સિવાય અન્ય કોઈ રીતે આ મતભેદ શમે અને દેશહિત થાય એમ પ્રજાને લાગતું નથી—અને તેથી એ એકે અવાજે અને દૃઢતાથી 'સ્વરાજ્ય'ની માગણી કરે છે. બાબુ અંબિકાચરણે 'સ્વરાજ્ય'ના ઉલ્લાસભર્યાં વાક્ય માત્રથી કૉન્ગ્રેસના યુવક વર્ગ પાસે 'તાળીઓના ગડગડાટ' કરાવ્યા નથી: પણ એ જ 'સ્વરાજ્ય'ની આવશ્યકતાના પ્રતિપાદનને અંગે, કેળવણી ઉપર નંખાએલો અંકુશ, રાજ્યવહીવટમાં પ્રજાસત્તાનો પ્રતિષેધ, વર્તમાનપત્રની લુપ્ત થએલી સ્વતન્ત્રતા, હથિયારનો કાયદો, 'દેશસંરક્ષણ'ના નવા કાયદાનો થતો ખોટો અમલ, સરકારી નોકરીમાં અમુક અધિકારપદ માટે હિન્દીઓની ગણાતી નાલાયકી, સંસ્થાનોમાં હિન્દીઓની સામે થતો પ્રતિરોધ, 'સ્વદેશી' ઉદ્યોગ ખીલવવામાં સરકારે રાખેલી મન્દતા, પ્રજાને હથિઆર ધરી પોતાના જાન માલનું અને બ્રિટિશ સામ્રાજ્યના દુશ્મન સામે પોતાના દેશનું રક્ષણ કરવાનો હક અને એ માટે જોઇતી ખરી પ્રજાસેના સ્થાપવાની જરૂર—વગેરે સર્વ મહત્ત્વના વિષયો લીધા છે અને એમાં પ્રજામત અને અમલદારી વચ્ચે કેવો વિરોધ ઉત્પન્ન થયો છે એ વિગતવાર સ્પષ્ટ કરી બતાવ્યુ છે.

હવે બાબુ અંબિકાચરણના ભાષણના આ પૂર્વાર્ધની ઉત્તરાર્ધ સાથે કેવી સુન્દર સંગતિ—બંધબેસતો સંબન્ધ—થાય છે એ જુવો: અમલદારી અને પ્રજામતના વિરોધમાંથી—સ્વરાજ્યની ભાવના અનિવાર્ય રીતે ઉદય પામી એ ખરું; પણ સ્વરાજ્ય માટે હિન્દ લાયક છે? આ પ્રશ્નનો ઉત્તર બાબુ અંબિકાચરણ બે ભાગમાં આપે છે: પ્રથમ તો, સ્વરાજ્યની યોગ્યતા માટે, મિલ જેવો પ્રતિષ્ઠિત લેખક જે શર્તો બાંધે છે એ અને પૂરી પડે છે એમ બતાવે છે; અને પછી, સ્વરાજ્ય સામે એના વિરોધીઓ તરફથી જે જે વાંધા બતાવવામાં આવ્યા છે એનું

* કૉમ્પોઝિટરે 'એકચિત્ત' શબ્દ યોજ્યો હતો. એ શબ્દ સંપૂર્ણ યથાર્થતાથી અમારાથી વાપરી શકાય એમ હોત તો કેવું સારૂં હતું!

ખંડન કરે છે. મિલ પ્રજાના પ્રતિનિધિઓદ્વારા રાજ્યતન્ત્ર ચાલવા સારૂ ત્રણ શર્તો બતાવે છેઃ (૧) જે લોક માટે આ રાજ્યતન્ત્ર રચવામાં આવે છે એમને એ સ્વીકાર્ય હોવું જોઇએ; (૨) એ રાજ્યતન્ત્રને ઊભું રાખવાને માટે જે જે કરવું જરૂરનું હોય તે કરવાને એ લોક રાજી અને શક્તિમાન હોવા જોઇએ; (૩) અને એ રાજ્યતન્ત્રનો હેતુ પાર પડે તે માટે જે કરવાની જરૂર હોય તે કરવા તેઓ રાજી અને શક્તિમાન હોવા જોઇએ. આ ત્રણ ઉપરાંત એક ચોથી કસોટી—સામા પક્ષના જવાબ માટે—બાબુ અંબિકાચરણ એ ઉમેરે છે કે—(૪) પ્રજાએ સ્વરાજ્ય માટે પોતાની યોગ્યતાનો સન્તોષકારક પૂરાવો આપ્યો છે કે કેમ ? હવે, આ શર્તો લઇને વિચાર ચલાવતાં અંબિકાચરણ પ્રથમ આ એક વાત ઉપર આપણું લક્ષ ખેંચે છે કે મિલ પ્રજાની કેળવણીને આ જાતના સ્વરાજ્ય માટે સ્વતન્ત્ર શર્ત ગણતો નથી. કેળવણી, બેશક, ઉપર જણાવેલી બીજી યોગ્યતા સિદ્ધ કરવામાં ઉપયોગી છે, પણ સ્વરાજ્ય માટે એ એકલી જ કે મુખ્ય શર્ત છે એમ નથી. ઇ. સ ૧૩ મા સૈકામાં હિન્દુઓમાં અને ૧૮ મા સૈકામાં મુસલમાનોમાં કેળવણી કાંઇ થોડી નહોતી—પણ પહેલામાં મુસલમાન અને બીજામાં અંગ્રેજોને હાથે એક પછી એક તેઓ મ્હાત થયા, તેનું કારણ કે તે ને વખતના લોકમાં પ્રજાનું ઐક્ય નહોતું. મુસલમાન ઇતિહાસકાર કબુલ કરે છે કે મુસલમાનોએ હિન્દુસ્થાન જીત્યુ તે પોતાની અધિક કેળવણીના કારણથી નહિ, પણ પોતાના ચઢીઆતા ઐક્ય અને બળના કારણથી. યૂરોપમાં તે તે દેશમાં જે રાજ્યતન્ત્ર ચાલે છે તેની સારાસારતા એની કેળવણીના પ્રમાણમાં જ નથી. છેવટમાં છેવટના મળી આવતા આંકડા લેતાં, નૉર્વે સ્વીડનમાં સૌ કરતાં ભણેલાનું પ્રમાણ વધારે—સૈકડે ૯૭ છે; ઇંગ્લંડમાં ૮૭ છે; ફ્રાન્સમાં ૭૮ છે; જર્મનિમાં ૯૧ છે; અને પોર્ટુગલમાં ૫૬ છે. જો કેળવણી પ્રમાણે જ રાજ્યતન્ત્રની ઊંચી નીચી ભૂમિકા નિર્માતી હોત તો નૉર્વે કે જે કેળવણીના આંકડામાં સૌથી આગળ છે તેમાં લગભગ એકરાજસત્તાક રાજ્ય છે તે હોત નહિ; ફ્રાન્સ અને પોર્ટુગલમાં પ્રજાસત્તાક રાજ્ય હોત નહિ; અને જર્મનિમાં ઉત્તમ કેળવણી પામેલાં આઠ કરોડ મનુષ્ય લશ્કરી અમલ નીચે ચગદાતાં રહેત નહિ. પહેલા ચાર્લ્સના સમયમાં ઇંગ્લંડની કેળવણીની સ્થિતિ શી હતી ? અને કહો કે એક જુલ્મી રાજા પાસેથી બિનકેળવાએલા—પોતાની સહી પણ ભાગ્યે કરી શકતા એવા—ઉમરાવોએ જ મૅગ્ના કાર્ટા પડાવ્યો ન હતો ? ઇ.સ. ૧૮૨૧ માં ગ્રેટ બ્રિટનમાં માત્ર ૧૮૫૦૦ નિશાળો અને ૬૫૦,૦૦૦ વિદ્યાર્થીઓ હતા; ૧૮૫૮ માં એ સંખ્યા ૧૨૨,૦૦૦ અને ૩,૦૦૦,૦૦૦ થઇ. ૧૮૮૨નું આપણું એજ્યુકેશન કમિશન કહે છે કે ૧૮૫૪માં સર ચાર્લ્સ વૂડનો કેળવણીનો ખરીતો લખાયો તે પહેલાં બ્રિટિશ હિન્દુસ્થાનમાં માત્ર ૧૦ લાખ વિદ્યાર્થીઓ દેશી શાળાઓમાં ભણતા; ૧૯૧૪ ના આંકડાથી જણાય છે કે અત્યારે આપણે ત્યાં ૧૨૭,૦૦૦ નિશાળો અને ૫૦ લાખ વિદ્યાર્થીઓ છે. આથી જણાશે કે ચોથા જ્યૉર્જના વખતમાં ગ્રેટ બ્રિટનમાં ભણેલાઓની સંખ્યા અને સૈકડે ટકા પાંચમા જ્યૉર્જના હિન્દુસ્થાનની ભણેલાની સંખ્યા અને સૈકડે ટકા કરતાં વધારે નહોતાં; અને ૧૮૫૮ માં પણ ગ્રેટ બ્રિટન કરતાં—માત્ર સંખ્યા લેતાં—આપણો દેશ બહુ પછાત નહોતો. છતાં, ચોથા જ્યૉર્જના સમયમાં—૧૮૨૧માં—ઇંગ્લંડનું રાજ્યબંધારણ શું હતું અને અત્યારે ૧૯૧૬ માં

હિન્દનું રાજ્યબંધારણ શું છે ! અર્થાત્, કેળવણી એ સ્વરાજ્યને મદદકર્તા છે, પણ તે સ્વરાજ્યને આવશ્યક કે એનું નિયતપૂર્વવૃત્તિ નથી.

હવે પૂર્વોક્ત મિલની શર્તો લઇએ: પ્રથમ શર્ત—સ્વરાજ્ય 'માટેની ઇચ્છાની;' એમાં તો કાંઇ શંકા જેવું જ નથી. ઉલટું, 'એ ઇચ્છા અતિશય છે' અને વહેલીપડેતી છે એમ સામા પક્ષ તરફથી કહેવામાં આવે છે!—અને 'અત્યારે આખો દેશ—વર્તમાનપત્રોમાં અને ભાષણોમાં—સ્વરાજ્યની માગણીથી ગાજી રહ્યો છે. બીજી અને ત્રીજી શર્ત એકઠી લઇ—બાપ્પુ એંબિકાચરણ બતાવે છે કે પ્રજા અને સરકાર વચ્ચે મતભેદ પડે છે તે વખતે પણ પ્રજા સરકારની સાથે મળી કામ કરવાને હમેશ તત્પર રહી છે, અને અત્યારના વિકટ વખતમાં એ સરકારની મદદે આવી છે. બ્રિટિશ સામ્રાજ્ય ખાતર એ કેટલાં સંકટો ખુશીથી સહેવા તૈયાર છે એ, લશ્કરી લશ્કરી–દાક્તરી અને લશ્કરને લગતાં વિવિધ ખાતાંમાં કામ કરવાની જ્યારે જ્યારે સરકારે પ્રજા પાસે માગણી કરી છે ત્યારે ત્યારે એ માગણી વ્યર્થ ગઇ નથી એટલાથી સિદ્ધ થાય છે. પણ સત્તા વિની જવાબદારી અશક્ય છે; સ્વતન્ત્રતા વિના સ્વતન્ત્રતાની યોગ્યતા આવતી નથી. ભાગેલા હાથને પાટીઆં બાંધ્યા વગર હાથ સમો થતો નથી એ દલીલના ઉત્તરમાં એંબિકાચરણ પાણીમાં પડયા સિવાય તરાય નહિ ઇત્યાદિ પ્રતિદૃષ્ટાન્ત રજુ કરે છે, અને દૃષ્ટાન્તની અપૂર્ણતા બતાવતાં કહે છે કે હાથનાં પાટીઆં પણ ઢીલાં કરવાં પડે છે, અને પરિણામે એ પાટીઆ છોડવાનાં છે એ ધ્યાનમાં રાખીને જ કામ કરવાનું છે. દેશીઓની રાજ્ય ચલાવવાની યોગ્યતા—દેશી રાજ્યોના અનેક દિવાનોના દાખલા આપીને સિદ્ધ કરે છે, અને બ્રિટિશ રાજ્યમાં સર સત્યેન્દ્રપ્રસન્ન સિંહ વગેરે દેશીઓએ ઊંચે અધિકારે બેસીને કેવી સારી રીતે અધિકારમા સંયમ અને મ્હોટું પેટ રાખીને કામ કર્યું છે તથા કાર્યશક્તિ દાખવી છે એ બતાવે છે. હજી સ્વરાજ્યની માગણી આખી પ્રજાની નથી પણ માત્ર થોડા અગ્રેસરોની જ છે એના જવાબમાં બાપ્પુ એંબિકાચરણ ઇંગ્લંડનો ઇતિહાસ રજુ કરે છે અને 'મૅગ્ના કાર્ટા' અને 'પિટિશન ઑફ્ રાઇટસ્' થોડાક અગ્રેસરોનું જ કાર્ય હતું એનું સામા પક્ષને સ્મરણ આપે છે. ફિલિપાઇનને યુનાઇટેડ સ્ટેટસે આપેલા સ્વરાજ્યનો દાખલો લઇ હિન્દુસ્થાનને સ્વરાજ્ય આપવા એ સરકારને કહે છે—અને છેવટે પોતા તરફથી નીચે મુજબની સ્વરાજ્યની યોજના રજુ કરે છે.*

(૧) હિન્દુસ્થાન એક તાબાનો દેશ મટી એક સ્વરાજ્યવાન દેશ તરીકે, સામ્રાજ્યમાં દાખલ થવો જોઇએ અને તે બીજાં અંગોની સાથે સરખા હક અને સરખી જવાબદારીવાળો બનવો જોઇએ.

(૨) યુદ્ધ પછી સામ્રાજ્યનાં અંગોનું જે બન્ધુમંડળ રચાય તેમાં હિન્દુસ્થાનને પણ સ્થાન હોવું જોઇએ.

(૩) હિન્દુસ્થાનનું રાજ્ય હિન્દુસ્થાનમાંથી એટલે કે વ્હાઇટહૉલ કે ડાઉનિંગ્સ્ટ્રીટ-

* મૂળ અંગ્રેજી માટે જુવો પરિશિષ્ટ,

like a rocket and falls like a stone, not that sentiment which takes a man off his feet and lands him in disasters; not that sentiment which panders to passion and does not appeal to reason, but I mean that supreme virtue which enlightens the head and ennobles the heart, and under the heavenly inspiration of which a man forgets his self and merges his individuality, like a drop in an ocean in the vast all-absorbing interest of his country feeding only on self sacrifice and ever growing on what it feeds. To the Indian Nationalists their country must be their religion taught by no priests but by the beating hearts and her welfare their common faith 'which makes the many one.' Hushed be the whispers of jealousy and spite and silenced be the discordant notes of rancorous dissensions amongst you. Sink all your differences in a supreme common cause. Unite and stand solidly shoulder to shoulder resolved either to conquer or to die. Or, what is life worth if we cannot live like men? Firm and resolute in your purpose, be always manly and dignified in your attitude and sober and cautious in your steps. Be loyal to your king and devoted to your country. Difficult as your task is, constitutional must be your method. There is no royal road to freedom. Reverses there must be but reverses should only stiffen your backs. Do not despair, for despair is the keynote of failure. The pendulum may be swinging forward and backward, but look up and see the hand of invisible Time is perpetually marking its progress on the dial of the destiny of your country. Above all remember that nations are not born but made. They must grow from within but cannot be made to grow from without. You must stand on your own legs and be prepared to fight it out with heart within and God over head. *Dieu-et-Mon-Droit* is the motto emblazoned on the British Coat of Arms and as citizens of the British Empire 'God and My Right' ought to be your watch-word and battle cry in the bloodless revolution which is taking place in this country. Be ambitious but not proud, be humble but aspire to a nobler manlier and healthier life. What have you to boast of but your vanished glories! You are Uitlanders in your own country. In the burning words of the Father of the Congress—

> 'What avail your wealth, your learning,
> Empty titles, sordid trade?
> True Self rule were worth them all!
> Nations by themselves are made.'

*BANDE MATARAM*

૨.

## વૃત્તાન્ત ઉપરથી સૂઝતા થોડાક વિચારો

લખનોરમાં મળેલી આ કૉન્ગ્રેસે દેશમાં પુષ્કળ ઉત્સાહ અને સન્તોષ—અને વિચારશીલ પ્રકૃતિમાં કાંઇક ભયની લાગણી પણ—ઉત્પન્ન કરી છે. ગયે વર્ષે મુંબાઇની કૉન્ગ્રેસમાં જે ઠરાવ થયો હતો કે કૉન્ગ્રેસ અને મૉસ્લેમ લીગ બંનેની કમિટિઓએ મળીને 'સ્વરાજ્ય'ની યોજના સંબન્ધી વિચાર કરવો,' એ ઠરાવને અનુસરી, થોડાક વખત ઉપર કલકત્તામાં બંને કમિટિઓની એકઠી બેઠક થઇ હતી, અને એમાં બંને કૉમોએ 'સ્વરાજ્ય' સમ્બન્ધી માગણીમાં સામાન્ય રૂપે એકમત દર્શાવ્યો હતો, પણ ધારાસભામાં બે કૉમોના પ્રતિનિધિઓનું પ્રમાણ કેટલું હોવું જોઇએ એ વિષે મતભેદ હતો. અત્યારે દેશમાં સર્વ કૉમોનું હિત એક જ છે એ વૃત્તિનો અગ્નિ એટલો પ્રબળ બળે છે કે એના તાપમાં કડણમાં કડણ સ્વાર્થની ધાતુ ઓગળીને પરિણામે ભસ્મ થઈ ગયા વિના રહેવાની નથી એમ હરકોઈ હૃદયને વિશ્વાસ છે, તથાપિ એ ભસ્મક્રિયા લાંબી છે એમ પણ દરેક વિચારશીલ મગજને લાગ્યા વિના રહેતું નથી. આથી સ્વરાજ્યની યોજનામાં હિન્દુ મુસલમાનોના હક સંબન્ધી રહેલો ઝઘડો આ વર્ષની કૉન્ગ્રેસ વખતે શમશે કે કેમ એ વિષે ભય હતો પણ પુષ્કળ મતભેદના પ્રદર્શન પૂર્વક, બે ત્રણ બેઠક કરીને, આખરે બંને કૉમોએ પોતાના મતભેદનુ સમાધાન કર્યું છે. અને ખાસ આનન્દની વાત એ છે કે આ સમાધાન સયુક્ત પ્રાન્ત કે જ્યાં હિન્દુ મુસલમાનનો ઝઘડો બહુ જ તીક્ષ્ણ હતો ત્યાં જ કરવામાં આવ્યું છે. એમાં છેવટનો નિર્ણય એ થયો છે કે બંગાળામાં હિન્દુ અને મુસલમાન પ્રતિનિધિઓનુ પ્રમાણ સૈંકડે ચાળીસ અને સંયુક્ત પ્રાન્તમાં સૈંકડે ત્રીસ રાખવું, પણ એકે કૉમના પ્રતિનિધિઓના ¾ ભાગને જે કાયદો કરવો નાપસંદ હોય તે ધારાસભામાં કોઇએ મૂકવો નહિ. લખનોરમાં થએલી એ કૉમ વચ્ચેની ચર્ચામાં તેઓ વચ્ચેનો મતભેદ સૈંકડે ત્રીશ કે સૈંકડે તેત્રીશ?—એટલો સૂક્ષ્મ થઈ ગયો હતો, અને સૂક્ષ્મ પદાર્થ તીક્ષ્ણ બહુ હોય છે એ નિયમાનુસાર કદાચ એથી બંને કૉમોનાં હૃદય મામલામાં બહુ વીંધાવાનો ભય હતો. પણ સુભાગ્યે મુસલમાન કૉમે પોતાનો છેવટનો આગ્રહ છોડીદીધો અને સમાધાન થયું બંને કૉમના એકમતનો આખા હિન્દુસ્થાનમાં જયજયકાર વાગ્યો.

બીજી એક આનન્દની વાત એ થઇ કે—ઉદ્દામપક્ષરૂપી સ્વચ્છન્દી બાળક ઘરમાંથી રીસાઇ જઇ આમ તેમ ભટકી પાછું રાષ્ટ્રદેવી માતાને ખોળે આવ્યું; માતા કુમાતા થતી નથી એ સિદ્ધાન્તાનુસાર એણે એને ઘરમાં પ્રવેશ આપ્યો, એટલું જ નહિ પણ અધિક પ્રેમથી એને ભેટી: વિનીત બાળક કરતાં પણ પસ્તાઇને ઠેકાણે આવેલા બાળક ઉપર માબાપનો અધિક પ્રેમ થાય છે એ પ્રસિદ્ધ આખ્યાયિકાના કથન મુજબ રાષ્ટ્રદેવીએ ઉદ્દામ પક્ષને અગ્રસ્થાન આપ્યું છે, અને આપણે ઇચ્છીએ છીએ કે એ અગ્રસ્થાનનો દુરુપયોગ કરીને એ જ્યેષ્ઠ બન્ધુને સ્થાનભ્રષ્ટ કે ઘરબ્હાર નહિ કરે: કારણ કે માતા આ દુર્લલિત બાળક ઉપર ગમે તેટલો પ્રેમ દર્શાવે,—અને એ પ્રેમ માટે કનિષ્ઠ બન્ધુની અદેખાઇ ન

કરવી એ જ્યેષ્ઠ બન્ધુની ફરજ છે, તથાપિ એ જ્યેષ્ઠબન્ધુથી જ માતાનો અને કુટુમ્બનો જીવનનિર્વાહ થવાનો છે એ સુનિશ્ચિત છે.

ઉદ્દામ અને વિનીત પક્ષના લક્ષ્યમાં કે સાધનમાં કાંઇ ભેદ છે? દસકા ઉપર ભેદ સ્પષ્ટ હતો, અને સૂરતનું ભંગાણ એ ભેદનું કારણ નહિ પણ કાર્ય હતું. તે પછીના ગાળામાં ઉદ્દામ પક્ષે પોતાના લક્ષ્યની તેમ જ સાધનની બાબતમાં ભૂલ જોઇ છે અને આગ્રહ છોડયો છે: 'સ્વરાજ્ય-બ્રિટિશ સંસ્થાનોને મળતું,' એટલે કે બ્રિટિશ સામ્રાજ્યના અંગમાં રહીને સ્વરાજ્ય, એ વિનીત પક્ષના લક્ષ્યને ઉદ્દામ પક્ષવાળા બાયલાઓનું સ્વર્ગ યાને અપૂર્ણ મુક્તિ ગણીને ખુલ્લી રીતે હસી કાઢતા, પરંતુ અત્યારે તેઓએ એ લક્ષ્ય સ્વીકાર્યું છે; તેમ જ સાધનની બાબતમાં પણ કૉન્ગ્રેસ ઉપર 'ભિક્ષાં દેહિ'નો આક્ષેપ, અને તે કારણથી એની નિરર્થકતા, એ વાદ છોડી દીધા છે—બલ્કે એ જ કહેવાતા 'ભિક્ષાં દેહિ'ના બ્રાહ્મણસત્રમાં ક્ષાત્રધર્મનો આડમ્બર કરનાર ઉદ્દામ પક્ષ ફરી દાખલ થયો છે.

આમ કહેવામાં એ પક્ષને કોઇપણ રીતનું મ્હેણું મારવાનો અમારો ઇરાદો નથી. અમારે માત્ર એટલું જ બતાવવાનું તાત્પર્ય છે કે—જે કાળે સાધ્ય અને સાધનની બાબતમાં બે પક્ષ વચ્ચે ભેદ હતો તે વખતે તેઓના પરસ્પર આક્ષેપો સ્વાભાવિક હતા; પણ અત્યારે એ ભેદ, ઉપર જણાવ્યું તેમ, જો મટી ગયો છે, તો એ બે પક્ષ વચ્ચે કોઇપણ રીતનો વિખવાદ થાય એ ઘણું જ અણઘટતું છે. જો વિનીત પક્ષે કૉન્ગ્રેસને વાવી, પોષી, ઊછેરી, વર્તમાન સમયને યોગ્ય બનાવી, તે પક્ષની માત્ર ભૂતકાળની સેવા માટે એનો જેટલો ઉપકાર માનો તેટલો ઓછો જ છે, પણ વસ્તુસ્થિતિ એટલી જ નથી;§ એ પક્ષના અગ્રેસરો આરંભથી અત્યાર સુધી જે પદ્ધતિએ કામ કરતા આવ્યા છે તે જ પદ્ધતિ અત્યાર સુધી સફળ નીવડી છે, અને એ જ ઉદ્દામ પક્ષને આજ પણ સ્વીકારવી પડે છે; ઉદ્દામ પક્ષે એક પણ એવો નવો સિદ્ધાન્ત સ્થાપ્યો નથી કે નવો ઠરાવ રજુ કર્યો નથી કે જે વિનીત પક્ષના જૂના અગ્રેસરોના મુખેથી નીકળ્યો ન હોય,‡ વા આજ પણ નીકળતો ન હોય; તેમ, એ સિદ્ધાન્તને અને ઠરાવને અમલમાં મૂકવા માટે વિનીત પક્ષનો શ્રમ ઉદ્દામ પક્ષના કરતાં ભૂત કાળમાં કે વર્તમાનમાં ઓછો છે એમ પણ નથી, તેમ ભવિષ્યમાં તેઓ ઓછી દેશસેવા કરવા તત્પર છે એમ કહેવાય એમ નથી. 'સ્વરાજ્ય'નો ઠરાવ પસાર કરીને (મિ. ટિળકના શબ્દોમાં) આ એકત્રીસમી કૉન્ગ્રેસમાં બધી કૉન્ગ્રેસનો 'synthesis'—યાને સરવાળો—થયો છે એમ કહેવું એ ત્રીસ પછી એકત્રીસ આવે છે એમ કહેવા સમાન જ છે. 'સ્વરાજ્ય'નો ઠરાવ કરનારી આ કૉન્ગ્રેસ સાંકળની છેલ્લી કડી છે વા પ્રાસાદનો શિખર-

---

§ આ અમે પ્રમુખના શબ્દો કરતાં પણ આગળ વધીને કહીએ છીએ. (પ્રમુખના શબ્દો માટે જુવો પરિશિષ્ટ. §)

‡ જુવો 'સામ્રાજ્ય અને સ્વરાજ્ય'—**વસન્ત** ૧૯૭૨ ચૈત્ર, તથા ૧૮૮૯ ની કૉન્ગ્રેસમાં પંડિત મદનમોહન માલવીયે રજુ કરેલા ઠરાવથી માંડીને કૉન્ગ્રેસનો ઇતિહાસ.

કલશ છે એમ સમજવું જ ભૂલભરેલું છે—એ તો કૉન્ગ્રેસરૂપી સુવર્ણહારના સુવર્ણસ્થાને છે, આખા પ્રાસાદની પ્રત્યેક ભૂમિકામાં મૂર્તિમન્ત થતી પ્રાસાદની ભાવના છે.—અર્થાત્ કૉન્ગ્રેસની સ્થાપનાથી માંડી આજ પર્યન્ત એ જ ભાવના એમાં સિદ્ધ થતી ચાલે છે, અને ભવિષ્યમાં પણ એ સિદ્ધ થતી ચાલ્યાં કરશે: મિ. ટિળક જેને 'સ્વરાજ્ય' કહે છે એ 'સ્વરાજ્ય' પ્રાપ્ત થયા પછી પણ સ્વરાજ્યની માગણીની જરૂરિયાત, અને તેથી કૉન્ગ્રેસની જરૂરિયાત, મટવાની નથી: જ્યાં રાજ્ય ત્યાં એની પ્રતિયોગિ પ્રજા, જ્યાં રાજ્યનું દૃષ્ટિબિન્દુ ત્યાં સામું પ્રજાનું દૃષ્ટિબિન્દુ પણ ખરૂં જ—સર્વગુણસંપન્ન રાજ્યમાં પણ એ દૃષ્ટિબિન્દુનું સ્મરણ રખાવવા માટે જ રામાયણકારે રામના દૃષ્ટિબિન્દુ સામે રજકનું દૃષ્ટિબિન્દુ ધર્યું છે. અને તેથી આરંભથી અત્યાર સુધી 'સ્વરાજ્ય'ની જ ભાવના સિદ્ધ કરતી જતી કૉન્ગ્રેસ કોઇ પણ કાળે કૃતકૃત્ય થઇ નિરુપયોગી થાય એ કૉન્ગ્રેસના તત્ત્વથી જ વિરુદ્ધ છે. અને તેથી કૉન્ગ્રેસના ઇતિહાસમાં ૧૯૦૬ માં હુગલી નદીને કાંઠે જ, કે આ વર્ષની લખનૌરની કૉન્ગ્રેસમાં જ, 'સ્વરાજ્ય'નો દુન્દુભિ સાંભળનાર ગૃહસ્થને કૉન્ગ્રેસનું અધ્યાત્મસંગીત સાંભળી શકવા માટે કાન નથી એમ જ કહેવું પડે છે. ઉદ્દામ પક્ષના અગ્રેસરોનાં ભાષણમાં કદાચ ભાષાની કડવાશ અધિક હશે, પણ બળની બાબતમાં વિનીત પક્ષના અગ્રેસરોની ભાષા એમના કરતાં જરા પણ ઊતરતી છે એમ ઉભય પક્ષનું સંપૂર્ણ સાહિત્ય જાણનાર કદી પણ કહેશે નહિ. વિનીત પક્ષ મિસિસ બેસન્ટ વગેરેની દેશભક્તિ અને દેશસેવા પૂર્ણભાવથી સ્વીકારવા તૈયાર છે માત્ર ઉદ્દામ પક્ષને વિનીતની એટલી જ વિનતિ છે કે તમારા જેટલા જ શુદ્ધ ભાવથી દેશસેવા કરનાર નરોને ખોટાં વિશેષણો લગાડશો નહિ, અને 'Yesterdays' અને 'Tomorrows' એવી વિરોધપોષક ચિઠ્ઠીઓ ચોઢીને ઊછળતા લોહીને સુલભ એવી ભ્રાન્તિમાં દેશના ઊછરતા યુવકોને દોરશો નહિ; આવો યત્ન સૈનિકોને અધિક બળ આપવાના હેતુથી એમને મદિરા પાઇ યુદ્ધે ચઢાવવા જેટલો જ પરિણામે નુકસાનકારક છે. વસ્તુતઃ જેમને આ વિશેષણો લાગે છે તેઓ—વાસી અને આકાશી બંને—જેનો કાળ ગયો છે અને જે ભવિષ્યના શૂન્ય આકાશમાં જ ઊડયા કરે છે એ બંને—સરખી રીતે જ ખોટા છે કર્તવ્યનું સ્વરૂપ ભૂત અને ભવિષ્ય બંનેને વર્તમાન કરવાનું છે—વર્તમાન—'the Eternal Now'—એ જ, 'the Confluence of two Eternities'—બે અનન્તતાનું સંગમસ્થાન છે. સમુદ્રનાં મોજાં ભરતીના મહાનિયમને અનુસરી કાંઠા સામે ધસી પોતાની મેળે જ કાંઠાના ખડકને છેદી નાંખવા સમર્થ છે. એમાં કદાચ થોડો વાયુનો વેગ મદદે આવે તો એ ઇષ્ટ છે, પરંતુ એ વાયુ એવો તોફાની થાય કે સમુદ્રનાં વહાણોને છિન્ન ભિન્ન કરી નાંખે કે ડૂબાડે ત્યારે તો એ વાયુને પ્રલયનો વાયુ ગણીને જ એનાથી પ્રભુ બચાવો એમ કહેવું પડે. આ જ અમે આરંભમાં કહી હતી તે ભયની વૃત્તિ. એ ભયને અમે ગણકારત નહિ, અને ઉદ્દામ અને વિનીતના સમાધાનની શ્વેત ધ્વજામાં આટલી કાળી લીટી જોવાનું અણગમતું કામ અમે કરત નહિ. પણ આ ભય અમને વધારે લાગ્યો છે તેનું કારણ કે આ કૉન્ગ્રેસને અંગે થએલા કાર્યમાં એક અણઘટતી પદ્ધતિ સ્વીકારાએલી જોવામાં આવી છે: સબજેક્ટસ્ કમિટિ બાંધતી વખતે સ્વતન્ત્ર અને સ્વાભાવિક રીતે પ્રજામત

પ્રદર્શિત થવા ન દેતાં, પંદર નામની ટિકિટ કાઢી કૃત્રિમ રીતે પ્રજામતનો આભાસ ઉત્પન્ન કરવાની રીત જેટલી નિન્દીએ તેટલી ઓછી છે–અને એ પદ્ધતિએ જ જો ભવિષ્યમાં કાર્ય ચાલશે તો કૉન્ગ્રેસ ઉભય પક્ષની પરિષદ્ મટીને માત્ર એક જ પક્ષની રંગભૂમિ થઈ રહેશે.

દેશના સુભવિષ્ય માટે અમને જે શ્રદ્ધા છે તેની દૃષ્ટિએ પૂર્વોક્ત ભયને અમારા હૃદયમાં અમે ચિરસ્થાન લેવા નહિ દઇએ : પણ ભયને જાણવો એ જ ભયનો ઉત્તમ પ્રતીકાર છે એમ સમજી અમે આટલા વિચાર અત્રે રજુ કર્યા છે.

ભયનું અવલોકન કરી એનો પ્રતીકાર કરવા માટે આપણે તૈયાર છીએ તો—દેશહિતના કાર્યમાં હજી કેટલી મુશ્કેલી છે એનો ખ્યાલ લાવતાં આપણે સંકોચાવાનું નથી. 'મોસ્લેમ લીગ' એ હજી આખી મુસલમાન પ્રજા નથી. એ પ્રજાની આ એક મ્હોટી સંસ્થા સાથે કૉન્ગ્રેસનું સમાધાન થયુ એ બહુ જ આનન્દની વાત છે, અને એ સમાધાનમાં બંને કોમોના હિતનું વાજબી સંરક્ષણ સંપૂર્ણ રીતે થાય છે એ વિચારીને સરકારે એને બંને કોમના એકમત તરીકે લેવું જોઇએ. પરંતુ આ જાતનાં કાર્યમાં કદી પણ છેવટના–યાવચ્ચન્દ્રદિવાકરૌ અબાધ્ય રીતે સ્વીકારાય એવા–નિર્ણયો થતા નથી, અને તેથી પાછળના દળના ધસારાથી અગ્રેસરોને આગળ ધસવુ પડે છે વા પોતાનુ સ્થાન છોડી પાછલા સૈનિકોને માર્ગ આપવો પડે છે: એ નિયમ જે આપણી તેમજ પશ્ચિમની અન્ય જાહેર હિલચાલોમાં આપણે જોઇએ છીએ તે જ પ્રકૃત સમાધાનમાં પણ લાગુ પડશે, અને અત્યારે પણ આપણે જોઇએ છીએ કે લખનૌમાં આ સમાધાન થાય છે તે જ વખતે અલિગઢમાં મળેલા મુસલમાન એડ્યુકેશનલ કૉન્ફરન્સમાં પ્રમુખ કહે છે કે સેનેટ વગેરે કેળવણીની સંસ્થાઓમાં મુસલમાનોની સંખ્યા ઓછી છે અને તેથી તેઓને માટે એમાં ખાસ બેઠક કરીને એ સંખ્યા વધારવી જોઇએ. કેળવણીના પ્રદેશોમાં આ માગણી વાજબી છે કે કેમ એ જુદો પ્રશ્ન છે; પણ એ અને એ જાતની અનેક માગણીઓ એ કૉમ તરફથી હજી પણ થયાં કરશે, અને એ કૉમના ડાહ્યા અગ્રેસરો એ માગણીઓને ડહાપણની અને ન્યાયની મર્યાદામાં રાખી શકશે કે કેમ એ શંકા પડતું છે. તે જ પ્રમાણે હિન્દુકૉમ પણ આ જ ક્ષણે કૉન્ગ્રેસની બહાર એકબીજા મંડળમાં ઠરાવ કરે છે–મિસિસ બેસંટ એ ઠરાવ રજુ કરે છે–કે "લઢાઇ પછી, મુસલમાનોને હદથી વધારે જે હક આપવામાં આવ્યા છે તે ચાલુ ન રાખતાં સરકારે લાયકાત અને ન્યાયના સિદ્ધાન્તનું ધોરણ સ્વીકારવુ." વળી, અત્યારે મદ્રાસ ઇલાકામાં એક 'અ–બ્રાહ્મણ મંડળ' સ્થપાયું છે, એનો ઉદ્દેશ એમ જણાવવાનો છે કે સર્વ સંસ્થાઓમાં અત્યારે બ્રાહ્મણો જ આગળ પડે છે અને પ્રજામતના પ્રતિનિધિ તરીકે બેસે છે પણ તે યથાર્થ નથી, અને તેથી 'અ–બ્રાહ્મણ'નું હિત સાચવવા માટે યત્ન કરવાની જરૂર છે. આ મંડળને એક અનુત્તર પ્રશ્ન કરવામાં આવ્યો છે કે એ મંડળમાં ભાગ લેનારા જે જનો છે તે પણ હિન્દુકૉમની સર્વ જાતો માટે પ્રતિનિધિત્વ ધરાવે છે? આમ હિન્દુસ્થાનના હિતને વમળમાં નાંખી આગળ જતું અટકાવનાર અનેક વહેણ સામસામાં અથડાય છે—પણ એમ વમળમાં પડીને પણ જળ આખરે આગળ વધે છે જ, તેમ આ બાબત પણ

થશે જ, પરતુ દેશહિતની નદીનો પ્રવાહ—મુગ્ધજન ધાર તેમ—કેવળ સીધો સરળ અને વિષમ શિલા વગરનો છે એમ નથી

લખનૌની કૉન્ગ્રેસને પ્રસંગે એક બીજુ મ્હોટું ભયસ્થાન નજરે પડ્યું છે મિ કર્ટિસ નામના એક અંગ્રેજ ગૃહસ્થનો 'રાઉંડ ટેબલ' નામે બ્રિટિશ સામ્રાજ્યના અંગ્રેજોના એક મંડળ ઉપર એના પ્રતિનિધિ તરીકે લખેલો ખાનગી પત્ર જાહેર થયો છે એ વાચતા જણાય છે કે—હિન્દુસ્થાનને બ્રિટિશ સામ્રાજ્યમા એ સામ્રાજ્યના સંસ્થાનોની સમાન કક્ષામા મૂકવુ જોઇએ, એવી આપણે માગણી કરીએ છીએ, ત્યા એ સંસ્થાનો ઇંગ્લંડ(બ્રિટન)ના રાજ્યમા ભાગ માગે છે અને આ યુદ્ધને અન્તે એ ભાગ એ પ્રાપ્ત કરશે, એટલે અત્યારે હિન્દુસ્થાન ઉપર ઇંગ્લંડ રાજ્ય કરે છે તેને બદલે ઇંગ્લંડ સાથે એના સંસ્થાનો પણ રાજ્ય કરશે' મિ પોલાકે સંસ્થાન વિષે બોલતા કૉન્ગ્રેસમા આ ભય ખુલ્લો પાડી બતાવ્યો, એના પ્રતિધ્વનિ રૂપે આખા મંડપમાથી 'Never Never'—એવા શબ્દો નીકળ્યા, અને એ શબ્દોમા ગાજતા દેશના આત્મનિશ્ચયમા હજી દેશના દિવ્ય ભવિષ્યની આશા રહે છે.

આ ભયનુ પૂરૂ સ્વરૂપ બતાવવા માટે એક વાત જણાવવી જરૂરની છે 'રાઉંડ ટેબલ'નો જે પ્રયત્ન થાય છે તે માત્ર જુલમથી હિન્દુસ્થાન ઉપર સંસ્થાનોની ધુસરી નાખવાનો નથી હિન્દુસ્થાનમા પ્રજામત અને એના પ્રતિનિધિઓ વચ્ચે ખરેખર કેટલી એકતા છે એ સ્વતન્ત્ર રીતે નક્કી કરવાની એ સંસ્થા ઇચ્છા જણાવે છે પણ આપણે સમજી શકીએ છીએ કે એ તરેહના પ્રયત્નથી હિસાબનો જેવો જવાબ જોઇતો હોય તેવો મેળવી શકાય છે, અને અંગ્રેજો ખરા કીમ્મત સાથે બહુ જ થોડા સમ્પર્કમા આવે છે એ જોતા આ અન્વેષણ હિન્દુસ્થાનના લાભમા ન ઊતરે તો નવાઇ નથી પરતુ આ જાતનુ અન્વેષણ એ અત્યારના વર્તમાનપત્રોના કાર્યની પદ્ધતિ છે—અને વર્તમાનપત્રો તે અત્યારે બ્રિટિશ રાજ્યના પ્રધાનમંડળને ઉથલાવી પાડવાનુ સામર્થ્ય ધરાવે છે તેથી—હિન્દુસ્થાનની પ્રજાએ એ અન્વેષણનો પ્રતીકાર કરવા માટે એ જાતનો જ પ્રયત્ન કરવાની જરૂર પડશે દિનપરદિન દેશસેવાના વધતા જતા બોજાને કેવી રીતે—કયા ધોરણથી—ઉપાડવો એ નક્કી કરવા માટે રાજ્યશાસ્ત્રના ગણિતની સમજવાળા મગજનો પણ પુષ્કળ ઉપયોગ જોઇશે માત્ર, કૉન્ગ્રેસમા 'સ્વરાજ્ય'ના પોકાર કરાવવામા જ કે દેશમા 'સ્વરાજ્ય'ની ભાવના વિસ્તારવામા જ અત્યારે દેશસેવા સમાપ્ત થવાની નથી 'સ્વરાજ્ય'નો દુન્દુભિ હિન્દુસ્થાનને ખૂણે ખૂણે વાગો, એ મહામન્ત્ર દેશમા આત્મબળ પ્રેરો—પણ એ દુન્દુભિનાદ સાથે પ્રજા માત્ર ઘૂણ્યા જ કરે કે મન્ત્રમુગ્ધ બની શ્રેયનો માર્ગ ચૂકે એમ થવુ ન જોઇએ આ ભય ખરો પડવાનો સંભવ છે એમ—કૉન્ગ્રેસનો અત્યાર સુધીનો ઇતિહાસ જોતા—અમારુ માનવુ નથી પણ બુદ્ધિના શ્રમના કઠિન માર્ગ સામે હૃદયના ઉલ્લાસનો સહેલો માર્ગ લલચાવે એવો છે તેથી આટલી ચેતવણી આપવાની—અને લેવાની—અમને જરૂર જણાઇ છે

[ વસન્ત—ઑફિસ ]

# પરિશિષ્ટ

1

*1 India must cease to be a dependency and be raised to the status of a self-governing state as an equal partner with equal rights and responsibilities as an independent unit of the Empire

2 In any scheme of readjustment after the war, India should have a fair representation in the Federal Council like the Colonies of the Empire

3 India must be governed from Delhi and Simla, and not from Whitehall or Downing Street The Council of the Secretary of State should be either abolished or its constitution so modified as to admit of substantial Indian representation on it Of the two Under-Secretaries of State for India one should be an Indian and the salary of the Secretary of State should be placed on the British estimates as in the case of the Secretary for the Colonies The Secretary of State for India should, however, have no more powers over the Government of India than those exercised by the Secretary for the Colonies in the case of the Dominions India must have complete autonomy financial legislative as well as administrative

4 The Government of India is the most vital point in the proposed reforms It is the fountain-head of all the local administrations and unless we can ensure its progressive character any effective reform of the local governments would be impossible For this the Services must be completely separated from the State, and no member of any service should be a member of the Government The knowledge and experience of competent members of a service may be utilised in the departments, but they should not be allowed to be members of the Executive Council or the Cabinet of the Government itself

5 The Executive Government of India should vest in the Governor-General with a number of ministers not less than one-half of whom should be Indians elected by the elected non-official Indian members of the Supreme Legislative Council These members should hold office for five years Thus this ministry of the Viceroy will possess the composite character of a parliamentary and non-parliamentary cabinet

6 The Upper House of Representatives in Canada is composed of 90 members The Supreme Legislative Council in India should consist of at least 150 members These members should be all elected But for the

transitory period, one fifth may be appointed by the Cabinet, not more than one-fourth of whom may be officials

7 The annual budget should be introduced into the Legislative Council like money Bills, and except the military estimates the entire Budget should be subject to the vote of the Council

8 The Provincial Governments should be perfectly autonomous, each Province developing and enjoying its own resources, subject only to a contribution towards the maintenance of the Supreme Government

9 A Provincial administration should be vested, as in the case of the Supreme Government in a Governor with a Cabinet not less than one-half of whom should be Indians elected by the nonofficial elected Indian members of its Legislative Council

10 The Provincial Legislative Council should in the case of a major province consist of 100 members and in the case of a minor province 75 members all of whom should be elected by the people and each district must have at least one representative of its own For the transitory period there should of course be the same conditions and restrictions as in the case of the Supreme Legislative Council.

11 As the executive and the legislative functions are to be separated, so there must be complete separation of the judicial from the executive functions of the State The judicial administration whether civil or criminal, should be wholly vested in the High Courts both as regards control as well as the pay, prospects and promotion of its officers The High Courts should be subordinate only to the Supreme Government.

12 The Arms Act should be repealed or so modified as to place the Indians exactly on the same footing with the Europeans and Eurasians The Press Act should be removed from the Statute Book and all the repressive measures withdrawn

13 India should have a national militia to which all the races should be eligible under proper safeguards and they should be allowed to volunteer themselves under such conditions as may be found necessary for the maintenance of efficiency and discipline The Commissioned ranks in the Army should be thrown open to his Majesty's Indian subjects.

14 *A full measure of local self-government should be immediately*

granted throughout the country, and the Corporations of the Presidency towns, the District and the Taluq boards and the District municipal corporations should be made perfectly Self-Governing bodies with elected members and elected chairmen of their own They should be freed from all official control except such as may be legally exercised by the Government direct

15 Mass education should be made free and compulsory Suitable provisions should also be made for the development and encouragement of indigenous industries "

§ " Let us now no longer disparage the old nor despise the young If youthful zeal and enthusiasm are invaluable assets, the judgment and experience as also the caution and sobriety of the old are no less useful and indispensable It is no doubt the brave soldier that fights and wins the battle, but even a *Narayani Sena* of old, *the invincibles in the Mahabharata*, would be scattered to the winds without a veteran general to command them from behind Remember it is the ' Old Congressmen who have built this organisation, given a shape and form to it, worked out its details and inspired the people with the very ideal which is swaying their minds and surging in their thoughts from one end of the country to the other Believing, as I do in the evolution of a national life in perpetual succession, I have no difficulty in admitting that there is a limit also to caution, wisdom and sobriety beyond which they cannot be exercised without their forfeiting the characteristics of these virtues and without their degenerating into pusillanimity and moral turpitude There is as much danger in rashness as in imbecility and the one may serve as a cloak for the inaction as the other may contribute to wreck the most useful institutions It should be fairly acknowledged that if the ' Old Congressmen ' have so far failed to run faster than they have done, they have at least done one thing in that they have walked steadily and never stumbled Men run before they learn to walk and if walking is a slower process running is not certainly a surer method to avoid a fall It is surely not wisdom to call our elders fools for there are those coming after us who, following our precedent, may return the compliment with accumulated interest Let us, therefore, give up all cants and like practical men firmly and resolutely, yet soberly and discreetly, look the situation in the face, and with heart within and God overhead loyally follow the leaders who if they have not won the battle yet have neither fallen back nor betrayed their trust

granted throughout the country, and the Corporations of the Presidency towns, the District and the Taluq boards and the District municipal corporations should be made perfectly Self-Governing bodies with elected members and elected chairmen of their own They should be freed from all official control except such as may be legally exercised by the Government direct

15 Mass education should be made free and compulsory Suitable provisions should also be made for the development and encouragement of indigenous industries '

§ " Let us now no longer disparage the old nor despise the young If youthful zeal and enthusiasm are invaluable assets, the judgment and experience as also the caution and sobriety of the old are no less useful and indispensable It is no doubt the brave soldier that fights and wins the battle, but even a *Narayani Sena* of old, the invincibles in the Mahabharata, would be scattered to the winds without a veteran general to command them from behind Remember it is the ' Old Congressmen ' who have built this organisation, given a shape and form to it, worked out its details and inspired the people with the very ideal which is swaying their minds and surging in their thoughts from one end of the country to the other Believing, as I do in the evolution of a national life in perpetual succession, I have no difficulty in admitting that there is a limit also to caution, wisdom and sobriety beyond which they cannot be exercised without their forfeiting the characteristics of these virtues and without their degenerating into pusillanimity and moral turpitude There is as much danger in rashness as in imbecility and the one may serve as a cloak for the inaction as the other may contribute to wreck the most useful institutions it should be fairly acknowledged that if the " Old Congressmen ' have so far failed to run faster than they have done, they have at least done one thing in that they have walked steadily and never stumbled Men run before they learn to walk and if walking is a slower process running is not certainly a surer method to avoid a fall It is surely not wisdom to call our elders fools for there are those coming after us who, following our cedent, may return the compliment with accumulated interest Let us, fore, give up all cants and like practical men firmly and resolutely, yet soberly and discreetly, look the situation in the face, and with heart within and God overhead loyally follow the leaders who, if they have not won the battle yet have neither fallen back nor betrayed their trust '

# પ્રાસંગિક નોંધ.

વડોદરાના નવા દિવાન

વડોદરારાજ્યના દિવાનપદ ઉપર રા. રા. મનુભાઈ નન્દશંકર મહેતા—એમને કાયમને માટે નીમીને શ્રીમત મહારાજા સાહેબે ગૂજરાતને અસાધારણ સન્તોષ આપ્યો છે. અમુક જ્ઞાતિના માણસને ઊંચો દરજ્જો પ્રાપ્ત થાય તેથી અભિમાન કરવાનો કે આનન્દ પામવાનો વખત હવે ગયો છે એટલું જ નહિ, પણ રા. રા. મનુભાઈ ગૂજરાતી છે એ દૃષ્ટિબિન્દુથી ગર્વ થવું તે પણ હાલના—એક હિન્દુસ્થાનના—સમયમાં ઉચિત નથી. શ્રીમત મહારાજા સાહેબે રાજ્યના પ્રધાનપદ માટે આજ સુધી જે જે પસંદગીઓ કરી છે તે એ મહાપુરુષના મનની વિશાળતા અને યુગધર્મની ઊંડી સમજણ સૂચવે છે અનેક પ્રાન્ત, અનેક કોમ, અનેક ખાતાંના અનુભવ—અને અનેક માનસિક બંધારણના દિવાનોનો મહારાજા સાહેબે પ્રજાને લાભ આપ્યો છે, અને વર્તમાન હિન્દુસ્થાનના પ્રશ્નો સાંકડી પ્રાન્તિક કે વર્ણીય દૃષ્ટિથી જોવાના નથી એ પરમ સત્ય પોતાની રાજ્યનીતિમાં નિરંતર મૂર્તિમત કરતા રહ્યા છે. છતાં, સામાન્ય પ્રજા અજ્ઞાન છેઃ ગૂજરાતમાં ગૂજરાતી જ પ્રધાનપદે હોય એ દૃષ્ટિબિન્દુ એ છોડી શકતી નથી,—અને જો કે મહારાજા સાહેબનો આત્મા મરાઠા કે ગૂજરાતી એવો ભેદ સમજતો નથી, તથાપિ એમનો દેહ મહારાષ્ટ્રનો છે, અને તેથી સ્થૂલ દૃષ્ટિવાળી પ્રજા એમણે કરેલી આ પસંદગી માટે મહારાજા સાહેબનો ખાસ ઉપકાર માને છે.

કેળવાએલા અને વિચારશીલ પ્રજાભાગ આ પસંદગી જુદી દૃષ્ટિથી જુવે છેઃ એમાં એને આટલે વર્ષે યોગ્ય ગુણની કદર થએલી નજરે પડે છે રા. રા. મનુભાઇને વડોદરારાજ્યના દરેક ખાતાની પુષ્કળ માહિતી છે, ખાતાનો જાત અનુભવ છે, હજૂરમાં રહી હજૂરનું દૃષ્ટિબિન્દુ જાણે છે, તથા વખતો વખત દિવાનનું કામ પણ બહુ સારી રીતે કર્યું છે—એટલે એમની દિવનગીરી નિર્વિઘ્ન સરળ અને રાજા-પ્રજા ઉભયને હિતકર નીવડશે એમાં સંશય નથી પરંતુ તે ઉપરાંત એમની પાસે કેટલીક વિશેષ અપેક્ષાઓ રખાય છે, અને એ પૂરી પડશે એમ એ પ્રજાને આશા છે. મહારાજા સાહેબે, પોતાની અન્તરૂની અને પરદેશના અવલોકનની પ્રેરણાથી, તેમ જ પૂર્વના કેટલાક બાહોશ દિવાનોની સલાહથી, પોતાના રાજ્યમાં અનેક સુધારાનાં બીજ વાવ્યાં છે, એ જમીનમાં ને જમીનમાં નષ્ટ ન થઈ જાય, તથા જે અંકુરિત થયાં છે તે ઝડપથી અને મજબૂતીથી વિશેષ વિકાસ પામે તે માટે ખાસ પ્રયત્ન કરવાની જરૂર છે. આ પ્રયત્ન વાસ્તવિક રીતે અને સફળ રીતે થવા માટે પ્રજા પ્રત્યે ખરા અન્તરૂની હિતસોઝ, અને બુદ્ધિ તથા શ્રમપૂર્વક કાર્ય કરવાની શક્તિ જોઇએ તે બંને આપણા આ યુવાન અને ઉમદા દિવાનમાં જોઇએ તેવાં છે. એટલું જ નહિ, પણ પ્લેટોએ ફિલસુફ અને રાજાનો એક જ વ્યક્તિમાં જે સુયોગ ઇચ્છેલો તે—સર ટી. માધવરાવ અને રમેશચન્દ્ર દત્ત કરતાં પણ એક રીતે વિશેષ અર્થમાં—રા. મનુભાઇમાં પ્રાપ્ત થયો છે, અને અમે આશા રાખીએ છીએ કે એ મહાન શીક

તત્ત્વનો સિદ્ધાન્ત—જે આપણા દેશના રાજ્યશાસ્ત્રનો સનાતન સિદ્ધાન્ત છે એ આ નવા દિવાનમાં ખરો પડશે.

આ ક્ષણે મને રા. મનુભાઈ, પ્રિન્સિપાલ વર્ડ્ઝવર્થ વદાય થયા તે વખતે ( વા એમને એલ્.એલ્. ડી ની પદવી મળી તે વખતે હોય ) એલ્ફિન્સ્ટન કૉલેજના વિદ્યાર્થીઓએ એ મહાન ગુરુને આપેલું માનપત્ર—વિદ્યાર્થી મંડળના અગ્રેસર તરીકે—વાંચતા નજરે આવે છે, અને નવા ચિત્રમાં હું જૂનું ચિત્ર ભૂલી શકતો નથીઃ ગૂજરાતના એક સ્વલ્પ પ્રજાજન તરીકે હું દિવાનથી મનુભાઈને દિવાન પદ માટે અભિનન્દન આપું છું. અને ઇચ્છું છું કે જે જૂનું ચિત્ર હું ભૂલી શક્યો નથી તે જ એમની કારકીર્દીના અન્તરમાં રહીને એક દિવ્ય શક્તિ રૂપે કાર્ય કરશે, અને ગૂજરાત એમને હાથે મહારાજાશ્રીના રાજ્યમાં અનેક શુભ યોજનાઓ પર પાડતી અને નવીન અસ્તિત્વમાં આવતી જોશે.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

# રવીંદ્રનાથ ટાગોરના કેટલાક તાત્ત્વિક વિચાર.

He sings
" Of truth, of grandeur, beauty, love and hope
And melancholy fear subdued by faith,
Of blessed consolations in distress,
Of moral strength and intellectual
Of joy in widest commonalty spread."

હરબર્ટ સ્પેન્સર અને તેના શાગીર્દોનો એવો મત છે કે મનુષ્યનો વિકાસ આસપાસના સંજોગોની અસર ઉપર આધાર રાખે છે, ત્યારે કાર્લાઇલ અને પ્રો. જેમ્સ તેના વ્યક્તિત્વને પ્રધાન કારણ ગણે છે. આ બંને પક્ષમાં ઘણું સત્ય સમાએલું છે, કારણ કે જમાનાના બળના પ્રવાહમાં મનુષ્ય એક તણખલાની માફક તણાય છે. અમુક યુગની અંદર જે વિચાર પ્રબળ હોય છે તેની સારાસારતાનો વિવેક કરી તેનું તત્ત્વ શોધવાનું કામ સાધારણ મનુષ્યથી થઈ શકતું નથી. પરંપરાથી જે વિચાર ચાલતા આવેલા હોય છે તે સ્વાભાવિક રીતે સ્વીકારવામાં આવે છે, અને ચાલુ જમાનામાં જે નવીન વિચારનો આઘાત તેના મન ઉપર થાય છે, તેની સ્હામે પ્રતિક્રિયા કરી તેને નવીન સ્વરૂપ આપવાની શક્તિ જનસમૂહમાં હોતી નથી; તેથી ' મનુષ્ય એ સંજોગોને આધીન પ્રાણી છે ' એ સિદ્ધાંત સ્વીકારવામાં કંઈ વાંધાભરેલું જણાતું નથી; પણ મનુષ્યમાં સ્વતઃ ક્રિયા કરવાની શક્તિ છે એમ આપણે કબુલ કરીએ, તો તેની પરિસ્થિતિની ક્રિયાનો પ્રત્યુત્તર આપ્યા સિવાય નિષ્ક્રિય પડી રહે છે એમ આપણે સ્વીકારી શકતા નથી; તેમ જ જે મહાન્ પુરૂષોએ તેમના જમાનામાં પરિ-

વર્તન કર્યું છે, તે જોતા તેનામા પણ ઉત્પાદક શક્તિ હતી એમ સિદ્ધ થાય છે આવી રીતે આસપાસની સ્થિતિ અને માનવ બુદ્ધિની ઉત્પાદક શક્તિ એ બે કારણને લીધે મનુષ્યનો વિકાસ નિયમાય છે જે વખતે જડવાદ અને વિજ્ઞાનનુ બળ વિશેષ હતુ, તે વખતે હરબર્ટ સ્પેન્સરનો મત સર્વોપરીપણું ભોગવતો હતો, પણ હાલની તાત્ત્વિક દૃષ્ટિમાં ચૈતન્યનો સ્વીકાર કરવામા આવ્યો છે, અને તેને લીધે મનુષ્યઆત્મામા સ્વત. નિશ્ચય અને પસદગી કરવાની શક્તિ છે એમ માનવામા આવ્યું છે. ધર્મ અને નીતિશાસ્ત્રના વિષયમા આ વિચાર પ્રચલિત છે એટલુ જ નહિ પણ ઇતિહાસ જેવા ગુચવણ ભરેલા વિષયમા પણ વ્યક્તિત્વનો સ્વીકાર થતો જાય છે એક જર્મન ઇતિહાસવેત્તાએ ‘ માનસશાસ્ત્રની દૃષ્ટિથી ઇતિહાસનો ખુલાસો ’ એ નામના પુસ્તકમા આ સત્યને દૃષ્ટાંતપૂર્વક સિદ્ધ કર્યું છે આબોહવા અને કુદરતી રચનાના ઉપરથી બકલે ઇતિહાસના સિદ્ધાતનો ખુલાસો કરવા જે પ્રયત્ન કર્યો હતો તેના પ્રત્યાઘાત રૂપે પ્રો. લેમ્પ્રેક્ટનુ પુસ્તક છે એમ કહી શકાય કારણ કે ગમે તેવો પ્રતિભાશાળી પુરુષ હોય તો પણ તેની ભાવના, તેના વિચાર, તેની લાગણી અને તેના કૃત્ય તેની પરિસ્થિતિથી નિયત્રિત થાય છે આ કારણને લીધે ડા. રવીંદ્રનાથના તાત્ત્વિક વિચાર સમજવાને માટે તેમના મન ઉપર કેવા સસ્કારની અસર થઈ છે તે જાણવુ આવશ્યક છે

તેમના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ એક ભાવિક અને શ્રદ્ધાળુ પુરુષ હતા ન્હાનપણથી જ તેમનુ હૃદય પારમાર્થિક સત્યના અનુભવ માટે આકર્ષાયુ હતુ. ગર્ભશ્રીમત હોવાથી તેમને એશઆરામને માટે ઘણી જોગવાઈ હતી, તેમ છતા તેઓ ચનાક વર્ષની ઉમરે વાસની સાદડી ઉપર બેસતા હતા, અને તેથી તેમને ઘણો આનદ થતો હતો

સત્તા અને જાહોજલાલીનો તેમને પ્રથમથી જ તિરસ્કાર હતો. દ્રવ્ય અને મોજશોખનો કટાક્ષ હોવાથી તેનો તેમણે ત્યાગ કર્યો હતો આવુ સાદુ જીવન પરમાત્માના દર્શન માટે હતુ પારમાર્થિક જીવનના અનુભવ માટે એકાતવાસનો તેમને શોખ હતો, અને તેમા નિદિધ્યાસનમા ઘણો વખત ગાળતા હતા શાતિનિકેતનમા જે ઝાડ નીચે તેઓ ધ્યાન કરતા હતા, ત્યા નીચે આપેલી લીટીઓ બગાળી ભાષામા લખેલી છે

“ તે મારા જીવનનુ આશ્વાસન છે,
મારા હૃદયનો આનદ છે,
મારા આત્માની શાતિ છે ”

આત્મનિરીક્ષણ અને ધ્યાનથી જ તેઓ પરમાત્માનુ દર્શન કરતા નહિ, પણ સૃષ્ટિની લીલા નિહાળવાનો તેમને શોખ હતો હિમાલય પર્વત ઉપરની કુદરતી રચનાનુ અવલોકન કરી તેઓ અપૂર્વ આનદ લેતા હતા તેમનુ દેશાભિમાન, તેમની ગરીબ લોક તરફની દિલસોજી, તથા માનવ સ્વભાવનુ સૂક્ષ્મ અવલોકન, તેમની રસવૃત્તિ, નીતિની ઉચ્ચ ભાવના અને અનત સત્તાનો સાક્ષાત્કાર એ રવીંદ્રનાથનો માનસિક વારસો તેમના પિતા તરફથી તેમને મળેલો છે,

રવીંદ્રનાથના પુસ્તકોમા ધર્મની જે ઉત્કટ લાગણી જોવામા આવે છે, તે ફક્ત તેમના પિતાના સૂક્ષ્મ જીવનની અસરનું જ ફળ નથી, પણ બગાળામા વૈષ્ણવ ધર્મનુ વિશેષ બળ છે અને તેથી તે સંપ્રદાયના સાધુસત, અને ધાર્મિક પુરુષોના સંસ્કારની અસર પણ તેમના હૃદય ઉપર થઈ છે વૈષ્ણવ ધર્મની ફીલસુફી શુદ્ધાદ્વૈત છે બ્રહ્મ માયાથી વિશિષ્ટ નથી અને તેથી શુદ્ધ બ્રહ્મ અને જીવનું ઐક્ય તેમા મનાય છે સર્વ બ્રહ્મ છે અને બ્રહ્મ જ લીલા અર્થે જડ, જીવ અને અતર્યામીનું સ્વરૂપ ધારણ કરે છે જ્યારે સચ્ચિદાનંદ બ્રહ્મમા સદશનો આવિર્ભાવ થાય છે, અને ચિદશ અને આનંદાશનો તિરોભાવ થાય છે, ત્યારે ઈશ્વર જડ રૂપે ભાસે છે, અને જ્યારે ચિદશ અને આનંદાશનો આવિર્ભાવ થાય છે, ત્યારે તેને જીવ કહેવામા આવે છે સાધનથી આનંદનો આવિર્ભાવ કરવો એ મનુષ્યજીવનનો હેતુ છે અને તેને માટે ઈશ્વરનો અનુગ્રહ જરૂરનો છે તેથી પ્રેમલક્ષણા ભક્તિ એ પરમ પુરુષાર્થ છે જગત્ સત્ છે, જીવ સત્ છે ફક્ત અહતા મમતાત્મક સંસાર માયારૂપ છે જીવ અને ઈશ્વરનો સંબધ અશાશિભાવનો છે તેથી ઈશ્વરપ્રાપ્તિમા કર્મ અને જ્ઞાન એ ભક્તિને માટે જરૂરના સાધન છે પણ ભક્તિ એ સર્વમા પરમ સત્ય છે શ્રી ચૈતન્ય, ચડીદાસ, વિદ્યાપતિ અને જયદેવ વગેરે ભક્ત કવિના એ મતના લખાણની અસર પણ રવીંદ્રનાથના વિચારમા જણાઈ આવે છે તેમના પિતાના ધાર્મિક જીવનમાથી તેમને અનતતાની લાગણી, ત્યાગવૃત્તિ, એકાતવાસની રુચિ, અને નિદિધ્યાસનની ટેવ—એ ગુણો મળેલા છે, તેવી રીતે વૈષ્ણવ સંત અને કવિના અભ્યાસથી પરમાત્માનુ આનંદ સ્વરૂપ, ભક્તિનું સામ્રાજ્ય, ઈશ્વરનો અનુગ્રહ, જગત્‌નુ અસ્તિત્વ અને તે સાથે તેના મધુર અને કોમળ સ્વરૂપના વિચાર તેમના માનસિક જીવનના એક-અંગરૂપ બનેલા છે બગાળાના ભક્તજનો સિવાય હિંદના બીજા મહાત્માઓ અને કવિની છાપ તેમના મન ઉપર થઈ છે ધર્મસુધારક નાનક અને કબીર, ભક્ત કવિ તુકારામ અને તુલસીદાસ અને પ્રેમમા મસ્ત થએલા સુરદાસ અને મિરાબાઈના આધ્યાત્મિક જીવનની અસર તેમના કાવ્યમાં જણાઈ આવે છે તેમની મૂળ પ્રકૃતિ પરમાત્માના સાક્ષાત્કાર માટે તલસે છે, પણ નાનક અને કબીરના ભજનથી તેનુ પોષણ થયુ છે અને તેથી તેઓ એક અપરોક્ષવાદી mystic છે એમ તેમના જીવન, તેમના અભ્યાસ, અને તેમના લખાણ ઉપરથી, સ્પષ્ટ જણાઈ આવે છે આર્ય અને ઈસ્લામી સુધારાના સંસર્ગથી બનેલા મૂળ સ્વરૂપમા ફેર પડ્યા છે, અને તેથી વેદાન્તની અસરથી ઇસ્લામના કર્કશ એકેશ્વરવાદે સૂફી મતનુ સ્વરૂપ પકડ્યુ છે એમ માનવામા આવે છે નાનક અને કબીરના ધાર્મિક વિચારોમા સૂફી મતની છાયા જણાઈ આવે છે અને તેની અસર રવીંદ્રનાથના જીવન ઉપર થએલી માલમ પડે છે આ બાબતનુ વધારે સ્પષ્ટીકરણ તેમની અપરોક્ષ દૃષ્ટિના વિચાર વખતે કરીશુ

આ બે બળની અસર ઉપરાત ત્રીજુ બળ હાલના જમાનાના પ્રચલિત વિચાર સંસર્ગનુ છે જનતાની લાગણી, પ્રવૃત્તિની રુચિ, વ્યાવહારિકતા, સૃષ્ટિભાવના, પ્રકૃતિનો અભ્યાસ, અને અદ્વૈતભાવના—એ વિચારબળના સંસ્કારથી તેમનું સૂક્ષ્મ જીવન પુષ્ટ થએલુ છે જેમ જુદા જુદા ખાનપાનથી આપણા શરીરને અનુકૂળ સત્ત્વ આપણે ગ્રહણ કરીએ છીએ,

અને ભિન્ન ભિન્ન પ્રકારના વિચારમાંથી આપણા મનના વલણને અનુરૂપ સિદ્ધાંત ઉપજાવીએ છીએ, તેવી જ રીતે રવીંદ્રનાથે જુદા જુદા વિચારમાંથી એક વ્યવસ્થિત ભાવના નક્કી કરેલી હોવી જોઇએ. અને તે ભાવના ફક્ત તેનું પૃથક્કરણ કરવાથી યોગ્ય રીતે સમજી શકાતી નથી. અમુક સિદ્ધાંત જડ પદાર્થની માફક તેના સરવાળા રૂપ હોતા નથી, તેમ જ તેમાં જોઇએ તેટલી સરલતા તથા અવિરોધ હોઈ શકતો નથી. વિચાર એ એવી સજીવ વસ્તુ છે કે તે અન્ય વિચારના સંબંધમાં આવતાં એક પ્રકારનો ક્ષોભ ઉત્પન્ન કરે છે, અને તેનું સમાધાન થઈ ગયા પછી તે માનસિક જીવન એક-અંગરૂપ બને છે. બેકને કહ્યું છે કે મનુષ્યનું સૌન્દર્ય, તેમના જુદા જુદા અવયવ નિહાળવાથી નષ્ટ થાય છે; કારણ કે સૌંદર્યની લાગણી એ સમગ્ર શરીરથી ઉપજતી અસર છે, તેવી જ રીતે કોઈ પણ મનુષ્યની પ્રતિભાનું ખરું રહસ્ય તેનું જ પૃથક્કરણ કરી જુદા જુદા વિચાર ગ્રહણ કરવામાં હાથ લાગતું નથી. રવીંદ્રનાથના તાત્ત્વિક વિચાર સમજવાને માટે ઉપર જણાવેલાં જુદાં જુદાં બળનું જ્ઞાન એક સત્વહીન ખોખા જેવું છે એમ કહેવું કંઈ ખોટું નથી. જેમ ઘડીના તાળાનું પૃથક્કરણ કરવાથી જે જ્ઞાન થાય છે, તે વડે તે તાળો ઉઘાડી શકાતો નથી, તેમ કોઈ પણ લેખકના જુદા જુદા વિચાર સાથે સાથે મૂકવાથી તેનો ખરો અર્થ મળી શકતો નથી. ગ્રંથકર્તાના વિચાર સારી રીતે સમજવાને માટે તેનું દૃષ્ટિબિંદુ શું છે, તેનો યથાર્થ ખ્યાલ આપણા મગજમાં હોવો જોઇએ, અને તેને માટે તેના આંતર જીવનમાં આપણે પ્રવેશ કરવો જોઇએ. વિચારના ખરા રહસ્યને માટે આવી મુશ્કેલી નડે છે તો પણ કેટલીક ત્યાગવૃત્તિથી તેમ જ તેવા અનુભવથી તેનો મર્મ સમજી શકાય છે.

રવીંદ્રનાથ કવિ, ધાર્મિક પુરુષ, ફીલસુફ, દ્રષ્ટા, અને ગાયક છે; તેથી તેમની પાસેથી આપણે કેવા વિચારની અપેક્ષા રાખીશું? એક વિદ્વાને કહ્યું છે કે તત્ત્વજ્ઞાનની પહેલાં કવિતાની ઉત્પત્તિ છે; કારણ કે માનવ બુદ્ધિના વિકાસમાં પ્રથમ કલ્પનાનું બળ વિશેષ હોય છે અને તેને લીધે તે સૃષ્ટિનું તત્ત્વ ઝટ કળી શકે છે જ્યારે વિવેકબુદ્ધિ ખીલે ત્યારે કાવ્યમાં અંતર્ભૂત રહેલું જ્ઞાન વ્યવસ્થિત કરવામાં આવે છે, અને તે વખતે તત્ત્વજ્ઞાનનો ઉદય થાય છે. આવી રીતે બુદ્ધિની ક્રિયા માટે હૃદયના સહજ જ્ઞાનની જરૂર પડે છે જ્યારે વિવેચન, ટીકા, ભાષાંતર અને પ્રવચનથી તે સિદ્ધાંતનું સત્ય ખલાસ થઇ જાય છે, ત્યારે નવીન ચૈતન્યની જરૂર લાગે છે, અને ઉચ્ચતર જ્ઞાનના અભાવે જડસંપ્રદાયની સ્થિતિ અધમ થતી જાય છે. યૂરોપના અંધકારમય અને મધ્યકાલીન યુગની આવી દશા હતી તેમ જ શ્રી શંકરાચાર્યના સમયથી તે અત્યાર સુધી આપણા દેશની સ્થિતિ લગભગ એવી જ થઇ છે એમ નિઃસંશય કહી શકાય. આવી રીતે બુદ્ધિ કેવલ આકાશ ( space ) માં સ્થિર રહી શકતી નથી પણ તેનો આધાર તો હૃદયમાં ઉદ્‌ભવતા સહજ જ્ઞાન ઉપર છે. જ્યારે બુદ્ધિ કેવળ તર્કના અનુમાનનાં જાળાં ગુંથે છે ત્યારે તે થાકી જાય છે અને તેથી સંશયવાદ, અજ્ઞેયવાદ, પ્રત્યક્ષ જ્ઞાનવાદ ( 'Positive Philosophy' ) પરિણમે છે.

આ ઉપરથી બુદ્ધિની ક્રિયા નિરુપયોગી છે એમ કહી શકાતું નથી; તેમ જ કેવળ

> Which with an eye made quiet by the power
> Of harmony, and the deep power of joy,
> We *see into the life of things*
> "Beauty—a *living Presence* of the Earth
> Surpassing the most fair ideal forms
> Which craft of delicate spirits hath composed
> From earth's materials—waits upon my steps"
> "And now I see with eye serene
> The very pulse of the machine
> A *Being breathing* thoughtful breath"

હૃદયના આવા અંતર્દર્શનથી સૃષ્ટિના પરમ તત્ત્વનો અનુભવ થાય છે અને તે તત્ત્વ સચરાચર અંતર્યામી રૂપે સર્વ વસ્તુમા દૃષ્ટિગોચર થાય છે, દરેક પદાર્થ અને બનાવ પરમાત્માની લીલાના પ્રતીકરૂપ ગણવામા આવે છે, અને અખિલ બ્રહ્માંડ એ પરમાત્માનુ શરીર હોવાથી તેની જે કોઈ ક્રિયા જોવામા આવે છે તે આનંદ, સૌંદર્ય, અને રસનો આવિર્ભાવ કરે છે રવીંદ્રનાથની પ્રકૃતિને આવુ અપરોક્ષ જ્ઞાન ઘણું રુચિકર છે તેમના હૃદયમા પરમાત્માની અનંત સૌંદર્ય પ્રેમ અને આનંદની મૂર્ત્તિનુ ભાન સ્થાયી સ્વરૂપમા છે તેમનો અપરોક્ષ અનુભવ એ કાઈ આવેશ કે ઊર્મિનુ પરિણામ નથી, પણ તેમના જીવનમા તે ઓતપ્રોત થએલો છે, તેમની અપરોક્ષ દૃષ્ટિ કેવળ મનોરાજ્ય નથી, તેથી તે નિવૃત્તિમાર્ગને અનુકૂલ નથી પણ પરમાત્મા અને જગતનો, નિત્ય અને અનિત્ય વસ્તુનો, અને સમષ્ટિ અને વ્યષ્ટિનો, સમન્વય તેમના ભાવનાવાદમા સુયોગ્ય રીતે કરેલો છે પરમાત્મા સંબંધીનો તેમનો વિચાર કેવળ 'રસ' તરીકેનો નથી પણ તે પુરુષ છે અને તેણે માનવ ઉદ્ધારને માટે વિશ્વની વ્યવસ્થા કરી છે એવો પ્રધાન વિચાર તેમના પુસ્તકમા દૃષ્ટિગોચર થાય છે, તેથી તેમનુ તત્ત્વદર્શન વ્યાપક અને સંગ્રહાત્મક છે મનુષ્યના સાધારણ હર્ષ, શોક, આશા અને શ્રદ્ધાના, અનુભવને તેમ જ સંસારના વ્યવહારના મર્મને જોઈતા ઉત્સાહ, બળ, અને તેમ જ દેશોન્નતિની પ્રવૃત્તિને, તેમની ધાર્મિક ભાવનાએ યોગ્ય સ્થાન આપેલુ છે મનુષ્ય જાતિ ઉપર પ્રેમ, અને દેશસેવા એ એમના જીવનનો મહામંત્ર છે નિષ્કામ કર્મ કરવા એ એમનો નીતિસિદ્ધાંત છે

મૂળજીભાઈ હીરાલાલ ચોકસી.

# ઉત્તમ નવલકથા કોને કહેવી ?

" The plain and direct purpose of the novel is to amuse by a succession of scenes painted from nature and by a thread of emotinal natoure."

*Encyclopedia.*

આજકાલ દ્રવ્યપ્રાપ્તિ તથા સુયશપ્રાપ્તિ કરવાના સાધનો ઘણાં દુર્ઘટ થઈ પડ્યાં છે. પરંતુ મનુષ્ય સ્વભાવ તેમને પ્રાપ્ત કરવાં માટે કુદરતી રીતે પ્રેરાય છે; એ પ્રેરણાને ફળીભૂત કરવા અસંયમનીય ઉત્કણ્ઠા થાય છે; એ ઉત્કણ્ઠાને પરિણામે કંઇ કંઇ વિચારો સ્ફુરે છે; અને અમુક સ્ફુરણા દૃઢ થતાં કંઇક અનુભવાય છે. એ અનુભવ તથા તેમાં મળતો અતીવ આનંદ, સાથે સાથે દ્રવ્યપ્રાપ્તિ તથા સુયશપ્રાપ્તિનો ઉત્તમ ઉપાય એ સર્વનુ સંમેલન *થતાં ભૂતકાળના ભણકારા, વર્તમાનના વિચારો અને ભવિષ્યના તરંગો લક્ષ્યીભૂત થાય છે.* તે જોઇ શ્રોત્રો સચેતન થાય છે, હસ્ત સ્ફુરે છે અને હૃદય છલકાય છે અને આખરે પત્ર ઉપર પોતાના વિચારો નિયોજી મુકવા દ્રવ્ય-યશની લાલસાવાળો ક્ષુદ્ર મનુષ્ય તત્પર થાય છે. આ પ્રમાણે અનુભવ, આનંદ અને સદ્‌વિદ્યા પ્રબોધક હૃદયથી ઉપાર્જીત થએલું ચિત્ર તે નવલકથા કહેવાય. અર્થાત્ " પાશ્ચાત્ય કેળવણીની અસર અને તેની સૂક્ષ્મ ઉંડી છાયાઓ માયાવી ચિત્રો ખડાં કરી મોહ પમાડે છે; અને એ માયાવી વ્હેણમાં તણાતો મનુષ્ય આ છાયાને ભૂલિ જઇ જાણે ગૌણ વસ્તુનું આવાહન કરતો હોય એમ જણાય છે." જ્યારે આમ થાય છે ત્યારે એક ઉત્તમ નવલકથા રૂપી ચિત્ર પ્રગટ થાય છે.

ઉત્તમ નવલકથાની ઉત્પત્તિ મનુષ્યના હૃદયમાં તથા ઉંચી ભાવના અને સદ્વિદ્યાથી ભરેલાં મસ્તિકમાં છે. નવલકથા બનાવવાની સ્ફુરણા કુદરતી હોવાથી એ ઘણી પ્રાચીન છે; પરંતુ જમાનાનો અને તેને અંગે મનુષ્યના રીતરિવાજ રહેણીકરણી વિગેરેમાં ફેર પડતો હોવાથી પ્રાચીન અને અર્વાચીન નવલકથાના લખાણમાં ઘણો ફેર માલુમ પડે છે. શામળભટ્ટની સાદી પરંતુ બોધદાયક કથાઓ, ભવાઇઆ તથા ભાટચારણોની જોડી કાઢેલી વાર્તાઓ ટૂંકી નવલકથાઓજ છે. પ્રખ્યાત કવિ ચંદ બ્હારોટ તથા બીરબલ ચાતુર્યની વાર્તાઓ નવલકથાની ઉત્પત્તિ પરાપૂર્વથી ચાલી આવે છે એમ સહાનુભૂતિ આપે છે. 'નવલકથા' જાણ્યા બાદ તેમાં રહેલાં તત્ત્વો, તેમાં રહેલી મીઠાશ તથા પ્રધાનપક્ષે રહેલો ઉપદેશ કેટલે દરજ્જે ઉત્તમ પ્રકારનાં છે તે જાણવું જોઇએ. સત્યતા અને સાધુતા, માયિકતા અને અસત્યતા, રસીકતા અને માધુર્યતા કેટલે દરજ્જે જળવાઇ રહે છે તે જાણવું આવશ્યક છે. ઉત્તમ નવલકથાકારનું લક્ષ્યબિંદુ સદુપદેશ, કથાનું ગાંભીર્ય, મનુષ્યહૃદય ઉપર પડતી ઉંડી સૂક્ષ્મ છાયા અને જનસમાજમાં ઉભાં રહેતા હર્ષ શોકની ગાંભીર્યવાળી સ્થિતિ વચ્ચે થએલો અનુભવ અને તેથી ઘડાએલા સિદ્ધ નિયમો ( principles )ની સંકલના કેવા આકારમાં અને કેવી દૃઢતાથી સંધાએલી છે એ તથા બીજાં ઉત્તમ તત્ત્વો નવલકથાની ગુંથણીમાં યોગ્ય અંશે સચવાઇ રહેલાં જોવામાં આવવાં જોઇએ. વસ્તુવિચાર તથા કથા-

સંકલના, નાયકનાયિકા વચ્ચેની ભિન્નતા તથા એકતા કેટલે દરજ્જે સચવાયેલી રહેલી રહે છે તે, અને સુખદુઃખની કથા હેઠળ તેઓનાં વિચાર વર્તન તથા આચરણનું દૃશ્યચિત્ર આલેખાવું જોઇએ.

મુખ્ય પાત્રો તેમજ ન્હાનાં પાત્રો માત્ર ઉપરચોટીઆજ બોલતાં, વર્તતાં, તથા વ્યવહારમાં પરોવાતા ન જણાતાં તે જગ્યાએ અને તે સમય ઉપર હરકોઈ માણસે કુદરતી અણુસાર ( instinctively ) તેમજ કર્યું હતે એમ સ્પષ્ટ જણાઇ આવવું જોઇએ. માનવી જીવનની સાર્થકતા તથા સાધુતા, દુષ્ટતા અને મલીનતા, સ્વભાવ સિદ્ધ તથા અનુભાવ સિદ્ધ વિચારો અમુક પંક્તિમાં જ ( sphere ) સમાએલાં છે એમ તાદશ જણાવાય તોજ નવલકથા ઉંચા પ્રકારની હોઇ શકે. કારણ કે મનહર થવાં કરતાં મનભર થવાથીજ કથાનુ પૂર્ણગૌરવ સચવાય રહે છે.

નવલકથા એ વિનોદનુ ઉત્તમ સાધન હોવાથી તેમજ તેમાં આછો કાવ્યામૃત અને લોકવ્યવહારના સાધારણ જલનો ઘણો ભાગ મિશ્રણ થએલો હોવાથી સ્વભાવિક રીતે તેનાં આસ્વાદન પ્રતિ લોકસમૂહની વૃત્તિઓ આકર્ષાય છે. સહેલી અને સમજી શકાય એવી ભાષા હોવાથી તેમજ વાર્તા જીજ્ઞાસાથી વાંચકવૃંદનું નવલકથા વાંચવા તરફ સહેજ વધારે વલણ રહે છે. જનસમાજનો ઘણો ભાગ સાધારણ જ્ઞાન ધરાવતાં મનુષ્યનો હોય છે અને એવા લોકોને વખતોવખત નવરાશ મળે છે. આ નવરાશનો ઉપયોગ નવલકથા વાંચવામાં કરવામાં આવે છે. સાહિત્યના બીજાં અંગો—કાવ્ય,—નિબંધ, વિગેરે વાંચવા તથા સમજવા ઘણાં મુશ્કેલ પડે છે; તેમજ તેને માટે યોગ્ય લાયકાત તથા મહેનતની જરૂર છે; પરંતુ નવલકથા એમને એમ વાંચી શકાય છે. મુગ્ધાઓની વાર્તાઓમાં વશ થએલાં ચિત્તો તથા મદનવૃત્તિને વશ થએલાં ચિત્તો નવલકથા જોઈ ગાંડા ઘેલાં થઈ જાય છે; અને અફિણના વ્યસનની માફક તેને સેવવામાં પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપે છે. સાધારણ પંક્તિથી ચ્હડતી પક્તિના વિદ્વાનો સુંદરતા તથા તત્ત્વશોધની વૃત્તિથી નવલકથાઓ વાંચે છે; અને સત્યશોધક જનો માનસશાસ્ત્રના અર્થે જ વાંચે છે. આ પ્રમાણે જનસમાજના હરેક પક્તિના મનુષ્યો નવલકથા પ્રતિ આકર્ષાય છે.

ઉત્તમ નવલકથાઓ વાર્તારસ સાથે ઉંચી ભાવના અને ઉત્તમ પ્રકારના બોધો આપે છે. તત્ત્વનું અન્વેષણ વધારે દૂર દૃષ્ટિવાળું શીખવે છે અને જનસમાજને ઉન્નતિનો ક્રમ દેખાડે છે. હલકી વાસનાને ઉત્તેજીત કરનારી નવલકથાઓ બોધ આપવાને બદલે હાનિકારક નીવડે છે. સુંદર થવું એ સ્ત્રી તેમજ નવલકથાનું લક્ષણ છે; પરંતુ સુંદરતાનો રોગ કરી ક્ષુલ્લક વૃત્તિઓને પોષવી એ ઘણું અધમ છે. ઉત્તમ નવલકથા વાંચકના ચિત્તમાં વિશિષ્ટ ( excellent ) સંસ્કારો ભરે છે; અને વાંચકનું હૃદય રસમય બનાવી ઉત્કર્ષનો માર્ગ સ્હેજમાં બતાવે છે. આ રીતે ઉત્તમ નવલકથા એ ઉન્નતિદર્શક તત્ત્વની ખાણ છે.

ઉત્તમ નવલકથાની રચના, કથાકારના જ્ઞાન— અનુભવ તથા વ્યવહારકુશળતા ઉપર

આધાર રાખે છે. ઉત્તમ નવલકથાકાર કેવો હોવો જોઇએ તથા તેણે કેવા પ્રકારના લક્ષ્ય-બિંદુઓ નવલકથામાં સાચવવા જોઇએ તે આપણે જોઇએ:

ઉત્તમ નવલકથાકારની કુશાગ્રતા વાંચક આગળ ઉત્કૃષ્ટ ભાવનાથી ભરેલાં ચિત્રો ખડાં કરવામાં રહે છે. નવલકથાના નાયક નાયિકા જોડે તન્મય થઈ તદ્રૂપ થઇ જવાથી જ નવલકથા ઉત્તમ પ્રકારની થઇ શકે છે. નવલકથાકાર વાચક આગળ જે વિચારો નવલકથાદ્વારા મુકે છે તે તેણે અનુભવેલાં કે દીર્ઘકાળે અથાક મહેનત લઈ સંપાદન કરેલા હોય તોજ તે વાંચક ઉપર સચ્ચોટ છાપ પાડી તેનાં હૃદયપટ ઉપર નિરંતર લખાઇ રહે. એવા 'લક્ષ્યબિંદુઓ' કયા તે આપણે જોઇશું.

(અ) સંસારની હડાહડીમાં ગુંથાએલાં મનુષ્યોને ક્ષણભર મળતાં નવરાશમાં નવલકથાદ્વારા ધાર્મિક અને નીતિના નિયમો દાખવી કથાના મીઠાસ સહિત સદુપદેશનો મેમરસ પાઇ દેવો

(બ) અધમ વૃત્તિવાળા મનુષ્યોને સુંદરતા અને સાધુતાના દીપકો દેખાડી તેઓના ચિત હરી લઈ સન્માર્ગને રસ્તે દોરવા.

(ક) સાધુજનોને સાધુતા અને નીતિબોધના મંત્રોના ગીતોની વાંસળી વગાડી તેઓની સાધુતા એકદેશીય નહિ પરંતુ સર્વદેશીય કરવાં લલચાવવાં.

(ડ) આળસુઓની સુસ્તિ ઉડાડવી અને દુરાચારીઓને સદ્ધર્મના પંથે પાડવા

(ઇ) લાલિત્ય-રસ અને ઉંચી કેળવણી ધરાવતા મનુષ્યોને ઉત્કૃષ્ટ પગથીયાં દેખાડવાં તથા વ્યવહારિક તથા આધ્યાત્મિક જ્ઞાનને દૃઢ કરવાં.

(ફ) ટૂંકમાં સંગીન અને સત્યજ્ઞાન ચલાવ જતા કેવળ કલ્પનાનો સંચાર ન રહે એમ કરવું. વ્યવહારમાં ગુંથાએલા કેટલાક મનુષ્યો, અન્ય શક્તિને અગોચર રહેતા, ઉંડી કવિતા અનુભવે છે, એવા કવિત્વમય જીવનોને પોષવાં.

નવલકથાકારે નવલકથાને ઉત્તમ બનાવવા માટે સર્વ અંશે સાવચેત રહેવાની જરૂર છે. પાત્રના નામ ઉપરથી તેનાં ગુણો દર્શાવવાં એ રસીકતામાં ખામી આણવા જેવુ છે. પાત્રચિત્રનો વિકાસ ધીમે ધીમે થવા દઇ વાંચનારને પોતાની મેળેજ તેનું સ્વરૂપ બાંધવા દેવાને બદલે એકદમ તેનુ વર્ણન કરી નાંખવાથી તેનુ ભાવદર્શન ઉતરતિ પંકિતનુ થઇ જાય છે; તેમ જ ગુણ પ્રમાણે નામ પાડવાથી પણ વાર્તા કુતૂહલ-ચમત્કારનો નાશ થાય છે. મનુષ્યના ભાવ મનુષ્ય પાસે જ બનલાવવા જોઇએ. પાત્રમા એવી ઉત્તમતા તેને શોભની જ જોઇએ

પાશ્ચાત્ય દેશોમાં નવલકથાઓ સંખ્યાબંધ બ્હાર પાડી છે અને અદ્યાપિ પડતી જાય છે. તેઓની નવલકથા અને આપણી નવલકથામાં ફેર એ છે કે "આપણા વિદ્વાનોને

સમજી અંતે નવલકથાની રંગભૂમિ ઉપર દુર્વિજયી નીવડી મનુષ્યને ( વાંચકને ) સદ્બોધે છે કે " હે મનુષ્યો, અમારાં કાર્યોનાં ફળ ઉપરથી શીખો કે સત્યનો જય અને પાપનો ક્ષય થાય છે, " એમ જ્યારે પૂર્ણ રીતે બતાવી શકાય ત્યારે જ નવલકથા ઉત્તમ પ્રગટ કરી શકાય. આવી ઉચ્ચાશયવાળી સાંસારિક નવલકથાઓ જેટલી પાશ્ચાત્ય દેશોમાં સંખ્યાબંધ બ્હાર પડે છે તેટલી ગુજરાતી નવલકથાઓ બ્હાર પડતી નથી. રે ! ખેદજનક છે કે આવી ઉત્તમનવલકથાઓ માત્ર આંગળીના વેઢા ઉપર ગણી શકાય તેટલી જ છે. આને લીધે ગુર્જર સાહિત્ય પાછળ પડેલું છે. સાધારણ વર્ગને મનુષ્યોને નવલકથા સિવાય આનંદ ઉલ્લાસ મેળવી બોધ લેવાને નવલકથા જેવું બીજું કોઇ ઉત્તમ સાધન નથી. માટે ધર્મ અને નીતિનાં તત્ત્વો યોગ્ય પ્રમાણમાં સંમિશ્રણ કરી વાંચકના મસ્તિક ઉપર સચ્ચોટ અસર કરી દેવી એ એક સાંસારિક નવલકથાના લેખકનો ઉચ્ચાશય હોવો જોઇએ.

(ખ) ઉપહાસાત્મક નવલકથા:—( Satirical Novels )

આ પ્રકારની નવલકથાઓ અમુક વ્યક્તિને ઉદ્દેશીને લખવામાં આવે છે. ભાષામાં વ્યંગ્ય તથા ઉપહાસ હોય છે. આ નવલકથા સીધી ( direct ) હોતી નથી; પરંતુ સર્પગતિવત્ ( crooked ) હોય છે. કોઇ કોઇવાર વર્ષાઋતુની નદીની ભીષણતા ધારણ કરે છે અને કોઇકવાર એક ઠઠ્ઠામશ્કરીખોરની માફક ખડખડ હસે છે, અને ઉપહાસ કરે છે. આ નવલકથાની ભાષા પણ બભકભરેલી અથવા છટેલ હોઇ નમ્રતાનો ડોળ ( garb ) કરી ગંભીરરૂપ ધારણ કરે છે. આવી નવલકથામાં હાસ્ય પ્રધાનપદે હોય છે. કેટલીક વાર નવલકથાનો નાયક જાતે જ હાસ્યોપાર્જક વસ્તુ હોય છે; અને જાણે નાટ્યરંગભૂમિ ઉપર વિદૂષકનો પાઠ ભજવતો હોય એમ લાગે છે. સુંદર થવું એ નવલકથાનું લક્ષણ છે; પરંતુ સુંદરતામાં પણ હાસ્યજનક ભીષણતા બતાવવી એ ઉપહાસાત્મક નવલકથાનું લક્ષણ છે. માટે જ આ પ્રકારની નવલકથાઓ લખવામાં ટીકા કરવાનો સ્વભાવ, તથા સુંદરતાનો ડોળ સજવામાં કુશાગ્રતાની જરૂરીયાત છે.

(ક) શૃંગારીક નવલકથાઓ.

આ પ્રકારની નવલકથામાં પ્રેમરસ, સ્ત્રીચાતુર્ય વિગેરે શૃંગારીક વિષયોનો સમાવેશ થાય છે. કથાના નાયકનાયિકા સંસારી મનુષ્યો હોય છે, પરંતુ તેમના જીવનોને માત્ર ઉપરથી જ નીહાળવામાં આવે છે; અને તેથી કામવૃત્તિઓને સચેત કરનારા વિષયો સહજ બળે છે. આવી નવલકથાઓ દિન-પ્રતિદિન સંખ્યાબંધ બ્હાર પડે છે; પરંતુ એનું વાંચન લાભકારક નીવડતું નથી. જ્ઞાનમાં આગળ વધેલાં વિદ્વાનો તેમ જ સત્યશોધક વૃત્તિવાળાઓ આમાંથી પણ સત્ય ચાળી કહાડે છે. બીજી વ્યક્તિને માટે એ દુર્ઘટ છે. જો નવલકથાકાર ઉત્તમ લેખક હોય તો જ સત્ય સારા પ્રમાણમાં મળી શકે.

વાર્તાજીજ્ઞાસારસ ક્રમેક્રમે વૃદ્ધિ પામવાથી નવલકથાના ગંભીર સ્વરૂપો ધારણ થવાં માંડયાં.

ભાટચારણોનાં વાર્તારસથી ભરેલા દોહરા અદશ્ય થવા માંડયા. અને અંગ્રેજીભાષાજ્ઞાનની કેળવણી દિનપ્રતિદીન વધતી જવાથી, તેમ જ ગુર્જરભાષાનો વિષય યુનીવર્સિટીમાં ( વિશ્વ-વિદ્યાલયની પરીક્ષામાં ) પણ મુખ્ય વિષય તરીકે લેવાતો હોવાથી, એનાં વાંચન પ્રતિ વાંચકનો મોહ વધ્યો. પરંતુ હજી સુધી ગુર્જરસાહિત્યવાડીમાં કોઇપણ વિહગે સ્વચ્છંદપણે વિહાર કર્યો નહતો. માત્ર છુટાંછવાયાં પુસ્તકો નવલકથાઓ લખાતી હતી નવા જમાનાની નવી કેળવ-ણીને પરિણામે શ્રીયુત ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી ગુર્જરસાહિત્યમાં ધ્રુવપદ પામી ઝળકી નીકળ્યા. એક તરફથી પ્રાશ્ચાત્ય કેળવણીની અસર સાથે સાથે અનુભવસિદ્ધ જ્ઞાન, બીજી તરફથી સંસારસુધારા માટે આલેખવા માટે ધારેલુ સદ્‌બોધનરૂપ ગંભીર ચિત્ર 'સરસ્વતીચન્દ્ર' નામની નવલકથામાં નિયોજાયું. સાહિત્યમાં નવો યુગ પ્રવર્ત્યો. આ નવલકથા લખાઇ બ્હાર પડયાને વધુ સમય થયો નહિ તેવામાં એક ઉત્તમ ગુથવણીવાળી અને અપ્રતિમ દરજ્જો ધરાવતી બીજી નવલકથા ( ? નાટક ) 'કાન્તા' રા મણિલાલની બ્હાર પડી. સંસ્કૃત સાહિત્યમાં રસિકતા મેળવતા બીજા એક વિદ્વાન રા. રા. દોલતરામ કૃપારામ પંડયાએ 'કુસુમાવલી' જાણે બાણભટ્ટ લિખિત કાદમ્બરી હોયની ! એવી ગુર્જરસાહિત્યમા સારાં જ્ઞાન ધરાવતાં વિદ્વાનોને માટે પ્રગટ કરી. આ નવલકથા એમનો સંસ્કૃતભાષાનુ સારૂ જ્ઞાન તથા તે સંપાદન કરવા માટે લીધેલો અથાક શ્રમ સૂચવે છે. આ નવલકથા જો કે વિદ્વાનવર્ગમાં ઘણી જ માન-નીય થઇ પડી છે, પરંતુ સાધારણ જનસમાજને માટે ઉક્ત પુસ્તક, ભાષા કઠિણ હોવાને લીધે સમજવું ઘણું મુસ્કેલ થઇ પડયું છે. પરંતુ વસ્તુવિચાર અને નવલકથાની ઉત્તમ ગુંથવણી માટે નવલકથાકારને ધન્યવાદ જ ઘટે છે'

ચોથી નવલકથા 'મુકુલમર્દન' ( નિયોજક રા. કૃષ્ણરાન ) મી. રમણભાઈ કહે છે તેમ "મુકુલમર્દન સરખા ગ્રન્થ મોટી ખોટ પુરી પાડે છે, એમ કહેવુ અયથાર્થ નથી. મોટી ખોટ એટલા માટે કે વાર્તારસ સાથે ઉંચી ભાવના અને ઉત્તમ બોધ આપનાર ગ્રન્થો સાહિ-ત્યને શોભાવે છે અને જનસમાજને ઉન્નતિની દિશા દર્શાવે છે." આ ઉપરાંત ગુજરાતી પત્રકાર સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇએ પણ નવલકથા પ્રગટ કરાની ગુર્જર સાહિત્યની ઉચ્ચ સેવા બજાની છે. એમના તરફથી પ્રગટ થએલાં પુસ્તકો પૈકી "શિવાજીનો વાઘનખ" 'પદ્મિની' વિગેરે કેટલીક ઐતિહાસિક નવલકથાઓ ઉત્તમ પ્રકારની છે. ઐતિહાસિક નવલ-કથામાં ઉંચો દરજ્જો ધરાવતી બીજી એક નવલકથા "મેવાડની સન્ધ્યા" છે. આ નવલ-કથામાં ઐતિહાસિક બાબતો ઉપરાંત સદ્વિચાર તેમ જ ઉત્તમ ચિત્ર પ્રગટ કરવાની કુશાગ્રતા ખાસ જણાઇ આવે છે; અને શૌર્ય, અને કરૂણાથી ઉભરાઇ આવતું વાંચકનું હૃદય દ્રવે છે. તદુપરાંત રા. નદશકર તુળજાશંકરની બનાવેલી 'કરણઘેલા"ની નવલકથા ઘણી જ પ્રશંસનીય તથા માનનીય થઇ પડી છે. તેનુ કારણ એ છે કે એની ભાષામાં આવતો જુસ્સો, મીઠાસ અને કરૂણારસ તથા બાબરાભૂતથી પ્રગટ થતો ભયાનક રસ, તથા સરળતા એ સર્વેનુ યોગ્ય પ્રમાણુણાં થએલું સંમીશ્રણ યુવક તથા વૃદ્ધનુ ચિત્ત હરે છે. આ નવલકથાની મુખ્યત્વે કરીને "અદ્‌ભુત નવલકથા ( Romance )"માં ગણત્રી થાય છે. ઉપહાસાત્મક ( Satirical ) નવલકથામાં 'ભદ્રંભદ્ર' છે. એ નવલકથા જુના વિચારોને ઉપહાસ કરે છે.

આ ઉપરાંત બીજી ભાષામાં લખાએલી નવલકથાઓનાં ભાષાંતરો ગુર્જરભાષામાં થઇ નવલકથાના આકારમાં બ્હાર પડ્યાં છે. એવાં ભાષાંતરો પૈકી રા. કૃષ્ણરાવનું "વિરાજમોહન" બંગાળીમાંથી, તેમ જ રા. મણિલાલ દ્વિવેદીનું "ગુલાબસિંહ" ઇંગ્લિશ ભાષામાંથી થએલું છે. આમાં પણ લેખકની તરજુમો કરવાની કુશળતા, તથા બીજી ભાષામાં તથા બીજા જ જનસમાજને લઇને આલેખાએલાં ચિત્રો પોતાની ભાષામાં આ દેશના પાત્રોને અનુકૂળ પ્રસંગો લઇને ખડાં કરવાની ઉત્તમ શક્તિ ખાસ આવશ્યક છે.

મુખ્યત્વે કરીને "નવલકથાની ગ્રન્થના" (રા. રમણભાઇ નીલકંઠ કહે છે) તેમ "ત્રણ અંશની છે: ભાવના, કલ્પના અને જનસ્વભાવપરીક્ષા. આ ત્રણ અંશને લઇ ઉત્તમ નવલકથાનું ચિત્ર ખડું થાય છે. સત્ય તત્ત્વ અને ગ્રન્થકારને માન્ય આચાર ભાવનામાં આવી જાય છે; આવી ભાવના ખડી થતાં રસ સંપ્રદાયમાં નવલકથામાં પ્રસરે છે. કલ્પના વસ્તુસંકલના રચે છે: સૃષ્ટિલીલાનું વર્ણન, વાગ્યુદ્ધો, સ્ત્રીપુરૂષોના લાવણ્યવર્ણનો, સંગીત નૃત્યાદિ વિવિધ રંગો ઇત્યાદિ વસ્તુને લઇ અદ્ભુત ચિત્ર કલ્પનાવડે આલેખાય છે. નાયકનાયિકાના ગુણ દોષો, પાત્રોનો ભેદ–સ્વભાવ–ઉત્તમતા તથા અધમતા મનુષ્યની શારીરિક તથા માનસિક નબળાઇ વિગેરેનું યથાસ્થિત નિરૂપણ કરવાની શક્તિ જનસ્વભાવ પરીક્ષાની આવી શકે છે." આ પ્રમાણે ઉપર ગણાવેલાં ત્રણ અંશો જ્યારે યોજક પૂર્ણ ધ્યાનમાં લઇ નવલકથા રચે છે ત્યારે જ તે ઉત્તમ નવલકથારૂપી ચિત્ર દોરી શકે છે.

ઉત્તમ નવલકથાના નાયકનાયિકા અને ઇતિહાસમાં વર્ણવેલાં રાજદ્વારી મુખ્ય સ્ત્રીપુરૂષોમાં મોટો તફાવત એ છે કે ઇતિહાસમાં તેમનું નિરૂપણ માત્ર બાહ્ય દૃષ્ટિથી કરવામાં આવે છે; અને તેઓની જીંદગીનો જેટલો ભાગ ઇતિહાસની રંગભૂમિ ઉપર ગવાએલો હોય તેટલોજ જનસમાજની દૃષ્ટિએ આવે છે. પરંતુ તેમનાં આખાં જીવનો સંપૂર્ણરીતે નિહાળી શકાતાં નથી. ઉત્તમ નવલકથામાં પાત્રના આંતર અને બાહ્ય ગુણો, તેઓની ભાષા તથા આચરણમાં તરી આવે છે પરંતુ સત્યનો જે પડદો ઉત્તમ જીવનકથાકાર ઉઘાડી શકે છે તે ઉત્તમ નવલકથાકાર અથવા ઇતિહાસલેખક કરી શકતા નથી. આટલે જ અંશે નવલકથા અને ઇતિહાસ અપૂર્ણ દરજ્જો ધરાવે છે. નવલકથામાં આમ નહિ થઇ શકવાનું કારણ એ છે કે નવલકથાનો લેખક ન્હાની ન્હાની બાબતોના નિરૂપણમાં ગુંથાએલો રહેવાથી મુખ્ય પાત્રોના યથાસ્થિત ગુણદોષ બતાવવાનો ટુંક સમય એની પાસે રહે છે. એમ છે તોપણ ઉત્તમનવલકથાના લેખકનું ભૂષણ એ હોવું જોઇએ કે તેણે ચિત્રેલા નાયકનાયકિના ગુણ દોષ સંપૂર્ણ રીતે ખડાં કરવાં. ઇતિહાસ અને નવલકથામાં બીજો ભેદ એ છે કે ઉત્તમ નવલકથામાં, નવલકથાનાં લેખકનું જીવનચરિત્ર ઓતપ્રોત થઇ ગયેલું માલૂમ પડે છે. પરંતુ ઐતિહાસિક પુરૂષના જીવન આ લેખનમાં યા ઇતર સદ્‌ગૃહસ્થના જીવનકથામાં એ તેમ કરી શકતો નથી. કારણ કે ઇતિહાસ તથા જીવનકથાના લેખકો ત્રીજાપુરૂષ તરીકે જીવનપોથીનાં પાનાં ઉકેલે છે. મહાન નેપોલીઅનનું જીવનચરિત્ર લખનાર 'એબટ્' (Abbot) અથવા પ્રખ્યાત વીર નેલ્સનનો જીવનકથાકાર 'સાઉધી' (Southoy) પોતે 'નેપોલીઅન' અને 'નેલ્સન' બની શકતાં નથી. પરંતુ એક ઉત્તમ નવલકથાનો લેખક પોતે નવલકથાનો

નાયક બની શકે છે નાટક જે કાર્ય બજાવી શકે છે તે નવલકથા ઘણી સહેલાઇથી બજાવી શકે છે. નાટકની છાપ કેટલીકવાર તત્ક્ષણ હોઇ, જે વેગમાં એ પ્રવેશે છે, તે વેગમાં નીસરી જાય છે. પરંતુ નવલકથાની ઊંડી અને સચોટ છાપો વાંચકના જીવનપટ ઉપર લખાએલી રહે છે. માટે જ નાટક અને ઉત્તમનવલકથા એ સાહિત્યમાંની ઉદ્દભવેલી એ સગી બ્હેનો છે ( twin sisters ) એમ કહીએ તો ખોટું ન કહેવાય. રા રમણભાઇ એમના ' કવિતા અને સાહિત્યના,' સંગ્રહમાં કહે છે તેમ " સર્વાનુભવ રસિકકવિતાના સૃષ્ટિરચના, પ્રસંગ અને જનસ્વભાવ એ ત્રણ વિષયો નવલકથામાં અન્તર્ભૂત હોય છે, અને કવિના સાથે તેમનું મળતાપણું એમાં જ છે. તેમ જ, એ કવિતાથી તેનું ઉતરતાપણું ગદ્યમય રચનામાં છે." " એ કવિતામાંની દશ્ય કવિતા નાટકના જે ત્રણ મુખ્ય અંશ રસ, પાત્રભેદ અને વસ્તુ–સંકલના રા. નવલરામે ગણાવ્યા છે તે પણ ભાવના, કલ્પના અને જનસ્વભાવ પરીક્ષામાં આવી જાય છે."

આટલું વિવેચન કર્યા બાદ ઉત્તમ નવલકથા કોને કહેવી એ નિર્ણય કરવાનું રહે છે ઉત્તમ નવલકથા એ સંસાર સુધારાનું પ્રથમ પગથીઉ છે, એમ ઉપર બતાવ્યું છે. હવે જે વસ્તુ સુધારાની ઉત્તમ વસ્તુ છે, તેની ઘટના પણ ઉત્તમ પ્રકારની હોવી જોઇએ, એટલુંજ નહિ પરંતુ તેની જનમમાજ ઉપર થતી અસર પણ ઊંચા પ્રકારની હોવી જોઇએ. જો ઉત્તમ ફળ મેળવવાની આશા હોય તો તેનું વૃક્ષ પણ ઊંચા પ્રકારનાં બીજવાળું તથા યોગ્ય સંભાળ લઇ ઉછેરવું જોઇએ. નવલકથાની બાબતમાં પણ એમજ સમજવું. જેમ નવલકથાનો લેખક ઉંચી કેળવણીવાળો તેમ તેની નવલકથા સારા અંશવાળી સમજવી. પરંતુ જ્યાં ધન મેળવવાની છીતાસાથી નવલકથાઓ લખાઇ બ્હાર પડે, ત્યાં તો કેવળ પૈસે શેરનીજ વસ્તુ ( Catch penny publications ) સમજવી. જો નવલકથા ઉત્તમ પ્રકારની હોય તો તેના અક્ષરેઅક્ષર કીંમતી સમજવા. ઉંચા પ્રકારનું પુસ્તક એ 'અક્ષય કીર્તિનો વારસો છે, તેમજ ધનનો ભંબાર છે.' માટે નવલકથાકારનું તો લક્ષ્ય ઉત્કૃષ્ટ વિચારોનો સંચય કરી સદ્વિદ્યાનાસંભાર સહિત વાંચકને માટે સુધામય ભોજન તૈયાર કરવા તરફ હોવું જોઇએ. જે કામ ઉત્તમ નાટયકાર બજાવી શકે છે તે કામ ઉત્તમ નવલકથાકાર પણ ઘણી સારી રીતે કરી શકે છે એમ ઉપર જણાવ્યું છે તે યથાર્થ છે; કારણ કે નવલકથાના પાત્રો એ સંસાર નાટકના મનુષ્યો છે. નવલકથાની રંગભૂમિ તે દુનીઆની રંગભૂમિ છે. આટલા ઉપરથી એમ સમજવાનું નથી કે ઉત્તમ નવલકથામાં ફક્ત સારા સારા પાત્રો કલ્પી તેને 'સીનેમેટોગ્રાફ'ની 'ફીલ્મ' ઉપર કામ કરવા દેવાં; પરંતુ બન્ને ( સારાં અને નરસાં ) પાત્રો કલ્પી તેઓ જાણે નજર આગળ પોતાનાં દૈનિક કાર્યો કરતાં હોય તેમ થવું જોઇએ. ફક્ત ઉપરના રંગથી સિદ્ધિ થતી નથી. અંદરથી તથા બહારથી દરેક પાત્રોના ગુણ દોષનું તાદશ ચિત્ર તેઓની વાણીમાં તથા કાર્યોમાં ખડું કરવું જોઇએ. પ્રખ્યાત નાટયકાર તથા મહાન્ કવિ 'શેક્સપીઅર' 'Shakespeare'ના પાત્રો વિષે એમ કહેવાય છે કે " Not one of them is twice drawn." એકનું એક પાત્ર એણે ફરી કલ્પ્યું નથી. માનુષજ્ઞાન તથા મનુષ્યની દરકોઈ પ્રસંગમાં થતી સ્થિતિ;

વિચાર વિગેરેનું જેમ ઘાડું અવલોકન તેમ પાત્ર ચિતરવામાં કુશળતા આવી શકે. તદુપરાંત નવલકથામાં આવતા પ્રસંગો તથા વસ્તુવિચાર ઉપર ધ્યાન અપાવું જોઇએ. સ્થળોનાં લાંબાલાંબા વર્ણનો લખી પુસ્તકનું કદ મ્હોટું કરવામાં ઘણાં લેખકો નવલકથા ઉત્તમ બનાવવાનું સાધન સમજે છે. પરન્તુ એ તેમની ભૂલ છે. "માથા કરતાં મનોહર ભારે" બનાવવાથી કેવળ આકૃતિ બેડોળ લાગે છે. સ્થળનો યોગ્ય ચિતાર આપી શકાય એટલા વર્ણનથી બસ છે. વળી જે જાતનાં પાત્રો કાર્યો કરવાનાં હોય તેને અનુકૂળ સ્થળ–સ્થિતિ મુકવાથી તે વધારે દીપે છે. ગંભીર પ્રસંગ વખતે પ્રાતઃકાળનું વા સાંધ્યનું આછું અજવાળુ યોગ્યતામાં કંઇક વધારો કરે છે. ઘાડું અરણ્ય કે મ્હોટા વિકાળ પહાડો વચ્ચેની ખીણો યા તેમાં પડેલી ભેખડોવાળી જગા કંઇક, સ્થળ બાબતમાં લાયક જગ્યા ગણાય. પરંતુ તેને બદલે સમુદ્ર કિનારે આવેલો પુષ્પલતાથી ઝૂકી રહેલો બાગ અને સહવારનો રમણીય સમય એ સ્થળ–સમયમાં અયોગ્ય સ્થાને ગણાય. આવી ભૂલો ઘણી નવલકથામાં જોવામાં આવે છે.

ભાષા એ નવલકથાનું ભૂષણ છે. હાલમાં કેટલીક નવલકથામાં ભાષા ઘણી ક્લિષ્ટ માલૂમ પડે છે. તેના કારણમાં કેટલાકનો, ભાષા જેમ બને તેમ સંસ્કૃતમય લખવાનો ઈરાદો હોય છે. આ ભૂલ ઘણી સાધારણ છે. 'કીડી'ને બદલે 'પિપીલિકા' લખવાથી ઉલટી ભાષા બેડોળ લાગે છે; માટે સામળની "સાદી ભાષા, સાદી કડી, સાદી વાત વિવેક" એ ધ્યાનમા રાખવું આવશ્યકનું છે. છેક સંસ્કૃતમય પણ નહિ તેમ છેક ઠેઠ પણ નહિ પરંતુ જેમ બોલવુ તેમ સંસ્કૃત ( સારી કેળવાયલી ) ભાષામાં લખવુ એજ ઉચિત ગણાય. અશ્લિલ શબ્દોનો કદાપિ પણ ઉપયોગ થવો ન જોઇએ.

મ્હોટા મ્હોટા અલંકારો વાપરવાથી ભાષા શોભે છે એમ માનવું એ ભૂલ છે. એક ન્હાના ન્હાના બાળકને દશશેર વજનના આભૂષણો પહેરાવ્યાં હોય તો તેથી તે ઉલટો બેડોળ દેખાશે. અને તેનાથી ટટાર ઉભા પણ રહી શકાશે નહિ. માટે નવલકથામાં સારી સાદી ભાષા લખાવા માટે કાળજી રખાવી જોઇએ.

નવલકથા એ એક સાહિત્યનું અંગ છે. અંગ જો સ્વચ્છ અને સારૂં હોય તોજ સાહિત્ય શોભે. જનસમાજ ઉપર ઘણી અસર નવલકથા કરી શકે છે; કારણ કે નવલકથા એ સાધારણ જનસમાજથી સહેલાઇથી સમજવાનું સાધન છે. એટલું જ નહિ પરંતુ નવરાશના વખતમાં વખતની કીંમત શીખવવાની ઉત્તમ પ્રકારની તક છે. માટે જ નવલકથા સાહિત્યને ઉચ્ચ યા નીચ સેવા બજાવી શકે છે. ઉંડી તત્ત્વજ્ઞાનથી ભરેલી રસજ્ઞતાવાળી કવિતાનું ભાન વિરલ હૃદયના માનવીઓ અનુભવે છે; પરંતુ સંસારની હચડાહચડીમાંથી ઘડીક બે ઘડીક નવરાશ કાઢી માનવી હૃદયની નવલકથાની છાપમાં પડેલી ઉંડી કવિતા અનુભવવા માનવી હૃદય તલસે છે. એની તૃષા છીપાવવી, અજ્ઞાન વિષને બદલે જ્ઞાનસુધા પાઇ દેવી એ કામ ઉત્તમ નવલકથાના લેખકનું છે.

એલ્ફિન્સ્ટન કૉલેજ,
'સરસ્વતી વિહાર મંદિર,'
માહાશુદ અષ્ટમી. તા.૨૩–૧–૧૫.

"ચન્દ્રમૌલિ."

# પહેલી ગુજરાત કેળવણી પરિષદ્.

" Millions upon millions of children are waiting to be brought under the humanising influence of education. The increased efficiency of the individual, the higher general level of intelligence, the stiffening of the moral backbone of large sections of the community,—none of these things can be done without education In fact the whole of our future as a nation, is inextricably bound up with it. If we want our country to advance, there is only one way, and that is that the mass of the people in this country must be raised to a higher level "

*( G. K Gokhale )*

૧. આપણા દેશમાં સને ૧૮૨૩ માં જાહેર કેળવણી આપવાનું સરકારે નક્કી કર્યું, ત્યાર પછી કેળવણી ધીમે ધીમે વધતી જાય છે; પણ દેશની વસ્તી અને લોકની જરૂરીઆતના પ્રમાણમાં તે ઘણી જ જુજ છે એમ નિઃશંક કહી શકાય એમ છે. અત્યાર સુધી રાજ્યસત્તાના અમુક દૃષ્ટિબિંદુથી કેળવણીની પદ્ધતિ અને તેનું પ્રમાણ નક્કી કરવામાં આવ્યું છે. આ વસ્તુસ્થિતિમાં ઘણો ફેરફાર કરવાની જરૂર છે, કારણ કે રાજ્યનું હિત તે ઘણી વખત પ્રજાનું હિત હોતું નથી. તેમ જ પ્રજાની લાગણી, તેમની હાજતો, અને ભાવના કેવા પ્રકારની છે તે રાજ્યના અધિકારીને બરાબર જણાતું નથી. દેશના કલ્યાણને માટે તેમ જ રાજ્યની આબાદીને માટે પ્રજાના વલણને અનુરૂપ કેળવણી અપાવી જોઇએ. તે ઉપરાંત રાજ્યતંત્ર હમેશાં અમુક ચરડની જ અંદર કામ કર્યા જાય છે, અને જ્યારે ચાલુ સંસ્થામાં ફેરફાર કરવાની જરૂર લાગે છે ત્યારે તે ઘણો ધીમે ધીમે અમલમાં મૂકાય છે. રાજ્યતંત્રની પ્રવૃત્તિ ઘણી ખરી ધીમી હોય છે એટલું જ નહિ, પણ તે નવીન પ્રયોગો અજમાવવાને અશક્ત હોય છે. સંરક્ષક વૃત્તિ એ રાજ્ય સત્તાનું મુખ્ય લક્ષણ છે, ત્યારે વ્યક્તિત્વ અને નવીન શોધ એ જનમંડળમાં રહેતા મનુષ્યની ખાસીઅત હોવી જોઇએ; કારણ કે જ્યારે રાજ્યમાં નવીન ચૈતન્ય આવી શકતું નથી, ત્યારે તેની બધી પ્રવૃત્તિ જડવત્ થાય છે, અને પ્રગતિના અભાવે બીજા દેશની હરિફાઇમાં તે હલકો પડે છે. જે દેશમાં રાજા અને પ્રજામાં એક જ ધર્મ, જાતિ અને રીત રિવાજ છે, તે દેશમાં આ સત્યની ઉપયોગિતા જેટલી છે, તેના કરતાં આપણા દેશમાં તેની વિશેષ જરૂર છે. આપણા રાજ્યકર્તાની ભાવના, તેમનો ધર્મ, તેમની સાંસારિક વ્યવસ્થા, તેમ જ તેમના ધર્મ સંબંધીના વિચારો આપણી ભાવના અને સાંસારિક તેમ જ ધાર્મિક વલણથી ઘણા જુદા પડે છે; તેથી તેમનો દૃષ્ટિકોણ ( angle of vision ) સુધારવાને માટે આપણે આપણું દૃષ્ટિબિંદુ તેમના મન આગળ ખડું કરી દેવું જોઇએ. આ ઉદ્દેશથી આપણા પ્રાંતમાં કેળવણી સંબંધી વિચાર અને ચર્ચા કરવાને પહેલ વહેલી પરિષદ્ ગયા અક્ટોબર મહિનામાં ભરવામાં આવી હતી. પરિ-

પદ્‌ની અંદર જે વિદ્વાનોએ ભાગ લીધો હતો તથા તેમાં જે વિષયોની ચર્ચા કરવામાં આવી હતી, તે જોતાં પરિષદ્‌નુ કામ ધાર્યા કરતાં વધારે સફળ થયું છે, એમ કહ્યા સિવાય ચાલે એમ નથી.

૨. પ્રમુખ સાહેબ ઑન. મિ. સેતલવાડે, તેમના ભાષણની અંદર બ્રિટિશ અમલ જામ્યા પછી જાહેર કેળવણી કેવી રીતે વિકાસ પામી છે, તથા તે સંબંધમાં જુદી જુદી વખતે કેવી રાજ્યનીતિ સ્વીકારવામાં આવી હતી, તેનું સારૂં દિગ્દર્શન કરાવ્યું છે. તેમનુ સમગ્ર ભાષણ ઐતિહાસિક દૃષ્ટિથી તૈયાર કરવામાં આવ્યું છે. આપણા દેશમાં કેળવણીની પદ્ધતિમાં કેવી રીતે વખતો વખત ફેરફાર થયા હતા તેનો ખ્યાલ આપ્યા પછી આપણા દેશમાં કેળવણી કેટલા જુજ પ્રમાણમાં છે, તે આંકડાથી સાબીત કરી બતાવ્યું છે. મુંબાઇ ઇલાકામાં આશરે ૨ કરોડ અને ૭૦ લાખની વસ્તી છે તેમાં ૨ કરોડ, ૫૨ લાખ વાંચી લખી શકતા નથી; એટલે ફક્ત સેંકડે ૧૮ માણસ જ લખી વાંચી શકે છે; આખા દેશમાં સેંકડે ૯૫ ટકા નિરક્ષર છે. સરેરાશ ૫ ગામમાં એક જ નિશાળ છે અને ૪૫ ગામડામાં એક કન્યાશાળા છે. આખા ઇલાકામાં ૬૭,૫૭૪ વિદ્યાર્થીઓ ઇંગ્રેજી કેળવણી લે છે અને આખા દેશમા ૬૩,૪૪૧ કન્યાઓ ઇંગ્રેજી ભણે છે. આખા દેશમાં ૧૭૯ કોલેજો છે; તેમાં મુબાઈ ઇલાકામા ૧૫ છે. આપણા દેશની વસ્તી અને ઉપરની સંખ્યા જોતાં કેળવણીમાં આપણે કેટલા પછાત છીએ, તે સ્પષ્ટ જણાઈ આવે છે. સને ૧૮૭૨ માં જાપાનના કેળવણીના ધારાસંગ્રહમાં નીચે પ્રમાણે લખ્યુ છે "હવે પછી સર્વત્ર વર્ગ કે જાતિના કાંઈ પણ ભેદ વગર, કોઈ પણ ગામમાં વિદ્યા વગરનું એકે ઘર નહિ રહે; અને કોઇ પણ ઘરમાં એકે અભણ માણસર હેશે નહિ." આપણે ત્યાં કેળવણી સંબંધી રાજ્ય તરફથી ઉદાર નીતિ જાહેર કરવામાં આવી છે; પણ તેનો અમલ પૈસાની તંગીને લીધે નહિ જ જેવો થયો છે, ત્યારે જાપાન પચાસ વર્ષમાં કેળવણીમાં એટલું બધું વધ્યું છે કે તે યૂરોપ અને અમેરીકાના કોઈ પણ દેશની સાથે હરિફાઇ કરી શકે એમ છે. કેળવણીના ફેલાવા સંબંધી કેટલાએક પ્રસિદ્ધ કવિ પોપનું વાક્ય ટાંકે છે કે "થોડું જ્ઞાન એ ભયંકર ચીજ છે" પણ તેઓ ભૂલી જાય છે કે તદ્દન અજ્ઞાન એથી પણ વધારે ભયંકર ચીજ છે; થોડું જ્ઞાન એ બીલકુલ અજ્ઞાન કરતાં વધારે સારૂં છે.

મિ. સેતલવાડે કેળવણી સંબંધીની બ્રિટિશ રાજ્યનીતિ કેવા પ્રકારની અને હાલમાં કેળવણી સંબંધી આપણી સ્થિતિ કેવી છે તે બતાવ્યા પછી આપણી ઊંચી કેળવણીમાં શું ખામી છે તે તરફ આપણું ધ્યાન ખેંચ્યું છે. તે સંબંધમાં પહેલી બાબત એ છે કે સર્વ વિદ્યાર્થીને લગભગ એક જ જાતનું શિક્ષણ મળે છે. હાઇસ્કૂલ કે કોલેજ છોડયા પછી ઉદર-નિર્વાહ કેવી રીતે કરવો તેનું કંઇ જ શિક્ષણ આપવામાં આવતું નથી. જેને ઇંગ્રેજીમાં સાહિત્ય કેળવણી ( Litorary education ) કહે છે તે જ બધા વિદ્યાર્થીને લેવી પડે છે, અને તેથી પૈસાનો ખાલી વ્યય થાય છે. જે વિદ્યાર્થીને કેવળ માનસિક વિકાસની—સંસ્કારની જરૂર છે તેણે જ કોલેજનો અભ્યાસ શરૂ કરવો જોઇએ, બાકીના બીજા બધાંએ વહેવારૂ ધંધાનું

કામ શિખવુ જોઇએ ઘણા વખતથી ‘ઉપયોગી’ કેળવણીને માટે આપણા લોક કડવી ફરિયાદ કર્યા જાય છે પણ તે સબધી કઇ પણ ઉપાય હજુ સુધી યોજવામા આવ્યો નથી હાઇસ્કૂલના અભ્યાસક્રમ વિષે બોલતા પ્રમુખ સાહેબે જણાવ્યુ છે કે ગણિત, વિદ્યા, ઇતિહાસ, ભૂગોળ જેવા વિષય પાચમા ધોરણ સુધી તો ફક્ત ગુજરાતી દ્વારા જ શિખવવા જોઇએ, અને છેલ્લા બે ધોરણમા બધા વિષય ઇંગ્રેજી દ્વારા શિખવવા જોઇએ ચારિત્રની કેળવણી સબધી તેમના વિચાર પૂજ્યભાવ અને માન નિપજાવે એવા છે, પણ તે સાથે યાદ રાખવાની જરૂર છે કે વ્યક્તિ સ્વાતત્ર્યની ભાવના આપણા દેશમા નવીન છે અને તેને કેટલુક અનિષ્ટ પરિણામ ઉપજ વાનો ભય છે, પણ તેથી તેના જે શુભ ફળ છે તે અટકાવવાની જરૂર નથી હાલમા સરકાર તરફથી નીતિની કેળવણી માટે ગોઠવણ કરી છે તેમા દૃઢ નિશ્ચયવાળા અને ઉત્તમ ચારિત્રવાળા શિક્ષકની ખાસ જરૂર છે એ તેમના ભાષણમા મનન કરવા યોગ્ય બાબત છે, પણ સારા શિક્ષકોનો વિચાર કરતા પૈસાની તગીનો સવાલ આવી ઉભો રહે છે શિક્ષકના ધધાની પ્રતિષ્ઠા વધવી જોઇએ એ સરકારે જાહેર રીતે બતાવી આપવુ જોઇએ બીજા દેશમા સારા પગાર ઉપરાત તેમનો હોદ્દો હાઇકોર્ટના જજ જેવો હોય છે અને તેમને ઉતરતી વયમા સારા પેન્શન માટે સારો પગાર વધારી આપવામા આવે છે નવા પ્રયોગ માટે શિક્ષકને વિશેષ છૂટ મળવી જોઇએ, એ પણ અગત્યની બાબત છે જે દેશમા દરેક કામ તેને માટે રાજ્યના નિયમ હોય છે અને વ્યક્તિને સ્વતત્રપણે પ્રયોગ કરવાને છૂટ હોતી નથી ત્યા વિચાર અને આચાર સ્તબ્ધ હોય છે અને નવીન સત્ય શોધી કાઢવાને માટે અવકાશ હોતો નથી પ્રજાના સહકારની ઘણી જરૂર છે તે પણ પ્રમુખ સાહેબે જણાવ્યુ છે અને કેળવણીથી પ્રજામા અસતોષ ફેલાય છે તે વાત તદ્દન ગલત છે એમ એમણે સ્પષ્ટ કહ્યુ છે આપણા દેશમા કેળવણી ઝપાટાબધ વધવી જોઇએ અને તે આપણી ખાસ માગણી છે એ બાબત તેમણે ભાર મૂકીને જણાવી છે

૩ મિ સેતલવાડના ભાષણ કરતા મિ જીવણલાલનુ ભાષણ વધારે વિશાળ દૃષ્ટિવાળુ અને નિડરપણાથી ભરપૂર છે એમ સહજ જણાઇ આવે છે તેમણે દરેક પ્રકારની કેળવણી સબધી હાલમા આપણી સ્થિતિ કેવી છે તે નિખાલસ વિવેચનથી બતાવી આપ્યુ છે, તેમ જ કેળવણીના વિષય, શિક્ષણપદ્ધતિ કેળવણીની ભાવના વગેરે બાબત ઉપર એક મનન કરવા યોગ્ય ભાષણ આપ્યુ છે બીજા દેશમા કેળવણીના કેવા પ્રયોગ થાય છે તથા ત્યા લોકનાયકો કયા પ્રકારની માગણી કરે છે એ દાખલા દલીલથી સચોટ રીતે સાબીત કરી આપ્યુ છે મિ જીવણલાલનું ભાષણ રાષ્ટ્રીય ભાવના કેવી રીતે વૃદ્ધિ પામે તે આશયથી લખાએલુ છે અને તેનો મુખ્ય મુદ્દો પ્રજાની ઉન્નતિ છે એ દરેક ફકરામાથી મળી આવે છે તેઓ જણાવે છે કે "લગભગ ૧૫૦ વર્ષથી બ્રિટિશ પ્રજાની સાથે આપણો સબધ જોડાયો છે છતા કેળવણીના સબધમા આપણો દેશ આટલો બધો પછાત રહ્યો છે તે ઘણું ખેદજનક છે .. અસલના સ્વાર્થત્યાગી ઋષિ મુનિઓના ગુરુકુળમા હજારો વિદ્યાર્થી આ ઉચા પ્રકારની કેળવણી માબાપો ઉપર બોજો મૂક્યા સિવાય, લેઇ શકતા, હતા યુનાઇટેડ સ્ટેટ્સમા એવો નિયમ અગીકાર કરાએલો છે કે "પ્રજાના બાળક એ

તેમની દોલત છે અને તે મુડીનો યોગ્ય ઉપયોગ કર્યાથી, તેને જાહોજલાલી અને ( સુખી ) જીવન પ્રાપ્ત થાય છે...દરેક અમેરિકન બાળકનો સામાન્ય હક્ક મફત કેળવણી મેળવવાનો છે, અને દરેક વ્યક્તિ પાસેથી, તેને બાળક હો કે ન હો તો પણ તેની માલમતા ઉપર વેરો લે છે. નિશાળમાં વધારે પૈસા રોક્યાથી તે સુધરે છે, અને તેથી વધારે કાર્યસાધક નાગરિકો પેદા થાય છે, અને તેવા નાગરિકો વધારે પૈસો મેળવે છે." સરકારના ખર્ચમાં કંઇ કાપકુપ કરવાની હોય છે તો પહેલે ઝપાટે કેળવણીખાતું આવે છે. હાલના સમયમાં આ બાબતનો અનુભવ આપણને થઇ ચુક્યો છે. જ્યાં સુધી સરકાર તેમની ઉદાર રાજ્યનીતિને અમલમાં મૂકે નહિ ત્યાં સુધી કેળવણીના સંબંધમાં આવી ફરિઆદ રહેશે એ નિઃસંશય છે. રાજ્યની ફરજ ફક્ત જાનમાલનું રક્ષણ કરવું એ જ નથી પણ પ્રજાની સર્વ પ્રવૃત્તિને ઉન્નત કરવી એ તેનો ખાસ ધર્મ છે. વળી હાલના જમાનામાં સિદ્ધ થઇ ગયું છે કે રાજ્યસત્તાને વધારે અવકાશ મળવો જોઇએ અને કેટલીક વખત વ્યક્તિસ્વાતંત્ર્યનો ભોગ ખુશીથી આપવો જોઇએ એ રાજ્યને વધારે સત્તા અપાવવી જોઇએ એમ સ્વીકારવામાં આવે તો તેની સાથે પ્રજાહિતનાં કામ પણ સરકારે પોતાની ફરજ તરીકે બજાવવાં જોઇએ. પ્રજાની કેળવણી એ તેમાંની એક ફરજ છે. દરેક સુધરેલા દેશમાં હાલમાં મફત અને ફરજીઆત કેળવણી આપવી એ તેની પહેલી ફરજ ગણે છે. કોઇપણ દેશમાં જનસમૂહને કેવી રીતે કેળવણી મળે છે, એ ત્યાંના રાજ્યતંત્રની પરીક્ષાનું ધોરણ છે. પ્રાથમિક શિક્ષણ સંબંધે બોલતાં તેમણે જણાવ્યું છે કે, જ્યારે પાશ્ચાત્ય દેશમાં હાલની પ્રાથમિક કેળવણી અસ્વાભાવિક છે અને તે સુધારવાને માટે ઘણા પ્રયત્ન કરવામાં આવે છે એવું ત્યાંના વિદ્વાનો જાહેર કરે છે, ત્યારે આપણા દેશની કેળવણી કેટલી બધી પછાત અને હલકા પ્રકારની છે તેનો ખ્યાલ કરવો મુશ્કેલ નથી. કોલેજોની સંખ્યામાં વધારો, રાષ્ટ્રીય ભાવનાની કેળવણી; સ્વદેશી સાહિત્ય, અને જ્ઞાનને ઉત્તેજન, માતૃભાષાદ્વારા કેળવણી, અને ફક્ત સાહિત્યના અભ્યાસ સિવાય હુનર અને ધંધાને લગતી કેળવણીના સંબંધમાં, તેમણે સારૂં વિવેચન કર્યું છે. બીજા દેશમાં કેળવાયલા વર્ગને મુલ્કી તેમ જ લશ્કરી ખાતામાં ઉંચી જગા મળે છે; પણ આપણે ત્યાં તો ફક્ત મગજની જ કેળવણી હોવાથી તેમ જ અન્ય કારણને લીધે, આપણે હલકી નોકરી કરવી પડે છે. હાલની કેળવણીથી સ્વાશ્રયનો ગુણ આપણામાં આવતો નથી, અને તે ઘણી મોંઘી છે; વિશેષમાં તે વેહવારૂ નહિ હોવાથી ઘણી નિરાશા ઉત્પન્ન કરે છે. ઔદ્યોગિક કેળવણીથી જે સ્વાશ્રયનો ગુણ આવે છે તેની તેમણે હિમાયતી કરી છે. સ્ત્રીશિક્ષણના સંબંધમાં પણ કન્યાશાળાની નજીવી સંખ્યા; ઉંચા શિક્ષણનો અભાવ, અને આપણા દેશની સ્થિતિને અનુસરી શિક્ષણ મળવું જોઇએ એ બાબત પણ સ્પષ્ટ કરી છે. કેળવણીનો હેતુ પરીક્ષા માટે તૈયાર થવું એટલું જ નહિ,પણ શરીર, મન, હૃદયની સમપ્રમાણ ખીલવટ; તેમ જ વહેવારૂ જ્ઞાન અને ધંધાની માહિતી એ અગત્યની બાબત છે. વિચારશક્તિને ઉશ્કેરે અને ન્યાયપુરઃસર અનુમાન કરવાની ટેવ તેમ જ દૃઢતા અને હિંમતના-ગુણો ઉપજાવવા એ ખરી કેળવણીનું લક્ષણ છે.

જાપાનની "બુશીદો"ની ભાવના કેળવણીમાં અમલમાં મૂકાવી જોઇએ. રમત ગમત,

અને કસરતથી નીતિનો વિકાસ સારો થાય છે તે ધ્યાનમાં રાખવા જેવું છે. શારીરિક કસરત સાથે માનસિક નિયમન અને ખીલવટ માટે રસિકકળાની પણ જરૂર છે. કેળવણીમાં ઇંગ્રેજ અમલદારોને અને પ્રાથમિકશાળાના શિક્ષકને જે પગાર મળે છે તે સરખાવી જોતાં કેટલો મ્હોટો ભેદ માલમ પડે છે તે ધ્યાન ખેંચનાર છે; કારણ કે દુનિયાના કોઇપણ દેશમાં આટલો મ્હોટો તફાવત જણાતો નથી. આ ભેદ સાથે "પ્રોવિનશીઅલ" અને "ઇમ્પીરીઅલ" નોકરીનો જે ભેદ છે તે આપણને સંપૂર્ણ રીતે હલકા પાડે તેવો છે. આ બાબત ઘણા દાખલાથી તેમણે રજુ કરી છે. ઇંગ્રેજ અમલદારો પ્રસંગોપાત્ત આપણને બોધ કરે છે કે શિક્ષક અને વકીલના ધંધામાં ઘણાં માણસો જોડાયાં છે, માટે ખેતી હુન્નર અને વિજ્ઞાનનો અભ્યાસ કરવો જોઇએ; પણ તેને માટે ક્યાં સગવડ છે? તેમના ભાષણનો નીચેનો ફકરો વિચાર કરવા જેવો છે:—

"The most valuable assets of a nation are its children It is the duty of the state to see that every one of them is properly fed, kept in good health, and educated A Government which does not do this is guilty of neglecting one of its primary duties."

૪. આ બે ભાષણની આવી રીતે સમાલોચના કર્યા પછી પરિષદ્‌ના ઠરાવ તરફ જોઇએ. પરિષદ્‌માં પ્રાથમિક, માધ્યમિક, અને પાઠશાળાની કેળવણી અને હુન્નર ઉદ્યોગના શિક્ષણના લગતા ઉપયોગી ઠરાવ પસાર કરવામાં આવ્યા છે. આ વખતે પરિષદ્‌નું કાર્યક્ષેત્ર વધારે વિશાળ હોવાથી કેટલીક ઉપયોગી બાબત રહી ગઈ છે. જેવી રીતે યુનિવર્સિટિનું શિક્ષણ દેશની ઉન્નતિ માટે ઘણું જરૂરનું છે તેવી જ રીતે પ્રાથમિક કેળવણી પણ અગત્યની છે. જ્યારે આપણા ઇલાકામાં નવીન અભ્યાસક્રમ દાખલ કરવામાં આવ્યો ત્યારે કિન્ડરગાર્ટનનું શિક્ષણ શરૂ કરવામાં આવ્યું હતું. અને તે હેતુ બર લાવવાને માટે બાળકની ઉંમર, શાળામાં દાખલ થવાને માટે, ચાર વર્ષની નક્કી કરવામાં આવી હતી, એટલે હાલમાં માબાપો પોતાના છોકરાંને ચાર વર્ષ પૂરાં થએ નિશાળમાં મૂકે છે; પણ સરકારે કિન્ડરગાર્ટનનું શિક્ષણ કમી કર્યું છે, અને તેથી કુમળા બાળકોને અણઘડ શિક્ષકોને હાથે ઘણો બોજો ખમવો પડે છે. તેમને બાળસ્વભાવનું જ્ઞાન હોતું નથી, તેમ જ જ્ઞાન પણ થોડું હોય છે, તેથી તેમની શિક્ષણપદ્ધતિથી બાળકની સ્વાભાવિક શક્તિ ઘણી કુંઠિત થઇ જાય છે. આ કારણને લીધે શાળામાં દાખલ થવાની ઉમ્મર વધારવાનો ઠરાવ પસાર કરવાની જરૂર હતી. તેમ જ કિન્ડરગાર્ટન જેવા ઉપયોગી વિષય ઉપર હાલમાં નહિ જેવું લક્ષ અપાય છે તે ખામી સુધારવાને સરકારનું ધ્યાન ખેંચવાની જરૂર છે. દરેક મોટા ગામમાં એક નમુનાદાર કિન્ડરગાર્ટન ચલાવવાને સરકારી ખાતા તરફથી શરૂઆત થવી જોઇએ. શ્રીમંત ગાયકવાડ સરકારે આ વિષય ઉપર હાલમાં વિશેષ લક્ષ આપ્યું છે: તેમ જ ખાનગી સંસ્થા તરફથી બોરસદ અને વસો જેવા નાના ગામમાં કિન્ડરગાર્ટન શાળાઓ સંતોષકારક રીતે હાલમાં કામ કરે છે. આ બંને શાળામાં છોકરા દીઠ એક રૂપીઓ ફી છે તે છતાં, તેમનો પ્રયાસ ફતેહમંદ થયો છે. સરકારી અમલદારોએ પણ તે શાળાનું ઇન્સપેક્શન કર્યા પછી સારો અભિપ્રાય

દર્શાવ્યો છે. થોડા વખતથી કેળવણીની પદ્ધતિમાં બે જાતનો સુધારો થયો છે. એક બાબત બાળકના મનોવિકાસની છે અને તેમાં તેની સ્વત: ક્રિયા એ એક મુખ્ય મુદ્દો છે. બીજો નવીન વિચાર એ છે કે બાળકોની શારીરિક અને માનસિક શક્તિમાં જુદી જુદી જાતનો તફાવત જોવામાં આવે છે. આ બે વિચારને અનુસરી કેળવણીમાં ઘણો સુધારો કરવામાં આવ્યો છે, પણ આપણે ત્યાં તો આપણે પાછાં પગલાં ભરતા હોઇએ તેવો મામલો જણાય છે. બાળકેળવણી ઉપર જ બીજી બધી કેળવણીનો આધાર છે તે બાબત સ્પષ્ટ રીતે સ્વીકારવામાં આવવી જોઇએ અને તેનો અમલ પ્રાથમિકશાળા-સુધારવાને માટે થવો જોઇએ. પ્રાથમિક કેળવણીને લગતી ત્રીજી બાબત શિક્ષણના સાધન સંબંધીની છે. હાલમાં પદાર્થપાઠ અને વિજ્ઞાનના શિક્ષણને માટે વાચનમાળામાં પાઠ દાખલ કરવામાં આવ્યા છે; પણ તે શિક્ષણ સચોટ અને રસિક રીતે આપવાને માટે સારા સાહિત્યની જરૂર છે. આ સંબંધમાં એમ કહેવામાં આવે છે કે હુશિયાર શિક્ષક ઘણાં સાધન જાતે મેળવી શકે એમ છે. આ બાબત ખરી છે તોપણ જેમ હાલમાં સરકારે ઇંગ્રેજીશાળામાં સાધન પૂરાં પાડયાં છે, તેમ પ્રાથમિકશાળામાં પણ કરવું જોઇએ. ઘણીવાર ગામના લોકો પાસેથી ઉઘરાણું કરી આ સાધન ભેગાં કરવામાં આવે છે, પણ તેથી યોગ્ય સાધન મળી શકતાં નથી. સારા સાધનના અભાવે પદાર્થપાઠ કે વિજ્ઞાનના શિક્ષણનો મૂળ હેતુ ફળીભૂત થતો નથી અને તેથી ઇતિહાસ અને ભૂગોળની માફક તે વિષયમાં પણ વિદ્યાર્થીને ગોખવું પડે છે.

ઇંગ્રેજીશાળામાં અભ્યાસક્રમનો બોજો વધારે છે, તે ઓછો કરવાને માટે તે સરલ બનાવવો જોઇએ, એવો એક ઠરાવ આ પરિષદમાં પસાર કરવામાં આવ્યો છે. વિજ્ઞાનનો વિષય હાલમાં નવો છે અને તે આપણી મનોવૃત્તિની કેળવણી માટે ઘણો ઉપયોગી છે. તેમ જ વહેવારૂ નજરથી પણ તે ઘણો જરૂરનો છે; તેથી તેના અભ્યાસક્રમમાં કાપકુપ કરવાથી કે શિક્ષણપદ્ધતિ સુધારવાથી તે સરલ થઇ શકશે તે વિચારવાજોગ પ્રશ્ન છે. તે સિવાય શિક્ષકની સંખ્યા, તેમનો પગાર શાળાનાં મકાન, કેળવણી ઉપરનો અંકુશ, શારીરિક કેળવણી, હુન્નરઉદ્યોગનું શિક્ષણ, સ્ત્રીકેળવણીનો વધારો, ધોરણમાં સુધારો, શાળા અને કોલેજની સંખ્યામાં વધારો, અને ઇતિહાસના સંગીન જ્ઞાન સંબંધીના ઉપયોગી ઠરાવ રજુ થયા હતા. આ સર્વ ઠરાવ પ્રજાકીય દૃષ્ટિથી કરવામાં આવ્યા હતા તે ભૂલી જવું જોઇએ નહિ, કારણકે કેટલાક ઠરાવ કરતી વખતે થોડીક અતિશયોક્તિ થઇ હતી એવી ફરિઆદ સાંભળવામાં આવી છે. એકંદર આ પરિષદનું કામ ફતેહમંદ રીતે કરવામાં આવ્યું છે એમ કોઇથી પણ કહ્યા સિવાય ચાલે એમ નથી.

"કેળવણી."

# ગૂજરાતી વાચનમાળાના કેટલાક પાઠ માટેની મારી જવાબદારી

## ( થોડાક ખુલાસા )

ગુજરાતી વાચનમાળાની પાચમી ચોપડીના 'સામાન્ય વિષય'ના અને 'ઇતિહાસ'ના ઘણા ખરા પાઠો માટે, તથા છઠ્ઠી–સાતમી ચોપડીના કોઈક કોઈક પાઠ માટે, મારી જવાબદારી છે તેમા છઠ્ઠી અને સાતમીના મારા પાઠ માટે હજી સુધી કાંઈ ફરિયાદ થએલી નથી પાચમીના પાઠ માટે જે જે ફરિયાદ થએલી તેમાથી જેના જેના ખુલાસા કેળવણીખાતામાથી મને પૂછવામા આવેલા તેના તેના મારા તરફથી પૂરા પાડવામા આવ્યા છે. મારા બે મિત્રોએ, પ્રો હરિલાલ માધવજી ભટ્ટ અને રા રા હિમ્મતલાલ ગણેશજી અંજારીઆ–એમણે, તેમા પ્રથમ મિત્રે શ્રીજી સાહિત્યપરિષદમા એક નિબન્ધરૂપે, અને બીજા મિત્રે વસન્તમા એક લેખરૂપે, એક બે વસ્તુઓ ઉપર આક્ષેપ કર્યા હતા પરતુ એમના મિત્રભાવને લીધે મેં એ આક્ષેપ મારા હૃદયને લાગવા દીધા નહતા, અને તેથી એના ઉત્તર આપવાની મેં આજ સુધી જરૂર ધારી નહોતી પણ એમાનો એક આક્ષેપ આજસુધીની સ્થિતિથી આગળ જઈ, ગઈ કેળવણીપરિષદની ટેક્સ્ટબુક કમિટિના વિદ્વાન ગૃહસ્થોની સહી વાળા રિપોર્ટમા સ્થાન પામ્યો છે, અને એ રિપોર્ટ સમસ્ત કેળવણીપરિષદે મંજુર કર્યો છે આ નવીન સ્થિતિમા આ સબન્ધી ખુલાસો આપવાની ગૂજરાત પ્રતે મારી ફરજ ઉત્પન્ન થાય છે તો હવે આ પ્રસગ લઈ, આજસુધીમા મારા કાર્ય ઉપર જે જે આક્ષેપ, પ્રજા આગળ વા કેળવણીખાતાના મુખ્ય અધિકારી આગળ થયા છે તે સર્વની એકત્ર ટૂકી નોધ ખુલાસાના દિગ્દર્શન સાથે, અત્રે કરવા માગુછુ

૧ અષો જરથુસ્ત્ર ( જરથોસ્ત )ના સમય માટે ઘણા જ મોટા મતભેદ છે કેવળ અવસ્તાના વિદ્વાનો કાઇક કહેછે, કેવળ વેદના વિદ્વાનો અન્ય કહે છે ઉભયની થોડીઘણી વિદ્વત્તા વાળા વિદ્વાનો છેવટનો નિર્ણય કરી શકે એમ નથી બનેની સરખી વિદ્વત્તાથી જ આ કાર્ય થઈ શકે એમ છે કારણ કે, એ ગ્રન્થ તામ્રપટ કે શિલાલેખના ઉલ્લેખનો પ્રશ્ન નથી, પણ ભાષાના સામ્ય વિકાસ આદિ કેટલાક ઊંડા તત્ત્વો, જેનો વિચાર બને ભાષાના સરખા અને લાબા પરિચયથી જ થઈ શકે એમ છે, એના પ્રકાશની આમા જરૂર પડે છે પણ આ વિદ્વત્તા હજી ભવિષ્યના ખોળામા પડેલી છે આવી સ્થિતિમા પાઠ લખતી વખતે જરથોસ્તી ભાષાના મ્હોટામા મ્હોટા અને પ્રતિષ્ઠિત લેખાતા વિદ્વાન પ્રો જૅક્સનનો મત મેં સ્વીકાર્યો હતો * પરતુ એણે આપેલો સમય 'પારસીમડળ'ને વધારે અર્વાચીન લાગ્યો

* એજ મત તાજા પુસ્તકોમા પણ, ઉદા॰ "Encyclopaedia of Religion and Ethics" ના, મૂકાએલો જોવામા આવે છે

અને બીજો કોઈ સમય નિર્વિવાદ રીતે એ મંડળથી પણ પ્રતિપાદન થઇ શકે એમ નહતો, તેથી મારા મૂળ વાક્યમા "અસલના વખતમા" એવા સામાન્ય અને અબાધ્ય શબ્દો મૂકવામા આવ્યા કોઇ પણ મંડળને, પોતાનો ધર્મ અર્વાચીન ગણાતા, લાગણી દુ ખાતી હોય, અને સત્યને સ્પષ્ટ બાધ આવતો ન હોય, તો તે મંડળને એક સાર્વજનિક પુસ્તકમા આટલો ફેરફાર કરાવવાનો હક છે

૨ આ વાચનમાળા પ્રથમ પ્રકટ થઈ તે સમયમા ચારે તરફથી પોતપોતાના ધર્મના રક્ષણ માટે સભાઓ સ્થપાવા માંડી હતી—અને એમા જૈન મંડળ પણ જાગૃતિએ આવ્યુ હતું મહાવીર સ્વામીને મેં એક સ્થળે જૈન ધર્મના 'સ્થાપનાર' કહ્યા હતા તે ઉપરથી —'જો કે ઋષભદેવજી જૈન ધર્મના આદિ તીર્થંકર છે' એમ મેં પોતે જ એક બીજા પાઠમા કહ્યુ છે તે છતા—એવો વાંધો લેવામા આવ્યો કે મહાવીર સ્વામી પહેલાથી જૈન ધર્મ ચાલ્યો આવતો હતો અને એ ધર્મ ગૌતમ બુદ્ધ કરતા જૂનો છે એમ પ્રો યૅકોબીએ બતાવ્યુ છે આ વાતમા મારો જરા પણ મતભેદ ન હતો પ્રો યૅકોબીએ પોતે જ એક સ્થળે 'founder' શબ્દ વાપર્યો છે, અને મારો 'સ્થાપનાર' શબ્દ એ કરતા જરા પણ જુદા અર્થનો ન હતો પણ એ તરફ ધ્યાન દેતા મારા જૈન મિત્રોએ "Sacred Books of the East' માના 'Gainism' સમ્બન્ધી પુસ્તકોના ડૉ યૅકોબીના ઉપોદ્‌ઘાતને આધારે મારા શબ્દ સામે ડિરેક્ટરને લાંબી અરજી કરી, ને પરપર્યા એનો ખુલાસો આપવાનો મારે પ્રસંગ આવ્યો એમા મેં પૂર્વોક્ત રીતે મારી સંમતિ જણાવી—કારણ કે વસ્તુત મતભેદ હતો જ નહિ હતો તે એટલો જ કે પ્રો યૅકોબી એક બે સારા પ્રમાણો સાથે બીજા કેટલા અપમાનકારક પ્રમાણોને આધારે જૈન ધર્મને પ્રાચીન સિદ્ધ કરવા યત્ન કરે છે એ તરફ જૈન ભાઇઓ લક્ષ દેતા નથી એ ખોટુ કરે છે એ પ્રોફેસરની જૈન ધર્મની પ્રાચીનતા માટેની એક દલીલ એવી છે કે જૈનો દ્રવ્ય અને ગુણ વચ્ચે ભેદ સમજી શક્તા ન હતા' અને તેથી વૈશેષિક દર્શન કરતા જૈન દર્શન જૂનુ હોવુ જોઇએ (જૂનાપણા માટે બીજા પ્રમાણ છે, પણ તે જુદી વાત છે) બીજી દલીલ એવી છે કે જૈનો 'animists' છે અર્થાત્, જંગલી લોકો જેમ, પદાર્થ માત્રમા, જડ પદાર્થ સુધ્ધામા, જીવનુ આરોપણ કરે છે તેમ જૈનો પણ કરે છે, તેથી એમનો ધર્મ જૂનો હોવો જોઇએ' 'Save us from our friends' અહિંસાના મહાસિદ્ધાન્તના બળે જૈન તીર્થંકરોને જે દિવ્ય પ્રતિભા પ્રાપ્ત થઇ હતી—તે થકી તેઓ પદાર્થ માત્રના ખરા અન્તરમા પ્રવેશ કરી શક્યા હતા એ યૅકોબીથી સમજી શકાયુ નથી પણ આ વિષયાન્તર થાય છે પ્રકૃતમા કહેવાનું તાત્પર્ય કે—બૌદ્ધ ધર્મ કરતા જૈન ધર્મ જૂનો છે, અને જૈન ધર્મ તે બૌદ્ધ ધર્મનો ફાંટો નથી એ વાતનું કોઇ પણ જવાબદાર લેખકને અત્યારે સ્મરણ આપવાની જરૂર નહોતી પ્રો વેબરનો મત (જૈન ધર્મ બૌદ્ધ ધર્મનો ફાંટો છે) અત્યારે કોઈ સ્વીકારતું નથી, અને મારા લેખમાંથી એવા મતનુ અનુમાન જરા પણ નીકળતું નહોતું પણ જૈન મિત્રોની હિલચાલને પરિણામે મૂળ વાક્યમા થોડાક ફેરફાર થયો, અને અત્યારે જે રૂપમા વાક્ય જોવામા આવે છે એ રૂપમા એ બૌદ્ધ ધર્મને કાંઇક અન્યાય કરે છે

"મહાવીરસ્વામીએ અસલના જૈન ધર્મમા સુધારો કર્યો, અને ગૌતમ બુદ્ધે નવો ધર્મ ચલાવ્યો"—એ વાક્ય પણ બરાબર ખરૂ નથી

જૈન મિત્રોનો બીજો વાધો એ હતો કે આદિનાથ ઋષભદેવજીના પાઠમા જે 'જુગલીઆ' લોકની હકીકત આપી છે તેઓ જૈન ધર્મમા માનને પાત્ર ગણાય છે અને તેથી એમને જગલી કહેવાથી જૈનોની લાગણી દૂભાય છે તથા તેઓ કદમૂળ ખાતા એમ કહ્યુ છે પરતુ જૈન ધર્મમા કદમૂળ ખાવાનો નિષેધ છે લેખકનો જૈનધર્મીઓની લાગણી દૂભવવાનો જરા પણ આશય નહોતો, પણ અત્યારે આપણે જે રીતે પ્રાચીન ઇતિહાસ જાણતા-સમજતા થયા છીએ તે રીતે એના જુગલીઆ લોકમા જે તરેહનો રિવાજ પ્રચલિત હતો એ બેશક જગલી હતો અને એ લોકને એ જગલી અવસ્થામાથી કાઢી સંસ્કારી અવસ્થામા મૂકયા એ આદીશ્વર ભગવાનનુ ખાસ માહાત્મ્ય હતુ લેખકનો આ આશય ખાતાના સમજવામા આવ્યો છે અને તેથી આમા કાઇ ફેરફાર થયો નથી કદમૂળ સબધી માત્ર વાક્ય હેમચન્દ્રાચાર્યવિરચિત 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'ના આદિનાથચરિત્રના વર્ણનમાથી ('कन्दमूलफलादीनि तदा बुभुजिरे जना') મને સૂઝ્યુ હતુ પણ કોઈ પણ ધર્મની લાગણી દુભાવી ન જોઇએ એ ઉત્તમ નિયમને અનુસરી જૈન મડળની ઇચ્છાનુસાર આ શબ્દ પછીની આવૃત્તિમાથી કાઢી નાખવામા આવ્યો છે

૩ વાચનમાળાના મારા ગૂજરાતી શબ્દ કે શૈલી સબધી હજી સુધી કાઇ ઠેકાણે વાધો લેવાયો મારા જાણ્યામાં નથી માત્ર એક શબ્દ બાદ 'ખારીલાપણું' એ મથાળાના પાઠમા પડેલુ વાક્ય આ પ્રમાણે હતુ—"ખારીલાપણું એ એક વણો નઠારો અવગુણ છે" એની ઉપર પ્રો હરિલાલ ભટ્ટે ત્રીજી સાહિત્યપરિષદ્ આગળ વાચેલા પોતાના નિબન્ધમા નીચે પ્રમાણે ટીકા કરી હતી 'વાચનારને સહજ પ્રશ્ન થશે કે જગતમાં સારા અવગુણો હશે ખરા? નઠારા અવગુણને બદલે મોટો ઘણો નઠારો ગુણ છે એમ હોત તો ચાલત, અથવા ઘણો મોટો અવગુણ છે એમ લખવાથી પણ ચાલી શકત" આ ૮ પાચમી ચોપડીના પાના ફેરવતા મારા મૂળ વાક્યમા ફેરફાર થઈને 'ખારીલાપણું એ ઘણો મોટો અવગુણ છે' એમ વાચવામા આવ્યુ પ્રો હરિલાલને ઇચ્છેલો આ ફેરફાર શી રીતે થયો એ મારા જાણવામા આવ્યુ નથી કારણ કે એ સબન્ધી ખાતા તરફથી મને ખુલાસો પૂછાયો નથી પણ પૂછાયો હોત તો એ અવગુણ ઉપર જે દ્વિગુણિત તિરસ્કારથી મેં 'નઠારો' વિશેષણ લગાડયુ હતું તે ચતુર્ગુણ તિરસ્કારથી લગાડત અને જોડણીનું સ્વાતન્ત્ર્ય માગી લઈને 'ઠ' નો 'ઠ્ઠ' કરી મોકલત આ અવગુણ (ખારીલાપણું) સામે જેમ 'reason' ને વાધો ઊઠાવવાનો હક છે, તેમ 'emotion' ને પણ ખાગભગી ઊઠવાનો હક છે પણ 'emotion' જેને પૂર્વોક્ત પાઠમા યોગ્ય સ્થાન છે તેને હલીન ખાતર ક્ષણવાર બાજુ પર રાખી વિચાર કરીએ પ્રો હરિલાલ ભટ્ટ જેવા 'લૉજિક ઍન્ડ મૉરલ ફિલોસોફિ'-ના વિદ્વાનને મારે કહેવાની જરૂર છે? કે—અવગુણોમા ભાત હોય ખરી ઍરિસ્ટોટલનો કયો વાચક નથી જાણતો કે હિમત (courage) રૂપી સદ્ગુણની એક બાજુએ સાહસ (rashness) અને બીજી બાજુએ કાતરતા (cowardice) એ રૂપી બે અવગુણ વચ્ચે

છે ?–જેમાંના બીજા અવગુણને 'નહારો' વિશેષણ લગાડવામાં શુ અર્થ અને ઔચિત્ય રહેના નથી ?* હુ ફરી કહુ છુ કે "પશુ પોતાના સ્વાર્થ ખાતર ગમે તે કૃત્ય કરે છે, અને એ સ્વાર્થ સાધવામા કોઇ આડુ આવે તો તેને નુકસાન કરે છે પણ ખારીલો માણસ તો કંઇ સ્વાર્થ સાધવાનો ન હોય, ત્યારે પણ ફલાણાએ મને નુકસાન કર્યું છે એટલા વિચાર માત્રથી એને નુકસાન કરવા તૈયાર થઇ જાય છે, અને એમ કરવામા આનંદ માને છે વળી કેટલીક વાર તો જાતે નુકસાન કરવા ઊભો થાય છે આવો માણસ પશુ કરતા પણ ખરાબ નથી?" એ પૅરેગ્રાફમા જે અવગુણનુ સ્વરૂપ બતાવ્યું છે તેને માટે 'મ્હોટો' શબ્દ પર્યાપ્ત નથી બધા અવગુણમા માત્ર ન્હાના–મ્હોટાનો (degree નો) જ ભેદ વિવક્ષિત હોતો નથી પ્રકાર-(kind)નો ભેદ પણ બતાવવાનો હોય છે—જેથી પેલા મહાનુભાવ કવિને 'ते के न जानीमहे' એમ કહેવુ પડ્યુ છે

વળી પ્રો હરિલાલ અને રા અંજારિયા બંને મિત્રોએ સખ્ત શબ્દોમાં પાક પજની કવિતા ('નિર્દય પખીડા') વિષે વાંધો લીધો છે વાંધાનુ તત્ત્વ એવુ છે કે કનાપીના બે જુદા જુદા કાવ્ય લઇ, એમાથી પહેલાની છેલ્લી કડી મૂકી દઇ એની સાથે બીજુ કાવ્ય જોડી દીધુ છે એ બે કાવ્ય મૂકી દીધેલી કડી સહવર્તમાન નીચે પ્રમાણે છે —

એક ઘા

તે પખીની ઉપર પથરો ફેંકતા ફેંકી દીધો !
છૂટયો તેને અરરર ! પડી કાળ દેયા મહીં તો !
રે રે ! લાગ્યો ક્યિપર અને શ્વાસ રૂંધાઇ જાતા,
નીચે આવ્યુ તરુ ઉપરથી પાંખ ઢીલી થતામા ૧

મે પાળ્યુ તે તરફડી મરે હસ્ત મારાજ્થી આ !
પાણી છાંટયું દિલ ધડકતે તોય ઊડી શક્યુ ના,
ક્યાથી ઊડે ? જખમ દિલ તો ક્રૂર હસ્તે કરેલો !
કનાથી ઊડે ? હૃદય કુમળુ છેક તેનું અહોહો ! ૨

આહા ! કિન્તુ કળ ઉતરી ને આંખ તો ઊઘડી એ,
મૃત્યુ થાશે ! જીવ ઉગરશે ! કોણ જાણી શકે એ ?
જીવ્યુ આહા ! મધુર ગમતા ગીત ગાવા ફરીને,
આ વાડીના મધુર ફલને ચાખવાને ફરીને ૩

---

*રહેલા છે જ અને તેથી જ ઍરિસ્ટૉટલના તત્ત્વજ્ઞાનનું નિરૂપણ કરતા પ્રો સિજવિક લખે છે

The 'happy mean' or due degree in feeling and outward act in which virtue is realised is not a mere arithmetical mean between the possible alternative extremes it is often markedly nearer to one of the two vicious extremes–courage, e g is much nearer to rashness than to cowardice

રે રે! કિન્તુ ફરી કદિ હવે પાસ મારી ન આવે,
આવે તોયે ડરી ડરી અને ઇચ્છતું ઊડવાને;
રે રે! શ્રદ્ધા ગત થઇ પછી કોઈ કાલે ન આવે!
લાગ્યા ઘાને વિસરી શકવા કાંઈ સામર્થ્ય ના છે! ૪

## મને જોઇને ઉડી જતાં પક્ષીઓને.

રે પખીડાં! સુખથી ચણજો, ગીત વા કાંઇ ગાજો,
શાને આવાં મુજથી ડરીને બેસ છોડી ઉડો છો?
પામે જેવી ચરતી હતી આ ગાય તેવો જ હું છું,
ના ના કો દી તમ શરીરને કાંઇ હાનિ કરૂં હું. ૧

ના પાડી છે તમ તરફ કૈં ફેંકવા માળીને મે,
ખુલ્લું મારૂં ઉપવન સદા પંખિડાં સર્વને છે.
રે રે! તોયે કુદરતી મળી ટેવ બ્હીવા જનોથી,
છો બ્હીના તો મુજથી પણ ના ક્ષેમ તેમાં જ માની; ૨

જો ઉડો તો જરૂર ડર છે ક્રૂર કો હસ્તનો, હા!
પાણો ફેંકે તમ તરફ રે! બેસ એ તો જનોના!
દુખી છું કે કુદરત તણા સાખ્યનું ઐક્ય ત્યાગી,
રે રે! સત્તા તમ પર જનો ભોગવે ક્રૂર આવી. ૩

હવે, આ બે કાવ્યને—એક કડી (પહેલા કાવ્યની ચોથી) છોડી દઇને—'નિર્દોષ પખીડાં' એવા એક મથાળા નીચે મૂકવાની જવાબદારી મારી છે. પણ 'બે વિરોધી ભાવનાં કાવ્યોને એક કાવ્ય તરીકે ચલાવી દેનાર રસવૃત્તિને શું વિશેષણ આપવું?' એ સહેલા પ્રશ્નનો ઉત્તર દેવાનું કામ વાચકને સોંપવાને બદલે, લેખક લેખક વચ્ચે જે સદ્‌ભાવ હોવો જોઇએ તથા એક સામાન્ય આરોપીને પણ પ્રથમ દૃષ્ટિએ નિર્દોષ ગણવાનો જે હક છે તે ઉપર ધ્યાન રાખીને, પ્રકૃત સ્થળે ભૂલ કેવી રીતે ઊપજી હશે એ સંબન્ધી વિચાર કરવાનો મારા સાક્ષર બન્ધુઓએ થોડો પણ શ્રમ લીધો હોત તો મને ખાતરી છે કે આમ કીડી ઉપર કટક ચઢાવવાને બદલે તેઓને સહેલાઇથી સૂઝી આવત કે બે કાવ્ય વચ્ચે માત્ર આંતરાની લીટી (—) કે × × × આવી ચિહ્નપંક્તિ રહી ગઈ છે અને તેને લીધે પાછળના કાવ્યની કડીઓના આંકડા પણ સળંગ મંડાઇ ગયા છે‡

‡ આ ભૂલ મારે પોતાને હાથે, મારે માટે પાઠની નકલ ઊતારનારને હાથે, પૂનામાં એડિટરને હાથે, કે એમના નકલ કરનાર કારકૂનને હાથે, કે છેવટે પ્રેસના છાપનારને હાથે—કોને હાથે થઇ છે એનો નિર્ણય આટલે લાંબે વખતે, અને અત્યન્ત ઝડપથી થતા ઘણું કાર્યની બધી વિગત યથાર્થ અને પરિપૂર્ણ સંભારતા સ્વાભાવિક રીતે મુશ્કેલી પડે છે તે

આ જ રીતે "પ્રભાત" (પાઠ ૪૯) મથાળા નીચે પણ મે બે કવિતા મૂકી છેઃ —જે પ્રભાતવર્ણનના બે એક બીજાથી જુદા પ્રકાર છે અને જેને એક બીજાની સાથે સરખાવીને વાંચતાં રસવૃત્તિ કેળવાય છે. પણ સુભાગ્યે એ બે કાવ્યમાં એકને મથાળે 'રાગ ગોડી' અને બીજાને મથાળે 'પ્રભાતીઉં' એવા શબ્દ છે એટલે એક જ પાઠમાં મૂકાયા છતાં એ વિષે ભૂલ થવાનું અને તેથી વાંધો લેવાનું કારણ ઊપજતું નથી. એ જ પ્રમાણે 'ઇશ્વર સ્તુતિ' (પાઠ ૩૪) માં પણ કાવ્યો મૂકાયાં છે, અને પાઠ ૩૦ મામાં પણ શામળના જુદા જુદા છપ્પા છે.* હું નથી ધારતો કે 'નિર્દોષ પખીડાં' એવા એક સામાન્ય મથાળા નીચે પણ આવી ન શકે એવાં કલાપીનાં એ બે કાવ્યો પરસ્પર ભિન્ન હોય. પ્રથમ કાવ્ય વિષે રા. અંજારિયા પૂછે છેઃ "નિર્દોષ પંખીડાંનો કયો આનંદ તેમાં વર્ણવ્યો છે કે, કઇ રીતે પંખીડાની નિર્દોષતાનો ઉત્ક્ષેપ તેમાં આવી ગયો ?" એનો હું ઉત્તર દઉં છું કે નિર્દોષ પખીડાંનો 'આનન્દ' જ વર્ણવાય એવો કોઇ નિયમ છે ? આ કાવ્યને કરુણરસ શું નિર્દોષતા ઉપર જામેલો નથી ? એક ઘોર સાવજ ઉપર આ ક્ષત્રિયને હાથે બંદૂક છૂટી ગઇ હોત તો—કાવ્યરસ એવો ને એવો જ રહેત ? દશરથના બાણથી નિર અન્ધ વૃદ્ધ શ્રવણને બદલે વનમાં ફરતો એકાદ લૂટારો પુત્રહીન થયો હોત તો રસસિદ્ધિ એની એ જ હોત ? બીજા કાવ્યમાં નિર્દોષ પખીડાનો આનન્દ ('ખેલ', ગાન, સુ ચણવું), અને એમાં મનુષ્યજાતિથી કરવામાં આવતો વિક્ષેપ, એનુ ચિત્ર નથી બીજું શું છે? આ રીતે બંને કાવ્ય માટે નિર્દોષ 'પખીડાં' એ મથાળું ઉચિત છે.

એક ખુલાસો કરવો રહે છેઃ પહેલા કાવ્યની ચોથી કડી મે શા માટે છોડી રા. અંજારીઆ કહે છેઃ "છેલ્લી કડી એ તો કાવ્યની તર છે, એ કાવ્યનો સાર કાવ્યમાંથી નીકળતો બોધ છે, તે બોધ એવો છે કે—

---

કારણથી—અત્યારે કરવો અશક્ય છે. આવી સ્થિતિમાં જવાબદારી કોઇએ કે ફેંકવી એ ઇષ્ટ કે વાજબી નથી, અને તેથી જે ભૂલ થઇ છે તેને માટે હું મા જવાબદારી લઇને આ લખુ છુ અને પૂર્વોક્ત સુધારો કરવામા આવશે તો તે મિત્રો જેટલો જ હું રાજી થઇશ

§ આ પ્રમાણે એક મથાળા નીચે જુદી જુદી કવિતા મૂકાતી સંગ્રહમાં પણ કેટલીકવાર જોવામાં આવે છે.

* આ કવિતાઓ મૂકવા માટે મારી જવાબદારી નથી. 'પાઠ ૩૦ અને એમાં જ 'ગણિત સમસ્યા' એ બંધ બેસતું નથી, પણ 'સપૂત વિષે,' 'શામળના છપ્પા' એવું કરીને, તે નીચે મૂકવું જોઇએ એ સ્પષ્ટ છે. એ જરા ધ્યાન ખેંચવાથી સુધરાવી શકાય એવી છે. તેવી જ રીતે પૂર્વોક્ત ચ પણ થઇ શકેઃ આવાં કામ માટે કેળવણીપરિષદ્‌નો ઉપયોગ કરવો એ 'proportion' ગુરુલાઘવની સમજણની ખામી બતાવે છે.

"રે રે શ્રદ્ધા ગત થઇ મારી કોઇ કાળે ન આવે !
લાગ્યા ઘાને વિસરી શકવા કાંઇ સામર્થ્ય ના છે !"

આખાં કાવ્યને કહેવાનું જ' ઉપરની બે કડી છે! એકવાર ઘા લાગ્યો તે વિસરી શકાતો નથી, શ્રદ્ધા ગઈ તે પાછી આવતી જ નથી." રા. અંજારીઆની રસવૃત્તિ અને બાલશિક્ષણના અનુભવ માટે માન આપીને મારે એટલું કહેવું જોઇએ કે—ઉપરની પંક્તિઓ એ આખા કાવ્યની 'તર' છે એ સત્ય છે, પણ 'એકવાર ઘા લાગ્યો તે વિસરી શકાતો નથી, એકવાર શ્રદ્ધા ગઈ તે પાછી આવતી નથી' એમ એ બે પંક્તિઓના બે ભાવાર્થનો પૌર્વાપર્યક્રમ ઉલટાવવામાં, અને એ રીતે 'anticlimax' (વિપરીત 'સાર')મા પડવાથી, છેલ્લી પંક્તિનો ધ્વનિ એમના આત્માની ગુહામાં પડ્યો જ નથી એમ મને ભય રહે છે. 'રે રે ! શ્રદ્ધા ગત થઈ પછી કોઇ કાળે ન આવે' એ પંક્તિમાં જે કંઇ અર્થની ખૂબી છે તે વાચ્ય છે—આખા કાવ્યની પરાકાષ્ઠા છેલ્લી પંક્તિમાં—અને તે એ પંક્તિના ધ્વનિમા છેઃ

"લાગ્યા ઘાને વિસરી શકવા કાંઇ સામર્થ્ય ના છે !"

એ પંક્તિમાં ઉલ્લેખેલો ઘા તે પેલો 'પંખીની ઉપર પથરો ફેંકતાં ફેંકી દીધો' એ ?—ના, ન; એ ઘા તો જુદો જઃ એ બાલકને શી રીતે સમજાવીશું ? એક છોકરો બીજા છોકરાને પથરો મારી જાય એ ભૂલાતો નથી એમ કહીને ?

"લાગ્યા ઘાને વિસરી શકવા કાંઇ સામર્થ્ય ના છે."

આનો ધ્વનિ—જે જ એનું તાત્પર્ય છે એ—કયી કલમ સમજાવી શકશે ? પ્રૌઢ વાચકને સમજાવવાનું પણ મારામાં સામર્થ્ય નથી—નવ વર્ષના બાળકને સમજાવી શકવાની રા. અંજારીઆની હિંમત હોય તો હુ આશ્ચર્ય પામીશ.

આ ધ્વનિ પૂર્વોક્ત વયનાં બાલકોને માટે મને અગમ્ય જણાયાથી મેં ચોથી કડી મૂકી દીધી હતી. આ સમજણમાં મારી ભૂલ થઈ હોય તો એ મારો બુદ્ધિદોષ છે, મારી 'રસવૃત્તિને' વિશેષણ' લગાડવાનો પ્રસંગ આવતો હોય એમ મને જણાતું નથી 'મારૂ એમ માનવું છે કે આપણી ઊંચી પણ સૂક્ષ્મ રસભોગશક્તિ બાલકમાં પણ હોય એમ માની લેવાથી બાલપુસ્તક રચવાની પહેલી કલમ——બાલમનમાં પેસવું—એનો ભંગ થાય છે, અને બહુ સાધવા જતાં અલ્પ લાભ પણ આપણે ખોઇ બેસીએ છીએ. બાલકોને એ કાવ્યની છેલ્લી પંક્તિ કાં તો ખોટી સમજાવવી પડે, અથવા તો એ સમજાવવાનો યત્ન સ્વાભાવિક રીતે નિષ્ફળ જઇ છોકરાંઓની બુદ્ધિ ત્યાં આવતાં કુંઠિત થાય—અને એનો પ્રત્યાઘાત અત્યાર સુધી વાંચેલા કાવ્ય ઉપર પડે—જેથી બાળકના મનમાં જે કાંઇ રસ જામ્યો હોય તે કચળી જાયઃ આ સ્થિતિથી બચવા માટે મેં પૂર્વોક્ત કડી છોડી દીધી હતી. એ છોડી દેતાં બાકીનું કાવ્ય 'અર્થ વગરનો સાર વગરનો ભાર જ રહે છે' એમ હું સ્વીકારતો નથી. રા. અંજારીઆ પોતે જ એ જ વાક્યમાં (પોતાના આખા વાક્યનો આન્તર વિરોધ જોયા વિના) કહે છે તેમ એમાં 'ઘણું સરળ, સુન્દર, ભાવભર્યું વર્ણન છે'

પ્રો. ભટ્ટ કલાપીનાં કાવ્યો માટે જે પ્રેમ અને આદર જાહેર કરી 'આટલા બધા લોકપ્રિય થયેલા કવિને વાંચનમાલામાં સ્થાન આપવામાં આવ્યું તે સન્તોષની બિના છે' એમ કહે છે, તે જ પ્રેમ અને આદરથી, હું એમનાં કાવ્યોમાંથી એકાદ મારા વાચકોને આપી શકું તો ઠીક એમ ધારી એ પ્રત્યે ગયો હતો. પરિણામ (મારા ઉપર થએલા આ ક્ષેપનો વિચાર કરૂં તો) વિષમ આવ્યું. હવે એ જ કાવ્યસંગ્રહમાંથી રા. ભટ્ટ કયાં કયાં કાવ્ય આ પુસ્તકમાં પાઠરૂપે મૂકી શકાય એવાં માને છે એ હું જાણવા ઇચ્છું છું.

દરમિયાન, આટલો ખુલાસો અને બચાવ કરી આ લેખ સમાપ્ત કરૂં છું.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

# માસિક મધુકરી.

" **Sanskrit Research** "—આ નામનું, પંડિત લિંગેશ મહાભાગવત, વિદ્યાભૂષણ, વેદાન્ત વાચસ્પતિના તન્ત્રીપણા નીચે, બાંગલોરમાંથી એક ત્રૈમાસિક બહાર પડે છે—એમાં અંગ્રેજી અને સંસ્કૃત બંને ભાષામાં લેખ આવે છે. આ ત્રૈમાસિક માટે ખાસ લખાએલા લેખ આ અંકમાં બહુ જોવામાં આવતા નથી, પણ સંસ્કૃત વિદ્યાને લગતાં, અન્ય સ્થળે થએલાં, પ્રતિષ્ઠિત ભાષણો થોડાંક પ્રસિદ્ધ કર્યાં છે એ ખરેખર જાળવી રાખવા જેવાં છે. આરંભમાં " The Study of Philsoophy " એ મથાળા નીચે, મિ. ઑટો રૉથફીલ્ડે અમલનેરમાં " The Indian Institute of Philosophy " ઉઘાડતી વખતે આપેલું ભાષણ છે. તત્વજ્ઞાનના એ પ્રેમી વિદ્વાને એ મહાવિષયની અનુષ્યને કેવી અગત્ય છે એ ટૂંકામાં, પણ બહુ નિશ્ચયથી અને સબળ દલીલ સાથે, જણાવ્યું છે. આજકાલના વખતમાં ચોતરફ 'સાયન્સ' સિવાય કોઈ પણ બીજી વિદ્યાની ઉપયોગિતા સામે જે પ્રશ્ન થવા લાગ્યા છે તેને અનુલક્ષીને મિ. રૉથફીલ્ડ કહે છે:—

" In India, luckily for India, this particular kind of idiot is so far much less common than he is in the West. Among many other cases which have given in India comparative immunity has been the old and venerated tradition of the संन्यासाश्रम, and the years consecrated to meditation upon the nature of God and the attainment of some approximate union with the thought that is the world. Yet the fool must be answered according to his folly, even in this continent."

મિ. રૉથફીલ્ડ આમ માત્ર પરપક્ષ ઉપર તિરસ્કાર બતાવીને અટકતા નથી; મજબૂત

દલીલ રજુ કરે છે. 'સાયન્સ' તે માત્ર ભાસમાન પદાર્થો વિષે જ બોલે છે, અને વસ્તુનું પરમાર્થ સ્વરૂપ તપાસવું એ કામ તો તત્ત્વજ્ઞાનનું જ છે—એ અપરા વિદ્યા અને પરા વિદ્યાનો ભેદ સામાન્ય-જનથી સમજાય એવો નથી, અને સમજાય તો પણ એના મન ઉપર એથી બહુ અસર થાય એમ નથી—અને તેથી એ દલીલ પડતી મૂકી, વ્યવહારમાં જે સુખ દુઃખાદિનો અનુભવ થાય છે એ અનુભવના સ્વીકારમાં જ શા શા મતો ગર્ભિત રહેલા છે એનું એ સૂચન કરે છે. અને એ શોધવાનું કામ તત્ત્વજ્ઞાનનું હોઈ તત્ત્વજ્ઞાન આપણા અનુભવનો અર્થ સંપૂર્ણ રીતે સમજવા માટે કેવું જરૂરનું છે એ મિ. રૅાથફીલ્ડ બતાવે છે. પણ આ મગજની શાસ્ત્રીય વિચારની જરૂર જ શી છે?—એમ કદાચ પૂછવામાં આવે: એના ઉત્તરમાં મિ. રૅાથફીલ્ડનું કહેવું સાંભળવા જેવું છે—

"It comes to this, then, as willy-nilly every human being has to use philosophy and philosophize, is it better for him to learn to use it well or to go on doing it badly? Should he be content to use ideas in a way he would be ashamed of using his hands or feet, or should he be prepared to spend as much effort in learning how to treat his mind as he does in learning how to treat his teeth or his stomach? If it were a question of hitting a ball at tennis or cricket there would be only one answer. The man who plays a game without trying to play it better is not only an irredeemable slacker but an unintelligent nuisance. But after all no one is obliged to play tennis or cricket. Every one is free to ignore it to stand aside to seek other recreations or to have none. But no one can help philosophizing. And all that is to be said is that, as this is the case, that person who refuses to learn how to think clearly and who declines to make the effort to clear his notions on the facts of life is a social nuisance who cannot be too severely repressed. When in addition to being ignorant, he is also proud of it, and exalts brutishness over spirituality he is not only a nuisance but a dangerous one."

તાત્પર્ય કે—જગતમાં કોઈ પણ કામ કંઈ ઢંગ વગર અનાડી રીતે કરવાનો અર્થ જ નથી. દરેક ધન્ધામાં બલ્કે રમતગમતમાં જેમ હાથપગ યોગ્ય રીતે વાપરતાં શીખવું જરૂરનું ગણાય છે, તેમ બુદ્ધિને પણ મનુષ્યજીવનનું ખરૂં સ્વરૂપ અને ખરો અર્થ સમજવા માટે વિચાર કરતાં શીખવવું એ જરૂરનું છે.

આ લેખના અન્ત ભાગમાં જે સિદ્ધાન્તનું દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે તે બહુ જ મનન કરવા લાયક છે. રૅાથફીલ્ડ કહે છે—

"Personally, I am inclined to believe, more perhaps as a matter of

faith than of reasoning, that in the analysis of beauty may be found the final synthesis of much that is obscure in the relations of will and knowledge, and that the absolute may better be conceived in the shape of the moving changing will for beauty than in any more or less static ideal of knowledge or intution."

આ સૂત્રાત્મક ઉદ્ગારમાં આપણી **શ્રી** કૃષ્ણચન્દ્રની ભક્તિનું રહસ્ય સમાએલું છે: ઉદ્ધવજીનું તત્ત્વજ્ઞાન ગોપિકાઓને કેમ અગ્રાહ્ય થાય છે એનો ભેદ સમજાય છે—આ સિદ્ધાન્તનું વિશેષ નિરૂપણ જોઈતું હોય તેને ચૈતન્યસંપ્રદાયના ગ્રન્થો અવલોકવા વિનંતિ છે જો કે એ સિદ્ધાન્તનું હૃદયભૂત તત્ત્વ તો રસરૂપ હોઈ કેવલ અનુભવગમ્ય જ છે.

તે પછી "The Intonation of Indian Music" એ વિષય ઉપર મી. ક્લેમન્ટસનો એક ગહન લેખ છે અને તે પછી Self Government in Ancient India એ વિષય ઉપર ગ. સા. પાવગી કેટલાંક પ્રાચીન પ્રમાણ રજુ કરે છે. એ કહે છે કે વેદકાળમાં ૧ **विदथ** એટલે Sacrificial Assembly, ૨ **समिति**The Village Community of elders, ૩ **सभा.** The Popular Assembly or the Congress of the Nation એવી ત્રણ જુદી જુદી સંસ્થાઓ હતી. અથર્વવેદમાં **सभा च मां समितिश्चावतां प्रजापतेर्दुहितरौ संविदाने** ( ૭–૧૨–૧ ) એમ સભા અને સમિતિનો ભેદ પાડ્યો છે. સભાનો અર્થ સાયણાચાર્ય એક સ્થળે **विदुषां समाजः** એવો કરે છે અને **समितिः संग्रामीणजनसभा** એવો કરે છે. **सभा**નું બીજું નામ **नरिष्टा** હતું અને એ શબ્દનો ખુલાસો કરતાં સાયણ લખે છે **बहवः संभूय यद्येकं वाक्यं वदेयुस्तद्धि न परैरतिलंध्यं अतोऽनतिलंध्यत्वान्नरिष्टेति नाम सभाया युज्यते.**

અર્થાત્ બહુ જણા એકઠા થઈ જે એક વાક્ય વદે તે બીજાઓએ ઉલ્લંઘવું નહીં. આ રીતે જે ઉલ્લંઘવા જોગ નહીં તે **न-रिष्टा, सभा.** યજુર્વેદ જોતાં જણાય છે કે સભામાં પ્રમુખ નીમવામાં આવતા અને સભામાં કરેલા પાપ માટે દેવની ક્ષમા પણ યાચવામાં આવતી.

પ્રાચીનકાળમાં હિન્દુસ્થાનમાં સ્થાનિક સ્વરાજ્ય હતું એ અત્યારે જાણીતી વાત છે છતાં જેઓ સ્થાનિક સ્વરાજ્યને પરદેશી છોડ કહે છે તેમણે મી. ઍન્સ્ટીના નીચેના શબ્દો ( જે પ્રથમ સર ફીરોજશાહે ઘણા વર્ષો ઉપર ટાંક્યા હતા ) વાંચવા જેવા છે.

"We are apt to forget in this country ( England ), when we talk of preparing people in the East by education and all that sort of thing, for Municipal Government and Parliamentary Government, that the East is

the parent of Municipalities Local Self-Government in the widest acceptation of the term is as old as the East itself No matter what may be the religion of the people who inhabit what we call the East, there is not a portion of the country from West to East, from North to South, which is not swarming with Municipalities; and not only so, but like to our Municipalities of old they are all bound together as in a species of network, so that you have ready-made to your hand, the frame of a great system of representation."

છેવટે વેદકાળના ગ્રન્થની આ લેખમાળા સમાપ્ત કરતાં મી. પાવગી મી. પોર્નેટના હિન્દુસ્થાનના ઇતિહાસમાંથી સાબિત કરે છે કે, જે વખતે ગ્રીસ અને ઇટલીમાં જંગલી જ વસ્તી હતી અને પિરામિડ્ઝ બંધાયા પણ ન હતા તે વખતે પ્રાચીન ભારતવર્ષમાં ગ્રામ્ય સંસ્થાઓ સ્વતંત્રતાથી ફરતી હતી. અને છેવટે સર હેન્રી મેઇનમાંથી ગ્રામ્ય પંચાયતને લગતો નીચેનો ઉતારો આપે છે.

"The Indian Village Community is a living, and not a dead institution......One singular proof of the variety of interests, and at the same time of the essentially representative character of the Village Council is constantly furnished, "... ..." there is great pressure from all sections of the community to be represented in it . . It is always viewed as a Representative body .. ...I have several times spoken of them as organised and self-acting They, in fact, include a nearly complete establishment of occupations and trades, for enabling them to continue their collective life, without assistance from any person or body external to them" (Village Communities, Edn. 1890. pp 12, 123-125

[ વસન્ત-ઑફિસ. ]

